પુસ્તક ૧૨ મું,
અંક ૧ લો.

જાન્યુઆરી
૧૯૩૭



# પુસ્તકાલય

835

તંત્રીઓ:
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી



લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ: રૂ. ૦-[illegible]-૦

વ્યવસ્થાપક:
ભાઈલાલભાઈ ખુશાલભાઈ પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| બારમું વર્ષ ... ... ... | 'તંત્રી સ્થાનેથી' ... ... | ૧ |
| નવા વર્ષના પ્રભાતે ... .... ... | વૃજલાલ દ. મહેતા ... ... | ૩ |
| સુસ્વાગતમ્ : સ્વાગત ગીત ( કાવ્ય ) ... | 'અલીન્દ્ર' ... ... ... | ૫ |
| શ્રીમંત તણે પ્રતાપે ( કાવ્ય )... ... | મણીશંકર ઉમીયાશંકર જોષી ... | ૫ |
| વ૦ પ્રાં૦ ૪થી પુ૦ પરિષદના સ્વાગત પ્ર૦નું ભાષણ | છગનલાલ ના. પુરાણી ... ... | ૬ |
| મ્હારા જન્મ દિવસે ... ... ... | 'નીલકણ્ઠ'... ... ... | ૮ |
| વ૦ પ્રાં૦ ૪થી પુ૦ પરિષદના પ્રમુખનું ભાષણ | રા. બ. ગો. હા. દેસાઈ ... | ૯ |
| ફરજીયાત પ્રાથમિક શિક્ષણ અને પુ૦ પ્રવૃત્તિ | ગોકળદાસ મ. શાહ ... ... | ૧૭ |
| વ૦ પ્રાં૦ ૪થી પુ૦ પરિષદમાં પસાર થયેલા ઠરાવો ... | ... ... ... | ૨૫ |
| " " ના પ્રતિનિધિઓની યાદી ... | ... ... ... | ૨૮ |
| " " ના સ્વાગત સભ્યોની યાદી ... | ... ... ... | ૩૦ |
| " " નો ઉત્પન્ન ખર્ચનો હિસાબ | ... ... ... | ૩૧ |
| મહાલ પુ૦ પરિષદો : પેટલાદ મહાલ ૩જી | છોટાભાઇ ખુ. પટેલ ... ... | ૩૨ |
| મ્હે પ્રાં૦ ૩જી પુ૦ પરિષદના સ્વાગત પ્રમુખનું ભાષણ | મહંતશ્રી સીતાશરણજી ... | ૩૬ |
| " " પ્રમુખનું ભાષણ | શ્રી શંકરરાવ કૃ. નાયમ્પલ્લી ... | ૪૦ |
| " " માં પસાર થયેલા ઠરાવો ... | ... ... ... | ૪૫ |
| ખાતાવહી ... ... ... ... | કૃષ્ણલાલ ર. ત્રિવેદી... ... | ૪૭ |
| પ્રાન્તિક પરિષદો : વ૦ પ્રાં૦ ૪થી પરિષદનો વૃત્તાંત | ના. નં. ચોકસી ... | ૫૦ |
| વાઘોડિઆનો શિક્ષણ વર્ગ : થોડાંક સંસ્મરણો | ઇશ્વરભાઇ ના. પટેલ ... | ૬૪ |
| બહુચરાજી પુ૦ પરિષદ ઉપર દૃષ્ટિપાત ... | દેવશંકર હિં. જોશી ... ... | ૬૫ |
| શિષ્ટવાચનની ૧૨મી પરીક્ષા માટે પુસ્તકો મેળવવાની યોજના | ... ... ... | ૬૭ |
| મહિલા પુસ્તકાલયો ... ... | મોતીભાઇ ન. અમીન ... | ૬૮ |
| ગુ૦ પુ૦ મંડળના બંધારણનો કાચો ખરડો... | ... ... ... | ૭૨ |
| નવીન ફાલ : સ્વીકાર ... ... ... | ... ... ... | ૭૬ |
| પુસ્તક પરિચય ... ... | ... ... ... | ૭૭ |
| પુસ્તકાલય નોંધ ... ... | ... ... ... | ૮૯ |
| પુસ્તકાલયોની તપાસણી ... | ... ... ... | ૯૨ |
| ૧૧ મી પરીક્ષાનું પરિણામ સહિત નિવેદન ... | ... ... ... | ૯૪ |
| સા૦ પુ૦ ની પુસ્તકપસંદગીના કામમાં સહાય આપવાની યોજના... | ... ... | ૧૦૮ |
| અમરેલી પ્રાંત ૨જી પુ. પરિષદ : પત્રિકા ... | ... ... ... | ૧૦૯ |
| માસિકો મળ્યા તારીખ ... ... | ... ... ... | ૧૧૦ |
| શું વાંચશો ?... ... ... | ... ... ... | ૧૧૧ |
| પુ૦ સ૦ સ૦ મંડળમાં વેચાવા આવેલાં નવાં પુસ્તકોની યાદી ... | ... ... | ૧૧૨ |
| સેં૦ લા૦ ખાતાની સૂચનાઓ : વાઘોડિયા પરિષદ વિષે ખુલાસો... | ... ... | ૧ |


---




પુસ્તક ૧૨ મું જાન્યુઆરી અંક ૧ લો

# બારમું વર્ષ

**પ્ર**સ્તુત અંક સાથે 'પુસ્તકાલય' પોતાના જીવનના બારમા વર્ષમા પ્રવેશે છે. એ પ્રસંગે ગત વર્ષનું સરવૈયુ કાઢવાના એના હમેશના શિરસ્તા મુજબ તપાસતા જણાય છે કે પૂરા થયેલા વર્ષમાં એણે 'પુસ્તકપરિચય' 'પુસ્તકાલય નોંધ' 'થોડુંક જાણવા જેવું' 'નવીન ફાલ' 'વાચનતરંગ' 'પુસ્તકાલયોની તપાસણી' 'શું વાચશો ?' 'માસિકો મળ્યાં તારીખ' 'વર્ગીકૃત નામાવલિની પૂરવણીઓ' 'વિચાર ચંક્રમણ' એ વગેરે એનાં વિશિષ્ટ અંગોનાં લખાણો ઉપરાંત ૨૭૧ જેટની વિવિધ વાચનસામગ્રી ૮૫૬ પૃષ્ઠોમા રજુ કરી છે. રજુ કરાયલી એ સામગ્રી સંખ્યા તેમજ ગુણની દૃષ્ટિએ આગલા કોઇ પણ વર્ષ કરતાં વધારે છે આ વધારો ગત વર્ષની શરૂઆતમાં ઉજવાયલા શ્રીમંત રાજપિતાના હીરકમહોત્સવ નિમિત્ત કાઢેલા ખાસ અંકને આભારી, અલબત્ત, ગણી શકાય.

પૂરા થયેલા વર્ષમા લેખકોની સંખ્યા પણ આગલા કોઇ પણ વર્ષ કરતાં વધારે છે – લેખકવૃન્દમાં વડોદરા રાજ્યના તેમજ પરહદના હિન્દુ, મુસ્લીમ, પારસી પુરૂષ, સ્ત્રી અને બાલ લેખકોનાં નામ જણાય છે: એ બીના 'પુસ્તકાલય'ના સંચાલકો માટે તેમજ મહાગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમા રસ ધરાવનારાઓ માટે ખરેખર સંતોષજનક ને આશાસ્પદ લેખાશે.

વાચનસામગ્રીમાં કાવ્યોનું પ્રમાણ વધારે પડતુ જણાય છે, તેનું કારણ એટલું જ કે અમારા તરફ આવતા લખાણોમાં એનુ પ્રમાણ એટલું તો મોટુ હોય છે કે એ બધાંને ઇન્સાફ આપવાનું તો શકય જ નથી. છતાં એના લખનારાઓને છેક નિરાશા ન અનુભવવી પડે ને પરિણામે પુસ્તકાલય પ્રવૃત્તિ સંબધી વાંચતા કે વિચારતા તેઓ સદંતર બંધ ન પડી જાય એટલા ખાતર તેમાથી થોડાંકને, ઘણેભાગે અધૂરા રહેતા પૃષ્ઠોમાં, સ્થાન આપવાની રીત અખત્યાર કરી છે આવા લેખકબધુઓને ગદ્ય લખાણોની દિશામા પણ પોતાની

કલમ અજમાવવાની ભલામણ કરીએ છીએ. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક વાર્તાઓ ને સંવાદો જ્યારે જ્યારે રજુ થયાં છે ત્યારે ત્યારે રસથી વંચાયાં છે. એ જોતાં લેખકબંધુઓ પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારકતા, પુસ્તકાલય વહિવટના સિદ્ધાંતો, શિષ્ટ–અશિષ્ટ વાચનના ભેદ ને પરિણામો ઇત્યાદિ બાબતોને વાર્તા વા સંવાદમાં ઘટાવવાને પોતાની શક્તિશાળી કલમને પ્રેરશે તો તે વધારે ઇચ્છવાયોગ્ય ને આદરપાત્ર થઇ પડશે.

પૂરા થયેલા વર્ષમાં પુસ્તકાલયે નાનાં મોટાં ૨૬૪ પુસ્તકોનો પરિચય આપ્યો છે. 'નવીનફાલ'નો વિભાગ પણ એકધારો ચાલુ રહ્યો છે ને એ ખાતે ૧૬૯ પુસ્તકો નોંધાયાં છે. છતાં એ કામે અમને ગુજરાતના તમામ લેખક પ્રકાશકોનો સંપૂર્ણ સહકાર હજી મળી શક્યો નથી એમ સખેદ નોંધ લેવી પડે છે. આશા રાખીએ છીએ કે અમારા એ વિભાગની ઉપયોગિતા ને આવશ્યકતા પિછાની ગુજરાત મહાગુજરાતના લેખક–પ્રકાશકો એ ખાતે અમને સંપૂર્ણ સહકાર આપવાનું સમુચિત સમજશે.

ગત વર્ષ દરમ્યાન, વિવિધ લેખસામગ્રી મોકલી આપીને તથા પુસ્તકપરિચયાદિ વિશિષ્ટ અંગોને નિભાવવાના કાર્યમાં જે જે સજ્જનોએ અમને સહકાર આપ્યો છે તે બધાંનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ : અને તેમાંય શ્રીયુત ભાઇ છોટાલાલ માનસિંગ કામદાર, શ્રીયુત ભાઇ નાનાલાલ કે. પટેલ, શ્રીયુત ભાઇ ગુલાબભાઇ પરાગજી દેસાઇ, શ્રીયુત રસુલભાઇ વહોરા, શ્રીયુત ભાઇ વૃજલાલ દ. મહેતા, શ્રીયુત કૃષ્ણલાલ ત્રિવેદી, શ્રીયુત ભાઇ 'રસેન્દુ'એ લગભગ એકધારો જે સહકાર આપ્યો છે તેની તો ખાસ નોંધ લઇએ છીએ. આશા છે કે ગત વર્ષના બધાજ લેખકો પોતાનો ભાવભર્યો સહકાર આ નવીન વર્ષમાં પણ એવો ને એવો જ ચાલુ રાખશે ને 'પુસ્તકાલય' નાં વિવિધ અંગોને નિભાવવામાં ને વિકસાવવામાં અને એ રીતે પુસ્તકાલયની પ્રતિષ્ઠા ઉત્તરોત્તર વધારતા રહેવામાં સહાયભૂત થશે. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક ને પોષક લેખો, નિબંધો, કાવ્યો, સંવાદો, વાર્તાઓ, નાટિકાઓ, અને અહેવાલો ઉપરાંત દેશ વિદેશના મશહૂર ગ્રંથપાલો અને સાહિત્ય સર્જકોના જીવનની આછી રૂપરેખાઓ પુસ્તકાલયનાં પૃષ્ઠો માટે સદાય આવકારપાત્ર ગણાશે.

શ્રીયુત મોતીભાઇ અમીન પુસ્તકાલય ખાતાની નોકરીમાંથી નિવૃત્ત થતાં પુસ્તકાલયનો એક અગત્યનો વિભાગ 'પ્રશ્નોત્તરી' ગત વર્ષ દરમ્યાન, સાવ સૂનો પડયો છે. પુસ્તકાલય ખાતાના નવા અધિકારી સાહેબો, ધારે તો, પુસ્તકાલયોના વહીવટી પ્રશ્નો પર યથેષ્ટ અજવાળું નાખનારી એ હારમાળાને હજી પણ લંબાવી શકે. એની ઉપયોગિતા ને આવશ્યકતા હજી જેમ ને તેમ ઉભી છે, કિંબહુના વધી છે. અને શ્રીયુત મોતીભાઇ અમીન સરકારી હોદ્દા પરથી નિવૃત્ત થયા છે એટલે ખાતાના વહિવટી પ્રશ્નોને હવે જો કે ન છેડી શકે એ વાત સાચી, તથાપિ પુ૦ સ૦ સ૦ મંડળ તેમજ રાજ્ય પુસ્તકાલય સંડળની કારોબારી સમિતિના પ્રમુખ ને મંત્રીના નાતાથી એ એ મંડળોની કાર્યવાહી સાથે સંબંધ ધરાવતા વિવિધ પ્રશ્નોની છણાવટ પ્રશ્નોત્તરી રૂપે કરે તો ખોટું નહિ, એમ માનીએ છીએ.

[ જુઓ પાન ૪ ]

# નવા વર્ષના પ્રભાતે

[ લેખકઃ—વૃજલાલ દ૦ મહેતા, ભલગામ ]

**વડોદરા** રાજ્યની અને રાજ્ય બહારની પુસ્તકાલય પ્રવૃત્તિની એકધારી સેવા કરનારૂં માસિકપત્ર ' પુસ્તકાલય ' આ જ અંકથી બારમા વર્ષમાં પ્રવેશ કરે છે.

પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનાર કોઈને પણ પુસ્તકાલય માસિકે બજાવેલી સેવાનો ખ્યાલ જરૂર હોય જ.

પુસ્તકાલય માસિક શરુઆતમાં ત્રિમાસિક હતું. તેમાંથી માસિક બન્યું અને તે પછીની આજ સુધીની તેની નિયમિતતાએ તેની ઉપયોગિતા અને જરૂરિયાતનો પુરાવો આપી દીધો છે. માસિક દર વર્ષે પ્રગતિ કરતું રહ્યું છે, એજ બતાવી આપે છે કે માસિકની પુસ્તકાલય પ્રવૃત્તિમાં કેટલી ઉપયોગિતા છે ? ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને અને ખાસ કરીને પુસ્તકાલયોના ગ્રંથપાલોને તો પુસ્તકાલય માસિક આશીર્વાદ સમાન છે.

માસિકનાં પાનાં ખોલો કે તમને તેમાંના વિવિધ વિભાગો દર્શન દેશે. પુસ્તકપરિચય, નવીન ફાલ, સ્વીકાર, પ્રવૃત્તિના વિવિધ હેવાલો, શિષ્ટવાચનની પરીક્ષાના હેવાલ અને જુદી જુદી યોજનાઓ, માસિકો મળ્યા તારીખ, શું વાંચશો ? ભલામણનાં પુસ્તકોની યાદી, ખાતાની સૂચનાઓ, વટહુકમો વગેરે વિભાગો તો માસિકનાં મહામૂલાં અંગો છે. ઉપરાંત પ્રવૃત્તિને અંગેનાં કાવ્યો વાર્તાઓ લેખો વગેરે સાહિત્ય તો જુદું.

આટલું વિવિધ વાચન, એકજ વિશિષ્ટ વિષયનું, નિયમિત દર માસે રજુ કરતું માસિક ગુજરાતી ભાષામાં બીજું એકેય નથી.

રાજ્યના પ્રત્યેક પુસ્તકાલયમાં આ માસિક જાય છે, ને રાજ્ય બહાર પણ તેનો સારો પ્રચાર છે. પુસ્તકાલય પ્રવૃત્તિને તથા પુસ્તકાલયના ગ્રંથપાલોને માસિક કેટલું ઉપયોગનું છે તેની સમજણ છે; છતાં કોઇ કોઇ વખતે તેના વાચનમાં આળસ રાખવામાં આવે છે, તે બરાબર ન કહેવાય. પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવતો કોઇ પણ ભાઇ આવી આળસ કેળવે તેના કરતાં પ્રવૃત્તિમાં જ રસ ન લ્યે તે વધારે સારૂં છે. અગિયાર અગિયાર વર્ષથી માસિકની ઉપયોગિતા વિષે જાણ્યા પછી પણ માસિકનું પાનું ઉઘાડવામાં આપણને આળસ આવે એ આપણા જીવનની કેટલી અનિયમિતતા સૂચવે છે ?

શિષ્ટ વાચનની પરીક્ષાની અરજી, શિક્ષણ વર્ગમાં હાજર રહેવાની અરજી. અને કેટલીક વખત ખાતા તરફથી કે રાજ્ય પુસ્તકાલય મંડળ અગર પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફથી કંઈ માહિતી માગવામાં આવેલી હોય ને કોઈ પુસ્તકાલયના મંત્રીભાઇ મળે ને તે સંબંધે કંઇ પૂછવામાં આવે ત્યારે ઘણું ખરૂં એવો જ જવાબ મળે કે 'ખબર નથીઃ કયારે માગણી આવી હતી ? અગર ક્યારે અરજી કરવાની છે ?' જવાબમાં કહેવામાં આવે કે ' અમુક માસના પુસ્તકાલયના અંકમાં તમે વાંચ્યું નથી ?' ત્યારે આશ્ચર્ય સાથે

ના પાડે અને કહે કે ' એ અંક વાંચ્યોજ નથી હવે જોઇ લઇશુ અને સૂચના પ્રમાણે અમલ કરીશુ ' આ વસ્તુસ્થિતિ આપણી આળસ બતાવે છે એવી આળસને વહેલામા વહેલી તકે છોડાય એજ પુસ્તકાલયોના કાર્યકરો માટે હિતાવહ ગણાય.

જો આપણે સાચા દિલથી પુસ્તકાલય પ્રવૃત્તિમા વિકાસ સાધવા માગતા હોઇએ સમાજને પુસ્તકાલય પ્રવૃત્તિ અચૂક લાભ આપનારી છે એમ આપણે માનતા હોઇએ તો કોઈ પણ ઉપાયે આળસ, પ્રમાદને છોડીને પછી જ પ્રવૃત્તિમાં ઝંપલાવવુ રહ્યુ.

પુસ્તકાલયજગતની કંઇ ને કંઇ નવીન વસ્તુ દર મહિને જે માસિક આપે છે, દુનિયાની પુસ્તકાલય પ્રવૃત્તિનો ખ્યાલ આપણને પ્રતિમાસે જે માસિક આપે છે તે માસિકના વાચનનો લાભ આપણે એક નજીવી આળસને લઇ કેમ જ ગૂમાવીએ ?

પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવતા પ્રત્યેક ભાઇ–બહેનને પુસ્તકાલયના આ નવા વર્ષે પ્રાર્થના કરવામા આવે છે કે માસિકના નવા વર્ષથી તેના વાચનમાં નિયમિત બનજો તેનો લાભ લેશો તો તમારામા પ્રવૃત્તિને અગેનુ નવુ જોમ આવશે

અને પ્રભુને પ્રાર્થના છે કે—**" પુસ્તકાલય પ્રવૃત્તિ સમી પવિત્ર પ્રવૃત્તિના વાજીંત્રરૂપ ' પુસ્તકાલય ' માસિક ઉપર આપના આશીર્વાદ હોજો કે તે વધુ ને વધુ સેવા બજાવે, ફાલે ફુલે ને ચિરંજીવી રહે ! "** આમીન !

[ અનુસંધાન પાન ૨ ]

જનરુચિ, શિષ્ટ ને હિતકર વાચન પ્રતિ વાળવી એ 'પુસ્તકાલય' નો એક ઉદ્દેશ છે. એની પૂર્તિ અર્થે પુસ્તકાલય'ના પૃષ્ઠોમાં શરૂ થયેલા 'વાચનતરંગ' ના વિભાગ ઉપરાત ચાલુ વર્ષથી 'વાચન નવનીત' નામનો એક નૂતન વિભાગ ઉમેરવાનુ ધાર્યુ છે. એમા વાચન દરમ્યાન વાચકોને ખાસ ગમેલા ને પ્રચારપાત્ર લાગેલાં વાક્યો, વચનો અને ફકરાનાં શબ્દશ અવતરણોને સ્થાન અપાશે આ યોજનામા લેખનકલા જેને સિદ્ધ નથી અગર લખવાનો જેને ખાસ અભ્યાસ નથી એવો હરકોઇ સહૃદયી વાચક પણ સુખે ભાગ લઇ શકશે શરત માત્ર એ રહેશે કે અમારા તરફ આવતાં અવતરણોમાથી અમને જેટલા યોગ્ય લાગશે તેટલા જ યથાવકાશે છપાશે અવતરણ મોકલનારાઓએ અવતરણ કયા પુસ્તકના કયા પૃષ્ઠનું છે તથા એ પુસ્તકનો લેખક કોણ છે તે અવશ્ય જણાવવુ જોઇશે આશા રાખીએ છીએ કે અમારી આ નૂતન યોજના શિષ્ટવાચનના પ્રચારમા મદદગાર ને ઉપકારક નીવડશે

અ તે, અમારા ચાલુ લેખકમંડળ ઉપરાત ગુજરાત મહાગુજરાતના અન્ય વિચારકો ને વિદ્વાનોને પણ પુસ્તકાલય પ્રવૃત્તિને હજી વધારે લોકપ્રિય ને કાર્યકર બનાવવાના અમારા પ્રયત્નમા સાથ આપવા માટે આગ્રહભરી વિનંતિ ગુજારીએ છીએ.

# सु–स्वागतम् ।

## : સ્વાગત ગીત :

મ્હેમાન ભલે પધારો,
સન્માનને સ્વીકારો રે, મ્હેમાન ભલે પધારો.

તત્ત્વ સત્ત્વને ગ્રહણ કરીને, ઉર આનંદે ભરશું,
ગાન ગુણનાં મૂકી દઈને, ગુણ ગ્રાહી અમે બનશું........મ્હેમાન૦

પુણ્ય પરિમલ મ્હેકે–બ્હેકે, કો વાડીના માળી,
શારદની વાડી વિકસાવો, કે શું છો વનમાળી?........મ્હેમાન૦

હસતા ચ્હેરા હાસ્ય વહાવે, હૃદય–નેણ હરખાતાં,
કમળે કમળો જોઇ વિકસતાં, સુરજ શું શરમાતા?........મ્હેમાન૦

સોનું, રૂપું, મણિ, રત્નોની, વિસાત શું તે કહેજો,
હૃદય–કમળ આ પુષ્પ પાંખડી, સ્વાગત અદકાં લેજો........મ્હેમાન૦



## श्रीमंत तणे प्रतापे

આનંદ સ્વતંત્ર વિલસે
સહકારના પ્રતાપે;
સહકાર સ્વતંત્ર વિલસે
વિશ્વાસના પ્રતાપે.

નીતિ સ્વતંત્ર વિલસે
એ જ્ઞાનના પ્રતાપે;
જ્ઞાને સ્વતંત્ર વિલસે
એ પુસ્તકો પ્રતાપે.

વિશ્વાસ સ્વતંત્ર વિલસે
એ સત તણે પ્રતાપે;
સત્ સ્વતંત્ર વિલસે
એ નીતિને પ્રતાપે.

પુસ્તક સ્વતંત્ર વિલસે
પુસ્તક નિધિ પ્રતાપે;
વાચન સ્વતંત્ર વિલસે
શ્રીમંત તણે પ્રતાપે.

મુ. તેગવા
તા. કરજણ } મણીશંકર ઉમીયાશંકર જોશી.



# વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ–વાઘોડીઆ.

## સ્વાગત પ્રમુખનું ભાષણ

પ્રતિનિધિ ભાઇઓ !

આજના આ પ્રસંગે વાઘોડીઆમાં આપ સૌને આવકાર આપતાં મને આનંદ થાય છે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને વિકસાવવાના ખરેખરો પ્રયત્ન સને ૧૯૨૫ની સાલમાં ગણદેવી મુકામે પહેલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મળી ત્યારથી શરૂ થયો છે. ખરેખર ! ગણદેવી પરિષદમાં વાઘોડીઆ મહાલના પ્રતિનિધિ તરીકે જ્યારે હું આવેલો ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે વાઘોડીઆ જેવા મહાલમાં આવી પુસ્તકાલય પરિષદ ભરાશે. આજે તો એ ભરવાનો સુયોગ પ્રાપ્ત થઈ આપ સૌનું સ્વાગત કરવાનું માન પણ વાઘોડીઆ મહાલના નાગરિકોએ મને આપ્યું છે તે માટે હું મારી જાતને ધન્ય માનું છું; અને તેમનો આભાર માનું છું.

વડોદરા રાજ્યની પૂર્વ સ્થિતિ તપાસીએ છીએ ત્યારે વાઘોડીઆ કઈ સ્થિતિમાં હતું અને છેલ્લાં ૫૦ વર્ષમાં કઇ સ્થિતિએ આવ્યું છે, તે જાણી શકાશે. સંવત ૧૯૨૪ સુધી સાવલી મહાલ વડોદરાના નવાબના તાબામાં હતો. તે વખતે આ ગામ પણ સાવલી મહાલના તાબાનું જ હતું. સંવત ૧૯૩૧–૩૨ માં રાજા સર. ટી. માધવરાવે સાવલી મહાલનાં ૩૬ ગામો જુદાં પાડી નવો જરોદ મહાલ બનાવ્યો. આ વાઘોડીઆ મહાલનું વાઘોડીઆ તે જરોદ મહાલના તાબાનું જ ગામ ગણાતું હતું. તે પછી સંવત ૧૯૪૬ની સાલમાં જરોદ મહાલના બે વિભાગ પાડી સાવલી અને વાઘોડીઆ એમ બે મહાલ બનાવ્યા. આ બે મહાલમાં પૂરતાં ગામો કરવા માટે વડોદરા મહાલનાં આમોદર, બાકરોલ, પીપળીઆ, રોપા, સીપોરટીંબી, સીકંદરપુરા, મસ્તુપુરા એ ગામો વાઘોડીઆ મહાલમાં અને ફાજલપુર, નંદેસરી, પોઇચા, રણોલી, આસોજ, પદમલા, સાંકરદા, આજોડ, મજુસર, સોખડા અને વાસણા એ ગામો સાવલી મહાલમાં ઉમેરવામાં આવ્યાં. આ પ્રમાણે જુના જરોદ મહાલને તોડી બે મહાલ કરવામાં આવ્યા. તે પૈકી વાઘોડીઆ મહાલમાં જુના જરોદ મહાલવાળાં ૫૦ ગામ, વડોદરા મહાલનાં ૭ ગામ અને ૯ નવાં વસેલાં ગામો મળી કુલ ૬૬ ગામો થયાં હતાં. તે પછી તો આજે લગભગ ૪૭ વર્ષ પછી નાનાં મોટાં ગામો મળી કુલ ૧૨૯ ગામો છે. જુના વખતનું વાઘોડીઆ અને આજનું વાઘોડીઆ એમાં ઘણો મોટો તફાવત પડી ગયો છે.

આ કસ્બામાં પ્રથમ પુસ્તકાલયની શરૂઆત સને ૧૮૯૩ની સાલમાં તે વખતના વહીવટદાર શ્રીમાન માધવરાવ નારાયણ ગડબોલે સાહેબે કરેલી. ગામના દસ–પંદર કેળવાયલા ગૃહસ્થો અને સરકારી નોકરોની મદદ વડે પુસ્તકાલય ઉભું કરી ચલાવતા હતા. તે પછી પેટલાદથી શરૂ થયેલ મિત્રમંડળ પુસ્તકાલયની યોજનાનો લાભ લઇ પુસ્તકાલય નીભાવી રાખવામાં આવેલું; અને છેવલે સને ૧૯૧૩ ની સાલમાં શ્રી હીરોજીરાવ નારાયણરાવ માને

વહીવટદાર સાહેબના વખતમાં કસ્બાના અને આખાય મહાલના ઉત્સાહી આગેવાનોએ સારું ભંડોળ એકઠું કરી વાઘોડીઆ કસ્બાનું સાર્વજનિક પુસ્તકાલયનું મકાન બંધાવ્યું. જણાવતાં અતિ આનંદ થાય છે કે મહાલનાં ગામોની પ્રજાએ આ મકાન બાંધવામાં મદદ કર્યા પછી આ મહાલનાં ગામોની પ્રજા પણ પુસ્તકાલયનો ઉપયોગ કરી જ્ઞાનવાળી થાય તેવા સઘળા પ્રયાસ આ પુસ્તકાલય દ્વારા થઈ રહ્યા છે. સને ૧૯૧૩ ની સાલમાં વાઘોડીઆ અને જરોદ આમ બેજ પુસ્તકાલય હતાં. તેને ઠેકાણે આજે ર૩ ગામોએ પુસ્તકાલયો સ્થાપી શકાયાં છે. આજે વાઘોડીઆમાં સમાજસેવા મંડળ, વ્યાયામમંદિર, કન્યાવ્યાયામમંદિર, વિદ્યાદાનની યોજના, વિદ્યોત્તેજક પુસ્તકાલય, અંગ્રેજી નિશાળ, બારીઆ-વસાવા વસતિગૃહ, ગ્રામસુધારણા સહકારી મંડળ આ બધી સંસ્થાઓની હયાતિ છે તે આ સાર્વજનિક પુસ્તકાલયને જ આભારી છે.

ખરેખર ! વડોદરા રાજ્યની ગાદી ઉપર વિદ્યમાન શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ આવ્યા ત્યારથી રાજ્યની પ્રજાને કેળવવા માટેના જે પ્રયાસો રાજ્યમાં થઇ રહ્યા છે તે વર્ણવી શકાય તેમ નથી જ. શ્રીમંત રાજપિતાની પુસ્તકાલય અને કેળવણીની પ્રવૃત્તિઓ આખાય દેશમાં અજોડ છે. અને એ રાજપિતાની અભિલાષા પાર પાડવા માટે જ રાજ્યના પુસ્તકાલય ખાતા દ્વારા આમજનતામાં જ્ઞાન ફેલાવવાના પ્રયત્નો થઇ રહ્યા છે.

આજે આપણે સૌ પ્રાંત પરિષદ રૂપમાં એકઠા મળ્યા છીએ તે એટલા જ માટે કે આપણા પ્રાંતના જનસમાજમાં જ્ઞાનનો ફેલાવો સહેલાઇથી અને જલ્દીથી શી રીતે થઇ શકે તેવા પ્રયત્નો વિચારીએ.

આજે તો રાજ્યમાં પુસ્તકાલય સહાયક સહકારી મંડળ ઉપરાંત રાજ્ય પુસ્તકાલય મંડળ, ચાર પ્રાંત પુસ્તકાલય મંડળો, બાવન મહાલ પુ. મંડળો અને ૧૭૫ જુથમંડળો ઉભાં કરી તે દ્વારા જ્ઞાન મેળવવા રસ્તા મોકળા બનાવાયા છે. પરંતુ હજુય આ મંડળો દ્વારા વધારે વેગથી જ્ઞાનનો ફેલાવો થાય તેવા પ્રયત્ન કરવા જોઇશે.

આજે તો કેટલાંય હજુ એવાં ગામો છે કે જ્યાં શાળાઓ હોવા છતાં પણ સ્થાનિક પુસ્તકાલયો બનાવી શકાયાં નથી. હજુ એવાંય પુસ્તકાલયો છે કે જ્યાં નિયમિત અંદાજપત્ર બનાવી સરકાર પંચાયત મદદ મેળવવામાં આવતી નથી. હજુ એવાંય કેટલાંક પુસ્તકાલયો છે કે જેમનાં પુસ્તકો અવ્યવસ્થિત પડેલાં હશે. એટલું જ નહિ પણ કેટલાંય એવાં પુસ્તકાલયો હશે કે જેનાં પુસ્તકોનો નહિ જેવોજ ઉપયોગ થતો હશેઃ આપણે તો એ બધાંને માટે એવા રસ્તા યોજવા જોઇશે કે જે ઉદ્દેશ શ્રીમંત રાજપિતાએ આ પુસ્તકાલય પ્રવૃત્તિ હાથ ધરી તેને વિકસાવી છે તે ઉદ્દેશ જલ્દી ફલિભૂત કરીએ.

ગૃહસ્થો ! આ પુસ્તકાલય પ્રવૃત્તિને કેવળ પ્રચારની જ જરૂર છે, એમ નથી; પરંતુ આર્થિક મદદની પણ તેટલી જ જરૂર રહે છે. સુધરેલા દેશોમાં ત્યાંની સુધરાઇઓ જ પુસ્તકાલયો નિભાવે છે; એટલુંજ નહિ પણ સુધરાઇઓની પુસ્તકાલયો નિભાવવાની ફરજ

મનાઇ છે. થોડે ઘણે અંશે આપણે ત્યાં પણ એ તત્ત્વનો સ્વીકાર થવા લાગ્યો છે, ને ગ્રામ પંચાયતો પણ પોતપોતાની હદમાં આવેલાં પુસ્તકાલયોને મદદ આપવા લાગી છે. પરંતુ જ્યાં સુધી સંપૂર્ણ રીતે એ તત્ત્વનો સ્વીકાર ન થાય, ત્યાં સુધી એ દિશામાં પ્રયત્ન ચાલુ રહેવાની જરૂર છે. ધનિકોએ પણ હવે ભૂલી જવાનું નથી કે આ ચાલુ જમાનામાં – કેળવણી યુગમાં, દાનની દિશા બદલવી જોઇએ. **सर्वेषामेवदानानां ज्ञानदानं विशिष्यते ॥** એટલે કે શાસ્ત્રની દષ્ટિએ, સમાજની દષ્ટિએ અને ઉપયોગિતાની દષ્ટિએ પણ પુસ્તકાલયને દાન આપવું એ જ શ્રેષ્ઠ અને જરૂરી ઠરે છે.

એ બધાય કરતાં કેળવાયલાંઓએ ભૂલી જવાનું નથી કે પુસ્તકાલયો ઉભાં કરવાં અને નિભાવવાં એ તેમની પહેલામાં પહેલી ફરજ છે. કારણકે જે વિદ્યાના જ્ઞાનનું દાન ગ્રહણ કરીને તમે જ્ઞાનવાન અને અધિકારસંપન્ન બન્યા છો, તે વિદ્યા અને જ્ઞાન બીજાઓને આપી જ્ઞાનવાન બનાવવાં એ તમારી પહેલામાં પહેલી અને મહત્ત્વની ફરજ છે.

પુસ્તકાલય – પ્રવૃત્તિ આપણે કેવી રીતે આગળ ધપાવી શકીએ અને એનો લાભ વધુમાંવધુ કેવી રીતે મેળવી શકીએ અને ભણેલાં તથા અભણ સૌ ભાઇ બ્હેનોને એ પ્રવૃત્તિનો સારામાં સારો લાભ કેવી રીતે અપાવી શકીએ તેને માટે આપણે વિચાર કરવો જોઇશે. એ દિશામાં શું અને કેમ કામ કરવું એનો નિર્ણય આપણે સૌએ શાન્તિપૂર્વક વિચાર કરી કરવો જોઇશે. અને એ માટે આ બે દિવસના કાર્યથી પુસ્તકાલય–પ્રવૃત્તિને આપણે વધુ વેગવાન અને પ્રગતિમાન બનાવી પરિષદની આ બેઠકને સફળતા પ્રાપ્ત થાય એવી શુભેચ્છા સાથે આપ સૌને વાઘોડીઆ મહાલ તરફથી આવકાર આપું છું.

આપ સૌનું જોઇએ તેટલી સારી રીતે અમો સ્વાગત કરી શક્યા નથી. તેથી આપના સુખ સગવડમાં અમારા તરફથી અનેક ખામીઓ–ત્રૂટિઓ રહી હશે, અમારી વ્યવસ્થામાં તથા સાધનોમાં અનેક ન્યૂનતાઓ જણાશે, પરંતુ એ સઘળું આપ સજ્જનો સહાનુભૂતિથી નિભાવી લેશો અને આ પરિષદનું કાર્ય નિર્વિઘ્ને પાર ઉતારી આભારી બનાવશો.

છેવટે, આજની બેઠક માટે પ્રમુખશ્રીની વરણી કરવા કૃપા કરશો–એવી આશા સાથે આ મહાલ વતી ફરી ફરી આપ સૌને આવકાર આપુ છું.

વાઘોડીઆ,
તા. ૨૦–૧૨–૩૬.

છગનલાલ નારણજી પુરાણી.

## ત્હારા જન્મ દિવસે

( મન્દાક્રાન્તા )

જેવી રીતે જનકગૃહથી ઉતરેલી સરિતા,
ધીમે ધીમે નીજ વહનમાં સોતબાહુલ્ય સાધે;
તેવી રીતે તુજ જીવનનું વ્હેણુ પામે વડાઇ;
ઇચ્છું ત્હારા નૂતન વરસે. ઇત્યલમ્ ૐ અધુના.

તા. ૫–૧–૩૭

—नीलकण्ठ.

## વડોદરા પ્રાંત ચોથી પુ૦ પરિષદ-વાઘોડિયા



પ્રમુખશ્રી
રા૦ બ૦ ગોવિંદભાઇ હા. દેસાઇ
મોટરમાંથી ઉતરતા.




પ્રમુખશ્રી રા૦ બ૦ ગોવિંદભાઇ હા. દેસાઇ ( પરિષદની બેઠકમાં. )

# વડોદરા પ્રાન્ત ચોથી પુસ્તકાલય પરિષદ, વાઘોડીઆ

# પ્રમુખનું ભાષણ

**સન્નારીઓ ને સદ્ગૃહસ્થો !**

**આભાર**

**વડોદરા** પ્રાન્તની ૪થી પુસ્તકાલય પરિષદના પ્રમુખપદે આપ સૌએ મારી પસંદગી કરી છે તે બદલ હું આપ સૌ પુસ્તકાલયપ્રેમીઓનો આભાર માનું છું. પરંતુ હું ધારૂં છું કે એ સ્થાન પર આપણા પ્રાંત પૈકી જ પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિમાં અગ્રેસર રસ લેતા કોઇ વધારે યોગ્ય ઇસમને ચુંટ્યા હોત તો વધારે સારૂં કહેવાત. મારો આ અભિપ્રાય મેં, મને આમંત્રણ આપવા આવેલા ગૃહસ્થો આગળ, તેજ વખતે જાહેર કર્યો હતો. પરંતુ એ ગૃહસ્થોનો તેમજ તમારા પ્રાંત મંડળના મંત્રીઓનો મારે માટે જ આગ્રહ હોવાથી મારે આ પદ ના છૂટકે સ્વીકારવું પડયું છે. આપે મૂકેલા વિશ્વાસ બદલ ને આપેલા માન બદલ હું આપનો ફરી ઉપકાર માનું છું.

**શ્રીમંતના ઉદ્ગાર**

૨. "પુસ્તકાલયનો લાભ થોડા અંગ્રેજી ભણેલાં જ લેઇ શકે એવી હદ ન રહેવી જોઇએ; એનો લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઈ શકે એજ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ, અને તેટલા સારૂ માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ અપાવું જોઇએ. એ હેતુથી પ્રેરાઇ મેં રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરી છે અને તેના પ્રચાર માટે જે યોજના ઘડાવી અમલમાં મૂકાવી છે, તેનો સંપૂર્ણ લાભ મારી સકળ પ્રજાને મળે એટલા માટે શિક્ષિત ને સમજુ પ્રજાવર્ગે પણ પોતાની શક્તિ અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે."

**રા. પુ. મંડળની સ્થાપના**

૩. પ્રજાવત્સલ શ્રીમંત રાજપિતાએ વર્ષો અગાઉ જાહેર કરેલા આ વિચારને મૂર્તિમંત કરી દેખાડવાની શુભ નિષ્ઠાથી પુસ્તકાલય ખાતાના ઉપરી મર્હુમ મી૦ ન્યુટન મોહન દત્ત તથા તેમના મદદનીશ શ્રીયુત મોતીભાઇ ન. અમીન એમની પ્રેરણા અને પૂરા સહકારથી પુસ્તકાલય પ્રવૃત્તિમાં સક્રિય રસ લેતા રાજ્યના કેટલાક કાર્યકર્તાઓએ સન ૧૯૨૪–૨૫ માં વ૦ રા૦ પુસ્તકાલય મંડળ રચ્યું અને પાટણમાં મળેલી પાંચમી રાજ્ય પુસ્તકાલય પરિષદે તેનું બંધારણ ઘડી કાઢયું. તેને અનુસરીને રાજ્ય પુ૦ મંડળનું કામ સારી ને સંતોષકારક રીતે ચાલે છે.

**રા. પુ. મંડળના ઉદ્દેશ**

૪. રાજ્યના ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી ને તેમને સુવ્યવસ્થિત બનાવવાં, પુસ્તકાલય વિનાનાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો, પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધી પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ કરવી, પ્રજામાં

વાચનનો શોખ કેળવવો ને ફેલાવવો, પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રગટ કરવું, શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો, પુસ્તકાલયનું વહિવટી કામ શીખવવા તાલીમવર્ગો ભરવા યા સરકાર તરફે ભરાય તેમાં મદદ કરવી, ખાતાના સહકાર ને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો ને તપાસણીનું કામ કરવું કરાવવું: આજ ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના મુખ્યત્વે છે. તેને યોગ્ય રીતે પાર પાડવા માટે મંડળે પ્રાંત, મહાલ અને જૂથ મંડળો રચ્યાં છે, ને તેમને પોતપોતાના વિસ્તાર પૂરતી જવાબદારી સોંપી છે. રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશો પાર પાડવાનો આધાર આ પેટામંડળોની કાર્યદક્ષતા ને ક્રિયાશીલતા ઉપર જ મુખ્યત્વે રહે છે. એટલે આપણા વડોદરા પ્રાંતે એ દિશામાં શું કર્યું છે ને શું કરવાનું છે તેની સમીક્ષા અત્રે અસ્થાને નહિ જ ગણાય.

**વડોદરા પ્રાન્તની પરિસ્થિતિ**

૫. વડોદરા પ્રાંતમાં કુલ ૮૫૪ ગામો છે; જેમાંનાં ૫૩૧ શાળાવાળાં છે. 'શાળા ત્યાં પુસ્તકાલય' ની શ્રીમંત સરકારે જાહેર કરેલી નીતિની દૃષ્ટિએ જોઇએ તો શાળાવાળાં ૫૩૧ ગામોમાંથી ૪૩૫ ગામોએ આજની સ્થિતિએ પુસ્તકાલયો સ્થપાઇ ચૂકયાં છે. અને હજી ૯૬ ગામો શાળાવાળાં છતાં પુસ્તકાલય વિનાનાં છે. અલબત્ત, આ ગામોએ પુસ્તકાલયપેટી સાથેનાં વાચનાલયો દ્વારા પુસ્તકાલય પ્રવૃત્તિનો સંદેશો પહોંચાડવાની દક્ષતા તો શ્રી મોતીભાઈએ પોતાના હોદ્દા પરથી નિવૃત્ત થતાં થતાં દેખાડેલી છે. પણ વાચનાલયોની સ્થિરતાં હમેશાં શકમંદ જ ગણાય. તેથી જ્યાં માત્ર વાચનાલયો જ અત્યારે છે તેવાં ગામોને પણ પુસ્તકાલયોનો લાભ મેળવી આપવાની ફરજ પ્રાંતના કાર્યકરોએ કાળજીપૂર્વક બજાવવાની છે. શ્રીમંત સરકારની દરસાલ ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની નીતિ ચાલુ સાલે પણ અમલમાં મૂકાવાની છે એવી સૂચના ખાતા તરફથી ચાલુ માસમાં જ પ્રસિદ્ધ થયેલી છે. એટલે ખાતું પણ એ દિશામાં પૂર્વવત્ જાગૃત ને ઉત્સુક છે, એ વાત નિર્વિવાદ છે. તો પછી વહેંતા પ્રવાહે લાભ લેવા—લેવડાવવામાં થતો પ્રમાદ કે નિષ્કાળજી, બહુધા સૂકાઈ જતાં પાછળથી પસ્તાવાના કારણરૂપ ન બને તે જોવાનું છે. આશા છે કે આ બાબતમાં પ્રાંત મંડળ મહાલ મંડળોને, અને મહાલ મંડળો જૂથ મંડળોને હલાવશે અને તે તે ગામોમાં ઘટતું પ્રચારકાર્ય કરી ગામના આગેવાનોને સમજુ ને શિક્ષિત લોકોને હાથ પર લઇ, જરૂર પડે તો બીજા ખાતાઓના અધિકારીઓનો સહકાર સાધીને પણ, વહેલામાં વહેલી તકે પુસ્તકાલય રૂપી પરબો બેસાડવા શક્ય તે બધાજ પ્રયત્નો તેઓ કરી છૂટશે, એવી મને શ્રદ્ધા છે.

**પુ૦ પ્રવૃત્તિનો હેતુ સર્વાંગે પાર પડેલો ક્યારે ગણાય?**

૬. પુસ્તકાલય પ્રવૃત્તિની આવશ્યકતા ને તેનાથી થતા ફાયદા વિષે તો બધા પ્રકારની પરિષદોમાં ઘણું ઘણું કહેવાઇ ગયું છે ને હજીયે કહેવાશે. પુસ્તકાલય પ્રવૃત્તિની અગત્ય તો હવે સૌ કોઇ સમજવા લાગ્યું છે. એટલે તે સંબંધમાં હું આજે ખાસ કંઇ નહિ બોલું. પણ એક વાત ખાસ ભાર દઇને કહેવાની મને જરૂર જણાય છે, ને તે એ કે ઠેક ઠેકાણે પુસ્તકાલયો ઉઘાડવામાં આવે, ને તેમાંજ પુસ્તકો, પત્રો વગેરે સાધનો પૂરતા પ્રમાણમાં હોય, તથાપિ જ્યાંસુધી તે વિસ્તારમાં અભણનાનું

અસ્તિત્વ હોય, ત્યાંસુધી પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉદ્દેશ પૂરેપૂરો બર આવ્યો લેખાય નહિ. માત્ર ભણેલાંઓને માટે જ પુસ્તકાલયની સંસ્થા છે એમ સમજવું નહિ. જેઓ ભણ્યાં નથી ને કેળવણીના સંસ્કાર પામ્યાં નથી તેવાંઓને પણ તેનો લાભ મળતો થાય, અને તેવી અભણ પ્રજા પણ તે લાભ લેવાને ઉત્સુક બને એવી યોજના ને તજવીજ થાય ત્યારેજ પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉદ્દેશ સર્વાંશે પાર પડ્યો ગણાય.

**અભણતા – નિવારણ માટે.**

૭. આપણા કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબે પ્રાથમિક કેળવણી ત્રીસ વર્ષ ઉપરાંતની મુદતથી રાજ્યભરમાં ફરજીયાત ને મફત બનાવી છે. એ લાંબી મુદત દરમ્યાન શ્રીમંત સરકારની શુભ ઇચ્છાને પાર પાડવાને પ્રજા તેમજ પંચાયતોએ ઉમંગ ને ઉત્સાહભર્યો રસ લીધો હોત, તો અત્યારે રાજ્યમાં પાંચ ને બહુ તો સાત વર્ષની અંદરનો વર્ગ અભણ રહ્યો જ ન હોત. પરંતુ અફસોસની વાત છે કે રાજ્યની લગભગ પચીસ લાખની વસ્તીમાંથી શુમારે ૪૩૪૭૩૪ મનુષ્યો જ ભણેલાં હોવાનું સન ૧૯૩૧નો છેલ્લો સેન્સસ રિપોર્ટ કહે છે. એટલે કે એકંદર વસ્તીનો ⅙ ભાગ જ ભણેલો છે ને ⅚ ભાગ એટલે સેંકડે ૮૨ જણ અભણ છે. તેમાં વળી સ્ત્રી-પુરૂષોની સંખ્યા જુદી જુદી વિચારાય તો તો સેંકડે પાંચ જ ટકા સ્ત્રીઓ ભણેલી જણાશે ને સેંકડે ૯૫ ટકા સ્ત્રીઓ હજી કેવળ નિરક્ષર છે. આ તો હજી શહેર તેમજ ગ્રામ વિભાગનો એકત્ર વિચાર થયો; ગ્રામ વિસ્તારની સંખ્યા જુદી વિચારીએ તો તો એથીય વધુ પ્રમાણમાં અભણતા વ્યાપી રહેલી જણાશે. ત્રીસ ત્રીસ વર્ષના સતત પ્રયાસ છતાં ઉભી રહેલી આ સ્થિતિ ખરેખાત દુઃખજનક છે. આના નિવારણ માટે શાળા તેમજ પુસ્તકાલય એ ઉભય ખાતાંઓએ હજી વધારે જોસદાર પ્રયત્ન કરવા જોઇશે. પુસ્તકાલય પ્રવૃત્તિનો ખરો ઉદ્દેશ જ એ છે, ભણેલો વર્ગ મ્હાવરાને અભાવે પાછો અભણતાનો ભોગ ન બને એટલા ખાતર જ પુસ્તકાલય પ્રવૃત્તિના મંડાણ છે. અને આપણે ઉપર જે આંકડા અભણતાના જોયા તેમાં ભણીને ભૂલી ગયેલાંનો સમાવેશ પણ, અલબત્ત, મોટે ભાગે થતો હશે. માટે પુસ્તકાલય ઉઘાડવાનો ઉદ્દેશ યથાવત્ પાર પાડવો હોય તો ભણીને ઉઠી ગયેલ જનતાના સંસ્કાર સુવાચન દ્વારા તાજા રાખવા ને પોષવા એ પુસ્તકાલય માત્રનું પરમ કર્તવ્ય છે. અક્ષરજ્ઞાન આપવાની જવાબદારી શાળાખાતાની છે ને તેને ટકાવી રાખવાની ફરજ પુસ્તકાલય સંસ્થાની છે. 'વસ્તીના સોએ સો ટકા જ્યાં સુધી અક્ષરજ્ઞાનયુક્ત ન બને ત્યાં સુધી આજની દુઃખદ સ્થિતિનું નિવારણ દોહ્યલું છે.

**જાપાનનો દાખલો.**

૮. સંસ્કારવાંચ્છુ પરદેશી રાજ્યો આ બાબતમાં શું ને કેમ કરી રહ્યાં છે તે આ સ્થળે વિચારવું યોગ્ય ગણાશે. જાપાનનો દાખલો લઇએ. સદી પહેલાં જાપાનની સ્થિતિ આપણા કરતાં બહુ સારી નહોતી જ. પણ છેલ્લાં ૬૦–૭૦ વર્ષમાં જાપાને જે પ્રગતિ સાધી છે તે જોઇ જાણી આપણે તાજુબ થઇએ છીએ. પોતાની ઉન્નતિ સાધવાને જાપાને જે સાધનો વાપર્યાં છે, તે વાપરવાથી આપણે પણ તેવી ઉન્નતિ કરી શકીએ. અને આને માટે આપણી સરકારે તો સવડ પણ કરી દીધી છે. માત્ર તેનો અમલ સાચા દીલથી ને સેવાભાવથી થવાની જરૂર છે. અમલદાર વર્ગે તેમજ પ્રજાના આગેવાનોએ જાપાનની પેઠે જાગ્રત બની જવાની

જરૂર છે. એને માટે નિશ્ચય જોઇએ. એવા નિશ્ચયથી કામ લેવાનું જોઇએ કે આપણા રાજ્યમાં એક પણ અભણ આદમી ન રહેવું જોઇએ. જાપાની પ્રજા ભારે રાષ્ટ્રાભિમાની છે–આમવર્ગ તેમજ અમલદારવર્ગ. આપણે ત્યાં પણ એ જ પ્રકારનું રાષ્ટ્રાભિમાન બલ્કે રાજ્યાભિમાન કેળવાનું જોઇએ. અભણતાના હાઉને પડકારી તેના નિવારણ માટે પાંચ કે દશ વર્ષની યોજના ધડાઇ મક્કમ રીતે અમલમાં મૂકાવી જોઇએ. એમ થશે ત્યારે જ જાપાનમાં જેમ પાંચ વર્ષની અંદર સિવાયની કોઇ પણ વ્યક્તિ અભણ મળી આવવી દુર્લભ છે, તેમ આપણે ત્યાં પણ પાંચ સાત વર્ષની અંદરના અને ફરજીયાત વયની હેઠળના વર્ગ સિવાય સો એ સો ટકા સ્ત્રી પુરૂષો ભણેલાં મેળવવાનું સદ્‌ભાગ્ય સાંપડશે. જાપાનના લોકોએ દેશવ્યાપી ભણતરના પ્રતાપે જ પોતાના હાનિકારક જુના રિતરિવાજોની અટપટી જાળમાંથી મુક્ત થઇ દેશને સંગઠિત બનાવ્યો છે. તેમણે રાજ્યના આશ્રય ને ઉત્તેજનથી દેશભરમાં આર્થિક તેમજ નૈતિક સુધારણા દાખલ કરેલી છે; સામાજિક તેમ ધાર્મિક સુધારા દાખલ કર્યા છે. દેશના જુના રિવાજોમાં જેટલા સારા ને સંસ્કારી હતા તે જારી રાખ્યા છે ને જેટલા હાનિકારક હતા તે તમામને તિલાંજલિ દઇ દીધી છે. એટલું જ નહિ પણ સેંકડો યુવાન–યુવતીઓને યુરોપાદિ દેશ દેશાંતરમાં અભ્યાસાર્થે મોકલી તથા દેશદેશાંતરના નિષ્ણાતોને પોતાને ત્યાં સલાહ ને મદદ માટે નોતરી બલ્કે ભારે પગારથી રોકી પાશ્ચિમાત્ય સંસ્કૃતિને શાસ્ત્રોમાંથી જે કંઇ ઉપયોગી ને આવશ્યક હતું તે બધું અપનાવી લીધું છે ને હજીય તેમ કર્યે જાય છે. જાપાનીઓએ પરદેશીઓનું અનુકરણ કર્યું છે, પણ તે આંધળું ને અવિચારી નથી કર્યું. જાપાનની આર્થિક સ્થિતિ પ્રથમ આપણા જેવી જ, બલ્કે આપણાથીય ઉતરતી હતી, છતાં પણ નૈતિક હિંમત રાખી સુધારાનું કામ તેમણે આદર્યું અને દેશદાઝ, અન્યોન્ય સહકાર, સંપ ને રાજ્યાશ્રયથી પોતાની ઉન્નતિ માટે અલ્પ અવધિમાં અજબ જેવું કામ કરી દેખાડયું. તેને પરિણામે જ આપણા જેવો તેમનો ખેતીપ્રધાન દેશ આજે જગતના આગળ પડતા ઉદ્યોગપ્રધાન દેશોની હરોળમાં ઉભી તેમને પડકારી રહ્યો છે. કૂદકે ને ભૂસકે વધતા જતા જાપાની ઉદ્યોગવિકાસથી જગત આજે ચકિત બની ગયું છે–રે ! બ્હી રહ્યું છે.

**પ્રાથમિક શિક્ષણના જ પ્રતાપે**

૯. મારા મિત્ર શ્રીયુત મણિભાઇ બાલાભાઇ નાણાવટી કે જેઓ થોડા વખત પરજ જાપાનના પ્રવાસેથી પાછા ફરેલા છે, ને જેમણે ત્યાં સ્વચક્ષુએ જોયેલી પ્રગતિ વિષે વ્યાખ્યાનોની હારમાળા બક્ષી છે, તેમાં એ વાત પર ખાસ ભાર મૂકયો છે કે જાપાનીઓને પ્રાથમિક શાળામાં જે શિક્ષણ આપવામાં આવે છે તે શિક્ષણના પ્રતાપે જ એ પ્રજાની આટલી ઉન્નતિ શકય બની છે. એ પદ્ધતિ એટલી બધી સારી છે કે તેનાથી જ જાપાની પ્રજાના ઉમદા ચારિત્ર્યનો પાયો નંખાય છે. ત્યાં જે ગુણો પ્રાથમિક શાળામાં ઘડાય છે તે જીવનભર તેમને મદદગાર થઇ પડી તેમના જીવનનો વિકાસ સાધે છે. શિક્ષણનું ધ્યેય શું છે એ નક્કી કરી ઉછરતી પ્રજાનું ધ્યાન તે તરફ ખાસ રીતે ખેંચાય અને તેનાં તત્ત્વો બાળકોના કુમળાં મગજ પર હમેશને માટે ઠસી રહે એટલા માટે એક શાહી ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો છે, ને તે દેશભરની દરેક શાળામાં દરરોજ નિયમિત સમયે વંચાય છે, કે જેથી કરી રાષ્ટ્રીય આશય બાળકોના દીલમાં તાજો ને તાજો જ રહે.

૧૦. ઢંઢેરો મજકુર નીચે પ્રમાણે છે:—

શાહી ઢંઢેરો

" ભાવિ પ્રજાજનો ! તમારાં માબાપ તરફ ભક્તિભાવ રાખજો: તેમના પ્રત્યે માયાળુ થજો: પતિપત્ની તરીકે એક દીલથી સંપીને રહેજો: મિત્રો પ્રત્યે એકનિષ્ઠા રાખજો: વિનયી ને વિવેકી થજો: સર્વ સાથે ભલાઈ રાખજો: જ્ઞાનનો સંચય કરજો: અને એ રીતે તમારામાં બુદ્ધિશક્તિ તથા સદાચારનું બળ કેળવજો. તમારા દેશબંધુઓનું હિત હૈડે ધરી તેમના કલ્યાણ માટે યથાશક્તિ તજવીજ કરતાં રહેજો: તમારા રાજ્યના કાયદા તથા રાજ્યબંધારણનું વફાદારીથી પાલન કરજો: તમારા રાજપિતાની વફાદાર ને ભલી પ્રજા બનજો; અને વિપત્તિ વેળાએ રાજ્યને માટે પ્રાણ આપવા તૈયાર રહેજો ! "

જે દેશમાં, ઉપર પ્રમાણે બાળકોનાં મગજ પર નીતિવચનો રોજના રોજ અચૂકપણે ઠસાવવામાં આવે તે દેશની—તે રાષ્ટ્રની ઉન્નતિ થયા વગર કેમ જ રહે ?

આશા છે કે આપણા રાજ્યમાં પણ એવા પ્રકારની શિસ્ત દાખલ કરવા આપણું શાળાખાતું જરૂરી ધોરણ વિચારી કાઢશે.

નાબુદ કરો હાનિકારક રીત રિવાજો

૧૧. આ સિવાય આ પ્રસંગે મારે કંઇ વિશેષ નવીન કહેવાનું નથી. પરંતુ સન ૧૯૩૪માં રાજ્યની છઠ્ઠી પુસ્તકાલય પરિષદ વડોદરા શહેરમાં મળી હતી, તે વખતે તેના સ્વાગતાધ્યક્ષ તરીકે મેં જે કેટલાક ઉદ્દગાર કાઢયા હતા તેનું આ સ્થળે પુનરાવર્તન કરવાનું ઉચિત ગણું છું; કારણ કે મારી એવી માન્યતા છે કે જ્યાંસુધી આપણા દેશમાંથી હાનિકારક ખોટા રિવાજો ને વહેમી વિચારો નાબુદ નહિ થાય, ત્યાંસુધી પ્રજાને કેળવણી આપવાને સંખ્યાબંધ નિશાળો ઉઘાડવાનો અને મળેલી કેળવણીના સંસ્કાર લુપ્તપ્રાય ન બની જાય તે માટે ઠામ ઠામ પુસ્તકાલયોના ચોકી પહેરા બેસાડવાનો શ્રીમંત સરકારનો સ્તુત્ય હેતુ બર નહિ આવે, નહિ આવે.

ગરીબાઇનું બ્હાનું

૧૨. આપણે અહિં કેળવણી કે પુસ્તકાલય જેવી લોકોપકારક પ્રવૃત્તિને માટે પૈસાની જરૂર પડે છે ત્યારે ગરીબાઇનું બ્હાનું આગળ ધરવામાં આવે છે. આપણો દેશ ગરીબ છે અને આપણી જણદીઠ સરેરાશ ઉપજ ઈંગ્લાંડ, યુનાઇટેડ સ્ટેટ્સ વગેરે જેવા દેશોના મુકાબલે ઘણી થોડી છે એ વાત ખરી છે; પણ એ ગરીબાઇ દૂર કરવાને બદલે તેમાં વધારો થાય એવાં મૂર્ખાઇભરેલાં કામ આપણે અહિં થાય છે. જેનાં સારાં ફળ નીપજે એવા વિદ્યાદાનમાં પૈસા આપવાને આપણા લોકોને ગરીબાઇ નડે છે, પણ જેથી આળસ, દુરાચાર અને લુચ્ચાઇ વધે એવાં ખોટાં દાન ભિખારીઓ, વેશધારી સાધુઓ અને પરલોકમાં લાખ' ઘણું પામવાની ખોટી આશા આપનારા ધુતારાઓને આપવામાં ગરીબાઇ નડતી નથી. વ્હાલાં માબાપ કે બીજાં સગાં સાગવાંની બિમારી વખતે તેમની યોગ્ય સારવાર કરવામાં ગરીબાઇ નડે છે પણ તેમનાં

મુઆ પછી મોટાં કારજો કરવામાં નડતી નથી. ગરીબ ગણાતો કોઇ દેશ પોતાની પાસેના જુજ દ્રવ્યનો ખોટો ઉપયોગ કરવામાં ૧લો નંબર ભોગવતો હોય અને પોતાની ઉન્નતિ થાય એવાં કામોમાં ખર્ચવાને છેલ્લો નંબર ભોગવતો હોય, તો તે આપણોજ દેશ છે.

**ખોટાં ખર્ચ.**

૧૩. પ્રભુએ સર્જેલાં સર્વ પ્રાણીના નિર્વાહ માટે તજવીજ કરેલી છે અને મહેનત કરતાં સર્વને તે મળી રહે છે. એમ છતાં કીડી, કબૂતર, કુતરાં વગેરેને માટે તેણે કંઇ તજવીજ કરી ન હોય તેમ આપણા લોકોએ તેમના નિભાવ માટે ગામે ગામ ધર્માદા જમીનો રાખેલી હોય છે અને તેનું ઉત્પન્ન તેમને દાણા નાખવામાં અથવા રોટલા અને શીરો કરી ખવડાવવામાં વપરાય છે. સાધુઓને વેશે ફરતા ઢોંગીઓને માટે સદાવ્રતો ચલાવવામાં લખ્ખો રૂપિયાની રકમો રોકાયેલી છે. આ પૈકી કેટલાંક નાણાં તો ઉચાપત થઇ જાય છે; તેનો કંઇ હિસાબ રખાતો નથી અને કોઇ માગતું પણ નથી. ખ્રિસ્તી ધર્મના અનુયાયીઓ ધર્માદા તરીકે જે રકમો આપે છે, તેમાંથી માત્ર નિભાવ જેટલી રકમ ધર્મગુરૂઓને અપાઇ બાકીનીનો ઉપયોગ કેળવણી ખાતાં, દવાખાનાં અને એવી જ બીજી સમાજને ઉપયોગી સંસ્થાઓ ચલાવવામાં થાય છે; ત્યારે આપણે ત્યાં સંતતિ વગરના ધનાઢ્ય લોકો પોતાની હયાતીમાં જ અગર વસીયતનામું કરી પોતાની સ્થાવર જંગમ મિલકત ઠાઠમાઠથી રહેનાર અને મોજમજાહ ઉડાવનાર પોતાના ધર્મગુરૂને અર્પણ કરી દે છે, અગર પોતાની પાછળ ન્યાતો કરવામાં, લહાણી કરવામાં, અગર તેવાં બીજાં બિનજરૂરી કામોમાં ખર્ચાવી નાખે છે; તેને બદલે આજના સમયમાં જનસમાજનું ખરૂં કલ્યાણ કરનારી, પુસ્તકાલય, શાળા કે દવાખાનાની સંસ્થા ઉઘાડવા કે ચાલુ હોય તેને મદદ કરવાને આપતા હોય તો તેમના ધનનો સદુપયોગ થાય એટલું જ નહિ પણ તેમનું નામ પણ અમર રહે ને પરિણામે કોઇ ગામ ભાગ્યેજ એવું રહે કે જ્યાં સારૂં અને સગવડવાળા મકાન સાથેનું દૈનિકો, માસિકો અને ઉપયોગી પુસ્તકોથી ભરપૂર પુસ્તકાલય થયું ન હોય.

**ધર્માદા ફંડોનો દુરુપયોગ થતો અટકાવો**

૧૪. રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ, મહાલ પુસ્તકાલય મંડળ અને એવાંજ બીજાં સેવા કરતાં મંડળોને આ પ્રસંગે એક અગત્યની વાત મારે કહેવાની છે; અને તે એ કે, આપણા રાજ્યમાં તેમ ગુજરાત અને ઇતર ઠેકાણે હજારો અને લાખો રૂપિયાનાં ધર્માદા ટ્રસ્ટફંડો છે; પણ પાશ્ચાત્ય દેશોની પેઠે આપણા દેશમાં એવી ધર્માદા મિલ્કતની બંધારણપૂર્વક સંગઠિત વ્યવસ્થા ન હોવાથી તેવાં ઘણાં ટ્રસ્ટફંડોનો સદુપયોગ થતો નથી; એટલું જ નહિ પણ એવાં ફંડો કયાં પડેલાં છે, તેનો કોણ અને કેવી રીતે ઉપયોગ કરે છે અગર તે કયાં ગુમ થઇ ગયાં છે તે સંબંધી માહિતી મળી શકતી નથી. ધર્માદા ફંડો અને સખાવતોનો મોટો ભાગ છૂટો છવાયો, અવ્યવસ્થિત હાલતમાં ગમે તે સ્થળે અને ગમે તેના હાથમાં પડેલો હોવાથી તેનો બરોબર ઉપયોગ થાય છે કે નહિ તે જાણવા પ્રજાને કે સરકારને કંઇ સાધન નથી. આ ફંડો પૈકી કેટલાંક એવાં પણ હશે કે જેનો ઉપયોગ મૂળ ઉદ્દેશ પ્રમાણે કરવાની હાલના સમયમાં જરૂર રહી ન હોય અને કાયદા પ્રમાણે

મંજુરી મેળવી તેનો ઉપયોગ શાળાઓ, પુસ્તકાલયો, અને દવાખાનાં કાઢવામાં થઇ શકે. કેટલાંક એવાં પણ હશે કે તેનો ઉપયોગ નિર્માણ કરેલા ઉદ્દેશમાં થવો જોઇએ, છતાં જેમને તેની સુપ્રત કરેલી હશે તેઓ પોતાના કામમાં જ તેમનો ઉપયોગ કરતા હશે. આ બાબત માહિતી મેળવી હાલના પ્રગતિના સમયને ઉચિત વ્યવસ્થા કરાવવાની જરૂર છે અને તેથી જો સેવાભાવી મંડળો શોધખોળ કરી ગામ કે મહાલવાર હકીકત એકઠી કરે તો તેમનો ઉપયોગ સરકાર મદદથી યોગ્ય રીતે કરાવી શકાય અગર જ્યાં મૂળ ઉદ્દેશ બીનજરૂરી થયો હોય ત્યાં તેમનો ઉપયોગ પુસ્તકાલયો, શાળાઓ, દવાખાનાં વગેરે આધુનિક સમયની ઉપયોગી જરૂરીઆતો પૂરી પાડવામાં થઇ શકે.

**પ્રચારકામ.**

૧૫. બીજી પણ એક અગત્યની બાબત તરફ આપનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું. આપણા રાજ્યમાં શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાની આર્થિક, નૈતિક અને સાંસારિક ઉન્નતિ માટે કેટલાક મહત્ત્વના કાયદા કરવાની પહેલ કરી છે. ઉદાહરણ તરીકે ખેતીની જમીન એક જથ્થે કરવાને, ખેતીની જમીનના વિભાગ પડી જતા અટકાવવા અર્થે અને પડી ગયા હોય તે જોડવા અર્થે; માત્ર અગડમ બગડમ બોલી જનાર પુરોહિતોને બદલે શાસ્ત્ર જાણનાર અને તેનો ચાલુ ભાષામાં અર્થ સમજાવી શકે તેવા પુરોહિતોને જ હાથે લગ્ન વગેરે વિધિઓ કરાવવાને માટે; હિન્દુ ધર્મશાસ્ત્રનાં કેટલાંક જૂનાં પુરાણાં અને આધુનિક સમયને બંધ ન બેસતાં ધોરણો ફેરવી સ્ત્રીઓને વારસાઇમાં મળનારી મિલ્કત ઉપર અમર્યાદિત સ્વામીત્વ આપવાનો, હિન્દુ સાથે હિન્દુ લગ્ન કરે તો કાયદેસર ગણવાનો, બાળલગ્નની પેઠે બાળદીક્ષા અટકાવવાનો અને ગ્રાતિત્રાસ નિવારણ કરવાનો વગેરે વગેરે કાયદા ઘડેલા છે; પણ તે સંબંધે હજી પ્રજામાં જોઇએ તેવી માહિતી થવાને માટે પ્રચારકામની ઘણી જરૂર છે. જો એ કામ પુસ્તકાલયોના ચાલકો અને વ્યવસ્થાપકો તરફથી ઉપાડી લેવામાં આવે તો થોડાજ વખતમાં તે સંબંધે લોકોને ગામે ગામ માહિતી થઇ જાય અને જે સ્તુત્ય હેતુથી પ્રજોન્નતિના કાયદા સરકારે ઘડયા છે તેનો ઉદ્દેશ પાર પડે; પરંતુ આ ધારણા ફલિભૂત થવાની આશા તો ત્યારેજ રાખી શકાય કે પુસ્તકાલય ખાતે રોકાતા વ્યવસ્થાકો ને ગ્રંથપાલો સેવાભાવી, સંસ્કારી અને સુશિક્ષિત હોવા ઉપરાંત પુસ્તકાલયની વ્યવસ્થા અને કામગીરીની યથાયોગ્ય તાલીમ પામેલા હોય.

**તાલીમ વર્ગો**

૧૬. પુસ્તકાલયના વહિવટી કામની તાલીમ આપવા માટે આપણા રાજ્ય પુસ્તકાલય મંડળે દર વર્ષે પ્રાંતવાર તાલીમ વર્ગો ભરવાની જે યોજના રાખેલી છે તે પ્રશંસનીય છે : ખાતા તરફે પણ લાંબી અવધના એવા વર્ગો કરવાપુસ્તકાલયોના ગ્રંથપાલો માટે ગાળે ગાળે યોજતા રહેવાની આવશ્યકતા પણ હજી ઓછી થઇ નથી જ. પરંતુ આવા તાલીમ વર્ગોમાં ઉપર નિર્દિષ્ટ સુધારણાની તજવીજો સંબંધી પણ માહિતી આપવામાં આવે તો પ્રચારકામનો હેતુ સારી રીતે બર આવે. માટે તેમ કરવાની મારી ભલામણ છે.

૧૭. હવે વધુ વખત ન લેતાં એક અગત્યની બાબત તરફ લક્ષ ખેંચી મારું વક્તવ્ય પુરું કરીશ. પુસ્તકાલયોની સંખ્યાવૃદ્ધિની સાથે સારા

શિષ્ટ વાચનનો પ્રચાર

ને હિતકારી વાચનનો જેમ બને તેમ બહોળો પ્રચાર થાય તે જોતા રહેવાની ફરજ ન વિસરાવી જોઇએ. આધુનિક શિષ્ટ લેખકોનાં હરેક વિષયનાં પુસ્તકો આમવર્ગ આગળ છૂટથી મૂકાય એ તો સારી જ વાત છે; પણ તેમાં એકલા વાર્તાસાહિત્ય પર જ વધુ પડતો ઝોક મૂકાતો હોય તો તે બરાબર નથી. આમવર્ગની ઉન્નતિ સાધવામાં ને તેના ચારિત્ર્યઘડતર માટે તો આરોગ્યશાસ્ત્રનાં, સમાજ શાસ્ત્રનાં, ગ્રામપુનર્ઘટના વિષયનાં પુસ્તકોના, તથા હુન્નર વિજ્ઞાન ને દેશી વિદેશી મહાજનોનાં જીવન ચરિત્રોના વાચનનો શોખ કેળવવો જોઇએ. આ દિશામાં રાજ્ય પુ૦ મંડળની શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના ઠીક ફાળો આપી રહી છે એ આનંદની વાત છે. પણ એ સંબંધમાં મારે એક સૂચના કરવાની છે ને તે એ કે આધુનિક સાહિત્ય સાથે પ્રેમાનંદ, નર્મદાદિ પુરોગામી સાહિત્યકારોના સાહિત્યને પણ યોગ્ય સ્થાન અપાવું જોઇએ. આજે તો એ પ્રાચીન સાહિત્યની પુસ્તકાલયોમાં બહુધા ઉપેક્ષા થતી જ દીઠામાં આવે છે. એવું પ્રાચીન સાહિત્ય અપ્રાપ્ય બન્યું હોય તો તેની સંસ્કારેલી આવૃત્તિઓ કાઢવાને સાહસિક લેખકે પ્રકાશકોને ઉત્તેજીને પણ એ સાહિત્ય પુસ્તકાલયોની અભરાઇ ઉપર મૂકાવાય એ ખાસ પ્રચવા યોગ્ય છે, એમ હું માનું છું.

૧૮. શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર કારકીર્દીમાં વાઘોડીઆએ છેલ્લાં થોડાં વર્ષોમાં જે પ્રગતિ કરી છે, ગામડાંમાંથી નીકળી જઇ કસ્બાનું

ધન્યવાદ

સ્વરૂપ ધારણ કર્યું છે, તથા બીજા મહાલોને અદેખાઇ ઉપજાવે તેવી ગ્રામસુધારણાદિ લોકહિતસાધક પ્રવૃત્તિઓ મહાલનાં જુદાં જુદાં કેન્દ્રોમાં દાખલ કરેલી છે ને જેનો એકત્ર અહેવાલ દરસાલે મને ‘ અહેવાલ સંગ્રહ ’ ની પુસ્તિકારૂપે મળતો રહે છે, ને જે વાંચી હું રાજી થાઉં છું, તે વિવિધ પ્રવૃત્તિઓ કુનેહથી દાખલ કરવા બદલ વાઘોડીઆ મહાલના કાર્યકર્તાઓને હું ધન્યવાદ આપું છું, ને તે સાથે આશા રાખું છું કે મે ઉપર સૂચવેલી દિશામાં પણ સારો ને સંગીન ફાળો વાઘોડીઆ આપશે.

૧૯. અંતે આપે સૌએ મને જે માન આપ્યું છે ને જે શાંતિથી મને સાંભળ્યો છે તે માટે આપ સહુનો પુનરપિ આભાર માની મારું વક્તવ્ય હું

અંતિમ આભાર

પુરું કરું છું.

વાઘોડીઆ,
તા. ૨૦-૧૨-૩૬.

ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇ.

# ફરજીયાત પ્રાથમિક શિક્ષણ અને પુસ્તકાલય પ્રવૃત્તિ

## ત્રીજી પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદના

## પ્રમુખનું ભાષણ

ભાઇઓ !

તમને મળવાનો આ પ્રસંગ મોતીભાઈ સાહેબે ઉપસ્થિત કર્યો છે તે માટે હું તેમનો ઉપકાર માનું છું. તમારામાંના કેટલાક તો મને સારી રીતે ઓળખતા હશો; કારણ કે મેં આ વિભાગમાં લગભગ ૭ વર્ષ ઇન્સ્પેકટર તરીકે કામ કરી મારા કામમાં તમારો સહકાર શોધ્યો છે. દીવાળીની રજાઓ પડતાં પહેલાં મોતીભાઇ સાહેબ મને ઓચિંતા મળ્યા ને આજની સભાના પ્રમુખનું કામ કરવા મારી વૃત્તિ છે કે નહીં તે બાબત તેમણે મને પૂછ્યું. બીજો કોઈ માણસ પૂછવા આવ્યો હોત તો તેને હું ધસીને ના સંભળાવત; પરંતુ મારા ઘણા જૂના મિત્ર, સહાધ્યાયી ને લોકકલ્યાણમાં જ સદા તત્પર રહેનાર સજ્જનને ના કહેતાં મને સંકોચ થયો. મેં હા કહી ત્યારે મને ખબર નહીં કે મારે અહીં ભાષણ આપવાનું છે. મેં માનેલું કે વાતો કરવાની હશે, વિષયો ચર્ચવાના હશે, ટીકાઓ કરવાની હશે : એટલે અડચણ નહીં આવે. તેથી મેં તરત હા કહી દીધી. પણ પછી ૧લી તારીખના અરસામાં મોતીભાઈ સાહેબનું પત્ર આવ્યું કે ભાષણ કરવાનું છે ને તે પ્રથમથી લખાઈ આવે તો તે છાપી તેની નકલો વહેંચી શકાય. તે પત્ર વાંચતાં જ જરા ગભરામણ થઈ; છતાં આખરે હિંમત રાખી જે સૂઝ્યું તે મેં લખી નાખ્યું. મને ક્ષોભ ન થયો તેનું કારણ એ કે હું જાણતો હતો કે મારા શ્રોતાઓ મોટે ભાગે શિક્ષકો જ હશે ને શિક્ષકનો ધંધો લગભગ આખી જીંદગી કરનારને શિક્ષકો પાસે બોલતાં ગભરામણ શા માટે થવી જોઇએ ? છતાં હું તમને વિનતિ કરૂં છું કે મારી ૬૦ વર્ષની ઉમ્મર થયેલી હોવાથી મારી વાણીમાં કાંઇ ત્રુટિઓ જણાય તો તમે મને ક્ષમા આપશો. હું હવે શાળાખાતાનો અમલદાર નથી રહ્યો એટલે તમે એ અધિકાર વાપરવાને અસમર્થ નહીં નીવડો.

ભાષણ માટે વિષય નિયત કરવામાં આવ્યો નથી. પણ પુસ્તકાલય પરિષદ આગળ આડંબરવાળી વાણીથી કોઇ ગૂઢ વિષયનો ઉપક્રમઉપસંહાર સાથે વિવાદ કરવાનો હોય નહીં. તેથી મેં શિક્ષણ–શિક્ષક–પુસ્તકાલય એ વિષયો ઉપર કાંઇક બોલવાનું ધાર્યું છે.

રાજ્યના બે પ્રાંતો હું ફરી વળ્યો છું. મેં ઓછાંમાં ઓછાં ૧૫૦૦ ગામડાં તથા તેટલી જ શાળાઓ જોઈ છે ને ૪૦૦૦ શિક્ષકોનાં કામ જોયાં છે. સારે નસીબે મુલકી ખાતાના થોડા અનુભવને લીધે શિક્ષકોની ગામડાંમાં કેવી કફોડી સ્થિતિ થાય છે તે મારા જાણવામાં છે. તેવી જ રીતે ખાતાના અમલદારો ને શિક્ષકો વચ્ચે કેવો સંબંધ છે તેનો પણ મને સંપૂર્ણ ખ્યાલ છે. પ્રાથમિક શાળાના શિક્ષકોના આખા સમૂહને હું વંદું છું, અભિવંદું છું ને અભિનંદું છું પણ ખરો. તેમનાં અપલક્ષણો હું જાણું છું ને તેથી તેમના તરફ મારી નીતિ ઉપરથી કડક રહેતી છતાં જો કોઈ માણસ–પછી તે રસ્તે જનાર હોય કે અમલદાર હોય તો પણ–શિક્ષકની નિંદા કરે અથવા તેને સતાવે તો મારૂં માથું ફરી જતું અને હું ખાતાની ને

શિક્ષકની પ્રતિષ્ઠાની ખાતર વ્યાજબી કારણે લડવામાં વખતે નુકશાન થયું હશે તો તે વેઠીને પણ પાછો નથી હઠયો, એ વાત તમારામાંના કોઇકોઇના અનુભવમાં આવી હશે.

સમાજમાં શિક્ષકની સ્થિતિ અદેખાઈ કરવા જેવી નથી; વખતે દયા ખાવા જેવી હશે પણ ખરી. છતાં સમાજ એવી આશા રાખે છે કે શિક્ષકો આદર્શ માનવી હોવા જોઇએ. ખરેખર ! એ આશા જો ખરી પડે તો હિંદનું ભાવી ઉજ્જ્વળ થતાં વાર ન લાગે. પણ માણસ આખરે માણસ જ છે ને શિક્ષકને પણ પોતાની આસપાસના વિષયી દૂષિત વાતાવરણમાં કામ કરવાનું હોય છેઃ તે એક સંસારી પ્રાણી છે ને તેની હાજતો પણ પૂરાય એવી મારી ઇચ્છા છે. તેથી શિક્ષકમાં જે ખામીઓ સ્વાર્થી અંધ જગતને દેખાય છે તેથી હું નારાજ થતો નથી. પણ હું તો એથી ઉલટું એવું જોઉં છું કે લગભગ સોએ સો ટકા માણસો જે શિક્ષકોને વગોવે છે, શિક્ષા કરે છે ને કરાવે છે, તેમના કરતાં સામાન્ય રીતે શિક્ષકો નીતિના દૃષ્ટિબિંદુથી લેશ માત્ર ઉતરતા નથી—વખતે જરા ચઢીઆતા હોય. હું તમારાં અયોગ્ય વખાણ કરવા માગતો નથી પણ મારૂં માનસ તમારા તરફ કેવું વલણ ધરાવે છે તે બતાવવા માગું છું; કારણ કે મારે વખતે આજના વ્યાખ્યાનમાં કાંઇ કટુતા વાપરવી પડે તો તમે વગર સમજે મારા ઉપર તૂટી ન પડો. મારે જે કાંઇ કહેવાનું છે તે કેવળ સદ્‌ભાવથી પ્રેરાઇ કહેવાનું છે. તેનો આશય ઉચ્ચ છે; તે નિર્માલ્ય, તુચ્છ, સંકુચિત નથી.

હવે હું બીજી વાત તરફ વળુ છું. સંસ્કૃતમાં એક સૂત્ર છે કે '**सा विद्या या विमुक्तये ।**' અર્થાત્ જે વિદ્યા મુક્તિને માટે હોય તે જ ખરી વિદ્યા છે. મુક્તિ શબ્દનો અર્થ જેવો કરીએ તેવો આ સૂત્રનો અર્થ થાય. મુક્તિ એટલે જન્મમરણનો ફેરો ટાળવાની સ્થિતિ, સંસાર રૂપી સાગરમાંથી તરી જવાની સ્થિતિ, ભવાટવીમાંથી ભટકી બહાર કોઇ સુખદાયી વિશ્રામસ્થળની પ્રાપ્તિઃ એવો ઉંચો, આધ્યાત્મિક, લગભગ અશક્ય અર્થ કરવામાં આવે તો તમે જે વિદ્યા બાળકોને આપો છો તે વિદ્યા કહેવાય નહીં. પણ આપણે તો બાળકોને સંસારમાં રાખી સમૃદ્ધ કરવાં છે, આત્માશ્રયી કરવાં છે, નિરોગી ને બુદ્ધિશાળી કરવાં છે, નીતિમાન અને ચારિત્ર્યવાળાં કરવાં છે જેથી તેઓ જગતમાં ચાલી રહેલા ને વ્યાપી રહેલા કુટિલ વાતાવરણમાં તણાઇ ન જાય, છેતરાઇ ન જાય, કોઇના ભોગ ન બને તેમ કોઇને પોતાના ભોગ ન બનાવે, દેશદાઝ રાખતાં શીખે, સમાજભાવના ને રાષ્ટ્રભાવના કેળવે ને ઇશ્વરથી ડરી પોતાનો સંસાર ને જીવન નિર્મળ રાખે. આમ થાય તોજ આખો સમાજ કલેશમય વાતાવરણમાંથી મુકત થાય. આવી સાદી મુક્તિને હું મુક્તિ કહું છું ને તે સાધવા આપણે બધા તત્પર થયા છીએ. એટલે આપણે પણ વિદ્યાદાન કરી રહ્યા છીએ એમ એક રીતે કહેવામાં અતિશયોક્તિ નથી. તમારો હિસ્સો બહુ જ અલ્પ છે; છતાં તે પાયારૂપ હોવાથી તે અતિશય કિંમતી છે. અંગ્રેજી શાળા, કૉલેજો, વગેરેના અધ્યાપકો ને વિદ્યાર્થીઓ તમને ભલે પંતુજી કહી સંબોધે, છતાં તમારૂં ગૌરવ, માહાત્મ્ય કોઇ રીતે ઓછું થતું નથી; કારણ કે તમારા વિના તેમને તો શું પણ જગતમાં કોઇને ચાલવાનું જ નથી.

તમારો સંબંધ માત્ર પ્રાથમિક શિક્ષણ સાથે છે. પશુમાંથી માણસ બનાવવાનું કામ તમારૂં છે; પછી વિશેષ સંસ્કાર નાખનારા ઘણા છે, પણ આરંભ તમારા હાથમાં છે. એક વખત એવો હતો કે જેમને ગરજ હતી તે જ ભણતા; એટલે કે શ્રમજીવી લોકો ભણતા

નહીં ને પારકાના પૈસા ઉપર તાગડધિન્ના કરનારા ભણતા. તેઓ ભણતા એટલું જ નહીં પણ શ્રમજીવીઓ જરાક ભણે તો તેમને તે પાલવતું નહીં. આથી સમાજમાં સુખની વહેંચણી અન્યાયી થતી. તેથી અજબ ધૈર્ય દાખવી આપણા શ્રીમંત મહારાજા સાહેબે પ્રાથમિક શિક્ષણ ફરજીયાત કર્યું. પહેલાં તો ત્રણ ધોરણ ફરજીયાત હતાં, પછી ૪ થયાં, પછી ૫ થયેલાં; વળી પાછાં ૪ થયાં ને હવે તો ઉમ્મર પણ ઘટી છે. શ્રીમંત મહારાજા સાહેબે જ્યારે આ આરંભ કરેલો, તે વખતે આખા હિંદમાં કોલાહલ થયેલો ને વિરોધી લખાણો સંખ્યાબંધ થયાં હતાં. પણ તમે જાણો છો કે આપણા માલીકની દઢતા બીજા કોઇ માણસમાં જોવામાં આવે એવી નથી. એમણે તો એમનું ધ્યેય અખંડ રાખ્યું છે ને તે ફળીભૂત થાય તે માટે લાખો રૂપીઆ ખરચતાં તે સંકોચ પામતા નથી, ને પામે એવા નથી. ૧૮૭૩ માં એક નિશાળ એવી હતી કે જેમાં રૂ. ૧–૮–૦ નો હેડમાસ્તર ને રૂ. ૦–૧૨–૦ નો પહેલો આસીસ્ટંટ હતો; ને તેમને ત્રણચાર માસે ૦–૪–૦ બઢતી આપવામાં આવતી. આજની સ્થિતિ માટે મારે તમને કાંઇ કહેવાનું નથી. હું તો મે. કલાર્ક સાહેબના શબ્દો યાદ કરૂં છું. તે કહેતા કે પ્રાથમિક શાળાના શિક્ષકનો પગાર ઓછામાં ઓછો રૂ. ૫૦) નો જોઇએ. આ વાત એટલા માટે કહું છું કે હજી એવા ભાગ્યશાળી લોકો છે કે જેઓ પોતે મોટા પગારથી સંતોષ પામતા નથી, છતાં એમ કહેતાં શરમાતા નથી કે મહેતાજીઓને સારા પગાર મળે છે ! અસ્તુ !

તમે જુઓ છો ને જાણો છો કે સરકાર પોતાનાથી બનતું કરે છે; છતાં જે નાણું ખરચાય છે તેના પ્રમાણમાં પ્રજાને બદલો મળતો નથી, તે પણ તમારા જાણવા બહાર નહીં હોય. હું એમ નથી કહેવા માગતો કે પ્રાથમિક શિક્ષણ પાછળ ખરચાતાં તમામ નાણાંનો સોએ સો ટકા બદલો મળવો જોઇએ. પણ એવી કોઇ આશા રાખે ને પોતાની સમક્ષ રશિઆ કે ટર્કીનું દષ્ટાંત રાખે તો તેને તરત સમજાય કે એવી આશા રાખવી એમાં કાંઇ ગેરવ્યાજબી નથી. અને એ આશા સફળ થવી અશક્ય છે એમ કહેવું ભૂલભરેલું છે. આપણે ત્રીશ વર્ષથી આ અખતરો આદર્યો છતાં નિરક્ષરતામાં કાંઇ જોવા જેવો ઘટાડો થયો નથી. પાંચ કે દશ વર્ષમાં રશિઆ ને ટર્કીએ જે કરી બતાવ્યું તે આપણે ત્રીશ વર્ષમાં બતાવી શક્યા નથી અને તેનાં કારણો આપણે તપાસવાં જોઇએ; રોગનાં મૂળ શોધવાં જોઇએ ને, ભયંકર રોગ માટે જેમ ડાક્તરો શસ્ત્રપ્રયોગ કરે છે તેમ આપણે પણ ખરા જીગરથી ભારે ઇલાજ લેવા જોઇએ. વાંક કોનો છે – પ્રજાનો, શિક્ષકોનો કે શિષ્યોનો ? આપણે સરકાર, બીજાં ખાતાં કે ખાતાના અધિકારીનો દોષ કાઢવાનો નથી; કારણ કે તેમનો સંબંધ અપ્રત્યક્ષ છે. હવે આપણે આ પરિસ્થિતિનાં કારણો તપાસીશું :

૧. પહેલું તો એ છે કે હજી ઘણા લોકો એમ માને છે કે ફરજીયાત શિક્ષણ જરૂરનું નથી ને ફાયદાકારક નથી. આ સરકારે કરેલો પ્રયોગ સફળ થયો હોત તો આ ભ્રમણા ભાગી ગઇ હોત. પણ ફરજીયાત શિક્ષણ થવાથી જે લોકો બીજાને છેતરી શકવામાં અટકી પડ્યા છે તે લોકોએ આ પ્રયોગની સિદ્ધિમાં બને તેટલી અગવડો નાંખી છે. આપણી ન્યાતોની રચના એવી છે કે દરેક ઉપલી ન્યાત નીચલી ન્યાતની ઉન્નતિ સહન કરી શકતી નથી, કારણ કે નીચલી ન્યાત ઉન્નત થતાં ઉપલી ન્યાતના લાભમાં ભાગ પડાવે છે; મારૂં કહેવું એવું છે કે ફરજીયાત શિક્ષણ જેટલે અંશે સફળ થવું

જોઇએ તેટલે અંશે ફળીભૂત નહીં થવાનાં કારણોમાં ઉપલી ન્યાતના લોકો જેટલે અંશે જવાબદાર છે એટલે અંશે નીચલી ન્યાતના લોકો નથી; અને એ ઉપલી ન્યાતમાં બ્રાહ્મણ, વાણીયા, પાટીદાર, રજપૂત વગેરેનો સમાવેશ થાય છે. એ ન્યાતના શિક્ષકો તેમ જ અમલદારો ને સરકારી નોકરો પણ એટલા જ જવાબદાર છે, કારણ કે તેમના મનમાં પોતાનાં બાળકને ભણાવવાની જેટલી ધગશ ને તમન્ના છે તેટલી નીચલી ન્યાતોનાં બાળકોને ભણાવવાની નથી; અને તેને જ પરિણામે હાલ શાળાઓની સંખ્યા ઓછી થઇ છે. મને યાદ છે કે ૧-૫-૧૭ પહેલાં રાજ્યમાં ૩૦૦૦ પ્રાથમિક શાળાઓ હતી ને શાળા વિનાનાં ગામો બહુ ત્યારે ૫૦૦ હશે. આજે લગભગ ૨૦ વર્ષે માત્ર ૧૮૦૦ શાળાઓ છે ને શાળા વિનાનાં ગામોની સંખ્યા ૧૨૦૦ ઉપરાંત છે; છતાં બીજી બાજુએ રાજ્યની વસ્તી ૨૦ લાખથી વધી ૨૪ લાખની થઇ છે. શિક્ષકોને ગામડાંમાં ન ફાવે એટલે શાળા બરબાદ થાય ને બરબાદ થયેલી શાળા દૂરંદેશી વગરના અમલદારો બંધ કરે ને શાળા બંધ કરાવનાર શિક્ષકોને વતનમાં બદલે. મુલકી તેમ જ પોલીસ ખાતાના નાના લોકોને પણ કોઇવાર શાળાઓ ખુંચતી પણ હોય ! અરે ! ગામના સાક્ષાત્ પટેલને પોતાનો છોકરો ભણી રહે એટલે શાળા ઉઠાડી મૂકવાનાં પગલાં ભરતાં સંકોચ થતો નથી. આપણા શિક્ષકોમાં એવા શિક્ષકો કેટલા ટકા નીકળે કે જેમણે બરબાદ શાળાઓ આબાદ કરી હોય ને પછાત કોમનો ઉદ્ધાર કર્યો હોય ? જૂજ. જો પ્રયોગ સારી રીતે સફળ થયો હોત તો પ્રજામંડળના નાયક ડૉ. સુમન્ત જેવાને ઠાકરડાંની વસ્તીવાળા ટપ્પા માટે ફરીયાદ કરવાનું કારણ શા માટે મળે ? પણ આ નીતિનું પરિણામ એ આવ્યું કે ભણનારાં ભણ્યાં જ ને તે પણ વગર ફીએ; ને ન ભણનારાં ન જ ભણ્યાં ને તેમણે દંડ ભર્યો તે વધારામાં. આ સ્થિતિનો સમૂળગો ઉચ્છેદ થવો જોઇએ. તમે જે ગામમાં નોકર હો તે ગામનું એકે એક બાળક-ભંગીથી માંડી બ્રાહ્મણ સુધીનું-શાળાના રજીસ્ટરમાં આવવું જ જોઇએ. તેમ ન થાય ને તમે ઉંચી વર્ણનાં છોકરાં ભણાવી સારા ટકા મેળવી વિશેષ પુરસ્કાર મેળવો, તો પણ હું તો એમ જ કહું કે તમે તદ્દન કર્તવ્યભ્રષ્ટ છો.

૨. બીજું કારણ એ છે કે ગણતરી ખોટી થાય છે. લાગવગવાળા લોકો છોકરાં ને-ખાસ કરીને છોડીઓને સંતાડે છે, ખોટાં બાળકો દેખાડે છે, પોતાનાં વસવાયાં જે ઘેરાંમાં કામ કરતાં હોય તેનાં બાળકોનાં નામ દબાવી દે છે ને શિક્ષકો પણ લોકપ્રિય થવા અથવા લાલચથી ખોટાં પત્રકો બનાવતા જણાય છે. તેને પરિણામે પણ જેને ભણાવવા ફરજીયાત ધોરણ દાખલ થયું છે તે જ લોકો ભણવામાંથી વંચિત રહે છે.

૩. હાજરી પણ ખરી પુરાતી નથી. ૮૦૦ દિવસની હાજરીવાળું બાળક વગર ધોરણમાં પડી રહે, તો પકડાય માટે તેનું નામ કમી કરી ફરી તેને દાખલ કરવામાં આવે ને શિક્ષકનો દોષ છુપાવાય. એમાં પણ પેલા ગરીબને જ નુકશાન છે.

૪. ભણાવવામાં પણ શિથિલતા હોય છે. તન દઈ ભણાવાતું નથી. ઇન્સ્પેક્ટર તરીકે શાળાની ભેટ લેતાં પૂછીએ તો શિક્ષક કહે કે ' સાહેબ, આ તો પછાત વર્ગનાં

છોકરાં છે, એટલે તેમને નથી આવડતું.' ત્યારે મારે કહેવું પડતું કે 'ભાઇ ! તમારો ને મારો પગાર આ લોકોના શિક્ષણ માટે જ ખરચાય છે.'

૫. શિક્ષણનાં સાધન આપવામાં પણ વિલંબ ને દીર્ઘસૂત્રતા થાય છે. પગારપત્રક કરવામાં જેટલી ઉતાવળ થાય છે, તેટલી ત્વરાથી આ સાધનો અપાતાં નથી, ને વખતે આપેલાં સાધનો પાછાં લઈ લેવાઇ વેચી ખાવામાં આવે છે.

૬. શાળામાં વિષયો શીખવવાનાં સાધનો વિપુલ બનાવવા પ્રયત્નો ઓછા થાય છે, અને નકશા વગેરે પૂરતાં પ્રમાણમાં હોતા નથી ને હોય છે ત્યાં તેનો ઉપયોગ પણ પૂરો થતો નથી.

૭. 'જાઓ અને ચાલો' એ પાઠમાં આવેલું રહસ્ય અમલમાં મૂકાતું નથી. આટલું લેસન જાઓ કરી લાવજો એમ કહેવામાં આવે છે પણ 'ચાલો આપણે કરીએ' એમ કહેવામાં આવતું નથી.

૮. નીતિની ઉત્તમ છાપ દ્રષ્ટાન્તથી બેસાડવાને જોઇએ તેવા ને તેટલા પ્રયત્ન થતા નથી. નિયમિતતા, સમયપાલન, શીસ્ત, સ્વચ્છતા, વિનય, વગેરે ગુણોનો અભાવ જોવામાં આવે છે. વખત થયો એટલે બેસ ખંખેરી ઘેર જવાની સૌની વૃત્તિ હોય છે.

૯. નહીં દાખલ થનાર ને ગેરહાજર રહેનારનો દંડ કરાવવામાં પુરુષાર્થ મનાય છે, એ કેવી ગંભીર ભૂલ છે !

૧૦. પરીક્ષા વખતે એન્જીનમાં જેમ સંપૂર્ણ વરાળ ભરવામાં આવે તેમ કામ લેવામાં આવે છે ને પરીક્ષાને દિવસે જલદીથી વમન કરી નાંખવા સારૂ બળાત્કારે ઠાંસેલું શિક્ષણ શાળા છોડ્યા બાદ વરાળ રૂપે હવામાં ઉડી જાય છે. બાળક પાછું નિરક્ષરતા પ્રાપ્ત કરે છે ને તે જીંદગીનાં ૪-૫ વર્ષ ઘરના ધંધામાંથી ગુમાવે છે ને મેળવતો કાંઇ જ નથી.

આ ચિત્ર અતિશયોક્તિવાળું નથી. તમે બધા એવા છો એમ મારૂં કહેવું નથી. તમને ગરીબ ને મૂર્ખ, ધર્માંધ માબાપો તરફથી થતો ત્રાસ, બીજાં ખાતાંઓના માણસો તરફથી થતી દરમ્યાનગીરી કે બતાવાતી ઉદાસીનતા નડતી હશે, તમારો પોતાનો સંસાર પણ આડે આવતો હશે અને એવી ઘણી દલીલો તમે બચાવમાં રજુ કરી શકો એમ છો, એ વાત મારી જાણબહાર નથી; પણ જે ધંધો ઉત્તમ ગણાયો છે તે ધંધો હાલીચાલીને સ્વીકાર્યા પછી નિમિત્તો શોધવાં વ્યાજબી નથી. આત્મભોગને લીધે જ આ ધંધાની મહત્તા છે. વ્યાપાર કરવા આવેલા પરદેશી, દેશના માલીક થાય, એક ત્રાજુડી લઇને આવેલો વાણીયો, ભાટીયો, લુહાણો, મારવાડી કે વહોરો મોટી હવેલી બાંધી ગામનો શેઠ થાય, ત્યારે સરકારનો પગાર શાંતિથી લેનારો શિક્ષક પછાત કોમને માટે કાંઇ જ કરી ન શકે ને પોતાની નિર્બળતા પ્રગટ કરતાં અચકાય નહીં એનાથી વધારે કરુણ દૃશ્ય શું હોઇ શકે ? ખ્રીસ્તી ધર્મ ફેલાવનારા મીશનરીઓ-યુવાનો ને યુવતીઓ-દશહજાર માઇલથી આવી બહુ જ જૂજ પગારમાં આ દેશનાં ક્રુગ્રામોમાં રહી પછાત કોમનો જ ઉદ્ધાર કરે છે. તો પછી આપણને આપણા દેશબંધુઓ માટે શું લેશ પણ લાગણી હોવી ન ઘટે ? યાદ રાખજો કે આખો સમાજ જાગ્રત નહીં થાય અને એકાદ બે અંગ હુશીયાર થશે તો તેથી દેશને લાભને બદલે હાનિ થવાની છે. જે મોટી સંખ્યા પછાત વર્ગની

નિરક્ષરતામાં ડુબેલી છે તે સમૂહ એવડો છે કે તે તમને આગળ ધપવા નહીં દે ને મોડો વહેલો એ સમૂહનો જ ભાર તમને વ્યત્યય રૂપ નીવડશે. તમને યાદ હશે કે હમણાં આપણા ખાતામાં વેકેશન પાડવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. એમ કહેવામાં આવે છે કે બાળકોને ખેતીની મોસમમાં રજા હોય તો પછી તેઓની હાજરી બીજી મોસમમાં બરાબર રહેશે. હું તમને પૂછું છું કે તમારામાંના કોઇએ કદાપિ તપાસ કરી છે કે તમારી શાળાનાં કેટલાં બાળકો-છોકરાઓ ને છોડીઓ-વેકેશનના સમયમાં ખરેખર ખેતીમાં રોકાયાં હતાં ? તમે જોયું હોત કે જૂજ જ બાળકો ખેતીમાં કે ઘર કામમાં રોકાય છે તો તમે કહી શકત કે વેકેશનનો કશો અર્થ નથી. એટલું કહેવાની પણ તમે હિંમત ન રાખતા હોત તો વેકેશનમાં ખુશીથી ભણવા આવનારને ભણાવવા તમે તૈયારી દેખાડી હોત તો પણ પરિણામ સારૂં આવત. અમે થોડાં વર્ષ ઉપર પંજાબની શાળાઓ જોવા ગયા હતા. ત્યાં જલંદર ગામની ટ્રેનીંગ શાળાને અંગે ચાલતી શિક્ષણ-પદ્ધતિ-પાઠશાળાના માસ્તરો પૈકી ૬ માસ્તરો પંદર પંદર દિવસ પાસેનાં ૬ ગામડાંમાં શાળા ચલાવવા જતા. પંદર દિવસ પછી બીજા ૬ જાય. પોતાની શાળા ઉપરાંતનું આ કામ હતું. આમ શાળાઓ ૬ ગામમાં ચાલતી. લોકો ઘર આપતા. આપણે ત્યાં એવો દાખલો બતાવી શકાય એમ છે કે એકાદ શિક્ષક પોતાની પાસેના ગામમાં જ્યાં શાળા નહીં હોય ત્યાં જઇ લોકોને ઉપદેશી શિક્ષણ મફત આપતો હોય ? ઘણે ભાગે એનો જવાબ ' ના ' માં જ આવશે. તમે કહેશો કે વગર મહેનતાણે અમે શા માટે એમ કરીએ ? જવાબ તદ્દન ખરો ને વ્યવહારકુશળતાસૂચક છે. પણ ૬ ઠ્ઠી ચોપડીમાં ' માણસનું ત્રણ પ્રકારનું કર્તવ્ય ' નામનો પાઠ છે તેમાં પોતાની સાથે કામ કરનારા મજુરનો જીવ બચાવવા પોતાના પ્રાણની આહુતિ આપનારા બીજા મજુરનું દૃષ્ટાન્ત જે છે તેનો શો ઉપયોગ કરવાનો છે ? નિષ્કામ જનસેવાનો એ પાઠ આપણા હાથમાં કોડીનો બને છે. આંકફરકનો જુગાર રમી ઘણા ન્યાલ થાય છે ને ઘણા પાયમાલ થાય છે: આખું જગત કુટિલ વાતાવરણમાં રમે છે; પણ તેટલા જ કારણથી તમારે અલગ, નિર્મળ, આદર્શ ન રહેવું એવો અર્થ નથી. બધા જ એવા વિચાર કરે તો જગતમાં જે સંત પુરુષો થઇ ગયા છે તેમને આપણે બેવકુફોના સરદારોના નામથી જ ઓળખવા રહ્યા.

મારી તમને બે હાથ જોડી વિનતિ છે કે તમે તમારૂં કામ સંપૂર્ણ ભાવ, ઉચ્ચ ભાવના ને કર્તવ્યપરાયણતાથી કરો, જ્યાં શાળા ન હોય ત્યાં તે કઢાવો, જ્યાં હોય ત્યાં મોટી ઉમ્મરનાં ને ભણેલું ભૂલેલાંને માટે રાત્રિ-શાળા કે રવિવારની શાળાઓ કાઢો, પછાત કોમોને જ ભણાવો, કન્યાઓને ખાસ કરીને ભણાવો, એવું ભણાવો કે તે ભણેલું ભૂલે નહીં ને તમારા ગામમાં પાંચ વર્ષમાં એક પણ અભણ ઇસમ ન રહે એવી પ્રતિજ્ઞા લો, તમને સાધન સામગ્રી મળશે, અનુકૂળતાઓ પણ મળશે, તમારો વિરોધ પણ થશે પણ એમાં પાછાં પગલાં કરવાનાં નથી. આખું જગત મા ને મહેતાજીના હાથમાં છે. મોટા રાજપુરુષો, દીવાનો, પ્રધાનો, સોલ્જરો-તમામ શિક્ષકો અને તેમની માતાઓની તાલીમનાં પરિણામ છે એ વાત ભૂલશો નહીં. તમારાં નામ તમારા ગામના દરેક માણસના હૃદયમાં કોતરાય એવું કરો ! એવું કરશો ત્યારે તમને પણ બ્રહ્માનંદ જેવો અથવા ઇશ્વરના સાક્ષાત્કાર જેવો આનંદ થશે.

ઇગ્લાંડની પાર્લામેન્ટના પ્રધાનમંડળનો એક વખતનો શિક્ષણ ખાતાનો મંત્રી મી. ફીશર એમ કહેતો કે 'ઇગ્લાંડની સમૃદ્ધિ બેંક ઑફ ઇગ્લાંડના ભોંયરામાં ભરેલી સોનાની લગડીઓથી આંકવાની નથી પણ દેશનાં બાળકોની શારીરિક ને માનસિક સંમૃદ્ધિથી આંકવાની છે.' આપણો આદર્શ પણ આવો જ હોવો જોઇએ. આજે તો યુરોપમાં-જર્મની-ઇટલિ-રશિઆ-સ્પેનમાં-જાદવાસ્થળીની તૈયારીઓ ચાલી રહી છે. જાપાન પણ કમર કસી રહ્યું છે. લશ્કર, નૌકા, હવાઇ જહાજો પાછળ કરોડો ને અબજો પાઉન્ડ વેડફાય છે; પણ તે છતાં તે તમામ દેશોમાં કોઇ પણ બાળક અભણ રહેવા પામતું નથી એ વાત વીસરશો નહીં.

શ્રીમંત મહારાજા સાહેબે જાણી જોઇને જ સંખ્યાબંધ પુસ્તકાલયો કાઢ્યાં છે. તેઓશ્રી જાણે છે કે શાળામાં અપાયેલું અધકચરું ભણતર ભૂલાઇ જશે ને દેશની આબાદાનીના બીજા પ્રયત્નો પણ નિરક્ષરતા આગળ નકામા જશે. તેથી ફરજીયાત શિક્ષણની જ સાથે પુસ્તકાલયોની યોજના થઇ છે. એ યોજનાનો હુકમ આવ્યો ત્યારે હું નાયબવિદ્યાધિકારી હતો ને હું છાતી ઠોકીને એમ કહી શકું એમ છે કે મોતીભાઈ સાહેબની મિત્રમંડળ લાયબ્રેરીની યોજનારૂપી આરંભ ઉપર જ આખા લાયબ્રેરી ખાતાએ પછીથી ઇમારત ચણી છે. જેમ, જ્યાં પોસ્ટઓફીસ થાય કે થોડે વર્ષે ત્યાં તારઓફીસ કરવી પડે; તેમ જ્યાં શાળા નીકળી કે બે પાંચ વર્ષે ત્યાં લાયબ્રેરી કર્યા વિના છુટકો જ નહીં. આપણે ત્યાં પણ તેમ જ થયું છે. એ લાયબ્રેરીઓ કાઢવામાં મોતીભાઇ સાહેબને શો શ્રમ પડયો છે તે બીના બહુ અલૌકીક અને રોમાંચક છે, પણ તેમાં અત્યારે ઉતરવાનો મોકો નથી.

આજે તો પુસ્તકાલય સંબંધી વાત કરવાની છે. ઘણાં ખરાં પુસ્તકાલયનો હવાલો તમારી પાસે જ છે. લોકોને કેવું સાહિત્ય આપવું, તેનો ફેલાવો કેમ કરવો, રસ કેમ જાગૃત કરવો, ધંધાને ઉપયોગી સાહિત્ય કેમ ફેલાવવું, લોકો પૈકી છોકરાં કેમ વધારે વાંચે, ચોપડીઓ કેમ ઓછી બગડે, નિકૃષ્ટ સાહિત્યનો નિષેધ કેમ થાય, નીતિ, ધર્મ, ઇતિહાસ, કાવ્ય, કારીગરી, ખેતી હુન્નરના સાહિત્ય માટે લોકોની અભિરુચિ કેમ વધે એ બધું જોવાનું તમે માથે રાખ્યું છે. મકાન આલીશાન હોય, દુકાનોનું ભાડું સારું આવતું હોય, નવરા ચૌદશીઆ હુક્કા લઇ ઓટલે ગપાટા મારતા હોય, આંકફરકના આંકડા જોવા સારૂ જ છાપાંની શોધ ચલી હોય, તો તો મને તો એમ જ થાય કે એના કરતાં એ પુસ્તકાલય ન હોય તો સારૂં. બાકીએ તો પુસ્તકાલય કેળવણીનું અને કાયમનું સંગ્રહસ્થાન બની શકે. એને જ્ઞાનની પરબની ઉપમા આપવામાં આવી છે તે તદન સાર્થક છે. પરબ ઉપર પાણી પાનાર જોઇએ તેમ લાયબ્રેરીમાં ગ્રંથપાલ જોઇએ. પરબવાળો તરસ્યા માણસને પાણી આપવાની વખતે ઘેર જતો રહે કે પાણી ભરવા જાય ને નિરાંતે આવે તો તે જેમ નકામું છે, તેમ ગ્રંથપાલ પણ રખડે ને કર્તવ્યભ્રષ્ટ થાય તો લાયબ્રેરી નકામી બની જાય. મને તો એવી ઇચ્છા થાય કે દરેક ગ્રંથપાલ ઓછામાં ઓછો સીનીયર કે મેટ્રીક હોવો જોઇએ ને પ્રાંત પુસ્તકાલય જેવામાં તો ઉત્તમ ગ્રેજ્યુએટ હોય તો ખોટું નહીં. એ જ લોકોનો ખરો ભોમીઓ ને માર્ગદર્શક હોવો જોઇએ. સ્વભાવે શાંત પ્રકૃતિનો, અખૂટ ધીરજવાળો, ઉદ્યમી, વ્યવસ્થાવાળો, સ્વચ્છતાને ચાહનારો એવો, તથા લાયબ્રેરીમાં રખાતાં તમામ પુસ્તકોની બારીક માહિતીવાળો ગ્રંથપાલ હોય તો તે જેટલી વાસ્તવિક સેવા ગામની કરી શકશે તેટલી સેવા કોઇથી ભાગ્યે જ થવાની છે.

ઘણા એમ કહે છે કે ગામડાંનાં પુસ્તકાલયમાં ઘણી નકામી ચોપડીઓ છે; પણ તે વાત ખરી નથી. એકાદ ઉત્તમ પુસ્તકનો એકાદ વાંચનારો મળી આવે અને તેની ચોટ જો તેને લાગે તો આખી લાયબ્રેરીની સાર્થકતા ઠરી શકે. જેમ લાયબ્રેરીનો વધારો થશે ને તેમનો ઉપયોગ વધશે તેમ આપણું ફરજીયાત શિક્ષણ વધારે સફળ થશે. એટલે પુસ્તકાલયપ્રવૃત્તિ આપણા ખાતાને ઉપકારક છે. સુધરેલા દેશોમાં તો લોકોને ઘેર-ખેડુતોને ઘેર, વ્યાપારીઓને ત્યાં પોતપોતાને ઉપયોગી થાય એવાં પુસ્તકોની લાયબ્રેરીઓ હોય છે ને સાર્વજનિક પુસ્તકાલયોમાં તો લાખો ગ્રંથો હોય છે. આપણા તવંગર લોકો પણ પોતાને ઘેર મોટર રાખે પણ લાયબ્રેરી રાખતા નથી. એવા સંજોગોમાં આપણે સરકારે સ્થાપેલી લાયબ્રેરીઓથી જ કામ ચલાવવાનું છે. તમારી ને અમારી યોગ્યતા ક્યારે સિદ્ધ થઇ ગણાય કે પ્રાથમિક શાળાઓ અને પુસ્તકાલયોને આપણી સ્થાનિક સંસ્થાઓ માત્ર સરકારનાં નાણાંની યોગ્ય મદદથી સ્વતંત્ર રીતે ચલાવી શકે, આપણી શાળાઓ માટે માત્ર માર્ગદર્શન કરાવવાના કામ સિવાય પોલીસની માફક આપણને પકડવા સારૂ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરની જરૂર ન પડે, પરીક્ષાનું કામ આપણને સોંપી દેવામાં આવે એવા પ્રામાણિક આપણે ઠરીએ, શાળામાં જવાને યોગ્ય ગણાતાં તમામ બાળકો શાળામાં આવે, ગમત ને રમત સાથે ભણે, તેમનાં શરીર ને મન કસાય, ભણતર જોઇ તે ભાગે નહીં, થોડા વખતમાં સંગીન ભણે ને તે ભૂલે નહીં, તેની જ્ઞાનની પિપાસા આપોઆપ જાગે, ઘેર તેને ભણતરની માથાકુટ ન કરવી પડે, કોઇ બાળકનો દંડ ન થાય, વાલીઓ તમને આવી મળે, તમે અમલદાર મટી ગામડાંની પછાત વસ્તીના સેવક બનો, ગામમાં બહારથી આવનારને શાળા ને પુસ્તકાલય જોવાનું મન થાયઃ આવું આવું થાય, આવું કરવાનો આદર્શ રખાય, આવું કરવા પ્રયત્ન થાય તો સંપૂર્ણ નહીં તો, ચાર આની આઠ આની બાર આની કામ તો થાય જ. પાંચ વર્ષ પછી વળી વસ્તી ગણત્રી થશે. તે વખતે નિરક્ષરતાના ટકા હાલ છે એટલા જ રહે તો આપણા કામ માટે આપણે જ નીચું ઘાલવાનું થશે; ખાતાના તમામ શિક્ષકો જવાદાર ગણાશે. હજી વખત છેઃ આજથી જ પ્રતિજ્ઞા લેશો કે મારે પછાત કોમને નિરક્ષરતામાંથી બચાવવી છે, તો હું ધારૂં છું કે આપણે પાંચ વર્ષે સારો હિસાબ આપી શકીશું. તમે વેકેશનોમાં કામ કરી શકો છો. જે ગામે શાળા ન હોય ત્યાં ભણતર માટે ઉપદેશ આપી રસ ઉત્પન્ન કરી શકો એમ છે. 'મારૂં શું' ને 'મારે શું' એમ બોલવાથી તમારી પામરતા ને નિર્બળતા સિદ્ધ થાય છે. માટે મારા કહેલા શબ્દો બની શકે એટલા ધ્યાનમાં રાખશો.

**ભાઇઓ!**

મને ધાસ્તી છે કે મેં બહુ કહ્યું છે, અગર જો હું તો માનું છું કે મારે કહેવાનું છે તેનો દશાંશ પણ મેં કહ્યો નથી. છતાં તમે જાણો છો કે વૃદ્ધ માણસો લવારો વધારે કરે ને યુવાનો તેને છાંછીઆં કરે; તેમ તમને મારી વાત કદાચ પસંદ ન હોય તો પણ મને તો સંતોષ છે કે આજનો દિવસ મેં સારા કામમાં ગાળ્યો છે. મને ઉપદેશ આપવાની ટેવ નથી, પણ આજે મોતીભાઇ સાહેબના પત્રમાં પ્રગટ થતા આશાવાદથી પ્રેરાઈ આટલું વક્તવ્ય મેં પ્રકટ કર્યું છે. તમે મારી વાત સાંભળી તેટલા માટે હું તમારો આભાર માનું છું ને હવે મારે વધારે કહેવું નથી એમ જણાવી મારૂં ભાષણ બંધ કરૂં છું.

મોગરી,
તા. ૧૩-૧૨-૩૬

ગોકળદાસ મ. શાહ.



# વડોદરા પ્રાંત ૪થી પુસ્તકાલય પરિષદમાં

# પસાર થયેલા ઠરાવો

(૧) કેળવણીના પૂરક અંગ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિને શરૂ કરી તેને ઉદારતાથી પોષવા બદલ શ્રીમંત મહારાજા સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે અને તેઓશ્રીનું દીર્ઘાયુ ઇચ્છે છે. —**પ્રમુખસ્થાનેથી.**

(૨) પહેલી પ્રાન્ત પુસ્તકાલય પરિષદના પ્રમુખ અને નાનાં ગામોને વાચનનું સાધન પુરૂં પાડવા માટે ઉદાર મદદ આપનાર સદ્‌ગત શેઠ શ્રી. ચીમનલાલ ગીરધરલાલ (ઝવેર લક્ષ્મીચંદવાળા), રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રમુખ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિને આગળ ધપાવવામાં સક્રિય મદદકર્તા સ્વ. શ્રી. દેવીદાસ હરગોવિંદદાસ શાહ, તથા પુસ્તકાલય ખાતાના નિવૃત્ત કયુરેટર સ્વ. શ્રી. ન્યુટન મોહન દત્ત સાહેબનાં અવસાન બદલ આ પરિષદ પોતાનો શોક પ્રદર્શિત કરે છે. —**પ્રમુખસ્થાનેથી.**

(૩) હાલ ખાતામાંથી થયેલી સૂચના નંબર ૩૭૮ થી પત્રો માસિકો અને પુસ્તકો ખરીદતાં કે ભેટ મેળવતાં પહેલાં ખાતાની મંજુરી લેવાની આવશ્યકતા રખાઇ છે. પરંતુ તેમ કરવાનું ઠરાવ્યાથી લખાપટ્ટી વધે છે અને ખરીદવામાં વિલંબ થાય છે. માટે જે વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો લેવાનો સરકારે ખાસ પ્રતિબંધ જાહેર કરેલો ન હોય એવાં વર્તમાનપત્રો, માસિકો અને પુસ્તકો ખરીદવાની તથા ભેટ સ્વીકારવાની છુટ રહે તેવી સૂચનામાં ફેરફારી કરવાની આ પરિષદ ખાતાને ભલામણ કરે છે.

દ. મૂ.:—રામભાઈ કાશીભાઇ પટેલ, વસો. અ. આ.:—ચિમનભાઇ હરિભાઈ અમીન, વરણામા.
લિ. અ. આ.:—વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડયા, પાદરા.

(૪) વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની સાચી પ્રગતિનો આધાર પ્રાન્ત મહાલ અને જુથમંડળો અને તેમાંય ખાસ કરીને જુથમંડળોના વ્યવસ્થિત કામ ઉપર અવલંબે છે. માટે દરેક મહાલ પુસ્તકાલય મંડળના કાર્યવાહકોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે જે તે જુથમંડળને જાગૃત કરી રચનાત્મક કાર્યક્રમ આખું વર્ષ થયા કરે તેવી યોજના રાખે. જ્યાં જુથમંડળના કાર્યવાહકો નિરૂત્સાહી હોય ત્યાં ઘટિત ફેરફાર કરી એક માસની અંદર પ્રાંત પુસ્તકાલય મંડળ તરફ જે તે મહાલ મંડળે નિવેદન મોકલવું.

મહાલ મંડળે કરવાનાં કામ નીચે પ્રમાણે છે, એ ખાસ લક્ષમાં રાખવું:—

૧. મહાલનું એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય વા વાચનાલય વિનાનું રહેવું ન જોઇએ.
૨. એક પણ પુસ્તકાલય મદદ લીધા વિનાનું રહેવું ન જોઇએ.
૩ બાલોપયોગી માસિકો અને પુસ્તકો બાળકોને છુટથી વાંચવા મળે તેવી યોજના કરવી.
૪. ફરતા પુસ્તકાલયની પેટીઓ દ્વારા સ્ટિરીઓસ્કોપ, રમવાની રમતો અને તેવાં જ અન્ય સાધનો વડે નિરક્ષર લોકોમાં પણ જ્ઞાનપ્રચાર થાય તેવા પ્રયત્ન કરવા.
૫. મહાલ પુસ્તકાલય મંડળ તરફ, જુથમંડળ દ્વારા, દરેક પુસ્તકાલયનાં ત્રિમાસિક નિવેદન નિયમિત રીતે મોકલાય તેવી ગોઠવણ કરવી.
૬. દરેક પુસ્તકાલયનું વર્ગીકરણ થાય તેમજ દરેક પુસ્તકાલયની નિદાન વર્ષમાં એક વખત તપાસણી થાય એવી યોજના કરવી.

૭. કાયમ ફંડ સુરક્ષિત સ્થળે મૂકાએલું હોવું જોઇએ.

૮. પુસ્તકોની મેળવણી વર્ષ આખરે કરીને રજીસ્ટરે શેરો થઇ જાય તેમ કરવું.

૯. એક માસ ઉપરાંતનાં પુસ્તકો વાચકો પાસેથી પાછાં મંગાવી લેવાની વ્યવસ્થા રાખવી.

૧૦. તૂટી ગયેલાં પુસ્તકો બંધાવવા કે ફાટી ગયેલાં પુસ્તકો કમી કરાવવા તજવીજ થવી જોઇએ.

૧૧. મહાલ પરિષદોમાં કરેલા ઠરાવોનો અમલ જલદી થાય એવા પ્રયત્ન કરવા.

દ. મૂ.:—ઉમેદભાઇ મોતીભાઇ પટેલ, ડભોઇ. અ. આ.:—રસિકલાલ હ. પંડ્યા, પાદરા.
વિ. અ. આ.:—મૂળશંકર કેશવજી, શંકરપુરા.

(૫) પુસ્તકાલયના વહીવટને લગતી પુસ્તકાલય ખાતામાંથી જરૂરી સવલતો મેળવવા અગર પુસ્તકાલયોના હિતના પ્રશ્નોના ઉકેલ કરાવવા જે કંઇ તજવીજ કરવાની જરૂર પડે તે ખાતાના અધિકારીઓને મળી રાજ્ય પુસ્તકાલય મંડળ કરી લે એમ આ પરિષદ ઠરાવે છે.

દ. મૂ.:—છોટાભાઇ ખુશાલભાઈ પટેલ, નાર. અ. આ.:—ખુશાલભાઇ વકીલ, સાવલી.

(૬) શ્રીમંત સરકાર, દર વર્ષે, કેટલાંક ઉપયોગી પુસ્તકો ગ્રામ પંચાયતો પાસે ખરીદાવે છે; તે પુસ્તકો સુરક્ષિત રહે અને તેનો લાભ હરકોઇ વાચકને સહેલાઇથી મળી શકે એટલા માટે એવાં પુસ્તકો ગામના સાર્વજનિક પુસ્તકાલયને સોંપી દેવાનું ધોરણ ઠરાવી આપવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનતિ કરે છે.

દ. મૂ.:—પુરુષોત્તમ કુબેરજી પંડ્યા, રવાલ. અ. આ.:—ભાઇલાલભાઈ ભવાનભાઇ પટેલ, છાણભોઇ.

(૭) બાલોપયોગી પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવાનું રાજ્ય પુસ્તકાલય મંડળે ઠરાવેલું છે: તે કામ હજુ સુધી થયું નથી, તો જેમ બને તેમ જલદી પૂરૂં કરવા આ પરિષદ રાજ્ય પુસ્તકાલય મંડળને ભલામણ કરે છે. —પ્રમુખસ્થાનેથી.

(૮) રાજ્યનાં તમામ પુસ્તકાલયોનું કાયમ ફંડ એ પુસ્તકાલયની સદ્ધરતાને માટે ખાસ આવશ્યક છે. કાયમ ફંડનું સહીસલામતપણું તેના ચોક્કસ હિસાબ અને રકમ કયાં અને કેવી રીતે જમા છે તેના ઉપર આધાર રાખે છે. આવા હિસાબો પ્રગટ થવાથી બરાબર ચોકસાઇ રહી શકે છે. માટે દર પાંચ વર્ષે દરેક પુસ્તકાલયના ચોક્કસ હિસાબો મંગાવી રકમ કેટલી કયાં કેટલા વ્યાજે અને કયી તારીખે મૂકી છે તે હકીકત સાથે ખાતા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવે એ ખાસ જરૂરનું છે, એમ આ પરિષદ માને છે અને તે સરકાર ખર્ચે પ્રસિદ્ધ કરવાની આ પરિષદ પુસ્તકાલય ખાતાને ભલામણ કરે છે.

દ. મૂ.:—નટવરલાલ ગી. શાહ, શિનોર. અ. આ.:—ઉત્સવલાલ અમૃતલાલ પરીખ, વાઘોડીઆ.

(૯) ગુજરાતી ભાષાનાં શિષ્ટ લેખકોનાં અમુક પુસ્તકો સારાં પુસ્તકાલયોમાં અવશ્ય હોવાં જોઇએ. માટે તેવાં પુસ્તકોની એક યાદી રાજ્ય પુસ્તકાલય મંડળ, જરૂર પડયે બહારના વિદ્વાનોની સલાહ લઇ, તૈયાર કરે અને પુસ્તકાલય ખાતા તરફ મોકલાવી આપે; અને પુસ્તકાલય ખાતું યોગ્ય ફેરફાર સાથે તે પ્રમાણેનાં પુસ્તકો કસ્બાપુસ્તકાલયો અને ઉચ્ચ કોટિનાં ગ્રામ પુસ્તકાલયોને ખરીદવાં ભલામણ કરે તે માટે આ પરિષદ પુ૦ ખાતાને વિજ્ઞપ્તિ કરે છે.

દા. મૂ.:—મોતીભાઇ ન. અમીન, વસો. અ. આ.:—શંકરભાઇ ગિરધરભાઇ, કંડારી.
વિ. અ. આ.:—રાવજીભાઇ નાથાભાઇ અમીન, છાણી.

(૧૦) છાણી ગ્રામ પુસ્તકાલયને કસ્બાપુસ્તકાલયની કોટીમાં મૂકવા માટે વડોદરા મહાલ પરિષદે જે ઠરાવ કર્યો છે તેને આ પરિષદ ટેકો આપે છે.

—પ્રમુખસ્થાનેથી.

(૧૧) પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉદ્દેશ સંપૂર્ણ રીતે પાર પાડવા માટે સ્ત્રીઓ તેમજ બાળકોમાં વાચનપ્રચાર બહોળા પ્રમાણમાં થવાની જરૂર છે એમ આ પરિષદ માને છે, અને તેને સારૂ સ્વતંત્ર મહિલા તેમજ બાલપુસ્તકાલયો જેમ બને તેમ વધારે પ્રમાણમાં સ્થાપવાની વ્યવસ્થા કરવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.:—શ્રીમતી શાંતાબ્હેન ભાસ્કર પટેલ, સોજીત્રા. અ. આ.:—શ્રી. ચંચળબ્હેન પરીખ, સોજીત્રા.

(૧૨) આ પ્રાન્તના મહાલમાં નિમાયેલા માનદ પુસ્તકાલય પ્રચારકોનો નિસ્વાર્થ ભાવે તેમણે કરેલી સેવા બદલ આ પરિષદ આભાર માને છે, અને જે મહાલોમાં માનદ પ્રચારકો ન નિમાયા હોય તે મહાલના શિક્ષક મિત્રોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે મહાલની એ ઉણપ પૂરી પાડવા પોતાની સેવા સમર્પવાની ઉત્સુકતા તેઓ દેખાડે.

દ. મૂ.:-કુબેરભાઈ માનસિંહ ચૌહાણ, રસુલાબાદ. અ. આ.:-મણીલાલ હરગોવિન્દ પાઠક, રાસાવાડી

(૧૩) ગ્રામ પુસ્તકાલયો, વાચનાલયો અને કસ્બાપુસ્તકાલયોનાં અંદાજપત્રો અકટોબર આખર સુધીમાં મંજુર કરી જે તે પુસ્તકાલયોને પાછાં મળી જાય તો લોકમદદ, પાવતીઓ વગેરે મોકલી આપી સરકાર પંચાયત મદદ મેળવી વર્તમાનપત્રો વગેરેનાં લવાજમ ભરવાનું ડિસેમ્બરની ૧૫ મી સુધીમાં શક્ય બને તે માટે જે તે વર્ષનાં અંદાજપત્રો ચાલતા ધોરણે અકટોબર આખર સુધીમાં રવાના કરવાના વહિવટને વળગી રહેવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ.:—નારાયણ દામોદર ત્રિવેદી, ઇંદ્રાડ. અ. આ.:—હીરાલાલ ફોગટલાલ જની, સાઢલી.

(૧૪) સુધરાઇઓ તથા ગ્રામપંચાયતોની મદદ વધારે ઉદારતાથી પુસ્તકાલયોને મળે એ માટે જે તે સ્થાનિક સંસ્થાઓ પોતપોતાનાં અંદાજપત્રોમાં સવડ રાખે અને તે જે તે વર્ષની શરૂઆતમાં જ જે તે પુસ્તકાલયને મળી જાય તેવો પ્રબંધ કરાવી આપવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.:-હીરાલાલ ચુનીલાલ શાહ, સંખેડા. અ. આ.:—સોમચંદ ત્રિભોવનદાસ, છાણી.

(૧૫) પુખ્ત વયનાં સ્ત્રી પુરૂષો તેમજ વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષાની જે યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે કરી છે તેને આ પરિષદ આવકારે છે, અને તેનો લાભ મોટા પ્રમાણમાં લઇ શકાય તે માટે પરીક્ષાનાં ઠરેલાં પુસ્તકો પુસ્તકાલય ખરીદી શકે તેવી સગવડ બજેટમાં કરી આપવા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે. તથા પરીક્ષાનો લાભ ખૂબ મોટા પ્રમાણમાં લેવાય તેવી યોજના કરવા જે તે પુસ્તકાલયના સંચાલકોને ભલામણ કરવામાં આવે છે; તેમજ મહાલ પુસ્તકાલય મંડળો આ પુસ્તકો ઉમેદવારોને પૂરાં પાડવાની યોજના કરે એમ આ પરિષદ ઇચ્છે છે.

દ. મૂ.:—મોતીભાઇ ન. અમીન, વસો. અ. આ.:—રતિલાલ માણેકલાલ ઘોડા, વરણામા,
વિ. અ. આ.:—રમણલાલ ચુનીલાલ, નભીસરા.

(૧૬) આજની પરિષદનું સુકાન હાથમાં લઈ તેની કાર્યવાહીને ફતેહમંદ રીતે પાર પાડવા માટે લીધેલી તસ્દી બદલ પ્રમુખશ્રી રા. બા. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબનો આભાર માનવામાં આવે છે.

દ. મૂ.:—મંગળદાસ ગોરધનભાઇ પોલા, વાઘોડીઆ. અ. આ.:—મણીભાઇ મોતીભાઇ, પાદરા.



# વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ (વાઘોડીયા) માં હાજર રહેનાર

# પ્રતિનિધિઓની યાદી ( કુલ ૧૬૦ )

**પેટલાદ મહાલ ૩૫:**—ગોકળભાઇ ખુશાલભાઇ પલોલ; રામભાઇ કાશીભાઇ વસો; ચંદુભાઇ મણિભાઇ વસો; જેઠાભાઇ બકોરભાઇ વસો; જમનાદાસ ભાઇલાલ વસો; ગોવિંદભાઇ ગીરધરભાઇ વસો; અંબાલાલ ભુલાભાઇ વસો; અંબાલાલ દ્વારકાદાસ મોગરી; નાથાભાઇ ખુશાલભાઇ મહેળાવ; રાવજીભાઇ ભાઇલાલભાઇ પીઝ; ડાહ્યાભાઇ વેરીભાઇ દંતાલી; છોટાભાઇ ખુશાલભાઇ નાર; અંબાલાલ લલ્લુભાઇ થલેડી; નરસિંહભાઇ પ્રભુદાસ નાર; કાન્તિલાલ ભોગીલાલ સુંદરા; પુરુષોતમ વલ્લવભાઇ ગાડા; ફુલાભાઇ હાથીભાઇ બાંધણી; શંકરભાઇ બાબરભાઇ બાંધણી; મંગળભાઇ રઘનાથજી ગાડા; મુળજીભાઇ મોતીભાઇ સોજીત્રા; ઇશ્વરભાઇ આશાભાઇ સોજીત્રા; અંબાલાલ ઝવેરભાઇ સોજીત્રા; શાન્તાબ્હેન ભાસ્કરરાવ સોજીત્રા મહિલા પુ; ચંચળબ્હેન છોટાભાઈ સોજીત્રા મહિલા પુ; છોટાભાઇ ભાઇલાલભાઇ ધર્મજ; શનાભાઇ સોમાભાઈ રામપુર; ઇશ્વરભાઇ પુંજાભાઇ રામોલ; હાથીભાઇ મકનદાસ રામોલ; સોમાભાઇ ફુલાભાઇ નવાગામ; બાબરભાઇ લલ્લુભાઇ નવાગામ; સોમાભાઇ કુબેરભાઈ કાસર; અંબાલાલ કુબેરભાઇ ભડકદ; પરશોતમ વીરાભાઇ બોરીઆ; નરોતમ કાલીદાસ સીસવા; આશાભાઇ મનોરભાઇ ડેમોલ;

**સાવલી મહાલ ૧૬:**—મોરારભાઇ લખાભાઇ ડેસર; રઘુરાવ વસનજી તુંડાવ; પંડ્યા રમણલાલ ચુનીલાલ નગીસરા; નારણભાઇ દામોદર ઇંદ્રાડ; ગજાનન કેશવરામ મજુસર; કૃષ્ણલાલ મોહનલાલ સાવલી; પાઠક મણિલાલ હરગોવિંદદાસ રાસાવાડી; ચંદુલાલ છોટાલાલ ગરધીઆ; તોળાશંકર નાથાભાઇ ગોઠડા; ગંગાશંકર લલ્લુરામ તુલસીગામ; રમણલાલ મોતીરામ સમલાયા; પ્રભુદાસ રાયજીભાઇ મજુસર; અંબાલાલ છોટાલાલ બહુથાં; શંભુપ્રસાદ અંબાલાલ પીલોલ; સોમાભાઇ ગરબડભાઇ વેજપૂર; પુરૂષોતમ ભોગીલાલ ખાખરીઆ.

**પાદરા મહાલ ૨૪:**—મોતીભાઇ ગોવિંદભાઇ ગવાસદ; મોતીભાઈ મીઠાભાઇ ગવાસદ; ખુશાલચંદ ઝવેરચંદ સોખડા રાઘુ; ચુનીલાલ દેવચંદભાઇ પાદરા; ખુશાલભાઇ કાળિદાસ મોભા; નગીનદાસ દામોદરદાસ ક્ષત્રી તાજપુરા; હીરાભાઇ ઝવેરભાઇ મુવાલ; પા. આશાભાઇ મીઠાભાઇ ભોજ; પા. ઇશ્વરભાઇ મોતીભાઇ પિંડાપા; પા. મોતીભાઈ ઝવેરભાઈ મોભા; પા. ડાહ્યાભાઇ તળજાભાઇ વડુ; પા. ડાહ્યાભાઇ રણછોડભાઇ સાણપુર; પા. હીરાભાઇ દેસાઇભાઇ મુવાલ; પા. છગનભાઇ હીરાભાઈ ચિત્રાલ; પા. મહીજીભાઇ હીરાભાઇ ભાણપુર; જાની રામનારાયણ મણિશંકર રણુ; ત્રિવેદી છગનલાલ મથુરભાઇ ચાણસદ; ગણપતરામ છોટારામ ધાયજ; રણછોડભાઇ રઘુનાથજી પાદરા; મણિભાઇ મોતીભાઇ પાદરા; વિષ્ણુપ્રસાદ પ્રલ્હાદજી પાદરા; ચતુરભાઇ મથુરભાઇ સાધી; દેસાઇભાઇ હીરાભાઇ સાધી; રસિકલાલ હ. પંડ્યા પાદરા.

**કરજણ મહાલ ૧૯:**—ગાંધી જેગજીવનદાસ અમથાભાઇ લીલોડ; ઇશ્વરભાઇ નાગજીભાઇ આસનેરા; નાથાભાઇ કેસુરભાઇ રણાપુર; છોટાલાલ નરભેરામ મંડ્યા દેરોલી; રસુલભાઇ ગફુરભાઇ છંછવા; ઉમરભાઇ મહમદભાઇ મેથી; શા. રતીલાલ મુળજીભાઇ મેથી; જીવાભાઇ મથુરભાઇ વેમાર; ગોરધનભાઇ વાઘજીભાઇ કંથારીઆ; કાશીભાઇ બાવાભાઇ ફતેપુર; ગફુરભાઇ સુલેમાન તેગવા; મંગળભાઇ જેસંગભાઇ કરજણ; મૂળશંકર નરસિંહરામ માંગલેજ; ભાઇલાલભાઇ બાવાજી બામણગામ; શંકરભાઇ ગિરધરભાઇ કંડારી; રવિશંકર મહાશંકર કંડારી; જયસિંહ હિંમતસિંહ સામરા.

**સંખેડા મહાલ ૬:**—મકરાણી વલીમહમદ દિનમહમદ નંદપુર; છગનલાલ કેવળભાઇ પટેલ માંકણી; તલાટી ચિમનલાલ છોટાલાલ ચીખોદરા; એન્છવલાલ માણેકલાલ બહાદરપુર; હીરાલાલ ચુનીલાલ સંખેડા; નવનીતલાલ મોતીલાલ સંખેડા.

**ડભોઇ મહાલ ૧૩:**—દેસાઇ કૃષ્ણલાલ અમૃતલાલ ધમેલી; દુર્ગાશંકર રેવાશંકર શુવાની; મણિશંકર પ્રાણશંકર ત્રીવેદી વઢવાણા; અંબાલાલ ગણપતરામ કરાલી; છગનભાઇ ઝવેરભાઇ ગામડી; ખુશાલભાઇ નારણભાઇ વડજ; મણિલાલ દલપતભાઇ વડજ; ચુનીલાલ નથુરામ વણાદરા; ઉમેદભાઇ મોતીભાઇ ડભોઇ; રતિલાલ કરૂણાશંકર ભીલાપુર; નારણભાઇ અંબાઇદાસ બ્યારા; રણછોડભાઇ કાળિદાસ બ્યારા; વિઠ્ઠલભાઇ જીવાભાઇ અમરેશ્વર.

**તિલકવાડા મહાલ ૨:**—લક્ષ્મણજી જાદવજી કરનાળી; મણિલાલ નરભેશંકર તિલકવાડા.

**ભાદરણ મહાલ ૯:**—પટેલ મનુભાઇ નારણભાઇ ઝારોળા; તુળસીભાઇ કાલીદાસ ઝારોળા; ભાઇલાલભાઇ કિશોરભાઇ રણોલી; કાશીભાઇ નરસિંહભાઇ રણોલી; મોતીભાઇ ધૂળાભાઇ રૂદેલ; ડાહ્યાભાઇ લાલભાઇ રૂદેલ; મોતીભાઇ જેસંગભાઇ જલસણ, શિવાભાઇ ભાઇલાલભાઇ ભાદરણ; પુરશોતમ મોતીભાઇ ભાદરણ.

**શિનોર મહાલ ૧૦:**—પા. ચતુરભાઇ ગોવિંદભાઇ દીવેર; ખત્રી શંભુલાલ પુરૂષોતમ માલસર; ભાઇલાલભાઇ ભવાનભાઇ છાણભોઇ; ગોવિંદભાઇ નાથાભાઇ છાણભોઇ; હીરાલાલ ફોગટલાલ સાદલી; રામભાઇ જેસંગભાઇ ઉત્રાજ; દોલતભાઇ નરોતમભાઇ પુનીયાદ; હરજીભાઇ મીઠાભાઇ શીરોડા; લલ્લુભાઇ હરગોવિંદ શીરોડા; પીરજાદા બાવા સાહેબ નજરઅલી ભેખડા.

**વડોદરા મહાલ ૧૫:**—પા. અંબાલાલ રણછોડભાઇ વરણામા; પા. રેવનભાઇ અંબાલાલ રણોલી; પંડ્યા પ્રભાશંકર મથુરભાઇ ગોત્રી; પંડ્યા તોળાશંકર હરિશંકર ભાયલી; ભટ્ટ નરહરિલાલ મગનલાલ ખટોલા; પા. મંગળભાઇ માધવભાઇ કાશીપુરા; પા. છગનલાલ મથુરભાઇ દુમાડ; જાદવ હડીસિંગ સરદારસિંગ વાસણાકોતરીયા; ફુલાભાઇ નારણભાઇ બીલ; દવે પરસોતમ અમૃતરામ ચાપડ; ઘોડા રતિલાલ માણેકલાલ વરણામા; પાઠક ડાહ્યારામ દાજીરામ વરણામા; રાવજીભાઇ નાથાભાઇ છાણી; સોમચંદ ત્રીભોવનદાસ છાણી, ચિમનભાઇ હ. અમીન વરણામા.

**વાઘોડીઆ મહાલ ૧૩:**—ભટ શંકરલાલ વિશ્વનાથ ગણેશપુરા; મૂળશંકર કેશવજી શંકરપુરા; સોમભાઈ હરીભાઇ માડોધર; સોલંકી માણેકલાલ જગજીવન માડોધર; શિવાભાઇ છગનલાલ રસુલાબાદ; સાધુ છગનલાલ ત્રીભોવનદાસ ગુતાલ; રતિલાલ પિતાંબરદાસ પીપળીઆ; છગનભાઇ હાથીભાઇ કોટંબી; અંબાલાલ હીરાલાલ કરમાલીઆપુરા; લાલભાઈ મોતીભાઇ ગણેશપુરા; મથુરભાઈ પુરૂષોતમ ગણેશપુરા; સોમાભાઇ દરૂભાઇ સાંગાડોલ; નરભેરામ અંબાલાલ ક્રુમેટા.



## વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ—વાઘોડીઆ

# સ્વાગત સભ્યોની યાદી.

**વાઘોડીઆ કસ્બાના:**—ભોગીલાલ ગોરધનદાસ દેસાઇ વહીવટદાર સાહેબ; રાજારામ લખાજી જેઠી ફોજદાર સાહેબ; નાથાલાલ જીવણલાલ ઠક્કર સ્ટેશન માસ્તર; રણછોડલાલ હરગોવિન્દદાસ; હાજી લતીફ અબ્દુરહેમાન; ચંદુલાલ મોહનલાલ; મગનલાલ હરગોવિંદ; ઉમેદભાઇ મંગળભાઇ; મોતીલાલ દેવકલી; એક ગૃહસ્થ; ગીરધરલાલ ફુલચંદ; મગનલાલ ભુલાભાઇ; ગાંધી શનિલાલ રણછોડદાસ; પુરુષોતમ મગનલાલ કાશીવાળા; જેઠાલાલ હરજીવન પંચાળ; ગોરધનદાસ નાથજી મોદી; ચંદુલાલ મથુરદાસ; ઓચ્છવલાલ અમૃતલાલ પરિખ; દલસુખભાઇ કસ્તુરચંદ; વિઠ્ઠલદાસ ભુલાભાઇ; કાન્તિલાલ મગનલાલ; મોહનલાલ મથુરદાસ; ચિમનલાલ મુળજીભાઇ; બાબુરાવ મથુરાંદાસ; ગોરધનદાસ પુરૂષોતમદાસ; અંબાલાલ માણેકલાલ; નરસિંહભાઇ બેચરભાઇ; જીવનલાલ ગોરધનદાસ; ચંદુલાલ ગોરધનદાસ; નાથાલાલ ગોરધનદાસ; ત્રીભોવનદાસ છોટાલાલ; ભોગીલાલ નાથજી; મણિલાલ મંગળજી કાશીવાળા; ગિરધરલાલ કેશવલાલ તલાટી; મોહનલાલ ત્રીભોવનદાસ કાપડીઆ; કડુજી ગનુજીની કું; મંગળદાસ ગોરધનદાસ પોલા; તુળસીભાઇ હાથીભાઇ દેસાઇ; જીવનલાલ ત્રીભોવનદાસ દવે; ફુલચંદ મનસુખભાઇ; હેડમાસ્તર વૈષ્ણવ સાહેબ; મથુરભાઇ જીભાઇ; ચુનીલાલ હરિવલ્લભ; ગોવિંદલાલ માણેકલાલ; છગનલાલ શોમેશ્વરરામ; કૃષ્ણ હરિ બાપટ પશુરોગ ચિકિત્સક; છગનલાલ નારણજી પુરાણી; શંકરલાલ ત્રીભોવનદાસ દવે માસ્તર; ભૈયા શંકરલાલ મોહનલાલ; છોટાલાલ શાહ; ત્રીભોવનદાસ મુળજીભાઇ; મુળજીભાઇ નાથજીભાઇ શાહ; મગનલાલ હરિવલવદાસ; દલસુખભાઇ દેવજીભાઇ પંચાલ; શિવલાલ હરિલાલ શાહ.

**ગામડાંમાંથી ૭૩:**—૧ અસ્માલભાઇ મુસેભાઇ ભાવનગરપુરા; ૧૦ પીપળીઆ ગામ તરફથી; ૧૦ દાંડીઆપુરા ગામ તરફથી; ૧૦ ખેરવાડી ગામ તરફથી; ૧૦ કરમાલીઆપુરા ગામ તરફથી; ૧૦ માડોધર ગામ તરફથી; ૧૦ રવાલ ગામ તરફથી; ૧૦ રસુલાબાદ ગામ તરફથી; ૨ કામરોળ ગામ તરફથી.

કુલ—૧૨૮.



# વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ (વાઘોડીઆ)

## ઉત્પન્ન-ખર્ચનો હિસાબ

**જ**

૧૩૦-૮-૦ શ્રી પરિષદ ભોજન ફી ખાતે
૪૦-૦-૦ શ્રી પ્રતિનિધિ ફી ખાતે
૧૨૯-૦-૦ શ્રી સ્વાગત સભ્યોની વર્ગણી ખાતે

૨૯૯-૮-૦

**ઉ**

૨૪૫-૧૦-૬ શ્રી પરિષદ ખર્ચ ખાતે
૧૦૫- ૦-૦ રસોડાના ભોજનના ભાગના
૧૬- ૧-૬ રસોઇઆઓને આપ્યા તેના ફાળાના
૧૬-૧૫-૩ મંડપ, બત્તી વગેરેના ભાગના
૧૫- ૬-૯ ટપાલ ખર્ચ ખાતે
૧૨-૧૨-૦ પરચુરણ ખાતે
૨૨- ૦-૦ છપામણીના
૧૩-૦-૦ લક્ષ્મી પ્રિન્ટીંગ
૫-૦-૦ અશોક પ્રિન્ટીંગ
૪-૦-૦ આર્ય સુ. પ્રેસ
૪- ૦-૦ મોટરવાળાને
૧૦- ૦-૦ માલ સામાન ગામડેથી મંગાવેલો તેના જતા આવતાના ભાડાના
૨૩- ૦-૦ ફોટોગ્રાફરને ફે હિસ્સાના તથા બે બ્લૉકના
૩- ૩-૦ કંસારાને: ધનામના ફે હિસ્સાના

**ઉ**

૫- ૦-૦ ખોવાયલી વસ્તુના
૧૨- ૦-૦ મંડળ મારેનું ટાટીન

૨૪૫-૧૦-૬
૧૦- ૦-૦ શ્રી વડોદરા પ્રાંત પુ. મંડળને પ્રતિનિધિ ફાળાના ફે પ્રમાણે

૨૫૫-૧૦-૬
૪૩-૧૩-૬ બાકી શિલક

૨૯૯- ૮-૦

ટીપ:—શ્રી સયાજી સહકાર સેવક સંઘ તરફથી સહકારી પરિષદ અને પ્રાંતનો સહકારી શિક્ષણવર્ગ આજ દિવસોમાં ચલાવવામાં આવવાથી એકંદર ખર્ચ ઓછો થયો છે. હજુ કાંઇ ખર્ચમાં આકસ્મિક રકમો રહી ગઇ હશે તો તે અદા થઇ તથા પ્રાંત પુસ્તકાલય પરિષદના હેવાલની ૧૦૦ નકલો છપામણીનું બિલ જતાં જે રકમ સિલક રહેશે તેનો વિનિયોગ કેવી રીતે કરવો તે સ્વાગત સમિતિના સભ્યો નક્કી કરી લેશે.

મંગળદાસ ગો. પોલા. ઓચ્છવલાલ મ. પરીખ. કુબેરભાઇ મા. ચૌહાણ.
માનદ મંત્રીઓ,

ચોથી વડોદરા પ્રાંત પુ. પરિષદ-વાઘોડીઆ.

# મહાલ પુસ્તકાલય પરિષદો

સને ૧૯૩૬-૩૭

( ડિસેમ્બર '૩૬ અંકના પૃઃ ૮૨૭ થી ચાલુ )

(૪) પેટલાદ મહાલ ત્રીજી પરિષદ:—તા. ૧૩ : ૧૨ : ૩૬ને રવિવારે પેટલાદ મહાલ પુસ્તકાલય પરિષદ મોગરી મુકામે મળવાનું અગાઉથી જાહેર થયું હતું તે પ્રમાણે વડોદરા રાજ્યના કેળવણી ખાતાના કર્તવ્યનિષ્ઠ, બુદ્ધિશાળી અને ઉમંગી અમલદાર તરીકે ખ્યાતિ પામેલા અને હાલમાં સરકારી નોકરીમાંથી નિવૃત્ત થએલા શ્રીયુત ગોકુળદાસ મથુરાંદાસ શાહના પ્રમુખપણા નીચે પરિષદ મળી હતી. આ પરિષદમાં ભાગ લેવા માટે પુસ્તકાલય ખાતાના નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક શ્રીયુત મોતીભાઇ અમીન, પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રીયુત હરિવલ્લભદાસ શાહ, મહાલ કેળવણી મંડળના મંત્રી શ્રીયુત છોટાભાઈ ખુ. પટેલ, વસો એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રી. ગોવર્ધનભાઇ હાથીભાઇ દેસાઇ, લંડનની યુનીવર્સીટીમાં શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરી તુરતમાં પાછા ફરેલા શ્રીયુત રામચંદ્ર પંડયા, મેલ ટ્રેનિંગ કૉલેજના અધ્યાપકો શ્રીયુત શામળભાઇ તથા શ્રીયુત કિશોરભાઇ, પેટલાદ મહાલના શાળાધિકારી શ્રીયુત મજમુદાર, શિક્ષણના પવિત્ર કાર્યને જીવનના મુખ્ય ધ્યેય તરીકે સ્વીકારનાર ગુજરાતના જાણીતા શિક્ષક શ્રીયુત કરુણાશંકર માસ્તર, પેટલાદ સરકારી ગુજરાતી શાળાના નિવૃત્ત હેડમાસ્તર શ્રીયુત ભાઇલાલભાઇ શામળભાઇ અમીન, વગેરે કેળવણીમાં રસ લેનાર ભાઇઓ હાજર હતા. આણંદથી ચરોતર એજ્યુકેશન સોસાયટીના મંત્રી શ્રીયુત આશાભાઇ પટેલ, સોસાયટીના સ્વયંસેવક શ્રીયુત ચુનીલાલ ભટ્ટ, આણંદના નાગરિક શ્રીયુત ચીમનલાલ ઠીરપાશંકર દવે, વકીલ કેશવલાલ પટેલ, વગેરે ભાઇઓ પણ ખાસ પધાર્યા હતા. પુસ્તકાલયના મંત્રીઓ અને શાળાઓના શિક્ષકો સારી સંખ્યામાં પ્રમુખ સાહેબના જ્ઞાનનો અને અનુભવનો લાભ લેવા ઉમંગથી હાજર થયા હતા.

પરિષદને અંગે સવારમાં નવ વાગે શિક્ષક સંમેલન ભરવામાં આવ્યું હતું. તે પ્રસંગે તેમાં શિક્ષકોના હિતની યોજનાઓ (૧) માસિક રૂ. ૩૦ ના પગારદાર શિક્ષકો માટે રૂપિયા ૨૦ની લોન લઇ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સભાસદ થવાની યોજના, (૨) રૂપિયા ૧૦ એક વખતના આપી નિવૃત્તિવેતન મળવા પહેલાં અવસાન થાય તો રૂ. ૫૦ મેળવવાની યોજના, અને (૩) શિક્ષક સહાયક સહકારી મંડળીની યોજના વિષે ચર્ચા થઇ હતી; અને જેમને આ યોજનામાં જોડાવું હોય તેમનાં નામ નોંધવામાં આવ્યાં હતાં. શિક્ષક સહાયક ફંડ તે દિવસથી શરૂ થયેલું જાહેર કરવામાં આવ્યું હતું; અને જેમણે નામ નોંધાવ્યાં હોય તેમને પેટલાદ મહાલ કેળવણીમંડળના મંત્રી ભાઇ છોટાભાઈ તરફ રૂ. ૧૦ મોકલી આપવા સૂચના કરવામાં આવી હતી. તે પછી ફરજીઆત પ્રાથમિક કેળવણી પેટલાદ મહાલમાં સફળ નીવડે તે માટે શી તજવીજ કરવી જોઇએ તે સંબંધી જુદી જુદી દૃષ્ટિએ વિચારવામાં આવ્યું હતું. શિક્ષકોની મુશ્કેલીઓ સંબંધી ચર્ચા થઇ હતી અને શ્રી. ગોકુળદાસ ભાઇએ પોતાના વિશાળ જ્ઞાન અને અનુભવનો લાભ આપ્યો હતો. અંતમાં આ પ્રશ્ન

મહાલના સર્વ શિક્ષકો ઉત્સાહથી ઉપાડી લે અને મહાલમાંથી નિરક્ષરતા ટાળવા બનતું બધું કરે તે માટે વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. શિક્ષણના કામમાં સાધનોની મુશ્કેલીઓ દૂર કરવાનું અને અનુકૂળતાઓ મેળવી આપવાનું શ્રીયુત મોતીભાઇ અમીને સ્વીકાર્યું હતું.

પુસ્તકાલય પરિષદનું કામ બપોરે ૩-૩૦ વાગે મોગરી કન્યાશાળાની બાળાઓએ તૈયાર કરેલા ગરબાથી શરૂ થયું હતું. પછી પ્રમુખ સાહેબની રીતસર ચુંટણી થયા બાદ મોગરી સરકારી ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષક ભાઇ અંબાલાલ દ્વારકાંદાસ પટેલે પુસ્તકાલય તરફથી તેમજ ગામ લોકો તરફથી સર્વ ભાઇઓને આવકાર આપ્યો હતો. તે પછી મહાલ પુસ્તકાલય મંડળનું નિવેદન રજુ થયું હતું. તે પૂરું થતાં પ્રમુખ સાહેબે પોતાનું છાપેલું ભાષણ કેળવણી ખાતાના વિવિધ અનુભવોથી ભરપૂર ટીકાઓ અને રમુજી વિવેચન સાથે વાંચી સંભળાવ્યું હતું. એ ભાષણ આ અંકમાં અન્યત્ર છપાયેલું છે. ભાષણ પૂરું થતાં વિષયવિચારિણી સમિતિએ મંજુર કરેલા ઠરાવો પરિષદ સમક્ષ એક પછી એક રજુ થયા હતા.

સૌથી પહેલો ઠરાવ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનવાનો તેમજ તેઓશ્રીનું દીર્ઘાયુ ઇચ્છવા સંબંધીનો હતો. બીજો ઠરાવ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકની જગાએ શ્રીયુત રાંગણેકર સાહેબ કાયમ થયા તે બદલ તેમને અભિનંદન આપવાનો અને પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ પુસ્તકાલયોના કાર્યકર્તાઓ સાથે સહકાર સાધી પાર પાડવા વિજ્ઞપ્તિ કરવાનો હતો. તે પછીના ૩ થી ૧૦ ઠરાવો નીચે પ્રમાણે પસાર થયા હતા તેમાં શિષ્ટવાચનની પરીક્ષા સંબંધીનો ઠરાવ ૪થો, આખા મહાલમાં વિદ્યાદાનના દિવસ માટેની યોજના કરવા સંબંધી ઠરાવ ૫ મો, ગ્રંથપાલ સહાયક ફંડ સંબંધી ઠરાવ ૬ઠ્ઠો, ક્રમિક વાચનની યોજના સંબંધી ઠરાવ નં. ૭મો, અને ભાગ્યોદય પોલીસી વિરુદ્ધ પ્રચારકામ કરવા સંબંધી ઠરાવ ૯મો, એટલા ઉપર શ્રીયુત મોતીભાઈ અમીને લંબાણથી વિવેચન કર્યું હતું. અંતમાં પ્રમુખ સાહેબનો અને બહારથી આવેલા મહેમાનોનો ઉપકાર માની પરિષદ વિસર્જન થઈ હતી.

## ઠરાવ :

ઠરાવ નં. ૩:—પુસ્તકાલય પ્રવૃત્તિની સફળતાનો આધાર ફરજીઆત પ્રાથમિક કેળવણીની સફળતા ઉપર રહેલો છે. ફરજીઆત કેળવણીની સફળતાનું માપ પછાત કોમોનાં બાળકો કેટલાં પ્રમાણમાં અને કેટલું ભણે છે અને પછાત કોમોનાં બાળકોને ભણાવવા માટે શિક્ષકો અને ગામ આગેવાનો કેવા અને કેટલા પ્રયત્ન કરે છે તેનાથી જ નીકળી શકે છે. ગામમાં ઉજળિયાત કોમનાં ભાઇઓ અને બેનો જ્યારે યુનિવર્સિટીની પરીક્ષાઓ પસાર કરે છે ત્યારે આનંદ અને સંતોષ દર્શાવવાની જે પ્રથા છે, તેમને ઉત્તેજન આપવા જે યોજનાઓ થાય છે તે કરતાં પણ મોટા પ્રમાણમાં પછાત કોમનાં ભાઇઓ અને બેનો ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા પસાર કરે ત્યારે આનંદ દર્શાવવાની પ્રથા સંસ્કારી ગામોએ દાખલ કરવી જોઇએ. વળી પછાત કોમોને ઉત્તેજન આપવા ખાસ વિશેષ પ્રકારની જેવી કે, કપડાં, પુસ્તકો અને જરૂર પડે તો ખોરાકની પણ મદદ આપવાની યોજનાઓ યોજવી જોઈએ. માટે આ પરિષદ મહાલનાં સર્વ સુશિક્ષિત ભાઇઓ અને બેનોને આગ્રહપૂર્વક સલામણ કરે છે કે પછાત કોમોનાં બાળકો શાળાઓમાં નિયમિત રીતે આવે, બરોબર અભ્યાસ કરે અને શાળા છોડ્યા પછી પુસ્તકાલય દ્વારા જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા ધરાવતાં થાય તેની યોગ્યતા પ્રાપ્ત કરે તે માટે બનતા બધા જ પ્રયત્નો કરે: અને પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે કે આ દિશામાં કેટલી પ્રગતિ

થઇ છે તે જાણી શકાય તે માટે બાળકોનો દંડ ન થતાં હોય તેવી શાળાઓનાં અને દંડ ન થાય અને વિદ્યાર્થીઓ ભણે તેવા સાચા પ્રયત્નો કરનાર શિક્ષકોનાં નામની યાદી તૈયાર કરી દર વર્ષે પ્રગટ કરવાની પ્રથા રાખે.

દ. મૂ.:—ભીખાભાઇ નૃસિંહભાઇ પટેલ, પલોલ. અ. આ.:—ડાહ્યાભાઇ વહેરીભાઇ પટેલ, દંતાલી.

**ઠરાવ નં. ૪:**—પુસ્તકાલયોનાં મકાનો, અને પુસ્તકોની સંખ્યા તેમજ પુસ્તકાલયોનાં કાયમ ફંડો ખૂબ વધે એ ઇચ્છવા જોગ છે જ, પણ તેથી પણ વિશેષ જરૂરનું તો એ છે કે પુસ્તકાલયોનાં સાધનો: પુસ્તકો, વર્તમાનપત્રો, અને માસિકોનો ખૂબ ઉપયોગ થાય અને વિવેકથી ઉપયોગ થાય તે માટે પ્રયત્ન કરવા આ પરિષદ મહાલના સર્વ કાર્યકર્તાઓને, વિદ્યાર્થીઓ માટે તેમજ પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરુષો માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ શિષ્ટ વાચનની જે પરીક્ષાઓ રાખે છે તેનો બહુ જ મોટા પ્રમાણમાં સર્વ કોઇ લાભ લે, રાજ્ય પુસ્તકાલય મંડળ સાથે સહકાર કરી આ પરીક્ષાઓ માટેનાં પુસ્તકો પૂરતી સંખ્યામાં વખતસર પૂરાં પાડવા મહાલ પુસ્તકાલય મંડળ તજવીજ કરે, અને પ્રાંત તથા મહાલ શાળાધિકારી સાહેબો પણ આ યોજના સફળ ઉતારવામાં મદદ કરે તે માટે તેમને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ.:—અંબાલાલ લલ્લુરામ, મોગરી. અ. આ.:—પુરુષોત્તમ ચતુરભાઇ પંડ્યા, સોજીત્રા.

**ઠરાવ નં. ૫:**—પુસ્તકાલયોને ગ્રામ પંચાયતો ઠરેલા ધોરણે મદદ આપે તે માટે સવડ કરી આપવા મહાલ વહીવટદાર સાહેબને, લગ્ન મરણ વા ઇતર શુભાશુભ પ્રસંગે પુસ્તકાલયોને મદદ આપવા-અપાવવા ગામ આગેવાનોને અને **વિદ્યાદાન માટે આખા મહાલની એક દિવસની** યોજના કરવા મહાલ પુ. મંડળ તથા મહાલ કેળવણી મંડળને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ.:—મંગળભાઇ રઘનાથજી, ગાડા. અ. આ.:—ખુશાલભાઇ કાળીદાસ, બાકરોલ.

**ઠરાવ નં. ૬:**—વાર્ષિક રૂા. ૩) દરેક પુસ્તકાલયના અંદાજપત્રમાં દાખલ કરી ૧૫ વર્ષને અંતે ગ્રંથપાલને રૂા. ૫૦) મળવા "ગ્રંથપાળ સહાયક ફંડ"ની જે યોજના પ્રસિદ્ધ થઇ છે તે યોજના રાજ્ય વા પ્રાંત પુસ્તકાલય મંડળ ઉપાડી લે તો આ મહાલના ગ્રંથપાલોએ તેમાં જોડાવું; નહિ તો મહાલ પૂરતી તેવી શરૂઆત કરવા પેટલાદ મહાલ પુ. મંડળને આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ.:—પુરુષોત્તમ વીરાભાઇ, બોરીઆવી. અ. આ.:—ઇશ્વરભાઇ લલ્લુભાઇ, સુરાકોઇ.

**ઠરાવ નં. ૭:**—મોટી ઉંમરે વાચન તરફ રૂચિ કાયમ રહી શકે તે માટે શાળામાં વિદ્યાભ્યાસ કરતા તથા પાંચ વર્ષમાં શાળા છોડી ઉઠી ગયેલા વિદ્યાર્થીઓને સ્થાનિક પુસ્તકાલયોમાંથી પુસ્તકો પુરાં પાડી વા પુસ્તકાલય ખાતામાંથી ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી ક્રમિક વાચનની પદ્ધતસર યોજના કરવા તથા ગામના સુશિક્ષિત યુવકો સાથે સહકાર કરી અમુક પસંદ કરેલાં પુસ્તકો લોકોમાં ખૂબ વંચાય તે માટે પ્રયત્ન કરવા આ પરિષદ સર્વ શાળાઓના મુખ્ય શિક્ષકોને વિનંતિ કરે છે.

દ. મૂ.:—ભાઈશંકર અંબાલાલ મહેતા, કાણીસા. અ. આ.:—ઇશ્વરભાઇ મથુરભાઇ, સોજીત્રા.

**ઠરાવ નં. ૮:**—શિક્ષકોને પુસ્તકાલયોનું કામ સેવાભાવે કે ફરજને અંગે કરવાનું હોય, મેટ્રિક સિનિયર અને ગુજરાતી સિનિયર શિક્ષકોની સંખ્યા મહાલમાં બહુ મોટા પ્રમાણમાં હોય, પ્રાંત શાળાધિકારીનું મુખ્ય મથક પેટલાદ હોય અને તેમના કામમાં મદદ કરવા બે મહાલ શાળાધિકારીઓ પણ હોય, મહાલ માટે સ્વતંત્ર મહાલ પુસ્તકાલય પ્રચારક હોય અને વડોદરા રાજ્યની તથા સમગ્ર ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિનું જન્મસ્થળ પેટલાદ હોય: આ બધા અનુકુળ સંયોગો લક્ષમાં લઇ મહાલની સાચી પ્રગતિ ઇચ્છનાર સર્વને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિ નીચે જણાવેલી સ્થિતિ પ્રાપ્ત કરે તે માટે બનતા બધા પ્રયત્ન કરાય;—

૧. મહાલના એકેએક ગામે પુસ્તકાલય સ્થપાયું હોય;

૨. પુસ્તકાલયનાં પુસ્તકોનું વર્ગીકરણ થયું હોય;

૩. મહાલનો એકેએક મુખ્ય શિક્ષક પુસ્તકાલય સંબંધી શાસ્ત્રીય રીતે જ્ઞાન ધરાવતો હોય;

૪. પુસ્તકાલયનું દફતર સુવ્યવસ્થિત હોય;

૫. પુસ્તકોની મેળવણી દર વર્ષે થતી હોય;

૬. ફરતા પુસ્તકાલયની પેટીઓ દ્વારા સ્ટીરિયોસ્કોપ, રમતો અને ચિત્રપોથીઓનો લોકોને છૂટથી લાભ અપાતો હોય.

૭. એકેય ગામ વખતસર અંદાજપત્ર મોકલી મદદ લીધા વિનાનું ન હોય;

૮. પુસ્તકો અને પત્રોની યોગ્ય પસંદગી તેમજ પુસ્તકો બંધાવવાની યોજના સહકારના ધોરણે થતી હોય;

૯. શાળામાં ભણતા તેમજ તાજેતરમાં ઉઠી ગયેલા વિદ્યાર્થીઓને પુસ્તકો ઘેર વાંચવા અપાતાં હોય. અને થોડું ભણેલાંઓને અઠવાડિયામાં એકાદ મુકરર દિવસે કંઇ વાંચી સંભળાવવાની વ્યવસ્થા થતી હોય;

૧૦. કાયમફંડ ખાનગી લોકોને ત્યાં નહિ પણ સદ્ધર જાહેર સ્થળે રોકાયલાં હોય;

૧૧. મહાલ તેમજ જુથ મંડળની સભાઓ અનુક્રમે દર ત્રણ અને એક માસે નિયમિત મળતી હોય.

દ. મૂ.:—ફુલાભાઇ લલ્લુભાઈ પટેલ, બાકરોલ. અ. આ.:—કાળીદાસ નાથાભાઇ, બાકરોલ.

ઠરાવ નં. ૯:—સામાન્ય લોકો અજ્ઞાન, વહેમ અને લોભના કારણે બુદ્ધિશાળી લોકોની યુક્તિપ્રયુક્તિના ભોગ બની ઠગાઇ જઇ દુઃખી થાય નહિ એ શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ છે. હાલમાં ઇન્ડીયા પોલીસી કે ભાગ્યોદય પોલીસી કે તેવા બીજા નામથી ચાલતી જે લલચાવનારી યોજના પેટલાદ મહાલનાં કેટલાંક ગામોમાં ચાલે છે તે કેવળ ઠગાઇ અને લુચ્ચાઇની જ ચોકખી બાજી છે. માટે આ પરિષદ પેટલાદ મહાલનાં સુશિક્ષિત અને કર્તવ્યશીલ સ્ત્રીપુરુષોને વિજ્ઞપ્તિ કરે છે કે, પોતે રૂા. ૧-૨-૦ આપી બીજા પાસે તેવી જ રીતે અપાવવાને કોઇને લલચાવે નહિ, એટલું જ નહિ પણ બીજાં અજ્ઞાન અને લોભી સ્ત્રીપુરુષો એ જાળમાં ફસાય નહિ તે માટે લાગતાવળગતા સર્વને જરૂરી ઉપદેશ આપે.

દ. મૂ.:—શ્રી. મોતીભાઇ ન. અમીન, વસો. અ. આ.:—શ્રી. છોટાભાઇ ખુ. પટેલ, નાર.

ઠરાવ નં. ૧૦:—મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા અને સહકારના ધોરણે કામ કરી એક બીજાને મળતા લાભો મેળવવા, મહાલ પુસ્તકાલયો અને વાચનાલયોનાં રાજ્ય પુસ્તકાલય મંડળે જે જુથમંડળો ગોઠવેલાં છે તે જુથમંડળોના મંત્રીઓને પોતાના જુથનું કામ નિયમિત અને વ્યવસ્થિત રીતે કરવા અને તેના હેવાલ મહાલમંડળ તરફ મોકલી આપવા આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.:—અંબાલાલ દ્વારકાંદાસ પટેલ, મોગરી. અ. આ.:—મંગળભાઇ રૂપનાયજી, ગાડા.

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ પાર પાડી પરિષદ, લાગુ પડતી ટ્રેનોના ટાઇમ સચવાય તેવી રીતે, સવેળા વિસર્જન થઈ હતી.

છોટાભાઇ ખુશાલભાઇ પટેલ.
પેટલાદ મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી વતી



# મહેસાણા પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદના

# સ્વાગત પ્રમુખનું ભાષણ

**પ્રતિનિધિ બંધુઓ, સન્નારીઓ અને સજ્જનો!**

મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદનું આ ત્રીજું અધિવેશન ચાણસ્મા મહાલે બહુચરાજી જેવા યાત્રાના અને ઐતિહાસિક સ્થળે મળે એ ચાણસ્મા મહાલની પ્રજાનું અહોભાગ્ય છે કે તેમને આવા જ્ઞાનયજ્ઞમાં ભાગ લેવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલ છે. આ મહાલમાં લગભગ ૩૦૦ જેટલા સ્વાગતસભ્યો જે નોંધાયેલ છે તે જનતાનો આ પ્રવૃત્તિ પ્રત્યેનો સદ્ભાવ અને સહકાર દર્શાવે છે. સ્વાગત મંડળ તરફથી આપ સૌ ભાઇઓનો સત્કાર કરતાં મને આનંદ થાય છે.

હું કોઇ વિદ્વાન સાક્ષર કે વક્તા નથી. સાદી સીધી રીતે જે કંઇ સેવાનાં કામ હોય તેમાં ભાગ લેવાનો મને ઉમંગ છે. ધીણોજ કસ્બા પુસ્તકાલય સાથે મારૂં નામ જોડાએલ હોવાથી અને તેના પ્રમુખ તરીકે ધીણોજ કસ્બા પુસ્તકાલયના વિકાસ માટેની મારી પ્રવૃત્તિને લક્ષ મને આ માન આપવામાં આવ્યું હોય એમ લાગે છે. શ્રીમંત મહારાજા સાહેબને પ્રિય એવા જ્ઞાનયજ્ઞમાં આપ સૌ સરસ્વતીદેવીના ઉપાસકોની સેવા કરવાનું જે માન મને અત્રેના સ્વાગત મંડળે આપ્યું છે તે બદલ સૌનો આભાર માનું છું.

મહેસાણા પ્રાંત કેળવણીમાં બહુ પછાત છે અને બીજા પ્રાંતોના મુકાબલે પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઓછો રસ ધરાવે છે; અને તેમાં ય ચાણસ્મા મહાલ કેળવણી અને બીજી રીતે પાછળ ગણાય છે. છતાં મહેસાણા અને ઉંઝા પછી પ્રાંત પરિષદ ભરવાનું માન ચાણસ્મા મહાલને મળે છે તેનો યશ આ પ્રવૃત્તિના પ્રધાન પ્રેરક અને મારા મિત્ર શ્રીયુત દુર્ગાશંકર દવે સાહેબને ફાળે જાય છે.

હિન્દુસ્તાનમાં પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજા સાહેબની હકુમતમાં આવેલ ચાણસ્મા તાલુકાના બહુચરાજી ગામે પરિષદ મળતી હોવાથી બહુચરાજી સંબંધી કેટલીક પ્રાચીન ઐતિહાસિક હકીકત સંક્ષિપ્તમાં રજુ કરૂં તો તે અસ્થાને નહિ ગણાય એવી આશા છે. જે તે સ્થાનની ઐતિહાસિક હકીકતનું દિગ્દર્શન કરવાનું કામ સામાન્યતઃ સ્વાગત પ્રમુખનું મનાતું આવેલ છે.

બહુચરાજી માતાનું ધામ ગુજરાત કાઠીઆવાડમાં મશહૂર છે; અને અંબાજી ગુજરાતની સરહદ પર હોવાથી તળ ગુજરાત માટે તો જેમ ડાકોર સમસ્ત ગુજરાતનું વૈષ્ણવ તીર્થ મનાય છે તેમ બહુચરાજીનું સ્થાન ગુજરાતનું દેવીતીર્થ ગણાય છે. પરંતુ આવા મહત્ત્વનાં સ્થાન માટે જોઇએ તેવી વિશ્વસનીય ઐતિહાસિક હકીકત ઉપલબ્ધ નથી. બહુચરાજી-મહાત્મ્ય જેવા પૌરાણિક ગ્રંથ, કે કવિ વલ્લભભટ્ટ અને કવિ દયાશંકરના ગરબા અને તે સંબંધી

કેટલાક છુટા છવાયા પુરાતત્ત્વવેત્તાઓના લેખોમાંથી જે હકીકત પ્રાપ્ત થાય છે તેનાથી સંતોષ માનવાનો રહે છે.

પુરાતત્ત્વવેત્તાઓ અને વિદ્વાનોને મારી વિનંતિ છે કે ગુજરાતના આ ગૌરવભર્યાં સ્થાન માટે વિશ્વસનીય ઐતિહાસિક હકીકત એકત્ર કરી જનતા સમક્ષ રજુ કરે કે જેથી કાલ્પનિક અને અર્ધસત્ય હકીકત ઇતિહાસનું સ્વરૂપ લેતી બંધ પડે.

દંઢાસુર આદિ દૈત્યોથી વસેલી આ ભૂમિમાં અસુરોના ઉપદ્રવોનો નાશ કરી, વિદ્યાવ્યાસંગી ઋષિમુનિઓના રક્ષણાર્થે દેવી ભગવતી બહુચરામા આ સ્થાનમાં પધાર્યાં એમ કહેવાય છે. બહેચર ગામ અને બહુચરાજી સ્થાન ક્યારે વસ્યું તે સંબંધી બારમા સૈકાથી અઢારમા સૈકા સુધી કેવળ અનુમાનો કરવામાં આવે છે. પવિત્ર ઋષિવૃક્ષ (વરખડો) જે માતાજીનું ઉત્પત્તિ સ્થાન મનાય છે તે અને ત્યાર પછી બંધાએલ નાનું મંદિર તથા હાલનું મંદિર મોજુદ છે. હાલના મંદિરનો સભા-મંડપ સંવત ૧૮૩૬ માં વડોદરા રાજ્ય તરફથી બંધાયાનું શિલાલેખમાંથી જણાય છે. એકંદરે સ્થાનનું શિલ્પ કામ જોતાં તે વિશેષ પ્રાચીન હોવાનું નથી જણાતું.

આ સ્થાન સાથે ચાવડા અને સોલંકી રાજાઓની કથાઓ જોડાએલી છે. નારસિંહ અને તેજમાલ એમ ભિન્ન ભિન્ન નામો ગરબાઓમાં ગવાય છે; પરંતુ તેને ઐતિહાસિક પુરાવાનું સમર્થન મળતું નથી. સ્ત્રીમાંથી પુરૂષ થયાની દંતકથા માનવામાં ન આવે તો પણ હાલના જમાનામાં બનતા કેટલાક બનાવોથી તે હકીકત અશક્ય તો નથી જ લાગતી. ગમે તેમ પણ માતાજીના અદ્દ્ભુત ચમત્કારે પ્રજાના હૃદયમાં ઉંડા ભક્તિભાવનું સ્થાન લીધું છે, અને તે જુદા જુદા નામે પૂજાય છે. વૈદિકોએ બહિર્ચરા, શાસ્ત્રીઓએ બાલા અને વલ્લભાદિ કવિઓએ બહુચરા અને કેટલાક પુરાતત્ત્વવેત્તાઓએ બહુસુણા દેવી એવાં નામો આપેલ છે. એકંદરે ગુજરાતની પ્રજામાં આ સ્થાનનો મહિમા અવર્ણનીય છે. ઘણાં સ્થળેથી વાર્ષિક સંઘો અહિં આવે છે. આવા આ પવિત્ર સ્થાનમાં સરસ્વતીના ઉપાસકો ભગવતી દેવીના પ્રતાપથી જ્ઞાનયજ્ઞમાં સિદ્ધિ પામશે એવી મારી પ્રતીતિ છે.

વિદ્યાવિલાસી રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબની ઉદાર રાજનીતિથી રાજ્યના દરેક પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ અને વિસ્તાર થએલ છે. પ્રાંતમાંનાં પુસ્તકાલયો સહકારથી અને સંગઠનથી કામ કરે એ માટે પ્રાંત પુસ્તકાલય મંડળ, મહાલ પુસ્તકાલય મંડળ અને જુથ મંડળો સ્થાપવામાં આવેલ છે. આ બધાં મંડળોનો મુખ્ય હેતુ ગ્રામ પુસ્તકાલયોને સંગીન પાયા પર કામ કરતાં કરવાનો છે. કે જેથી ગામડાંની જનતા ભણેલું ભૂલી ફરી નિરક્ષર દશાને પ્રાપ્ત થાય નહિ અને પુસ્તકાલયની પ્રેરણાથી કેળવણી પ્રત્યે પ્રેમ કેળવી સંસ્કારી થાય અને ગ્રામોદ્ધારનું કાર્ય સરળ બને.

મહાપુરૂષોનાં વચનામૃતો પુસ્તકોમાં સંગ્રહાયલાં છે. વાર્તાના વાચનને બદલે મહા પુરૂષોનાં જીવન ચરિત્રોથી મનુષ્ય જીવન ઉચ્ચતર બને છે. આધ્યાત્મિક ઉન્નતિ અર્થે ધર્મ-ગ્રંથોનું સેવન કરવું જોઇએ. આપણા રાજપિતાએ વિશ્વધર્મ પરિષદના પ્રમુખ તરીકે

ધર્મના સત્ય રહસ્યનું દિગ્દર્શન કરાવેલ છે; અને તેથી ધર્મ અને નીતિનો બોધ થાય તેવાં પુસ્તકોને પુસ્તકાલયોમાં સ્થાન હોવું જોઇએ. જે પ્રેરણા સાંપ્રદાયિક મંદિરોમાંથી મળતી તે આજે સરસ્વતી મંદિરોમાંથી મળે છે. પ્રભુએ જેને પૈસો આપેલ છે, તે પોતાની સંપત્તિનો વ્યય આવા કેળવણીના શુભ માર્ગે કરે તે મહત્ત્વનું છે.

॥ सर्वेषामेव दानानां ज्ञानदानम् विशिष्यते ॥

આપ સહુ પ્રતિનિધિ ભાઇઓ પ્રત્યક્ષ રીતે પુસ્તકાલયના કાર્યથી સુપરિચિત છો. પુસ્તકોની મહત્તા, પસંદગી, પુસ્તકાધ્યક્ષની યોગ્યતા, પુસ્તકોનું વર્ગીકરણ અને વ્યવસ્થાપક મંડળની ફરજો વગેરે બાબતો સંબંધમાં યોગ્ય વિચારણા થશે અને એકંદર જે પુસ્તકાલય પ્રવૃત્તિએ શ્રીયુત મોતીભાઈ અમીન સાહેબ જેવા ઉત્સાહી અધિકારીની કુનેહથી આટલું વ્યાપક સ્વરૂપ પકડયું છે તેમાં તેટલીજ સંગીનતા આણવા આપ સૌ આતુર છો એટલે આ પ્રવૃત્તિના નિષ્ણાતોની દોરવણીથી યોગ્ય નિર્ણયો અને ઠરાવો થશે જ. સુભાગ્યે આપણને પ્રમુખ તરીકે કારોબારી ખાતાના કાર્યદક્ષ અધિકારી સાહેબ મે. રા. રા. શંકરરાવ કૃષ્ણરાવ નાયંપલ્લી સાહેબ મળેલ છે; એટલે આપણી પ્રવૃત્તિને પ્રેરણા અને વેગ મળશે જ. અમારે સાધુ-મહંતોને મન તો જનકલ્યાણની સાધનામાં જ સુખ અને શ્રેય સમાએલું છે. શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલયને એક સામુદાયિક સુખ માટે ઉત્તમ સાધન તરીકે ગણેલ છે, અને અમે પણ તેમ માનીને આ પ્રવૃત્તિમાં જોડાએલ છીએ.

જેવી રીતે ફળ એ ઝાડનું અંતિમ પરિણામ છે, તેવી રીતે જનસમાજની જ્ઞાન મેળવવાની ઇચ્છા તથા સરકાર જે મદદ તરીકે કાર્યો કરે છે તેનો, તથા આવી પુસ્તકાલય જેવી સંસ્થાઓનો આખરનો ઉદ્દેશ તથા છેવટનું ફળ તો સકળ જનસમૂહનું સુખ પ્રાપ્ત કરવું એજ છે. એટલે જેવી રીતે ઝાડનું સાફલ્ય ફળમાં છે તેવીજ રીતે સરકારની તેમજ લોકોની તમામ પ્રવૃત્તિઓનું સાફલ્ય અખિલ સમુદાયના સુખમાં રહેલું છે.

શાળાનું શિક્ષણ-ફરજીઆત શિક્ષણનું ધ્યેય કાયમનું અક્ષર જ્ઞાન આપવાનું છે. પરંતુ પુસ્તકાલયવિહોણા ગામમાં વાચનના સાધનના અભાવે પ્રજા ફરી નિરક્ષર દશામાં આવી જાય છે, અને શિક્ષણ પાછળ થએલો ખર્ચ વ્યર્થ જાય છે. એટલે શાળા અને પુસ્તકાલય એકબીજાનાં અનુષંગી છે. તેથી જ રાજ્યે જ્યાં જ્યાં શાળા ત્યાં ત્યાં પુસ્તકાલય સ્થાપવાની ઉદાર નીતિ અખત્યાર કરી છે. તે પાછળ આશરે ૧॥ ( દોઢ ) લાખ રૂપીઆ જેટલો ખર્ચ થાય છે.

ચાણસ્મા મહાલમાં ૫૩ શાળાવાળાં ગામો પૈકી ૨ કસ્બા પુસ્તકાલયો, ૪૨ ગ્રામ પુસ્તકાલયો અને ૯ વાચનાલયો છે જ્યાં રૂ. ૨૪) ની પેટી દરેક ગામે આપવામાં આવેલ છે. અને આખા પ્રાંતમાં ગ્રામ પુસ્તકાલયોની સંખ્યાની બાબતમાં ચાણસ્મા મહાલ બીજે નંબરે આવે છે. વિજાપુર મહાલમાં શાળાઓની સંખ્યા જોતાં ખરી રીતે ચાણસ્મા મહાલ પ્રથમ પંક્તિએ આવે છે. મહાલની પ્રવૃત્તિ અને વિકાસનું ખરૂં માન પરિષદના મુખ્ય મંત્રી શ્રી દુર્ગાશંકર દવે સાહેબને અને મહાલના વહીવટદાર ડાહ્યાભાઇ સાહેબને તથા મહાલ પુસ્તકાલય મંડળના મંત્રીઓ, શ્રી ગજાનનરાવ ગુપ્તે અને નાનજીભાઇ જેઠીદાસને ઘટે છે.

આ રીતે આ મહાલની હકીકત પ્રાંતના પ્રતિનિધિ ભાઇઓ પાસે સંક્ષિપ્તમાં રજૂ કરી, સ્વાગતના કાર્યમાં જે મીઠો સહકાર સ્વાગત ઉપ-પ્રમુખો અને સ્વાગત સભ્યોનો મળ્યો છે, તે બદલ સંતોષ જાહેર કરૂં છું. આ પછાત મહાલમાં અને યાત્રાના સ્થળમાં, પ્રાંતનાં બીજાં વેપારનાં કેન્દ્રોનાં સ્થળો જેવી સગવડ ન સચવાય તે સ્વાભાવિક છે. તેથી જે કંઇ પ્રતિકૂળતા વેઠવી પડે તેની પ્રથમથી નમ્ર ભાવે માફી ચાહું છું, અને પરિષદનું કાર્ય ચલાવવા કાર્યદક્ષ નેતાની વરણી કરવા વિનંતિ કરી વિરમું છું.

બહુચરાજી,
તા. ૨ : ૧ : ૩૭

મહંતશ્રી સીતાશરણજી રામશરણજી.*
સ્વાગત પ્રમુખ:
૪ થી મહેસાણા પ્રાંત પુ૦ પરિષદ



* આ લખાણ યંત્ર પર મોકલતાં ખબર મળે છે કે મહંત શ્રી બહુચરાજી પરિષદમાંથી ધીણોજ સીધાવ્યા બાદ દમના સખ્ત હુમલાથી પટકાઇ પડી તા. ૬-૧-૩૭ ના રોજ સવારના ૭ વાગે વૈકુણ્ઠવાસ કરી ગયા છે. સ્વર્ગસ્થ મહંતશ્રીનું નામ ધીણોજ કસ્બા પુસ્તકાલય સાથે જોડાયું હોઇ તેઓ સંસ્થાના પ્રમુખ અને ધીણોજની ચ વર્ગની સુધરાઇના ઉપપ્રમુખ હતા. ગામની ઘણીખરી જાહેર પ્રવૃત્તિઓને તેમના તરફથી તનમન ધનનો સક્રિય ફાળો મળતો હતો. બહુચરાજી-જ્ઞાનસત્રના સ્વાગતાધ્યક્ષની ફરજ એ એમનું મોટામાં મોટું છેલ્લું સત્કાર્ય હતું. પ્રભુ એમના અમર આત્માને ચિર શાંતિ આપો!



# મહેસાણા પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદના પ્રમુખ

### સુબા શ્રી શંકરરાવ કૃ. નાયમ્પલ્લી સાહેબનું

# ભાષણ

**વિદ્યારસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

હિંદુસ્તાનની પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબને પ્રિય એવી આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં ભાગ લેવાના અને પ્રાંતના ત્રીજા અધિવેશનનું પ્રમુખપદ સ્વીકારવાના ભાવભીના આમંત્રણ માટે આપ સૌનો આભાર માનું છું. મોટા સાક્ષર કે લેખક હોવાનો મારો દાવો નથી. પરંતુ જ્ઞાનપ્રચારના સુંદર અને ઉમદા કાર્યમાં મને રસ અને સહાનુભૂતિ છે, અને તેને પ્રોત્સાહન આપવું એને મારૂં પવિત્ર કર્તવ્ય સમજું છું. પ્રાંતની સ્થિતિનો હજુ જોઇએ તેવો મને પરિચય નથી, તેથી આપે ધારેલી સેવા બજાવી ન શકું તો ક્ષમા કરશો. પરંતુ પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધી જે સાહિત્ય મારી પાસે રજુ થયેલ છે, તેનું અવલોકન કરી પરિષદના પ્રશ્નો સમજવા પ્રામાણિક પ્રયત્ન મેં કર્યો છે કે જેથી પરિષદની કાર્યવાહીમાં મારાથી શક્ય તે સેવા બજાવી શકાય.

હાલમાં લોકોની વિષમ આર્થિક સ્થિતિ હોવા છતાં પરિષદમાં પૈસાનો વ્યય કરવાના વ્યાજબીપણા વિષે શંકા રાખવા જેવું નથી. શૉપનહૉર લખે છે કે "શાળાઓ, પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો માટે ખર્ચેલાં નાણાં ખરૂં જોતાં ખર્ચમાં ગણાય નહિ, પણ વ્યાપાર માટે રોકેલી મુડી જેવાં ગણાય." નિશાળો અને સાર્વજનિક પુસ્તકાલયોની આપણે હિમાયત કરીએ છીએ, તે દેશીબાંધવોની જીંદગી સુખી અને આનંદી કરવામાં ઘણી જ મદદ થાય એ ખાતર છે. પરિષદો અને પ્રદર્શનોનો હેતુ પણ જનકલ્યાણ સાધવાનો હોવાથી, તે ખર્ચનું વળતર વ્યાજ સાથે મળી રહે છે.

મહેસાણા પ્રાંત પુસ્તકાલયનું પહેલું અધિવેશન મહેસાણા અને બીજું ઉંઝા મળ્યું હતું. આજે ત્રીજું અધિવેશન ચાણસ્મા મહાલના ઐતિહાસિક સ્થાન અને જાત્રાના ધામ બહુચરાજીમાં ભરાય છે તે ખુશી થવા જેવું છે. રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાકલ્યાણની જે અનેક અદ્વિતીય યોજનાઓ કરી છે તેમાં તેઓશ્રીની કીર્તિના સુવર્ણ કળશ જેવી કેળવણીની પ્રવૃત્તિઓ, ફરજીઆત કેળવણી અને સાર્વજનિક પુસ્તકાલયોની યોજના છે.

શ્રીમંત મહારાજા સાહેબની ઉદાત્ત મનોભાવના એ છે કે વડોદરા રાજ્યની પ્રજામાંથી નિરક્ષરતાનો નાશ થવો જોઇએ. પરંતુ રાજ્યની ઘણી શુભ સુધારણાઓ અને યોજનાઓ પ્રજાએ જોઇએ તેટલા પ્રમાણમાં અપનાવી લીધી નથી. પરિણામે ફરજીઆત કેળવણીનું જે સુંદર અને ઇષ્ટ ફળ જેટલા પ્રમાણમાં જણાવું જોઇએ તેટલું જણાયું નથી. તેનું એક કારણ શાળામાં લીધેલું શિક્ષણ ગામડાંની પ્રજાને પુસ્તકાલયનો લાભ ન મળે તો ભૂલી જવાય એ છે. તેથી શાળાના શિક્ષણની પૂર્તિ રૂપે પુસ્તકાલયોની અગત્ય સ્વીકારાય છે.

વડોદરા રાજ્યમાં કેળવણી પાછળ રાજ્યની ઉત્પન્નના ૧૨ કે ૧૪ ટકા જેટલું ખર્ચ થાય છે, અને પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ લગભગ દોઢ લાખ રૂપિયાનું ખર્ચ થાય છે. છેલ્લાં પાંચ વર્ષના આંકડા જોવાથી પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસની પ્રતીતિ થશે...

| વર્ષ | ગ્રામ પુસ્તકાલયમાં | વાચનાલયમાં | સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયોમાં | પુસ્તકો | વાચકો | વંચાયેલાં પુસ્તકો | કુલ ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૭૭૩ | ૨૧૬ | ૧૧૦ | ૫૭૩૧૭૦ | ૭૫૫૩૫ | ૪૦૨૨૮૬ | ૧૩૩૩૨૭–૦–૦ |
| ૧૯૩૧–૩૨ | ૮૭૫ | ૧૮૦ | ૧૧૯ | ૬૧૨૪૦૬ | ૭૯૪૦૬ | ૪૨૫૮૧૧ | ૧૪૬૦૭૮–૦–૦ |
| ૧૯૩૨–૩૩ | ૯૭૭ | ૧૫૮ | ૧૨૫ | ૬૬૫૫૪૪ | ૧૦૦૯૫૨ | ૫૪૭૮૯૭ | ૧૫૦૬૬૬–૦–૦ |
| ૧૯૩૩–૩૪ | ૧૩૨૭ | ૧૫[illegible] | ૧૩૮ | ૭૨૮૫૩૦ | ૧૩૩૮૮૯ | ૬૪૧૬૭૨ | ૧૫૩૫૬૯–૦–૦ |
| ૧૯૩૪–૩૫ | ૧૦૧૭ | ૨૧૬ | ૧૪૩ | ૭૬૮૫૦૫ | ૧૩૪૫૫૬ | ૬૩૧૧૧૪ | ૧૪૯૨૩૯–૦–૦ |

વડોદરા રાજ્યના મશહુર મધ્યવર્તી પુસ્તકાલય ઉપરાંત ૪ પ્રાંત પુસ્તકાલયો અને ૪૨ કસ્બા પુસ્તકાલયો છે અને પ્રાંત વાર નીચે પ્રમાણે ગ્રામ પુસ્તકાલયો અને તેની સ્થિતિ પ્રગતિ દર્શક આંકડાઓ છે.

| પ્રાંત | ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા | રજીસ્ટરે પુસ્તકોની સંખ્યા | વંચાયેલાં પુસ્તકોની સંખ્યા | વાચકોની સંખ્યા |
|---|---|---|---|---|
| વડોદરા | ૪૩૩ | ૨૪૨૬૪૮ | ૧૪૧૬૯૨ | ૪૭૧૫૧ |
| મહેસાણા | ૩૬૦ | ૧૪૫૧૯૦ | ૯૧૮૮૫ | ૩૮૧૭૪ |
| નવસારી | ૧૭૩ | ૭૬૨૩૩ | ૬૩૪૦૧ | ૧૮૭૨૨ |
| અમરેલી | ૧૦૨ | ૪૪૫૨૪ | ૪૧૨૩૩ | ૧૨૮૧૬ |
| કુલ... | ૧૦૬૮ | ૫૦૮૫૯૫ | ૩૩૮૨૧૧ | ૧૧૬૮૬૩ |

છેલ્લાં ૨૫ વર્ષમાં પુસ્તકાલય પ્રવૃત્તિએ કેટલી બધી પ્રગતિ કરી છે તેનું પ્રબળ પ્રમાણ ઉપરની હકીકત છે. શ્રીમંત મહારાજા સાહેબ ૧૯૦૬માં અમેરિકાથી પાછા ફર્યા ત્યારથી રાજ્યમાં શિક્ષણ અને પુસ્તકાલયની પ્રવૃત્તિઓ જોરથી ચાલુ થઇ. સને ૧૯૧૩ થી પુસ્તકાલયોનો બહોળો પ્રચાર શરૂ થયો. શરૂઆતથી તે આજદિન સુધી એક પછી એક નિષ્ણાત અધિકારીઓને એ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું છે, અને પ્રવૃત્તિને પ્રોત્સાહન મળતું રહ્યું છે. આ સ્થળે મારે દીલગીરી સાથે જાહેર કરવું પડે છે કે પ્રથમના બે અધિકારીઓ પૈકી મારા મિત્ર મી. ન્યુટન દત્ત જેમણે આ રાજ્યમાં પુસ્તકાલય પ્રગતિ માટે અથાગ પ્રયાસ ઉઠાવી મોટી સેવા બજાવી હતી, તેઓ થોડી મુદત ઉપર ગુજરી જવાથી તેમની ખોટ જણાય આવે છે. તે સાથે રાજેશ્રી મોતીભાઇ અમીન પણ નોકરીમાંથી નિવૃત્ત થવાથી ખાતાને તેમની પણ મોટી ખોટ પડી છે. તેમણે પરિષદો અને મંડળો મારફત આ પ્રવૃત્તિને ઘણોજ વેગ આપેલ છે. આને પરિણામે વાચનાલયો અને ફરતી પેટીઓ બાદ કરતાં દર ચાર ગામે

અને ફરજીઆત કરવાની પહેલ આપણા રાજ્યમાં થઇ છે. પરંતુ છેલ્લી વસતી ગણત્રીના શિક્ષિત અને અશિક્ષિતના આંકડા અને ફરજીઆત દંડના આંકડા આપણે કેટલાં ઉદાસીન અને નિષ્કાળજીવાળા છીએ તે દર્શાવી આપે છે. તેજ પ્રમાણે ખેતીસુધારણા અર્થે કરેલા કાયદા અને સહકારી મંડળીઓ દ્વારા પ્રજાની ઉન્નતિ માટે થતા પ્રયાસોનો પણ પ્રજાએ લાભ ઉઠાવ્યો નથી. જમીનના નાના નાના ટુકડા જુદે જુદે સ્થળે હોવાથી ખેતી બરોબર થઇ શકતી નથી, એ દૃષ્ટિએ તેવા ભાગલા એકત્ર કરતા કાયદાની સવલતો કરી આપી છે. તેનો નહિ જેવો લાભ પ્રજાએ લીધો છે. ખેતીનું સુધરેલ જ્ઞાન ખેડુતોના છોકરાઓને આપવા સારૂ બે ત્રણ સ્થળે યોજના કરી છે તેનો પણ સંપૂર્ણ લાભ લેવામાં આવ્યો નથી. ખેડુત ખાતેદારો કર્જમાંથી મુક્ત થાય એ માટે સહકારી પ્રવૃત્તિનો, સ્વાર્થને વળગી રહી દુરૂપયોગ કરી સ્વાર્થસાધુઓએ ઘણા પ્રયાસે ઉઘાડેલી મંડળીઓ પાયમાલ સ્થિતિમાં આણી છે. સામાજિક ખર્ચ ઓછો કરવા મુકેલા નિર્બંધનું પાલન નહિ કરતાં તેમાંથી કેવા રીતે છુટી જવાય એ દિશાએ પ્રયાસો થયા કરે છે. ગામપંચાયતો સ્થાપન કરી સ્થાનિક સ્વરાજ્યનાં બીજારોપણને ઘણાં વર્ષો થયા છતાં તે દિશાએ પણ જોઇએ તેવી પ્રગતિ થતી નથી. કુસંપથી આવી કેટલીક પંચાયતોમાં સારૂં કામ થવા પામે નહિ એ ઉઘાડું છે. કરકસર કરવા તરફ દુર્લક્ષ કરી ક્ષુલ્લક બાબતોમાં ઝઘડો ઉઠાવી કોર્ટના પગલે ચઢી પૈસાનો ખોટો વ્યય થાય છે. આવી રીતે શ્રીમંત સરકારના ઉચ્ચ ઉદ્દેશ અને આદર્શ પ્રયાસો દીપી નહી આવે એ ઉઘડ છે, અને તેમ થવામાં પ્રજાના સાથનો અભાવ એજ મુખ્ય કારણ છે. માટે આપ બધાં બેનોને અને ભાઇઓને મારી ખાસ વિનંતિ એવી છે કે શ્રીમંત સરકારે બક્ષેલી અનેક સવલતોનું મનન કરી તેનો લાભ લો, આપની સ્થિતિ સુધારી લો, ભણો, વાચનાલયોનો પૂર્ણ ઉપયોગ કરી જ્ઞાનની વૃદ્ધિ કરો; એટલે આપણે પાશ્ચાત્ય દેશો જેવા મોટા પ્રગતિશીલ થઇ શકીશું.

આ ભાષણ સમાપ્ત કરતાં પહેલાં ધીણોજના મહંતશ્રી સીતાશરણજી રામશરણજીએ જે ઉદાર વૃત્તિ અને પ્રેમ પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે દર્શાવેલ છે તે બાબત તેમને અને પ્રાંત પરિષદને સાણુરમા મહાલે નિમંત્રણ આપવા બદલ કાર્યવાહકોને ધન્યવાદ આપતાં મને આનંદ થાય છે.

ભોજ પ્રબંધમાંના એક વચન ઉપરથી ભોજ રાજા વિદ્યાને કેટલું માન આપતા તે જણાય છે :

विप्रोऽपि यो भवेन्मूर्खः। स पुराद् बहिरस्तु मे ॥
कुम्भकारोऽपि यो विद्वान स वै तिष्ठतु मे पुरे ॥

'બ્રાહ્મણ હોય અને વિદ્યા વગરનો હોય તે મારા શહેરમાં ન રહે; અને કુંભાર વિદ્વાન હોય' પણ તે મારા શહેરમાં જરૂર રહે. તો આપણા શ્રીમંત કૃપાળુ રાજપિતાની ઇચ્છા પણ ભોજ રાજા જેવી છે. આપ તે ઇચ્છાને કાર્યમાં પરિણત કરવા ઉદ્યુક્ત રહેશો એવી આશા છે.

શ્રીમંત મહારાજા સાહેબનું દીર્ઘાયુ ઇચ્છી તેમને પ્રિય એવી આ પુસ્તકાલય પ્રવૃત્તિમાં મને જે કંઇ સેવા કરવાનો લાભ આમ સૌએ આપ્યો છે તે બદલ આભાર માનું છું.

(*)

## મહેસાણા પ્રાન્ત ૪ થી પુસ્તકાલય પરિષદમાં

# પસાર થયેલા ઠરાવો

**ઠરાવ નં. ૧:**—હિંદુસ્થાનની પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તક શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાકલ્યાણની ઉન્નત ભાવનાથી પ્રેરાઈ પુસ્તકાલય પ્રવૃત્તિને જે પોષણ આપ્યું છે, તે બદલ આ પરિષદ રાજપિતાનો અંતઃકરણપૂર્વક આભાર માને છે, અને રાજ્ય કુટુંબનું દીર્ઘાયુ ઇચ્છે છે. **પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ નં. ૨:**—આપણા રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબનો હીરક મહોત્સવ દિન આ પરિષદની આજની બેઠકને દિવસે આવતો હોવાથી તેઓશ્રીને આનંદ પ્રદર્શિત કરવાનો અને દીર્ઘાયુ ઇચ્છવાનો તાર યોગ્ય શબ્દોમાં કરવાની આ પરિષદ પ્રમુખશ્રીને સત્તા આપે છે.

દ. મૂ:—દુર્ગાશંકર ક. દવે: અ. આ:—દયાશંકર, સંડેર તા. પાટણ.

**ઠરાવ નં. ૩:**—શ્રીમંત રાજપિતાએ પ્રજાકલ્યાણની ભાવનાથી દેશાંતરના નિષ્ણાતોની સલાહથી પોષેલી મફત સાર્વજનિક પુસ્તકાલયની યોજનાને પાર પાડવા મર્હુમ ક્યુરેટર મી. ન્યુટન મોહન દત્ત અને નિવૃત્ત મદદનીશ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ અમીને જે જહેમત ઉઠાવી છે તેની આ પરિષદ સહર્ષ નોંધ લે છે. **પ્રમુખસ્થાનેથી**

**ઠરાવ નં. ૪:**—કેળવણી ખાતાના મુખ્ય અધિકારી મે. રા. રા. ભાસ્કરરાવ કા. ભાટે કે જેઓ પુસ્તકાલય ખાતાના પણ અધિકારી છે, તેઓશ્રીને રાજપિતા તરફથી **"રાજ્ય રત્ન"** નું બહુમાન મળવા માટે આ પરિષદ અભિનંદન આપે છે. **પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ નં. ૫:**—વડોદરા પ્રાંતની સરખામણીમાં મહેસાણા પ્રાંતમાં સ્વતંત્ર મકાનવાળાં મહિલા પુસ્તકાલયો ઘણાં ઓછાં છે તેથી દરેક કસ્બા પુસ્તકાલયવાળા ગામે સ્વતંત્ર મહિલા અને બાલ પુસ્તકાલયો સ્થાપવાની નીતિ રાજ્ય ગ્રહણ કરે એવી આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતિ કરે છે, તથા જે જે સ્થળે મહિલા અને બાલ પુસ્તકાલય માટે જે ગૃહસ્થોએ ઉદાર હાથે સખાવત કરી છે, તેમને ધન્યવાદ આપે છે.

દ. મૂ.:—સૌ. ધીરજબેન ભટ્ટ, પાટણ. અ. આ.:—છોટુભાઈ પંડિત સિદ્ધપુર.

**ઠરાવ નં. ૬:**—હીરક મહોત્સવ નિધિના વ્યાજમાંથી આ પ્રાંતને મળનારી રકમ પૈકી રૂ. ૧૦૦૦) ની રકમ પુસ્તકાલય પ્રવૃત્તિ કે જે ગ્રામોદ્ધારનું અંગ છે તેને પોષણ આપવા, અને તે રકમને લોકમદદની અપેક્ષા સિવાય શાળાવાળાં જે ગામે પુસ્તકાલય ન હોય ત્યાં તે ઉઘાડવા મહોત્સવનિધિના સંચાલકોને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.:-માધવલાલ ડાહ્યાભાઇ શાહ. અ.આ.:-કાન્તિલાલ મહેતા સા, પાટણ.

**ઠરાવ નં. ૭:**—મહાલ પુસ્તકાલય મંડળને પોતાના મહાલોમાં પુસ્તકાલય પ્રવૃત્તિને પૂર્ણ વેગ મળે તે માટે નીચે પ્રમાણેનાં કાર્યો કરવા આ પરિષદ ભલામણ કરે છે:-

(૧) ઉગતી પ્રજામાં શિષ્ટવાચનની અભિરૂચિ ઉત્પન્ન કરવા શિષ્ટવાચનની પરીક્ષા વર્ષમાં નિદાન એક વખત યોજવી, અને તેમાં પ્રાંત પુસ્તકાલય મંડળે યોગ્ય આર્થિક મદદ આપવી. મહાલની શિષ્ટવાચનની પરીક્ષા પ્રાંત કે રાજ્ય મંડળ તરફથી જે કંઇ શિષ્ટવાચનની યોજના થાય છે, તેને મદદ રૂપ થશે.

(૨) મહાલનાં જે પુસ્તકાલયોના મંત્રીઓએ શિક્ષણ વર્ગની તાલીમ લીધી ન હોય તેમને લેવા સમજ આપવી.

(૩) મહાલનાં પુસ્તકાલયોનું વર્ગીકરણ અને વ્યવસ્થા વર્ષમાં બે વાર જોઇ શકાય તે માટે જ્યાં માનદ પ્રચારકો ન હોય ત્યાં ઉભા કરવા, અને પુસ્તકાલયોની તપાસણી એક વખત પ્રાંતના પુસ્તકાલય પ્રચારક મારફત કરાવવી, અને જે જે ખામીઓ જણાય તેની પૂર્ણતા કરવા યોગ્ય પગલા લેવાં, માનદ પ્રચારકો નીમવા ખાતાને વિનંતિ કરવી.

(૪) ફરતા પુસ્તકાલયની પેટીઓનો મહાલનાં ગામડાંમાં વિશેષ ઉપયોગ થાય તેવો પ્રબંધ કરવો.

(૫) પુસ્તકાલયનો પર્વણી દિન નિયમિત રીતે ઉજવવો અને તે પ્રસંગે પુસ્તકાલય પ્રદર્શન ભરવાનું ઠરાવવું.

દ. મૂ.:-શંકરલાલ જડુરામ વ્યાસ, ખેરાળુ. અ. આ.:-ઉમિયાશંકર દવે વિસનગર.
વિ. અ. આ.:-નાજુકલાલ ચોકસી, સહમંત્રી વ. રા. પુ. મંડળ

ઠરાવ નં. ૮:—પ્રાંત પુસ્તકાલય મંડળ માટે રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળને એક પ્રચારક નીમવાની વ્યવસ્થા થવા આ પરિષદ આગ્રહ કરે છે.

દ. મૂ.:-જેઠાલાલ લાલદાસ પ.; મહેસાણા અ.આ.-સનતકુમાર મા. ત્રિવેદી; મ.

ઠરાવ નં. ૯:—સૂચના નંબર ૩૭૮/૮-૧૨-૩૬ માં જણાવ્યા પ્રમાણે કોઇ પુસ્તક પત્ર કે માસિક કોઇ ગૃહસ્થ તરફથી ભેટ આવે તો તે ન લેતાં ખાતાની પરવાનગી લેવાનું જે ધોરણ ઠરાવેલ છે તેથી લખાપટી વધે છે. માટે રાજ્ય તરફથી મંજુર થએલાં પુસ્તકો, પત્રો કે માસિકોના સંબંધમાં સદરહુ સૂચનાનો આક્ષેપ ન લેવા તથા બજેટમાં ફેરફાર નહિ થવા બાબતની સૂચના પુસ્તકાલયની કાર્યવાહીની આંતર વ્યવસ્થાને હાનિકર્તા છે તેથી તે સૂચના રદ કરવા પુસ્તકાલય ખાતાના અધિકારીને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.:—મહાસુખભાઇ, વિસનગર. અ. આ.:—છોટુભાઇ પંડિત, સિધપુર.

ઠરાવ નં. ૧૦:—ભાગ્યોદય પોલીસીઓ તેમજ નસીબ અજમાવનારી, લલચાવનારી બીજી યોજનાઓના ભોગ અજ્ઞાની લોકો ન થઇ પડે તે માટે પુસ્તકાલયના મંત્રીઓને આમ પ્રજાને યોગ્ય સમજુતી આપવા આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ.:-મણીલાલ કાશીવાળા, મંત્રી રા. પુ. મં. અ. આ.:-છોટુભાઇ પંડિત, સિદ્ધપુર.

[ જુઓ પાન ૪૯ ]

# ખાતાવહી

[ લેખક :-કૃષ્ણલાલ ર. ત્રિવેદી, નાના માચીયાળા ]

લગભગ ૨૫-૨૬ વર્ષોથી વડોદરા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો અસ્તિત્વમાં આવ્યાં છે. અત્યારે શાળાવાળા લગભગ દરેક ગામે પુસ્તકાલયો-વાચનાલયો મળીને ૧૪૦૦ ની સંખ્યા છે.

વડોદરા રાજ્ય સિવાય ગૂજરાત-કાઠીઆવાડમાં પણ પુસ્તકાલય પ્રવૃત્તિ થોડી ઘણી ચાલ્યા કરે છે. હવે તો પુસ્તકાલય એટલે શું ? પુસ્તકાલયો કેમ સ્થાપવાં ? તેમાં કેવાં કેવાં પુસ્તકો—સાહિત્યો વસાવવાં ? તે કેમ ચલાવવાં ? લોકોને વાચનમાં રસ લેતા કેમ કરવા ? વગેરેના માર્ગદર્શન માટે 'પુસ્તકાલય' માસિક આજ અગીઆર વર્ષોથી સતત સેવા કર્યે જ જાય છે. આ અગીઆર વર્ષોમાં પુસ્તકાલયે શી શી સેવાઓ કરી છે તેની યાદ દેવડાવવાની જરૂર હોય જ નહિ.

દિવાળી આવે એટલે વ્હેપારીઓ પોતાના વ્યાપારનું-જમા ઉધારનું સાલભરનું સરવૈયું કાઢે છે. વેપારીનું સરવૈયું પોતાના પેટ પૂરતું-સ્વાર્થ પૂરતું જ હોય છે. પરંતુ આપણું, પુસ્તકાલયનું સરવૈયું આધ્યાત્મિક હોય છે. વાસ્તવિકતાથી જરા યે પર નહિ એવું આધ્યાત્મિક સરવૈયું આપણે કાઢીએ તો ? સાલ આખર હિસાબ-કિતાબનું સરવૈયું નીકળે જ છે ને ? પરંતુ વર્ષ દરમ્યાન ખર્ચ શાને માટે થાય છે તે તો આપણે જાણવું જોઇએ ને ? કહ્યા વગર પણ આ બાબત સમજાય તેમ છે.

ગઇ સાલ કરતાં આ સાલે આપણે સાર્વજનિક પુસ્તકાલયોને સ્પર્શતી દરેક બાબતમાં કેટલાં આગળ ધપ્યા છીએ, કેટલી ભરતી છે, કેટલો ઓટ છે, તે જરાય વિચારીએ તો આપણાં પુસ્તકાલયમાં વાચકો, વાચનપ્રચાર વધેલો હોવો જોઇએ. પુસ્તક ભંડોળ, કાયમ ફંડ ઇતર સામાન દરેકમાં આગળ પ્રગતિ થઇ હોય, તોજ આજનું સરવૈયું સાર્થક બને. સંધ્યા દિવસો સંરખા જતા નથી. કદાચ સ્થળ, સંયોગોને લઇને કોઇ બાબતમાં જરાક પીછે હઠ થઇ હોય તો પણ આજના નવા વરસથી આવતી સાલ માટે આપણે :આ દરેક બાબતમાં આગળ ધપવાની પ્રતિજ્ઞા લઇએ. પ્રતિજ્ઞા લઇએ કે—

૧. મ્હારા પુસ્તકાલયમાં વાચકો ખૂબ આવે, આકર્ષાય તેવા પ્રયત્ન હમેશાં કરતો રહીશ.

૨. દરેક વાચનને અનુકૂળ થાય એવાં પુસ્તકો મંગાવતો રહીશ.

૩. બાલ સાહિત્ય સારા પ્રમાણમાં રાખી તેનો બાલકોમાં ખૂબ છૂટથી ઉપયોગ કરાવીશ.

૪. પુસ્તકાલયની પ્રગતિ દરેક બાબતમાં કરીશ ને તેને આગળ ધપાવીશ.

૫. સામાન્ય જનસમાજમાં પણ જ્ઞાનનાં કિરણો પહોંચાડીશ.

૬. મ્હારાથી બને તેટલું ગામનું અજ્ઞાન દુઃખ દૂર કરીશ.

ઉપરનું સંરવૈયું પુસ્તકાલયોનું છે. આપણા જીવનનું પણ એક દિવસ તો સંરવૈયું નીકળવાનું જ છે ને ?

જરા આપણી અધ્યાત્મ બાજુ નિહાળીએ.

આપણી આર્ય-હિન્દુ સંસ્કૃતિમાં ચાર પુરુષાર્થો છે.

| ધર્મ | અર્થ | કામ | મોક્ષ |
|---|---|---|---|
| સત્ય, દયા, દાન પરોપકાર, પુણ્ય, શીલ, નીતિ વગેરે. | લાભ, સ્વાર્થ, સુખોપભોગ. | વાચનાલયો, પુસ્તકાલયો સ્થાપવા વિકસવવાને બનતી મદદ આપવી. | ભક્તિ: સકામ,(કાર્ય) નિષ્કામ. નિર્વાણ કે મોક્ષ. |

માનવ માત્રનો—વ્યક્તિસમષ્ટિનો—પહેલો પુરુષાર્થ ધર્મ ફરજ એટલે કે મનુષ્ય તરફિનું કર્તવ્ય છે. સત્ય, દયા, દાન, પરોપકાર, પુણ્ય, ચારિત્ર્ય વગેરેનો આમાં સમાવેશ થાય છે. આ પુરુષાર્થ સાધવા માટે સારાં સારાં જીવનચરિત્રો વાંચી વિચારી તેમાંથી મળતો બોધ કર્તવ્યમાં મૂકવો ઘટે.

મ. ગાંધીજી, ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, મહાન નેપોલિયન બોનાપાર્ટ, એડિસન, ટોલ્સ્ટોય, બુકર ટી. વૉશિંગ્ટન, અબ્રાહામ લિંકન વગેરેનાં જીવનચરિત્રો તથા ધર્મ અને નીતિનાં પુસ્તકો વાંચવાથી સત્ય, દયા, પરોપકાર, કર્તવ્યપાલન, માનવધર્મ વગેરે ગુણો ખીલવી શકાય.

અર્થ:—લાભ, સ્વાર્થ, સુખોપભોગ. સારાં સારાં નીતિનાં ને ધર્મનાં પુસ્તકો વાંચી જ્ઞાન મેળવવું એ લાભ. એ મેળવેલા જ્ઞાનથી પોતાને લાભ થાય, આજીવિકા ચાલે એ સ્વાર્થ: અને એ જ્ઞાન જીવનમાં અનેરૂં પરિવર્તન આણી દે, જીવનને ઉચ્ચ કક્ષાએ લઈ જાય, આત્મા ઊર્ધ્વગામી થાય, આત્માનો ઉચ્ચ આનંદ બધાંય સંકટો—દુઃખો, ત્રિતાપને શાંત કરે એ તેનો સુખોપભોગ. આ અર્થ વગર માનવજીવન નકામું જ લાગે છે.

કામ:—કામ, કામના, કે ઇચ્છા. અહીં તેને કાર્ય ગણીએ. કાર્યમાં સારાં સારાં વાચનાલયો પુસ્તકાલયો સ્થાપવાં, તેમને વિકસાવવાં, સારાં સારાં બોધદાયક પુસ્તકો વસાવવાં, વાંચવા અને વંચાવવાં. વાચનાલયો વા પુસ્તકાલયોને આર્થિક મદદ આપવી. ને **क्षणे क्षणे नवतामुपैति, तदेव रूपं रमणीयतायाम्।** તે મુજબ આપણા વાચનાલયો કે પુસ્તકાલયો અને તેમનાં મકાનો પ્રતિપળે સર્વાંગ સુંદર લાગે, ને દરેક પળે તેમાંથી પ્રેરણાનાં પીયૂષ મળ્યાં કરે ત્યારે જ તેની સાર્થકતા સફળતા ગણાય.

મોક્ષ:—આર્ય કહેતાં હિન્દુ સંસ્કૃતિનું છેવટનું લક્ષ્યબિન્દુ તો મોક્ષ જ છે. તથાપિ નિર્વાસનિક-મોક્ષ એ દુર્લભ વસ્તુ હોઈ મહાન પ્રયત્ને જ મળે છે. **सा विद्या या विमुक्तये।** એ વાક્ય પણ આ પુરુષાર્થનું પ્રતિપાદન કરે છે. પુસ્તકાલયની દૃષ્ટિએ, સકામ ભક્તિ એટલે

પોતે વાંચવું, બીજાને વાંચતાં કરવાં; પોતે સુધરવું, આદર્શ બનવા પ્રયત્ન કરવો, ને બીજાને તેવાં બનાવવાં મહેનત કરવી. પુસ્તકાલયની નજરે, નિષ્કામ ભક્તિ એટલે ફકત સેવા ભાવે, કશાય બદલાની આશા કે ઇચ્છા વગર, માનવધર્મથી પ્રેરાઈ પુસ્તકાલયોની સેવા કરવી. આવી સેવા કરવાથી આત્માનંદ થાય છે ને આત્મા ઊર્ધ્વગામી બને છે. સામાન્ય જનસમાજને જે લભ્ય નથી તેવો નિજાનંદ–બ્રહ્માનંદ, તેને નિષ્કામ ભકિતથી, સેવા ભાવે કરેલી માનવ સેવાથી મળે છે. આત્મા આઠૌ પ્રહર બ્રહ્માનંદ–નિજાનંદમાં મગ્ન રહેતો હોય એ સ્થિતિને જ મોક્ષ કે નિર્વાણ કહેતાં હશે ને?

* * *

'પુસ્તકાલય' માસિક આ જાન્યુઆરીથી ૧૨ મા વર્ષમાં પ્રવેશે છે. બારમે વરસે બાળક કિશોર અવસ્થામાં પગ માંડે છે. દુનિયામાં પોતે પણ કંઇક છે એવું ભાન તેને થવા માંડે છે, અને જ્ઞાન મેળવવા–વિદ્યા ભણવા તે આગળ ધપે છે. ૧૧ વરસમાં પુસ્તકાલયે ઘણું કરી બતાવ્યું છે; આજના શરૂ થતાં ૧૨ મા વર્ષમાં તે કમળ પુષ્પ જેવી મધુરતા પ્રસરાવે, સૂર્યકિરણો સમાન બૃહદ્ ગૂજરાતમાં જ્ઞાન ફેલાવે, અજ્ઞાનરૂપી અંધકાર હઠાવી દેવાના હેતુથી સ્થપાયલાં વાચનાલયો–પુસ્તકાલયોને પ્રેરણાનાં પિયૂષ પાઈ તેમના દ્વારા માનવસમાજની અવિરત સેવા કરે ને દીર્ઘાયુ ભોગવે, અને વડોદરા રાજ્યની બદલે બૃહદ્ ગૂજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિ **સત્યં શિવં સુંદરં** બને એજ હોય ઇશ્વર પાસે નૂતન વર્ષના મંગલમય પ્રભાતે પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતી, ઉપાસક ને સેવક માત્રની અભ્યર્થના । ૐ શાન્તિઃ । શાન્તિઃ । શાન્તિઃ ।



[ અનુસંધાન પાન ૪૬ ]

**ઠરાવ નં. ૧૧:**—આ પુસ્તકાલયના પ્રતિનિધિઓ પૈકીના સરકારી શિક્ષકોની હાજરીના દિવસોની તેમની કામગીરીમાં ગણત્રી કરવાનો હુકમ કરવા બદલ આ પરિષદ કેળવણી ખાતાનો ઉપકાર માને છે.

(ચ) પુસ્તકાલયના પ્રતિનિધિઓને અર્ધા દરથી મુસાફરી કરવાની જે છુટ ગાયકવાડ બરોડા સ્ટેટ રેલ્વે તરફથી મળેલી છે તે બદલ આ પરિષદ તેમનો આભાર માને છે.

**દ. મૂ.:**—મણીલાલ જોશી **અ. આ.:**—બાળકૃષ્ણજી વડનગર,

**ઠરાવ નં. ૧૨:**—આ પરિષદ આ બેઠકમાં પસાર કરેલા ઠરાવોનો અમલ કરવા જે તે સ્થળે પહોંચાડવા માટે પ્રમુખશ્રીને સત્તા આપે છે.

**દ. મૂ.:**—ગજાનન ગુપ્તે, ચાણસ્મા **અ. આ.:**—અંબાલાલ વકીલ ચાણસ્મા.

**ઠરાવ નં. ૧૩:**—આ પરિષદ પ્રમુખશ્રીએ જે કુનેહ અને કાર્યદક્ષતાથી પરિષદનું કાર્ય ફતેહમંદ રીતે પાર ઉતાર્યું છે તે બદલ આભાર માને છે.

**દ. મૂ.:**—વિદ્યાશંકર વકીલ, પાટણ. **અ. આ.:**—મહાસુખભાઈ શેઠ, વિસનગર.
વિ. અ.:—(૧) છોટુભાઈ પંડિત (૨) શંકરલાલ વકીલ,





# પ્રાન્તિક પરિષદો

### સને ૧૯૩૬–૩૭

## (૧) વડોદરા પ્રાંત ૪થી પુસ્તકાલય પરિષદઃ–

**સને** ૧૯૩૨–૩૩ પછી દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, દર ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાનું નવું ધોરણ સ્વીકારાયું છે. તે મુજબ ચાલુ સાલે પ્રાંત પરિષદોનો વારો આવતો હોઇ વડોદરા પ્રાંતની ૪થી પરિષદ ભરવાનું બીડું વાઘોડીઆના ઉત્સાહી કાર્યકર્તાઓએ ઉમંગે ઝડપી લઇ પરિષદને પોતાને આંગણે નોંતરેલી. તદનુસાર સદર પરિષદ ગત ડિસેમ્બર માસની તા. ૨૦–૨૧ એ બે દિવસોએ નિવૃત્ત નાયબ દિવાન રા૦ બ૦ ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબના પ્રમુખપદે ફત્તેહમંદ રીતે ભરાઇ ગઇ.

આ પરિષદ ઉપરાંત વાઘોડીઆએ વાઘોડીઆ, સાવલી, સંખેડા, વડોદરા ને તિલકવાડા : વડોદરા પ્રાંતના એ મહાલોની સહકારી પરિષદ તેમજ પ્રાંતનો પુસ્તકાલય શિક્ષણવર્ગ તથા ઉપરોક્ત મહાલોનો સહકારી શિક્ષણવર્ગ ભરવાનું પણ સાહસ ખેડયું હતું. સહકારી વર્ગ તો તા. ૧૩મી થી શરૂ થયો હતો. એટલે તા. ૧૩મી થી તા. ૨૧મી સુધીના આઠ દહાડા એ વાઘોડીઆ માટે તો જ્ઞાનસત્રના દિવસ હતા એમ કહીએ તો જરાય ખોટું નહિ. બે વર્ગોના મળી સો ઉપરાંત ઉમેદવારો તથા તેમના શિક્ષક મંડળની લાગટ અઠવાડિયાલાંબી સરભરા અને છેલ્લા બે દિવસોએ ઉભય પરિષદોના પ્રતિનિધિઓ, સ્વાગત સભ્યો તથા પ્રેક્ષક વર્ગની ૫૦૦ ઉપરાંતની સંખ્યાની ભોજન–ઉતારાની તથા ઓઢવાપાથરવાની સગવડ, સ્વયંસેવકોની ફોજ ઉભી કર્યા સિવાય અને છતાં કોઇને કશી અગવડ કે તકલીફ પડ્યા વગર, વાઘોડીઆ સફળરીતે સાચવી શક્યું તે વાઘોડીઆના ઉત્સાહી કાર્યકર્તાઓ ભાઇશ્રી કાશીવાળા, મંગળદાસ પોલા, વગેરેની સ્નેહ અને એકદીલીને જ આભારી ગણાય. અને વર્ગ તેમજ પરિષદ ઉભયની બાબતમાં સહકારપ્રવૃત્તિ તથા પુસ્તકાલયપ્રવૃત્તિએ સાધી દેખાડેલો સહકાર એ તો વાઘોડીઆના આ જ્ઞાનસત્રની વિશેષતા જ ગણાય.

પરિષદો માટેનો સભામંડપ ગુજરાતી શાળાના પટાંગણમાં ઉભો કરવામાં આવ્યો હતો. મંડપ સાદો હતો છતાં ધજા તોરણો અને બોધક સૂત્રોની તકતીઓથી સુશોભિત બનેલો હતો. સહકારી પરિષદનો સમય બપોરના બારથી ૩ાા સુધીનો હતો, અને તે પછી ૪ વાગે તેજ સભામંડપમાં પુસ્તકાલય પરિષદ મળવાની ગોઠવણ હતી. એટલે ઉભય પરિષદોમાં પરસ્પરના પ્રતિનિધિઓને પ્રેક્ષક તરીકે લાભ લેવાની ઇચ્છનીય તક મળી હતી, ને હાજરીની દૃષ્ટિએ સભાઓ પણ ભરચક દીસતી હતી.

પુસ્તકાલય પરિષદના પ્રતિનિધિઓ તથા સ્વાગત સભ્યોની યાદીઓ તો ચાલુ અંકમાં જ અન્યત્ર છપાઇ છે. તે ઉપરાંત વાઘોડીઆ તળ, આજુબાજુનાં બીજાં ગામો અને સહકારી પરિષદના પ્રેક્ષકવર્ગની હાજરી પણ સારા પ્રમાણમાં ઉભરાતી હતી. બહારગામથી આવેલા જાણીતા મહેમાનોમાં પુસ્તકાલય ખાતાના ક્યુરેટર મે. વાકનીસ સાહેબ,

સહકારી અધિકારી સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ, રા. રા. મગનભાઇ શંકરભાઇ પટેલ, શ્રીયુત ચુનીલાલ પુ. શાહ, ડભોઇ મહાલ વહીવટદાર રા. રા. છોટાલાલ શાહ, લાઇબ્રેરીખાતાવાળા રા. રા. નાનાભાઇ ચં. દીવાનજી, ચરોતર કેળવણી મંડળના મંત્રી શ્રીયુત આશાભાઇ ન. પટેલ, ડભોઇ, પાદરા ને સાવલીના મહાલ શાળાધિકારીઓ, સહકાર પ્રવૃત્તિના અગ્રણીઓ વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

પરિષદની શરૂઆત, જાહેર થયા પ્રમાણે, બરાબર ૪ વાગે, અન્યત્ર છપાયલા સ્વાગત ગીતથી થઈ સ્વાગતાધ્યક્ષ તરીકે વરાયલા વાઘોડીયાના વયોવૃદ્ધ આગેવાન શ્રીમાન છગનલાલ નારણજી પુરાણીએ પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવી સૌનો ભાવભીનો સત્કાર કર્યો. ત્યારબાદ પરિષદ માટે વરાયલા પ્રમુખ રા. બા. ગોવિંદભાઇ સાહેબને રીતસર પ્રમુખાસન અંગીકારવાની દરખાસ્ત શ્રીયુત મણિભાઇ કાશીવાળાએ રજુ કરી, જેને વરણામાવાળા શ્રીયુત ચીમનભાઇ હ. અમીન અને વસોના પ્રતિનિધિ શ્રીયુત રામભાઇ કાશીભાઇ પટેલ તરફથી અનુમોદન મળતાં રાવબહાદુર ગોવિંદભાઇ સાહેબે આભાર સહિત પ્રમુખાસને બીરાજી સભાની કાર્યવાહીનો પ્રારંભ કર્યો. પ્રથમ, ભાઇ કાશીવાળાએ પરિષદને ફત્તેહ ઇચ્છનારા નીચેના ગૃહસ્થોના સંદેશા વાંચી સંભળાવ્યાઃ-(૧) દિ. બ. અંબાશંકર ઉ. મલજી–ભરૂચ (૨) શ્રી ક. ન. જોષી, વિસનગર (૩) શ્રી કેશવ હ. શેઠ, અમદાવાદ; (૪) શ્રી કાવસજી એ. ગણદેવ્યા, ગણદેવી; (૫) તિલકવાડા પુસ્તકાલયના ઉપપ્રમુખ ડૉ. છગનલાલ પંડયા (૬) વડોદરા વિભાગના શાળાધિકારી સાહેબ રા. રા. છેલશંકર હાથી; (૭) પ્રૉ. માણિકરાવ વડોદરા (૮) રા. રા. નૃસિંહપ્રસાદ વકીલ, સાવલી.

પૈકી, રા. રા. કલ્યાણરાય ન. જોશી અને શ્રીયુત કેશવ શેઠના સંદેશા પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકરો ને સુકાનીઓ માટે ખાસ પ્રેરણાવન્તા ને માર્ગસૂચક હોવાથી અત્રે શબ્દશઃ ઉતારી લેવાનું ઉચિત ગણ્યું છે.

" વાઘોડીઆ આવવા માટે ખૂબ તમન્ના તો થાય છે; પરન્તુ વ્યવસાય જે તે સ્થાને રોકી મૂકે છે. વડોદરા પ્રાન્ત પુસ્તકાલય પરિષદની બેઠક તમારે આંગણે બોલાવો છો તેથી પરિષદની બેઠકમાં રસ જામશે એટલું જ નહિ પરન્તુ વરસ આખા માટે કંઇક નવું કામ તમે કરશો કે જેનું અનુકરણ બીજા પ્રાન્ત કરી શકશે. કેળવણી ખાતા તરફથી " Modern Teaching " નામના પુસ્તકના ૭ ભાગ બબ્બે હાઇસ્કૂલો વચ્ચે વહેંચી આપવામાં આવ્યા છે. દર માસે ત્રણ ત્રણ ભાગ જુદી જુદી સ્કૂલો અરસપરસ બદલાવે છે. એ ફરજીઆત વાચનથી ઘણા શિક્ષકોને લાભ થયો છે. મારો અનુભવ એવો છે કે મોટા ગણાતા ગ્રેજ્યુએટ શિક્ષકો પુસ્તકો વાંચતા નથી. એમાં એમનો દોષ નથી. એમના જમાનાના પ્રોફેસરોનો અને શિક્ષકોનો દોષ છે કે તેમનામાં નવું વાંચવાનો શોખ જ તેમણે જગાડ્યો નહિ. હવે જે તમારી પરિષદમાં વસો, પેટલાદ, પાદરા, અને વડોદરાથી સારા ગ્રેજ્યુએટ શિક્ષકો અને મહાલ શાળાધિકારી સાહેબો આવ્યા હોય તો તેમની સલાહ લઈ વડોદરા પ્રાન્ત માટે સારાં નક્કર ૨૦ પુસ્તકો (ગુજરાતી) નક્કી કરો અને તે પુસ્તકો કસ્બા પુસ્તકાલયોમાં ફરજિયાત ખરીદાય ને તે પુસ્તકો જે તે કસ્બાના શિક્ષકો-( અંગ્રેજી શાળાના

ગ્રેજ્યુએટ શિક્ષકો ખાસ) એક વરસમાં વાંચી નાંખે તેવી ધગશ તે કસ્બાના મંત્રી રાખે. બધા કસ્બા પુસ્તકાલય ખરીદી ન શકે તો પરિષદ તરફથી પેટીઓ બનાવો. પણ કોઈપણ રીતે હાઈસ્કૂલના શિક્ષકો સંગીન પુસ્તકો વાંચે એમ કરવાની અતિ અગત્ય છે. હું ત્યાં આવ્યો હોત તો આ પ્રશ્ન ઉપાડી લેત. મારા પ્રાન્તમાં બહુચરાજી મુકામે એવું પગલું લેવા હું યત્ન કરીશ. પણ એ યોજના વડોદરા પ્રાન્તમાં સફળ થાય તેટલી આ પ્રાન્તમાં સફળ કદાચ ન થાય. સર્વ મિત્રોને વન્દન કહેશો. તમારી પરિષદ બહુ જ સફળ થયાના ખબર વાંચી હું રાજી થઈશ." —**કલ્યાણરાય ન. જોષી**, વિસનગર.

"આપના રાજ્યની અનેકવિધ પ્રજાહિતકારક પ્રવૃત્તિઓ દૂર રહ્યે રહ્યે એટલે એક બ્રિટિશ હદના નમ્ર કામદાર રૂપે–ઊંડા સંતોષ અને આનન્દથી જોઈ રહ્યો છું ને ઉત્તરોત્તર થતા એના વિકાસ ને સાફલ્યથી ખરેખર મગરૂર બનું છું.

રાજ્યની કેટલીક સંસારસુધારક અને જ્ઞાનપ્રચારક પ્રવૃત્તિઓ પૈકી કેળવણી અને પુસ્તકાલય પ્રવૃત્તિ, લોકપ્રિય, સર્વમાન્ય તેમજ જનકલ્યાણ વાસ્તે એટલી બધી આવશ્યક છે કે તેના સમારંભો મૂળથી જ મને સૌથી વધારે વ્હાલા લાગતા રહ્યા છે.

આ પ્રવૃત્તિને પોષવા, ઉછેરવા અને એનું સંવર્દ્ધન કરવામાં અત્યારસુધી જે કાર્યકરોએ પોતાનાં શક્તિ અને સમય ખર્ચ્યાં છે તે બેશક પ્રશસ્ય છે. તેમના પ્રત્યેનું સંપૂર્ણ માન જાળવીને મને જણાવવા દેશો કે ખાસ કરીને પુસ્તકાલયપ્રચાર જેવી સર્વાંગ સુન્દર પ્રવૃત્તિના આદ્ય પ્રેરક આપણા પૂજ્ય મોતીભાઈ સાહેબ હોઈએ મૂગા છતાં લગભગ અજોડ ને સમર્થ સજ્જન, વડોદરા રાજ્યને મળવા માટે રાજ્ય તેમજ પ્રજા ગૌરવ ધરાવે એ બિલકુલ સ્વાભાવિક છે.

હવે તેઓ રાજ્યસેવામાંથી નિવૃત્ત થયા છે તે સંજોગોમાં પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, પ્રજાકીય કામોમાં હમેશાં ગૂંથાયલા રહેતા કાર્યવાહકો સાથે અખંડ સહકાર ધરાવે અને પુસ્તકાલય–પ્રચારની સ્તુત્ય પ્રવૃત્તિને ઉત્તરોત્તર વધુ ને વધુ વેગવાન બનાવી એને જવલંત તથા યશસ્વી રાખે એમ ઇચ્છતું રહ્યું. બીજા શબ્દોમાં લખું તો પૂજ્ય મોતીભાઈ સાહેબની જાતહાજરીનો અભાવ રાજ્ય તેમજ પ્રજાને જણાય નહીં અને એમનો આત્મા, પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે, અનેક હાથે અને પુ. ખાતાના મે. અધિકારી સાહેબનાં અમી અને ઔદાર્ય સાથે, પ્રસ્તુત પ્રવૃત્તિમાં જોડાયલો રહે એ જોવા હમેશાં હું ઇંતેજાર છું.

આપની પરિષદનો સમારંભ સર્વાંશે સફળ થાઓ એમ અંતઃકરણપૂર્વક ઇચ્છતો,

**કેશવ હ. શેઠ**, અમદાવાદ.

સંદેશાવાચન પછી વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી શ્રીયુત ચીમનભાઈ હ. અમીને પ્રાંત મંડળની પ્રવૃત્તિનું નિવેદન તથા હિસાબ વાંચી સંભળાવ્યાં. સદર નિવેદન તથા હિસાબ ગત સપ્ટેમ્બર માસના અંકમાં છપાયાં છે તેને જ મળતાં બહુધા હોવાથી પ્રસ્તુત અંકમાં છાપવાની જરૂર નથી ગણી. મંત્રીના નિવેદન પછી પ્રમુખશ્રીએ પોતાનું સુશ્રાવ્ય છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું. સ્વાગત પ્રમુખ તેમજ પ્રમુખ બન્નેનાં ભાષણો પ્રસ્તુત અંકની શરૂઆતમાં જે છપાયાં છે તે વાંચી લેવા સૌને વિનંતિ છે. ફરજીયાત પ્રાથમિક

કેળવણીના કાયદાનું ધાર્યું પરિણામ નથી આવી શક્યું તેની યથાયોગ્ય મીમાંસા કરી પ્રમુખશ્રીએ અભણતાના નિવારણ માટે સુશિક્ષિત સમજુ વર્ગને જે હાકલ કરી છે, ને જાપાનની પ્રેરણાત્મક કેળવણી પદ્ધતિનો ઉલ્લેખ કરી આપણે અહિંના કેળવણી ખાતાના મુકાનીઓને જે ટકોર કરી છે તે ખાસ વાંચવા વિચારવા ને સહૃદયતાપૂર્વક અમલમાં મૂકવા યોગ્ય છે. સહૃદયતાપૂર્વક થતા પ્રયત્ન આગળ અશક્ય શું છે?

પ્રમુખશ્રીનું ભાષણ તાળીઓના ગડગડાટ વચ્ચે પાંચને શુમારે પુરૂં થતાં પરિષદની તે દિવસની ખુલ્લી બેઠકનું કામકાજ સમાપ્ત થયેલું જાહેર કરાયું, ને બંધારણ પ્રમાણે વિષય વિચારિણી સમિતિના સભ્યોની ચુંટણી નીચે પ્રમાણે જાહેર થઇ :–

**સંખેડા મહાલ** :–(૧) શ્રી ચીમનલાલ છોટાલાલ, ચીખોદ્રા (૨) શાહ હીરાલાલ ચુનીલાલ, સંખેડા **ડભોઇ મહાલ** :–(૧) રા. ઉમેદભાઇ મોતીભાઇ પટેલ, ડભોઈ (૨) રા. રતિલાલ કરૂણાશંકર ત્રિવેદી, ભીલાપુર; **પાદરા મહાલ** :–(૧) રા. રસિકલાલ હ. પંડયા, પાદરા (૨) રા. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા, પાદરા; **કરજણ મહાલ** :–(૧) શંકરભાઇ ગિરધરભાઇ, કંડારી; (૨) ભાઇલાલભાઇ બાવાજી, બામણગામ; **શિનોર મહાલ** :–ભાઇલાલભાઇ ભવાનભાઇ, છાણભોઇ (૨) હીરાલાલ ફ્રેગટલાલ જાની, સાઢલી; **ભાદરણ મહાલ** :– ભાઇલાલભાઇ કિશોરભાઇ, રણોલી (૩) શિવાભાઇ ભાઇલાલભાઇ, ભાદરણ; **પેટલાદ મહાલ**:– શ્રી રામભાઇ કાશીભાઈ પટેલ, વસો, (૨) શ્રી છોટાલાલ ખુશાલભાઇ, નાર, **સાવલી મહાલ**:– (૨) વકીલ ખુશાલભાઇ મોતીભાઇ, સાવલી (૨) નારાયણ દામોદર ઈંદ્રાડ; **વડોદરા મહાલ**:- રાવજીભાઇ નાથાભાઇ અમીન, છાણી (૨) ફુલાભાઇ નારાયણભાઇ પટેલ, બીલ; **વાઘોડીઆ મહાલ** :–(૧) રમણલાલ રણછોડદાસ શાહ, જરોદ (૨) રા. પરસોતમ માસ્તર, રવાલ;

**તિલકવાડા મહાલ** :–મણિલાલ નરભેશંકર.

ઉપરાંત, **સ્વાગત સભ્યો તરફથી** :—(૧) છગનલાલ નારણજી પુરાણી, (૨) મંગળદાસ ગો. પોલા (૩) ઉત્સવલાલ અ. પરીખ (૪) ગિરધરલાલ કે. તલાટી (૫) કુબેરસિંહ માનસિંહ ચૌહાણ;

અને **રાજ્ય પ્ર. મંડળ તરફથી** હોદ્દાની રૂએ :—(૧) મણિલાલ મંગળજી કાશીવાળા (૨) ચીમનભાઇ હ. અમીન (૩) નટવરલાલ ગિ. શાહ (૪) મોતીભાઇ ન. અમીન. તથા પરિષદના પ્રમુખ શ્રી રા. બ. ગોવિંદભાઇ સાહેબ.

## વિષયવિચારિણી સમિતિનું કામકાજ

વિષયવિચારિણી સમિતિએ સભા મંડપમાં જ પોતાનું કામકાજ અડધાં કલાક પછી શરૂ કર્યું. તેમાં ચુંટાયલા ઉપરોક્ત સભ્યો ઉપરાંત બીજાઓને પણ પ્રેક્ષક તરીકે હાજર રહેવાની છુટ રખાઇ હતી. વિષયવિચારિણી સમિતિમાં પ્રથમ તો પ્રાંતનાં જુદાં જુદાં સ્થળોના કાર્યકર્તાઓ તરફથી આવેલી સમાનઅર્થી દરખાસ્તો પરથી તૈયાર કરેલા મુસદ્દા એક પછી એક રજુ થયા ને તેના પર છુટથી ચર્ચા થઇ ઘટિત સુધારાવધારા સાથે ઠરાવ રૂપે બીજા દિવસની બેઠકમાં મૂકવાને ગ્રાહ્ય ગણાયા વા પડતા મૂકાયા. તે પછી આવેલી

બીજી બધી દરખાસ્તો પણ એક પછી એક સમિતિ સમક્ષ વાંચી સંભળાવવામાં આવી ને જેમનો ભાવાર્થ ગ્રાહ્ય રહેલા ઠરાવોમાં સમાઇ જતો હતો તેવી દરખાસ્તોને પડતી મૂકાઇ વા ખાતાના અધિકારી સાહેબ વા અન્ય અનુભવીઓ તરફથી ખુલાસો મળતાં પાછી ખેંચી લેવાઈ. આવેલી દરખાસ્તોમાં, ચાલુ સાલે જ કરેલા પુસ્તકાલયોને બજેટ સાથે પત્રોની યાદી મોકલી આપવા સંબંધી પડાવલી ફરજ સંબંધી, પુસ્તકાલયોનાં મકાનોનાં પ્રકરણોનો નિકાલ સત્વરે કરવા સંબંધી, શાળા વિનાનાં ગામોને અપાયલાં પુ૦ પેટી સાથેનાં વાચનાલયોની નીતિ ચાલુ રાખવા સંબંધી, ફરતા પુસ્તકાલયની પેટીઓ અમુક દિવસોએજ વડોદરે પહોંચતી કરવામાં નડતી મુશ્કેલીઓ રજુ કરવા સંબંધી, મંજુર થયેલી પત્રોની યાદીઓ સંબંધી, તેમજ બજેટમાં કોઇપણ કારણે ફેરફાર કરવાની માગણી નહિ કરવા વગેરે બાબતની ખાતાની સૂચના નં. ૩૭૮ સંબંધી તેમજ જેમાં રાહત ને સવલત મળવાની ખાસ અગત્ય છે એમ મનાયલી ખાતાના વહીવટી કામને લગતી બીજી બાબતોનો સમાવેશ થતો હતો. પૈકી બજેટો મુદતસર મોકલ્યા છતાં મંજુર થઇ નહિ મળવા સંબંધમાં તથા પ્રજાને રૂચતાં અમુક અમુક પત્રોને કમી કરી તેને સ્થાને ન માગેલાં વધારાનાં ગુજરાતી તેમ મરાઠી પત્રો દાખલ કરી દેવાની ખાતાની નીતિ સંબંધમાં ગરમાગરમ ચર્ચા થઇ હતી. ખાતાના વડા અધિકારી તરીકે મે. વાકનીસ સાહેબે પોતાની માહિતી પ્રમાણે ખુલાસા કરી ખાતાની મુશ્કેલીઓ જણાવી બજેટ વગેરેને લગતી ફરિયાદો સંબંધી ચાંપતી તપાસ કરી તે દૂર કરવાને ઘટતો પ્રબંધ કરવાનું આશ્વાસન આપ્યું હતું. પરિણામે પ્રમુખશ્રીની સલાહથી ખાતાના વહિવટી કામને લગતા પ્રશ્નો ઠરાવ રૂપે ન લાવતાં તેનો ઉકેલ પરસ્પર વાટાઘાટથી કરી લેવાની સત્તા રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓને આપવાનો ઠરાવ પરિષદ આગળ મુકવાનું સમિતિએ ઠરાવ્યું હતું. પત્રોની યાદીમાંથી 'યુવક'ને કાઢી નાખવા સંબંધમાં પણ તીવ્ર ઉહાપોહ મચ્યો હતો. તેના ખુલાસા રૂપે મે. વાકનીસ સાહેબે જણાવ્યું હતું કે 'યુવક' સામે કોઇ જાતનો ખાસ પ્રતિબંધ છે નહિ અને હોય તો તે ખેંચાઇ લેવાયલો સમજવાનો છે. વિષયવિચારિણી સમિતિનું કામ શુમારે ૭ા વાગે સમાપ્ત થયું હતું.

### બીજા દિવસનું કામકાજ

બીજા દિવસની બેઠકનો કાર્યક્રમ બરાબર ૮ા વાગે ઇશપ્રાર્થના, પુસ્તકાલય-પ્રશસ્તિ, ગરબા-રાસ અને વ્યાયામના આકર્ષક પ્રયોગોથી શરૂ થયો. તે પછી પુસ્તકાલય પ્રવૃત્તિમાં ધરખમ રસ ધરાવતા પાદરા મહાલના શાળાધિકારી રા. રસિકલાલ હ પંડ્યાએ 'ગ્રામ પુસ્તકાલયો અને શિક્ષકો' એ વિષય પર પોતે લખી આણેલો નિબંધ છટાથી વાંચી સંભળાવ્યો. નિબંધ મજકુરને, સ્થળ સંકોચને કારણે, ચાલુ અંકમાં સ્થાન આપી શકાયું નથી, પણ હવે પછી યથાવકાશે જરૂર અપાશે.

નિબંધવાચનનું કાર્ય ૯ા વાગે ખલાસ થતાં આગલી સાંજે વિષયવિચારિણી સમિતિએ ગ્રાહ્ય ગણેલા ઠરાવો રીતસર પસાર કરવાનું કામ હાથ ધરાયું, ને એકંદર ૧૬ ઠરાવો યોગ્ય વિવેચનો પછી સર્વાનુમતે પસાર થયેલ જાહેર થયા. પસાર થયેલા ઠરાવો અન્યત્ર પ્રસિદ્ધ થયા છે જ.

## ઠરાવો પરનાં વિવેચનો

હિંદભરની પુસ્તકાલય પ્રવૃત્તિના આદ્ય પ્રવર્તકની સુકીર્તિ ધરાવનાર પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબનું દીર્ઘાયુ ઇચ્છનારો ૧ લો ઠરાવ, તથા માજી કયુરેટર સ્વ. ન્યુટન મોહન દત્ત વગેરે પુ૦ પ્રવૃત્તિ સાથે ગાઢો સંબંધ ધરાવનાર અન્ય વ્યક્તિઓના અવસાન બદલ શોક પ્રદર્શિત કરનાર ૨ જો ઠરાવ બીનચર્ચાસ્પદ હોવાથી પ્રમુખસ્થાનેથી રજુ કરાયા ને સર્વાનુમતે બહાલ રહ્યા. બાદ ૩ જો ઠરાવ ખાતાની સૂચના નં. ૩૭૮ રદ કરવા સંબંધીનો વસોવાળા શ્રીયુત રામભાઇ પટેલે રજુ કર્યો, ને તેના પર અસરકારક વિવેચન કરતાં જણાવ્યું કે "ઘણી પરિષદો ભરાઇ તે ને તેમાં ઘણે ભાગે હું હાજર રહ્યો છું. પણ એકેમાં ખાતાની કાર્યપ્રણાલિકા વિરૂદ્ધ અસંતોષ પ્રદર્શિત કરવાનો વા તેની વિરૂદ્ધ ઠરાવ લાવવાનો સમય કે તેમ કરવાનો ખ્યાલ સુદ્ધાં આવ્યો નથી. એ સ્પૃહણીય સ્થિતિ સાચેજ અભિમાન લેવા જેવી હતી. કયાં એ ગૌરવભરી સ્થિતિ અને કયાં મારે માથે આવી પડેલો આ ઠરાવ રજુ કરવાનો દુઃખદ પ્રસંગ ! આ ઠરાવ રજુ કરવાના સંજોગો જ પેદા ન થયા હોત તો તે વધારે ઇષ્ટ હતું. પરંતુ ખાતાના જન્મથી ભોગવવા મળેલી સ્વતંત્રતા પર કાપ મુકાયાથી અનિચ્છાએ મારે તેમ કરવું પડે છે. રાજ્યની પુ૦ પ્રવૃત્તિ ખૂબ ખીલી છે તે મૂળ ૩ વસ્તુઓને આભારી છે. એક તો આજ સુધી એના વાતાવરણમાં સહકારના સૂર ગુંજતા હતા. પુસ્તકાલય ખાતું સહકારના અનુપમ દૃષ્ટાંત રૂપ મનાતું હતું. એના સંચાલનમાં સહકાર એ જ મુદ્દાની વસ્તુ હતી. બીજી વસ્તુ તે પુસ્તકાલય ખાતાના આદ્ય અમલદાર સ્વ૦ બોર્ડન સાહેબે દીર્ઘદૃષ્ટિપૂર્વક દાખલ કરેલી સ્વાશ્રય ને સ્વરાજ્યની ભાવના છે. પ્રવૃત્તિને નભાવવામાં ત્રિવિધ મદદને અવકાશ છતાં સંસ્થાઓનો વહિવટ સ્થાનિક કાર્યકર્તાઓનેજ હસ્તક મૂકાયો હતો. આજ સુધી તેવી જ તાલીમ મળ્યા કરેલી છે. વહિવટની યોજનામાં પૂરે પૂરી સ્વતંત્રતા હતી. અંકુશ હતો તે માત્ર માર્ગદર્શક હતો. એ નામના અંકુશ નીચે પણ સ્વતંત્રતાનું ભાન હરદમ રહ્યા કરતું હતું. ત્રીજી વસ્તુ તે પ્રવૃત્તિના પ્રજાકીય કાર્યકર્તાઓમાં વિશ્વાસ રખાયો હતો. કાર્યકર્તાઓના પ્રયત્નો પ્રવૃત્તિના હિતની દૃષ્ટિએ સેવાભાવે ને શુદ્ધ દીલે જ થાય છે એવા ખાતાના સુકાનીઓનો વિશ્વાસ હતો. ને એટલેજ પ્રવૃત્તિ આટલી ફુલી ફાલી ને ફળી શકી છે. પ્રાંત ને કસ્બા પુસ્તકાલયોના વ્યવસ્થાપક મંડળમાં નાના મોટા સ્થાનિક અમલદારો હોય, જવાબદારી સમજનાર સુશિક્ષિત ગૃહસ્થો હોય તેઓ પોતાની સંસ્થાના સંચાલન સંબંધમાં જે નિર્ણય કરે તે વાજબી જ હોય એવો વિશ્વાસ રખાતો હતો. આ ત્રણ વસ્તુઓ તો સફળ મનાતી વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના કળશ રૂપ છે. એ કળશ બધા એકે એકે ઉતરવા માંડયા હોય એવો ભાસ થતો હોવાથી એ ભીતિને અકારણ છે એવી હામી મેળવવા પૂરતા આ ઠરાવની અગત્ય છે. એનો અમલ સાફ દીલે થશે તો તંત્ર પૂર્વવત્ સરળ બનશે ને પ્રવૃત્તિનું નાવડું સરળતાથી પોતાનો માર્ગ કાપી શકશે."

ઠરાવ મજકુરને ટેકો આપતાં રા. ચીમનભાઇ હ. અમીને જણાવ્યું કે "મૂકાયલો અંકુશ પ્રજાકીય વ્યવસ્થાપકોના હક્ક ને સ્વાતંત્ર્ય પર કુઠારાઘાત સમાન છે. નામંજુર થયેલાં પત્રો સામે સરકાર તરફથી પ્રતિબંધ નથી મુકાયો ત્યાં સુધી તો આ મુકાયલા અંકુશથી

તે અન્ય રીતે પણ ઓર પ્રચાર પામવાનાં છે. ' યુવક ' પરનો પ્રતિબંધ ઓછો તાજુબી ભર્યો નથી. એ બીલકુલ ઇચ્છવાયોગ્ય નથી. ખાતાએ પોતાની સૂચના દ્વારા ભલામણ કરેલું પણ બજેટની યાદીમાં મંજુર નહિ થયેલું કોઇ પણ પત્ર વા પુસ્તક ભેટ તરીકે ય સ્વીકારવાને પરવાનગીની અપેક્ષા રહે એવો અંકુશ પ્રાંત–કસ્બાના કાર્યકરો માટે તો ખૂબ જ મુશ્કેલી ઉભી કરે એ નિઃસંદેહ છે. વહેલામાં વહેલી તકે તે ઉઠાવી લેવાને વિનંતિ છે."

પાદરા મહાલના પ્રતિનિધિ શ્રીયુત વિષ્ણુપ્રસાદ પંડ્યા તરફથી પણ એવી મતલબનો વિશેષ ટેકો અપાયા બાદ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

બાદ, મહાલ તથા જૂથમંડળોએ કરવાના રચનાત્મક કાર્યક્રમનો અતિ અગત્યનો **૪થો ઠરાવ** ડભોઇ મહાલ શાળાધિકારી રા. ઉમેદભાઇ મોતીભાઇ પટેલે રજુ કરતાં જણાવ્યું કે "મારો તાલુકો પછાત છે. એટલે આ ઠરાવમાં જાણે મારા તાલુકાની જ ખામીઓની નોંધ કરાઈ ન હોય એમ છે. એટલે મારે માટે તો મારા પોતાના જ દોષો રજુ કરવા સમાન કાર્ય છે. છતાં મને મારા શિક્ષક બંધુઓમાં વિશ્વાસ હોઇ આવતા વર્ષ સુધીમાં ખામીઓ દૂર કરી નાખવાની સૌને ભલામણ કરૂં છું." ઠરાવને ટેકો આપતાં પાદરા મહાલ શાળાધિકારી શ્રી રસિકલાલે કહ્યું કે "મને પણ જુવાન શિક્ષકોમાં વિશ્વાસ છે એટલે આપણી ઉણપોના દિગ્દર્શન રૂપ આ ઠરાવ કાગળ પર જ ન રહેતાં તેનો શીઘ્ર અમલ થવા માંડશે એવી શ્રદ્ધા છે." બાદ "ડીપોટી સાહેબોએ સમજાવેલા ઠરાવને શિક્ષક મંડળ તરફથી મારૂં અનુમોદન છેઃ" એ શબ્દોથી શંકરપુરાના શિક્ષક ભાઇ મૂળશંકર કેશવજી તરફથી વિશેષ અનુમોદન મળ્યા બાદ એ ઠરાવ પસાર થયો હતો.

તે પછી, ખાતામાંથી જરૂરી સવલતો વા વહિવટી પ્રશ્નોના ઉકેલ મેળવવા માટે રાજ્ય પુ૦ મંડળના કાર્યકરોને સત્તા આપનારો **પમો ઠરાવ** નારવાળા શ્રીયુત છોટાભાઈ ખુશાલભાઇએ રજુ કર્યો અને તેના પરના વિવેચનમાં જણાવ્યું કે "અમલદાર અને પ્રજા વર્ગનો ગાઢો સંબંધ રહ્યો હોય તો તે પુસ્તકાલય ખાતામાં જ રહ્યો છે. સવલતો મેળવવાના અને મુશ્કેલીનિવારણના પ્રશ્નો તો ઘણી વખત ઉભા થાય. ખાતાના વડા અધિકારી સાહેબે કાલે સાંજે વિષયવિચારિણી સમિતિમાં કેટલાક પ્રશ્નોનો ખુલાસા રૂબરૂમાં કરી દીધા તેવી રીતે જ હમેશાં મેળવી શકાય તેવી સત્તા રાજ્ય પુ૦ મંડળને આપવા માટે આ ઠરાવની અગત્ય છે."

એ ઠરાવને સાવલીવાળા વકીલ શ્રી ખુશાલભાઈ તરફથી એવી જ મતલબનું અનુમોદન મળતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર થયો. બાદ ગ્રામપંચાયતોના બજેટમાંથી ખરીદાતાં પુસ્તકો સાર્વજનિક પુસ્તકાલયોમાં મૂકવા સંબંધીનો **૬ઠ્ઠો ઠરાવ** રવાલવાળા ભાઇ પુરુષોત્તમ કુબેરજી પંડ્યાએ રજુ કર્યો અને તેના સમર્થનમાં જણાવ્યું કે "ગ્રામપંચાયતો પોતાના બજેટમાંથી દર વર્ષ પ્રજનમાં છૂટથી પ્રચાર કરવા જેવાં ઉત્તમ ઉત્તમ પુસ્તકો ખરીદે છે ને તે ગ્રામપંચાયતોના દફતરોમાં જ બંધાઇ રહે છે. જાહેર જનતાને તેનો ઉપયોગ કરવાની તક મળતી નથી. તેથી વધુ સારો ઉપયોગ થઈ શકે અને પુસ્તકખરીદી

પાછળનો પંચાયતોનો ખર્ચ નિરર્થક ન જાય એટલા માટે આ ઠરાવની જરૂર છે. ગ્રામપંચાયતોની તો એમ કરવામાં સહાનુભૂતિ સામાન્ય રીતે હોય છે, પણ મહાલ કચેરીની સંમતિની એમાં અપેક્ષા રહેતી હોવાથી તે મેળવી આપવા આપણા ખાતાએ તજવીજ કરવાની જરૂર છે."

ઠરાવ મજકુરને છાણભોઇના રા. ભાઇલાલભાઈ ભવાનભાઈ તરફથી અનુમોદન મળતાં ઠરાવને પસાર થયેલો જાહેર કરી બાલોપયોગી પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવાની રાજ્ય પુ૦ મંડળની જવાબદારીની યાદ આપતો **૭મો ઠરાવ** પ્રમુખસ્થાનેથી રજુ કરાયો. એના પર બોલતાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે "ઠરાવ રાજ્ય પુ૦ મંડળને ચાબખા રૂપ છે. આશા છે કે ચાલુ વર્ષ દરમ્યાન એ કાર્ય પાર પડી જશે."

બાદ, પુસ્તકાલયોના કાયમ ફંડના હિસાબ દર પાંચ વર્ષે પ્રગટ કરવાની જરૂરિઆત સંબંધી **૮ મો ઠરાવ** શિનોરવાળા રા. નટવરલાલ ગિ. શાહે રજુ કરતાં જણાવ્યું કે "ઠરાવ મહત્ત્વનો છે ને તે ખાતાના વડા અધિકારી સાહેબે વિષયવિચારિણી સમિતિમાં, ગઇ સાંજે, સ્વીકાર્ય ગણ્યો છે. એટલે એના પર લાંબા વિવેચનની જરૂર નથી. આ બાબતમાં ખાતાએ આજ લગી ઘણી ઘણી ચોકસાઇ રાખેલી છે ને તેથીજ આટલી રકમો પણ સચવાઇ રહેલી છે. એટલે ઠરાવમાં માગેલી આ વિશેષ કાળજીની અપેક્ષા પૂરી પડશે એમાં લવલેશ શંકા નથી."

એને અનુમોદન આપતાં વાઘોડીઆવાળા શ્રીયુત ઓચ્છવલાલ પરીખે જણાવ્યું કે "કાયમફંડની સુરક્ષિતતા માટે ખાતાએ વખતોવખત અગત્યની સૂચનાઓ કરેલી છે. તે મુજબ ખાનગી ઇસમોને ત્યાંથી કાઢી સદ્ધરતાવાળી જાહેર પેઢીઓમાં રોકાય ને તેના હિસાબ નિયમિત પ્રગટ થતા રહે તો રકમોની સુરક્ષિતતા વધારે સચવાય એ તો દેખીતું જ છે."

તે પછી શિષ્ટ લેખકોના અમુક અમુક પુસ્તકો સારાં પુસ્તકાલયોમાં હોવાની અગત્ય પ્રતિપાદન કરતા **૯ મા ઠરાવ** ની રજુઆત કરવા શ્રી મોતીભાઇ સાહેબ ઉભા થયા ને દલીલમાં જણાવ્યું કે "કેવળ સંગ્રહ માટે કોઇને ગૌરવ લેવાનું જ ન હોય. સંગ્રહ વિપુલ હોવા સાથે તેનો ઉપયોગ સારો થાય એ જોતા રહેવાની જરૂર છે. ખાતાનો વહિવટ મારી પાસે હતો ત્યારે મને કોઇ કામ જો વિકટમાં વિકટ જણાયું હોય તો તે પુસ્તકપસંદગીને લગતું હતું. એમાં લાગવગ કે પૂર્વગ્રહોને સ્થાન નજ હોવું જોઇએ. ગુજરાતી ભાષામાં કંઈ નહિ તો વીશેક હજાર પુસ્તકો હશે. એ બધાંની માહિતી કોઇ એકને તો નજ હોઇ શકે. પુસ્તકોની વસ્તુ શું છે, કયાં પ્રચારપાત્ર છે તે કોઇ એક જણથી તો નજ કહી શકાય. તેથી એ કામની જવાબદારી ભાગીદારીથી ન ઉપાડી લેવામાં આવે તો પુસ્તકાલયસ્થાપનાનો હેતુ, જે શિષ્ટ જ્ઞાન પ્રચાર છે, તે માર્યો જાય. ઝેર એ જેમ પ્રચારપાત્ર નથી તેમ નઠારૂં બહેકાવનારૂં સાહિત્ય પણ પ્રચારપાત્ર નથી જ. નઠારાનો પ્રચાર અટકાવવા કરતાં પણ સારાનો પ્રચાર—બહોળો પ્રચાર કરવાની અગત્ય જ્યાદે છે. હું આ કામમાં ઘણાની મદદ મેળવતો, ઘણાના અભિપ્રાય પૂછતો અને પ્રચારપાત્ર જણાતાં પુસ્તકોના લેખકો–પ્રકાશકો સાથે પત્રવ્યવહાર ચલાવી કિંમતમાં પણ રાહત મેળવતો, ને પછી એવાં ખાસ પ્રચારપાત્ર પુસ્તકો વગર માગ્યે પણ ધકેલાવતો ને કોઇ વાંધો ઉઠાવે તો કહેતો કે 'પસંદ ન પડે તો મારા ખર્ચે પાછું

મોકલી આપજો.'" અત્રે વિવેચકે 'અપંગની પ્રતિભા', 'લેડી વિદ્યાગૌરી મણિ મહોત્સવ અંક' 'કર્વેનું જીવન ચરિત્ર' વગેરે કેટલાંક ખાસ પ્રચારપાત્ર પુસ્તકો સભા આગળ રજુ કરી તેની વસ્તુઓનું સંક્ષિપ્ત બ્યાન કર્યું હતું. છેવટે જણાવ્યું કે "પુસ્તકાલયોમાં કેવળ કચરાપટ્ટી જેવી વાર્તાઓનાં જ પુસ્તકોનો ઉમેરો થનો રહે તો પુસ્તકાલય સ્થાપનાનો ઉચ્ચ હેતુ માર્યો જાય. માસિકોમાં આવતાં અવલોકનો કે ભલામણો માત્રથી હેતુ સિદ્ધ થાય તેમ નથી. સારા સાહિત્યના પ્રચાર માટે આ કાર્ય કોઇએ ઉપાડી લેવાની જરૂર અનિવાર્ય છે, અને તે માટે ખાતાને તેમજ મંડળને હું વિજ્ઞપ્તિ કરૂં છું." આ ઠરાવને "પૂજ્ય અમીન સાહેબે મૂકેલા ને સમજાવેલા ઠરાવને મારે ટેકો આપવાની જરૂર નજ હોય" એમ કહી કંડારીવાળા શ્રીયુત શંકરભાઇએ ઔપચારિક અનુમોદન આપ્યું હતું. ને છાણીવાળા શ્રીયુત રાવજીભાઇ અમીને વિશેષ અનુમોદન આપ્યું હતું.

તે પછી, છાણી ગ્રામ પુસ્તકાલયને કસ્બા પુસ્તકાલયનો દરજ્જો આપવા સંબંધીનો **૧૦મો ઠરાવ** પ્રમુખસ્થાનેથી રજુ કરાયો. એના સમર્થનમાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે "વડોદરા તાલુકામાં એકે કસ્બા પુસ્તકાલય નથી અને વસ્તી તેમ વ્યવસ્થાની દૃષ્ટિએ છાણીની સંસ્થા સારી છે તેથી તેની આ મહત્ત્વાકાંક્ષા પૂરી પાડવાની તજવીજ થાય તો ખોટું નહિ."

બાદ, મહિલા અને બાલ પુસ્તકાલયોની સંખ્યા વધારવાની હિમાયત કરતો **૧૧મો ઠરાવ** સોજીત્રાવાળાં સૌ. શાન્તાબેન ભાસ્કર પટેલે રજુ કર્યો તેને સૌ. ચંચળબેન પરીખે ટેકો આપ્યો. ઠરાવની રજુઆત કરતાં શ્રી શાંતાબેને દલીલ કરી કે "ચાલુ જમાનાની દૃષ્ટિએ આ ઠરાવનું મહત્ત્વ સૌથી વિશેષ છે. પુસ્તકાલય પ્રવૃત્તિ સ્ત્રી તથા બાલ વર્ગની સેવા બજાવે ને તેઓ આગળ પડતો ભાગ લઇ શકે તો જ પ્રવૃત્તિનો ઉચ્ચ ઉદ્દેશ બર આવ્યો ગણાય. પાશ્ચાત્ય દેશોમાં એવું છે તેથી જ તેઓ પ્રગતિમાન છે."

**૧૨ મો ઠરાવ** માનદ પુસ્તકાલય પ્રચારકોની સેવાની સ્તુતિ કરી તેમને અભિનંદન આપનારો હોઇ તેની રજુઆત કરતાં રસુલાબાદના શ્રી કુબેરસિંહ માનસિંહ ચૌહાણે જણાવ્યું કે "અસલના વખતમાં શિક્ષકોને આચાર્ય કહેતા. પુ૦ પ્રવૃત્તિમાંથી શિક્ષકોનો સાથ બાદ કરવામાં આવે તો આખું જ ગાડું અટકી પડે." ઠરાવના ટેકામાં બોલતાં ગસાવાડીવાળા ભાઇ મણિલાલ હરગોવિંદ પાઠકે શિક્ષકોના નિઃસ્વાર્થ સેવાભાવ માટે ધન્યવાદ ઉચ્ચારી શિક્ષણ વર્ગમાં શીખવાડાયલા વર્ગીકરણના કાર્યનો સત્વરે અમલ કરી નાખવાની ભલામણ કરી હતી.

ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરતાં પ્રમુખશ્રીએ અભિપ્રાય આપ્યો હતો કે "પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેની શિક્ષકોની સેવા બદલ પદક વા ચંદ્રક અપાય તો તે પણ ઓછું છે."

બાદ, પુસ્તકાલયોનાં બજેટો સવેળા મંજુર કરી જાનેવારીમાં જે તે પત્રો શરૂ થઇ જ જાય તેવી તજવીજ રાખવાની ખાતાને વિનંતિ કરનારા **૧૩ મા ઠરાવની** રજુઆત દંતાઙના મેટ્રિક સિનિયર શિક્ષક ભાઈ નારાયણ દામોદર ત્રિવેદીએ કરી રમુજભરી વાણીમાં દલીલ કરી કે આગલો ઠરાવ કામ કઢાવી લેવું હોય ત્યારે બચુને ફુલાવવા ફુલાવવા જેવો છે. કામ લેતી વખતે શિક્ષકોના નિઃસ્વાર્થ સેવાનાં વખાણ થાય, અને ગરજ સર્યે 'પંતુજી'ને

'પંતુજી' સંબોધનોથી અવગણના કરાય ને એમની મુશ્કેલીઓનો વિચાર ન કરાય એ શું વાજબી છે ? સાહેબો ગામડાંમાં રહ્યા હોય ત્યારે જ શિક્ષકોની મુશ્કેલીઓ ને તેમની કફોડી હાલતનો ખ્યાલ આવે. જ્યાં કશાનું ઠેકાણું ન હોય ત્યાં પંતુજી ગણાતા શિક્ષકોએ નિઃસ્વાર્થ સેવાભાવે મથી મથીને ભાઈ બાપા કરી લોકોની દાઢીઓમાં હાથ ઘાલીને બજેટ પૂરતી રકમો એકઠી કરી હોય તે છતાં બજેટો વખતસર મંજુર થઇ ન આવે, પત્રો સમયસર શરૂ ન થાય, વા રજુ કરેલી માગણીઓ પર કાપ મુકાય, વા ન માગેલા મુકાય ત્યારે એ બિચારા 'પંતુજી'ઓની સ્થિતિ કેવી કફોડી થઇ પડતી હશે, તેને કેવા કેવા ઠેંપકો સાંભળવા પડતા હશે, તેનો ખ્યાલ ખાસ રખાવો જોઇએ.

એ ઠરાવને સાઢલીવાળા હીરાલાલ ફોગટલાલ જાનીનું અનુમોદન મળ્યા બાદ ક્યુરેટર મે. વાકતીસ સાહેબે ઠરાવમાં સૂચવાયલી અગવડ સંબંધમાં દીલગીરી દર્શાવી આશ્વાસન આપ્યું કે "કાર્ય પદ્ધતિમાં દોષ હશે તો તે બાબત તપાસ કરી તેને સુધરાવવા જરૂર પ્રયાસ કરીશ."

તે પછી સુધરાઇ અને ગ્રામપંચાયતોની મદદ ઉદારતાથી મંજુર કરવા ને જે તે સંસ્થાને તે જે તે વર્ષની શરૂઆતમાં જ અદા થઇ જાય તેવો પ્રબંધ કરાવવા માટે ખાતાને વિનંતિ કરનારો **૧૪ મો ઠરાવ** સંખેડાના ભાઇ હીરાલાલ ચુનીલાલ શાહે રજુ કર્યો, ને તેના સમર્થનમાં યથોચિત દલીલો પછી સંખેડા સુધરાઇની મદદ મંજુર થઇ હતી છતાં તે વર્ષ વીતી જતાં સુધી હાથમાં નહિ આવવાને કારણે બજેટમાં મંજુર થયેલું સાહિત્ય પણ મંગાવી શકાયું ન હોતું એ વાતની યાદ આપી હતી.

ઠરાવના અનુમોદનમાં બોલતાં છાણીવાળા ભાઇ સોમચંદ ત્રિભોવનદાસ ઠક્કરે "વિના સહકાર નહિ ઉદ્ધાર" એ સૂત્રની યાદ આપી પુસ્તકાલય જેવી લોકોપકારક સંસ્થા સાથે સંપૂર્ણ સહકાર સાધવા લાગતાવળગતાઓને વિનંતિ કરી હતી.

એ પછી શિષ્ટ વાચનની પરીક્ષાઓનો લાભ બહોળા પ્રમાણમાં લેવા લેવડાવવા સંબંધીનો **૧૫ મો ઠરાવ** અસરકારક દલીલો સાથે રજુ કરી શ્રી મોતીભાઇ સાહેબે એ સંબંધમાં '**પુસ્તકાલય**' માસિકમાં પ્રસિદ્ધ થતાં લખાણો વાંચવાની ને તેનો અમલ કરવાની આગ્રહભરી વિનંતિ ગુજારી હતી. અને જીવનચરિત્રોનાં વાચનની અગત્ય દર્શાવી સૌના આશ્ચર્ય વચ્ચે જાહેર કર્યું હતું કે "હોદ્દા પરથી નિવૃત્ત થયા પછી તો હું પોતે પણ આ પરીક્ષાઓમાં બેસું છું; પણ તે બીજા નામથી. મારી આટલી દલીલો પછી પણ તમે આ આદરપાત્ર યોજનાનો લાભ લેવા ન લલચાઓ તો મારી સાથેનો તમારો આટલા લાંબા વખતનો પરિચય ને સંબંધ વ્યર્થ ગયા ગણાય. પરીક્ષા માટે ઠરેલાં ને ઠરતાં પુસ્તકો વાંચ્યા પછી પશ્ચાત્તાપ થાય તો હું રૂ. ૫૦) દંડના આપીશ."

ઠરાવ મજકુરને ટેકો આપતાં વરણામા એ. વી. સ્કૂલના હેડમાસ્તર રા. રતિલાલ માણેકલાલ ઘોડાએ ખાત્રી આપી હતી કે "આગામી પરીક્ષામાં હું પોતે બેસીશ એટલું જ નહિ પણ મારા આસિસ્ટંટોને પણ બેસવા ખસુસ પ્રેરીશ." આ પ્રસંગે ઉપસ્થિત મહાલ શાળાધિકારી સાહેબોએ પણ તેમ કરવાની ખાત્રી આપી હતી.

આ ઠરાવને વિશેષ અનુમોદન આપતાં નમીસરાવાળા ભાઇ રમણલાલ ચુનીલાલે માણસ શું વાંચે છે ને કેવું વાંચે છે તેના પરથી તે કેવો થશે ને કેવા માર્ગે સંચરે છે તેનો ખ્યાલ કરી શકાય છે; એ વાતની યાદ આપી શિષ્ટ વાચનના પ્રચારની આ આદરપાત્ર યોજનાનો બહોળા પ્રમાણમાં લાભ લેવા લેવડાવવાની હાજર રહેલાંઓને આગ્રહભરી ભલામણ કરી હતી.

ઠરાવોનું કામ આ તબકકે લગભગ પુરૂં થયું હતું. માત્ર આભારપ્રદર્શનનો છેલ્લો ઠરાવ હવે બાકી હતો. તે હાથ ધરતાં પહેલાં પ્રથા મુજબ પ્રમુખશ્રીને ઉપસંહારનું વક્તવ્ય કરવાનું હતું. પરંતુ તેમ કરતાં પહેલાં ક્યુરેટર શ્રી વાકનીસ સાહેબને પોતાના પાશ્ચાત્ય અનુભવોનો થોડોઘણો ખ્યાલ આપવાની સભાજનો વતી વિનંતિ કરાઇ ને તે એઓશ્રીએ સહર્ષ માન્ય રાખી.

## મે. વાકનીસ સાહેબનું પ્રવચન

પાશ્ચાત્ય પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધમાં જાતમાહિતીનો જરૂરી ખ્યાલ' રજુ કરતાં પહેલાં પરિષદમાં પસાર થયેલા ઠરાવો પરનાં વિવેચનોમાં જુદા જુદા વક્તાઓ તરફથી જે ઉદ્‍ગાર નીકળ્યા હતા તે સંબંધમાં બે શબ્દ બોલવાની તક લઇ પુ૦ ખાતાના વડા અધિકારી મે. વાકનીસ સાહેબે જાહેર કર્યું કે ' **ખાતાની નીતિમાં ફેરફાર થયો નથી; ને થવાનો પણ નથી. આપની એવી સમજ થઈ હોય તો તે દૂર કરી દેજો. મોતીભાઈ સાહેબની નિવૃત્તિ પછી નવીન નીતિ સ્વીકારાઇ છે ને એમનું કરેલું કાર્ય બગડવાનો વખત આવ્યો છે એવી ભીતિને નસાડી દેજો.** ખાતું એ તો યંત્રસમાન છે. યંત્રની નીતિ સર્વશઃ વ્યક્તિના હાથમાં નથી જ. પુસ્તકાલય પ્રવૃત્તિની બાબતમાં તો શ્રીમંત સરકારે જે નીતિ ઠરાવી છે ને જે ઠરાવશે તેનો જ અમલ કરવાનો વ્યક્તિને રહેશે. ખાતાની નીતિ સંબંધમાં આથી વિશેષ આશ્વાસન આપવાની જરૂર ભાગ્યે રહેતી હોય. આપે પસાર કરેલા ખાતાના ચાલુ વહિવટ પ્રતિ અસંતોષ દર્શાવનારા ઠરાવથી મને ખેદ જરૂર થયો છે પણ માઠું તો નથી જ લાગ્યું; કારણ કે હું ચોક્કસ માનું છું કે પ્રસંગ પડયે સખત પ્રહાર કરે તેજ સાચો મિત્ર કહેવાય. ખાતાના નવીન અધિકારી તરીકે અમે જે કંઇ કરીએ તેમાં ઉણપ જણાતી હોય, ભૂલો લાગતી હોય તે જો અમારી આગળ રજુ કરવામાં ન આવે ને માત્ર પોલેપોલા આભાર માનનારા ઠરાવ કરવામાં આવે તો સાચો સહકાર થયો ન જ મનાય. હું તો નિદાન એમ નથી જ માનતો. એટલે આપે જે કર્યું છે તે સાચું જ કાર્ય કર્યું છે એમજ માનું છું. ખાતા તરફથી જે હકીકતો મંગાવવામાં આવી છે, પ્રાંત તથા કસ્બા પુ૦ નાં પત્રોની યાદીઓ મંગાવવામાં આવી છે, એ વહિવટી ફેરફાર તત્ત્વનો નથી પણ તપસીલનો છે ને તે સંખેડા પુસ્તકાલય સંબંધમાં ઉપસ્થિત થયેલા પ્રકરણને આભારી છે. એ પગલું સ્વતંત્રતા પરના ઘા તરીકે સમજવાનું નથી. બાકી, શ્રીયુત મોતીભાઇ સાહેબે પણ જણાવ્યું છે કે એમણે સારાં પુસ્તકો ખરીદ્યાં છે ને નબળાંને માગણી છતાં ઇન્કાર્યાં છે. મોતીભાઇ સાહેબનો અનુભવ પુખ્ત છે. તેમની સાથેના વર્ષોલાંબા પરિચયથી આપ સૌના મનની એકતા થઇ જાય એ સ્વાભાવિક છે. એવા ગાઢ સંબંધને લીધે એમના વિચાર તમને ઝટ રૂચી જાય એ પણ સ્વાભાવિક છે. અમારી સાથે આપનું દીલ હજી એકતાર બન્યું

નથી; તેથી ખાસ નીતિભેદ નસ્તાં અમારી નીતિ આપને કંઇક અંશે ખુંચતી લાગે છે. પણ આવા પ્રસંગોએ પરસ્પરની મુશ્કેલીઓ સમજવાની તક મળતાં પરસ્પરના મનનું સમાધાન શક્ય બનશે. અમારી પણ મુશ્કેલીઓ હોય છે તે ભુલાવું ન જોઇએ.”

પછી, પાશ્ચાત્ય પુ૦ પ્રવૃત્તિનો તુલનાત્મક ખ્યાલ આપતાં મે. વાકનીસ સાહેબે જણાવ્યું કે “ગ્રામ પુ૦ પ્રવૃત્તિ એ આપણા વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિનું મુખ્ય અંગ છે. ગામડાં પોતાનાં સ્વતંત્ર પુસ્તકાલયો ધરાવે છે. ને નાનાં ગ્રામ પુસ્તકાલયોનો મોટાં કસ્બા પુસ્તકાલયો સાથે ને કસ્બાઓનો પ્રાંત પુસ્તકાલયો સાથે જેવો ગાઢ સંબંધ હોવો જોઇએ તેવો નથી. ત્યારે વિલાયતમાં તેમ હોય છે. ત્યાં ગામદીઠ સ્વતંત્ર પુસ્તકાલયો કે વાચનાલયો નથી હોતાં. ત્યાં નર્યાં વાચનાલયોનો તો બીલકુલ પ્રચાર નથી હોતો. લાયબ્રેરી અંગે પણ કુલ બજેટના ૫–૭ ટકા કરતાં વધુ ખર્ચ પત્રો પાછળ નથી કરાતો, ત્યારે આપણે ત્યાં ૫૦–૬૦ ટકા જેટલો અને કયાંક તો તેથીય વધારે ખર્ચ થતો જણાય છે. વિલાયતની ખરી વિશિષ્ટતા હોય તો તે આજ બાબતમાં છે. આપણે ત્યાંનાં પુસ્તકાલયો ઘણાં નાનાં છે, ને તેમના બજેટમાં પુસ્તકખરીદીની ખાસ સગવડ નહિ રહેતી હોવાથી ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોમાં તો સારાં પુસ્તકો જવલ્લે જ મળી શકે છે. તે વસાવવાની શકિત ને સવડ જ હોતી નથી. એટલે પછી એ પુસ્તકાલયો ભણી ગામનો ભણેલો વર્ગ ખાસ સહાનુભૂતિથી ન જુએ એ કેવળ કુદરતી છે. એની આશા રાખવી જ અસ્વાભાવિક છે. આપણાં ગ્રામ પુસ્તકાલયોમાં ૧૦ વર્ષ પહેલાંનાં જ, વાસી થઇ ગયેલાં જ પ્રકાશનો મળે તેવી જ સ્થિતિ મોટે ભાગે પ્રવર્તે છે; તો પછી બીજી ભાષાનાં સારા ગ્રંથોની તો આશા જ કયાંથી રખાય ? આમ છે તો પછી એ સંસ્થા તરફનું આકર્ષણ પણ કયાંથી ટકી રહે ? વિલાયતમાં એમ નથી. ત્યાં તો પરગણાનાં મધ્યવર્તી પુસ્તકાલયમાંથી તેની સાથે સંકળાયેલી કોઇ પણ સંસ્થા પોતાને ત્યાં ન હોય તેવાં નવાં નવાં પ્રકાશનો મેળવી શકે છે. આપણે ત્યાં એવી સ્થિતિ હાલ તો શકય નથી જ. એ સ્થિતિના પલટા માટે ફરતા પુસ્તકાલય પદ્ધતિ ( Circulating Library )નો છૂટથી પ્રસાર થવો ઇષ્ટ છે. ગ્રામપુસ્તકાલયો એ એ યોજનાનાં કેન્દ્ર ગણાય. ખાતા અંગે ફ૦ પુ.ની યોજના છે. પણ તેનું બજેટ ૧૫૦૦ જેટલું જ હોઈ એટલાથી બધે પહોંચી શકાય તેમ નથી. તેથી જો સંઘબળથી કોઈ યોજના અમલમાં મૂકાય તો તે ખાસ ઇચ્છવાયોગ્ય થઇ પડે. નાનાં મોટાં પુસ્તકાલયોનો સહકાર સધાય ને અરસ્પરસ આપલે કરે તો તેથી બધાંને લાભ થશે. આવી યોજના કેવી રીતે કરવી એનો હું વિચાર કરી રહ્યો છું. એવી યોજના અમલમાં આવશે તો ગ્રામપુસ્તકાલયો પ્રગતિ કરી શકશે એવી મારી માન્યતા છે. આપણે ત્યાં લગભગ બધે પક્ષો વા તડાં હોય છે. પરિણામ એનું એ આવે છે કે જવાબદારી સમજનારા થોડા હોય છે તે એકઠા થઇ શકતા નથી, બળ વહેંચાઇ જાય છે, ને ગ્રામોન્નતિમાં અંતરાય પડે છે. શ્રીયુત મોતીભાઇ સાથે એક બાબતમાં મારે મતભેદ છે. તેઓ માને છે કે મુલ્કીખાતા સાથે સહકાર કરવો અશકય ઈ. હું માનું છું કે તેમના સહકારથી પ્રવૃત્તિને વધારે વ્યાપક ને પરિણામદર્શી બનાવી શકાય. ગ્રામ પ્રદેશમાં જેમની લોકસેવા કરવાની લાયકાત ને ઇચ્છા હોય તેવા થોડા સુધરાઇઓમાં ને પંચાયતોમાં આવી જાય તો પુસ્તકાલયની સંસ્થાને સુધરાઇ

કે આ. પં. સાથે અણબનાવના કે વાંધાના પ્રસંગ ઉપસ્થિત જ ન થાય. વિલાયતમાં તો પુસ્તકાલય સંસ્થાનો ભાર જ સ્થાનિક સંસ્થાઓને શિર છે. એની વ્યવસ્થા ને નિભાવ માટે સ્થાનિક સંસ્થાઓ જ સમિતિઓ નીમે છે, પુસ્તકાલય સુધરાઈતાબાના મકાનમાં જ રખાય છે અને એનો ઉપરી પણ સુધરાઈનો જ સભ્ય હોય છે. એવો સહકાર આપણે સાધીએ અને બે સત્તાઓ એકમુખી થાય તો આપણે ત્યાં પણ એ ઇષ્ટ સ્થિતિ સંભવનીય બને."

## શ્રી મોતીભાઈનો ખુલાસો

શ્રી વાકનીસ સાહેબના વકતવ્યમાં ઉલ્લેખાયલા મતભેદ સંબંધમાં ખુલાસો કરવાની પ્રમુખ સાહેબની રજા મેળવી શ્રીયુત મોતીભાઈ સાહેબે જણાવ્યું કે "મારે 'મતભેદ છે' એ કથન જરા ગેરસમજ ઉભી કરે એવું છે. મારી માન્યતા એવી છે કે બહારની સત્તાઓ પર જ બધો આધાર ન રાખવો. ખાતાની સ્વતંત્રતા સાચવીને જરૂર પડે ત્યાં સહકાર જરૂર મેળવવો. આ બાબતમાં મને અનેક કડવા અનુભવો થયેલા છે ને તેથી જ મારો આ મત બંધાયો છે. ગ્રામપંચાયતો એ શું છે, તેના મેંબરો કોણ કોણ ને કેવા કેવા હોય છે તે જાણ્યા ને સમજ્યા પછી જ કહું છું કે જો હાલના ધોરણે ચાલતી એ સ્થાનિક સંસ્થાઓને હસ્તક પુસ્તકાલયોનો કારભાર મુકાશે તો તો આખી પ્રવૃત્તિની જ ઘડી ભરાઈ ગઈ સમજજો. એક સ્થાનિક સંસ્થાના મેંબરોને મહિલા પુસ્તકાલયની અગત્ય સમજાવવા ટાણે એક મેંબર બોલી ઉઠ્યો કે "મહિલાઓનું ખરૂં ત્યારે બહારનાંઓનું શું ?! વસ્તુ સ્થિતિ આવી છે. સ્થાનિક સંસ્થાઓના સભ્યો પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપકારકતા સમજતા નથી તેનું જ દુઃખ છે ને ? તેથી જ કહું છું કે એમના પર આધાર રાખીને બેસી ન રહેવું. પુસ્તકાલય ખાતાના વહિવટમાં મુલ્કીખાતું વણમાગી દરમ્યાનગીરી કરે તો તે હું તો સહન ન જ કરૂં. પુસ્તકાલય ખાતાના પ્રશ્નો વ્યકિત વા બીજા કોઈ ખાતાને સોંપાય તો પછી પુસ્તકાલય ખાતું કરશે શું ? એને કરવાનું રહેશે પણ શું ? કેળવણી ખાતાની વાત નિરાળી છે. એ તો આપણું ઉપરી ખાતું છે. એની સામે મારે કોઈ જાતનો વિરોધ નથી. તો પછી અસહકાર જેવું તો હોય જ શાનું ? એ ખાતાની તો સોએ સો ટકા મદદ લેવાની છે. માત્ર મુલ્કી ખાતાની વણમાગી દરમ્યાનગીરી સહન ન કરાય એવો મારો મત છે." ડેસરના મકાન પ્રકરણનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કે "પુસ્તકાલય ખાતાએ મંજુર કરેલી, સુબા સાહેબે ને સમિતિએ પણ બહાલ રાખેલી માગણી ઉપરી ખાતું નામંજુર કરે ને કામ ટોલ્લે ચઢે એ કયાંનો ન્યાય ? મને એ ખૂબ ખૂંચ્યો છે. ખટપટનો જ એ પ્રત્યક્ષ દાખલો છે. આવી જાતની દરમ્યાનગીરી ન સાંખી લેવાય એટલો જ મારો મતભેદ છે."

## પ્રમુખશ્રીનું ઉપસંહારનું વક્તવ્ય

શ્રી મોતીભાઈ સાહેબના ખુલાસા પછી પ્રમુખશ્રી પોતાનું ઉપસંહારનું વકતવ્ય કરવા ઉભા થયા ને જણાવ્યું કે "આ પરિષદની મોટામાં મોટી વિશેષતા હોય તો તે ખાતાના વડા અધિકારી મી. વાકનીસની હાજરી છે. કેટલાક ઠરાવોની અગત્ય એમણે સાફ દીલે સ્વીકારી છે ને ચર્ચાસ્પદ બાબતો સંબંધી તપાસ કરી નડતી અગવડો દૂર કરવાનું

આશ્વાસન આપેલું છે. તેથી મારી તો ખાત્રી થઇ છે કે અડચણોનું નિવારણ થયા વગર રહેશે નહિ જ. રાજ્ય પુસ્તકાલય મંડળ સાથે ખાતાનો વિરોધ હોઇ જ ન શકે. શ્રીમંત સરકારનો તેને આશ્રય છે. પડખે રહીને જ તે કામ કરે છે. એના માણસો ખાતાના મહેકમની પૂર્તિ રૂપ જ સમજવાના છે. એવી રીતે જ અત્યાર સુધી કામ ચાલ્યું આવ્યું છે. એટલે પૂર્વવત્ સ્થિતિ જો સ્થપાય તો તે ઇચ્છવાયોગ્ય જ ગણાય. પત્રો પુસ્તકોની પસંદગી બાબતમાં કહેવાનું કે ખાતું જે સાહિત્ય અનિષ્ટ ઠરાવે તેનું તો વફાદારીથી પાલન કરવાની સૌની ફરજ છે, ને એવાં ન ઠરાવ્યાં હોય તે મેળવવાનો હકક છે. આ સંબંધમાં પણ કયુરેટર સાહેબે જે વિચાર દર્શાવ્યા છે તે સ્તુત્ય છે. ખાતાના અમલદારોની પણ નાજુક સ્થિતિ હોય છે તે તરફ પણ સૌ સહાનુભૂતિથી જોશો. એકંદરે મારી ખાત્રી થઇ છે કે ખાતાની સહાનુભૂતિ પૂર્વવત્ રહેશે : માણસો બદલાય પણ નીતિ કે નિયમ નથી બદલાતાં એ સૂત્ર સદાય સ્મરણમાં રાખજો. ડેસરના મકાન પ્રકરણની હકીકત જાણી મને ખેદ થયો છે. મી. વાકનીસને પણ થતો હશે. એ પ્રકરણ ઠેઠ હુજુર સુધી વિવાદે પહોંચે તે એવો ઠરાવ કરનારને માટે ભાગ્યેજ શોભાસ્પદ ગણાય. 'પાંચ વર્ષ સુધી બાંધવું નહિ' એ તે કેવો હાસ્યસ્પદ ઠરાવ ? હજી પણ એ કેમ ટકી રહ્યો છે તે નથી સમજી શકાતું. બસ, હવે તો વખત બહુ થઇ ગયો છે ને તબિયત પણ સારી નહિ હોવાથી વધારે પિષ્ટપેષણ નથી કરતો: બાકી બોલવાનું તો ઘણું મન થાય છે. મારા જેવા થાકેલા માણસને પ્રમુખ તરીકે પકડી આણી તમે જે શાંતિથી પરિષદને પાર પાડવામાં મને સાથ આપ્યો છે તે બદલ સર્વ કોઇનો આભાર માનું છું. આશા રાખું છું કે આ પરિષદ ખરેખર યાદગાર નીવડશે."

એ પછી પ્રમુખનો આભાર માનનારો અંતિમ ઠરાવ હર્ષનાદ સાથે પસાર થઇ પુષ્પહાર અર્પણના યોગ્ય વિધિ પછી રાજગીત અંતે પરિષદની કાર્યવાહી ૧૨।। ને સુમારે ફત્તેહમંદ રીતે પાર પડેલી જાહેર કરાઇ.

*

મહેસાણા પ્રાંત ૩ જી પરિષદનો આવો વિસતૃત વૃત્તાંત સ્થળ તેમજ સમયના સંકોચના કારણે આ અંકમાં નથી આપી શકાયો તે આવતા અંકે અપાશે. પ્રમુખોનાં ભાષણો ને પસાર થયેલા ઠરાવો ચાલુ અંકમાં લેવાયા છે જ.

ના. નં. ચોકસી.



# વાઘોડીઆનો શિક્ષણ વર્ગ : થોડાંક સંસ્મરણો

**ન**વયુગને નવાજતી અનેકવિધ પ્રવૃત્તિઓથી ભરપૂર એવા વાઘોડીઆ ગામે ગ્રામ પુસ્તકાલયોના કાર્યકરો માટેનો પુસ્તકાલયનો ચાલુ સાલનો શિક્ષણવર્ગ અનોખી ભાત પાડતો હતો. સહકારી ખાતાનો શિક્ષણવર્ગ પણ ચાલુ જ હતો. તેમાંય વળી પરિષદોના ભણકારા પણ પ્રથમથી જ વાગી રહ્યા હતા. પુસ્તકાલય શિક્ષણવર્ગના ઉતારાનું રંગ રોગાનથી નવીન ઝળકતું મકાન પણ શિક્ષણવાંચ્છુઓના હૃદયપટ પર નવીન જ્યોતિ ઝગાવતું હતું. તેમાંય રા. ચોકસી સાહેબ, રા. કાશીવાળા ને રા. વલ્લભભાઈની પુસ્તકાલય સંબંધેની શિક્ષણ આપવાની છટા ઓર છાપ પાડતી હતી.

પહેલે દિવસે સવારના ભાગમાં રા. કાશીવાળાએ પુસ્તકાલયો નવીન સ્થાપવાની કેવી યોજના છે તે સમજાવ્યું. વળી ચોપડીઓ ક્યારે, કોને ને કેવી રીતે આપવી તેની સમજૂત આપી ચોપડીઓ ગુમ થયે તેના પૈસા શિક્ષકોને શાથી જોડવા પડે છે તેની પણ ઠીક ઠીક માહિતી આપી હતી. રા. વલ્લભભાઈએ દફતરો સંબંધેની હકીકત સમજાવતાં વર્ગના મન પર ઠસાવ્યું કે રજીષ્ટરો એ પુસ્તકાલયોનું કાયમી ને ખાસ દફતર છે, તથા રોજમેળ, સભાની નોંધવહી, વાચકોનું રજીષ્ટર વગેરે પણ જરૂરનાં છે, પછીથી રા. ચોકસીસાહેબે તેમની હમેશની ઢબ મુજબ લેક્ચર પદ્ધતિથી પુસ્તકાલયોનું જીવનચરિત્ર સમજાવતાં આપણાં પુસ્તકાલયો અને અમેરિકાનાં પુસ્તકાલયોની સરખામણી કરી સ્થિતિ ભેદ સમજાવ્યો હતો. એમનો ખાસ વિષય અને તેમાંય વળી શિખવા જેવો હોય તો તે 'વર્ગીકરણ પદ્ધતિ' હતો. સાંજના વર્ગમાં એ વિષય હાથ ધરી શ્રોતાઓના મન પર ઠસાવ્યું કે વર્ગીકરણ એ પુસ્તકાલયને આવશ્યક છે, કારણ કે તેનાથી વાચક ને ગ્રંથપાલ, વિઝિટર અને અધિકારીઓ સહેલાઈથી પુસ્તકોની માહિતી મેળવી શકે છે. વર્ગીકરણ પદ્ધતિની પત્રિકાઓ દરેકને સાંજના વર્ગની શરૂઆત કરતાં જ આપવામાં આવી હતી. રા. ચોકસી સાહેબની લેક્ચરપદ્ધતિ હજી સાંભર્યા કરે છે; એમનાં વચનો હજી કાનમાં ગુંજે છે. જિજ્ઞાસુ એકદમ ગ્રહણ કરી શકે એવી એમની વાણી હતી. પુસ્તકાલય ખાતું અને પુ. સ. સહકારી મંડળ એ બે નોખી સંસ્થાઓ છે તે તરફ ધ્યાન ખેંચ્યું હતું પછી રા. કાશીવાળાએ વડોદરા રાજ્ય પરિષદ મંડળની પત્રિકાઓ દરેકને આપી. તેમાંથી તેમણે કયાં પુસ્તકો વાંચવાલાયક છે ને કયાં લાયબ્રેરીમાં હોવાં જોઈએ તે સમજાવી શિક્ષકે વાચન વધારવાની જરૂર પર ભાર મૂક્યો હતો. એ વેળાએ મે રા. રા. રાંગણેકર સાહેબ પધાર્યા, તેમને બે શબ્દ બોલવાની વિનંતિ થતાં તેમણે ઘણાખરા શિક્ષકો 'પુસ્તકાલય' નથી વાંચતા અને વાંચે છે તો માત્ર સૂચના સરક્યુલરો જ વાંચે છે એમ અનુભવ પરથી ટકોર કરી અંદર આવતા લેખો પણ પુસ્તકાલયોનું કામ કરનારાને ઉપયોગી અને માર્ગદર્શક હોવાથી તે પણ વાંચવાની ભલામણ કરી. ત્યારબાદ રા. વલ્લભભાઈએ પત્રકોના નમુના જોવા માટે આપ્યા, તથા વાર્ષિક નિવેદન અને બજેટ કેવી રીતે ભરવાં તે પ્રત્યક્ષ સમજાવ્યું. એઓ દરેકોમાંથી સૂચનાઓ સમજાવીને સૂચનાઓ તથા સરક્યુલરો વાંચવાની અગત્ય જણાવી. બીજે દિવસે

[ જુઓ પાન ૧૧ ]

# બહુચરાજી પુસ્તકાલય પરિષદ ઉપર દૃષ્ટિપાત

**પ**રિષદ મળી અને વિખેરાઈ ગઈ. હજારો માનવીઓનો સમૂદાય એકત્ર થયો અને છૂટો પડ્યો. બહુચરાજીના પવિત્ર સ્થાનમાં કેટલાક શ્રદ્ધાળુઓ દર્શનની આશાએ, કેટલાક મિત્રોના મેળાપ અર્થે, કેટલાક મુસાફરીના શોખથી, કેટલાક અધિકારીઓનો પરિચય સાધવા, અને કેટલાક પુસ્તકાલયપ્રેમીઓ આવ્યા અને ગયા. આમાં હું પણ એક હતો.

પરિષદમાં પ્રતિનિધિઓ કરતાં સ્વાગત સભ્યોની સંખ્યા વધારે હતી. ચાણસ્મા તાલુકાના ખેડૂતો આમાં મુખ્ય હતા. પરિષદમાં આવેલ માનવ સમૂદાય જોઈ અનુભવીને ચૈત્ર માસની પૂર્ણિમાનો સહેજે ખ્યાલ આવતો હતો. પરિષદની દૃષ્ટિએ જોનારને રાજ્યપરિષદનો ખ્યાલ આવ્યા સિવાય રહે તેમ નહતું. સ્વાગત મંડળની કસોટીનો આ પ્રસંગ હતો. ન ધારેલો મનુષ્ય સમૂદાય એકત્ર થતાં વ્યવસ્થા સાચવવી મુશ્કેલ હતી. આમ છતાં પરિષદની વ્યવસ્થા થોડો કચવાટ અનુભવ્યા છતાં એકંદરે શાન્તિપૂર્વક પાર પડી છે.

પરિષદનાં વરાયેલા પ્રમુખ શ્રી નાયંપલ્લી સાહેબ એક સત્તાશાળી અમલદાર હોવા છતાં, શાન્ત, ઉદાર અને કાબેલ જણાઈ આવતા હતા. તેમની દોરવણીથી પરિષદનું કાર્ય સંપૂર્ણ શાન્તિથી પાર પડયું છે.

પરિષદમાં બે બળોની અથડામણનો પ્રસંગ ઉપસ્થિત થવા સંભવ હતો. પ્રજાનું વલણ હાલમાં બહાર પડેલા પુસ્તકાલય ખાતાના સરક્યુલરોથી ખિન્ન હતું. વિરોધના ઠરાવો પસાર થવાના હતા આમાં બે બળોની અથડામણનો ભય હતો. પરિષદ આમ અણધાર્યા માર્ગે જવાનો સંપૂર્ણ ભય હતો. પરંતુ પ્રમુખશ્રીની કાબેલિયતથી પરિષદ સફળ થઈ છે.

પરિષદને અંગે આકર્ષક કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા. તેમાંનો એક બાલ-સાહિત્ય પ્રદર્શન ખુલ્લું મુકવાનો હતો. પ્રદર્શનમાં મુખ્યત્વે બાલમંદિરનાં બાળકોએ તૈયાર કરેલાં ચિત્ર હતાં. આવેલા શિક્ષક બંધુઓ ધારે તો સહેજે તેવાં ચિત્રો પોતાની શાળામાં તૈયાર કરાવી શકે, અને પુસ્તકાલયમાં પહેલી તકે બાલસાહિત્યનાં પુસ્તકો મંગાવી શકે. આમ થાય તો પ્રદર્શનનો હેતુ પાર પડ્યો ગણાય.

બીજો કાર્યક્રમ તે રા. રા. રમણલાલ વસંતરાય દેસાઇ સાહેબનું સહકાર સંબંધીનું ભાષણ હતું. "વિના સહકાર નહિ ઉદ્ધાર" આ સૂત્રનું પ્રતિપાદન કરવું એ તેમના ભાષણનો હેતુ હતો. "**ગામ ત્યાં શાળા, અને શાળા હોય ત્યાં પુસ્તકાલય હોવું જ જોઇએ અને પુસ્તકાલય હોય ત્યાં સહકાર સંપ હોવો જોઇએ**" આ તેમના ભાષણનો ભાવ હતો. પ્રજા અને સરકાર અંતઃકરણપૂર્વક આ દિશામાં પ્રયત્ન કરે, તો ગામડાં આદર્શ બની જાય; અને જેનાં ગામડાં આદર્શ તેજ રાજ્ય આદર્શ કહેવાય.

ત્રીજો અને સૌથી આકર્ષક કાર્યક્રમ તે શ્રીયુત રાયસુરા અને મેરૂભા ગઢવીનાં લોકગીત, લોકવાર્તા અને દુહાની રમઝટનો હતો. પરિષદના વિદ્વાન પ્રમુખથી માંડી તે ગામડાંમાંથી આવેલા અભણ ખેડૂતો સહિત સર્વેનું મનરંજન કરનાર તે કાર્યક્રમ હતો. તે કાર્યક્રમમાં શિક્ષણ અને વિનોદ બન્નેનો સમન્વય હતો. જેમને ભાષણો અને ઠરાવોના કાર્યમાં રસ નહતો અને જેઓ તે પ્રસંગે ગરબડ કર્યા કરતા હતા, તેઓ પણ આ કાર્યક્રમમાં શાન્ત થઈ ગયા હતા. તાલબદ્ધ સંગીત નાગને પણ ક્યાં નથી ડોલાવતું!

ચોથો કાર્યક્રમ તે રા. ફીન્ની સાહેબના તરફથી આરોગ્ય વિષયક મેજીક લેન્ટર્ન બતાવવાનો હતો. મેલેરીઆની ઉત્પત્તિ, તેનાં વિપરિત પરિણામ અને તે ટાળવાના ઉપાયો વગેરે સુંદર રીતે બતાવવામાં આવ્યું હતું. એકત્ર થયેલો જનસમૂહ જો તેવા પ્રયત્નો એકત્રિત રીતે કરવા મંડી જાય તો રાજ્યમાંથી મેલેરીઆને થોડાજ વખતમાં વિદાય થવું પડે.

પરિષદની પૂર્ણાહુતિ પછી તેના કાર્યક્રમ અંગે ન ગણી શકાય છતાં પરિષદના જ પ્રતિનિધિઓ સમક્ષ વડનગરવાળા બાળકૃષ્ણ મહારાજનું ભાષણ 'ગ્રામોદ્ધાર' અંગેનું થયું. સ્વદેશી, સ્વાશ્રય, અને ધર્મ એ તેમના ભાષણનો મુખ્ય સૂર હતો. આ ભાષણ પ્રસંગે અમલદાર સાહેબોની ગેરહાજરી તેને પરિષદના કાર્યક્રમ બહારનું હોય તેમ દેખાડતું હતું.

એકંદરે આટલા બધા ભરપૂર કાર્યક્રમ અંતે જે પરિષદ સંપૂર્ણ થઇ તે અપૂર્વ પ્રાંત પરિષદ હતી. અમલદારો અને પ્રજાના સહકારથી પૂર્ણાહુતિ કરતી પરિષદ આવતાં ત્રણ વર્ષોમાં અપૂર્વ કાર્ય કરી બતાવશે એમ ધારવું અસ્થાને તો નહિ જ ગણાય. અસ્તુ !

માણેકપુર ( મહાખાડ ). } દેવશંકર હિંમતરામ જોષી.
તા. વિજાપુર. }



[ અનુસંધાન પાન ૬૪ ]

રા. ચોકસી સાહેબે પુસ્તકપસંદગી, પુસ્તકોનો વિધિ, અને વર્ગીકરણ પદ્ધતિ મચોટ રીતે સમજાવી. સ્વતંત્ર રીતે વર્ગીકરણ કરતી વખતે પુસ્તકોની પ્રસ્તાવના અને જરૂર હોય તો આખું પુસ્તક વાંચ્યા બાદ જ વિષયની સંજ્ઞા નક્કી કરવાની સમજૂત આપી. સંજ્ઞા નક્કી થયા પછી બીજાં રજીસ્ટરો કેમ તૈયાર કરવાં તે બતાવ્યું હતું. પુસ્તકો રજીસ્ટરે ચઢાવ્યા સિવાય કોઇને પણ વાંચવા આપવાં નહિ કે પોતે પણ લેવાં નહિ એ મુદ્દા પર તેમણે ખાસ ભાર મેલ્યો હતો. સાંજને સમયે પ્રત્યક્ષ રજીસ્ટરોના નમુનામાં પુસ્તકોની યાદી આપી અમારી પાસે વર્ગીકરણ કરાવ્યું. તેમાંય બાલવિભાગ ને સ્ત્રી-ભાગનાં પુસ્તકો માટે ખાસ ધ્યાન આપવાનું સૂચન કર્યું. અમે વર્ગીકરણનું કામ કરવામાં ગુંથાયા હતા તે સમયમાં તેઓ અમારાં રજીસ્ટરો વારા ફરતી તપાસતા હતા ને જેને તેને પાસે બોલાવી યોગ્ય તે સૂચનાઓ આપતા હતા. છેલ્લે દિવસે તેમણે પુસ્તકાલય પ્રવૃત્તિના અંગની વિવિધ યોજનાઓ સમજાવ્યા બાદ જેણે તેણે પ્રશ્નો પૂછવા માંડ્યા. તેનું સમાધાન કરતાં એક વાત પર ખાસ ધ્યાન ખેંચ્યું કે પુસ્તકાલયોના સંચાલનમાં ઉભી થતી મુશ્કેલીઓ કે વેઠવો પડતો ત્રાસ ઘણે ભાગે ખાતાના દોષને નહિ પણ કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલની અણઆવડત, ગેરસમજ કે ગફલતનેજ આભારી હોય છે; માટે વર્ગમાં લીધેલા શિક્ષણને આચારમાં ઉતારવાનું ન ભૂલશો. ત્યારબાદ દરેકનો પરિચય કરાવવામાં આવ્યો. એક દિવસ સાંજરે નજીકના માંડોધર ગામે રા. ચોકસી સાહેબ સાથે મહાદેવનું દેવળ જોવા ગયા ને સ્થળ જોઇ પરત થયા.

ત્યારબાદ પરિષદ ભરાઇ ને પુસ્તકાલયની પૂર્ણાહુતિને દિવસે શ્રી મોતીભાઇ સાહેબે મનનીય વિવેચન શિક્ષણવર્ગ સમક્ષ કર્યું તથા ફિફ્થ વાચનની પરીક્ષામાં બેસવાની અદ્ભુત પ્રેરણા કરી.

આશનેરા, તા. કરજણ. } ઇશ્વરભાઇ નાગજીભાઇ પટેલ.
તા. ૫-૧-૩૭ } મંત્રી, આશનેરા સા૦ પુસ્તકાલય



## શિષ્ટ વાચનની ૧૨ મી પરીક્ષા માટે

# પુસ્તકો મેળવવાની યોજના

તા. ૨૧-૨-૩૭ ને રવિવારે પરીક્ષા થવાની: એટલે પરીક્ષા આપનારને પુસ્તકો સહેલાઇથી જે તે સ્થળે મળી જાય તેવી વ્યવસ્થા જે તે પ્રાંત પુસ્તકાલય મંડળોની સાથે સહકાર કરી જે તે મહાલ પુસ્તકાલય મંડળોએ કરી દેવી જોઇએ ચાલુ વર્ષની પરીક્ષા માટે પુસ્તકોની પસંદગી બહુજ ઉમદા પ્રકારની છે. ૬+૫ પુસ્તકોનો એક સેટ ૧૦-૧૧ વાચકોને એકી વખતે કામ લાગે. એકજ ગામે એટલા બધા વાચકો ન હોય તો નજીકનજીકનાં બે ત્રણ ગામ માટે એક સેટ જરૂર ચાલી શકે. દર પાંચ વાચકો માટે એક સેટથી વધારે આપવાની કોઇ પણ સંયોગોમાં જરૂર નથી. સા. પુ. માં આ પુસ્તકો હોવાનો સંભવ છે. 'ફોરમ'ના ભાગો હોય, તો ફક્ત 'કિશોર ચરિત્રમાળા'નાં પુસ્તકો આપવા અને 'કિશોર ચરિત્રમાળા'નાં પુસ્તકો હોય તો ફક્ત 'ફોરમ'ના ભાગો આપવા. એકે ન હોય ત્યાં બન્ને સેટ આપવા.

મહેસાણા પ્રાંત મંડળ પાસે આવાં ૪૫ સેટ તૈયાર છે. એટલે ત્યાંથી મળી શકે ત્યાં સુધી મહેસાણાથી અને ત્યાં થઇ રહે ત્યારે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. માંથી મંગાવી શકાય છે.

આ પુસ્તકો પ્રથમ જે પુસ્તકાલયમાં ન હોય ત્યાં ચાલુ કે આવતા વર્ષના બજેટમાં ખરીદાય એવી તજવીજ કરવી. ખાતાએ પણ આ બાબતમાં સૂચના નં. ૩૮૦ પ્રસિદ્ધ કરી સરળતા કરી આપી છે, તે આ અંક જોતાંજ સમજાશે. એ સગવડ અમૂલ્ય હોઇ શકય હોય ત્યાં એનો લાભ અવશ્ય લેવાય દેવાય. મહાલ કે પ્રાંત પુસ્તકાલય મંડળમાં પણ ખર્ચ પાડી શકાય. જ્યાં જેવો સવડ તેવો વ્યવહાર કરવો. શિષ્ટ વાચનની પરીક્ષાને માટે થતા ખર્ચ કરતાં બીજી કોઇ બાબત માટે મંડળનાં નાણાં વધારે સારી રીતે ખર્ચી શકાય તેમ નથી. માટે જુથ, મહાલ, અને પ્રાંતપુસ્તકાલય મંડળોએ પોતપોતાના વિભાગમાં વધારેમાં વધારે સ્ત્રીપુરુષો પરીક્ષાનો લાભ આ વખતે લે એ માટે પૂરતું પ્રચારકામ કરવું જોઇએ. પરીક્ષાના ઉચ્ચ હેતુની, વિષયની અને પરીક્ષાની સરળતાની હકીકત સર્વ કોઇને સહેલાઇથી પૂરી પાડવી જોઇએ. પુસ્તકોના ખર્ચને રાજ્ય પુસ્તકાલ મંડળ હરકોઇ રીતે પહોંચી વળવા તૈયાર છે. તો પછી પ્રમાદના કારણે, વ્યવસ્થાની ખામીને લઇને વા અજાણપણાના સબબથી કોઇ પરીક્ષા આપ્યા વિના ન રહે તેની સર્વ કોઇ પૂરતી સંભાળ રાખે.

જાન્યુઆરી આખર પછી પુસ્તકો મોકલી આપવાનું બની શકશે નહિ માટે પોતપોતાના જુથમાંથી માહિતી એકત્ર કરી, પૂરતી સંખ્યામાં પુસ્તકો અગાઉથી લેવા સર્વ કોઇને વિનંતિ છે.

તા. ૭-૧-૩૭

મોતીભાઈ ન. અમીન
મણિલાલ મં. કાશીવાળા
મંત્રીઓ,
વ. રા. પુ. મંડળ



# મહિલા પુસ્તકાલયો*

શરીરના બધાજ અવયવો—હાથ, પગ, આંખ, કાન વગેરે હૃષ્ટપુષ્ટ અને નિરોગી હોય ત્યારેજ શરીર સર્વાંગે સુખી ગણાય. તેજ ધોરણે રાષ્ટ્રની બધી કોમો, ઉજળિયાત તેમજ પછાત, જ્ઞાનને માર્ગે પ્રયાણ કરતી હોય ત્યારેજ આખું રાષ્ટ્ર પ્રગતિને પંથે આગળ વધે છે એમ કહી શકાય. રાષ્ટ્રના પણ બે ભાગ પાડી શકાયઃ પુરુષો અને સ્ત્રીઓ. એકલા પુરુષો કેળવણી અને જ્ઞાનમાં આગળ ને આગળ દોડ્યા કરે અને સ્ત્રીઓ જ્યાં હોય ત્યાં ને ત્યાં જ સ્થિર રહે તો રાષ્ટ્રના એ બંને ભાગ વચ્ચેનું અંતર દિવસે દિવસે વધતું જાય, પરિણામે સંસારસાગર પાર ઉતરવાનો પ્રયત્ન કરતા રાષ્ટ્રના એક ભાગને રાષ્ટ્રનો બીજો ભાગ ઘંટીના પડ સમાન ડગલે ને પગલે વિઘ્નરૂપ નિવડે જ, અને બેમાંથી એકેય ભાગ સંસાર તરી શકે નહિ. વડોદરા રાજ્યમાં હાઇસ્કૂલવાળાં સ્થળોમાં પણ તપાસ કરીશું તો સમજાશે કે કેટલેક સ્થળે હાઇસ્કૂલમાં તો કન્યાઓને ભણવા ન જ મોકલે પણ ગુજરાતી કન્યાશાળામાં પણ છઠ્ઠા ધોરણ સુધીનીય કેળવણી કન્યાઓને લેવા દેતા નથી. એટલે એક બાજુએ પુરુષ વર્ગ મેટ્રિકની પરીક્ષા પસાર કરી વિદ્યાપીઠની ઉચ્ચ કેળવણી લે અને તેથી પણ વિશેષ અભ્યાસ માટે યૂરોપ–અમેરિકા જાય, ત્યારે તેમની સ્ત્રીઓ અજ્ઞાનરૂપી ઘોર અંધકારમાં સબડ્યા કરે છે. એટલે નવલરામે આજથી ૫૦ વર્ષ ઉપરની સામાજિક પરિસ્થિતના વર્ણનરૂપે લખેલી ગરબીની કડી—

**"ભાઇ તો ભૂગોળમાં રમે છે, બાઇનું ચિત્ત ચૂલામાંય"** એ આજે પણ આબેહૂબ ખરી ઠરે છે. માટે આખા રાષ્ટ્રની ઉન્નતિનો વિચાર જેઓ કરતા હોય અને સંસારનાં આ બંને ચક્રોને ગતિ આપવાનું પવિત્ર કાર્ય જેમના હાથમાં સોંપાયું હોય, તેમણે સ્ત્રીઓને કેળવણી આપવાના અને તેમનામાં જ્ઞાન પ્રચાર કરવાના માર્ગ એકદમ હાથમાં લેવા જોઇએ. સરકાર તરફથી શાળાઓ માટે અપાતી મદદ મેળવવાને માટે સંસ્થામાં લાભ લેનારની અમુક સંખ્યા હોવીજ જોઇએ એવી શરત મૂકવામાં આવે છે; તેવીજ રીતે રાજ્ય તરફથી જ્યાં જ્યાં હાઇસ્કૂલો હોય ત્યાં ત્યાં કન્યાશાળાના ગુજરાતી પાંચમા છઠ્ઠા અને તે ઉપરના વર્ગોમાં અમુક સંખ્યા હોવીજ જોઇએ એવી શરત દાખલ કરવામાં આવે તો, લોકો છોકરાઓને ભણવાની અનુકૂળતા મળે એટલા ખાતર કુટુંબની, જ્ઞાતિની કે ગામની કન્યાઓને, શિષ્યવૃત્તિ આપીને પણ કન્યાશાળાનાં ઉપલાં ગુજરાતી ધોરણોનો અભ્યાસ કરવાની અનુકૂળતા આપવા પ્રેરાશે. પરિણામે પુરુષોની સાથે સ્ત્રીઓની કેળવણી પણ આપોઆપ વધશે. ગોંડળ રાજ્યે આ દિશામાં એક સુંદર દષ્ટાંત પૂરું પાડ્યું છે. એ રાજ્યમાં કાયદાથી ફરજિયાત કેળવણી દાખલ કરવામાં આવી છે, પણ તે ફક્ત કન્યાઓને માટેજ. છોકરાઓને માટે તો કેળવણી મરજિયાતજ છે. આમ કરવામાં તેનો ઉદ્દેશ એવો છે કે ઉપજીવિકાની અને બીજી જરૂરિયાતને લઇને છોકરાઓને તો સર્વ કોઇ કેળવણી આપે છે અને આપશે જ; અને જો કંઇ શિથિલતા

---

* પુસ્તકાલય માસિકના સને ૧૯૨૭ના ઑક્ટોબરના અંકમાં લખાયેલો જરૂરી ફેરફાર સાથેનો લેખ.

હશે તો છોકરીઓના કરતાં પાછળ ન પડી જવાની ખાતર પણ છોકરાઓને કેળવણી આપવાની માબાપ તજવીજ કરશેજ. એટલે છોકરીઓ માટે ફરજીયાત ઠરાવતાં છોકરીઓ તેમજ છોકરાઓ બંનેમાં કેળવણીનું પ્રમાણ લગભગ સરખું આવી રહેશે.

આખા વડોદરા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત દાખલ થયાને લગભગ ૩૦ વર્ષ થયાં છે; એટલે ઉચ્ચ ગણાતી કોમોમાં અને કસ્બાઓમાં તો સ્ત્રીઓ સારી રીતે વાંચતાં લખતાં શીખી ગઈ છે. પુસ્તકાલય ખાતું શરૂ થયું ત્યારથીજ કસ્બા પુસ્તકાલયોને અંગે સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર થાય તે માટે એ દિશામાં વિવિધ પ્રયત્નો થયા છેઃ જેવા કે:—

૧ અઠવાડિયામાં લતાવાર એક વખત પુસ્તકાલયના નોકર મારફત સ્ત્રીઓને પુસ્તકો ઘેર પહોંચાડવા તેમજ પાછાં મંગાવી લેવાની યોજના દાખલ થઈ છે.

૨ અઠવાડિયામાં એક દિવસ—જરૂર પડે તો પુરૂષોને માટે પુસ્તકાલય બંધ રાખીને પણ—સ્ત્રીઓને માટે જ તે ખુલ્લું રાખવાનું ઠર્યું છે.

૩ સ્ત્રીઓ માટેનો એક ખાસ સ્ત્રીઉપયોગી સંગ્રહ જુદો રાખવાનું ઠર્યું છે.

જ્યાં જ્યાં આ પ્રવૃત્તિમાં રસ લેનાર ઉત્સાહી મંત્રીઓ અને કાર્યવાહકો મળી આવ્યા છે, ત્યાં ત્યાં આ યોજનાઓ સંતોષકારક રીતે કામ કરે છે અને તેનું સારૂં પરિણામ આવ્યું છે. કેટલીક જગાએ તો સ્ત્રીઓમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા એટલી મોટી નીવડી છે કે સ્વાભાવિક રીતે જ એ પ્રવૃત્તિમાં રસ લેનાર સ્ત્રી પુરુષો તરફથી જ સ્વતંત્ર મહિલા પુસ્તકાલયની માગણીઓ થવા માંડી છે. પેટલાદ મુકામે મળેલી વડોદરા રાજ્ય ત્રીજી પુસ્તકાલય પરિષદમાં તો સ્વતંત્ર મહિલા પુસ્તકાલયો સ્થાપવાની આ માગણીનો ઠરાવ પણ થયો હતો, અને આ ઠરાવના ધોરણે સ્વતંત્ર મહિલા પુસ્તકાલય સ્થાપવાની અને મદદ આપવાની મંજૂરીઓ પણ શ્રીમંત સરકાર તરફથી અપાઈ છે.

અમરેલીમાં ઘણાં વર્ષોથી એક મહિલા પુસ્તકાલય ચાલતું. સ્ત્રીઓ જ એનો વહિવટ કરતી. સ્વતંત્ર ભાડાનું મકાન રાખવામાં આવતું. એક બાઈ વાંચે અને બાકીની સાંભળે એ રીતે કથા વાર્તા પણ થતી. વર્તમાનપત્રો વાંચવાનું અને પુસ્તકોની આપ લેનું કામ પણ થતું જ. અગાઉના નિયમ પ્રમાણે આ પુસ્તકાલયને વાચનાલયના ધોરણે રૂા. ૫૦ સરકાર મદદના અને રૂા. ૫૦ પ્રાંત પંચાયત મદદના મળતા. પુસ્તકોની ખોટ જણાતી ત્યારે વૉકર લાયબ્રેરીના ખર્ચે પુસ્તકો ખરીદી મહિલા પુસ્તકાલયને પૂરાં પાડવામાં આવતાં. અમરેલીની આ પ્રવૃત્તિમાં રસ લેનાર સેવાભાવી બહેનો અને ભાઈઓ મળી આવેલાં. સહાનુભૂતિવાળો અમલદારવર્ગ પણ મળી ગયો. પરિણામે સન ૧૯૨૧ માં મહિલા પુસ્તકાલયના મકાન માટે રૂપિયા ૭૦૦૦ એકઠા કરવાનું બીડું આગેવાનોએ ઝડપ્યું અને એ જાતની બાંહેધરી મહિલા પ્રવૃત્તિમાં ખૂબ રસ લેતા તે વખતના સુબા મે૦ રા. રા. ભાટે સાહેબને આપી. તેમણે પ્રાંત પંચાયતના અધ્યક્ષ તરીકે આ પ્રશ્ન પંચાયતની સાધારણ સભા સમક્ષ રજુ કર્યો ને પંચાયતે મદદ તરીકે રૂા. ૭૦૦૦ આપવાનો ઠરાવ કર્યો; અને સરકાર મદદના રૂા. ૭૦૦૦

મળવા માટે પુસ્તકાલય ખાતા તરફ માગણી કરી. પુસ્તકાલય ખાતાએ પણ ઉદાર લોક-મદદ અને પ્રાંત પંચાયત–મદદ લક્ષમાં લઇ, અમરેલીમાં મહિલા પુસ્તકાલયના મકાનની જરૂરિયાત સ્વીકારી, સરકારમદદ રૂ. ૭૦૦૦ આપવાની માગણીને ટેકો આપ્યો. નામદાર મંત્રી મંડળ તરફથી આ માગણી સ્વીકારવામાં આવી, અને રાજ્યમાં એક સ્થળે એક જ પુસ્તકાલય બાંધવાનું જે ધોરણ હતું, તે મહિલા પુસ્તકાલય પૂરતું અમરેલીના દૃષ્ટાંતથી ફેરવાયું. એટલે અમરેલીમાં કુલ રૂ. ૨૧૦૦૦ ના ખર્ચે ખાસ મહિલા પુસ્તકાલયનું નવીન મકાન તો બંધાયું જ, પણ તે એવું કે વડોદરા રાજ્યનાં સમગ્ર પુસ્તકાલયોમાં સૌથી મોટું, સૌથી મજબૂત, સૌથી વિશાળ અને કોઇ રાજમહેલની બરોબરી કરે એવું સૌથી સુંદર મકાન થયું અને તેના નિભાવફંડ માટે પણ રૂ. ૮૦૦૦ ની ઉદાર મદદ મહુવાનિવાસી શેઠ શ્રી રણછોડદાસ હરજીવનદાસે પોતાનાં ધર્મપત્ની તાપીબાઇનું નામ આપવાની શરતે આપી.

સારાં કામોની સુવાસને એક સ્થળેથી બીજે સ્થળે ચેપી રોગોની માફક પ્રસરતાં વાર નથી લાગતી. અમરેલી પુસ્તકાલયની યશસ્વી પ્રવૃત્તિથી રાજ્યમાં મહિલા પુસ્તકાલયોનો યુગ શરૂ થયો. અને જે અમરેલીમાં થયું તે જ પ્રમાણે પાટણમાં સરકારી અમલદારો અને લોકોના સાચા સહકારથી, ખાસ કરીને એક યુવકની રૂ. ૮૦૦૦) ની મોટી સખાવતથી, રૂ. ૨૧૦૦૦ ના ખર્ચે મૂળીબાઇ કોઠારી મહિલા પુસ્તકાલય બંધાઈ ચૂક્યું. નવસારીમાં તો એક જ ધનાઢ્ય અને પરોપકારી પારસી બાનુ કેખશરૂ બામજીની ઉદાર સખાવતથી સર્વ કોમોની સ્ત્રીઓની સાર્વજનિક પ્રવૃત્તિઓ માટે જ, રૂ. ૨૫ થી ૩૦ હજારની કિમ્મતનું એક મોટું આલિશાન મહિલા વિશ્રામ અમરેલીની પણ પહેલાં, બંધાઇ ચૂક્યું છે અને પુસ્તકાલય ખાતા દ્વારા વાર્ષિક મદદ મેળવી, તેનાં સેવાભાવી, વિદુષી મંત્રી બાયમાય રૂસ્તમજી દાણુની કાળજીભરી સીધી દેખરેખ નીચે સુંદર પ્રગતિ કરી રહ્યું છે

પ્રાંતનાં મુખ્ય ત્રણ સ્થળો **નવસારી, અમરેલી** અને **પાટણ**માં મહિલા પુસ્તકાલયનાં મકાનો બંધાઇ ચૂક્યાં એટલે રાજ્યના કસ્બાઓએ આ પ્રવૃત્તિ ઉપાડી લીધી. કસ્બાઓમાં સૌથી પહેલી શરૂઆત વસોએ કરી અને પછી પેટલાદ, ભાદરણ, ધર્મજ અને સોજીત્રામાં થઇ. પછી તો ઘણા કસ્બાઓમાંથી માગણીઓ આવવા માંડી; એટલે અમરેલી મહિલા પુસ્તકાલયના યુગની શરૂઆતથી આજ સુધીમાં નીચે પ્રમાણે મકાનો માટે નિયમ પ્રમાણે મદદ આપી મંજૂરીઓ અપાઈ ચૂકી છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૪ | વસો | મહિલા પુસ્તકાલય | રૂ. ૬૦૦૦ |
| ૫ | પેટલાદ | ,, | રૂ. ૯૦૦૦ |
| ૬ | ભાદરણ | ,, | રૂ. ૬૦૦૦ |
| ૭ | ધર્મજ | ,, | રૂ. ૬૦૦૦ |
| ૮ | સોજીત્રા | ,, | રૂ. ૩૦૦૦ |
| ૯ | બ્યારા | ,, | રૂ. ૩૦૦૦ |
| ૧૦ | વડનગર | ,, | રૂ. ૭૫૦૦ |

પૈકી, વડનગર માટે સરકાર મદદ રૂ. ૧૦૦૦ અને પ્રાંત પંચાયતના રૂ. ૧૫૦૦ છે.

**ઊંઝા, વિજાપૂર, સોજીત્રા, વીસનગર, મહેસાણા,** ગણદેવી, અને બેટ માટે લોકમદદની રકમો તૈયાર જ છે. કલોલે તો સરકાર મદદની રાહ જોયા વિના જ મહિલા પુસ્તકાલયનું મકાન બાંધી લીધું છે, અને ડભોઇ પણ એ જ ધોરણે બાંધી લેશે. **સિદ્ધપુર, કડી, શિનોર, બીલીમોરા,** વગેરે સ્થળે સરકાર-પંચાયત મદદની ખાતરી મળે તો આજેજ લોકમદદ ઊભી થઇ શકે તેમ છે. પુસ્તકાલય ખાતું મહિલા પુસ્તકાલયો માટે જ મંજુર થતા રૂા. ૪૦૦૦ દર વર્ષે નિયમિત રીતે ખર્ચે અને ખાસ સ્ત્રીઓની પ્રવૃત્તિ પ્રત્યે વિશેષ મીઠી નજર રાખે તો જેમ આખા રાજ્યમાં સ્વ. મે. રા. રા. બૉર્ડન સાહેબના વખતમાં ફક્ત ચાર જ વર્ષમાં રાજ્યના એકેએક કસ્બામાં, કસ્બાપુસ્તકાલયોનાં નવીન મકાનો બંધાઈ ચૂકયાં, તેવી રીતે આખા રાજ્યના બધાજ કસ્બાઓમાં, મહિલા પુસ્તકાલયો પણ ચાર જ વર્ષમાં બંધાઈ જાય એમાં કોઇએ કંઇ જ શંકા રાખવા જેવું નથી.

અખિલ હિંદ મહિલા પરિષદો હિંદના જુદા જુદા ભાગોમાં ભરાય અને સ્ત્રીઓના હક્કના અને ઉન્નતિના સારા ઠરાવો ભલે પસાર કરે, પણ સ્ત્રી-કેળવણીના અને સ્ત્રી ઉન્નતિના હિમાયતીઓ-પછી ભલે તે સ્ત્રી હો કે પુરૂષ, હો, સરકારી નોકર હો કે પછી ખાનગી સદ્‌ગૃહસ્થ હો, કેળવણી ખાતાના નોકર હો વા મુલ્કી ખાતના અમલદાર હો-તેઓ સર્વ સ્ત્રીઓનાં કાર્યોને અનુકૂળતા કરી આપવા જાગૃત નહિ રહે અને સતત પ્રયત્ન અને અવિરત ખંત ચાલુ નહિ રાખે તો કાર્યસિદ્ધિ થશે નહિ. મહિલા પુસ્તકાલયના આ યુગમાં, શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવના આ કેળવણી યુગમાં સ્ત્રી-ઉન્નતિનાં કાર્યો કરવાની અને સફળતા પ્રાપ્ત કરવાની હાલમાં અતિ સુંદર તક છે. આજે જે કંઇ થશે તે કાલે નહિ થઈ શકે. વિચાર કરવા જતાં વિઘ્નો આવશે અને મનનું ધાર્યું મનમાંજ રહી જશે. જે તે કસ્બાના શિક્ષિત યુવકો લાભ લેવા તૈયાર થયા છે; રાજ્યની ઉદાર યોજનાઓ અને ખાતાના અંદાજપત્રમાં રકમની સવલતો નિયત થઈ ગઇ છે.

માટે જો ખાતાના અમલદારો જાગૃત રહેશે, તકનો લાભ લેશે, ઠરેલા ધોરણ પ્રમાણે મદદ સત્વર બીનસંકોચે આપશે અને કાર્યકર્તાઓ સાથે સાચો સહકાર સાધશે તો શ્રીમંત સરકારના કીર્તિમંદિર રૂપ પુસ્તકાલય પ્રવૃત્તિને શિરે સફળ મહિલા પુસ્તકાલય પ્રવૃત્તિરૂપ સોનેરી કળશ ચડશે. આ પ્રકારનો યશ વડોદરા રાજ્યને, પુસ્તકાલય ખાતાને અને પુસ્તકાલય પ્રવૃત્તિના હિમાયતીઓને મળે એજ પ્રાર્થના !

વસો,
તા. ૭-૧-૩૭.　　}　　મોતીભાઇ ન. અમીન.

# ગુજરાત પુસ્તકાલય મંડળના બંધારણનો કાચો ખરડો.

ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતાં સ્ત્રી પુરૂષોની પહેલી પરિષદ તા. ૬-૫-૩૪ ને રોજ ગુજરાત વર્નાકયુલર સોસાયટીના આશરા નીચે અમદાવાદમાં સર મનુભાઇ નંદશંકર મહેતાના પ્રમુખપદે મળી હતી. તે વખતે ૪૧ સભ્યોની જે કામચલાઉ કારોબારી સમિતિ નીમેલી તેણે ગુજરાત પુસ્તકાલય મંડળનું બંધારણ ઘડવાનું કામ શ્રી મોતીભાઇ ન. અમીન, શ્રી રામનારાયણ વિ. પાઠક, શ્રી મણિલાલ કાશીવાળા, શ્રી હીરાલાલ ત્રિ. પારેખ અને શ્રી આશાભાઈ ન. પટેલની સમિતિને સોંપેલું. આ સમિતિએ જે બંધારણ તૈયાર કર્યું છે તે સહુ કોઇની જાણ અને સૂચનાઓ માટે અત્રે પ્રકટ કરવામાં આવે છે, જેથી આ બંધારણ અને તે ઉપર આવેલી સૂચનાઓ પરિષદે નીમેલી કામચલાઉ કારોબારી સમિતિમાં રજુ કરી તેમાં ઘટિત ફેરફાર કરી હોળીની રજાઓમાં આણંદમાં ભરાનાર ગુજરાત પુસ્તકાલય પરિષદની બીજી બેઠકમાં છેવટની મંજુરી માટે રજુ કરી શકાય. આ બંધારણ સંબંધી જેમને જે કંઇ સૂચનાઓ કરવાની હોય તેમણે અમદાવાદ ગુજરાત વર્નાકયુલર સોસાયટીના શિરનામે શ્રી હીરાલાલને વા આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીને શિરનામે શ્રી આશાભાઇને ફેબ્રુઆરીની ૧૫ મી તા. સુધીમાં જણાવવી.

તા. ૨૦-૧૨-૩૬

હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ.
આશાભાઈ નરસિંહભાઈ પટેલ
મંત્રીઓ,
ગુજરાત પુસ્તકાલય પરિષદ.

## બંધારણ:

૧. આ મંડળને " ગુજરાત પુસ્તકાલય મંડળ " કહેવામાં આવશે.

૨. મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

ક. ગુજરાતનાં ગામોમાં વાચનાલયો, પુસ્તકાલયો અને ફરતાં પુસ્તકાલયો દ્વારા જ્ઞાનનો પ્રચાર કરવો:

ખ. પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકર્તાઓ, સરકાર, અને સ્થાનિક સંસ્થાઓ વચ્ચે સહકાર વધે એવા પ્રયત્ન કરવા:

ગ. પુસ્તકાલયોને લગતાં રૂ. ૨૫૦) અને તે ઉપરાંતની રકમનાં ન્યાસ ( ટ્રસ્ટ ફંડ ) સ્વીકારવાં અને તેનો વહીવટ કરવો: અને

ઘ. ગુજરાતની પ્રજાને સુવાચનમાં વધુ ને વધુ રસ લેતી કરવા અને ઉપરના હેતુ પાર પાડવા નીચેના જેવા પગલાં લેવાઃ—

ख. બધા તાલુકાઓમાં તાલુકા પુસ્તકાલય મંડળો અને બધા જીલ્લાઓમાં જીલ્લા પુસ્તકાલય મંડળો ઉભાં કરવાં યા કરાવવાં:

ग. ગુજરાતનાં ગામોનાં પુસ્તકાલયો વ્યવસ્થિત બનાવી શકાય એ માટે પ્રચારકો નિમવા:

ग. શિષ્ટ વાચનના પ્રચાર માટે વાચકમંડળો, અભ્યાસમંડળો, અભ્યાસક્રમો અને પરીક્ષાઓની જુદી જુદી યોજનાઓ હાથ ધરવી ને પ્રગટ કરવી; અને

म. પુસ્તકાલય શાસ્ત્રનું શિક્ષણ આપવા શિક્ષણ વર્ગો ઉઘાડવા.

૩. મંડળનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું ગણાશે.

૪. મંડળના સભાસદોના વર્ગો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છે:—

| વર્ગ | એકી વખતે આપવાની રકમ. | વાર્ષિક હપ્તાની રકમ વ્યકિત માટે | વાર્ષિક હપ્તાની રકમ સંસ્થા માટે |
|---|---|---|---|
| પહેલો | રૂ. ૧૦૦ | રૂ. ૮ | રૂ. ૧૦ |
| બીજો | રૂ. ૫૦ | રૂ. ૪ | રૂ. ૫ |
| ત્રીજો | રૂ. ૨૫ | રૂ. ૨ | રૂ. ૨ |
| ચોથો | રૂ. ૧૧ | રૂ. ૧ | રૂ. ૧ |

૫. કોઈ પણ પુસ્તકાલય યા પુસ્તકાલયો સાથે સંબંધ ધરાવતું મંડળ તેમજ અઢાર વર્ષની ઉપરની ઉમ્મરના કોઇપણ સ્ત્રી પુરૂષ આ ચોથી કલમમાં બતાવ્યા મુજબ લવાજમ ભર્યેથી મંડળના જે તે વર્ગના સભાસદ થઇ શકશે. પંદર વર્ષ સુધી નિયમિત લવાજમ ભરવાથી વાર્ષિક લવાજમ ભરનાર પણ આજીવન સભાસદ ગણાશે.

૬. મંડળના ભંડોળમાં નીચેની બાબતોનો સમાવેશ થશે:—

क. સભાસદોના લવાજમ:

ख. સરકાર, લોકલબોર્ડ કે અન્ય સંસ્થાઓ પાસેથી મળેલી રકમ:

ग. બક્ષિસ કે દાન તરીકે મળેલી રકમ: અને

घ. સ્વાગત સમિતિએ ૧૯ મી કલમ પ્રમાણે સોંપેલું ભંડોળ.

૭. મંડળના ભંડોળની નીચેના ધોરણે વ્યવસ્થા કરવામાં આવશે:—

क. પગારદાર સહમંત્રી, પ્રચારકો, કારકુનો કે બીજા જરૂરી નોકરો રોકવામાં:

ख. શિષ્ટ વાચનના પ્રચાર માટે જુદી જુદી યોજનાઓને અંગે ખર્ચ કરવામાં:

ग. પુસ્તકાલય શિક્ષણ વર્ગો ઉઘાડવામાં:

घ. ભથ્થા ભાડા મુસાફરી અંગે ખર્ચ કરવામાં: અને

ङ. મંડળના ઉદ્દેશોને લગતાં અન્ય કાર્યો કરવામાં,

૮. ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું કામ આગળ ધપાવવા નીચે પ્રમાણેના સભાસદોનું એક વ્યવસ્થાપક મંડળ સભાસદો તરફથી ચુંટવામાં આવશેઃ—

૧ પ્રમુખ; ૧ યા વધારે ઉપપ્રમુખ; ૨ યા વધારે મંત્રીઓ; ૧૫ થી ૨૫ સુધીના સભાસદો.

૯. ગુજરાત પુસ્તકાલય મંડળનું કામકાજ આગળ ધપાવવા મંડળના સભાસદોને પોતપોતાના તાલુકાઓનાં તાલુકા પુસ્તકાલય મંડળો રચવાનો અને તે ચલાવવા પેટા નિયમો ઘડવાનો હક્ક રહેશે.

૧૦. આઠમી કલમ પ્રમાણે રચાયલાં તાલુકા પુસ્તકાલય મંડળોને પોતપોતાના જીલ્લાનાં જીલ્લા પુસ્તકાલય મંડળો રચવાનો અને તે ચલાવવા પેટા નિયમો ઘડવાનો હકક રહેશે.

૧૧. દરેક તાલુકા પુસ્તકાલય મંડળનો એક મંત્રી જીલ્લા પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળનો સભાસદ, અને દરેક જીલ્લા પુસ્તકાલય મંડળનો એક મંત્રી ગુજરાત પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળનો સભાસદ પોતાના હોદ્દાની રૂએ ગણાશે.

૧૨. વ્યવસ્થાપક મંડળનું કાર્ય નીચે પ્રમાણે રહેશેઃ—

क. પરિષદની બેઠક વેળાએ પસાર થયેલા ઠરાવોને અમલમાં મૂકવા તજવીજ કરવીઃ

ख. કોઇ ગામ કે શહેર તરફથી પરિષદની બેઠક વખતે જો આગામી પરિષદ માટે આમંત્રણ થયું ન હોય અથવા ખાસ પરિષદ બોલાવવાની જરૂર જણાય તો તે ભરવાનું સ્થળ નકકી કરવું તથા પ્રમુખ નીમવા ગોઠવણ કરવીઃ

ग. બંધારણ પ્રમાણે સભાસદો, સરકાર, લોકલબોર્ડ કે ઈતર સંસ્થાઓ પાસેથી, મદદ મેળવી ભંડોળ એકઠું કરવું તથા હિસાબ રાખવોઃ

घ. મંડળના ઉદ્દેશને પહોંચી વળવા બજેટ ગોઠવી મંજુર કરવું અને કામકાજ તેમજ ખર્ચ કરવા મંત્રીઓને સત્તા આપવીઃ

ङ. પોતે કરેલા કામકાજનું વૃત્તાન્ત તથા નાણાંનો કુલ હિસાબ તૈયાર કરી મંજુર કરી છપાવી પ્રગટ કરવોઃ

च. વ્યવસ્થાપક મંડળના સભાસદ સિવાયના ગૃહસ્થોને હિસાબ તપાસનાર નિમી હિસાબ તપાસાવવોઃ અને

छ. ટુંકમાં, ઉદ્દેશોને પહોંચી વળાય તે માટે શક્ય તે પ્રયત્ન કરવા અને બંધારણ તેમજ બજેટની હદમાં રહી જરૂરી ખર્ચ કરવો.

૧૩. પરિષદની આગલી બેઠક વખતે ઠરાવવામાં આવેલા સ્થળે અને વખતે સામાન્ય રીતે વર્ષમાં એક વખત પરિષદ મળશે. જો એમાં કોઈ પણ ઠરાવ આગળની બેઠકમાં કરવામાં આવેલો નહિ હોય તો મંડળનું વ્યવસ્થાપક મંડળ એ બાબત નક્કી કરશે તેમજ વ્યવસ્થાપક મંડળને યોગ્ય લાગે ત્યારે વા ચાર જીલ્લા મંડળોની માગણી આવે ત્યારે ગુજરાત પુસ્તકાલય મંડળ ખાસ પરિષદ ભરી શકશે.

૧૪. પરિષદમાં નીચે પ્રમાણે પ્રતિનિધિઓ આવી શકશે :—

ક. આજીવન સભ્યો તથા વ્યક્તિગત વાર્ષિક નિયમિત સભાસદો પ્રતિનિધિ તરીકે આવી શકશે :

ખ. પહેલા વર્ગમાં જોડાયલી સંસ્થા ૪, બીજા વર્ગની ૩, ત્રીજા વર્ગની ૨ અને ચોથા વર્ગની સંસ્થા ૧ એ પ્રમાણે સંસ્થાઓ પોતાના પ્રતિનિધિ મોકલી શકશે. પણ જે જીલ્લામાં પરિષદ ભરવાની હોય તે જીલ્લાની સંસ્થાઓ બમણા પ્રતિનિધિ મોકલી શકશે.

૧૫. દરેક પ્રતિનિધિ પાસેથી રૂ. ૦–૮–૦ ( આઠ આના ) પ્રતિનિધિ ફી લેવામાં આવશે.

૧૬. વિષયનિર્ણાયક સમિતિનું બંધારણ નીચે પ્રમાણે રહેશે:—

ક. દરેક જીલ્લામાંથી ૧૦ અને જે જીલ્લામાં પરિષદ મળી હોય તે જીલ્લાના ૧૫ એમ સમિતિ માટે સભ્યોની ચુંટણી થશે; અને

ખ. પરિષદની આગલી બેઠકોના પ્રમુખો, મંડળના સામાન્ય મંત્રીઓ, પરિષદ ભરાઈ હોય તે સ્થળના સ્વાગત મંડળના પ્રમુખ હોદ્દાની રૂએ સમિતિના સભ્યો ગણાશે.

ટીપ:—આ સમિતિના પ્રમુખ તરીકે પરિષદના પ્રમુખ અને તેમની ગેરહાજરીમાં તે વખતે હાજર રહેલા સભાસદોમાંથી પ્રતિનિધિઓએ ચૂંટેલા પ્રમુખ કામ કરશે.

૧૭. પરિષદમાં રજુ કરવાના ઠરાવો તેમજ તે માટે વકતાઓની પસંદગી કરવાનું કામ, અને નવીન વર્ષ માટે વ્યવસ્થાપક મંડળના સભાસદોનાં નામ નક્કી કરી પરિષદમાં મંજુરી માટે રજુ કરવાનું કામ વિષયનિર્ણાયક સમિતિનું રહેશે.

૧૮. કાર્યક્રમના અનુક્રમમાં પ્રમુખ ફેરફાર કરી શકશે; તેમજ કાનુનને લગતા અને કામકાજ ચલાવવાની રૂઢિને લગતા બધા પ્રશ્નોનો જે નિર્ણય પ્રમુખ કરશે તે પરિષદને બંધનકર્તા ગણાશે.

૧૯. જે સ્થળે પરિષદની બેઠક મળી હોય તે સ્થળની પ્રતિનિધિ ફીની રકમના ૨૫ ટકા સ્વાગત સમિતિએ સંડળના વ્યવસ્થાપક મંડળને સોંપવા જોઈશે.

૨૦ વ્યવસ્થાપક મંડળની ભલામણથી આ બંધારણમાં ફેરફાર કરવાની વા ઘટાડો ઉમેરો કરવાની સત્તા મંડળને રહેશે.



## વિજ્ઞપ્તિ

વાઘોડીઆમાં ભરાયલા શિક્ષણ વર્ગના મેડા પરથી એક ડબલ બેડીંગની શેતરંજી કોઇના બીસ્તરા ભેગી ભૂલથી બંધાઇ ગઇ હોવાનું જણાય છે. તો એ મકાનમાં ઉતરેલા ભાઇઓને પોતાના બિસ્તરામાં તપાસ કરતાં જો મળી આવે તો તે વાઘોડીઆ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રીને શિરનામે પરત પહોંચતી કરવાની વિજ્ઞપ્તિ છે.



# નવીન ફાલ

| અ.નં. | પુસ્તકનું નામ | લેખક | પ્રકાશક | કિંમત | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રાયશ્ચિત્ત | સોપાન | ઇશ્વરલાલ મોહનલાલ દવે, કરાંચી | ૩૨. કા.પુ. ૪૨. પા પુ. | અંજલિ ગ્રંથમા૦ ૨. ૨જું પુ. ૩જું |
| ૨ | કૈકેયી–મંદોદરી | નાનાભાઇ | દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૦– ૪–૦ | રામાયણનાં પાત્રો–૫ |
| ૩ | ટારઝન ભા. ૧લો | શંકર શાહ (અનુવાદક) | ,, | ૦– ૫–૦ | દ.બા.સા.વા. પુ. ૧૫મું |
| ૪ | ટેકરીની વનસ્પતિ | ગિજુભાઇ | ,, | ૦– ૫–૦ | ,, પુ. ૧૪મું |
| ૫ | બાળકોનું રામાયણ ભાગ ૨ | રમણલાલ નાનાલાલ શાહ | બાલજીવન કાર્યાલય બાજવાડા, વડોદરા | ૧– ૦–૦ | બાલજીવન પુસ્તકમાળા શ્રેણી બીજી પુ. ૪થું |
| ૬ | સત્યનારાયણની કથા | વ્યાસજી, ચુનીલાલ ગો૦ પંડ્યા | ધાર્મિકલાલ ચુ૦ પંડ્યા વડોદરા | ૦– ૮–૦ | મૂળ સંસ્કૃત સહિત |
| ૭ | ભારતી પ્રથમ ઉલ્લાસ (આદી ને સભાપર્વ) | દેસાઇ, વાલજી ગોવિંદજી | નવજીવન કાર્યાલય અમદાવાદ | ૦– ૪–૦ | |
| ૮ | ગુજરાતી સાહિત્ય એનું મનન તથા વિવેચન | રામચંદ્ર દામોદર શુકલ, દાહોદ | કર્તા | ૨– ૦–૦ | |
| ૯ | પ્રાથમિક શાળાના શિક્ષકનો સાથી | ચુનીલાલ બેચરલાલ ભટ્ટ | કર્તા | ૧– ૦–૦ | શ્રી સયાજી સાહિત્યમાળા પુ. ૨૭૭મું |
| ૧૦ | માડી તારે ખોળે | બાલચન્દ્ર ન. પંડ્યા વડોદરા | 'નવું વાંચીએ' કાર્યાલય વડોદરા | ૦– ૩–૦ | 'નવું વાંચીએ' ગ્રંથમાળા |
| ૧૧ | વલ્લરી | ઇંદુકુમાર શંકરલાલ શહેરાવાળા | સોમાલાલ શંકરલાલ શાહ, અમદાવાદ | ૨– ૦–૦ | ગુજરાતી પંચની ૧૯૯૬ની ભેટ |
| ૧૨ | કર્મ માર્ગ | હરિલાલ બાપુલાલ કાપડીઆ | કર્તા | ૦– ૫–૦ | |
| ૧૩ | ધર્મ અને ધર્મનાયક | શાન્તિલાલ વનમાળી શેઠ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ | ૦–૧૨–૦ | |

## સ્વીકાર :

નીચેનાં પુસ્તકો, રિપોર્ટો મળ્યાં છે : પરિચય હવે પછી :—

(૧) દંતદર્પણ (૨) ઓખાહરણ (૩) અમરેલીની પ્રજાની વિદ્યાપીઠ (૪) ગુ૦ યુવક મંડળ કોચીનનો હેવાલ હિસાબ.

# પુસ્તક પરિચય

૧. જીવનનો આનંદ:—કર્તા, દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૬; રોયલ આઠ પેજી કદ; પાન ૧૩+૪૩૧; પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

'જીવનનો વિકાસ' પછી 'જીવનના આનંદ' રૂપે કાકા કાલેલકરના કળા અને કુદરત વિષયક લેખોનો આ સંગ્રહ ઘણો સુંદર છે. પુસ્તક ચાર ખંડમાં છે. પહેલામાં પ્રકૃતિનું હાસ્ય, બીજામાં અનંતનો વિસ્તાર, ત્રીજામાં નિવૃત્તિમાં નિરીક્ષણ, ચોથામાં રખડવાનો આનંદ, અને પાંચમામાં જીવનનો ઓપ એ સંજ્ઞાઓ નીચે એકંદર ૧૧૧ લેખો સંગ્રહવામાં આવ્યા છે. કાકાશ્રીની અવલોકન શક્તિ કેટલી વિશાળ તથા ઝીણી છે તે આ લેખો ઉપરથી આબેહુબ જણાઇ આવે છે. એમણે જે જે જ્યાં જ્યાં જોયું તેના ઉપર વિચાર ને મનન કરી જનસમૂહ સમક્ષ પોતાના વિચારો તેમણે આ પુસ્તક દ્વારા ધરી દીધા છે. પહેલા ત્રણ ખંડમાં કુદરતને લગતા લેખો તથા છેલ્લા બેમાં કળાને લગતા લેખો છે. લેખો વાંચી મનન કરવા લાયક અને પ્રેરણાત્મક છે. જીવનનો આનંદ મેળવવામાં આ પુસ્તક જરૂર ઉપયોગી થઇ પડશે, એમ માનીએ છીએ. શાળા, પુસ્તકાલયો વગેરેમાં આવાં પુસ્તકો અવશ્ય હોવાં જોઇએ. એના વાચનથી વિદ્યાર્થીઓની અવલોકનશક્તિ, વિચારશક્તિ તથા બુદ્ધિ ખીલશે અને જીવન એટલે શું તેનો કાંઇક ખ્યાલ પણ આવશે. આશા છે કે વધારેમાં વધારે પુસ્તકાલયો શિષ્ટ કોટિનું આ સોંઘું છતાં ઉત્તમ પુસ્તક અવશ્ય ખરીદશે. આવાં પુસ્તકોથી પુસ્તકાલયોની શોભા તથા તેના ગૌરવમાં વધારો થાય છે. જો દરેક અભ્યાસક, યાત્રાળુ અને મુસાફર આવી રીતે પોતાના અનુભવો તથા અવલોકનોનો લાભ પુસ્તક દ્વારા પોતાના બંધુઓને આપે તો ગરીબમાં ગરીબ મનુષ્ય પણ કુદરતની ખૂબીઓ સમજી શકે અને કળા અને કુદરતની મોજ માણી શકે.

૨. મિરાતે અહમદી–વૉ. ૨ ખંડ ૪થો:—અનુવાદક, દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, ભદ્ર, અમદાવાદ; સંવત ૧૯૯૨; કદ રોયલ ૮ પેજી, પાન ૨૮+૨૧૬ (૫૮૯ થી ૮૦૪); બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

સને ૧૯૩૫ના વર્ષનાં ગુ૦ વ૦ સોસાયટીના સભાસદોને ભેટ આપવાનાં પુસ્તકોમાં મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રંથમાળાના ૯મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં 'મિરાતે અહમદી' નું છેવટ પ્રસિદ્ધ થાય છે. મૂળ ફારસી ભાષાનો આ ગ્રંથ

દિ. બ. કૃષ્ણલાલભાઈ જેવા નિષ્ણાતને હાથે અનુવાદિત થઈ ગુજરાતી વાચકો સમક્ષ ગુજરાતની હકીકત રજુ થાય એના જેવું ઉત્તમ શું હોય ? પ્રસ્તાવના પણ આજ ભાગમાં વિદ્વાન લેખકને હાથે લખાઇ છે. એટલે એમાં વિશેષ કહેવા જેવું હોય જ નહિ. આ ગ્રંથ પૂરેપૂરો આ પહેલી જ વાર ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયો છે. પુસ્તકની રસિકતા, તેનાં હૃદયદ્રાવક વર્ણનો, લેખકની વર્ણનશક્તિ વગેરે વગેરે બાબતો શ્રી. કૃષ્ણલાલભાઇએ બહુ વિસ્તારથી પ્રસ્તાવનામાં ચર્ચી છે. આ પુસ્તક તૈયાર કરતાં અનુવાદકને કેટલો શ્રમ પડયો તથા તેમનો કેટલો સમય ગયો તથા સંપૂર્ણ ગ્રંથ પૂરો પ્રસિદ્ધ થતાં કેટલો વખત લાગ્યો વગેરે બાબતો પણ પ્રસ્તાવનામાં જણાવી છે. આ છેવટના ભાગમાં મોટે ભાગે ગાયકવાડ અને અમદાવાદના સુબાના ઝઘડાને લગતા પ્રસંગો વર્ણવ્યા છે. તેમજ પેશ્વા સરકારે અમદાવાદ મુસલમાન સુબા પાસેથી જીતી પોતાનો સુબો નીમી વ્યવસ્થા જાળવી રાખી વગેરે બાબતો પણ નજરે પડે છે. છેવટે આપેલી સ્થળસુચિ અને નામસુચિથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયો છે. સુચિ પણ બહુ ઝીણવટથી આપી છે.

પુસ્તકાલયો જરૂર ખરીદી લે. આવાં પુસ્તકો વારેવારે છપાતાં નથી અને સંગ્રહવા લાયક તો છે જ.

૩. **અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન-ઈ. સ. ૧૮૫૮ થી ૧૯૦૭ ખંડ ૨જો : ઉદ્‌ભવ અને વિકાસ;**—લેખક, હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ; પ્રકાશક, ગુ. વ. સોસાયટી, અમદાવાદ; કદ, પુઠું ઉપર પ્રમાણે; પાન ૮+૨૭૫; મૂલ્ય રૂ. ૧-૦-૦.

શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનુ આ ૫૩ મું પુસ્તક ગુજરાતનો વિકાસ ૧૮૫૭ થી ૧૯૦૭ સુધીમાં કેવી રીતે થયો તે વર્ણવે છે. છેવટે આપેલી સાલવારી તથા આ પુસ્તક તૈયાર કરવા માટે ઉપયોગમાં લીધેલાં પુસ્તકોની સુચિ તથા નામોની સુચિ પણ ઘણી ઉપયોગી છે. અર્વાચીન ગુજરાતની પ્રેરણાત્મક વિભૂતિઓએ આપેલો ફાળો પણ ખાસ વાંચવા લાયક છે. આવા પુસ્તકની જરૂર હતી જ. પુસ્તકાલયો જરૂર ખરીદે.

૪. **ગ્રંથ અને ગ્રંથકાર પુ૦ ૭મું**:—કર્તા, પ્રકાશક, સ્થળ, વર્ષ, કદ, પુંઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૨૨+૨૬૮; મૂલ્ય રૂ. ૧-૦-૦.

સને ૧૯૩૫ની ગ્રંથસામગ્રીનો પરિચય કરાવતું આ પુસ્તક બહુ ઉપયોગી છે એ વિષે તો બે મત હોઇ શકે જ નહિ. સદર વર્ષમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની કિંમત તથા લેખક પ્રકાશક સાથેની યાદી વિષયવાર આપવામાં આવી છે. માસિકોમાં ૧૯૩૫માં આવેલા મહત્ત્વના લેખોની સુચિ પણ અભ્યાસકોને બહુ જરૂરની છે. વળી ગુજરાતી ભાષા સંબંધી કવિશ્રી નર્મદાશંકર, રેવ. ટેલર તથા ડૉ. ગ્રીઅરસનના ઉદ્‌ગારો તેમજ પહેલી તથા બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખોનાં ભાષણો જે હાલ ઉપલબ્ધ નથી તે પણ આમાં નજરે પડે છે. એ ઉપરાંત અર્વાચીન સમયની ગુજરાતી ભાષાના લેખકોની તેમની કૃતિઓ સાથે ટૂંકી જીવન નોંધ પણ આપવામાં આવી છે. છેક છેવટે પુ. ૧ થી ૭ ની અનુક્રમણિકા પણ એક સામટી આપી છે તેથી અભ્યાસકોને બહુ સરળતા થશે. એ સાતે પુસ્તકોમાં કયાં કયા

લેખકોનો સમાવેશ થાય છે તે આ અનુક્રમણિકામાં જણાવ્યું છે. ૧૯૩૫ની કવિતાનાં અવતરણો તેમજ ૧૯૩૫ના સાહિત્યની સમાલોચનાનો પણ અત્રે સમાવેશ થાય છે. એટલે પુસ્તકની ઉપયોગિતા વિષે શંકા હોઇ શકે જ નહિ: પુસ્તકાલયો એના વિના ન ચલાવી લઇ શકે.

૫. **શાઇરી ભા. ૧–૨:**—કર્તા, હાસિમ બિન યૂસુફ ભરૂચા " ઝાર " રાંદેરી; પ્રકાશક, ' વહશી ' સાહિત્ય કાર્યાલય, રાંદેર; ૧૯૩૬; કાચું પુઠું; પાન ૯૫; કદ ક્રાઉન ૧૬ પેજી; મૂલ્ય ૮ આના.

' વહશી ' સાહિત્ય કાર્યાલયની હારમાળાના ૧૨ મા અંક તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં પિંગળનો ગૂઢ વિષય કર્તાએ બહુ વિસ્તારથી ચર્ચ્યો છે. કર્તા જાતે અરબી પિંગળને ગુજરાતી ભાષામાં ઉતારી જનસમૂહ સમક્ષ ધરે છે. અરબી પિંગળના નિયમો પણ કર્તાએ ટૂંકામાં આ પુસ્તકમાં આપ્યા છે, અને દરેક અરબી છંદોની રચના અરબી શબ્દો અને તેનાં બરાબર ગુજરાતી શબ્દોમાં લઘુગુરુનાં ચિહ્નો સાથે સમજાવી છે. અરબી ભાષાના ગણોનાં જુદા જુદા ૧૬ પ્રકારો સહેલી રીતે સમજાવ્યા છે. આ પ્રકાશન પાછળ કર્તાએ ઘણી મહેનત લીધી છે અને એમનો ગુજરાતી ભાષાનો પ્રેમ પ્રત્યક્ષ જણાઇ આવે છે. એમની ગુજરાતી ભાષા પણ શુદ્ધ અને સંસ્કારી છે. પોતે અરબી અને ઉર્દૂ કાવ્યોના શાયર હોવા છતાં ગુજરાતીમાં પણ તાલીમ લઇ આવું સુંદર ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, એ બદલ એમને અભિનંદન ઘટે છે. કોઇપણ ભાષાના નિષ્ણાતે અથવા અભ્યાસકે અન્ય ભાષાના તેજ વિષયને જાણવાથી તેને બહોળું ક્ષેત્ર મળે છે એટલું જ નહિ પરંતુ અન્ય ભાષાના સાહિત્ય વગેરેની ખૂબીઓ સમજવામાં સહેલું પડે છે. પુસ્તક સાહિત્યની દૃષ્ટિએ બહુ જ ઉપયોગી છે. કસ્બા પુસ્તકાલયો અને કાવ્યના રસિકો તરફથી એને ખાસ ઉત્તેજન મળવું ઘટે.

૬. **જીવન્ત પ્રકાશ:**—લેખક, ગોવિન્દ ઉર્ફે પુરૂષોત્તમદાસ હ. પટેલ, ધર્મજ; પ્રકાશક, ગોરધનભાઇ કિશોરભાઇ પટેલ ' નંદાનંદ, ' અલકાપુરી, સયાજી નગર, વડોદરા; કદ ક્રાઉન ૧૬ પેજી; પાન ૧૩૪; બોર્ડનું પુઠું; ૧૯૩૬; મૂલ્ય રૂ. ૧–૦–૦; મળવાનું ઠેકાણું પુ. સ. સ. મંડળ લિ. રાવપુરા, વડોદરા.

પ્રસ્તુત પુસ્તકમાં બે કાવ્યો આપેલાં છે. લેખકે પોતે પ્રસિદ્ધ ન કરતાં એમના મિત્ર જેઓ વડોદરામાં વકીલાત કરે છે તેમણે પ્રસ્તુત કાવ્યો બહુ પસંદ પડવાથી પ્રસિદ્ધ કર્યાં છે. સાથે બે ચિત્રો પણ મુકવા ઉપરાંત કાવ્યોની અનુપૂર્તિમાં કાવ્યોની સમજૂતિ પણ આપી છે. સમજુતિ જુદા જુદા માણસોની જુદી જુદી હોય એ સ્વાભાવિક છે અને સાહિત્ય અને કાવ્યરસિકોમાં આદરપાત્ર થાય કે નહિ એ શંકાથી લેખકનું નામે આ આવૃત્તિમાં નહિ આપતાં બીજી આવૃત્તિમાં આપવા પ્રકાશકે નક્કી કર્યું છે. ' જીવન્ત જ્યોત ' માં અર્જુન અને ઉર્વશીનો પ્રસંગ કાવ્યમાં રસમય રીતે ઉતાર્યો છે; જ્યારે ' અગ્નિશિખા ' માં ચંદાવત અને પ્રભાવતીનો પ્રસંગ સરળ છંદોમાં ઉતાર્યો છે. બન્ને પ્રસંગો શૃંગારના

છે. ભાવના તથા શબ્દરચના ઉત્તમ છે. વિરહાવસ્થા તથા પ્રેમનો પ્રસંગ કાવ્યો માટે બહુ ઉત્તમ છે.

કાવ્યો વાંચવાથી આનંદ મળે એમ છે. આશા છે કે શક્તિશાળી પુસ્તકાલયો અને ધનિક કાવ્યજ્ઞો યોગ્ય ઉત્તેજન આપશે.

૭. **ફૂલવેણી**:—કર્તા-પ્રકાશક, મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, રાવપુરા, વડોદરા; ૧૯૩૬; કાર્ડબોર્ડનું પુઠું; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૬+૮૨; મૂલ્ય ૧૦ આના.

આ રાસગીતોના પુસ્તકનો પ્રવેશક શ્રીમતી શારદાબેને લખી પુસ્તકની ઉપયોગિતામાં વધારો કર્યો છે. સૌ. શારદાબેને રાસોનું લાલિત્ય તથા તેની રસિકતા તેમજ તેની પૂરેપૂરી માહિતી પોતાના પ્રવેશકમાં આપી છે એટલે એ વિષે વધારે લખવું જરૂરનું નથી. કર્તાનું આ ત્રીજું રાસનું પુસ્તક છે. આ પુસ્તકનું મૂલ્યાંકન સૌ. શારદાબેને આરંભમાં કરી તેની ઉત્તમતા જણાવી છે. વિષયો પણ પસંદ પડે એવા અને રાસો સહેલા તથા પ્રેરણા આપે એવા છે. આવા સુંદર રાસો માટે ભાઇ મૂળજીભાઇને અભિનંદન ઘટે છે. છપાઇ, કાગળ વગેરે બધું ઉત્તમ છે. કિંમત પણ માફકસર છે. રાસના આ જમાનામાં આ પુસ્તક કન્યાશાળા, પુસ્તકાલયો તથા સ્ત્રીઓમાં બહુ ઉપયોગી થઈ પડશે. મહિલા પુસ્તકાલયો તો જરૂર ખરીદે.

૮. **ભક્તિ ચિંતામણી ભા. ૧ લો**:—સંપાદક તથા પ્રકાશક, મજમુદાર જેઠાભાઇ લાલાજી દેશાઈ, વડોદરા અને મહુધા; ૧૯૩૫; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૨૪+૮; બોર્ડનું પુઠું; મૂલ્ય રૂ. ૧-૦-૦.

કવિશ્રી ન્હાનાલાલે આ પુસ્તકની પ્રસ્તાવનામાં કવિશ્રી જેઠમનો ટૂંક પરિચય આપ્યો છે. સ્વ. કવીશ્વર દલપતરામના સ્નેહી હોવાનું માન તેઓ ધરાવે છે. વયોવૃદ્ધ અને મળતાવડા સ્વભાવના હોવાથી હજુ લોકો તેમને હેતથી બોલાવે છે અને તેમનાં કાવ્યોની કદર કરે છે. એઓ પોતે શીઘ્ર કવિ પણ છે. એમનાં કાવ્યોની મીઠાસ પણ અજબ છે. આમાં એમના સ્નેહી મિત્ર રા. હીરાલાલ મોજીલાલ મહેતાનું ટૂંક જીવન ચરિત્ર કાવ્યમાં જ કર્તાએ આપ્યું છે, કારણ કે એમના જ ઉત્તેજનથી આ પુસ્તક પ્રસિદ્ધિ પામ્યું છે. એ પ્રસંગ કર્તાએ પોતાના ઉદ્‌ગારોમાં સંપૂર્ણ રીતે વર્ણવ્યો છે. કાવ્યોમાં ભક્તિ નીતરે છે. ભજનો તરીકે આ કૃતિઓ ઘણી ઉપયોગી છે. આધ્યાત્મિક તેમજ ધાર્મિક પ્રવૃત્તિવાળા અભ્યાસકને તો આ કાવ્યો બહુજ પસંદ પડશે. રાગ રાગણીમાં જુદાં જુદાં પદો અનુકૂળતા તથા પ્રસંગ પ્રમાણે રચાયાં છે. કાવ્યો બોધક, ઉપદેશક અને આલ્હાદક છે. કર્તાએ પુસ્તકમાં દરેક પાને નીચે ટીપ્પણી પણ આપી છે, જેથી ઉપયોગિતા બેશક વધી છે.

૯. **છ મૂર્ખાઓ**:—લેખક, મોંઘીબેન; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર; ક્રાઉન ૧૬ પેજી, પાન ૯૯; કાચું પુઠું; સચિત્ર; મૂલ્ય પાંચ આના.

દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકાના ૧૬ મા પુસ્તક રૂપે પ્રગટ થતા આ પુસ્તકમાં ગુરૂ અને પાંચ શિષ્યોમાં મૂર્ખાઇની સરસાઇ થતી જોવામાં આવે છે. દરેક જણ પોતાની

મૂર્ખાઈનો નમૂનો પ્રસંગોપાત્ત પ્રત્યક્ષ બતાવે છે. આવી વાતો બાળકોને બહુ રસમય તથા આનંદ આપનારી લાગ્યા વગર રહેજ નહિ. બાળ પુસ્તકાલયો જરૂર ખરીદે. એકંદર ૧૮ વાર્તાઓ એકમેકને સંકળાયલી આ પુસ્તકમાં છે.

૧૦. **કરીમ મહમદનાં કાવ્યો અને લેખો:**—લેખક, કરીમ મહમદ માસ્તર, જુનાગઢ; ક્રાઉન ૧૬ પેજી પાન ૨૧૬; પાકું પુઠું, આચ્છાદન સહિત; મૂલ્ય રૂ. ૨—૦—૦.

સાક્ષર શ્રીયુત હિંમતલાલ ગણેશજી અંજારિયા જોડે રહીને 'કવિતા પ્રવેશ' નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું ત્યારથી માસ્તર કરીમ મહમદ કાવ્યલેખક તરીકે જાણીતા છે. મુસલમાન છતાં એમનું ગુજરાતી ભાષાનું જ્ઞાન ઉત્તમ તથા શુદ્ધ છે. એમણે ગુજરાતી તેમજ અંગ્રેજીમાં પણ બીજાં પુસ્તકો લખ્યાં છે. પ્રસ્તાવના ઘણીજ ટૂંકી છે. આ લેખો તથા કાવ્યો વખતોવખત માસિકો તથા અન્ય પત્રોમાં પ્રગટ થઈ ચૂકયાં છે. અહીં તો માત્ર તેમને એકત્રિત કરી આ સંગ્રહ રૂપે પ્રસિદ્ધ કર્યાં છે. વિષયવારી અનુક્રમણિકા જોતાં વિષયોનું વૈવિધ્ય જણાય છે. આધ્યાત્મિક, ચારિત્રવિષયક, ભૌગોલિક, વર્ણનાત્મક, સાંસારિક, ધાર્મિક વગેરે જાતનાં કવ્યોનો આમાં સંગ્રહ જણાય છે. સ્થળવર્ણનો પણ રસમય છે. ૧૯ લેખો અને ૨૨ કાવ્યો આમાં આપેલાં છે. પોતે જુનાગઢમાં નોકરી કરતા હોવાથી દેશી રાજ્યની નોકરી વિષે પોતાના અનુભવો લેખ દ્વારા પ્રસિદ્ધ કર્યા છે. વિષયો પણ સુંદર છે અને બોધક છે. નવલકથાનો નમુનો પણ આમાં છે. આવા સંસ્કારી લેખકનાં પુસ્તકો તો તમામ પુસ્તકાલયોમાં હોવાં જોઇએ.

૧૧. **એક હતો છોકરો:**—લેખક, ચંદ્રભાઈ કા. ભટ્ટ; પ્રકાશક, 'ચાલો વિચારીએ' કાર્યાલય અમદાવાદ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪+૧૧૦; કાચું સચિત્ર પુઠું; મૂલ્ય ૭ આના.

'ચાલો વિચારીએ' ગ્રંથમાળાના બીજા વર્ષના પહેલા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં ગરીબ લોકોની સ્થિતિ હાલમાં કેવી હોય છે, તેમને શી શી મુશીબતો પડે છે તેમજ તેઓ કોઇ ઇલાજ નહિં જડવાથી કેવે કમાર્ગે જઇ ચઢે છે તે દેહુના દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય છે. ધનિકોને આવા દાખલાઓથી મજુર અને કારીગર વર્ગની ખરી સ્થિતિ જણાવી તેમની આંખો ઉઘાડવાની ઘણી જરૂર છે. આવાં પુસ્તકો ખાસ ઉત્તેજનને પાત્ર છે.

૧૨. **આપણી લોક કથાઓ:**—લેખક, સ્વ. કમળાબેન; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦૧; કાચું રંગીન સચિત્ર પુઠું; મૂલ્ય પાંચ આના.

દક્ષિણામૂર્તિ બાલ સાહિત્ય વાટિકા પુ. ૧૩ મું.

દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર તરફથી શ્રીયુત ગિજુભાઇના સંપાદકત્વ નીચે બાળકો માટે શિક્ષણનાં તેમજ વાર્તાનાં ઘણાં પુસ્તકો બહાર પડયાં છે. બાલ સાહિત્યની ખોટ પૂરવામાં એ મંદિરનો ફાળો ઘણો મોટો અને મુખ્ય છે. આ પુસ્તકમાં ૬ લોકવાર્તાઓ છે. ચાર વિક્રમ રાજાની બત્રીશ પુતળીમાંની છે, અને બીજી બે અન્ય રમુજી અને બોધક છે.

વિક્રમ રાજાની વાર્તાઓ બાળકોને સાંભળવી બહુ ગમે છે; કારણ કે એમાં એની વીરતા, સાહસિકતા, નીડરતા, પરોપકાર વૃત્તિ વગેરેની કથાઓ ગુંથાયલી હોય છે. બાળકોના મન પર એથી સારી છાપ પડી એ ગુણોનો ધીરેધીરે તેમનામાં પ્રાદુર્ભાવ થઇ શકે છે. માત્ર સંજોગો અને આસપાસનું વાતાવરણ શુદ્ધ અને અનુકૂળ હોવાં જોઇએ. બાલ પુસ્તકાલયો તથા અન્ય પુસ્તકાલયો ખાસ ખરીદી એ દ્વારા બાળકોમાં વાચનનો શોખ ઉત્પન્ન કરે એ ઇષ્ટ છે.

૧૩. **કાળિયો**:—લેખક, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, નાગરદાસ ઇ. પટેલ, મલાડ, મુંબાઇ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૨; કાચું સચિત્ર પુઠું, મૂલ્ય ૩ આના.

બાલ વિનોદમાલાનું આ ૨૨ મું પુસ્તક છે. દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર મારફ઼ ભાઇ રમણલાલ અને ભાઈ નાગરદાસનો બાલ સાહિત્યનો ફાળો પણ જેવો તેવો નથી. એમણે પણ પુષ્કળ સાહિત્ય બાળકો સમક્ષ ધર્યું છે. એમનાં પુસ્તકો બાળકો બહુ હોંસથી વાંચે છે એટલુંજ નહિ, પરંતુ અક્ષર મોટા ને કાગળ સારા રહેતા હોવાથી તેઓ બહુ સરળતાથી વાંચી નવીન પુસ્તકની આતુરતાથી રાહ જુએ છે. બાળક માટે જરૂર દરેક જણ ખરીદે.

વાર્તા પણ સાહસિકતા અને રસથી ભરપૂર છે. મૂર્ખ માણસ પણ સંજોગવશાત્ મહાન કવિ બની શકે છે એ કાળીદાસની વાત ઉપરથી ખાસ સમજી શકાય છે. નસીબનો પ્રભાવ પણ ખરો.

૧૪. **મનોમુકુર ગ્રંથ ૩ જોઃ**—કર્તા, નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ; પ્રકાશક, ગુ. વ. સોસાયટી, અમદાવાદ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી પાન ૩૧૮; કાચું પુઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

મુ. નરસિંહરાવભાઈનાં વખતોવખત પ્રસિદ્ધ થએલાં ગદ્ય લખાણોનો આ સંગ્રહ ખરેખર સાહિત્યમાં ઉંચું સ્થાન પ્રાપ્ત કરે એમાં નવાઈ નથી. એમની સાહિત્યસેવા ગુજરાતી આલમથી અજાણી નથી. પ્રસંગોપાત્ત તથા ફુરસદની વેળાએ એમની લેખીની ઝડપબંધ કામ કરી જાય છે. આમાં ૧૩ લેખો છે. પુસ્તકોનું અવલોકન, સાહિત્યદષ્ટિ, મુસાફરીના અદ્દભુત દશ્યોથી ઉપજેલા ઉદ્દગારો વગેરે એમાં બોધક અને વિચારણીય શૈલીથી આલેખાયલા છે. પુસ્તકાલયો જરૂર સંગ્રહી રાખે અને જેમ બને તેમ વધારે વંચાવે.

૧૫. **મનુષ્ય સ્વભાવ અને સામાજિક ક્રમઃ**—લેખિકા, શ્રી. વિનોદિની નીલકંઠ; પ્રકાશક, કદ, સ્થળ, વર્ષ, ઉપર પ્રમાણે; કાચું પુઠું; પાન ૬+૩૧૨; મૂલ્ય રૂ. ૧.

સ્વ. બાઈ હમાબાઇ મોટી સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુસ્તક રૂપે બહાર પડતા આ પુસ્તકમાં શ્રીમતી વિનોદિની નીલકંઠે અમેરિકાના પ્રોફેસર કૂલીના 'હ્યુમન નેચર અને સોશિયલ ઑર્ડર' નામના પુસ્તકનું ભાષાંતર આપેલું છે. પોતાના અમેરિકાના શિક્ષણ પ્રસંગે એમને આ પ્રેરણા થયાનું તેઓ જણાવે છે. એમના જ હાથ નીચે શ્રી. વિનોદિનીએ શિક્ષણ પણ લીધું જણાય છે.

આવાં સામાજીક પુસ્તકોની આવશ્યકતા ઘણી જ છે. વિજ્ઞાનનો વિષય પણ એમાં સમાયો છે. સમાજ એટલે શું? સમાજને ને વ્યક્તિને શો સંબંધ છે? મનુષ્યની ભાવનાઓ કેવી હોવી જોઇએ, ? અહંતાનાં સ્વરૂપો, તેનું લક્ષણ, વેરભાવ, સ્પર્ધા, પ્રભુત્વ વગેરે બાબતો આમાં ચર્ચેલી છે. વ્યક્તિઓનું અધઃપતન કેવી રીતે થાય છે તે પણ અત્રે એક પ્રકરણમાં જણાવ્યું છે. કુલ ૧૩ પ્રકરણો છે. ખરી સ્વતંત્રતા કોને કહેવાય એ છેલ્લા પ્રકરણમાં સ્પષ્ટ કર્યું છે. આવા નિષ્ણાત અધ્યાપકોની કૃતિઓ ગુજરાતી ભાષામાં રૂપાન્તર થઇ તે દ્વારા સમાજ સંબંધી પાશ્ચાત્ય વિચારો આપણા જાણવામાં આવી આપણામાં કયાં ભૂલ છે અને તે કેવી રીતે સુધારવી તે સહેલાઇથી સમજાઇ આપણને લાભદાયી થઇ પડે છે. આવાં પુસ્તકોનાં ભાષાંતરો જેમ વધારે થાય તેમ સારાં. ગુ. વ. સોસાઇટીને તો આવાં સુંદર પુસ્તકો પ્રસિદ્ધ કરવા માટે અભિનંદન જ હોય.

૧૬. **શાળાઓમાં સુતારી કળાનું શિક્ષણ**:—લેખક, આઇ. ડબલ્યુ. મુસા; પ્રકાશક, કદ, વર્ષ, સ્થળ પુઠું વગેરે ઉપર પ્રમાણે; પાન ૭૬; મૂલ્ય આઠ આના.

ગોપાળ હરિ દેશમુખ ગ્રંથમાળાનું આ સાતમું પુસ્તક બહુ અનુકૂળ સમયે પ્રસિદ્ધ થયું છે. ઉદ્યોગના શિક્ષણની જરૂરીયાત હાલમાં સર્વત્ર જણાઇ ચૂકી છે. ધંધાના શિક્ષણ સિવાય બેકારીનો નિકાલ થઇ શકે એમ નથી. એટલે સુતારી શિક્ષણ કેવું હોવું જોઇએ, લાકડાની જુદી જુદી વસ્તુઓ મૂળ લાકડામાંથી કેવી રીતે બનાવવી વગેરે બાબતો આ પુસ્તકનાં ૧૩ પ્રકરણોમાં વર્ણવી છે. આકૃતિઓથી સમજણ પડતાં વાર લાગે એમ નથી. લાકડાનું માપ વસ્તુના પ્રમાણસર આપેલું છે. તે પ્રમાણે શાળાઓમાં આ પુસ્તક દ્વારા વિદ્યાર્થીઓને શીખવવામાં આવે તો ભણી રહ્યા પછી ઘણા યુવાનોના જીવનની મુશ્કેલીઓ મટી જાય. દરેક બાબત બહુ ઝીણવટથી અને સરળ ભાષામાં સમજાવવામાં આવી છે. ગૃહઉદ્યોગોની દૃષ્ટિએ આ પુસ્તક બહુ ઉપયોગી છે. પાલિશ કેમ તૈયાર કરવું, તે કેવી રીતે વાપરવું, કયું ઉત્તમ વગેરે બાબતો પણ એમાં સમજાવી છે. પુસ્તક બહુ જ ઉપયોગી છે. દરેક શાળા, પુસ્તકાલયો તથા અન્ય વ્યક્તિઓએ પણ આ પુસ્તક ખરીદી ઉત્તેજન આપવા ભલામણ છે.

ના. ચં. દીવાનજી.



## દીપોત્સવી અંકો : ૧૯૩૬.

૧. **જય ભારત**:—૧૯૯૨ : તંત્રી, ચંદ્રકાન્ત પાઠક, ૯, ફાર્બસ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ; પાન ૧૯૪; મૂલ્ય આઠ આના; કદ ૨ પેજી ફૉલીઓ; સચિત્ર.

'**જય ભારત**'ના આ દીપોત્સવી અંકમાં ૭૫ ઉપરાંત લેખો, કાવ્યો વાર્તાઓ વગેરે સાહિત્ય સામગ્રી છે. વિષયોની વિવિધતા ઉપરાંત લેખકો પણ સિદ્ધહસ્ત, પ્રશસ્ત અને વિદ્વાન છે. સ્ત્રીઓના લેખો પણ હવે ઘણાખરા ખાસ અંકોમાં હોય છે જ.'' કવિ,

ન્હાનાલાલ, શ્રી મહાદેવ દેસાઇ, કનુ મુનશી, ધર્માનંદ કોસાંબી, ભુલાભાઇ દેસાઇ, કિશોરલાલ મશરૂવાળા, છેદુલાલ યાજ્ઞિક, બળવંતરાય ઠાકોર, વિજય મરચંટ, શ્રીમતી લીલાવતી મુનશી, રંભાબેન ગાંધી, મામા વરેરકર, લલ્લુભાઇ ભીમભાઇ દેસાઇ, ઉમાશંકર જોશી, નલિની તરખડ, જ્યોત્સ્ના શુકલ, શાન્તા આપ્ટે, ભાનુશંકર વ્યાસ, કાકા કાલેલકર વગેરે જાણીતા અને પીઢ લેખક લેખિકાઓનાં મનનીય લેખો અને કાવ્યોથી આ અંક ભરપૂર છે. ચિત્રો પણ સુંદર છે. મુખપૃષ્ટનું મુખ્ય ચિત્ર સોનેરી અને બહુ ભાવવાહી છે. ૭ સાત દેશ નાયકોના સંદેશા પણ પ્રેરણાત્મક અને સૂચક છે ભાઇ ચંદ્રકાન્ત પાઠકને આવા સુંદર અંક માટે અમારાં અભિનંદન !

રા. હરિલાલ ભરૂચાનો 'સાહિત્ય વિકાસ અને વિવેચન' મામા વરેરકરનો 'ધારાધોરણ સામે બંડ' મણિભાઇ દ્વિવેદીનો 'તાપી-ખીણના ઇતિહાસ ઉપર ઉડતી નજર' છગનલાલ જોશીનો 'બ્રહ્મદેશ પર ધાડ' પંડિત જવાહરલાલ નહેરૂનો 'મહાસભા-અને સમાજવાદ' વગેરે લેખો ખાસ મનનીય અને અભ્યાસપૂર્ણ છે. ચિત્રો પણ સુંદર, સ્પષ્ટ અને આલ્હાદક છે.

૨. **હિંદુસ્તાન-પ્રજામિત્ર**:—દીપોત્સવી અંક ૧૯૯૨; સંપાદક, પ્રફુલેશ, ૨૧, લાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ; કદ ૪ પેજી, પાન ૨૦૦; સચિત્ર; મૂલ્ય રૂ. ૧-૦-૦.

હિંદુસ્તાન-પ્રજામિત્રના સિદ્ધાંત મુજબ આ અંકમાં શ્રમજીવીને લગતી બાબતો ઉપર લેખો વિશેષ પ્રમાણમાં છે. સામાન્ય લેખકો ઉપરાંત નામાંકિત અભ્યાસકોના લેખો આમાં સારા પ્રમાણમાં છે. ગ્રામજીવનના કૂટ પ્રશ્નો પણ અત્રે ચર્ચેલા છે, ચિત્રો પણ સુંદર અને સારા પ્રમાણમાં છે. બહુરંગી, બેરંગી, અને એકરંગી તેમજ જુદી જુદી પદ્ધતિઓ જેવી કે બંગાળી, હિંદુસ્તાની, વગેરે કળાના નમુના પણ આમાં મોજુદ છે.

તુલનાત્મક અને પ્રેરક લેખો પણ છે જ. ઘણાખરા લેખકો રાષ્ટ્રીય ભાવનાના હિમાયતીઓ છે; સ્ત્રી અને પુરૂષ લેખકો બન્ને પોતાનો ફાળો સાહિત્યની રસથાળ પીરસવામાં આપે છે. ચિત્રો સ્પષ્ટ, ભાવવાહી અને પ્રેરણાત્મક છે. તંત્રીશ્રીને અમારાં અભિનંદન! ચિત્રોમાં વૈવિધ્ય પણ ઠીક છે. કાવ્ય ૨૩ અને ગદ્ય લેખો ૨૬ છે. રા. રતિલાલ મહેતાનો 'બે ક્રાન્તિકારી વીરો' વાળો, 'ચોપાટીની મુસાફરી' વાળો મોહનલાલ શેઠનો, જયશ્રી રાયજીનો 'સ્વદેશી સંઘ' વાળો લેખ, શ્રી. હંસા મહેતાનો 'સ્ત્રીઓ ક્યારે જાગશે ?' શ્રી. રણછોડ ભવાન લોટવાળાનો 'ન્યુઝીલાંડનો મારો પ્રવાસ,' 'આપણા ઘર ઘાટીઓ' વાળો શ્રીમતી ઉર્મિલા મ્હેતાનો લેખ વગેરે ખાસ વાંચવાલાયક છે. દરેક પુસ્તકાલયે આ અંક સંગ્રહી રાખવા જેવો છે.

૩. **કૌમુદી**:—દીપોત્સવી અંક ૧૯૯૨; તંત્રી, મૂળશંકર સોમનાથ ભટ, રાવપુરા વડોદરા; સુપર રોયલ ૮ પેજી કદ; પાન ૫૦૭; મૂલ્ય રૂ. ૧-૪-૦.

દર વખતના કરતાં આ વખતનો કૌમુદીનો દીવાળી અંક વિશેષ મોટો અને મનનીય છે. વિષયોની વિવિધતા ઉપરાંત લેખો પણ મનનીય અને અભ્યાસપૂર્ણ છે. સાહિત્ય

વિવેચન, કાવ્યો, નાટકો, માનસશાસ્ત્ર, નવલકથા, કટાક્ષ, જીવનચરિત્ર, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે વિષયો ગહન અને અભ્યાસગમ્ય છે. તેમાં પણ નિષ્ણાતોના લેખો તો ગંભીર, રસમય અને વિચારણીય જ હોય. લેખકો તરફ દષ્ટિ કરતાં સમર્થ અને વિદ્વાન લેખકોએ આ અંકની સમૃદ્ધિમાં પોતાનો ફાળો ઉદારતાથી આપ્યો છે. ભાઈ મૂળશંકરના તંત્રીપણા નીચે આવ્યા પછી આ પ્રથમ જ દીપોત્સવી અંક છે. એટલે આવા સુંદર દળદાર અંક માટે ભાઈ મૂળશંકરને અભિનંદન આપ્યા સિવાય રહેવાય જ નહિ.

આવા અંકો દરેક પુસ્તકાલયમાં હોવા જોઇએ એમ અમારૂં માનવું છે. 'કૌમુદી'ને વિશેષ ખીલવવાના કોડ ભાઈ મૂળશંકર સેવે છે. પ્રભુ એમને મદદ કરે એજ પ્રાર્થના! ઉચ્ચ કોટીનાં માસિકોમાં કૌમુદીનું સ્થાન મુકરર થઈ ચૂકેલું જ છે.

૪. **પ્રણામી ધર્મ પત્રિકા**:—ભક્તિ અંક; સંપાદક, પંડિત કૃષ્ણદત્ત શાસ્ત્રી, નવતનપુરી, જામનગર પ્રણામી ધર્મ સભા; ૧૯૯૨; પાન ૧૨૦; વ. ૭મું અં. ૧૨ તથા ૧લો; આશ્વિન–કાર્તિક ૧૯૯૩.

આ વિચિત્ર બેવડા અંકમાં ૧૨મો અને ૧લો અંક બે ભેગા ભક્તિ અંક તરીકે પ્રસિદ્ધ થાય છે માસિક હિંદી તથા ગુજરાતી બન્ને ભાષામાં પ્રસિદ્ધ થાય છે. પ્રણામી ધર્મ-વાળાને તો આ માસિક ખાસ ઉપયોગનું છે જ. પરંતુ અન્ય ધર્મીઓને પણ એમાંથી જાણવાનું મળે એમ છે. માસિક સચિત્ર છે. ગરબાનું દશ્ય ખરેખર સૂચક અને આલ્હાદક છે. બધાં મળી કુલ ૧૧૮ લેખો, કાવ્યો વગેરે આમાં છે. લેખો અનુભવપૂર્ણ અને રસમય છે.

રૂપરંગ, છપાઈ વગેરે પણ સરસ છે.

૫. **પડકાર**:—દીપોત્સવી અંક ૧૯૯૨; તંત્રી, મણિલાલ વા. શાહ, ડભોઈ; પાન ૧૨૦; કદ સુપર રૉયલ ૮ પેજી; સચિત્ર; મૂલ્ય પાંચ આના.

ડભોઈથી પ્રસિદ્ધ થતા આ નવીન માસિકનો આ ચોથો અંક દીપોત્સવી અંક તરીકે પ્રથમ જ પ્રસિદ્ધ થાય છે. એ જોતાં આવા ચિત્રોથી ભરપૂર સુંદર અંક માટે શ્રીયુત મણિલાલ શાહને અભિનંદન આપ્યા સિવાય ચાલે એમ નથી.

નાના મોટા સાહિત્ય સેવકોએ આ અંકની રસસામગ્રી પૂરી પાડી છે. ઇતિહાસ, નાટિકા, સાહિત્ય, વચનામૃતો, કાવ્યો, ગ્રામ્ય નાટિકા, નિબંધ, ભૂગોળ વગેરે વિષયો આમાં જુદા જુદા લેખકોને હાથે ચર્ચાયા છે. ચિત્ર પણ ઘણાં અને મોટે ભાગે સ્પષ્ટ છે. માત્ર ભૂરો રંગ જોઇએ એવો ખીલી ઉઠતો નથી. શ્રીમંત મહારાજા સાહેબનું કૌટુમ્બિક ચિત્ર જરા વધારે સ્પષ્ટ થવું જોઇતું હતું. બીજાં ચિત્રો ઘણાં સારાં અને સ્પષ્ટ છે જ. આ અંકમાં ખાસ કરીને વડોદરાના રાજકુટુંબની છબીઓ તથા વડોદરા શહેરનાં દશ્યો આપવામાં આવ્યાં છે, તે યુક્ત જ છે. ઘણા સિદ્ધ લેખકોએ પોતપોતાનો ફાળો આપ્યો છે. લેખો વિચારણીય અને પ્રેરક છે. છપાઇ, વગેરે સુંદર છે.

૬. માનસી :—ત્રિમાસિક વ. ૨જું અં. ૧લો; તંત્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, ભાવનગર રૂવાપરી રોડ; ૧૯૯૩; લવાજમ રૂ. ૫; છૂટક અંક રૂ. ૧–૮–૦.

હમેશ પ્રમાણે ભાઇ વિજયરાયનું ત્રિમાસિક વિદ્વદ્‌ભોગ્ય જ હોઇ શકે. સામાન્ય વાંચકો માટે એ જરા અઘરૂં છે. ઉત્તરોત્તર પ્રગતિ કરતું આ ત્રિમાસિક બહુ જલદી પોતાનું સ્થાન સિદ્ધ કરી શક્યું છે. મનનીય લેખો ઉપરાંત કેટલાક વિવેચનાત્મક છે અને તે વિચારણીય અને પ્રેરક છે. લેખકો પણ ખાસ ચુંટી કાઢેલા છે.

કસ્બા પુસ્તકાલયો જરૂર આ ત્રિમાસિકના ગ્રાહક બને. મોટાં ગ્રામપુસ્તકાલયો પણ તેમ કરે. ત્રિમાસિક ઉત્તેજનને પાત્ર અવશ્ય છે.

૭. શારદા :—દીપોત્સવી અંક ૨ જો નવેંબર ૧૯૩૬; કિં. રૂ. ૧–૦–૦; તંત્રી શ્રીયુત ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા, શારદા કાર્યાલય, વડોદરા; સચિત્ર; પાન ૧૧૫.

ચાલુ સાલે ભાઇ રાયચુરાએ દીપોત્સવી પ્રસંગે વિશેષ લેખો ઉપલબ્ધ થવાથી એકને બદલે બે અંકો પ્રસિદ્ધ કર્યા છે. ચાલુ નવલિકાઓ, લોકગીતો, દાયરા વગેરે ઉપરાંત રા. કનૈયાલાલ મુનશીનો સાહિત્ય પરિષદમાં વંચાયલો લેખ, રા. મંજુલાલ મજમુદારનો શકુનમાળાવાળો લેખ, ચારણ જ્ઞાતિ સંબંધી રા. ટી. એન. દવેનો લેખ ઇત્યાદિ ખાસ વાંચવાલાયક છે. ચિત્રો પણ સુંદર અને સ્પષ્ટ છે, તેમજ ભાવનાપૂર્ણ અને ચેતનવંતાં છે.

૮. ઠાંડીયો :—નવલિકા અંક–દીપોત્સવી ૧૯૯૨; તંત્રી, નટવરલાલ વીમાવાળા; પાન ૮૦; કિંમત ૨ આના; સારા કાગળ ૩ આના, રોયલ આઠ પેજી.

હળવા સાહિત્યનાં સાપ્તાહિકોમાં ઠાંડીયો એક જુદી જ ભાત પૂરે છે. તેના લેખો રમુજી, ટૂંકા અને બોધદાયક હોય છે. આ નવલિકા અંકમાંનો રસથાળ પણ સારો છે. લેખકો પણ જાણીતા છે. બાળકોને ખાસ આનંદ આપે એવો આ અંક છે.

૯. આરામ :—દીપોત્સવી અંક ૧૯૯૨; સાપ્તાહિક; સરસ્વતી ભુવન, સારંગપુર, અમદાવાદ; લવાજમ સ્થાનિક રૂ. ૩–૦–૦; હિંદુસ્તાનમાં રૂ. ૪–૪–૦; પાન ૧૨૫; સચિત્ર.

અમદાવાદથી નીકળતા હળવા સાહિત્યના આ સાપ્તાહિકના આ દીપોત્સવી અંકમાં થાકેલા મગજને તાજું કરે એવા અને રમુજી તથા રસમય અને આનંદપ્રદ લેખો આપેલા છે. લેખકો જાણીતા અને સિદ્ધહસ્ત છે. અંક દળદાર છે. છપાઇ વગેરે ઠીક છે; પરંતુ કાગળો જરાય સારા નથી. આ જમાનામાં કાગળો સોંઘા તથા સફાઇવાળા ઘણા મળે છે. ટકાઉ પણ નથી. બે ત્રણ કાવ્યો પણ છે. વિશેષ નવલકથા જણાય છે. નાટિકા પણ છે.

૧૦. ધિ ન્યુ આઉટલુક :—તંત્રી શ્રી. ગોવિંદલાલ ડી. શાહ, શાંતિનિકેતન સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ; ખાસ સ્ત્રી અંક; મૂલ્ય ૪ આના; વા. લવાજમ રૂ. ૨–૮–૦.

ઉપરોક્ત માસિકનો આ ખાસ સ્ત્રીઅંક અખિલ હિંદ મહિલા પરિષદને પ્રસંગે પ્રસિદ્ધ થયો હતો. આમાં હિંદની અને પાશ્ચાત્ય દેશની હિંદનું હિત ચિંતવતી રમણીઓના

જુસ્સાદાર તથા વિચારણીય પ્રશ્નો ચર્ચતા લેખો બહુ અસરકારક ભાષામાં આપેલા છે. નારી જગત સંબંધી હાલમાં ચર્ચાતા પ્રશ્નો જુદા જુદા દૃષ્ટિબિંદુથી છણાયા છે. હિંદમાં સ્ત્રીઓની ઉન્નતિ કેવો વેગ લઇ રહી છે તથા તેને માટે ભૂમિકા કેટલી તૈયાર છે તે આ લેખોદ્વારા બરાબર સમજાય છે. વિદેશી લલનાઓના લેખો મેળવવામાં પણ ભાઇ ગોવિન્દલાલ બહુ હોશિયાર જણાય છે. આ સચિત્ર અંગ્રેજી માસિક જેવા જ આવા ગૂઢ પ્રશ્નો ચર્ચી તેનો ઉકેલ કરનાર ગુજરાતી માસિકની ખાસ જરૂર છે. અહીં તો આવાં માસિકો આપણી માતૃભાષામાં પ્રસિદ્ધ થાય તો તેની ધારેલી અસર હિંદનાં ગામડાંઓમાં સ્હેજ પણ થાય. સંસ્કારી બેનો કરતાં પાછળ રહી ગએલાં અભણ અથવા ઓછું ભણેલી બ્હેનોમાં આ સવાલો ચર્ચાવાની ખાસ અગત્ય છે. અમેરિકા, ઑસ્ટ્રીયા, ઈંગ્લાંડ વગેરે જેવા પરદેશોની સ્ત્રીઓના લેખો ખાસ વાંચવાલાયક છે. લેખો ઉંચી કોટીના તથા પ્રેરણાત્મક છે.

૧૧. **જૈન-સત્ય-પ્રકાશકઃ**—ક્રમાંક સોળ-સત્તર; વ. ૨ જું અંક ૪-૫; મહાવીર નિર્વાણ વિશેષાંક; ૧૯૯૩; જેસિંગભાઇની વાડી, ઘી કાંટા, અમદાવાદ; તંત્રી ચીમનલાલ ગોકળદાસ શાહ; પાન ૧૨૫ થી ૩૫૦; નવેંબર-ડિસેમ્બર ૧૯૩૬.

સદર અંકમાં હિંદી, ગુજરાતી તથા અંગ્રેજીમાં શ્રી મહાવીર સ્વામી સંબંધી અભ્યાસપૂર્ણ લેખો જાણીતા વિદ્વાનોની કલમે લખાયા છે. નિર્વાણ તિથિ પ્રસંગે લખાયલા હોવાથી સ્વાભાવિક રીતે માત્ર મહાવીર સ્વામી સંબંધી જ માહિતી આ અંકમાં ઉપલબ્ધ થાય છે. પરંતુ લેખો વાંચવા ગમે એવા તથા બોધપ્રદ છે. જૈન લોકોને ખાસ વાંચવાલાયક આ અંક છે. ચિત્રો પણ ઠીક પ્રમાણમાં છે. અભ્યાસકોને પણ ઘણું જાણવાનું મળશે. જૈનધર્માનુયાયી પ્રજાની વસ્તીવાળાં પુસ્તકાલયોને ખાસ ખરીદવા ભલામણ છે. કસ્બા પુસ્તકાલયો પણ ખરીદે.

૧૨. **શ્રી મહાવીર જૈન વિદ્યાલયઃ**—એકવીસમો વાર્ષિક રિપોર્ટ ૧૯૩૫-૩૬; વિદ્યાલય ભુવન ગોવાળીઆ ટેંક રોડ, મુંબાઈ નં. ૭ તરફથી પ્રકાશક, રા. મોતીચંદ ગિ. કાપડીઆ તથા રા. ચંદુલાલ સા. મોદી, માનદ મંત્રીઓ.

મહાવીર જૈન વિદ્યાલયની ૧૯૩૫-૩૬ ની પ્રગતિનો આ સુંદર અહેવાલ ખરેખર વાંચવો ગમે એવો છે. પૈસાનો સદુપયોગ કેવી રીતે થઇ શકે તે આ રિપોર્ટ ઉપરથી બહુ સુંદર રીતે સમજાય છે. જુદાં જુદાં ફંડોની આવકો સમાજની કેળવણી માટે કેવી સુંદર રીતે ખર્ચાય છે તે આ નિવેદન ઉપરથી સ્હેલથી સમજાય એમ છે. કેટલાંયે બાળકો આ ઉદાર નીતિનો લાભ લઇ રહ્યાં છે. પરીક્ષાવાર તથા કક્ષાવાર મદદ, અભ્યાસ તથા પરિણામ જણાવાયાં છે. ખરૂં દાન એ વિદ્યાદાન છે. એનાથી ભાવી પ્રજાનું ભવિષ્ય ઉજ્જવળ થઇ ભાવિ ઉન્નતિનો પાયો રચાય છે. રા. મોતીચંદ કાપડીઆ તથા રા. ચંદુલાલ મોદી બન્નેને આવી ઉત્તમ વ્યવસ્થા અને તેમની કાર્યદક્ષતા માટે અભિનંદન ઘટે છે. અન્ય સંસ્થાઓએ અનુકરણ કરવાલાયક છે. શરૂઆતથી તે અત્યાર સુધી કોણે કેટલી મદદ આપી તે કોઠાવાર જણાવવામાં આવ્યું છે. પ્રાથમિક શાળાથી માંડી છેક વિદ્યાલય અને વિશ્વવિદ્યાલય સુધીના વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓ આનો પૂરેપૂરો લાભ લઇ રહ્યાં છે. વિદ્યાર્થીઓને અપાતી ઉછીની

રકમનો ઉલ્લેખ પણ આમાં છે. ચાલુ સાલે આવક રૂ. ૪૮૫૭૬ અને ખર્ચ રૂ. ૫૬૮૮૪ થવાથી ખોટ રૂ. ૮૩૦૮ ની ભોગવવી પડી છે. નિવેદન વાંચતાં આનંદ થાય એવું છે. માહિતી પણ બધી જાતની ખુલ્લેખુલ્લી આપવામાં આવી છે.

**૧૩. શ્રી. પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળ, નૈરોબી, કેનિયા કોલોની, પૂર્વ આફ્રિકા તા. ૩ જી થી પાંચમી આગસ્ટ સુધી ભરાયલા છઠ્ઠા વાર્ષિક સંમેલનનો હેવાલ ૧૯૩૬.**

સદરહુ મંડળ દ્વારા ધર્મનો પ્રચાર પૂર્વ આફ્રિકામાં કેવી રીતે થઇ રહ્યો છે તે જાણવાનું આ ઉત્તમ સાધન છે. હેવાલ બોધપ્રદ તથા આનંદદાયક છે. મુમુક્ષોઓએ ખાસ વાંચવાલાયક છે. શ્રી. સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓને ખાસ ઉપયોગી છે. ૨૦૮ પાનમાં શરૂઆતથી માંડી સંમેલનની પૂર્ણાહુતિ સુધીનો તમામ હેવાલ અત્રે ઉપલબ્ધ છે. સંમેલનના આઠ ઠરાવો વ્યવહાર અને વ્યવસ્થાને લગતા છે. સંમેલનમાં વંચાયલા નિબંધો પણ બોધક અને રસિક હોઇ મનનીય છે.

**૧૪. 'ગુજરાતી'નો દીપોત્સવી અંક ૧૯૯૨:**—તંત્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, સાસુન બિલ્ડિંગ એલ્ફિન્સ્ટન સરકલ, કોટ, મુંબાઇ; પાન ૧૩૬; મૂલ્ય રૂ. ૧—૦—૦.

'**ગુજરાતી**' સાપ્તાહિકનો આ દીપોત્સવી અંક ખાસ સંગ્રહવાલાયક છે કારણ કે એમાં '**ગુજરાતી**' ના પચ્ચીશ દીપોત્સવી અંકોની અનુક્રમણિકા આપેલી છે. કર્તાવાર લેખોની યાદીઓ આપવાથી અભ્યાસકોને જોઇતી બાબત સહેલાઇથી મળી શકશે. લેખો વિદ્વત્તાપૂર્ણ અને અભ્યાસપૂર્ણ છે. નનામા તથા 'કાર્યાલય તરફથી લખાયલા લેખો ઉપરાંત એકંદર ૪૩૮ લેખકોએ વખતોવખત પોતાનો ફાળો આપ્યો છે. ગુજરાતીના આ અંકો સાહિત્યના શોખીનોને તો આશીર્વાદરૂપ છે. ઐતિહાસિક બાબતો પણ આમાં બહુ ઉપયોગી છે. નવીન જાણવાનું પણ પુષ્કળ છે. સાલાબાદ પ્રમાણે આ અંકમાં પણ ઐતિહાસિક લેખો, મનનીય લેખો, સાહિત્યને લગતા લેખો સિદ્ધ લેખકોના અને અનુભવીઓના હસ્તે લખાયા છે. '**પાઘડી, ટોપી અને ફેંટાનું પ્રદર્શન**' વાળો સચિત્ર લેખ ખરેખર બહુ જ ઉત્તમ છે. આમાં ગુજરાત કાઠીઆવાડની તમામ જાતનાં શિરત્રાણની માહિતી ચિત્રદ્વારા આપી છે. ચિત્રો પણ કળાપૂર્ણ અને સુંદર છે. અત્યાર સુધીની સાહિત્ય પરિષદના પ્રમુખોનાં ચિત્રો વર્ષ સાથે જોતાં આપણને ગુજરાતી સાહિત્યના જ્યોતિર્ધરોની માહિતી મળે છે. 'ગુજરાતી'ના વિદ્વાન અધિપતિએ આ અંક દ્વારા ગુજરાતી સાહિત્યની સારી સેવા કરી છે.

**ના. ચં. દીવાનજી.**




## વડોદરા રાજ્ય

**ખાતાએ કરી આપેલી સવલત**:–શિષ્ટ વાચનની પરીક્ષાઓ માટે ઠરતાં પુસ્તકોની માગણી, બજેટની હદમાં રહીને, પુ૦ સ૦ સ૦ મંડળ તરત જ પરભારી પૂરી પાડી શકે તેવી સવલત આપનારી ખાતા તરફની સૂચના નં ૩૮૦ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થઇ છે, તે તરફ લાગતાવળગતાઓનું લક્ષ ખેંચી એ સવલતનો લાભ અવશ્ય લેવા ને આપવાની ખાસ ભલામણ કરીએ છીએ.

સદર સૂચના પ્રસિદ્ધ કરીને પુસ્તકાલય ખાતાએ વડોદરા પ્રાંતની વાઘોડીયા ખાતે મળેલી પરિષદના ઠરાવ નં. ૧૫માં કરાયલી વિનતિનો સ્વીકાર જ કરી દેખાડયો છે. આ સ્તુત્ય પગલું 'ખાતાની નીતિ બદલાઈ નથી: પૂર્વવત્ કાયમ છે:' વાઘોડીઆ પરિષદમાંના મે. ક્યુરેટર સાહેબના એ ઉદ્ગારની યથાર્થતાના પુરાવા રૂપ ગણાશે. આશા રાખીએ છીએ કે બીજી વિનંતિઓ પણ એવી જ સહાનુભૂતિથી વિચારાશે ને સ્વીકારાશે.

**વિસનગર વહિવટદારનું અમલી કાર્ય**:—ગત નવેમ્બર માસમાં વિસનગર મહાલ વહિવટદાર સાહેબના પ્રમુખપદે વાલમ મુકામે ભરાયલી ત્રીજી મહાલ પુ. પરિષદમાં ગ્રામ પંચાયતની મદદની રકમો જે તે પુસ્તકાલયને ડીસેમ્બર આખર સુધીમાં મળી જવાની અગત્ય ઠરાવ નં. ૪માં દર્શાવવામાં આવી હતી. એના અમલી કાર્ય તરીકે રા. રા. મહાલ વહિવટદાર સાહેબે દફતરી હુકમ કાઢી મહાલના તમામ પટેલ તલાટીઓને એવી તજવીજ રાખવાનું ફરમાવ્યું છે. સ્તુત્ય તેમજ અનુકરણીય!

બીજા મહાલ વહિવટદાર સાહેબો પણ એવી સાનુકૂળતા કરી આપે એ અત્યંત ઇચ્છવાયોગ્ય!

**ખાત મુહૂર્ત**:—વસો હરિબા મહિલા અને બાલ પુસ્તકાલયો માટે બંધાવવા ઠરેલા નવીન મકાનના ખાત મુહૂર્તની માંગલિક ક્રિયા સૌ. યશોદાબેન ભાટેના શુભ હસ્તે તા. ૧૩–૧–૩૭ ને બુધવારે બપોરના ૩ વાગે થઇ ગઇ છે.

**પુસ્તકાલયોને મળેલી ભેટ**:—વેડા તા. કલોલ: વડુ તા. કડીના મુખ્ય શિક્ષક રા. કાન્તિપ્રસાદ લા. ત્રિવેદી તરફથી રૂ. ૧૨–૬–૦ ની કિંમતનાં પુસ્તકો નંગ ૧૧ સ્વર્ગસ્થ પત્ની સુલોચનાદેવીના પુણ્યાર્થે, તથા રૂ. ૬–૩–૦ નાં પુસ્તક નંગ ૨ સ્વ. મામા ડાહ્યાલાલ મહાસુખરામ મહેતાના સ્મરણાર્થે.

—વાલમ તા. વિસનગર:—રા. ભક્તલાલ રાયચંદ તરફથી સ્વર્ગસ્થ પિતા રેવચંદ સુરચંદના સ્મરણાર્થે ઘડિયાળ રૂ. ૯) નું, તથા રા. દુર્ગાશંકર ભાઇશંકર તરફથી રૂ. ૬૯–૮–૦ નાં પુસ્તકો.

વર્ગીકરણ થઈ ગયું છે:— [ ડીસેમ્બર '૩૬ ના અંક ના પૃ : ૮૪૩ થી ચાલુ ]
(૩૨૧) કલ્યાણપુર તા. પાદરા (૩૨૨) બ્રાહ્મણવાડા તા. સિદ્ધપુર (૩૨૩) સમોડા તા. સિદ્ધપુર (૩૨૪) ઉમરાખ તા. પલસાણા (૩૨૫) બારસલી તા. પલસાણા (૩૨૬) ધામડોદ એના તા. પલસાણા (૩૨૭) કરણ તા. પલસાણા (૩૨૮) સોયાણી તા. પલસાણા.

સરળ પદ્ધતિનું ' વર્ગીકરણ થઇ ગયું ' ક્યારે કહેવાય એ સંબંધમાં જુઓ ચાલુ અંકમાં ' પુસ્તકાલયોની તપાસણી ' અંગેની પૃ: ૯૩ પરની ટીપ.

## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**૧૧મી પરીક્ષાનું પરિણામ :**—શિષ્ટ વાચનની ૧૧ મી પરીક્ષા—બુકર ટી. વૉશિંગ્ટન-નું પરિણામ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયું છે. તે લક્ષમાં લઇ ઇનામને પાત્ર ઠરેલાં ભાઇબેનોને પોતાને જોઇતાં ઇનામ શીઘ્ર મંગાવી લેવાની ભલામણ!

**શિક્ષણ વર્ગ :**—મહેસાણા પ્રાંતનો શિક્ષણ વર્ગ આવતા ફેબ્રુઆરી માસની તા. ૨૫-૨૬-૨૭ ના રોજ પાટણ મુકામે ભરાવાનો છે. તેને માટે ઉમેદવારી નોંધાવવાની છેલ્લી મુદત તા. ૨૦-૨-૩૭ છે; તે વીતી જાય તે પહેલાં વર્ગનો લાભ સપૂરો નહિ લીધેલા ઇચ્છુક ઉમેદવારો પોતાની ઉમેદવારી જરૂર નોંધાવી દે એમ ખાસ ઇચ્છીએ છીએ.

**શિષ્ટ વાચનની ૧૨ મી પરીક્ષા :**—આગામી પરીક્ષાનો લાભ બહોળા પ્રમાણમાં લેવા લેવડાવવા બાબત વડોદરા તેમજ મહેસાણા પ્રાંતોની પરિષદોમાં ખાસ ઠરાવો થયા છે. તે તરફ, તથા પુસ્તકો મેળવવાની બાબતમાં ખાતાએ કરી આપેલી સવલત સંબંધી સૂચના નં. ૩૮૦ તેમજ ચાલુ અંકમાંના એ સંબંધમાં રાજ્ય મંડળના મંત્રીઓની સહીથી પ્રગટ થયેલા લેખ તરફ લક્ષ ખેંચી પરીક્ષા માટેની પોતાની ઉમેદવારી હવે તો ઝટપટ નોંધાવી દેવાને સંસ્કારી ભાઇબેનોને પડકારીએ છીએ.

**પ્રાન્તિક પરિષદો :**—વડોદરા તથા મહેસાણા પ્રાંતોની પરિષદ ઠરેલી તારીખોએ ભરાઈ ગઇ છે. તેનાં ભાષણ, ઠરાવ, હેવાલ વગેરે આ અંકમાં અન્યત્ર છપાયા છે, તે ઘેર બેઠાં સદર પરિષદોના કામકાજની વિગતો જાણવા ઇચ્છનારાંઓએ અવશ્ય વાંચવાયોગ્ય.

—નવસારી પ્રાંતની પરિષદ ચાલુ માસની તા. ૨૩-૨૪ ના દિવસોએ ઓરણા મુકામે નિવૃત્ત વિદ્યાધિકારી મે. નંદનાથ કે. દીક્ષિત સાહેબના પ્રમુખપદે મળવાની છે. તેમાં પ્રાંતના બધા મહાલોના પ્રતિનિધિઓ ઉમંગે ભાગ લઈ પરિષદને ફત્તેહમંદ ઉતારે એમ ઇચ્છીએ છીએ. પરિષદ અંગે રાત્રે કન્યાવ્યાયામ, રેડીઓ, સંગીત વગેરેનો આકર્ષક કાર્યક્રમ રખાયો છે. ઠંડી સખત હોવાથી, બીસ્તરા અવશ્ય સાથે લેતા જવાની જેને તેને ભલામણ!

—અમરેલી પ્રાન્તની પરિષદ મહા સુદ પાંચમે ( વસન્ત પંચમી-પર્વણી દિને ) ભરવાનું ઠર્યું છે. જુવો પત્રિકા ચાલુ અંકમાં.

**પર્વણી દિન !**:—તા. ૧૫-૨-૩૭ ને દિવસે વસન્ત પંચમીનું પુણ્ય-પ્રભાત ઉગે છે. વસન્ત પંચમી એટલે પુસ્તકાલયભક્તોનો પર્વણી દિન ! એ સુભગ દિન સાલાનુબાદ ઠેર ઠેર ઉજવાય, ને તે અંગે પ્રભાત ફેરી, સરઘસ, પ્રદર્શન, રમત ગમત, ઇનામ સમારંભ, વ્યાખ્યાન, ગરબા સંવાદાદિના મેળાવડા, કથા કીર્તન, ભજન મંડળી વગેરે અનુકૂળ પડતા વિવિધ કાર્યક્રમો રખાય અને એ રીતે ગામે

ગામ તે ધન્ય દિને પુસ્તકાલય પ્રવૃત્તિનું વાતાવરણ વ્યાપી રહે એવી તજવીજ પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલકો. સેવકો અને પ્રશંસકો આજથી જ કરવા માંડે. શિષ્ટ વાચનની ૧૨ મી પરીક્ષાની તૈયારી માટેનો શિક્ષણ વર્ગ ચલાવવાનો કાર્યક્રમ પણ સુખે રાખી શકાય. આશા રાખીએ છીએ કે આ વખતનો પર્વણી ઉત્સવ રાજ્યમાં તેમજ રાજ્ય બહાર ઘણે સ્થળે ઉજવાશે ને તેના અહેવાલ પ્રસિદ્ધિ અર્થે આ તરફ અવશ્ય મોકલી અપાશે.

## રાજ્ય બહાર

**ગુજરાત પુ. પરિષદ:**—આનું બીજુ અધિવેશન હોળીના તહેવારોમાં આણંદ મુકામે મળે તેની તૈયારીઓ ચાલી રહી છે. સ્વાગત પ્રમુખ તરીકે વડોદરા રાજ્યનાં નિવૃત્ત નાયબ દિવાન રાં. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ ચુંટાયા છે. પ્રમુખની વરણી પણ થોડા દિવસમાં નક્કી થઇ જશે. ઇચ્છીશું કે ગુજરાતના જે તે જીલ્લાના આગેવાનો પ્રજોપકારી આ પ્રવૃત્તિમાં દીલોજાનભર્યો સાથ આપવાની તત્પરતા દાખવે કે જેથી દેશના બીજા પ્રાન્તોની માફક ગુજરાતમાં પણ આ પ્રવૃત્તિના પદ્ધતસર મંડાણ થઇ શકે. જીલ્લા લોકલ બોર્ડોએ આ પ્રશ્નને મહત્ત્વનો સમજી વહેલામાં વહેલી તકે હાથ પર લેવાની જરૂર છે, એમ માનીએ છીએ.

**શ્રી પાર્વતીબાઇ હિન્દુ લાઇબ્રેરી ( મુંબઇ ) ની પ્રગતિ:**—સદર સંસ્થા જાન્યુઆરી ૧૯૩૬ થી ડીસેમ્બર ૧૯૩૬ સુધીના એક વર્ષમાં ૧૪૬૩૧ ગુજરાતી, ૬૮૫ અંગ્રેજી અને ૧૬૬ હિંદી મળી કુલ ૧૫૪૮૨ પુસ્તકો વંચાવવા તથા વર્ષની અંદર કુલ ૮૧૨ મેંબરો મેળવવા ભાગ્યશાળી થઇ છે. એ બીના સંસ્થાનો દિન પ્રતિદિન થતી જતી પ્રગતિની સાબિતી રૂપ હોઇ એના સંચાલકો માટે ગૌરવાસ્પદ ગણાય. અમારાં તેમને સહર્ષ અભિનંદન!

**કલકત્તા વિદ્યાપીઠને મળેલી ભેટ :**—કલકત્તાની લૉ કૉલેજના પ્રિન્સિપાલ ડૉ. એસ. સી. બાગ્ચીએ પોતાનું વિશાળ પુસ્તકાલય કલકત્તાની યુનિવર્સિટિને ભેટ આપી દીધું છે. એનો પુસ્તકભંડોળ અનેક દુષ્પ્રાપ્ય પુસ્તકો ઉપરાંત ૫૦ હજારથી ઘણા વધારે શિષ્ટ કોટિનાં પુસ્તકોનો છે. યુનિવર્સિટિએ આ ભેટનો સાભાર સ્વીકાર કર્યો છે.

**અખિલ ગુજરાત પુસ્તકાલય મંડળનું બંધારણ :**—પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદે આ કાર્ય માટે નામેલી સમિતિએ બંધારણનો ખરડો ઘડી કાઢી તેની નકલો અભિપ્રાય માટે સભ્યોને પૂરી પાડી છે. એ ખરડો પ્રસ્તુત અંકમાં પણ અન્યત્ર છપાયો છે. તે તરફ લાગતાવળગતાઓનું તેમજ ગુજરાતની પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનારાં સર્વ કોઇનું ધ્યાન ખેંચી કરવાજોગ સૂચનાઓ સદર મંડળના મંત્રીઓ તરફ આણંદ ,વા અમદાવાદ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

## પરદેશ

**નિરક્ષરતા કયાંથી રહે ?:**—ઇરાનના કેળવણી ખાતાએ એવું ફરમાન બહાર પાડયું છે કે બધા ઇરાનીઓએ હવેથી લખતાં વાંચતાં શીખી જવું જોઇશે. આ ફરમાનના અમલ માટે આખા દેશમાં શિક્ષણ વર્ગો ખોલવામાં આવ્યા છે, જેમાં હરકોઈ ઇસમ શિક્ષણ મેળવી શકે છે. સ્થળે સ્થળે રાત્રીશાળાઓ પણ કાઢવામાં આવી છે. શૉફરો, માળીઓ અને બીજા નોકરોને અઠવાડીયામાં ઓછામાં ઓછા બે વાર વર્ગમાં મોકલવાની માલીકો પાસે માગણી કરતી નોટીસો સ્થળે સ્થળે ચોટાડવામાં આવી છે. સીનેમાના પડદા પર પણ આ નોટીસો બતાવવામાં આવે છે. આ નવી યોજનાના અમલ માટે સત્તાવાળાઓ એટલા બધા આતુર છે કે નોકર જેવા જણાતા માણસોને અટકાવીને નજીકમાં આવેલા વર્ગોમાં બળજબરીથી હાજર કરવાના પોલીસને હુકમો આપવામા આવ્યા છે. યોજના મુજબ ઇરાનની પ્રજાને બે વર્ષમાં લખતી વાંચતી બનાવી દેવાની ધારણા રાખવામાં આવી છે. રૂતુસ! આપણે ત્યાં આવો પ્રબંધ ક્યારે થશે?

❖

૨. કમરબંધઃ–તરેહવાર કપડામાંથી જૂદા જૂદા નમુનાના રંગબેરંગી બનાવી કમ્મરની આસપાસ લપેટવામાં આવે છે. જો રૂના બનાવેલા હોય તો, પાતળી મલમલથી માંડીને, ઘટ્ટ વણેલી પાટી સુધીના, જૂદી જૂદી જાતના હોય છે, અને ઉનના બનાવેલા હોય તો શાલ જેવા પાતળા અગર સર્જ જેવા મજબૂત હોય છે. કેટલીકવાર એકજ પડના બનાવેલા હોઈ કમ્મર આસપાસ એકજ વાર વીંટેલા હોય છે, અને કેટલીકવાર ચારથી છ ઇંચની પહોળાઈના પડ ઉપર પડ વાળી કમ્મરની આસપાસ ચાર પાંચ વાર લપેટેલા હોય છે. પલટણના, મુલ્કી તેમજ પોલીસના સીપાઇઓના ખાસ પોષાકના એક ભાગ તરીકે તેનો હમેશાં ઉપયોગ કરવામાં આવે છે, અને ઘરમાં રાખેલા ખાનગી નોકરો તેમજ સાર્વજનિક નોકરો પણ જ્યારે નોકરી ઉપર હોય ત્યારે તેનો ખાસ ઉપયોગ કરે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ—ફેંટાના જેવો જ ઉપયોગ કરી શકાય છે. માત્ર બહુ કરી એની બનાવટ મજબૂત હોવાથી છાતી અથવા વસ્તિદેશની આસપાસ બાંધવાના કામચલાઉ પાટા તરીકે અથવા ગાદી તરીકે વધારે ઉપયોગી થઇ પડે છે.

પાટી જેવી બનાવટના હોય તો, કોઈ જખમાયલા માણસને થોડેક દૂર, હાથની બેઠકવાળી રીતથી ઉંચકી જવા માટે તેની બેઠક અગર ઝોળી બનાવી શકાય છે.

૩. લાઠીઃ–એ એક બહુ કરી નક્કર વાંસમાંથી બનાવેલી મજબૂત લાકડી હોઈ તેને ઉપલે તથા નીચલે છેડે ધાતુની ખોલી અને કડી જડેલી હોય છે. બધી જાતના ખેડુત લોકો તેમજ પોલીસના આદમીઓ લડવાના એક હથીઆર તરીકે અથવા ચાલવામાં એક ટેકા ( લાકડી ) તરીકે પણ વાપરે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ—જાંગનું હાડકું તૂટ્યું હોય ત્યારે એક ખપાંટિયા તરીકે અથવા કામચલાઉ બગલઘોડી તરીકે. બે લાઠી હોય તો, દર્દીને ઉંચકી જવા માટે કામચલાઉ ડોળી ( સ્ટ્રેચર ) બનાવવા માટે, વાપરી શકાય છે.

૪. પટીઃ–એ ત્રણથી ચાર વાર લાંબી અને આશરે ચાર ઇંચ પહોળી, સુતર અથવા ઉનની વણેલી પાટીમાંથી બનાવેલી હોય છે. તે પગના નળા ઉપર વીંટાળી, છેવટે, ચાર ઇંચ લાંબાં નાડાં વડે મજબૂત બાંધી લેવામાં આવે છે. પલટણના અથવા પોલીસના સીપાઇઓ ઘોડા ઉપર સ્વાર હોય કે પાયદળ ચાલતા હોય, અને ઘરના નાના નોકરો, નોકરી ઉપર મુસાફરી કરતા હોય ત્યારે અડધા કે, આખા પગના બુટ સાથે અગર બુટ વગર, તેનો ગાર્ટર તરીકે બહુ ઉપયોગ કરે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ —હાથ પગ ઉપર બાંધવાના મજબૂત પીંડારીકા પાટા તરીકે અગર ખપાટિયાં લગાવેલાં હોય તેને પોતાને ઠેકાણે મજબૂત પકડી રાખવા માટે. વળી કામચલાઉ ટુર્નીકેટ * તરીકે પણ તે વાપરી શકાય.

---

* જુઓ " અકસ્માતમાં પ્રાથમિક મદદ " પાન ૯૬.

૫. ચારપાઇઃ–એ એક સાધારણ રીતે આ દેશમાં વપરાતી, ચાર પડાના આકારના આશરે એકથી દોઢ ફુટ ઉંચા પાયાવાળી અને મથાળે ઘન માથા સાથની ખાટલી હોય છે, અને તે માથાવાળા ભાગની અંદર બે બાજુએ કાણાં પાડેલાં હોઈ તેમાં ચારે બાજુની ઇસો પરોવેલી હોય છે. ઇસ તથા પાયા એકમેકની સાથે મજબૂત બેસાડ્યા પછી ચારપાઈનું માપ આશરે પાંચથી છ ફુટ લાંબું અને ચારથી પાંચ ફુટ પહોળું હોય છે. તેની બનાવટમાં સાદાં વગર છોલેલાં લાકડાં અગર સારી રીતે છોલીછાલી, ઘડી, સરખાં કરેલાં લાખ લગાવેલાં લાકડાંનો ઉપયોગ કરવામાં આવેલો હોય છે. ચારપાઇનાં ચોકઠાંની આસપાસ દેશી ઘાસની ગુંથેલી (કાથીની) દોરી અગર રૂમાંથી વણી બનાવેલી સફેદ પાટી, જાળીના આકારમાં લપેટેલી હોય છે, તેથી ચારપાઇ સૂવા લાયક થાય છે. આવી ચારપાઇ એક માણસ સહેલાઇથી પોતાના માથા ઉપર ઉઠાવી લઈ જઈ શકે છે. એનો ઉપયોગ બધી જ્ઞાતીના ગરીબ તેમજ તવંગર લોકો કરે છે, અને તે ઘરના રહેવાના ઓરડાઓમાં, રેલ્વે સ્ટેશનો ઉપર, પ્રોલીસ ઑફીસોમાં, ઑફીસોના ઓટલા ઉપર, પલટણની બરાખ વિગેરે ઠેકાણે જોવામાં આવે છે. ટુંકામાં, જૂનાં દહેરાં અને જંગલ જેવી વેરાન જગ્યાઓમાં આવેલાં ઝૂંપડાંમાં જ્યાં જ્યાં માણસો વસ્તાં હોય ત્યાં પણ તે આપણી નજરે પડે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ—

(૧) જૂદી જૂદી જાતની ઈજાઓમાં દર્દીને બેસાડવા અગર સૂવાડવા માટે એક કામચલાઉ સાધન તરીકે.

(૨) દર્દીઓને લાંબે પલ્લે સુધી સાધારણ આરામથી ઉંચકી લઇ જવા માટે એક કામચલાઉ ડોળી તરીકે.

(૩) ધર્તીકંપ જેવા ભયાનક આફતોના પ્રસંગે બહુ માણસો એકદમ ઈજા પામ્યા હોય તેમને સૂવાડવા હૉસ્પીટલના બિછાના તરીકે.

(૪) લૂ લાગે ત્યારે તેના તાત્કાલિક ઉપાય લેવા માટે મુકરર કરેલાં સ્થાનોમાં, તે ઉપર એક જળાભેદ્ય (વૉટરપ્રુફ) ચાદર પાથરી બિછાના તરીકે.

૬. દરી—ગરીબ માણસો સૂવાને માટે વાપરે છે તે શેત્રંજી, સાદડી અથવા ચાંરસાને આ નામથી ઓળખવામાં આવે છે. તે સાધારણ રીતે જૂદા જૂદા રંગના પટાની હોઈ જાડી રૂની સુતળી વણી બનાવેલી હોય છે. ચારપાઇ ઉપર વાપરવા માટે નાની અને આખા ઓરડામાં પાથરવા માટે મોટી એ પ્રમાણે જૂદાં જૂદાં કદની હોય છે. તેની લંબાઈવાળી કોરો વણેલી અને ટુંકી કોરો ઝાલરવાળી હોઈ તેના પડછીયા વાળેલા હોય છે. તે લાંબો વખત વપરાયાથી લંબાઈમાં ખેંચાઈ વધે છે છતાં ફાટી અગર ઘસાઈ જતી નથી એવી મજબૂત હોય છે અને આ દેશનાં લગભગ બધાં ઘરોમાં જોવામાં આવે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ-કોઈનાં કપડાં સળગી ઉઠે તો ભડકો હોલવવામાં તે વાપરી શકાય છે. કોઈ ઈજા પામેલા અથવા બેશુદ્ધ થયલા આદમીને જોખમવાળા સ્થાનથી થોડેક દૂર ઉંચકી લઇ જવા એક કામચલાઉ ડોળી તરીકે અથવા હિંચકા જેવી ઝોળી તરીકે.

## હવા

૭. હાથના પંખાઃ-(ક) સાદામાં સાદો પંખો તાડનાં પાતરાંમાંથી બનાવેલો હોઈ તેનો હાથો પણ તે પાતરાના દાંડામાંથીજ બનાવેલો હોય છે. (ખ) તાડપત્રીની ચીપો સાદડીની માફક ગુંથી લઇ ફરશી ( લડવા માટે વપરાતા કુહાડા ) ના આકારની બનાવી તેને એક ચકચકીત રંગવાળી લાખ ચઢાવેલી લાકડાની દાંડી હાથા તરીકે લગાવી દેવામાં આવેલી હોય છે. ગરમીની મોસમમાં બધા વર્ગના લોકોના હાથમાં હવા ખાવા માટે પકડેલી જોવામાં આવે છે. વળી ચુલામાં જલદી ભડકો કરવા ( બળતું સળગાવવા ) માટે પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ-મૂર્છા, અતિશય ગરમીને લીધે લાગતી થાક વિગેરે હાલતમાં હવા ઘેરાયલી હોઈ માણસનો જીવ બેતાબ મારી આવે છે, ત્યારે, તેમજ પરસેવો પુષ્કળ પડયો હોય તે સૂકવી શરીરને ઠંડુ કરવા સારૂ હવાનો લેહકી ઉત્પન્ન કરવા, તથા લૂ લાગેલી હોય તેનો ઈલાજ કરવા માટે સ્થાપેલાં સ્થાનોમાં, વિજળીના પંખાની ગેરહાજરીમાં વાપરવા સારૂ.

## પાણી

૮. લોટોઃ-પીવા અથવા મ્હોં ધોવા માટે થોડુંક પાણી સાથે રાખવા સારૂ સામાન્ય રીતે વપરાતાં નાના ગોળાકારનાં વાસણને આ નામ આપેલું છે. વળી પાણી ગરમ કરવા અથવા ઉકાળવા માટે પણ તે વપરાય છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગઃ-જખમ ધોવા માટે થોડુંક પાણી ગરમ કરવા, કોઈ જંતુનાશક દવાના લોશન ( પાણી સાથે મિશ્રણ ) રાખવાના કામચલાઉ વાસણ તરીકે, અથવા નાનાં નાનાં હથિયારો પાણીમાં ઉકાળી તેમને જંતુરહિત કરવા માટે.

૯. ઘડોઃ-પીવાનું પાણી ઠંડું કરવા માટે વાપરવાના સહેલાઈથી ભાગી જાય એવાં જૂદા જૂદા આકાર અને ઘાટનાં મોટાં માટીનાં વાસણને આ નામ આપેલું છે, તે છીદ્રોવાળું હોવાથી તેમાંથી પાણી બહાર ઝરપે છે. તે, હવા ઘણી સૂકી અને ગરમ હોય ત્યારે વરાળરૂપે ઉડી જવાથી અંદરનું પાણી ઠંડું થઈ પીતાં તાજગી આવે છે. આ વાસણને જો હવાના કુદરતી ઝપાટામાં મૂકવામાં આવે અગર તે ઉપર પંખા વડે હવાની લેહકી ઉત્પન્ન કરવામાં આવે તો પાણી વધારે જલદીથી લેહજત આવે એટલું ઠંડુ કરી શકાય છે. ગરીબ મજુર લોકોની સ્ત્રીઓ તે પોતાના માથા ઉપર ઉપાડી લઈ જાય છે. આવા વાસણનો બેઠકનો ભાગ પહોળો હોઈ તેની ગરદન સાંકડી બનાવી હોય છે ત્યારે તે સુરાહી ( કુંજો ) કહેવાય છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-અતિશય તરશ લાગે એવા બધા સંજોગોમાં ઠંડા પાણીની મોટાં પ્રમાણમાં જરૂર હોય ત્યારે, તથા લૂના ઉપાય માટે મૂકરર કરેલાં સ્થાનમાં એક સામગ્રી તરીકે.

૧૦. છાગુલ:-આ એક કંતાનની બનાવેલી ગડી વાળી શકાય એવી પાણી ભરવાની બાટલી હોઈ તેને એક કડાં રોકો હાથો પાણી રેડવા માટે, ને બે કંતાનની પટીઓ ( સીકાંની માફક ) ઓળવવા માટે હોય છે તથા તેની ગરદન વાંકદાર અને સાંકડી હોઈ તે ઉપર દોરી વિંટેલી હોય છે. જ્યારે લશ્કરી ઘોડેસ્વારની ટુકડીઓ કુચ કરે ત્યારે ઘોડાની ગરદન અગર પેટની આસપાસ ઉપર જણાવેલી પટીઓ વડે તેને લટકાવવામાં આવે છે. વળી તે મોટરગાડી, આગગાડી વિગેરેમાં પણ લટકાવી શકાય છે અને પવનની લેહકી ચાલતી હોય એવે ઠેકાણે ઝાડની ડાંખળી ઉપર લટકાવવાથી અગર ઘરમાં એક ભારવટ ઉપર લટકાવી આમ તેમ હલાવ્યા કરવાથી. કંતાનમાંથી પાણી ઝરપી ઉડી જયા કરવાથી, અંદરનું પાણી ઝડપથી ઠંડું કરી શકાય છે. માત્ર તે વપરાશમાં લેતા પહેલાં ૪૮ કલાક સુધી પાણીમાં આખી બોળી રાખવી જોઇએ અને ચાલુ ભરેલી રાખવી જોઇએ. પાણી ઝડપથી ઠંડું કરવા માટે વિજળીનો પંખો ચાલવાથી પેદા થતી લેહકીમાં ટાંગવી ઠીક થશે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-ઘડાની માફક વાપરી શકાય એમ છે. માત્ર તે એક ઠેકાણેથી બીજે ઠેકાણે સહેલાઈથી લઈ જઈ શકાય એમ હોવાથી તે વાપરવાની મજબૂત ભલામણ કરવામાં આવે છે.

૧૧. મશક (મસક):-એ બરાબર કેળવી સાફ કરેલાં આખાં બકરાનાં કે ગાયનાં ચામડાંમાંથી બનાવેલી એક કોથળી હોય છે અને તે ભિસ્તીઓ પોતાની પીઠ ઉપર લટકાવી ઉંચકી જાય છે. તેમાં ત્રણથી ચાર મણ પાણી રહી શકે છે. એ કરતાં વધારે મોટી મશક હોય તો તે ગાય અગર ઉંટ ઉપર લાધી લઇ જવામાં આવે છે. તે કોથળીના સાંકડા ( ગરદન જેવા ) ભાગ ઉપર ભિસ્તી પોતાના હાથ વડે કાબુ રાખી વધતાં ઓછાં પ્રમાણમાં તથા વધતા ઓછા જોશથી પાણી, જરૂર પ્રમાણે પૂરૂં પાડે છે. પલટણ, મુલકી અને રેલ્વે ખાતામાં ખાંધ ઉપર મશક ઉંચકી લઇ જનારા ભિસ્તીઓને રોકવામાં આવે છે. એટલુંજ નહીં પણ ખાનગી ઘરોમાં પણ તેઓ જ પાણી પૂરૂં પાડે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-ધર્તિકંપ, રેલ્વેના ભારે અકસ્માત, દારૂગોળાનું ફાટવું, વિગેરે ભયંકર પ્રસંગોએ મોટા પ્રમાણમાં દૂરથી પાણી તાકીદે લાવવાની જરૂર પડે ત્યારે, તેમજ લૂના ઉપચાર કરવાનાં ખાસ સ્થાનમાં, લશ્કરી છાવણીઓમાં તેમજ લડાઇ ચાલતી હોય તે દરમ્યાન.

નિદ્રાજનક ઝેરથી દર્દીને બેશુદ્ધિ આવી હોય ત્યારે તેના ચેહેરા તેમજ શરીર ઉપર મશક વડે જોરથી પાણીની છાલક મારવાથી દર્દીને હુશિયારી આવે છે.

## આગ

૧૨. ચૂલો:-એ ખાણું પકાવવા માટે કામચલાઉ યુક્તિ તરીકે ઘોડાની નાળના આકારનો, માટીનો બનાવવામાં આવે છે, અને તે ગમે ત્યાં ગોઠવી શકાય છે. આ દેશનાં ઘણાખરાં ઘરોમાં, તે, માટીના ઓટલાની અંદર કાયમનો ચણી લીધેલો જોવામાં આવે છે, અને તેમાં લાકડાંના નાના ટુકડાઓ અગર છાણાં સળગાવી હાથના પંખા વડે પવન નાખવાથી બળતું (ભડકો) ઝટ કરી શકાય છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-હથિયારો, ટુવાલ, પાટાપૂટી વિગેરેનો સામાન જંતુરહિત કરવા માટે પાણી ઉકાળવાના સાધન તરીકે.

૧૩. શગડી:-એક ઠેકાણેથી બીજે ઠેકાણે સહેલાઇથી ઉપાડી લઇ જવાય એવા કોલસો બાળવાના લોઢાના વાસણને આ નામ આપેલું છે. એને હિંદુસ્તાની ભાષામાં "શીઘરી" કહે છે, અને તે મોટા કસ્બાઓમાં તથા સુધારામાં આગળ વધેલી જ્ઞાતોમાં વપરાય છે. રાંધવા માટે તેમજ કપડાં સૂકવવા માટે પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-ગરમ કરેલું અગર ઉકાળેલું પાણી મોટા પ્રમાણમાં પૂરૂં પાડવા માટે. અંધિયાર જગ્યામાં તેનો ઉપયોગ કરવામાં એક જોખમ એ ઉભું થાય છે કે બળતા કોલસામાંથી "કાર્બોનીક ગૅસ" નામનો પ્રાણઘાતક વાયુ પેદા થાય છે તેથી માણસ ગુંગળાઇ મરણ પામે છે.

૧૪. તપેલી:-એ એક પિત્તળ કે ઍલ્યુમિનમનું અગર કલાઇ લગાવેલું ત્રાંબાનું વાસણ હોય છે, અને તેના ઉપર રકાબીના આકારનું તેજ ધાતુનું ઢાંકણ હોય છે. એને હિંદુસ્તાનીમાં "દેગચી" કહે છે.

પ્રાથમિક મદદના કામમાં ઉપયોગ:-એકાદા ચૂલા અગર શગડી ઉપર મૂકી તેમાં જૂદા જૂદા પ્રસંગો માટે ગરમ પાણી મોટા પ્રમાણમાં તૈયાર કરી શકાય છે. વળી તેમાં હથિયારો અગર બીજી વસ્તુઓ મૂકી પાણી નાખી ઉકાળી જંતુરહિત કરી શકાય છે.

## તેલ

૧૫. ઘી:-માખણને તાવી ઉપરનો મેલ કાઢી નાખી બનાવી શકાય છે. એ ઠંડુ હોય ત્યારે ડુક્કરની ચરબી જેવું ઘટ્ટ અને ધાડું દેખાય છે પરંતુ ગરમ કરતાં જ તવાઇ જઇ પરાળના જેવા ખુલતા પીળા રંગની પારદર્શક પ્રવાહી બની જાય છે. આખા દેશમાં ખાણું પકાવવાના એક સાધન તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે અને દરેક ઠેકાણે માંગો ત્યારે મળી શકે છે. કૅરોસીન તેલ (ધાસલેટ)ના ડબ્બામાં ભરી તે બહારગામ મોટા જથ્થામાં મોકલી શકાય છે તેમજ વખારોમાં ભરી શકાય છે. ઘરગતુ ઉપયોગ માટે તે બહુ કરી માટીના વાસણ (ધાડવા)માં રાખવામાં આવે છે અને તે વાસણને હિંદુસ્તાનીમાં "ઘટી" કહે છે.

પ્રાથમિક મદદમાં ઉપયોગ:-ક્ષોભક (કોરોઝીવ) ઝેરોની સારવારમાં સાલીટના તેલને બદલે આ દેશમાં સહેજ ગરમ કરેલું તાવેલું ઘી ઉપયોગી થઇ પડે છે.

# બીજો વિભાગ

## પ્રકરણ પહેલું
## અતિશય ગરમીની અસર

લૂ લાગવી (સનસ્ટ્રોક), ગરમીથી પેદા થતી અતિશય થાક (હીટ ઍકઝૉશન) અને ગરમીની ઝાળની ઝપટ (હીટ સ્ટ્રોક) એ ત્રણ બાબતો બદલ હજી લોકોમાં પૂરતી સમજ આવી નથી તેથી તેમના મનમાં ગુંચવાડો ઉત્પન્ન થયા કરે છે.

સુર્યના તડકામાં ખુલ્લા રહેવાથી તેનાં અજવાળાનાં તેમજ ગરમીનાં કિરણો શરીરને સીધાં અડવાથી લૂ લાગે છે, તેને સનસ્ટ્રોક થયો એમ કહે છે. તેનો, આસપાસના વાતાવરણની ભારે ગરમી હોય તોપણ તે સાથે કાંઇ સંબંધ હોતો નથી; ગરમીથી પેદા થતી અતિશય થાક અને ગરમીની ઝાળની ઝપટ એ બન્ને, આસપાસના વાતાવરણની ભારે ગરમી લાગવાથી થાય છે, અને તેમનો, સૂર્યનાં કિરણો શરીરને અડવા સાથે કાંઇ પણ સીધો સંબંધ હોવાની જરૂર નથી.

### (ક) લૂ (સનસ્ટ્રોક)

શરીરના ભાગો ઉપર સૂર્યના અજવાળાનાં તેમજ ગરમીનાં કિરણો સીધાં પડવાથી અગર તે ભાગો ઉપર કપડાંનું પૂરતું રક્ષણ ન હોય તેવે પ્રસંગે કિરણો પડવાથી, જે સ્થિતિ ઉત્પન્ન થાય તેને લૂ અથવા લૂખ લાગી એવું નામ આપવામાં આવ્યું છે પરંતુ તે નામ સંતોષકારક નથી. કેટલાક વિદ્વાનો વળી ફક્ત અજવાળાનાં કિરણોથી થતી અસરને જ એ નામ આપે છે પણ ખરેખર તેવી અસરને એ નામ આપી શકાય એમ નથી.

જો કે આસપાસના વાતાવરણમાં ભારે ગરમી હોય છતાં તેના કાંઈ પણ સંબંધ વિના લૂ લાગી શકે છે તો પણ આટલું તો ચોક્કસ છે કે ઉષ્ણકટિબંધવાળા પ્રદેશોમાં સૂર્યના અજવાળાનાં તેમજ ગરમીનાં કિરણો વધારે જોરમંદ હોવાથી, ત્યાં લૂ લાગવાના બનાવો વધારે સાધારણ હોય છે. વળી એ પ્રદેશોમાં લૂ લાગવાની સાથે સાથે આસપાસ વાતાવરણની ભારે ગરમીની અસર પણ ભેગી થયલી હોય છે; તેથી એવી ભેગી અસરવાળા બનાવોને હીટ ઍકઝૉશન અગર હીટ સ્ટ્રોક તરીકે ગણી તેજ ધોરણે તેમની સારવાર કરવી એ વધારે યોગ્ય થશે.

વાતાવરણમાં ભારે ગરમી ન હોય ત્યારે સૂર્યનાં કિરણો લાગવાથી ચામડી ઉપર ઉપરથી દાઝી જઇ ફોલ્લાઓ ઉઠે છે, માથું વધતું ઓછું દુઃખી આવે છે અને અતિશય તેજને લીધે કેટલીકવાર થોડા વખતનો અંધાપો પણ આવી જાય છે.

ઉષ્ણકટિબંધવાળા પ્રદેશોમાં ભારે લૂ લાગવાથી, ભેજામાં પુષ્કળ લોહીનો ભરાવો થવાનાં ચિન્હો—જેવાં કે માથાનો અસહ્ય દુખાવો અને ઉલટી થાય છે. આ ચિન્હો કેટલીક વેળા, તડકામાં ખુલ્લા રહ્યા પછી કલાકો રહીને પણ ઉત્પન્ન થાય છે. માથાનો દુઃખાવો કેટલીકવાર મહિનાઓ સુધી ચાલુ રહે છે.

**લૂની સારવાર:**–લૂ લાગતી અટકાવવી એજ સોથી ઉત્તમ છે, માટે શરીરના ભાગ ભાગો કપડાથી ઢાંકવા જોઇએ. તડકામાં ખુલ્લા રહેવાની જરૂર પડે ત્યારે માથે મોટી ઇંગ્રેજી ટોપી પહેરવી તથા બરડાની કરોડ ઉપર ખાસ ગાદીઓ બાંધી રાખવી. અતિશય તેજથી આંખના તંતુઓનો બચાવ કરવા રંગીન કાચના ચશ્મા પહેરવા.

તડકાની અસરથી ચામડી ઉપર ઉપરથી દાઝી હોય તો ઠંડક આપનારાં લોશન અગર કોલ્ડક્રીમ લગાવવાથી ફાયદો થશે. જો લૂ વધારે સખ્ત રીતે લાગી માથું દુઃખી ઉલટી થાય તો દર્દીને છાંયાવાળી જગ્યાએ ખસેડી લઇ જઇ માથા ઉપર બરફની થેલી અથવા ઠંડા પાણીથી ભરેલી છાગુલ બાંધવી.

લૂ લાગવાની સાથે સાથે હીટ ઍક્ઝૉશન અગર હીટ સ્ટ્રોકની પણ અસર હોય તો તેના સંબંધમાં સૂચવેલા ઉપાયો લેવા.

## (ખ) ગરમીથી પેદા થતો અતિશય થાક ( હીટ ઍક્ઝૉશન )

અતિશય ગરમીમાં રહ્યા શિવાય બીજી રીતે આ સ્થિતિ ઉત્પન્ન થતી નથી. અતિશય ગરમ દિવસે ફક્ત મૂર્છા આવી આ સ્થિતિ ઉત્પન્ન થાય છે અગર બહુ ગરમ થઈ ગયલી બંધિયાર હવાવાળા ઓરડામાં અગર ખીચોખીચ ભરાયલા આગગાડીના ડબ્બામાં અણુઘટતો પોષાક પહેરી બેસવાથી પણ આ પ્રકાર બને છે. વળી બંધિયાર હવાવાળી જગ્યામાં કામ કરતા મજુરોમાં અગર કુચ કરતા કે કવાયત કરતા લશ્કરી સિપાઇઓમાં પણ આવી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

**નિશાનીઓ:**–પ્રથમ એકાએક ચક્કર આવી ચહેરો ફિક્કો પડી જઈ મૂર્છા આવી જાય છે. સૌથી નોંધ લેવા લાયક બિના એ છે કે બહુ ગરમ દિવસ હોય છતાં ચામડી ઠંડી અને પરસેવાથી તરબોળ થયેલી હોય છે. તેથી ઉલટી રીતે ગરમીની ઝાળ ( હીટ સ્ટ્રોક )માં ચામડી તદ્દન સૂકી અને ગરમ હોય છે. શરીરની ગરમી પારાની શીશી વડે માપી જોતાં, તે, તનદુરસ્તીમાં હોય તેટલી જ (૯૮·૪ ડીગ્રી ) અગર તેથી ઓછી હોય છે, અને નાડ નબળી હોઇ ઝડપથી ચાલે છે.

**અટકાવનારા ઉપાયો:**–જો સૂર્યના તડકામાંજ અથવા આસપાસની વાતાવરણ ઘણી ગરમ હોય તેવે ઠેકાણે કામ કરવાનું હોય તો લૂ અટકાવવા માટે ફરમાવ્યા પ્રમાણેજ સંભાળ લેવી. ઢીલાં, અનુસરતાંજ કપડાં પહેરવાં અને વારંવાર ઠંડું પાણી પીયા કરવું. તાપ બહુ પડતો હોય તેટલા કલાકોમાં કુચ કરવાનું અથવા બીજું કામ બને તેટલું ઓછું કરવું.

**પ્રાથમિક મદદના ઉપાયો:**–દર્દીને બને તો ખુલ્લી તાજી હવા મળે એવે છાંયાવાળે ઠેકાણે ખસેડવો, અને તેને સૂવાડી, ગરદનની આસપાસનાં કપડાં ઢીલાં કરવાં. પછી માથા અને ગરદન ઉપર ઠંડા પાણીની છાલકો એટલીજ મારવી કે તેના શરીરમાં તેજી ( હુંફ ) આવે અને લખલખું ન ભરાય. તેને જોસથી પંખો નાખ્યા કરવો શીત તથા મૂર્છાની માફક સારવાર કરવી. જો અતિશય થાક લાગ્યો

હોય (નિશાનીઓ જોરમાં હોય) તો શરીરના ધક્કાના જેવા ઉપાય લેવા, એટલે ગરમ પાણીની બાટલીઓ મૂકવી અને હુશિયારી લાવનારાં પીણાં આપવાં.

### (ગ) ગરમીની ઝાળની ઝપટ ( હીટસ્ટ્રોક )

ગરમીથી લાગતી અતિશય થાકથી શરીર ઉપર જે અસરો થાય તેથી તદન જૂદાજ પ્રકારની અસર ગરમીની ઝાળની ઝપટથી નિપજે છે. એ હાલત વધારે ગુંચવણ ભરેલી અને ગંભીર હોઈ ઘણીવાર પ્રાણઘાતક નિવડે છે.

એ હાલત બરાબર સમજી શકાય તે માટે તનદુરસ્તીમાં શરીરની ગરમી ઉપર કાબુ ધરાવનાર તરકીબ ( યુક્તિ ) વિષે થોડોક ખુલાસો કરવાની જરૂર છે.

આપણી આખી જીંદગીમાં શરીરની ગરમી ખોરાકથી અને કસરતથી ઉત્પન્ન થાય છે, અને આપણા ભેજાના નિચલા ભાગમાં આવેલા એક તંતુબિંદુ ( નર્વસેન્ટર ) ની મદદથી શરીરમાંથી બહાર નીકળી જતી ગરમી ઉપર ચાલુ કાબુ રહેવાને લીધે શરીરની અંદરની ગરમી અમુક યોગ્ય હદે પોતાની મેળે જળવાઈ રહે છે. જ્યારે આપણી આસપાસની હવામાં બહુ ગરમી હોય અને તેથી તબિયત બગડવા સંભવ હોય ત્યારે આપણી ચામડીમાં આવેલાં છીદ્રો ખુલ્લાં થઈ જઈ પરસેવો બહાર પડે છે. તે પરસેવો વરાળરૂપે ઉડી જવાથી આપણી ચામડી ઠંડી થાય છે અને જો આસપાસની હવા અતિશય ગરમ ન હોય, સાધારણ પ્રમાણમાં સૂકી હોય અને તેમાં લેહકી ઉત્પન્ન થતી હોય તો, તથા શરીરમાંથી વરાળરૂપે ઉડી જતાં પાણીની ખોટ, બીજું પાણી પીયા કરવાથી ચાલુ પૂરી પડાય તો, આપણી ચામડી ઠંડી જ રહે છે.

આટલી બાબત એકવાર સમજમાં ઉતરી તો પછી ગરમ, સ્થિર, ભિનાશથી ભરપૂર, સરદ હવામાં રહેવાથી ઉપર કહેલી તંતુબિંદુવાળી શરીર ઠંડું રાખવાની તરકીબ પોતાનું કાર્ય બજાવવામાં કેમ નિષ્ફળ થાય છે અને તેવે પ્રસંગે આપણે, પાણી ચાલુ પીયા કરવાની કેટલી અગત્ય છે તે સહેજ સમજી શકાશે.

શરીર ઠંડું રહેવાની આ યુક્તિ પ્રાકૃતિક નિયમો ઉપર રચાયલી છે ખરી પરંતુ આ નાજુક તંતુબિંદુનું કાર્ય, શરીર તદન તનદુરસ્ત હોય તો જ પોતાની મેળે ચાલુ રહી શકે છે.

ઉપર કહેલી વાતાવરણની ગરમીથી પેદા થતી બોજારૂપ હાલતમાં, ઉપર કહેલાં તંતુબિંદુને, દારૂ પીને ઉશ્કેરવામાં આવે અગર લોહીમાં ફરતાં શરીર અંદરનાં બીજાં ઝેરોની અસરથી મંદ હાલતમાં મૂકવામાં આવે તો તેના કાર્યમાં સહેલાઈથી ખલેલ આવી જાય છે.

દારૂ પીવાથી ઉપર કહેલું તંતુબિંદુ વધારે ઉશ્કેરાઈ જાય છે એટલું જ નહિ પણ દારૂ પોતે એક જાતનો ખોરાક હોવાથી શરીરમાં ગરમી ઉત્પન્ન કરે છે.

વળી ટાઢીઆ તાવ જેવી ધીમી ચાલુ બિમારીથી તંતુબિંદુ પોતાનું કાર્ય કરવામાં મંદ થઈ જવાથી ગરમીની ઝાળ સહેલાઈથી આપણા શરીર પર અસર કરે છે.

વધારામાં. સૌથી વધારે મદદરૂપ કારણ, બંધકોષ હોય છે કારણ કે તેથી શરીરમાં ઝેર ફરતું રહે છે. માટે જો આપણે એમ કહીએ કે ગરમીની ઝાળની ઝપટમાં પકડાયલા દરેક માણસને ઝાડાની કબજીયાત હોય છે જ તો તે કોઈ રીતે ખોટું ગણાશે નહીં.

ટુંકામાં ફરી જણાવીશું કે શરીરની ગરમી ઉપર કાબુ ધરાવનારા તંતુબિંદુના કાર્યમાં ખલેલ કરનારાં અને હીટસ્ટ્રોક નિપજાવનારાં કારણો નિચે મુજબ છેઃ—

વાતાવરણની અતિશય ગરમ સ્થિતિ, હવામાં અતિશય ભિનાશ, બંધ ( નહીં હાલતી ) હવા, દારૂ અને ઝાડાની કબજીયાત.

લશ્કરના વૈદક ખાતાના ઉપરીઓએ સાબિત કરી આપ્યું છે કે જુવાન સિપાઈઓને છેલ્લાં બે કારણોને લીધે ગરમીની ઝાળની ઝપટ ઘણીવેળા વધારે સહેલાઈથી લાગે છે કારણ કે તેઓ, જુના અનુભવિ સિપાઈઓ જેઓ તનદુરસ્તી જાળવવાની અગત્યતા શીખી ડહાપણવાળા બન્યા હોય છે તેઓના કરતાં પોતાની તનદુરસ્તી બદલ વધારે બેદરકાર હોય છે.

ઉપર જણાવેલાં કારણો ભેગાં મળવાથી પરિણામ એજ આવે છે કે શરીર ઠંડું રાખવા માટે કુદરતે રચેલી કરામત પોતાનું કાર્ય કરતી અટકી જાય છે તેથી શરીરની ગરમી શરીરમાંજ એકઠી થઈ જઈ તાવ ઝડપથી વધે છે અને તે ગરમી ઉપરનો કાબુ જતો રહેવાથી, શરીર પોતાની આસપાસની વાતાવરણની ગરમીનો ભોગ થઇ પડી જીંદગી નાશ પામે છે.

ત્યારે ગરમીની ઝાળની ઝપટ એ ફક્ત શરીરની ગરમી શરીરમાં જ એકઠી થઇ રહેવાથી જ થાય છે એ આપણે સમજ્યા, અને તેમ થવાના કારણો શું છે તે પણ આપણે જાણી ચૂક્યા, માટે હવે તે ઝપટની નિશાનીઓ શું હોય છે અને તેના ઉપાય શું કરવા જોઇએ તે ઉપર આપણે આવીએ.

**ગરમીની ઝાળની ઝપટથી થતી અસરોઃ**—પહેલી દેખીતી અસર ઘણું કરીને એ થાય છે કે મગજ ઉશ્કેરાઇ આવી, ચાલચલણમાં ફેરફાર પડે છે. બેચેની, બીજા માણસોની હાજરીનો કંટાળો ( અસહનશીલતા ) અને લવરી સાધારણ રીતે જોવામાં આવે છે. ઉપરાઉપરી ઉલટી ઘણું કરી હમેશાં જણાય છે. શરીર અંદરની પ્રવાહી ઓછી થઇ જવાને લીધે કેટલીકવાર સ્નાયુઓમાં આંકડી (આંકરાં) આવે છે. ચામડીની હાલતમાં બહુકરી શરૂઆતમાં કાંઇ ખાસ ફેરફાર જણાતો નથી પરંતુ તાવ ઝડપથી ૧૦૪ ડીગ્રી સુધી ચઢી જવાથી તે ગરમ સૂકી અને કાંઇક ખરબચડી લાગે છે. નાડ ઝડપી અને અનિયમિત તથા દમ ઘુરકતો ચાલે છે. આવે પ્રસંગે, સખત પ્રકારના તાવના હુમલાને લીધે આમ થતું હોય તે

ધ્યાનમાં રાખવું જોઈએ. તાવ ૧૦૯ ડીગ્રી સુધી ચઢતાં જ બેભાની આવે છે અને ચામડીમાં કાળું લોહી ધાઈ આવવાથી તે આસ્માની રંગની દેખાય છે. આવે પ્રસંગે તાવ ઓછો કરવાના ઉપાયો કારગત ન લાગે તો તે ૧૧૦ ડીગ્રી સુધી વધી જઇ શ્વાસાવરોધ થઇ મરણ નિપજે છે.

ગરમીની ઝાળની ઝપટ અટકાવનારા ઉપાયો:—ગરમીથી લાગતી અતિશય થાકના ઉપાયો જેવા જ છે.

પ્રાથમિક મદદના ઉપાયો:—આ ઉપાયો ચાર હેતુથી લેવા જોઈએ. (૧) શરીરની ગરમી ઓછી કરવા, (૨) શરીરમાં ફરતાં ઝેરો કાઢી નાખવા, (૩) શરીરની ગરમી ઉપર કાબુ ધરાવતા તંતુબિંદુનું કાર્ય પાછું ચાલુ કરી તે કાયમ રાખવા, અને (૪) શરીરમાંથી બહાર પડેલી પ્રવાહી પાછી ભરપાઈ કરવા.

ડાકતરને તુર્ત બોલાવવા મોકલી, તાવ ૧૦૪ ડીગ્રી સુધી ચઢે તે પહેલાં બને તેટલી ઝડપથી સારવાર શરૂ કરી દેવી.

આ માટે યોગ્ય તૈયારી પ્રથમથી કરી રાખી તે પ્રમાણે વારંવાર મામુલી કામ કર્યા કર્યું હોય તો ઘણી જીંદગી બચાવી શકાશે.

એ તૈયારી કાંઇ જ નહીં પણ બધી જોઈતી સામગ્રી સાથનું લૂની સારવાર માટે મુકરર કરેલું સ્થાન ( હીટસ્ટ્રોક સ્ટેશન ) એ જ છે.

દર્દીનાં બધાં કપડાં કાઢી નાખી, તેને એક ચારપાઇ ઉપર વૉટરપ્રુફ ચાદર અગર જાડો તુવાલ બિછાવી તે ઉપર સૂવાડવો. પછી તેના આખા શરીર ઉપર ઠંડું પાણી રેડી જોરથી ચાલુ પંખો નાખ્યા કરવો. આવા દર્દીઓને સેંકડે નેવું ટકા ઝાડાની કબજીઆત હોય છે જ માટે ગુદા વાટે એક મોટા પ્રમાણમાં પાણીની પિચકારી ( ઍનીમા ) આપી, તેની બેઠક નીચે એક ઝાડાનું વાસણ ( બેડ પૅન ) ગોઠવી દઇ તેને ઝાડો આવે તે દરમ્યાન ઝડપથી તેના માથાના બાલ કાતરી કાઢવા. પછી તેના માથા ઉપર એક અને ગરદન ઉપર બીજી એમ બે બરફની કોથળીઓ અગર બરફના ટુકડા કે ઠંડા પાણીથી ભરેલી છાગુલ બાંધી દેવી.

સાફ ઝાડો થાય કે પછી તેના શરીરમાંથી પરસેવારૂપે ઉડી ગયલાં પાણીની પુર્તતા કરવા અને તેના સ્નાયુઓમાં આવતી આંકડી અટકાવવા, તેની ગુદા માર્ફત ધીમે ધીમે સાદું પાણી અથવા નરમ પ્રકારનું નિમકનું પાણી દાખલ કરવું.

તેના આખા શરીર ઉપર એક વાદળીના ટુકડા અગર તુવાલ વડે ઠંડું પાણી લગાવી ખુબ ઘસવું કે તેથી તેને પરસેવો છૂટે. વારંવાર પારાની શીશીવડે તાવ માપી જોવો.

દર્દીની સ્થિતિ ભયંકર હશે તો કેટલાક કલાકો સુધી સુધારાની કાંઇ નિશાની દેખાઇ આવશે નહીં.

૨. ઉશ્કેરણીનો તબક્કો :—ઉપલી નિશાનીઓ શરૂ થયા પછી એક બે દહાડા-માંજ આ તબક્કો શરૂ થાય છે અને તે એક બે દહાડા જ ચાલુ રહે છે. એ તબક્કામાં બેચેની પુષ્કળ વધી જઇ મગજની હાલત અતિશય ઉશ્કેરાયલી રહે છે. સહેજપણ અવાજ થવાથી અગર જરાકપણ અજવાળું આંખ ઉપર પડતાંજ ગળા તથા છાતીના દમ ચાલવાની ક્રિયાને લગતા સ્નાયુઓમાં ત્રાસદાયક આંકડી આવે છે. કમનસીબે દર્દી તદન શુદ્ધિમાં હોય છે.

૩. લકવાનો તબક્કો :—ઉપરાઉપરી આવતી ત્રાસદાયક આંકડીને લીધે દર્દી અતિશય થાકી જઇ એક બે દિવસમાં તેનું હૃદય ચાલતું એકદમ અટકી જાય છે. આ રોગ પૂર જોશમાં આવ્યો એટલે તેનો કાંઇ ઉપાયજ થઈ શકતો નથી.

મોત ઝડપથી નિપજે એવે પ્રસંગે આ ત્રણે તબક્કા જાણે એકબીજા સાથે ભેળાઇ જાય છે તેથી જૂદા જૂદા ઓળખી પણ શકાતા નથી.

**કુતરામાં દેખાતાં ચિન્હો** :-માણસને બહુ કરી એ રોગ કુતરા માર્ફત લાગુ પડે છે માટે કુતરાને હડખું લાગે તેની નિશાનીઓ જાણવાની ઘણીજ અગત્ય છે. કુતરાને હડખાનાં કાંઇપણ ચિન્હો પ્રગટી નીકળે તે પહેલાં એક અઠવાડિયા સુધી તે આ રોગનો ચેપ ધરાવી શકે છે.

કુતરાને થતું હડખું બે પ્રકારનું હોય છે :—

૧. મુગું હડખું કે જેમાં મુખ્ય નિશાનીઓ લકવાની હોય છે, અને,
૨. તામસી હડખું કે જેમાં ભેજામાં ચળવળાટ થવાને લીધે કુતરૂં પ્રથમ બહુ ઉશ્કેરાયલું દેખાય છે અને પાછળથી લકવો થઇ મોત નિપજે છે.

પાળેલાં કુતરાંની બાબતમાં મોટેભાગે પહેલી નિશાની એ દેખાય છે કે તેનું નાક આપણા હાથને ગરમ લાગે છે, અને તે પોતાને મૂકેલો ખોરાક ખાતું નથી. રોગના અટકાવની બાબતમાં આ બે વાતો યાદ રાખવાની ઘણીજ અગત્ય છે. પછી બેચેની ઝડપથી વધે છે અને કુતરૂં આકરૂં બ્હાવરૂં થઈ આમથી તેમ દોડા-દોડ કરે છે. આ ચિન્હની સાથે સાથે કુતરાના દેખાવમાં અમુક એવો ફેરફાર માલમ પડે છે કે તેનાં ભવાં કરચળી વળેલાં હોઈ તેનો દેખાવ ભખી ખાધેલો જેવો જણાય છે. વળી તેના હમેશના સ્વભાવમાં ફેરફાર પડેલો જણાય તો આપણે ચેતેલા રહેવું જોઇએ, કારણ કે એ પ્રસંગે કુતરૂં ઘણીવાર વગર કારણે આપણને કરડવા ધાય છે.

થોડાજ વખતમાં કુતરૂં વધારે તામસી બની પોતાનું બિછાનું ચીખી નાખે છે, પીવાના પાણીના ટીનના વાસણને ચાવી નાખે છે, અને હવામાં બાચકાં ભરતું જણાય છે. તેના પાછલા પગમાં લકવાની અસર થવાથી થોડીજ મુદતમાં ચાલતાં ચાલતાં લથડીયાં ખાય છે. ત્યારપછી ગળાના સ્નાયુઓમાં આંકડી આવવાથી ભસ-

વાના અવાજમાં ફેરફાર પડે છે. છેવટે શરીરના બધા સ્નાયુઓમાં આંકડી આવી બહુ કરી પાંચ દહાડામાં અને નિદાન દશ દિવસમાં તો જરૂર જ મોત નિપજે છે.

કુતરાના હડખાંની મુખ્ય ખાસિયત એ હોય છે કે રોગ એકાએક થઈ આવી ઉપર જણાવેલી કેટલીક નિશાનીઓ જણાઇ આવી એથી પાંચ દિવસમાં જ મોત નિપજે છે.

કુતરૂં કાંઇપણ નહીં જણાઇ આવે એવાં કારણથી બહુ ઝડપથી મરી જાય તેનું એક કારણ સર્પડંશ પણ હોઇ શકે.

સારવાર :—હડખું હમેશાં પ્રાણઘાતક જ નિવડે છે માટે તેના અટકાવ માટેજ બની શકતી બધી તજવીજ કરવી જ જોઇએ.

પહેલું :—બાચકું અટકાવવું. બધાં કરડતાં જનાવરોનો નાશ કરવાથી આપણે બાચકું ભરાતું ખાત્રી પૂર્વક રીતે અટકાવી શકીએ ખરા, પરંતુ તેમ કરવું અશક્ય છે. ઘણે ભાગે આપણને બાચકું ભરનાર પ્રાણી, એક કુતરો જ હોય છે, અને તે પણ પાળેલો જ કુતરો.

આ દેશમાં, નાનાં બાળકો રહેતાં હોય એવાં ઘરોમાં કુતરો પાળવોજ ન જોઇએ, કારણ કે બાળકોને કુદરતી રીતે પાળેલા કુતરાંને રમાડવાની અને પંપાળવાની પ્રેરણા હોય છેજ, અને તેમ કરી તેઓ જાણે કુતરાને, પોતાના ચહેરા ઉપર કરડવાને લલચાવે છે. આવાં ( ચહેરા ઉપરનાં ) બાચકાં સૌથી વધારે જોખમભરેલાં હોય છે.

વળી જે જીલ્લાઓમાં હડખાયલાં કોહલાં બહુ હોય ત્યાં તો કુતરૂં પાળવું એ બિલકુલ સલાહભરેલું નથીજ.

આ દેશમાં દરેક કુતરાના માલિકને હડખા બદલ માહિતી હોવીજ જોઇએ અને તેણે પોતાની જવાબદારી બરાબર સમજવીજ જોઇએ. કુતરાના હડખાંનાં પ્રાથમિક ચિન્હો તેણે સારી રીતે યાદ રાખવાંજ જોઇએ.

જો કુતરાનું નાક ગરમ જણાય, તે અણમન્યો જેવો માલમ પડે અને પોતાનો ખોરાક ખાતો નથી એમ જણાય કે તુર્ત તેને સાંકળે બાંધી દઈ નીચે પ્રમાણે સાવચેતી લેવી :—

કુતરાને દવા પાતી વખતે હાથ ઉપર જાડાં, ચામડાંનાં મોજાં પહેરવાં, કુતરાની ખોરાકની રકાબી અથવા પાણી પીવાનું વાસણ એકાદ લાકડી વડે હડસેલી તેના મ્હોં પાસે લઇ જઇ મૂકવું ( હાથ વડે ઉંચકી મૂકવું નહી ) અને કુતરાને બને તેટલો ઓછો હાથ લગાડવો.

આ પ્રમાણે સાવચેતી રાખવાથી, કુતરાને પાછળથી હડખું લાગે તોપણ તે પોતાના માલિકને કે બીજા કોઇને કરડી શકશે નહીં.

જો કુતરાની ભૂખ પાછી ઉઘડે અને તે અસલ જેવી સ્થિતિમાં આવેલો જણાય તોજ તેને છુટ્ટો કરવો.

એથી ઉલટી રીતે જો કાંઈ શકભરેલી નિશાનીઓ માલમ પડે, તો તેને સાંકળથી બાંધેલો જ રહેવા દઈ કોઇ દાક્તરને કે પશુવૈદને બોલાવી મંગાવવા.

જો તેમને કાંઇ પણ શક લાગશે, ખાસ કરી તે કોઇને કરડ્યું હશે તો તેઓ તેને દશ દિવસ સુધી બાંધેલોજ રાખી મૂકવા ફરમાવશે.

આમ ફક્ત સાવચેતીના કારણથીજ કરવાનું છે એમ નથી પરંતુ તે ઉપરથી કુતરાને ખરેખર હડખું લાગ્યું છે કે નહીં તેની સોથી મજબૂત સાબિતી મળે છે. કોઇ પણ કુતરૂં, હડખું શરૂ થયા પછી દશ દહાડા સુધી જીવી શકતું નથી. (ઘણાંખરાં પાંચ દિવસમાં જ મરી જાય છે.) આ ઉપરથી સહેજ સમજાશે કે કોઇ કુતરાએ માણસને બાચકું ભર્યું હોય તોપણ તે દશ દહાડા સાંકળે બાંધ્યા છતાં જીવતું અને તનદુરસ્ત માલમ પડે તો તેને હડખું લાગ્યું જ નથી એમ જાહેર કરી બધાંના મનમાંથી ખટકો દૂર કરી શકાશે.

કુતરાને કરડતું અટકાવવા માટે આટલી બીના પૂરતી છે. પરંતુ કમનસીબે ઘણીવાર એમ જ બને છે કે નુકશાન થઈ ચૂક્યા (કોઇને બાચકું ભરાયા) પછી જ દાક્તરની સલાહ માંગવામાં આવે છે, અને એવે પ્રસંગે, કરડેલા માણસના શરીરમાં ઝેર પેસવા ન પામે તેવી સાવચેતી લેવાની જરૂર પડે છે. ટુંકામાં કરડેલાં માણસનો કેમ બચાવ કરવો તેજ કાળજી પહેલી લેવી પડે છે.

**પ્રાથમિક મદદનો ઉપાય:**-આવે પ્રસંગે તુર્તાતુર્ત ઇલાજ લેવો બહુ અગત્યનો છે.

એકદમ દાકતરને બોલાવવા, અને જખમ ઉપર ઝડપથી ધ્યાન આપવું.

જખમાયેલો બધો ભાગ પછી તે કુતરાએ ફક્ત ચાટયો હોય કે તે ઉપર નખોરીયાં લાગ્યાં હોય અગર તે ચૂંથી પીખી નાખ્યો હોય તોપણ સાબુ અને પાણી વડે સારી રીતે ધોઇ કાઢવો.

જો નરી કાર્બોલીક અસીડ મળી આવે તો તેમાં એક દિવાસળી અગર નેતરની ચીપ બોળી તે વડે જખમના છોલાયલા ભાગો અને કોરો ઉપર સંભાળથી ઍસીડ લગાવવી. જો જખમ ઉંડા હોય તો અંદરથી તેની બધી બાંજુએ ખાંચા-ખુંચીમાં ઍસીડ લગાવવા ચૂકવું નહીં અને દરેક દાંતથી પડેલા ખાડામાં છેક નીચે સુધી તે દવા લગાવવી.

નરી કાર્બોલીક ઍસીડથી સપાટીનો ભાગ બળી જઇ તે ઉપરનાં બધા જંતુઓ નાશ પામે છે, એટલું જ નહીં પણ અંદરના ભાગમાં થોડેક સુધી કાંઇ જંતુ પેસી ગયા હોય તેનો પણ નાશ કરી શકાય છે. એ દવા લગાડતાં પ્રથમ ચરચરાટ લાગે છે ખરો પણ થોડી જ વારમાં તે ભાગ સુન મારી જાય છે. આંખની નજીકમાં જખમ પડયા હોય તો દવા બને એટલી થોડી જ લગાડવી. (અપૂર્ણ)

પુસ્તક ૧૨ મું.
અંક : ૨ જો

ફેબ્રુઆરી
૧૯૩૭



# પુસ્તકાલય

No 399

તંત્રીઓ:
માનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી



લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક:
ભાઈલાલભાઈ ખુશાલભાઈ પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| સાચો દેવ ( કાવ્ય ) | મોહનલાલ જે. પંડિત | ૧૧૩ |
| મહાજન મેળો „ | વિજય ત્રિવેદી... | ૧૧૪ |
| અમારું પુસ્તકાલય ( કાવ્ય ) | ' રસેન્દુ ' | ૧૧૪ |
| પ્રજાજીવનમાં પુસ્તકાલયનું સ્થાન | સુંદરજી ગો. બેટાઈ | ૧૧૫ |
| અમર વાંછના ( કાવ્ય ) | ' નીલકંઠ ' | ૧૧૬ |
| સાચો ઉત્સવ | વૃજલાલ દ. મહેતા | ૧૧૭ |
| ભાષાજ્ઞાનનો હેતુ... | મણિલાલ જ. દ્વિવેદી | ૧૧૮ |
| પોથીને ( કાવ્ય ) | અંબાલાલ ક. પટેલ | ૧૧૯ |
| પુસ્તક સહચાર ( કાવ્ય ) | શિવરામજ–ડીંગુચા | ૧૧૯ |
| મારા સ્વમસ્થ હાકોરો ( વાર્તા ) | રસુલભાઈ ન. વહોરા | ૧૨૦ |
| ગીતાગ્રંથ ( કાવ્ય ). | શિવપ્રસાદ પી. મહેતા | ૧૨૨ |
| વર્તમાનપત્રોની શક્તિ | છોટાલાલ મા. કામદાર | ૧૨૩ |
| ગ્રંથને ( કાવ્ય ) ... | જયંત પાઠક... | ૧૨૪ |
| ન. પ્રાં. ત્રીજી પુ. પરિષદનાં સ્વાગત પ્રમુખનું ભાષણ | દયારામ સી. શરા | ૧૨૫ |
| „ „ : પ્રમુખનું ભાષણ | નંદનાથ કે. દીક્ષિત | ૧૨૯ |
| „ „ માં પસાર થયેલા ઠરાવો ... | ... | ૧૩૭ |
| પ્રશ્નો અને ઉત્તરો ... | મો. ન. અમીન | ૧૪૦ |
| બાલસાહિત્ય સર્વસંગ્રહની યોજના | „ | ૧૪૩ |
| પ્રેરણાપાન ( કાવ્ય ) | લક્ષ્મીરામ પાઠક | ૧૪૪ |
| પ્રાન્તિક પરિષદો : મહેસાણા તથા નવસારી પ્રાં. પરિષદોના વૃત્તાંત | ના. નં. ચોકસી | ૧૪૫ |
| ન. પ્રાં. ૩જી પુ. પરિષદના સ્વાગત સભ્યોની ગામવાર સંખ્યા ... | ... | ૧૭૨ |
| „ „ પ્રતિનિધિઓની યાદી ... | ... | ૧૭૩ |
| પુસ્તક પરિચય ... | ના. ચં. દીવાનજી | ૧૭૫ |
| સુખદ સમાધાન ... | મ. મં. કંશીવાળા | ૧૮૫ |
| પુસ્તકાલય નોંધ ... | ... | ૧૮૬ |
| માસિકો મળ્યા તારીખ | ... | ૧૯૧ |
| શું વાંચશો ? ... | ... | ૧૯૨ |
| ' પુસ્તકાલય ' માસિક ચાલુ રાખવાની યોજના... | ... | ૧૯૩ |
| ફેબ્રુઆરીથી જેમનાં પત્રો માસિકો શરૂ થયાં તેવાં પુસ્તકાલયો ... | ... | ૧૯૪ |
| નવીન આવેલાં મંડળમાં વેચાતાં પુસ્તકો | ... | ૨૦૦ |
| અમરેલી પ્રાં. પરિષદ : ભૂગોળપ્રદર્શન પત્રિકા ... | ... | ૨૦૧ |


૧૫૦૦–૨–૩૭




પુસ્તક ૧૨ મું ફેબ્રુઆરી અંક ૨ જો

# સાચો દેવ

( રાગ: ગુણવંતી ગુજરાત... )

અમારો પુસ્તક સાચો દેવ! (૨)
ગ્રંથપાલ પુજારી બન્યો જ્યાં,
કરતો સાચી સેવ—અમારો૦

અજ્ઞાન તિમિર જડમૂળથી હઠાવે
"તું" છે સાચો દેવ—અમારો૦

બોધક, શોધક, તત્ત્વ તણો તું
ચારિત્રનો ગુરૂદેવ—અમારો૦

"એકાકી"ને શાંતિ સમર્પે
છોડાવે કુટેવ—અમારો૦

જીવન-પથને ઉજ્જ્વળ કરવા
તારી કરીએ સેવ—અમારો૦

જ્ઞાનપ્રસાદી અર્પે પરાર્થે
"તું" દેવાધિદેવ—અમારો૦

જે જન તારે "મંદિર" જાતાં
પામે મુક્તિ તતખેવ—અમારો૦

વરસડા,
તા. અમરેલી.
મોહનલાલ જે. પંડિત

# મહાજન મેળો*

માʼજન મેળે ચાલો, રસિક સૌ, માʼજન મેળે ચાલો. — ટેક.
દર્શન લાયક વિવિધ સંઘ જ્યાં, અદ્ભુત વૃત્તિવાળો. —રસિક૦
ઘડી હસાવે ઘડી રડાવે, ઘડી મન શંકા ટાળો. —રસિક૦
પ્રોત્સાહન દે કાંતા પેઠે, ફેરવી હાથ સુંવાળો. —રસિક૦
ગિરિ, ગહ્‌વર, જંગલમાં રખડે, કોઇ પથિક પગપાળો. —રસિક૦
મેળવતો પાતાળ ગગન યા ચૌદે લોકનો તાળો. —રસિક૦
ઘડી આશ્ચર્ય ઘડી ભયકારક, કેર કરે કે કાળો. —રસિક૦
દેશને કાજે રણઝૂઝક શું, ઉઘડે સ્વાર્પણ ખાળો. —રસિક૦
ધીર – વીર નરનારી પથ કૈં, બતલાવે મરમાળો. —રસિક૦
શત્રુમિત્રને વર્ણ સંકોચે, સરખો આપે ફાળો. —રસિક૦
કિલકિલાટ જ્યાં કરતાં ફરતાં જિજ્ઞાસુ પ્રિય બાળો. —રસિક૦
જાદુઇ લકડી, કલ્પતરૂ કે પુસ્તક મંદિર ભાળો. —રસિક૦
શાંત બનો મનવાંછિત પામી અંતર જ્યોત ઉજાળો. —રસિક૦

વિજય ત્રિવેદી.

* ઓખામંડળ પુસ્તકાલય પરિષદ વખતે ગવાયેલું ગીત.



# અમારૂં પુસ્તકાલય

મહા જ્ઞાનાબ્ધિ ઉછળતો અમારાં પુસ્તકાલયમાં
જીવનનૈયા સહુ તરતો અમારાં પુસ્તકાલયમાં
રસેન્દુ શી રસિક કવિતા
ઝરન્તી જ્ઞાનની સરિતા
ન થાકો વારિ એ પીતાં અમારાં પુસ્તકાલયમાં
સરસ ગ્રંથો અહીં મળતાં
મહાનંદ જ્ઞાન નિતરતા
જીવનમાં મોદ એ ભરતા અમારાં પુસ્તકાલયમાં
ચરિત મહાજન તણાં ગાઈ
અમી અનુકરણનાં પાઈ
કરે પથ–જીવન સુખદાયી અમારાં વાચનાલય આ
ઊગી ભાનુ તિમિર ટાળી
સહુ ઉર–દ્વાર ઉજમાળી
બતાવે મુક્તિની બારી અમારાં વાચનાલય આ
શોભી ધ્રુવ તારલિ જેવી
બિરાજે માનસી દેવી
બનો સુખી સહુ સેવી અમારાં પુસ્તકાલયમાં
મયૂર મીઠી કરે કેકા
પ્રભુતા પંથના લ્હેકા
આવી ઉર કોતરો રેખા અમારાં પુસ્તકાલયમાં.

‘રસેન્દુ’



# પ્રજાજીવનમાં પુસ્તકાલયનું સ્થાન*

[ લેખક :—સુંદરજી ગો. બેટાઇ—દ્વારકા ]

**જમાને** જમાને પ્રજા પ્રગતિ અને અધોગતિના અમુક ક્રમમાંથી પસાર થાય છે, અને પ્રજાની સંસ્કૃતિમાં ખુલ્લા અને ઘેરા રંગોની અમુક રચના થાય છે. જમાને જમાને પ્રજાનો સંસ્કાર મૂર્ત સ્વરૂપે પ્રગટ થવાનો પ્રયત્ન કરે છે અને ત્હેમાં વત્તીઓછી સફળતા પણ પ્રાપ્ત કરે છે. વર્તમાન સમયમાં સંસ્કારનાં જે કેટલાંક પ્રતીકો ઉપસ્થિત થયાં છે ત્હેમાં વ્યાપકતાની દૃષ્ટિએ આગળ પડી આવે એવાં બે પ્રતીકો છે: (૧) શિક્ષણ સંસ્થાઓ અને (૨) પુસ્તકાલયો. વર્તમાન યુગની પ્રગતિની મજલમાં આ બે પ્રતીકોએ કેવું અસાધારણ કાર્ય કર્યું છે ત્હેની પ્રતીતિ મૂર્ત સ્વરૂપે જેને જોઇતી હોય ત્હેણે પ્રજાજીવનમાં ઓતપ્રોત થયેલા, પ્રજાજીવનના ઘડતર માટે મથામણ કરતા, લડતા ઝગડતા, સમાધાન કરતા, આગળ વધતા ને કદી કદી પીછેહઠ કરતા, અપૂર્વ યન્ત્રણામાંથી પસાર થવા અસાધારણ જહેમત ઉઠાવતા આજના યુવકવર્ગનું દર્શન કરી લેવું. સાચી જાગૃતિના મંગળ પ્રભાતનાં કિરણોનો સંગ્રહ શિક્ષણ સંસ્થાઓ અને પુસ્તકાલય જેવાં સંસ્કારધામો વગર મુશ્કીલ બની જાય છે.

પચીસ વર્ષ પહેલાંના ગુજરાતી જીવનનો, ગ્રન્થોનો અને ગ્રંથાલયોનો ઇતિહાસ જોતાં આજે જીવન, ગ્રંથો અને ગ્રંથાલયોએ કેવી અસાધારણ પ્રગતિ કરી છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે. આજે ગુજરાતમાં વાચનની ભૂખ જેટલી જાગી છે તેટલી પૂર્વે કદી નહતી. એ ભૂખને સંતોષવા માટે ગુજરાતના જીવનમાં આજે જેટલાં બળો પ્રવર્તે છે તેટલાં પૂર્વે કદી ન્હોતાં પ્રવર્તતાં. ગુજરાતનો લેખકવર્ગ વર્તમાન સંસ્કારબળોને અનુલક્ષીને ઉત્કૃષ્ટ સાહિત્યસર્જન કરવા તત્પર બન્યો છે. ઉત્કૃષ્ટ સાહિત્યનાં પુસ્તકોની બીજી આવૃત્તિ થતાં દશકા અને વીશીઓ વીતી જતી એ કાળ ગુજરાતમાંથી હવે ગયો લાગે છે. પ્રજા અવનવું સાહિત્યસર્જન મેળવવા અધીરી થઇ રહી છે. વાચન માટે રુચિ ઊભી થઇ ગઇ છે. અને ઉપવાસી માણસ અજીરણ થાય એટલું ખાઇ નાખે છે તેમ કેટલાક અપવાદોમાં વાચનની બાબતમાં પણ થાય તે અસ્વાભાવિક નથી. વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોની વ્યવસ્થામાં અહિતકર સાહિત્યનો ફેલાવો રોકવા માટે કેટલાંક નિયન્ત્રણો હશેજ એમ માનવાને કારણો છે; પરંતુ અન્ય સ્થળોમાં, મુંબઇ જેવાં સંસ્કારી શહેરોમાં પણ, વાચનની રુચિને શિષ્ટતાની મર્યાદામાં રાખવાની વ્યવસ્થા ભાગ્યે જ જોવામાં આવે છે. પુસ્તકાલયોમાં ઘણીવાર કશા પણ વિવેક વગર પુસ્તકો ખરીદાય છે અને જન્મવાને અયોગ્ય અથવા જન્મતાં જ મરણ પામવાને યોગ્ય પુષ્કળ મલિન અને મલિનતા વધારતાં પુસ્તકો નવી વાચનરુચિવાળાં અશિક્ષિત માનસમાં કેવો ભયંકર કેર વર્તાવે છે તે જોવા અને તેનો પ્રતિકાર કરવા મ્યુનિસીપલ અમલદારો જેવા અમલદારો પુસ્તકાલયની પ્રચંડ વ્યવસ્થામાં અનિવાર્ય હોય તે સમજી શકાય એવી બાબત છે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનો મ્હારો અનુભવ અલ્પ છે; પરંતુ મુંબઇમાં એક ખાનગી અને સામાજિક

---

* ઓખામંડળ પુ૦ પરિષદમાં તા. ૧૦-૧૧-૩૧ના રોજ વંચાયલો નિબંધ.

પુસ્તકસંગ્રહોનું અવલોકન કરતાં જે ભીતિ મ્હને લાગે છે ત્હેનો મ્હેં પ્રસંગવશાત્ અહીં નિર્દેશ કર્યો છે.

પ્રજાજીવનમાં તાઝગી અને થનગનાટ, વિશાળતા અને ઊંડાણ આણવા માટે પુસ્તકાલય કેવી અપૂર્વ સેવા કરી શકે છે ત્હેની પ્રતીતિ કરાવવા માટે અનેક વ્યક્તિઓનાં ઉદાહરણ મળે તેમ છે. પ્રજાના જીવનમાં સૂક્ષ્મ પરિવર્તન કરવાની શક્તિ પુસ્તકાલયોએ બતાવી છે અને વિશેષ બતાવશે એવો સંભવ છે.

આદર્શ પુસ્તકાલયની મ્હારી કલ્પનાને પુસ્તકાલય અને ગ્રન્થપાળ જેવા શબ્દો અપૂર્ણ લાગે છે. પરંતુ શબ્દોમાં અર્થવિસ્તાર સાધવાનું સામર્થ્ય હોય છે એટલે શબ્દચર્ચા આવશ્યક નથી. પુસ્તકાલય એ પ્રજાના જીવનને સંસ્કારવાની લોકસંસ્થા છે, અને પુસ્તકોની લેવડદેવડ ઉપરાંત બીજી અનેક પ્રવૃત્તિઓ ત્હેના ક્ષેત્રમાં આવી શકે છે. વાચનની કળા લોકોમાં વિકસે તે માટે શિષ્ટ સાહિત્યના વાચનવર્ગો નિયમિત કે પ્રાસંગિક દરેક પુસ્તકાલયના અનિવાર્ય અંગ તરીકે ચલાવવા જોઇએ. અક્ષરજ્ઞાન પછી વાચન સહજ છે; પરંતુ વાચનની કળા તો પ્રયત્નથી જ સિદ્ધ થાય છે. અને એવા પ્રયત્નો વ્યક્તિગત તેમજ સામાજિક બંને પ્રકારે થવાની જરૂર હવે ઊભી થઈ છે. પુસ્તકાલયોને જ્ઞાનવિસ્તારની યજ્ઞભૂમિ તરીકે પ્રતિષ્ઠિત કરવું હોય તો જ્ઞાનસત્રો પણ તેના આશ્રય તળે યોજાવાં જોઇએ. રસિક રીતે જીવનદર્શન કરાવવા માટે વ્યાખ્યાનમાળાઓની યોજના જ્ઞાનસત્રોમાં થઇ શકે. પ્રજા હજી પ્રારંભની દશાની આશ્ચર્યમય સ્થિતિમાં છે અને અનેક પ્રકારનું માર્ગદર્શન એને આવશ્યક છે. આવું માર્ગદર્શન કરાવવાની જવાબદારી પુસ્તકાલય ઉપર છે. એ જવાબદારી પુસ્તકાલયો જેટલે અંશે ઉઠાવે તેટલે અંશે તે જીવનવ્યાપી બની ઉપકારક થઈ શકે. પુસ્તકાલયો આવી પ્રવૃત્તિ સહેલાઇથી આદરી શકે તે માટે શિક્ષણસંસ્થાઓ અને પુસ્તકાલયો વચ્ચે જીવન્ત સંબંધ બંધાવો જોઇએ. આ સંબંધથી શિક્ષણસંસ્થાઓ અને પુસ્તકાલયો પરસ્પર ઉપકારક અને ઉત્કર્ષક થઈ પડશે તે વિશે શંકા નથી. પ્રાચીન ભંડારો જેવાં પુસ્તકાલયો રહે તેથી આ યુગને સંતોષ નથી થવાનો. પ્રજાનાં જ્ઞાનધનનાં સંરક્ષણ અને વિનિયોગના વફાદાર ટ્રસ્ટી તરીકે જ પુસ્તકાલય સમાજમાં પ્રતિષ્ઠિત રહી શકે. પુસ્તકાલયની ફેલાતી પ્રવૃત્તિ અનેક પ્રકારની શકયતાની અપેક્ષા બંધાવે છે. શકયતા અને સિદ્ધિનું સંયોજન કરનારૂં બળ પણ કેળવાતું જાય છે. ઓખામંડળ પણ એવું બળ કેળવશે અને પ્રગટ કરશે એવી મ્હને આસ્થા છે.



## આજન્મ વાઞ્છના

(શિખરિણી)

જવું ઉંચે ઉંચે, જીવનભરનો ભાર વહતાં,
ભલે કાયા ધ્રૂજે, ગિરિ-ભવ તણે શૃંગ ચ્હડતાં;
નથી ઇચ્છા કાંઇ, અવર જનની સ્હાય મળવા,
હજો જ્ઞાનોર્મિની, અવિરત મ્હને સ્હાય જગમાં.

તા. ૧-૨-૩૭ } —नीलकण्ठ

# સાચો ઉત્સવ

[ લેખક :—વ્રજલાલ દ. મહેતા, ભલગામ ]

આપણે ત્યાં ઘણા દિવસો એવા હોય છે કે જે ઉત્સવદિન તરીકે પાળવામાં આવે છે. ઉત્સવોનું મહત્ત્વ શું ? ઉત્સવ પાળીને આપણે શી પ્રેરણા મેળવીએ છીએ ? એ બાબતોનો વિચાર કરીએ તો સ્પષ્ટ માલુમ પડે તેવું છે કે આજના પળાતા ઉત્સવદિનોમાં ઘણુંખરૂં "સાપ ગયા ને લીસોટા રહ્યા" એના જેવું બને છે. ઉત્સવ શા નિમિત્તે છે ? તેમાંથી આપણે શી પ્રેરણા મેળવવાની છે ? એ વગેરે ઉત્સવનું રહસ્ય, સમજ્યા જાણ્યા સિવાય એક ચીલા પ્રમાણે ઉત્સવ પાળવામાં આવે છે.

આપણા પુસ્તકાલય પ્રવૃત્તિના ક્ષેત્રમાં પણ રાજ્ય પુસ્તકાલય મંડળે 'પુસ્તકાલય પર્વણી દિન' ઉત્સવ તરીકે દરવર્ષે ઉજવવા ઠરાવ્યું છે, અને તેને માટે વસંત પંચમીનો દિવસ મુકરર કરવામાં આવ્યો છે. સુશિક્ષિત પુસ્તકાલયપ્રેમીઓએ આ ઉત્સવ ઉજવીને સામાન્ય સમાજને પુસ્તકાલય પ્રવૃત્તિ તરફ આકર્ષવાનું રહસ્ય આમાં રહેલું છે, એ જેટલું સ્પષ્ટ સમજાય એટલું આ ઉત્સવનું મહત્ત્વ વધે.

અક્ષરજ્ઞાનના અંધકારયુગમાં અજવાળાં લાવનાર નિશાળ અને પુસ્તકાલય સમી જ્ઞાનબત્તીનો પ્રકાશ ફેલાવ્યા સિવાય સમાજનો જ્ઞાનાંધકાર દૂર કેમ થાય ?

સમાજને એ સંસ્થાઓ ક્યારે પ્રિય થઇ પડે ? જ્યારે તેનાં મૂલ્ય અંકાય ને સમાજને તેનાં મહદ્‌કાર્યનો ખ્યાલ થાય ત્યારે જ. એ ખ્યાલ, એ સમજણ આપવાની સુંદર તક આ પર્વણીદિન પૂરી પાડે છે. તે દિવસે બાળકોનાં સરઘસ ફરે, ભિક્ષા ઝોળીઓ ફરે, પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધે સભાઓ ભરાય, લેખો વંચાય, દીવાલપત્રો ચોઢીને પ્રવૃત્તિનો આછો ખ્યાલ અપાય.

અને છેવટે ગામડામાં રહેતા પ્રત્યેક શિક્ષિત ભાઇબહેનનો આ પર્વણી દિન ઉજવવામાં પૂર્ણ સહકાર મળે, તો આ કાર્ય એટલું સુંદર થાય કે ટૂંક મુદતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ આ ઉત્સવદિનથી ઘણીજ વેગવન્તી બની રહે.

ત્યારે પર્વણી દિનનો સંદેશ શો ? પુસ્તકાલય પ્રવૃત્તિ એ સમાજની એક કલ્યાણકારી પ્રવૃત્તિ છે. એમાં અપાર જનસેવા રહેલી છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં ગ્રામપુનર્ઘટના, સહકાર, ઉપરાંત દરેક પ્રકારની ઉન્નતિનાં સાચાં અને નક્કર તત્ત્વો રહેલાં છે. એ તત્ત્વોને ખીલવવા, એ તત્ત્વોનાં અમૃતસિંચનથી નવો સમાજ ઘડવા આજનાં શિક્ષિત ભાઇબહેનોને પુસ્તકાલય પર્વણી દિનનો સંદેશ છે કે **"અયે શિક્ષિત ભાઇબહેનો! આ સેવાયજ્ઞના ઉત્સવ દિને સૌ એક છત્ર નીચે આવો, પુસ્તકાલય પ્રવૃત્તિ અંગેના વિચાર કરો, પ્રવૃત્તિને ખિલવવાના માર્ગ ખોળો, અને સમાજને પ્રવૃત્તિનો લાભ સમજાવી પુસ્તકાલય અને શાળા તરફ ખેંચી, તેનો લાભ લેવરાવી તમારા સમાજનું કલ્યાણ કરો: એજ આજના પર્વણી દિનનું મહત્ત્વ છે. સમાજ અને સમાજનાં શિક્ષિત ભાઇબહેનો સમજીને, સંપીને જે ઉત્સવ ઉજવે તેજ સાચો ઉત્સવ!"**

# ભાષાજ્ઞાનનો હેતુ

[ લેખક :—મણિલાલ જગજીવન દ્વિવેદી, વડોદરા ]

**આજે** આપણે પશ્ચિમની પદ્ધતે કેળવણી ઉપર ભાર મૂકીને ભાષાજ્ઞાનને સુંદર બનાવવાનો જે પ્રયત્ન કરીએ છીએ, તેમાં જીવનની એક બાજુ સુધારવા જતાં બીજી બાજુ બગડતી જાય છે: એટલે કે આત્મકેળવણીની અવગણના થતી જાય છે. માત્ર ભાષાની સુંદરતા છટા અને અલંકારમાં જ આજના સાહિત્યકારો રાચી રહ્યા છે. આનો ચેપ નવીન લેખકો અને પત્રકારોમાં પેસતો જાય છે. શોક પામવા જેવું એ છે કે જીવનયાત્રાનો બોધ દર્શાવતું પુસ્તક કે લેખ જો સાદી ભાષામાં પ્રકટ થયેલ હશે તો તે વિદ્વાન ગણાતા લેખકો અને માસિકોના તંત્રીઓને પસંદ આવતાં નથી. તેવા પુસ્તકના અવલોકન વેળા તેઓને અણગમો થાય છે એટલે કે પુસ્તકની સમાલોચના પ્રકટ કરતી વેળા પોતાનો અભિપ્રાય માત્ર ભાષાદોષ ઉપર જ ખાસ કરીને જણાવતા હોય છે. પરંતુ પુસ્તકમાં લેખકે કયે સ્થળે અસરકારક રીતે લખ્યું છે અથવા કઇ જગાએ વસ્તુસ્થિતિને તેના અસલ સ્વરૂપમાં બતાવવામાં ભૂલ ખાધી છે તે વિષે પોતાના આંતરવિચારો દર્શાવીને જનતાને જીવનકાર્યના પ્રદેશમાં શુભ ગતિ કરવાના પ્રસંગો આપવામાં નહિ જેવું જ કરતા હોય છે. બે ચાર દશકા અગાઉ આજની લેખનકળાની જેમ માત્ર ભાષાને જ શણગારવામાં આવતી હોત તો સ્વર્ગસ્થ નારાયણ હેમચંદ્ર તથા સ્વ. પઢીઆર જેવા સામાન્ય ( ભાષાજ્ઞાનવાળા ) લેખકો પોતાની સ્વતંત્ર વિચારશક્તિથી સાદી અને અસરકારક ભાષામાં પુસ્તકો લખીને જનતાને જીવનઉપયોગી સામગ્રી પુરી પાડી શકયા ન હોત. આજે સ્વ. પઢીઆરના જેવું સાહિત્ય ઉપજાવવાની કોશિષ કરીએ નહિ, પણ તેથી ઉલટું એવાં પુસ્તકો બહાર પડતાં જોઇને તેમાં ભાષાદોષનું આરોપણ કરવા લાગી જઇએ, તેવા સાહિત્યને નીરસ અને હલકું ગણી તેના તરફ દુર્લક્ષ કરીએ, અને પછી પઢીઆરની જયંતિ ઉજવીએ તેનો અર્થ શો ? આશ્ચર્ય તો એ થાય છે કે સામાન્ય વાચકથી સહેલાઇથી સમજી શકાય નહિ તેવી સખ્ત અને આડંબરી ભાષામાં લખનારને સાક્ષરોની ઉચ્ચ પંક્તિમાં મૂકવામાં આવે છે; જ્યારે સાદી અને સરળ ભાષામાં જીવનઉપયોગી વ્યવહાર લેખન શૈલીથી લખનારની ગણના નહિ જેવીજ થાય છે. ભાષાના મર્મને વિચાર્યા વિના આમ કઠિણ ભાષાથી સાહિત્યને સુંદર બનાવવાથી શું લાભ ?

ભાષાશિક્ષણનો હેતુ માનવીને સન્માર્ગે દોરી જીવનકર્તવ્ય સમજાવે તેવો હોવો જોઇએ. ભાષાજ્ઞાન અંતરને કેળવવા માટેજ હોઇ શકે, નહિ કે તેને શણગારવા માટે. સરળ અને અસરકારક ભાષામાં પ્રકટ થતાં પુસ્તકો અને લેખોમાંથી વાચકને જીવનક્રાન્તિ કરવાની જેટલી સુગમતા અને તક મળે છે તેટલી અઘરી ભાષાથી મળતી નથી. જીવનનો હેતુ જ્ઞાનને અંતરમાં પચાવી મનુષ્યજીંદગીની સાર્થકતા કરવાનો છે. તાત્પર્ય કે ભાષાજ્ઞાનને સાહિત્યની દૃષ્ટિએ સુંદર અને ઉપયોગી બનાવવા કરતાં જીવનની દૃષ્ટિએ ઉચ્ચ બનાવવાનો પુરૂષાર્થ કરવો એજ સાચું સાહિત્ય છે, એજ સાચી કળા છે. આટલું આપણે સૌ અંતઃકરણથી કરવા યત્ન કરીએ તો આજની આપણી વિપરિત દશામાંથી મુકત થવાનો માર્ગ આપણે માટે સરળ બને.

# પોથીને

(તોટક)

ઉજળા અતિ દિવ્ય પ્રદેશ થકી,
જડ મૃત્યુ ભૂમિ મહિં તું સરકી;
હરતી ફરતી જગ ચૉક મહિં,
ગ્રંથાલયમાં તું આવી રહી-૧

તુજ અંગ બધે કુલગંધ વહે,
કંઇ રસિયાંઓ રસગંધ ચહે;
તુજ પાંખડીએ જવાહીર ભર્યાં,
તે દૌલત પર અમ નેત્ર ઠર્યાં.-૨

તું અમ તારક જગ ઉદ્ધારક,
તું અમ હૃદય વિષાદ વિદારક;
તું અમ અંતર ઓજસ ભરતી,
તું અમ જીવન પાવન કરતી.-૩

કોઇ જ્ઞાન લઈ ભડવીર બન્યા,
કોઇ દેશસેવક પણ તેં જ ઘડ્યા;
કોઇએ નીજ જીવન મંત્ર ભણ્યા,
કોઇને પછી હીરા હેમે મઢ્યા.-૪

કોઇ કવિનાં હૈયાં તુજમાં રમતાં,
કોઇ રસીયાં લોચન તુજપર ભમતાં;
કોઈ સેવક થઇ તુજ પાસ રહ્યો,
કોઇ વિરલે આત્માનંદ લહ્યો.-૫

કરમાલીઆપુરા } અંબાલાલ કહાનદાસ પટેલ..



# પુસ્તક સહચાર

(ધનાશ્રી)

પુસ્તકનો સહચાર કરો, વ્હાલાં ! પુસ્તકનો સહચાર,
પુસ્તક સોબત કાજલ જેવી, જ્ઞાન દે અપરંપાર.—કરો૦
જ્ઞાની પરાગો પુસ્તકે ફોરે, બરાસથી એ અપાર —કરો૦
શિવાજી છત્રપ થયો છે એથી, ગ્રહ્યો ગ્રંથે આધાર.—કરો૦
માતપિતાને બાંધવ સેવા, શિખવે રામાયણ સાર.—કરો૦
સત્ય વાણી શૌર્ય ને નીતિ, અર્પે ભારત અપાર.—કરો૦
જ્ઞાની ગ્રંથો પ્રેમે પઢીને, કલબે કરોને સમાર.—કરો૦
ભક્તિ રસનાં રમ્ય જે સૂત્રો, રટતાં મળે નિર્ધાર.—કરો૦
દુષ્ટતા દિલની હોયે અતિશે, સંગતે કરે સંહાર.—કરો૦
જ્ઞાનીમાં જ્ઞાની અથાગ ગણાયે, ગ્રંથો જીવન હાર.—કરો૦

ધાનજ,
તા. કલોલ.

શિવાત્મજ-ડીંગુચા.



# મારા સ્વપ્નસ્થ ઠાકોરો

(વાર્તા)

[ લેખક :—રસુલભાઈ ન. વહોરા ]

" વરસો બાપુ જ્ઞાનસુધાનાં નીર જો ! "

**નાનકડી** સુધારાણીને આવ્યે એકાદ માસ થયો હશે ત્યાં તો નવીનપુરમાં અવનવી નવાઇઓ થવા લાગી. આવી તેજ દિવસથી એણે ગામાત કુવે પાણી જવા માંડ્યું. આજ સુધી નવીનપુરના દરબારથી નરેંદ્રસિંહ ઠાકોરનાં સુધારાણી સિવાય કોઇ પાણી ભરવા માટે કુવે નહોતું ગયું. રાણી હોવા છતાંય જાતે કામ કરવાની ધગશ !

'પ્રભુએ હાથ પગ આપ્યા છે તેનો ઉપયોગ કેમ ન કરવો ?' એજ એના ત્રાણી બોલ. નાનું કે મોટું, ગરીબ કે તવંગર, વૃદ્ધ કે યુવાન સૌને માન દઇને બોલાવે: કોઇને ય તરછોડે નહિ: વિવેક અને વિદ્યાની વિનયમૂર્તિ. પાંચેક દિવસમાં તો સુધારાણીનું નામ પ્રત્યેકને મુખપાઠ થઇ ગયું હતું.

આજ સુધી લગભગ ૨૫ વર્ષથી ગામમાં નામની જ કન્યાશાળા ચાલતી હતી. પંદરસો ઘરની વસતીમાં ૩૦ કન્યાઓનાં નામ શાળાને ચોપડે હતાં. તેમાં ફક્ત ૧૦–૧૨ જ દરરોજની હાજર રહેનારી. નિશાળનાં મહેતીજી હતાં તો બાળવિધવા, પણ ખૂબજ ફેશનમાં ફસાએલાં: લાંબો ગુચ્છાદાર ચોટલો રાખે, અધું અંગ દેખાય તેવાં કપડાં સજે; ફક્ત સૌભાગ્યદર્શક કુંકુમ ટીલડી વગર બધાં જ નખરાં કરે. એનાં ચેનચાળા જોઇ લોકો વાતો કરે કે " આવાં મહેતીજી શા સંસ્કાર નાખે ? " શાળા બંધ પડવાની અણી પર હતી.

સુધાએ સઘળું નિહાળ્યું. વિધવા મહેતીજી સુલભા સાથે પરિચય પાડ્યો. ગામમાં વાતો ચાલી. એક બે જણીઓએ સુધાને સુલભા સાથે મળતાં અટકાવી પણ ખરી. સુધા અન્યને સુધારવાનો સુગમ સન્માર્ગ જાણતી હતી. તેણે સુલભાને પોતાની પાસેનાં સ્ત્રી-ઉપયોગી કેટલાંયે પુસ્તકો ભેટ આપ્યાં. જે બેન એક પુસ્તક વાંચે અને એ પુસ્તકનો સાર લખી લાવે તેને વાંચેલું પુસ્તક ભેટ આપવાની યોજના સુધાએ શરૂ કરી. જે કન્યાઓ બાલોપયોગી ચરિત્રનાં પુસ્તકોમાંથી ટૂંક સાર લખી લાવે તે દરેકને પુસ્તક ઉપરાંત પુસ્તકની કિંમત જેટલી રોકડ રકમ પણ આપવાનો ધારો કર્યો.

સુધાએ નવી નવી વાતોથી સૌને પોતાના તરફ આકર્ષ્યાં. મહેતીજી સુલભાને તો પોતાના મહેલમાં જ ખાવા પીવાની, રહેવાની સૂવાની સૌ જાતની ગોઠવણ કરી આપી.

સુલભાને મીઠો આવકાર મળ્યો હોય તો જીંદગીમાં અહીંજ સૌથી પ્રથમ.

ધીમે ધીમે સુલભામાં સુધારો થઇ ગયો. પ્રથમની સુલભા અને આજની સુલભામાં આભ જમીનનો તફાવત પડયો હતો.

* * * * *

વસંત પંચમી આવી. આવી જ એક વસંત પચંમીએ ઠાકોરશ્રી નરેન્દ્રસિંહનો જન્મ થયો હતો; આજે નરેંદ્રે ૨૫ વસંતો વીતાવી હતી. એમના જીવનની ૨૬મી વસંતનો

આરંભ થયો હતો. વર્ષો વીતતાં ક્યાં વાર લાગે છે ? વસંતોત્સવ સાથે જન્મોત્સવ ભળ્યો. દરબારમાં દોડધામ થઈ રહી. નવીનપુરની પ્રજાએ પૂર્ણ રીતે ઉત્સવ ઉજવવાની તૈયારી કરી રાખી હતી.

પ્રત્યેક વર્ષે ઉત્સવ પ્રસંગે મદિરા, માંસ, નાચ, ગાન અને અન્ય વિલાસ વૈભવોમાં આખાયે ઉત્સવની પરિપૂર્ણતા મનાતી. આ વર્ષે એથી કંઇક જુદું જ થતું હતું. માંસ, મદિરા ને હૉટલોને આ વખતે તાળાં મારવાનો દરબારી હુકમ થયો હતો. પ્રજા વિચારમાં પડી ગઇ હતી. કોઈ કંઇ જ ન સમજી શકેલું. વસંતોત્સવ વખતે હજારોનો વકરો કરનાર મદિરાની દુકાનવાળો દુકાન ઉઘાડી રખાવવા ખૂબ જ પ્રયત્ન કરવા લાગ્યો; પણ આખરે ત્હેને નિરાશા જ મળી.

" જ્ઞાન દીપ પ્રગટાવો " " જીવનમાં તેજ આણો " " દુનિયા ઉંઘે છે કે જાગે છે ? તે જાણવું હોય તો વાંચો, ખૂબ જ વાંચો. "

" જે ગામમાં પુસ્તકમંદિર નથી તે ગામ પ્રાણ વગરના મુડદા જેવું છે.

" જ્યાં સાહિત્ય રૂપી દેવો વસતા નથી ત્યાં મનુષ્યે રહેવું ઇષ્ટ નથી. "

આવાં આવાં સુત્રાક્યો દિવાલે દિવાલે ચિત્રી દેવાયાં હતાં:

સવારમાં ' પુસ્તકમંદિરનો ' પાયો નંખાયો. ખુદ નરેંદ્રસિંહે પચીસ હજાર રૂપિયા ભેટ આપ્યા. બપોરે " જ્ઞાનપોષક સાધન ભિક્ષા "ની ઝોળી ફેરવાઈ. સરઘસને મોખરે નરેંદ્રસિંહ પોતે હતા. સરઘસ ફરતું ફરતું નગરશેઠને આંગણે આવ્યું. ભિક્ષા ઝોળી સાથે ઠાકોરશ્રીને જોઇને શેઠ ગળગળા થઈ ગયા " બાપુ ! મારે બારણે ? "

શેઠે ૫૦) હજારની થેલી ઝોળીમાં અર્પી દીધી. પ્રત્યેક પ્રજાજને પોતાને મળ્યું તે ફૂલ નહિ તો ફૂલ પાંખડી આપી ઝોળીને આવકારી.

આમ બાપુએ જ્ઞાનમંદિરની મશાલ ઘેરે ઘેર પ્રગટાવવાની શરૂઆત કરી દીધી. *મહિલા પુસ્તકાલય, બાલ પુસ્તકાલય, ક્રીડાંગણો, બાગબગીચાઓઃ એમ સૌનો એક પછી એક* આરંભ કરવામાં આવ્યો.

અત્યારે સુલભા આદર્શ દેવી થઇ ગઇ હતી. તેણી મહિલા પુસ્તકાલયના મંત્રીપદે વિરાજી સુંદર કામ કરી રહી હતી. જે શાળામાં પંદર વિદ્યાર્થીનીઓ પરાણે પરાણે આવતી તે શાળામાં આજે બેસવાની જગ્યાની પણ ટાંચ પડવા લાગી. કન્યાઓની સંખ્યા ૩૦૦–૪૦૦ ની થઇ ગએલી. છેક સાસરે જઇ પાછી આવેલી કન્યાઓ પણ પુનઃ નિશાળે આવે. ૧૫ શિક્ષિકાઓ થઇ ગઇ હતી. છતાંય શિક્ષિકાઓની ઓછપ જણાતી હતી. સુલભા સુવાચનના પ્રતાપે અને સદ્‌વિચારોનું દોહન કરી જીવનમાં ઉતારવાના પ્રયત્ને આદર્શ શિક્ષિકા બનવા પામી હતી. એણે ભલભલાંના જીવનમાં ક્રાન્તિ કરી નાખી હતી.

આ બધો પ્રતાપ અપ્રત્યક્ષપણે સુધાનો હતો. સુધા પ્રખર કાર્યકર્ત્રી હતી.

ખોટો દમામ, ખોટી વાહવાહની એ કટ્ટર દુશ્મન હતી. કામ કામ ને કામઃ બસ કામ જ એને પ્રિય થઇ પડ્યું હતું. આજ તો જે કામ કરે તેજ નવીનપુરની વસ્તીમાં વસી શકે તેમ હતું. શાળાઓ, ક્રીડાંગણો, વાચનાલયો સૌ રાત દિવસ ખૂલ્લાં રહેતાં.

શાળાની શિક્ષિકાઓ અને શિક્ષકો સાંજે નવ વાગે સાથે મળતાં. ખેડૂતો, વેપારીઓ, ધંધાદારીઓ, સૌ એમાં ભાગ લેતાં. સુધા અને નરેંદ્રસિંહ મીઠા આવકારથી સૌને વધાવતાં. પછી વર્તમાનપત્રોની નવાજૂની વંચાતી, અનેક પ્રકારની ચર્ચાઓ થતી.

દિવસે સિપાઇઓ ખેતરે ખેતરે જઇને પ્રત્યેક મોટા રસ્તા ઉપરના ઝાડને વીંટાળેલી સાંકળે એક એક વર્તમાનપત્ર લટકાવતા. ખેડૂત બપોરના શિરામણ વખતે એ વાંચી લેતો. રાત્રે નવાજૂની સંભળાવવામાં આવતી. આ વખતે ગ્રામપ્રાર્થનામાં સૌ ગ્રામજન ભાગ લેતાં. વહેલી સવારે ચાર વાગ્યે રાજઘંટ થતો. પોળે પોળે પ્રાર્થનાઓ થતી. તમામ રસ્તા સૌ પોતપોતાની મેળેજ વાળી ઝૂડીને સાફ કરતાં. અત્યારનો નવીનપુરનો રહેવાશી એટલે આદર્શ ગ્રામજન.

'નવીનપુરને નિહાળો તો તમને સાચા ગામડાનો ખ્યાલ આવે. હતું તો ગામડુંજ, પણ સુધારાને શિખરે બિરાજતું.

દીવો લઇને ખોળો તોપણ, ન મળે નિરૂદ્યમી, ન મળે એઠાખાઉ, ન મળે વિલાસી, ન મળે અભણ. સોએ સો ટકા ભણતર ભણેલાં માનવ ખોળો, તો તમને નવીનપુરમાં મળે.



એ નવીનપુર શ્રીમંત મહારાજા સયાજીરાવ જેવા કોઇ વિદ્યાવિલાસી રાજનના જ રાજ્યમાં હશે ને? અને એ ઠાકોર નરેંદ્રસિંહ પણ હશે કોઇ એમના જમણા હાથ સમો જ ને? અને એ સુધારાણી?

પ્રભો! એ સ્વપ્ન સાચું પાડો!



## ગીતા–ગ્રંથ

( લેખકઃ-શિવપ્રસાદ પી. મહેતા, ગીતા ઓફિસ અમદાવાદ )

( રાગ : ગઝલ )

જગતના સર્વ ગ્રંથોમાં, ગીતાનો ગ્રંથ સારો છે,
હૃદયની હારમાળામાં, ગીતાનો નાદ મીઠો છે.

તમારા સુખમાં સુખી એ, સુખોને આપનારો છે,
તમારા દુઃખમાં દુઃખી એ, દુઃખોને કાપનારો છે.

તમારા ગ્રંથપાલોએ, ગીતા ગાઇ બજાવી છે,
તમારા પુસ્તકાલયમાં, ગીતા પધરાવશો ક્યારે?



# વર્તમાનપત્રોની શક્તિ

[ લેખક:—છોટાલાલ માનસિંગ કામદાર, વાંકાનેર ]

**લંડનની** ન્યુસપેપર સોસાયટીના નવાણુંમા વાર્ષિક ભોજનસમારંભ સમયે લૉઇડ જ્યૉર્જે પ્રાંતિક પત્રોની ઉચ્ચ કદર કરી હતી.

ભાષણમાં તેમણે જણાવ્યું કે " આ દેશનાં પત્રોની મને પહેલવહેલી જાણ થઈ ત્યારે મારે કહેવું જોઇએ કે પ્રાંતિક પત્રોના તંત્રી મંડળમાં વ્યક્તિત્વ તથા બુદ્ધિમાં સરસાઈ ભોગવે તેવાં મનુષ્યો હતાં. આ દેશના મહાન પત્રકારો તે વખતે પ્રાંતિક પત્રોમાં હતા અને તેમનું વ્યક્તિત્વ મહાન હતું.

જે પ્રદેશમાં હું મોટો થયો ત્યાં બહુ ઉચ્ચ પ્રતિષ્ઠાવાળાં પત્રો હોવા માટે હું અસાધારણ ભાગ્યશાળી હતો. ત્યાંના લોકોના મત બાંધવા તથા દોરવામાં તેઓની શક્તિ હું કદી ભૂલી શકીશ નહિ. એક ઘેર વર્તમાનપત્ર સવારે મળે, બીજે બપોરે મળે અને ત્રીજે સાંજે મળે. લંડન બહુ દૂર હતું, અને લંડનનાં પત્રો મોડાં છપાતાં હોવાથી સાંજ સુધી મળી શકતાં નહિ; તે વખત દરમ્યાન બીજાં પત્રો પરથી તેમના મત બંધાઈ ચૂક્યા હોવાથી તે બદલવાનું ખૂબ મોડું થતું.

બધા મહાન આગેવાન—ગ્લૅડસ્ટન, બીકન્સફીલ્ડ, બ્રાઇટ, અને પાછળથી ચેમ્બરલેઈન, લૉર્ડ સેલિસબરી, અને ડ્યુક ઑફ ડેવનશાયરનાં ભાષણોના અક્ષરશઃ રિપોર્ટો માત્ર વંચાતા એટલું જ નહિ પણ અગ્રલેખો પણ વંચાતા હતા. તે સમયે અમે પ્રતાપી જાતિના હતા. રાજકારણને અમે ગંભીર દૃષ્ટિથી જોતા હતા. બીજાના મત અમે સમજ્યા વિના ધારણ કરતા નહિ. ફક્ત વર્તમાનપત્રોનાં મોટાં મથાળાંથી અમે દોરવાઇ જતા નહિ.

અમને સારું ભોજન મળતું. નબળા લોકો તે પચાવી શકતા નહિ. પરંતુ તંદુરસ્ત લોકો તો તેથી હષ્ટપુષ્ટ બનતા. આથી તે વખતમાં સારા રાજનીતિજ્ઞો પાકતા અને અમારામાંના કેટલાંક આજે પણ તેવા રહ્યા છે.

પ્રાંતિક પત્રોને લાગે વળગે છે ત્યાંસુધી તેઓ આજે પણ તે નીતિને વળગી રહ્યાં છે; અને તેથી જાહેરમતમાં ઘણો તફાવત પડે છે તે જણાવતાં મને ઘણી ખુશાલી થાય છે.

લંડનનાં કેટલાંક પત્રોએ તે પ્રણાલિનો નાશ કર્યો છે. અલબત્ત આમાં કેટલાક અપવાદ છે; પરંતુ પ્રાંતિક પત્રોએ મુખ્યત્વે તે સુંદર પ્રથા જાળવી રાખી છે. આ દેશના મતપ્રદર્શનના સંગીનપણા તથા ઐક્યભાવમાં તેથી તફાવત પડે છે. તે વખતમાં રાજકારણ એક માણસના સિદ્ધાંતનો વિષય હતો. અત્યારે તો તે ઉછીના લીધેલ વિચારો છે.

ભૂતકાળના મહાન પ્રશ્નો વિષે બોલતાં તેમણે જણાવ્યું કે " જુના રાજકીય રસ્તાઓનો વિનાશ થયો છે. હવે તે સમારી શકાય તેમ નથી. એ દિશામાંથી પાછા ફરવાની

લાગણી ઉપસ્થિત થઇ છે અને હજારો લોકો નવા પંથે ચાલશે. દરેક મનુષ્ય પોતાની રીતે આશાભૂમિને શોધી કાઢશે. પણ તેમ થતાં વખત લાગશે. મંડળના વિભાગો પડશે. તે કેવી રીતે પડશે તે કોઇ કહી શકે નહિ. પરંતુ જ્યારે સમય આવશે ત્યારે આપણે આપણો માર્ગ પસંદ કરવા સ્વતંત્ર હોઇશું.

અમુક રસ્તે બળજોરીથી જવા માટે કંઇ ફરજ હોવી જોઇએ નહિ. આપણા નિર્ણય, સ્વેચ્છા અને સ્વતંત્રતાથી આપણે જવું જોઇએ. અવિશુદ્ધ રીતે અભિપ્રાય બાંધવા માટે આપણે વર્તમાનપત્રો પર આધાર રાખવો જોઇએ.

ગમે તેમ થાય છતાં વર્તમાનપત્રોની, ભાષણોની, તથા પાર્લામેન્ટની સ્વતંત્રતા, આપણા દેશની મુક્તિ તરીકે રહેશે. તેનું કારણ એ છે કે ખરી હકીકત નિષ્પક્ષપાતે આપવાની જુની પ્રથાને પ્રાંતિક પત્રો વળગી રહ્યાં છે, તથા જ્યારે તમે તમારો સ્વતંત્ર મત બાંધવાનો વિચાર કરો ત્યારે વર્તમાનપત્રોની હકીકત ઉપયોગમાં આવે છે એટલે તેની અસર આ દેશમાં સાર્વત્રિક રહેશે.

આખી સંસ્કૃતિના પ્રવાહને દૂર લઇ જવાની આજના વર્તમાનપત્રમાં સત્તા છે. જો પ્રાંતિક તથા શહેરનાં પત્રો પોતાના પ્રભાવનું લોકમત બાંધવા માટે સંગઠન કરે, શાંતિ મેળવવા માટે તે યત્ન કરે, તો મારા મત પ્રમાણે આવતાં થોડાં વર્ષોમાં આપણે પૃથ્વી પર શાંતિ તથા મનુષ્યો વચ્ચે સદ્‌ભાવ સ્થપાયેલ જોઇશું."



## ગ્રન્થને

(લેખકઃ–જયંત પાઠક, કાલોલ)

અજ્ઞાન કેરી ઉંડી ગહ્વરોથી  
તું જ્ઞાન કેરા શિખરે લઇ જા,  
સુષુપ્તિનાં ગાઢ પડો ફગાવી  
તું અર્પજે ચેતન ચીનગારી. ૧

ઘેરી ગુહા વ્હેમ કુસંપ કેરી  
તારા પ્રતાપે સહુ દે વિદારી  
વિષાદનાં વાદળ ઘોર ચીરી  
તું અર્પજે જ્યોત ઉલ્લાસ કેરી. ૨

હે, ગ્રન્થ વ્હાલા ! મુજને કૃપા કરી  
દે ચીનગારી બસ જ્ઞાન કેરી તું  
જેના પ્રભાવે દુઃખ સૌ વીસારી હું  
અનંત ઉલ્લાસ મહીં ડુબ્યો રહું. ૩



## નવસારી પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદના

# સ્વાગત પ્રમુખનું ભાષણ

**શ્રીયુત માન્યવર પ્રમુખ સાહેબ, અન્ય આમન્ત્રિત ગૃહસ્થો, પ્રતિનિધિ ભાઇઓ અને બ્હેનો !**

**આ**પણા પવિત્ર ભારતવર્ષમાં પ્રજાવત્સલ મનાતા અનેક રાજવીઓમાં વડોદરા નરેશ મહારાજા સયાજીરાવ ગાયકવાડનું નામ, તેમણે રાજ્યને અંગે આદરેલી વિવિધ પ્રજા-હિતસ્વી પ્રવૃત્તિઓથી, મોખરે રહેશે. ખરેખર ! પોતાની પ્રજા અક્ષરજ્ઞાન વિનાની ન રહે એટલા માટે તેઓશ્રીએ પ્રાથમિક કેળવણી ફરજ્યાત કરીને તથા શાળામાં મેળવેલું જ્ઞાન ભૂલી ન જવાય એ સ્તુત્ય હેતુથી સને ૧૯૧૧ થી આખા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરીને રાજ્યની પ્રજાને ઋણી કરી છે. અને ખરેખર, જે રાજવીએ પ્રજાપ્રિય ગણાવું હોય તેમણે એટલું તો કર્યે જ છૂટકો ! મને જણાવતાં હર્ષ થાય છે કે શ્રીમંત સરકારે આવી પ્રવૃત્તિથી દુનિયામાં પોતાનું નામ અમર કર્યું છે. આપ સૌએ, આપણા રાજવીની મહત્તા તે આપણી જ મહત્તા એવી ભાવના સેવનાર અમારા ગામને આંગણે પધારી અમારા ગામને પાવન કર્યું છે તે બદલ અમારી સમિતિ તરફથી આપ સર્વનો સત્કાર કરતાં મને અત્યંત હર્ષ થાય છે.

આ પરિષદ એકલા ઓરણાના ઇતિહાસમાં જ નહિ, પરંતુ સમસ્ત તાલુકાના ઇતિહાસમાં અદ્વિતીય લેખાશે. તે એ દૃષ્ટિએ કે કામરેજ સ્થળ પ્રાચીન કાળમાં પૂર્ણ જાહો-જલાલીથી ભરપૂર નગર હોવું જોઇએ એવી માન્યતા આજે ત્યાંથી મળી આવતા પ્રાચીન સમયના સિક્કાઓથી ઉદ્દભવે છે. એવા એક સમયની પ્રાચીન જાહોજલાલી ધરાવનાર તાલુકામાં આ પરિષદ ભરાય છે; અને તે પરિષદ બીજી નહિ, પરંતુ શ્રીમંત મહારાજા સાહેબની ઉજ્વળ કારકીર્દિ ને વધુ ઓપ ચઢાવનાર પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી પુનિત સંસ્થાની.

ઓરણા ગામને માટે પણ કામરેજ નજીક હોવાથી કંઇક ઐતિહાસિક ખ્યાતિ હશે. પરંતુ એટલું તો નક્કી જ કે મુગલાઈ સમયમાં આ ગામ કાંઇક જાહોજલાલી ધરાવતું હશે એવી માન્યતા ' મુગલાઇ કુવા ' ના નામથી ઓળખાતા એક જર્જરિત કુવાને લીધે ઉદ્દભવે છે. મુગલાઈ તૂટી અને પેશ્વાઇ સ્થાપન થઇ તે અરસામાં, આ ભાગ ટીંબા મહાલને નામે ઓળખાતો, અને હજી પણ અહિંથી નજીક ટીંબા ગામ વસેલું છે. તે સમયે આ ગામ મહાલનું મુખ્ય સ્થળ હતું, અને અહિં વહીવટદારની કચેરી હતી. જે સ્થળે આજે અજ્ઞાનરૂપી જેલમાંથી મુક્ત કરનાર અને જ્ઞાનરૂપી કિરણ ફેંકનાર એક પુનિત પુસ્તકાલયનું ભવ્ય મકાન ખડું છે ત્યાં પહેલાં પોલિસ જેલ હતી. હમારૂં ગામ લગભગ બારસો માણસોથી વસેલું છે. મુખ્ય વસ્તી કબીરપંથી ભક્ત પાટીદાર ખેડુતોની છે. મારે ખુલ્લા દિલે કબૂલ કરવું જોઇએ કે આ વિભાગ કેળવણી અને તેને અંગેની અન્ય પ્રવૃત્તિઓમા તદ્દન ચેતન વિહોણો છે એમ

નથી: ચેતન છે પણ ગુપ્ત છે, જ્યારે આ ગામ પોતાના સંસ્કારથી કંઇક અંશે પ્રકટ ચેતન જાળવી રહ્યું છે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબની અમીદષ્ટિથી તેમજ હમારા આફ્રિકાવાસી બંધુઓના સદ્ભાવથી અને ગામના સુસંસ્કારી આગેવાનોના સ્તુત્ય પ્રયાસથી અને 'આપણને નહિ તો આપણા પાડોશીને પણ હજો ' એ સૂત્ર સમજનાર આ ભાગનાં ગામોની મદદથી તાલુકાને શોભે એવી ઠીક ઠીક સાર્વજનિક સંસ્થાઓ હમારે આંગણે ખડી છે, અને હજી ખડી થશે. એ વસ્તુસ્થિતિ સમગ્ર તાલુકાને માટે શોભાસ્પદ ગણાય એમ કહું તો ખોટું નહિ. આજે ચારતરમાં વસો અને ભાદરણ જેવાં ગામો પોતાની સાર્વજનિક પ્રવૃત્તિઓને લીધે યાત્રાનાં ધામ જેવાં થઇ પડયાં છે, એ ત્યાંના આગળ પડતા મહંતો અગર કાયકર્તાઓને જ આભારી છે. તેવી જ રીતે આ ગામની મહત્તા પણ એવી ભાવનાવાળા મહંતોને જ આભારી છે, જેમાંના એક સ્વ. જીવણભાઈ મોરારજી પટેલ હતા, જેમનું ઋણ આ ગામે તેમના પ્રત્યે સદ્ભાવ સેવનાર આફ્રિકાવાસી મિત્રોની શુભ મદદથી, તેમના સ્મરણાર્થે સાર્વજનિક પુસ્તકાલયનું મકાન બંધાવી અદા કર્યું છે. પરંતુ તેમનું ઋણ તો ત્યારે જ અદા કરેલું ગણાય જ્યારે આ સંસ્થા સાથે તેમનું નામ જોડાય. એ સિવાય, માણસનાં અને પશુનાં દવાખાનાં, સ. ગુ. શાળા, ઇંગ્લીશ કલાસ વગેરે સંસ્થાઓ હાલ આ ગામે મોજુદ છે. ગત વર્ષમાં શ્રીમંત મહારાજા સાહેબના ઉજવાયેલા હીરક મહોત્સવ સપ્તાહમાં 'સ્ત્રી સંમેલન ' દિનનાં પ્રમુખ અ. સૌ. મંગળાગવરી ચોકસી ( કઠોર ) એ આ ગામની વ્યાખ્યા કરતાં કહ્યું હતું કે:—

૧ ઓરણા એટલે ઓરવું-જે કંઈ નવું થાય તે પ્રથમ આ ગામેથી શરૂ થાય.

૨ હિન્દી ભાષામાં ઓર+ના. ઓર=બીજું; ના=નહિ: આ ગામ જેવું પ્રવૃત્તિમય તાલુકામાં બીજું ગામ નહિ.

ઓ+ર+ના=ઓ=પેલું; ર=એ; ના=નહિ. આ ગામે પેલું એ નહિ: એટલે કે પારટી નહિ.

અને ખરેખર જ્યાં પારટી ન હોય ત્યાં અનેક પ્રજાકીય સંસ્થાઓ ઉભી કરાય છે. અલબત્ત ભોગ તો આપવો જ રહ્યો. ભોગને અંતે જ સિદ્ધિ હોય છે. ભોગ આપ્યા સિવાય સિદ્ધિ પ્રાપ્ત કરવા જનાર નિષ્ફળ થાય છે.

હવે તાલુકાનાં ગ્રામ પુસ્તકાલયોની એકંદર હકીકત જાહેર કરવાની રજા લઉં છું. આ તાલુકામાં કુલ્લે ૭૨ ગામ છે તે પૈકી ૪૨ શાળાવાળાં ગામો છે, ને ૪૦ ગામે સા. પુસ્તકાલયની સંસ્થા ચાલુ છે. કઠોરનું કસ્બા પુસ્તકાલય છે, તાલુકામાં સ્વતંત્ર મકાનો કઠોર, વરીઆવ, અને ઓરણા ગામે છે. હાલમાં નજીકના દિગસ ગામના આગેવાનો પણ પોતાના ગામે પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન બંધાવવા સ્તુત્ય પ્રયાસ કરી રહ્યા છે. એ સિવાય, આ તાલુકાના ધાતવા ગામના આગેવાનોએ શ્રીમંત મહારાજા સાહેબના હીરક મહોત્સવ સ્મારક નિમિત્તે પોતાને ગામે સા૦ પુ૦ નું મકાન બંધાય એ સ્તુત્ય હેતુથી ગામ મદદના રૂપીઆ તાલુકામાં ભર્યા હતા. સને ૧૯૩૫-૩૬ ના વર્ષમાં તાલુકાને સરકાર મદદ રૂા. ૭૦૦ મળી હતી. લગભગ એટલી જ રકમ આંત પંચાયત તરફથી મળી હતી. કુલ પુસ્તકો ૧૮૭૬૭

હતાં, જે પૈકી ૧૬૨૯૭ પુસ્તકો વંચાયાં હતાં, અને ૪૫૫૨ વાચકો હતાં. કઠોર કસ્બા સા. પુસ્તકાલયમાં ૪૪૫૭ કુલ પુસ્તકો હતાં. તે પૈકી વર્ષ દરમ્યાન ૩૦૬૦ પુસ્તકો વંચાયા હતાં, અને એકંદર વાચકો ૨૨૨ હતાં.

આ ગામે પણ સા૦ પુ૦ નો સારો લાભ લેવાય છે. વર્ગીકરણ પ્રમાણે ૫૯ તત્ત્વજ્ઞાન, ૮૪ નીતિ, ૬૮ ધાર્મિક, ૨૮ વિજ્ઞાન, ૬૦ વૈદક, ૧૧૮ શિક્ષણ, ૪૦ કળા, ૪૦૯ વાર્તા–નવલકથા, ૩૮ ઐતિહાસિક, ૧૯ ભૌગોલિક, ૧૩૧ જીવનચરિત્રો તથા અન્ય સાહિત્ય અને ઇતર વિષયો મળી કુલ ૧૩૫૯ પુસ્તકો આ સંસ્થાને અંગે છે. તે પૈકી વર્ષ દરમ્યાન ઇશ્યુ બુક નંબર પ્રમાણે ૨૩૨૬ વંચાયાં હતાં, અને ૧૨૬ પુરૂષ, ૭૪ સ્ત્રી, અને ૧૪૦ વિદ્યાર્થીઓ મળી ૩૪૦ વાચકો હતાં. કાયમ ફંડ રૂ. ૧૪૫૨ છે. એ સિવાય સ્થાવર જંગમ મળી કુલ રૂ. ૫૬૪૫ ની મિલ્કત સંસ્થા અંગે ગણાય છે. એ સિવાય, સંસ્થાને કાયમ મદદ તરીકે રૂ. ૫૦૦ નું ટ્રસ્ટફંડ સ્વ. રણછોડભાઇ ભુલાભાઇના વારસો તરફથી તથા રૂ. ૧૦૦ નું ટ્રસ્ટ ફંડ સ્વ. લક્ષ્મીદાસ ગોવિંદભાઇના જમાતા ધામણના વતની રા. ભગાભાઇ ગોવિંદભાઇ તરફથી મળી રૂ. ૬૦૦ ) નું ટ્રસ્ટ પુ. સ. સ. મંડળ લી. ને સોંપ્યું છે. એ રકમનું વ્યાજ પુસ્તકમદદ તરીકે મળવાનો પ્રબંધ ચાલુ છે. એ સિવાય દર વરસે પુસ્તકાલય પર્વણી ઉજવાય છે. એ પર્વનિમિત્તે બાળકોને મિઠાઇ મળે એ હેતુથી અત્રેના વતની રા. સીતારામ રામભાઇ થરા તરફથી રૂ. ૧૦૦) નું વ્યાજ મળે છે. આ તકે આફ્રિકાવાસી શુભેચ્છકો તરફથી મકાનફંડ મોકલનાર રા. ગોવિંદભાઇ માધવભાઇ તથા સ્વ. રણછોડભાઇ ભુલાભાઇની સેવાની નોંધ લીધા વિના કેમ ચાલે ? સ્ત્રી વાચકોને હાલમાં તો ઘેરેઘેર પુસ્તકો આપી વાચન પ્રત્યે રસ ઉત્પન્ન કરવાના પ્રયત્ન થાય છે. જો કે અઠવાડિયામાં એક દિવસ સ્ત્રીઓને માટે રાખવામાં આવ્યો હતો; પરંતુ તેમાં નિષ્ફળતા સાંપડી હતી. એટલે એક ગામડા ગામમાં લગભગ ૭૫ જેટલી સ્ત્રીઓ પુસ્તકાલયનો લાભ લેતી હોય ત્યાં એક સ્વતંત્ર મહિલા વાચનાલય અગર પુસ્તકાલય સંસ્થાને ઉત્તેજન ખાતર શ્રીમંત સરકાર તરફથી કૃપારાહે મળે તો ખરેખર આવકારદાયક થઇ પડે. આ તકે ખરેખર મારે જણાવવું જોઇએ કે અત્રેના સા૦ પુ૦ ના ઉત્સાહી મંત્રી રા. મોરારજીભાઈ તેમજ ગ્રંથપાલ રા. વસનજીભાઇ બન્ને શિક્ષકો હોવા છતાં પોતાની શિક્ષકની ફરજ ઉપરાંત અત્રેની પ્રવૃત્તિમાં પોતાના સમય અને સ્વાર્થનો ભોગ આપી રહ્યા છે. એ બદલ એ ભાઇઓને ધન્યવાદ અર્પું છું. તેમની પ્રવૃત્તિમાં અત્રેની શાળાના શિક્ષકબંધુઓ તથા ગામ આગેવાનો સુંદર સાથ આપી રહ્યા છે એમ જણાવતાં પણ મને અત્યંત હર્ષ થાય છે. ઓરણા ગામે સા. પુસ્તકાલયના ગ્રંથપાલનું કામ સેવાભાવે અંગ્રેજી વર્ગના શિક્ષક મગનલાલ જીવણજી કરે છે અને ગામના સાર્વજનિક કામોમા પણ તેટલી જ હોંશ અને ભાવનાથી પોતાનો ફાળો આપે છે તે બદલ અમોને તેમના એ કામની આ વખતે નોંધ લેતાં આનંદ થાય છે.

જેટલી મકાન બાંધવાની અગત્ય જણાય છે, તેટલી જ બલ્કે તેથી વધુ અગત્ય મકાન બંધાયા પછી, તેનો હેતુ ફલિભૂત થાય એને માટે પણ હોવી જોઇએ. જ્યાં સારાં ફંડો હોય, ત્યાં તો સ્વતંત્ર પગારદાર નોકરો રાખી વ્યવસ્થા જાળવી શકાય છે; પરંતુ જ્યાં

પૂરતા ફંડનો અભાવ હોય ત્યાં બજેટની રકમમાં જ કામ કરનાર મંત્રી યા ગ્રંથપાલના પગારનો સમાવેશ કરવામાં આવે તો વાચનના પૂરતા સાહિત્યોથી વંચિત રહેવાય. એટલા માટે બજેટ સિવાય કોઇ બીજી રીતે એ પ્રશ્ન ઉકેલાય તો ઠીક. શ્રીમંત સરકાર મહારાજા સાહેબની કૃપાપ્રસાદી રૂપ આ સંસ્થાઓને તેમના ખરા સ્વરૂપમાં સફળ થયેલી માનતા હોઇએ તો તે માન મારા શિક્ષક બંધુઓ, જેઓ અત્રે પ્રતિનિધિ તરીકે પધાર્યા છે તેમને જ ઘટે છે. કારણ કે તેમના શિક્ષણકાર્ય ઉપરાંત એ કામ તેઓને કરવાનું હોય છે; અને તે પણ વગર મહેનતાણે, અને હાલના પ્રચલિત શબ્દમાં કહું તો સેવાભાવે. જે મંત્રીઓ સાચા દિલથી રસ લઇને પુસ્તકાલય પ્રવૃત્તિને વધુ વેગવતી બનાવવા પ્રયત્ન કરે છે તેમની આગળ મારૂં માથું નમે છે; પરંતુ સાથે સાથે એ પણ લક્ષ બહાર ન રહેવું જોઇએ કે પુસ્તકાલય પ્રવૃત્તિમાં કંઇ શિથિલતા તો આવતી નથી ? આવતી હોય તો તેનાં કારણો આપણે શોધવાં રહ્યાં.

ભાઇઓ, અને બ્હેનો ! આજે પુસ્તકાલય મંદિરના આજીવન પૂજારીઓ, પ્રવૃત્તિ પોષનાર માળીઓ, નિષ્ણાતો અને અન્ય રસજ્ઞ વિદ્વાનો એકત્ર થયા હોય એવા સંમેલનમાં મારા જેવો એક ગામડિયો ખેડુત પુસ્તકાલય સંબંધી શું વિવેચન કરે ? પરંતુ એટલું તો ખરૂં કે શ્રીમંત મહારાજા સાહેબે સ્થાપેલાં અને પ્રજાએ પોષેલા પુસ્તકાલય રૂપી તીર્થધામો આપણાં કોમી તીર્થધામોથી પર છે. ત્યાં કોમી હુલ્લડોની આગ જલતી નથી; એટલું જ નહિ પરંતુ કોઇ પણ જાતના ભેદ સિવાય સર્વેને માટે તે ખુલ્લાં છે. દરેક મનુષ્યને મનુષ્ય તરીકે ગણવા જ્ઞાન મેળવવાની જેટલી આવશ્યકતા છે તેટલી જ બલ્કે તેથી પણ વધુ આવશ્યકતા તે જ્ઞાન ટકાવી રાખવામાં રહેલી છે, અને તે માટે પુસ્તકાલય જ સર્વમાન્ય સંસ્થા છે. જેના જીવનને બીજાએ જાણ્યું કે ઓળખ્યું નથી તેનું જીવન જ નથી, તે કેવળ મનુષ્યના રૂપમાં પૃથ્વીને ભારરૂપ જ થઇ પડે છે. એ સંબંધમાં આપણા માનવંતા પ્રમુખ સાહેબ જેઓ એક સાચા કેળવણીકાર છે તેઓ તેમજ પ્રવૃત્તિના આજીવન પૂજારી રા. મોતીભાઇ અમીન સાહેબ તથા ખાતાના નિષ્ણાતો અને વિદ્વાનો આપણને વધુ પ્રેરણા આપશે. તેથી મારા મંત્રી તેમજ ગ્રંથપાલ બંધુઓ પ્રત્યે મારી પ્રાર્થના છે કે આજના મંગળમય દિવસે આ પુનિત પ્રવૃત્તિને વધુ વેગવતી બનાવવાની પ્રેરણા આ પરિષદમાં પધારેલા સાચા પૂજારીઓ પાસેથી મેળવી, અને તેટલો અમલ કરી, પોતાનું જીવન ધન્ય બનાવવું. પ્રભુ આપણને સદ્બુદ્ધિ અર્પો, એમ ઇચ્છી તથા પોષમાસની આ કડકડતી ઠંડીમાં, માથામાં મારે તો લોહી નીકળે એવી કાળી જમીનના ઢેફાંવાળી ધરતીના માર્ગે મુસાફરી કરી, આપ સર્વેએ પધારી હમારા ગામની મહત્તાને વધુ ઉજ્જવળ બનાવી છે તે બદલ આપ સર્વેનો આભાર માની બેસી જવાની રજા લઉં તે પહેલાં અમારૂં નાનું ગામ તેમજ વ્યવસ્થાનો બીનઅનુભવ લક્ષમાં લઇ અમારી ત્રૂટિઓ બદલ ક્ષમા માગું છું.

**ઓરણા**
તા. ૨૩–૧–૩૭

**દયારામ સીતારામ શુરા.**

# નવસારી પ્રાંત ૩જી પુ૦ પરિષદ—ઓરણા

# પ્રમુખનું ભાષણ

સન્નારીઓ, સદ્‌ગૃહસ્થો અને વિદ્યાર્થી બંધુઓ !

મને નિવૃત્ત થયે ૭ વર્ષ પૂરાં થયાં છતાં તમે મને વિસરી ગયા નથી તેથી મને આનંદ થાય છે. પુસ્તકાલય પરિષદના પ્રમુખ તરીકે મને નિયુક્ત કર્યો તે બદલ તમારો આભાર માનું છું.

મકરસંક્રાંતિ થઇને સૂર્યનારાયણે ઉત્તર તરફ પ્રયાણ કરવાનું શરૂ કર્યું છે એ શુભ ટાંકણે આપણે મળીએ છીએ એટલે આપણે ઉન્નતિને માર્ગે ચઢયા છીએ એવી કલ્પના સકારણ છે. આ તો પરિષદનું ત્રીજું અધિવેશન છે. એટલે આવાં સમ્મેલનની કાર્યપ્રણાલિકા લગભગ નક્કી થઇ ગયલી હોવી જોઇએ એ વિચારથી મારૂં કાર્ય કંઇક અંશે સરળ અને સ્હેલું બન્યું છે, એમ સમજી મેં પ્રમુખપદ સ્વીકાર્યું છે.

વડોદરાના કેળવણી ખાતાનાં અનેક અંગ તથા ઉપાંગોમાંનું એક અગત્યનું અંગ તે લાયબ્રેરી ખાતું છે. એટલે તેમાં મને રસ પડે એ તો આપ સમજી શકો છો. પરંતુ એ ખાતાની પ્રવૃત્તિ સાથે શિક્ષકોનું જીવન લગભગ શાળા ખાતા જેટલું જ ઓતપ્રોત થયલું હોવાથી લોકશિક્ષણની આ સહાયક સંસ્થાનું કામ જોવાનું મને મન થાય એ સ્વાભાવિક છે. અધ્યાપન મંદિરમાંથી ઉત્તીર્ણ થયલા આપણા શિક્ષકબંધુઓ આ દિશામાં કેટલી ફત્તેહ મેળવી રહ્યા છે એ જોવાનો પ્રસંગ મળશે એમ સમજી હું અત્રે હાજર થયો છું.

પ્રત્યેક બાબતમાં આપણે ધારીએ તો આજે છીએ તેના કરતાં વધારે સારા થઇ શકીએ. જો આ સમ્મેલન દરમ્યાન આપણે બધા વિચાર—વિનિમયથી વિશેષ લાભ મેળવીએ તો પુસ્તકાલયપ્રવૃત્તિ આ રીતે બધાંને ભેગાં કરવામાં જે શ્રમ ઉઠાવે છે તે સાર્થક ગણાય.

આપણા રાજ્યની વસ્તી લગભગ પચ્ચીસ લાખ જેટલી હશે. એ સંખ્યામાં ભરતી-ઓટ તો આવ્યા જ કરે, કેમકે વડોદરાનું રાજ્ય બીજાં રાજ્યોની સાથે ફુલગુંથણીની જેમ વિસ્તરેલું છે. આ પ્રકારની પરિસ્થિતિથી લાભ તથા હાનિ બન્ને સંભવિત છે. અહિંની ભણેલી વસ્તી પાડોશના રાજ્યમાં જઇને ઘણી વખત રહે છે. એ રીતે વસાહત થાય એટલે અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરેલાંની વસ્તી અહિં કમી થયલી લાગે. તમારા જ ગામના એક આગેવાન જીવણજીભાઇ, જે આજે નથી, તેમણે પોતે મેળવેલી કેળવણીને પરિણામે રાજપીપળાની હદમાં ખેતી કરવાનું તથા આ રાજ્યની સુવ્યવસ્થાનું ફળ પાડોશની પરહદમાં વસતા લોકોને ચખાડવાનું દુરસ્ત ધાર્યું, એ ગુજરાત સમસ્તને લાભ થયો એમ હું માનું છું. એ વાત ખરી કે ભણેલાંની સંખ્યા અહિં કદાચ તેથી ઓછી થઇ એમ કહી શકાય. વળી પરરાજ્યમાંથી અભણ લોકો અહિં આવે તો આપણે ત્યાંની ફરજીયાત કેળવણીના કાયદાને લીધે તેમને થોડા

વખતમાં શિક્ષિત થયા વિના છૂટકો નહીં. એવાંઓનું રાજ્યમાં આવી વસવું એ આપણી અભણો ની સંખ્યામાં ઉમેરો કરવા જેવું છે એ તો સ્પષ્ટ સમજાય તેવી વાત છે. કદાચ એ દષ્ટિએ આ હાનિ જેવું લાગે, પરંતુ ગુજરાતમાં તો ભણેલાની સંખ્યા એ રીતે પણ વધવાની જ. ગમે તેમ હો, પણ એટલું નિર્વિવાદ છે કે આજથી પચાસ વર્ષ ઉપર વડોદરા રાજ્ય અક્ષરજ્ઞાનને ધોરણે બહુ નીચે આવતું હતું તે આજે માત્ર ત્રાવણકોર અને કોચીનનાં રાજ્યોને બાદ કરતાં સમસ્ત ભારતવર્ષમાં અગ્રપદે વિરાજે છે. આપણી પ્રજાની આ પહેલે નંબરે જે ગણના થાય છે તેનો ખરો યશ શ્રીમંત સયાજીરાવ મહારાજ સાહેબને છે એની કોણ ના પાડી શકશે વારૂ ? જ્યારે અંગ્રેજી રાજ્યમાં પૂરા નવ ટકા જેટલી વસ્તી વાંચી લખી જાણતી નથી ત્યારે આપણે ત્યાં વસ્તીનો પાંચમો ભાગ એટલે સોમાંથી વીસ જેટલા માણસોએ ઠીક ઠીક અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. વધારે આનંદની વાત તો એ છે કે આ શિક્ષિત સમૂદાયમાં બ્રાહ્મણથી માંડીને ભંગી સુધીની કોમનાં તેમજ હિંદુ અને ઇતર તથા સ્ત્રી તથા પુરૂષો બધાંનો સમાવેશ થાય છે. પોતાની રૈયતને કંઇપણ ભેદભાવ વગર આ રીતે વિદ્યાદાન આપવાનું મહાપુણ્ય શ્રીમંતે પ્રાપ્ત કર્યું છે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

આટલી પ્રગતિથી મને સંતોષ નથી થતો. ત્રીસ વર્ષના પ્રયાસને અંતે આપણે ૪૦–૫૦ ટકા જેટલાને જો અક્ષરજ્ઞાન આપી શક્યા હોત તો ઘણું સારૂં ગણાત. એમ છતાં તેનો દોષ કેવળ અમુકને શિર મૂકી શકાય તેમ નથી. શિક્ષકો, માબાપો, બાળકો એકદિલથી કામ કરે અને સરકાર તેમને તેમની અનુકૂળતા પ્રમાણે શિક્ષણનો પ્રબંધ કરી આપે તો અક્ષરજ્ઞાનનો પ્રસાર થયો છે તેથી વધારે જલદી થાય એવો સંભવ છે. એટલે શિક્ષણમાં થયલી પ્રગતિ ધીમી છે એ સ્વીકારવું જોઇએ. જે જાતના વાતાવરણ અને પરિસ્થિતિમાં આ કાર્ય સાધી શકાયું છે તે જોતાં ધીમી પ્રગતિ પણ સારી ગણાય, એમ હું માનું છું.

દુનિયા જ્યારે સંજીવની વિદ્યાની શોધમાં છે, (અને મને કહેવા દો કે 'ટાઇમ્સ'માં આજે જ ખબર છે કે મોસ્કોના ડૉકટરોએ મુએલાંને નિદાન થોડા વખત માટે સજીવન કરવામાં ફત્તેહ મેળવી છે.), કલાકે બસો માઇલ જઇ શકાય એવાં યાંત્રિક વાહનો જ્યારે અસ્તિત્વમાં આવ્યાં છે, અને માનવજાત છે તેના કરતાં વધારે ખૂબસુરત, સશક્ત અને સુશીલ કેવી રીતે થઇ શકે તેનો વિચાર થઇ રહ્યો છે, ત્યારે જે દેશમાં, વિધવાવપનની જરૂર વિષે ઉહાપોહ ચાલતો હોય, કન્યાઓને કેળવણી આપવી ઇષ્ટ છે કે નહીં, બાપના બારમા ને નાતની જમણવારો કરવાની આવશ્યકતા છે કે કેમ, અભ્યાસ, તંદુરસ્તી કે ધનપ્રાપ્તિને અર્થે યૂરોપ અમેરિકા કે જાપાન જેવા દેશોમાં જવાની શાસ્ત્રમાં છૂટ છે કે નહીં, બ્રાહ્મણવર્ગ બ્રાહ્મણેતર વર્ગના હાથની રસોઇ જમે તો તે કેવા પ્રકારનું પાપ ગણાય ને તેને માટે શા પ્રાયશ્ચિતની જરૂર છે, વર્ણાન્તર લગ્ન કરવાં કે ન કરવાં એવા જ પ્રશ્નોની ચર્ચા બહુ ગંભીરતા ને પાંડિત્યના આડંબર સાથે વર્ષો થયાં ચાલ્યા કરતી હોય, તે દેશમાં ધીમી પ્રગતિ પણ આદરણીય છે. જમાનો કેટલો અને કેવી ત્વરાથી આગળ વધી રહ્યો છે તેનો ખ્યાલ ઘણાં થોડાં માણસોને આવ્યો કે આવતો હોય તે સમયે સમાજમાંથી અંધકાર સદંતર દૂર કરવાનું કામ મુશ્કેલ છે. આવી મુશ્કેલીઓ છતાં દેશના એક ભાગમાં સોમાંથી વીસ ધરમાં

અંધકારનો નાશ થયો અને પ્રકાશનાં કિરણો પહોંચી શકયાં એ કંઈ જેવી તેવી વાત નથી. એટલે પ્રગતિ ધીમી હોવા છતાં પણ તેને સંતોષ આપનારી હું કહું છું. પ્રજાજીવન સમર્થ, સુશ્લિષ્ટ અને સંસ્કારી એકદમ થઇ શકતું નથી. એમ છતાં હિંદી સમવાયનું કાર્ય ઠીક સધાયું છે એમ કોણ નહીં સ્વીકારે ?

આ રાજ્યમાં કુલ ગામોની સંખ્યા લગભગ ત્રણ હજાર છે. એમાં ઘણે ઠેકાણે શાળાઓ નિકળી છે, તથાપિ હજી ચૌદસો ઉપરાંત ગામોમાં શાળા નથી કેમકે શાળા ખોલવા માટે જોઇતી કમીમાં કમી સંખ્યા બાળકોની ત્યાં થઈ શકતી નથી; અગર થાય છે તો તેટલી સંખ્ય. હાજર રહી શકતી નથી. એક વખતે રાજ્યમાં લગભગ ત્રણ હજાર જેટલી નિશાળો હતી પણ તેમાંની કેટલીકને જોડી દેવામાં આવી, થોડી બંધ પાડવી પડી અને કેટલીકને સ્વતંત્ર શાળા ગણવાને બદલે કોઈ મોટી પ્રતિષ્ઠિત શાળાની શાખા ગણવામાં આવી. આથી જો કે શાળાની સંખ્યામાં ઘટાડો થયો છે ખરો, તથાપિ ભણનારાં બાળકોની સંખ્યા બહુ કમી થઇ નથી. આ ફરજીયાત શાળાઓમાંથી ભણીને ધંધે વળગનારાઓ મેળવેલું અક્ષરજ્ઞાન ગુમાવે નહીં એ હેતુ ધ્યાનમાં રાખીને જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય જોઇએ એમ ઠરાવ્યું. પરિણામે આજે રાજ્યમાં એક હજાર એંસી ગામો એવાં છે કે જ્યાં શાળા ને પુસ્તકાલય બન્ને દ્વારા લોક સંસ્કારી બની રહ્યાં છે. સરકારનો પ્રયાસ છતાં જે ગામની વસ્તી ઓછી છે ને સંસ્કારથી વિમુખ રહેવા ઇચ્છા રાખે છે તેવાં ત્રણસો ચુમાલીસ ગામોમાં શાળાનું અસ્તિત્વ છતાં તે પુસ્તકાલય મેળવી શકયાં નથી. આ નીચું જોવડાવનારી બાબત છે ખરી, તથાપિ પુસ્તકાલય પ્રવૃત્તિને ધન્યવાદ ઘટે છે કે રાજ્યમાં છત્રીસ ગામો એવાં છે કે જ્યાં શાળા આજે નથી પરંતુ પુસ્તકશાળા છે ખરી! ધન્ય છે એ ગામોની વસ્તીને કે જગતમાં બનતા બનાવોની માહિતી ગામમાં થોડાં પણ માણસો મેળવી શકે એવો પ્રબંધ ત્યાં રચાયો છે! પ્રમાણમાં નવસારી પ્રાંત, રાનીપરજની વધુ વસ્તી હોવાથી, ચરોતર જેવા પ્રદેશ કરતાં શિક્ષણમાં પછાત છે. આ પ્રાંતના લગભગ પોણી આઠસો ગામો પૈકી આસરે અઢીસોમાં શાળા છે ને તે પૈકી પોણી બસો ગામમાં પુસ્તકાલય પણ છે. આવી સાધારણ સ્થિતિ હોવા છતાં પણ એક બાબતમાં નવસારી પ્રાંત બીજા પ્રાંતો કરતાં વિશેષ ઝળકે છે. અહિં તેર ગામો એવાં છે કે જ્યાં શાળા નથી છતાં પુસ્તકશાળા છે. નિદાન આ બાબતમાં રાજ્યના બીજા વિભાગો કરતાં આ વિભાગ આગળ છે.

એક રીતે છેડે આવેલો છતાં આ પ્રાંત તેની પારસી, અનાવલા, પાટીદાર, વ્હોરા, કોળી, વગેરે કોમના ઉત્સાહ અને ઔદાર્યને લીધે કેટલુંક મુગું કામ સાધી શકયો છે. અહિંની પ્રજા સાહસિક બની છે. દેશદેશાવર જઇ તે પોતાની આર્થિક સ્થિતિ સુધારવાનો યત્ન કરે છે. ઉદ્યોગધંધામાં પણ આગળ પડવા મથે છે. શ્રીમંતે યોજેલી અનેકવિધ કલ્યાણકારી પ્રવૃત્તિને આ પ્રાંતે સુંદર રીતે ઝીલી છે. આપણે જોઇને ખરેખર પ્રસન્ન થઇશું કે પોતાના રાજપિતા પ્રત્યે સ્નેહ તથા આદર ભાવ સાથે પોતે વડોદરા રાજ્યની રૈયત છે એનું અભિમાન અહિંની દરેક વ્યકિતમાં ઝળકી રહ્યું છે. ગુજરાતની એક કરોડ રૈયતમાંથી પચ્ચીસ લાખ શ્રીમંતની પ્રત્યક્ષ સત્તામાં સુરક્ષિત છે, તો બીજી મોટી, ખંડણી આપતાં રાજ્યોની રૈયત,

પરોક્ષ રીતે, શ્રીમંતને ગુર્જરાધિપતિ તરીકે માન આપે છે. એટલે વડોદરાના કેળવણી-ખાતાનો લાભ, શાળા–પુસ્તકાલય કે સંગ્રહસ્થાન મારફત, આખું ગુજરાત લેતું આવ્યું છે ને લઈ શકે છે. સ્વરાજ્યમાં જ્યારે સુરાજ્યની ઝમક હોય ત્યારે તે કેવું દીપી રહે છે તેનું જ્વલંત દષ્ટાંત વડોદરા આપે છે. સારાયે હિંદની નજર આ કારણે વડોદરા ઉપર ઠરી છે. આ વાત માત્ર શ્રીમંતનાં વખાણ રૂપે જ નથી કહેતો પણ બ્રિટિશ હિંદમાં જ નહિ પણ પાર્લામેન્ટમાં યે વડોદરાની સરસાઈ સ્વીકારાય છે.

આપણો દેશ ખેતીપ્રધાન છે. ખેતી એ ગામડાંઓનું ખાસ લક્ષણ અને જીવનનું સાધન છે. ખેડુત જગતનો તાત ગણાયો છે તે માત્ર ખાલી ખુશામતના અર્થમાં નથી. ગામડાંઓ વડે જ આપણાં શહેરો જીવે છે તેથી અહિં ખેડુતની આટલી મોટી કીંમત અંકાય છે. શહેરો તથા ગામડાં પરસ્પર એક બીજાને ઉપકારક તો છેજ; પરંતુ જેમ એ બંને વચ્ચેનો આર્થિક તથા સાંસારિક સંબંધ વધારે ગાઢ અને દઢ બનતો જશે તેમ ગ્રામજીવન વધુ ઉજ્જવળ બનતું જશે તથા શહેરી જીવન ઓછું તીતાલીયું બનશે. સ્વીટ્ઝરલાંડ જેવા દેશમાં તો ગામડું એ નાનું સરખું, રમકડાં જેવું શહેર હોય એવું ત્યાં જનારને લાગે છે. આપણે ત્યાંનાં ગામડાં એવાં થાય તો કેવું સારૂં !

વડોદરા રાજ્યનાં આસરે ત્રણ હજાર ગામોમાં, બાધેભારે કહેતાં, પચાસ જેટલા કસ્બાઓ છે. એ કસ્બાઓમાં કંઈક અંશે શહેરની શોભા છે, તો ગામડાનું નિર્મળ વાતાવરણ કાંઈક વધુ ઓછા પ્રમાણમાં દેખાય છે. ખેતીની સાથે સાથે નિકટનો સંબંધ ધરાવતા ઉદ્યોગો જો ગામડાંઓમાં દાખલ થઈ શકે તો ગામડાં કસ્બા જેવાં વધારે થતાં જાય, ઉદ્યોગ ધંધાનો વિશેષ વિકાસ થાય, તથા ગામડાંની આર્થિક સ્થિતિ પણ સુધરે. આ લાભ મેળવવાને માટે જે લાયકાતની જરૂર છે તેનો ઠીકઠીક અંશ પુસ્તકાલયનો સારી રીતે ઉપયોગ કરેથી સાધી શકાય એમ હું માનું છું.

જર્મની એકવાર, આપણા કરતાં તો ઓછે દરજ્જે પરંતુ મુખ્યત્વે કરીને, ખેતીપ્રધાન દેશ હતો. રફતે રફતે ખેતીની સાથે જર્મનીમાં ઉદ્યોગધંધાની ખીલવણી થઈ. એ ઉદ્યોગના વિકાસને પરિણામે ખેતીકારોની પણ સ્થિતિ સુધરી. આપણે ત્યાં જે કાચો માલ ઉત્પન્ન થાય છે તે પરદેશ ન જતાં અહિંજ જો પાકા માલ તરીકે તૈયાર થઈ શકે તો આજે જેઓને રોજી મળતી નથી તેમાંના ઘણા કામે વળગી શકે. બેકારી દૂર કરવાના ઉપાયોમાંનો આ એક સાચો ઉપાય છે. આવી રીતે ખેતી અને ઉદ્યોગ એક બીજાની મદદે આવતાં પારકા દેશ ઉપર આધાર રાખવાનું ઓછું થાય અને આર્થિક સ્થિતિ સુધરતાં આજે જે સગવડો ગામડાંઓને મળી શકતી નથી તેમાંની ઘણીખરી સ્હેજે મળી રહે.

ગામડાં સુધારી શકાય તો જ ભારતવર્ષ સુધરી શકે, એ વાતની પ્રતીતિ થતાં ખેતીની સુધારણા માટે સકળ સ્થળમાં પ્રયાસો થઈ રહ્યા છે. કોંગ્રેસને તેમજ સરકારને પણ એ વાત મનમાં ઠસી લાગે છે. એટલે મહાસભાની બેઠક ફૈઝપુર જેવા ગામડામાં થઈ છે અને જ્યાં ત્યાં ઢોરોની ઓલાદ સુધારવા માટે ગોધાઓનાં દાન થઈ રહ્યાં છે. એ તો ઠીક; પણ ખાતરદાન કેમ હજી કરવામાં નથી આવતાં એ હું કળી શકતો નથી.

ઘણી વખત જગતમાં એવું જોવામાં આવે છે કે બહારની ટાપટીપ તથા તેનાં યશોગાન સંગીન કામને ઢાંકી નાખે છે. ઓરણા ગામનો જ દાખલો લઇએ. કામરેજ તાલુકાનાં ત્રણ મોટાં ગામો જે કઠોર, વરીઆવ અને ખોલવડ છે, તેમાં ઓરણાની ગણતરી થતી નથી. ગામની વસ્તી પૂરી બારસે માણસનીય નથી. આગગાડીની સવડ એ ગામને મળી નથી. ખાસ વેપાર કે ઉદ્યોગ ધંધા માટે એ પ્રસિદ્ધ નથી. ખેતી ઉપર જ ગામનો આધાર છે. તથાપિ અહિંની વસતીએ એટલું સ્પષ્ટ રીતે જોઇ લીધું છે કે ખેતી ભલે ઉદરનિર્વાહ માટે હોય પરંતુ ખેતીમાં જ કંઇ આપણું જીવન સમાપ્ત થઇ જતું નથી. ખેડુતને પણ જીવનનાં રસલ્હાણ લેવાનો હક્ક છે. જેમ અને તેમ વધુ માણસો સંસ્કારી થઇ શકે અને જીવનમાં રમ લઇ શકે તેવી વ્યવસ્થા આ ગામે કરી છે. સંસ્કારી જીવન ગામનાં જેમ વધારે સ્ત્રીપુરુષો જીવી શકે તેમ સારું એમ સમજી ઓરણા પોતાની જવાબદારી સારી રીતે ઝીલી રહ્યું છે.

આ સાચી સમજને પરિણામે ઓરણામાં ચાલતી શાળાનો અહિંના વતનીઓ બહુ સુંદર રીતે લાભ લઇ રહ્યા છે. શાળા માટે મકાનનો અહિં પ્રબંધ થયો છે. અક્ષરજ્ઞાન જે લોકોએ મેળવ્યું છે એવા થોડું ભણેલા અને ધંધે વળગેલા માણસો મેળવેલી વિદ્યા વિસરી ન જાય એ માટે અહિ પુસ્તકશાળા પણ છે. તંદુરસ્તી અને ધનપ્રાપ્તિ એ બે મોટાં પાર્થિવ સુખ મનાય છે. તેમાં પણ સ્વાસ્થ્ય દ્રવ્ય કરતાં વધારે કિંમતી છે. સશક્ત માણસ પૈસો પેદા કરી શકે છે પણ ધનથી સ્વાસ્થ્ય ખરીદી શકાતું નથી ( નિદ્રાહીનતાથી પીડાતા કલકત્તાના મારવાડી લખપતિનો દાખલો ). લોકો આ સત્ય જાણતા હોવાથી રોગોને દૂર રાખવા માટે તથા સુખાકારી સાચવી રાખવા સારૂ દવાખાનાની પણ આ ગામે સગવડ રાખી છે. ખેડુતોનું જીવન જે ઢોરઢાંખર, એની તંદુરસ્તીને માટે પશુ ઔષધાલય પણ કાઢયું છે. ધંધાર્થે દેશ પરદેશ જનારાઓને હરકત ન પડે એટલા વાસ્તે જરૂર પૂરતું અંગ્રેજી જ્ઞાન મેળવવાનો પણ પ્રબંધ અહિં બહુ વખત થયાં રચાયો છે. ઉપરાંત સૌથી અગત્યની બાબત જે આ ગામે ખરેખર સાધી છે તે જોઇને હું બહુ પ્રસન્ન થાઉં છું. ઓરણા સહકારની ખૂબી બહુ સારી રીતે સમજ્યું છે અને અહિં સહુએ હળીમળીને રહેવાની ટેવ કેળવી છે. ઓરણાવાસી ઐક્યથી કામ કરી શકે છે. એકતા, શું ન કરી શકે ? પાનાંની રમતમાં, એક્કો બાદશાહને પણ જીતી જાય છે, એ વાત તો આ જમાનાનું ગામડામાં ઉછરતું નાનું બાળક પણ સમજી શકે છે. પ્રજાના ઐક્યે પાદશાહોને નમાવ્યાનાં દ્દશ્ય તો જગતના ઇતિહાસમાં મોજુદ છે. કલ્પલતાનાં જેવી વિદ્યા પણ જે ન સાધી શકે તે એકતાથી સાધી શકાય છે. પરંતુ એક્કાનું મહત્ત્વ વિદ્યા વડે જ સમજાય છે. એ કારણે વિદ્યાનો પ્રચાર કરવાના હેતુથી શાળા અને પુસ્તકાલયો જનસેવા બજાવી રહ્યાં છે.

શિક્ષિતો પોતાનું જ્ઞાન વધારી શકે એ હેતુથી તજા વડોદરામાં અને રાજ્યનાં બીજાં શહેરોમાં પહેલાં તો પુસ્તકાલયો રચપાયાં. નવસારીની મ્હેરજી રાણા લાયબ્રેરી તો લોકોએ ઉભી કરી હતી. તે સમયે ભાગ્યે પાંચ સાત પુસ્તકાલયો આખા રાજ્યમાં હતાં. ગણદેવીની લાયબ્રેરી એ જુની સંસ્થાઓમાંની એક છે. મારા મિત્ર મોતીભાઈ અમીને આદરેલી મિત્ર-મંડળ લાયબ્રેરીની યોજનાને પરિણામે વાચનાલયોની સંખ્યા પચીસ સત્તાવીસ વર્ષમાં ઠીક વધી છે.

રાજ્યમાં આજે તો લગભગ અગીયારસો પુસ્તકાલયો સ્થપાયાં છે અને તે પૈકી એકસો ત્રેસઠને માટે સ્વતંત્ર મકાનો પણ છે. તમારા પ્રાંતમાં પણ વીસ બાવીસ લાયબ્રેરીઓ માટેનાં મકાનો થઈ ગયાં છે અને બીજાં થોડાં નજીકના ભવિષ્યમાં તૈયાર થશે એવી ઉમેદ નવસારી પ્રાંત સેવી રહ્યો છે, એ જાણી હું ખુશી થાઉં છું.

શ્રીમંત ગુર્જરેશની કીર્તિ મૂર્તિમંત થઇ ન હોય તેના જેવું આપણું રાજધાનીનું મધ્યવર્તી પુસ્તકાલય તો જુના સરકારવાડામાં જ આવ્યું છે. વડોદરાની મુલાકાત લેનાર પ્રત્યેક વ્યક્તિ એ પુસ્તકસંગ્રહ જોઇને ચકિત થાય છે. લૉર્ડ ઇરવીન જેવાને પણ એ સુંદર સુવ્યવસ્થિત સંગ્રહ જોઇને આનંદ થયો હતો. અને તે પ્રદર્શિત કરતાં તેમણે જણાવ્યું હતું કે This is an Institution which is unique in India ! અર્થાત્ કે હિંદુસ્તાન ભરમાં આ એક અદ્વિતીય સંસ્થા છે. પાટનગરના એ અદ્વિતીય પુસ્તકાલય ઉપરાંત ત્રણ પ્રાંત પુસ્તકાલયો ને તેંતાળીસ કસ્બા પુસ્તકાલયો છે. તે વડોદરાની પ્રજાના સંસ્કારપ્રેમની સાક્ષી પૂરે છે. મહિલા પુસ્તકાલયોનું અસ્તિત્વ આપણે સ્ત્રી વર્ગને સુશિક્ષિત બનાવવા ઇચ્છીએ છીએ તેની ખાત્રી આપે છે. બાળકોનું વ્યકિતત્વ પણ આપણે વિસર્યા નથી. ઉગતાં બાળકોની બુદ્ધિનો વિકાસ સ્વતંત્ર રીતે થઇ શકે એટલા માટે પુસ્તકાલયોના બાલવિભાગમાં કેવળ ચોપડીઓ જ નહિ પરંતુ રમતનાં સાધનો પણ રાખવામાં આવ્યાં છે. એટલે સમગ્ર રીતે વિચાર કરતાં પુસ્તકાલયપ્રવૃત્તિ પ્રશંસનીય છે એમ કહેવામાં કશો સંકોચ નથી. એ વધુ યશસ્વી થાય એમ ઇચ્છું છું.

કોઈ સારી લાયબ્રેરીમાં પ્રવેશ કરતાં આપણા અંતરમાં એક પ્રકારનો આદર ઉદ્દભવે છે. જે અમર આત્માઓએ, સાધુસંતો અને લેખકોએ પોતાના જ્ઞાન અને અનુભવનાં મીઠાં ફળો આપણા ઉપયોગ અર્થે આપણને વારસામાં આપ્યાં છે તે બધાની બુદ્ધિપ્રભાનો કુમળો મધુરો પ્રકાશ આપણે એક પુસ્તકાલયમાં પ્રવેશતાં જ અનુભવી શકીએ છીએ.

જેમ સારા મિત્રોના વાર્તાલાપથી આનંદ મેળવી શકાય છે તેમ સારાં પુસ્તકોનાં વાચનથી જ્ઞાન અને આનંદ મળે છે. પુસ્તકોના સંગ્રહમાં વિવેકી વાંચનારને ભારતનાં પ્રાચીન ગૌરવનાં દર્શન થાય છે. માનવ જાતની ઉન્નતિ કયે માર્ગે થઈ એ જાણવાનું મળે છે. વર્તમાનકાળ એ ભૂતકાળનું સંતાન છે અને તેથી આપણી વર્તમાન પ્રવૃત્તિઓ બધી ભૂતકાળના પાયા ઉપર રચાય તો જ આપણો શ્રમ સફળ થાય એ ઉપદેશ ત્યાં મળે છે. તેની સાથે સાથે જે પ્રજાનો ભૂતકાળ ભવ્ય છે તેનું ભાવિ પણ ઉજ્જ્વળ છે અને તેથી ભારતવાસીઓએ કોઇપણ કારણે નિરાશ થવાનું નથી એવો બોધ પ્રાપ્ત થઇ શકે છે. જ્યારે ઉંચા પ્રકારનું શિક્ષણ લેતાં સાધારણ સ્થિતિના માણસને ખર્ચ ભારે પડતો થઈ ગયો છે, ત્યારે પાઠશાળા કે શારદાપીઠનું મ્હોં જોવાનો પ્રસંગ જેને આવી શકે એમ ન હોય તેને માટે તો સારૂં પુસ્તકાલય એજ સાચી શારદાપીઠ છે. ત્યાં કામથી પરવારી સરસ્વતીની આરાધના અનુકૂળતા પ્રમાણે થઇ શકે છે. લાયબ્રેરીની કિંમત પુસ્તકોની સંખ્યા ઉપરથી આંકી શકાતી નથી. કેટલાં વાચકોએ તેનો લાભ લીધો એ પણ એનું ખરૂં મૂલ્યાંકન આપી શકતું નથી. તેનો ખરો ઉપયોગ થવાને માટે એ જરૂરનું છે કે

જે ગ્રંથપાલની દેખરેખમાં પુસ્તકશાળા ચાલતી હોય, તેણે વાચકવર્ગને વાસ્તે હલકી પ્રતિનું નહિ પણ બુદ્ધિનો વિકાસ થાય, હૃદય કેળવાય અને ઉચ્ચ આશયો ઉપર પ્રીતિ વધે એવું વાચન પૂરૂં પાડવું જોઈએ. વાચકવર્ગમાં જે વધારે વિદ્વાન ને અનુભવી હોય તેણે યોગ્ય માર્ગદર્શન વડે યુવાનોને સંગીન જ્ઞાન મેળવવાને દોરવા જોઈએ. મારી પુસ્તકાલયની અનેક ભેટો વખતે મારા જોવામાં આવેલું કે નિર્માલ્ય, અર્થહીન અને ક્વચિત અવળે માર્ગે ચઢાવે એવી વાર્તાઓ ઘણી ખરી વંચાય છે. એ વસ્તુસ્થિતિ બદલાઈને લોકોનું વલણ સારા વાચન તરફ થાય એ માટે જરૂરી સૂચનાઓ પણ આપવામાં આવતી; છતાં ઇતિહાસ, અર્થશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, રાજધર્મ કે તત્ત્વજ્ઞાન જેવા વિષયનાં પુસ્તકો ઘણે ખરે ઠેકાણે લગભગ અસ્પૃશ્ય રહેલાં જ નજરે પડે છે. આ શોચનીય સ્થિતિ દૂર કરવાનું કામ મોટે અંશે શિક્ષકો અને ગ્રંથપાલોનું છે. સ્વતંત્ર ગ્રંથપાલો રાખી શકાય એવી ઘણી સંસ્થાઓની સ્થિતિ નથી. મોટે ભાગે શાળાના શિક્ષકોની સંભાળ નીચે જ પુસ્તકાલયો ચાલે છે. કોઈ કોઈ સ્થળે ગામના સંભાવિત ગૃહસ્થોની સહાય મળતી રહે છે એ ખુશ થવા જેવું છે. શિક્ષક, ગ્રંથપાલ અને ગામના અગ્રેસરો પોતાના અનુભવથી જો ઉછરતી પ્રજાને સારા સંસ્કાર મળે એવી વાચનસામગ્રી તૈયાર કરી આપે અને મહિનામાં એક બે વખત તરુણ મંડળીની સાથે રામાયણ, મહાભારત કે ભગવદ્ગીતા જેવાં પુસ્તકોના જુદા જુદા પ્રસંગો વાંચે અને વિચારે તો પુસ્તકાલયોનો લાભ સારી રીતે મળી શકે. આ સૂચનાનો અર્થ એવો નથી કે નવીન પુસ્તકો ન વાંચવાં. 'નર્મગદ્ય' 'નવલગ્રંથાવલિ' 'સુદર્શન ગદ્યાવલિ' 'સરસ્વતીચંદ્ર' તથા 'આપણો ધર્મ' જેવાં પુસ્તકોમાં પણ અનેક વિષયો પર જુદી જુદી દૃષ્ટિએ ઘણું લખેલું છે. તે લખાણમાંથી જે તે વિષયના જાણકાર પુખ્ત વયના માણસો પુસ્તકાલયમાં આવી ચર્ચા કરે તો જેઓ અભણ છે તેમને પણ ઠીક માહિતી મળી રહે. આપણી પ્રજાની એક ખાસ ખૂબી એ છે કે તેમાં જેઓ કેવળ નિરક્ષર છે તેઓ પણ છેક સંસ્કારથી વિમુખ નથી. આપણા પૂર્વજોની ઊંડી સંસ્કૃતિને પરિણામે અહિંનો અભણ વર્ગ પણ સંસ્કારહીન નથી એટલું જ નહિ પણ બીજા દેશોનાં લખી વાંચી જાણનાર માણસો કરતાં તે વધારે કેળવાયલો ઘણું ખરૂં નજરે પડે છે.

કેવળ અક્ષરજ્ઞાન એ સાચી સંસ્કારિતા નથી; હૃદય ને બુદ્ધિનો વિકાસ એજ સાચી સંસ્કારિતા છે, ખરી કેળવણી છે. સંસ્કારહીનતામાંથી અભણ હિન્દવાસી બચી ગયો છે તેનું મુખ્ય કારણ એ છે કે દેશભરમાં લોકોને દિવસનું કામ પતી રહ્યા પછી કથાવાર્તા સાંભળવાની પ્રથા જુના વખતથી ચાલુ છે. વિદ્વાન બ્રાહ્મણોએ વિદ્યાસંપાદન કરીને સંતોષ ન માનતાં સાધારણ જનતાના લાભાર્થે અનેક ધાર્મિક અને સાંસારિક પ્રસંગો ઉભા કરી પરોક્ષ રીતે સારા સંસ્કારો પાડવા યત્ન કર્યો છે. એમ છતાં આપણો નિરક્ષર દેશબંધુ, યુરોપ અમેરિકાનાં કેટલાએક દેશોનાં રસ્તે ચાલતા માણસો કરતાં ઉતરતી પંક્તિનો લાગે છે. સુધરેલા વિદેશી લોકોમાં જેટલી યોજકશક્તિ દીઠામાં આવે છે તેટલી આપણા દેશમાં જણાતી નથી. ભારતવર્ષમાં બુદ્ધિશાળી કે પ્રભાવશાળી માણસોની કાંઈ ખોટ નથી. મહામના માલવીયાજી,

કવીન્દ્ર રવીન્દ્રનાથ ટાગોર, મહાત્મા ગાંધી, જગદીશ બોઝ, સાધુચરિત અરવિન્દ ઘોષ, મહારાજા સયાજીરાવ, રાધાકૃષ્ણ : એ એવા સત્ત્વવાળા પુરૂષો છે કે જે જગતના મહાપુરૂષોની હરોળમાં છાતી કાઢી ઉભા રહી શકે. એમ છતાં દેશનો સામાન્ય જનસમૂહ ઉતરતી પંક્તિનો હોવાના કારણે આપણે ત્યાં નથી સ્વાતંત્ર્ય, નથી શાંતિ કે નથી સુખ. આપણા દેશની ઘણી હીલચાલો સફળ થતી નથી એનું કારણ એ છે કે રસ્તે જનાર હિન્દીની નજર ટુંકી છે, તેની સહાનુભૂતિ બહુ મર્યાદિત છે ને ભારતમાતાની સેવા કરવા માટેની તેની ધગશ મોળી છે.

આપણી આ ન્યૂનતા દૂર કરવામાં પુસ્તકો અને પુસ્તકાલય અનેક રીતે ઉપકારક થઇ શકે છે. દેશ સમસ્તની સામાન્ય ભાષાનો અભ્યાસ કરી શકાય એવી સવડ ઘણાં પુસ્તકાલયોમાં છે. હિન્દી પુસ્તકોનો સંગ્રહ સારી લાયબ્રેરીઓમાં નજરે પડે છે. એટલું જ નહિ પણ લગભગ બધે જ ઠેકાણે કોઇ હિન્દી માસિક, અઠવાડિક કે દૈનિકપત્ર આવતું હોય છે. ગ્રંથપાલો અને શિક્ષકો બહુધા હિન્દી જાણતા હોવાથી તેઓ ગામના લોકોને ચોપડી, ચોપાનીયાં મારફતે રાષ્ટ્રભાષાનું જ્ઞાન આપી હિન્દી પ્રજાને વધારે સંગઠિત અને સમર્થ બનાવી શકે છે. કદાચ આ રીતે સેવાભાવી કામ કરનાર વ્યક્તિનું નામ છાપામાં ન જણાય તો તેને દીલગીર થવાને કંઇ કારણ નથી. એવા સેવાભાવી ધ્રસમોએ યાદ રાખવું જોઇએ કે—

"ઉગે પુષ્પ સોહામણાં નજરે ના દેખાય
વન સંધું વાસિત કરે જીવન સફળ કરી જાય."

એવાં અદીઠાં ફુલો મિથ્યા ખીલીને ખરી પડતાં નથી; તે તો કર્તવ્ય કરીને કરમાય છે. છેવટમાં, પ્રજાને કેળવનાર દરેક વ્યક્તિને આપણા મહારાજા સાહેબે સૂચવેલી નીતિથી વાકેફ કરવાની આ તક જવા દેવી મને ઇષ્ટ લાગતી નથી. શ્રીમંતે એક પ્રસંગે કહ્યું હતું કે, "ભારતવર્ષમાં એક એવી પ્રજાકીય પ્રવૃત્તિની જરૂર છે કે જેમાં દરેક વ્યક્તિ માત્ર પોતાના જ નહિ, પોતાના કુટુંબના જ નહિ, પોતાની ન્યાત જાતના જ નહિ, પરન્તુ સમસ્ત હિન્દી પ્રજાના કલ્યાણને અર્થે પ્રયાસ કરે." આપણી આગળ રજુ થયેલો આ આદર્શ કેટલો ઉંચો છે અને તે સિદ્ધ કરવાની કેટલી જરૂર છે એનો વિચાર કરી અનુકૂળ વર્તન રાખવાની સદ્બુદ્ધિ તથા શકિત પ્રભુ આપણ સહુને આપે એટલી જ પ્રાર્થના સાથે હું વિરમું છું.

ઓરણા,
તા. ૨૩-૧-૩૭.

નંદનાથ કેદારનાથ દીક્ષિત.



વાંચવા કે સાંભળવા છતાં જે પુરૂષ ગ્રંથના અર્થને જાણતો નથી તે વૃથા જ ગ્રંથનો ભાર વહે છે. જે પુરૂષ ગ્રંથમાં કહેલા અર્થના તત્ત્વને જાણનારો છે. તેનો જ ગ્રંથનો અભ્યાસ સફળ છે.

—શાન્તિ પર્વ.



## નવસારી પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદમાં

# પસાર થયેલા ઠરાવો

**ઠરાવ નં. ૧:**—પ્રજાનું અજ્ઞાનતિમિર દૂર કરવા માટે પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબે ફરજીઆત પ્રાથમિક કેળવણીની હિંદમાં પહેલ કરી તેના પૂરક અંગ તરીકે તુરત જ પુસ્તકાલય પ્રવૃત્તિ શરૂ કરીને તેને આજ સુધી ઉદાર હાથે પોષી છે તે બદલ, આ પરિષદ શ્રીમંત મહારાજા સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માની તેઓશ્રીનું સહકુટુંબ દીર્ઘાયુ ઇચ્છે છે.

**—પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ નં. ૨:**—વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના માજી વ્યવસ્થાપક સ્વ૦ ન્યુટન મોહન દત્ત તથા રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રમુખ સ્વ૦ દેવીદાસ હરગોવિંદદાસ શાહ તથા ગુજરાતના સાક્ષરરત્ન શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ એમના અવસાન બદલ નવસારી પ્રાંતની આ પુસ્તકાલય પરિષદ ખેદ જાહેર કરે છે અને એ મહાન નરોના આત્માને પ્રભુ શાન્તિ બક્ષે એવી પ્રાર્થના કરે છે.

**—પ્રમુખસ્થાનેથી.**

**ઠરાવ નં. ૩:**—પુસ્તકાલય ખાતાએ તા. ૮-૧૨-૩૬ ની નં. ૩૭૮ ની સૂચના કાઢી જે પ્રતિબંધ મૂક્યો છે તે અવ્યવહારૂ અને અગવડભરેલો હોવાથી તે સદંતર દૂર કરવા આ પરિષદ ખાતાને ભલામણ કરે છે.

**દ. મૂ.:**—કનૈયાલાલ જ. મજમુદાર. **અ. આ.:**—મનહરલાલ જેઠાલાલ વકીલ, કઠોર.

**ઠરાવ નં. ૪:**—પ્રાંત તથા કસ્બાપુસ્તકાલયોને પત્રો માસિકો ખરીદવાની છૂટનું જે ધોરણ હતું તેના પર સૂચના નં. ૩૭૧ થી મૂકાયલો અંકુશ પાછો ખેંચી લેવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

**દ. મૂ.:**—મગનલાલ ઝીણાભાઇ, નવસારી. **અ. આ.:**—કાવસજી એ. ગણદેવીઆ, ગણદેવી
**વિ. અ. આ.:**—બાપુભાઇ મકનજી, કઠોર.

**ઠરાવ નં. ૫:**—ફરતા પુસ્તકાલયોનો લાભ વધારે પ્રમાણમાં લેવા લેવરાવવા સંબંધમાં ખાતાએ પ્રસિદ્ધ કરેલી સૂચના નં. ૩૫૯ ને આ પરિષદ આવકારદાયક લેખે છે; પણ તેની સાથે જ મંગાવેલી પેટીઓને અમુક દિવસે જ વડોદરે પહોંચતી કરવાનું જે ધોરણ ઠરાવ્યું છે તે અગવડભર્યું છે માટે તે રદ કરવા ખાતાને આ પરિષદ વિનંતિ કરે છે.

**દ. મૂ.:**—પ્રભુભાઇ ગોકળજી, નરોલી. **અ. આ.:**—મણીલાલ હરિભાઇ મોદી, વેળાછા.

**ઠરાવ નં. ૬:**—મહિલા પુસ્તકાલયને વધુમાં વધુ રૂ. ૧૦૦) સુધી મદદ આપવાનું ધોરણ છે. તે મહિલા પુસ્તકાલયોની પ્રગતિની દૃષ્ટિએ અસંતોષકારક હોવાથી તેમાં ફેરફાર

કરવા માટે શ્રીમંત સરકારની મંજુરીની અપેક્ષા હોય તો તે મેળવીને પણ એવી સવડ કરી આપવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ વિનતિ કરે છે.

દ. મૂ.:—કનૈયાલાલ મજમુદાર, નવસારી. અ. આ.:—કશનજી દયાળજી, નવસારી.

ઠરાવ નં ૭:—સ્ત્રી પુરુષો તેમજ વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષાની જે યોજના રાજ્ય પુસ્તકાલય મંડળે કરી છે, તેને આ પરિષદ આવકારે છે, અને તેનો લાભ મોટા પ્રમાણમાં લેવડાવવાની આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે.

દ. મૂ.:—ગો. ન. અમીન. અ. આ.:—દુર્લભજી હાજીભાઇ ઠાકોર, હળધરૂ.

ઠરાવ નં. ૮:—વ્યાયામનો વિષય શ્રીમંત રાજપિતાની આજ્ઞાનુસાર કેળવણી ખાતા તરફ ફરજીયાત કરવાનું ધોરણ થયું છે તે અનુસાર ચાલુ સાલના બજેટમાં 'વ્યાયામ' માસિક ફરજીયાત મંજુર થયું જણાય છે. આ માસિકની જરૂરિયાત જોતાં એનો બહોળા પ્રમાણમાં પ્રચાર થવાની જરૂર છે; જેથી શ્રીમંત રાજપિતાની ઉદાર મદદથી આ માસિક શાળા અને પુસ્તકાલયવાળા દરેક ગામે વગર લવાજમે મળતું રહે એ પ્રમાણે થવા આ પરિષદ શ્રીમંત સરકારને વિનતિ કરે છે.

દ. મૂ.:—અમૃતગીર રામગીર. અ. આ.:—નરોત્તમ રામભાઇ, ભાદા.

ઠરાવ નં ૯:—આજ્ઞાપત્રિકાનો સામાન્યવિભાગ દરેક પુસ્તકાલયને મળે એવી ઘણાં સ્થળોની પ્રાંત તથા મહાલ પુસ્તકાલય પરિષદોમાં વિનતિ થઇ છે. આ પરિષદ પણ દરેક ગામે આ આજ્ઞાપત્રિકાની જરૂરીઆત માને છે. એટલે શાળા ખાતે જેમ કેળવણી વિભાગ વગર લવાજમે મળે છે, તેમ દરેક પુસ્તકાલયમાં સામાન્ય વિભાગ વગર લવાજમે મળવા માટેની ગોઠવણ થવા આ પરિષદ ખાતાને વિનતિ કરે છે.

દ. મૂ.:—અમૃતગીર રામગીર. અ. આ.—નરોત્તમ રામભાઈ, ભાદા.

ઠરાવ નં ૧૦:—સાર્વજનિક પુસ્તકાલય એ ગ્રામજનતાની સંસ્થા છે, અને તેનો લાભ દરેકોઇ લઇ શકે છે, એટલે પુસ્તકાલય એ ગ્રામોદ્ધારનું પગથીયું છે, અને ગ્રામ-પંચાયતનું અંગ જ છે. જેથી પંચાયતના ભંડોળમાંથી ખરીદવામાં આવતાં મરજીયાત અને ફરજીયાત પુસ્તકો પૈકી નિબંધ નિયમ અને ગ્રામપંચાયતને ઉપયોગી હોય તે સિવાયનાં તમામ પુસ્તકો જે તે ગ્રામપંચાયતની હદના પુસ્તકાલયને ભેટ આપવા અને આ સંબંધે જરૂરી સરક્યુલર કાઢી સૂચના આપવા આ સભા ગ્રામપંચાયતને અને શ્રીમંત સરકારને આગ્રહભરી વિનતિ કરે છે.

દ. મૂ.:—મણિલાલ હ. મોદી, વેળાછા. અ. આ.:—ઘેલાભાઇ ડાહ્યાભાઇ, વેસ્મા.

ઠરાવ ૧૧:—ગામડાંના અજ્ઞાનનો લાભ લેવા બુદ્ધિવાળા વર્ગ તરફથી સિલ્વર સેવન કે ભાગ્યોદય પોલીસી કે મફત વિમા કું. કે પેપરોમાં આવતી એન્ટ્રીઓ જેવી લાલચ શરૂ થયેલી છે. તેવી બધી યોજનાઓ ગરીબ બિચારા લોકોના ખીસ્સા ઉપર કાતર ચલાવે છે;

જેથી જ્યાં જ્યાં આવો પ્રચાર થતો હોય ત્યાં ત્યાં તે અટકાવવા માટે અને પૈસાની ખરાબી કરાવનાર લોભમાં ન પડતાં વખતનો સદુપયોગ કરવાની સવડ કરાવવા આ પરિષદ ગ્રામ પુસ્તકાલયના મંત્રીઓને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ. :–ગોકળભાઇ લખાભાઇ ધામણ. અ. આ. :–મોરારજી કાળીદસ દેસાઇ, ઓરણા.

**ઠરાવ ૧૨ :**—રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોને ગ્રામ્ય પંચાયતો પણ મદદ આપી શકે એવું ધોરણ ના. મંત્રી મંડળે ઠરાવી આપેલું છે. તે પ્રમાણે ગ્રામ્ય પંચાયતો રકમ મંજુર કરે છે છતાં તે રકમો વર્ષ પુરું થતાં સુધી પણ મળતી નથી. માટે તે જે તે વર્ષના ડીસેંબર માસ સુધીમાં મળી જાય તેવો પ્રબંધ મુલકી ખાતા સાથે મળીને ઠરાવી આપવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

દ. મૂ. :–ગોપાળજી ગોવિંદજી પટેલ વણેસા-પીસાદ. અ. આ.:–દુલભજી દાજીભાઇ, હળધર.

**ઠરાવ ૧૩ :**—શાળા વિનાનાં ગામોની ભણેલી વસ્તીને પણ વાચનનો લાભ મળી શકે એટલા માટે વાચનાલયો નિભાવવામાં સરકાર પંચાયત મદદ આપવાનું ધોરણ ચાલુ સાલથી બંધ કરવામાં આવ્યું છે તે બરાબર નથી, એમ આ પરિષદ માને છે અને તેનાં બજેટો હજી પણ મંજુર કરવા ખાતાને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.–ગોપાળજી ગોવિંદજી પટેલ, વણેસા પીસાદ. અ. આ.–ગોકળભાઇ લખાભાઇ, ધામણ.

**ઠરાવ ૧૪:**—શ્રી સયાજી સાહિત્ય માળાનાં પ્રકાશનોની ૭૫ નકલો રાજ્યનાં અમુક પુસ્તકાલયોને કેળવણી ખાતા તરફથી ભેટ તરીકે અપાતી હતી. તેવીજ વ્યવસ્થા પુનઃ જારી રખાવવાની તજવીજ કરવા પુસ્તકાલય ખાતાને આ પરિષદ વિનંતિ કરે છે.

દ. મૂ.:—ગોકળભાઇ લખાભાઇ, ધામણ. અ. આ.:—દુલ્લભભાઇ દાજીભાઇ, હળધર.

**ઠરાવ ૧૫:**—આજની પરિષદનું સુકાન હાથમાં લઇ તેની સમગ્ર કાર્યવાહીને ફત્તેહમંદ રીતે પાર પાડવા માટે લીધેલી તસ્દી બદલ આપણા રાજ્યના નિવૃત્ત વિદ્યાધિકારી મે. નંદનાથ કેદારનાથ દીક્ષિત સાહેબનો આ પરિષદ અંતઃકરણપૂર્વક આભાર માને છે.

દ. મૂ.:–મગનલાલ ઝીણાભાઇ દેસાઇ, નવસારી. અ. આ. :–મોરારજી કાળીદાસ, ઓરણા.

**ઠરાવ ૧૬ :**—નવસારી પ્રાંતની ત્રીજી પુસ્તકાલય પરિષદ ઓરણા ગામે નોતરી ખાતરબરદાસ્ત કરવા બદલ કામરેજ મહાલના કાર્યકરો, સ્વાગત સભ્યો તથા સ્વયંસેવકોનો આ પરિષદ આભાર માને છે.

દ. મૂ.:—કનૈયાલાલ મજમુદાર, નવસારી. અ. આ. :—મણીભાઇ દ્વિવેદી.

# પ્રશ્નો અને ઉત્તરો

[ પુ. સ. સ. મં. લિમિટેડ સાર્વજનિક સંસ્થા છે અને સેવાભાવે જ કામ કરે છે. પ્રમાણિકતા, ચોકસાઈ, સુવ્યવસ્થા, સરળતા અને સેવા એ ખાસ એનાં લક્ષણો છે. રાજ્યનાં ૧૫૦૦ પુસ્તકાલયો અને વાચનાલયોનું મંડળને કામ કરવાનું હોવાથી અને પુસ્તકાલયનું કામ કરનારાઓ મંડળના ધારાધોરણો અને કામ કરવાની પદ્ધતિઓ સમજતા ન હોવાના કારણે મંડળ સંબંધે ખરી ખોટી ફરિયાદો થાય છે. કોઇ કોઇ પ્રકાશકો પોતાનો સ્વાર્થ નહિ સધાતો હોવાથી ખાનગી રીતે એ ફરિયાદોમાં ઉમેરો કરે છે. પરંતુ મંડળનું કામ ઉચ્ચ ઉદ્દેશને વળગી રહીને જ થયે જાય, સત્તા નહિ પણ સેવાનો આદર્શ મંડળના નોકરો લક્ષમાં રાખે અને જનતાને મંડળ સાથેના કામકાજમાં પૂરેપૂરી સહાય અને સરળતા મળે, અને કંઇ મુશ્કેલીઓ પડે અને તે અમારા સમક્ષ રજુ થાય તો તે દૂર કરવા સત્વર ઉપાય યોજાય અને તેના ખુલાસા "પુસ્તકાલય" માસિકમાં અપાય એ હેતુથી પ્રશ્નો અને ઉત્તરો એવો ખાસ વિભાગ "પુસ્તકાલય"ના ચાલુ અંકથી અમે શરૂ કરીએ છીએ. આશા રાખીએ છીએ કે મંડળના કામકાજ સંબંધી કોઇને જે કંઇ મુશ્કેલીઓ પડે તે વિના સંકોચે અમારી સમક્ષ રજુ કરશે અને તેના ખુલાસા ખાનગી રીતે વા "પુસ્તકાલય" દ્વારા મેળવશે. ]

પ્રશ્ન ૧:—"પુસ્તકાલય" માસિકનું લવાજમ રૂા. ૩-૮-૦ વધારે છે. માટે પ્રાંત પુસ્તકાલયને રૂા. ૩-૦-૦ થી, કસ્બા પુસ્તકાલયને રૂા. ૨-૮-૦ થી અને ગ્રામ પુસ્તકાલયને રૂા. ૨-૦-૦ થી, અને વાંચનાલયોને રૂા. ૧-૮-૦ થી માસિક કેમ ન અપાય ?

—મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળ દ્વારા પૂછાયેલો.

ઉત્તરઃ—બહુચરાજી મુકામે મળેલી ત્રીજી મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદની વિષય વિચારિણી સમિતિ આગળ ઉપરના જેવો એક પ્રશ્ન રજુ થયો હતો, અને તેનો જે ઉત્તર મેં મંડળની નિયામક સભાના પ્રમુખ તરીકે આપ્યો હતો, તે ઉપરથી એ દરખાસ્ત પાછી ખેંચી લેવાઇ હતી. ઉત્તરમાં મેં જણાવ્યું હતું કે "પુસ્તકાલય" માસિક વડોદરા રાજ્યના અને સમગ્ર ગુજરાતનાં પુસ્તકાલયોની સેવા કરવા માટે જ પ્રગટ થાય છે. તેમાંથી મંડળ કમાણી કરે છે એ માન્યતા ખોટી છે. માસિકમાંથી વર્ષ આખરે કંઇક બચત થાય તો મંડળના નફામાં નહિ ગણતાં એ ખાતાનું અલગ ફંડ રાખવામાં આવે છે. અને પુસ્તકાલય ખાતા સાથેનો સંબંધ કોઇક વખત પણ છૂટો થાય ત્યારે પણ "પુસ્તકાલય" માસિક એ ફંડની મદદ વડે ચાલુ રાખવાનું છે. વડોદરા રાજ્યમાં અને ગુજરાતમાં સરકાર, મદદ ઓછી-વધતી આપશે, હાલની યોજનાઓમાં નાના મોટા પ્રમાણમાં અનેક ફેરફારો કરશે, છતાં પુસ્તકાલયો તો ચાલુ રહેવાનાં જ છે. અને "પુસ્તકાલય" માસિક દ્વારા પુસ્તકાલયોની સેવા પુસ્તકાલયના પૂજારીઓએ કરવાની છે. એટલે આ "પુસ્તકાલય" માસિકને જે કંઇ નફો રહે છે તે તંત્રીની યોજના ઓછા પગારથી ચલાવી લેવામાં આવે છે તેને કારણે છે, અને તે પણ બચત નામની જ હોય છે. "પુસ્તકાલય" માસિક પુસ્તકાલયોને ઉપયોગી થવામાં અને નાનાં પુસ્તકાલયોને મદદ આપવામાં પાછી પાની કરતું નથી. ૩૦ રૂપિયાથી ઓછા બજેટ

વાળાં વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોને "પુસ્તકાલય સહાયક સહકારી મંડળ" આઠ આના દરેકને મદદ આપી, તે ઉપર સરકાર પંચાયત મદદ મેળવી માસિક બે રૂપિયામાં મળે એવી યોજના વર્ષોથી થયેલી છે. ઉપરાંત ગયે વર્ષે ૨૬૦ વાચનાલયોને ફક્ત અરધી કિંમતે બે વર્ષો સુધી માસિક આપવાની યોજના થઇ છે. એટલે આવી દરખાસ્ત સ્વીકારવામાં આવે તો હું પોતે ઘણો જ ખુશી થઇશ. પરંતુ દરખાસ્ત મુકનારે અને તેને અનુમોદન આપનારે વાર્ષિક હજાર-પંદરસો રૂપીયા જેટલી ખોટ આવે તેની જવાબદારી સ્વીકારી લેવી જોઇશે. મંડળ "પુસ્તકાલય" માસિકમાંથી નફો ન કરે એ સમજી શકાય; પણ તે ખોટ ન કરે એ જોવાની જવાબદારી મંડળના કાર્યવાહકોની છે. આ ખુલાસો થયા પછી ગેરસમજ જે કંઇ હતી તે દૂર થઇ અને પ્રશ્ન પાછો ખેંચી લેવાયો.

પરિષદ થઇ ગયા પછી "પુસ્તકાલય" માસિકનો ૧૯૩૬ નો હિસાબ મંડળ તરફથી મારી પાસે આવી ગયો છે. માસિકનું વર્ષ દરમિયાન બધું મળીને ઉત્પન્ન રૂા. ૪૯૧૧-૫-૧૦ છે. જ્યારે ખર્ચ રૂા. ૫૦૦૪-૯-૬ છે. એટલે એ વર્ષે બાકી ખોટ રૂા. ૯૩-૩-૮ છે. ઉત્પન્ન ખર્ચનો હિસાબ નીચે પ્રમાણે છે.

| જ | | ઉ | |
|---|---|---|---|
| રૂા. ૪૩૩૬-૫-૬ | ૧૪૨૫ ગ્રાહકોનું લવાજમ | ૩૭૨૫-૧૦-૬ | છપામણી કાગળ વગેરે ૧૬૨૫ નકલ |
| રૂા. ૫૩૭-૩-૪ | જાહેર ખબરનું ઉત્પન્ન | | |
| રૂા. ૩૭-૧૩-૦ | વ્યાજ | ૬૯૩-૨-૦ | ટપાલ ખર્ચ |
| | | ૩૯૪-૮-૦ | તંત્રીનો પગાર અને મુસાફરી ખર્ચ |
| ૪૯૧૧-૫-૧૦ | કુલ ઉત્પન્ન | | |
| ૯૩-૩-૮ | ખોટ | ૧૫૪-૧૦-૦ | ભેટ પુસ્તકનું ખર્ચ |
| | | ૩૬-૧૧-૦ | અંગ્રેજી માસિકોનાં લવાજમો |
| ૫૦૦૪-૯-૬ | | ૫૦૦૪-૯-૬ | કુલ ખર્ચ |

**પ્રશ્ન ૨:**—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ કાયમ ફંડની રકમ ઉપર ફક્ત દોઢ ટકો વ્યાજ આપે છે, એટલે પુસ્તકાલયોનું ઉત્પન્ન ઘટી ગયું છે. માટે વધારે વ્યાજ ન આપે ?

**—બહુચરાજીની પ્રાંત પરિષદની વિષય વિચારણી સમિતિ સમક્ષ આવેલો પ્રશ્ન.**

ઉત્તર:—મંડળ પુસ્તકાલયોનાં નાણાં જમે રાખીને સહાયક સહકારી કાયદાના ધોરણે ગવર્ન્મેંટ સીક્યુરીટીઝમાં અથવા સદ્ધર બેંકોમાં જમે મૂકે છે. મંડળને જે વ્યાજ મળે તેમાંથી ખર્ચ પેટે અરધો કે એક ટકો રાખીને પુસ્તકાલયોને આપી શકે. દેશમાં સર્વત્ર વ્યાજના દર ઘટે ત્યારે મંડળ પણ તેજ ધોરણે દર ઘટાવે એ કેવળ સ્વાભાવિક છે. ખોટ ખમીને તો મંડળ પુસ્તકાલયોને વધારે વ્યાજ આપી શકે નહિ જ. પ્રમુખ સાહેબ તરફથી આ ખુલાસાને અનુમોદન મળતાં એ પ્રશ્ન પણ પાછો ખેંચી લેવાયો હતો.

પ્રશ્ન ૩:— પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના વ્યવસ્થાપક મંડળમાં એક બે સભ્યો નવસારી પ્રાંત તરફથી પુસ્તકાલયોની સંખ્યાના વરાડે લેવાવા જોઇએ, પણ હજી સુધી તે કેમ લેવાતા નથી ?

**—ઓરણા મુકામે ૩ જી નવસારી પ્રાં. પરિષદની વિષય વિચારિણી સમિતિ સમક્ષ આવેલો પ્રશ્ન.**

ઉત્તર:—અગાઉ નવસારી પ્રાંતમાંથી એક સદ્‌ગૃહસ્થને મંડળે પસંદ કર્યા હતા. તેમને મંડળની માસિક સભાઓમાં હાજર રહેવા પૂરતો અવકાશ મળી શકેલો નહિ; અને ખાસ સભાના કામ માટે જ નવસારી અમરેલી કે મહેસાણાથી વડોદરા દોડી આવવું એ વ્યવસાયી સુશિક્ષિત ભાઇઓને પાલવે પણ નહિ. માટે વડોદરા પ્રાંતનાં કસ્બા પુસ્તકાલયો અને ગ્રામ પુસ્તકાલયોના જે મંત્રીઓ ઉત્સાહી હોય, સેવાભાવે મંડળનું કામ કરી શકે તેમ હોય અને સહેલાઇથી વડોદરે માસિક સભામાં હાજર રહી શકે તેમ હોય તેમને જ વાર્ષિક સાધારણ સભા વખતે વ્યવસ્થાપક મંડળના સભ્ય તરીકે પસંદ કરવામાં આવે છે. આજ ધોરણ વાસ્તવિક અને વહેવારૂ છે એમ અનુભવથી સમજાયું છે; છતાં નવસારી પ્રાંતમાંથી કોઇ ઉત્સાહી સેવાભાવી ભાઇ વડોદરે આવીને મંડળના કામકાજમાં મદદ આપવા તૈયાર હોય તો મંડળ એક બે નહિ પણ ત્રણ ચાર કે બધા જ સભ્યો નવસારી પ્રાંતમાંથી લેવાય એ માટે પૂરતી અનુકૂળતા આપશે. જરૂર હોય અને કામ કરનારા નીકળી આવે તો નવસારી પ્રાંત ખાતે મંડળની એક શાખા પણ રાખવામાં આવે. તેમ થવું શકય ન હોય તો પછી હાલનું ધોરણ ચાલે છે તે બરોબર છે અને નવસારી પ્રાંતનાં પુસ્તકાલયોને ખાસ કંઇ અગવડ, મુશ્કેલી કે અન્યાય થતો હોય તો તે જાહેર કરવો જોઇએ કે જેથી તે દૂર કરવા સત્વર ઉપાય યોજાય. ઉપર પ્રમાણે ખુલાસો થતાં એ દરખાસ્ત પાછી ખેંચી લેવાઈ હતી.

અગાસ,
તા. ૫-૨-૩૭.

મોતીભાઇ ન. અમીન.



ગ્રંથપાલ થનારાઓમાં વિદ્વત્તા અને વિદ્યાભ્યાસંગતાની જેટલી જરૂર છે તેટલી જ જરૂર તેમનું પોતાનું વાચન વિશાળ હોવાની અને પુસ્તકો સાથેનો તેમનો પરિચય બહોળો હોવાની છે. તેઓ પુસ્તકોના અને તેમાંય વિશિષ્ટ ઉપયોગ માટેનાં પુસ્તકોના શ્રેષ્ઠ પરીક્ષક હોવા જોઇએ. વાચકો માટે તેઓ શાણા માર્ગદર્શક હોવા જોઇએ; વાચકોને તેમણે યથોચિત સલાહ આપવી જોઇએ ને તેમનામાં અવનવી પ્રેરણા પ્રેરવી જોઇએ.

**—ડૉ. યુ. એન. બ્રહ્મચારી.**

# બાલ–સાહિત્ય–સર્વસંગ્રહની યોજના

## લેખકો—પ્રકાશકોને વિજ્ઞપ્તિ

છેલ્લાં ૧૫–૨૦ વર્ષથી બાળશિક્ષણ તરફ ગુજરાતે નજર કરી છે. ભવિષ્યની પ્રજાના ચારિત્ર્ય ઘડતરનો આધાર શિક્ષણ જ છે, એ વસ્તુ સ્વીકારાઈ અને તે માટે કેટલીક સંસ્થાઓ તરફથી પ્રચાર અને પ્રયત્નો થયા. પરિણામે બાળકોને વાચન પણ આપવું જોઈએ એ જરૂરિયાત ઉભી થઈ, અને એ અવાજ બધાંને કાને ઝીલાયો. દિન પ્રતિદિન એ અવાજ વધતો ગયો અને બાલ તેમજ કિશોરસાહિત્યનું પ્રકાશન થવા માંડયું. આજે તો એ ઉભય પ્રકારના સાહિત્યનું પ્રકાશન ઘણી જ પ્રગતિ સાધી ચૂકયું છે. ઘણા પ્રકાશન ખાતાંઓએ ક્ષેત્રમાં કામ કરી રહ્યાં છે.

હવે તો જેમ જેમ વખત જાય છે, તેમ તેમ બાળસાહિત્યની જરૂરિયાત વધારે ને વધારે પીછાનાતી જાય છે. પરંતુ અમુક કક્ષાનાં બાળકોને કયાં પુસ્તકો વાંચવા આપવાં તેનો નિર્ણય કરવાનું કાર્ય શિક્ષકો, માબાપો અને ગ્રંથપાળો માટે ઘણું મુશ્કેલ થઈ પડયું છે. તેથી સર્વ કોઈને માર્ગદર્શક થઈ પડે તે માટે પ્રગટ થતાં પુસ્તકો વાંચી–વંચાવીને વિભાગ વાર ચોક્કસ યાદીમાં પ્રગટ થાય એ ખાસ જરૂરનું છે. વડોદરા રાજ્ય અને પ્રાંત પુસ્તકાલય પરિષદોમાં આ માટે ઠરાવ થઈ ખાસ સમિતિઓ નિમાઈ છે. પરિણામે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે આ પ્રશ્ન સેવાભાવે હાથમાં લીધો છે, અને " બાળસાહિત્ય સર્વ સંગ્રહ "ની યોજના હાથ ધરી છે. સન ૧૯૩૫ માં શ્રી. ગિજુભાઈની દેખરેખ નીચે એક સૂચી તૈયાર કરાવી વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે પ્રગટ કરી હતી. તેવીજ રીતે ૩રની સાલથી આજસુધીમાં પ્રગટ થયેલા બાલ–કિશોરસાહિત્યના પુસ્તકોની બીજી સૂચી પ્રગટ કરવાનું નક્કી થયું છે. પહેલાંના સંગ્રહનું ધોરણ તો તેમાં રહે જ, સાથે તે વધારે ઉપયોગી સિદ્ધ થાય તેવો પ્રયત્ન પણ થશે. કાર્ય વ્યવસ્થિત રૂપે ચાલે માટે યોગ્ય કાર્ય કરનારની પણ ગોઠવણ થઈ ગઈ છે. લગભગ બધાજ બાલ–કિશોરસાહિત્યના પ્રકાશકોને એ સંબંધીની સૂચનાના કાગળો મોકલી દીધા છે. છતાં કોઈને પત્ર ન મળ્યો હોય તો આથી એ ઉભય સાહિત્યના પ્રકાશકો અને લેખકો પોતે પ્રગટ કરેલાં પુસ્તકોની યાદી અને પુસ્તકની એકેક નકલ " સર્વ સંગ્રહ કાર્યાલય " ને શિરનામે વસો મોકલાવી આપે એવી માગણી કરીએ છીએ. આ રીતે આ શુભ કાર્યમાં દરેક લેખક–પ્રકાશક સાથ આપે એમ ઇચ્છીએ.

આ વિષયમાં રસ લેતાં ભાઈ બહેનોને કે આ સર્વ સંગ્રહ વિષે યોગ્ય.તે સૂચનો સવેળા મોકલી આપવા પ્રાર્થના છે.

સર્વ કોઈની માહિતી માટે તે પત્ર અત્રે ફરીથી આપીએ છીએ.

**શ્રીમાન**

આપની જાણમાં હશે કે સન ૧૯૩૨ની સાલમાં વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળે શ્રી. ગિજુભાઈની દેખરેખ નીચે " બાલ સાહિત્ય સર્વસંગ્રહ " તે સાલ

સુધીમાં પ્રગટ થયેલા બાલ સાહિત્યની યાદી સહ તૈયાર કરાવ્યો હતો. ઘટિત ફેરફાર સાથે એ જ ધોરણે, વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદે વાઘોડીઆ મુકામે કરેલા ઠરાવના આધારે સન ૧૯૩૨ થી '૩૬ના ડિસેમ્બર સુધી પ્રગટ થયેલા બાલ સાહિત્ય તેમજ કિશોરનાં પુસ્તકો અને પત્રોનો સર્વસંગ્રહ પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. અને આ સેવાનું કામ મારી સીધી દેખરેખ નીચે કરવાની યોજના કરી છે.

આપને વિનંતિ છે કે આપે ૧૯૩૨ થી '૩૬ સુધીમાં પ્રગટ કરેલાં અને અગાઉની યાદીમાં રહી ગયેલાં પુસ્તકો કે પત્રોની એક યાદી "બાલસાહિત્ય સર્વસંગ્રહ કાર્યાલય"ને તેની એકેક નકલ સાથે મોકલી આપશો. પ્રગટ થયાની તારીખ સાથે નોંધશો.

બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ હોળીના તહેવારોમાં માર્ચ આખરે આણંદ મુકામે મળનાર છે; અને તે પ્રસંગે બાલસાહિત્ય પ્રદર્શન ભરવાની પણ યોજના છે એટલે તે અગાઉ આ સંગ્રહ પ્રગટ કરવા અમે નિર્ણય કર્યો છે. તે પ્રદર્શનમાં આ પુસ્તકો મૂકવામાં આવશે અને કાયમને માટે એ સંગ્રહ સચવાઈ રહે તેવી પણ વ્યવસ્થા કરવા વિચાર રાખ્યો છે. માટે આપની માહિતી જેમ બને તેમ વેળાસર મોકલી આપશો.

લિ. આપનો,
**મોતીભાઈ ન. અમીન.**



## પ્રેરણાપાન

(ઇંદ્રવજ્રા)

[ લેખક :—લક્ષ્મીરામ પાઠક, રાજગર ]

જે ભાવ ભીના હૃદયે જઇને,
સાષ્ટાંગ દંડે પ્રણમું પ્રભુને;
શ્રી શારદાને એજ મેં ધરી સુભાવ,
ઉરે લહું ધ્યાન સુલેખ કાવ્યો.

તાણું: નિહાળ્યાં અણમોલ રત્નો,
"નાના" અને "નર્મદ" નેય વાંચ્યા;
માપ્યું કલાપી ઉરનું ઉંડાણ,
ને સુન્દરમ ની કવિતાય વાંચી.

વાંચી બધુંએ નિજમાં ઘટાવી,
ઉડયો હતો જ્યાં કવિના પ્રદેશો;
ને પ્રેરણાનું કરી પાન ત્યાંથી,
આ જેય કાવ્યો કવી હું શકું છું.



# પ્રાન્તિક પરિષદો

## સને ૧૯૩૬-૩૭

## (૨) મહેસાણા પ્રાંત ૩જી પુસ્તકાલય પરિષદ

### પ્રાક્કથન

જાહેર થયા પ્રમાણે આ પરિષદ જાનેવારી માસની તા. ૨૭ ૩જીએ જગદંબા બહુચરામાના પવિત્ર ધામમાં પ્રાંત સુબા મે. રા. રા. નાયમ્પલ્લી સાહેબના પ્રમુખપદે નિર્વિઘ્ને ભરાઇ ગઇ. એકત્ર થયેલી મેદની અને વ્યવસ્થાની દૃષ્ટિએ આ પરિષદ રેવાતટસ્થ માલસરમાં મળેલી વડોદરા પ્રાંતની ૩જી પરિષદને પણ ટપી જતી હતી. માલસરની માફક અહિં પણ પ્રતિનિધિઓ કરતાં સ્વાગતસભ્યોની સંખ્યા વધારે હતી. પ્રતિનિધિઓ લગભગ ૨૫૦ હતા, ત્યારે તેમનું સ્વાગત કરનારા સભ્યો ૬૦૦ જેટલા હતા. આ ઉપરાંત ૩૦૦-૪૦૦ કે તેથી યે વધારે સંખ્યાનો પ્રેક્ષકવર્ગ તો જુદો જ. આવો જંગી માનવસમૂદાય બહુચરાજી ક્ષેત્રે આ પરિષદ અંગે ઉલટ્યો હોઇ તે જોનારાને ચૈત્રી પૂનેમના મેળાનો ખ્યાલ આવતો હતો. આવડી ભારે સંખ્યા આકર્ષાઇ તે પરિષદના સ્થળ તરીકે બહુચરાજી જેવા તીર્થધામની થયેલી પસંદગી, મહાલના ઉત્સાહી કાર્યકરોએ કરેલું તનતોડ પ્રચારકામ, તથા પરિષદ અંગે રખાયેલા બાલપ્રદર્શન, મેજીકલેન્ટર્ન, અને લોકસાહિત્યના રસીયા રાયચુરા ને ગઢની મેરૂભાના કંઠની લોકસાહિત્યની વાનગી ઉપરાંત મોઢેરાના મોટરપ્રવાસના આકર્ષક કાર્યક્રમ : એ ત્રિવિધ કારણોને આભારી ગણાય. આવો મોટો સમૂદાય એકઠો થાય એ પ્રચારની દૃષ્ટિએ ભલે આવકારપાત્ર હોય, પણ એથી જો પરિષદ પ્રવૃત્તિનો મૂળભૂત હેતુ–પ્રવૃત્તિની કાર્યક્ષમતા ને પ્રગતિ સાથે સંબંધ ધરાવતા પ્રશ્નોની શાંત ગંભીર વિચારણા–એ જો મારો જાય, પરિષદના સૂત્રધારોને અણધારેલ જનસંખ્યાના ઉતારા ભોજનની સગવડને પહોંચી વળવાની ખટપટમાં ગુંથાઇ જવાનું થતાં પરિષદના સૂત્રસંચાલનમાં શિથિલતા આવે કે પછી તેની કાર્યવાહીને ઉકેલતાં વ્યગ્રતા અનુભવવી પડે કે ઉતાવળ કરવી પડે, અને જે પ્રવૃત્તિની પરિષદ હોય તેને બરના વાતાવરણને બદલે વિવિધરંગી જલસાનું વાતાવરણ જામવા પામે, તો તે ભાગ્યે ઇચ્છવાયોગ્ય ગણાય. બહુચરાજી પરિષદના સંબંધમાં આવો પ્રકાર બન્યો હોવાની છાપ મારા મન પર પડી છે. બીજાઓને પણ તેમ લાગ્યું હોય તો નવાઇ નહિ. બહુચરાજી જેવા અંતરિયાળ આવેલા સ્થાનમાં દૂર દૂરથી સંઘરાયેલાં મર્યાદિત સાધનો, અણધારી મેદની અને વિવિધરંગી ભરચક કાર્યક્રમ છતાં પરિષદનું કાર્ય એકંદરે નિર્વિઘ્ને પાર પડી શક્યું તે પરિષદના મુખ્ય મંત્રી શ્રીયુત દુર્ગાશંકર દવેના દુર્દમ્ય ઉત્સાહ સાથે પ્રમુખશ્રીની કાબેલિયત, ધીર શાંત પ્રકૃતિ અને સૌજન્યશીલતાદિ ગુણોના મળેલા સુયોગને જ આભારી ગણાય.

### સભાસ્થાન

પરિષદની બેઠક સરકારી ધર્મશાળાના બંધિયાર વિશાળ સ્થાનમાં ભરવાની ગોઠવણ હોઇ તેને ધજાતોરણો ને બોધક સૂત્રોથી શોભાવવામાં આવ્યું હતું. ધર્મશાળાના ચોકમાં

રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબની મનહર તસ્વીર ઉંચા આસને ગોઠવાઇ હતી અને દ્વાર પર કડી વિદ્યાલયના સ્કાઉટોની ટુકડી બેન્ડ સહિત પ્રમુખશ્રીને આવકારવા ઉભી હતી. મહાલનાં બીજાં સ્થળોની સ્કાઉટ ટુકડીઓએ પણ પોતાની યથાશકય સેવા સમર્પવા હાજરી આપી હતી.

## પ્રથમ દિવસની બેઠક :

પરિષદના પહેલા દિવસના કામકાજની શરૂઆત બરાબર ૫-૪૫ વાગે બેન્ડના સુમધુર સરોદ વચ્ચે શ્રીમંતની તસ્વીરને ભાવભેર પુષ્પહાર અર્પણથી થઇ. પરિષદમાં પધારેલા જાણીતા મેમાનોમાં પ્રમુખશ્રીનાં ધર્મપત્ની, પાટણ વિભાગ નાયબસુબા રા. રા. રાણે સાહેબ, બન્ને વિભાગ વિદ્યાધિકારી સાહેબો, સહકારી ખાતાના વડા અધિકારી સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબ, ચાણસ્મા મહાલના વહિવટદાર સાહેબ, પાટણ અને કલોલના મહાલ શાળાધિકારીઓ, રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ શ્રીમાન મોતીભાઈ અમીન અને મણિલાલ કાશીવાળા, પુરોગામી પ્રાંત પરિષદના નિવૃત્ત થતા પ્રમુખ રાજરત્ન મહાસુખભાઇ શેઠ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી છોટુભાઇ પંડિત, પાટણના વયોવૃદ્ધ નેતા રાજરત્ન શ્રી વિદ્યાશંકર વકીલ, આરોગ્ય-રક્ષણ ખાતાના અધિકારી મે. કિબ્લી સાહેબ, પાટણ અને ચાણસ્મા મહાલોના મુન્સફ સાહેબો, વકીલો, અને પ્રાંતના સહકારી ઓડિટરો ઉપરાંત લોકસાહિત્યના રસીયા 'શારદા'ના તંત્રી શ્રી રાયચુરા ને મેરૂભાની બેલડીની હાજરી ખાસ દીસી આવતી હતી. પ્રતિનિધિ તેમજ પ્રેક્ષક તરીકે સ્રીઓની હાજરી પણ સારી હતી.

શ્રીમંતની તસ્વીરને પુષ્પહાર સમર્પણનો વિધિ તાળીઓના ગડગડાટ વચ્ચે પાર પાડી પ્રમુખશ્રી આસન પર પધારતાં ઇશ્વરસ્તુતિ, શ્રીમંત પ્રશસ્તિ તથા સ્વાગત ગીતનો કાર્યક્રમ વિદ્યાર્થીઓ તથા કન્યાઓએ પૂરો કર્યા બાદ સ્વાગતાધ્યક્ષ મહંતશ્રી સીતા-શરણજીની વૃદ્ધાવસ્થા તેમજ નાદુરસ્ત તબિયતને કારણે તેઓશ્રીનું છાપેલું ભાષણ તેમના વતી રાજેશ્રી પુરાણિકે વાંચી સંભળાવ્યું. સદરહુ ભાષણ સાંગોપાંગ ગતાંકમાં છપાયું હોઈ જીજ્ઞાસુઓએ તે આ પહેલાં વાંચી પણ લીધું હશે જ. સ્વાગત ભાષણ વંચાઈ રહેતાં પ્રમુખચુંટણીનો ઔપચારિક વિધિ હાથ ધરાયો. એ માટેની દરખાસ્ત રજુ કરવાની ફરજ સાક્ષર શ્રી રમણલાલ દેસાઇને સોંપાઇ હતી, એ બીના શ્રી રમણલાલભાઈ પોતે હાલમાં મહેસાણા પ્રાંતના કોઈ અમલદારપદે નહતાં મહેસાણા પ્રાંતના કાર્યકરો એમના પ્રત્યે કેવી મમતા ધરાવે છે તેના જ પુરાવારૂપ લેખાશે. સોંપાયેલી એ ફરજ બજાવતાં "આ સુખદ ફરજ બજાવવાનું સદ્દભાગ્ય મારે હિસ્સે શાથી આવ્યું હશે એ હું પણ નથી સમજી શકતો. છતાં મહેસાણા પ્રાંત સાથેના નોકરીને અંગે મારા લાંબા સંબંધને કારણે મહેસાણા પ્રાંતવાસીઓનો મમતાભાવ મારા પ્રત્યે કેળવાયો હશે એમ માનું છું. હું મહેસાણા પ્રાંતમાં હાલ હોઉં કે ન હોઉં પણ રાજ્યના સહકારી અમલદાર તરીકે સર્વત્ર સહકાર કરવાની મારી ફરજ સમજનો હોવાથી મને સોંપાયલી ફરજ હું આનંદ સાથે બજાવું છું." એમ કહી શ્રી રમણલાલભાઇએ સુબાસાહેબ શ્રી નાયમ્પલ્લી સાહેબની કાર્યદક્ષતા, દીલસોજી અને ઉચ્ચ

ચારિત્ર્યનાં યથાયોગ્ય વખાણને અંતે જણાવ્યું કે "તેઓશ્રીની કારકીર્દીમાં પ્રાંતની પ્રગતિ થશે તો તે તેમને જ આભારી ગણાશે. સુબાનો મીઠી નજર બધી જ પ્રવૃત્તિઓની પ્રગતિ માટે જરૂરી તેમજ લાભદાયી છે. એટલે તેઓશ્રીની આગેવાનીથી અને સક્રિય સહાનુભૂતિથી પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિની કાર્યસાધકતા અને પ્રગતિ ખસુસ વધશે એ નિઃસંદેહ."

સદરહુ દરખાસ્તને શ્રી વિદ્યાશંકરભાઇ તરફથી તેમની લાક્ષણિક શૈલીમાં અને શ્રી છોટુભાઇ પંડિત અને ચાણસ્માના વકીલ શ્રીયુત કાનજીભાઇ તરફથી યથોચિત ટેકો મળતાં મે. નાયમ્પલ્લી સાહેબે તાળીઓના ગડગડાટ સાથે પ્રમુખાસન ગ્રહણ કરી પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું. એ આખું જ ભાષણ ગતાંકમાં છપાયું હોઈ તેમાં રાજ્યના જુદા જુદા પ્રાંતો અને મહેસાણા પ્રાંતના જુદા જુદા મહાલોની પ્રગતિની કરેલી સમીક્ષા, પ્રાંતમાં મહિલા અને બાલ પુસ્તકાલયોની સંખ્યામાં વધારો થવાની જરૂરિયાત, તેમજ "જેવી રીતે મંદિર અથવા મસ્જીદ વગરનું ગામ કલંકરૂપ ગણાય છે તેવી રીતે સરસ્વતી મંદિર વગરનું ગામ કલંકરૂપ ગણાવું જોઇએ" ઇત્યાદિ વચનોથી પ્રજોપકારી પુસ્તકાલય પ્રવૃત્તિનાં થાણાં ગામે ગામ ખડા કરી દેવા માટેની તેમની હાકલ ખાસ લક્ષમાં લેવા મહેસાણા પ્રાંતના કાર્યકરોને તેમજ ઇતર પ્રાંતવાસીઓને પણ ભલામણ છે.

પ્રમુખશ્રીનું ભાષણ ૭–૫૦ વાગે સમાપ્ત થતાં પરિષદને ફત્તેહ ઇચ્છનારા સંદેશા મંત્રીજીએ વાંચી સંભળાવ્યા; જેમાં (૧) મુંબાઇથી રા. સા. ખખ્ખર (૨) રા. રા. ચંદ્રવિદ્યાનંદ પંડ્યા (૩) ભાવનગરથી શ્રીયુત ગિજુભાઈ (૪) વડોદરેથી કયુરેટર મે. વાકનીસ સાહેબ (૫) અમરેલીથી રા. રા. મોહનલાલ વીરજીભાઇ (૬) રા. સોમનાથ શાસ્ત્રી (૭) શ્રીમતી પાર્વતીબેન દવે (૮) રા. મગનલાલ જોશી, (૯) વડોદરા પ્રાંત પુ. મંડળના મંત્રી રા. ચીમનભાઇ હ. અમીન–વગેરેના મુખ્ય હતા.

સંદેશાવાચન પછી રા. રા. ગજાનનરાવ ગુપ્તે વકીલે ચાણસ્મા મહાલ પુ૦ મંડળ, અને શ્રીમાન જેઠાભાઇ લાલભાઇ પટેલે પ્રાંત પુસ્તકાલય મંડળનાં છાપેલાં નિવેદનો વાંચી સંભળાવ્યાં. મહાલ મંડળના નિવેદનમાં મહાલની સ્થિતિ સંબંધનો યથાયોગ્ય વિચાર કરી મહાલ મંડળે સુધારેલાં જૂથ મંડળોની વિગત છે તે તરફ લાગતાવળગતાઓએ જરૂર લક્ષ આપવું ઘટે. મહાલ ખાતે યોજાયેલી બે શિષ્ટવાચનની પરીક્ષાઓનો અનુક્રમે ૨૩૫ અને ૨૦૮ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો અને તેમાં સારી સંખ્યામાં ઇનામ આપવાનો પ્રબંધ થયો હતો એ ખરેખર ખુશી થવા જેવું છે. પ્રવૃત્તિપોષક શિષ્ટવાચનની પરીક્ષાની યોજનાને તો હવે દરેક મહાલ મંડળ આ પ્રમાણે અપનાવી લે એ ખાસ ઇચ્છવાયોગ્ય છે. નિવેદન પરથી વળી જણાય છે કે મહાલમાં ૫૩ શાળાવાળાં ગામો છે, તે પૈકી ૨માં કસ્બા પુસ્તકાલયો, ૪૨ માં ગ્રામ પુસ્તકાલયો ને ૯ માં પુસ્તકપેટી સાથેનાં વાચનાલયો છે. અર્થાત્ કે એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય પ્રવૃત્તિનો સંદેશો પહોંચ્યા વગરનું બાકી નથી રહેવા પામ્યું. એ વાત ખુશી થવા જેવી જરૂર છે, પણ ખાસ ગૌરવ લેવા જેવી તો ન જ ગણાય. ગૌરવ તો ત્યારે જ લઇ શકાય કે જ્યારે એક પણ શાળાવાળું ગામ પુસ્તકાલય વિનાનું ન રહે.

પ્રાંત મંડળના નિવેદનમાં પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિની મહાલવાર સમીક્ષા કરનારો કોઠો અપાયો છે તે પરથી સમજાય છે કે પ્રાંતનાં ૧૦૫૩ ગામોમાં ૬૬૬ ગામોમાં શાળા છે, ને તેમાંથી ૧૫ માં કસ્બાપુસ્તકાલયો, ૩૬૦ માં ગ્રામપુસ્તકાલયો ને ૧૮૭ માં વાચનાલયો છે. એટલે પુસ્તકાલય વિનાનાં ૬૭ ૨૯૧ ગામો બાકી છે, અને વાચનાલય વિનાનાં પણ ૧૫૪ બાકી છે. નિવેદનમાં મંત્રીજીએ પ્રાંત માટે સ્વતંત્ર પગારદાર પ્રચારકની આવશ્યકતા પ્રતિપાદન કરી છે તે બરાબર છે; પણ તેમ કરતાં રાજ્યમંડળના બજેટનાં આંકડા આગળ ધરવામાં ગેરસમજ થયેલી છે અને તે એ કે રાજ્યમંડળ જાણે એકલા વડોદરા શહેર કે વડોદરા પ્રાંત માટે જ કાર્ય કરતું ન હોય એવો ધ્વનિ નીકળે છે. પણ તે બરાબર નથી, કારણકે રાજ્યમંડળની પ્રવૃત્તિઓ તો રાજ્યના ચારે પ્રાંતો માટે એકસરખી હોય છે. આ ગેરસમજ તરફ, વિષયવિચારિણી સમિતિમાં, એ બાબત આવેલા એક ઠરાવ પ્રસંગે સમિતિના સભ્યો તરફથી મંત્રીજીનું ધ્યાન ખેંચવામાં આવ્યું જ હતું, તેમજ રાજ્યમંડળના મંત્રી તરીકે શ્રી મોતીભાઇ સાહેબે પણ એ આવશ્યકતા સ્વીકારી પ્રાંત મંડળની શીલકમાંથી એ ખાતે ખર્ચ કરતાં ખૂટતી રકમ પૂરતી સહાય રાજ્યમંડળ તરફથી અપાવવાનું આશ્વાસન આપ્યું હતું. સ્વતંત્ર પ્રચારકની આવશ્યકતા ને ઉપકારકતા વિષે કોઇને પણ બે મત હોય જ નહિ.

નિવેદનવાચનનું કાર્ય પુરૂં થતાં તે દિવસની બેઠકનું કામ પણ વિષયવિચારિણી સમિતિનાં નાગોની જાહેરાત અંતે સમાપ્ત થયેલું જાહેર કરાયું.

## વિષયવિચારિણી સમિતિ

વિષય વિચારિણી સમિતિ રાત્રે ૯ વાગે મળવાનું જાહેર થયું હતું. પણ પરિષદના સૂત્રધાર મંત્રીજીને આવેલા પરોણાઓના ભોજન ઉતારાના બંદોબસ્તના કામે રોકાવું પડયાથી ૧૦ વાગ્યા પહેલાં કામકાજ શરૂ થઇ શકયું નહોતું. વિષયવિચારિણી સમિતિમાં વિચારવા માટે પ્રાંતના જુદા જુદા કાર્યકરોએ વિવિધ પ્રશ્નો મોકલી આપ્યા હતા. તે પરથી દોહન કરીને મંત્રી રા. દુર્ગાશંકરભાઇએ ઠરાવોના મુસદ્દા ઘડી રાખ્યા હતા. તે એક પછી એક વંચાણમાં લેવાઇ મુસદ્દાઘડતરમાં થયેલી ગેરસમજને સુધારવા પૂરતી ચર્ચા પછી બહુધા ઝડપભેર પસાર કરી દેવામાં આવ્યા હતા. ખાતા પાસે જોઇતી સવલતોના તથા તેના વહિવટી તંત્રને લગતા પ્રશ્નો, સૂચના નં. ૩૭૮ ને લગતા એક અપવાદ સિવાય, રાજ્યમંડળના કાર્યકરો ખાતાના અધિકારી સાહેબો સાથે રૂબરૂ ચર્ચા કરીને સમાધાન મેળવી લેશે એ સમજૂત પર પડતા મૂકાયા હતા. ત્યારે 'પુસ્તકાલય' માસિકનું લવાજમ ઘટાડવા સંબંધી તથા પુસ્તકાલય સ૦ સ૦ મંડળે ઘટાડેલા વ્યાજના દર સંબંધીના પ્રશ્નો શ્રી અમીન સાહેબના ખુલાસાઓ પછી પડતા મૂકાયા હતા. એ પ્રશ્નો અને ખુલાસા ચાલુ અંકમાં પ્રશ્નો અને ઉત્તરો એ શીર્ષક નીચે અન્યત્ર છપાયા છે, તે જીજ્ઞાસુઓ વાંચી લે. વિષયવિચારિણી સમિતિએ કુલ ૧૨ મુસદ્દા સ્વીકર્યા. તે પૈકી ૭ આભારપ્રદર્શન ને અભિનંદનના હતા. તેમાં ત્રીજા ઠરાવ તરીકે રજુ કરવા ઠરેલા આભારપ્રદર્શનના ઠરાવમાંથી પોતાનું નામ પડતું મૂકવા શ્રીયુત મોતીભાઇ સાહેબે આગ્રહભરી વિનંતી કરી,

છતાં સમિતિના આગળ પડતા સભ્યોના આગ્રહ ને ખુદ પ્રમુખ સાહેબનો ટેકો મળવાથી આભારપ્રદર્શનનો એ મુસદ્દો જેમનો તેમ ગ્રાહ્ય ગણાયો. શ્રીયુત મોતીભાઇ સાહેબે એજ પ્રસંગે જાહેર કરી દીધું કે આ ઠરાવથી પરિષદની ખુલ્લી બેઠક માટે તેમનું મોઢું સીવાઇ ગયેલું સમજવાનું છે. અને ખરે તેમજ થયું: બીજા દિવસની જાહેર બેઠકમાં શ્રોતાજનોને શ્રી અમીન સાહેબ તરફથી એક પણ શુકન સાંભળવાનો મળ્યો નહિ. વિષયવિચારિણીનું કામ શુમારે ૧૨ વાગે ખતમ થતાં સભ્યો પોતપોતાને ઉતારે સીધાવ્યા. સરકારી રેસ્ટ હાઉસમાં મે. પ્રમુખ સાહેબને ઉતારે વિષયવિચારિણીનું કામકાજ ચાલતું હતું તે વખતે પરિષદના સભાસ્થાનમાં આરોગ્ય ખાતાના અધિકારી મે. ફીની સાહેબના મેજીકલૅન્ટર્ન સાથેના બોધક વ્યાખ્યાનનો તથા શ્રીયુત રાયચુરા ને ગઢવી મેરૂભાને કંઠે પીરસાતી લોકસાહિત્યની રસલ્હાણનો આનંદ લુંટાતો હતો.

## બીજે દિવસ : સવારની બેઠક :

તા. ૩–૧–૩૭ ના રોજ બીજા દિવસના કામકાજની શરૂઆત ૮–૧૦ વાગે ગઢવી મેરૂભાની પ્રાર્થનાથી થઇ. તે પછી એક વિદ્યાર્થીએ 'ઘણું જીવો શ્રી સયાજી' નામક શ્રીમંત પ્રશસ્તિ ગાઇ સંભળાવી. બાદ ઠરાવોનું કામ હાથ ધરતાં પહેલાં સહકારી અધિકારી રા. રા. રમણલાલે દેસાઇ સાહેબ કે જેઓ બપોરની ગાડીએ વિદાય થઇ જનાર હતા તેમને પ્રસંગોચિત બે શબ્દો સુણાવવાની વિનંતિ કરાઇ.

## શ્રી રમણલાલભાઇનું પ્રવચન

વિનંતિને માન આપીને શ્રી રમણલાલભાઇ મંચક પર ચઢ્યા ને બોલ્યા કે — " આજે પણ મને આમ સૌથી પહેલો વ્યાખ્યાનમંચક પર ચઢાવી દેવામાં આવ્યો છે તે કેટલાકને અપ્રસ્તુત લાગવાનો સંભવ છે. પણ મારે બપોરની ગાડીએ વિદાય થવાનું હોવાથી અને સહકાર વિષે મારે કંઇક કહેવું એવી પરિષદના કાર્યકરોની ઇચ્છા હોવાથી મને અપાયલી અગ્રતા બદલ આભાર માનું છું. મારે માટે આવા પ્રસંગ અપ્રસ્તુત નથી લાગતા તેથી જ હું તમારી આ પરિષદોમાં દોડી આવું છું. નિરક્ષરતા અને નિર્ધનતા એ બે સંકટોથી હિંદુસ્તાન પીડાય છે. ૩૫ કરોડમાંથી ૨૮ કરોડ અભણ હોય એ નિરક્ષરતાનું પ્રમાણ જેવું તેવું ન કહેવાય. એના નિવારણ માટેના પ્રયત્ન તરીકે શ્રીમંત મહારાજા સાહેબે આપણા રાજ્યમાં પ્રાથમિક કેળવણી ફરજિયાત કરી છે. તે વાતને વર્ષો વીત્યાં છતાં ધાર્યું પરિણામ નથી લાવી શકાયું તેમાં દોષ કોનો છે તે જોવા કરતાં એકબીજાના સહકારથી દોષનિવારણનો પ્રયત્ન આદરીએ તો જ માર્ગ ખુલ્લો થશે ને શ્રીમંતનો શુભ ઉદ્દેશ બર આવી શકશે. નિર્ધનતા વિષે પણ એટલું જ કહેવાનું કે બ્રિટિશ હિંદમાં રૈયતના દેવા સંબંધમાં તપાસણી થઇ તેના આંકડા પરથી પુરવાર થયું છે કે હિંદીઓને શિર ઓછામાં ઓછા ૯ અબજ જેટલો દેવાનો ભાર છે. દેવાના આ આંકડાને વસ્તીના આંકડાથી ભાગી જોતાં માથાદીઠ દેવાની રકમ નીકળશે. એ નિર્ધનતા સંબંધમાં ખાલી પોકારો કર્યા કરવાનો કંઇ જ અર્થ નથી. એના નિવારણ માટે નિખાલસ પ્રયત્નો ઉગરપૂર્વક થવા જોઇએ. શ્રીમંત મહારાજા સાહેબે એને માટે પણ પોતાના રાજ્યપૂરતા જે

ની રકમ-ખાસ મંજુર થાય છે. તે પ્રમાણે ચાલુ સાલે પણ થઇ હશે જ. એનો વિનિયોગ સત્વર થઇ જવો જોઇએ. અત્યારે જે રીતે કામ ચાલતું જણાય છે તેથી તો ઉત્સાહ ઓસરી જવાની ભીતિ છે. ઉંઝાની માગણી ઉંચકી લેવાવાને બદલે ' આવતે વર્ષે વિચાર થશે ' એવા શેરાથી પાછી ધકેલાઇ છે. આમ જો થાય તો તો પછી દાન આપનારના મનમાં નિરાશા જ પ્રગટે ને ? માગણીઓ વધારે આવે ને બજેટમાં સવડ ન હોય તો ખાસ સવડો ખોળી કાઢીને, જરૂર પડે તો ટીપ્પણો કરીને પણ જરૂરજોગી અનુકૂળતાઓ આ કામે મેળવી દેવાની આગ્રહપૂર્વક હું ખાતાને વિનંતિ ગુજારૂં છું. ”

આ ઠરાવ પરત્વે બીજા કોઇને કંઇ કહેવું હોય તો તેમ કરવાની છૂટ અપાતાં ખંડોરણ પુ૦ ના મંત્રી શ્રીયુત લાલજીભાઇ ચતુરભાઇએ જણાવ્યું કે “ મહેસાણા પ્રાંતમાં મહિલા પુસ્તકાલયો આજે ત્રણ છે. એ સંખ્યામાં ૭૫ ટકા જેટલો વધારો થઇ જાય ત્યારે જ એ દિશાનો પ્રયત્ન સફળ થયો લેખાય. એ સંતોષપ્રદ સ્થિતિ પ્રાપ્ત કરવાની જવાબદારી પ્રાંતની નેતાગીરીને શિર છે. માટે કાર્યકર્તાઓએ પોતાના પ્રયત્ન તુર્ત જ શરૂ કરી દેવા જોઇએ. આપણા પ્રમુખ મે. રા. રા. સુબા સાહેબ મન પર લેશે તો ઘણું ઘણું થઇ શકશે. ”

એ પછી હીરક મહોત્સવ નિધિના વ્યાજમાંથી પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ ખાતે ફાળો મળવા સંબંધીનો ૬ ઠ્ઠો ઠરાવ રજુ કરતાં મહેસાણા પ્રાંત પંચાયતના મંત્રી રા. માધુભાઇ શાહે દલીલ કરી કે “ પુસ્તકાલય પ્રવૃત્તિનો રસ લાગશે તો ગ્રામોદ્ધાર પ્રવૃત્તિની પ્રગતિ થયા વગર રહેશે જ નહિ. તેથી જ્યાં લોકસ્થિતિ નબળી હોય તેવાં ગામોમાં પુસ્તકાલય રૂપી જ્ઞાનપરબોનાં મંડાણ કરવાને હીરકનિધિમાંથી હિસ્સો આપવાની ખાસ અગત્ય છે. પુ૦ પ્રવૃત્તિ એ ગ્રામોદ્ધારનું અગત્યનું અંગ હોઇ તેના વિકાસ માટે નિધિમાંથી અપાતો ફાળો યોગ્ય જ લેખાશે. અને હવે રહેલાં ગામો નરમ સ્થિતિવાળાં જ હોવાથી તેમ કરવું વધુ વાજબી થઇ પડશે. ”

ઠરાવને ટેકો આપતાં પાટણવિભાગ વિદ્યાધિકારી રા. રા. કાન્તિલાલ સાહેબે જણાવ્યું કે “ હીરક મહોત્સવ ટાંકણે પુ૦ પ્રવૃત્તિ માટે ઘણું કરાયું છે. તેને પરિણામે શાળાવાળાં એવાં ગામો થોડાંજ રહ્યાં હશે કે જ્યાં વાચનની સપૂરી સગવડ ન હોય. છતાં પણ હજી ૧૫૪ ગામો એવાં રહી જવા પામ્યાં છે ને લગભગ ૩૦૦ ગામોમાં ધોરણસહની પુસ્તકાલય સંસ્થાઓ ઉભી કરવાની રહે છે, તે જોતાં ઠરાવમાં રજુ કરાયલી વિનંતિને મારે હાર્દિક ટેકો આપવો જ જોઇએ. ”

સવારની બેઠકમાં આ પ્રમાણે ૬ ઠરાવો પસાર કરવાનું કામ પતી રહેતાં કાર્યક્રમમાં જાહેર થયા પ્રમાણે બાલ પ્રદર્શનનો ઉદ્દ્ઘાટન વિધિ હાથ ધરાયો. પ્રાંતિક પરિષદો અંગે પ્રદર્શનની યોજના રાખવા બાબતમાં મહેસાણા પ્રાંતની આ પરિષદે જ પહેલ કરી છે તે માટે તેના કાર્યકરોને મુબારકબાદી ઘટે છે.

બાલ પ્રદર્શનના ઉદ્ઘાટક તરીકે કડી-કલોલ વિભાગ વિદ્યાધિકારી રા. રાં. ચુનીલાલ દેસાઇ સાહેબની પસંદગી થઇ હતી. એ પ્રસંગ નિમિત્ત શ્રીમાન ચુનીલાલ સાહેબે પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું. તેનો સાર ભાગ નીચે પ્રમાણેઃ—

## બાલ-પ્રદર્શનના ઉદ્ઘાટક શ્રી ચુનીભાઈ દેસાઈનું ભાષણ:

આપણે ત્યાંની જુની શિક્ષણ પ્રણાલિકાનો ખ્યાલ આપી પશ્ચિમના સંસર્ગને પરિણામે વખત જતાં તેમાંથી આધુનિક પ્રણાલિકા કેવી રીતે ઉદ્ભવી ને પરીક્ષાઓ પાસ કરી નોકરી મેળવવી એજ એનો ધ્યેય કેમ મનાયો તે યોગ્ય રીતે સમજાવ્યા બાદ, વાસ્તવિક કેળવણીનો ઉદ્દેશ ચર્ચતાં એમણે કહ્યું કે "વાસ્તવિક રીતે કેળવણીનો ઉદ્દેશ પરીક્ષા પાસ કરવી, અને ધંધો રોજગાર સારી રીતે કરી શકાય તે માટે લાયક થવું, એટલો જ નથી; પરંતુ તે ઉપરાંત, કુદરતે બક્ષેલી તન અને મનની શક્તિઓનો વિકાસ સાધી તેનો ઉપયોગ કરી જીવનનો રસ લેવાની યોગ્યતા આવી શકે એવું જ્ઞાન તથા તે જ્ઞાનને જીવનના વિવિધ પ્રસંગોમાં ઘટાવવાની બુદ્ધિ ખીલવવી, એ હોવો જોઇએ. આ બધું છતાં તેનામાં જો સદ્વર્તન અને સદાચારની ટેવો ન પડે, તો એ કેળવણી પાંગળી જ ગણાય. માટે ખરી કેળવણી એ છે કે જે મનુષ્યને સમગ્ર જીવન માટે તૈયાર કરે. હાલની કેળવણી આપણા દેશને બંધબેસતી નથી, અને તેમાં ફેરફાર થવો જોઇએ એવું પ્રજાના ઘણા વિદ્વાનો માને છે, અને પ્રતિષ્ઠિત જવાબદાર અમલદારો પણ તે વાતનું સમર્થન કરતા હોવાથી, થોડા દિવસમાં એ દિશામાં અગત્યના સુધારા થાય અને બેકારી દુર થાય તે માટે કાંઇ ઉપાયો લેવાય તો તે બનવાજોગ છે. આ પ્રમાણે જ્યારે ઉપલા ધોરણોમાં અપાતી કેળવણી માટે પોકાર ઉઠી રહ્યો છે, ત્યારે બાળકોની કેળવણી કે જે પાયા રૂપ છે, તેમાં યોગ્ય સુધારા થવાની કેટલી અગત્ય છે તે સર્વ કોઇ સમજી શકે એમ છે. પશ્ચિમના દેશોમાં બાળ કેળવણી સંબંધી અનેક અખતરાઓ થયા છે, અને કિન્ડર ગાર્ટન, મોન્ટેસોરી વિગેરે અનેક પદ્ધતિઓ અસ્તિત્વમાં આવી છે. આપણા દેશમાં પણ છેલ્લાં વીસ પચીસ વર્ષમાં બાળકોની કેળવણી ઉપર વિશેષ ધ્યાન અપાવા માંડયું છે, અને તેમાં શ્રી દક્ષિણામૂર્તિ બાલ મંદિરે જે અખતરાઓ કરીને, તે દિશામાં પ્રગતિ કરી છે તેથી બાળ કેળવણી સંબંધી નવીન જ દૃષ્ટિબિન્દુ પ્રાપ્ત થયું છે. નવી દૃષ્ટિ પ્રમાણે કેળવણીનો ઉદ્દેશ જ્ઞાનનો સંગ્રહ નથી, પરંતુ મનુષ્યનો વિકાસ છે. વિકાસનો પાયો અનુભવ છે. અનુભવ સ્વતંત્ર ક્રિયામાં છે, અને સ્વતંત્ર ક્રિયા બહારથી દખલગીરી નહિ કરવામાં છે. શિક્ષણ એ જીવનવ્યાપી પ્રવૃત્તિ છે. વિકાસ એટલે જીવાત્માનો શ્રેયને માટે સતત પ્રયત્ન; અને આ પ્રયત્નમાં જે કંઇ સહાયક હોય તેજ સ્વીકારવું એ નવી દૃષ્ટિની કેળવણીનું મુખ્ય અંગ મનાવા લાગ્યું છે. આ દૃષ્ટિમાં શિખવવા કરતાં શીખવા દેવા ઉપર ભાર મુકવામાં આવે છે. જુના માનસશાસ્ત્રીઓની માન્યતા એવી હતી કે બાળકનું મન અસ્થિર છે, ભટકતું છે; પરંતુ ડૉક્ટર મોન્ટેસોરીને એવો અનુભવ થયો છે કે જો બાળકને અમુક સંયોગોમાં મુકવામાં આવે તો બાળકનું મન તો ઘણું સ્થિર જોવામાં આવે છે. બાલ મંદિરોમાં જેઓ બાળકોને પોતાને રસ પડતા કામમાં તલ્લીન જુએ છે, તેમની આ બાબતમાં ખાત્રી થતી જાય છે; એટલે આ સંબંધમાં વિશેષ વિવેચન કરવાની જરૂર જણાતી નથી.

આ નવીન દૃષ્ટિબિન્દુવાળી શાળા પ્રત્યે નજર કરતાં આપણને બધું જ વાતાવરણ ઉલ્લાસવાળું લાગે છે. ત્યાં તંદુરસ્ત બાળક હસતું ને હસતું જ જોવામાં આવે છે. ભયનું નામનિશાન ન હોવાથી, તેનો કુદરતી વિકાસ સધાય છે. આ શાળાના શિક્ષકો બાળકની જરૂરિઆત સમજે છે, અને તેની હાજતો પ્રમાણે વાતાવરણ રચી બાળકને છૂટથી ખીલવાની વ્યવસ્થા કરી આપે છે. ડૉ. મોન્ટેસોરીએ ઉપજાવેલાં સાધનો વડે બાળકોમાં સ્વાશ્રય અને સ્વાધીનતાના ગુણો ખીલે છે.

'શાળા એ બાલમાનસનો અભ્યાસ કરવાની પ્રયોગભૂમિ છે' એ વાક્યમાં આખી મોન્ટેસોરી પદ્ધતિનો સમાવેશ થઈ જાય છે, એમ એક લેખકે કહ્યું છે તે યથાર્થ જ છે. મોન્ટેસોરીનાં સાધનો ખર્ચાળ છે, અને તેથી આપણા ગરીબ દેશને એ પરવડે એમ નથી, એમ કેટલાકો દલીલ કરે છે. પરંતુ તેથી આપણે નિરાશ થવાનું કારણ નથી. મોન્ટેસોરીની ભાવના આપણે ઝીલવાની છે, અને આપણા દેશને અનુકૂળ સાહિત્યો એ ભાવના લક્ષમાં રાખી ઉપજાવી કાઢવામાં આવે તો બની શકે એમ છે. એવાં સાધનો કેટલાક સ્થળેથી બનાવવામાં પણ આવ્યાં છે, અને તે દિશામાં પ્રયત્ન ચાલુ છે. એટલે લોકો તરફથી માગણી થતી રહેશે તો થોડે ખર્ચે એ સાધનો ઉત્પન્ન કરી શકાશે.

સુભાગ્યે થોડાં વર્ષોથી બાલ માનસનો અભ્યાસ કરનાર શ્રી ગિજુભાઇ જેવી વ્યક્તિઓ આપણને મળી શકી છે. તેમણે બાલ સાહિત્યના ક્ષેત્રમાં એટલો બધો ફાળો આપ્યો છે કે તેમના આપણે હમેશાં ઋણી રહીશું. તેમના તે દિશાના પ્રયત્નોને બીજા વિદ્વાનોએ પણ વધાવી લીધા છે, અને બાળકોને માટે જ્યાં પ્રથમ કંઈ પણ સાહિત્ય નહોતું, ત્યાં હવે બાળકોને માટે માસિકો, ચિત્ર-પરિચયથી શિખવવાનાં સાધનો, બાલોપયોગી નાના ગ્રંથો સારા પ્રમાણમાં પ્રકટ થવા લાગ્યા છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબે કૃપા કરી વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયને અંગે એક ખાસ બાલવિભાગની વ્યવસ્થા કરી છે, અને તેમાં બની શકે તેટલું બાલ સાહિત્ય ગોઠવી, બાળકોને આનંદ સાથે જ્ઞાન મેળવવાનું સુલભ કરી આપ્યું છે. બીજી સંસ્થાઓ તરફથી પણ બાળકોના જ્ઞાનમાં આનંદ સાથે વધારો થાય, અને તેમનો વિકાસ સહેલાઇથી થાય તે માટે દરેક વિષયમાં અનેક સાધનો, બાલ માનસનો વિચાર કરી તૈયાર થયાં છે. એટલે બાલ શિક્ષણ માટે જે સાધનોની ખોટ હતી, તે હવે કેટલેક અંશે પુરાવા માંડી છે.

બાલ સાહિત્ય પ્રદર્શનનો ઉદ્દેશ પણ શિક્ષકો તેમજ તે વિષયમાં રસ લેનાર અન્ય સજ્જનોને, આ દિશામાં વિચાર કરતા કરવાનો છે. બાળકોને માટે કયા સાહિત્યની જરૂર છે, તેનો પણ ખ્યાલ આવા પ્રદર્શનોથી આવી શકશે. તેમજ અત્યારનાં સાધનો ઉપરાંત હજી કેટલું વધારે સાહિત્ય ઉત્પન્ન કરવાની જરૂર છે, તેનો પણ ખ્યાલ આથી આવી શકશે.

આપણું બાલ સાહિત્ય હવે સચિત્ર થવા લાગ્યું છે અને તે બાળકોને વિશેષ આકર્ષક થતું જાય છે. પ્રવાસના વર્ણન દ્વારા તેમજ ચિત્રો દ્વારા પણ બાળકોને આ દિશામાં અભિરૂચિ વધતી જાય છે. તેમ છતાં પશ્ચિમના દેશોમાં પ્રકટ થતાં બાલ સાહિત્યો સાથે

સરખાવતાં આપણે હજી ઘણું જ કરવાનું બાકી છે. ખરી રીતે તો એ દિશાનો આપણો પ્રયત્ન તેમની સરખામણીમાં પાશેરામાં પહેલી પૂણી સમ છે. આપણા ધનવાન માણસો બીજી દિશામાં પૈસા ખરચે છે, તેને બદલે આ દિશામાં પૈસા ખરચતા થાય અને તે રીતે આ બાલ પ્રભુઓની સેવા કરે, તો તેઓ વધારે પુણ્ય મેળવવા ઉપરાંત આપણા દેશની પ્રગતિ સાધવામાં મોટો ફાળો આપી શકશે એ નિઃસંશય છે."

શ્રી ચુનીભાઇ સાહેબનું વ્યાખ્યાનવાચન પુરૂં થતાં શ્રી સુબા સાહેબ સહિત સકળ મંડળી ગુજરાતી શાળાના ઓરડાઓમાં ગોઠવાયલા પ્રદર્શનને નિહાળવા સીધાવી ગઈ ને પરિષદનું સવારનું કામ પુરૂં થયું. પ્રદર્શનમાં બાલકોની હસ્તકલાની વિવિધ વાનગીઓ રજુ કરાઇ હતી. તેને આકર્ષક રીતે ગોઠવવામાં ગુજરાતના મશહૂર કલાકાર શ્રી રવિશંકર રાવળના બે વિદ્યાર્થીઓએ ભારે જહેમત ઉઠાવી હતી. પ્રદર્શનના એક ઓરડામાં બાલકોનું રંગોળી કામ, હસ્તચિત્રો ને રમતોનાં સાધનો કલામય રીતે ગોઠવાયાં હતાં. તેમાં આ મુદ્રણ કળાના જમાનામાં ભૂલાયલી આપણી હસ્તલેખન કલાનો પ્રત્યક્ષ ખ્યાલ આપનાર હસ્તલિખિત બાલ માસિકના અંકનો નમૂનો તો જોનાર માત્રને છક કરી દેતો હતો. હાથનું લખાણ છતાં જાણે સુંદર મુદ્રણ કામજ જોઇ લો, એવો હતો એ બાલલેખકનો શબ્દમરોડ! અને શી એની સરખે અંતરે લખવાની સફાઇ! પ્રદર્શનના બીજા ખંડમાં બાલ ને કિશોર સાહિત્યનાં સાધનો રખાયાં હતાં. સિદ્ધપુર અને પાટણના વિદ્યાર્થીઓએ તૈયાર કરેલાં પત્રકો અને ચિત્રોને પણ સ્થાન આપાયું હતું. પ્રદર્શનની ગોઠવણ સાચે જ સારી હતી.

### દિવસ બીજો: સાંજની બેઠક.

મોટી સંખ્યાનો ભોજન વિધિ આટોપવાનો હોવાથી સાંજની બેઠક માટે જાહેર કરેલા સમય કરતાં સ્વાભાવિક રીતે જ મોડું થયું હતું. ૩–૩૫ વાગે કામની શરૂઆત થતાં બાકી રહેલા ઠરાવો પાસ કરવાનું કાર્ય ચાલ્યું. તેમાં રચનાત્મક કોટિના ૭ મા ઠરાવની રજુઆત કરનાર ભાઈ શંકરલાલ વ્યાસ સ્થાન પર હાજર ન જણાતાં, પ્રાંત પ્રચારકની વ્યવસ્થા માટે રાજ્યમંડળને વિનંતિ કરનારો ૮મો ઠરાવ હાથમાં લેવાયો. તેની રજુઆત કરતાં પ્રાંત મંત્રી શ્રી જેઠાલાલભાઇએ જણાવ્યું કે "રાજ્ય મંડળ તરફથી આખા રાજ્ય માટે એક જ પ્રચારક રોકવામાં આવે છે તે વ્યવસ્થા અપૂરતી હોવાથી પ્રાંત દીઠ સ્વતંત્ર પ્રચારક નીમવાની આવશ્યકતા છે, અને એને માટે અમારી દૃષ્ટિ રાજ્ય મંડળ પ્રત્યે જ જાય છે."

ઠરાવના ટેકા રૂપે બોલતાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા સહકારી ઑડિટર શ્રી સનતકુમાર દેસાઇએ જણાવ્યું કે "આ ઠરાવથી કોઇની પણ ગેરસમજૂતિ ન થવી જોઇએ. રાજ્ય પુસ્તકાલય મંડળની પ્રવૃત્તિઓ આખા રાજ્યને માટે હોઇ જરૂરની છે. તે બંધ કરી દઇને પણ પ્રાંત મંડળની આ માગણી સંતોષવી એવો આગ્રહ હોય જ નહિ. રાજ્ય મંડળની ઑફિસ સમેટી લેતાં પ્રાંત મંડળોથી કામ કરવું જ મુશ્કેલ બલ્કે અશક્ય બનશે. પ્રાંત વાર સ્વતંત્ર પ્રચારકની જરૂર બેશક છે. પણ તેને માટે પૂજ્ય મોતીભાઇ સાહેબે રાત્રે વિષયવિચારિણી સમિતિમાં ખુલાસો કર્યો છે તેમ પ્રાંત મંડળના હસ્તકની શિલક ઉપરાંત મહાલ મંડળો

પાસેની શીલકનો પણ એ કામે ઉપયોગ પ્રથમ થઇ જવાની જરૂર છે. આપણે એવો ઉપયોગ પૂરેપૂરો કરી શકયા નથી. તે કર્યા પછી જરૂર હશે તો રાજ્યમંડળ તરફથી પણ જરૂરજોગ વધુ ટેકો આપવા—અપાવાનું આશ્વાસન શ્રી મોતીભાઇ સાહેબે આપ્યું છે, તે મુજબ રાજ્ય મંડળ તરફથી યોગ્ય તે વિચાર થશે જ એવી ખાત્રી છે. અને રાજ્ય મંડળ કર્યા કોઇનું છે? એના કારોબારી મંડળમાં પણ આપણા જ માણસો હોય છે ને? આપણા પ્રાંતમાંથી પણ હોય જ છે. એટલે પછી સવાલ જ કયાં રહે છે?"

એ પછી રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકરોના મનમાં શંકા કુશંકાને જન્મ આપનાર ને ભીતિ પ્રેરનાર ખાતાની સૂચના નં. ૩૭૮ રદ કરવાની વિનંતિ કરનાર ઠરાવ નં ૯ ની રજુઆત કરવાને રાજરત્ન શ્રી મહાસુખભાઇ શેઠ ઉભા થયા. તેમણે સૂચના મજકુર વાંચી સંભળાવીને તે રદ કરવાની આવશ્યકતા પૂરવાર કરતાં જણાવ્યું કે " સૂચના મજકુરના અમલથી અમારા સ્વમાનનો ભંગ થાય છે. ગ્રામ પુસ્તકાલયોના વહીવટનો તો હું એટલો બધો માહિતગાર નથી પણ કસ્બાનો તો સંપૂર્ણ છું. પુસ્તકાલયના નિભાવખર્ચ માટે લોકમદદ ઉભી કરવાને અમારે લોકોની દાઢીઓમાં હાથ ઘાલી ઘાલીને મેંબરો ઉભા કરવા પડે છે, તેમને ઘેર બેઠાં પત્રો પૂરાં પાડવાની સવલતનાં વચન આપવાં પડે છે, ને તેના પાલન માટે એકજ છાપાની ત્રણ ચાર નકલો પણ મંગાવવી પડે છે. આ વસ્તુસ્થિતિ નવા અધિકારી સાહેબની ધ્યાન બહાર હોવાથી ચાલુ સાલે બજેટમાં વધુ પ્રતો માટેની માગણી પર છેકા મૂકાયા છે ને તે બાબતની પુનર્વિચારણા પર અંકુશ મૂકાયા છે. પણ મુદ્દાની વાત તો એ છે કે કસ્બા ને પ્રાંત પુસ્તકાલયો પાસે વર્તમાનપત્રોની યાદી મંજુરી માટે મંગાવવાનો વહિવટ જ આજ સુધી ન હતો. અમારી વર્ષોલાંબી એ સ્વતંત્રતા પર કાપ મૂકાયો છે ને તેના પર વળી આ સૂચનાથી પુનર્વિચારણા માટેનાં દ્વાર પણ બંધ કરી દેવાયાં છે. એથી અમારી સ્થિતિ અતિશય કફોડી થઇ પડી છે. સારાં પુસ્તકોના લેખક-પ્રકાશકો, ચાલતા આવેલા શિરસ્તા મુજબ, અમારી પાસે આવતાં પણ અમારી સ્થિતિ કફોડી થઇ પડે છે. એવા પ્રસંગે આવનારનું તેમજ અમારૂં પોતાનું માન ખંડિત થતું લાગે છે. આપણી પ્રવૃત્તિ તો હજી છોડ રૂપ છે. તેને હજી યોગ્ય સિંચન ને અમીદૃષ્ટિભરી સંભાળની ગરજ છે. એવે પ્રસંગે મૂકાયલા આ જાતના અંકુશથી છોડ ચીમળાઇ જવાની દહેશત છે. સૂચના કાઢનાર ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગેણકર સાહેબ પોતે અત્રે બિરાજમાન છે. તેઓ અમારા દીલના ઉભરા સાંભળી, અમારી કફોડી સ્થિતિનો કયાસ કરી સૂચનાનો અમલ રદ થયેલો જાહેર કરવાનું સ્વીકારશે એવી આશા છે. વધુ શું કહું ? સૂચનાની શબ્દરચના જ સ્વમાનભંગ કરનારી છે."

ઠરાવ મજકુરને દર્દભર્યા દીલે ટેકો આપતાં શ્રી છોટુભાઇ પંડિતે કહ્યું કે " આપણા રાજ્યની યોજનાઓ ને પ્રવૃત્તિઓમાં પ્રજા રસભર્યો ભાગ લેતી થાય એ જોવાની શ્રીમંતની ઇચ્છા છે. અને આપણી આ પુ૦ પ્રવૃત્તિ એવી નિર્દોષ છે કે જેનો કારભાર પ્રજાના હાથમાં મૂકતાં જરાયે આચકો આવવો ન જોઇએ. આટઆટલા વર્ષના અનુભવ પછી પણ વડોદરા રાજ્યની પ્રજા આવું નિર્દોષ તંત્ર ચલાવવાને પણ શું નાલાયક છે કે અમારા ભોગવાતા હકક પર પણ છીણી મૂકાઇ છે ? કસ્બા ને પ્રાંત પુસ્તકાલયના વ્યવસ્થાપક

ના પ્રમુખ તરીકે તો સરકારી અમલદારો હોય છે ને સભ્યો પણ સુશિક્ષિત પ્રતિષ્ઠિત ગૃહસ્થો હોય છે. તેમના પર શું ખાતાને આટલે લાંબે વખને અવિશ્વાસ આવ્યો કે આ અંકુશ મુકાયો છે ? વર્ષો લાંબી અમારી સેવાનું—અમારા અનુભવનું શું આ જ ઇનામ ? રાજ્ય બહાર પણ આની શી અસર થશે ? સૂચનાથી આપણી હાંસિ થાય છે ને વહીવટ ટીકાપાત્ર ઠરે છે. માટે એ સ્થિતિમાંથી મુક્ત થવા યોગ્ય તે પગલું સત્વર ભરવા ખાતાના અધિકારી સાહેબને વિનંતિ કરી દુઃખી દીલે હું આ ઠરાવને ટેકો આપું છું."

આ ઠરાવ પર સભાનો મત પૂછતાં પહેલાં બે શબ્દ બોલવાની જરૂર ગણી પ્રમુખશ્રીએ જણાવ્યું કે " સરકારી અમલદાર તરીકે હું ખુલાસો કરવા માગું છું યા તો ખાતાની નીતિની તરફેણ કરવા માગું છું એમ ન માનશો. રાજ્યના બજેટનું કામ મેં બે ત્રણ વર્ષ કર્યું છે. આવકની ટાંચપને કારણે અંકુશ મકવો પડે છે કે બજેટમાં કાપકુપ કરવાના પ્રસંગ ઉભા થાય છે, આપણા ગૃહતંત્રમાં પણ એમ જ હોય છે ને ? તેવા પ્રસંગે કાપકુપ કરવી પડે ત્યારે નિરર્થક લખાપડી ન થાય એટલો જ સૂચનાનો ઉદ્દેશ હોય એમ લાગે છે. એકંદર પરિસ્થિતિનો વિચાર કરીને જ સરકારી નીતિનો અમલ થાય છે. પુસ્તકપસંદગીના કામે પરવાનગી લેવાની અપેક્ષા સંબંધમાં જણાવવાનું કે આપ લોકોની એ માટે યોગ્યતા નથી એમ કહેવાનું નથી. પણ બધે જ ઠેકાણે મહાસુખભાઇ કે છોટુભાઇ જેવા નિષ્ણાતો ન જ હોઇ શકે. ભળતાંજ પુસ્તકો પસંદ થાય ને ખરીદાય એ ભાગ્યેજ ઇચ્છવાયોગ્ય ગણાય. આ પસંદગીના કાર્યમાં ખાતું વધારે નિષ્ણાતતા ધરાવે એમ માની લેવું રહ્યું. રાજકારણ કે બિભત્સતાને કારણે પણ કેટલીકવાર અંકુશ મુકાય છે. વિલાયતમાં પણ અમુક સાહિત્ય સામે પ્રતિબંધો મુકાય છે. તો પછી આપણે ત્યાં મુકાય તે ચલાવી લેવા જોઇએ. એવાં વાંધાભર્યાં સાહિત્ય સંબંધમાં ખાતાના નિષ્ણાતો વધારે જાણકાર હોય. એટલે આ સૂચનાને સેન્સરીંગ રૂપ હું ગણું છું."

અત્રે મે. પ્રમુખ સાહેબનું વલણ ઠરાવ મજકુરને પાછો ખેંચી લેવડાવવા તરફ થતું જોઇ શ્રી મહાસુખભાઇએ વળતા ખુલાસા રૂપે બે શબ્દો બોલવાની રજા માગી. તે મળતાં તેમણે જણાવ્યું કે "સૂચના સંબંધમાં ખાતાનો ઉદ્દેશ સમજાવતાં મે. પ્રમુખ સાહેબે કરેલો ખુલાસો અસંતોષકારક છે. હું પુછું છું કે એવું અનિષ્ટ સાહિત્ય—ખાતાએ અનિષ્ટ જાહેર કરેલું સાહિત્ય કોઇએ વસાવ્યું છે ખરૂં ? વાંધાભર્યું સાહિત્ય અમુક અમુક છે એવું જાહેર વા ગુપ્ત સૂચનાથી જાહેર કરો ને પછી તે કોઇ વસાવે તો તેને ભલે દંડો. પણ અમારી તકરારનો મુદ્દો બીજો પણ છે : અને તે એ કે અમોએ મહામહેનતે નોંધેલા મેમ્બરોના સંતોષાર્થે અમે મુંબાઇ સમાચારની ૪ નકલો માગી હોય ને તેને બદલે બે નકલો મંજુર થઈ આવે તો ય અમારાથી ફેરવિચારણા માટે લખાપડી ન થઇ શકે એવી સ્થિતિ આ સૂચનાથી ઉભી થાય છે. તેને દૂર કરાવવા પૂરતો જ આ દરખાસ્તનો આશય છે. આવી સૂચના કાઢવા જેવા પ્રસંગ જે સંસ્થાના સંબંધમાં બન્યા હોય તે સંસ્થાને ભલે શિક્ષા ફરમાવાય, પણ બધાને એક જ અસ્ત્રે મુડવા જેવી નીતિ અખત્યાર ન કરાય એટલી જ અમારી વિજ્ઞપ્તિ છે." શ્રી મહાસુખભાઇના આ વળતા ખુલાસા પછી સભાનો મત પૂછાતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યારબાદ ભાગ્યોદય પોલીસી જેવી લલચાવક યોજનાઓથી ગ્રામજનતાનું રક્ષણ કરવા બાબેનો **૧૦મો ઠરાવ** શ્રી મોતીભાઇ સાહેબને રજુ કરવાનો હતો. પણ આગલી રાત્રે વિષય વિચારિણી સમિતિમાં જાહેર કર્યા પ્રમાણે તેમણે આજની સભામાં સર્વાંશે મૌન જ સેવ્યું હતું. એટલે તેમને બદલે ઠરાવની રજુઆત શ્રીયુત મણિભાઇ કાશીવાળાએ કરી ગરીબ ખેડુત પ્રજાની અજ્ઞાનતાનો લાભ લઇ ધુતારાઓ તેમને કેવા ધુતી જાય છે તેનો દર્દભર્યો ચિતાર રજુ કર્યો હતો. એ ઠરાવના અનુમોદનમાં બોલતાં શ્રી છોટુભાઇ પંડિતે આવા ઠરાવની પુસ્તકાલય પરિષદમાં શી અગત્ય તેનો ખુલાસો કરતાં જણાવ્યું કે "શિક્ષકોનો સંસર્ગ પ્રજા સાથે ગાઢ હોય છે, અને આપણી આ પ્રવૃત્તિનાં સૂત્રો પણ શિક્ષકોના જ હાથમાં હોઇ તેમની જ હાજરી પરિષદમાં વિશેષ છે તેથી જ પ્રજાહિતકારી આ ઠરાવને આ પરિષદમાં આણવાનું ઉચિત ગણાયું છે. પાયમાલીને પંથ દોરનારી આવી લલચાવક યોજનાઓને જે સ્થળે અમલદારોનો પણ સાથ હોય છે ત્યાંની દુર્દશાની તો વાત જ ન પૂછવી ! અમલદારો પોતાની લાગવગનો દુરૂપયોગ કરી નિર્ધનતાથી પીડાઇ રહેલી ગરીબ પ્રજાને ઓર નિર્ધનતામાં ઉતારે છે. આન.થી પ્રજાને ચેતાવવા માટે જ ઠરાવની આવશ્યકતા સ્વીકારી હું તેને હાર્દિક ટેકો આપું છું."

પ્રમુખશ્રીએ પણ ઠરાવનું મહત્ત્વ સ્વીકારી તે ચલાવી લેવાશે એવી પોતાની ખાત્રી પ્રદર્શિત કરતાં ઠરાવ સર્વાનુમતે તાળીઓના ગડગડાટ વચ્ચે સ્વીકારી લેવાયો.

આ પછી શરૂઆતમાં પડતા મૂકાયલા રચનાત્મક કાર્યના **૭મા ઠરાવનો** વારો આવ્યો. તેની રજુઆત કરતાં શ્રીયુત ભાઇ શંકરલાલ વ્યાસે જણાવ્યું કે "સારાં પુસ્તકો વંચાય તો જ પુ૦ પ્રવૃત્તિનો ઉદ્દેશ સફળ થયેલો ગણાય. એને માટે રાજ્ય પુસ્તકાલય મંડળની શિષ્ટવાચનની પરીક્ષાની યોજના ખાસ આવકારપાત્ર છે. મંડળ મજકુરની અનેક યોજનાઓમાં આ યોજના ઉત્તમમાં ઉત્તમ છે. ભાવિ નાગરિકોના હિતની ખાતર વિદ્યાર્થી-વર્ગ માટે પ્રત્યેક મહાલે પણ હવે આ કાર્યને ઉપાડી લેવું જોઇએ. પ્રાંત મંડળ એ કામમાં મહાલ મંડળોને મદદ આપે એ ખાસ ઇચ્છવાયોગ્ય છે." ઠરાવ મજકુરને વિસનગર મહાલ મંત્રી શ્રીયુત ઉમિયાશંકરનું અનુમોદન મળ્યા પછી વિશેષ અનુમોદન રૂપે મને બોલવાની તક અપાઇ. તેનો લાભ લઇ મંડળની વિવધ ઉપકારક યોજનાઓની રૂપરેખા સંક્ષેપમાં સમજાવી આગામી ૧૨મી પરીક્ષાનો બહોળા પ્રમાણમાં લાભ લેવા લેવડાવવાની આગ્રહભરી ભલામણ કરવામાં આવી.

એ પછી હાજર રહેલા શિક્ષકોની કામગીરી ગણવા બાબતનો હુકમ આપવા બદલ મે. રાજ્યવિદ્યાધિકારી સાહેબનો તથા કન્સેશન દરથી મુસાફરી કરવાનો લાભ આપવા બદલ જી. બી. ઍન્ડ. સ. રેલ્વેનો આભાર માનનારો **૧૧ મો ઠરાવ** યથોચિત વિવેચનો પછી મંજુર થયો. બાદ, પરિષદ અંગે નીમાયલી નિબંધ–સમિતિનું નિવેદન શ્રીયુત છગનલાલ વકીલે વાંચી સંભળાવતાં જાહેર કર્યું કે "એકંદર ૧૭ નિબંધો સમિતિને મળ્યા હતા તેમાં ૩ બેનો તરફના હતા. તેમાં બેનો પૈકી શ્રીમતી મેનાબેનનો અને પુરૂષ લેખકો પૈકી શ્રીયુત નરભેરામ ત્રિવેદીનો નિબંધ સમિતિએ ઇનામપાત્ર ગણી બંનેને પાંચ પાંચ રૂપિયાનું પારિતોષિક આપવાનું

ઠરાવ્યું છે. 'શ્રેષ્ઠ પુસ્તકાલય કયું ?' તે નક્કી કરવાને મુદ્દામ તૈયાર કરેલી પ્રશ્નાવલી પરથી આવેલી હકીકતોને આધારે ચાણસ્મા મહાલના બ્રાહ્મણવાડા ગામને ભાગ એનું ઇનામ જાય છે."

આ પછી બાકી રહેલા આભારપ્રદર્શનના બે ઠરાવો હાથ ધરતાં પહેલાં પ્રમુખશ્રીએ ઉપસંહારનું વક્તવ્ય કરવાનો કાર્યક્રમ હતો.

## પ્રમુખશ્રીનું ઉપસંહારનું વક્તવ્ય

એ ફરજ અદા કરતાં "સમયના અભાવે બીજા વક્તાઓ પર મેં બે ત્રણ મિનિટમં આટોપી લેવાનો અંકુશ મુકયો હતો, તેવો અંકુશ મારી જાત પરત્વે પણ ચાલુ સમજવાનો છે" એ વચનો સાથે મે. પ્રમુખ સાહેબે સમારંભ અંગે વેઠવી પડેલી અગવડો ને હાડમારીઓનો ઉલ્લેખ કરી જણાવ્યું કે "આવા અણધાર્યા મોટા સમૂહાયની તજવીજમાં ખામીઓ હોય એ સ્વાભાવિક છે. એવી ખામીઓ ઉત્સાહી કાર્યકરોની અથાગ મહેનતનો વિચાર કરી ક્ષંતવ્ય લેખાવી જોઇએ. આજે બપોરની તજવીજ એકંદરે સંતોષકારક હતી એવો રિપોર્ટ મને મળી ગયો છે, એટલે આશા રાખું છું કે વેઠવી પડેલી અગવડોનો ખંગ વળી ગયો હશે. પરિષદના કામકાજમાં આપ સૌએ પૂરતી શાંતિ જાળવી મને સાથ આપ્યો છે તે બદલ સૌનો આભાર માનું છું. મારે માટે બહુ જ વધારે પડતી પ્રશંસા થઇ છે. શ્રી વિદ્યાશંકરભાઇ, શ્રીયુત રમણલાલભાઇ વગેરેએ કરેલી મારી પ્રશંસા અતિશયોક્તિયુક્ત છે એમ મારા અંતઃકરણને લાગે છે. એને હું પાત્ર નથી એમ માનું છું. આપની વચ્ચે રહીને હું કામ કરી દેખાડું ત્યારે જ કરાયલી પ્રશંસા વાજબી ઠરે. તેથી થયેલી પ્રશંસા હું અત્યારે કબૂલ રાખતો નથી. આપનો સહૃદય સાથ મને મળ્યા વગર મારાથી કંઇ જ થઇ શકશે નહિ. મારે તેવા સાથની હું આશા રાખું છું. ખેડુતના ભલા માટે સહકાર પ્રવૃત્તિને વધાવી લેવાની જરૂર છે. પણ તેમાં અન્યને ભોગે પોતીકો સ્વાર્થ સાધી લેવાની દાનત ન હોવી જોઇએ. મંડળીઓમાં તમારૂં તંત્ર છતાં, અમલદારોની કેવળ દેખરેખ છતાં, તેના સુકાનીઓએ પોતીકો સ્વાર્થ સાધી લેવામાં તેનો ઉપયોગ કર્યો છે, એ જોઇજાણીને મને ખરેખર દુઃખ થાય છે. પરિણામે કેટલીક મંડળીઓ પાયમાલીને પંથે પરવરી છે તે હું જાણું છું. સહકારી મંડળીઓ માત્ર ધીરાણ માટે જ સ્થપાય એ ખોટી દિશા છે. એકત્ર વેચાણ ને ખરીદીની બીનશરાફી મંડળીઓની યોજના જ ખરી લાભદાયી છે. પાશ્ચાત્ય પ્રજાઓએ એને પ્રતાપે જ પ્રગતિ કરી છે. આપણે અહિં પણ એવી જ પ્રવૃત્તિ આવકારદાયક ગણાવી જોઇએ."

ઉપરના ભાવાર્થનું ઉપસંહારનું વક્તવ્ય કરી પ્રમુખશ્રીએ પોતાની બેઠક લીધા પછી આભારપ્રદર્શનના છેલ્લા બે ઠરાવોનો આનંદમય વિધિ અને હાર કલગીના ઉચિત વ્યવહાર અંતે રાજગીત ગવાઇ શુમારે ૬॥ વાગે પરિષદની પૂર્ણાહુતિ થયેલી જાહેર કરાઇ.

## રાત્રિના બીજા કાર્યક્રમો

સાડાસાત વાગે સભાસ્થાનના એક ભાગમાં વડનગરવાસી મહંતશ્રી બાલકૃષ્ણ-

શકતા નથી અગર એના ઉપર પૂરતું ધ્યાન આપતા નથી, એવી ફરિયાદો અમે ઘણીવાર સાંભળી છે અને જાતઅનુભવથી પણ જાણીએ છીએ. તેથી અધુરૂં અધુરૂં વાંચીને પણ બજેટમાં ફેરફાર કરવા માટે મંત્રીઓ ન પ્રેરાય એથી, એક શિક્ષાનું સ્વરૂપ સરક્યુલરના ઉત્તરા ભાગે જણાવવામાં આવ્યું છે. છતાં પણ ઘણાં પુસ્તકાલયો તરફથી બજેટમાં ફેરફાર કરવા માટે માગણીઓ આવે છે. પત્રો-માસિકો સિવાયની બાબતમાં તો માગેલો ફેરફાર જરૂર પ્રમાણે કરી આપવામાં આવે છે, તેનો દાખલો આ ઓરણા ગ્રામ પુસ્તકાલય જ છે. સરક્યુલરમાં બતાવેલી શિક્ષા કોઇપણ પુસ્તકાલયના મંત્રીને અમે અદ્યાપિ કરેલી નથી, અને તેવો પ્રસંગ અમારા ઉપર ન આવે એમ અમે ઇચ્છીએ છીએ. સરકારના કોઇપણ કાયદા લોકોએ અમુક ગુન્હો કોઇએ કરવા નહિ અને જે કરે તેને અમુક શિક્ષા થાય એવું જાહેર કરે છે, તો શિક્ષા જાહેર કરવામાં સરકારે કોઇનું અપમાન કર્યું છે એવું ધારવામાં આવતું નથી. દા. તરીકે આગગાડીની સાંકળ અકસ્માતના પ્રસંગે જ માત્ર ખેંચવીઃ વિના કારણ ખેંચનારને ૫૦ રૂ. દંડ થશે.' એવી પટ્ટીઓ ડબ્બાઓમાં ચોટેલી હોય છે. તે પાટીઉં વાંચીને કોઇનું અપમાન થયું હોય એવું જાણવામાં નથી. પુસ્તકાલયોના કાર્યકર્તાઓ સાથે સહકાર કરીને જ, તેમજ તેમની મુશ્કેલીઓ જાણીને ખાતું કામ કરતું આવ્યું છે, અને તે જ પ્રમાણે કર્યે જશે. અમુક પેપરો કે માસિકો બંધ કરવાથી અને તેને બદલે બીજાં મુકાયાથી કેટલેક ઠેકાણે કેટલીક મુશ્કેલીઓ ઉભી થશે એ ખાતાના ધ્યાન બહાર નથી. પરંતુ કેટલાક સંજોગોને લીધે, એ ફેરફાર કરવાની ખાતાને ફરજ પડી છે.

ઉપર પ્રમાણેના ખુલાસા સાથે સાથે આપના આગળ બીજા એક બે ઠરાવો રજુ થવાના છે, તે સંબંધમાં પણ અત્યારે ખુલાસો કરી દેવાની પરવાનગી હું માગું છું. કરમા તથા પ્રાંત પુસ્તકાલયો આજસુધી સ્વતંત્રપણે પેપરો પુસ્તકો બારોબાર, પોતાની પસંદગીના મંગાવતા હતા. છતાં ચાલુ સાલે એવાં પત્રો માસિકો તથા પુસ્તકોની યાદીઓ ખાતા તરફથી મંજુર કરાવી લેવાની એમને ફરજ પાડવામાં આવી છે તે કેટલાક સંજોગોને લઇને પાડવામાં આવી છતાં પણ જે યાદીઓ એમના તરફથી આવે તેમાં ખાસ કરીને પુસ્તકોની યાદીમાં બીલકુલ ફેરફાર કરવામાં આવેલો નથી. માત્ર પેપરો, માસિકોની યાદીઓમાં

પરિષદની પ્રથમ બેઠકમાં જ ૭૦૦–૮૦૦ જેટલી હાજરી પરિષદ મંડપમાં હોવાની અટકળ બાંધી શકાતી હતી. કેટલાંક ભુલકાં તો પડખે આવેલાં ઝાડ પર પણ ચઢી બેઠાં હતાં! સંખ્યાબંધ મેમાનો છતાં પરિષદનું સ્થાન ગામમાં જ હોવાથી, ગામ સંપીલું હોઇ કામની યથાયોગ્ય વહેંચણી થયેલી હોવાથી, તથા કેટલાક તો ગામમાંના પોતાના સગાંસંબંધીઓ કે ઓળખીતાંપાળખીતાંઓના જ મેમાન બન્યા હોવાથી અગવડ કે હેરાનગતિ કોઇને ખાસ ભોગવવી પડી નહોતી. પરિષદની કાર્યવાહી પણ પ્રમાણમાં શાંતિપૂર્વક ને શિસ્તતા મુજબ ચાલી હતી. તથાપિ રાત્રે રખાયેલા રેડિયો, વ્યાયામપ્રયોગ ઇત્યાદિના આકર્ષક કાર્યક્રમ વખતે ૩૦૦૦–૪૦૦૦ કરતાં પણ વધારે જામેલી મેદનીના ધસારા સામે વ્યવસ્થા જાળવવામાં તથા સ્વાગતસભ્યો ને આમંત્રિત મેમાનોની યથોચિત સરભરા કરવામાં નિષ્ફળતા અનુભવાઇ હતી. પરિષદના વાતાવરણ સંબંધમાં બહુચરાજી પરિષદના વૃત્તાંતના પ્રાક્કથનમાં કરાયલી ટીકા અહિં પણ બહુધા લાગુ પડતી સમજવાની છે.

**જાણીતા મેમાનોમાં** પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબ, સહકારી ખાતાના વડા ને મદદનીશ અધિકારીઓ શ્રી રમણલાલ દેસાઇ ને શ્રી જશુભાઇ, નવસારીના કપાસ અધિકારી શ્રી ગુલાબભાઇ, કામરેજ મહાલના વહિવટદાર સાહેબ, કામરેજ, પલસાણા ને નવસારી મહાલના શાળાધિકારી સાહેબો, રાજ્ય મંડળના મંત્રીઓ શ્રી મોતીભાઇ અમીન ને કાશીવાળા, ગંગાધરા હાઇસ્કૂલના હેડમાસ્તર, નવસારી કોર્ટનું વકીલ મંડળ વગેરેનાં નામ ગણાવી શકાય. પ્રમુખાદિ સૌનો જ ઉતારો સ. ગુ. શાળાના ઓરડાઓમાં મિસલસર રખાયો હતો.

**સભાસ્થાન** તરીકે શાળાના કમ્પાઉન્ડની બહાર પથરાયેલા વિશાળ ચોગાનમાં વાંસડાવળીઓ ને આથર જાજમોનાં સાધનોથી સાદો છતાં ૧૦૦૦ માણસો માઇ શકે તેવી સગવડવાળો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. રંગબેરંગી તોરણો, શ્રીમંત મહારાજા સાહેબ અને અન્ય દેશનેતાઓની આકર્ષક તસ્વીરો, અને પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક બોધક સૂત્રોથી મંડપની શોભા ને ભવ્યતા વૃદ્ધિંગત થતી હતી.

## પહેલા દિવસની બેઠક

પરિષદની પ્રથમ બેઠકની શરૂઆત બરાબર ૩ા વાગે મંગળાચરણ, ઇશ્વર સ્તુતિ ને સ્વાગત ગીતથી થઇ. એ પ્રાથમિક વિધિ પૂરો થતાં સ્વાગતાધ્યક્ષ તરીકે રા. રા. દયારામ શ્રાએ પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવી પરિષદમાં પધારેલા સૌ કોઇનો ભાવભીનો સત્કાર કર્યો. ઓરણા ગામની વ્યાખ્યા અને તવારીખ ઉપરાંત કામરેજ મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિનો આછો ખ્યાલ રજુ કરતું એ આખુંય ભાષણ અન્યત્ર છપાયું હોઇ જીજ્ઞાસુઓએ વાંચી લેવું ઘટે છે. સત્કારભાષણનું વાચન સમાપ્ત થતાં પ્રમુખ વરણીનો ઔપચારિક વિધિ નવસારી પ્રાંત મંડળના પ્રમુખ અને ધારાસભાના સભ્ય રા. રા. કનૈયાલાલ મજમુદાર વકીલની દરખાસ્ત, અને ઓરણાના ડૉક્ટર મસ્તુલાલ તથા શ્રીયુત કાવસજી ગણદેવ્યાના અનુમોદનથી આટોપાયો. એ દરખાસ્ત રજુ કરતાં રાજેશ્રી કનૈયાલાલભાઇએ પરિષદ પ્રવૃત્તિના ઇતિહાસ ને

કાયદા, જુદા જુદા કાર્યકરોની મુશ્કેલીઓ અને તેના નિવારણ માટે એ પ્રવૃત્તિ ચાલુ રાખવાની અગત્યનું હૃદયંગમ વર્ણન કર્યું હતું. પ્રમુખપદના સ્વીકાર પછી ઓરણાની બાળાઓના દાંડીઆ રાસ તથા વડોદરા આર્ય ગુરૂકુળની કન્યાઓના સંગીત બાદ પ્રાંત મંડળના મંત્રી રા. કસનજીભાઇ વકીલે પોતાનું નિવેદન વાંચી સંભળાવ્યું. નિવેદન મજકુર ૧૯૩૬ ના અંકમાં છપાયેલા નિવેદનને જ મળતું હોવાથી ફરી છાપવાનું કે તેનો સાર આપવાનું ઉચિત નથી ગણ્યું. પ્રાંત મંડળનું નિવેદન વંચાઇ રહેતાં પરિષદને ફત્તેહ ઇચ્છનારા સંદેશા વાંચી સંભળાવવાનું કાર્ય રા. મણિભાઇ દ્વિવેદીએ કર્યું. આવેલા સંદેશાઓમાં ( ૧ ) રાજ્ય મંડળના પ્રમુખ રા. બ. ગોવિંદભાઇ દેસાઈ ( ૨ ) નવસારી પ્રાંતના જાણીતા આગેવાન શ્રી દ્વારકાનાથ શેઠજી ( ૩ ) ધારાસભાના માજી સભ્ય પલસાણાવાળા રા. નાથુભાઇ ગુલાબભાઇ દેસાઇ ( ૪ ) વડોદરા પ્રાંત મંડળના મંત્રી રા. ચીમનભાઇ હ. અમીન ( ૫ ) લોદ્રા તા. વિજાપુરના મુખ્ય શિક્ષક રા. શિવશંકર ઇશ્વરભાઇ ( ૬ ) અગાઉ કામરેજના ને હાલ સમૌ તા. સિદ્ધપુરના મુખ્ય શિક્ષક રા. ભોળાસિંહ મોતીસિંહ, તથા મૂળ કઠોરના પણ ધંધાર્થે રંગુનનિવાસી સુપ્રસિદ્ધ ગળિયારા શેઠના સંદેશા મુખ્ય હતા.

સંદેશાવાચન પછી પ્રમુખશ્રીએ પોતાનું વિદ્વત્તાભર્યું ભાષણ વાંચી સંભળાવ્યું. એ આખું ભાષણ ચાલુ અંકમાં અન્યત્ર છપાયું હોઇ ફરજિયાત કાયદાની દેખીતી નિષ્ફળતા શેને આભારી છે, ગ્રામોદ્ધારની પ્રવૃત્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ કેવું છે, બેકારીનિવારણ માટેનો સાચો ઉપાય કયો છે, ઐકયનો પ્રભાવ કેવો છે, પુસ્તકાલયનો ખરો ઉપયોગ થવા માટે કેવી પેરવી રહેવી જોઇએ, સાચી સંસ્કારિતા કોને કહેવી, આપણા દેશની ઉન્નતિ કેમ નથી થતીઃ એ વગેરે બાબતમાં વિદ્વાન પ્રમુખશ્રીના વિચારો જાણવા માટે જીજ્ઞાસુઓએ જરૂર વાંચી લેવું.

૪–૩૦ વાગે વાંચવા માંડેલું પ્રમુખશ્રીનું ભાષણ ૫ વાગે પુરૂં થયા બાદ સાક્ષર શ્રી રમણલાલ દેસાઇ તથા રાજેશ્રી મોતીભાઇ સાહેબને બે શબ્દ બોલવાની વિનંતિ કરાઇ ને તે સ્વીકારાઈ.

### શ્રી રમણલાલ દેસાઇનું પ્રવચન

" પ્રમુખશ્રીએ આપેલા આવા રસપૂર્ણ વ્યાખ્યાન પછી મારા જેવાને શા માટે ઉભો કરવામાં આવ્યો છે તે સમજી શકતો નથી. જે વાર્તાકારોને માટે પ્રમુખશ્રીએ પોતાના વ્યાખ્યાનમાં ઇશારો કર્યો છે અને જેમની કૃતિઓના વાચનથી અવળે માર્ગે ચઢી જવાની દહેશત છે તેવામાંનો હું એક હઇશ કે કેમ એવી શંકા મને ઉદ્ભવી છે. ( 'ના, ના,' ના ઉદ્ગારો ) બીજી વાત એ કે આવા સભાપ્રસંગોમાં મને બોલવાની તક નહિ અપાય તો મને ખોટું લાગશે એવી માન્યતાથી જો મને જ્યાં ને ત્યાં ઉભો કરવામાં આવતો હોય તો તેવી દહેશત ખોટી છે. આવી લોકોપકારક સભાઓમાં મને સુખે ભાગ લેવા દેવો હોય તો તો મને એવે પ્રસંગે બોલવાની ફરજમાંથી મુક્તિ જ મળવી જોઇએ એમ મિત્રો પાસે માગી લઉં છું. કારણ કે હું જ્યાં ને ત્યાં બોલતો ફરૂં તો તેનો ઉંધો જ અર્થ થવાની ભીતિ છે. ગામડાંની ઉન્નતિમાં જ દેશ સમસ્તની ઉન્નતિ છે એમ ચોક્કસ માનજો. " પછી ગ્રામોન્નતિમાં પુસ્તકાલય

પ્રવૃત્તિનું સ્થાન સમજાવી વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિની સફળતાનો યશ શ્રી મોતીભાઇ સાહેબને જ છે એમ કહી તેમની નિખાલસ સેવાવૃત્તિ ને નિરભિમાનપણાના વખાણ કરતાં જણાવ્યું કે "આ સભાનો ગ્રુપ ફોટો લેવાની તજવીજ થતી જોઇ શ્રી મોતીભાઇ સાહેબ ચુપચુપ સભામાંથી સટકી ગયા ને ફોટો લેવાની વિધિ પત્યા પછી જ પોતાની બેઠકે પાછા ફર્યા છે. એમની નિરભિમાન વૃત્તિનું આ દૃષ્ટાંત તો આપણે પ્રત્યક્ષ નિહાળ્યું છે." અંતમાં ઓરણાની બેનોના ઉત્સાહને વખાણી એમનો એ ઉત્સાહ કેળવણીના સંસ્કાર અને પ્રચાર-કાર્યને જ આભારી છે એમ જણાવ્યા બાદ હીરક મહોત્સવ નિમિત્ત કામરેજ તાલુકાની સહકાર પ્રવૃત્તિના બે સેવકો ( ૧ ) ઉમેલવાસી શ્રીયુત બેચરભાઇ, તથા ( ૨ ) ઉમરાખના શ્રીયુત નારણજીભાઇને ચાંદ આપવાના બાકી હતા તે પરિષદના પ્રમુખશ્રીને હસ્તે અપાવ્યા હતા.

### શ્રી મોતીભાઇ સાહેબનું પ્રવચન

બાદ, શ્રી મોતીભાઇ સાહેબે ઉભા થઇ જણાવ્યું કે "પુ૦ પ્રવૃત્તિ સંબંધમાં તો મારા વિચારો મેં વિવિધ પ્રસંગે પુસ્તકાલય માસિકમાં જણાવેલા છે. કાલની બેઠકમાં પણ એક બે વિષય પર તો માગી લઇને પણ બોલવાનો છું. મારી કારકીર્દીની શરૂઆત શિક્ષક પદથી થઇ છે. શિક્ષક પદ માટે હું અભિમાન ધરાવું છું. હજી પણ શિક્ષક જ છું. શિક્ષક તરીકે જ મેં પુ૦ પ્રવૃત્તિ શરૂ કરી હતી, અમલદાર તરીકે તેને વિકસાવવાના નિખાલસ પ્રયત્ન આદરેલા; અને હવે નિવૃત્ત થયા પછી પણ ત્રણ વર્ષ હું મારી સેવા ચાલુ રાખવાનો છું. મારી બધી જ પ્રવૃત્તિઓમાં ગામડાંનો પ્રશ્ન દૃષ્ટિ સમીપ રહે છે. ગામડાંની સેવા કરવા માટે ગ્રામજનતાની કેળવણીનો પ્રશ્ન નિખાલસ દીલે હાથ ધરાવો જોઇએ. કરના ભારણ કરતાં અજ્ઞાનનું ભારણ આપણે માથે વધારે છે. અજ્ઞાન ટાળવા માટે એકલી શાળા પ્રવૃત્તિથી નહિ ચાલે. પુસ્તકાલય પ્રવૃત્તિની પણ જરૂર છે. ૪-૬ ચોપડીઓના ભણતરથી જ્ઞાનાર્જનનો હેતુ સધાતો નથી. ૮૦ વર્ષના વૃદ્ધોને પણ જ્ઞાનાર્જનનું કાર્ય ચાલુ રાખવાની જરૂર છે. એમ ન થાય તો આત્મોન્નતિના હેતુ બર ન જ આવે. એ ઉમદા ઉદ્દેશથી જ શરૂ કરાયલી મિત્રમંડળ લાયબ્રેરીની મારી યોજનાને ઉચકી લઇ રાજ્યે આટલે દરજ્જે ખીલવી છે. પુસ્તકાલય પ્રવૃત્તિ કેળવણીની સંસ્થા હોવા ઉપરાંત સહકારની પણ સંસ્થા છે. સહકારનું જબરદસ્ત દૃષ્ટાંત પુસ્તકાલય પ્રવૃત્તિ પુરૂં પાડે છે. એના સંચાલનમાં પ્રજા, સરકાર, પંચાયત, શિક્ષક વર્ગ, અને સેવાભાવી પ્રજાકીય કાર્યકરોનો સાચો સહકાર રહ્યો છે. મુલ્કી ખાતું, કેળવણી ખાતું વગેરે એકે એક ખાતાનો સહકાર પણ લેવાતો રહ્યો છે. સ્વરાજ્યની પ્રવૃત્તિ પણ એ ખરી જ. સરકારની દેખરેખ નીચે, પુ૦ ખાતાના અમુક અંકુશ નીચે કોઇ પણ લોકાયત તંત્ર ચાલતું હોય તે પુસ્તકાલય ખાતાનું જ હતું. હાલમાં કેટલાક બીનજરૂરી અંકુશ મુકાયા છે તેથી જ 'હતું' એવો શબ્દ પ્રયોગ મુદ્દામ કરૂં છું. પુસ્તકાલય ખાતું જ એવું હતું કે જ્યાં સાર્વજનિક પુસ્તકાલયોનું વહિવટી તંત્ર લોકાયત હતું. ને તેથીજ હું આ પ્રવૃત્તિને સ્વરાજ્યપ્રવૃત્તિ તરીકે જાહેર કરતો." અંતે પુ૦ સ૦ સ૦ મંડળ ને રાજ્ય પુ૦ મંડળની ઉપયોગિતાનું વિવેચન કરી શ્રી મોતીભાઇ સાહેબે "વિના જ્ઞાનપ્રચાર નહિ ઉદ્ધાર" એ નવીન સૂત્રના ઉચ્ચારણપૂર્વક પોતાનું વકતવ્ય પુરૂં કર્યું હતું.

હવે વિષયવિચારિણી સમિતિ માટે સભ્યોની પસંદગીનો વિધિ પાર પડતાં એ સમિતિએ શાળાના ચોગાનમાં મળવાની સૂચના સાથે પરિષદની તે દિવસની બેઠક વિસર્જન થઇ. વિષયવિચારિણી સમિતિમાં પસંદ થયેલા સભ્યો ઉપરાંત અન્ય પ્રતિનિધિઓને પણ પ્રેક્ષક તરીકે હાજર રહેવું હોય તો તેમ કરવાની છૂટ રખાઇ હતી.

## વિષયવિચારિણી સમિતિનું કામકાજ

વિષયવિચારિણી સમિતિનું કામ ૬। વાગે શરૂ થતાં પ્રાંતમાંથી આવેલી જુદી જુદી સમાનઅર્થી દરખાસ્તો પરથી તૈયાર કરેલા મુસદ્દાઓ એકે એકે વાચનમાં લેવાઇ તીખી મીઠી ચર્ચા પછી ગ્રાહ્ય ગણાયા વા પડતા મૂકાયા. આવેલી દરખાસ્તોમાં ખાતા તરફથી મૂકાયલા નવીન અંકુશો પાછા ખેંચી લેવા સંબંધી યાને સૂચના નં. ૩૭૧, ૩૭૬ ને ૩૭૮ નો અમલ બંધ પાડવા બાબતની, મહિલા પુસ્તકાલય માટે સરકાર મદદનું ધોરણ વધારવા માટેની, આજ્ઞાપત્રિકાનો સામાન્ય વિભાગ તથા 'વ્યાયામ' માસિક સરકાર ખર્ચે પુસ્તકાલયોને મળવા બાબતની, ગ્રામપંચાયતોની મદદ ડીસેમ્બર આખર સુધીમાં મળી જાય તેવો પ્રબંધ થવા બાબતની, ગ્રામપંચાયતો તરફથી ખરીદાતાં પુસ્તકો ગામાત પુસ્તકાલયોને મળવા બાબતની, શ્રી સયાજી સાહિત્યમાળાનાં પ્રકાશનોની ૭૫ નકલો ગ્રામ પુસ્તકાલયોને મફત મળવાનું ધોરણ બંધ પડયું છે તે પુનઃ ચાલુ કરાવવા બાબતની, શાળા વિનાનાં ગામોને પણ વાચનાલયોનો લાભ આપવાની બંધ પડેલી નીતિ ચાલુ કરવા બાબતની, તથા શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ બહોળા પ્રમાણમાં લેવડાવવા અને અજ્ઞ પ્રજાને ભાગ્યોદય પોલીસી જેવી લલચાવક યોજનાઓના ભોગ થતી બચાવવા માટે પ્રયત્ન કરવા સંબંધીની મુખ્ય હતી. તેમાં ખાતા તરફથી મૂકાયલા અંકુશ ઉઠાવી લેવા બાબેની દરખાસ્તો પર તીવ્ર ઉહાપોહ આ સમિતિમાં પણ થયો હતો. લોકલાગણી અહિં એટલી તેજ હતી કે ખાતાના વહિવટી તંત્રને લગતા પ્રશ્નોનું નિરાકરણ કરાવી લેવાની સત્તા રાજ્યમંડળને સોંપવાનું સૂચન અગ્રાહ્ય ગણાઇ ખુલ્લી બેઠકમાં ઠરાવ રૂપે જ લોકલાગણી પ્રદર્શિત કરવાનું બહુમતે ઉચિત ગણાયું હતું. આ સ્વીકારાયલા મુસદ્દા ઉપરાંત પુ૦ સ૦ સં૦ મંડળના વ્યવસ્થાપક મંડળમાં નવસારી પ્રાંતના કોઇ સભ્ય નહિ હોવા બદલ અસંતોષ નોંધાવનારી દરખાસ્ત શ્રી મોતીભાઇ સાહેબના "તમે કોઇ આવવા તૈયાર હો તો એક બે નહિ પણ બધાય સભ્યો તમારા પ્રાંતમાંથી લેવાય તેવી અનુકૂળતા કરાવી દેવા મારી તૈયારી છે" એ કથન પછી, ગ્રામ પંચાયતની મદદની ટકાવારીનું ધોરણ રદ કરાવવા સંબંધની દરખાસ્ત રાજેશ્રી કનૈયાલાલ વકીલના ખુલાસા પછી, તથા મહિલા પુસ્તકાલયના વહિવટી નિયમોમાં છૂટછાટ મૂકાવવા સંબંધી દરખાસ્ત યોગ્ય ચર્ચા પછી પાછી ખેંચી લેવાઇ હતી.

આભાર અને શોક પ્રદર્શનના ઠરાવો સાથે કુલ ૧૬ ઠરાવો નક્કી કરી રાત્રે ૮॥ ને શુમારે વિષયવિચારિણી સમિતિ વિખરાઈ, તે વખતે બહાર પરિષદમંડપમાં ને મંડપ બહાર પ્રચંડ મેદની રેડિયો, વ્યાયામપ્રયોગ, તથા વ્યાખ્યાનશ્રવણનો રસ માણવા એકત્ર થઈ હતી.

## બીજા દિવસનું કામકાજ

બીજા દિવસના કાર્યક્રમમાં સવારે ૮ થી ૮॥ ના સમયમાં ગ્રામ કીર્તનને સ્થાન હોઇ પરિષદનું કામ ૯ ને ૫ મિનિટે નિબંધ વાચનથી શરૂ થયું. પરિષદ માટે કુલ ૪ નિબંધો લખાઇ આવ્યા હતાઃ (૧) શ્રીયુત મણિભાઇ દ્વિવેદીનો 'પુ૦ પ્રવૃત્તિ વ્યાપક કેવી રીતે બનાવાય ?' એ નામનો (૨) પલસાણાના છોટુભાઇ ઝીણાભાઇનો "આપણું સાહિત્ય કેવું હોવું જોઈએ ?" એ વિષયનો (૩) મીસ 'નોશાકરી પીલાં' નો "મહિલાઓ અને પુસ્તકાલયો" એ નામનો, અને (૪) કલોલ વિભાગ શાળાધિકારી કચેરીના કારકુન ગોવિંદલાલ ભટ્ટનો "પુસ્તકાલયોમાં તેના નેતાઓનાં કર્તવ્યો" એ નામનો. પૈકી મણિભાઇનો નિબંધ પરિષદ આગળ વાંચી સંભળાવવાની રજા અપાઇ, અને એ તેમજ આવેલા બીજા નિબંધો પુસ્તકાલય માસિકમાં યથાવકાશે પ્રસિદ્ધ કરાશે, એવું જાહેર કરાયું. નિબંધવાચન પૂરું થતાં પરિષદની યાદગીરીમાં ઓરણા પુ૦ ના મંત્રી અને શાળાશિક્ષક રા. મોરારજી કાળીદાસ, તથા નનસાડના રા. લલ્લુભાઇ એ દરેક તરફથી રૂ. ૧૦૧) નાં ટ્રસ્ટ ફંડ ઓરણા પુસ્તકાલયને અપાવાની જાહેરાત થઇ ને રૂપિયા ૨૦૨) તેજ ઘડીએ પુ૦ સ૦ સ૦ મંડળની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ રા. મોતીભાઇ સાહેબને હવાલે કરી દેવાયા.

આ બધો પરચુરણ વિધિ પતી જતાં ૯–૩૫ વાગે ઠરાવો પસાર કરવાનું કામ હાથ ધરાયું ને આગલી રાત્રે વિષયવિચારિણી સમિતિએ સ્વીકારેલા સોળે ઠરાવો યથાયોગ્ય વિવેચન પછી સર્વાનુમતે પસાર થયા.

## ઠરાવો પરનાં વિવેચનો

પસાર થયેલા બધા જ ઠરાવો ચાલુ અંકમાં અન્યત્ર છપાયા છે. પૈકી શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માની દીર્ઘાયુ ઇચ્છવાનો ૧ લો, તથા મી. ન્યુટન મોહન દત્ત, શ્રી દેવીદાસ હ. શાહ, તથા સાક્ષરરત્ન શ્રી નરસિંહરાવ દિવેટીઆના અવસાન બદલ ખેદ પ્રદર્શિત કરનારો ૨ જો ઠરાવ બીનચર્ચાસ્પદ હોઇ પ્રમુખસ્થાનેથી રજુ કરાયા ને સ્વીકારાયા. ઠરાવ નં. ૨ મંજુર રાખતી વખતે આખી સભાને ઉભી કરવામાં આવી હતી. બાદ પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૩૭૮ રદ કરવા સંબંધી ઠરાવ નં. ૩ ની રજુઆત કરતાં ખાતાના મર્હુમ અધિકારીઓ મી. બોર્ડન અને કુડાલકરની નીતિની યાદ આપી રા. રા. કનૈયાલાલ મજમુદારે જણાવ્યું કે "મદદમંજુરીના ધોરણમાં કાયમ ફંડની કળે કળે ઘુસાડાયલી આંટ જેવા અંકુશ પ્રવૃત્તિના હિતના છે એમ માની ચલાવી લેવાયા માટે જ શું પ્રજાએ શું વાંચવું ને શું ન વાંચવું એ કહેવાનો હક્ક પણ સરકારસ્વાધીન કરી લેવા સારૂ આ નવીન અંકુશ મૂકાયો છે ? વાંધાભર્યું સાહિત્ય હોય તો તેની સામે પ્રતિબંધ જાહેર કરવાની સત્તા સરકારને છે જ. એ પ્રમાણે જાહેર થયેલા સાહિત્યનો ફેલાવો બેશક અંકુશને પાત્ર છે. પણ ખાતાએ મંજુર રાખેલાં પત્રો પુસ્તકો મંગાવવાના કામે પણ આવી કડક નીતિ શાને અખત્યાર કરાઇ છે તે નથી સમજી શકાતું. બીજા પ્રાંતોમાં પણ આ સૂચના સામે ઉહાપોહ મચ્યો છે. તે જોતાં મૂકાયલો અંકુશ સદંતર રદ કરવા ખાતાના અધિકારી સાહેબને મારી આગ્રહભરી ભલામણ છે"

સદર ઠરાવનું ઠાસરના વકીલ રા. મનહરલાલે અસરકારક રીતે સમર્થન કરતાં જણાવ્યું કે " ખાતાએ ભલામણ કરેલાં પત્રો કે પુસ્તકો ભેટ તરીકે સ્વીકારતાં પણ ખાતાની પરવાનગીની અપેક્ષા સૂચવનારો આ સૂચના નં. ૩૭૮ સામે દરેક ખૂણામાંથી બૂમ સૂઝાઈ છે. તે પરથી જ સમજી શકાશે કે એ સૂચના કેવી અવ્યવહારૂ ને અસંતોષજનક છે. વાંધાભરેલા સાહિત્યની યાદી સરકાર તરફથી પ્રગટ થતાં જ તેવું સાહિત્ય હોય તોયે ખસેડી લેવામાં આવે છે. તો પછી આ નવા અંકુશની જરૂર જ ક્યાં છે ? ખાતા પર કદાચ ઉપરી અમલદારોનું દબાણ હોય તો તેમની આગળ આપણી લાગણી રજુ કરવાના કામે પણ આ ઠરાવ સાધનરૂપ થાય તેમ છે. માટે તેને સ્વીકારી લેવા વિનંતિ કરૂં છું."

ઠરાવમાંના ભલામણ શબ્દ તરફ ખાસ લક્ષ ખેંચી શ્રીયુત મણિભાઇ દ્વિવેદીએ ઠરાવ મજકુરને વિશેષ અનુમોદન આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર થયો હતો.

બાદ ખાતાએ મંજુર રાખેલાં પત્રો માસિકોમાંથી મનગમતાં પત્રોની મનગમતી નકલો પરભારા ખરીદવા સંબંધી કસ્બા પુસ્તકાલયોની છૂટ છીનવી લેનારી સૂચના નં. ૩૭૧ નો અમલ બંધ પાડવાની વિનંતિ કરતો ૪ થો ઠરાવ નવસારીના વકીલ રા. મગનભાઇ ઝીણાભાઇએ રજુ કર્યો ને તે પરના વિવેચનમાં જણાવ્યું કે " આ બાબતમાં પ્રાંત ને કસ્બા પુસ્તકાલયોને આજ સુધી છૂટ હતી. પુસ્તકાલયના વ્યવસ્થાપકો સારાસારનો વિચાર કરીને જ કયાં પત્રોની કેટલી નકલ મંગાવવી તે નક્કી કરતા હતા. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી, મરાઠી, હિંદી સાહિત્ય, તેમજ બાલસાહિત્યને પણ તેમાં યોગ્ય સ્થાન અપાતું. ખાતું સ્થપાયું ત્યારથી તે આજ સુધી આ વહિવટ હતો. એનો ગેરઉપયોગ થવાના દાખલા મળ્યા હોય ને આવો અંકુશ મૂકાય તો તે વાજબી પણ ગણાય. પણ તેને અભાવે આવા અંકુશની જરૂર નથી જ. લોકપસંદગીનું ધોરણ બંધ થવાથી નિભાવ માટે જરૂરી લોકમદદ ઉભી કરતાં અમારે જે મુશ્કેલીઓ અનુભવવી પડશે તેનો ખ્યાલ તો અમને જ હોય. એ બાબતમાં આ સૂચના આડખીલીરૂપ નીવડશે એવી લોકલાગણી છે તે હું ભારપૂર્વક દર્શાવું છું."

ઠરાવને અંતઃકરણપૂર્વક ટેકો આપતાં મી. ગણદેવીઆએ જણાવ્યું કે " ૨૫ વર્ષ જેટલી લાંબી મુદતથી ભોગવાતા હક્કને તો સરકાર પણ custom ( રૂઢિ ) તરીકે ગણી માન્ય રાખે છે. તો પછી આ અંકુશ વાજબી કેમ જ લેખાય ? આશા છે કે ખાતાના અમલદાર રૂબરૂ ખુલાસો કરશે ને સૂચના પાછી ખેંચાયલી જાહેર કરી આભારી કરશે."

" આજ સુધી કસ્બાઓનું તંત્ર સરળ રીતે ચાલતું હતું પણ આ સૂચનાથી અંગવડો ઉભી થઇ છે" એમ કહી ઠાસરના રા. બાપુભાઇ મકનજીએ વિશેષ અનુમોદન આપ્યા બાદ રા. કનૈયાલાલભાઇએ ટકોર કરી કે " વાંધાભર્યા સાહિત્ય સામે પ્રતિબંધ ફરમાવવાની સરકારને સત્તા છે જ. એવી જાહેરાતને અભાવે સરકારની પ્રતિષ્ઠા જોખમાય છે. ખાતાએ શા માટે એવી જવાબદારી હોરી લેવી ? એ દૃષ્ટિએ જ આપણે આપણો આ વિરોધી સૂર નોંધાવીએ છીએ."

થયેલાં વિવેચનો પર અભિપ્રાય ઉચ્ચારતાં પ્રમુખસાહેબે પણ ભલામણ શબ્દ પર ભાર મેલી જરૂર હોય તો ઉપરી ખાતાની પરવાનગી મેળવીને પણ મૂકાયલો અંકુશ દૂર કરવાજેવો છે એમ જણાવ્યું હતું.

અત્રે મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબે પોતા તરફનો ખુલાસો રજુ કરવાની તક લઇ નીચે પ્રમાણેનો લેખી ખુલાસો વાંચી સંભળાવ્યો :—

## શ્રી રાંગણેકર સાહેબનો ખુલાસો (શબ્દશઃ)—

" મે. પ્રમુખ સાહેબ, પ્રતિનિધિ બંધુઓ, સભ્ય ગૃહસ્થો અને સન્નારીઓ !

આપના આગળ રજુ થયેલા ઠરાવ વિરૂદ્ધ મારે કાંઇ બોલવું નથી; પરંતુ તે ઠરાવની બાબતમાં જે ચર્ચાઓ થઇ તે સંબંધમાં ખાતા તરફથી કેટલોક ખુલાસો થવાની જરૂર છે એમ જણાય છે. અને તે ફરજ હું ન બજાવું તો મેં મારૂં કર્ત્તવ્ય ન કર્યું એમ મને લાગતું હોવાથી હું આપના આગળ ખુલાસા રૂપે બે શબ્દો કહેવા ઉભો થયો છું. હું કાંઇ વક્તા નથી અને તેથી ખુલાસા રૂપ ભાષણ કરી શકું તેમ નહિ હોવાથી મને યોગ્ય લાગે એ ખુલાસો આ લખાણરૂપે મેં લખી કાઢયો છે અને તે હું આપ સૌને વાંચી સંભળાવવા માટે રજા લઉં છું.

ખાતાનો સરક્યુલર નં. ૩૭૮ કે જેના ઉપર આપે ચર્ચા સાંભળી, તે સરક્યુલર કાઢવાનો મુખ્ય હેતુ તો પુસ્તકાલયોએ બજેટમાં ફેરફાર કરવા સંબંધમાં ખાતા જોડે નાહક લખાપડી ન કરવી એજ છે. આવેલાં બજેટો મંજુર કરતી વખતે તેમાં જે ફેરફારો કર્યા છે, તે મોટા ભાગે પત્રો–માસિકો.ની યાદીઓમાં જ છે. બીજા જે કેટલાક ફેરફારો કર્યા હોય તે રહેજ નજીવી બાબતોમાં કરેલા હશે. અને તેમાં કોઇ પુસ્તકાલયને તકરાર કરવા કે નાખુશ થવા કાંઇ ખાસ કારણ હશે એવું અમને લાગતું નથી. પત્રો, માસિકોમાં જે ફેરફાર કર્યા છે તે કાંઇક હેતુથી કર્યા છે, અને તે હેતુ સૌ કોઇને ગમે એવો ન લાગવાથી તે ફેરફારો સંબંધે લખાપડી ન થાય એ અમને ઇષ્ટ જણાયું. અમારી પાસે આવેલાં બધાં જ બજેટો દિવાળીની રજા પડતાં પહેલાં–તા. ૮મી નવેમ્બર પહેલાં જ મંજુર કરી દીધેલાં હતાં. ત્યારથી તે સરક્યુલર બ્હાર પાડતાં સુધી એટલે લગભગ તા. ૧૨મી ડીસેમ્બર સુધી અમે પેપરો–માસિકોમાં કરેલા ફેરફાર સંબંધમાં એટલાં બધાં લખાણો અમારા ઉપર આવવા માંડયાં કે તેથી અમારા કારકુનો તેનો આવકજાવક કરતાં, તેના જવાબો આપતાં કે અમે પોતે સહીઓ કરવામાં પણ પહોંચી વળીએ તેમ નહતું. તેથી આવાં નાહક લખાણો અમારી પાસે આવે, તેના ઉપર અંકુશ મૂકવાની અમને ફરજ પડી. અને અમુક પેપરો પુસ્તકાલયોમાં ન જાય એ હેતુ ખાસ રાખ્યો કે એ પેપરો અન્ય રીતે પુસ્તકાલયોમાં ન મૂકાય અને ન પેસે એવી તજવીજ કરવાની પણ જરૂર જણાઇ. એટલે કોઇ પણ પેપર અગર સાથે સાથે પુસ્તક પણ ભેટ તરીકે બારોબાર સ્વીકારવા ઉપર અંકુશ મૂકયો. પુસ્તકો ઉપર અંકુશ મૂકવાના કારણમાં દાખલા તરીકે એક જ વાત કહું તો બસ થશે એવી મારી માન્યતા છે. ઘણા-ખરાં ગ્રામ પુસ્તકાલયોએ ' કાળરાત્રીનું ખુની ખંજર ' એ પુસ્તકની માગણી કરી હતી તે માગણી અમે નામંજુર રાખી, એટલે તે પુસ્તક પુસ્તકાલયમાં ન પેસે એવી તજવીજ કરવાની અમને જરૂર જણાઇ. ગામડાંના શિક્ષકોમાંથી ઘણા ' પુસ્તકાલય ' માસિક પુરતું વાંચતા નથી. જે વાંચે છે તે માત્ર સરક્યુલરો વાંચે છે અને તે પણ વાંચેલા સરક્યુલરો પુરેપુરા સમજી

સદર ઠરાવનું દહોરના વકીલ રા. મનહરલાલે અસરકારક રીતે સમર્થન કરતાં જણાવ્યું કે "ખાતાએ ભલામણ કરેલાં પત્રો કે પુસ્તકો ભેટ તરીકે સ્વીકારતાં પણ ખાતાની પરવાનગીની અપેક્ષા સૂચવનારો આ સૂચના નં. ૩૭૮ સામે દરેક ખૂણામાંથી બૂમ સંભળાઈ છે. તે પરથી જ સમજી શકાશે કે એ સૂચના કેવી અવ્યવહારૂ ને અસંતોષજનક છે. વાંધાભરેલા સાહિત્યની યાદી સરકાર તરફથી પ્રગટ થતાં જ તેવું સાહિત્ય હોય તોયે ખસેડી લેવામાં આવે છે. તો પછી આ નવા અંકુશની જરૂર જ ક્યાં છે ? ખાતા પર કદાચ ઉપરી અમલદારોનું દબાણ હોય તો તેમની આગળ આપણી લાગણી રજુ કરવાના કામે પણ આ ઠરાવ સાધનરૂપ થાય તેમ છે. માટે તેને સ્વીકારી લેવા વિનંતિ કરું છું."

ઠરાવમાંના ભલામણ શબ્દ તરફ ખાસ લક્ષ ખેંચી શ્રીયુત મણિભાઇ દ્વિવેદીએ ઠરાવ મજકુરને વિશેષ અનુમોદન આપ્યા બાદ તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર થયો હતો.

બાદ ખાતાએ મંજુર રાખેલાં પત્રો માસિકોમાંથી મનગમતાં પત્રોની મનગમતી નકલો પરભારા ખરીદવા સંબંધી કસ્બા પુસ્તકાલયોની છૂટ છીનવી લેનારી સૂચના નં. ૩૭૧ નો અમલ બંધ પાડવાની વિનંતિ કરતો ૪ થો ઠરાવ નવસારીના વકીલ રા. મગનભાઇ ઝીણાભાઇએ રજુ કર્યો ને તે પરના વિવેચનમાં જણાવ્યું કે "આ બાબતમાં પ્રાંત ને કસ્બા પુસ્તકાલયોને આજ સુધી છૂટ હતી. પુસ્તકાલયના વ્યવસ્થાપકો સારાસારનો વિચાર કરીને જ ક્યાં પત્રોની કેટલી નકલ મંગાવવી તે નક્કી કરતા હતા. ગુજરાતી ઉપરાંત અંગ્રેજી, મરાઠી, હિંદી સાહિત્ય, તેમજ બાલસાહિત્યને પણ તેમાં યોગ્ય સ્થાન અપાતું. ખાતું સ્થપાયું ત્યારથી તે આજ સુધી આ વહિવટ હતો. એનો ગેરઉપયોગ થવાના દાખલા મળ્યા હોય ને આવો અંકુશ મૂકાય તો તે વાજબી પણ ગણાય. પણ તેને અભાવે આવા અંકુશની જરૂર નથી જ. લોકપસંદગીનું ધોરણ બંધ થવાથી નિભાવ માટે જરૂરી લોકમદદ ઉભી કરતાં અમારે જે મુશ્કેલીઓ અનુભવવી પડશે તેનો ખ્યાલ તો અમને જ હોય. એ બાબતમાં આ સૂચના આડખીલીરૂપ નીવડશે એવી લોકલાગણી છે તે હું ભારપૂર્વક દર્શાવું છું."

ઠરાવને અંતઃકરણપૂર્વક ટેકો આપતાં મી. ગણદેવીઆએ જણાવ્યું કે "૨૫ વર્ષ જેટલી લાંબી મુદતથી ભોગવાતા હક્કને તો સરકાર પણ custom ( રૂઢિ ) તરીકે ગણી માન્ય રાખે છે. તો પછી આ અંકુશ વાજબી કેમ જ લેખાય ? આશા છે કે ખાતાના અમલદાર રૂબરૂ ખુલાસો કરશે ને સૂચના પાછી ખેંચાયલી જાહેર કરી આભારી કરશે."

"આજ સુધી કસ્બાઓનું તંત્ર સરળ રીતે ચાલતું હતું પણ આ સૂચનાથી અગવડો ઉભી થઇ છે" એમ કહી કઠોરના રા. બાપુભાઇ મકનજીએ વિશેષ અનુમોદન આપ્યા બાદ રા. કનૈયાલાલભાઇએ ટકોર કરી કે "વાંધાભર્યા સાહિત્ય સામે પ્રતિબંધ ફરમાવવાની સરકારને સત્તા છે જ. એવી જાહેરાતને અભાવે સરકારની પ્રતિષ્ઠા જોખમાય છે. ખાતાએ શા માટે એવી જવાબદારી હોરી લેવી ? એ દૃષ્ટિએ જ આપણે આપણો આ વિરોધી સૂર નોંધાવીએ છીએ."

થયેલાં વિવેચનો પર અભિપ્રાય ઉચ્ચારતાં પ્રમુખસાહેબે પણ ભલામણ શબ્દ પર ભાર મેલી જરૂર હોય તો ઉપરી ખાતાની પરવાનગી મેળવીને પણ મૂકાયલો અંકુશ દૂર કરવાજેવો છે એમ જણાવ્યું હતું.

અત્રે મદદનીશ વ્યવસ્થાપક શ્રી રાંગણેકર સાહેબે પોતા તરફનો ખુલાસો રજુ કરવાની તક લઇ નીચે પ્રમાણેનો લેખી ખુલાસો વાંચી સંભળાવ્યો :—

## શ્રી રાંગણેકર સાહેબનો ખુલાસો (શબ્દશ :)—

" મે. પ્રમુખ સાહેબ, પ્રતિનિધિ બંધુઓ, સભ્ય ગૃહસ્થો અને સન્નારીઓ !

આપના આગળ રજુ થયેલા ઠરાવ વિરૂદ્ધ મારે કાંઇ બોલવું નથી; પરંતુ તે ઠરાવની બાબતમાં જે ચર્ચાઓ થઇ તે સંબંધમાં ખાતા તરફથી કેટલોક ખુલાસો થવાની જરૂર છે એમ જણાય છે. અને તે ફરજ હું ન બજાવું તો મેં મારૂં કર્તવ્ય ન કર્યું એમ મને લાગતું હોવાથી હું આપના આગળ ખુલાસા રૂપે બે શબ્દો કહેવા ઉભો થયો છું. હું કાંઈ વક્તા નથી અને તેથી ખુલાસા રૂપ ભાષણ કરી શકું તેમ નહિ હોવાથી મને યોગ્ય લાગે એ ખુલાસો આ લખાણરૂપે મેં લખી કાઢ્યો છે અને તે હું આપ સૌને વાંચી સંભળાવવા માટે રજા લઉ છું.

ખાતાનો સરકયુલર નં. ૩૭૮ કે જેના ઉપર આપે ચર્ચા સાંભળી, તે સરકયુલર કાઢવાનો મુખ્ય હેતુ તો પુસ્તકાલયોએ બજેટમાં ફેરફાર કરવા સંબંધમાં ખાતા જોડે નાહક લખાપડી ન કરવી એજ છે. આવેલાં બજેટો મંજુર કરતી વખતે તેમાં જે ફેરફારો કર્યા છે, તે મોટા ભાગે પત્રો–માસિકોની યાદીઓમાં જ છે. બીજા જે કેટલાક ફેરફારો કર્યા હોય તે સ્હેજ નજીવી બાબતોમાં કરેલા હશે. અને તેમાં કોઇ પુસ્તકાલયને તકરાર કરવા કે નાખુશ થવા કાંઇ ખાસ કારણ હશે એવું અમને લાગતું નથી. પત્રો, માસિકોમાં જે ફેરફાર કર્યા છે તે કાંઇક હેતુથી કર્યા છે, અને તે હેતુ સૌ કોઇને ગમે એવો ન લાગવાથી તે ફેરફારો સંબંધે લખાપડી ન થાય એ અમને ઇષ્ટ જણાયું. અમારી પાસે આવેલાં બધાં જ બજેટો દિવાળીની રજા પડતાં પહેલાં–તા. ૮મી નવેમ્બર પહેલાં જ મંજુર કરી દીધેલાં હતાં. ત્યારથી તે સરકયુલર બ્હાર પાડતાં સુધી એટલે લગભગ તા. ૧૨મી ડીસેમ્બર સુધી અમે પેપરો–માસિકોમાં કરેલા ફેરફાર સંબંધમાં એટલાં બધાં લખાણો અમારા ઉપર આવવા માંડયાં કે તેથી અમારા કારકુનો તેનો આવકજાવક કરતાં, તેના જવાબો આપતાં કે અમે પોતે સહીઓ કરવામાં પણ પહોંચી વળીએ તેમ નહતું. તેથી આવાં નાહક લખાણો અમારી પાસે આવે, તેના ઉપર અંકુશ મૂકવાની અમને ફરજ પડી. અને અમુક પેપરો પુસ્તકાલયોમાં ન જાય એ હેતુ ગ્રાહ્ય રાખ્યો કે એ પેપરો અન્ય રીતે પુસ્તકાલયોમાં ન મૂકાય અને ન પેસે એવી તજવીજ કરવાની પણ જરૂર જણાઇ. એટલે કોઇ પણ પેપર અગર સાથે સાથે પુસ્તક પણ ભેટ તરીકે બારોબાર સ્વીકારવા ઉપર અંકુશ મૂકયો. પુસ્તકો ઉપર અંકુશ મૂકવાના કારણમાં દાખલા તરીકે એક જ વાત કહું તો બસ થશે એવી મારી માન્યતા છે. ઘણા-ખરાં ગ્રામ પુસ્તકાલયોએ ' કાળરાત્રીનું ખુની ખંજર 'એ પુસ્તકની માગણી કરી હતી તે માગણી અમે નામંજુર રાખી, એટલે તે પુસ્તક પુસ્તકાલયમાં ન પેસે એવી તજવીજ કરવાની અમને જરૂર જણાઇ. ગામડાંના શિક્ષકોમાંથી ઘણા ' પુર ' છે [illegible] માસિક પુરતું વાંચતા નથી. જે વાંચે છે તે માત્ર સરકયુલરો વાંચે છે અને તે પણ [illegible] સરકયુલરો પુરેપુરા સમજી

ખુલાસો વંચાઇ રહેતાં મી. ગણદેવીઆએ ચાલુ સાલે મરાઠી પેપરો વગર માગ્યે પણ કેમ ઘુસાડાયા છે તે સંબંધમાં અપાયલા ખુલાસાને અનુલક્ષી જણાવ્યું કે " પ્રાંત અને કસ્બાનાં સ્થળોમાં તો મુસ્લીમ, ખ્રીસ્તી, શીખ વગેરેની પણ વસ્તી હોય. તે બધા તરફથી પણ આવો જ આગ્રહ કોઇ આગળ કરે તો તો ભારે મુશ્કેલી ઉભી થાય."

એ પર મે. પ્રમુખશ્રીએ "પ્રશ્ન કોમનો નથી પણ ભાષાનો છે" એમ જણાવી "મને પોતાને તો ખુલાસો એકંદર રીતે સમાધાનકારક લાગે છે, અને વળી આપણે ઠરાવ પણ પસાર કરીએ છીએ એટલે તેમાંની ભલામણનો વિચાર પણ ખાતા તરફથી થશે જ" એ શબ્દો સાથે ઠરાવ પસાર થયેલો જાહેર કર્યો.

આ તબકકે શ્રી રાંગણેકર સાહેબ તરફથી "ભલામણનો વિચાર તો ખાતું જરૂર કરશે" એવું આશ્વાસન મળતાં તેને શ્રોતાજનોએ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધું હતું.

ત્યારબાદ ફરતા પુ૦ ની પેટીઓ મોકલવામાં ઉભી થએલી અડચણ ટાળવાની વિનંતિ કરતો ૫મો ઠરાવ યથાયોગ્ય વિવેચન સાથે રજુ કરાયો ને તેને અનુમોદન મળતાં પસાર કરાયો. અનુમોદનના વક્તવ્યમાં વેળાછાના કાર્યકર શ્રી મણિલાલ મોદીએ જણાવ્યું કે "મૂકાયલી આંટ ફરતા પુસ્તકાલયના પ્રચારમાં વિઘ્નકર્તા હોઇ પીછેહઠ કરવા સમાન છે. અમુક દિવસોએ જ પેટીઓ વડોદરે પહોંચતી કરવાની જવાબદારી લદાઇ છે. પણ તેમ કરવામાં મંત્રાઓની મુશ્કેલીઓનો ખ્યાલ નથી રખાયો. લાંબે પલ્લે આવેલા સ્ટેશને પેટીઓ કોઇની સાથે પહોંચતી કરવાની હોય, સોમવારે મળી જવા માટે રવિવારે બુકીંગ થવું જ જોઇએ અને રવિવારને દિવસે બુકીંગ સ્વીકારવાને નિયમથી વાંધો આવે ત્યારે અગર તો અમરેલી પ્રાંત જેવા આઘેનાં સ્ટેશનોએથી આવતાં વચમાં જકાતને કારણે રોકાણ થતાં પેટી પહોંચતાં વિલંબ થાય ત્યારે તે વાંકે મેવાભાવે કામ કરનારાને ડેમરેજનો ભાર સોસવાની શિક્ષા સહન કરવી પડે એ ફરમાન છેક જ નિરુત્સાહજનક છે. માટે મૂકાયલી આંટ દૂર થવા ખાસ વિનંતિ છે."

બાદ મહિલા પુસ્તકાલયોની ગ્રાન્ટનું ધોરણ વધારી આપવા સંબંધી ૬ઠો ઠરાવ તે મોકલનાર નવસારી માંહલા પુ૦ના ઉત્સાહી મંત્રી શ્રીમતી બાયમાય દાણુની ગેરહાજરીમાં શ્રી કનૈયાલાલભાઇએ રજુ કરી માગણી આદ્ય ગણાવાની અગત્ય પ્રતિપાદન કરી.

ઠરાવને શ્રીયુત કસનજી વકીલે અનુમોદન આપ્યું ને વિવેચનમાં જણાવ્યું કે "આ કામે પુરૂષ પત્રકારોએ ખાતાની મદદે આવવું જોઇએ. દલીલો કરીને, બજેટ વધરાવીને પણ આ માગણી સંતોષવા શ્રીમંત સરકાર પાસે મંજુરી મેળવાય એ ખાસ ઇચ્છવાયોગ્ય છે. સ્ત્રીઓના લાભની આ લડત ઉપાડી લેવા હું શ્રી રાંગણેકર સાહેબને વિનંતિ કરૂં છું."

એ પછી શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ લેવા લેવડાવવા વિષેનો ૭મો ઠરાવ શ્રીમાન મોતીભાઇ સાહેબે રજુ કરી પરીક્ષાની યોજનાનો ઉદ્દેશ, ૧૨મી પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકોમાંના પ્રસંગોના રસમય દાખલા આપી સમજાવ્યો ને પ્રભાવક વાણીમાં જાહેર કર્યું કે "પ્રજાનું

જીવન ઉન્નત બનાવવું હોય તો શિષ્ટવાચન છૂટથી વંચાવવું જોઇએ. માત્ર છાપાં વાંચીને–મેચમાં કોણ જીત્યું, લડાઇ ક્યાં થઇ ને તે કેમ ચાલે છે, એટલું વાંચીને બેસી રહેવાથી પ્રગતિ થવાની નથી જ."

એ ઠરાવના ટેકામાં હળધરના રા. દુલ્લભજીએ અસરકારક વિવેચન કરી જાહેર કર્યું કે "આવી આઠ પરીક્ષાઓમાં હું બેઠો છું ને અનુભવથી કહું છું કે શિક્ષણશક્તિનો ભંડોળ વધારવા ખાતર પણ શિક્ષકોએ આ ઉપકારક યોજનાનો લાભ અવશ્ય ઉઠાવવો જોઇએ."

બાદ "વ્યાયામ" તેમ "આજ્ઞાપત્રિકા"નો લાભ સરકારખર્ચે મળવા સંબંધી ૮મો ને ૯મો ઠરાવ તથા પંચાયતોના ભંડોળમાંથી ખરીદાતાં સર્વોપયોગી પુસ્તકો સ્થાનિક પુસ્તકાલયોને સોંપવા સંબંધીનો ૧૦મો ઠરાવ યથાયોગ્ય વિવેચનો સાથે રજુ થયા, અનુમોદાયા ને સ્વીકારાયા પછી ગરીબ અજ્ઞાન પ્રજાને પ્રલોભનકારી યોજનાઓમાં ફસાઇ પડી પાયમાલ થતી બચાવવાની અગત્ય પૂરવાર કરનાર ૧૧મા ઠરાવનું મહત્ત્વ દાખલા દલીલો સાથે રજુઆત કરનાર તથા અનુમોદન આપનારાએ સમજાવ્યું. તે પર અભિપાય ઉચ્ચારતાં પ્રમુખશ્રીએ, ભલભલા બાહોશ ને સમજુ માણસો પણ એકદમ માલદાર બની જવાની લાલચમાં કેવા ફસાઇ પડે છે તેનાં દષ્ટાંત તરીકે ના. મનુભાઇ સાહેબના ભાઇ વિનોદ મહેતા જેવા કેળવાયલા માણસ પણ સ્વીટઝર્લૅંડના મોંટી કાર્લો નામના જુગારખાનામાં એવા જ પ્રકારની એક ઠગબાજીના ભોગ કેવી રીતે થઇ પડ્યા હતા તે કિસ્સો સમજાવ્યો, ને Boys don't you be in hurry યાને 'બચ્ચાઓ તાલેવર થઇ જવાની ઉતાવળ કરશો મા' એ સૂત્રના ઉચ્ચારણ સાથે એવા ફંદામાં ન ફસાવાનો ને અન્યને ફસાતાં બચાવી લેવાનો બોધ આપ્યો હતો.

એ પછી ૧૨–૧૩ નંબરોના ઠરાવો પણ રીતસર સ્વીકારાયા બાદ પ્રમુખશ્રીને શુભ હસ્તે સંવાદ ગરબામાં ઉતરેલાં બાલ બાલિકાઓને પીત્તળનાં વાસણની લ્હાણી વહેંચવાનો વિધિ થયો, ને તે પછી કાર્યક્રમમાં ઠર્યા પ્રમાણે પ્રમુખશ્રીએ નીચેની મતલબનું ઉપસંહારનું વકતવ્ય કર્યું. :–

### ઉપસંહારનું વકતવ્ય

પરિષદને સફળ રીતે પાર પાડી દેખાડવા બદલ ઓરણાવાસીઓને ધન્યવાદ આપી પ્રમુખશ્રીએ જણાવ્યું કે "ઓરણાની આ મારી ૩જી મુલાકાત છે. એ ત્રણે પ્રસંગે નવી નવી પ્રગતિ થયેલી ઓરણામાં મેં દીઠી છે. સહકારની કિંમત ઓરણાવાસીઓ સારી રીતે સમજે છે એવી છાપ દરેક પ્રસંગે મારા પર પડી છે." પરિષદમાં થયેલાં વિવેચનો સંબંધમાં બોલતાં જણાવ્યું કે "ત્રાહિત સાંભળનારને સરકાર પ્રજા વચ્ચે અથડામણ ઉભી થઇ હોવાનો ભાસ થાય; પણ હું સારી પેઠે સમજું છું કે એવું નથીજ. વિવેચનોમાં ને દલીલોમાં જણાયલી ગરમી માત્ર લોકલાગણી અસરકારક રીતે પ્રદર્શિત કરવા પૂરતી જ છે. રાજ્ય ને પ્રજા જેવો ભેદ યાને રાજ્યહિત ને પ્રજાહિતના જુદાપણા જેવું વડોદરા રાજ્યમાં છે જ નહિ. અહિં તો Rulers and Ruled see eye to eye યાને રાજા ને પ્રજાનાં દષ્ટિબિંદુ એક જ છે. એ

સુભાવના જાગૃત રહ્યા કરશે તો હજી પણ પ્રગતિ જરૂર સાધી શકાશે. શિષ્ટ વાચનનું મહત્ત્વ પીછાનીને તમે પોતે તેનું સેવન રાખજો ને વિદ્યાર્થીઓને સન્માર્ગે દોરજો. નકામું હલકું વાચન તો ઝેર સમાન છે. ધીરે ધીરે પણ તેની અસર તો ધીમા ઝેર સમાન જ નીવડે છે. માટે એવા હલકા સાહિત્યને તો તમારી અભરાઈઓ પર સ્થાન જ ન મળવા દેશો. એમ કરાશે તો જ કાર્ય વધારે સફળ ને સુંદર રીતે પાર પાડી શકાશે. "

એ પછી આભારપ્રદર્શનના છેલ્લા બે ઠરાવોનો આનંદમય વિધિ ઉકેલાઇ, ફુલહારઅર્પણ ને રાજગીતના સુમધુર સરોદ અંતે પરિષદનું કાર્ય સાંગોપાંગ પાર પડેલું જાહેર કરાયું.

## અંતિમ ઉદ્દગાર

મહેસાણા અને નવસારી પ્રાન્તોની આ પરિષદોને પ્રતાપે, ચાણસ્મા અને કામરેજ મહાલોની જનતામાં પ્રગટેલ જાગૃતિ અને ઉત્સાહનો લાભ લઇ, જે તે મહાલ તેમજ પ્રાન્તના કાર્યકરો જે તે મહાલોનાં શાળાવાળાં છતાં પુસ્તકાલયો વિનાનાં ગામોએ ધોરણસરનાં પુસ્તકાલય ઉઘાડી દેવડાવવાના પ્રયત્ન હાથ ધરશે, તો તેમાં સફળતા મળવાનો પૂરો સંભવ છે. જોઇએ, એમાંથી કયો મહાલ આ કાર્યસિદ્ધિનું માન પ્રથમ ખાટી જાય છે ! ' તાતે ધાએ જ ધાર્યો ઘાટ ઘડી શકાય ' એ સૂત્ર રખે વિસરાય !

ના. નં. ચોકસી.



## નવસારી પ્રાંત ત્રીજી પુ. પરિષદ—ઓરણા

### સ્વાગત સભ્યોની ગામવાર સંખ્યા

(૧) ઓરણાઃ—સન્નારીઓ ૭૧; સદ્‌ગૃહસ્થો ૪૦; (૨) ડુંગરાઃ—સન્નારીઓ ૨; સદ્‌ગૃહસ્થો ૧૧; (૩) સોમપુરા ૧૧; (૪) દેરોદ ૯; (૫) કોસમાડા ૩; (૬) વાવ ૯; (૭) દીધસ ૨૦; (૮) આસ્તા ૧૫; (૯) નગોડ ૬; (૧૦) રૂંઢવાડા ૨; (૧૧) વિહાણ ૧૦; (૧૨) જોખા ૧૦; (૧૩) કઠોર ૨૧; (૧૪) ખાનપોર ૧૦; (૧૫) મોવાછી ૨; (૧૬) સેગવા ૭; (૧૭) સેવણી ૪; (૧૮) વાંસડા રૂંઢી ૫; (૧૯) મીરાંપોર ૧, (૨૦) વરીઆવ ૮; (૨૧) નેત્રંગ ૧૦; (૨૨) ખોલવડ ૭; (૨૩) કામરેજ ૫; (૨૪) અખામા ૩; (૨૫) ટીંબા ૧૫; (૨૬) કરજણ ૩; (૨૭) ધોરણ પારડી ૧૧; (૨૮) ધાતવા ૬; (૨૯) કોસમાડી ૪; (૩૦) વલણ ૫; (૩૧) ૮રખ ૨; (૩૨) મોરથાણા ૨; (૩૩) નનસાડ ૧૦; (૩૪) દેલાડ ૫; (૩૫) ધળા ૧૨; (૩૬) ચીખલી ૫; (૩૭) હળધરૂ ૮; (૩૮) પાલી ૧; (૩૯) કોળી ભારથાણા ૧; (૪૦) જાત ભારથાણા ૧; (૪૧) ઉભેલ ૧.

કુલ ૩૯૫



## નવસારી પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદમાં ભાગ લેનાર

# પ્રતિનિધિઓની યાદી ( કુલ ૧૭૧ )

**કામરેજ મહાલ ૧૦૮:**—નરોત્તમભાઇ રામભાઇ ભાદા; છગનલાલ વલ્લભભાઇ આરતા; બાપુભાઇ મકનજી દેસાઇ કઠોર; મનહરલાલ જેઠાલાલ વકીલ કઠોર; ચંદુલાલ મોતીલાલ ભટ્ટ કઠોર; પરસોત્તમભાઇ લાછીઆ ધોરણપારડી; અમૃતલાલ રવીશંકર અબ્રામા; રણછોડજી ખુશાલભાઇ અબ્રામા; પરાગજી નરજી નાયક કુંવેળંજા; ડાહ્યાભાઇ અંબેલાલ નાયક વેળંજા; મણીલાલ વસનજી નાયક પરબ; ગુલાબભાઇ ડાહ્યાભાઇ પરબ; વલ્લભગીર રામગીર વલણ; જીવણજી મોતીરામ વલણ; અમૃતગીર રામગીર ધાતવા; વસનજી મંગાભાઇ ધાતવા; શાંતીલાલ રવીશંકર જોખા; કેસુરભાઇ રામભાઇ દેલાડ; છોટુભાઇ કસનજી દેલાડ; ધીમતલાલ મણીશંકર ટીંબા; કામેશ્વર હરેશ્વર વરીઆવ; જેઠાભાઇ ઝવેરભાઇ ધાતવા; રતીલાલ કામેશ્વર કામરેજ; મગનલાલ ડાહ્યાભાઇ શેખપુર; મોતીલાલ ખુશાલભાઇ સામપુરા; લાલભાઇ માધવભાઇ સામપુરા; મગનલાલ રણછોડજી નાયક સેવણી; ડાહ્યાભાઇ કરશનજી સેવણી; નારસિંહ જયસિંહ સેવણી; ગોવિંદભાઇ પ્રભુભાઇ સેવણી; વનમાળીભાઇ રણછોડભાઇ સેવણી; કાનજીભાઇ ત્રીકમભાઇ સેવણી; દયાલજી ગોપાલજી નનસાડ; જીવણભાઇ નારણજી ધારૂઠા; સીતારામ રઘાભાઇ વાવ; મગનલાલ મણીભાઇ વાવ; મકનજી વલ્લભભાઇ વાવ; બહેચરભાઇ પરાગજી લસકાણા; રામભાઇ ડાહ્યાભાઇ લસકાણા; છીતુરાવ ભીમાજીરાવ લસકાણા; લાલભાઇ પ્રેમાભાઇ ઉંભેળ; લલ્લુભાઇ ભુલાભાઇ લસકાણા; વનમાળી દયાળજી ઉંભેળ; વીઠ્ઠલભાઇ રામભાઇ જોખા; કરસનજી વલ્લભભાઇ જોખા; કેશવભાઇ નરોત્તમભાઇ ઉંભેળ; નારણજી મગનભાઇ ઉંભેળ; રણછોડભાઇ કાલીદાસ ઉંભેળ; રણછોડજી રામભાઇ જોખા; વસનજી લલ્લુભાઇ જોખા; ભગાભાઇ ભક્તિભાઇ વાવ; માધવભાઈ પુનાભાઇ વાવ; નૃપતસિંહ માધુસિંહ દેલાડ; અનુપસિંહ કલ્યાણસિંહ દેલાડ; ભગુભાઇ નાથાભાઇ પરબ; વનમાળી બહેચરભાઇ પરબ; મગનલાલ નાથુભાઇ ઓરણા; માધવભાઇ પ્રભુભાઇ દેરોદ; હરીસુખરામ હરીરામ કોલી—ભરથાણા; મગનભાઇ વલ્લભભાઇ દીવસ; કાલીદાસ મોરારજી દીવસ; હંસજી વનમાળી દીવસ; જયરામભાઇ ડાહ્યાભાઇ વિહાણ; નાથુભાઇ કાલીદાસ વિહાણ; નરોત્તમભાઇ જદુરાયભાઇ વિહાણ; ગોવિંદભાઇ મોરારજી વાવ; નારણભાઇ રઘાભાઇ દીવસ; ભીખાભાઇ મોતીરામ દીવસ; ઇચ્છુભાઇ ગોવિંદજી કન્યાશી; કસનજી કલ્યાણજી ટીંબા; લલ્લુભાઇ ભગાભાઇ વાવ; ઝીણાભાઇ જમનાદાસ જોખા; છગનલાલ ભીખાભાઇ ડુંગરા; મગનલાલ જીવણજી ડુંગરા; હરીભાઇ દુર્લભભાઇ ડુંગરા; ભક્તિભાઇ નારણજી વાવ; અચરતલાલ પ્રાણશંકર દવે માંકડા; વસનજી પ્રાગજી કોસમાડી; દયાળજી નાથુભાઇ વાંસકૂઇ; મગનલાલ લાલભાઇ વાંસકૂઇ; મોરારભાઇ રણછોડભાઇ દેરોદ; ડાહ્યાભાઇ ગુલાબભાઇ કોસમાડી; દયાળજી કાળાભાઇ કોસમાડી; નરોત્તમભાઇ જયસિંહ કોસમાડી; બાલુભાઇ લલ્લુભાઇ કોસમાડી; ધનસુખલાલ છોટાલાલ નગોડ; રામભાઇ કાલીદાસ કોસમાડી; શાંતિલાલ ગોરધનદાસ કોસમાડી; ડાહ્યાભાઇ ભુલાભાઇ કોસમાડી; જયકૃષ્ણ જયશંકર ધળા; ડાહ્યાભાઇ ઝવેરભાઇ ધળા; વલ્લભભાઇ શંકરભાઇ ધળા; શીવાભાઇ જીવાભાઇ નેત્રંગ;

પ્રૌઢ વિચારના છે. વિષયો આર્થિક, સામાજિક તેમજ રમુજી પણ છે. પરંતુ બધાજ મનનીય અને વાંચનારને જાણવાનું મળે એવા છે. ઘણાખરા લેખો આંકડાની માહિતીવાળા છે. સામાજિક લેખો પણ પરોપકારવૃત્તિના દૃષ્ટાંત રૂપે જણાય છે. એકંદર ૬૭ લેખોમાં મોટા ભાગે આર્થિક પ્રશ્નો દેખાય છે. રા. મોહનલાલ દવેના 'બે બોલ' વાંચતાં ભાઇ રતનલાલનો જીવન અને કામનો સારો પરિચય મળે છે. શ્રીમંત પિતાના પુત્ર હોવા છતાં જનસમાજ તરફ દયાર્દ્ર દૃષ્ટિએ જોતાં શિખવા માટે ભાઇ રતનલાલને અભિનંદન ઘટે છે. પુસ્તકાલયોએ આ પુસ્તક સગવડે પણ જરૂર ખરીદવા જેવું.

૩. **મારી જીવનકથા:**—અંગ્રેજીમાં મૂળ લેખક, પંડિત જવાહરલાલ નહેરૂ; અનુવાદક, મહાદેવ હરિભાઇ દેસાઇ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; કદ રોયલ ૮ પેજી; ૧૯૩૭; પાન ૩૩+૯૮૦; બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૩-૦-૦ સચિત્ર.

'મહાસભા'ના પ્રાણરૂપ, પંડિત જવાહરલાલ નહેરૂનું આત્મજીવન જાણવા માટે દરેક મનુષ્યને આકાંક્ષા હોય એ સ્વાભાવિક છે. શ્રીમંતાઇમાં આળોટતા પ્રતાપી પિતાનો આ પ્રતાપી પુત્ર લક્ષ્મીથી પ્રાપ્ત થતા વિલાસ વૈભવોને અવગણી દેશના દુઃખી બાંધવોની જોડે કેવો સમભાવ ધરાવે છે અને તેમના દુઃખનિવારણ માટે ટાઢ તડકાની પરવા રાખ્યા વિના દેશભરમાં ઘુમી જે ઝુંબેશ ચલાવી રહ્યો છે તેનાથી કયો હિંદી આજ અજાણ હશે વારૂ ? હિંદનાં એ પનોતા પુત્રનું જીવન જાણવાની જિજ્ઞાસા હિંદી માત્રને હોય જ. દેશ સેવા આગળ કોઇપણ બન્ધન એને નડતું નથી. એમના જીવનમાંથી ઘણાને અમૂલ્ય બોધ મળશે. જ્યારથી અંગ્રેજી આવૃત્તિ બહાર પડી ત્યારથી ગુજરાતી ભાષામાં એની ઉત્સુક ડોળે વાટ જોવાતી હતી. અને તે આખરે નવજીવન પ્રકાશન મંદિરે પ્રકટ કરેલા આ સર્વાંગ સુંદર સરળ અને સોંઘા અનુવાદથી પૂરી પડી છે તે માટે ગુજરાતી જનતાએ નવજીવન કાર્યાલયનો ખાસ ઉપકાર માનવો ઘટે છે. એમાંના પ્રસંગો જોતાં આવા નરવીરોની જીવન કથામાંથી ભવિષ્યના યુવાનોને જોઇએ એટલી પ્રેરણા મળી શકે એમ લાગે છે. આધુનિક સમયમાં તો શ્રી જવાહરલાલ યુવાનોના પ્રેરક તથા નેતા સિદ્ધ થઇ ચૂકયા છે. એમાંના પ્રસંગો પર વિવેચન કરવું એ સ્વચ્છ કાચને સાફ કરવા જેવું છે. એમનું આત્મકથન નીડર, સ્પષ્ટ અને સ્વચ્છ છે. પોતાનો અભિપ્રાય જણાવતાં એમને કોઇની શરમ કે શેહ પડતી નથી તેઓ જેવું હોય તેવું સ્પષ્ટ શબ્દોમાં નીડરતાથી કહી શકે છે. આવા મહાપુરૂષોનાં જીવનચિત્રો યુવાનોનાં ચારિત્ર્યઘડતરમાં બહુ અમૂલ્ય ભાગ ભજવે છે. થોડા સમયમાં જે પુસ્તકની આઠ દશ આવૃત્તિઓ પ્રસિદ્ધ થાય એ પુસ્તકનું મૂલ્ય એટલાથી જ અંકાઇ જાય છે. ગુજરાતી ભાષાંતર શ્રી મહાદેવભાઇની કલમે થયેલ છે એટલે એમાં પણ કહેવાપણું હોય જ નહિ.

પુસ્તકાલયો જરૂર ખરીદી એનો વધારેમાં વધારે ઉપયોગ કરાવવા બની શકે એટલી નકલો ખરીદે તો પણ ખોટું નહિ. સ્ત્રીઓ પણ જરૂર વાંચે. એમને પણ ઘણું જાણવાનું મળશે. આત્મજીવન ઉપરાંત આમાં મહાસભાનો અને હિંદની રાજકીય સ્થિતિનો સારો ચિતાર પંડિતજીએ આપ્યો છે.

છપાઇ કાગળ, બાંધણી વગેરે ઉત્તમ છે. મૂલ્ય પણ માફકસર છે. હિંદની દરેક વ્યકિતએ આ પુસ્તક એકવાર તો જરૂર વાંચવું જોઇએ.

૪. **શ્રી ચૈતન્ય મહાપ્રભુ તૃતીય ખંડ સચિત્રઃ**—અનુવાદક, ત્ર્યંબકલાલ માણેકલાલ શુક્લ; પ્રકાશક, ભિક્ષુ અખંડાનંદ, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; સં. ૧૯૯૨ (૧૯૩૬); ૧૨ પેજી કદ પાન ૧૨+૩૮૪; પાકું પુઠું, આચ્છાદન સહિત; મૂલ્ય રૂ. ૧–૪–૦; વિ. ગ્રંથમાળા વ–૨૫ ગ્રંથાંક ૨૮૧–૨૮૨.

સસ્તા સાહિત્ય તરફથી પ્રસિદ્ધ થતા આ અદ્દભુત ચરિત્રગ્રંથથી સંસ્થાનું ગૌરવ અધિક વધે છે. શ્રી ચૈતન્ય મહાપ્રભુના ગુજરાતી ચરિત્રની ખોટ હતી જ. દરેક પ્રજાકાના સંત પુરૂષોનાં જીવનમાંથી કાંઇ ને કાંઇ જાણવા આચરવાનું સાંપડે છે. એટલે ગીતાપ્રેસ–ગોરખપુર તરફથી હિંદીમાં પાંચ ભાગ પ્રસિદ્ધ થયેલા તેમાં શ્રી ચૈતન્ય મહાપ્રભુના પાંચ ખંડોમાંથી ત્રીજા ખંડનો આ અનુવાદ બેશક આવકારપાત્ર છે. પ્રથમ બે ખંડ પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે. તેમાં શ્રી ચૈતન્ય મહાપ્રભુની બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, ગૃહસ્થાશ્રમ તથા ગૃહત્યાગ તેમજ તે સમયના દેશકાળની સ્થિતિ વર્ણવવામાં આવી છે. આ ગ્રંથમાં તેમના સંન્યાસગ્રહણ પછીની વિવિધ લીલાઓ વર્ણવવામાં આવી છે. પુસ્તક દરેકે વાંચવાલાયક અને મનન કરવાલાયક છે.

૫. **શ્રી તપગચ્છ શ્રમણ વંશ-વૃક્ષઃ**—સંપાદક તથા પ્રકાશક, જયંતીલાલ છોટાલાલ શાહ, સાતભાઇની હવેલી, ઝવેરીવાડ, અમદાવાદ; ૧૯૩૬; સુપર રોયલ ૮ પેજી, પાન ૮+૨૨+૬૫+૩+૨૪ ચિત્રો; બોર્ડનું કાચું પુઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

શ્રી ચારિત્ર સ્મારક ગ્રંથમાળાના ૨૪મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં શ્રી. સંપાદકે પ્રાક્કથનમાં જણાવ્યા પ્રમાણે શ્રમણસમૂદાયની ગુરૂપરંપરાનો પરિચય ટૂંકમાં આપવામાં આવ્યો છે. પુસ્તક કેવા સંજોગોમાં શા ઉપરથી તૈયાર થવા પામ્યું એ એમાં જણાવ્યું છે. આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ શ્રમણસમૂદાયને ગુરૂપરંપરાનો કંઇક પરિચય કરાવવાનો છે. દરેક સાધુઓના સમૂદાયવાર નકશાઓ સાથે વર્તમાન સાધુઓનાં ચિત્રો તથા તેમનો ટૂંક પરિચય આપેલો હોવાથી અનુયાયીઓને તેમની આધુનિક પ્રવૃત્તિ તથા તેમની વિદ્વત્તાનો ખ્યાલ સ્હેજમાં આવી જાય તેમ છે અને પરિણામે તેમની ગુરૂભક્તિને પણ વેગ મળે એવું છે. આ ઉપરથી જૈન શ્રમણ સંસ્કૃતિના ઇતિહાસનું સ્થાન ભારતીય ઇતિહાસમાં કેવું ઉચ્ચ છે તેનો ખ્યાલ વાચકને આવ્યા વિના રહેશે નહિ. દરેક સંપ્રદાયો જો આવાં વંશવૃક્ષો આવા ટૂંક પરિચય તથા ચિત્રો સાથે આપે તો સંપ્રદાયોના અનુયાયીઓને સારી માહિતી મળી પોતાના આચાર્યો તરફની પૂજ્ય ભાવનામાં વધારો થયા સિવાય રહે નહિ.

પુસ્તક ત્રણ વિભાગમાં છે. (૧) વંશ-વૃક્ષ વિભાગ (૨) ચિત્ર પરિચય વિભાગ અને (૩) વિવેચન વિભાગ. પ્રથમ વિભાગમાં દરેક સમૂદાયના સાધુઓની યાદીઓ આપેલી છે. બીજામાં પુસ્તકમાં આપવામાં આવેલા આચાર્યો મુનિરાજોનાં ચિત્રોનો ટૂંક પરિચય છે. છેલ્લામાં ઇતિહાસની દૃષ્ટિએ ' તપગચ્છના આચાર્યો અને તેમનું સાહિત્ય ', ' જૈનોના ઇતિહાસ પર એક દૃષ્ટિપાત ', ' તપગચ્છની ઉત્પત્તિ અને જૈનાચાર્યોનો ઔપદેશિક પ્રભાવ,'

એવા જુદા જુદા લેખકોના ચાર મહત્ત્વના લેખો આપવામાં આવ્યા છે. જૈન ધર્માનુયાયીઓને તો આ પુસ્તક બહુ માર્ગદર્શક અને ઉપકારક થઇ પડશે. જૈન ધર્મના વાચકોવાળાં પુસ્તકાલયો જરૂર ખરીદે. આ બીજી આવૃત્તિ છે. છપાઇ, કાગળ વગેરે ઉત્તમ છે. લિપિ નાગરી છે, અને છેડે પરિશિષ્ટો છે.

૬. કથાવલિ ભાગ ૨જો:—અનુવાદક, વિશ્વનાથ મગનલાલ ભટ્ટ; પ્રકાશક, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; કદ, ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૨+૨૦૮; સં. ૧૯૯૧; પાકું પુઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

ટૉલ્સ્ટૉય ગ્રંથાવલિનું આ આઠમું પુસ્તક છે. વિદેશી સાહિત્યનાં પુસ્તકો ગુજરાતી ભાષા દ્વારા ગુજરાતની પ્રજા સમક્ષ ધરવા માટે પ્રસ્થાન કાર્યાલય પ્રસિદ્ધ છે. આ પુસ્તકમાં કાઉન્ટ લિયો ટૉલ્સ્ટૉયની ૧૨ નીતિકથાઓ આપેલી છે. આમાં કર્તાનો શ્રમજીવીઓ અને ગરીબો તરફનો દયાભાવ સ્પષ્ટ જણાઇ આવે છે. અનુવાદ પણ સરળ અને સ્પષ્ટ ભાષામાં છે. દરેક વાંચવાલાયક છે. ગરીબોને તેમજ દેશસેવકોને કેટકેટલાં કષ્ટો સહન કરવાં પડે છે તે આ વાર્તા દ્વારા બહુ સારી રીતે સમજાય છે. ગરીબોનાં દુઃખો જાણી, પ્રત્યક્ષ અનુભવી તેનું નિરસન કરવા માટે પ્રભુના લાડીલા શ્રીમંતોએ બનતા બધા પ્રયત્નો કરવા જોઇએ. અને તે પરોપકારવૃત્તિ અને પ્રાણીમાત્ર તરફ દયા અને અનુકંપા સિવાય બનવું અશક્ય છે. આવાં પુસ્તકોનો પ્રચાર જેમ બને તેમ વિશેષ થાય એ ખસુસ ઇચ્છવાયોગ્ય.

૭. લગ્નસુખ:—અનુવાદક, પ્રકાશક, કદ, પુઠું, મૂલ્ય વગેરે ઉપર પ્રમાણે; ૧૯૯૨; પાન ૨૮+૧૮૦.

ટૉલ્સ્ટૉયના 'ફૅમિલિ હૅપીનેસ' નામના પુસ્તકનો આ અનુવાદ ગ્રંથાવલિના લ્મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થાય છે. અનુવાદકના વિદ્વત્તાભર્યા નિવેદનમાં આ મૂળ પુસ્તક તથા તેના કર્તાઓએ પુસ્તક ક્યારે લખ્યું તેમજ તેની વિશિષ્ટતાઓ શી છે એ બધું સમજાવાયું છે. આધુનિક સમયમાં જ્યારે પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરથી લગ્ન એ ધાર્મિક ક્રિયા મટી સામાજિક કંટ્રાક્ટ ગણાયું છે ત્યારે આવા પ્રૌઢ વિચારયુક્ત પુસ્તકની ખાસ જરૂર હતી જ. લગ્ન એટલે શું, લગ્નસુખ કેવી રીતે મેળવી શકાય, તેમાં કેવાં કેવાં વિઘ્નો આવે છે તથા તેનું નિવારણ કેવી રીતે થઇ શકે, સંસારજીવનનું નાવ ખરાબે લાદી જતું શી રીતે બચાવી શકાય એ બધું આ પુસ્તકમાં બહુ સારી રીતે સમજાવ્યું છે. આ પુસ્તકમાં કર્તાનું પોતાનું ચિત્ર મોટે ભાગે ચિતરાયું છે જો કે છેવટમાં કાંઇક ફેર છે. છતાં પણ અંતરની ઐક્યતા વિનાનું લગ્ન સુખકર નીવડતું નથી એમ સ્પષ્ટ સમજાવ્યું છે. માચિસ્કા અને સર્જી મિકાયલોવિચનું લગ્નજીવન મોટી ઉમરનું છતાં માત્ર બહારના દેખાવથી તથા બિનઅનુભવથી અને આડંબરોથી કેવું વિષમય નીવડે છે ! બન્ને નિરાળાં જીવન ગાળી, માચિસ્કા એક નજીવા પ્રસંગ ઉપરથી પતિ તરફ કેવી રીતે વર્તવું જોઇએ એ સમજી, સંતતિ દ્વારા પોતાના પતિ પાસે માફી માગી પોતાની ભૂલ કબૂલ કરે છે અને બન્ને નવજીવન શરૂ કરે છે. પુસ્તક બહુ જ ધ્યાનપૂર્વક વાંચવા જેવું છે. ઉત્તેજનને પાત્ર છે જ. આ ગ્રંથમાળાના જ ગ્રાહક બની જવાની સલાહ છે.

૮. વલ્લરી:—કર્તા, ઇંદુકુમાર શંકરલાલ શહેરાવાળા, જાનીશેરી, ઘડીઆળી પોળ, વડોદરા; પ્રકાશક, સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન ૨+૧૬+૪૨૩; કાચું બોર્ડનું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૦–૦.

'ગુજરાતી પંચ'ની ૧૯૩૬ની ભેટ તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકના કર્તા ભાઈ ઇંદુકુમાર એક ઉગતા તરૂણ લેખક છે. નવગુજરાત વગેરે પત્રો તથા સામાયિકોમાં વખતોવખત એમના લેખો, વાર્તાઓ તેમ જ કાવ્યો પ્રસિદ્ધ થાય છે. આગળ જતાં ઉચ્ચ કોટીના નવલકથાકાર થવાનાં ચિહ્નો એમનામાં જણાય છે. વલ્લરીના પાત્રાલેખન માટે ભાઇ ઇંદુકુમારને ખરેખર અભિનંદન ઘટે છે. આધુનિક પુનર્વિવાહના જમાનામાં આવું વિધવાના ધર્મ પાળતું અને આધુનિક પ્રગતિને પોષતું પાત્રાલેખન ખરેખર આવકારદાયક અને પ્રશંસાને પાત્ર જ ગણાય. જ્યારે લગ્નની સ્વચ્છંદતા પળે પળે નજરે પડે છે અને લગ્ન તરફ ધાર્મિક કરતાં વ્યવહારૂ દૃષ્ટિએ જોવાની પ્રથા પ્રચલિત થતી જાય છે, ત્યારે આવા વિશુદ્ધ આદર્શરૂપ પાત્રાલેખનથી વિધવાઓની યોગ્યતા તથા તેમના ધર્મ તરફ સમાજની દૃષ્ટિ દોરવાની ખાસ જરૂર અમને જણાય છે. 'એક તરફ રામ અને એક તરફ ગામ' એ સૂત્ર વલ્લરીના પાત્ર પૂરતું આબેહુબ ખરૂં છે. પોતાના જ પગ પર ઉભા રહી, ગમે તેટલાં સંકટો અને દુઃખો સામે ઝૂઝી અવળે માર્ગે જનાર અન્ય વ્યક્તિઓને સીધે રસ્તે દોરી લઈ જનાર પાત્રો બહુ વિરલ હોય છે. વલ્લરીને દુઃખ દેવામાં અને જંપવા નહિ દેવામાં અગ્રેસર એવાં જ્ઞાતિજનો અને સ્વજનો જ આખરે તેનાં ખરાં વખાણનાર થાય છે અને છેવટે પોતાની ભૂલ કબૂલ કરે છે. નિરંજન તથા હેમલતા તેમજ હાથથી ગએલી ઊર્મિલાનું પુનરૂજ્જીવન ખરેખર ઘણું જ સુંદર છે. યોગ્ય સલાહ આપનાર હોય, અનુપમ શુદ્ધ દૃષ્ટાંત નજર સમક્ષ હોય અને બરોબર યોગ્ય સમયે ઉપદેશ આપનાર સજ્જન મળી આવે તો ગમે તેવું હીણું માણસ પણ આદર્શરૂપ બની જાય છે, એ આ વાર્તા ઉપરથી બહુ સ્પષ્ટ સમજાય છે. ભાઈ ઇંદુકુમારનું સૂક્ષ્મ અવલોકન તથા ઝીણી ઝીણી બાબતોની તેમની માહિતી ખરેખર પ્રશંસાપાત્ર છે. જનસમૂહ આ ઉગતા લેખકને ઉત્તેજન આપી પ્રોત્સાહન આપે, અને વખતોવખત આવી રસમય વાનીઓ એઓ પીરસતા રહે એજ અભિલાષા !

૯. જીવન વેદ:—મૂળ કર્તા, બ્રહ્મર્ષિ કેશવચંદ્ર સેન; ભાષાંતર કર્તા તથા પ્રકાશક, મણિલાલ છોટાલાલ પારેખ, ભાગવત ધર્મપ્રચાર ગૃહ, સદર–રાજકોટ; ૧૯૩૫; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૬+૧૮૦; કાચું પૂઠું; મૂલ્ય ૧૨ આના.

ભાગવત-ધર્મ પ્રચાર ગ્રંથમાળાના બીજા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં બંગાળાની સુપ્રસિદ્ધ બ્રહ્મોસમાજના ઉત્પાદક બ્રહ્મર્ષિ કેશવચંદ્ર સેનનું જીવનવૃત્તાંત તથા તેમના સિદ્ધાંતો સમજાવવામાં આવ્યાં છે. પુસ્તકના ૧૬ અધ્યાયમાં સંક્ષિપ્તમાં રજુ કરાયલું શ્રી. કેશવચંદ્ર સેનનું સંપૂર્ણ જીવનવૃત્તાંત વાંચતાં એમના સિદ્ધાંતો તથા તેમના સુધારક વિચારો માટે માન ઉપજ્યા વગર રહે તેમ નથી. ભાષાંતર હોવાથી શ્રી. કેશવચંદ્ર સેનના પોતાના જ મુખથી બધી બાબતો વર્ણવી છે. બાળપણથી જ અંધ શ્રદ્ધા અને મૂર્તિપૂજા વિરુદ્ધ એમનું માનસ હતું. તેના કેટલાક અનિષ્ટ પ્રસંગોના પરિણામે એમણે બ્રહ્મોસમાજની

સ્થાપના કરી અને સત્ય અને શ્રદ્ધા તથા પ્રશ્નરંભજન અને પ્રાર્થના દ્વારા પારલૌકિક સુખની પ્રાપ્તિ કરવાનો ઉપદેશ કરવા માંડ્યો. પોતાનું જીવન તો એજ માર્ગે વહ્યું જતું હતું. દષ્ટાંરૂપે પરમાત્માની ભક્તિ કરી પરમ ઐશ્વર્ય અને મુક્તિ મેળવવા માટેના એમના પ્રયત્નો સતત જારી હતા. સત્ય ઉપર પ્રીતિ, પરમાત્મા ની આરાધના તથા ભજન દ્વારા પ્રાપ્તિ એ એમનો મહામંત્ર હતો. પોતીકું જીવન તો સરળ અને સત્યમય જ હતું. એવા મહાત્માનાં વચનામૃતો સાંભળવા વાંચવા કોને ના ગમે ? પુસ્તક ખાસ વાંચવાલાયક અને દરેકને ઉપયોગી થઈ પડે એવું છે. ગુજરાતી ભાષામાં આ પુસ્તક આટલું વિસ્તારથી આ પહેલું જ હોય એમ અમને લાગે છે. ઉત્તેજનને પાત્ર છે.

૧૦. **કબીર સાહેબનું બીજક ( શબ્દ વિભાગ )**:—લેખક તથા પ્રકાશક, પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી હનુમાન પોળ, બાજવાડા, વડોદરા; ક્રાઉન ૧૬ પેજી, પાન ૫+૬+૨૫૨+૫+૪; ખોકનું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૬-૦.

શ્રી સયાજી સાહિત્યમાળાના ૨૪૫મા પુષ્પ રૂપે આ પુસ્તક રા. પ્રાણલાલ બક્ષીએ લખી પ્રસિદ્ધ કર્યું છે. કબીર સાહેબનો બીજક ગ્રંથ બે વિભાગમાં છે. પહેલો રમૈની વિભાગ અને રજો શબ્દ વિભાગ. આ શબ્દ વિભાગમાં આત્મજ્ઞાનનો ભંડર મુમુક્ષુઓ માટે ખુલ્લો મુકાયો છે. કબીરજીનાં પુસ્તકો હિંદી ભાષામાં તો ઘણાં છે; પરંતુ ગુજરાતી ભાષામાં તો ગણ્યા ગાંઠ્યાં જ છે, અને તેમાં પણ આટલા વિસ્તારપૂર્વક અને શબ્દાર્થ તથા ભાવાર્થ સાથે તો આ પહેલીજ વાર પ્રગટ થાય છે. શબ્દ એટલે શું તે ભાઈ બક્ષીજીએ પ્રસ્તાવનામાં વિસ્તારથી સમજાવ્યું છે. શબ્દ દ્વારાજ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. શબ્દ એજ બ્રહ્મ છે અને તેથી તેને શબ્દબ્રહ્મ પણ કહેવામાં આવે છે. આ વિભાગના શબ્દોની સંખ્યા ૧૧૫ ની નક્કી થએલી છે અને સાખી વિભાગમાં ૩૫૩ સાખીઓ છે. ત્રીજો વિભાગ હવે પછી પ્રસિદ્ધ થવાનો છે. આધુનિક સમયમાં તુલનાત્મક દૃષ્ટિએ જ્યારે ધર્મોનું નિરીક્ષણ થાય છે તેવે સમયે સરળ ભાષામાં પ્રસિદ્ધ થતો આ ગ્રંથ વિદ્વાનો, સાક્ષરો અને કબીરપંથીઓને તો બહુ જ ઉપયોગી થઇ પડશે. પોતાના ધર્મ ઉપરાંત અન્ય ધર્મોપદેશકોનાં મન્તવ્યો જાણવાથી ઘણો લાભ થાય છે તેમજ તુલનાત્મક દૃષ્ટિ પણ ખીલે છે. દરેક ધર્મમાંથી સુંદર હોય તે લઇ, મનન કરી તેને આચારમાં ઉતારવું એજ ઇષ્ટ છે. સાહિત્યમાળા દ્વારા આવા ઉમદા ગ્રંથો પ્રસિદ્ધ કરાવવા માટે વડોદરા રાજ્યના ભાષાંતર ખાતાને ખરેખર અભિનંદન ઘટે છે. મૂળ સાથે શબ્દાર્થ અને ભાવાર્થ આપવાથી રહસ્ય બહુ સારી રીતે સમજાય છે.

પુસ્તકની છપાઈ, કાગળ વગેરે યોગ્ય છે.

૧૧. **મુણ્ડકોપનિષદ્**:—ગ્રંથકાર, સદાશિવ શાસ્ત્રી ભીડે, પૂના; અનુવાદક, મણિલાલ છબારામ ભટ્ટ; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ભદ્ર, અમદાવાદ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી; કાચું પૂઠું; પાન ૭+૧૩૯, મૂલ્ય ૮ આના.

સ્વામીશ્રી વિરક્તાનંદ ગોવિંદજી ગ્રંથમાળાના પ્રથમ પુષ્પરૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ભીડે શાસ્ત્રીએ કહ્યા પ્રમાણે આ ઉપનિષદમાં **પરા** અને **અપરા** વિદ્યાનું પ્રતિપાદન

કરવામાં આવ્યું છે. સૃષ્ટિની ઉત્પત્તિ, તેનાં મૂળતત્ત્વો, તેનો વિસ્તાર, વેદ, ધર્મ, પ્રાણી વર્ગ, મનુષ્ય સમાજ, અને સમાજ ધર્મ ઇત્યાદિ ઐહિક વિષયોનું વિવેચન તે અપરાવિદ્યા; જીવ જગત અને પરમાત્માનો સંબંધ તેની એકરૂપતા તથા બ્રહ્મનું નિત્ય શુદ્ધ સ્વરૂપ તે પરાવિદ્યા.

આ ઉપનિષદના ત્રણ મુંડકમાં દરેકના બે ખંડો છે. છેવટે ઉપસંહાર દ્વારા જીવાત્માનું ઐક્ય શી રીતે સધાય એ વિષે વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. વેદ ધર્મના અનુયાયીઓને તો આ પુસ્તક ઘણું ઉપયોગી છે અને બ્રહ્મ વિદ્યાના ઉપાસકો માટે તો આ પ્રકાશન ખાસ આવકારપાત્ર છે. સંસ્કૃત ભાષાથી અપરિચિત બ્રહ્મવિદ્યાના જિજ્ઞાસુઓ માટે તો ગુજરાતી ભાષાનું આ પ્રકાશન ખરેખર આશીર્વાદ રૂપ છે. સામાન્ય મનુષ્યોને સમજ ન પડે એ સ્વાભાવિક છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી આવાં પુસ્તકો દ્વારા જનતા સમક્ષ જ્ઞાનરૂપી પ્રકાશ લાવી શકે છે એ માટે તેના સંચાલકોને અભિનંદન ઘટે છે.

૧૨. ગીતા પદાર્થ કોષઃ—પ્રયોજક, મોહનદાસ કરમચંદ ગાંધી; પ્રકાશક, નવજીવન મંદિર, અમદાવાદ; ૩૨ પેજી કદ; કાચું પૂઠું; ૧૯૩૬, પાન ૧૬+૨૫૬; મૂલ્ય ચાર આના.

શ્રી ગાંધીજીએ ગીતાને પોતાનો જીવન ગ્રંથ માન્યો છે. તેઓશ્રી નિત્ય એનું પઠન કરે છે. જેલનિવાસ દરમ્યાન તેમણે ગીતાનાં પદોમાં અમુક શબ્દ કયાં કયાં અને કેટલી કેટલી વાર આવે છે તે, તેના અર્થ સાથે અને કક્કાવારી પ્રમાણે, ગોઠવી આપ્યું છે. અર્થ એમણે પોતે કર્યા છે તે જેને માન્ય ન હોય તે પોતાને રૂચતો અર્થ ભલે કરે, એમ એમણે ‘ વાંચનારને વિનંતિ'માં કહ્યું છે જ. **'બે શબ્દો'**માં કાકા કાલેલકરે આ શબ્દકોષ શી રીતે લખાયો, તે કેમ ખોવાઇ ગયો અને બે અનુયાયીઓએ ગાંધીજીની નોંધો ઉપરથી આ નવીન કોષ કેવી રીતે તૈયાર કર્યો છે તે સમજાવ્યું છે. ગીતાના અભ્યાસીઓ માટે આવા અર્થવાળા કોષની જરૂર હતી જ. ગાંધીજીના ‘ અનાસક્તિ યોગ ' પછી તેના મદદરૂપ આ કોષ સામાન્ય જનતાને માટે બહુ જ ઉપયોગી છે. ગીતા જેવો ધાર્મિક ગ્રંથ દરેક મનુષ્યે વાંચવો જોઇએ એટલું જ નહિ, પરંતુ તેનો મુખપાઠ કરવો જોઇએ અને તેનું આચરણ પણ આચરવું જોઇએ, એમ ગાંધીજીનું મન્તવ્ય છે. આ કોષ દરેક પુસ્તકાલયો ખરીદ કરે અને તેનો બહોળો પ્રચાર કરવા પ્રયત્ન કરે.

૧૩. ૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાતઃ—લેખક તથા પ્રકાશક, મણિભાઇ દ્વિવેદી, નવસારી; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી; કાચું પૂઠું; પાન ( ૧૪ )+૮૪; મૂલ્ય ૧૨ આના.

ગુજરાતના પુરાતન ઇતિહાસની સામગ્રી વીખરાયલી પડેલી છે. એકાદ બે ગ્રંથો એ સંબંધમાં લખાયલા છે; પરંતુ આવું અભ્યાસપૂર્ણ પુસ્તક હજુ લખાયું નથી. આપણા ગુજરાતના તવારીખનવેશો હજુ એ તરફ ઝાઝા વળ્યા નથી. તેવે સમયે શ્રી મણિભાઇનું આ પુસ્તક અભ્યાસકો, પુરાતત્ત્વવિદો અને ગુજરાતનું ગૌરવ ધરાવનાર વ્યક્તિને બહુજ ઉપયોગી થઇ પડશે. દેશસેવા અને સમાજસેવાના પોતાના કાર્ય ઉપરાંત ભાઈ મણિભાઇએ પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ કરી, સાધનો એકઠાં કરી ગુજરાતના પુરાતન ઇતિહાસ ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ સરસ અજવાળું પાડયું છે એ માટે ભાઇ મણિભાઇને જેટલું અભિનંદન આપીએ એટલું ઓછું. ગ્રંથ પરિચયમાં કર્તાએ જણાવ્યા પ્રમાણે આ પુસ્તકમાં પુરાતન

ગુજરાતને લાગતા જુદે જુદે સમયે પ્રસિદ્ધ થએલા કર્તાના પોતાના પાંચ લેખો સંગ્રહાયા છે. પુરાતન ઇતિહાસના અભ્યાસકોને જાણવા માટે જુના સિક્કાઓના ફોટા પણ પુસ્તકમાં છે. કામરેજનાં ખંડેરોમાંથી મળી આવેલી કેટલીક વસ્તુઓ સિંધના મોહન–જો–ડેરોમાંથી મળી આવેલી વસ્તુઓ સાથે સરખામણી કરતાં બન્નેનો સમય નજીક હોય એમ લાગે છે. શ્રી. રમણલાલ દેસાઇએ પ્રસ્તાવનામાં તથા કર્તાએ ગ્રંથપરિચયમાં પુસ્તક સંબંધી જે ટૂંક માહિતી આપેલી છે, તે ઘણી ઉપયોગી છે અને તે ઇતિહાસના સંશોધકોને માર્ગદર્શક થઇ પડે એવી છે. એકંદર ૧૦ તકતા અથવા ચિત્રો છે. સુરત જીલ્લાની પુરાતન કાળની માહિતી આમાંથી સારી મળે છે. ભાઇ મણિલાલે શ્રમ અને અભ્યાસપૂર્વક આ અભ્યાસપૂર્ણ લેખો લખી ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કર્યો છે. કામરેજ, નવસારી, મહીનો પ્રદેશ, રેવાતટ પ્રદેશ વગેરે ભાગોને લગતી ઉપયોગી માહિતી અત્રે એકત્ર આપી છે. ગુજરાતની પુરાતન સંસ્કૃતિનો વિસ્તૃત ઇતિહાસ તૈયાર કરવામાં આ પુસ્તક સારી મદદ કરશે એમાં શક નહિ. પુસ્તકાલયો જરૂર એને અપનાવે.

૧૪. **કૈકેયી–મંદોદરી:**—લેખક, નાનાભાઈ; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાન ૮૦; કાચું પૂઠું; મુલ્ય ૪ આના.

રામાયણનાં પાત્રોનું આ પાંચમું પુસ્તક રામાયણનાં બે સ્ત્રી પાત્રોનો પરિચય કરાવે છે. પહેલાં ૪૨ પાનામાં કૈકેયીનું ચરિત્ર છે અને ૪૩થી૮૦ માં મંદોદરીનું ચરિત્ર છે. બંને ખાસ વાંચવાજેવાં છે. રામના રાજ્યારોહણ પ્રસંગે કૈકેયીએ જો રામને વનવાસ ન મોકલ્યા હોત તો રામાયણ કાંઇક જુદું જ બનતે. પરંતુ ભાવિના પ્રાબલ્યને લીધે રામને વનવાસ સેવવો પડ્યો અને રામ–રાવણના પ્રસિદ્ધ યુદ્ધનો પ્રસંગ ઉભો થયો. મંદોદરીએ સીતાજીને છોડી દેવા રાવણને બહુ વીનવ્યો, પરંતુ રાવણે તે કાને ધર્યું નહિ અને આખા કુટુંબનો નાશ કરાવ્યો. દરેક ગૃહસ્થે આ મહાભારત રામાયણનાં પાત્રોનાં પુસ્તકો ખરીદી બાળકોને વંચાવવાં જોઇએ. ચારિત્ર્યના ઘડતરમાં એ પુસ્તકો સુંદર આદર્શ રજુ કરે છે. પુસ્તકાલયો તો આનો ખૂબ જ ઉપયોગ કરાવે.

૧૫. **પ્રાયશ્ચિત્ત ભાગ ૨ લો:**—લેખક, સોપાન; પ્રકાશક, ઇશ્વરલાલ મોહનલાલ દવે, અંજલિ ગ્રંથમાળા, ડેન્સો હૉલ, કરાંચી; ક્રાઉન ૧૬ પેજી; કાચું પૂઠું; પાન ૧૩+૨૯૪; મૂલ્ય રૂ. ૧–૧૨–૦.

અંજલિ ગ્રંથમાળાના બીજા વર્ષનું આ ત્રીજું પુસ્તક છે. પુસ્તકમાં કરુણભાવ નીતરે છે. આધુનિક અસ્પૃશ્યતાનિવારણને ટેકો આપતું આ પુસ્તક દરેકે વાંચવાલાયક છે. શ્રીમંતની છોકરી તરીકે ઉછરેલી સવિતા અચાનક પોતે હરિજનની છોકરી છે એમ જાણે છે. ખોવાઇ ગએલી છોકરી અચાનક જડતાં પિતા તેને મેળવવા ફાંફાં મારે છે. હરિદાસ શેઠ એકદમ સમજી જઇ તેને માનભેર તેના પિતાને સોંપે છે. પરંતુ સાથે ઉછરેલાં હોવાથી શેઠનો પુત્ર હરિદાસ શેઠની ના છતાં સવિતાને માટે મરી ફીટે છે, અને તેનું અપમાન કરનાર દારોગાને ધૂળ ચાટતો કરે છે ને ગમે તે રીતે તેનો ઉદ્ધાર કરવા મથે છે. મધુસૂદન સવિતાને

સમજાવી પોતાના અન્ય બંધુઓની સ્થિતિ સુધારવા સૂચવે છે. શેઠની મદદ સ્વીકારવા સવિતા ના પાડે છે. પરંતુ શ્રીકાંત તરફ તેનો બંધુપ્રેમ તો છે જ. શેઠાણીનું પાત્ર પણ બહુ જ ઉમદા આલેખાયું છે. આધુનિક હરિજન પ્રવૃત્તિનો આબેહુબ ચિતાર આ પુસ્તકમાંથી મળે છે.

પુસ્તક દરેકે દિલસોજીથી વાંચવાની જરૂર છે. માત્ર અધુરૂં રહે છે એ જ સાલે છે.

ના. ચં. દીવાનજી

## સામાયિકો

૧. **શ્રી ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક**—જાન્યુઆરીથી માર્ચ ૧૯૩૭ પુ. ૧ અં. ૪; સંપાદક અને પ્રકાશક, અંબાલાલ બુ. જાની, ૩૬૫, શ્રી ગુજરાત ફાર્બસ સભા મંદિર, મુંબઇ નં. ૪; વા. લવાજમ રૂ. ૬-૦-૦ છૂટક અંક ૧૨ (બાર) આના.

આગળના ત્રણ અંકો માફક આ અંક પણ પુરાતત્ત્વ સામગ્રીથી ભરપૂર છે. ઉષાહરણ, હારમાળા, નરસિંહ યુગના કવિઓ વગેરે લેખો ઉપરાંત ગુજરાતી સાહિત્ય સંમેલનનાં બે વ્યાખ્યાનો તથા ડૉ. કાન્તિલાલ પંડ્યાના ' આપણો ખોરાક ' નામના ચાલુ નિબંધને આમાં સ્થાન અપાયું છે. ઉપરાંત સને ૧૯૩૬-૩૭ ના પ્રથમ પુસ્તકની સમગ્ર વિષયાનુક્રમણિકા પણ તેમાં છે. પ્રો. હીરાલાલ કાપડીઆનો પહેલો લેખ ' ગુજરાત અને લિપિ કદમ્બક, લેખન સાહિત્ય અને અક્ષર શિક્ષણ ' ખાસ ધ્યાન ખેંચે એવો છે.

૨. **ગુરૂકુલ સુદર્શનઃ**—સંદષ્ટા, જયેન્દ્રરાય દૂરકાળ; સંપાદક, પંડિત બળવન્ત શર્મા, કાર્તિક સં. ૧૯૯૩.

શ્રીમાન શેઠ વિઠ્ઠલદાસ ઠાકોરદાસ ચોકસીના વિલ પ્રમાણે રૂ. ૫ લાખની સખાવતથી આ હિન્દુ ગુરૂકુલની સ્થાપના એમના બંગલામાં જ થઇ છે. સાક્ષર અને સનાતન ધર્મના સ્તંભ રૂપ શ્રી. જયેન્દ્રરાય ભ. દૂરકાળ એના પ્રિન્સિપાલ છે. તા. ૨૨-૬-૩૬ ના રોજ મોટા મંદિરના વિદ્વાન મહારાજશ્રી વ્રિજરત્નલાલજીને હસ્તે શાસ્ત્રીય રીતે એની ઉદ્ઘાટન ક્રિયા થઇ છે. ગુરૂકુલમાં એક પ્રધાનાચાર્ય, ૪ અધ્યાપકો, ૬ શિક્ષકો અને પાંચ અન્ય નોકરો કામ કરે છે. પ્રથમા, મધ્યમા અને વિશારદ એ ત્રણ પરીક્ષાઓના અભ્યાસક્રમો ઉપરથી સંસ્થામાં શું શું શિખવાય છે એ જણાય છે. મધ્યમામાં અર્વાચીન અને પ્રાચીન સાહિત્યોનો પણ સમાવેશ કર્યો છે. વર્ષમાં બે વાર પરીક્ષાઓ લેવાશે. સાથે સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ સારી જણાય છે. છાયાચિત્રો વગેરેથી ગુરૂકુળનું સુંદર શિક્ષણ જણાઇ આવે છે. ગુજરાતમાં આવા હિન્દુ સનાતન ધર્મના ગુરૂકુળની આવશ્યકતા હતી જ. ગુજરાતી તથા અંગ્રેજી ત્રીજું ધોરણ, સંસ્કૃત પ્રથમા અને ત્યાર પછીને માટે ફી પણ જુદી જુદી છે. અનુક્રમે રૂ. ૧૬, ૮૪ અને ૧૦૧ ગુરૂકુળનિવાસી માટે, અને બહાર રહી અભ્યાસ કરનારા માટે

રૂ. ૧૨, ૧૮ અને રૂ. ૨૧ ની ફી રખાઇ છે. દાખલ ફી ગુરૂકુળનિવાસી માટે રૂ ૧૧; તથા બહારના માટે રૂ. ૨ અને ૩.

આ ગુરૂકુળ અંકમાં એ સંસ્થાની સંપૂર્ણ હકીકત અપાઇ છે. સંસ્થા ઉત્તેજનને પાત્ર છે.

૩. પુષ્પ–વ. ૧–અં. ૧ જાન્યુઆરી ૧૯૩૭:—તંત્રીઓ, નરેન્દ્ર ગિજુભાઇ બધેકા અને શૈવ નામલે, વિલેપાર્લે, મુંબાઇ. વા. લવાજમ રૂ. ૧–૮–૦.

અખિલ ભારતીય બાલસંઘના મુખપત્રરૂપ આ માસિક વિલેપાર્લે બાલમન્દિર તરફથી નવીન જ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ માસિકમાં બાળકોની બાબતોની ચર્ચા કરવામાં આવે છે. બાલસામયિકોની સૃષ્ટિમાં આ નવીન ઉમેરો બેશક આવકારપાત્ર લેખાશે.

**૪–૫. ભારતીય સાહિત્ય પરિષદ વર્ધા ( મધ્ય પ્રાન્ત ) પત્રિકા ૧–૨:—** પહેલી પત્રિકામાં પરિષદની નિયમાવલિ, સભાસદ સંસ્થાઓની યાદી, પ્રકાશનોની યાદી અપાઇ છે. બીજીમાં જળગામની મહારાષ્ટ્રીય તથા અમદાવાદની ગુજરાતી સાહિત્ય પરિષદમાં પસાર થએલા ભારતીય સાહિત્ય પરિષદને મળતા ઠરાવો સંબંધી વિવેચન છે. ગુજરાતી મરાઠી સાહિત્ય પરિષદ દ્વારા ભારતની સાહિત્ય પ્રવૃત્તિને સંઘબળ આપવા પ્રયત્નો થઇ રહ્યા છે તે ઇષ્ટ જ છે. પ્રાંતો વચ્ચે એથી એખલાસ વધશે. પત્રિકા હિન્દિમાં હોઇ સાહિત્યના શોખીનો માટે બહુ ઉપયોગી છે.

**૬. 'આઉટલૂક' ન્યૂ ઇયર સ્પેશિયલ નંબર જાનેવારી ૧૯૩૭:—પુ. ૩** જાના આ પહેલા ખાસ અંકમાં દર અંક માફક દેશવિદેશના વિદ્વાનોના લેખો નજરે પડે છે. અભ્યાસપૂર્ણ અને મનનીય લેખો એ આ અંગ્રેજી માસિકની વિશિષ્ટતા છે. લેખકો પણ વિદ્વાનો અને નિષ્ણાતો છે. ઉત્તેજનને પાત્ર છે. ડૉ. મૂંજેનો 'મિલિટરી એજ્યુકેશન' નો લેખ ખાસ વાંચવા જેવો છે. આધુનિક પ્રવૃત્તિને પોષતું આ માસિક જેમ વધારે વંચાય તેમ ફાયદો થાય એમ છે. જુદા જુદા વિષયો પરત્વે વિભાગો પાડી તે તે વિષયના નિષ્ણાતો પાસે લેખો લખાવવામાં આવે છે.

**ના. ચં. દીવાનજી.**



## સ્વીકાર

નીચેનાં પુસ્તક વગેરે મળ્યાં છે : પરિચય હવે પછી અવકાશે :—

( ૧ ) મુંબાઇ, ( ૨ ) જનપદ, ( ૩ ) વાનરપુરાણ, ( ૪ ) ઓતરાતી દિવાલો (૫) સંગીત ગીતા, (૬) વેદાન્ત સિદ્ધાન્ત સાર અને વૈદિક ધર્મ અને તત્વજ્ઞાનનાં મૂળ તત્ત્વો, ( ૭ ) પ્રતિક્રિયાએ ઉસ્માની અથવા તુર્ક ખિલાફતની ઉથલપાથલ, ( ૮ ) ચન્દ્રિકા ખંડ ૧ લો, ( ૯ ) ડિરેક્ટરી ઑફ વિમેન્સ ઇન્સ્ટિટ્યુશન્સ, બોમ્બે પ્રેસિડન્સિ સોશિયલ સેકશન, ( ૧૦ ) ઢોરનો વૈદ્ય, ( ૧૧ ) સમાજ શિક્ષક : પુસ્તકાલય પર્વણી અંક, ( ૧૨ ) કડી સાર્વ પુ. નું ૧૩૫–૩૬ નું નિવેદન.



# સુખદ સમાધાન

વાઘોડિયામાં મળેલી વડોદરા પ્રાંતની ૪ થી પુસ્તકાલય પરિષદે, પસાર કરેલા પ્ર. મા. ઠરાવ અન્વયે પુસ્તકાલયોના હિતને લગતા કેટલાક પ્રશ્નોનો ઉકેલ રૂબરૂ વાટાઘાટ દ્વારા મેળવવા, તા. ૧૧-૨-૩૭ ના રોજ રા૦ બ૦ ગોવિંદભાઇ સાહેબને બંગલે, પુસ્તકાલય ખાતાના બન્ને અધિકારી સાહેબોને મળવાની ને ચર્ચા કરવાની ગોઠવણ રાખવામાં આવી હતી. એ પ્રસંગે નીચેના સદ્‌ગૃહસ્થો ભેગા થયા હતાઃ—

(૧) રા૦ બ૦ ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઈ, (૨) પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક રા. રા. ટી. ડી. વાકનીસ સાહેબ (૩) પુ૦ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. કે. મં. રાંગણેકર સાહેબ (૪) રા. રા. મોતીભાઇ ન. અમીન (૫) રા. રામભાઇ કાશીભાઇ પટેલ, વસો (૬) રા. કાવસજી એદલજી ગણદેવીઆ, (૭) રા. ચુનીલાલ પુ૦ શાહ, અને (૮) રા. મણિલાલ કાશીવાળા.

કાર્યનો આરંભ કરતાં રા૦ બ૦ ગોવિંદભાઇ સાહેબે ગણદેવી, મહેસાણા વગેરે પુસ્તકાલયો વિષેનો પોતાનો જાતઅનુભવ જણાવ્યા બાદ ચર્ચાના પ્રશ્નો રજુ કરવા સૂચવ્યું. એટલે ખાતાએ પ્રસિદ્ધ કરેલી સૂચના નં. $\frac{૬૭૮}{૮-૧૨-૩૬}$ સંબંધી હકીકત જણાવી તેમાં ઘટિત ફેરફાર કરવાની માગણી કરાઇ. તે પર ચાલેલી ચર્ચાને અંતે ક્યુરેટર મે. વાકનીસ સાહેબે નીચે પ્રમાણેના ફેરફાર કરવાનું સ્વીકાર્યું છેઃ—

૧. સરકારે નાપસંદ કરેલાં પત્રો કસ્બા તેમજ પાંત પુસ્તકાલયોએ નહિ ખરીદવા સંબંધી લેખી ખાનગી સૂચના ખાતા તરફથી મોકલી આપવામાં આવશે. જેથી હવે પછી એ બન્ને પ્રકારનાં પુસ્તકાલયોનાં વર્તમાનપત્ર માસિકોની યાદીઓ ખાતાની મંજુરી માટે મંગાવવામાં આવશે નહિ.

૨. ભેટ મળતાં પુસ્તકો જે તે કસ્બા પુસ્તકાલય બારોબાર સ્વીકારી શકશે. પરંતુ તેની યાદી ત્રિમાસિક નિવેદન સાથે ચાલતા આવલા ધોરણ મુજબ ખાતા તરફ મોકલવી. તેમાં વાંધા પડતું પુસ્તક માલમ પડશે તો ખાતાંના અધિકારી સાહેબ સૂચના આપશે.

૩. ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી લેવામાં નોકરો ઓછા હોવાની મુશ્કેલી ખાતાને છેજ; પરંતુ પુસ્તકાલયોને અમુક દિવસોએ જ પેટીઓ પાછી મોકલવામાં પડતી મુશ્કેલીઓ પણ રહે છે. માટે આ વસ્તુસ્થિતિ લક્ષમાં લઈ બનતાં સુધી પુસ્તકાલયોએ ઠરેલા દિવસોએ મોકલવાની કાળજી રાખવી પરંતુ તે પછી અનુકૂળતા પ્રમાણે બીજા દિવસોએ મોકલાય તો ખાસ વાંધો લેવાશે નહિ.

૪. 'યુવક' માસિક બજેટોમાંથી કમી કરવામાં આવ્યું છે પરંતુ હવેથી તે મંજુર રાખવામાં આવશે જ, અને ભેટ તરીકે કોઇ આપે તો પુસ્તકાલયો તે સ્વીકારી શકશે.

૫. ગ્રામપુસ્તકાલયોનાં વ્યવસ્થાપક મંડળે માગણી કરેલાં પત્રોને બદલે બીજું પત્ર ખાતાને મુકવાનું હશે ત્યારે જે તે પુસ્તકાલયની સમ્મતિ લેવામાં આવશે.

વડોદરા,
તા. ૧૧-૨-૩૭

મણિલાલ મંગળજી કાશીવાળા
મંત્રી : વ. રા. પુ. મંડળ

પુ
સ્ત
કા
લ
ય

# નોંધ

## વડોદરા રાજ્ય

**ધન્યવાદ !**:—પુસ્તકાલય ખાતાની કેટલીક સૂચનાઓથી ઉભી થયેલી અગવડો દૂર કરાવવાનું તથા પુસ્તકાલયોના હિતના બીજા કેટલાક પ્રશ્નોનો ઉકેલ રૂબરૂ વાટાઘાટ દ્વારા કરાવી લેવાનું કાર્ય, ગત ડીસેમ્બર માસમાં વાઘોડીયા મુકામે મળેલી વડોદરા પ્રાંતની ૪થી પુસ્તકાલય પરિષદે, રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યવાહકોને સોંપેલું. તે આધારે યોજાયેલી વાટાઘાટને પરિણામે જે સમાધાન મેળવી શકાયું છે તે આ પહેલાં 'સુખદ સમાધાન' એ મથાળાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. તે તરફ લાગતા વળગતાઓનું ધ્યાન ખેંચીએ છીએ. પરિષદોમાં રજુ કરાયલી લોકલાગણીને આમ આટલી ત્વરાથી માન આપવા બદલ ખાતાના અધિકારી સાહેબોને ખરેખર ધન્યવાદ ઘટે છે.

**ખેદજનક અવસાન**:—વડોદરાના સુપ્રસિદ્ધ શ્રેયઃ સાધક સંપ્રદાયના ગાદીપતિ અને દિવ્યમૂર્તિ, ઉપેન્દ્રગીરામૃત, સુદામાખ્યાન, શુકજનક આખ્યાન વગેરે સુવાચ્ય પુસ્તકોના વિદ્વાન લેખક ભગવાન ઉપેન્દ્રાચાર્ય તા. ૨-૨-૩૭ ના રોજ આગામી સાધન સમારંભ માટે શ્રી શુક્લતીર્થનું સ્થાન જોવા ભરુચ પધારેલા, ત્યાં એકાએક હૃદય બંધ પડી જતાં લીલા કરી ગયા છે. એ દુઃખદ બનાવની સખેદ નોંધ લઈએ છીએ અને પ્રાર્થીએ છીએ કે એ પવિત્ર આત્માને ચિર શાંતિ મળો !

**ખાતમૂહૂર્ત**:—ભાદરણ કંકુબા મહિલા પુસ્તકાલય માટે બાંધવા ઠરેલા મકાનના ખાતમૂહૂર્તની માંગલિક ક્રિયા તા. ૩-૨-૩૭ ના રોજ બપોરે બે વાગે અમદાવાદના અગ્રગણ્ય નાગરિક સર ગિરજાપ્રસાદ ચીનુભાઇ બૅરોનેટના વરદ હસ્તે શાસ્ત્રોક્ત વિધિએ થઇ ગઇ છે. એ પ્રસંગે મંત્રીએ રજુ કરેલા નિવેદન પરથી સમજાય છે કે સદર મકાન માટે છૂટક છૂટક મળી (રૂ. ૯૫૦૦) ની રકમ આજ સુધીમાં મેળવી શકાઈ છે.

**તૈલ ચિત્રનું ઉદ્ઘાટન**:—શેકી ગામની સહકારી કપાસ મંડળ લી. ના આદ્ય સંસ્થાપક સ્વ૦ છીતાભાઇ કરસનભાઇની સેવાની યાદગીરીમાં તેમનું તૈલચિત્ર તૈયાર કરાવી મેળાછા પુસ્તકાલયમાં મૂકવાનો ઠરાવ સદર મંડળીની સાધારણ સભાએ કરેલો. તે મુજબ તૈયાર થયેલું તૈલચિત્ર ખુલ્લું મૂકવાનો વિધિ સાક્ષર શ્રી રમણલાલ દેસાઇને શુભ હસ્તે તા. ૨૧-૧-૩૭ ના રોજ જાહેર મેળાવડા સમક્ષ થઇ ગયો. એ પ્રસંગે સ્વર્ગસ્થના ભાઇ

ભીમભાઇએ સ્વર્ગસ્થની ઇચ્છા મુજબ રૂ. ૫૧) વેળાછા પુસ્તકાલયને, સદરં રકમના વ્યાજમાંથી દર વર્ષે ખેતી અને સહકાર વિષયક પુસ્તકો ખરીદવાની શરતે આપવાનું જાહેર કર્યું છે. આ કામે પુસ્તકાલય ખાતાની પરવાનગી અગાઉથી મેળવાઇ હતી.

**વિશેષ વાચનનો અખતરો:**—સિદ્ધપુર સરકારી ઉર્દુશાળાના મુખ્ય શિક્ષક રા. ખીમજીભાઇએ વડોદરેથી ફરતા પુસ્તકાલયની પેટીમાં અક્ષરજ્ઞાન યોજનાનાં, બાલ વાર્તાવલી, કુમાર વીરસેન, કિશોર ચરિત્રમાળા અને ગાંડીવનાં કેટલાંક, તથા ઇતર બાલોપયોગી જીવન ચરિત્રોનાં પુસ્તકો મંગાવી વર્ગ ૨ થી ૫ ના વિદ્યાર્થીઓ પાસે તેનો યથાઘટિત ઉપયોગ કરાવ્યો. બાળકોને આ વિશેષ વાચનમાં ખૂબ રસ પડયો ને વાર્ષિક પરીક્ષા નજદીક આવી છતાં વિશેષ વાચનનો ક્રમ તેવોને તેવો જ ચાલુ રખાવેલો. છતાં સદ્ભાગ્યે, આ સાધારણ ગણાતી શાળાનું પરિણામ ચાલુ સાલે ૮૭ ટકા આવ્યું છે ને બાળકોનું ભાષાજ્ઞાન કોમનો વિચાર કરતાં ઘણું સંતોષકારક હોવાનો અભિપ્રાય પરીક્ષક સાહેબે આપ્યો છે. પરીક્ષાદેવીના આગમન પ્રસંગે અને હમેશાં પણ પુસ્તકાલયોથી ભડકતા શિક્ષક ભાઇઓએ આ બાબતની ખાસ નોંધ લેવી ઘટે.

**પ્રભાત વાચનાલય:**—ગણદેવી મહાલના ધમડાછા ગામના સામળાવળી ફળીઆમાં કેવળ લોકમદદથી એક સાર્વજનિક વાચનાલય ખોલાયું છે. ગામમાં પ્રભાત મંડળ નામનું યુવક મંડળ હતું તેના તરફથી ખોલાયું હોવાથી એ વાચનાલય પ્રભાત વાચનાલયના નામથી ઓળખાશે.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—ડભકા: શાહ છોટાલાલ ફુલચંદ તરફથી કબાટ નં. ૧ પોતાની સ્વ. પત્ની કમળાના સ્મરણાર્થે.

**—ધીણોજ** તા. ચાણસ્મા: રૂ. ૧૧) પાલજના રહેવાશી અને મુંબાઇમાં વેપાર કરનાર શેઠ છોટાલાલ તરફથી ઉદ્યાનવ્રતોત્થાન નિમિત્તે.

**—ઉમતા** તા. ખેરાળુ: રૂ. ૫) ઉંઢાઇના નાયક વાડીલાલ શિવરામ તરફથી પુત્રજન્મની ખુશાલીમાં.

**—ટીંટોદણ** તા. વિજાપુર: રૂ. ૫) પા. કાળીદાસ મોહનદાસ તરફથી સ્વ૦ પિતાના પુણ્યાર્થે.

**વર્ગીકરણ થઇ ગયું છે:**—[ જાનેવારી અંકના પૃ. ૯૦ થી ચાલુ ] (૩૨૯) અજરાઇ તા. ગણદેવી (૩૩૦) સાણપુર તા. પાદરા (૩૩૧) દવાડા તા. વિસનગર.

## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**પરીક્ષાની વ્યવસ્થા:**—તા. ૨૧-૨-૩૭ ના રોજ થનારી શિષ્ટ વાચનની ૧૨ મી પરીક્ષામાં બેસનાર ઉમેદવારોની યાદી જે તે ગામના મુખ્ય શિક્ષક વા પુ૦ ના મંત્રીને મોકલી આપવામાં આવી છે, ને પરીક્ષાને દિવસે ઘટિત બંદોબસ્ત રાખવાની વિનંતિ કરવામાં આવી છે. આશા છે કે જે તે સ્થળે ઘટતી વ્યવસ્થા રહેશે જ.

**શાબાશ !** :—કાછીઆ મોતીભાઇ જેઠાભાઇ નામના પેટલાદના એક સાધારણ ભણેલા યુવક શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ હરવખત લે છે. તેમના મનમાં આ વખતની પરીક્ષાની છૂટથી જાહેરાત કરવાની પ્રેરણા ઉદ્દ્ભવતાં તેમણે પોતાને ખર્ચે એની જાહેરાત છપાવી તેની ૧૦૦૦ નકલો ગામમાં, રેલ્વે ટ્રેનોમાં તેમજ બહાર ગામે છૂટથી વહેંચી છે. શાબાશ !

**શિક્ષણ વર્ગ** :—પાટણ મુકામે તા. ૨૫ થી શરૂ થનાર મહેસાણા પ્રાંત માટેના પુસ્તકાલય શિક્ષણ વર્ગ માટે જેમની અરજીઓ આવેલી તે મંજુર રાખી જેમને તેમને તેની ખબર આપી દેવામાં આવી છે જ. છતાં તે કોઇને મોડી વહેલી મળે યા ના મળે તોપણ અરજી કરનાર તમામ ઉમેદવારોને બિસ્તરો, જળપાત્ર તથા પરીક્ષાની જાહેરાતમાં જણાવેલાં અન્ય સાધનો સાથે તા. ૨૪ મી ની સાંજ સુધીમાં પાટણ ડૉ. પંડ્યા અભ્યાસગૃહ સાલવી-વાડમાં પહોંચી જવાની ભલામણ કરીએ છીએ.

**મહાલ મંડળની સભાઃ**— [ ડિસેમ્બર અંકના પૃ. ૮૪૫ થી ચાલુ ] ( ૨૨ ) સંખેડા મહાલ પુસ્તકાલય મંડળની સભા તા. ૭-૨-૩૭ ને રોજ સંખેડા મુકામે ભરાઇ તેમાં નીચેના ઠરાવ પસાર થયા છેઃ—

(૧) આમ પુસ્તકાલયોનાં પત્રો તથા માસિકોનાં લવાજમ જાન્યુઆરી તા. ૧ થી શરૂ થાય તે મુજબ ભરવામા આવે છે, અને તે માસ ૧૨ નાં ભરવામાં આવે છે તે છતાં ફેબ્રુઆરી માસથી ઘણાં ખરાં પુસ્તકાલયોમાં પેપરો ચાલુ થાય છે અને ડીસેમ્બર આખરે તે પેપરો બંધ થાય છે. ગઇ સાલે તથા ચાલુ સાલે પણ આમ બનેલું છે. જેથી એક માસનું પત્રોનું લવાજમ પાછું મંગાવી આપવા આ મંડળ પુસ્તકાલય સહાયક સહકારી મંડળને ભલામણ કરે છે. તથા "હાંડોદ, માકણી, ગુંડીચા પુસ્તકાલયોની ગામમદદની રકમ બજેટ સાથે ભરાયેલી છે છતાં હજુ સુધી તે પુસ્તકાલયોનાં પત્રો ચાલુ થયાં નથી તો તે સત્વરે ચાલુ થાય તથા જે માસથી શરૂ થાય તેટલા જ માસનું લવાજમ ભરવા આ મંડળ પુ. સ. સ. મંડળને ભલામણ કરે છે.

(૨) સંખેડા મહાલ પુસ્તકાલય પરિષદ તા. ૧૧-૪-૩૭ ને રવિવારના રોજ "માકણી" મુકામે ભરવાનું ઠરાવવામાં આવે છે. આ બદલની આગળની તજવીજ સંખેડા મહાલ પુસ્તકાલય મંડળના મંત્રી તથા માકણી જુથ મંડળના મંત્રીએ કરવાનું ઠરાવવામાં આવે છે.

(૩) બહાદરપુર જુથ મંડળના મંત્રી તરફથી કામકાજ થતું નથી જેથી નીચે પ્રમાણે નવીન જુથ મંડળો ઠરાવવામાં આવે છે.

**કસુંબીઆ**-(૧) કસુંબીઆ (૨) માંજરોળ (૩) કાળી તલાવડી (૪) ગોલા ગામડી (૫) લોટીઆ (૬) હરેશ્વર.

**કાવીઠા**-(૧) કાવીઠા (૨) ફાટા (૩) ડોલમાર (૪) ચંદાનગર (૫) માહું (૬) પતરાં.

**ગુંડીચા**-(૧) ગુંડીચા (૨) અરીઠા (૩) પીપળસટ (૪) હાંડોદ (૫) રતનપુરઃ (૬) રાયપુર (૭) સરડીઆ (૮) નંદપુર.

**સંખેડા**-(૧) સંખેડા (૨) બહાદરપુર (૩) માલપુર (૪) ખુનવાડ

બોડેલી સેન્ટરમાંથી "પતરા" કમી કરવાનું ઠરાવવામાં આવે છે.

(૪) સંખેડા : મહાલ મંડળ માટે શિષ્ટવાચનની પરીક્ષા લેવાનું નક્કી કરવામાં આવે છે. પરીક્ષા માટે "વનસ્પતિ સંવર્ધન શાસ્ત્ર" લેખક ડાહ્યાભાઇ છોટાભાઇ અમીનનું પુસ્તક પરીક્ષા માટે ઠરાવવામાં આવે છે અને નીચે પ્રમાણે ઇનામની રકમ ઠરાવવામાં આવે છે.

| | | કેટલા ઇસમોને |
|---|---|---|
| પહેલું ઇનામ | રૂા. ૩-૦-૦ | ૧ |
| બીજું ,, | રૂા. ૨-૦-૦ | ૧ |
| ત્રીજું ,, | રૂા. ૧-૦-૦ | ૧ |
| ચોથું ,, | રૂા. ૪-૦-૦ | ૮ (દરેકને ૦-૮-૦) |

ઉપર મુજબ રૂા. ૧૦) નાં ઇનામ અગીઆર ઇસમોને અનુક્રમે પાસ થયે આપવાનું ઠરાવવામાં આવે છે.

(૫) ગ્રામપુસ્તકાલયોનું દફતર વ્યવસ્થિત રહે તે અર્થે ગ્રામપુસ્તકાલયોને જોઇતાં ફોર્મ મહાલ પુસ્તકાલય મંડળમાંથી ખર્ચ પાડી મફત આપવાનું ઠરાવવામાં આવે છે.

(૬) જુથ મંડળના કામકાજની ખબર મહાલ મંડળને પડી શકે તેટલા માટે જુથ મંડળે ખાતામાં મોકલવાનું તથા પુ. સ. સ. મંડળ તરફનું કામકાજ મહાલ મંડળ મારફત મોકલવા ઠરાવવામાં આવે છે.

**જૂથમંડળની જાગૃતિ :**—ચાણસ્મા મહાલના વસાઇ જૂથની સભા તા. ૩૦-૧-૩૭ના રોજ મળી. તેમાં શિષ્ટવાચનની ૧૨મી પરીક્ષાનો લાભ લેવા સૂચવાયું, ત્રિમાસિક અહેવાલ તા. ૫-૨-૩૭ સુધીમાં મહાલ મંડળમાં મોકલી આપવાની ભલામણ કરાઇ, શિક્ષણ વર્ગનો લાભ લેવા સૂચવાયું, તથા જૂથમંડળની બીજી સભા ગુપ્તસમાજના દિવસે ભરવાનું ઠરાવાયું.

**પર્વણીદિન :**—આ અંક બહાર પડશે તે દિવસે તો પુસ્તકાલયભક્તો ઠેર ઠેર પર્વણીદિન ઉજવવાની મનગમતી ધમાલમાં પડ્યા હશે. સઘળાંના કાર્યક્રમોને અમે ફતેહ ઇચ્છીએ છીએ અને પોતપોતાના અહેવાલ અચૂક મોકલી આપવાની વિનંતિ કરીએ છીએ. વસો તો એ ધન્યદિને 'પહેલો બાલદિન' પણ ઉજવવાનું છે.

**ગ્રંથપાલ સમ્મેલન :**—મહેસાણા પ્રાંતની ૩જી પુ. પરિષદના ૭મા ઠરાવના અમલ તરીકે મહાલનાં તમામ પુસ્તકાલયોનું એકસહ વર્ગીકરણ કરાવી દેવાના આશયથી વિસનગર મહાલ પુ૦ મંડળે જાનેવારીના છેલ્લા બે દિવસો (શનિ-રવિ) એ ગ્રંથપાલ સમ્મેલનની યોજના રાખી હતી. તે મુજબ દેણપ, કાંસા, બાસણા, દવાડા, વડુ, ખરસડા, શેવાળીઆ, ભાલક, વાલમ, ખંડોરણ, જેતલવાસણા, પાલડી, ગુંજા પુસ્તકાલયોના ગ્રંથપાલો ભેગા મળ્યા હતા. તેમની આગળ મહાલ પુ૦ મંડળના પ્રમુખ તથા મંત્રીએ તેમજ વડનગર કસ્બા પુસ્તકાલયના અનુભવી ગ્રંથપાલ રા. વિઠ્ઠલભાઇએ બજેટકામ, કાયમફંડ, નવીન પુસ્તકાલયોની કામગીરી, તથા વર્ગીકરણની સમજૂત આપનારાં વિવેચનો કરવા ઉપરાંત તેમની પાસે પોતપોતાના પુસ્તકાલયનું વર્ગીકરણનું પ્રત્યક્ષ કામ પણ કરાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે ગ્રંથપાલોની માહિતીની કસોટી કરવા પ્રમુખશ્રી કલ્યાણરાય જોશીએ ૪૦ પ્રશ્નોની એક પ્રશ્નાવલી ખાસ તૈયાર કરી હતી.

સમ્મેલનની આ યોજના અભિનંદનીય ને અનુકરણીય હોઇ તે યોજવા માટે વિસનગર મહાલ મંડળના કાર્યકર્તાઓને ધન્યવાદ આપીએ છીએ. આ યોજનાને પરિણામે જેમનું વર્ગીકરણનું કામ થઇ ગયું હોય-યાને જેમનાં (૧) જનરલ (૨) નામવારી (૩) વિષયવારી એ ત્રણે રજીસ્ટરો રીતસર તૈયાર થઇ ગયાં હોય તેઓ 'વર્ગીકરણ પુરૂં થઇ ગયા' બદલની ખબર આ તરફ ચોકકસ મોકલી-આપે.

**તપાસણી હેવાલ :**—પગારદાર તેમજ માનદ પ્રચારકોના તપાસણી હેવાલ સ્થળ-સંકોચના કારણે, આ વખત નથી લેવાયા તે આવતે અંકે લેવાશે. પ્રચારક ભાઇઓ તો બીજા માસના હેવાલ ધોરણસર મોકલી આપેજ.

**છુટા થયા છે :**—વડોદરા પ્રાંતના પગારદાર પ્રચારક રા. મંગળભાઇ જેઠાભાઇ પટેલ સંગીતના શોખીન હોઇ સંગીતના વધુ અભ્યાસ માટે પ્રચારકપદેથી આ માસની ૩જી તારીખથી છૂટા થયા છે. પ્રચારકપદના ઉમેદવારોને વડોદરા પ્રાંત પુ૦ મંડળના મંત્રીને નામે અરજી મોકલી આપવાની ભલામણ !

## રાજ્ય બહાર

**ઝગડીયામાં ખાતા મૂહૂર્ત :**—ઝગડીઆ (સંસ્થાન રાજપીપળા)ના શ્રી અર્ન્તકેશ્વર પુસ્તકાલયના મકાનનો પાયો નાખવાની શુભ ક્રિયા તા. ૨૪-૧-૩૭ના રોજ રાજપીપળાના નામદાર મહારાજા સાહેબને વરદ હસ્તે શાસ્ત્રોક્ત વિધિએ કરાવાઇ-છે.

**૨જી ગુજરાત પુ૦ પરિષદ :**—સદર પરિષદનું પ્રમુખપદ પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ મોદીએ, તેમની અનુકૂળતાએ પરિષદ ભરવાની શરતે; સ્વીકાર્યું છે. એટલે અગાઉ જાહેર થયા પ્રમાણે પરિષદ આગામી હોળીના તહેવારોમાં જ ભરાશે એવું નથી.

**નવું સાપ્તાહિક :**—"ઇન્ડીપેન્ડન્ટ ઇન્ડીયા" નામનું એક અંગ્રેજી સાપ્તાહિક તા. ૧ લી માર્ચથી સમાજવાદી નેતા શ્રી એમ. એન. રૉયના તંત્રીપદે શરૂ થનાર છે. પત્રનું ધ્યેય રાજકીય અને સામાજિક મુક્તિ માટેનું રહેશે.

## પરદેશ

**યાંત્રિક આંખ :**—યુક્રેન (સો. રશિયા)ની પ્રયોગશાળામાં બનાવેલી યાંત્રિક આંખથી આંધળાં પણ વાંચી શકે છે. લખાણના દરેક અક્ષર ઉપર વીજળીનાં કિરણ પડતાં તેનું પરિવર્તન થઇ તે ઍમ્પ્લીફાયરની મદદથી મગજના જ્ઞાનતંતુ સુધી પહોંચતાં આંધળાં પણ મુશ્કેલી વિના વાંચી શકે છે. ("નવગુજરાત આધારે")

**'નોબલ પ્રાઇઝ' સ્વીકારવાની મના! :**—જર્મન સરમુખત્યાર હેર હિટલરે એક ફરમાન બહાર પાડી જાહેર કર્યું છે કે "દર વર્ષે ત્રણ ગુણવાન જર્મનો વચ્ચે, કળા અને વિજ્ઞાન વિષયની શ્રેષ્ઠ કામગીરી બદલ, આઠ હજાર પૌન્ડનું ઇનામ વહેંચવાની યોજના જર્મન રાષ્ટ્રીય સરકારે કરી છે. એટલે હવે પછી હરકોઇ જર્મન માટે "નોબલ પ્રાઇઝ" સ્વીકારવાની મનાઇ છે."



# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૨ | માગશર | ૩૦– ૧–૩૭ |
| ઊર્મિ | ૬ | ૧ | જાન્યુઆરી | ૨૦–૧ –૩૭ |
| કિશોર | ૨ | ૧૧ | માગશર | ૧૦– ૨–૩૭ |
| કુમાર | ૧૩ | ૧૨ (૧૫૬) | ,, | ૨– ૨–૩૭ |
| કૌમુદી | ૧૫ | ૨ | ફેબ્રુઆરી | ૮– ૨–૩૭ |
| ખેડુત.ખેતી અને સહકાર | ૩ | ૭ | જાન્યુઆરી | ૧૯– ૧–૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૫ | ૬ | ,, | ૨– ૨–૩૭ |
| ગુજરાત | ૩ | ૬ | ફેબ્રુઆરી | ૫– ૨–૩૭ |
| ગુણસુંદરી | ૨૭ | ૬(મ.પ.અંક) | ,, | ૧– ૨–૩૭ |
| ગ્રામજીવન | ૭ | ૭ | ,, | ૧– ૨–૩૭ |
| ચરોતર | ૭ | ૧ | જાન્યુઆરી | ૨૬– ૨–૩૭ |
| ચિત્રમય જગત | ૨૨ | ૧૧ | ,, | ૧– ૨–૩૭ |
| છાત્રાલય | ૧૧ | ૧ | ,, | ૩૦– ૧–૩૭ |
| નવચેતન | ૧૫ | ૫ | ફેબ્રુઆરી | ૫– ૨–૩૭ |
| નવરચના | ૩ | ૧૦ | માગશર | ૨૨– ૧–૩૭ |
| નવયુગ (?) | ૮ | ૮ | નવેમ્બર (?) | ૨૧–૧૧–૩૬ |
| પાટીદાર | ૧૪ | ૩ | પોષ | ૧૫– ૧–૩૭ |
| પ્રસ્થાન | ૨૪ | ૨ | માગશર | ૪– ૨–૩૭ |
| બાલજીવન | ૧૭ | ૪ | ફેબ્રુઆરી | ૧૦– ૨–૩૭ |
| બાલમિત્ર | ૧૬ | ૭ | ,, | ૭– ૨–૩૭ |
| બાળક | ૧૬ | ૨ | ,, | ૨– ૨–૩૭ |
| બુદ્ધિપ્રકાશ–ત્રિ૦ | ૮૩ | ૪ | ઑકટોબર–ડિસે૦ | ૩૦–૧૨–૩૬ |
| માનસી–ત્રિ૦ | ૨ | ૧ | ,, | ૨૦–૧૨–૩૬ |
| યુવક | ૭ | ૨ | ફેબ્રુઆરી | ૨– ૨–૩૭ |
| વસન્ત ત્રિ૦ | ૩૫ | ૧૦–૧૨ | કાર્તિક–પૌષ | ૩– ૨–૩૭ |
| વિલાસ–ત્રિ૦ | ૧૯ | ૨ | ડિસેમ્બર | ૮– ૧–૩૭ |
| વૈદ્યકલ્પતરૂ | ૪૧ | ૧૨ | ડિસેમ્બર | ૩૧–૧૨–૩૬ |
| વ્યાયામ | ૨૨ | ૪ | જાન્યુઆરી | ૧૮– ૧–૩૭ |
| શારદા | ૨૬ | ૪(તંત્રી અંક) | ,, | ૧૮– ૧–૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૧ | ૧૧ | પોષ | ૧૮– ૧–૩૭ |
| સાહિત્યકાર–ત્રિ૦ | ૩ | ૧ | સપ્ટેમ્બર | ૨–૧૦–૩૬ |
| સૌરાષ્ટ્ર શિક્ષક–ત્રિ૦ | ૧૦ | ૨ | સપ્ટે–નવેમ્બર | ૧૮–૧૨–૩૬ |
| સ્કાઉટ વીર | ૨ | ૬ | જાન્યુઆરી | ૪– ૨–૩૭ |
| શ્રીબોધ | ૮૧ | ૨ | ફેબ્રુઆરી | ૪– ૨–૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| પ્રહલાદનું સંજીવન<br>આંતરરાષ્ટ્રીય આંદોલનો<br>ઉદ્યોગનો પ્રશ્ન | ઊર્મિ | ૬ | જાન્યુઆરી |
| શીખ ગુરૂ અર્જુન<br>મા ! તું જાણે છે હું શું થાઉં ? | કિશોર | ૨ | માગશર |
| પ્રેમચંદજી<br>વળતો ગોશ<br>કુદરતથી તમે કેટલા દૂર ?<br>જીવનની વણઝાર | કુમાર | ૧૩ (અંક ૧૫૬) | માગશર |
| સુન્દરમ્<br>ભામટો | કૌમુદી | ૧૫ | ફેબ્રુઆ |
| મા અને દીકરો<br>લૉકેટનું રહસ્ય<br>મહાગુજરાતના સંસ્થાનો | ગુજરાત | ૯ | ફેબ્રુઆ |
| અતિશય ગરમીની અસર<br>વિભાકમ્ | ચિત્રમયજગત | ૨૨ | જાન્યુઆ |
| અદ્યતન ગૃહપતિ<br>ખોરાકમાં પ્રતીયતા<br>શાક કોણે શમાયું ? | છાત્રાલય | ૧૧ | જાન્યુઆ |
| દુનીયાદારીની વાત<br>પ્રાચીન ભારતમાં નારીશિક્ષા<br>સમ્રાટની હૃદય રાણી | નવચેતન | ૧૫ | ફેબ્રુઆરી |
| અમે કેમ પરણ્યા ?<br>શાન્તિનિકેતનનાં સંસ્કાર ધામમાં<br>આપણી આજની લગ્ન પ્રથા | નવરચના | ૩ | માગશ |
| ત્યાગની પ્રતિમા<br>પાંડવપક્ષની યુદ્ધનીતિ<br>રજ્જોદર્શન | પાટીદાર | ૨૪ | પૌ |
| ઇશ્વરની માયા<br>રામેશ્વરમ્<br>સ્વપ્નાં વિષે વધુ | પ્રસ્થાન | ૨૪ | માગશ |
| ઉઘડતા પાને<br>બદદાનત !<br>ચીનનો આંતર વિગ્રહ | યુવક | ૭ | ફેબ્રુઆરી |
| નવીન શિક્ષકોને<br>હું ભણવા બેઠો ત્યારે<br>શેરીમાં | શિક્ષણપત્રિકા | ૧૧ | પોષ |
| અંધારી યુગપૂજા<br>વેણી અને અંબોડો<br>અલંકાર | બીઓઅ | ૮૧ | ફેબ્રુઆરી |

ટીપ :—ગુણસુંદરીનો મહિલાઅંક તથા શારદાનો તંત્રીઅંક વાચવાલાયક સામગ્રી ધરાવે છે.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વિભાગ

### "પુસ્તકાલય" માસિક લવાજમ ન આવ્યું હોય તોપણ શરૂ કરી આપવા બાબત

"પુસ્તકાલય" માસિક એ પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ, અને પ્રાંત મહાલ અને જૂથ મંડળોની સાથે રાજ્યનાં દરેક પુસ્તકાલય વા વાચનાલય સાથે સાંકળ જોડી આપનાર તરીકે કામ કરે છે. પુસ્તકાલય ખાતાના વટહુકમો, સૂચનાઓ અને જાહેરાતો, રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષા, શિક્ષણ વર્ગો, પુસ્તકાલય પરિષદો, વાચક મંડળો તેમજ અન્ય પ્રવૃત્તિઓ, તથા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફની સૂચનાઓ આ માસિકમાં જ દર માસે નિયમિત અને ચોકસ સ્વરૂપમાં પ્રગટ થાય છે. એ ઉપરાંત માસિકો પ્રગટ થયાની તારીખો, નવાં નવાં પુસ્તકો પ્રગટ થાય તેની માહિતી અને પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધે વિવિધ ઉપયોગી લેખો, આ બધું પુસ્તકાલયોના વાચકો અને વ્યવસ્થાપકોને જાણવાની જરૂર રહે છે. લવાજમ ન મળવાનાં કારણે "પુસ્તકાલય" ન મળે તો ઉપરની બધી જ હકીકત જાણી શકાય નહિ. માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૰ ના વ્યવસ્થાપક મંડળે લવાજમ ન આવ્યું હોય તોપણ રાજ્યનાં બધાં જ કસ્બા પુસ્તકાલયોને, મકાનવાળાં બધાં જ ગ્રામ પુસ્તકાલયોને, મંડળનો શેર ઓછામાં ઓછો એક એક લેનાર બધાંજ પુસ્તકાલયને, તથા કાયમ ફંડ મંડળમાં જેમનું જમે હોય એવાં પુસ્તકાલયોને "પુસ્તકાલય" માસિક ચાલુ રાખવાનું ઠરાવ્યું છે. અને જે વર્ષે બજેટ મંજૂર થયું હોય પરંતુ કોઈ કારણે મદદ ન મળી હોય તે વરસે ઉપરનાં પુસ્તકાલયોનું લવાજમ શેરના ડિવિડન્ડ વા કાયમ ફંડની રકમમાંથી મજરે લેવાય તેવી વ્યવસ્થા કરવાનું નક્કી કર્યું છે. આ યોજના કરવામાં પુસ્તકાલયોનું હિત છે, છતાં કોઈ પુસ્તકાલયને આ પ્રકારનો લાભ ન જ લેવો હોય અને "પુસ્તકાલય"નું લવાજમ પાછળથી મજરે આપવા ઇચ્છા ન જ હોય તો તેમણે "પુસ્તકાલય"ના વ્યવસ્થાપકને ખબર આપવી. એટલે તેમનું નામ આ યોજનામાંથી કમી કરવાનો દાખલો રાખવામાં આવશે. એટલે "પુસ્તકાલય" માસિક લવાજમની મુદત પૂરી થતાં આપોઆપ બંધ થશે.

વડોદરા,
તા. ૧૧–૨–૩૭

મોતીભાઇ ન. અમીન.
અધ્યક્ષ, વ્યવસ્થાપક મંડળ,
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા.

# પત્રો શરૂ થયાની માહિતી પ્રસિદ્ધ કરવાની યોજના

વડોદરા રાજ્યમાં પુસ્તકાલયોનાં વર્તમાનપત્રો, માસિકો વગેરે દર વર્ષે જાન્યુઆરી માસથી શરૂ થાય છે. તે માટે યોગ્ય વિધિ કરી બધી જ જરૂરી તજવીજ પુસ્તકાલય ખાતા તરફથી કરવામાં આવે છે. બજેટ મંજૂર થયા પછી લોકમદદ અને સરકાર પંચાયત મદદની રકમો મળ્યાની પાવતીઓ જે પુસ્તકાલય તરફથી મુદતસર ખાતા તરફ આવે છે એ જ પુસ્તકાલયોનાં અને વાચનાલયોનાં પત્રો શરૂ કરવા પુસ્તકાલય સહાયક સહકારી મંડળને ખાતા તરફથી હુકમ આપવામાં આવે છે. તે પરથી પુસ્તકાલય ખાતા તરફથી યાદી આવ્યા પ્રમાણે પત્રો જે તે માસની પહેલી તારીખથી શરૂ થાય તેની ચોક્કસ તજવીજ મંડળ તરફથી થાય છે. પરંતુ જે પુસ્તકાલયોનાં પત્રો અધૂરી વિધિ હોવાના કારણે શરૂ ન થયાં હોય તેની ચોક્કસ માહિતી જે તે પુસ્તકાલયને મળે, તેમજ જે તે સ્થળનાં પુસ્તકાલયો વા વાચનાલયો સાથે સંબંધ ધરાવતા જૂથ મહાલ, પ્રાંત કે રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યવાહકોને પણ તેવી ચોક્કસ વિગતો જાણવાની મળે તો તેઓ યોગ્ય તે તજવીજ કરી શકે તેટલા માટે ચાલુ વર્ષથી જેમનાં પત્રો શરૂ થયાં હોય તે વાચનાલયો અને પુસ્તકાલયોની યાદી પ્રગટ કરવાની યોજના ગયા ડિસેમ્બરથી શરૂ કરવામાં આવી છે. આ યાદી પ્રગટ કરવામાં પુસ્તકાલય ખાતાને, લાગતાવળગતાં ગામોને, અને પુસ્તકાલય મંડળોને અનુકૂળતા મળે તે જ હેતુ રહેલો છે. આવી યાદીઓ દર માસે પ્રગટ થતી રહેવાથી ખાતા તેમજ મંડળ સાથેનો પુસ્તકાલયોનો ઘણો પત્ર-વ્યવહાર ઓછો થઇ જશે એવી ખાત્રી છે. આશા રાખવામાં આવે છે કે જે પુસ્તકાલયોનાં નામ આ યાદીઓમાં ન આવ્યાં હોય તેઓ બજેટની એવડી નકલો, લોકમદદ તથા કાયમ ફંડની રકમો તથા સરકાર પ્રાંત પંચાયત મદદની મળી ચાર પાવતીઓ ખાતા તરફ સત્વર મોકલી આપી બીજા માસની પહેલી તારીખથી પોતાનાં પત્રો શરૂ થાય તેવી ગોઠવણ કરાવી લેશે. તેમજ મહાલ પુસ્તકાલય મંડળો પણ પોતપોતાના મહાલ પૂરતી આ બાબતમાં ચોક્કસાઇ રાખશે.

અગાસ,
તા. ૬-૨-૩૭,

મોતીભાઇ ન૦ અમીન,
અધ્યક્ષ-વ્યવસ્થાપક મંડળ,
પુસ્તકાલય સ. સ. મંડળ. લિ.

## યાદી નં. ૨

ડિસેમ્બર ૧૯૩૬ના અંકના પૃ. ૮૪૯-૫૦ ઉપર પ્રસિદ્ધ થયેલી યાદી ઉપરાંત નીચે જણાવેલાં આમ પુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત

મદદ મળવાની પાવતીઓ તા. ૧૫-૧૨-૩૬ સુધીમાં આવી ગયેલી એટલે તેમનાં પત્રો તા. ૧લી જાન્યુઆરી ૧૯૩૭ થી શરૂ રહે તેવી વ્યવસ્થા થયેલી છે :—

**પેટલાદ મહાલ**
કલોલી
કાસર
ગંગાપુર
ધુંડેલી
જોળ
મધરોલ
મોગરી
બાલ પુ. વસો
સિહોલ
સાંસેદ

**ભાદરણ મહાલ**
કણઝટ
કીંખલોડ
કોસિન્દ્રા
જોશીકુવા
ઝારોળા
ટીંબા
પીંપળોઇ
બામણગામ
લાલપુરા

**વડોદરા મહાલ**
આજોડ
આસોજ
છાણી
તરસાળી
પદમલા
માંજલપુર
ટ્રે. રકે. વા. વડોદરા
સમીઆલા
સલાડ
સાંકરદા
સેવાસી
સૈયદવાસણા
વડદલા
દામાપુરા

**પાદરા મહાલ**
કાંદા
કુરાલ
ગોરીઆદ
ચિત્રાલ
પીપળી
રણું
રાજુપુરા
લતીપુરા
સરસવણી
પાટોદ
પીંડાપા

**કરજણ મહાલ**
અણસ્તુ
ઓઝ
ઓસલામ
કરખડી
કોરલ
ગંધારા
છંછવા
ખોડકા
રારોદ
સીમળી
કાસમપુર
માત્રોજ
સાંપા
ઉમજ

**ડભોઈ મહાલ**
અંગુઠણ
કરમાલ
કારવણ
કુકરવાડા
નડા
નાના ફોફળીઆ
પલાસવાડા
પારીખા
પીસાઇ
બોરબાર
મેનપુરા
વડજ
વ્યારા
સીતપુર
માવલી

**શિનોર મહાલ**
અનુસુયા
આણંદી
ઝાંઝડ
ટીંબરવા
બરકાલ
માલપર
નાના કરાળા
માંજરોલ
દામાપુરા

**સાવલી મહાલ**
ખાખરીઆ
ધનતેજ
નાની ભાડોલ
પીસોલ
રતનપુરા
રાણીપુરા
ધર્મપુર
અંજેસર
ગરધીઆ
તુલસીપુરા

**વાઘોડીઆ મહાલ**
રસુલાબાદ
સાકરીઆ

**સંખેડા મહાલ**
કાવિઠા
કોસિન્દ્રા
માલુ
માંજરોલ
વાસણા
પતરા

**તીલકવાડા મહાલ**
ગુજેઠા

**દહેગામ મહાલ**
છાલા
પાટનાકુવા
ચીલોડા
સાંપા

**આતરસુંબા મહાલ**
કનીપુર

**કડી મહાલ**
દાસ વા. કડી
ખાવડ
ખોરજનાડોદા
ડાંગરવા
નંદાસણ
ભટાસણ
મોકાસણ
મેડાઆદરજ
સરસાવ
સુરજ

**કલોલ મહાલ**
ટીંટોડા
ધમાસણ
પીપળજ
બાળવા
વેડા
સઇજ
સેરથા
વાગોસણ

**વિજાપુર મહાલ**
આગલોડ
ખરણા
ગવાડા
જંત્રાલ
ટીંટોદણ
ડાભલા
પીલવાઇ
બોરૂ
માલોસણ

વસાઇ
વેડા
સોખડા
બીલીઆ
હીરપુરા
પેઢામલી
કૈલીસણા
ભાવસોર
**વિસનગર**
**મહાલ**
કેડા
ભાન્ડુ
**મહેસાણા**
**મહાલ**
અલોડા
અંબાસણ
આખજ
ખેરવા
છઠીઆરડા
પાંચોટ
બલોલ
બામોસણા
મેઉ
મોટીદાઉ
પાલોદર
લાખવડ
બાલકીઆ સ્ટેશન
બજાર
પઢારીઆ
**સિદ્ધપુર**
**મહાલ**
કરલી
કલ્યાણા
ડાભી
દાસજ
**ખેરાળુ**
**મહાલ**
વડનગર મહિલા પુ.
વડનગર બાલ પુ.
**પાટણ**
**મહાલ**
કુણઘેર
પાટણ ટાંકવાડા વા.
બાલીસણા
રણુંજ
સંડેર
પાટણ બા. પુ.
**નવસારી**
**મહાલ**
પીનસાડ
મરોલી
વીરાવળ
નવસારી મ. પુ.
વડોલી
**ગણદેવી**
**મહાલ**
અંભેટા
તોરણગામ
ધમડાછા
માણેકપુર
પાથરી
ગંગોર
**પલસાણા**
**મહાલ**
નિયોલ
બલેશ્વર
ઇટાળવા
વડદલા
**કામરેજ**
**મહાલ**
કોસમાડી સીમાડા
ખોલેશ્વર
જોખા
ડુંગરા
દીગસ
નનસાડ
ભૈરવ
મોરથાણ
વેળંજા
લાડવી
ચીમલી
**મહુવા**
**મહાલ**
કરચેલીઆ
કાન્હી
મહુવા
ઓડચ
**માંગરોળ**
**મહાલ**
વાકળ
કંટવા
હથોડા
સીમોદરા
કોસાડી
ગીજરમ
**વ્યારા**
**મહાલ**
કાનપુરા
વાંસકુઇ
**અમરેલી**
**મહાલ**
અમરેલી ચો. વા.
ચાંદગઢ
જાળીઆ
નાના માંચીઆળા
બાલાપુર
મોટા આંકડીઆ
મોટા ગોખરવાળા
મોટાભંડારીઆ
રંગપુર
વરસડા
નાના ભંડારીઆ
માંગવાપાળ
**દામનગર**
**મહાલ**
રાભડા
**ધારી**
**મહાલ**
આંબરડી
કેરાળા
જીરા
દલખાણીઆ
દીતલા
**ખાંભા**
**મહાલ**
ઝીકીઆળી
ઈંગોરાળા
**કોડીનાર**
**મહાલ**
કડોદરા
મીતીયાજ
વડનગર
ડોલાસા
સીંધાજ
**ભીમકટા**
**મહાલ**
બીમકટા
**રતનપુર**
**મહાલ**
ઇશ્વરીઆ
મોણપુર
શાહપુર
**ઓખામંડળ**
**મહાલ**
ધીણકી

કુલ ૨૩૯

## યાદી નં. ૩

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત મદદ મળવાની પાવતીઓ તા. ૧૫-૧-૩૭ સુધીમાં આવી ગયેલી એટલે તેમનાં પત્રો તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૭ થી શરૂ કરાવવા વ્યવસ્થા થઇ છે:—

**પેટલાદ મહાલ**

કાવીઠા
ગાડા
ડભોઉ
ડેમોલ
ત્રંબોવડ
દેવા
પલાણા
પાડગોલ
બાંધણી
ભાટીએલ
માલાવાડા
મોરડ
રામોલ
રૂણ
રૂણજ
વટાવ
વસો આ. વા.
વીરોલ
વિશ્રામપુરા
વસોમહિલા
નાર બા. પુ.

**ભાદરણ મહાલ**

ગંભીરા
ચમારા
ભાદરણ
જલસણ
વટાદરા
સુંદણ

**વડોદરા મહાલ**

છટોલા
ઉંડેરા
કરચીઆ
કાશીપુરા
ચાપડ
દશરથ
પોર
બાજવા
ભાયલી
રણોલી
રૂવાદ
સરાદ
સોખડા
ફાજલપુર
પાતલવેણી
સુંદરપુરા
માણેજા

**પાદરા મહાલ**

કરણાકુવા
જલાલપુર
ડભાસા
તાજપુર
તીથોર
દરાપુરા
ભોજ
માસર
મુજપુર
મુવાલ
વડદલા
વણછરા
શાણપુર
સાધી
કોટણા
દણોલી

**કરજણ મહાલ**

કુરાલી
કોલીઆદ
જુની જીથરડી
દેરોલી
નવી જીથરડી
પુરા
ફતેપુરા
રણાપુર
રોપા
વલણ
વેમાર
વેમારડી
સરૂપુરટીંબી
સણીઆદ
સંભોઇ
કલા
ભરથાણા
સણાપુરા
પીંગળવાડા
વીરજઇ
સામરા
તેગવા
સગડોલ

**ડભોઇ મહાલ**

અંતોલી
કરણેટ
કુંઢેલા
ધમેલી
નાહારીઆ
પુનીઆદ
મઢેલી
મંડાળા
વણાદરા
સાઠોદ
ફરતીકુઇ

**શિનોર મહાલ**

નાના હબીપુરા
પુનીઆદ
મોટા ફોફળીઆ
બીથલી
ભેખડા
સતીશણા
સાઢલી
સેગવા
કણજેઠા
માલપુર
તરવા
શિનોર મહિલા

**સાવલી મહાલ**

ઇંદ્રાડ
ટુંડાવ
ડેસર
મજુસર
વરસડા
વેજપુર
શાંતિપુરા
શારદાપુરા
સાંઢાસાલ
મુંઢેલા

**વાઘોડીઆ મહાલ**

ફરમાલીઆપુરા
કોટંબી
ખંધા
ખેરવાડી
ગજાદરા
જરોદ
પીપળીઆ
રવાલ
સાંગાડોલ
ગુતાલ
શંકરપુરા

**સંખેડા મહાલ**

કસુંબીઆ
ખુનવાડ
ગુંડીચા
ચીખોદ્રા
ટીંબા
ભાટપુર
લઢોદ
સરડીઆ

સુર્યાઘોડા
સોનગીર
સરગી
નંદપુર
ઝાબ
ફાટા

**દેહેગામ મહાલ**

ધમીજ
નાંદોલ
પરાંતીઆ
બહીએલ
ભાવડા

**આતરસુંબા મહાલ**

કાણીએલ
ગ્યાસવાસણા
હીલોલ
ખારીઆ
ઘડીઆ
આંબવેલ

**કડી મહાલ**

અગોળ
કલ્યાણપુરા
કાસ્વા
કુંડાલ
ધુમાસણ
ઝુલાસણ
ડરણ
થોળ
મણિપુર
રાજપુર
વડુ
જાસલપુર
કણઝરી

**કલોલ મહાલ**

ઇસંડ
ઉનાઉ
કુંડાસણ
છત્રાલ
પાનસર
મોખાસણ
લીંબોદ્રા
વડસર
સાંતેજ
સોજા
વાવોલ
મોટી આદરજ
કલોલ મહિલા

**વિજાપુર મહાલ**

આજોલ
કોલવડા
ગેરીતા
દગાવાડીઆ
દેવડા
પામોલ
બામણવા
માણેકપુર
વડાસણ
સમૌ
સુંદરપુર

**વિજાપુર મહાલ**

રીદરોલ
મહુડી
રણસીપુર
ઉપખલ
માઢી
ઇબરામપુરા

**વિસનગર મહાલ**

કમાણા
કંસારાકુઇ
કુવાસણા
ખરવડા
ગોઠવા
જેતલવાસણા
તરભ
દઢીઆલ
દવાડા
દેણપ
બાસણા
ભાલક
વાલમ
લાછડી
ગુંજા
ખંડોરણ
પાલડી
ચિત્રોડા મોટા
શુશી
ધામણવા

**મહેસાણા મહાલ**

ધડા
પીલુદ્રા
બોરીઆવી
લાંઘણજ
લીંચ
વડસમા
સાંગણપુર
પુનાસણ
હાડવી

**સિદ્ધપુર મહાલ**

ચંડાળજ
ઉંઝા આર્ય. વા.
કહોડા
ડુંડાવ
ભુણાવ
મહેરવાડા
સમોડા
સુણક
ખીલીયા
ડીંડરોલ
માલવાડા

**ખેરાળુ મહાલ**

ઉંઢાઇ
ઉમતા
જાસ્કા
ડભાડ
સુંઢીઆ
હસનપુર
મલેકપુર
કહીપુર
રાજપુર
સબળપુર
હીરવાણીમોટી
કેંસીઆ
લછાવા
રંગપુર

**પાટણ મહાલ**

કંથરાવી
પાટણ અ. વા.
પાટણ ઘીમટા
પાટણ ડૉ. પંડયા
પાટણ સોનીવાડા
મણુંદ
માતપુર
સંખારી
ખીમીઆણા
પાટણ મહીલા
રૂવાવી
પાટણ નાગરવાડા
નવાપુરા
પાટણ ઠા. વ.

**ચાણસ્મા મહાલ**

કંબોઇ
કાલરી
ગોરાદ
જાખાના
પલાસર
બહુચરાજી
સુંઢેરા
લણવા
વડાવલી
વસાઇ
શંખલપુર
મણીઆરી
છમીછા
જેતપુર
સેલાવી
વીરતા
ખોરસમ
ગોખરવા
વેણપુરા
મોટપ
પીંપળ
ચડાસણ
આદીવાડા
ધરમોડા

**હારીજ મહાલ**
અડીઆ

**નવસારી મહાલ**
કુચેદ
કોલાસણા
છીણુમ
પડધા
પરથાણ
મહુવર
સંદલપુર
સીસોદરા
માણેકપુર
વેજલપુર
ભિનાર
કાળાકાછા
માંગરોળ
દેલવાડા
નડોદ
છાપરી
નવસારી બા. પુ.

**ગણદેવી મહાલ**
ખખવાડા
ગડત
દેસરા
સોનવાડી
દેવધા

**પલસાણા મહાલ**
એના
એરથાણ
કડોદરા
જોળવા
તુંડી
ધામડોદ એના
વણેસાપીરાદ
હરીપુરા

**કામરેજ મહાલ**
અબ્રામા
ઉંભેલ
કરજણ
કોસમાડા
ધાત્વા
પરબ
ધોરણ પારડી
વલણ
વાવ
વિહાણ
માકણા
ટીંબા
સેગવા
નેત્રંગ
પાલી

**મહુવા મહાલ**
અનાવલ
અમરોલી
રાણત
વેલણપુર
વાંસકુઇ

**માંગરોળ મહાલ**
પીપોદરા
માંગરોળ
હથુરણ
નંદાવ
સરદા

**વ્યારા મહાલ**
ડોલવાણ
રૂપવાડા
અંધારવાડીદુર
કાજણ

**અમરેલી મહાલ**
ઇશ્વરીઆ
કેરીઆચાડ
દેવળીઆ
દેવરાજીઆ
નાના આંકડીઆ
માળીલા
લાલાવદર
વિઠ્ઠલપુર
સરંભડા
દહીડા
ગાવડકા
મોટા માંચીઆળા
સાજીઆવદર
સણોસરા
તરકતલાવ
ચકરગઢ
કેરાળા
સોનારીઆ

**દામનગર મહાલ**
ગણેશગઢ
ચાવંડ
ધ્રુફણીઆ

**ધારી મહાલ**
ગરમલી
ગોવિંદપુર
દેવળા
ધારગણી
વીરપુર
સરસીઆં
ખીચા
પાણીઆ

**ખાંભા મહાલ**
ખાંભા
મોટાસમઢીઆળા
વાંકીઆ

**કોડીનાર મહાલ**
છાછર
છારા
પણાદર
પ્રાચી
સરખડી
હરમડીઆ
વેલણ

**રતનપુર મહાલ**
નવાગામ
રતનપુર
મેવાસા
શિયાનગર

**ઓખામંડળ મહાલ**
કલ્યાણપુર

કુલ. ૩૯૩

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં, પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | મુંબઇ | .... | નાગરદાસ ઇ. પટેલ | નાગરદાસ ઇ. પટેલ | ૦– ૩–૦ | |
| ૨ | બાલવાર્તા વિનોદ | વાર્તા | ,, | આર. આર. શેઠ મુંબઇ | ૦– ૮–૦ | |
| ૩ | વાનર પુરાણ | ,, | રમણલાલ ના. શાહ | ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય | ૦– ૬–૦ | |
| ૪ | જનપદ | ,, | મનુભાઇ જોધાણી | ,, | ૦–૧૨–૦ | |
| ૫ | ચંદ્રીકા ભા. ૧ લો | ,, | ઇન્દુકુમાર શંકરલાલ શહેરાવાળા | એલાઇઝ સ્ટોર્સ વડોદરા | ૧– ૪–૦ | |
| ૬ | ચ્યવન | ,, | મો. જયવતિબ્હેન દેસાઇ | શ્રી સયાજી બાલજ્ઞાનમાળા | ૦– ૬–૦ | |
| ૭ | મીરાંબાઇ | ,, | સૌ. પુષ્પા ર. વકીલ B. A. | ,, | ૦– ૬–૦ | |
| ૮ | નર્મદા | ,, | સૌ. મનોરમા મજમુંદાર | ,, | ૦– ૬–૦ | |
| ૯ | પરશુરામ | ,, | ભગીરથ મજમુંદાર | ,, | ૦– ૬–૦ | |
| ૧૦ | અખો, વરવહુ અને બીજાં નાટકો | નાટક | ચંદ્રવદન મહેતા | ધનસુખલાલ મહેતા વિલોચન મહેતા, ચંદ્રવદન મહેતા | ૧–૧૨–૦ | |
| ૧૧ | સાપના ભારા | ,, | ઉમાશંકર જોષી | મૂળશંકર સો. ભટ્ટ | ૧– ૮–૦ | |
| ૧૨ | નકો નગરીઓ | હાસ્ય | ઓલીયા જોષી | કે. રંજનની કું. રાજકોટ | ૨– ૮–૦ | |
| ૧૩ | સામાજીક ટુંકી વાર્તાઓ ગ્રં.પત્રો | વાર્તા | સસ્તું સાહિત્યવર્ધક કા. | સસ્તું સા. વ. કા. | ૧– ૪–૦ | |
| ૧૪ | જાપાનની કેળવણી | કેળવણી | જગમોહનદાસ જ. મોદી | પુ. સ. સ. મંડળ લી. | ૦– ૮–૦ | |

ટીપ:—નાનીમોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૧–૨–૩૭.

ભાઈલાલભાઈ ખુ. પટેલ.
મંત્રી.

# અમરેલી, ભૂગોળ-પ્રદર્શન પત્રિકા

## જાહેર વિનંતિ

અમરેલી પ્રાંત પુસ્તકાલયનું દ્વિતીય અધિવેશન ફાગણ વદી ૨ ના રોજ અમરેલી મુકામે ભરવાનું અને તે પ્રસંગે ભૂગોળના સાહિત્યનું એક પ્રદર્શન ભરવાનું આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલકોએ નક્કી કરેલું છે. ભૂગોળ જેવા અગત્યના વિષયમાં રસ ઉત્પન્ન કરી તેને રસિક બનાવવો એ આ પ્રદર્શનનો ઉદ્દેશ છે. આ પ્રયાસમાં સહુ કોઈ સાહિત્ય મોકલીને કે સૂચના મોકલીને અને બીજી અનેક રીતે સહાયભૂત થઈ શકે છે.

પ્રદર્શનની રૂપરેખા નીચે પ્રમાણે છે :—

(૧) ખગોળ વિભાગ :—

(૧) પૃથ્વીના ગોળાઓ—જુદી જુદી દૃષ્ટિએ બનાવેલા
(૨) દૂરબીન અને મેરીનર્સ કમ્પાસ
(૩) સૂર્યમાળા—પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને ગ્રહોનો સંબંધ
(૪) જગતના જુદા જુદા દેશોનો વખત બતાવતાં ઘડિયાળો
(૫) ઋતુભેદ, કટિબંધ, વૃત્તો, ચંદ્રની કળા, વગેરે બતાવનારા નકશા
(૬) ગ્રહણ અને ભરતીઓટ બતાવતા નકશા

(૨) પ્રાકૃતિક ભૂગોળ :—

(૧) વેધશાળા, થર્મોમિટર, બેરોમિટર, વરસાદમાપક યંત્ર વગેરે યંત્રો; ઉષ્ણતામાન, હવાનું દબાણ, વરસાદ, પવનની દિશા, સૂર્યોદય, સૂર્યાસ્ત, મહાસાગરના પ્રવાહો, જળ સ્થળના વિભાગ, જમીન અને સમુદ્રની દહેરો બતાવનારા નકશા
(૨) કુદરતી વિભાગોના, સપાટી દર્શક, અને વનસ્પતિ પ્રમાણે જગતના વિભાગો દર્શાવતા નકશા
(૩) સૃષ્ટિ સૌંદર્યનાં, ખડકોનાં, જ્વાળામુખી પર્વતોનાં, પાતાળ કુવા, ધોધ અને ઝરાનાં ચિત્રો
(૪) પરવાળાના નમુના, બેટ અને જગતનાં પ્રાણીઓનાં ચિત્રો
(૫) ઉપરની હકીકતને લગતાં પત્રકો

(૩) રાજકીય ભૂગોળ :—

(૧) વસ્તી અને વિસ્તાર દર્શક, નદીઓ પર્વતો, શહેરો, મેદાનો, જંગલ, રણ, રાજકીય વિભાગ વગેરે બતાવનારા નકશા
(૨) યાત્રાનાં ધામો, હવાખાવાનાં સ્થળો, વિદ્યાપીઠો, લશ્કરી છાવણીઓ, હિંદનાં લોકોની વસાહત, હાલનું જગત કયા ક્રમે ઉદ્ભવ પામ્યું, બ્રિટિશ સામ્રાજ્યનાં સંસ્થાનો, જગતનાં મુખ્ય મુખ્ય રાજ્યોના રાજ્ય કારભાર દર્શક, વગેરે નકશા

(૩) ઐતિહાસિક, જગતની નવાઇઓ અને પરદેશી પ્રજાની ચડાઇઓ બતાવતા નકશા

(૪) જુદાં જુદા રાજ્યોના ચિહ્નો, સિક્કા સ્ટેમ્પ, રાજાઓના તેમજ પ્રમુખો અને સરમુખત્યારોના ચિત્રો મેદાન, જંગલ, ધોધ, રણ, નહેરો, પર્વતોના રસ્તા લડાઇઓ વગેરેના ચિત્રો

(૪) વ્યાપારી ભૂગોળ :—

(૧) વસ્તીનુ પ્રમાણદર્શક, સમુદ્રના માર્ગો, જમીન માર્ગ અને હવાઇ માર્ગ, બ્રિટિશ બેટોની વ્યાપારી માહિતી, ખેતીના મુખ્ય મુખ્ય પાકો ઉત્પન્ન કરનારા દેશો, મુખ્ય ઉદ્યોગો બતાવનારા નકશા

(૨) જગતના જુદા જુદા પ્રદેશના લોકોના, તેમની રહેણી કરણીના, પ્રખ્યાત સ્થળોના, મુખ્ય બજારોનાં બંદરો વગેરેનાં ચિત્રો

(૩) આયાત નિકાસ વગેરે બાબતોને લગતાં પત્રકો આંકો અને આયાત નિકાસની મુખ્ય ચીજોનો માહિતી સાથે સંગ્રહ

(૫) હિંદુસ્તાનની ભૂગોળ —

(૧) નકશાઓ—

રાજકીય વિભાગો, વિસ્તાર, વસ્તી, નદીઓ, પર્વતો, આબોહવા, વરસાદ, નહેરો, બંદરો, ઉષ્ણતામાન, વનસ્પતિ, વસ્તીનુ પ્રમાણ, મુખ્ય ઉદ્યોગો, પરદેશી સંસ્થાનો, વિશ્વવિદ્યાલયો, લશ્કરી સ્થળો, ભાષા વગેરેના

(૨) ઉપરની હકીકતને લગતાં પત્રકો અને આંકો જેવાકે જન્મ મરણ, કેળવણી વિસ્તાર, વસ્તી, વગેરે દર્શક

(૬) વડોદરા રાજ્ય વિભાગ

આ રાજ્યને લગતા નકશાઓ, ચિત્રો અને પત્રકો વગેરે

(૭) ભૂગોળ સાહિત્ય વિભાગ

પુસ્તકો, રમતો, એટલાસો, સ્ટીરિયોસ્કોપ, અને જુદી જુદી કળાથી તૈયાર કરાવેલા નકશાઓ

(૮) વિદ્યાર્થી વિભાગ

વિદ્યાર્થીઓએ બનાવેલું ભૌગોલિક સાહિત્ય

મ. ભી. ઠાકર
હે. વી. ભદ્રેશ્વરા
ઇ. ક. જોશી
મંત્રીઓ

બા. ભા. જોશી
પ્રમુખ, ભૂગોળ પ્રદર્શન કમિટી
અમરેલી

❦

પુસ્તક ૧૨ મું
અંક ૩ જો

માર્ચ
૧૯૩૭



# પુસ્તકાલય

No. 746

તંત્રીઓ:

નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી

નાજુકલાલ નંદલાલ ચોકસી



લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક:
ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ:
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| વાંચ્છા ( કાવ્ય )... | ‘ રસેન્દુ ’ | ૨૦૩ |
| પુષ્પની પરિમલ ... | ગુલાબભાઇ પ. દેસાઇ | ૨૦૪ |
| પધારો પુસ્તકાલયમાં ( કાવ્ય ) | આલણભાઇ ન. સોલંકી | ૨૦૫ |
| પુસ્તકાલય અને સદ્ગ્રંથોનું મહાત્મ્ય | બાલાભાઇ ના. વકીલ | ૨૦૬ |
| ગ્રંથસુધા ( કાવ્ય ) | શિવાત્મજ–ડીંગુચા | ૨૧૦ |
| પુસ્તકો પ્રત્યે માયાળુપણે વર્તો | ના. ચં. દીવાનજી | ૨૧૧ |
| દૈવી ફરજોનું સંભાળ (કાવ્ય)... | પાટણવાડીઆ મેલા ખુશાલ | ૨૧૨ |
| નવાપુરમાં નવીન પ્રકાશ ( વાર્તા ) | વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી | ૨૧૩ |
| દાન ( કાવ્ય ) ... | હરિશંકર દવે | ૨૧૫ |
| આંધળાંનું પુસ્તકાલય | રામભાઇ કાશીભાઇ પટેલ | ૨૧૬ |
| રામપુરનું પુસ્તકાલય | છોટાલાલ મા. કામદાર | ૨૧૯ |
| ગ્રંથોક્તિ ( કાવ્ય ) | રેવનભાઇ અં. પટેલ | ૨૧૯ |
| શ્રી હીરક મહોત્સવ વિ૦ યુનિયન પુ૦ વડો. | કચરાલાલ શવજી સોની | ૨૨૦ |
| અમૂલ્ય રત્ન ( કાવ્ય ) | લક્ષ્મીરામ પાઠક | ૨૨૧ |
| થોડુંક જાણવા જેવું | નાનાલાલ કે. પટેલ | ૨૨૨ |
| વાચન–તરંગ ... | ચંદુભાઇ લ. બારોટ<br>સોમાભાઇ ન. રાવળ | ૨૨૪ |
| પર્વણી અહેવાલ ... | ... | ૨૨૯ |
| પુસ્તકાલયોની તપાસણી | ... | ૨૩૩ |
| પ્રશ્નો અને ઉત્તરો... | મોતીભાઇ ન. અમીન | ૨૩૫ |
| શ્રી ન્યૂટન દત્ત સ્મારક ફંડનું છેલ્લું નિવેદન | મોતીભાઇ ન. અમીન | ૨૩૭ |
| સન ૧૯૩૬–૩૭ ના શિક્ષણવર્ગો | ના. નં. ચોકસી | ૨૪૧ |
| પુસ્તક પરિચય ... | ના. ચં. દીવાનજી | ૨૪૩ |
| નવીન ફાલ : સ્વીકાર | ... | ૨૪૭ |
| પુસ્તકાલય નોંધ ... | ... | ૨૪૯ |
| પુ૦ સ૦ સ૦ મંડળને મળેલા ટ્રસ્ટ ફંડો ૧૯થી૨૪... | ... | ૨૫૩ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૪ | ... | ૨૫૭ |
| મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો | ... | ૨૫૯ |
| શિષ્ટવાચનની ૧૨મી પરીક્ષાના પ્રશ્નપત્રો | ... | ૨૬૦ |
| માસિકો મળ્યા તારીખ | ... | ૨૬૩ |
| શું વાંચશો ? | ... | ૨૬૪ |
| સં. લા. ખાતાની સૂચનાઓ... | ... | ૫ |

પુસ્તકાલય

પુસ્તક ૧૨ મું                માર્ચ                અંક ૩ જો

## વાંચ્છા

મ્હારે ઝીલવા છે જ્ઞાનના ફુવાર
રસીકડાં પંથ ચીંધો:
મ્હારે ખીલવવા અંતર ક્યાર
રસીકડાં પંથ ચીંધો.
આતમની જ્યોત કૈં ઉજળી જલાવવા ને જીવન-સાફલ્ય જડવા જી રે !
જ્ઞાન દીવેથી અંતર ઉજાળવા ભવસાગર નાવ તરવા
રસીકડાં પંથ ચીંધો.
મ્હારે જાવું ગ્રંથાલય દ્વાર
રસીકડાં પંથ ચીંધો:
મ્હારે બેસવું જ્ઞાનની પાળ
રસીકડાં પંથ ચીંધો.
શારદ દેવીના આશિષ મેળવવા ને વાટ વિકટ સમારવા જી રે !
જંટક અજ્ઞાન ટાળી સીંચી જ્ઞાનામૃત પ્રભુ-પંથ વ્હેણુ વાળવા
રસીકડાં પંથ ચીંધો.
મ્હારે રચવી સુભગ જ્ઞાન-માળ
રસીકડાં પંથ ચીંધો:
મ્હારે સાંધવા મર્દી જ્ઞાન તાર
રસીકડાં પંથ ચીંધો.
પૂજન કરવાં શૂર સાહિત્યનાં ને બેસી ગંગા જ્ઞાન આરે જી રે !
જીવન રસિકને કાવ્યમય જીવવા અંતરમાં ઝંખના ભારે
રસીકડાં પંથ ચીંધો.
મ્હારે ખોલવાં સ્વાધીનતા બાર
રસીકડાં પંથ ચીંધો:
મ્હારે જડવા એક્તા-જ્ઞાન સાર
રસીકડાં પંથ ચીંધો.

પોરબંદર.                'રસેન્દુ'



# પુષ્પની પરિમલ

[ લેખક:—ગુલાબભાઇ પરાગજી દેસાઇ ]

એક હતો માળી. તેને પુષ્પો પર ઘણી જ પ્રીતિ. એનો એક મોટો બાગ. બાગમાં કેટલાં યે પુષ્પો. બધાં જ ભિન્નભિન્ન સૌરભથી મ્હેકતાં અને એને આનંદ આપતાં. વિવિધરંગી અને વિવિધ સુગંધયુક્ત એ પુષ્પો માળીનું મન હરતાં. માળી બાગનાં પુષ્પોને નિહાળી દરરોજ ખુશી થાય. પરંતુ એ પુષ્પો તો એનો સમય પૂરો થતાં કરમાઇ જતાં અને ખરી પડતાં. ફક્ત એની પરિમલ માળીને તેમજ નિકટનાં મનુષ્યોને આપી એ ચાલ્યાં જતાં. માળીને વિચાર થયો "શું આવાં પુષ્પો પોતાની પરિમલનો સંગ્રહ કાયમ માટે ન આપી શકે ? અને એ સંગ્રહ શું એવો ન હોય કે જે આ ક્ષણિક પરિમલને બદલે વધુ વખત પરિમલ પ્રસરાવે ? આવા સુવાસિત પુષ્પોની પરિમલ દૂર દૂરનાં મનુષ્યોને પણ ધારે ત્યારે મળી શકે એવો ઇલાજ ન સંભવે ? "

વિચાર કરતાં કરતાં માળીને યુક્તિ મળી આવી. પુષ્પોને મહાન તપશ્ચર્યા કરવી પડી, અગ્નિમાં શેકાવું પડયું. પરંતુ એ પુષ્પોની પરિમલનો નીચોડ **અત્તર** રૂપે સર્વ મનુષ્યોને મળવા લાગ્યો. માળીને નિરાંત થઇ. તે બડબડ્યો: "આ પુષ્પોની સુંદરતા તો કાગળનાં પુષ્પો બનાવીને પણ મનુષ્યોને અર્પી શકાય પણ એની મીઠી શાંતિદાયક સૌરભ હવે ચાહે તે મનુષ્યને ચાહે તે સ્થળે મળશે."

પરંતુ આથી થોડો ગેરફાયદો પણ થયો. કેટલાંક ઉપરથી આકર્ષક દેખાતાં, પણ **ખરાબ પરિમલ** પ્રસરાવનાર પુષ્પોનું અત્તર પણ બન્યું; અને એ અત્તર જે મનુષ્યોના ઉપભોગમાં આવ્યું તે મનુષ્યો એ હલકી પરિમલના ભોગ બન્યા. તેમને એ ક્ષુદ્ર વાસ રૂચી જવાથી તેઓ એમા જ રાચવા લાગ્યા, તેઓને એમાં જ આનંદ મળવા લાગ્યો. આથી પરિણામ એ આવ્યું કે એવાં મનુષ્યોની ઉચ્ચતાપરીક્ષક શક્તિ ઓસરી ગઇ, ને તેઓ **ખરાબ રોગોના** ભોગ બન્યા.

પણ માળીને એની શી પરવા ? એણે તો જનકલ્યાણાર્થે હિતકર સુવાસ ફેલાવવાને જ એ યુક્તિ કરેલ. એટલે એને તો સંતોષ જ થાય ને ? પરંતુ બેફામ બની ખોટી વાસ અર્પતા અત્તરનો ઉપયોગ કરતાં મનુષ્યોને બચાવવા, સુવાસિત પુષ્પપરિમલભોગી કેટલાંક ડાહ્યાં સેવાભાવી મનુષ્યોએ ગામેગામ જુદાં જુદાં ઉત્તમ અત્તરોનો સંગ્રહ રહે એવી વ્યવસ્થા કરી, અને એ સંગ્રહમાંથી શાંતિદાયક ઉત્તમ અત્તરો મનુષ્યોને છૂટથી આપવા એવા સંગ્રહ ઉપર **એકેક સંગ્રહ-વ્યવસ્થાપક** નીમ્યો.

આવા સંગ્રહોમાં સારાંજ અત્તરો રહે અને તે પ્રત્યે જનરૂચિ વધે એ માટે ખૂબ પ્રચારકાર્ય થવાથી ધીમે ધીમે એવા બેફામ ભાનભૂલાંઓ દુષ્પરિણામમાંથી બચવા પામ્યાં છે અને ભવિષ્યમાં બચશે.

આવા સંગ્રાહકો, એ સંગ્રહો પર તનમન જોડી કામ કરનારા, તેમજ એવા સંગ્રહો નિપ્રતિદિન વધારનારાઓ પર પેલા માળીની તો અમી દૃષ્ટિ જ વરસતી હશે ને ?

પ્રિય વાચક ! એ પ્રશ્નનો ઉત્તર દેવાનું તનેજ સોંપું છું.

---

**ટીપ**:—આ એક રૂપક છે. એમાં નીચેના શબ્દોનો વિશિષ્ટ અર્થ લક્ષમાં રાખી વાંચવાથી લખાણનો ભાવ વધારે સુસ્પષ્ટ બને છે. (૧) માળી=પ્રભુ. (૨) બાગ=અમુક સમાજ, દેશ યા ખંડ. (૩) પુષ્પો=તે તે દેશ, ખંડ યા સમાજની વ્યક્તિઓ. (૪) પરિમલ=જ્ઞાન. (૫) અત્તર=પુસ્તક. (૬) ખરાબ પરિમલ=ઉંધે રસ્તે દોરતું જ્ઞાન. (૭) ક્ષુદ્રવાસ=ખરાબ પુસ્તકોનો બિભત્સ રસ. (૮) ખરાબ રોગો= દુર્ગુણો. (૯) અત્તરોનો સંગ્રહ=પુસ્તકાલય. (૧૦) સંગ્રહ વ્યવસ્થાપક=ગ્રંથપાલ. —તંત્રી.



## પધારો પુસ્તકાલયમાં

[ ગઝલ ]

જીવનની કારમી વાટો, વિષમ રે ! અટપટી ગુંચો,
ઉકેલવા માગતા હો તો, પધારો પુસ્તકાલયમાં. ૧

મધુર પમરાટથી મ્હેંકે, જીવન એ વિષમય થાતાં,
ભરમ માધુર્યથી ભરવા, પધારો પુસ્તકાલયમાં. ૨

જીવન રણની વિષમતાની, મહીંથી માર્ગ જો શોધો,
સહાયક સર્વદા ત્હારો, પધારો પુસ્તકાલયમાં. ૩

પુરાયે પેટનો ખાડો, જીવન સિદ્ધિ નથી એમાં,
જીવન સાફલ્યતા માટે, પધારો પુસ્તકાલયમાં. ૪

નિરંતર લક્ષ્મીના તોરે, જનો બહુ મહાલતા વિશ્વે,
જીવન છે કીટ સમ એનું, પધારો પુસ્તકાલયમાં. ૫

સુખોનાં સ્વપ્ન ઓસરતાં, દુઃખોનાં વાદળાં છાયે,
વિપત્તિઓ હઠાવાને, પધારો પુસ્તકાલયમાં. ૬

સુખોની સુમધુર છાયા, નિરંતર છાયે છે દ્વારે,
રૂડું છે ધામ મનહર એ, પધારો પુસ્તકાલયમાં. ૭

મઢયાં પુષ્પે ઉંબર એના, છવાઈ સ્નિગ્ધ શાંતિ છે,
અમર હો ! શારદા ધામો, પધારો પુસ્તકાલયમાં. ૮

આલજીભાઇ નરસિંહભાઇ સોલંકી
ઉપશિક્ષક ઉર્દુ શાળા, કઠોર.



# પુસ્તકાલય અને સદ્‌ગ્રંથોનું મહાત્મ્ય*

( લેખક :—વકીલ બાલાભાઇ નારાણજી બી. એ., દ્વારકાં )

**અજ્ઞાનીઓને** જ્ઞાનપ્રકાશનાં લ્હાણાં આપી ભણેલાંઓને એથી પણ વધુ પ્રકાશ અર્પણ કરનાર, ગરીબો પાસે જ્ઞાનનો પ્રકાશ આણનાર પુસ્તકાલય જેવું અન્ય ઉત્તમ સાધન નથી. ધનવાનોનાં હૃદયમાં અંધકાર વિશેષ હોય તે ટાળવા વિશેષ પ્રકાશની જરૂર પણ પુસ્તકાલય અને સદ્‌ગ્રંથો પુરી પાડે છે.

વેદાંત રૂપી મગજ અને ઇસ્લામ રૂપી શરીર વડે અર્વાચીન યુગની અસ્તવ્યસ્તતામાંથી કીર્તિમંત, અજીત અને સંપૂર્ણ ભારતવર્ષની ભાવી મૂર્તિ પુસ્તકાલય અને સદ્‌ગ્રંથો જ ઉત્પન્ન કરી શકશે.

ચાલુ જમાનામાં છાપખાનાંઓ મહત્ત્વનાં ગ્રંથો જૂજ કિંમતે આપે છે; પણ તેમાંના અખૂટ દિવ્ય ભંડારનો જેટલી સહેલાઇથી લાભ લેવાય અને તેથી આસપાસનાંઓમાં જે દિવ્ય અસર થાય તે પરથી તેવા ગ્રંથોની કિંમત આંકો તો કેટલી થાય ?

છાપખાનાંના પ્રતાપે બહુ નજીવા ખર્ચે સમર્થ ઋષિમુનિઓ અને વિદ્વાનોનું એક આખું સૈન્ય આપણી સેવામાં પુસ્તકાલય દ્વારા આપણે હાજર કરી શકીએ છીએ. પરંતુ તેનો ઉપયોગ આપણે જેટલો લક્ષપૂર્વક અને વિચારપૂર્વક કરીએ તેટલા પ્રમાણમાં આપણને લાભ થાય.

ઉત્તમ પુસ્તકોમાં જ્ઞાનરૂપી જે અત્યંત ઉપકારક દ્રવ્ય ભરેલું છે તે જોતાં ગરીબ માણસ પણ જૂજ ખર્ચમાં તેનો લાભ લઇ શકે અને પોતાના જ્ઞાનમાં, ચારિત્ર્યમાં, અને સામર્થ્યમાં વધારો કરી શકે. શ્રીમંત મહારાજા સર સયાજીરાવના યશસ્વી રાજ્ય અમલમાં તે સઘળો લાભ વિના ખર્ચે પણ ગરીબ અને તવંગર એક સરખી રીતે મેળવવા ભાગ્યશાળી બન્યા છે.

વ્યાસ અને વાલ્મિકી, જ્ઞાનેશ્વર અને તુકારામ, શ્રીકૃષ્ણ અને શ્રીરામચંદ્ર, ગૌરાંગ અને કબીર, નાનક અને તુલસીદાસ, રામતીર્થ અને વિવેકાનંદ, ખ્રિસ્ત અને પ્લેટો, દત્તાત્રય અને રંતીદેવ, ભગીરથ અને હનુમાન, બલી અને પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર અને શિબી, ગાર્ગી અને સાવિત્રી, તથા રામદાસ અને સૉક્રેટીસ જેવા દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ, તથા ચારિત્ર્યચંદ્રોદયમાં પુસ્તકાલય અને સદ્‌ગ્રંથોની મદદથી આપણે સહેલાઇથી આળોટી શકીએ છીએ.

સઘળા યુગના મહાત્માઓ મહાકવિઓ, તત્વવેત્તાઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ, રાજદ્વારીઓ, મહાવીરો અને ગ્રંથકારો સાથે વાતચીત કરી શકવાનું સુભાગ્ય આપણને પ્રાપ્ત થાય છે. શ્રીરામ અને શ્રીકૃષ્ણ, ભીષ્મ અને અર્જુન, પ્રતાપ—શિવાજી, સીઝર—સીકંદર ને નેપોલીયન

---

* નવેમ્બર '૩૬માં મળેલી ઓખામંડળ પ્રાં૦ પરિષદમાં વંચાયેલો નિબંધ.

જેવાઓની પાછળ પાછળ તેઓનાં યુદ્ધક્ષેત્રમાં પણ પુસ્તકાલય અને સદ્ગ્રંથો આપણને દોરી શકે છે, અને જ્ઞાનવિજ્ઞાનના ગૂઢ રહસ્યો ઉકેલવામાં મદદ કરે છે.

વ્યાસ, વાલ્મિકી અને તુલસીદાસ ઇત્યાદિ પરમ સિદ્ધ પુરૂષો તો પુસ્તકોના રૂપમાં, ગરીબમાં ગરીબની ઝુંપડી સુધી, જરાએ માન કે મોટપ વિના પહોંચી જઇને રામાયણ–મહાભારત ઇત્યાદિની અતિ ઉપકારક અને અસરકારક કથાઓ ઘણા રસપૂર્વક રજુ કરે છે.

ભલે તમારૂં ઘર કિંમતી રાચરચીલાં, ફરનીચર, ચિત્રો, ગાલીચા વગેરેથી ખીચો ખીચ ભરેલું હોય, પરંતુ જો તેમાં સદ્ગ્રંથો ન હોય તો તે લુણ વિનાના અનાજ સમ નીરસ બનશે, માટે બીજી વસ્તુઓ ખરીદવાનું ભલે પાછળ રહે પરંતુ સારાં પુસ્તકો તો તુરત ખરીદજો. દીવાળી ટાંકણે ફટાકીયામાં જેટલા પૈસાનો ધુમાડો થાય છે તેમાંથી અરધા પણ બચાવી ઉત્તમ પુસ્તકોની ખરીદીમાં રોકાય તો તે હજારો ટકાના વ્યાજ સાથે મુદલ રકમ પરત મળવા બરાબર છે.

જરૂર પડે તો થીંગડાં દીધેલાં કપડાં અને સાંધેલા જોડા પહેરશો તો ચાલશે, પણ સારાં પુસ્તકો ખરીદવામાં કંજુસાઇ કરવી નહીં પાલવે. બાળકોને ઉત્તમ પુસ્તકોના પઠન પાઠનથી હાલની શાળા કરતાં વિશેષ ઉચ્ચ શિક્ષણની પ્રાપ્તિ થશે.

ન્યુ ગેટની જેલના ધર્મોપદેશકે પોતાના વાર્ષિક રીપોર્ટમાં ઘણા ઉચ્ચ કુળના અને સુંદર દેખાવના છોકરાઓ વિષે લખતાં કહ્યું છે કે "તરૂણ સ્ત્રીપુરૂષોની ગમતને ખાતર પ્રકટ થતાં હલકાં વર્તમાનપત્રો વાંચવાનો નાદ એક પણ અપવાદ સિવાય આ છોકરાઓને હતો, અને તેથી જ તેઓને જેલમાં જવું પડતું. આ દેશમાં એવી કોઇપણ ફોજદારી કોર્ટ અથવા જેલ નથી, કે જ્યાં આવા પ્રકારના ગુન્હેગારો ન હોય. આ સમયમાં ખરાબ પુસ્તકોના વાચનની અસરથી નીતિનો કેટલો નાશ થયો છે તેનું માપ ભાગ્યે જ કહાડી શકાય."

ઉપરોક્ત શબ્દો લક્ષમાં રાખી પુસ્તકાલયમાં તેવાં પુસ્તકો ઘુસી જવા ન પામે તેની સંચાલકોએ ખાસ કાળજી રાખવી ઘટે, અને એટલા માટે જ પુસ્તકાલયના સુકાનીઓની ચુંટણી આવા લક્ષ્યબિંદુને આધીન રાખી દરેક રાજ્યે અને સંસ્થાએ પ્રયત્નશીલ થવું જોઇએ.

'જે કક્ષાનાં પુસ્તકો માણસ વાંચે તેથી ચડતી કક્ષાએ તે મનુષ્ય પહોંચી શકતો નથી' એ એક સિદ્ધ વાક્ય છે.

પુસ્તકાલયોનું મુખ્ય અને પ્રથમ કર્તવ્ય બિભત્સ, અનીતિમય અને ક્રૂર વર્ણનવાળાં પુસ્તકો, વર્તમાનપત્રો, લેખો અટકાવવાનું હોવું જોઇએ; એટલું જ નહિ પણ તેવી મતલબનો "મુદ્રાલેખ" દરેક પુસ્તકાલયે અંકિત કરી રાખવો જોઇએ.

હરકોઇ જાતિની સંસ્કૃતિ જ તેનું જીવન સર્વસ્વ હોય છે. અને કોઇ પણ જાતિ પોતાની સંસ્કૃતિ ગુમાવીને જીવી શકતી નથી. આ સંસ્કૃતિ રૂપી આધારશીલા ઉપર જ જાતિજીવનનો વિશાળ મહેલ બંધાય છે, અને જ્યારે આધારશીલા ડગમગી જાય છે ત્યારે તો એ મહેલ ગમે તેટલો મજબુત હોય તો પણ તુટી પડવાનો જ.

પુસ્તકાલયોએ આવી જાતીય સંસ્કૃતિને પોષવાની અને ખીલવવાની તથા પ્રચારમાં મુકવાની દૃઢ નેમ ધરાવવી જોઇએ, અને તે નેમ પાર પાડવા તદનુકૂલ સદ્ગ્રંથોને મહત્ત્વનું સ્થાન અર્પણ કરવું જોઇએ. રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિનાં બળથી જ હિંદુધર્મ આજ સુધી જીવે છે.

મહાન નેપોલીઅન પોતાની મુસાફરી દરમ્યાન ગાડું ભરાય તેટલાં પુસ્તકો પોતાની સાથે લઇ જતો અને થોડી મિનિટ જ્યાં પણ મળે ત્યાં કંઇક પણ વાંચી લેતો. સાહિત્ય, વિજ્ઞાન કે ધર્મ, કોઇ પણ વિષયને લગતાં જે જે નવાં પુસ્તકો દેશમાં નીકળે તેની પ્રતો તે અવશ્ય ખરીદતો અને તેના પર (ઘોડાગાડીમાં બેઠે બેઠે પણ) આંખ ફેરવી જતો અને નિરૂપયોગી જેવું જણાય તે પુસ્તક ચાલતી ગાડીએ બારીમાંથી ફેંકી દેતો. આ પ્રમાણે માર્ગમાં કાગળોની કાપલીઓ તથા પુસ્તકો વેરાયાં હોય તે પરથી નેપોલીઅન કયે રસ્તે ગયો હશે તે જણાઇ આવતું. આવો નેપોલીઅનનો પુસ્તકપ્રેમ હતો.

પુસ્તકોનો મોટામાં મોટો લાભ માત્ર વાંચી જવાથી થતો નથી પણ તેમાંથી જે સૂચના આપણને મળે તે યાદ રાખી અમલમાં મુકવાથી થાય છે. એક સારો ગ્રંથ અથવા મિત્ર ઘણીવાર આવી જ રીતે આપણામાં ગુપ્ત રહેલી શકિતઓને જગાડે છે. ઘણી વાર તો આપણે આપણા જ વિચારો અને ભાવનાઓ પુસ્તકોમાં જોઇએ છીએ. અને ખરૂં જોતાં આપણી જાતને પણ આપણે સારા ગ્રંથો વડે જ ઓળખતાં શીખીએ છીએ.

તમે જે રીતે ચાકુને શરાણ પર ચડાવો છો, તે જ રીતે તમારે કોઇપણ પુસ્તકને મનન અને અભ્યાસની શરાણ પર ચડાવવું જોઇએ. તમે કંઇ કશું ઉમેરવા માટે ચાકુને શરાણ પર ચડાવતા નથી પણ ધાર કહાડવા માટે ચડાવો છો; અને શરાણમાંથી નીકળતા તણખાઓ કરતાં પુસ્તકોમાંથી મળતી તેજસ્વી પ્રેરણાઓ (તણખાઓ) ઘણી જોરાવર અને કિંમતી હોય છે.

બેકન કહે છે કે કેટલાક ગ્રંથોનો તો માત્ર સ્વાદ જ લેવાનો હોય છે અને કેટલાક ગળી જવાના હોય છે. ચાવીને પચાવી દેવા જેવા અને રોમેરોમમાં ઉતારી દેવા જેવા સદ્ગ્રંથો તો આ સંસારમાં બહુ થોડાજ હોય છે.

પરંતુ જે માણસ ઉત્તમ જ્ઞાન મેળવીને પોતાના ચારિત્ર્યમાં ઉતારે છે તે જ ખરો વાચક છે. યંત્ર જેવા વાચકો તો માત્ર જ્ઞાનનાં છોતરાં રૂપ શબ્દો જ યાદ રાખે છે અને અંદરનું ખરૂં ગુણકારી સત્ત્વ પચાવી શકતા નથી. તેઓ વાચનથી મગજને ભરી દે છે પણ હૃદયને અર્થાત્ ચારિત્ર્યને તો ભૂખે જ મારે છે. એક પણ પુસ્તકનો આ સિદ્ધાંત પ્રમાણે સરસ ઉપયોગ કરી જાણ્યો હોય તો તમને એક એવી કાર્યશકિતનું ભાન થાય છે કે જેવી શકિત તમે ભાગ્યે જ જાણી કે અનુભવી હોય.

... ઉત્તમ પુસ્તકો એ ઉત્તમ સોબતી છે. તમે ઇચ્છા કરો કે તરત જ પોતાના સર્વ બોધ સાથે તે હાજર થશે; છતાં તમારી પાછળ પડશે નહિ, અને કશો જ બદલો લીધા સિવાય તમારી સેવા મૌનપૂર્વક કરશે. તેનો આત્મા ઉડીને તમારામાં આવે છે ને તમારા મગજ પર તે કાબુ મેળવે છે.

પુસ્તકાલયમાં પેસતાં જ આપણે ઘણા બહોળા જનસમૂદાયમાં જાણે દાખલ થતા હોઇએ તેવો ભાસ થવો જોઇએ. તે જનસમૂદાયને ઓળખાવનાર માણસની જરૂર નથી, છતાં ફાવે તે સાથી પસંદ કરી શકાય છે; કારણકે એ અમર મનુષ્યોના મુંગા સમૂદાયમાં જરાય અહંકાર નહીં હોવાથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસ હલકામાં હલકા માણસની સેવામાં નમ્રતાથી હાજર થાય છે અને આપણી સ્થિતિની કક્ષાનો ખ્યાલ લાવ્યા સિવાય તે મહાન વ્યક્તિ સાથે આપણે છુટથી વાતચીત કરી શકીએ છીએ. કારણ સદ્ગ્રંથો ખાનદાન કૂળની પેદાશ વા ઉત્પત્તિ હોવાથી તેઓ કોઇ પ્રકારનો ભેદભાવ રાખી કોઇની પણ લાગણી દુભાવતા નથી.

પુસ્તકાલય એ ભૂતકાળ અને વર્તમાન કાળના બુદ્ધિવાનો, વિદ્વાનો સાથે વાર્તાલાપ કરવાનું ઉત્તમ સ્થળ છે.

સદ્ગ્રંથોએ કેટલાયે ગરીબ માણસોને દુઃખમાં દીલાસો આપી ચિંતા અને ઉદાસીનતા ટાળી મધુર સુખો અર્પ્યાં છે. આપણે ગરીબ હોઇએ, સમાજથી તિરસ્કારાયેલાં હોઇએ, અને સંતસમાગમની તક પણ મળતી ન હોય, છતાં પુસ્તકોને તો આપણે ઉત્તમોત્તમ મિત્રો બનાવી શકીએ છીએ, અને સર્વ યુગોના મહાન પુરૂષો સાથે પેટ ભરીને ધરાતાં સુધી વાર્તાલાપ કરી શકીએ છીએ.

સાહિત્યની ઉપાસના મનુષ્યને બીજા ધંધા માટે નાલાયક બનાવે છે, એ માન્યતાને ઠોકરે મારજો. સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત બનાવે છે, રૂચિને શુદ્ધ કરે છે, હલકા આનંદનો મોહ મટાડે છે અને વિચાર તથા જીવનને ઉચ્ચ ભૂમિકામાં મુકે છે. એક ઉત્તમ ગ્રંથ વાંચ્યા પછી હલકું કામ થઇ શકતું નથી.

સાધારણ રીતે આપણા લોકોને સહેલું વાચન—આગગાડીમાં કે ઘરમાં વખત જાય અને ધ્યાન રોકે તેવું—જોઇએ છે. પરંતુ ઇંગ્રેજ લોકો બહુધા તાત્ત્વિક ગ્રંથો, પ્રાચીન ગ્રંથો અને જેમણે જીવવાનો હક્ક સ્થાપિત કર્યો હોય તેવા ગ્રંથો વાંચે છે.

પુસ્તકો જીભ વિનાનાં અને મુંગાં છતાં જગત પર સત્તા ચલાવે છે. તેઓ શકિતહીન અને જડ દેખાવા છતાં જંગલમાં આગ ફરી વળે તે પ્રમાણે તેઓ મનુષ્યોનાં મન હૃદય અને મગજમાં ફરી વળે છે.

પ્રજાઓ ઉન્નત અને અવનત થાય છે, શહેરો નાશ પામે છે, વિશાળ રાજ્યો પાયમાલ થઇ જાય છે. પરંતુ તેઓનો ભૂતકાળ પુસ્તકોમાં વિદ્યમાન રહે છે. એકવારના બળવાન ગ્રીસનો, હસ્તિનાપુરનો, અને અયોધ્યાનો ભૂતકાળ પુસ્તકોમાં રહેલ છે. તેનાં ઘરકરો અને શીલ્પકળા નષ્ટ થઇ જઇ થોડાં ખંડેરો જ આજે ઉભાં છે, પણ તેના પુસ્તકો તો સદાય અમર રહીને મનુષ્યો પર અસર કર્યા જ કરશે.

જે પુસ્તકો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે ને ઉત્તમ કાર્યો કરીને ઉન્નત થવાને પ્રેરે તથા જે ઉત્તમ ચિંતન અને આચરણમાં જોડે તે જ ઉત્તમ પુસ્તકો છે. શ્વાસમાં લીધેલી સારી યા નરસી હવાની અસર આપણને થયા વિના રહેતી નથી, તેવી જ રીતે સારા

નરસા વાચનની અસર પણ તે જ ધોરણે થાય છે. આપણે બાલ્યાવસ્થામાં જે પુસ્તકો વાંચીએ છીએ તેની આપણા પર સૌથી વધુ અસર થાય છે. શ્રીયુત ગાંધીજી પોતાને બાલપણમાં ભાગવત જેવો ઉત્તમ ગ્રંથ સારા સદ્‌ગુરુના મુખથી સાંભળવા સમય ન મળ્યો તે માટે અફસોસ પ્રદર્શિત કરે છે.

પોતાનાં પુસ્તકો વચ્ચે જીવવા અને મરવા માટે સીસેરોએ પોતાની સંપત્તિ છોડી દેવા ઇચ્છા બતાવી. પેટ્રાર્ક અંત સુધી પુસ્તકોમાં રચ્યો પચ્યો રહ્યો. બેડ લખાવતો લખાવતો ગુજરી ગયો. લીબ્નીઝે હાથમાં પુસ્તક લઇ પ્રાણ વિસર્જન કર્યાં. ઉત્તમ પુસ્તકોની બક્ષિસ જે મનુષ્યને કે જે ગામને મળી હોય તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

સ્વામી રામતીર્થ કહે છે કે "સત્સંગ, ઉત્તમ ગ્રંથો અને શુભ શ્રવણકીર્તન એ ત્રિલોકના રાજા બનાવી દે છે.

ગરીબોની ગરીબાઇ કહાડવાની, દુઃખો ટાળવાની તન–મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભુલાવવાની સદ્‌ગ્રંથોમાં જેટલી શકિત છે તેટલી બીજા કશામાં નથી.

પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે.



## ગ્રંથસુધા

( ભૈરવી )

ટાઇમ સહુ શાને વૃથા બગાડો.
અજ્ઞાની જાળે જનતા છવાઈ, જ્ઞાનામૃતે એ હઠાવો.—વૃથા૦ ટા૦
દિવ્ય નિર્મળતા ચોમેર ગુંજે, હૃદયે એહ જમાવો.—વૃથા૦ ટા૦
સવિતાસમાં જેનાં કિરણો પ્રસરે, નયનો મહીં ઉભરાવો.—વૃ૦ ટા૦
કસ્તુરીસમાં જે વિશ્વે મ્હેકે, સુવાસે દિલ ડોલાવો.—વૃ૦ ટા૦
અજ્ઞાન તિમિર અકળાઓ શાને ? જ્ઞાનના તેજે મ્હાલો.—વૃ૦ ટા૦
ગૂઢમાં ગૂઢ પ્રશ્નને પૂછી, સ્પષ્ટ ખુલાસો કરાવો.—વૃ૦ ટા૦
જ્ઞાન પિપાસા દિપ્ત કરીને, શ્રેષ્ઠ સિદ્ધ ગણાઓ.—વૃ૦ ટા૦
નિશદિન કાળક્ષેપ ન કરતાં, ફુરસદી કાળ ઠરાઓ.—વૃ૦ ટા૦
ગ્રંથસુધાનાં જામો પીને, ટાઇમ એમ સુધારો.—વૃ૦ ટા૦

[ ધાનજ, તા. કલોલ. ] શિવાત્મજ ડીંગુચા.



# પુસ્તકો પ્રત્યે માયાળુપણે વર્તો

[ પુસ્તકો એ આગલા જમાનાઓના વિદ્વાનો તથા સંતપુરૂષોનાં વચનામૃતોનો અમૂલ્ય ખજાનો છે. એમાંથી આપણને ઘણું જોવા જાણવાનું મળે છે. પુસ્તકોના વાચન દ્વારા આપણી બુદ્ધિનો અદ્ભુત વિકાસ થઇ આપણું જીવન આનંદમય, રસમય તથા ઉલ્લાસમય બને છે. તેથી પુસ્તકો તરફ આપણે માયાળુપણાથી વર્તવું જોઇએ. આ સંબંધમાં એક વિદુષી આંગ્લબાઇના ઉદ્ગારો ખાસ જાણવાલાયક હોવાથી, અમે ગુજરાતી ભાષામાં, સામાન્ય જનસમૂહને માટે અત્રે આપીએ છીએ. આશા છે કે દરેક વાચનપ્રિય વ્યક્તિ એનો બરાબર ઉપયોગ કરશે અને વાચનનો ખૂબ લાભ ઉઠાવશે. પુસ્તકોમાંથી જ્ઞાન મેળવવું હોય તો તેમને સુરક્ષિત રાખવાં અને તેમની સરસેવા કરવી એ આપણું કર્તવ્ય છે. —ના. ચં. દીવાનજી. ]

કેટલાંક પુસ્તકો ખાસ ચાહવાલાયક જ હોય છે. બધાં પુસ્તકો સાથે આપણે સભ્યતાથી વર્તવું જોઇએ. તમને કબૂલ છે? જો તમને આ વાત કબૂલ હોય તો તમારા જીવનકાળમાં અને તમારા વારસોના જીવનકાળમાં પણ તેમને સારી સ્થિતિમાં સંગ્રહી રાખવા માટે ઉપયોગી સરળ નિયમોનું તમે ખુશીથી પાલન કરજો. આના દૃષ્ટાંત રૂપે લંડનનો બ્રિટિશ મ્યુઝિયમમાંનો 'ઇનક્યુનેબ્યુલા' અને 'કૅડલ' પુસ્તકો તરીકે ઓળખાતો પુસ્તકોનો અજબ સંગ્રહ છે; કારણકે પંદરમી સદી કે જ્યારે છાપકળા હજુ ઉછરતી વયમાં હતી ત્યારનો એ સંગ્રહ હજુ જેવી ને તેવી સ્થિતિમાં છે.

વાંચવા માટે પાનાં ફાડ્યા વગરનું પુસ્તક લેતી વખતે, તેને કાળજીપૂર્વક વચ્ચોવચ્ચથી ઉઘાડીને, કાગળ કાપવાના બુઠ્ઠા ચપ્પુથી, કોરણથી સીવણ સુધી અને ઉપરથી છેડા સુધી પાનાં કાપવાં. છેક સીવણ સુધી પાનાંની ધાર કાપવાનું ચૂકવું નહિ.

ખરી રીતે પુસ્તક ખુલ્લું રાખવાની પદ્ધતિ એવી છે કે બન્ને બાજુનાં પાનાં બરાબર ચપટાં રહે એવી રીતે ઉઘાડવું. હલકી બાંધણીવાળાં પુસ્તકોમાં આમ કરવામાં કાંઇક મુશ્કેલી નડશે. એવા પુસ્તકને તેની પીઠ તથા બન્ને બાજુનાં પૂઠાં જમીન પર ચપટ રાખીને પાનાં સીધાં પકડી રાખવાં. પછી શરૂઆતનાં થોડાં પાનાં લઇને, તેને ધીમેથી દબાવીને આગલા પુઠા પર મુકી દેવાં. તેજ પ્રમાણે પાછળનાં ( છેવટનાં ) થોડાં પાનાં પણ પાછળના પુઠા પર મુકી, અવારનવાર એ રીતે આગલાં તથા પાછલાં પાનાં ખૂલ્લાં કરવાં. આ પ્રમાણે કળે કળે કામ કરવાથી સહેજ પણ નુકસાન થયા સિવાય પુસ્તકની આકરાશ કુમળી પડશે; પરંતુ જોરથી ગમે તેમ પુસ્તક ઉઘાડવાથી એની પીઠ ભાંગી જાય છે. સાડાત્રણ પેનીની કિંમતવાળી રોમાંચક નવલકથા વાંચવાનું પસંદ નહિ કરનાર અભ્યાસકને, વાંચવાની ઉતાવળ કરનાર વાચકને આ ગુન્હો કરતાં જોઇ કમકમાં જ આવશે.

પાનાનો ખૂણો વાળવો નહિ અથવા તો પાનું બેવડું વાળવું નહિ. જરૂર હોય તો પાતળા પુઠાનો કાગળ વાપરવો. ખુલ્લું પુસ્તક ઉંધું વાળીને કદી ઉઠી જવું નહિ. પુસ્તકાલય નવીન પુસ્તકો ખરીદી શકે છે માટે પુસ્તકાલયમાંથી પુસ્તકો ઘેર લઈ જતાં વરસાદમાં પલળે નહિ તેનું ખાસ ધ્યાન રાખવું. દેવદૂતો માફક વર્તવું. આપણા પછી વાંચનાર

સંસ્કારી અને ચીવટાઈવાળા વાચકનું ધોરણ રાખવાથી, કોઈને પણ નુકસાન કર્યા સિવાય આપણે આપણને ફાયદો કરી શકીશું. ધૂળ અને ભિનાશ, એ બે પુસ્તકોના કટ્ટા શત્રુઓ છે. સમશીતોષ્ણ હવાવાળી કોરી જગ્યામાં પુસ્તકો રાખવાં. કાચનાં બારણાંવાળાં કબાટમાં રાખી શકાય તો તેનાં ઉપરની ધૂળ દરરોજ ઝાપટી કાઢવી. એકી વખતે બબ્બે ત્રણ ત્રણ પુસ્તકો લેવાં અને પુઠાં તથા કોરણો માટે સુંવાળો કકડો લેવો. નરમ બ્રશ ચાલી શકે- ખાસ કરીને ધોળા વાળવાળું, કારણ કે એનાથી પુસ્તક બરાબર સાફ થયું કે નહિ તે સહેલાઈથી જણાઈ આવે છે.

કોઈપણ જાતનાં ચામડાનાં પૂઠાં સાચવી રાખવા માટે, પગરખાં ઉપર લગાડવામાં આવતો ઉંચી જાતનો ધોળો લેપ નિયમિત રીતે તેને લગાડતા રહેવો. ચામડા ઉપર લેપ લગાડીને થોડીવાર રાખી મુકી પછી નરમ સ્વચ્છ કકડા વતી તેને ઘસી નાખવો.

પારકાં પુસ્તકોમાં નિશાનીઓ કરવી અથવા તો તેમાં નોંધ કરવી એ ખરેખર બેહુદું જ કહેવાય. આપણાં પુસ્તકોનું શું? પુસ્તકો એ વિદ્યાર્થીઓનાં ઓજારો છે. અને તેથી આવી ચોકસાઈ રાખવાની ટેવ પાડવાથી ભવિષ્યમાં ફાયદો થશે.

પુસ્તકો ગંદા હાથે કદી પકડવાં નહિ. ખાતાં ખાતાં પુસ્તકો બગડે નહિ તે તપાસવું, તેમજ ડગમતી ખુરશી કે ટેબલ તળે પુસ્તકો કદી મુકવાં નહિ.



## દેવી ફરજે તું સંભાળ

(રાગ—ગિરધરલાલ ગોવાળ મારી ગાવલડી સંભાળ.)

ગ્રંથાલયના હો ગ્રંથપાલ, તારી ફરજો તું સંભાળ
મોક્ષ દેવડીના દ્વારપાળ, દેવી ફરજે તું સંભાળ
જ્ઞાન યાત્રાએ સૌ કોઈ આવે વૃદ્ધ યુવક ને બાલ
એ યાત્રીનું તું માનસ પરખી ( ૨ ) ગ્રંથ દર્શન દે લ્હાવ.—ગ્રંથ૦

એ મોક્ષ દેવડીએ રંક ને વળી શ્રીમંતનો હક્ક સરખો
દેવી ફરજે રખે ભૂલીને ( ૨ ) પક્ષપાત નવ કરતો—ગ્રંથ૦

પુસ્તક થાળનો પ્રસાદ દેતાં કણુ ન તું અકળાતો
આળસ તું તો કદી ન કરતો ( ૨ ) રખે વિવેક વિસરતો.—ગ્રંથ૦

નૂતન ગ્રંથો આવે ત્યારે જાહેરાત તું કરજે
એ ગ્રંથોનું મનન કરીને ( ૨ ) પછી વ્યવહારે ધરજે.—ગ્રંથ૦

માન તથા અભિમાન તજીને ધનિકો પાસે ધાજે
યાચના કરજે રૂડી રીતેથી ( ૨ ) ગ્રંથાલય ગુણ ગાજે.—ગ્રંથ૦

કોલીયાદ, પો. પાલેજ. ] પારણવાડીઆ મેલા ખુ. ગોહિલ.



# નવાપુરમાં નવીન પ્રકાશ

(એક કલ્પિત વાર્તા)

[ લેખક:—વિષ્ણુપ્રસાદ પ્ર. નમ:શિવાયવાળા, પાદરા. ]

નવાપુર નામે એક ગામ. તેમાં ત્રણસો સાડી ત્રણસો માણસોની વસ્તી. ગામમ એક પણ માણસ ભણેલો ન મળે. બધાં જ અભણ. ગામમાં સ્વચ્છતાનું તો નામજ નહિ જ્યાં જુવો ત્યાં ગંદકી, ગંદકી ને ગંદકી જ. નહિ મકાનોમાં સ્વચ્છતા કે નહિ રસ્તાઓમ સ્વચ્છતા. પુરૂષો આખો દિવસ ખેતરોમાં જાય ને મહેનત કરે. સાંજે થાકયા પાકયા આવી વાળુ કરી વાતોના ગપાટા મારે. સ્ત્રીઓ પણ ન સમજે સ્વચ્છતા કે ન સમજે વખતનં કિંમત. બધાં સ્ત્રી પુરૂષો અથાગ મહેનત કરે, છતાં ભીખારી. જમીનદાર તો કોઇ મળે જ નહિ. તમામ મિલ્કતો શાહુકારોને ત્યાં લખેલી. બધી પેદાશ શાહુકારો ખેંચી જાય, અને ગામના માણસ ભીખારીના ભીખારી.

ગામમાં એક શાળા. લોકો શાળાની કિંમત બીલકુલ સમજે નહિ; બાળકોને શાળામાં મોકલે નહિ. ફરજીઆત કાયદાને લઇ દંડ થાય તે દેવું કરીને ભરે.

પ્રફુલ્લચંદ્ર માસ્તરની આ શાળામાં નીમણૂક થઇ. તે ભણેલો, કેળવાયલો, અને વાચનનો વ્યસની હતો. એમનાં ગૃહલક્ષ્મી શકુંતલા દેવી પણ ભણેલાં અને વાચનનાં રસિયાં હતાં. શકુંતલાદેવી તો ગામમાં પગ મુકતાં જ કંટાળ્યાં. તેમને ન મળ્યું કોઇ વાતો કરનારૂં કે ન મળ્યું કાંઇ વાંચવાનું. ખૂબ કંટાળ્યાં, ખૂબ મુઝાયાં આખરે પતિદેવને કહેવા લાગ્યાં કે "આ ગામમાં તો મારા દિવસો જતા નથી. હું આ ગામમાં નહિ રહી શકું. મને મારે પિયર મુકી આવો."

પ્રફુલ્લચંદ્ર બહુ વિચારશીલ અને શાણો માણસ હતો. તેણે ગૃહલક્ષ્મીને કહ્યું કે "આકળાં ન થાઓ, તમને કાલે વાંચવા માટે પુસ્તકો લાવી આપીશ. નજીકના પુસ્તકાલયમાંથી એકાદ પત્ર પણ વાંચવા મંગાવીશ. પણ એક શરત તમારે કરવી પડશે."

"શી?"

"તમારે મોટેથી વાંચવું અને બીજી સ્ત્રીઓને પણ સંભળાવવું અને તમારા વાચનનો લાભ આપવો."

"હા, પણ—"

"પણ શું? જે હોય તે કહો."

"આ ગામની સ્ત્રીઓ બહુ ગંદી અને વઢકણી છે. તેનું કેમ?"

"ઓહો! એજ ને? એ તો થોડા દિવસમાં સુધરી જશે. જો ન સુધરે તો પછી તેને માટે વિચાર કરીશું. પણ હાલ તો ચલાવો."

" ઠીક, ત્યારે કાલે કયું પુસ્તક લાવશો ? "

" અમરચરિત્ર. "

" બળ્યું, એના તો મેં બધાય ભાગો વાંચ્યા છે; એ ના મંગાવશો. "

" જુઓ, વાંચ્યા હશે તો એ વાંચવામાં તમને બેવડી મઝા પડશે. પણ ગામડાનાં માણસોને અને તેમાંયે સ્ત્રીઓને તો બહુ રસ ઉપજાવશે. માટે એને જ ફરી વાંચજો. "

" બીજે દિવસ થયો, ને પ્રફુલ્લચંદ્રે કહ્યા પ્રમાણે નજીકના પુસ્તકાલયમાંથી અમરચરિત્ર અને નવગુજરાત મંગાવી પત્નીને હવાલે કર્યાં, ને શાળાનો વખત થતાં પોતે શાળામાં ગયો. શકુંતલાદેવી પણ ગૃહકાર્ય પરવારી નવરાં થયાં. પેપર પ્રત્યે દૃષ્ટિપાત કર્યા પછી તેમણે અમરચરિત્ર લલકારવા માંડ્યું. પાડોશમાંથી એક બે સ્ત્રીઓએ તે સાંભળ્યું. તેમનું ચિત્ત ત્યાં ગયું. વહેલું વહેલું ગૃહકાર્ય સમેટી તેઓ શકુંતલા દેવી પાસે પહોંચી ગઈ. શકુંતલાદેવીએ તેમને આવકાર આપ્યો. બેસવા પાથરણું નાખ્યું અને સૌને માનથી બેસાર્યાં. પેલી સ્ત્રીઓને આખ્યાન શ્રવણમાં એટલો તો રસ પડ્યો કે તેઓ ત્યાં ઠરીજ ગઈ.

પાંચ વાગવાનો વખત થવા આવ્યો. ઘેર ગામમાં આવ્યું. ઢોરોનો અવાજ સંભળાવા લાગ્યો. શાળાનો ઘંટ પણ રણક્યો. માસ્તરને આવવાનો વખત થયો. બાળકોને આવવાનો વખત થયો. ઢોરો બાંધવાની પણ ફરજ પડી. એટલે વાચન બંધ કર્યું. સઘળાં વેરાયાં. મૃદુ સ્વરે શંકુતલા બોલ્યાં " કાલે સવેળા પધારજો ! "

" વારૂ, બેન ! જરૂર આવીશું " એમ બોલી સઘળાં છુટાં પડ્યાં.

સાંજ પડી. પ્રફુલ્લચંદ્ર વાળુ કરી ઓસરીમાં ફાનસ લઈ વાંચવા બેઠો. એણે પણ મોટેથી લલકારવા માંડ્યું. નજીકમાં આખા દિવસના થાકથી કંટાળેલા પુરૂષો બીડીના ગોટા કાઢતા તાઢા પહોરના ગપાટા મારતા હતા. તેમને કાને આ અવાજ સંભળાયો. તેમણે વાતો બંધ કરીને ચિત્ત દઈને સાંભળવા માંડ્યું. મઝા પડી, અને બધાને ત્યાં જવાનું મન થયું. બધાં ઉઠીને ત્યાં ગયા. પ્રફુલ્લચંદ્રે છાપામાંથી નવા સમાચાર, દેશપરદેશની વાતો, દેશના સમાચાર, વિવિધ વર્તમાન વગેરે વારાફરતી વાંચી સંભળાવ્યું.

બીજે દિવસ થયો. પેલી સ્ત્રીઓ તો વહેલી ઉઠી દાતણપાણી કરી વહેલું વહેલું કામ પરવારવા લાગી. દશ વાગતાં સુધીમાં તો તમામ કામ પરવારી સાંભળવા નવરી થઈ ગઈ તથા વહેલી વહેલી એક સાડી ધોઈને સુકવી દીધી. કારણ કે ઘરની, કપડાંની અને શરીરની સ્વચ્છતા આગલે દિવસે શકુંતલાબેનને ત્યાં જોઈ હતી. આથી તેમને પોતાનાં મેલાં કપડાં ઉપર તિરસ્કાર આવ્યો હતો. અગીઆર વાગતાં, ઘરનાં સૌને ખવરાવી પીવરાવી, એઠું અબોટ પરવારી નવરી થઈ ગઈ અને માસ્તર શાળામાં ગયા કે તુર્ત શકુંતલાબેનને ત્યાં વાતો સાંભળવા પહોંચી ગઈ. શકુંતલાબેન તો હજુ વાસણ માંજતાં હતાં.

" બેન, લાવો અમે તમારાં વાસણ માંજીએ; તમે તો પેલી ચોપડી વાંચો ! "

" ના બેનો, તમે બેસો હું હાલ પરવારી વાંચવા માંડું છું. "

વાસણો સાફ કરી તેમણે વાચન શરૂ કર્યું અને આગલા દિવસની માફક પુરું કર્યું.

"આ રીતે દિવસે દિવસે ગામની સ્ત્રીઓનો શ્રોતૃસમૂહાય વધતો ગયો ને બપોર પડયે રોજ શકુંતલાબેનને ત્યાં જબરો ડાયરો જામવા લાગ્યો. આ રીતે ગામની સ્ત્રીઓની નાયિકા શકુંતલાબેન બન્યાં. સાંજરે પુરૂષોના નાયક પ્રફુલ્લચંદ્ર બનતા, ને પુસ્તક પેપર વગેરે કાંઈ નહિ ને કાંઈ વાંચી સંભળાવતા.

હવે, પ્રફુલ્લચંદ્રે ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવી વાંચી જાણનારાંને વાચન પુરૂં પાડવાની તજવીજ કરી.

મોસમ આવી એટલે ગામમાં પૈસાની છોળો ઉડવા લાગી. બહારગામના વહેપારીઓ માલ ખરીદવા આવવા લાગ્યા. ઉઘરાણી કરનાર શાહુકારોના ફેરીઆ પણ ટપ્પા ખાવા લાગ્યા. એક સાંજે પુસ્તક વાંચી રહ્યા પછી પ્રફુલ્લચંદ્રે બધા માણસો પાસે પુસ્તકાલય ઉઘાડવાની દરખાસ્ત મુકી: "જો આપણે ત્યાં પુસ્તકાલય હોય તો આપણે બહાર ગામથી પેપરો મંગાવવાં પડે નહિ, પુસ્તકો પણ મનગમતાં મળે અને આપણને બીજાના ઓશિયાળા થવું ન પડે."

આ વાત બધાંને પસંદ પડી. ગામના આગેવાન મયુર પટેલ બોલ્યા: "માસ્તર સાહેબ! આપણે કેવી રીતે પુસ્તકાલય ઉઘાડી શકીએ? ઘરદીઠ ફાળો કરીશું?"

"ના, ના: એવું કાંઇ કરવાની જરૂર નથી. આપણે ત્યાં કપાસનો પાક છે. જો આપણે ધડીએ અચ્છેરો પુસ્તકાલય માટે બાંધીએ તો કોઇને ભારે પડે નહિ ને કામ સહેલું થાય. કેમ, બધાંને ગમે છે ને?"

બધા એકી અવાજે બોલી ઉઠયાં: "હા, હા! જરૂર આપણે અચ્છેરો શરૂ કરીશું. પણ આટલા રૂપીઆમાં પુસ્તકાલય ઉઘડશે?"

"જરૂર! કારણ કે આપણે જેટલા રૂપીઆ ભેગા કરીશું તેમાંથી અર્ધા આપણા પુસ્તકાલયને નામે જમા મુકીશું. અને અર્ધા રહેશે તે ઉપર તેટલાજ આપણા શ્રીમંત સરકાર આપશે, ને તેટલાજ આપણી પ્રાંત પંચાયત આપશે. એટલું જ નહિ પણ તેટલા જ રૂપીઆ આપણી ગ્રામપંચાયત પાસેથી પણ મેળવીશું."

આ યુક્તિથી તો બધાં રાજી થઇ ગયાં ને બીજા દિવસથી અચ્છેરો બંધાયો.

એ રીતે પૈસા એકઠા કરી પુસ્તકાલય ખાતામાં ભરી દીધા. પરિણામે એક વખતે પછાત ગણતા નવાપુરમાં થોડા જ દિવસમાં છાપાં માસિકો આવવા લાગ્યાં, અને કબાટ ને પુસ્તકો પણ યોગ્ય સમયે આવી પહોંચ્યાં.

(અપૂર્ણ)



## જ્ઞાન

(નારાચ વૃત્ત)

અનંત કાલગંગમાં અનેક ઉર્મિઓ ઉઠે,
કલાવિધાયકો સદાય તેમની પુંઠે પળે;
ભુંસાય સર્વ ઉર્મિઓ વિધાયકો ય નામના,
અખંડ તત્ત્વ વિલસે પ્રશાન્ત કાલગંગમાં.

વાલમ,
તા. ૨૭–૨–૩૭.
હરિશંકર



# આંધળાંનું પુસ્તકાલય

( " ગ્રેટ થૉટ્સ " નામના માસિકમાંથી અનુવાદિત )

લંડન શહેરના વાયવ્ય ખૂણામાં આવેલા એક નિર્જન મકાનમાં રહેતી બે યુવતીઓને આંધળા લોકો માટે વાચનાલયનો પ્રથમ વિચાર સ્ફુર્યો, ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ નાના વિચાર–બીજમાંથી એક મહાન સંસ્થાનો જન્મ થવાનો છે. તેમણે પોતાના મકાનનો એક ભાગ અઠવાડિયાના બે દિવસ દૃષ્ટિવિહોણા પાડોશીઓ માટે ખુલ્લો મૂકયો. આ સ્થળે અંધ પાડોશીઓ એકઠાં થાય અને તેમને માટે ખાસ લીપીમાં લખાએલાં બાઇબલ અને તેવાં જ ઉમદા કોટીનાં એક બે નાનાં પુસ્તકો વાંચે તેવી ગોઠવણ રાખવામાં આવી. આ યોજનાનો લાભ ધીમે ધીમે એટલા મોટા પ્રમાણમાં લેવાવા લાગ્યો કે તેની વ્યવસ્થા અને ખીલવણી માટે તે બે યુવતીઓ આ વિષયમાં પોતાનાથી વધુ અનુભવી પુરૂષો પાસે સલાહ અને મદદ મેળવવા દોડી ગઇ, અને તેને પરિણામે આખા બ્રિટિશ સામ્રાજ્યમાં અને તેની યે પાર પરંતુ મુખ્યત્વે કરીને ગ્રેટબ્રિટનમાં વસતા અંગ્રેજી ભાષા સમજનાર આંધળાંઓને પુસ્તકો પહોંચાડવાના ઉદ્દેશથી પહેલવ્હેલું ફરતું પુસ્તકાલય સને ૧૮૮૨ માં શરૂ કરવામાં આવ્યું; પરંતુ પ્રતિવર્ષ આ યોજના એટલી ઝડપથી ખીલવા લાગી કે આજે વેસ્ટમીન્સ્ટર લતામાં આવેલા " ધી નેશનલ લાયબ્રેરી ફૉર ધી બ્લાઇન્ડ " નામે ઓળખાતા એક સુશોભિત મકાનમાં ૧૯૪૦૦૦ પુસ્તકો છે એટલું જ નહિ પણ ૧૧૦૦૦ વાચકોને પુસ્તકો પુરાં પાડવા ઉપરાંત આંધળાઓ માટેની સંસ્થાઓ, શાળાઓ અને સાર્વજનિક પુસ્તકાલયોને પાર્સલથી પુસ્તકો મોકલવાનું કામ પણ ત્યાંથી થાય છે.

આ પુસ્તકાલયનાં પુસ્તકો બ્રેઇલ લીપીમાં લખાએલાં હોય છે એટલે દરેક પુસ્તકનું વજન આશરે પાંચ રતલ હોય છે. દરેક સામાન્ય પુસ્તક પાંચ ગ્રંથમાં વહેંચાએલું હોય છે. લૉરેન્સનું " સેવન પીલર્સ ઑફ વીઝડમ્ " નામનું પુસ્તક તેર ગ્રંથોમાં વહેંચાયું છે અને તેમનું વજન ૭૦ રતલ છે! આ પુસ્તકની છાપેલી પ્રત ઉપરથી બ્રેઇલ–લીપીમાં લખવાનું કામ એક લેખકે સેવાભાવે ફક્ત પાંચ જ અઠવાડિયાં જેટલા ટૂંક સમયમાં કરી આપ્યું હતું.

છાપેલા પુસ્તકને બ્રેઇલ લીપીમાં ફરીથી લખવાનું કેવળ સેવાભાવે કામ કરનાર અને એક બીજાથી અજાણ એવા કેટલાય લેખકોનું એક નાનું મંડળ ઉભું થયું છે. આ લેખકો પોતાના નવરાશના વખતમાં પુસ્તકો લખી આપીને આંધળાં આપુરૂષો અને બાળકો કે જે તેમને કદી જોવાનાં પણ નથી તેમની અદ્દભુત સેવા કરી રહ્યા છે. આ પુસ્તકાલયમાં એક વિભાગ એવો છે કે જ્યાં સેવાભાવી યુવકો અને યુવતીઓને છાપેલાં પુસ્તકોનો બ્રેઇલ લીપીમાં તરજૂમો કરવાની કળા શિખવાય છે. ૭ માસ સુધી આ શિક્ષણ લીધા પછી બ્રેઇલ લીપીમાં નિષ્ણાત થવાય છે. અને તેની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર દરેક યુવક વા યુવતી વર્ષમાં ઓછામાં ઓછા એક પુસ્તકનો બ્રેઇલ–લીપીમાં તરજૂમો કરી તે ગ્રંથ પુસ્તકાલયને ભેટ આપે છે. આજે આવાં ૬૦૦ સેવાભાવી સ્ત્રીપુરૂષોમાં કેટલાક નૌકાખાતાના અને લશ્કર

પ્રાંતના નિવૃત્ત અમલદારો, સનંદી નોકરો ને ડૉક્ટરો છે અને કેટલાક તો આરામપ્રિય ધનિકો છે કે જેઓ પોતાનો આરામનો વખત આ લોકોપકારક પ્રવૃત્તિમાં આપવામાં આનંદ માને છે.

આ સેવાભાવી લેખકો ઉપરાંત બ્રેઇલ લીપીમાં લખાએલા પુસ્તકની વધુ નકલો કરવા માટે ૧૧૬ આંધળા ટાઇપીસ્ટની મદદ લેવાય છે. પહેલી નકલ જો કે મફત તૈયાર થાય છે છતાં તેની વધુ નકલો કઢાવવાનું કામ ખર્ચાળ છે. એક પુસ્તકની બ્રેઇલ લીપીમાં ૫ નકલો તૈયાર કરવાનું ખર્ચ ૮ થી ૧૦ પૌંડ આવે છે. આ લીપીમાં લખાએલાં પાનને પુસ્તક રૂપે બંધાતાં પહેલા રમુજી વિધિમાંથી પસાર થવું પડે છે. બ્રેઇલ લીપી તે એક નાના ટાઇપ રાઇટર જેવા પણ વિચિત્ર દેખાવના યંત્રની મદદથી ઉપસાવેલાં ટપકાંની બનેલી છે. આંધળો વાચક પોતાની આંગળીનાં ટેરવાં આ ટપકાં ઉપર ફેરવીને લખાણ સમજી શકે છે. પરંતુ અનેક વાચકોની આંગળીઓનાં ટેરવાં નીચે ઉપસાવેલાં ટપકાં વખતો વખત આવવાથી કદાચ જઇને ભૂસાઇ જવાનો ભય રહે છે. તેમ ન બને તે માટે દરેક પાનને રસાયણિક દ્રાવણમાં બોળવામાં આવે છે જેથી કરીને ઉપસેલાં ટપકાં કઠણ બને છે અને લખાણ લાંબી મુદત સુધી સચવાઇ રહે છે. પછીથી પાનને ક્રમવાર ગોઠવીને પુસ્તકરૂપે બાંધવામાં આવે છે. પુસ્તકાલયના છેક ઉપરના માળે પુસ્તકો બાંધવાનું અને દુરસ્ત કરવાનું કામ એક કુશળ કારીગરની દેખરેખ નીચે થાય છે. આ કારીગર પોતાની આ પ્રકારની સેવા પુસ્તકાલયને આપવામાં ગર્વ માને છે. પુસ્તક તૈયાર થયા પછી તેની પાછળની બાજુએ સૂચક નંબર નાખવામાં આવે છે. પુસ્તકની બાંધણી એવા પ્રકારની હોય છે કે પુસ્તકનો વિષય તેની બાંધણી ઉપરથી જ સહેલાઇથી જાણી શકાય છે.

પુસ્તકાલયમાં પુસ્તકોની છાજલીઓની હારની હાર ઉપરાછાપરી આવેલી હોય છે. બધાં જ પુસ્તકો નામવારી અને કક્ષાવારીના ક્રમે ગોઠવેલાં હોય છે. ઉપરાંત કાર્ડ પદ્ધતિ રાખવામાં આવી છે જેથી વાચકને જોઇતું કોઇપણ લેખકનું કોઇપણ પુસ્તક ગ્રંથપાલ તુરત જ શોધી આપી શકે છે.

પુસ્તકો વધારે પ્રમાણમાં વંચાય તે માટેની યોજના ખરેખર શાસ્ત્રીય છે. આંધળા વાચકને માટે પોતાનું નામ વાચક તરીકે નોંધાવવાનું કામ ઘણું જ સહેલું છે. નાના બાળકથી માંડી વૃદ્ધ માણસ પૈકીનો ગમે તે અંધ મનુષ્ય પુસ્તકાલયની આ પરોપકારી યોજનામાં ફક્ત માગણી કરતાંની સાથે જ દાખલ થઇ શકે છે. ગ્રંથપાલ અને તેના મદદનીશોનો એક જ હેતુ હોય છે કે દુનીઆમાં ભરેલાં સૌંદર્ય અને સુખોથી વિમુખ બનેલાં આંધળાંઓની ઇચ્છાઓ તૃપ્ત કરવાને પુસ્તકાલયે પોતાથી બનતું બધું જ કરી છૂટવું જોઇએ. અલબત્ત, ડીકન્સ, આર્નોલ્ડ બૅનેટ, અને ઍડગર વૉલેસ જેવા લેખકોનાં પુસ્તકોની માગણી ચાલુ જ હોય છે. છતાં દૂર દૂર વસતા વાચકો તરફથી પત્ર દ્વારા આવતી માગણીઓને તૃપ્ત કરવા માટે પુસ્તકાલયમાં જે નવાં નવાં પુસ્તકો વસાવવાં પડે છે અને જેની યાદી દર માસે પ્રકટ થાય છે તે ઉપરથી માનસશાસ્ત્રના અભ્યાસીને પૂરતો ખોરાક મળી શકે તેમ છે.

દાખલા તરીકે પુસ્તકાલયમાંનાં પુસ્તકોની છેલ્લા જુન માસમાં પ્રકટ થએલી પૂરવણી યાદી જોઇશું તો જણાશે કે તેમાં ગણિતશાસ્ત્રનાં પુસ્તકો ઉપરાંત, પૃથ્વીની ઉત્પત્તિ, પક્ષીઓનાં

# આંધળાંનું પુસ્તકાલય

( "ચેટ ચૅાટ્સ" નામના માસિકમાંથી અનુવાદિત )

લંડન શહેરના વાયવ્ય ખૂણામાં આવેલા એક નિર્જન મકાનમાં રહેતી બે યુવતીઓને આંધળા લોકો માટે વાચનાલયનો પ્રથમ વિચાર સ્ફુર્યો, ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે આ નાના વિચાર–બીજમાંથી એક મહાન્ [illegible] થવાનો છે. તેમણે પોતાના મકાનનો એક ભાગ અઠવાડિયાના [illegible] ો માટે ખુલ્લો મૂક્યો. આ સ્થળે અંધ પાર્સલો [illegible] જતાં અને બહારથી પાછાં આવતાં પુસ્ત[illegible] બાઇબલ અને [illegible] હોય છે. પોસ્ટ ઑફીસની ગાડી દિવસમાં ૪ વખત આ પુસ્તકાલયમાં આવી [illegible] ને બહારથી આવેલાં પાર્સલો સોંપી નવાં પાર્સલો લઇ જાય છે. પોસ્ટેજ ખર્ચ પુસ્તક દીઠ ૧ પેન્સ આવે છે. પરંતુ પુસ્તકાલયનો લાભ લેનાર બધા જ શ્રીમંત હોય છે એમ નથી; એટલે કેટલાક ગરીબ વાચકો આટલું પોસ્ટેજ પણ ન આપી શકે તેમને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું છે, જેથી વિના ખર્ચે ગરીબમાં ગરીબ વાચક પણ ઘેર બેઠે પુસ્તક મેળવી શકે છે.

કાર્ડ પદ્ધતિને લીધે બધા જ વાચકોની રૂચિથી ગ્રંથપાલ પરિચિત હોય છે, અને દરેક વાચકને આજ સુધીમાં કયાં કયાં પુસ્તકો મોકલ્યા છે તેની સંપૂર્ણ નોંધ પુસ્તકાલયમાં રહે છે; જેથી ઘણા વાચકો તો પુસ્તકોની પસંદગીનું કામ ગ્રંથપાલ ઉપર છોડી દઇ શકે છે, અને છતાં એક પણ પુસ્તક બેવડાતું નથી વા બીનજરૂરી આવતું નથી.

આ બધું શી રીતે બની શકે છે?

ગયે વર્ષે આ પુસ્તકાલયમાં ૨૫૦૦૦ પૌંડનું ખર્ચ થયું હતું. તેમાં ત્રીજા ભાગનું ખર્ચ સ્થાનિક સંસ્થાઓ અને મંડળો તરફથી મળ્યું હતું. બાકીનું ખર્ચ ઐચ્છિક મદદોથી મેળવાયું હતું. પુસ્તકોના કર્તા અને પ્રકાશકો પુસ્તક ઉપરના પોતાના હકક ઉદારતાથી આ પુસ્તકાલયને મફત આપતા ન હોત તો આથી પણ વધારે ખર્ચ આવત.

સવારના ૯ થી સાંજના ૫ સુધી ગમે તે વખતે વાચકો અને પ્રેક્ષકો આ પુસ્તકાલયની મુલાકાત લેઇ શકે છે. અને જેમ જેમ વધુ વાચકો અને પ્રેક્ષકો આ પુસ્તકાલયમાં આવતા થાય છે તેમ તેમ ગ્રંથપાલની છાતી વધુ ને વધુ ફૂલતી જાય છે.

**રામભાઇ કાશીભાઇ પટેલ,**
**બી. એસસી. બી. ટી.**



બીજાઓના દોષ તરફ જોશો નહિ: તેમનામાં દોષ જણાય તો પણ તે તરફ દુર્લક્ષ કરીને તેમની પાછળ રહેલા સદ્‌ગુણને જોવા એજ ડહાપણ અને પ્રેમનું કર્મ છે.

**—ઇલા વ્હીલર વિલ્કોક્સ.**



# રામપુરનું પુસ્તકાલય

**રા**મપુર રાજ્યના પુસ્તકાલયમાં આખા જગતના વિદ્વાનોને ઉપયોગી થઇ પડે તેવાં અતિ ઉપયોગી લખાણો પડ્યાં છે. આ લખાણોમાં પ્રસિદ્ધ ઇરાની કવિ નિઝામીના ગ્રંથોની આખી અથવા અધુરી નકલો છે. 'મસ્નવી' નામથી ઓળખાતી, દરેક જુદા જુદાં છંદની પાંચ કવિતા લખવાની તેણે પહેલ કરી હતી. અત્યારે તે તેના 'ખમ્સાહ' તરીકે ઓળખાય છે.

રામપુરનાં લખાણોમાં એક ઇ. સ. ૧૫૪૨નું છે. તેની નોંધ તથા સીલ પરથી સાબીત થાય છે કે પુસ્તક ઘણા લોકોએ જાળવીને રાખ્યું છે. અકબર, જહાંગીર, શાહજહાં અને આલમગીરના દરબારના મુખ્ય અધિકારીઓના ૧૯ સીલ તેના પર છે. આગલા માલિકે તે લખાણ ક્યાંથી, ક્યારે અને કોની પાસેથી લીધું તેની નોંધ કરી છે. સ્થળ અમદાવાદ અને વેચનારનું નામ શેખ પંજા મુલતાની. આનો લેખક, અકબરને અર્પણ થયેલ પ્રસિદ્ધ ઇતિહાસ તબાકત-ઇ-અકબરીનો કર્તા નિઝામુદ્દીન આહમદ છે. નિઝામુદ્દીન આહમદે તે પહેલાં બાબર તથા હુમાયુનની નોકરી કરી હતી. અકબરે તેને ગુજરાતનો બક્ષી નીમ્યો. તે રાવી નદીના કાંઠે મૃત્યુ પામ્યો અને તેને લાહોરમાં તેની વાડીમાં દાટવામાં આવ્યો.

બીજી નોંધમાં એમ લખેલ છે કે:—(૧) અમુક દિવસે નિઝામુદ્દીનના કબજામાંથી લખાણ લઇને શાહી પુસ્તકાલયમાં મુકવામાં આવ્યું. બીજી બાબત એ કે બરાબર આઠ વર્ષે શાહી રાજધાની આગ્રામાં લખાણ શહેનશાહ પાસે લાવવામાં આવ્યું હતું. એટલે કે અકબરે તે મંગાવ્યું હતું. પરંતુ તે મોટેથી વાંચી સંભળાવવા માટે, કે દરબારીઓમાં ઉપસ્થિત થયેલ કોઇ પ્રશ્નના નિર્ણય માટે, અથવા શહેનશાહની સાથે તે દિવસે ભોજન લીધું હોય તેવા કોઇને બતાવવા માટે તે પુસ્તક મંગાવામાં આવ્યું હતું, તેની નોંધ ઉપલબ્ધ થતી નથી.

છેલ્લા પાના પર લખાણનું વર્ણન છે. તેમાં તેની કિંમત ૧૫ મહોર ગણવામાં આવી છે. અત્યારે તેનું લીલામ થાય તો શું કિંમત ઉપજે તેની તો કલ્પના જ કરી લેવી બહેતર છે.

છોટાલાલ માનસિંગ કામ



## ગ્રંથોક્તિ

અમોને કો ન ફેંકી દો અમે તો મિત્ર થઇ રહેશું:
અમોને સુસ્થળે મૂકવાં, બીજાંને ખૂબ વંચાવવાં,
અમારી કાળજી રાખો, અમે તો મિત્ર થઇ રહેશું.
રૂડાં સાહિત્ય સરજાવી તમારી બુદ્ધિ ખીલવશું,
સુચારિત્ર્ય ઘડાવીશું, અમે તો મિત્ર થઇ રહેશું.
તમારાં પ્રેમી બાળોની સેવાઓ પ્રેમથી કરશું,
તમારી ભાવના ફળવા અમે તો મિત્ર થઇ રહેશું.

ગ્રંથપાલ સા૦ પુ૦ રણોલી. ]　　　　રેવનભાઇ સ. પટેલ



# શ્રી હીરક મહોત્સવ વિદ્યાર્થી–યુનિયન પુસ્તકાલય

## વેડા તા. વિજાપુર સ૦ ગુજરાતી શાળાની એક સફળ યોજના

### ઉદ્ભવ

આપણા કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબના હીરક મહોત્સવના માંગલિક પ્રસંગે અહીંની શાળામાં અભ્યાસ કરતા, અને અભ્યાસ કરી ગયેલા વિદ્યાર્થીઓની સભા ભરવામાં આવી હતી. તે સભામાં કેટલીક વાટાઘાટને અંતે એવું ઠરાવવામાં આવ્યું હતું કે આ શાળામાં અભ્યાસ કરતા ઉપરના વર્ગોના ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકોના ખર્ચનો બોજો ઓછો થાય, એ હેતુથી એક પુસ્તકાલય કાઢવું; અને એમાં ઉપરના વર્ગોમાં ચાલતાં પુસ્તકો રાખી તે ગરીબ વિદ્યાર્થીઓને બાર માસ માટે ભણવા સારુ આપવાં. શાળામાંથી અભ્યાસ પૂરો કરી ગયેલા વિદ્યાર્થીઓ પોતાનાં પુસ્તકો આ પુસ્તકાલયને ભેટ આપે અને બીજાં વધારે પુસ્તકો ગામના સદ્ગૃહસ્થો પાસેથી વિનંતિ કરી મેળવવાં; અને એ રીતે ગરીબ વિદ્યાર્થીઓને સહાયભૂત થાય એવું પુસ્તકાલય શરુ કરવું. આ યોજના સર્વ શિક્ષકો અને વિદ્યાર્થીઓને પસંદ પડવાથી તેનો અમલ ૧૯૩૫–૩૬ની વાર્ષિક પરીક્ષા પછી કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. અને આ યોજના તે વખતના મે. રા. રા. કડી વિભાગ શાળાધિકારી સાહેબ શ્રીયુત ઉમેદભાઇ લખાભાઇ પટેલ એઓશ્રી આગળ રજૂ કરતાં તેમણે અનુમોદન આપ્યાથી તારીખ ૧ માહે ફેબ્રુઆરી ૧૯૩૬થી આ પુસ્તકાલય શરુ કરવામાં આવ્યું છે.

### ધારાધોરણ

ઉપરની યોજના નક્કી થયા પછી આ પુસ્તકાલય માટે જે કેટલાક ખાસ નિયમો વિદ્યાર્થીઓની સભામાં નક્કી કરવામાં આવ્યા તે નીચે પ્રમાણે:—

૧ આ પુસ્તકાલયને "શ્રી 'હીરક મહોત્સવ' વિદ્યાર્થી–યુનિયન પુસ્તકાલય" કહેવું.

૨ શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોનું વ્યવસ્થાપક મંડળ રાખવું. તેમાં પાંચ સભાસદ રાખવા. તે મંડળના પ્રમુખ તરીકે શાળાના મુખ્ય શિક્ષક અને મંત્રી તરીકે પ્રથમ ઉપશિક્ષક કામ કરશે.

૩ પુસ્તકો ગરીબ વિદ્યાર્થીઓને વધારે મળે તે તરફ ધ્યાન રાખવું.

૪ પુસ્તકો બાર માસ માટે જ ભણવા આપવાં.

૫ પુસ્તકોની દુરસ્તી પેટે નીચે મુજબ ફી લેવી:

| | | | |
|---|---|---|---|
| રૂા. ૦–૪–૦ અંદરની કિંમતના પુસ્તકે | પુસ્તક દીઠ | | રૂા. ૦–૦–૩ |
| રૂા. ૦–૮–૦ | ,, | ,, | રૂા. ૦–૦–૬ |
| રૂા. ૦–૮–૦ ઉપરાંતની કિંમતના પુસ્તકે | ,, | | રૂા. ૦–૧–૦ |

આવેલી ફીનો વિનિયોગ પુસ્તક બંધામણી અને નવાં પુસ્તકો ખરીદ કરવામાં કરવો.

૬ પુસ્તક ખોવાઇ જાય અગર બેદરકારીથી ફાડે તો તેની કિંમત વિદ્યાર્થી પાસેથી વસુલ લેવી.

૭ વિદ્યાર્થી આ શાળા છોડી બીજી શાળામાં ભણવા જાય અગર અભ્યાસ છોડી દે તો પુસ્તક પરત લેવાં.

૮ ગામના સુજ્ઞ ગૃહસ્થોને તેની ઉપયોગિતા સમજાવી તેમાં મદદ કરવા વિનંતિ કરવી.

૯ પુસ્તકોનું રજીષ્ટર અને ઇસ્યુબૂક રાખવાં.

૧૦ આ પુસ્તકાલયની તમામ માલિકી વેડા. સ. ગુ. શાળાની ગણાશે.

### પુસ્તકાલય શરુ કરવામાં મળેલી મદદો

પુસ્તકાલયની શરુઆતમાં નીચે મુજબ મદદો મળી છે :—

| | | |
|---|---|---|
| ૧ જૂના વિદ્યાર્થીઓ તરફથી | રૂા. ૧૪–૧૪–૬નાં | જૂનાં પુસ્તકો. |
| ૨ પટેલ હરજીવનદાસ મોહનદાસ તરફથી | રૂા. ૧૭– ૨–૦નાં | નવાં પુસ્તકો. |
| ૩ જાની દેવશંકર મૂળજી તરફથી | રૂા. ૧– ૪–૬નાં | ,, |
| ૪ ડૉ. હરિલાલ મોતીરામ પીલવાઇ તરફથી | રૂા. ૧૦– ૦–૦ | કબાટ માટે. |
| ૫ ગામના અન્ય ગૃહસ્થો તરફથી | રૂા. ૬– ૦–૦ | ,, |

અત્યાર સુધી ઉપર મુજબ મદદ મળી છે. હાલ પુસ્તકાલયમાં રૂા. ૩૩–૫–૦નાં પુસ્તકો, અને રૂા. ૧૬–૦–૦નું કબાટ છે. ૪૫ વિદ્યાર્થીઓને ૧૯૩૬–૩૭ ની સાલ માટે નવાં પુસ્તકો આપી શકાયાં છે.

### ઉપસંહાર

આ અખતરો કર્યા પછી અમને જણાયું છે કે થોડા ખર્ચે સહેલાઇથી આવાં પુસ્તકાલયો શાળામાં ઉભાં થઇ શકે. દરેક શાળામાં આવાં પુસ્તકાલયો જરુરનાં છે. લોકો પ્રયત્ન કરે તો જરુર સફળતા મળે, અને ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકોના ખર્ચનો બોજો ઓછો થાય.

વેડા, તા. વિજાપુર.
તા. ૨૮–૧–૩૭

કચરાલાલ શવજીભાઇ સોની.
મંત્રી.



## અમૂલ્ય રત્ન

### ( લેખક :—લક્ષ્મીરામ પાઠક, રાજગઢ )

( ઇન્દ્રવજ્રા )

અજ્ઞાન કેરી ગહરી ગુહામાં
પડયો; વિતાવ્યાં કંઇ કાલ, પૂરી
લીધો મને તામસ—પિંજરામાં;
આનંદ પુષ્પો જગ વાટિકાનાં.
રચ્યાં વિધિએ ઉપભોગવાને.
ના કાંઇ જાણું ઉપભોગ શું છે ?
ડૂબ્યો સુષુપ્તી જલના અગાધ
ઉંડાણમાં; રત્ન અમૂલ્ય એક
બાંધ્યું : સ્વહસ્તે અડતાં, અહાહા !
આ શો ચમત્કાર ! બિડેલ ચક્ષુ
ખુલ્યાં થયું જ્ઞાન ભવે ભવોનું
હે ગ્રંથ ! તું, એજ અમૂલ્ય રત્ન !



# થોડુંક જાણવા જેવું

**કલકત્તા વિદ્યાપીઠની પહેલ :**—હમણાં કલકત્તા વિદ્યાપીઠે વૈજ્ઞાનિક પરિભાષા નક્કી કરવા અને જોઇતા પારિભાષિક નવા શબ્દો રચવા માટે એક સમિતિ નીમી છે. એ સમિતિ એકંદર પચાસ હજાર નવા શબ્દો રચશે. તે રચેલા શબ્દો ભાષામાં બરાબર ચાલુ થશે કે કેમ તે અનુભવે જણાશે. સામાન્ય રીતે તો કોઇ નવો શબ્દ વિદ્વાન તરફથી લખાતાં પ્રથમ ભાષામાં પ્રચલિત થાય છે અને ત્યારબાદ કોષમાં સ્થાન પામે છે. આમ કરવા જતાં વર્ષો સુધી રાહ જોવી પડે; અને એક બીજો પણ ગેરલાભ એમાં છે. કોઇ અયોગ્ય શબ્દ પણ ભાષામાં રૂઢ થઇ જાય. પણ જો આવો કોઇ કોષ હોય તો લેખકને ઘણી અનુકૂળતા રહે અને ભાષામાં કંઇ અવ્યવસ્થા દાખલ થવા પામે નહિ.

આપણે ત્યાં પારિભાષિક શબ્દોનો નાનો કોષ તો તૈયાર છે. પણ તે બની શકે તેટલો વિસ્તૃત પહેલી તકે કરવાની અગત્ય છે કારણ મેટ્રીકની પરીક્ષામાં માતૃભાષામાં વિષયોને શીખવતાં એ શબ્દોની જરૂરીઆત ઉપસ્થિત થઇ છે. તો આપણે ત્યાં પણ કોઇ અયોગ્ય શબ્દ ભાષામાં રૂઢ થઇ જાય તે પહેલાં આપણી સાહિત્ય પરિષદ આ કાર્ય કરવા તરફ લક્ષ આપે તો ?

**રેડીઓ પર વર્તમાન પત્ર :**—રેડીઓવિજ્ઞાનની પ્રગતિ દિન પ્રતિદિન ખૂબ જ થતી જાય છે. ટેલીવિઝનના અખતરા થઇ રહ્યા છે, તેમ વર્તમાનપત્ર આલમમાં પણ પ્રગતિ થતી રહી છે, અને એક વખત એવો આવશે કે જ્યારે ઘેર ઘેર વર્તમાનપત્ર આવશે નહિ, પણ ઘેર ઘેર રેડીઓ થતાં આખું વર્તમાનપત્ર ત્યાં જ સંભળાશે. અને એ વખતે રેડીઓ એટલા સસ્તા હશે કે દરેક કુટુંબ પોતાનો રેડીઓસેટ સહેલાઇથી ખરીદી શકશે.

**નોબલ પારિતોષિક મેળવનાર ઇટાલીઅન મહિલા :**—જગતભરમાં કીર્તિ ફેલાવનાર નોબલ પારિતોષિક મેળવનાર જે નામાંકિત વ્યક્તિઓ છે, તેમાં ત્રણ સ્ત્રી લેખિકાઓ પણ છે. એક મશહૂર સ્વીડીશ લેખિકા સેલ્મા લૅગ્ર્લોફ, બીજી ઇટાલીઅન લેખિકા ગ્રેઝીયા ડેલ્ડા અને ત્રીજી ડેન્માર્કની સીગ્રેડ અનસેટ. ઉપર પૈકીની બીજી ઇટાલીઅન સાહિત્ય સ્વામીની ગ્રેઝીયા ડેલ્ડા ઓગષ્ટમાં મૃત્યુ પામી. ૧૯૨૬માં તેને નોબલ પારિતોષિક મળ્યું ત્યાંસુધી તેને કોઇ ખાસ પીછાનતું ન હતું. પણ સામાન્ય રીતે બને છે તેમ તેને ઇનામ મળતાં તેના તરફ સૌ કોઇનું લક્ષ ખેંચાયું. અને ત્યાર પછી તો તે પ્રજાની માનીતી લેખિકા ગણાઈ. તેણે ચૌદ વર્ષની ઉમરથી સાહિત્યસેવાની શરૂઆત કરી હતી, અને તેના અવસાન સુધીમાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. પણ તેને કીર્તિ મેળવી આપનાર તેનાં પુસ્તકો La Madre, અને L'edera છે. તે સાર્ડીનીઆમાં જન્મેલી હોઇ તે કથાના ઘણા ભાગમાં ત્યાંના રીતરીવાજ વિચાર વગેરે વણાયેલા છે. પારિતોષિકની રકમ કરતાં પણ વધુ રકમ તેણે ત્યાંના ગરીબ કીસાનોના શ્રેયાર્થે ભેટ આપેલી છે. એ બીના તેની કીસાનો પ્રત્યેની લાગણીના પૂરાવા રૂપ છે.

**જાપાની સાહિત્ય સમૃદ્ધિ :**—જાપાન અત્યારે સાહિત્યપ્રકાશનના કાર્યમાં સૌથી મોખરે છે. જાપાન પછી બીજા નંબરે આવે છે યુ. એસ. એસ. આર. ( સોવિયેટ રશિયા ); પછી જર્મની, ફ્રાન્સ, ઇંગ્લેન્ડ, પોલેન્ડ, અને અમેરિકા આવે.

જાપાનમાં ગયે સાલ પ્રસિદ્ધ થયેલ પુસ્તકો પૈકી ૨૭૦૦ કેળવણી વિષયક, ૨૫૦૦ સાહિત્યનાં, ૧૯૦૦ વિજ્ઞાનનાં, ૧૨૦૦ પાઠ્ય પુસ્તક, ૧૦૦૦ ગૃહ શિક્ષણનાં, અને ૧૦૦૦ ધાર્મિક હતાં. જાપાનના અસંખ્ય લેખકોનો મોટો ભાગ ટોકીઓમાં રહે છે. છસો લેખકોનાં નામ તો વાર્ષિક નોંધમાં આવે છે.

લેખકોની જાણીતી સંસ્થા 'તે શું બુંજેલ' છે. તે આમવર્ગ માટેનું ખાસ સાહિત્ય બહાર પાડે છે. આ સંસ્થાએ ઘણા યુવાન લેખકોને ઉત્તેજન આપી પ્રકાશમાં આણ્યા છે.

અર્વાચીન શ્રેષ્ઠ જાપાની લેખક 'કીકીચી કવાનુ' છે. "યોચી ઉરા સીમ્બન" નામનું વર્તમાનપત્ર 'સાહિત્યકોનું પારણું' ગણાય છે. તે યુવાન લેખકોને પોષતું આવ્યું છે. પરિણામે જાપાનને મહાન લેખકો પ્રાપ્ત થયા છે.

**રાજા એડવર્ડ આઠમાનો ગાદીત્યાગ :**—ઇંગ્લેંડમાં પુસ્તકો કેટલી ઝડપથી પ્રકાશ પામી શકે છે, તે તાજેતરમાં બહાર પડેલ. "The Abdication of Edward VIII: A record with all the Published Documents." એ પુસ્તક સાબીત કરે છે. આપણે સૌ આ વાત તાજી જ જાણીએ છીએ. તા. ૧૦મી ડીસેમ્બરે રાજા એડવર્ડે ગાદીત્યાગના ખરડા ઉપર સહી કરી. તા. ૧૧ મીએ પાર્લામેન્ટમાં બીલ આવ્યું. તા. ૧૨ મીએ રાજા જ્યૉર્જ છઠ્ઠા ગાદીએ આવ્યા ત્યાં સુધીની અને તે પછીની જરૂરી સર્વ હકીકતનું, આધારભૂત દસ્તાવેજો સહિતનું, લગભગ પોણા બસો પાનાંનું પુસ્તક, એક અઠવાડીયામાં બહાર પડયું. તેની બીજી આવૃત્તિ પણ ડિસેમ્બરમાં નીકળી અને તેય ખપી જતાં બેસતા વર્ષે ત્રીજી આવૃત્તિ બહાર પાડવી પડી. સદરહુ પુસ્તક પાકી બાંધણીનું હોવા છતાં તેની કિંમત માત્ર ૨॥ શીલીંગ છે ( રૂ. ૧–૧૨–૦ ). આવા પ્રકારના ત્વરિત પ્રકાશનથી જરૂરી સારી કમાણી કરી શકાય.

**નેપોલીઅન સમોવડો મુસોલીની :**—ઇટલીએ એબીસીનીયા ઉપર યેનકેન પ્રકારેણ પોતાની સત્તા જમાવી તેમાં જે જે સેનાપતિઓએ પોતાનું યુદ્ધકૌશલ્ય બતાવ્યું હતું તેમને ઇટલીના રાજાએ ઇલ્કાબોથી નવાજ્યા છે. મુસોલીનીને–આ આખાય પ્રકરણના સૂત્રધારને–શો ઇલ્કાબ આપવો એમ રાજા તરફથી પૂછાતાં, ઇલ્કાબ મેળવી પોતાનું નામ લાંબું કરવા કરતાં ટુંકું કરવાનું ઇચ્છયું. જેથી મુસોલીની પોતાના નામને બદલે હવે 'M' લખી શકશે. આમ કરીને મુસોલીની મહાન નેપોલીઅન જેટલી મહાત્વાકાંક્ષા સેવી રહ્યો છે એમ જણાય છે. કારણ નેપોલીઅન શાહી હુકમોમાં માત્ર 'N' લખતો. આ પ્રમાણે M અક્ષરને ચિરંજીવી બનાવી મુસોલીનીએ નેપોલીઅન સમોવડો થવા પ્રયત્ન કર્યો છે!

વાંકાનેર, ૨૮–૨–૩૭ ન્હાનાલાલ કે. પટેલ.

# વાચન-તરંગ

(૧) **શિશુ અને સખી**:—આપણા સુપ્રસિદ્ધ નવલકાર શ્રીયુત મુનશીજીની ચમત્કારી કલમે લખાએલ, આ એક આત્મકથાના સૂર ગુંજતું પુસ્તક છે.

જન્મસંસ્કારી શિશુનો આત્મા સમયના પ્રવાહ સાથે વધુ સંસ્કૃત બન્યે જાય છે. 'શિશુ' જન્મથી જ હોનહાર છે. તેની આદર્શ સૃષ્ટિ અદ્ભુત છેઃ અને એ અદ્ભુતતાના અર્ક સમી તેની માનસમૂર્તિ-ભાવના સખી અલૌકિક છે.

પણ સમાજ, સ્વજન, ગુરુજન, હિતુજન અને જોષીઓએ મંગલ માનેલાં ધર્મલગ્નોથી અનેક અતિ સંસ્કારી આત્માઓને પનારે પડેલી સામાન્ય સતીઓ પૈકીની એક સતી, એવા લગ્ન દ્વારા શિશુને પનારે પડે છે. જૂઓ એ સતીનું શબ્દચિત્રઃ

"પતિની પરિચર્યા એ તેની મોજ હતી. દિવસ બધો વાળવું, ખંખેરવું ને રાંધવું, શિશુનાં શરીર ને સગવડ સંભાળવાં, રાત્રે શાંત વાતાવરણમાં પતિદેવતાને સત્કારવો, મૂંગે મોઢે તેને શાતાનો આસ્વાદ લેતો જોવો; સર્વસ્વ આપવું, કંઇ માગવું નહિઃ આજ સતીનાં મોજ અને મોક્ષ બન્ને હતાં."

અને સતી તો સેવામૂર્તિ હતી. અદ્દોષી પણ તેવી જ. એ વરવાં સતીત્વને ગોઝારાં ઘડતરોને આભારી હતાં તે પ્રત્યે શિશુ આપણને ચીંધે છે:—

"દુષ્ટ સંસારની દયાહીનતાનો ભોગ તે બીચારીને પિતા માતાએ પ્રાણ દઇ, પહેલેથી જ પથરો માની હતી. તેમણે પત્થરો ટંકાવ્યા હતા પણ આને અણઘડ઼ાંવી રાખી હતી. પેટપુર ખાવાનું, દિવસ ભરની ચાકરી ને જીવનભરનાં સાંસાં : બાર વર્ષના આ તેના લ્હાવા. લગ્નના વરઘોડા અને બારમાનાં જમણ એ તેનાં જ્ઞાનની મર્યાદા. આ દશામાં પણ તેણે પતિને માન્યો હતો દેવનો પણ દેવ ને એક માત્ર મુક્તિનું દ્વાર. તેના સર્વસ્વમાં હતી એક નાનકડી પોતાની જાત."

સખીને બદલે દેવે દીધેલ સતીથી, શિશુની ભાવના સૃષ્ટિનાં થએલાં દહનથી, સતી સંગની પ્રથમ રાત્રિ, વસ્લ રાત્રિને બદલે રૂદન રાત્રિ બને છે. અનભિજ્ઞ સતી એ રુદન રહસ્યોને પીછાની શકતી નથી. જુઓ :—

"મંગળ રાતે આ આંસુનાં રહસ્યો એ બીચારી ક્યાંથી સમજે? જે પ્રભુને રિઝવવા આવી હતી તે રૂઠયા લાગતા હતા. ગદ્‌ગદ કંઠે તેણે પૂછયું. 'હું નથી ગમતી?' તે આર્ત, દયામણો, કાંપતો સ્વર, અશ્રુધોધે રચેલી જવનિકા ભેદી, શિશુના હતાશ આત્માને સંભળાયો. અને વિનષ્ટ સૃષ્ટિના ખંડીએર પર ઉભા વિશ્વકર્મા સમો તે આત્મવિધ્વંસ ઝંખી રહ્યો."

અને કર્તવ્યપ્રતિજ્ઞા સાથે એ અબુધ સતી પ્રત્યે માત્ર "બીતી નહીં; હું સ્વભાવે સારો નથી." એટલું જ શિશુ જણાવે છે.

ભાવનાસૃષ્ટિનો વિધ્વંસ શિશુને એટલો તાવી નાખે છે કે તે મરણગાન ગાતો બની જાય છે.

પણ 'કર્તવ્યનો ચીલો' ઈષ્ટ મનાય છે. અને ભાવનાસંસારને ભોગે, પડ્યાં પાનાં નીભાવી લેવાનાં, સમાજસંસારનાં જે અનેક રેંકડાં ચાલી રહેલાં છે, તેમ રેંસાતો શિશુ પણ કર્તવ્યભારે બેર મારેલા જીવને, સતીસંસારના રેંકડાની ધૂંસરીએ જોડાય છે. 'અંતરનાં હાસ્યથી અપરિચિત સતી' પાસે, 'સંસારની શોભા માટે સાચવી રાખેલાં હાસ્યો" વેરે છે.

પણ તેને પોતાના સર્વનાશનું નિત્યભાન છે. એ ભાનકીટક રોજબરોજ તેના હૃદયસત્ત્વને કોલી ખાય છે. તેના માનસમાં અસહ્ય પ્રમથનો થઇ રહે છે. તે વલોવાયો જાય છે.

અને એ નિરુપાયી, મથિત, આક્રંદતું જીવન, આત્મઆંસુએ સાહિત્યસર ઉભરાવે છે.

જગક્ષેત્રે તે કર્મયોગી બની ઘૂમે છે. અસ્મિતાના પ્રખર ઘોષે તે દોદશ વિજેતા બન્યો જાય છે.

અને શિશુ આમ દ્વિધા જીવને જીવે છે.

પણ અંતરનો સનાતન શલ્ય ખસતો નથી. 'એ મહા પ્રયત્ને પાથરેલી સપાટી નીચે હૃદયનો ધગધગતો પ્રવાહ ( તો ) વહેતો જ હતો.'

એ આત્મરંસણીના યુગમાં, શિશુની વ્યોમવિહારિણી, સૂક્ષ્મ, કલ્પિત સખીમૂર્તિનાં પૃથ્વી ઉપર દર્શન થાય છે. પણ એ દર્શનપ્રાથમિકતામાં જ કર્તવ્યનો આવેગ તેને આદેશે છેઃ-

'योगः कर्मसु कौशलम्'

પણ એ આદેશ માત્ર વાણીપૂરતો રહે છે. અને તુલ્યશીલનાં ગંધમાદનનાં આકર્ષણે શિશુ સખી પ્રત્યે આકર્ષાયો જાય છે. એ જીવંત સખી પ્રત્યે શિશુ તન્મય બની રહે છે.

સખી સાથેનાં વિશુદ્ધ સાહચર્યે શિશુનું જીવન રસવંતું બન્યું. પણ એ આત્મ-સખીના સંસારસખી તરીકેના સ્વીકાર વચ્ચે અવરોધ કરતું કાળું જગત ખડું હોય છે. શિશુનું જીવન કંખિત બની જાય છે.

અને જેણે માત્ર કાંઈ પણ માગ્યા સિવાય આપી જ જાણ્યું છે એવી જીવનસમર્પિત સતી, વિધિનાં વિધાને સનાતન અંધાર સમાધમાં સૂએ છે.

અને ઘણી ગડમથલોના નિરાકરણ બાદ, 'અવિભક્ત આત્માની સર્જનસિદ્ધ એકતા' ને સાહજિક એવાં એ માનસલક્ષ્મી દંપતી, વિધિલગ્ને જોડાઈ, પતિ-પત્ની બને છે. જૂઓ તે લલિત પ્રસંગનું, શિશુના હૃદયનું ભાવકાવ્યત્વ :

"સુશોભન ભુવન કરો; રંગ ને બેરંગ પુરો; નવપટના તારણોને બારે બારે બાંધી દોને: આવી હો, આવી હો, હૈયા કેરી હાર લો !

* * * *

"કુસુમની માળ લાવો; સુગંધી સુવાસ બહાવો; દીપકમાં તેજ ભરો; કુમકુમના સાથ પુરો: આવી હો, આવી હો, હૈયા કેરી હાર લો !

* * * *

"સંસાર છો કહે ભલે, પણ વધૂ ન દેખાય મને, એ તો મારી સહચરી, સર્જન સમેની વરી; આવી હો, આવી હો, હૈયા કેરી હાર જો!"

અને આમ એ બે સંસ્કૃત આત્માનાં સાચાં આર્ષજીવન શરુ થાય છે.

જો કે, શ્રી. મુનશીને સ્વાભાવિક એવી પુસ્તકમાં શાબ્દિક ચમત્કૃતિની અતિશયતા છે, માનવી પ્રત્યે અસંભવિત એવાં કેટલાંક કલ્પનાઉડ્ડયનો અને શુભારોપણો છે, સત્યનો સરને વાણીઝંકૃતિ કેટલેક સ્થળે દબાવે છે, સેવામૂર્તિ સતી પ્રત્યે અકથ્ય અવગણના છે, ઇપ્સિતાના અત્યંત આવેગે 'સતી'ને સખી બનાવવાની શકયતાના અનાદરભરી અકર્મણ્યતા છે, જે શિશુની સખીએ સારાએ પુસ્તકનાં સર્જન કરાવ્યાં તે જ શિશુની, સેવામૂર્તિ સતીના કરુણવિસર્જન ઉપર એ શકિતસિદ્ધ કલમે અધર્મી મૌન સેવ્યું છે અને સખી પૂરતી કાલ્પિક સુરસતાની અતિશયતા પણ છે.

અને એ સર્વ હોવા છતાં એક સંસ્કારી આત્માનાં આંસુથી પુસ્તક ભીંજેલું છે, વિષમ સાહચર્યથી ભીંસાતા હતાત્માનાં દયાર્દ્ર સ્વરકંપન સ્થળે સ્થળે સંભળાય છે; સમાજની નીતિભરી અનીતિ સામે પુણ્યપ્રકોપ છે, ડાહી દુનિયાની પડદા પછવાડેની નીતિઓ સામે જ્વલંત રોષ છે; અને એ સર્વ સુતત્ત્વો સાથે 'દિવ્ય' સખીમાં પણ પૃથ્વી પરની માનવતા હોવાનો પ્રશસ્ય અને પવિત્ર એકરાર પણ છે. જૂઓ:—

"પણ આ નિર્મલ ગગનમાં કોઈ વાર આછી ઘેરી વાદળીઓ આવી પ્રહતી, ને મોજભર્યું જીવન અણગમ્યું થતું. કર્તવ્યનું કાઠિણ્ય, તપની વિશુદ્ધિ, ભાવના માટે તલસતી ઉર્મિ,–પૂર્વજન્મના સંસ્કાર સમાં–એમનાં ચિત્ત ચંચળ કરતાં. સુખ સિદ્ધિમાં છે, તૃપ્તિમાં નથી એની પ્રતીતી થવા લાગી."

આમ, પુસ્તકમાં આત્માના અવાજ પણ છે.

મુ. પો. સાઠોદ. } ચંદુભાઈ લક્ષ્મણભાઈ બારોટ
સભ્ય, વડોદરા વાચક મંડળ.

**(૨) કોયા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતોઃ—**'કડવી વાણી' અને 'કોયા ભગત' એવું નામ સાંભળી કોઈ ભજનપ્રેમી ભકત આકર્ષાય એવું આ નામ છે. પરંતુ આગળ વાંચતાં ગરીબોનાં ગીતો છે એવું જોઈ હરકોઈને વિસ્મય ઉપજ્યા વગર રહેશે નહિ.

કડવું ઔષધ જેમ જ્વર હરે છે, તેમ કડવી વાણી દોષ હરી લઈને નિર્મળ સ્વભાવ બક્ષે છે.

ઈશ્વર દયાળુ તેમજ સર્વ પ્રત્યે માયાળુ છે. "કીડીને કણ ને હાથીને મણ" સૌ સૌના ઉપયોગ પ્રમાણે મળી રહે છે, એવું દરેક માને છે. અને વળી સાધુઓ સત્ ચિત્ અને આનંદનો રાહ ઢુંઢે છે. એ રાહ ઈશ્વર બતાવતો નથી. એવા ઢોંગીઓને ભોજા ભગતે ઠીક ઠીક કહ્યું છે, અને અખાએ પણ ખોટાં કર્મકાંડ કરનારને ઝાટકયા છે. તેવી જ રીતે આ કોયા ભગત પણ દેશ અને સમાજને સાચો રાહ જણાવે છે. પણ સાચું કહેતાં કડવું

દેશે દેશે તને દીધો જાકારો
આંહીં કોએ ના ઉઠાડ્યા
રશિયાએ, ટર્કીએ હાંકી કાઢયો તને
પંપાળી હિન્દે સુવાડ્યો...હવે૦

*  *  *  *

જુગના જુગો તને રાખી જોયો હવે
કામ તારૂં અહીં શું છે ?

આ આખા યે કાવ્યમાં દેશની અધોગતિનું મૂળ કારણ વર્ણવેલું છે. તેના પ્રત્યુત્તરમાં વિદુરજી વૈકુંઠથી પ્રભુનો પત્ર લઇને કોયા ભગત પાસે આવે છે. તેમાં પ્રભુએ જે જે કામો માટે અવતારો લીધેલા તેનું વર્ણન છે : અને છેવટે લખે છેઃ—

રશિયા ને ટર્કીની વાત કરીશ ના
સાચો મને ત્યાં પિછાન્યો

*  *  *  *

કોયો ભગત વાંચી કાગળ પૂછે
એમાં આ સાચું શું છે ?...વૈકુંઠ૦

હવે, ઇશ્વરવાદની જરૂર નથી. તે બાબત હરિને અવતાર નહીં લેવા કહે છે. કારણ કે અવતારો લઇ શું ભલું કર્યું ? ઉલટા મહાબળીયા વીરોનો વંશ કાઢયો અને દેશને પાંગળો બનાવ્યો.

આ ઉપરાંત ‘ પઢારે પોપટ ’, ‘ ડોસીની પાડી ’ તથા ‘ ગરીઓનાં ગીતો ’માં હૃદયદ્રાવક ચિત્રો ખડાં કરે એવાં કાવ્યોમાંનાં થોડાંક આ રહ્યાં !—

‘ આદમ પીંજારો ’, ‘ પાંદડી ’, ‘ ભંગડી ’, ‘ રૂડકી ’, ‘ તલાવણી ’, ‘ ત્રણ પાડોશી ’, ‘ વાડકો આપો છાશ ’, ‘ મારવાડીનું ગીત ’, ‘ ખેડ ’, ‘ અંદાવાદના શહેરમાં ’, ‘ હે દેશ મારા ! ’ વગેરે એકેએક કાવ્ય ટાંકવા મન લલચાય છે, પરંતુ સ્થળનો સંકોચ છે. એટલે દરેક વાચક બન્ધુએ જાતે વાંચી લેવું એ જ ઇચ્છવાજોગ છે.

કાવ્યો ગામડાંની ગુજરાતી શૈલીમાં તેમજ રાગો પણ લોકગીતોના જ પસંદ કરી ગુંથ્યાં છે. જેથી હરેક વાચક સ્હેલથી વાંચી સમજી શકે તેમ છે.

આ નાનકડી કાવ્યમાળાના લેખક ભાઇ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર છે, કે જેઓ “ સુન્દરમ્ ”ના તખલ્લુસથી ઓળખાય છે. આ કાવ્યો પોતે જેલયાત્રાના સરકારી મહેમાન હતા ત્યારે લખેલાં અને ગવડાવેલાં. હવે તે છપાવી બહાર પાડવાથી આમવર્ગને બેશક લાભ થયો છે.

કોલીયાદ, } સોમાભાઇ ન. રાવળ
પો. પાલેજ. } સભ્ય, વડોદરા વાચક મંડળ.



# પર્વણી અહેવાલ

**ગત વસંતપંચમી** તા. ૧૫–૨–૩૭ ને દિને, સાલાનુબાદ, રાજ્યના ચારે પ્રાન્તોમાં જે કેટલેક સ્થળે પુસ્તકાલય પર્વણી દિન ઉજવાયો તે પૈકી જેમના અહેવાલ અમારા તરફ આવ્યા છે તેનો સાર ભાગ નીચે પ્રસિદ્ધ કરીએ છીએઃ—

**વરણામા તા. વડોદરાઃ**—સવારમાં વિદ્યાદાનનો કાર્યક્રમ રખાયો હોય તે માટે કાર્યકર્તાઓ ગામમાં ફર્યા હતા ને સારી રકમ મેળવી હતી. બપોરે ૧૨ વાગે કન્યાશાળાના મકાનમાં બેનોની સભા મળી તેમાં સરસ્વતી સ્તવન, દાંડીઆ ખંજરી સાથે 'વીરાંગના'નો ગરબો ગવાયા બાદ એ. વી. સ્કૂલના હેડમાસ્તર શ્રીયુત રતિલાલ ઘોડા, ઉપશિક્ષક શ્રીયુત ગજેન્દ્રરાય વ્યાસ, તથા મંત્રી શ્રી ચીમનભાઇ અમીને પ્રસંગોચિત વિવેચનો દ્વારા બેનોની વાચન અભિરૂચિ ખીલવવાનો પ્રયાસ કર્યો હતો. સાંજે પા৷ વાગે પુસ્તકાલયના મકાનમાં સામાન્ય સભા શ્રીયુત કાળીદાસ બહેચરભાઇના પ્રમુખપદે મળી તેમાં પણ પ્રસંગોચિત બોધક વિવેચનો થયા હતાં.

**ગાડા તા. પેટલાદઃ**—પુસ્તકાલયના મકાનને ધજાપતાકાથી શણગારવામાં આવ્યું. સવારમાં બાલ–બાલિકાઓ, શિક્ષકો તેમજ ઉત્સાહી નાગરિકોનું સરઘસ પુસ્તકાલય સૂત્રોનાં પાટીઆં તથા ભગવા ઝુંડા સાથે વાજતેગાજતે ગામમાં ફર્યું. બપોરના સમયમાં બાળકોને સ્ટીરીઓસ્કોપનાં દશ્યો દેખાડાયાં તથા ગાંડીવ સાહિત્ય, કિશોરમાળા, તથા ફોરમ વગેરે બાલોપયોગી પુસ્તકો વંચાવ્યાં. સાંજે રામજી મંદિરમાં ભક્તજનોએ ભજનકીર્તનની ઝડી બોલાવી સારાયે ગામમાં પુસ્તકાલય પ્રવૃત્તિ પરત્વેની આમજનતાની ચાહનામાં વધારો કર્યો.

**કરનાળી તા. તિલકવાડાઃ**—પુસ્તકાલયના મકાનને ધજાપતાકાથી શણગારવામાં આવ્યું, રમણિકાશ્રમવાળાં બેન શ્રી બાજી રાજબાના અધ્યક્ષપદે સભા ભરાઇ, તેમાં શ્રીમંતની તસ્વીરને ભાવભેર ફુલહાર પહેરાવ્યા બાદ બાળકોએ ઇશ્વરસ્તુતિ તથા શ્રીમંત પ્રશસ્તિની કવિતાઓ ગાઇ સંભળાવી. ગ્રંથપાલ લક્ષ્મણજીભાઇએ પુસ્તકાલય પર્વણીનો ઉદ્દેશ સમજાવી સ્થાનિક પુસ્તકાલયની સંસ્થાનો ઇતિહાસ કહી સંભળાવ્યો તથા ૧૯૨૫–૩૬ નો અહેવાલ વાંચી સંભળાવ્યો. આ વખતની સભાના પ્રમુખ તરીકે બેનની નિમણુંક થયેલી હોવાથી ગામનો સ્ત્રીસમુદાય પણ સારી સંખ્યામાં હાજર રહ્યો હતો. તેમને ઉદ્દેશીને પ્રમુખ બેને ઘરકામમાંથી વખત બચાવીને એકલાં એકલાં વા ભેગાં થઇને નીતિ તેમ ચારિત્ર્યને પોષનારાં પુસ્તકો વાંચવાનો તથા મહિલા મંડળ સ્થાપવાનો અસરકારક બોધ કર્યો હતો. સભામાં બહારના યાત્રાળુઓની પણ હાજરી હોઇ વડોદરાવાસી વે. શા. સં. ઉપેન્દ્રનાથ મગનલાલભાઇએ પ્રસંગોચિત વિવેચન કરતાં ઉપનિષદોનાં દષ્ટાંતો સાથે સુવાચનના ફાયદા સમજાવી આવા શુભ પ્રસંગે લોકસમૂહ ઉલટથી ભાગ લે છે તે બદલ આનંદ પ્રદર્શિત કર્યો હતો. રાત્રે ઉત્સાહી ગ્રંથપાલ ભાઇએ પોતાના ખર્ચે સંગીતનો જલસો તથા ભજનમંડળીનો કાર્યક્રમ પાર પાડયો હતો.

**શંકરપુરા તા. વાઘોડીઆઃ**—શાળાના મકાનને તથા પુસ્તકોનાં કબાટોને ધજાપતાકા તથા આંબાનાં પાનનાં તોરણોથી શણગારવામાં આવ્યાં. સવારમાં પુષ્પહારવિભૂષિત

દેશે દેશે તને દીધા જાકારો
આંહીં કોએ ના ઉઠાડ્યો
રશિયાએ, ટર્કીએ હાંકી કાઢયો તને
પંપાળી હિન્દે સુવાડ્યો...હવે૦

*   *   *   *

જુગના જુગો તને રાખી જોયો હવે,
કામ તારૂં અહીં શું છે?

આ આખા યે કાવ્યમાં દેશની અધોગતિનું મૂળ કારણ વર્ણવેલું છે. તેના પ્રત્યુત્તરમાં વિદુરજી વૈકુંઠથી પ્રભુનો પત્ર લઇને કોયા ભગત પાસે આવે છે. તેમાં પ્રભુએ જે જે કામો માટે અવતારો લીધેલા તેનું વર્ણન છે: અને છેવટે લખે છેઃ—

રશિયા ને ટર્કીની વાત કરીશ ના
સાચો મને ત્યાં પિછાન્યો

*   *   *

કોયો ભગત વાંચી કાગળ પૂછે
એમાં આ સાચું શું છે?...વૈકુંઠ૦

હવે, ઇશ્વરવાદની જરૂર નથી. તે બાબત હરિને અવતાર નહીં લેવા કહે છે. કારણ કે અવતારો લઇ શું ભલું કર્યું? ઉલટા મહાબળીયા વીરોનો વંશ કાઢ્યો અને દેશને પાંગળો બનાવ્યો.

આ ઉપરાંત 'પઢારે પોપટ', 'ડોસીની પાડી' તથા 'ગરીબોનાં ગીતો'માં હૃદયદ્રાવક ચિત્રો ખડાં કરે એવાં કાવ્યોમાંનાં થોડાંક આ રહ્યાં:—

'આદમ પીંજારો', 'પાંદડી', 'ભંગડી', 'રૂડકી', 'તલાવડી', 'ત્રણ પાડોશી', 'વાડકો આપો છાશ', 'મારવાડીનું ગીત', 'ખેડ', 'અંદાવાદના શહેરમાં', 'હે દેશ મારા!' વગેરે એકેએક કાવ્ય ટાંકવા મન લલચાય છે, પરંતુ સ્થળનો સંકોચ છે. એટલે દરેક વાચક બન્ધુને જાતે વાંચી લેવું એ જ ઇચ્છવાજોગ છે.

કાવ્યો ગામડાંની ગુજરાતી શૈલીમાં તેમજ રાગો પણ લોકગીતોના જ પસંદ કરી ગુંથ્યાં છે. જેથી હરેક વાચક સ્હેલથી વાંચી સમજી શકે તેમ છે.

આ નાનકડી કાવ્યમાળાના લેખક ભાઇ ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર છે, કે જેઓ "સુન્દરમ્"ના તખલ્લુસથી ઓળખાય છે. આ કાવ્યો પોતે જેલજાત્રાના સરકારી મહેમાન હતા ત્યારે લખેલાં અને ગવડાવેલાં. હવે તે છપાવી બહાર પાડવાથી આમવર્ગને બેશક લાભ થયો છે.

કોલીયાદ,
પો. પાલેજ.

સોમાભાઇ ન. રાવળ
સભ્ય, વડોદરા વાચક મંડળ



# સ્તકાલયોની તપાસણી

નીચેના પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં પુસ્તકાલયોની તપાસણી કરી પ્રચાર, વ્યવસ્થા તથા વર્ગીકરણની કામગીરી બજાવી છેઃ—

૧. વડોદરા પ્રાંત પ્રચારક રા. મંગળભાઇ જેઠાભાઇ પટેલઃ જાનેવારીમાંઃ— (૧) બાજવા ( વર્ગીકરણની સંજ્ઞા લખી આપી ) (૨) સીસવા ( જ. ર. તૈયાર કરી આપ્યું ને વર્ગીકરણની સમજ આપી. ) (૩) આજોડ ( સંજ્ઞા લખી આપીઃ કાયમ ફંડની રકમ ખાનગી ગૃહસ્થને ત્યાંથી સત્વર કાઢી લેવાની જરૂર ) (૪) પદમલા ( ખૂટતાં પુસ્તકોનો નિકાલ તરત થવાની જરૂરઃ જ. ર. તૈયાર કરી આપી વર્ગીકરણ કેમ કરવું તેની સમજ આપી ) (૫) સાંધી તા. પાદરા (૬) ગવાસદ (૭) મુવાલ (૮) સાદરા (૯) મોભા ( વર્ગીકરણ અધુરૂં છે તે પુરૂં કરી નાખવું ) (૧૦) માસર ( અધુરૂં વર્ગીકરણ પુરૂં કરી નાખો ) (૧૧) સાણુંપુર (૧૨) કુરાલ ( મંત્રીએ વિદ્યાર્થીઓનો વાચનરસ ખૂબ ખીલવ્યો છે તે માટે ધન્યવાદ ! ) (૧૩) પીંડાપા (૧૪) કણઝટ ( અધુરૂં વર્ગીકરણ સત્વર પુરૂં કરી દેવાની જરૂર ) (૧૫) સોપલા (૧૬) દુધવાડા ( કા. ફંડ ખાનગી ઇસમને ત્યાંથી કાઢી લેવાની જરૂર : વર્ગીકરણ અધુરૂં છે તે પુરૂં કરી નાખવું ) (૧૬) જાંબુવા ( જ. ર. તૈયાર કરી દીધું ) (૧૮) માણેજા ( વ્યવસ્થા વખાણવાજોગ ) (૧૯) તતારપુર ( જ. ર. તૈયાર કરી આપ્યું ) (૨૦) કુરાઇ તા. કરજણ (વર્ગીકરણ સત્વરે કરી નાખવાની જરૂર ) (૨૧) અણુસ્તુ ( સદર ) (૨૨) હડોદ ( વર્ગીકરણ હજી કેમ નથી થયું ? ) (૨૩) કરમડી ( મંત્રી ન મળી શકયા ) (૨૪) જુની જીથરડી ( વર્ગીકરણ અધુરૂં છે તે પુરૂં થઇ જવું જોઇએ) (૨૫) નવી જીથરડી (જ. ર. માં સંજ્ઞા લખી આપી) (૨૭) કંડારી (૨૮) ધાવટ ( ઉંદર-ઉધેના ઉપદ્રવ સામે ત્વરિત પગલાં લેવાની જરૂર : વર્ગીકરણ હજી કેમ અધુરૂં ? ) (૨૯) કુરાલી (૩૦) ગંધારા ( મંત્રી ન મળી શકયા ) (૩૧) ગણપતપુરા ( વર્ગીકરણ કેમ બાકી ? ) (૩૨) ધરોલા ( કામ કરનાર ગ્રંથપાલ ન મળી શકયા ).

૨. પાદરા મહાલ દ. વિ. માનદ પ્રચારક રા. ઇશ્વરભાઈ મોતીભાઇ પટેલઃ જાનેવારીઃ—(૧) સાણુપુર (૨) ડાંકા ( કાયમફંડની રકમ ખાનગી ઇસમને ત્યાંથી કઢાવી લેવાની જરૂર ) (૩) સાદરા (૪) કોટણા ( ડીસેમ્બર '૩૬ માં તપાસેલું. )

૩. શિનોર મહાલ માનદ પ્રચારક છાણભોઇના રા. હરિભાઇ શંકરભાઇ : જાનેવારીઃ—(૧) શીરાળા (૨) સાંધા (૩) માલપોર (૪) ભેખડા (૫) સેંગવા (૬) અચીસરા (૭) હબીપુરા (૮) ટીંબરવા (૯) પુનિયાદ.

૪. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ : જાનેવારીઃ— (૧) કડાચલા ( વાચનાલય છે તે ચાલુ રાખવા તથા પુસ્તકાલય ઉઘાડવા બોધ કર્યો.) (૨) વાલાવાવ (૩) જાંબુગોરલ ( પુ૦ ખોલવા પ્રચાર કાર્ય કર્યું ) (૪) ધર્મપુર (૫) તેરાકુવા ( પુ૦ ઉઘાડવા બોધ કર્યોઃ વાચનાલયનું બજેટ બનાવી મોકલ્યું ) (૬) વરસડા ( પત્રો બાંધવાની સમજ આપી ).

૫. મહેસાણા પ્રાંત પ્રચારક રા. ખોડીદાસ હઠીસિંગ બારોટ : તા. ૧૦-૧-૩૭ થી તા. ૨૦-૧-૩૭ સુધીમાંઃ—(૧) ખોકરવાડા તા. વિસનગર ( વર્ગીકરણની સંજ્ઞાઓ લખી

દીધી ) (૨) દવાડા તા. વિસનગર (નામવારી રજીસ્ટર તૈયાર થવાની જરૂર ) (૩) ખરસડા તા. વિસનગર (૪) નવાપુરા તા. પાટણ ( નામવારી તથા વિષયવારી રજીસ્ટરો જલદી તૈયાર થઇ જવાં જોઇએ ) (૫) પળી તા. પાટણ (વર્ગીકરણની સંજ્ઞા લખી આપી ) (૬) કંથરાવી તા. પાટણ ( ખૂટતાં પુસ્તકો તાકીદે મેળવી લેવાં : નામવારી રજીસ્ટર આપેલ સૂચના મુજબ તાકીદે બનાવી દેવાની જરૂર ) (૭) ( મણુંદ વાચનપ્રચાર વધારવાનો પ્રયાસ કરવો ઘટે ) (૮) ડાભડી તા. પાટણ ( સંજ્ઞા લખી દીધી : નામવારી વિષયવારી આપેલી સમજૂત પ્રમાણે બનાવી લેઇ જણાવવું. ) (૯) રૂવાવી તા. પાટણ (સદર) (૧૦) સંડેર ( ખૂટતાં પુસ્તકો તપાસ કરી મેળવી લેવાં : નામવારી તથા વિષયવારી રજીસ્ટરો સત્વરે બનાવી લઇ જણાવવું. ) (૧૧) માતપુર તા. પાટણ (૧૨) રણુજ ( નામવારી રજીસ્ટર જલદી તૈયાર કરી નાખો ).

૬. સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક રા. ખીમજીભાઇ ટી. ઠાકર : ઓકટોબર '૩૬ થી ફેબ્રુઆરી ૧૯૩૭:—(૧) ઉનાવા ( બે વખત : ખૂટતાં પુસ્તકોનો નિકાલ કરાવી લેવો: વર્ગીકરણ કરી આપ્યું : જુનાં પત્રોની હરાજી કરાવી રૂ. ૧૧- મેળવ્યા: ) (૨) કહોડા ( વાચન પ્રચાર વધારવાની જરૂર ) (૩) એંઠોર ( રજીસ્ટરે ચઢાવ્યા વગરનાં પુસ્તકો ચઢાવ્યાં: ગામ આગેવાનોને મળી વધુ મદદ કરવા વિનવ્યું ) (૪) ચાણસ્માં ( શ્રી રાંગણેકર સાહેબના રૂબરૂ સૂચનથી ખાસ તપાસણી ) (૫) મકતુપુર (૬) વડવાડા (૭) બ્રાહ્મણવાડા ( પ્રાંત પ્રચારકના ૫-૬ દિવસના લાગટ પ્રયત્નથી દફતર સુવ્યવસ્થિત બની ગયું છે. હાથ ઉપર મોટી રકમ છે તે તરતજ પોસ્ટ અગર એક જેવા સદ્ધર સ્થળે મૂકાઇ જવાની જરૂર ) (૮) ગાંગલાસણ (૯) સુજાણપુર (નવીન પુસ્તકાલય માટે પ્રચાર કરી રૂ. ૫૦) ૧ માસમાં કરી દેવાની કબૂલાત લીધી ) (૧૦) સેદ્રાણા ( વ્યવસ્થા સુંદર ) (૧૧) મેળોજ (૧૨) કામળી ( ખૂટતાં પુસ્તકોનો પત્તો લગાડવો ) (૧૩) બીલીયા.

૭. ગણદેવી મહાલ માનદ પ્રચારક રા. મણિભાઇ એલ. દેસાઇ ( કેસઆ પુ. નો ગ્રંથપાલ ) સપ્ટેમ્બર '૩૬ થી જાનેવારી '૩૭ સુધીમાં:—(૧) તલોદ ( જ. ર. બનાવડાવ્યું: વર્ગીકરણની સમજ આપી ) (૨) અજરાઇ (૩) ખખવાડા ( નવીન કબાટની જરૂર ) (૪) સોનવાડી ( વિષયવારી રજીસ્ટર થઇ જવાની જરૂર. )

૮. અમરેલી મહાલ માનદ પ્રચારક રા. કૃષ્ણલાલ ર. ત્રિવેદી:—જાનેવારીમાં (૧) કેરીઆચાડ (વર્ગીકરણની સંજ્ઞા લખી દીધી: જ. ર. નવું બનાવવાની જરૂર) (૨) માળીલા ( ઉધઇનો ઇલાજ તુરત કરવાની જરૂર ) (૩) સાજીયાવદર ( શિક્કા નંબરો થઇ જવા જોઇએ) (૪) ચાડીઆ ( વર્ગીકરણ થયે તરત જણાવવું. )

૯. દામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુ. ત્રિવેદી: જાનેવારીમાં:— (૧) ગણેશગઢ (વર્ગીકરણ થઇ જવાની જરૂર ) (૨) રૂપાવટી ( નામવારી વિષયવારી તાકીદે બનાવી લો ) (૩) શાંખપુર ( રૂબરૂ આપેલ સમજણ પ્રમાણે વર્ગીકરણ કરી નંખાય ) (૪) ધાંડરસીંગા ( વર્ગીકરણ હજી કેમ નથી થયું ? )

૧૦. વાઘોડીઆ મહાલ માનદ પ્રચારક રા. પુરૂષોત્તમ કુબેરભાઇ પંડયા : જાનેવારીમાં:—(૧) સાંકરીઆ ( વર્ગીકરણ કરી આપ્યું ) (૨) રસુલાબાદ (વ્યવસ્થા સારી)

**ટીપ: પ્રચારકભાઇઓએ રૂબરૂમાં આપેલ સૂચના સમજૂતનો યોગ્ય તે અમલ બનતી તાકીદે કરી દેવાય એમાં જ ગણાય જે તે પુસ્તકાલયના મંત્રી-ગ્રંથપાલ ભાઇઓની શોભા.**

# પ્રશ્નો અને ઉત્તરો

**પ્રશ્ન ૪ થો :**—ગ્રામપુસ્તકાલયનાં પુસ્તકો તથા પત્રોનાં લવાજમ જાન્યુઆરી તા. ૧લી થી બાર માસનાં ભરવામાં આવે છે. છતાં ફેબ્રુઆરી માસથી પત્રો ચાલુ થાય છે અને ડિસેમ્બર આખરે બંધ થાય છે. તો એક માસનું પત્રોનું લવાજમ પાછું મંગાવી આપવા મંડળ તજવીજ કેમ ન કરે ?

**સંખેડા મહાલ પુ૦ મંડળની સભાનો ઠરાવ નં. ૧**

**ઉત્તર :**—શિક્ષિત ભાઈઓ અને તેમાં પણ શિક્ષક ભાઈઓમાં ચોકસાઈનો ગુણ કેટલો ઓછો છે તેનું એક દ્રષ્ટાંત ઉપરનો ઠરાવ પૂરૂં પાડે છે. મંડળ તરફ પુસ્તકાલયખાતા તરફથી પત્રો મોકલવાની ખબર ડિસેમ્બરની ૧૫ મી સુધીમાં આપવામાં આવે તો જાન્યુઆરીની ૧ લીથી પત્રો શરૂ થાય જ. અને જો સૂચના ડિસેમ્બર આખરે કે જાન્યુઆરીમાં મળે તો જ પત્રો ૧લી ફેબ્રુઆરીથી શરૂ થાય. પત્રો મોડાં શરૂ થાય તેમાં મંડળનો દોષ હોતો નથી. પુસ્તકાલયો અંદાજપત્ર, લોકમદદની રકમ અને પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ વખતસર મોકલી આપે તો પત્રો ૧લી જાન્યુઆરીથી શરૂ થાય જ, અને ઠરાવ એકમાં ફરિયાદ કરી છે તેવી ફરિયાદ કરવાનું કારણ રહે જ નહિ.

પરંતુ પુસ્તકાલય ખાતા તરફથી પત્રો શરૂ કરી આપવાની સૂચના તા. ૧૫ મી ડિસેમ્બર પછી આવે તો પત્રો ફેબ્રુઆરી ૧લી થી જ શરૂ થાય. પરંતુ તેનાં લવાજમ (દૈનિક અને સાપ્તાહિકનાં) બાર માસનાં નહિ પણ અગિયાર માસનાં ભરાય છે. હિસાબે મોકલતાં લવાજમ પણ અગિયાર માસનું લેવાયલું હોય છે, અને માસિકોના તો બારેય અંક પૂરા અપાય છે. એટલે પત્રોનું લવાજમ પાછું મંગાવી લેવાનું બાકી હોતું જ નથી. રાજ્યના જે કોઈ પુસ્તકાલયને પત્ર ૧૧ મહિનાનું મળ્યું હોય અને લવાજમ બાર મહિનાનું લેવાયું હોય તેમણે સુખેથી માગણી કરવી. એટલે જેમને તેમને થયેલો અન્યાય તરતજ દૂર કરવામાં આવશે.

**પ્રશ્ન ૫ મો :**—ગુજરાતમાં કોઈ કોઈ વખત પુસ્તકાલયોને વા વ્યક્તિઓને પુસ્તકો મફત આપવા માટે વા જુજ કિમ્મતે લઈ આપવા માટે વર્તમાનપત્રમાં જાહેરાતો પ્રગટ થાય છે. તેવે પ્રસંગે મંડળ એવાં પુસ્તકો મંગાવી લઈ પુસ્તકાલયોને મોકલી આપવાની યોજના ન કરી શકે?

**શંકરભાઇ ગિરધરભાઇ પટેલ (કંડારી)**

**ઉત્તર :**—પુસ્તકો સારાં હોય, પરોપકાર વૃત્તિથી જનસમૂહમાં જ્ઞાન પ્રચારવાના કારણે પુસ્તકો વેંચાતાં હોય વા જુજ કિમ્મતે વેચાતાં હોય ત્યારે મંડળે આવી યોજનાઓ

અગાઉ કરેલી છે. દાખલા તરીકે ગાંધીજીના લેખોમાંથી તારવીને મુંબઇથી કોઇએ ૧૩ પુસ્તકો 'ગાંધી શિક્ષણ' એ નામે પ્રગટ કરેલાં ને તે એક રૂપિયે મળતાં. તેના ૫૦૦ સેટ મંગાવી લીધેલા. તેવી જ રીતે હાલમાં ડૉ. શ્રીયુત રવિશંકર ગણેશજી અંજારિયાનાં ૪થા ભાગની કિમ્મતે મળતાં (૧) વગર દોકડાનો વૈદ્ય (૨) વૃદ્ધાવસ્થામાં તંદુરસ્તી (૩) વહુને શીખામણ વગેરે રૂા. ૯–૧૪–૦ નાં પુસ્તકો ફક્ત ૩–૪–૦ માં મળે તે માટે ૫૦૦ સેટ મંડળે રાખેલા છે. પરંતુ આ પુસ્તકોનો પ્રચાર કરવામાં ઘણો કડવો અનુભવ મંડળને થયો છે. આ પુસ્તકો સારાં જ હતાં અને છે. છતાં મંડળને નુકસાનમાં ઉતરવું પડયું છે. તો પછી સામાન્ય પુસ્તકોના સંબંધમાં તો પૂછવું જ શું? માટે આવું કરવા મંડળને કોડ તો છે જ એટલે યોગ્ય સાવચેતી લઇ પુસ્તકાલયોની સેવાર્થે મંડળ આ પ્રકારનાં કામ કરે છે અને કરશે જ. પરંતુ પુસ્તકાલયના મંત્રીઓએ પણ આ સંબંધમાં પોતાની ફરજ અદા કરવાની હોય છે. આવાં પુસ્તકોની જાહેરાત વાંચવામાં આવે ત્યારે મંડળને ખબર આપવી, અને મંડળ તરફથી સોંઘી કિમ્મતે પુસ્તકો પૂરાં પાડવાની યોજના જાહેર થાય ત્યારે એનો લાભ લેવો અને બીજાઓને લેવરાવવા ભલામણ કરવી, જેથી પ્રશ્ન પૂછવામાં રહેલો હેતુ પૂરેપૂરો સફળ થશે.

**પ્રશ્ન ૬ ઠો :**—હાલ પુસ્તકોની ઘણી માળાઓ ચાલે છે, અને અગાઉથી તેના ગ્રાહક થનાર પાસેથી અર્ધી કિમ્મત લે છે. મંડળ જો આવી માળાઓના ૧૦૦ કે ૨૦૦ ની સંખ્યામાં ગ્રાહક થવાની કાયમની ગોઠવણ કરે તો પુસ્તકાલયને ઘણો લાભ ન થાય?

**શંકરભાઇ ગિરધરભાઇ પટેલ (કંઠારી)**

**ઉત્તર :**—ઘણી માળાઓના પચાસ કે સો સુધીની સંખ્યામાં ગ્રાહક થઇ મંડળે પુસ્તકાલયોને લાભ આપવાના પ્રયત્નો કરી જોયા છે, અને તેમાં તેને નિષ્ફળતા જ મળી છે. એટલે વ્યક્તિગત પુસ્તકાલય ગ્રાહક થાય એજ અમને અનુભવથી ઉત્તમ માર્ગ જણાયો છે. માટે ગ્રાહક તરીકે અગાઉથી મંગાવી લીધેલાં પુસ્તકો મંડળને લાંબી મુદત સુધી સાચવી કે સેવી રાખવા પડે ને નુકશાનમાં ઉતરવું પડે તેના કરતાં થોડી વધારે કિમ્મત આપીને પુસ્તકાલયો જોઇએ તેમ પુસ્તકો ખરીદી લે એ ધોરણ મંડળે સ્વીકાર્યું છે અને તે બરાબર છે.

વસો, તા. ૪–૩–૩૭ **મોતીભાઇ ન. અમીન.**

**જ્ઞાનની વાતો સાંભળ્યા કે વાંચ્યા પછી જો તેને આચારમાં મૂકીએ તોજ જ્ઞાનનો પ્રકાશ હૃદયને અજવાળે અને જીવનનાં છેલ્લા દિવસોમાં તેનો સારામાં સારો ઉપયોગ થઇ શકે. જે માણસ જ્ઞાનની વાતો માત્ર સાંભળે કે વાંચેજ છે તેને તે બહુ ઉપયોગી નથી થતી. શરૂ શરૂમાં એવી વાતો, વાતો તરીકે યાદ રહે છે પણ પાછળથી તે ભૂલી જવાય છે.**

**—તપસ્વી અબુ ઉસ્માન હયરી.**

## વડોદરા મધ્યવર્તી પુસ્તકાલય ખાતાના નોકરોની સહાય માટેનું

# શ્રી ન્યુટન દત્ત સ્મારક ફંડનું છેલ્લું નિવેદન

૧ ફંડ શરૂ થયાનું વર્ષ: ૧૯૧૭.

૨ શ્રી ન્યુટન દત્તનું નામ જોડાયાનું વર્ષ ૧૯૩૪.

૩ ફંડ બંધ કર્યાનું વર્ષ: ૧૯૩૬ ( ૩૧ જુલાઈ).

૪ ઉદ્દેશ: પુસ્તકાલય ખાતાના નોકરોના વા તેમનાં કુટુંબીજનોના અવસાન, મંદવાડ વા તેવાજ બીજા પ્રસંગોએ અગ્નિસંસ્કાર, દવા, ખોરાક વગેરે બાબતોમાં તેમજ ગરીબ નોકરોને ભારે વ્યાજના બોજામાંથી ઉગારી લેવાને મદદ કરવી.

ટુંક હકીકત:

જેને સેવા કરવી છે તેને ક્ષેત્ર, સમય કે પ્રસંગની રાહ જોવાની હોતી નથી. જ્યાં તે ઉભો હોય, ફરતો હોય, રહેતો હોય વા કામ કરતો હોય તેવા દરેક સ્થળે અને દરેક પળે તે સેવાના પ્રસંગો મેળવી શકે છેજ. પુસ્તકાલય ખાતાના ૪૦-૫૦ નોકરો એક જ સંસ્થામાં કામ કરે, વડોદરા જેવા મોટા શહેરમાં રહે, રૂ. ૧૦ થી ૫૦ સુધીની માસિક કમાણી કરે અને તેમાંથી જ પાંચ સાત માણસોના કુટુંબનું પોષણ કરવાનું હોય, અને જરૂર પડયે પાછલા અને ચાલુ દેવાનું ભારે વ્યાજ આપવાનું હોય: આ બધું ઉઘાડી આંખે જે કોઇ જુએ તેને થોડા વા નહિ જેવા ભોગે ભારે સેવાનું ક્ષેત્ર મળી જ રહે. આ ફંડની મૂળ શરૂઆત એ રીતે એક ગરીબ નોકરના અવસાન વખતે તેની બૈરીને મૃત પતિના અગ્નિસંસ્કાર કરવાના ખર્ચ જેટલી રકમ મેળવવામાં પડેલી મુશ્કેલી દૂર કરવાથી થઇ. માસિક પગારના એક રૂપિયે એક પાઇ ઐચ્છિક આપવાની યોજના હાથમાં લેવામાં આવી અને ત્રણ ચાર ભાઇઓની આર્થિક મદદથી લગભગ ૨૦ વર્ષ સુધી ચાલુ રહી. આ મુદત દરમિયાન આ પાઇ ફંડની રકમ તો રૂ. ૭૨૨-૧૦-૮ ની જ આવી, પણ ભાઇ એકનાથ પટેલ જેવા પ્રામાણિક, કાર્યદક્ષ, વ્યવહારકુશળ, સતત ઉદ્યોગી અને ચોકસાઇના ગુણવાળા સેવાભાવી કાર્યકરની વ્યવસ્થા-શક્તિનો લાભ આ ફંડને મળ્યો એટલે એ મુદત દરમ્યાન ૬૬ ઇસમોને કુલ રૂ. ૧૧૫૪૮ નું ધીરાણ થઇ શક્યું, અને વસુલ લેવાયું; એટલું જ નહિ પણ તેમાંથી રૂ. ૫૦૧-૮-૦ નું એક ટ્રસ્ટફંડ શ્રી ન્યુટન દત્ત સ્મારક ફંડ તરીકે પુસ્તકાલયોની કાયમની સેવાર્થે આપી શકાયું. રૂ. ૨૭૩-૩-૯ જેટલી મદદ ઇસમોને તેમની મુશ્કેલીના પ્રસંગે દાન તરીકે આપી શકાઇ. અને રૂ. ૧૫૦ નું ઉત્પન્ન આવે એવી ફક્ત રૂ. ૧૫૦ માં ૬ વર્ષથી ગીરો મૂકાયેલી જમીન છોડાવી એક ઇસમને-પુસ્તકાલયના માળીને-વાર્ષિક રૂ. ૧૫૦) ના ઉત્પન્નનો માલિક બનાવી શકાયો.

મારા નિવૃત્ત થયા પછી પણ આ ફંડ ઘણાં વર્ષો સુધી ચાલુ રહે એવી વ્યવસ્થા અને યોજના કરી હતી અને નોકરોને પણ આ ફંડ ચાલુ રાખવાની પ્રબળ ઇચ્છા હતી. પણ આવાં ફંડો વા યોજનાઓની પ્રાથમિક અને આવશ્યક શરત-પગારમાંથી હપ્તા વસુલ મળ-

વાની-શરતનું પાલન થવાની ખાત્રી મળી શકી નહિ એટલે નિરૂપાયે આ ફંડ બંધ કરવું પડયું. જેથી સને ૧૯૩૬ ના જુલાઇ આખર સુધીનો હિસાબ અને બીજી જરૂરી વિગતોનાં પરિશિષ્ટો લાગતાવળગતાઓની તેમજ આ પ્રકારનાં કામ કરનાર સમાજસેવકોની માહિતી માટે અત્રે પ્રગટ કરવામાં આવે છે.

## પરિશિષ્ટ ૧

### પાઇ ફંડનો માહે માર્ચ ૧૯૨૫ થી માહે જુલાઇ ૧૯૩૬ સુધીનો હિસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૦૬-૬-૧૧ | ફંડની થાપણ | ૫૦૧- ૮-૦ | શ્રી ન્યુટન સ્મારક ફંડ કાયમ રાખવા ટ્રસ્ટફંડ તરીકે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ને આપ્યા તા. ૨૭-૧૧-૩૫ |
| ૭૨૨-૧૦- ૮ | પાઇ ફંડના આવેલા | ૨૭૩- ૩-૯ | *નોકરોની માંદગીના પ્રસંગે દવા, નિરાધાર સ્થિતિમાં નિર્વાહ માટે, તેમનાં બાળકોને પુસ્તકો, તેમને દીવાળી હોળીના પ્રસંગે બક્ષિસ, તેમની મૈયતના પ્રસંગે અગ્નિસંસ્કાર વગેરે માટે, તેમના મરણ બાદ બાકી રહેલી લોન માંડી વાળવામાં, તથા એક સિપાઇએ હિસાબ રાખવામાં મદદ કરવા બદલ મહેનતાણું આપવામાં ખર્ચ કર્યા તે. |
| ૭૮-૧૦-૧૦ | ધીરેલી લોનનું વ્યાજ, ફરજિયાત બચતનું વ્યાજ બાદ કરતાં રહ્યું તે. | ૮૪૮-૧૧-૧ | ફંડના મેમ્બરોની ફરજિયાત બચત જુલાઇ ૧૯૩૬ ના વ્યાજસહિત પરત આપી તે |
| ૮૦૩-૨ -૭ | નોકરોની જમા આવેલી ફરજિયાત બચત. | ૮૩- ૦-૧ | બરોડા બેન્કની પાસ બુકમાં તા. ૧-૧-૩૭ ના રોજ વ્યાજ સહિત જમા છે. |
| ૪૫-૮ -૬ | ફરજિયાત બચત ઉપર દર રૂપિયે અરધી પાઇ પ્રમાણે વ્યાજ આપ્યું તે | | |
| ૧૭૦૬-૬-૧૧ | | ૧૭૦૬-૬-૧૧ | |

* જુઓ પરિશિષ્ટ ૨.

## પરિશિષ્ટ ૨

| રૂ. ૨૭૩-૩-૯ના ખર્ચની વિગત | | મદદ અપાયલા ઈસમોની સંખ્યા |
|---|---|---|
| અંતિમ ક્રિયા માટે ... ... ... | રૂ. ૭૫- ૧-૦ | ૬ |
| માંદગીમાં દવા ... ... ... | ,, ૨૯-૧૨-૬ | ૫ |
| પુસ્તકો ... ... ... ... | ,, ૨- ૦-૦ | ૧ |
| નિરાધાર સ્થિતિમાં દવા માટે ... ... | ,, ૬૨-૧૫-૯ | ૬ |
| મૈયતના કારણે લોન માંડી વાળવામાં ... | ,, ૪૦- ૦-૦ | ૨ |
| દીવાળી હોળીના તહેવારોમાં બક્ષીસ ... | ,, ૫૮- ૭-૬ | ૨૮ |
| હિસાબ રાખવામાં મદદ કરવા માટે મહેનતાણું વર્ષ ૨ બદલે ... ... ... | ,, ૫- ૦-૦ | ૧ |
| | રૂ. ૨૭૩-૩-૯ કુલ | ૪૯ કુલ |

## પરિશિષ્ટ ૩

ફંડનો લાભ કુલ ૬૬ જણે લીધો છે. તેમને મળેલી રકમોની અને તેમની નોકરીની હકીકતઃ—

| મદદની રકમ | | | ઇસમોની સંખ્યા |
|---|---|---|---|
| રૂ. | ૫ થી | ૨૫ સુધી ... ... ... ... | ૧૮ |
| ,, | ૨૫ થી | ૫૦ સુધી ... ... ... ... | ૭ |
| ,, | ૫૦ થી | ૧૦૦ સુધી ... ... ... ... | ૮ |
| ,, | ૧૦૦ થી | ૨૦૦ સુધી ... ... ... ... | ૧૨ |
| ,, | ૨૦૦ થી | ૩૦૦ સુધી ... ... ... ... | ૯ |
| ,, | ૩૦૦ થી | ૪૦૦ સુધી ... ... ... ... | ૦ |
| ,, | ૪૦૦ થી | ૫૦૦ સુધી ... ... ... ... | ૧ |
| ,, | ૫૦૦ થી | ૬૦૦ સુધી ... ... ... ... | ૩ |
| ,, | ૬૦૦ થી | ૭૦૦ સુધી ... ... ... ... | ૩ |
| ,, | ૭૦૦ થી | ૮૦૦ સુધી ... ... ... ... | ૧ |
| ,, | ૧૨૩૦ સુધી | ... ... ... ... | ૧ |
| | | કુલ | ૬૬ |

ઉપરના ૬૬ ઇસમોમાં ગ્રંથપાલ ૧, કારકુન ૨૪, સિપાઇ ૨૨, કામાટી ૧૮, માળી ૧ નો સમાવેશ થાય છે.

લોન તરીકે કુલ રૂ. ૧૧૫૪૮ નું ધીરાણ થયું છે.

## પરિશિષ્ટ ૪

આ યોજનામાં મદદ આપનાર સેવાભાવી ઇસમોની હકીકતઃ—

**દવા આપવામાં મદદ કરનાર ડૉકટરોનાં નામ.**

ક ૧ ડૉ. છગનલાલ દલસુખભાઇ ઠક્કર દવા અગર વીઝીટનો કંઇ પણ ચાર્જ લીધા વગર મદદ કરી રૂા. ૪૦ ની રકમ છોડી દીધી છે.

૨ ડૉ. રમણલાલ વૃજલાલ પરેલ
૩ ડૉ. વેણીલાલ નરસીભાઇ મોદી
૪ ડૉ. મૂળજીભાઇ મોતીભાઇ પરેલ
} ઉપરોક્ત ત્રણે ડૉકટરોએ મફત વીઝીટ કરીને દવાનો ચાર્જ ઓછો લીધો છે.

ખ કારકુન ઝીણાભાઈ ભવાનભાઇ ભ: ત તથા કંચનલાલ છોટાલાલ શાહે ફંડનો હિસાબ રાખવામાં મદદ કરી છે.

ગ માર્ચ ૧૯૨૫ પહેલાં મધ્યવર્તી પુસ્તકાલયના માજી હેડકલાર્ક રા. હરિસુતરામ વામનરામ મહેતાએ હિસાબ રાખી લેવડદેવડ કરી છે અને તે પછીનું બધુંજ કામકાજ ભાઇ એકનાથ પટેલે કર્યું છે.

## પરિશિષ્ટ ૫

ફંડનો લાભ લેનારા ઇસમો પૈકી કેટલાક ઇસમોને રૂા. ૧) ઉપર એક આના વ્યાજે બહારથી રકમ લેવી પડતી તેમને ફંડને લીધે ઘણી રાહત મળી છે.

મધ્યવર્તી પુસ્તકાલયના માળી મદીજી નાનાના બાપે લગ્ન જેવા જરૂરના પ્રસંગે રૂા. ૧૫૦ નાં વાર્ષિક ઉત્પન્નની જમીન એકી વખતે રકમ પરત આપવાની શરતે ૯ વર્ષથી ગીરો મૂકેલી, તેની પૂરી રકમ એકી વખતે આપી જમીનનો કબજો પાછો સોંપાવ્યો છે, જેનું ઉત્પન્ન હાલ તેને મળે છે. તેનું બીજું દેવું રૂા. ૪૦ દર મહા. દર રૂપિયે કલદાર બે પૈસા પ્રમાણેનું હતું. તે લેણદાર જમીન પડાવી લેવાના ઇરાદે અઢી વર્ષથી નિકાલ કરતો નહોતો. તેને રૂપિયે એક પાઇ પ્રમાણે વ્યાજ ગણી રકમ આપીને આ રીતે તેને દેવામાંથી મુક્ત કર્યો. આ ઇસમને કુલ રૂા. ૩૪૮ ધીરવામાં આવેલા હતા જેનો હપ્તો માસિક રૂા. ૨૦ થી ભરી તે ભુજ મુદતમાં ફંડના દેવામાંથી મુક્ત થયો છે.

મધ્યવર્તી પુસ્તકાલયના જે નોકરો નોકરી કરી કૉલેજમાં અભ્યાસ કરતા હતા તેમને ફી આપવાના પ્રસંગે વગર વ્યાજે લોન આપવામાં આવતી, જે તેઓ ૭ માસમાં હપ્તાથી પાછી આપી દેતા.

મધ્યવર્તી પુસ્તકાલયમાં ટુંક મુદત માટે ખોટના કારકુન તરીકે અગર હંગામી કારકુન તરીકે નિમાયેલા નોકરોને વખતસર મંજૂરી ન મળવાના કારણે તેમનો ચડેલો પગાર મુખત્યારનામું લઇ અગર તો પગાર મળ્યે પૂરી રકમ પાછી ભરવાની શરતે વગર વ્યાજે લોન આપવામાં આવતી; જેનો લાભ ઘણા નોકરોએ લીધો છે.

આ સંબંધી અગાઉની વિશેષ હકીકત સને ૧૯૩૪ ના "પુસ્તકાલય" ના ફેબ્રુઆરી માસમાં તેમજ સને ૧૯૩૫ ના માર્ચ માસના અંકમાં પ્રગટ કરવામાં આવી છે.

વડોદરા,
તા. ૨૮–૨–૩૭ } મોતીભાઇ ન. અમીન

# સન ૧૯૩૬–૩૭ ના પુસ્તકાલય–શિક્ષણ–વર્ગો

અગાઉ જાહેર થયા પ્રમાણે વડોદરા પ્રાન્ત માટેનો શિક્ષણ વર્ગ ડીસેમ્બર માસની તા. ૧૭–૧૮–૧૯ ના દિવસોએ વાઘોડીઆ મુકામે, અને મહેસાણા પ્રાન્તનો વર્ગ ફેબ્રુઆરી માસની તા. ૨૫–૨૬–૨૭ ના દિવસોએ પાટણ મુકામે ભરાઇ ગયો. વાઘોડીઆના વર્ગનો લાભ વડોદરા પ્રાન્તના ૪૮ અને રાજ્ય બહાર અમદાવાદના ૧ મળી ૪૯ મંત્રી ગ્રંથપાળોએ અને પાટણના વર્ગનો લાભ ૩૯ મંત્રી ગ્રંથપાળભાઇઓએ લીધો. તેમનાં નામઠામ નીચે પ્રમાણેઃ—

## વડોદરા પ્રાન્ત ૪૯

### શિનોર મહાલ

૧ ભાઇલાલભાઇ છોટાભાઇ પટેલ, નાના હબીપુરા
૨ ચુનીભાઇ શંભુભાઇ — તરના
૩ હરીભાઇ ગોવિંદભાઇ પટેલ — દીંબરવા
૪ શંભુલાલ પુરુષોત્તમ — માલસર
૫ ચતુરભાઇ ગોવિંદભાઇ પટેલ — દીવેર

### વડોદરા મહાલ

૧ મંગળભાઇ માધવભાઇ પટેલ — કાશીપુરા
૨ હઠીસિંહ સરદારસિંહ — વાસણા કોતરીઆ
૩ રેવનભાઇ અંબાલાલ પટેલ — રણોલી
૪ અંબાલાલ રણછોડભાઇ પટેલ — વરણામા
૫ છગનભાઇ મથુરભાઇ પટેલ — દુમાડ
૬ તોળાશંકર હરિશંકર — ભાયલી
૭ મંગળપ્રસાદ ચીકુભાઇ દવે — છાણી
૮ પ્રભાશંકર મથુરભાઇ પંડયા — ગોત્રી
૯ નરહરીલાલ મગનલાલ ભટ — ધટોલા

### પેટલાદ મહાલ

૧ ડાહ્યાભાઇ જ્હેરીભાઇ પટેલ — દંતાલી
૨ અંબાલાલ ઉમેદભાઇ પટેલ — ભડકદ
૩ મંગળભાઇ રંગનાથભાઇ પટેલ — ગાડા
૪ અંબાલાલ લલ્લુભાઇ પટેલ — ચલેંડી
૫ ગોકળભાઇ ખુશાલભાઇ પટેલ — પરોલ
૬ પરસોતમભાઇ વલ્લભભાઇ પટેલ — ગાડા

### કરજણ મહાલ

૧ મંગળભાઇ નાગજીભાઇ પટેલ — આમજેરા
૨ અંબાલાલ ઇશ્વરભાઇ પટેલ — ફત્તેપુરા
૩ ઉમરભાઇ મહમદભાઇ વોરા — મેથી
૪ નાથાભાઇ કેશુરભાઇ પટેલ — રણાપુર
૫ જગજીવનદાસ અમથાભાઇ ગાંધી — લીલોડ
૬ રસુલભાઇ ગફુરભાઇ વહોરા — છેવ્વા

### સાવલી મહાલ

૧ ચંદુલાલ છોટાલાલ શાહ — ગરધીયા
૨ મણિલાલ હરગોવિંદ પાઠક — રાસાવાડી
૩ રમણલાલ ચુનીલાલ પંડયા — નમીસરા
૪ કૃષ્ણલાલ મોહનલાલ ભટ્ટ — સાવલી

### ડભોઇ મહાલ

૧ કૃષ્ણલાલ અમૃતલાલ દેસાઇ — ધમેલી

### પાદરા મહાલ

૧ ગોરધનભાઇ નાથાભાઇ પટેલ — ગવાસદ
૨ હીરાભાઇ ઝવેરભાઇ પટેલ — મુવાલ
૩ નગીનદાસ દામોદરદાસ — તાજપુર
૪ વિષ્ણુપ્રસાદ પ્રહલાદજી પંડયા — પાદરા

### સંખેડા મહાલ

૧ છગનલાલ કેશવભાઇ પટેલ — માકણી
૨ વલીમહમદ દીનમહમદ મકરાણી — નંદપુર

### ભાદરણ મહાલ

૧ મનુભાઇ નારણભાઇ પટેલ — ઝારોળા

### વાઘોડીઆ મહાલ

૧ શંકરલાલ વિશ્વનાથ ભટ — ગણેશપુરા

આ નાના પુસ્તકમાં રા. ગિજુભાઇએ ઋતુઓ, તેમની ખાસિયત, તેમાં શું શું થાય વગેરે માહિતી ખૂબ સરળ ભાષામાં બાળકોને રસ પડે તેવી રીતે પીરસી છે. પુસ્તક દરેકે વાંચવાલાયક છે.

રૂપરંગ છપાઇ વગેરે બન્ને પુસ્તકોનાં ઉત્તમ છે. મોટા અક્ષરોથી બાળકોને વાંચવું સહેલું પડે એમ છે.

૪. **ચંદ્રિકા ભાગ ૧લો :**—કર્તા, ઇંદુકુમાર શંકરલાલ શહેરાવાળા; પ્રકાશક, એલાઇઝ સ્ટોર્સ, વડોદરા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪+૨૭૧; પાકું પૂઠું (આચ્છાદન સહિત ); મૂલ્ય રૂ. ૧–૪–૦.

'નવ ગુજરાત'માં દર અઠવાડીએ કડકે કડકે પ્રસિદ્ધ થયેલી આ વાર્તા હવે એમના એલાઇઝ સ્ટોર્સ તરફથી પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય છે.

ભાઇ ઇંદુકુમાર અગાઉ અમે જણાવી ગયા તે પ્રમાણે હાલ સાહિત્ય સૃષ્ટિમાં નવીન નવલકથાકાર તરીકે હજુ ઉગે છે. એમનું '**વલ્લરી**' પુસ્તક ગુજરાતી પંચની ભેટ તરીકે પ્રસિદ્ધ થઇ ગયું છે. આ બીજી નવલકથા છે. પરંતુ આમ કટકે કટકે થોડે થોડે અંતરે પ્રસિદ્ધ થતાં પુસ્તકોની અસર વાચક ઉપરથી ભુંસાઇ જાય છે અને જે અસર થવી જોઇએ તે થતી નથી. બીજો ભાગ જલદી બહાર પડે એવી તજવીજ રાખવા કર્તાને અમારી ભલામણ છે.

આ પુસ્તકમાં ચંદ્રિકાનું પાત્ર મુખ્ય છે. એ ભણેલી, અક્કલવાળી, સમજુ અને કુટુંબપ્રેમી છે. ભાભીને તો એનીજ ઓથ છે. નરેન્દ્ર ઠરેલ નથી. એ જુવાનીઓ છે. કુંજરિકાનું પાત્ર નવીન જમાનાનું છે. પોતાની પત્નીની તથા છોકરાની શું દશા થાય છે તે તરફ નરેન્દ્ર બેદરકાર રહે છે. બર્માથી યુક્તિ પ્રયુક્તિથી તેમને પોતાને ગામ મોકલી દે છે અને કુંજરિકા જોડે વસે છે. કુંજરિકા કામણગારી બાળા છે. એના તેજમાં નરેન્દ્ર ઝંખવાઇ જાય છે. કારણ કે એ નબળા મનનો છે. આ પુસ્તક અધુરૂં રહે છે એટલે એની ખરી ખુબી હજુ ઢંકાયલી છે. બન્ને ભાગો એકઠા બહાર પડવા જોઇતા હતા. પાત્રાલેખન સારૂં છે. વર્ણનો પણ સારાં છે. માત્ર ઉપદેશાત્મક તેમજ વિવેચનાત્મક ભાગ થોડા ઓછા થવા જોઇએ. એનાથી વાર્તાની ખરી ખુબી ઢંકાઇ જાય છે. એકંદર પુસ્તક વાંચવા લાયક, બોધક અને રસદાયક છે. આ જમાનામાં આવાં પુસ્તકો કેટલાની આંખો ઉઘાડશે. ઉત્તેજન આપવા લાયક છે. છપાઇ, રૂપ રંગ, અક્ષરો વગેરે ઠીક છે. કિંમત પણ માફકસર ગણાય.

૫. **ઉદ્‌બોધન:**—લેખિકા, શ્રી. પદ્માવતીબ્હેન દેસાઇ; પ્રકાશક જાતે જ; ૩૭, ન્યૂ ટાળક હાઉસિંગ સોસાઇટી, સરખેજ રોડ, અમદાવાદ; ૧૯૩૭; બોર્ડ પટીનું પૂઠું; પાન ૬૭; મૂલ્ય ૫ આના; ક્રાઉન ૨૪ પેજી.

પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહે પ્રસ્તાવનામાં આ પુસ્તક કયા અંગ્રેજી પુસ્તક ઉપરથી તૈયાર કરવામાં આવ્યું છે, કેવા સંજોગોમાં એ પુસ્તક તૈયાર થઇ શક્યું અને એ માટે

પ્રોત્સાહન કોનું હતું વગેરે બહુ ટૂંકમાં સમજાવ્યું છે. અમેરિકાના પ્રખ્યાત અર્થશાસ્ત્રી અને 'ફાર્મ ફાઉન્ડેશન' સંસ્થાના સંચાલક ડૉ. હેન્રી બી. ટેલર કૃત એડજસ્ટમેન્ટસઃ પેરેબલ્સ અને એલિગરીઝનો આ પુસ્તક અનુવાદ છે. લેખિકા પોતે પ્રસિદ્ધ વિ. દા. ઠાકરસી મહિલા વિદ્યાપીઠનાં ગૃહાગમિતા (જી. એ.) છે. ગુજરાતી સાહિત્યનો એમને શોખ છે. અક્ષરશઃ ભાષાંતર નહિ કરતાં આ અનુવાદ જ રજુ કર્યો છે. એમાં તેર જુદા જુદા વિષયોની વાર્તાઓનો સંગ્રહ છે. એ વાર્તાઓ નીતિકથારૂપ (પેરેબલ્સ) તથા રૂપકકથાઓ (એલિગરીઝ) રૂપે છે. બંને પ્રકાર બોધકથાઓના જ છે પરંતુ જેઓ બોધ ગ્રહણ કરવા અશક્ત હોય તેમને વાર્તા રૂપે આવી બાબતો સમજાવવાથી સામાન્ય મનુષ્ય પણ એ સમજી શકે છે. પ્રો. શાહે દરેક વાર્તાઓનો પરિચય પ્રસ્તાવનામાં ટૂંકમાં વિદ્વત્તાપૂર્ણ રીતિએ આપ્યો છે. વાર્તાઓ નાની હોવાથી કંટાળો આવતો નથી અને નીતિનો બોધ બહુ ઓછા પ્રયત્ને થઇ શકે છે. આવાં પુસ્તકો દરેક પુસ્તકાલયમાં હોવાં જોઇએ. આવાં સુંદર, સરળ અને સહેલી ભાષાવાળાં પુસ્તક દ્વારા પોતાના જ્ઞાનનો લાભ જનસમૂહને આપવા બદલ શ્રી પદ્માવતીબ્હેનને ખાસ અભિનંદન ઘટે છે. આશા છે કે અન્ય બ્હેનો યથાવકાશ આ દાખલાનું અનુકરણ કરી ગુજરાતી ભાષાની યત્કિંચિત સેવા કરવા ચૂકશે નહિ. વાતો વાંચવી ગમે એવી છે.

૬. **પ્રબોધ પ્રકાશ** :—કર્તા, કેશવરામ કાશીરામ શાસ્ત્રી; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ; ૧૯૩૬, ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦૩; કાચું પૂઠું; મૂલ્ય આઠ આના.

ઉપરોક્ત ભીમકૃત પ્રબોધ પ્રકાશ શાસ્ત્રીજી કેશવરામ દ્વારા લખાવી સોસાઇટીએ પ્રસિદ્ધ કર્યું છે. સાહિત્ય પરિષદના શ્રોતાઓને શાસ્ત્રીજીનો પરિચય અમદાવાદમાં થયો હતો જ. એમનો પ્રાચીન સાહિત્યનો અભ્યાસ પ્રશંસનીય છે. ભીમના કાળ માટે વિવાદ ચાલે છે. પરંતુ મૂળ 'પ્રબોધ ચન્દ્રોદય' નામનું સંસ્કૃત નાટક છે તેના ઉપરથી આ નાટકનું સૃજન થયું જણાય છે. એ સંબંધી વિવાદનો ઉલ્લેખ શાસ્ત્રીજીએ ઉપોદ્દઘાતમાં વિસ્તારથી કર્યો છે. કરવા પુસ્તકાલયો જરૂર સાચવી રાખે. બે ત્રણ હસ્તલિખિત પ્રતો ઉપરથી આ પુસ્તક તૈયાર થયું છે. સંસ્કૃત શ્લોકો તથા ગુજરાતી અનુવાદ બન્ને એક સાથે ટીપણી સહિત છપાયાં છે. છેવટે સંસ્કૃત શ્લોકોની સૂચી આપી છે. છેલ્લે પરિશિષ્ટ અંક ૧ માં અંબાલાલ જાનીવાળી પ્રતમાંના ઉપયોગી પાઠાન્તરો આપવામાં આવ્યા છે. છેક છેવટમાં પુસ્તકમાંના અઘરા અથવા પ્રાકૃત શબ્દોની સમજૂતી આપવામાં આવી છે.

આ પ્રકાશન સાહિત્યરસિકોને ઉપયોગી અને આનંદપ્રદ થઇ પડશે.

૭. **પ્રાથમિક શાળા શિક્ષકનો સાથી** :—કર્તા તથા પ્રકાશક, ચુનીલાલ બેચરલાલ ભટ્ટ, ચરોતર એજ્યુકેશન સોસાઇટી, આણંદ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૫+૧૭૮; પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૦-૦.

શ્રી સયાજી સાહિત્યમાળાનું ૨૪૭મું આ પુસ્તક રા. ચુનીલાલ ભટ્ટે પોતાના શિક્ષકબંધુઓ માટે એ જ દૃષ્ટિથી લખ્યું છે. પોતાના તેમજ મિત્રોના જાતઅનુભવ ઉપરથી આ પુસ્તક લખાયું છે. શિક્ષકોના કર્તવ્યની દિશા બતાવનારૂં આ પુસ્તક દરેક શાળા તથા

# નવીન ફાલ

| ક્ર. નં. | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | ખજાનાની શોધમાં | ભટ્ટ, મૂળશંકર મે.હનલાલ | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર ભાવનગર | ૦-૧૨-૦ | રૉ. લુ. સ્ટિવન્સનના ટ્રેઝર આઇલૅન્ડનું ભાષાંતર |
| ૨ | તારા અને ગ્રહો | પટેલ, મગનભાઇ | ,, | ૦- ૫-૦ | બાલસાહિત્ય વાટિકા પુ. ૧૭મું |
| ૩ | ઋતુના રંગો, | ગિજુભાઈ | ,, | ,, | ,, ૧૮મું |
| ૪ | ગિરીશભાઈની વાર્તાઓ | ગિરીશભાઇ | ,, | ,, | ,, ૧૯મું |
| ૫ | લગ્ન એક સમસ્યા | સોપાન | નૂતન પ્રકાશન મંદિર અમદાવાદ ( લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ ગાંધી ) | ૧- ૪-૦ | |
| ૬ | ઉદ્‌બોધન | દેસાઇ, શ્રી. પદ્માવતી | કર્ત્રી ૩૭, ન્યુ ટેળક હાઉસીંગ સોસાઇટી સરખેજ રોડ, અમદાવાદ | ૦- ૫-૦ | |
| ૭ | મેનાવતી | સંપાદક અને પ્રકાશક નાગરદાસ પ્ર. પટેલ | | ૦- ૩-૦ | બાલવિનોદમાળા પુ૦ ૨૫ |
| ૮ | અધ્યાય સંગતિ પુરસ્સર ગીતા સિદ્ધાંત અને તિલકકૃત ગીતા રહસ્ય સિદ્ધાંતનું સંક્ષિપ્ત નિરીક્ષણ | મેતા લાભશંકર પીતામ્બરદાસ | | ૦- ૮-૦ | સરલ વેદાન્ત ગ્રંથમાળા ગ્રં. ૩ |
| ૯ | સુવર્ણરજ | મજમુદાર શ્રીમતી બાજા મંજુલાલ | | | વિરાટ ગ્રંથાવલિ પુ૦ ૬ |
| ૧૦ | જીવન અને સાહિત્ય | દેસાઈ, રમણલાલ વસંતલાલ | આર. આર. શેઠની કંપની કાલબાદેવી રોડ, મુંબઈ | | ,, ,, પુ૦ ૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧ | સચિત્ર કાવ્ય સરિતા | શેઠ, મહાસુખભાઈ ચુનીલાલ વિસનગર | કર્તા | ૪- ૦-૦ | ત્રીજી આવૃત્તિ |
| ૧૨ | શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ | ભટ્ટ, ગોવિન્દલાલ વડોદરા | વાડીલાલ નગીનદાસ શાહ ત્રીજો ભોઈવાડો-મુંબાઈ ૨ | ૧- ૮-૦ | મગનલાલ ગણપતરામ શાસ્ત્રી સ્મારક ગ્રંથમાળા પુ૦ ૧ |
| ૧૩ | હિંદ સ્વરાજ્ય ભા. ૧લો. | વીમાવાળા ઈશ્વરલાલ મૂળચંદ | દેશબંધુ કાર્યાલય ૧૮૦, કળાપીઠ, સુરત | ૦- ૩-૦ | દેશબંધુ ગ્રંથમાળા |
| ૧૪ | આપણો આહાર | પંડ્યા કાન્તિલાલ છગનલાલ | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ | ૦- ૬-૦ | સસ્તી ગ્રંથમાળા વ. ૭ પુ. ૧ કુલ પુ. ૬૬ |
| ૧૫ | પરણ્યા પછી ભા. ૩ | દવે, મહાશંકર ઇ. | નવયુગ પુ૦ ભંડાર, રાજકોટ | ૧- ૦-૦ | લીલાવતી ગ્રંથમાળા વ. ૫ પુ. ૧ |
| ૧૬ | જીવન સંસ્કૃતિ | શાહ, જેઠાલાલ છો. (ઉર્મિલ) સાવલી | કોઠારી, મૂળજી ગાયજી મુંબઈ નં. ૨ | | 'સંજીવન'નું ભેટ પુસ્તક |
| ૧૭ | શારીરિક માનસિક તંદુરસ્તી તથા આધ્યાત્મિક રીતે સારવાર | અંજારિયા ર. ગ. (અનુ.) માંગરોળ (કાઠિ.) | લેખક | ૧- ૪-૦ | |



## સ્વીકાર

નીચેનાં પુસ્તકો મળ્યાં છે : પરિચય હવે પછી અવકાશે :—

(૧) મહાત્યાગ (૨) પરણ્યા પછી ભા. ૧ (૩) પરણ્યા પછી ભા. ૨ (૪) ગ્રામ વિચારણા (૫) ભગવો નેજો (૬) બાલ વાચન : ઉગતી પ્રજાનું માસિક : તંત્રી, વલ્લભજી સુંદરજી કવિ, રાજકોટ : વા. લવાજમ રૂ. ૨) ટ. ખ. અને ભેટ સહિત.






## વડોદરા રાજ્ય

**નાયબ હુજુર કામદાર સા. નો સંદેશો**—બહુચરાજી મુકામે મળેલી મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદે પુસ્તકાલય પ્રવૃત્તિને પોષણ આપવા બદલ શ્રીમંત મહારાજા સાહેબનો આભાર માનનારો તથા રાજકુટુંબનું દીર્ઘાયુ ઇચ્છનારો ઠરાવ પસાર કરેલા તે પરિષદના પ્રમુખ સાહેબે શ્રીમંત મહારાજા સાહેબ તરફ મોકલાવી આપેલા. તેની પહોંચ સ્વીકારતાં મે. નાયબ હુજુર કામદાર સાહેબે સંદેશ પાઠવ્યો છે કે:—"શ્રીમંત મહારાજા સાહેબનો પુસ્તકાલય પ્રવૃત્તિને પોષણ આપવા બદલ આભાર માનતો તથા રાજકુટુંબનું દીર્ઘાયુ ઇચ્છતો ઠરાવ મોકલવામાં આવ્યો તે મળ્યો. તે બદલ તેઓશ્રી તરફ આપનો તથા પરિષદમાં હાજર રહેલા તમામ સભાસદોનો આભાર માનવામાં આવે છે."

**મકાન ખુલ્લું મૂકાયું**:—બલોલ તા. મહેસાણા આમ પુસ્તકાલય માટે તૈયાર થયેલું મકાન તા. ૨૮-૨-૩૭ ને રવિવારને રોજ ગુજરાતના જાણીતા પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણને શુભ હસ્તે ખુલ્લું મૂકાયુ છે.

**દુરસ્તી**:—ગતાંકમાં 'પ્રાન્તિક પરિષદો'ના વૃત્તાંતમાં ૧૬૫મા પૃષ્ઠ પર ઓરણા સા૦ પુસ્તકાલયને બે ટ્રસ્ટફંડો મળ્યાનું જણાવાયું છે તે બરાબર નથી. રા. લલ્લુભાઇ ગોવિંદજી તરફનું રૂ. ૧૦૧)નું ટ્રસ્ટફંડ નનસાડ તા. કામરેજ પુસ્તકાલયના અને રા. મોરારજી કાલિદાસ તરફનું રૂ. ૧૦૧)નું ટ્રસ્ટફંડ સીસોદ્રા તા નવસારી પુસ્તકાલયના લાભાર્થે અપાયું છે. સદરહુ ટ્રસ્ટફંડોની શરતો ને ઉદ્દેશ ચાલુ અંકમાં અન્યત્ર છપાયાં છે જે લાગતા-વળગતાઓ નોંધ લે.

**પુસ્તકાલયોને મળેલી ભેટ**:—માલોસણ તા. વિજાપુર રૂ. ૫), લાડોલના પંચાલ ચુનીલાલ ઘેલારામ તરફથી પુત્રજન્મની ખુશાલીમાં.

—બલેશ્વર તા. પલસાણા: ૧૦) ગજ્જર દલપતભાઇ ત્રિભુવન, સીમરાણુ; ૫) ગજ્જર દામોદર રામજી, ગે.થાણ; ૨) સુથાર છોટુભાઇ જગજીવન, કઠોર; ૫) લાલાભાઇ ઝવેરભાઇ, ધણી : મળી કુલ રૂા. ૨૨.

—પાલડી તા. વિસનગર રૂ. ૪) ચરાડા તા. વિજાપુરના રા. સાંકળાભાઇ ફતેસિંહ ચોધરી તરફથી આણાપ્રસંગે.

—ધીણોજ તા. ચાણસ્મા : રૂ. ૫) શેઠ જીવરામભાઇ સાંકળચંદ તરફથી સ્વલગ્ન પ્રસંગે; રૂ. ૨) ગુ૦ શાળાના ઉપશિક્ષક રા. મોહનલાલ વણારસી તરફથી પુત્રીઓના લગ્ન પ્રસંગે : કુલ રૂ. ૭.

—મેરવાડા તા. ચાણસ્મા પા. તળજાભાઇ મોતીદાસ તરફથી લાકડાની ૧ ખુરશી. પુત્રજન્મની ખુશાલીમાં.

—બ્રાહ્મણવાડા તા. સિદ્ધપુર રૂ. ૫) સુથાર રામનાથ આશારામ પરાસળવાળા તરફથી પુત્રલગ્નની ખુશાલીમાં.

—રવાલ તા. વાઘોડીઆ : રૂ. ૧૧) માવલી તા. ડભોઇના પા. ભાઇલાલભાઇ તરફથી પુત્રલગ્નની ખુશાલીમાં

—વડુ તા. પાદરા : રૂ. ૧૫) પીપરીના પા. પુનમભાઇ તરફથી લગ્ન પ્રસંગે.

વર્ગીકરણ થઇ ગયું છે :—[ ગતાંકના પૃ. ૧૮૭ થી ચાલુ ] (૩૩૨) અંત્રોલી તા. પ્રશ્નસાણા. (૩૩૩) સાકરીઆ તા. વાઘોડીઆ.

## વં૦ રા૦ પુસ્તકાલય મંડળ

**૧૨મી પરીક્ષાઃ**—જાહેર થયા પ્રમાણે શિષ્ટવાચનની ૧૨મી પરીક્ષા તા. ૨૧–૨–૩૭ ના રોજ બે વિભાગમાં જે તે સ્થળે લેવાઇ ગઇ. આવેલી ઉત્તરવહીઓ પરથી વડોદરા–નવસારી વિભાગ ખાતે ૫૩૮ જેટલાં ઉમેદવારોએ અને મહેસાણા–અમરેલી વિભાગ ખાતે ૨૮૧ જેટલાં ઉમેદવારોએ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાય છે.

**શિક્ષણવર્ગો** :—વડોદરા તથા મહેસાણા પ્રાંતોના શિક્ષણવર્ગોનો લાભ અનુક્રમે ૪૯ અને ૩૯ મંત્રી, ગ્રંથપાલ વા શિક્ષક ભાઇઓએ લીધો હોઇ તેમનાં નામઠામની યાદી ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરાઇ છે, તે જોઇ લેવા લાગતાવળગતાઓને વિનંતિ.

—નવસારી પ્રાંતનો શિક્ષણવર્ગ આગામી એપ્રિલ માસમાં ભરવાની યોજના છે—જો પૂરતી સંખ્યામાં ઉમેદવારો મળી આવશે તો. ઇચ્છુક ઉમેદવારો એને માટે પોતાની ઉમેદવારી માર્ચ માસની આખર સુધી નોંધાવી શકશે.

## રાજ્ય બહાર

**"નવસર્જન"**:—આગામી એપ્રિલની ૧લી તારીખથી આંતરરાષ્ટ્રીય, સમાજવાદી, વૈજ્ઞાનિક, રોમાંચક, જાસૂસી, કલા, અને સાહિત્યની વિવિધ સામગ્રી ધરાવતું આ નામનું નૂતન પખવાડિક ઉમરેઠથી પ્રસિદ્ધ થવાનું છે. તંત્રીપદ શ્રીયુત બાબુરાવ જોશી ગ્રહણ કરવાના હોઇ એનું વાર્ષિક લવાજમ દેશ માટે રૂ. ૨–૮–૦ અને પરદેશ માટે ૯ શિલિંગ રહેવાનું છે. છૂટક નકલ બે આને મળી શકશે. આ 'પખવાડિક'ના ગ્રાહક થનારને એક સુંદર સેટ પુસ્તક અને ઓછામાં ઓછા બે ખાસ અંકો આપવાની પણ આશા દેખાડાઇ છે.

ભાઇ બાબુરાવના સાહસને ફત્તેહ ઇચ્છી ૧લી એપ્રિલની આતુરતાપૂર્વક રાહ જોઇશું.

**મુંબાઇની પાર્વતીબાઇ હિન્દુ લા૦ વિષે એક અભિપ્રાય :**—અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી રાજરત્ન પ્રતાપરાય ગિ. મહેતા તથા રાજેશ્રી જગજીવનદાસ નારાયણ મહેતાએ તા. ૨૫–૨–૩૭ના રોજ સદર સંસ્થાની મુલાકાત લઇ નીચે પ્રમાણે અભિપ્રાય આપ્યો છે :—

"પુસ્તકાલય એ પ્રજામાં પ્રાણ પૂરે છે; મુંબાઇ જેવા સંસ્કારી નગરમાં આવાં જ્યોતિ મંદિરોની હજી લતે લતે જરૂર છે. આ પુસ્તકાલય મફત સાર્વજનિક છે એ આવકારદાયક છે. તેની સ્થાપનાને થોડો વખત થયો છે, છતાં તેની પ્રગતિ સારી છે. માંડવી જેવા વ્યાપારી લતામાં આવું જ્ઞાનમંદિર રચવા માટે તેના વિધાયકોને ધન્યવાદ ઘટે છે. શ્રીમતી પાર્વતીબાઇના ધનનો ખરેજ સદુપયોગ થયો છે. મંત્રી શ્રી કાંતિલાલ આ સંસ્થાની પ્રગતિમાં સારો રસ લે છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. અમરેલીની અમારી સંસ્થામાં લીધેલી તાલીમ તેમણે દીપાવી છે. આ સંસ્થ ને આ વ્યાપારી લતાનું સાચું સરસ્વતી મંદિર બનાવવાના તેમના પ્રયાસો સફળ થાય એમ ઇચ્છીએ છીએ."

**યુનિવર્સિટિ લાઇબ્રેરીનો પાયો :**—લખ્નૌ યુનિવર્સિટીની લાઇબ્રેરી માટે સ્વતંત્ર મકાન બંધાવવા માટે રૂ. ૩૦૦૦૦૦ ( ત્રણ લાખ )ની જંગી રકમ ઇલાયદી રાખવામાં આવી હોઇ તેનો પાયો નાખવાનો માંગલિક વિધિ તા. ૪થા ના રોજ પ્રાન્તિક ગવર્નરને હસ્તે યોગ્ય દબદબા સાથે પાર પડ્યો છે.

## પરદેશ

**પેટા કાનુનમાં સુધારો :**—ગ્લાસગો લાઇબ્રેરીઝના પેટા નિયમોમાં અત્યારસુધી ૮ વર્ષની વયનાં બાલવાચકોને પુસ્તક ધીરવાની છૂટ હતી. વર્ષોના અનુભવ પછી એ નિયમ ઓછી વયનાં વાચનવાંચ્છુ બાલકોને અન્યાયકર્તા જણાવાથી તેને સુધારવામાં આવ્યો છે, અને પાંચ વર્ષનાં બાળકોને પણ પુસ્તકાલયમાંથી પુસ્તકો મેળવવાની સગવડ અપાઈ છે.

**ખિલોણા–પુસ્તકાલયો :**—ખિલોણા–પુસ્તકાલય એટલે રમકડાંઓનું પુસ્તકાલય. પુસ્તકાલયમાંથી જેમ પુસ્તકો ઘર આગળ વાંચવાને સારૂ ધીરાય છે, તેમ આ ખિલોણા –પુસ્તકાલયમાંથી ખિલોણાં વા રમકડાં રમવાને સારૂ બાળકોને ધીરાય છે. જગતનું એવું મોટામાં મોટું ખિલોણા–પુસ્તકાલય યુનૈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાના લૉસ એન્જેલોસમાં આવેલું છે. એનો લાભ હરકોઇ બાળકને મળી શકે છે. તે મેળવવા માટે બાળકે ખિલોણા–પુસ્તકાલયમાં જઇને પોતાનું નામઠામ નોંધાવી કાર્ડ કઢાવવું પડે છે. પછી તેને પોતાની પસંદગીનું મનગમતું રમકડું ઘર આગળ રમવાને સારૂ લઇ જવાનો અધિકાર મળે છે. ચૌદ દિવસ સુધી એક રમકડું રાખી શકાય છે. વિધિ બધો લાઇબ્રેરીના જેવો જ હોય છે. મુદત અંતે લઇ ગયેલું રમકડું સારી સ્થિતિમાં પરત કરી જનાર બાળક બીજું રમકડું લઇ જવાને પાત્ર ગણાય છે. પાછા ફરતાં રમકડાંને યથાસ્થાને ગોઠવી દેતાં પહેલાં ગરમ પાણીમાં ઉકાળી શાસ્ત્રીય રીતે શુદ્ધ કરવામાં આવે છે.

આ જાતનાં ખિલોણા-પુસ્તકાલયોની પ્રવૃત્તિમાં અનેક નામાંકિત લોકો રસ લે છે, અને તેઓ પોતાના વાઢ દિવસે ભેટ મોકલનાર મિત્રોને પોતાની જાતને માટે કંઇ ભેટસોગાદ મોકલવાને બદલે આ ખિલોણાં-પુસ્તકાલયમાં ખિલોણા મોકલી આપવાની ભલામણ કરે છે.

અમેરિકામાં, ચાલુ વર્ષે, આવાં બીજાં ૫૦ નવીન ખિલોણા-પુસ્તકાલયો ઉઘડવાનાં છે!

**રશિયાનાં પુસ્તકાલયો :**—સોવિયેટ રશિયામાં એકંદર ૯૭૨૮૬ રજીસ્ટર્ડ પુસ્તકાલયો છે. પૈકી ૩૬૭૪૭ જાહેર પુસ્તકાલયો, ૨૫૨૫૭ ગ્રામ પુસ્તકાલયો અને ૫૬૪ બાળકો માટેનાં ખાસ પુસ્તકાલયો છે. આ તમામ પુસ્તકાલયોની એકંદર પુસ્તકસમૃદ્ધિ ૬ કરોડ ૬૦ લાખ પુસ્તકો જેટલી છે!

## અવસાન નોંધ

ગત મકરસંક્રાન્તિ તા. ૧૪-૧-૩૭ના રોજ ગુજરાતી સાહિત્યાકાશનો એક તેજસ્વી તારો ખરી ગયો. એ તેજસ્વી તારો તે ગુજરાતના વયોવૃદ્ધ પીઢ સાક્ષરરત્ન શ્રી નૃસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ. એમનાં નામ અને કામથી ગુજરાતનો શિક્ષિત સમાજ ભાગ્યે અણજાણ હોય. એમણે પોતાની સાહિત્ય પ્રવૃત્તિના ફળ તરીકે કુસુમમાળા, નુપુરઝંકાર, ગીતમાળા, હૃદયવીણા, મનોમુકુર, સ્મરણમુકુર, સ્મરણસંહિતા, પ્રેમાનંદનાં નાટકો ઇત્યાદિ અનેક અભ્યાસપૂર્ણ ગદ્યપદ્ય ગ્રંથો ગુર્જરીને ખોળે ધર્યાં છે. એમના અવસાનથી ગુજરાતે એક પ્રખર અભ્યાસી, સંશોધક, સર્જક ને વિવેચક ગુમાવ્યો છે એમાં શક નહિ. પ્રભો! એ સદ્‌ગત આત્માને ચિર શાંતિ સમર્પો!

૨

બીજી એવી દુઃખદ નોંધ લેવાની પ્રાપ્ત થાય છે તે ચાલુ માસની ૩ જી તારીખે નીપજેલા વ્યારા મહાલ શાળાધિકારી શ્રીયુત વ્રજેશ્ચન્દ્ર આપાજી મહેતાના અચાનક અવસાનની. મર્હુમ ભાઇ વડોદરા રાજ્યની પુ૦ પ્રવૃત્તિમાં સક્રિય રસ ધરાવનારા ડેપ્યુટીઓ પૈકીના એક હોઇ સૌજન્ય, સમભાવ ને સલુકાઇભરી નીતિરીતિથી ડેપ્યુટી તરીકેની પોતાની ટુંકી કારકિર્દીમાં પણ શિક્ષકવર્ગનો સારો ચાહ મેળવવા ભાગ્યશાળી બન્યા હતા. વ્યારાની એક શાળાની પરીક્ષા લેવા જતાં જતાં જ એકાએક હૃદય બંધ પડી જવાને કારણે નીપજેલા આ હોનહાર જુવાનના અકાળ અવસાનની સખેદ નોંધ લઇએ છીએ ને એના ભલા આત્માને ચિર શાંતિ અને વિરહાકુલ કુટુંબીજનોને આવશ્યક સબુરી આપવા પ્રભુને પ્રાર્થીએ છીએ.

# પુસ્તકાલય સ૦ સ૦ મંડળ લિ. ને મળેલાં ટ્રસ્ટફંડો

## ૧૯ મું ટ્રસ્ટફંડ *

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી,

મુ. વડોદરા.

સવિનય જણાવવાનું કે બાંધણી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ અર્થે રૂ. ૯૦૦) અંકે રૂપીઆ નવસો પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો.

### શરતો

૧ આ ટ્રસ્ટફંડ " બાંધણી સાર્વજનિક પુસ્તકાલય નિભાવફંડ " એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ બાંધણી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દર વર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

૩ આ ફંડની રકમ ૩ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.

૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

મુ. બાંધણી, }
તા. ૨૩-૧૨-૩૬ }

(સહી) Illegible.
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય.



## ૨૦ મું ટ્રસ્ટફંડ *

રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી,

મુ. વડોદરા.

સવિનય જણાવવાનું કે મોજે આજોડ તા. વડોદરાના સાર્વજનિક પુસ્તકાલયના નિભાવઅર્થે રૂ. ૪૦૦) અંકે રૂપીઆ ચારસો ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો.

### શરતો

૧ આ ટ્રસ્ટફંડ " આજોડ સાર્વજનિક પુસ્તકાલય નિભાવફંડ " એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ મોજે આજોડ સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દરવર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

* સદરહુ નં. ૧૯-૨૦ નાં ટ્રસ્ટ ફંડો તા. ૨૨-૧-૩૭ ના રોજ મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૨૦ થી સ્વીકાર્યાં છે.

૩ આ ફંડની રકમ ૩૩/૪ % ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.

૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

મુ. આજોડ તા. વડોદરા, તા. ૩૦-૧૨-૩૬ (સહી) મહીજીભાઇ જેઠાભાઇ પટેલ
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય



## ૨૧ મું ટ્રસ્ટફંડ *

શ્રી. શ્રી. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી,
મુ વડોદરા.

સવિનય જણાવવાનું કે નાનીનરોલી તા. માંગરોળ સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ અર્થે રૂ. ૨૦૦) અંકે રૂપીઆ બસો પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો.

શરતો

૧ આ ટ્રસ્ટફંડ "નાનીનરોલી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવફંડ" એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ નાનીનરોલી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દરવર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

૩ આ ફંડની રકમ ૩૩/૪ % ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.

૪ મંડળના વાર્ષિક રીપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ આ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના કારણે યોગ્ય ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

મુ. નાનીનરોલી તા. માંગરોળ, તા. ૨૬-૧-૩૭ (સહી) પરભુભાઇ ગોકળભાઇ પટેલ
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય.



## ૨૨ મું ટ્રસ્ટફંડ *

શ્રી. શ્રી. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી,
મુ. વડોદરા.

સવિનય જણાવવાનું કે બહુચરાજી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવઅર્થે રૂ ૩૦૦) અંકે રૂપીઆ ત્રણસો પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો.

શરતો

૧ આ ટ્રસ્ટફંડ "બહુચરાજી સાર્વજનિક પુસ્તકાલય નિભાવફંડ" એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ બહુચરાજી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવખાતે ખર્ચવા દરવર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

૩ આ ફંડની રકમ ૩½ % ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.

૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના કારણે યોગ્ય ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

મું. બહુચરાજી તા. ચાણસ્મા, તા. ૧૫-૧૨-૩૬

(સહી) ચીમનલાલ ત્રિભોવનદાસ શાહ
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય.



## ૨૩ મું ટ્રસ્ટફંડ *

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના વ્યવસ્થાપક સાહેબ,
મુ. વડોદરા.

સેવામાં સવિનય નિવેદન જેઃ—હમો નીચે સહી કરનાર લલ્લુભાઇ ગોવિંદજી દેસાઇ રે. નનસાડ તા. કામરેજના અત્રેથી આપના મંડળને ટ્રસ્ટફંડ રૂા. ૧૦૦) અંકે રૂપીઆ એકસો એક પુરાનું "નનસાડ તા. કામરેજ સ. વ. પુસ્તકાલય માટે નીચેની શરતોથી આપને કાયમનું સોંપીએ છીએ તો તે સ્વીકારી આભારી કરશોજી.

શરતો

૧ આ ટ્રસ્ટફંડનું નામ "સ્વ. સંતોકબાઈ ભુલાભાઇ દેસાઇ સ્મારક ટ્રસ્ટફંડ" રાખવું.

૨ આ ટ્રસ્ટફંડનું રોકાણ પુ. સ. સ. મંડળ લિ. ના શેરોમાં કરવું.

૩ સદરહુ ટ્રસ્ટફંડના ઉપજતા વ્યાજનો દરવર્ષે પુસ્તકખરીદીમાંજ ઉપયોગ કરવો અને મૂળ રકમ કાયમ રાખવી.

૪ દરવર્ષે વ્યાજની જે રકમ થાય તેની ખબર નનસાડ તા. કામરેજ સા. પુ. ના મંત્રીને આપવી, જેથી બજેટ બનાવતી વખતે આ રકમને લોકમદદ તરીકે ગણી તે ઉપર સરકાર પંચાયત મદદ મેળવવા પુસ્તકાલયના મંત્રી વ્યવસ્થા કરી શકે અને આ રીતે કુલ જે રકમ થાય તેનાં પુસ્તકો ખરીદી સદરહુ પુસ્તકાલયને આપવાં.

૫ જે પુસ્તકો ખરીદ થાય તે પૈકી વ્યાજની રકમનાં જે પુસ્તકો આવે તેટલાં ઉપર "સ્વ. સંતોકબાઇ ભુલાભાઇ દેસાઇના સ્મરણાર્થે તેમના પૌત્ર લલ્લુભાઇ ગોવિંદજી દેસાઇ તરફથી ભેટ" એવાં લેબલો લગાડીને જ આપવાનો વહિવટ રાખવો.

૬ દર વર્ષે સદરહુ બાબતનું નિવેદન વાર્ષિક રિપોર્ટમાં પ્રસિદ્ધ કરી તેની એક નકલ હમોને મળે એવી વ્યવસ્થા કરવી.

તા. ૩૦-૧-૩૭
મુ. નનસાડ તા. કામરેજ
પો. કામરેજ
(સુરત ડીસ્ટ્રીકટ)

(સહી) લલ્લુભાઇ ગોવિંદજી દેસાઇ

## ૨૪ મું ટ્રસ્ટફંડ *

શ્રીયુત રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના વ્યવસ્થાપક સાહેબ,

મુ. વડોદરા.

સેવામાં સવિનય નિવેદન જેઃ-હમો નીચે સહી કરનાર મોરારજી કાળીદાસ દેસાઇ રે. નનસાડ તા. કામરેજ પ્રાંત નવસારીના આથી આપના મંડળને એક ટ્રસ્ટફંડ રૂા. ૧૦૧) અંકે એકસો એક પુરાનું નીચે જણાવેલી શરતો પ્રમાણેનું કાયમનું સોંપીએ છીએ તો તે સ્વીકારી આભારી કરશોજી.

શરતો

૧ આ ટ્રસ્ટફંડનું નામ "સ્વ. લક્ષ્મીબ્હેન તે દેસાઇ સંતોકભાઇ ભૂલાભાઇનાં ધર્મપત્ની સ્મારક ટ્રસ્ટફંડ" રાખવું.

૨ આ રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળના શેરોમાં રોકવી.

૩ સદરહુ ટ્રસ્ટફંડની રકમનું દર વર્ષે જે વ્યાજ ઉત્પન્ન થાય તેનો જ ઉપયોગ કરવો અને મૂળ રકમ કાયમ રાખવી.

૪ દરવર્ષે વ્યાજની રકમ થાય તેની ખબર સીસોદ્રા તા. નવસારીના સા. પુ. ના મંત્રીને આપવી, જેથી બજેટ બનાવતી વખતે આ રકમને લોકમદદ તરીકે ગણી તે ઉપર સરકાર પંચાયત મદદ મેળવવા પુસ્તકાલયના મંત્રી વ્યવસ્થા કરી શકે. અને આ રીતે કુલ જે રકમ થાય તેના પુસ્તકો ખરીદી સદરહુ પુસ્તકાલયને આપવાં; અને તે પુસ્તકો પૈકી વ્યાજની રકમનાં જે પુસ્તકો આવે તે દરેક ઉપર "સ્વ. લક્ષ્મીબ્હેન તે દેસાઇ સંતોકભાઇ ભૂલાભાઇનાં ધર્મપત્નીના સ્મરણાર્થે તેમના પૌત્ર મોરારજી કાળીદાસ દેસાઇ તરફથી ભેટ" એવાં લેબલો લગાડવાં.

૫ દર વર્ષે સદરહુનું નિવેદન વાર્ષિક રિપોર્ટમાં પ્રસિદ્ધ કરી તેની એક નકલ હમોને મોકલવી.

તા. ૩૦-૧-૩૭
મુ. નનસાડ
તા. કામરેજ
પો. કામરેજ

(સહી) મોરારજી કાળીદાસ દેસાઇ.

* સદરહુ નં. ૨૧ થી ૨૪ નાં ટ્રસ્ટફંડો મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૨૫ તા. ૨૮-૨-૩૭ થી સ્વીકાર્યાં છે.

# પત્રો શરૂ થયાની માહિતી

## યાદી નં. ૪

નીચે જણાવેલાં ગ્રામપુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત મદદ મેળવાની પાવતીઓ તા. ૧૫-૨-૩૭ સુધીમાં આવી ગયેલી, એટલે તેમનાં પત્રો તાં. ૧ લી માર્ચ ૧૯૩૭ થી શરૂ કરાવવા વ્યવસ્થા થઇ છે :—

| | | | | |
|---|---|---|---|---|
| **પેટલાદ** | ચોકારી | વણીઆદ | **દેહેગામ** | **સિદ્ધપુર** |
| **મહાલ** | ડભકા | સાંધા | **મહાલ** | **મહાલ** |
| અરડી | સાંગમા | વરખડ | ઉદણ | ઉનાવા |
| કણીઆ | સાંપલા | અંબાલી | કડજોડા | ઉપેરા |
| થલેંડી | હુશેપુર | ટીનસોદ | મહુદરા | કાકોસી |
| કોઠાવી | મોભારેડ | બાવળીઆ | વાસણ. રાઠોડ | કાંબળી |
| બામણોલી | **કરજણ** | **સાવલી** | હાથીજણ | હાજીપુર |
| બાંટવા | **મહાલ** | **મહાલ** | ગલુદણ | મકતુપુર |
| ભંડેરજ | અટાલી | નમીસરા | **કલોલ** | વડવાડા |
| રામોદડી | કંડારી | વાલવાવ | **મહાલ** | ગાંગલાસણ |
| સીમરડા | ધાવટ | મે.ટીનાડોલ | મુબારકપુર | રસુલપુર |
| **ભાદરણ** | દેલવાડા | મુવાલ | ઓળા | **ખેરાળુ** |
| **મહાલ** | આસનેરા | કુનપાડ | **વિજાપુર** | **મહાલ** |
| ભુવેલ | ફીયા | **વાઘોડીઆ** | **મહાલ** | ઉણાદ |
| વાલવોડ | **ડભોઇ** | **મહાલ** | નવાસંત્રપુર | કરમટીઆ |
| **વડોદરા** | **મહાલ** | કામરોલ | પુંધરા | ચાણસોલ |
| **મહાલ** | અમરેશ્વર | ગણેશપુરા | વિહાર | સીપોર |
| ગોરવા | કડધરા | **સંખેડા** | નવાપુદેડા | વિહોડા |
| વડસાલા | છત્રાલ | **મહાલ** | અંબોડ | શોભાસણ |
| હરણી | ઢોલાર | અરીઠા | **વિસનગર** | બહાદરપુર |
| સોનારકુઇ | મોટાહબીપુરા | પીપલસઠ | **મહાલ** | મંડાલી |
| વડસર | વઢવાણા | બોડેલી | કાંસા | બલાદ |
| દુમાડ | વસાઇ | માલપુર | વડુ | આડા |
| **પાદરા** | **શિનોર** | માકણી | ઉદલપુર | **પાટણ** |
| **મહાલ** | **મહાલ** | વડેલી | મગરોડા | **મહાલ** |
| અંબાડ | અચીસરા | **તીલકવાડા** | **મહેસાણા** | પાટણ અં. વા. |
| ગવાસદ | અવાખલ | **મહાલ** | **મહાલ** | બોરસણ |
| ગામેઠા | તેનતલાવ | આમરોલી | માકણજ | મેસર |
| ચાણસદ | દિવેર | | | સમોડા |

| | | | | |
|---|---|---|---|---|
| **ચાણસ્મા** | બોરસી | **કામરેજ** | ઢોલરવા | **ખાંભા** |
| **મહાલ** | **ગણદેવી** | **મહાલ** | પીઠવાજાળ | **મહાલ** |
| ચવેલી | **મહાલ** | ધળા | **દામનગર** | ખાંભા |
| બ્રાહ્મણવાડા | અજરાઈ | **માંગરોલ** | **મહાલ** | તાંતણીઆ |
| જીતોડા | ધનોરી | **મહાલ** | રૂપાવટી | **કોડીનાર** |
| પીંઢારપુરા | માસા | નાની નરોલી | નારણગઢ | **મહાલ** |
| ઇસ્લામપુરા | ધકવાડા | તરસાડી | **ધારી** | દેવળી |
| રૂપપુર | **પલસાણા** | લીંબાડા | **મહાલ** | **ઓખામંડળ** |
| **નવસારી** | **મહાલ** | **અમરેલી** | ઝર | **મહાલ** |
| **મહાલ** | ચલથાણ | **મહાલ** | ભલગામ | આરંભડા |
| દાંતી | બાબેન | ખીજડીઆરાંઢીઆ | | પ્રાસણવેલ |
| પોપડા | | ચાડીઆ | | |

કુલ ૧૩૯

આ યાદી સાથે કુલ ૯૪૦

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં, પુસ્તકોની યાદી

| | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ખજાનાની શોધમાં | વાર્તા | મૂળશંકર મો. ભટ્ટ | દક્ષિણામૂર્તિ પ્ર૦ મંદિર | ૦-૧૨-૦ | |
| ૨ | ઋતુના રંગો | ,, | ગિજુભાઇ | ,, | ૦- ૫-૦ | |
| ૩ | તારા અને ગ્રહો | વિજ્ઞાન | મગનભાઇ પટેલ | ,, | ૦- ૫-૦ | |
| ૪ | ગીરીશભાઇની વાર્તાઓ | વાર્તા | ગિરીશભાઇ | ,, | ૦- ૫-૦ | |
| ૫ | લગ્ન એક સમસ્યા | સમાજ શાસ્ત્ર | સોપાન | નુતન સાહિત્ય ભંડાર અમદાવાદ | ૧- ૪-૦ | |
| ૬ | સચિત્ર કાવ્ય સરિતા | કાવ્ય | મહાસુખભાઇ ચુ. શેઠ | મહાસુખભાઇ ચુ. શેઠ | ૪- ૦-૦ | |
| ૭ | મેનાવતી | વાર્તા | નાગરદાસ ઇ. પટેલ | નાગરદાસ ઇ. પટેલ | ૦- ૩-૦ | |
| ૮ | શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રદીપ | ધર્મ | પ્રો મગનલાલ ગ. શાસ્ત્રી<br>પ્રો. ગોવિંદલાલ હ. ભટ્ટ | વાડીલાલ જ. શાહ | ૧- ૮-૦ | |
| ૯ | હિંદ સ્વરાજ્ય | રાજકારણ | ઇશ્વરલાલ વિમાવાળા | દેશબંધુ કાર્યાલય | ૦- ૩-૦ | |
| ૧૦ | આપણો આહાર | વૈદક | કાન્તીલાલ છ પંડ્યા | પ્રસ્થાન કાર્યાલય | ૦- ૬-૦ | |
| ૧૧ | નાગા બાવા | નાટક | ચંદ્રવદન મહેતા | મનસુખલાલ મહેતા, વિલોચન ધ્રુવ, ચંદ્રવદન મહેતા | ૧- ૦-૦ | |
| ૧૨ | બાલ ચિત્રપોથી | શિક્ષણ | ચ. એ. સોસાયટી | ચ. એ. સોસાયટી | ૦- ૦-૬ | |

નોંધ :—નાનીમોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૧-૩-૩૭.

ભાઈલાલભાઈ ખુ. પટેલ
મંત્રી.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ પરીક્ષા ૧૨મી તા. ૨૧-૨-૩૭ ]

ટીપ :—(૧) દરેક વિષયના જવાબ જુદી જુદી નોટમાં લખવા.

(૨) જવાબ લખતી વખતે પુસ્તકની વા બીજી કોઇ રીતની મદદ લેવી નહિ: પ્રમાણિકપણું પૂરેપૂરું પાળવું.

(૩) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો તે શીવી લેવા.

(૪) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પુઠા પર નામ, ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

(૫) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

(૬) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગી-પાત્ર ઠરશે.

### વડોદરા-નવસારી વિભાગ માટે

### પ્રશ્નપત્ર

## (૧) ફોરમ લહરી ૧ થી ૫

( ગમે તે ૪ સવાલ છોડવા )

૧. પોતાના મત માટે, ધર્મ માટે, બધું જતું કરનાર સંત પુરુષની ઓળખાણ કરાવો.

૨. દેવી અઘોરકામિની વિષે શું જાણો છો ?

૩. દેશ સેવાનો જ ધંધો લઇ બેસનાર દેશનેતા કોણ થઇ ગયો ? એના વિષે જાણતા હો તે લખો.

૪. નીચે પૈકી ગમે તે ૩ વિષે લખો:—

(૧) કવેંની પરોપકારવૃત્તિ (૨) દયાનંદ સ્વામીની ક્ષમાશીલતા (૩) બંકીમબાબુની નીડરતા (૪) રામતીર્થનું નિશ્ચયબળ (૫) 'સરસ્વતીચંદ્ર'ના લેખકની શાંત પ્રકૃતિ.

૫. 'એ અમર મરણ' મરનાર મહાપુરુષ કોણ ? એના વિષે શું જાણો છો?

૬. પોતાની શોધોથી વિશ્વવિખ્યાત બનેલા હિંદી વૈજ્ઞાનિકોનાં નામ આપી તેમાંથી દરકોઈ એકનો પરિચય કરાવો.

૭. ગરીબની દાઝ ધરનારી એ ગોરી બેન વિષે જાણતા હો તે લખો.

૮. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની માતુશ્રીના જીવન પ્રસંગો વિષે જાણતા હો તે લખો.

# ( ૨ ) કિશોર ચારિત્રમાળા પુ. ૧ થી ૬

( જુદી નોટમાં લખો : ૫મો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે ૩ મળી કુલ ૪ સવાલના જવાબ લખો. )

૧. લિંકન અને ગાર્ફીલ્ડના જીવનપ્રસંગોની સરખામણી કરો.

૨. એડિસનની અસંખ્ય શોધો તથા છાપાંનાં ગપ્પાં વિષે જાણતા હો તે લખો.

૩. જ્યૉર્જ વૉશિંગ્ટનની સત્યપ્રિયતા વિષે શું જાણો છો ?

૪. લિંકનના પરણવાનાં ફાંફાં અને તેના ઘરસંસાર વિષે જાણતા હો તે લખો.

૫. નીચે પૈકી હરકોઇ ૪ વિષે ટુંક નોંધ લખો:—

(૧) જવામર્દ જેન્સ પાર્કર (૨) ગાર્ફીલ્ડની માતૃભક્તિ (૩) વીર પુરુષો માટેનું ફંડ (૪) બેન્જામીન સગડી (૫) ' સાધારણ સમજ ' (૬) ફ્રાન્કલીનની ક્ષમાશીલતા.

૬. વીજળીથી મકાનનું રક્ષણ કરવા માટે શું કરવામાં આવે છે ? એ યુક્તિ કોણે કેવી રીતે શોધી કાઢી એ વિષે જાણતા હો તે લખો.

૭. કાર્નેગીની જીવન પ્રગતિ શાને આભારી છે ? એ પ્રગતિ એણે કેવી રીતે સિદ્ધ કરી તે સંક્ષેપમાં પણ સ્પષ્ટ સમજાવો.

૮. 'પાણીદાર છોકરા 'નાં પરાક્રમો વર્ણવો.



## મહેસાણા–અમરેલી વિભાગ માટે

## પ્રશ્નપત્ર

# ( ૧ ) ફોરમ લહરી ભા. ૬ થી ૯

( ગમે તે ૪ પ્રશ્નો છોડો )

૧. મંછા–મકના નામના ખેડુતોની કલ્પિત વાત લખી એને મળતો જ સાચો પ્રસંગ કોના સંબંધમાં બન્યો છે તે જણાવી એ પ્રસંગ વર્ણવો.

૨. ' દરબાર–ચોર ' વિષે જાણતા હો તે લખો.

૩. ' વેપારવીરો 'માં કયા કયા મહાપુરુષોની વાતો છે તે જણાવી તેમાંથી ગમે તે એક વિષે જાણતા હો તે લખો.

૪. ' ઝંડુ 'નું ખરૂં નામ શું ? ' ઝંડુ ' નામ શાથી પડયું ? એ મહાપુરુષના સેવાભાવ વિષે જાણતા હો તે લખો.

૫. પ્રજાના દુઃખે દુઃખી થનાર રાજવી કોણ તે જણાવી એની દયાળુતા અને સેવાવૃત્તિનો ખ્યાલ આપો.

૬. 'ગુજરાતનો માર્ટીન લ્યુથર' કોણ? એના વિષે શું જાણો છો?

૭. નીચે પૈકી ગમે તે એક વિષે જાણતા હો તે લખો :—

(૧) અબ્દુલ કાદર (૨) રખડતા રામ (૩) પંદર વર્ષનો પંડિત.

૮. ગુજરાતના બે વિજ્ઞાનવીરોનાં નામ આપી તેમાંથી ગમે તે એક વિષે જાણતા હો તે લખો.

( જુદી નોટમાં લખો : ૫મો સવાલ ફરજિયાત છોડી બીજા ગમે તે મળી કુલ ૪ સવાલ છોડો. )

# ( ૨ ) કિશોર ચારિત્રમાળા પુ. ૭ થી ૧૨

૧. મ૦ ગાંધીજીના વિચારગુરૂ કોણ? એમના જીવનમાંથી તમને વધુમાં વધુ ગમેલા હરકોઇ બે પ્રસંગ વર્ણવો.

૨. 'ટેલ'ની આકરી કસોટી વિષે જાણતા હો તે લખો.

૩. કાળી પ્રજા પ્રત્યે અમેરીકન ગોરી પ્રજાને કેવી સૂગ છે તે વિષે તમે જે કંઈ જાણતા હો તે લખો.

૪. શિક્ષણ વિષે ટૉલ્સ્ટૉયના વિચારો જણાવી એની પોતાની શાળા કેવા પ્રકારની હતી તેનું બયાન કરો.

૫. નીચે પૈકી ગમે તે ૪ પર ટુંક નોંધ લખો :—

(૧) અંગારક (૨) ગોઝારી ટોપી (૩) અનાશ્રિત માટેનો કાયદો (૪) ટૉલ્સ્ટૉયનું કેલેન્ડર (૫) ઑલિવિયાની સત્યપ્રિયતા (૬) ગેરીબાલ્ડીનો અજોડ આત્મત્યાગ.

૬. ગૅસ્લર કોણ હતો? એની જોહુકમી ને અત્યાચારનો ખ્યાલ આપી તેનું પરિણામ કેવું આવ્યું તે સમજાવો.

અથવા

ફૉસેટની પાર્લામેન્ટની કામગીરી વર્ણવી તે હિંદુસ્તાનનો મિત્ર કેમ મનાયો તે સમજાવો.

૭. આજકાલ સાધારણ થઇ પડેલી મોટરગાડીનો શોધક કોણ? એ શોધ કરવાનો વિચાર એને શાથી સ્ફુર્યો અને તેમાં એણે કેવી રીતે કેટલે દરજ્જે સફળતા મેળવી તે લખો.

૮. ઇટલીની રાજકીય મુક્તિમાં ગેરીબાલ્ડીએ કેવો ભાગ ભજવ્યો છે તે સંક્ષેપમાં પણ સ્પષ્ટ રીતે સમજાવો.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૩ | પોષ | ૬– ૩–૩૭ |
| ઊર્મિ | ૬ | ૧ | જાન્યુઆરી | ૨૦–૧ –૩૭ |
| કિશોર | ૨ | ૧૨ | પોષ | ૬– ૩–૩૭ |
| કુમાર | ૧૪ | ૨ (૧૫૮) | માહ | ૨– ૩–૩૭ |
| કૌમુદી | ૧૫ | ૩ | માર્ચ | ૬– ૩–૩૭ |
| ખેડુત ખેતી અને સહકાર | ૩ | ૯ | ,, | ૩– ૩–૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૫ | ૭ | ફેબ્રુઆરી | ૭– ૩–૩૭ |
| ગુજરાત | ૩ | ૬ | ,, | ૫– ૨–૩૭ |
| ગુણસુંદરી | ૭ | ૩(બાળકઅંક) | માર્ચ | ૧– ૩–૩૭ |
| ગ્રામજીવન | ૭ | ૮ | ,, | ૧– ૩–૩૭ |
| ચરોતર | ૭ | ૨ | ફેબ્રુઆરી | ૨૬– ૨–૩૭ |
| ચિત્રમય જગત | ૨૨ | ૧૨ | ,, | ૧– ૩–૩૭ |
| જાત્રાલય | ૧૧ | ૨ | ,, | ૧૮– ૨–૩૭ |
| નવચેતન | ૩૦ | ૬ | માર્ચ | ૮– ૩–૩૭ |
| નવરચના | ૩ | ૧૧ | પોષ | ૨૨– ૨–૩૭ |
| પાટીદાર | ૧૪ | ૪ | માહ | ૧૩– ૨–૩૭ |
| પ્રસ્થાન | ૨૪ | ૨ | માગશર | ૪– ૨–૩૭ |
| બાલજીવન | ૧૭ | ૫ | માર્ચ | ૩– ૩–૩૭ |
| બાલમિત્ર | ૧૬ | ૮ | ,, | ૨– ૩–૩૭ |
| બાળક | ૧૫ | ૩ | ,, | ૮– ૩–૩૭ |
| બુદ્ધિપ્રકાશ–ત્રિ૦ | ૮૩ | ૪ | ઑક્ટોબર–ડિસે૦ | ૩૦–૧૨–૩૬ |
| માનસી–ત્રિ૦ | ૨ | ૨ | ફેબ્રુઆરી | ૨૪– ૨–૩૭ |
| યુવક | ૭ | ૩ | માર્ચ | ૨– ૩–૩૭ |
| વસન્ત ત્રિ૦ | ૩૫ | ૧૦–૧૨ | કાર્તિક–પોષ | ૫– ૨–૩૭ |
| વિલાસ–ત્રિ૦ | ૧૯ | ૨ | ડિસેમ્બર | ૮– ૧–૩૭ |
| વૈદ્યકલ્પતરૂ | ૪૨ | ૩ | માર્ચ | ૫– ૩–૩૭ |
| વ્યાયામ | ૨૨ | ૫ | ફેબ્રુઆરી | ૧૮– ૨–૩૭ |
| શારદા | ૨૬ | ૫ | ,, | ૧૬– ૨–૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૧ | ૧૨(ભેટઅંકસાથે) | માઘ | ૧૬– ૨–૩૭ |
| સાહિત્યકાર–ત્રિ૦ | ૩ | ૧ | સપ્ટેમ્બર | ૨–૧૦–૩૬ |
| સૌરાષ્ટ્ર શિક્ષક–ત્રિ૦ | ૧૦ | ૩ | ડીસે૦–ફેબ્રુઆરી | ૨– ૩–૩૭ |
| સ્કાઉટ વીર | ૨ | ૬ | જાન્યુઆરી | ૪– ૨–૩૭ |
| સ્ત્રીબોધ | ૮૧ | ૨ | માર્ચ | ૩– ૩–૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| એક સુહાગી રાત<br>કાળ મહિમા<br>ધોળો વાળ | કૌમુદી | ૧૫ | માર્ચ |
| પેટલાદ લોન ફંડ | ચરોતર | ૭ | ફેબ્રુઆરી |
| પરરાષ્ટ્રીય રાજકારણ<br>સ્વરાજ્યને પગલે પગલે<br>લગ્નસંબંધી વિચિત્ર રીતરીવાજો | ચિત્રમયજગત | ૨૨ | ફેબ્રુઆરી |
| વિદ્યાર્થીના પ્રશ્નો<br>મને નથી ગમતું<br>વિદ્યાર્થીઓનો શનિ–રવિ | છાત્રાલય | ૧૧ | ફેબ્રુઆરી |
| ટેલિવિઝન<br>આજની ઇટાલિયન પ્રજા<br>મફતની દવા | નવચેતન | ૩૦ | માર્ચ |
| ભાગ્ય જોવા કરતાં ભાગ્ય ઘડો<br>મનોર કાકા...હવે !<br>કજીયાત | નવરચના | ૩ | પોષ |
| વિધવા સ્વતંત્ર કેમ નહિ ?<br>સમાજનો હડહડતો અન્યાય<br>શહેરીઓની આંખે ગામડીઆ ચશ્મા | પાટીદાર | ૧૪ | માહ |
| કન્યાકુમારી<br>અઢી કલાક<br>લોપે ડી વેગા | માનસી | ૨ | ફેબ્રુઆરી |
| કાળના મંદિરમાં<br>ગ્રામોદ્ધાર એટલે શું ?<br>ગ્રામસેવાના પંથે | યુનક | ૭ | માર્ચ |
| ગૃહરાજ્યનો શૃંગાર<br>મામેરૂ<br>મૂળજીભાઇના મૂળા<br>ચોર | શારદા | ૨૬ | ફેબ્રુઆરી |
| બાળકોનું માનસિક આરોગ્ય<br>બાળ કેળવણી<br>ભૂગોળ પ્રદર્શનનું મહત્ત્વ | સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૦ | ડીસે૦–ફેબ્રુ૦ |
| | શ્રીબોધ | ૮૧ | માર્ચ |

પુસ્તકાલય ખાતું                                                    સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૩૮૩ સને ૧૯૩૬–૩૭

## વિષયઃ–

### લલચાવનારી યોજનાનો ભોગ ન થવા બાબત

મહેસાણા પ્રાંત પુસ્તકાલય પરિષદનું ત્રીજું અધિવેશન ચાણસ્મા મહાલના બહુચરાજી મુકામે તા. ૨ તથા ૩ માહે જાનેવારી ૧૯૩૭માં ભરાયેલું તેમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે.

ઠરાવ અંક ૧૦

"નશીબ અજમાવનારી લલચાવનારી યોજનાઓના ભોગ અજ્ઞાન લોકો ન થઇ પડે તે માટે પુસ્તકાલયના મંત્રીઓએ તેમને યોગ્ય સમજુતી આપવા આ પરિષદ ભલામણ કરે છે."

ઉપરનો ઠરાવ વંચાણમાં લઇ લાગતાવળગતાઓએ યોગ્ય તે તજવીજ કરવી.

વડોદરા,
તા. ૨૫–૨–૩૭

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૩૮૪ સને ૧૯૩૬–૩૭

## વિષયઃ–

### રાજ્ય પુસ્તકાલય મંડળ સાથે થયેલી વાટાઘાટના પરિણામ બાબત

ચાલુ સાલે વાઘોડીઆ મુકામે ભરાયેલી વડોદરા પ્રાંત ૪થી પુસ્તકાલય પરિષદમાં થયેલા ઠરાવ નં. ૫ પ્રમાણે અમોએ રાજ્ય પુસ્તકાલય મંડળના કાર્યકરો સાથે, મે. રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ સાહેબના બંગલે તા. ૧૧–૨–૩૭ના રોજ રૂબરૂ વાટાઘાટ કરી, તેમાં નીચે પ્રમાણે ધોરણ રાખવાનું સ્વીકાર્યું છે :—

૧ સરકારે નાપસંદ કરેલાં પત્રો કસ્બા તેમજ પ્રાંત પુસ્તકાલયોએ નહી ખરીદવા સંબંધી લેખી ખાનગી સૂચના ખાતા તરફથી મોકલી આપવામાં આવશે, જેથી હવે પછી એ બંને પ્રકારનાં પુસ્તકાલયોનાં વર્તમાનપત્રો-માસિકોની યાદીઓ ખાતાની મંજુરી માટે મોકલવાની જરૂર રહેશે નહિ

૨ ભેટ મળતાં પુસ્તકો જે તે કસ્બા પુસ્તકાલય બારોબાર સ્વીકારી શકશે; પરંતુ તેની યાદી ત્રિમાસિક નિવેદન સાથે ચાલતા આવેલા ધોરણ મુજબ ખાતા તરફ મોકલવી પડશે. તેમાં વાંધા પડતું પુસ્તક માલમ પડશે તો ખાતા તરફથી સૂચના અપાશે.

૩ ફરતા પુસ્તકાલયની પેટીએ સ્ટેશનેથી મંગાવી લેવામાં ઓછા નોકરો હોવાની મુશ્કેલી ખાતાને છે, તે લક્ષમાં લઇ બનતા સુધી ઠરેલા દિવસોએ મોકલવાની તજવીજ રાખવી; છતાં પછી અનુકૂળતા પ્રમાણે બીજા દિવસોએ મોકલાશે તો ખાસ વાંધો લેવાશે નહિ.

૪ 'યુવક' માસિક બજેટમાંથી કમી કરવામાં આવ્યું છે; પરંતુ હવેથી તે મંજુર રાખવામાં આવશે જ, અને ભેટ તરીકે કોઇ આપે તો પુસ્તકાલયો તે સ્વીકારી શકશે.

૫ ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપક મંડળે માગણી કરેલાં પત્રોને બદલે બીજું પત્ર ખાતાને મૂકવાનું હશે ત્યારે જે તે પુસ્તકાલયની સંમતિ લેવામાં આવશે.

આજ મતલબની જાહેરાત આ માસિકના ગયા અંકમાં રા. પુ. મં. ના સેક્રેટરીની સહીથી પ્રસિદ્ધ થઇ છે. રા. પુ. મંડળ અને ખાતું એમના વચ્ચે તફાવત (ભેદભાવ) હોતોજ નથી અને જો થાય તો તેનું નિરાકરણ વાટાઘાટથી થઇ શકે છે એ બહુજ ઉત્સાહજનક બીના છે. અમે આશા રાખીએ કે રા. પુ. મં. પુસ્તકાલય પ્રવૃત્તિને વેગવાન કરવાને માટે અમને સદૈવ સાચો સહકાર આપે.

પુસ્તકાલય ખાતું,
વડોદરા, તા. ૫-૩-૩૭

ज्यं. दि. घाकनीस.
વ્યવસ્થાપક, પુસ્તકાલય ખાતું, વડોદરા રાજ્ય.

---

## સૂચના નં. ૩૮૫ સને ૧૯૩૬-૩૭

## વિષય:–

### ૩૦ નવીન ગ્રામ પુસ્તકાલયો ઉઘાડવા બાબત

નીચે જણાવેલાં ૧૧ ગામો તરફથી નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટેની બજેટ સાથેની માગણી આવેલી હોવાથી તે ગામોનાં નવીન ગ્રામ પુસ્તકાલયોનાં બજેટ મંજુર કરીને મોકલી આપવામાં આવેલાં છે:—

#### વડોદરા પ્રાંત

૧ સીલવાઈ તા. પેટલાદ. ૨ સેખડી તા. પેટલાદ. ૧ નરસીપુરા તા. પાદરા.

#### મહેસાણા પ્રાંત

૧ કરસનપુરા તા. ખેરાળુ. ૧ ગણેશપુરા તા. વિસનગર. ૧ ભેંસાણા તા. મહેસાણા.
૧ ખણુસા તા. વિજાપુર. ૨ સાતુસણા ,,
૨ પોરસા ,, ૩ ખરસદા ,,

#### પ્રાન્ત નવસારી

૧ ભાદા તા. કામરેજ.

બાકીનાં ૧૯ ગામોએ ચાલુ સાલે નવીન પુસ્તકાલયો ઉઘાડવાનાં છે. માટે જે તે પ્રાંતના પ્રચારકો અને રા. મહાલ શાળાધિકારી સાહેબો તથા જુથ મંડળ અને મહાલ મંડળના મંત્રીઓ જે ગામે શાળા હોય અને પુસ્તકાલય ન હોય તેવાં ગામોએ લોકમદદના રૂા. ૭૫) નવીન પુસ્તકાલય ઉઘાડવા માટે ભેગા કરીને તે રકમ અત્રે મોકલી આપીને નવીન પુસ્તકાલય ઉઘાડવા માટેની તજવીજ કરાવશો એવી આશા છે.

વડોદરા,
તા. ૫-૩-૩૭

ના. ચં. દીવાનજી.
આ. મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તક ૧૨ મું.
અંક : ૪ થો

એપ્રિલ
૧૯૩૭



# પુસ્તકાલય

1065

તંત્રીઓ:
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી





લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ રૂ. ૦-૬-૦



વ્યવસ્થાપક:
ગોપાલભાઇ ખુશાલભાઇ પટેલ.
મંત્રી, ગું. પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| કર પુસ્તકથી પ્યાર ( કાવ્ય ) | 'રાહિત' | ૨૬૫ |
| ગ્રામ પુસ્તકાલયો અને શિક્ષકો | રસિકલાલ હ. પંડ્યા | ૨૬૬ |
| પુણ્યધામ ( ગરબી ) | જોઇતાભાઇ અ. પટેલ | ૨૭૦ |
| મહિલાઓ અને પુસ્તકાલયો | મીસ પીલાં બી. મકાતી | ૨૭૧ |
| જ્ઞાન મંદિરીએ ( રાસ ) | કમળાગોરી પાઠક | ૨૭૮ |
| નવાપુરમાં નવીન પ્રકાશ ( વાર્તા ) | વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી | ૨૭૯ |
| વિદ્યાની વેલિયે ( કાવ્ય ) | રસુલભાઇ ન. વહોરા | ૨૮૧ |
| જાપાનના મશહૂર પ્રકાશક 'સેઇનોમા'ની સાહસિક જીવનકથા | 'ઉદ્ધૃત' | ૨૮૨ |
| બૃહદ્ ગૂજરાત પુ૦ પ્રવર્તક મંડળી | 'સેવક' | ૨૮૪ |
| સીઝરના સમયનું પુસ્તકાલય | છોટાલાલ મા. કામદાર | ૨૮૭ |
| વિચાર ચંક્રમણ | 'ચક્રમ' | ૨૯૦ |
| જ્ઞાનીમાં જ્ઞાની ( કાવ્ય ) | શિવાત્મજ–ડીંગુચા | ૨૯૨ |
| થોડુંક જાણવા જેવું | નાનાલાલ કે. પટેલ | ૨૯૩ |
| લગ્ન નિમિત્ત પુસ્તકોની ભેટ | મોતીભાઇ ન. અમીન | ૨૯૫ |
| મીઠી મોજ ( કાવ્ય ) | કાળિદાસ દયાળજી વણકર | ૨૯૫ |
| બાલસાહિત્ય સર્વ સંગ્રહનું કાર્ય | મોતીભાઇ ન. અમીન | ૨૯૬ |
| 'પુસ્તક બોલે છે' | 'ઉદ્ધૃત' | ૨૯૮ |
| બસોલ સા૦ પુ૦ના મકાનનો ઉદ્ઘાટન સમારંભ | | ૨૯૯ |
| ગ્રંથને ( કાવ્ય ) | અકબરશા સીદીશા દીવાન | ૩૦૨ |
| પરંણી અહેવાલ | | ૩૦૩ |
| પુસ્તકાલયોની તપાસણી | | ૩૦૫ |
| પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ ના નવીન સભાસદો | | ૩૦૬ |
| ઇનામ જીતનારાઓને | ના. નં. ચોકસી | ૩૦૭ |
| નવીન ફાલ | | ૩૦૮ |
| પુસ્તક પરિચય | ના. ચં. દીવાનજી | ૩૦૯ |
| પુસ્તકાલય નોંધ | | ૩૧૭ |
| સ્વીકાર | | ૩૧૮ |
| નવસારી પ્રાંત ત્રીજી પુ૦ પરિષદનો હિસાબ | | ૩૧૯ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૫ | | ૩૨૦ |
| મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો | | ૩૨૧ |
| માસિકો મળ્યા તારીખ | | ૩૨૨ |
| શું વાંચશો ? | | ૩૨૩ |
| ભલામણનાં પુસ્તકોની યાદી નં. ૪૪ | | ૭ |
| સેં. લા. ખાતાની સૂચનાઓ | | ૯ |




પુસ્તક ૧૨ મું　　　　એપ્રિલ　　　　અંક ૪ થો

## કર પુસ્તકથી પ્યાર

(અમે તો ભારતના સંતાન—એ રાગ)

મનવા કર પુસ્તકથી પ્યાર;
જિવનમાં ઉતારે ભવ પાર. મનવા૦

ધન દોલત ને માલ ખજાના, સેવક ને સરદાર;
અંત સમે સૌ અળગાં રે'શે, પણ પુસ્તક તૈયાર. મનવા૦

જીવન ઘડતરમાં ઉપયોગી, પ્રજા ઉન્નતિ મૂળ;
સદ્‌ગ્રંથો વિણુ અન્ય ચહે જે, તેનું જીવતર ધૂળ. મનવા૦

લીલાં વનમાં ભૂખ્યાં મૃગલાં, ગ્રંથ છતાં અજ્ઞાન;
ફેર કહો શો છે બન્નેમાં? નર તન પણ હેવાન. મનવા૦

માનવ જીવન દુર્લભ જગમાં, હોય તવંગર દીન;
"રાહિત" રે'જ્યો અન્ય વસ્તુથી, પણ પુસ્તકમાં લીન. મનવા૦

મોટા માંડવડા,
તા. અમરેલી

'રાહિત'



# ગ્રામપુસ્તકાલયો અને શિક્ષકો

( લેખક :—રસિકલાલ હ. પંડયા, પાદરા મહાલ શાળાધિકારી )

**પ્રજાતંત્રવાદનો** આ જમાનો છે. પ્રજામતની મહાન ફત્તેહનો દાખલો બ્રિટિશ સામ્રાજ્યમાં તાજો જ બની ગયો છે. હિંદના નવા રાજ્યબંધારણની અનેક ખામીઓ છતાં આપણે ધીમે ધીમે સ્થાનિક સ્વરાજ્યની વધુ ને વધુ નજીક જઇએ છીએ. આપણા મતાધિકારીઓની સંખ્યામાં મોટો વધારો થયો છે. આપણા મતદારો એ જ વાસ્તવિક રીતે આપણા માલિકો છે. પરંતુ આપણા દેશમાં હજુ તો ભણેલાંનું પ્રમાણ સેંકડે ૨૫ ટકા લગભગ છે. જો આપણા દેશનાં નિરક્ષર અને અજ્ઞાન તમામ પુખ્ત ઉપરનાં માણસોને આ સ્થિતિમાં મતાધિકાર આપે તો થોડા જ વખતમાં એવી ગુંચવણભરેલી સમસ્યાઓ ઉપસ્થિત થાય કે આપણને એકવાર કહેવું પડે કે " પ્રભો ! અમને અમારા અજ્ઞાન માલિકોથી બચાવો."

અતએવ અજ્ઞાનીઓને જ્ઞાન આપવું એ આપણું સૌનું પરમ પવિત્ર કર્તવ્ય છે. આપણા પરમ કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબે એક દ્રષ્ટા સમાન દીર્ઘદૃષ્ટિ વાપરી, ફરજીયાત કેળવણીની યોજના ઘડી આ કર્તવ્યપરાયણતામાં પ્રથમ પગલાં માંડયાં છે. ત્રીસ ત્રીસ વર્ષથી આ જ્ઞાનયજ્ઞ ફેલાવવા જર અને જોમની મોટી આહૂતિઓ રાજ્યે આપેલી છે. પરંતુ કોણ જાણે શાથી આપણને જોઇએ તેવી સફળતા વરી નથી.

આપણા રાજ્યના એક મોટા કેળવણીકારે એવું કહ્યાનું મને યાદ છે કે ફરજીયાત કેળવણીની સફળતામાં જામી ગયેલાં હિતોનો અવ્યક્ત પણ મક્કમ વિરોધ છે. ગ્રામ પંચાયતો અને રાજ્યતંત્રની જગાઓ પણ ઘણું ખરું આ વર્ગના હાથમાં હોવાથી ફરજીયાત કાયદાનો અમલ જોઇએ તેવો થતો નથી, એટલું જ નહિ પણ ટુંક સ્વાર્થી દૃષ્ટિ આગળ કરી પછાત વર્ગનાં માણસો તરફથી જ ફરજીયાત કાયદાનો અમલ મોળો કરવા વિનંતિઓ કરી આત્મવિનાશના કુહાડાના હાથા બનાવવા લાગવગવાળાં મંડળોમાં પ્રયાસ થઇ રહ્યો છે.

શું આપણે ત્યાં ફરજીયાત કાયદાનો સહૃદયતાપૂર્વક અમલ થયો છે ? થયો હોત તો ફરજીયાત કાયદો થયે એક પેઢી ગયા પછી નિદાન ૫૦ ટકા માણસો તો રાજ્યમાં ભણેલાં નીકળત જ. પરંતુ આજે તો આપણા રાજ્યમાં ભણેલાંનું પ્રમાણ સેંકડે ૩૦ ટકા લગભગ છે. આ સંખ્યામાં પણ કોણ જાણે કેટલાયે માત્ર છાપેલું પરાણે વાંચી જાણે એવાં જ હશે.

દેશની આ અજ્ઞાનતાનો લાભ આજે તો કોમીવાદીઓ સારી રીતે લેઇ રહ્યા છે. આપણા ઇલાકાનાં છેલ્લાં પાંચ વર્ષ ખરાબમાં ખરાબ કોમી રમખાણોમાં ગયાં છે. આપણા રાજ્યમાં પણ આની થોડી ઘણી અસર તો થઇ છે.

આ બધું મારે પુસ્તકાલય પરિષદમાં શા માટે જણાવવું પડે છે ? તેનું કારણ એ છે કે પુસ્તકાલયો અને શિક્ષકોને સૌથી વધુમાં વધુ સંબંધ છે.

---

* વાપીડીઆમાં મળેલી ૧૦ પ્રાં૦ ની ૪ થી પુ૦ પરિષદમાં વંચાયેલો નિબંધ.

પુસ્તકાલયો જો સરસ્વતીદેવીનાં મંદિરો છે તો શિક્ષકો તેના પુજારી પૂજારીઓ છે. તે જે સ્વરૂપે સમાજ આગળ દેવીને ધરશે તેવી રીતે પ્રજા તેને માનશે. જો શિક્ષકો જ કેળવણીને ગરીબોનો માત્ર સમય લેનારી કે માત્ર શોભા આપનારી બતાવશે તો પ્રજા તેને તેવી જ જોશે. આથી ઉલટું જો શિક્ષકો કેળવણીને જનહિતકારી અને ઉપાસનીય બતાવશે તો પ્રજા જરૂર તેનો લાભ લેશે.

મારો કહેવાનો આશય એવો નથી કે આપણા રાજ્યના શિક્ષકો કર્તવ્યપરાયણ નથી. ઉલટું મેં જોયું છે અને અનુભવ્યું છે તે ઉપરથી હું ખાત્રી આપી શકું કે આપણા રાજ્યનો શિક્ષક બીજા કોઈ પણ સ્થળના શિક્ષક કરતાં કર્તવ્યપરાયણતામાં ઉતરતો નથી. ટુંક પગારમાં અને મુશ્કેલીભર્યા સંજોગોમાં તે વધુ ને વધુ સફળતાપૂર્વક કામ આપી રહ્યો છે. શ્રીમંતની ઉદાર બક્ષિસ સમી જે પુસ્તકાલય પ્રવૃત્તિ તેને શિક્ષકોએ જ ખીલવીને નભાવી રાખી છે. શિક્ષકો સિવાય રાજ્યનો બીજો કોઈ પણ નોકર આટલી સફળતાપૂર્વક તેને નભાવી શકત અને ખીલવી શકત કે કેમ તે બાબત શંકા છે.

આપણી માતૃભૂમિ આજે આપણ દરેકની પાસેથી બને તેટલી સેવા માગે છે. ગામડાંમાં કામ કરનાર શિક્ષક એ માતૃભૂમિનો સૌથી મોટામાં મોટો સેવક છે. બીજા સ્વયં-સેવકો માફક જ તે પણ ટુંક વેતનમાં એકલો સેવા કરી રહ્યો છે. ખાસ કરીને ગામડાંમાં કામ કરતા તરૂણ શિક્ષક બંધુઓને મારો સંદેશો છે કે તમારા ધંધામાં કદી પણ હીણપત માનશો નહિ. મિશનરી સ્પીરીટથી ( શુદ્ધ સેવા ભાવે પરોપકાર વૃત્તિથી ) કામ કરજો. ભલે તમારાં વખાણોથી છાપાં ન ભરાય; પરંતુ એક વખત એવો આવશે કે જનતાનું હૃદય તમારા પ્રત્યે કૃતજ્ઞતાની લાગણીથી ઉભરાવા લાગશે.

આવી જ કર્તવ્યપરાયણતાથી પ્રેરાઇ, ખુદ શિક્ષકોમાંથી જ ઉદ્દભવેલી પુસ્તકાલય પ્રવૃત્તિ આપણા રાજ્યના શિક્ષકોએ અપનાવી લીધી છે. જનતાની નિરક્ષરતા ટાળવા માટે અને જે જ્ઞાન મળેલું છે તે ટકાવી રાખવા માટે પુસ્તકાલય પ્રવૃત્તિ સિવાય બીજો કોઈ સોંઘો અને સરળ માર્ગ નથી. આ પ્રવૃત્તિને વેગવાન બનાવવા માટે જે સેવાની જરૂર છે તે તો શિક્ષકો આપી રહ્યા છે જ. પરંતુ આ જમાનાની કોઈ પ્રવૃત્તિ પૈસા વગર ચાલતી નથી. હાલ તો શિક્ષકો દર વર્ષે સેવાભાવે પુસ્તકાલયો માટે લોકો પાસે ભીખ માગી જેમ તેમ બજેટો બનાવે છે. પરંતુ પુસ્તકાલયને નિયમિત મદદનું સાધન કરવાનું નથી સૂઝતું સમાન કાયદાને લીધે અમૂલ્ય કેળવણીનો મફત લાભ લેનાર ઉજળીઆત વર્ગને, કે નથી સૂઝતું જમણવાર વગેરે હાનિકારક બદીઓ પર કર નાખી સાર્વજનિક લાભ મેળવવાની યોજના કરવાનું કોઈ અમલદારને. આપણાં ઘણાંયે ધાર્મિક ફંડો હજુ એવી સ્થિતિમાં છે કે જો તેની તપાસ કરવામાં આવે તો નિદાન દસ વર્ષ સુધી તો પુસ્તકાલયોનાં બજેટ સારાંમાં સારાં બને.

આજે તો આપણે ત્યાં, જ્યાં ત્યાં બજેટ બનાવવાની મુશ્કેલીઓ પડે છે. જેની પાસે પૈસો છે તે ઉજળીઆત વર્ગ તેમાં જોઇએ તેવી મદદ કરતો નથી. જેની પાસે પૈસો

નથી તેની પાસે કંઈ લેવાનું રહેતું નથી. એક બાજુ અવ્યક્ત પરંતુ મક્કમ વિરોધ, દલિત વર્ગોને કેળવવા સંબંધે છે; ત્યારે બીજી બાજુ ખુદ દલિત વર્ગમાં ભયંકર પ્રમાદ છે. શિક્ષકોએ તો બન્ને પ્રત્યાઘાતી બળો વચ્ચે રહી બજેટ બનાવવું પડે છે.

જ્યારે એક બાજુ આવી સ્થિતિ છે ત્યારે બીજી બાજુ નહિ વંચાતાં પુસ્તકોના થોકે થોક ભરેલાં કબાટો જોઈ આશ્ચર્ય થાય છે. ભૂલવાનું નથી કે આપણે ગરીબમાં ગરીબ પ્રજા છીએ. જે પૈસાનો પૂરેપૂરો ઉપયોગ ન થાય તેવો એક પણ પૈસો ખર્ચાવવાનો આપણને અધિકાર નથી. આપણા પૈસાથી આપણે હજુ ઘણું કરવાનું બાકી છે. આપણે હજુ શાળાઓનાં મકાનો બાંધવાનાં બાકી છે. પુસ્તકાલયનાં સ્વતંત્ર મકાનો પણ જેમ બને તેમ વહેલાં થવાં જરૂરી છે.

પુસ્તકાલય માટે મકાનો બંધાય કે ન બંધાય તો પણ આપણે શિક્ષકોએ તો પુસ્તકો માટેનો રસ જનતામાં ટકાવી રાખવો જ રહ્યો. આ બાબતમાં આપણે પ્રથમ આપણાં બાળકોથી શરૂઆત કરવી જોઈએ. હાલમાં તો આપણી પાસે બાલવાચનનું સાહિત્ય પુષ્કળ છે. જો બાળકોને આ પુસ્તકોમાં રસ લેતાં કરી દેવામાં આવે તો ભવિષ્યની નિરક્ષરતા સામે તો એક મહાન વીમો ઉતાર્યા બરાબર થશે.

હવે, આપણાં નિરુપયોગી પડી રહેલાં પુસ્તકોનું શું ? હાલ તો જેમ બને તેમ વધારે ગામોનાં જૂથ બનાવી આપણે દરેક જૂથમાં કોઈ પણ એક પુસ્તકની એક કરતાં વધુ પ્રતો હોય તે કાઢી નાખવી જોઈએ અને તે પ્રતો બીજા જૂથને કાયમ માટે આપી, ત્યાં વધારે પડતાં પુસ્તકોની અદલાબદલી કરી લેવી જોઈએ. પુસ્તકાલય ખાતું જો ન બને તો એકાદ વર્ષ આ કામ ખાસ હાથ ધરી આખા રાજ્યનાં પુસ્તકાલયોની આ પ્રમાણે પુનર્વ્યવસ્થા કરી શકે. આથી ઘણાં પુસ્તકો એમને એમ મળી જાય, કબાટોમાં જગા થાય અને લોકોને નવું વાચન મળી રહે.

હવે, દરેક જુથમંડળ, પોતપોતાનાં પુસ્તકાલયોનાં જે પુસ્તકો હવે બાકી રહ્યાં તેમાં દર વર્ષે થોડોક જ વધારો કરી, હાલ કરતાં પુસ્તકાલયોની જેવી પેટીઓ છે તેવી પેટીઓ તૈયાર કરાવી, સાત કે આઠ જગ્યાઓમાં પુસ્તકો વહેંચી દે અને કોઈ પણ નવું પુસ્તક આવે, માસ કે બે માસ થયે, વાંચવાની માગણી નરમ થતાં તે વંચાએલાં પુસ્તકો પેટીમાં ભરી જુથના નજીકના ગામે મોકલાવી દે. તે બીજે ગામે પણ પેટી એકાદ બે માસ રહી નજીકના ત્રીજા ગામે જાય. આ રીતે લગભગ વર્ષે કે બે વર્ષે પેટીઓનાં સઘળાં પુસ્તકો આઠ દસ ગામે ફરી આવી મૂળના પુસ્તકાલયમાં પાછાં આવી જાય. આ રીતે કરવામાં આવે તો ઘણાં પુસ્તકો પરથી કચરો ઉડે અને તેની પાછળ ખરચેલી રકમનો કંઈક સદુપયોગ થાય, પરસ્પર સહકાર વધે અને જે રકમ ફાજલ પડે છે તેનો ઉપયોગ ભવિષ્યને માટે વધુ સદ્ધર ફંડ કે મકાન બાંધવામાં પાછળથી થાય, અને લોકોનો વાંચવાનો રસ ટકી રહે.

પુસ્તકોની વાત કરી આપણે છાપાં તરફ આવીએ. હાલમાં લોકોને બે ચાર દિવસના વાસી સમાચારો ધરવા તે ઉતરી ગએલા અન્ન ધરવા બરાબર છે. પરંતુ તે સામે

આપણાં ઘણાંખરાં પુસ્તકાલયોની સ્થિતિ રોજીંદું એકાદ છાપું મંગાવી શકે તેવી હોતી નથી. આપણે ત્યાં પ્રગટ થતાં ઘણાંખરાં અઠવાડિક છાપાંના ઘરાક મુખ્યત્વે પુસ્તકાલયો જ છે. જો આપણે ત્યાંના મુંબઇ, અમદાવાદ, સુરત, વડોદરા વગેરે સ્થળોએથી પ્રસિદ્ધ થતાં અઠવાડિક છાપાંના માલિકો, જેઓ ઘણુંખરૂં રવિવારે છાપાં પ્રસિદ્ધ કરે છે તેને બદલે, અઠવાડીઆના જુદા જુદા વારો નક્કી કરી જુદે જુદે વારે પત્રો પ્રસિદ્ધ કરવાનું ઠરાવે તો, ઘણાંખરાં ગ્રામ પુસ્તકાલયોને રોજીંદાં છાપાંનો લાભ મળ્યા ઉપરાંત છાપાંના માલિકોને પણ ફાયદો થાય.

આ સિવાય સિનેમા અને રેડીઓ જેવાં સાધનોની પુસ્તકાલયોને ઉપયોગી થવાની શક્યતા આપણે વિસારી શકીએ નહિ, પરંતુ હાલમાં તો તેમનું નામ નિર્દેશન કરીને જ અટકવું ઠીક પડશે. છતાં એક વાત જાણીને દુઃખ થાય છે કે જ્યારે બીજા દેશોમાં સિનેમા દ્વારા શિક્ષણ આપવાની યોજના સફળ થાય છે ત્યારે આપણા રાજ્ય જેવા નમુનેદાર રાજ્યમાં કેળવણી વિષયક ફિલ્મો તૈયાર કરવાની તો ક્યાં રહી પણ એકનું એક મંગાવેલું મશીન પણ વેચવા કાઢવા વખત આવ્યો છે. મને આશા છે કે રાજ્યના બીજા કોઇ શોભાના ખર્ચમાં કરકસર કરી આ સાધનોનો વધુ ઉપયોગ થઇ શકે તેવાં પગલાં ખાતા તથા રાજ્યમંડળ તરફથી લેવાશે.

હાલમાં તો સિનેમાચિત્રો મળે કે ન મળે તો પણ જો શિક્ષકો માસિકો વગેરેમાં આવતાં સારાં ચિત્રો કાઢી લેઇ તેનું આલબમ બનાવવાની રીત રાખશે તો થોડા જ વખતમાં સારો ચિત્રસંગ્રહ ભેગો થઇ શકશે.

મેં જે યોજના બતાવી છે તે યોજનાથી હાલમાં કામના બોજા નીચે ચગદાઇ ગએલા શિક્ષકો પર કામનો વધુ બોજો વધશે તે હું જાણું છું. પરંતુ જનતાના ઉન્નતિના મહાન કાર્યમાં આવી જવાબદારીઓ શિક્ષક સિવાય બીજું કોઇ ઉપાડી શકે અથવા તે વધારે સફળતાથી પાર પાડી શકે એવું બીજું કોઇ નજરે આવતું નથી. અજ્ઞાનતા સામેના આપણા આ ભીષણ સંગ્રામમાં શિક્ષકો એ અજ્ઞાત સૈનિકો જેવા છે. ભલે તેઓનાં કાર્યોનાં વખાણ ન થાય, કીર્તિમંદિરો ન ચણાય, પરંતુ તેમનું કાર્ય આપણને શ્રીમંત અને શિક્ષકો વચ્ચે જનસમાજની નિરક્ષરતા ટાળી તેને ઉન્નતિના પંથે લઇ જવા સારૂ ત્રીસ વર્ષથી એકધારા ચાલુ રહેલા પવિત્ર કરારની સફળતાની વધુ નજદીક લેઇ જશે.

અંતે, આજે રશિયા ચીન વગેરે દુનિયાના પછાત ગણાતા દેશોના નવયુવકો પોતપોતાની માતૃભૂમિની ઉન્નતિ અર્થે જેવું મહાન કાર્ય કરી રહ્યા છે તેવું મહાન કાર્ય કરવાની આપણા દેશના નવયુવાનોમાં પ્રેરણા હો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી વિરમું છું.



**માતૃભાષા દ્વારા શિક્ષણ પામ્યાથી તમારો આત્મા અને મન સ્વભાષામાં જ સારી રીતે પોતાની મૌલિકતા દર્શાવી શકે. એ માતૃભાષા દ્વારા શિક્ષણ પામીને જ લોકો સાથે લોકોની ભાષા જાણી આપણે નિરક્ષરતા દૂર કરી શકીએ. એ નિરક્ષરતાનો અંધકાર ટાળ્યા સિવાય કોઈ પણ દેશ સ્વતંત્રતાનું તેજ ઝીલી નહિ શકે.**

**—શ્રીમતી સરોજીની નાયડુ**



# પુણ્ય ધામ

( રાગ—વાટડીમાં કેસર ઘોળ્યાં, વહાલમજી. )

જ્ઞાનમંદિરમાં જઈએ, સાહેલડી !
સોહે તારક ગ્રંથદેવ,
લ્હાવો લઈએ, સાહેલડી !

સાખી

જ્ઞાનમંદિરમાં જતાં, ટળે તિમીર અજ્ઞાન,
પ્રગટે જ્યોતિ પ્રેમની, ઉપજે ઉરમાં જ્ઞાન;

અંધારાં અમાસનાં વામે, સાહેલડી !
પ્રગટે પ્રેમળ પ્રભાત,
તેજ પુંજ પામે સાહેલડી !

સાખી

જ્ઞાન રસની એ કુંજમાં, પ્રસરે સુહાગી પરાગ,
હૃદય કુંજે ઝીલતાં, વિકસે ઉર ઉદ્યાન;

હૈયાની પાંખડી ખીલે, સાહેલડી !
ફોરે જીવન સુવાસ;
ડી લ ડાં ડો લે, સાહેલડી !

સાખી

પુણ્ય પરમ એ ધામ છે જીવન તારક નાવ,
સદ્‌ભાગી જન લુંટતા, દિવ્ય અનુપમ લ્હાવ;

ર સ લ્હા ણુ લ ઈ એ, સાહેલડી !
ઉઘડે અંતરના દ્વાર,
પુણ્યધામ જઈએ, સાહેલડી !

બલોલ,
[illegible]. મહેસાણા

જોઇતાભાઇ કચરભાઇ પટેલ.

# મહિલાઓ અને પુસ્તકાલયો*

[ લેખિકાઃ—મીસ પીલાં ભીખાજી મકાતી, "નોશાકરી પીલાં" ]

લીહન્ટ નામક એક ગ્રીક મહાન લેખક થઈ ગયો છે. એ કહે છે: "પુસ્તકાલય એ એક વિશ્વવિદ્યાલય જ છે." આ એક જ મહાન વાકય પરથી પુસ્તકો અને પુસ્તકાલયોનું મહત્ત્વ સમજી શકાશે. પુસ્તકો અને તેનું વાચન, અને તે મેળવવા પુસ્તકાલયો એ મનુષ્ય જીવનના મુખ્ય સાથીઓ છે. એ આપણું જિવન છે. પુસ્તકો વિનાનું જિવન નીરસ છે. પુસ્તકો એ આપણાં પ્રેમી બાળકો કે મિત્રો જેવાં છે. એની અગત્ય આખા જગતે સ્વીકારી છે. જ્યાં જુઓ ત્યાં પુસ્તકાલયો, અને જેના તેના હાથમાં પુસ્તકો જ હોઈ શકે. અર્થાત્ પુસ્તકો વાંચવાનો જ આ યુગ છે. આમ છતાં ભારતને જોઈએ છીએ ત્યારે એ વિષય શુષ્ક લાગે છે. અહિં લોકો પોતાના કાર્ય પર જ મંડેલા રહેવાથી પુસ્તકોના પરિચયમાં ઝાઝા આવતા નથી. પશ્ચિમમાં પગલે પગલે પુસ્તકાલયો છે. રસ્તે, શેરીએ, ટ્રામમાં ટ્રેનમાં કે મોટરમાં પણ ત્યાંના લોકો વાંચતાં જ હોય! બે પાંચ મિનિટ મળી એટલે પુસ્તક ખુલ્લું હોય જ. આ જાતની ભાવના આપણા દેશમાં હજી નથી ખીલી. નહિ ખીલવાનું કારણ પણ છે. આપણો દેશ કેળવણીમાં ઘણો પછાત છે. હિંદની ૩૫ કરોડની વસ્તીમાં એક કરોડ જેટલો જ ભણેલો વર્ગ છે, બાકીનાં બધાં અભણ છે. અર્થાત્ હિંદનાં સત્તાણું ટકા જેટલાં સ્ત્રી પુરૂષો અજ્ઞાન છે અને લખી વાંચી શકતાં નથી. એટલે પુસ્તકાલયોના પરિચયમાં એ બધાં આવી ન શકે એ સહજ છે.

આપણા વડોદરા રાજ્યનો જ દાખલો લઈએ. આપણા પૂજ્ય મહારાજા સાહેબે પરદેશગમન કરી, અત્યંત કરી અમેરિકન પદ્ધતિ અનુસાર, સ્થળે સ્થળે પુસ્તકાલયો પોતાના રાજ્યમાં સ્થાપ્યાં છે. ફરતી લાયબ્રેરી કરવામાં પણ એજ પહેલા ભૂપતિ છે. પોતાની પ્રજા ભણે અને જ્ઞાની બને એ જોવા મહારાજા સાહેબ બહુ આતુર છે. છતાંયે પુસ્તકાલયોનો લાભ જોઈએ તેવો લેવાતો નથી એ ખેદની વાત છે. પુરૂષોને બાદ કરીએ તો સ્ત્રીઓની સંખ્યા તો બહુ શોકપ્રદ છે. આપણી બ્હેનો જાહેર પુસ્તકાલયોમાં જઈને વાંચે એવી ભાવના હજી ખીલી નથી. લખી વાંચી જાણતી બ્હેનો પણ ઘરમાં જ ભરાઈ બેસે છે. વધારે થાય તો ઓટલે બેસી નિંદા કરતી હોય! આપણી બ્હેનો ગૃહકામમાંથી નિવૃત્ત થઈ કુથલીમાં પડે તે કરતાં પુસ્તકોના પરિચયમાં આવે તો જ્ઞાન અને ગમ્મત પ્રાપ્ત કરી શકે.

વડોદરા રાજ્યમાં કુલ સ્ત્રીપુરૂષોની વસ્તી ૨૪,૫૩૦૦૦ જેટલી છે. તેમાં પુરૂષો ૧૨,૫૭,૮૧૭ છે, અને ૧૧,૮૫,૧૯૦ જેટલી સ્ત્રીઓ છે. એટલે લગભગ પુરૂષ જેટલી જ સ્ત્રીઓની પણ સંખ્યા છે એમ કહીએ તો ચાલે એમ છે. કુલ ગામડાં ૨૯૭૦ જેટલાં છે, અને આખા વડોદરા રાજ્યમાં કુલ પંદર મહિલા પુસ્તકાલયો છે. આખા રાજ્યની સ્ત્રીવસ્તી અને ગામડાંઓની સંખ્યા જોતાં પંદર સ્ત્રીપુસ્તકાલયો એ બહુ જ ઓછી સંખ્યા ગણાય.

---

* નવસારી પ્રાંત ૩૭ પુ. પરિષદ માટે લખાયલો નિબંધ.

સ્થળસંકોચને લઇને પણ બ્હેનો પુસ્તકો વિના રહેતી હોય એ બનવાજોગ છે. નવસારી પ્રાંતને માટે બોલીએ તો આખા નવસારી પ્રાંતની વસ્તી ૪૦,૪૩,૭૭ જેટલી છે. જેમાં ૨૦,૩૧,૬૮ પુરૂષો અને ૨૦,૧૨,૦૯ જેટલી સ્ત્રીઓ છે. નવસારી પ્રાંતમાં લગભગ ૭૮૫ ગામડાં આવેલાં છે. સ્ત્રીઓની આટલી બધી મોટી સંખ્યા છતાં આપણા પ્રાંતમાં કેવળ બે મહિલા પુસ્તકાલયો છે : એક નવસારીમાં અને બીજું વ્યારામાં. બે લાખ સ્ત્રીઓની વસ્તીવાળા પ્રાંતમાં બે પુસ્તકાલયો મહિલાઓ માટે હોય એ ઓછાં જ કહેવાય. ગામડાંની બ્હેનો પુરૂષો સાથે ભેળાવા ઇચ્છતી હોતી નથી; અને પુરૂષોનાં પુસ્તકાલયોમાં એ જવા પણ નથી ઇચ્છતી. આને લઇને અનેક સ્ત્રીઓ પુસ્તકોના પરિચયમાં આવતી અટકી રહી છે. તેમણે માટે યોગ્ય દ્વાર ખુલ્લાં કરવા ને વધારે મહિલા પુસ્તકાલયો સ્થાપવા તરફ સત્તાવાળાઓનું હું ધ્યાન ખેંચવા માગું છું. આખા વડોદરા રાજ્યમાં પંદર મહિલા પુસ્તકાલયો છે, અને તે પોતાની સ્થિતિના પ્રમાણમાં સારૂં કાર્ય કરે છે. છતાં મહિલાઓને કેટલાક કાયદા કાનુનોમાંથી મુક્ત કરવી જોઇએ. મહિલા સંસ્થાઓ પુરૂષ જેમ પગભર ન થાય, યોગ્ય લાયકાતો ન આવે. ત્યાં સુધી મહિલા પુસ્તકાલયોને સામાન્ય કાનુનોથી મુક્ત કરવાં જોઇએ. દાખલા તરીકે હાલમાં વર્ગીકરણનું સૂચન થયું હતું. વર્ગીકરણ કરવાનું કાર્ય કેટલું વિકટ છે એની કલ્પના તો જેણે આ કાર્ય કર્યું હશે તેનેજ આવી શકશે. નવસારીની "શ્રી કેખશરૂ બામજી સાર્વજનિક લાયબ્રેરી"માં વર્ગીકરણનું કાર્ય આ લેખિકા અને એક બીજી પારસી બ્હેન શ્રીમતી રતી ભાગસ્વાને ફાળે આવ્યું હતું. મારા પોતાના અનુભવ ઉપરથી સ્પષ્ટ રીતે હું કહેવા માગું છું કે મહિલાઓને આ નિયમમાંથી મુક્ત કરી હોત તો ઠીક થાત. આ કામ બહુ અઘરૂં અને સાહિત્યરસિકો સિવાયના બીજાથી થઇ શકે એમ નહોતું. એવા એવા બીજા પણ કાયદા કાનુનોથી મહિલા પુસ્તકાલયોને હાલ તુરત બચાવી લેવાય તો ભવિષ્યમાં તેઓ આ જાતની લાયકાતો મેળવવા ફતેહમંદ થશે.

આપણી બ્હેનો પુસ્તકાલયોમાં કામ કરે અને તેમાં રસ લેતી થાય એ માટે સરળ માર્ગો અમલમાં મેલાવા જોઇએ. બ્હેનોની આવી પ્રગતિ હજી શરૂઆતની જ ગણાય. એટલે પહેલાંથીજ તેમને ભારે બોજા તળે દાબી દેવાય એ ઇચ્છવાજોગ નથી. પુસ્તકાલયોમાં બ્હેનો રસ નહિ લેવાનું આ પણ એક કારણ છે. આપણી બ્હેનો પુસ્તકોમાં રસ લે એવા સહેલા ઉપાયો યોજાવા જોઇએ. વળી, મહિલા પુસ્તકાલયો મફત હોઇ શકે તો ધારેલ હેતુઓ જલદી સફળ થઇ શકે. પૈસા ખર્ચીને બ્હેનો આવવા માંગતી નથી. બ્હેનો ગૃહકાજ પડી રહેવાનું વધારે ઇચ્છતી હોવાથી આ દિશામાં તેમણે મફત વાચનની યોજનાથી ખેંચવાં જોઇએ. આખા વડોદરા રાજ્યનાં મહિલા પુસ્તકાલયોમાં ૧૫૪૪૪ પુસ્તકો છે. તેમાં ૩૩,૭૫૦ પુસ્તકો વંચાયાં છે; અને ૩૧૮૩ સ્ત્રી વાચકોએ તેનો લાભ લીધો છે. લક્ષાવધિ સંખ્યાની સ્ત્રી વસ્તી ધરાવતા વડોદરા રાજ્યમાંથી ૩૧૮૩ સ્ત્રી વાચકોએ લાભ લીધો છે એ શોચનીય છે. સ્ત્રીઓને વિશેષ લાભો લેતી કરવા પુસ્તકાલયોના મંત્રીઓએ અને બીજાઓએ પગલાં ભરવાં જોઇએ.

પુસ્તકોથી કયા કયા લાભો થાય, સ્ત્રીઓ માટે પુસ્તકો જરૂરી છે કે નહિ? એ વિષયોથી બ્હેનોને માહિતગાર કરવાં જોઇએ. હજીયે સ્ત્રીવર્ગમાં એક મોટો ભાગ એવો છે કે

જેઓ પુસ્તકોથી દૂર રહેવા માગે છે—એવું કહીને કે પુસ્તકો વાંચવાથી બગડી જવાય. આ જાતની અજ્ઞાનતા સ્ત્રીઓમાંથી કાઢી નાખવી જોઇએ. બ્હેનોને ભાર દઇ જણાવવું જોઇએ કે પુસ્તકાલયો તો જ્ઞાન મેળવવાની ખાણ છે. દેશપારની ખબરો આપતાં વર્તમાનપત્રો વાંચવાનાં મળે છે, ઉત્તમમાં ઉત્તમ જુદા જુદા વિષયોનાં પુસ્તકો વાંચવાનાં મળે છે. પુસ્તકાલયો એ એવું સ્થળ છે કે જ્યાં ભમતાં ચિત્તને રોજ થોડા કલાક અતિ ઉત્તમ મોજમાં શાંત કરી શકાય. આપણી હજારો બ્હેનો શાળા અને પાઠશાળાની કેળવણીથી અજાણ છે. એ બધી માટે અનેક વિષયોનાં માગો એ ભાષામાં પુસ્તકો છે કે જેમાંથી ભણી ન હોય તેવી અને થોડુંક જ ભણેલી એવી સ્ત્રીઓ પોતાના જ્ઞાનમાં ક્રમે ક્રમે વધારો કરી જીવનને ઉચ્ચ માર્ગે વાળી શકે.

પુસ્તકો એ મનની મોજ છે ખરી, પરંતુ મનનપૂર્વક વાંચવાથી એની મોજ કંઈ અલૌકિક જ થઇ પડે છે. મહાન સ્ત્રીપુરૂષોનાં ચરિત્રો વાંચતાં જણાય છે કે તેમની ચઢતી સ્થિતિ એક સારા પુસ્તકને લઇનેજ થઇ હતી. સારાં પુસ્તકોનું સતત પરિશીલન કરનાર માણસ નીતિમાન બને છે. પરિશીલન કરનાર એટલે માત્ર ઉપરચોટીયું વાંચનાર નહિ પણ નિર્મળ મન રાખી વાંચેલાંનું નિદિધ્યાસન કરનાર. પુસ્તકોની છાપ મનમાં રહે છે. એ છાપ એવી સચોટ હોય છે કે પુસ્તકોના વાચનથી વિચાર જોડે આચાર પણ ઘણા માણસોના સુધરી જાય છે. આમાં આશ્ચર્યજનક કશું નથી, કારણ કે વિચાર એ આચારની શરૂઆત છે. પુસ્તકાલયો એ ઔષધાલય છે અને પુસ્તકો એ મનની દવા છે. શરીરને પોષવા માટે જેમ અન્નોદકની અગત્ય છે તેમ મનના પોષણ માટે સારા વાચનની જરૂર છે. સારાં પુસ્તકોના વાચનથી મગજનો વિકાસ સારી રીતે થાય છે, અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે.

પરંતુ સ્ત્રી વાચકોની એક મુખ્ય અને મોટી ખામી યાને દોષ આ છે: એ વર્ગ નવલકથાનું સાહિત્ય જ બહુ વાંચે છે. અમને અમારી લાયબ્રેરીનો ઘણો અનુભવ છે. દરેક વાચક મુખ્ય ભાગે નવલકથાનાં જ પુસ્તકો વાંચે છે અને માંગે છે. વાર્તાઓ બધીજ ખરાબ હોય છે એમ કોઇએ મારા લખવાનો અર્થ કરવો નહિ, પરંતુ નવલકથા એ માનસિક વિકાસનું સાધન નથી. નવલકથાઓ વાંચતાં સ્ત્રીઓએ અટકવું જોઇએ; એટલું જ નહિ પણ મંત્રી બ્હેનોએ માત્ર તેવાં જ પુસ્તકો આપવાં ન જોઇએ. આપણી બ્હેનો એ આવતી કાલની માતાઓ છે. એ માતાઓ ભાવિ વીર પુરૂષોની જનેતા છે, અને એટલા માટે તેઓ પોતાને યોગ્ય વાચન વાંચે એ સારૂં છે. અવશ્ય કરી બાળક અવતરણ વેળા તો સ્ત્રીઓએ સારૂં વાચન રાખવું જોઇએ. બાળક, એ માતાનો એક ભાગ છે. સાહિત્ય વાંચવાથી કેટલા લાભો થાય છે તેનાં તવારીખી દૃષ્ટાંતો બહુ છે. મહાન નેપોલ્યનની માતા તેના જન્મ અગાઉ સાહસકર્મોનાં પુસ્તકો વાંચતી હતી, અને તેથી તેને નેપોલ્યન જેવો વીર બેટો પાક્યો. મોટા ફિલ્સુફ હ્યુમની માતા ગંભીર સાહિત્યમાં લુબ્ધ રહેતી હતી, અને અંતે જગતને એક મહાન ફિલ્સુફ પ્રાપ્ત થયો. માનવ જાતિના આશ્ચર્ય ઉપજાવે એવા ગ્રંથો જોઇને આપણે ભક્તિ વિસ્મયથી મસ્તક નમાવીએ છીએ; તે શું ફક્ત તેઓના એકલા પ્રયત્નોનું ફળ છે? એક ન્યુટન, એક શેક્સપિયર, એક બેકન, એક સ્કૉટ, એક ત્રિપાઠી, એક નીલકંઠ કે એક મુન્શીને તેમની કલ્પના એકાએક બધાને ન આવે. આની વિભૂતિઓ ઉત્પન્ન કરવામાં તેમની બાનો

હાથ હતો. તેમના માતાના સંસ્કાર હતા. વીર પુરૂષો ઉત્પન્ન કરવાને સ્ત્રીઓએ પુસ્તકાલયોમાં જવું જોઇએ, અને એકલી વાર્તાનાં નહિ પરંતુ વિવિધ જ્ઞાન આપનારાં પુસ્તકોના સમાગમમાં આવવું જોઇએ.

ગૃહના પુરૂષોએ આગળ રહીને પુસ્તકાલયોમાં પોતાની સ્ત્રીઓને મોકલવી જોઇએ. જે પુરૂષો આમ કહેવાની હિંમત કરે છે કે એ પુસ્તકો વાંચી સ્ત્રીઓ શું કરશે, એમને પોતાની બુદ્ધિની જરૂર છે. આવા પુરૂષો સ્ત્રીને નબળી ગણીને હડધુત કરતા હોય કે પોતાથી ભિન્ન જાતીય ગણી વિખુટી પાડવા ઇચ્છતા હોય એ સંભવિત છે. એમ જો હોય તો હું પૂછીશ કે ગાર્હસ્થ્ય કર્તવ્યના સિવાય શું નારીનું બીજું કંઇ જ કર્તવ્ય નથી? ખાવાની વસ્તુ તૈયાર કરવી, ચાકરની ઉપર શાસન કરવું કે જાતે કામ કરવું, અને કુટુંબની ઉપર દેખરેખ રાખવી, એટલામાં જ શું માતા અને પત્નીના કર્તવ્યની હદ આવી રહે છે? અથવા પ્રજાના ઉપર પ્રેમ રાખવો, દુઃખી માણસોને સાન્ત્વના આપવી અને તેઓના ભલા માટે પ્રાર્થના કરવી તેમાં જ શું ધરધણીઆણીનાં તમામ કાર્યો પૂરાં થાય છે? આવાં કર્તવ્યો કરવામાં પણ જ્ઞાનની તો જરૂર હોય જ ને? ભાઇઓ! તમારી સ્ત્રીઓને બહાર લાવો, તેમના ઉપર વિશ્વાસ રાખો, અને કંઇ નહિ તો પુસ્તકાલયોમાં મોકલો, અથવા તો ગૃહમાં પુસ્તકો લાવીને આપો. બ્હેનો એથી બગડી જશે અને તમારી ઉપર શાસન કરશે એ ભ્રાંતિ ભૂલી જાઓ. પુસ્તકોથી એમનાં જીવનમાં નવીન રસ જામશે, તમારૂં ગૃહ સુખી થશે. જ્ઞાનની દરેક દિશાનાં પુસ્તકો તેમના હસ્તમાં મુકો. વિજ્ઞાન અને દર્શનશાસ્ત્ર એમને નવીન જ્ઞાન આપશે અને જગતની શોધોથી પ્રફુલ્લિત કરશે; રાજનીતિ અને કાયદા કાનુનોની ચોપડીઓ તેમને તેમની મહત્તા સમજાવશે; ઇતિહાસ વાંચવાથી પરદેશની માહિતી મેળવશે; પ્રવાસ વર્ણનો વાંચી ગૃહમાં જ આનંદ પ્રાપ્ત કરશે, અને પરદેશગમનના લાભો જાણતી થશે; વર્તમાનપત્રો વાંચી જગતભરના બનાવોની માહિતી મેળવશે; અને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચી પોતાનું સ્થાન, ગૌરવ, કર્તવ્ય અને બાળકો કે સંસાર અને સમાજ પ્રત્યેના કર્તવ્યો જાણતી થશે.

નાની મોટી ચોપડીઓ વાંચતી બનાવવી જોઇએ. આપણાં પુસ્તકાલયો એકલાં પુસ્તકોનો પ્રચાર કરી બેસી રહે તે જોડે જોડે ગામડાંઓમાં મોટી વયની અભણ સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવામાં પણ હવે ભાગ લે એ ઇષ્ટ છે. આ જાતની કોઇપણ મદદ જોઇતી હોય તો મહિલા પરિષદના સંચાલકો આપી શકશે એમ મારૂં માનવું પણ છે. આપણા મહારાજા સાહેબ પુસ્તકપ્રેમી છે. પુસ્તકો વાંચી વાંચીને વિદ્વાન થયા છે. આવા વિદ્વાન ભૂપતિ જે જે ગામડાંઓમાં જરૂર હોય તે તે ગામડાંમાં નવીન સ્ત્રીપુસ્તકાલયો સ્થાપે એવી પણ મારી વિનંતિ છે.

પુસ્તકો અને લાયબ્રેરીઓ કેટલાં ઉપયોગી છે એની મહત્તા સમજવી જરૂરી છે. આપણા દેશમાં સામાન્ય રીતે જોતાં વાંચવાનો નિયમિત રિવાજ બહુ ઓછો છે. આથી બને છે એમ કે જીવિતમાં ઉંચા પ્રકારનો મળતો લાભ આપણે લઇ શકતાં નથી. પુસ્તકોની પણ ખાસ કદર થઇ શકતી નથી. હાલમાં વડોદરા રાજ્યના પુસ્તકાલયના સત્તાધીશોએ એવી સૂચના કરી છે કે બજેટમાંથી જ જે જે પુસ્તકો ખરીદવાં હોય તે તે ખરીદવાં, ભેટનાં પુસ્તકો સંમતિ વિના લેવાં નહિ. આ સૂચના બહુ ઉપયોગી છે, અને તેથી એક લાભ એ થશે કે સારાં સારાં પુસ્તકો બજેટમાંથી જ લાવવાને મંત્રીઓ પ્રેરાશે અને ગ્રંથકારોને ઉત્તેજન મળશે. આપણા લોકો ગ્રંથ અને ગ્રંથકારોની કિંમત સમજે તો બહુ લાભ થાય. જે દેશના લોકોએ પુસ્તકોની ગણના કરી છે તે હાલ ઉંચ સ્થિતિ ભોગવે છે, અને જેમણે તેની અવગણના કરી છે તે અધમ સ્થિતિ ભોગવે છે.

પુસ્તકોની કિંમતની વાત કરીએ છીએ ત્યારે વાચકો માટે પણ બે શબ્દો કહેવા જ જોઇએ. અગાઉના વખતમાં માણસો બહુ થોડાં પુસ્તકો વાંચતાં પણ તે બરાબર સમજીને વાંચતાં. વાંચ્યા પછી તે વિષે મનન કરતાં તથા બીજાઓ સાથે તે સંબંધી ચર્ચા કરતાં, જેથી તે બાબતો તેમને વર્ષોનાં વર્ષો સુધી સારી રીતે યાદ રહેતી. નેપોલ્યન બોનાપાર્ટ માટે કહે છે કે જે પણ પુસ્તક એ વાંચતો તે મનનપૂર્વક અને ધ્યાનપૂર્વક વાંચતો. તે એટલા મનનથી પુસ્તકો વાંચતો કે મહિનાઓ કે વર્ષો પછી અમુક કોઇ બાબત એને પૂછતાં પુસ્તકોનાં નામ અને કયા પાના ઉપર એ બાબત આવી છે તે પણ કહી દેતો. આ રીતથી વાંચનારા ભાગ્યે જ હોઇ શકે ! એમ કરવામાં એક અડચણ પણ હોઇ શકે. સઘળાં પુસ્તકો પોતાનાં નહિ જ હોય એટલે તેને પુસ્તકાલયોમાંથી પુસ્તકો મંગાવવાં પડે છે. પુસ્તકાલયનાં પુસ્તકો ૧૦ થી ૧૫ જ દિવસ રાખી શકાય એવો સાધારણ નિયમ છે. આ નિયમ અભ્યાસપૂર્વક વાંચનારાઓને બોજા રૂપ થઇ પડે છે. આપણી લાયબ્રેરીઓ આ નિયમથી વેગળી રહે એ પણ ઇચ્છવા જેવી વાત છે; જેથી થોડાં પણ મનનપૂર્વક રીતે પુસ્તકો વાંચી શકાશે. આજે આપણને સારા વક્તા કે લેખક અને કવિ પણ નથી મળતા તેનું મુખ્ય કારણ આ છે કે વાચકોમાંથી લક્ષપૂર્વક વાંચનારા બહુ નથી. પાચન થાય એ રીતે વાંચનાર મળે તો ભારતને નિપૂણ, મહાન અને સંસ્કાર પામેલ વ્યક્તિઓનો ભેરો થાય.

ઘણીવાર આપણે એવું ઇચ્છીએ છીએ કે અગાઉ થઇ ગયેલ મહાન પુરૂષો આપણને મળી શકે તો કેવું સારૂં ! હું કહું છું કે તે પ્રાચીન વીર પુરૂષોને તમે મળી શકો એમ છો.

તેમના વિચારો સમજી શકો એમ પણ છે. તમે કહેશો શી રીતે ? આપણી પાસે કે શહેરમાં યા ગામમાં પુસ્તકાલયો હોય તો એ બની શકે છે. આથી પુસ્તકાલયો એ પુસ્તકો રાખવાની અભરાઇઓ જ માત્ર નહિ પરંતુ મહાન વીર પુરૂષોના આત્માઓ ધરાવતાં મંદિરો છે. પુસ્તકાલયો હોય તો એ જ વીર પુરૂષોની શક્તિ આપણામાં ઉત્પન્ન થાય છે. કઝેનોફન અને સીઝરે કરેલી લડાઇઓની હકીકત વાંચતાં લડાઈનાં દશ્યો ચક્ષુઓ આગળ આવી ઉભાં રહે છે. સિસેરો, સોક્રેટીસ, અને પ્લેટોનાં પુસ્તકો એ મહાન લેખકોની મૂર્તિઓ મનમાં જ ઉભી કરે છે; અને યુકલીડ, પીથાગોરસ અને ન્યુટનના સિદ્ધાંતો તો પાઠશાળામાં આપણે રોજંદા મોએ કરીએ છીએ. તો પુસ્તકાલયોથી આપણને કેટલું સુખ મળે છે ? મંદવાડમાં કે ચિંતાથી ઘેરાયેલા હોઇએ ત્યારે તે. તે અમર શાંતિનું સ્થળ થઇ પડે છે. મારો પોતાનો દાખલો કહીશ કે મને પુસ્તક વાંચ્યા વિના ચેન ન પડે. જેમ ભાંગ, ગાંજો, તપકીર, મદિરા કે બીજી જાતનાં વ્યસનો હોય છે, એમ એ જાતનું પણ વ્યસન છે. કોઈ દિવસ પુસ્તક ન વંચાય તો મન ઘેરાયેલું જ હોય, વાંચવે જ શાંતિ મળે.

સારૂં પુસ્તકાલય એટલે જીંદગીનું ઉત્તમ મંદિર છે. તેમાં પુસ્તકોના લેખકોની પોતાની હયાતિમાં જે સરસમાં સરસ વિચારો કર્યા હોય તે આપણને મળે છે. કેમકે કોઈ માણસની જીંદગીનું જગત્ બહુધા તેના વિચારરૂપી સૃષ્ટિમાંથી ઉદ્ભવ પામેલું હોય છે. એટલા માટે પુસ્તકાલયો એ રૂડાં વચન, અને સુવર્ણમય વિચારોનો ભંડાર છે. જ્યારે તેમાં સમાયેલ પુસ્તકો વાંચનારાઓને નિર્મળ કરે છે, નીચે પડેલાઓને ઉચ્ચ કરે છે. તે પુષ્ટિદાતા પણ છે. તેઓ આપણને રહેણીનું સ્વચ્છ વર્તન બક્ષે છે, અને માણસોના મનને ઘડીને ઘાટમાં લાવે છે. કેટલાકો કહે છે કે પુસ્તકો વાંચવાં, એ તો ઘેલાપણું છે. એ કરતાં ક્લબ કે જીમખાનાં સારાં કે આનંદ પ્રાપ્ત થાય. વાચનથી વિકાસ વધે છે અને તેમાં વળી જ્ઞાન અને મનોરંજન આમ બે વસ્તુઓ સાથે પ્રાપ્ત થાય છે, જેવી જીમખાનામાં કે ક્લબમાં મળી યે ન શકે. પુસ્તકાલયો અને પુસ્તકોથી દૂર રહેનારાં કે તેને ત્યજનારાઓને હું તો એટલું જ કહી શકું છું કે જેમ વનના રાની પશુઓ ખાદ્ય વસ્તુઓ પોતાની સમક્ષ છતાં ભૂખે મરીને, તરફડીયાં મારી પ્રાણ કાઢે છે તેમ જ્ઞાનહીન આ લોકો પણ પોતાનું સુખ પોતાને હાથે જ તજી દે છે.

પુસ્તકાલયોની ત્યારે આ બીજી પણ એક ફરજ છે કે જનતાને સાહિત્યમાં રસ લેતી બનાવવી. સૌથી પ્રથમ તેમને મનગમતાં પુસ્તકો આપવાં, અને એ રીતે બીજાં બીજાં પુસ્તકોના શોખીન તેઓ નીવડશે. વાચન એટલે વાંચવું એમ નહિ, પરંતુ વિદ્યાવ્યાસંગ. એ વિદ્યા છે. કોઇપણ એમાંથી વિદ્વાન બનીને નીકળે છે. પુસ્તકાલય એ અખંડ સંપત્તિનું મંદિર પણ છે. તંદુરસ્તી અને મનનું સમાધાન, વિશ્રાંતિ અને સુખ જોઈતાં હોય તો તમારે પુસ્તકાલયના દ્વારે આવવું જોઇએ. હા, એ દ્વારને ઉઘાડવા તમારી પાસે બુદ્ધિની ચાવી તો જોઇશે. બુદ્ધિની ચાવીથી એનાં દ્વાર ઉઘાડશો તો પુસ્તકાલય તમને ઇંદ્રભુવન કે પ્રત્યક્ષ આનંદ મંદિર જણાશે. મહાત્મા સ્વ. નારાયણ હેમચંદ્ર તો આગળ વધીને એવું પણ કહે છે કેઃ "પુસ્તકાલય એ ભવસાગરમાંનાં વાદળાં તથા તુફાનમાંથી રક્ષણ કરનારૂં બંદર છે. રાજા તથા રંકને તે એક સરખું ઉપયોગી થઇ પડે છે; કારણ ત્યાં સંપત્તિની પ્રતિષ્ઠા નથી. પુસ્તક મંદિરમાં અત્યંત મહત્વના દાંતદાસ, મનમાં સ્ફુરણ થવાવનારા

પ્રવાસ અથવા સાહસ ચરિત્રમાં હૃદયદ્રાવક કથા અને સુંદર કાવ્ય વાંચવાનાં મળે છે. ત્યાં જગતવિખ્યાત રાજ્ય ધુરંધર, કવિ તથા જ્ઞાનીની જોડે આપણી મુલાકાત થાય છે, મોટા વિવેકી પુરૂષના વિચારની ઓળખાણ મળે છે અને અત્યંત ઉદાત્ત બુદ્ધિમાનની કલ્પના સૃષ્ટિના વૈભવનો આપણને ઉપયોગ કરતાં આવડે છે.”

દુનીઆભરનાં મહાન પુરૂષો આ રીતે પુસ્તકાલયોની મહત્તા સમજાવે છે. છતાં આપણે હિંદીઓ એમાં પછાત રહીએ છીએ એ અત્યંત શોચ કરાવનારૂં છે. આખા હિંદુસ્તાનમાં મોટી લાયબ્રેરીઓ કેટલી છે એ સંબંધી કહું તો મારી નજરે ફક્ત બે જ પુસ્તકાલયો છે. પહેલે નંબરે મુંબઈની “સર જે. જે. પીટીટ ઈન્સ્ટીટયુટ” છે, જ્યાં હજારો પુસ્તકોનો સંગ્રહ છે; અને બીજે નંબરે આવી શકે નવસારીની દસ્તુર મહેરજી રાણા લાયબ્રેરી. લાયબ્રેરી એટલે એકલાં પુસ્તકો વાંચવાનું જ સ્થળ નહિ પરંતુ અસલના પત્રો, દસ્તાવેજો, હસ્તાક્ષરો વગેરે વગેરે હોઈ શકે. અને તેવો સંગ્રહ કરવામાં આ બન્ને લાયબ્રેરીઓ હિંદમાં આગેવાન ગણાવીં જોઈએ. ઈગ્લાંડ અને અમેરિકાનાં જેવાં પુસ્તકાલયો તો અહિં સેંકડો વર્ષ પછી પણ જોવાનાં નહિ જ મળી શકે! લંડનના “બ્રિટીશ મ્યુઝિયમ” ને વિષે અનેક જાણતાં હશે. જગતમાં એ સર્વથી શ્રેષ્ઠ મોટું પુસ્તકાલય છે. એનું મકાન પણ જંગી છે. લાખોની સંખ્યામાં અનેક પ્રકારનાં અને ભાષામાં પુસ્તકો છે. ઉપરાંત તવારીખ રૂપ હસ્તાક્ષરમાં લખાએલી નોંધો, તામ્રપત્રો, દસ્તાવેજો અને ન ગણી શકાય એટલાં પુસ્તકો છે. પુસ્તકો માટે ત્યાં સેંકડો ઓરડાઓ રોકાયેલા છે. “બ્રિટીશ મ્યુઝિયમ” જેવું જ અને તેથી વધારે સરસ પુસ્તકાલય અમેરિકામાં આવેલ “લાયબ્રેરી ઑફ કૉન્ગ્રેસ” છે. આ મકાનની જમીન ફક્ત ૨૦ લાખ રૂપીઆની છે. આ મકાન દશ વર્ષે બંધાઈ રહ્યું હતું અને તેની પાછળ એક અબજ અને ૮૧ કરોડ રૂપીઆનો ખર્ચ થયો હતો. એના થાંભલે થાંભલે નામાંકિત સાક્ષરોના શ્લોકો ચીતરવામાં આવ્યા છે, જે વાંચતાં જ અર્ધા પંડિત તો તમે થઈ જાવ. જગતમાં ભાગ્યેજ મળે એ જાતનાં પુસ્તકો અહિં ગોઠવાયાં છે. મકાનના દરવાજાઓ ઉપર ઐતિહાસિક કોતરકામો પણ છે. આ મહાન પુસ્તકાલયમાં ૧૫ લાખ પુસ્તકો છે, અને બીજાં એટલાં સમાવી શકાય એટલી જગા અને ગોઠવણ પણ છે. આટલાં બધાં પુસ્તકોની રચના જોવા જેવી છે. માગો એ પુસ્તક ક્ષણવારમાં તમે મેળવી શકો. જાતે પણ કાઢી શકો. અમેરિકાની ડેલ્વામાં ડેસ્વી પદ્ધતિઅનુસાર આપણા વડોદરા નરેશે પણ પોતાના રાજ્યની લાયબ્રેરીઓમાં વર્ગીકરણ આ રીતે હાલ ચોપડીઓ ગોઠવાવી છે. આ પદ્ધતિ બહુ સારી છે, અને માંગો એ પુસ્તક મળી શકે એમ છે. અમારૂં નવસારીનું “શ્રી કેખશરૂ બાંમજી સાર્વજનિક આ પુસ્તકાલય” આ પ્રમાણે ગોઠવાઈ રહ્યા પછી પુનાના દસ્તુરજી સરદાર નોશીરવાન દસ્તુર મુલાકાતે આવ્યા હતા. તેઓ આ પ્રમાણે પુસ્તકોની ગોઠવણ જોઈ બહુ પ્રસન્ન થયા હતા, અને પોતાનું ખાનગી દફતરખાનું પણ એજ રીતે રાખવા ઇચ્છા બતાવી હતી. વડોદરા રાજ્યની લાયબ્રેરીનો આ સુધારો હિંદની બીજી લાયબ્રેરીઓ પણ રાખે એ ઘણું પસંદ કરવા જેવું છે.

અમેરિકા અને લંડનનાં પુસ્તકાલયોની હકીકત ઉપરથી તમે બરાબર જાણી શકશો કે ત્યાંના લોકો પોતાનાં કિંમતી પુસ્તકોને લઈનેજ આજે જગતની ઉંચી ટોંચે આવી ઉભા

છે. હિંદુસ્તાને પણ એજ રીતે રહેવું હોય, પોતાની આગલી કીર્તિ પુનઃ પ્રાપ્ત કરવી હોય તો પોતાના સાહિત્યને આગળ વધારવું જોઇએ. પશ્ચિમની જ પદ્ધતિ પ્રમાણે જંગી લાયબ્રેરીઓ પણ ઉભી કરવી જોઇએ. પરંતુ આ બધું આર્થિક સ્થિતિને આભારી છે. ભારતની આર્થિક સ્થિતિ એવી નથી એ મારો ખેદ છે. પ્રભુ તે દિન આણે કે જ્યારે લંડન અને અમેરિકા જેવાં લાખો પુસ્તકો ધરાવતાં, પોતાના મકાનો ધરાવતાં પુસ્તકાલયો આપણે બનાવી શકીએ. ના, એટલું જ નહિ પરંતુ વાંચવા ખાતર વાંચે એવાં નહિ પરંતુ બુદ્ધિ ખીલે એવા ભાવથી વાંચનારાં પણ પ્રાપ્ત થાય. વાંચતે વાંચતે પંડિત થવાય છે. ઇંગ્લાંડના કીર્તિ મહાન પુરૂષોએ આણી છે. પરંતુ એ બધાઓ મહાન તો સુંદર પુસ્તકો વાંચીને થયા છે. એક જ પુસ્તક કે તેની એક જ લીટીને લઇને અનેકોએ જીવનમાં પરિવર્તન કર્યાં છે. કાંકે પુસ્તકોનું વાચન ચારિત્ર્યના બંધારણમાં અગત્યનો ભાગ લે છે. જે કાર્ય પોતાના મિત્રથી પણ ન થઈ શકે તે કાર્ય પુસ્તકો કરે છે. અમેરિકન ફિલસુફ ઇમરસન પુસ્તકોને જીવનની જરૂરની વસ્તુ હેતો અને કપડાંને મોજશોખની વસ્તુઓ ગણતો. આ ઉપરથી એટલું કહી શકાય કે પુસ્તકો એ આપણા હિતકર જીવનમાર્ગો છે. અને જે દેશનું સાહિત્ય ઉન્નત નથી તે દેશ પણ ઉન્નત થી. દેશને ઉન્નત બનાવવા સ્ત્રીઓને ભણાવવાની જરૂર છે અને સાહિત્યને ખીલવવાની છે. હેતો ભણશે અને ઘણું ઘણું વાંચશે તો ભવિષ્યમાં એ નારી અવતાર અનેક મહાન પુરૂષો ગતને આપશે.



## જ્ઞાનમંદિરીએ

( મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કહાન—એ રાહ )

ચાલોને જોવા જઇએ, હો બેન ! જ્ઞાન મંદિરીએ૦
એ રે મંદિરીએ તેત્રીસ કોટી,
દેવો વસે, ત્યાં જઇએ હો બેન૦.
બેડું લઈ જ્ઞાન ઘાટે સખિરી,
જાશું, ભરવા જ્ઞાન વારિ હો બેન૦
એ રે પાણીડાંથી પ્રીતમને ભાવે,
કરાવીશું સ્નાન, શાણી હો બેન૦
જ્ઞાન વિહોણાં રહીએ જો બેની,
ના રે રીઝે નાથ વ્હાલા, હો બેન૦
જ્ઞાન વિહોણાં રહીએ જો બેની,
સંતાનને શું દઇએ ? હો બેન૦
એથી કરો આજ નિશ્ચય સૌએ,
ગ્રંથાલયે નીત જાશું હો બેન૦

જગડ રાસકા } કમળાગૌરી પાઠક



# નવાપુરમાં નવીન પ્રકાશ

( એક કલ્પિત વાર્તા : અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૨૧૫ થી )

[ લેખકઃ વિષ્ણુપ્રસાદ પ્ર. નમઃ શિવાયવાળા, પાદરા ]

**પુસ્તકાલય** થવાથી આખા ગામના ઓછું ભણેલા માણસો શાળામાં આવી પુસ્તકો વાંચવા લાગ્યા. અક્ષરજ્ઞાનવાળી સ્ત્રીઓ પણ સ્વતંત્રપણે થોડું થોડું વાંચવા લાગી. અભણ માણસો પોતાનાં બાળકો પાસે વંચાવી સાંભળવા લાગ્યાં અને ધીરે ધીરે લગભગ આખા ગામનાં તમામ સ્ત્રી પુરૂષોની પેપરો અને પુસ્તકો પ્રત્યે અભિરૂચિ વધવા લાગી, અને ઘેરેઘેર વાચનભૂખ્યાં માણસો જણાવા લાગ્યાં. માસ્તર અને તેમનાં ગૃહલક્ષ્મીને તો બધાં દેવી દંપતી તરીકે ગણવા લાગ્યાં.

આ પ્રમાણે થોડા દિવસો ચાલ્યું. એક દહાડો કેટલાક માણસો કાંઇ ઠરાવ કરી માસ્તર પાસે આવ્યા. સર્વના ચહેરા જીજ્ઞાસુ હતા. સર્વના મનમાં કાંઇ ઉંડો આનંદ હોય એમ ભાસતું, બધાંનાં મુખ ઉપર હાસ્ય ફરકતું. બધા આવી વિનયપૂર્વક માસ્તર પાસે બેઠા.

"માસ્તર સાહેબ ! અમે બધા આપને વિજ્ઞપ્તિ કરવા આવ્યા છીએઃ" ગામનો મુખી મથુર પટેલ બોલ્યા.

" આ સેવકનું જે કામ હોય તે ફરમાવો " હસતા ચહેરે પ્રફુલ્લચંદ્રે કહ્યું.

" અમારા ગામમાં ઘણાં માણસો અભણ છે અને અમોને સમજાય છે કે અમારી આટલી બધી દુર્દશા અમારી અભણતાને લઇને જ થઇ છે. માટે તમો રાત્રીશાળા કાઢી અમો સર્વને ભણાવો તો અમારી ઉપર મોટો ઉપકાર થાય. "

લોકોની ભણવાની જીજ્ઞાસા જોઇ પ્રફુલ્લચંદ્ર રાજી થયા અને આનંદ સાથે બોલ્યા " ભાઇઓ ! તમારી ભણવાની ઇચ્છા છે તો આવતી કાલથી આપણે રાત્રીશાળા શરૂ કરીશું: ઇચ્છા હોય તે બધા જમી પરવારી વહેલા પધારજો. અને સાથે એકેકી સ્લેટ પેન લેતા આવજો.

બીજા દિવસથી રાત્રીશાળા શરૂ થઇ. ગામના બધા જ અભણ મરદો ત્યાં ભણવા આવવા લાગ્યા. થોડા દિવસમાં તો આખા ગામના પુરૂષો અક્ષરજ્ઞાનવાળા થયા અને સ્વતંત્ર રીતે પુસ્તકો વાંચતા થયા.

એક દિવસ સહકારી પરિષદનો અહેવાલ પેપરમાં આવ્યો. આ અહેવાલ વાંચી બધાને મંડળી કાઢી પોતાની આર્થિક સ્થિતિ સુધારવાનો વિચાર ઉદ્‌ભવ્યો. આ વિચારો તેમણે માસ્તરને જણાવ્યા. તેમણે આવા સારા વિચારોની પ્રશંસા કરતાં જણાવ્યું કે

" નાણાં વ્યાજે લાવી તેનું ધીરાણુ કરવાથી જોઇએ તેવી સ્થિતિ સુધરશે નહિ; પણ જો તમે સહકારી મંડળી ખોલી તેમાં ત્રણ જાતનાં કામ કરો તોજ તમારી આર્થિક સ્થિતિ સુધરશેઃ

(૧) સહકારી મંડળી સ્થાપન કરી સહકારી બેન્કમાંથી નાણાં લાવી તમારાં દેવાં એક સાથે પતાવો અને બેન્કમાં નિયમિત હપ્તા ભરી ધીરે ધીરે બેન્કનું દેવું ફેડો.

(૨) તમારે જોઇતો માલ પૂરો પાડવા માટે એક સહકારી દુકાન ઉઘાડો અને બીજી કોઇ દુકાનેથી માલ ન લેતાં તેજ દુકાનેથી માલ લેવાનું શરૂ કરો. આથી બીજા વેપારીઓ તમારી પાસેથી ગમે તેવો માલ આપી પુષ્કળ પૈસા પડાવે છે તે અટકશે.

(૩) તમારા ગામમાં પાકતો તમામ માલ ગામની ખળીમાં એકઠો કરી તેને એક જથે વેચો. આનાથી તમારો માલ બેવડો ખેંચાઇ જાય છે તે અટકશે અને જે થોડા પૈસામાં વહેપારીઓ પડાવી લે છે તેને બદલે પૂરતા પૈસા ઉપજશે. "

" ખરી વાત છે, માસ્તર સાહેબ ! પણ હજુ આ વાત બરાબર સમજાતી નથી. ગામને માલ પૂરો પાડવા દુકાન ખોલીએ તેને ચલાવે કોણ ? માલ કયાંથી લાવીએ ? કેવી રીતે લાવીએ ? એનો હિસાબ કિતાબ કેવી રીતે રાખવો ? ગામમાં પાકતો તમામ માલ આપણે ખળીમાં એકઠો કરીએ તેને કેવી રીતે વેચીએ, માલ ખરીદવા વહેપારીને કોણ બોલાવે, કયાંથી બોલાવે, આ બધું તમે અમને સમજાવો. "

જુઓ, આપણે સહકારી દુકાન ખોલી બધો માલ જથાબંધ જે તે માલના વહેપારી પાસેથી ખરીદી મંગાવીએ. તેને વેચવા તથા હિસાબ કિતાબ રાખવા એક મુનીમ અને એક મજુર પગારથી રાખીએ. માલની પડતર કિંમત અને તેના ઉપર થોડો નફો ચઢાવી માલ વેચાય. આ નફામાંથી નોકરોનો પગાર ને માલ મંગાવતાં થયેલો ખર્ચ બાદ જાય. બાકી જે નફો રહે તે ભાગીદારો સરખે હિસ્સે વહેંચી લે. એટલે વહેપારીને ત્યાંથી ખરીદતાં, ખર્ચ બાદ જતાં જે નફો વહેપારીઓ ખાઇ જાય છે તે આપણને જ મળે.

માલ એક જથે વેચવા માટે પણ આ પ્રમાણે બધા માલના ઢગલા હોય તેમાંથી આપણા ગામના ઉપયોગ જેટલો માલ આપણી દુકાન ખાતે વ્યાજબી કિંમતે ખરીદી વધારાનો માલ નજીકના બે ત્રણ મોટા વહેપારીઓને માલની વિગત જણાવી ખરીદવા બોલાવીએ. તે પરથી બેત્રણ માણસો ખરીદવા આવે એટલે માલ લેવામાં રસાકસી થાય અને આપણને સારાં નાણાં ઉપજે માલ વેચવા સંબંધે હિસાબકિતાબ અને પત્રવ્યવહારનું કામ પણ આપણી દુકાનના મુનીમને સોંપીએ એટલે એને માટે સ્વતંત્ર માણસ નિમવાની જરૂર નહિ.

આમ છતાંય આગળ કાંઇ અડચણ પડે તો આપણા પરમ કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબે ખોલેલા વહેપારઉદ્યોગ ખાતા તરફથી તેમજ સહકારી ખાતા તરફથી સલાહ મંગાવી આપણો રસ્તો મોકળો કરીશું.

કેમ ? આ બધું તમોને સમજાયું ? "

બધા એકે અવાજે બોલી ઉઠયા " હા, હા ! માસ્તર સાહેબ, આપણે ત્યાં વહેલામાં વહેલી તકે આવી મંડળી ઉભી કરી દો ! "

પ્રફુલ્લચંદ્રે તે જ વખતે વિગતો જણાવી ધારાધોરણ તથા ફૉર્મ માટે સહકારી ખાતામાં પત્ર લખ્યો. થોડા દિવસમાં જરૂરી ફૉર્મ, ધારાધોરણ માટે પેટાનિયમો આવી ગયા.

બધા માણસોને બોલાવી તેણે પેટાનિયમો વાંચી સંભળાવ્યા તથા ત્રણે જાતનું કામ કરનારી મંડળી સ્થાપન કરી, પેટાનિયમો ઉપર સહીઓ કરાવી તે મંજુર થવા સહકારી અધિકારી સાહેબ તરફ મોકલી આપ્યા. તે વખતસર મંજુર થઇ આવતાં સહકારી મંડળી પણ ગામમાં સ્થાપન થઇ ગઇ.

એ રીતે, સંસ્કારી શિક્ષક દંપતીના સેવાભાવને પ્રતાપે, એક વાર ખાવા ધાતા પ્રકાશવિહોણા ગામમાં, જ્ઞાનજ્યોત સમું પુસ્તકાલય સ્થપાતાં તેના અનુગામી તરીકે '**રાત્રી-શાળા**' અને 'સહકારી મંડળી ' જેવાં સાચા ગ્રામોદ્ધારનાં બીજાં અંગો આપોઆપ અસ્તિત્વમાં આવી ગયાં.



## વિદ્યાની વેલિયે

વિદ્યાની વેલિયે સોહે મંદિરિયું,
મ્હેંક મ્હેંક મ્હેકતું,
બ્હેક બ્હેક બ્હેકતું.
વિદ્યાની વેલિયે સોહે મંદિરીયું,
મધુરતાના ત્યાં મેહુલા વરસે.
ફૂલડાં ફૉરે લસે,
હૈયાં હેતે હસે.
વિદ્યાની વેલિયે સોહે મંદિરિયું,
મીઠડાં અનેરાં કંઇક ગીતો ઝરે.
જ્ઞાન સુવાસ થકી,
મંદિરિયું મ્હેકતું.
વિદ્યાની વેલિયે સોહે મંદિરિયું,
મંદિરિયે પોયણાંની પ્રીતિ ઝરે.

રસુલભાઈ ન. વહોરા



# જાપાનના મશહૂર પ્રકાશક 'સેજીનોમા'ની સાહસિક જીવનકથા

[ ઉદ્ધૃત :—જન્મભૂમિના વર્ષ ૩ અંક ૨૧૨ માંથી ]

**જાપાનમાં** પ્રસિદ્ધ થતાં સર્વ માસિકો ને અઠવાડિકોનો રાજા સેજીનોમા નામનો પ્રસિદ્ધકર્તા છે. તે જાપાનનો અવ્વલ નંબરનો પ્રકાશક ગણાય છે ને જાપાનમાં પ્રસિદ્ધ થતાં માસિકો વગેરેમાંથી લગભગ ૮૦ ટકા અખબારો એનાં અંકુશ નીચે છે.

ખલાસીના જેવી કડક શિસ્ત તે પાળે છે, ને પત્રનો ફેલાવો વધવાની શક્યતા હોય ત્યારે મુક્ત હાથે તે પૈસા ખર્ચે છે. તે પોતાના દેશબાંધવોમાં સાહિત્યનો ને હળવા અખબારોનો શોખ અત્યાર સુધી ન હતો એટલી હદે પ્રસરાવી શક્યો છે.

તે અંગ્રેજી બોલતો નથી; કોઇ બીજી પરદેશી ભાષા જાણતો નથી, ને તે છતાં તે પોતાનો ધંધો સંપૂર્ણ રીતે પશ્ચિમની ઢબે ચલાવી રહ્યો છે. આ કળા તેણે દુભાષીયાની મારફતે હાથ કરી છે. જાપાનની પ્રતિષ્ઠા વધારવી તથા રહનશાહતના જુવાનોમાં અખબારવાચનની ભૂખ પ્રગટાવવી તે તેની જીવનની મહત્ત્વાકાંક્ષા છે.

સામાન્ય રીતે કેટલાક એમ માને છે કે જનસમૂહ પોતાની જાતે વિચાર કરતો નથી. તેના વતી વિચારો બીજા જ કરે છે. પણ સેજીનોમા કહે છે કે જનસમૂહ કે જેણે સહન કર્યું છે તે જરૂર વિચાર કરે છે, ને જ્યાં સુધી સહન કરવામાં ન આવે ત્યાં સુધી કોઇ વિચાર કરવા માંડતું નથી.

૧૮૭૮ માં મધ્ય જાપાનનાં એક ગામડામાં તેનો જન્મ થયો હતો. જન્મ વખતે તેના કુટુંબ પાસે ખાવા ધાન ન હતું. તેનું કુટુંબ તો સામુરાઇના અમીર વંશનું હતું. સંજોગોને લીધે તેઓની સ્થિતિ પલટાઇ ગઇ હતી. નોમા જુવાન હતો ત્યારે બુદ્ધિમાન હતો. તે ૩૦ વર્ષની વયનો થયો ત્યાં સુધી તેણે જીવનને ગંભીર ગણ્યું નહતું. સોક્રેટીસનો જાણે કે શિષ્ય હતો. તે ભટકતો ને જે કોઇ સાંભળવા ઉભું રહેતું તેની સમક્ષ પોતાનો વાણીપ્રવાહ તે વહેવડાવતો. પંદર વર્ષની વયે તેણે શાળાનો અભ્યાસ પૂરો કર્યો ને ટોકીયોની લશ્કરી શાળામાં પ્રવેશ કરવા તેણે પ્રયત્ન કર્યો. તેમાં તે નિષ્ફળ ગયો. ઘરે પાછા ફરીને તેણે એક શાળામાં નોકરી સ્વીકારી. તે પછી શિક્ષકોની તાલીમશાળામાં તે ગયો. તેની આવક મહિને પંદર રૂપીઆથી વધારે હતી નહીં. દશ વર્ષ પછી તે ટોકીયો, ફોર્મોસા પાસેના લુચુ ટાપુઓમાં તેને જાપાનીઝ તથા ચાઇનીઝ ભાષાઓનો અધ્યાપક નીમવામાં આવ્યો. કેળવણીનો ધંધો તેને સ્વાભાવિક થઇ પડયો હતો.

એનું કુળ ઉંચું છે. પરંતુ તે આપબળે આગળ વધ્યો છે. તેણે જાતે પોતાની કારકીર્દી બાંધી છે. તે કદી કોઇનું માયાળુ કાર્ય ભૂલતો નથી, કે કોઇ અન્યાયને વિસરી જતો નથી. તે એમ માને છે કે આશા, શ્રદ્ધા ને શ્રદ્ધાવાળો બીનઅનુભવી ને કાચો માનવી, સડેલા માનસના, રોગી મનના, ને અશ્રદ્ધાળુ નિષ્ણાત કરતાં વધારે સારો છે. જ્યારે લોચુ ટાપુમાં હતો ત્યારે તે એક શિક્ષિકા સાથે પ્રેમમાં પડયો. તેનુ સૌંદર્ય ને તેની બુદ્ધિ બન્નેનો મેળ બરાબર ખાય તેમ હતો. તેના જીવનનો આ પરિવર્તન કાળ હતો.

· મધુરા તથા ચંદ્રરસિત બગીચાઓને તેણે સલામ કરીને જીવનના વધારે ગંભીર પ્રશ્નો વિષે વિચાર કરવા માંડયો. તેણે પોતાની પ્રિયતમા સાથે લગ્ન કર્યાં ને બન્ને ટોકીયો પાછાં ફર્યાં. નોમા ઇમ્પીરીયલ યુનીવર્સીટીનો મંત્રી બન્યો ને તેની પત્નીએ શિક્ષિકાનું કાર્ય ચાલુ રાખ્યું. નોમાએ પોતાની કારકીર્દી બાંધી, ને કંગાલીયતમાંથી જાતે અપૂર્વ દોલતને ભેગી કરી. એક સાંજે તે બેઠો બેઠો ધુમ્રપાન કરતો હતો ત્યારે તેણે સાંભળ્યું કે અમેરિકાનો એક પ્રકાશક માત્ર એક જ સામયિકની લાખો નકલ પ્રસિદ્ધ કરે છે.

" આપણે તે જાપાનમાં કરી શકીશું. હું પ્રકાશનના ધંધા વિષે કાંઇ જાણતો નથી; પણ હું તે શીખીશ ને એ કાર્ય પાર પાડીશ " તેણે પોતાનો નિર્ણય જણાવ્યો. ને નોમો તેની યોજના અમલમાં મૂકવા શહેરના રાજમાર્ગો પર ફરવા લાગ્યો. અચાનક તે એક જાહેર ટેલીફોનની કેબીનમાં ધુસ્યો. ટેલીફોન ડીરેક્ટરી ઉપાડીને ગમે તે પ્રકાશકની પેઢીનાં નામ માટે જોવા લાગ્યો. • જાપાનના મુખ્ય મથક ગીન્ઝામાં એક પ્રકાશકનું નામ તેણે શોધી કાઢયું.

તે તેને મળ્યો. તેણે પોતાની યોજના ભારે જહેમત સાથે રજુ કરી, ને જ્યારે પ્રકાશકે તેના સામયિકને પ્રસિદ્ધ કરવાની હા પાડી ત્યારે તે થાકથી ઢગલો થઇ પડયો હતો. પણ તેનો ધંધો પ્રથમથી જ સફળ થયો ને તે ધંધાનો માલીક બની ગયો.

એક જ સામયિકના એક જ અંકની જાહેર ખબર પાછળ તે લાખો ખર્ચે છે. તે પોતાની એકદમ આધુનિક ઓફીસમાં કદી જતો નથી. તે રાત્રે જ કામ કરે છે ને તે પણ પોતાના ઘરે. દિવસે તે ફેન્સીંગમાં રચ્યો પચ્યો રહે છે.

શ્વેત મૂછોવાળો, ૫૮ વર્ષની ઉમ્મરનો સેજીનોમા આજે એશિયાની સૌથી જબ્બર સામાયિક પ્રકાશન સંસ્થા ' ડાઇનીયન યુલેન્ડી કોડાન્સુ 'નો પ્રમુખ છે. તે ટોકીયોનું ત્રીજા નંબરનું દૈનિક ' હાચી 'ના માલીક ને પ્રમુખ છે ને નવ માસિકો પ્રસિદ્ધ કરે છે. આમાંનાં ત્રણ માસિકો જાણીતાં છે. એક માસિક માત્ર વાર્તાઓનું છે. બીજું માસિક માત્ર નારીઓને લગતું છે, તેનો ફેલાવો જાપાનના કોઇ પણ સ્ત્રીઓ માટેના માસિક કરતાં વધારે છે. ત્રીજું માસિક ' કીંગ ' નામનું પશ્ચિમના જીવનના પ્રતિબિંબ જેવું છે. તેનો ફેલાવો પંદર લાખ પ્રતોનો છે. ટોકીયોમાં એનું પ્રસિદ્ધિગૃહ લોખંડ ને કોંક્રીટનું શ્રેષ્ઠ મકાન છે. ત્યાંથી દરરોજ એક કરોડ નકલો સામાયિકોની બહાર પડે છે.

ટોકીયોમાં સૌથી વધારે કર ભરનારા ત્રણ આદમીઓમાંનો એક સેજીનોમા છે.



ગરીબ લોકોને દારિદ્રના કુવામાંથી બહાર ખેંચી કાઢવાની, કંગાલ લોકોને તેમનાં દુઃખોમાંથી મુક્ત કરવાની, ભાર ઉંચકનારને તેના બોજાનું વિસ્મરણ કરાવવાની, બિમાર માણસોને તેમનું દર્દ ભૂલાવી દેવાની, દુઃખી માણસોને દુઃખ ભુલાવવાની પાયમાલ થયેલા લોકોને તેમની દુર્દશાનું ભાન ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ હોય છે તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇપણ ચીજમાં હોતી નથી.

હોરેસ શ્રોલી.



# બૃહદ્ ગૂજરાત પુસ્તકાલય પ્રવર્તક મંડળી

[ લેખક :—' સેવક ' ]

**પંડિત મદનમોહન માલવીયા**ના અવિરત–સતત પ્રયાસથી બનારસ હિન્દુ યુનિવર્સિટિ અસ્તિત્વમાં આવી છે, એ વાત સારૂં યે હિન્દુસ્થાન જાણે છે.

અને હિન્દભરમાં સાર્વજનિક પુસ્તકાલયોની ખર્ચાળ યોજના પોતાના રાજ્યનાં ગાળાવાળા દરેક ગામે દાખલ કરનાર શ્રીમંત મહારાજા સાહેબ શ્રી. સયાજીરાવ ગાયકવાડનું પ્રાતઃસ્મરણીય નામ પણ આખા હિન્દુસ્થાનમાં દરેક જાણે છે.

વિશ્વવિદ્યાલય સ્થાપવું, સાર્વજનિક પુસ્તકાલયો અસ્તિત્વમાં આણવાં એ કેટલા યે ખર્ચની બાબત છે, તે કેટલાયે પૈસાનો તથા મહેનતનો ભોગ માગી લે છે, તેનો ખ્યાલ કલ્પના કરવાથી દરેકને આવશે.

આપણી આજની વાત ગૂજરાતી ભાષા બોલતી દરેક જનતા સુધી જ્ઞાનનાં કિરણો પહોંચાડવાની છે. અને જ્ઞાનનાં કિરણો પહોંચાડવા શું શું કરવું? શા શા ઉપાયો યોજવા? મદદ કેમ ભેગી કરવી? વહીવટ કોને સોંપવો? મદદ કેવી રીતે, કોને, અને કેમ આપવી? વગેરે બાબતોનો વિચાર કરવાનો છે.

સૌથી પ્રથમ વિચાર તો ભણેલાંગણેલાં લખી વાંચી શકે તેવાં માણસોની ગણત્રી કરવાની જરૂર છે. આ પહેલાંની જરૂરીઆત તો પ્રાથમિક કેળવણી દરેક ગામે દાખલ કરવાની છે. પરંતુ એ વાત આપણા હાથની નથી માટે જવા દઇએ. આ ગણત્રી સેન્સસના રિપોર્ટો જોવાથી મળી આવશે. આવી ગણત્રી થયા બાદ કેટલાં ગામોમાં નિશાળ છે? નિશાળ ન હોય ત્યાં વસ્તીના પ્રમાણમાં નિશાળ નીકળી શકે એમ છે કે નહિ? પુસ્તકાલય કે વાચનાલય કેટલાં ગામોમાં છે? વગેરેની તારવણી કરવી જોઇએ. આવી તારવણી થયા બાદ જે જે ગામોમાં વાચનાલય કે પુસ્તકાલય ઉઘાડવું શક્ય હોય જ્યાં પુસ્તકાલય કે વાચનાલયનો સારો ઉપયોગ થઇ શકે તેમ હોય, સેવાભાવથી કામ કરનાર શિક્ષકો કે યુવાનો મળે તેમ હોય, ગામ લોકોનો–પટેલ તથા બીજા અમલદારોનો સારો સહકાર મળે તેમ હોય તેવાં ગામોનું એક લીસ્ટ છાપીને તૈયાર કરવું.

બીજો મુદ્દો: આ મુદ્દો મદદનો અને મદદ ભેગી કરવાનો છે. મદદ ભેગી કરવાનું કામ જરા ભારે તો છે. પરંતુ સેવાભાવે કાર્ય કરનારને દરેક પ્રકારની મદદ મળી શકે છે. ગૂજરાત–કાઠિઆવાડના કોઈ પણ રાજા–મહારાજા જે રૂા. ૫૦૦૦ કે ૧૦૦૦૦ ભરે તેને આ મંડળના પ્રમુખ બનાવવા. ત્યાર પછી બીજા રાજા–મહારાજાઓ પાસે ખરડો લઇ જઇ રકમો મદદ તરીકે મેળવવી જોઇએ. મોટા મોટા શેઠ શાહુકારો પાસેથી પણ યોગ્ય મદદ મેળવવી જોઇએ. મદદ મેળવવા જતાં પહેલાં ગૂજરાતનાં તમામ વર્તમાનપત્રોએ આ બાબતની ચર્ચા પોતાનાં પત્રોમાં કરવી જોઇએ.

આ મદદ મેળવવા બૃહદ્ ગૂજરાતમાંથી સારા સારા લોકસેવકો જેવા કે શ્રી. મોતીભાઇ ન. અમીન, શ્રી નાનાભાઈ, શ્રી. કનૈયાલાલ મુન્શી, શ્રી. ગોકુળદાસ રાયચુરા વગેરેની

એક મંડળી જવી જોઇએ. મદદ લેવા જતાં પહેલાં જાહેર વિનંતિપત્રો કાઢી દરેક છાપામાં જાહેરાતો આપવી જોઇએ, અને દરેક રાજા–મહારાજા શેઠ શાહુકારોને આ પ્રવૃત્તિથી, તેના બંધારણથી પૂરેપૂરા વાકેફ કરવા જોઇએ. આ જાહેરાત થયા બાદ મદદ મેળવવા જવું જરૂરી છે. મદદ ભેગી થયા બાદ તેનું ફંડ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ ને કે ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીને સોંપવું. ઓછામાં ઓછી રૂા. ૧૦૦૦૦૦, એક લાખની મદદ એકઠી થાય તો જ આ પ્રવૃત્તિને વ્યવસ્થિત અને સારૂં સ્વરૂપ આપી શકાય. ઉપરોક્ત સંસ્થામાં આ રકમ સારા વ્યાજે મૂકવી, અને તેના વ્યાજમાંથી દરવર્ષે જે જે ગામો, વાચનાલયો કે પુસ્તકાલયો કાઢવા જેટલી લોકમદદ ભેગી કરે તેટલી જ મદદ આપવી. ( કચ્છ, કાઠિયાવાડ માટેની જ્ઞાનપ્રચાર યોજના મુજબ ). દરવર્ષે ૮–૧૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાં. પુસ્તકાલયો ઉઘાડવા માટે જરા વધારે મદદ આપવી. જે જે રાજ્યોમાં સા. જ. પુસ્તકાલયો સ્થાપવામાં આવે તે તે રાજ્યો પાસેથી પુસ્તકાલય સ્થાપવાના કામે ખાસ મદદ માગવી. ત્યાં શું શું કરવું જરૂરી છે ? ત્યાં શું થઇ શકે તેમ છે? વગેરે માટે સંસ્થા તરફથી અનુકૂળતા પ્રમાણે એકાદ બે ફરતા પ્રચારકો રોકવા જોઇએ. ગૂજરાતી ભાષાની અભિવૃદ્ધિ માટે જેમ ગુજરાતી સાહિત્ય પરિષદ છે, તેમજ ભવિષ્યમાં ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી જેટલી જ વ્યાપક અને કાયમી **બૃહદ્ ગૂજરાત પુસ્તકાલય પ્રવૃત્તિને** મદદ કરનાર મંડળી સ્થાપન થવી જોઇએ.

આ કામ માટે નીચેનું ધોરણ માન્ય રખાય તો સારૂં પરિણામ આવવા સંભવ છે.

૧. પ્રથમ તો શાળાવાળા મોટા મોટા દરેક ગામે વાચનાલય સ્થાપન કરવું જોઇએ. જ્યાં કશું સાધન ન આપી શકાય તેમ હોય ત્યાં નિદાન એક અઠવાડિક છાપું અને વાચનની પુસ્તકપેટી આપવી.

૨. ૨–૪ વર્ષે વાચનાલયનું કામ સારૂં થતું જોઇને તેને કાયમી મદદ આપવાનું ઠરાવવું જોઇએ.

૩. ત્યારબાદ ૨–૩ વર્ષે વાચનાલયવાળા ગામે પુસ્તકાલય ખોલવા ખાસ મદદ અપાવી જોઇએ. ( આ પ્રમાણે દરેક ગામે ૮–૧૦ વર્ષોમાં પુસ્તકાલયો ઉઘડી જાય તો પ્રજાસુધારણાનું એક મહત્ત્વનું કામ પાર પડ્યું ગણાય. )

૪. પુસ્તકાલય ઉઘડયા પછી તેનો વહીવટ શાળાના શિક્ષક કે ગામના પ્રતિષ્ઠિત–સેવાભાવી માણસને સોંપવો. દર વર્ષે વડોદરા રાજ્યની માફક બજેટો મંજુર કરાવવા નિયમસર મોકલવાં, વાર્ષિક રિપોર્ટો મોકલવાં; વગેરે બાબતો વડોદરા રાજ્યના ધોરણે ઠરાવવી.

૫. પુસ્તકોની પસંદગી : ધાર્મિક, વાર્તા, ઇતિહાસ, ભૂગોળ, જીવનચરિત્રો, વિજ્ઞાન વગેરેને લગતાં પુસ્તકો આપવાં. બાલસાહિત્ય ૨૫ ટકા પ્રથમથી જ આપવું.

૬. જે ગામ, પોતાના ગામમાંથી જેટલી લોકમદદ મેળવી શકે તેટલી જ લોકમદદ તેને આ મંડળે આપવી જોઇએ.

૭. પુસ્તકાલય સ્થપાયાને પાંચ વર્ષ થયા બાદ કાયમફંડની યોજના દરેકને લાગુ કરવી.

૮. પુસ્તકાલયનો હિસાબ–પાવતીઓ વગેરે દર વરસે સાલ આખર મંડળના અધ્યક્ષ તરફ મોકલવાં જોઇએ.

૯. મંડળ સ્થાયી થયા બાદ–પુસ્તકાલયો વ્યવસ્થિત ચાલે છે ને ભવિષ્યમાં ચાલશે એવી ખાત્રી થયા બાદ જરૂર પુરતી ફરતા પુસ્તકાલયની યોજના અમલમાં આણવી. ફરતા પુસ્તકાલયનું રેલ્વેનૂર એક વખતનું મંડળ આપે અને બીજા વખતનું જે તે ગામનું પુસ્તકાલય કે વાચનાલય આપે.

૧૦. ઉપરની નવે કલમો ૫૦૦ થી ૨૦૦૦ સુધીની વસ્તીવાળા ગામે લાગુ કરવાથી સામાન્ય જનસમાજ આગળ આવશે. હાલ આખા હિન્દુસ્થાનનો ઝોક ગામડાં સુધારવા તરફ છે. હાલના નવા વોઇસરોય સાહેબ પણ આ બાબત વધારે લક્ષ આપે છે એટલે જ ખરો જનસમાજ જે ગામડામાં વસે છે, તેને સુધારવા તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે. શહેર કે કસ્બામાં દરેક સાધન–સગવડો હોય છે, પરંતુ નાનાં ગામડાંમાં તેવાં કશાં સાધનો હોતાં નથી. દેશના સુધારાનું માપ સ્ત્રીકેળવણીથી નીકળી આવે છે. પરંતુ આપણા હિન્દ દેશમાં તો ગામડાં કેટલાં સુધર્યાં છે, તે ઉપરથી જ દેશના સુધારાનું માપ નીકળવું જોઇએ. નહિ તો પછી શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના કલ્યાણગ્રામ, શ્રી. ન્હાનાલાલ કવિનું નવું નાટક ગોપિકા, અને શ્રી. રમણલાલ દેસાઇની ગ્રામલક્ષ્મીની સાર્થકતા કશી જ નહિ ને ?

સદરહુ મંડળનો દરવર્ષે સાલ આખર તમામ્ હિસાબ-કિતાબ પ્રગતિ વગેરેના અહેવાલ સહિત છપાવવો જોઇએ.

આ યોજના જરા અઘરી–અવાસ્તવિક કે કદાચ સ્વપ્નસેવી પણ લાગે. પરંતુ મનુષ્યને જેમ અનાજની જરૂર છે, તેમજ માનસને બુદ્ધિની–બુદ્ધિ વધારવાની–વિશુદ્ધિ લાવવાની –જ્ઞાનની અનિવાર્ય જરૂર છે. એ વાત આગળ ધપતા યુગમાં યાદ કરાવવાની હોય જ નહિ. જગત દર પળે આગળ ધપતું જ જાય છે, અને હિન્દુસ્થાનના જીવનમાં પણ ધાર્મિક, રાજકીય સામાજિક પરિવર્તનો થયાં જ કરે છે. છેલ્લી મહાસભામાં પંડિત જવાહરલાલ નહેરૂએ કહ્યું છે કે "સમાજવાદ, નાઝીવાદ, ફેસીસ્ટવાદ, હીટલરવાદ વગેરે વાદોમાં ખેડુતોનું હિત ન ભૂલી જવાય." આપણે પણ જોઇએ કે આપણે ભણ્યા, આપણે વાચનાલયો–પુસ્તકાલયો સ્થાપ્યાં ને દરેક ગામે જ્ઞાનપરબો બેસાડી. જેમ આપણે માટે બેસાડી, તેમ ગૂજરાતી ભાષા બોલતી તમામ જનતા માટે બેસાડીએ ત્યારેજ આપણાં જ્ઞાનની, બુદ્ધિની, ધનની સાર્થકતા થયેલી ગણાય.

ગુજરાત પાસે કામ કરનારા માણસો છે. મદદ કરનારા રાજા મહારાજાઓ ને શેઠ શાહુકારો છે. પોતાનો અવાજ યોગ્ય રીતે રજુ કરનારૂં સારૂં એવું પ્રાણવાન ગણી શકાય તેવું પત્રકારિત્વ છે. તો આ કાર્ય દરેકે પોતાનું જ ગણી આજથી જ તેના ગણેશ થવા ઘટે. આશા છે કે ગૂજરાતી સાહિત્ય પરિષદ તથા ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી આવી કોઇ યોજનો જરૂર વિચારી કાઢશે. અને અખિલ ગુજરાત પુસ્તકાલય પરિષદના સુકાનીઓનું તો આજ ધ્યેય બનવું ઘટે.

ગૂજરાતીઓ ! ગૂજરાતી ભાષા બોલતી તમામ જનતા માટે જ્ઞાનની પરોપકારી પરબો ગામેગામ બેસાડવાનો વખત આવી લાગ્યો છે એમ કોણ નહિ માને ? જ્યાં જ્યાં એક ગૂજરાતી વસતો હોય ત્યાં ત્યાં તો સદાય ગૂજરાત છે જ ને ? શ્રી ખબરદાર કહે છે કે :

**જ્યાં જ્યાં વસે એક ગૂજરાતી, ત્યાં ત્યાં સદા કાળ ગૂજરાત;**
**જ્યાં જ્યાં ગૂજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની જ વ્હેલાત.**

આ કવિતાની ગુજરાતી નામ ધરાવનાર વ્યક્તિને યાદ દેવડાવવાની જરૂર હોય ખરી ?

❖

# સીઝરના સમયનું પુસ્તકાલય

**રોમન** મુલકના આંતરવિગ્રહમાં ઑક્ટેવિયનની સત્તા સર્વોપરી થયા પછી અર્ધો સૈકા સુધી સામ્રાજ્યના લોકોએ સુખશાંતિ ભોગવ્યાં. લેટિન સાહિત્યનો સુવર્ણયુગ લોકોના આરામનું બાહ્ય તેમ દશ્ય ચિહ્ન હતું. અને દરેક ફેશનેબલ ઘરમાં પુસ્તકાલય અનિવાર્ય થઇ પડયું. શહેરનાં મોટાં મકાનો તથા ગામડાંનાં ઘરોમાં તડકો આવી શકે અને આ રીતે ઉગતા સૂર્યના તાપથી પુસ્તકોનું રક્ષણ કરવા માટે, સામાન્યતઃ પૂર્વાભિમુખ 'બિબ્લિઓથેકા' ( પુસ્તકાલયો ) હતાં.

હાલની શોધખોળથી એમ સાબીત થયું છે કે ખાનગી ઘરોમાં પુસ્તકો રાખવા માટે પ્રમાણમાં બહુ થોડી જગ્યા પૂરતી થઇ રહેતી હતી. ખરેખર ! 'હકર્યુ લેંકમવિલા' નું પુસ્તકાલય એટલું નાનું હતું કે બંને હાથ લાંબા કરવાથી તેની દિવાલોને અડકી શકાય. ઓરડાના મધ્ય ભાગમાં કબાટમાં પુસ્તકો ખડકવામાં આવ્યાં હતાં. બંને બાજુ આવજા કરવાના રસ્તા હતા. આ ભંડારમાંથી જરુર હોય તેવાં પુસ્તકો પાસેના ઓરડામાં લઇ જવામાં આવતાં હતાં. ત્યાં વાંચવા માટે પુષ્કળ પ્રકાશમાં કોચ મુકવામાં આવ્યા હતા. એકરની શોધખોળ પરથી આપણે જાણીએ છીએ કે પથારીમાં સુઇને વાંચવાનો રીવાજ સામાન્ય હતો.

જાહેર પુસ્તકાલયોમાં ચિત્રો તથા પ્રખ્યાત પુરુષોની પ્રતિમાઓ રાખવામાં આવતી; અને ખાનગી ઘરોમાં પણ આ તત્ત્વ ધીમે ધીમે દાખલ થયું હતું. માર્શિયલે[1] પોતાના મિત્ર એવિટસના ખાનગી પુસ્તકાલયમાં પોતાના ચિત્ર નીચે લખવાનો શિલાલેખ લખ્યો હતો. સંગીતની દેવીઓનાં પુતળાં પણ સામાન્ય રીતે પૂરાં કરવામાં આવતાં અને જ્યુવેનલ[2]ના લખાણવાળા પુસ્તકાલયમાં મુકેલ મિનર્વા[3] ના પૂતળાને તે અરજ કરે છે.

રાજ્યમાં Libraii (લાઇબ્રેઆઇ)નો જુદો વર્ગ હતો. કેટલાક સ્વતંત્ર હતા, કેટલાક મુક્ત થયેલ હતા અને બાકીના ગુલામો હતા. તેઓને તથા 'સ્ક્રાઇબી' ( પત્ર લેખક તથા મંત્રી ) તરીકે, પુસ્તકો લાવવા લઇ જવા માટે નોકર તરીકે, અભેરાઇને સાફસુફ રાખવા માટે અને પુસ્તકો લખવા તથા નકલ કરવા માટે રાખવામાં આવતા હતા. જેઓ ગ્રીક તથા લેટિન ભાષાના મોટા અક્ષરોનો ઉપયોગ કરતા હતા તેમને 'લાઇબ્રેઆઇ એન્ટિકવેરાઇ' કહેતા હતા. કેમકે ચાલુ જમાનાના લોકો જેઓ એકી સાથે લીટીમાં અક્ષરો લખતા હતા તેમનાથી તેમને ઓળખાવવાના હતા. ઉપરાંત કોઇવાર તેઓ પુસ્તક બાંધતા, પુરાં થયેલ પુસ્તકોનાં

---

૧ 'માર્કસ વેલેરિયસ માર્શિયેલિસ' પ્રખ્યાત રોમન ટૂચકા લેખક હતો. તે સ્પેનમાં ઇ. સ. ૪૩ માં જન્મ્યો હતો પણ ઇ. સ. ૬૬ પછી તેણે પોતાનો ઘણો સમય સ્પેનમાં ગાળ્યો હતો. તે ઇ. સ. ૧૦૪ માં મૃત્યુ પામ્યો હતો. હાસ્યરસ માટે તે પ્રસિદ્ધ હતો.

૨ જ્યુવેનલ—પ્રખ્યાત રોમન હાસ્યરસ લેખક. તેના સંબંધી બહુ ઓછી વિગતો મળી આવે છે. ઇ. સ. ૬૦ માં જન્મી ઇ. સ. ૧૧૪ માં મૃત્યુ પામ્યો. તેનું 'Satires' નું પુસ્તક પ્રસિદ્ધ છે.

૩ મિનર્વા—બધી કળા તથા હસ્તકૌશલ્યની ઇટાલિયન દેવી. તેનું મંદિર એવન્ટાઇન ઉપર આવેલું છે. તેને યુદ્ધની દેવી પણ ગણવામાં આવે છે.

પુંઠાં બાંધતા તથા પુસ્તકોનો પાછળનો ભાગ તથા કીનાર રંગતા હતા. તથા તેને વીંટવાની લાકડી તથા લેબલ પણ કોઇવાર પુરા પાડતા હતા.

જ્યારે પુસ્તકનો ઉપયોગ ન હોય ત્યારે 'અમ્બિલિકસ' નામે ઓળખાતી લાકડી મધ્યભાગમાં રાખીને લખાણુ વીંટાળવામાં આવતું અને 'ટેબેલા' અથવા લેબલ કોઇવાર લાકડી પર તો કોઇવાર વીંટા પર ચોઢવામાં આવતું હતું. જ્યારે ઉપયોગ ન હોય ત્યારે પુસ્તકને વીંટાળી લઇને ખાનામાં અથવા અભેરાઇ પર મૂકી દેવામાં આવતું હતું.

× × × ×

જે પદાર્થ પર પુસ્તકો લખવામાં આવતાં હતાં તે આપણને બીજા જાણીતા શબ્દોનું મૂળ શોધવામાં સહાયભૂત થાય છે. એક સમય એવો હતો કે જ્યારે આ પદાર્થ ઇજીપ્તના એક જાતના ઘાસ—જેને 'પેપીરસ ઇજીપ્ટસ' કહેવામાં આવે છે તેમાંથી જ માત્ર મળી શકતો હતો. તેનાથી આપણને 'પેપર' ( Paper ) શબ્દ મળ્યો છે. પણ છાલનું લેટિન નામ 'લાઇબર' હતું, જે પરથી પુસ્તકો સંબંધી આપણને ઘણા શબ્દો મળ્યા-હતા. કાળી શાહી મેશ તથા ગુંદરમાંથી બનાવવામાં આવતી, તથા લાલ શાહી ટેટામાંથી બનાવાતી હતી. લાલ તથા કાળી શાહી જુદી જુદી રહી શકે તેવા રોમન ખડિઆ વારંવાર મળી આવે છે અને તેના નમુના બ્રિટીશ મ્યુઝિયમમાં જોઇ શકાય છે. તેમાં પીછાંની બનાવેલી કલમ પણ મળી આવશે.

રોમના લોકોની આબાદી વધતી ગઈ તેમ તેમ જાહેર તથા ખાનગી પુસ્તકાલયોની સંખ્યા તથા કદ વધવા લાગ્યાં, અને પુસ્તકોની જરુરિઆત અંગે તે પ્રગટ કરીને અથવા વેચીને ગુજરાન કરનાર એક વર્ગ પણ ઉભો થયો. જેઓ 'લાઇબ્રેરાઇ' પુસ્તકો વેચતા હતા તેમને 'બિબ્લિઓ પોલકા' કહેતા હતા. આ શબ્દોમાં રોમન સંસ્કૃતિ પર આથેન્સ સંસ્કૃતિનું કેટલું પ્રભુત્વ હતું તે દેખાઇ આવે છે પુસ્તકોની દુકાનો રોમના બરાબર મધ્યમાં બજારને અડીને 'આર્ગીલેટમ' અને 'વિકસ સેન્ડે લેરિયસ'માં મોટે ભાગે આવેલી હતી.

જે સ્થાને વેચવા માટે પુસ્તકો બતાવવામાં આવતાં, ત્યાં શિક્ષિત વર્ગ તથા ફુરસદ-વાળા લોકો જતા હતા. 'ગેલસના જીવનચરિત્ર'માં બેકર લખે છે 'હોરેસનાં પ્રહસનો 'માર્શિયલના ટુચકાઓ' તથા 'સેનેકાના સંવાદો' ની છેલ્લી આવૃતિ મેળવવા માટે લોકો ઉપરા ઉપરી પડતા અને પુસ્તક વેચનારાઓ પોતાની દુકાનના પ્રવેશદ્વાર પર ભવિષ્યના ઉત્પન્ન માટે કંઇપણ વિચાર રાખ્યા સિવાય બધા પદાર્થનો ઉપયોગ કરવાથી ઇજીપ્તના કાગ-ળની અછત થઇ ગઇ. તેથી ટોલેમિના Ptolomies હરિફ રાજ્ય પર્ગેમમ (Pergamum) નાં લોકોએ ઘેટાં અને વાછરડાંના ચામડામાંથી કામ આપે તેવો પદાર્થ શોધી કાઢ્યો. રોમમાં આની ખૂબ માગણી થવા માંડી. તેને પર્ગેમેન્ટમ ( Pergamentum ) કહેતા, અને આજે તે શબ્દનું અપભ્રંશ Parchment ( ચર્મપત્ર ) અસ્તિત્વ ધરાવે છે. ચર્મપત્રમાંથી બનાવેલાં પુસ્તકો આપણાં અત્યારનાં પુસ્તકોને ઠીક મળતાં આવે છે, કેમકે ચામડાંને વાળીને સીવી લેવામાં આવતા હતા. કાગળ તથા ચર્મપત્ર બંનેની કિંમતની સરખામણી સંત પોલેટિમોથી પર લખેલા બીજા પત્રમાં દેખાય છે. "અને પુસ્તકો પણ ખાસ કરીને ચર્મપત્રો": આ શબ્દો તે પત્રમાંથી લેવાયા છે. સિસેરો પેપિરસની આઠ જાત હોવાનું જણાવે છે. તેમાં હલકામાં હલકીનો ઉપયોગ વેપારી લોકોને માલ વીંટાળવામાં થતો હતો. મુલાયમતા, અપારદર્શકત્વ તથા

લીસાપણું એ સારા કાગળનાં ચિહ્નો ગણાતાં હતાં. ખરબચડાપણું, બિનાશ તથા ડાઘાવાળો કાગળ ખરાબ ગણાતો હતો.

પુસ્તકો લખનારાઓ લાલ તથા કાળી બન્ને શાહીનો ઉપયોગ કરતા અથવા બહારની ભીંત પર મોટાં દિવાલપત્રો ચોડીને એક બીજાની સાથે હરિફાઇ કરતા હતા.

અત્યારની માફક ગ્રંથવિક્રેતાનો ધંધો માનપ્રદ ગણાતો, જો કે ખૂનના કેસમાં કેદીના વકીલ તરીકે સીસેરો તેના વિષે હલકા શબ્દો વાપરે છે. 'પ્રો. મિલન' માંથી આપણે જાણી શકીએ છીએ કે કલોડિયસે પોતાની ધરપકડ દરમિઆન આવા પુસ્તકાલયમાં આશ્રય લીધો હતો. અત્યારે પણ પાછળ પડેલી ટોળીમાંથી બચવા માટે ભ્રમિત બંદુકધારી પુસ્તક વેચનારની દુકાનમાં સંતાઇ રહેવાનું ભાગ્યે જ ધારે છે.

પુસ્તકોની વેચાણ કિંમત વાજબી લાગે છે. માર્શિયલ કહે છે તે સાચું હોય તો કવિતાનું રંગીન તથા સુંદર બાંધણીવાળું પુસ્તક પાંચ દિનારમાં મળી શકતું. એક દિનારની કિંમત સાડા આઠ પેન્સ થતી. માર્શિયલ એમ પણ કહે છે કે બુકસેલર તો તે કિંમતે વેચતો નહિ. માર્શિયલમાં કોઇવાર માલ ભેગો થઇ ગયાનું જણાય છે. કેમકે 'માર્શિયલના ટુચકા'ના પોતાના કરીને એક લેભાગુ દગાથી દશ 'દીનાર' લેતો હતો ત્યારે મૂળ તો ટ્રાઇફોન અર્ધા દિનારમાં કાઢી નાખતો હતો.

ગ્રંથકર્તાઓ તે સમયે પ્રગટકર્તાઓ તથા બુકસેલરો સાથે સારો સંબંધ ધરાવતા હતા. હોરેસ, સોસાઈ ભાઇઓ વિષે મિત્રાચારીભરેલો ઉલ્લેખ કરે છે. આ ભાઇઓ તેના પુસ્તકો વેચતા હતા. ટ્રાઇફોન અને માર્શિયલ વચ્ચે પણ સારો સંબંધ હોવાનું જણાય છે. લેખકોના બદલા સંબંધી એવું જણાય છે કે બુકસેલરો કોઇવાર 'રોયલ્ટી' ની પ્રથાનું અનુકરણ કરતા. માર્શિયલ એવી ફરીઆદ કરે છે કે બુકસેલરોને પુસ્તકો વેચવામાં લેખકને લખવાથી મળે તે કરતાં ઘણું વધારે મળતું હતું. બ્રિટન ગોલ અને સ્પેનના બુકસેલરો તો લેખકના હક્કની અવગણના જ કરતા હતા.

કેટલાંક પુસ્તકોની ઘણી નકલો નીકળતી. નાનો પ્લાઇનિ જણાવે છે કે એક જીવનવૃત્તાંતની પહેલવહેલાં જ ૧૦૦૦ નકલો કાઢવામાં આવી હતી. લેખકોની ઉતાવળ અને તેના અંગે થતી ભૂલોનો પણ તે ઉલ્લેખ કરે છે. આમાં કેટલીકવાર છાપાના ભૂત પર દોષ ઢોળી દેવામાં આવ્યો છે.

આથી ઉલટું પ્રસિદ્ધ કરનાર બુકસેલર પોતાના માલના વેચાણ વિષે મોટી આશા ધરાવે છે અને પરિણામે સાંજના ભોજન માટે ઘેર લઇ જવાની માછલી પર કવિતા પુસ્તક વીંટળાયેલ જોવાનું ઘણીવાર બની આવતું. 'સાઇરેનો દ બરજરેક[1]'નો લેખક પોતાનો શ્રેષ્ઠ ગ્રંથ લખતો હતો ત્યારે આ બનાવ તેના મનમાં હશે. +

છોટાલાલ માનસિંગ કામદાર.

૧ ફ્રેંચ અદ્ભુતિકા લેખક તથા નાટયકાર. ૧૯૨૦ ની માર્ચની ૧૬ મીએ તે પેરિસમાં જન્મ્યો હતો ને ૧૬૫૫ના સપ્ટેમ્બરમાં મૃત્યુ પામ્યો હતો. તેણે ફ્રેંચ ભાષામાં ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેણે લશ્કરી નોકરીમાં ખૂબ શૌર્ય બતાવ્યું છે.

+ જહૉન ઓ લંડન્સ વીકલીના ટી. ગોડન્સના લેખને આધારે.

# વિચાર ચંક્રમણ

'પુસ્તકાલય' માસિકે માર્ચના અંકથી નાનું સરખું 'બ્લૉટર' શરૂઆતમાં આપવાની પ્રથા શરુ કરી છે. ચાલુ માસના કૅલેન્ડર ઉપરાંત તેમાં નવાં પ્રગટ થયેલ પુસ્તકોની જાહેરાત હોય છે. આ 'બ્લૉટર' છૂટું પાડી શકાય છે એટલે તે વાપરનાર સમક્ષ નવાં પુસ્તકોની યાદી તૈયાર રહે છે. આ પ્રથા ચાલુ રાખવા જેવી છે, એટલુ જ નહિ પરંતુ બીજાં માસિકોએ અનુકરણ કરવા યોગ્ય છે.

*　　　*　　　*　　　*

શ્રી મટુભાઇના અવસાનથી 'સાહિત્ય' બંધ પડતાં નવાં પુસ્તકો ક્યાં બહાર પડ્યાં તે જાણવાનું એકજ સાધન 'પુસ્તકાલય' રહ્યું છે. બીજાં માસિકોમાં સમાલોચના નથી આવતી એમ લખવાનો ભાવાર્થ નથી પણ તે એટલી મોડી આવે છે કે પુસ્તક પ્રકાશનની જાહેરાત પૂરતી તેની અગત્ય ઓછી થઇ જાય છે. 'જન્મભૂમિ'નો 'કલમ અને કિતાબ' વિભાગ પણ સાપ્તાહિકની દૃષ્ટિએ અતિ અગત્યનો છે.

*　　　*　　　*　　　*

જેમ એક હિંદીના હાથે લખાયેલ અંગ્રેજી પુસ્તક 'જવાહરની આત્મકથા'નું અભૂત પૂર્વ વેચાણ થયું છે, તેમ ગુજરાતી પુસ્તક 'લગ્ન એક સમસ્યા'ની એક હજાર નકલ એક માસમાં ખપી જાય તે ગુજરાતી ભાષાના સાહિત્યરસિકોને માટે આનંદદાયક ખબર ગણાવા જોઇએ. આટલા ટુંક સમયમાં નવલિકાથી ભિન્ન વિષયના પુસ્તકની આટલી ખપત થાય તે બીના ગૌરવ લેવા જેવી ગણી શકાય. ખાસ કરીને એટલા માટે કે ગુજરાતી સાહિત્યમાં સારાં ગણાતાં પુસ્તકોની બીજી આવૃત્તિ નીકળતાં વર્ષો નીકળી જાય છે.

*　　　*　　　*　　　*

ટપાલ ખાતા તરફથી બહાર પડેલ નવા નિયમોમાં એક નિયમ નીચેની મતલબનો છેઃ—

"વર્તમાનપત્રો વધારેમાં વધારે ૩૧ દિવસના આંતરે નિયમિત રીતે પોસ્ટ ઑફિસે પોસ્ટ કરવાં જોઇએ?

આ નિયમ રજીસ્ટર થયેલાં પત્રો માટે જ છે તે તો સ્પષ્ટ છે. પ્રશ્ન એ છે કે માસિકોનો આમાં સમાવેશ થાય છે કે કેમ? ૩૧ દિવસનો આંતરો સાપ્તાહિક માટે ન હોય તે દેખીતું છે. એટલે માસિકોની આ નિયમને અંગે શું સ્થિતિ થશે તે પ્રશ્ન સહજ છે. પરિણામ એટલું જ આવશે કે માસિકોએ નિયમિતતા જાળવવા ખૂબ યત્ન કરવો પડશે. ઘણાં માસિકો તો અઠાવીસ દિવસના મહિના વર્ષમાં એકથી વધારે વખત આવવાનું ઇચ્છશે કે જેથી કરીને ઓછામાં ઓછા ત્રણ દિવસ મોડા થવાની તક તો તેમને મળવાની જ.

*　　　*　　　*　　　*

આપણાં માસિકોમાં અનિયમિતતાના અગ્રપદે બે માસિકો હતાં. તેમાંથી 'કુમાર'

તો હાલમાં નીકળી ગયું છે; ફાગણનો અંક મારાની શરુઆતમાં તેણે બહાર પાડી દીધો છે. બાકી રહ્યું ' પ્રસ્થાન. ' હવે તેણે ખરી પ્રગતિ સાધવી પડશે.

* * * *

' ઉર્મિ 'ના બે અંકો જોતાં, તેના અંકનાં પાનાં સળંગ હોવાને બદલે અંકવાર જુદા જુદા છે. પ્રચલિત ધરેડમાંથી નીકળવાની આ એક રીત હશે; પરંતુ ફાઇલ રાખનારાઓની મુશ્કેલીઓનો વ્યવસ્થાપકોએ ખ્યાલ કર્યો જણાતો નથી. બેંક અંકનાં પુઠાં ફાટી જાય પછી કયા મહિનાનો અંક છે તે શોધવાની મુશ્કેલી ઘણી વધશે.

* * * *

એક બાજુ આપણે બૂમ પાડીએ છીએ કે આપણાં પત્રોને ગ્રાહકો જોઇતાં પ્રમાણમાં મળતા નથી. ત્યારે એક નવીન સાપ્તાહિકે પોતાના પહેલા અંકથી મુદ્રા પર નીચેના શબ્દો છાપવા શરુ કર્યા હતા : " Most widely circulated weekly " યાને ખૂબ પ્રચાર પામેલું સાપ્તાહિક. ' પહેલા અંકથી જ તેના વ્યવસ્થાપકો આ શબ્દો વાપરે ત્યારે બહાર પડ્યા પહેલાં ગ્રાહકો ઉપરના શબ્દોની યોગ્યતા પુરવાર થાય એટલા થઈ ગયા હશે, કે પછી તેમાં અસત્યનું આવરણ રહેલું છે તે નક્કી કરવું દરેકને માટે સહેલું છે.

* * * *

કેટલાંક સાપ્તાહિકો તથા માસિકોની એકજ અંકમાં લેખના કટકા કરવાની પ્રથા છે; અને એક પાનું વાંચ્યા પછી ' અનુસંધાન માટે જુઓ પાનું અમુક ' એમ છાપવાની રીત પ્રચલિત થઇ છે. પણ એક લેખના ચાર કટકા કરી અનુસંધાન માટે આગળનાં પાનાં ફેરવી ફરીથી પાછળનાં પાનાં જોવા પડે તે વાચકને માટે તો ખરેખર કંટાળાભરેલું થઇ પડે છે.

* * * *

' જવાહરની આત્મકથા 'ની પ્રસિદ્ધિથી હિંદમાં જાણીતા થયેલ The Bodley Head એમણે Panguin Books ની એક સીરીઝમાં લગભગ ૧૦૦ પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ પુસ્તકો વિધવિધ વિષયનાં હોય છે. દરેકમાં ૨૦૦-૨૫૦ પાનાં હોવા છતાં, તેની કિંમત માત્ર છ જ આના રાખવામાં આવી છે. પ્રકાશક પેઢી હવે ફડચામાં ગઇ હોવાથી વધારે પુસ્તકો પ્રગટ કરશે કે કેમ તે શંકાસ્પદ છે. પણ જે પુસ્તકો પ્રગટ થયાં છે તે જોતાં આપણા ગુજરાતી સાહિત્યમાં તેવાં પુસ્તકો પ્રગટ થવાનો સુદિન ક્યારે આવશે તે જાણવાની ઇચ્છા થઇ આવે છે.

* * * *

આપણે ત્યાં ચાલતી ગ્રંથમાળાઓની કેટલીક વિશિષ્ટતાઓ છે. તે જેવી જોવામાં આવી તેવી લખું છું.

વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને નવા વર્ષનું લવાજમ વસૂલ કરવાનો પ્રથા ઘણી ખરી માળાઓએ ચાલુ કરી છે. તેના ગુણદોષમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. પરંતુ નવા વર્ષનું લવાજમ મેળવી લીધા પછી આઠ દશ મહિના સુધી પુસ્તક પ્રગટ ન કરવામાં આવે ત્યારે ગ્રાહકો પર શી અસર થતી હશે તે પ્રકાશકો બરાબર વિચારી લે.

એક વર્ષમાં આપવાનાં પુસ્તકો નક્કી થયાં હોય તે ૧૪-૧૫ મહિને પુરાં કરી આપે તો ગ્રાહકને મન આશ્વાસન રહે. પણ જ્યારે તે સમય બે અઢી વર્ષનો થઇ જાય ત્યારે તો ગ્રાહકની ધીરજનો અંત આવી જાય ને ?

દશેરાને દિવસે પ્રગટ કરવાનું પુસ્તક ૫/૧૫ દિવસ મોડું પ્રગટ થાય તે તો ઠીક. પરંતુ લવાજમ ભર્યા છતાં, ગ્રાહકોને હોળી સુધી પણ ન મળે, પત્રનો જવાબ પણ ન મળે અને વર્તમાનપત્રોમાં તેની સમાલોચના જ વાંચવાનું ગ્રાહકને સદ્ભાગ્ય (?) પ્રાપ્ત થાય, ત્યારે માળાના વ્યવસ્થાપકોની ઇચ્છા ચાલુ ગ્રાહકો જેમ બને તેમ ઓછા રાખવાની હોય તેવું જ માની લેવાનું ને? એકાદ બે માળાની આવી નીતિથી બીજી માળાઓને અનહદ નુકશાન થાય તે દેખીતું છે.

'ચક્રમ.'



## જ્ઞાનીમાં જ્ઞાની

( ગઝલ )

સંધાડી ઉરફૂલી તારો, મચાવી મિષ્ટ ગોષ્ઠીને.
પિલાવી જ્ઞાન સરિતાનાં, મીઠેરાં જામ બુદ્ધિ દે. ૧

ગજાવો વિશ્વમાં ગુલો, સુવાસિત નિર્મળાં પાવન,
જીવન ઉપવનમાં મંજરી, બનાવો પાનકી પાવન. ૨

સુધાનાં નીર વર્ષાવીને; કરાવો સ્નાન પ્રેમિલાં,
ફસાવી ઉરફૂને ન્હાતાં, બનાવ્યાં ભાગ્ય નેગિલાં. ૩

વચન તારાં સૂણી ન્હાતાં, મદિરા સ્નિગ્ધ કૈ પીતાં,
નિરખો જ્ઞાની રડે નયને, સ્તુતિ તુજ વરઝની કરતાં. ૪

મીઠી છે પ્રીતડી ન્હાતાં, ગહુમાં ગોઝલી તરી.
નિહાળું પુસ્તકો તુજને, અહુ કાજલ મહીં ગાની. ૫

ગિરાભક્ત-ટીમ્પા

માનજ, તા. ૧૯-૯. ]

# થોડુંક જાણવા જેવું

**જગતનું સૌથી નાનું પુસ્તક:**—જગતનું સૌથી નાનું પુસ્તક, મ્યુનીચના એક સૈનિકે લખેલું છે. સૈનિકનું નામ વેલેન્ટાઇન કૉફમેન છે, અને તે ગયા વિશ્વયુદ્ધનો એક સૈનિક છે. તે પુસ્તકની લંબાઇ તથા પહોળાઇ માત્ર અર્ધો ઇંચ છે. અને જાડાઇ ½ ઇંચ છે. તેમાં ૯૬ પાનાં છે. તે પુસ્તકમાં એક કવિતા લખેલી છે, જે લખવાને માટે તેણે એક બહુ જ તીણી કલમનો ઉપયોગ કર્યો હતો. પુસ્તકમાં કુલ ૧૦૯૮૬ શબ્દ છે. અને દરેક શબ્દની લંબાઇ ઉંચાઇ ½ ઇંચ છે.

**કળાકારોનું મંડળ:**—મુંબાઇ પ્રાંતમાં ચિત્રકળાની પ્રગતિ સારા પ્રમાણમાં થતી રહી છે. આ માટે કળાકારોના એક સામાન્ય મંડળની જરૂરીઆત હતી. એટલે 'Association of Young Artists' યાને 'ઉગતા ચિત્રકારોનું મંડળ' હાલમાં સ્થપાયું છે. એ મંડળના ઘણા કળાકારોની કૃતિઓ 'કે. ગ્લૅડસ્ટન સૉલૉમન ફંડ પ્રદર્શન'માં મૂકવામાં આવેલ તેમાંથી મોટા ભાગને પારિતોષિકો–સર્ટીફીકેટો મળ્યા હતાં.

**કાવ્યની કિંમત : એક મિનિટનો પોણો લાખ:**—જગવિખ્યાત ફૉર્ડના કારખાનામાં એક મજૂર હતો. તેનું કામ તૈયાર થયેલ મોટરને તેલ ચોપડવાનું હતું. પણ નિર્જીવ લોખંડ સાથે કામ કરવાને બદલે તે ઘણીવાર તેના હૃદયમાં સ્ફુરતાં ઉર્મિગીતોમાં લીન થતો. એકવાર એવી રીતે લીન થઇ જવાથી ૨૦ મોટરને તેલ લગાડવાનું તે ભૂલી ગયો અને કામમાં આવી રીતે બેદરકારીને અંગે તેને રજા મળી.

તેણે ઉર્મિગીતો રચ્યાં અને 'સ્વાન્સી' નામના એક ઉર્મિગીત માટે તેને રૂ. ૪૦૦૦૦ મળ્યા. ત્યાર પછી તો તેને આજ ધંધો હાથ કર્યો. અને તે વખત દરમ્યાન તેણે 'ટી ફૉર ઑલ' અને 'આઈ વૉન્ટ ટુ બી હૅપી' નામનાં બે ઉર્મિગીતો માત્ર ૨૦ મીનીટમાં રચ્યાં, જેના તેને રૂ. ૧૫ લાખ મળ્યા. આ સુભાગી માનવીનું નામ ઇર્વિંગ સીઝર.

**'ગાળીબ' વિષે આધારભૂત ગ્રંથ:**—બનારસ હિંદુ વિદ્યાપીઠવાળા પ્રો. મહેશપ્રસાદ, મહાન ઉર્દુ લેખક 'ગાળીબ' ઉપર એક વિસ્તૃત અને આધારભૂત ગ્રંથ લખી રહ્યા છે જે થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

**સ્ત્રીવાચક શબ્દો:**—મનુસ્મૃતિમાં સ્ત્રીવાચક શબ્દો ૨૪૯ છે. તેમાં ગુરુની પત્ની વગેરે ચોકસ નામો બતાવતા શબ્દો છોડી દઇએ તો 'પત્ની' શબ્દ માત્ર બેજ વાર વપરાયો છે. એક શ્રાદ્ધની વખતે વચલો પીંડ લેતાં તથા બીજો 'પરપત્ની' એ શબ્દ વાપરતાં. 'ભાર્યા' શબ્દ ૨૦ વાર વપરાયો છે. પણ તે એકવાર પણ તિરસ્કારદર્શક નથી. ઊલટું ગૌરવપદદર્શક છે.

યાજ્ઞવલ્ક્યસ્મૃતિમાં સ્ત્રીવાચક શબ્દ ૪૮ વાર છે. તેમાં 'પત્ની' શબ્દ બેજ વાર અને 'ભાર્યા' શબ્દ માત્ર એકજ વાર છે. આ ઉપરથી એ ફલિત થાય છે કે 'પત્ની' અને 'ભાર્યા' શબ્દનું મહત્ત્વ એટલું છે કે સ્મૃતિકારોએ પણ તેમને વિશિષ્ટ અર્થમાં વાપર્યાં છે.

**હિંદીને મળેલ શેક્સપીઅર સ્કૉલરશીપ** :—ઑક્સફર્ડની ચાર્લ્સ ઓલ્ડહામ સ્કૉલરશીપ એક હિંદીએ મેળવવાનું માન, જી. જે પદ્મનાભ નામના એક હિંદી વિદ્યાર્થીને ભાગ પ્રથમ વારજ આવ્યું છે. આ સ્કૉલરશીપ માટે દર વર્ષે શેક્સપીઅર સંબંધી કોઇ ખાસ વિષય નક્કી કરી તેના અભ્યાસ માટે જાહેર હરીફાઇ થાય છે. ૧૯૩૬ માટે સૉનેટનો અભ્યાસ મુકરર કરવામાં આવ્યો હતો અને તેમાં પ્રથમ નંબરે આવી મી. પદ્મનાભે એ સ્કૉલરશીપ મેળવી હિંદની કીર્તિ વધારી છે, એ ખરેખર ખુશ થવા જેવું છે.

**સને ૧૯૩૭ માટે રશિયન પુસ્તક–પ્રકાશનનો આંકડો** :—યુનીઅન ઑફ સોવીએટ સોશીયાલીસ્ટ રીપબ્લીકના 'સ્ટેટ લીટરરી અને ફીકસન પબ્લીશીંગ હાઉસ' તરફથી ૧૯૩૭ ની સાલ માટે પુસ્તકોની એકંદર નકલો બે કરોડ એંસી લાખ પ્રસિદ્ધ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે !

**'મેટ્રીક્યુલેશન' શબ્દનું મૂળ** :—અત્યારે મેટ્રીક્યુલેશન શબ્દ એટલો રૂઢ થઇ ગયો છે કે સામાન્ય માણસ પણ તેનો અર્થ 'સાત અંગ્રેજી ભણેલો' એમ કરી શકે છે. પણ તેનો મૂળ અર્થ ભાગ્યે જ કોઇ જાણતો હશે. પ્રાચીન કાળે યૂરોપમાં અત્યારની 'કૉર્પોરેશન', 'યુનીવર્સીટી' જેવી સાર્વજનિક સંસ્થાઓમાંથી તે તે સંસ્થાના સભ્યોનાં નોંધણીપત્રક મોકલવામાં આવતાં. આ નોંધણીપત્રકને લેટીન ભાષામાં 'મેટ્રીક્યુલા' એવું નામ આપવામાં આવેલું. આ નોંધણીપત્રકમાં જેનું નામ દાખલ કરવામાં આવ્યું હોય તેવી પ્રત્યેક વ્યક્તિને 'મેટ્રીક્યુલેટ' કહેવામાં આવતી. કાળાંતરે આ શબ્દ પાછળથી માત્ર યુનીવર્સીટીના નોંધપત્રક ઉપર નોંધાયેલ નામવાળાને લાગુ પાડવામાં આવ્યો. એટલે આ નોંધપત્રકમાં જેનું નામ દાખલ થયું હોય તેને યુનીવર્સીટીમાં અભ્યાસ કર્યો હોવો જોઇએ. પણ આજે તો યુનીવર્સીટીનાં દર્શન પણ ન કર્યાં હોય તેવા વિદ્યાર્થીને માટે પણ આ શબ્દ ધાપરવામાં આવે છે. એટલે તે ચલણી શિક્કાની માફક ઘસાતો–વપરાતો એક પરીક્ષાવાચક શબ્દ બની ગયો છે.

**એક નકલની એક લાખ પૌંડ કિંમત !** :—'કર્નલ લૉરેન્સ'ના નામે જગમશહૂર બનેલ એ ભેદી પુરૂષ માત્ર એકલો સાહસવીર ન હતો પણ સાહિત્યવીર પણ હતો. પોતાના જીવનનાં સાહસિક કાર્યોની ફૂલગુંથણી તેણે Seven Pillars of wisdomમાં કરી છે, અને તે પુસ્તક એક શકવર્તી ગ્રંથ તરીકે ગણી શકાય તેમ છે. પણ પોતાના જીવનનું ખરૂં ચિત્ર તો તેણે Mintમાં જ દોર્યું છે. તેમાં તેના જીવનની ચડતીપડતી સાથે તે સંબંધી સત્ય હકીકત ઉતારી છે. તેમાં કેટલીક હયાત વ્યક્તિઓ સંબંધી નિર્દેષ હોઇ તેણે પોતાના વિલમાં તે ૧૯૫૦ પહેલાં પ્રસિદ્ધ ન કરવા જણાવેલ છે. તેથી અમેરિકામાં હાલ તે પુસ્તકની માત્ર ૧૨ જ નકલ છાપવામાં આવી છે. તેમાંની બે નકલ અમેરિકાના કાયદા પ્રમાણે ત્યાંની કૉંગ્રેસ લાયબ્રેરીમાં આપવામાં આવેલ છે, જ્યારે બાકીની દરેક નકલની વેચાણ કિંમત એક લાખ પૌંડ રાખવામાં આવી છે !

ન્હાનાલાલ કે. પરેલ.

# લગ્ન નિમિત્ત પુસ્તકોની ભેટ.

મનુષ્ય જીવનમાં લગ્ન એ અનેરો પ્રસંગ છે. આ માંગલિક પ્રસંગે મિત્રો અને સંબંધીઓ પોતપોતાનો આનંદ અનેક રીતે દર્શાવે છે. સ્મરણચિહ્ન તરીકે વ્યાવહારિક રૂઢિને લઈને ભેટો પણ અપાય છે. કોઈ કોઈ મિત્રો અને સંસ્કારી સ્ત્રી પુરુષો રોકડ રકમ વા કોઈ અન્ય કિંમતી ચીજ કરતાં પુસ્તકો આપવાનું પસંદ કરે છે. મારી પાસે પુસ્તકોનાં નામ માટે માગણીઓ આવી છે અને આવે છે. આવા પ્રસંગે મને યોગ્ય લાગે તેવાં પુસ્તકોનાં નામ સૂચવું છું, પણ અન્ય વિદ્વાનોના અભિપ્રાય મેળવ્યા હોય તો પસંદગી વા ભલામણ સારી થઈ શકે તે માટે આથી સુજ્ઞ સ્ત્રી પુરુષોને વિજ્ઞાપ્તિ કરૂં છું કે ૧૬ થી ૨૫ વર્ષનાં યુવક યુવતીઓને લગ્નપ્રસંગે ભેટ આપવા જેવાં અંગ્રેજી અને ગુજરાતી ભાષાનાં પુસ્તકોના નામ મને આ લેખ વાંચ્યા પછી તુરત જ લખી જણાવે કે ચાલુ વર્ષે પણ ભલામણ કરનાર શુભેચ્છકોની સૂચનાઓનો લાભ લઈ શકું.

ભલામણ થએલાં પુસ્તકોની યાદી મે 'માસના' 'પુસ્તકાલય' અને 'ચરોતર' માસિકોમાં પ્રગટ થશે જ અને પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. માંથી એ પુસ્તકો સહેલાઈથી મળી શકે તેવી યોજના પણ થશે. એ પણ આ યોજનાનો સ્વીકાર કરનારની માહિતી માટે અત્રે જાહેર કરૂં છું.

રામજીમંદિર પબ્લીકપાર્ક, વડોદરા. — મોતીભાઈ. ન. અમીન.

## મીઠી મોજ

ગ્રંથાલયે ગ્રંથો ગરજે
રેલે ત્યાં અમૃતરસ રોજ
મઝાની ત્યાં મીઠી મોજ.

ઐકયથી રહીએ ભેદ ભાવ ભૂલી
હર્ષે ઉભરાય હૈયું રોજ
મઝાની ત્યાં મીઠી મોજ.

સુખ શાન્તીની છાયા શીળી
ઝીલતા કૈં રસલ્હાણુ રોજ
મઝાની ત્યાં મીઠી મોજ.

ગ્રંથપાળ યોગી હંમેશ ઝીલતા
ઉરમાં ઉછળે છે રસ છોળ
મઝાની ત્યાં મીઠી મોજ.

મુ. રણુંજ, તા. પાટણ — કાળિદાસ દયાળજી વણકર.

# બાલસાહિત્ય સર્વસંગ્રહનું કાર્ય

"**પુસ્તકાલય**" ના ફેબ્રુઆરી માસના અંકમાં **બાલસાહિત્ય સર્વસંગ્રહની** જે સૂચના આપી હતી તે કાર્ય હવે લગભગ પૂરું થઇ ગયું છે. પુસ્તકાલય માસિક દ્વારા તેમજ શરૂઆતમાં જ ઇલાયદી ટપાલ દ્વારા લગભગ બધા પ્રકાશકોને ખબર આપી હતી. તેમને જણાવ્યું હતું કે ૧૯૩૨ ની સાલમાં શ્રી ગિજુભાઇની દેખરેખ તળે તે વખત સુધીમાં પ્રગટ થયેલાં બાલસાહિત્યનાં પુસ્તકોનો સર્વસંગ્રહ તૈયાર થયો હતો. હવે ત્યાર પછીથી ૩૬ ની સાલ આખર સુધીમાં પ્રગટ થયેલાં બાલસાહિત્યનાં પુસ્તકોનો બીજો સર્વસંગ્રહ તૈયાર કરવાનું કાર્ય શરૂ કરવાનો નિર્ણય વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે કર્યો છે, તે માટે પ્રત્યેક બાળસાહિત્યના પ્રકાશકે પોતાનાં પુસ્તકોની યાદી અને એકેક નકલ **બાલસાહિત્ય સર્વસંગ્રહ કાર્યાલય** વસોને સરનામે મોકલી આપવી. સુજ્ઞ પ્રકાશકોને તો આ સૂચના તરતજ સમજમાં આવી ગઈ અને તેની ઉપયોગીતાનો વિચાર કરીને તરતજ પુસ્તકો મોકલવાનું શરૂ કર્યું. શ્રી. દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિરનો તો વિશેષ આભાર માનવો જોઇએ છે. તેમને વસોને બદલે નડિયાદ સગવડ પડે માટે પુસ્તકો મોકલેલાં અને લખેલું કે: "નડિયાદથી વસો પુસ્તકો લાવવાનું જે ખર્ચ થાય તે અમે આપીશું." આ સૌજન્યતા ઓછી નથી. બીજા ઘણા પ્રકાશકોએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે પુસ્તકો મોકલ્યાં. પરંતુ બે ત્રણ પ્રકાશક ભાઇઓએ તો દશ દશ પત્રો લખવા છતાં જવાબેય આપ્યો નહિ. કદાચ તેમને લાગ્યું હશે, કે સર્વસંગ્રહના કાર્યથી તેના સંચાલકને ફાયદો થવાનો હશે અને તેમ હોય તો પુસ્તકો પૈસા ખર્ચીને જ મંગાવી લે. પણ તેમનું આમ સમજવું ગેરસમજભર્યું છે. સાચું તો, આ કામ પ્રકાશકોનું જ છે. જો સર્વસંગ્રહથી કોઇને વધારેમાં વધારે ફાયદો થવાનો હોય તો તે પ્રકાશકોનેજ. સર્વસંગ્રહના વ્યવસ્થાપકોનું દૃષ્ટિબિંદુ એટલું જ છે, કે બાલસાહિત્ય શિક્ષણની દૃષ્ટિએ ઘણું જ મહત્ત્વ ધરાવે છે અને તેથી તેનો પ્રચાર વધે અને બાળસાહિત્યની ક્રમબદ્ધ માહિતી હરકોઇને મળી શકે. ભાવનગરના પ્રકાશક પુરૂષોત્તમ ગીગા અને અમદાવાદના ગુજરાત સાહિત્ય મંદિર એમને તો લખી લખીને થાકવું પડ્યું. હા–નાનો જવાબ માગ્યો તેનો પણ જવાબ નહિ. છેવટે પુસ્તકો ખરીદવાની વ્યવસ્થા કરવી પડી.

નીચે પ્રમાણે ૭૦ પ્રકાશકોનાં કુલ ૨૪૨ પુસ્તકો યાદીમાં લીધાં છે. આગલી યાદીમાં આવી ગયેલાં પુસ્તકો કાઢી નાખ્યાં છે.

૨૭ અશોક પ્રકાશન મંદિર—વડોદરા
૭ આર, આર. શેઠની કું.—મુંબઇ
૬ આર્ય સુધારક પ્રેસ—વડોદરા
૬ કરસનદાસ નારણદાસ—સુરત
૬ કર્ણાટક પ્રિન્ટીંગ પ્રેસ—મુંબઇ
૭ ગંગાબાઇ ગીતા પાઠશાળા—ઉમાપૂર
૩૨ ગાંડીવ સાહિત્ય મંદિર—
૩૬ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય—અમદાવાદ
૧ ચરોતર એજ્યુકેશન સોસાયટી—આણંદ
૩ ચાલો વિચારીએ કાર્યાલય—અમદાવાદ
૧ જાગૃતિ કાર્યાલય—અમરેલી
૧ જીણાજી ગ્રંથાલય—રોલા (ડુંગરી)
૬ જીવણલાલ અમરથી મહેતા—અમદાવાદ
૧ જેરામ નથુભાઇ પટેલ-ગરણી (કાઠી૦)

| | |
|---|---|
| ૧૧ જ્યોતિ કાર્યાલય—અમદાવાદ | ૧ ભાવનગર મહિલા વિદ્યાલય—ભાવનગર |
| ૪૦ દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર—ભાવનગર | ૧ ભારત સ્વાતંત્ર્ય સાહિત્ય કાર્યાલય—મું. |
| ૩ ધી જનરલ બુક ડેપો—મુંબઇ | ૧ ભોળાશંકર પ્રેમજી વ્યાસ—અમદાવાદ |
| ૨ નવયુગ પુસ્તક ભંડાર—રાજકોટ | ૭ મંગળદાસ એન્ડ સન્સ—સુરત |
| ૬ નવું વાંચીએ કાર્યમંદિર—વડોદરા | ૫ યુગાંતર કાર્યાલય—સુરત |
| ૧૮ નાગરદાસ ઇ. પટેલ—મલાડ | ૨ રતિલાલ અધ્વર્યુ—અમદાવાદ |
| ૪ પુસ્તકાલય સહાયક સહકારી મં.—વડો. | ૨ લુહાણામિત્ર પ્રિન્ટીંગ પ્રેસ—વડોદરા |
| ૧ બાલજીવન કાર્યાલય—વડોદરા | ૨ સી. જમનાદાસની કું—મુંબઇ |

ઉપરોક્ત પ્રકાશકોમાંના કેટલાકનાં પુસ્તકો બાલસાહિત્ય માટે ભારે જણાયાં અને કિશોર બાળકોને યોગ્ય લાગ્યાં. તે પુસ્તકોને કિશોર સાહિત્યની યાદીમાં લઇ લીધાં છે અને તે યાદી પણ સર્વસંગ્રહ સાથેજ અપાઇ છે. કેટલાંક પુસ્તકો બાલ કે કિશોરમાં પણ ન સમાઇ શકે તેવાં હતાં. તેને યાદીમાં લીધાં નથી. સામાન્ય રીતે આપણે ત્યાં ગુજરાતી પાંચમા ધોરણનાં ( પ્રાથમિક શાળા ) નાં બાળકોને યોગ્ય સાહિત્ય તે બાલસાહિત્ય ગણાય છે. છઠ્ઠા ધોરણથી સાતમા સુધી કિશોર ગણાય. તે રીતે દરેક પુસ્તક વાંચીને તેનું ધોરણ નક્કી કર્યું છે. કેયું પુસ્તક કયા ધોરણનાં બાળકો વાંચી શકે એ નક્કી કરવા માટે દરેક પુસ્તક વાંચવુંજ જોઇએ. એ રીતની કાળજી રાખ્યા છતાં ક્ષતિ રહી જવા સંભવ છે.

'સર્વ સંગ્રહ'માં લીધેલાં બધાં જ પુસ્તકોનો ટુંકો પરિચય પણ લખાયો છે. તે પ્રગટ કરવાની પણ વ્યવસ્થા થઇ છે. એટલે કયું પુસ્તક કયા વિષયનું અને બાળકોને વાંચવા આપી શકાય કે નહિ, તે બધું એ વડે જાણી શકાય.

હવે ફરીને એક વાર પ્રકાશકોને કે લેખકોને વિનતિ કરીએ કે જેમનાં પુસ્તકો રહી ગયાં હોય તેમણે પોતાની યાદી અને પુસ્તકો તરતજ બાલસાહિત્ય સર્વ સંગ્રહ કાર્યાલય વસોને સરનામે મોકલાવી આપવાં. એપ્રિલ આખર સુધી મળી ગયેલી યાદીને 'સંગ્રહ'માં ઉમેરી લઇશું પછી તો પ્રેસમાં તરતજ મોકલી આપીશું.

વસો,
તા. ૫-૪-૩૭　　　　મોતીભાઇ ન. અમીન

❖

જે માબાપ બાળકોને ભણાવતાં નથી તે તેમનાં શત્રુ છે. હંસના ટોળામાં જેમ બગલાનું તેજ પડતું નથી તેજ પ્રમાણે આવાં બાળકોનું વિદ્વાનોની સભામાં તેજ પડતું નથી.

—હિતોપદેશ

❖

# પુસ્તક બોલે છે

( ઉદ્ધૃત )*

બલ્ગેરિઆમાંના જુનિઅર રેડ ક્રૉસ ગ્રુપે એક જાતનાં કાર્ડ તૈયાર કરી લાયબ્રેરીનાં પુસ્તકોમાં મૂક્યાં છે. એ કાર્ડમાં નીચેની હકીકત છે:—

એક વખત એક છોકરો લાયબ્રેરીમાંથી એક પુસ્તક લઈ વાંચતો હતો, તેવામાં એ પુસ્તક બોલી ઉઠ્યું:

"અસ્વચ્છ હાથે મને અડશો નહિ, કેમકે જ્યારે બીજા મને વાંચવા લેશે ત્યારે હું મેલું હોઇશ તો મને શરમ લાગશે.

"પેન્સિલ કે શાહીથી મને બગાડશો નહિ, કેમકે તેથી હું ગંદું લાગીશ.

"તમારી કોણીનો ભાર મને ન દેશો: મને એ ગમતું નથી.

"વાંચવાનું બંધ કરો ત્યારે મારાં પાનાં વચ્ચે કાંકરા કે બીજી કોઈ ચીજ ન મૂકશો: કયાં સુધી વાચ્યું છે તેની નિશાની રાખવી હોય તો પાનું વાળશો નહિ, પણ આ કાર્ડ નિશાની તરીકે મૂકી બંધ કરશો: તે પછી યોગ્ય સ્થળે પુસ્તક મૂકશો.

"તમે મને વાંચી રહેશો પછી હું બીજાના હાથમાં જઇશ એ વાત ભૂલશો નહિ: જો હું ફાટેલું, ગંદું, કે જુનું થઈ ગએલું હોઇશ તો મને બહુજ શરમ લાગશે.

"હું નવું અને સ્વચ્છ રહું તે બાબતમાં મદદ કરો. હું તમને સુખી રાખવામાં બનતી મદદ કરીશ.

"દિવસના ૨૪ કલાકમાંથી ઓછામાં ઓછો એક કલાક પુસ્તક માટે કાઢો. તમને એ દિવસે પુરતો આનંદ મળી રહેશે."

( "જુલાઈ ૧૯૩૬ના જુનિઅર રેડ ક્રૉસ" પરથી. )

---

* 'કેળવણી પ્રકાશ' ત્રિમાસિકના ઑક્ટોબર-ડિસેમ્બર ૧૯૩૬ના અંકમાંથી:
હે૦ પોપટલાલ ભવાન ગોહિલ, મોખરા.

# બલોલ સા૦ પુ૦ ના મકાનનો ઉદ્‌ઘાટન સમારંભ

**મહેસાણા** મહાલના બલોલ ગામે સા૦ પુ૦ ના નવીન મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા, પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણના શુભ હસ્તે તા. ૨૮-૨-૩૭ના રોજ થઇ. પ્રસ્તુત સમારંભમાં ભાગ લેવા સારૂ ડૉ૦ સુમન્ત મહેતા, સૌ૦ શારદા બ્હેન, મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ શ્રી છોટુભાઇ પંડિત, તથા મંત્રી શ્રી જેઠાલાલ લાલદાસ પટેલ, કડી સર્વ વિદ્યાલય હાયસ્કુલના આચાર્ય બાપુભાઇ વિ૦ ગામી, અને પોપટલાલ ગુ૦ પટેલ વગેરે પધાર્યા હતા. મંડપની રચના, ગામનો શણગાર, બહારના અને ગામના રહેવાસીઓનો ઉત્સાહ એ બધુંય પુસ્તકાલય પ્રત્યેનો પ્રેમ વિદિત કરતાં હતાં. ઠેર ઠેર લટકતાં **'ભલેપધાર્યા' 'સ્વાગતમ'** નાં સૂત્રો પવનના હિંડોળે નીચાં નમી નમી મહેમાનોને આવકાર આપતાં અને જાણે વંચાવાને અધીરાં બન્યાં હોય તેમ દેખાતું હતું.

બરાબર ૧-૩૦ કલાકે પ્રમુખશ્રી પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ પધારતાં મંડપના દરવાજે વિદ્યાર્થી બેન્ડે સલામી સાથે સ્વાગત કર્યું. બાદ આવકારગીત, ઇશ્વરસ્તુતિ, શ્રીમંત પ્રસંસા, ગરબા વગેરેથી કાર્યક્રમની શરૂઆત થઇ. પછી સ્વાગત પ્રમુખશ્રી બબલભાઇ જીવાભાઇએ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું. એમાં બલોલનો ઇતિહાસ વર્ણવતાં એમણે જણાવ્યું કેઃ—

"જુના વખતનાં કેટલાંક ચિહ્નો ઉપરથી જણાય છે કે, આ ગામની સ્થાપના આશરે ૧૦૦૦ વર્ષ ઉપરાંતની છે. અહીં આહિરોએ પ્રથમ વસાહત કરેલી. ત્યાર પછી મુસલમાન રાજ્ય અમલમાં **'બલોલખાં'** અને **'નથેખાં'** એ નામના બે હાકેમો આવેલા તેમણે પોતાનાં નામ ઉપરથી પહેલાએ આ ગામનું નામ 'બલોલ' રાખ્યું, અને બીજાએ અહીંથી એક માઇલ દૂર **'નથાવડી'** નામે ગામ વસાવ્યું. તેમાં **'નથાવડી'** આજે ઉજ્જડ થઇ ગયું છે પણ તેનાં ચિહ્નો તરીકે એક કુવો અને તળાવ મોજુદ છે. બલોલમાં આહિરોના વખતમાં બંધાવેલો **'મંદરીઓ'** નામે એક મોટો કુવો મોજુદ છે. તેની બાંધણી જોવાથી અને સતીઓના પાળીઆ તથા જુના લેખો જોવાથી આ ગામ પ્રાચીન હોવાની ખાત્રી થાય છે. પહેલાં અહીં રજપૂતોની અને ઠાકરડાઓની વસ્તી ઘણી હોવાનું 'ગોહિલવાડ' 'ઠાકરડાવાસ' વગેરે માઢોનાં નામ ઉપરથી જણાય છે. હાલમાં તેમની જુજ વસ્તી રહી છે.

વખતના વહેવા સાથે અહીંયાં પાટીદારો આવીને વસેલા, તે 'રાવત' ના નામથી ઓળખાય છે. ત્યાર પછી ૪૦૦ વર્ષે 'અમરતીઆ' સાખનાં પાટીદારનાં બે ઘર આવીને વસેલાં જેમનાં હાલ ૪૦૦ જેટલાં ઘર હયાત છે. આ પાટીદારો ગામનો કારભાર પોતે કરતા ને દુશ્મનોને મહાત પણ કરતા, તેની લોકવાણી સાખ પૂરે છે.

આ ગામ આગળ ઉપર વેપાર ઉદ્યોગમાં ઉચ્ચ સ્થિતિ ભોગવતું હતું. સંવત ૧૯૪૬ માં વીરમગામ લાઇનમાં જોટાણા સ્ટેશન થવાથી અહીંનો વેપાર ભાગી પડ્યો. આ ગામ

શ્રીમંત ગાયકવાડ સરકારની હકુમતમાં સરહદ પર આવેલું છે. આજુબાજુ ત્રણે તરફ મહીકાંઠા એજન્સીનો ભાગ છે."

છેવટે પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબે આદરેલી પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રતાપે ઘરઆંગણે પધારેલી જ્ઞાનગંગાને અપનાવવાથી ગયેલી કીર્તિ પુનઃ પ્રાપ્ત થઇ શકશે એવી શુભાશા પ્રદર્શિત કરી પ્રૉફેસર સાહેબને પ્રમુખાસન ગ્રહણ કરવાની વિનંતિ કરી. તેને માન આપી પ્રોફેસર સાહેબ પ્રમુખાસન પર બિરાજમાન થતાં બહારગામના ગૃહસ્થોના સંદેશા વાંચી સંભળાવ્યા. તેમાં મુખ્યત્વે વસોથી મોતીભાઇ ન. અમીન સાહેબનો હોઇ એમાં લખ્યું હતું કે, "મારા મિત્ર પ્રો૦ સ્વામીનારાયણ જેવા વિદ્વાન કર્તવ્યપરાયણ, સેવાભાવી, અને જ્ઞાતિહિતચિંતકના શુભ હસ્તે તમારું મકાન ખુલ્લું મુકાવો છો એથી, અને તેમની હાજરીથી અને પ્રેરણાથી તમે સુંદર પ્રગતિ કરી શકશો એમ હું માનું છું. ગ્રામપુસ્તકાલયોમાં અમરેલી પ્રાંતમાં ચલાલા જેમ અગ્રપદ ભોગવે છે, તેમ બલોલ વડોદરા રાજ્યમાં પ્રથમ સ્થાન ન લે તોપણ મહેસાણા પ્રાન્તમાં પ્રગતિમાન પુસ્તકાલય તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે એવી મારી શુભેચ્છા છે."

સંદેશા વાચન પુરું થતાં, સા૦ પુસ્તકાલયના મંત્રીશ્રી મગનભાઇએ મંત્રી તરીકેનું નિવેદન વાંચી સંભળાવ્યું, જેનો સાર ભાગ નીચે પ્રમાણેઃ—

આ પુસ્તકાલય સ્થપાયું શિક્ષકોના ઉત્સાહથી તા. ૧૫-૧૧-૧૯૧૩ ના રોજ 'મિત્ર મંડળ પુસ્તકાલય' ના નામથી. શિક્ષકો પોતાના ટુંક પગારમાંથી થોડી થોડી રકમ આપી બજેટ બનાવતા હતા. આ રીતે સને ૧૯૩૦ સુધી પુસ્તકાલય શાળામાં રહ્યું. પણ તે પછી વાચનનો પ્રચાર વધારવાની શુભ નેમથી ગામના જુવાનોએ જવાબદારી પોતાને માથે રાખી ખાતાની પરવાનગી તા. ૧૫-૧-૩૧ ના રોજ ગામ વચ્ચે ભાડાના મકાનમાં ખસેડી લઇ ગયા. એ વખતે પુસ્તકોની સંખ્યા ૬૦૭, વાંચકોની સંખ્યા ૪૯૪, અને વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૧૫૯૪ જેટલી હતી. કાયમફંડ રૂ. ૪૨-૧-૮ હતું તથા બીજી થાપણ રૂ. ૩૨-૯-૦ હતી. ડેડસ્ટોક સામાનમાં કબાટ નં. ૨ હતાં. યુવાન વર્ગે પુસ્તકાલય સંભાળી લીધા પછી ધોરણસર વ્યવસ્થાપક મંડળ નીમ્યું ને વાચનનો પ્રચાર વધારવા પ્રયત્નો શરૂ કર્યો. પરિણામે આજે કુલ પુસ્તકો ૧૨૨૦ થયાં છે અને વાચકોની સંખ્યા વધીને ૧૦૦૬ ની, તથા વંચાયેલાં પુસ્તકોની સંખ્યા ૯૫૮૭ જેટલી થઇ છે. કાયમફંડ વધીને આજે રૂ. ૧૦૦૦) ઉપરાંત છે, તેમજ ડેડસ્ટોકની મિલ્કત રૂ. ૨૭૪ ની છે.

આજે આખા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોમાં ઉપયોગિતાની દષ્ટિએ આ પુસ્તકાલયનું સ્થાન નીચે મુજબ છેઃ—

પુસ્તકોની સંખ્યાના પ્રમાણમાંઃ—રાજ્યમાં નંબર ૮૩ : પ્રાંતમાં ૧૭ અને મહાલમાં નંબર ૨ જો.

વંચાયેલાં પુસ્તકોની સંખ્યાના પ્રમાણમાંઃ—રાજ્યમાં નંબર ૫ : પ્રાંતમાં નંબર ૧ : મહાલમાં નંબર ૧.

વાચકોની સંખ્યાના પ્રમાણુમાં:—રાજ્યમાં નંબર ૧૮ : પ્રાંતમાં નંબર ૬ : અને મહાલમાં નંબર ૧.

વાચનનો પ્રચાર વસ્તીના પ્રમાણુમાં:—રાજ્યમાં નંબર ૪ : પ્રાંતમાં નંબર ૧ : મહાલમાં નંબર ૧.

આ રીતે વાચનનો પ્રચાર વધતાં, સારી સગવડવાળા સ્વતંત્ર મકાનની જરૂરીઆત ઉભી થઇ. એટલે કાર્યકર્તાઓએ સદ્દગૃહસ્થોના સહકારથી ગામમાં ફંડ શરૂ કર્યું, અને બલોલના વતની રંગુનવાસી ઝવેરી મોહનલાલ અમુલખદાસને લખી જણાવતાં તેમણે ત્યાંથી મદદ ભેગી કરી રૂ. ૭૬૧) જેટલી મોટી રકમ મોકલી આપી કૃતાર્થ કર્યા; અને રૂ. ૩૨૫) સ્થાનિક ઉઘરાણામાં મળ્યા.

આ રીતે નાની મોટી રકમો થઇને કુલ રૂ. ૧૭૧૫–૦ ની રકમ ભેગી થતાં, તેમાંથી રૂ. ૧૦૦૦) ઉપર પ્રાંત પંચાયત તથા સરકાર મદદ રૂ. ૨૦૦૦) મળતાં કુલ રૂ. ૩૦૦૦) નું આ નવીન મકાન તૈયાર કરાવવામાં આવ્યું છે. આજે પુસ્તકાલયનો સારો લાભ લેવાઇ રહ્યો છે, પણ પુસ્તકોનું પ્રમાણ હજી વધવાની જરૂર છે.

છેવટે પુસ્તકો, કબાટો, તથા કાયમફંડ વધારવાની જરૂર જણાવી મંત્રીએ પોતાનું નિવેદન પુરૂં કર્યાબાદ પ્રમુખસ્થાનેથી શ્રી. પ્રોફેસરે ટુંકું ભાષણ કરી બલોલને માટે આશીર્વાદ રૂપ વચનો સંભળાવ્યાં. પુસ્તકાલયને જેમ બને તેમ પ્રધાનપદ આપી મહેસાણા પ્રાંતમાં બલોલ અગ્ર ભાગ ભજવે, તેની મહત્તા વધે એવી આશા પ્રગટ કરી, સાથે સાથે ગામના રહેવાસીઓની અંદર અંદરની તકરારોથી ગામને થતું નુકશાન સમજાવી આવી અરસપરસની વિરોધી ટોળીઓ ગામની કાંઈ સારી બાબતમાં એકત્ર થઇને, સારૂં કામ કરી ગામને વધુ યશ અપાવે એમ ભારપૂર્વક સમજાવ્યું. આજે બલોલની થયેલી પ્રગતિ બાબત–કન્યાશાળા, પુસ્તકાલય, નિશાળ, જે ઠેકાણે પૂરૂં પાણી પણ મુશ્કેલીથી મેળવી શકતા હતા તેને બદલે આજે સારા પાણીના કુવાઓ વિ. માટે ઘણી ખુશી બતાવી. તેમણે પોતાના વિચાર સ્પષ્ટ કરતાં કહ્યું કે "પૈસાદારથી ઉત્પન્ન થયેલું મકાન યા તો બીજી કાંઈ સંસ્થા ખોલતાં જેટલો આનંદ થાય, તેના કરતાં મને કરોડ ઘણો વધારે આનંદ આજે આ શુભ કાર્ય કરતાં થાય છે. કારણ કે ગામની મહેનતથી અને પાઇ પાઈ કરીને ભેગી કરેલી રકમમાંથી જ આ મકાન આપણને આજે પ્રાપ્ત થયું છે." છેવટે "બલોલ એક એવા રાજ્યની હકુમત નીચે છે કે તેને ગર્વ લેવો જોઇએ. તેના રાજા એક વિદ્વાન, પ્રજાસેવક અને પ્રજાની દરેક પ્રગતિને સાથ આપે એવા છે, તે એનાં મહા સદ્દભાગ્ય છે."

ભાષણ પુરૂં થતાં, કડી સર્વવિદ્યાલય હાઇસ્કુલના વિદ્યાર્થી બેન્ડના મધુર સ્વર સાથે પ્રમુખશ્રીએ ચાંદીનું તાળું ખોલી પુસ્તકાલય ખુલ્લું મુકાયેલું જાહેર કરી, ચાંદીનું તાળું પુસ્તકાલયને ભેટ આપ્યું હતું.

ત્યારબાદ સૌ. શારદાબ્હેને પ્રવચન કરતાં ભેગી થયેલી બહેનોની મોટી હાજરીથી આનંદ પ્રગટ કર્યો હતો અને વાચનથી થતા ફાયદા, બાળકોને આપેલું નીચું સ્થાન અને

ખોરાક, તથા સુવાવડમાં ગલીચી વગેરેથી થતી અગવડો સમજાવી તેનાથી દૂર રહેવા બ્હેનોને ખાસ આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી. શ્રી. સુમન્તભાઇએ પણ પોતાની આશિષ આપતાં "દિવસે દિવસે બલોલ પ્રગતિની પાંખ પર બેસી પોતાનો આદર્શ વધારે પ્રમાણમાં સિદ્ધ કરે" એવી ઇચ્છા પ્રગટ કરી હતી. ત્યારપછી પ્રમુખે ઉપસંહારમાં પુસ્તકાલયના કામમાં અગ્ર ભાગ ભજવનાર અને તનમનથી સેવા અર્પનાર સા. પુ. ના મંત્રીશ્રી મગનભાઇ બાજીદાસની તેમજ અન્ય સર્વ ભાઇઓની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી.

છેવટે, ગામ તરફથી પ્રમુખશ્રીનો તથા બહારગામથી પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી પધારેલા મહેમાનોનો આભાર મનાયો ને મીઠા ગુ૦ શાળાના વિદ્યાર્થીઓએ પોતાના સંવાદ ભજવી સભાજનોનાં મન રંજન કર્યાં. અંતે બાળાઓના ગરબા વગેરેનો કાર્યક્રમ પૂરો થતાં રાજગીત ગવાઇ સભા વિસર્જન થઇ.

આ પ્રસંગે બલોલના પણ હાલ રંગુન વસતા ઝવેરી મોહનલાલ અમુલખદાસે વિદ્યાર્થીઓને તથા બાળાઓને એક એક પિત્તળના પ્યાલાની ભેટ કરી હતી.

રાત્રે રહેલા કેટલાક મહેમાનો સમક્ષ ભજનમંડળીએ ભજન, રાસ, તથા સ્ત્રીઓએ ગરબા વગેરે ગાયા હતા. આ રીતે આખા ગામમાં તે દિવસે આનંદ આનંદ વર્તાયો હતો.



## ગ્રંથને

(ભુજંગી છંદ)

અહા પુસ્તકોની ખુબી શી અગમ્ય,
વહે છે સરિતા જ્યહાં જ્ઞાન કેરી;
વળી રમ્ય ભંડાર કુબેરનો - એ,
નકી ગ્રંથ સૌથી મહારત્ન દીસે. ૧

સુધી આજ અંધાર ઘેરી ગુહામાં,
પડયો તો, પ્રભા નિર્મળી ભાસ થાતાં;
નિહાળ્યું; અહા! જ્ઞાન શું પુસ્તકોમાં
પ્રકાશે? નકી પુસ્તકો રત્ન મોઘાં. ૨

થયું જ્ઞાન ને હું ગુહાને ફગાવી,
ઉડયો પિંજરાથી ગયો ગ્રંથ પાસે;
લઈ હાથ ગ્રંથો ઉકેલી નિહાળ્યું,
ત્યહાં પાન પાને અહા! દિવ્ય રત્નો ૩

જગે જ્ઞાન રૂપી સરિતા વહાવી,
બનાવ્યું સુશોભિત ચૈતન્ય વાણું;
મને ગ્રંથ એ રીતથી જ્ઞાન કેરી,
સદા આપજે તું મહા ચીનગારી. ૪

રાજગઢ, (રેવાકાંઠા) } વિદ્યાર્થી અકબરશા સીદીશા દીવાન.



# પર્વણી અહેવાલ

[ ગતાંકના પૃ: ૨૩૨ થી ચાલુ ]

**કાવીઠા તા. સંખેડા**:—તા. ૧૫–૨–૩૭ ના રોજ પર્વણી ઉજવવા શાળાના શિક્ષકો, વિદ્યાર્થીઓ તથા ગામના ગૃહસ્થોની સભા થઇ. તેમાં પુસ્તકાલયના હિતના ઠરાવો પસાર થયા તથા "એક પણ માણસ અભણ ન રહેવું જોઇએ": શ્રીમંત મહારાજા સાહેબના એ વચનની સાર્થકતા સંબંધમાં રસમય વાટાઘાટ થઇ.

**પંતરા તા. સંખેડા**:—સભા ભરી મંત્રીએ વાચનથી થતા ફાયદા સમજાવ્યા.

**કસુંબીઆ તા. સંખેડા**:—સવારે સરઘસ નીકળ્યું, બપોરે ૩ વાગે સભા મળી તેમાં મંત્રીએ છેલ્લાં ૧૦ વર્ષનો પુસ્તકાલયનો ઇતિહાસ કહી સંભળાવ્યો તથા ભાવિ પ્રગતિનું દિશાસૂચન કર્યું. સાકર વહેંચાઇ. પુસ્તકાલયના નિભાવ માટે વિનંતિના જવાબમાં રૂ. ૨૯) મળ્યા.

**અલ્હાદપુર તા. સંખેડા**:—પર્વણી ઉજવી તે પ્રસંગે નિભાવ ફંડ માટે કોશિષ થઇ, પણ તે ખરાબ વર્ષના કારણે બર ન આવી.

**સૂર્યા તા. સંખેડા**:—ઉપર પ્રમાણે.

**બારડોલી તા. સંખેડા**:—સવારમાં વિદ્યાર્થીઓનું સરઘસ ગામના મહોલ્લે મહોલ્લે ફરી વળ્યું. સાંજે રમતગમતનો કાર્યક્રમ યોજાયો.

**તાંદલજા તા. સંખેડા**:—સવારમાં સામુદાયિક પ્રાર્થના, બપોરે સૃષ્ટિ નિરીક્ષણ તથા સાંજરે સામન્ય સભા ને રમત ગમતનો કાર્યક્રમ.

**ભાટપુર તા. સંખેડા**:—ગામ લોકોને ભેગા કરી પુસ્તકાલય સંબંધી વિવેચન કરવામાં આવ્યું.

**લઢોદ તા. સંખેડા**:—સવારે બાળકો તથા કન્યાઓનું સરઘસ નીકળ્યું. રમતગમતો તથા સ્કાઉટીંગના પ્રયોગો થયા. બાલોપયોગી પુસ્તકોનું વાચન કરાવાયું. સાંજે સામાન્ય સભા રખાઇ જેમાં પ્રસંગોચિત વિવેચનો થયાં. સ્કાઉટો દ્વારા શિક્ષિત બેનોને ઘેર બેઠાં પુસ્તકો પુરાં પાડવાની યોજના વખાણપાત્ર લેખાઇ.

**માંકણી તા. સંખેડા**:—સવારે સરઘસ ને ઇશપ્રાર્થના. બપોરે રમતગમતો યોજાઇ. શિક્ષકો તરફથી સાકર વહેંચાઇ. સાંજે સ્કાઉટોની ડ્રીલ અને તે પછી સુવાચનથી બાળકોને થતા ફાયદા વિષે સમજૂત અપાઇ. રાત્રે મોટાઓની સભામાં પુસ્તકાલયના ચાલુ

બજેટ તથા વાચનથી થતા લાભ વિષે પ્રસંગોચિત વિવેચનો થયાં, તથા શિક્ષિત બેનોને સ્કાઉટ મારફત ઘેર બેઠાં પુસ્તકો પહોંચતા કરવાની યોજના શરૂ કરવાની જાહેરાત થઇ.

**ફુલ્ફટ તા. સંખેડા**:—વિદ્યાર્થીઓ પાસે ઇશપ્રાર્થના કરાવી તેમની સમક્ષ પુસ્તકાલય પ્રવૃત્તિ અને સુવાચનના ફાયદા વિષે વિવેચન કરી પુસ્તકાલયનો લાભ લેવા સમજૂત અપાઇ. સાંજરે રમત ગમતનો કાર્યક્રમ યોજાયો.

**રાજનગર તા. સંખેડા**:—સવારે ઇશસ્તુતિ, શ્રીમંતનાં યશોગાન, તથા પ્રસંગોચિત વિવેચન થયાં. સાંજરે રમતગમતો યોજાઇ.

**વડેલી તા. સંખેડા**:—ઉપર પ્રમાણે.

ચાણસ્મા મહાલનાં નીચેનાં સ્થળોએ મહાલ મંડળના ઠરાવ આધારે શ્રીમંત મહારાજા સાહેબના વાઢ દિવસે તા. ૨–૪–૩૭ ના રોજ પર્વણી ઉત્સવ ઉજવાયો હતો :—

**મેરવાડા**:—સવારે ઇશસ્તુતિ ને શ્રીમંત પ્રશસ્તિ કરતું બાળકોનું સરઘસ ગામ ભરમાં ફર્યું. બપોરે વિદ્યાદાન માટે ઝોળી ફેરવાઇ જેમાં રૂ. ૨) મળ્યા. સ્ત્રીઓને ઘેરબેઠાં પુસ્તકો સ્કાઉટો દ્વારા પહોંચાડવાની યોજના કરાઇ, જેનો લાભ તે દિવસે ૧૦-૧૫ બેનોએ લીધો. સાંજરે રા. પટેલ ચેલાભાઇ રણછોડદાસના પ્રમુખપદે સભા મળી જેમાં પ્રસંગોચિત વિવેચનો ઉપરાંત પુસ્તકાલય વિષયક સંવાદ–ગરબાનો કાર્યક્રમ યોજાયો. બાળકોને પતાસાં વહેંચાયાં.

**જાખાના**:—સવારે સરઘસ: બપોરે વિદ્યાદાન માટેની ફેરણીમાં રૂ. ૪–૧૫–૦ મળ્યા. સાંજરે જાહેર સભા મળી, જેમાં પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક પ્રસંગોચિત વિવેચનો થયાં.

**ધીણોજ**:—સવારે વિદ્યાદાનની ઝોળી ફેરવાઇ જેમાં રૂ. ૧૪) મળ્યા. સાંજરે શાળાના આંગણામાં જાહેર સભા ડૉ. અંબાલાલભાઇના અધ્યક્ષસ્થાને મળી, જેમાં ઇશસ્તુતિ, શ્રીમંતપ્રશસ્તિ ઉપરાંત સંગીત, સંભાષણો થયાં. બાળકોને પતાસાં વહેંચાયાં.

**વસાઈ**:—સવારે ધ્વજપતાકા સાથે સરઘસ મહોલ્લે મહોલ્લે ફરી વળ્યું. બપોરે વિદ્યાદાન માટેની ફેરણીમાં રૂ. ૫–૧૨–૦ મળ્યા. સાંજરે જાહેર સભા શાળાના મકાનમાં ભરાઇ, જેમાં પ્રસંગોચિત વિવેચનો થયાં. વિદ્યાદાનમાં મળેલી રકમમાંથી બાળકોને મીઠાઇ તથા ચેનો વહેંચવામાં આવી.

**ગાંભુ**:—શાળાના મકાનમાં જાહેર મેળાવડો થયો.—શ્રીમંતની પુષ્પહાર વિભૂષિત તસ્વીરને વાજતેગાજતે ગામમાં ફેરવી. વિધિસર પૂજન કરાવ્યું. રાત્રે દેવમંદિરોએ રોશની કરાઈ. સરઘસ વખતે રૂ. ૧૫) મળ્યા. તેમાંથી રૂ. ૬)ની મીઠાઇ બાળકોને વહેંચાઇ ને બાકીના રૂ. ૯) પુસ્તકાલય ખાતે જમા રહ્યા.

**મોઢપ**:—સવારે સરઘસ : બપોરે વિદ્યાદાનની ફેરણીમાં રૂ. ૧૦)નો ખરડો થયો. જેનો ઉપયોગ પુસ્તકાલય ખાતે થશે. સાંજે જાહેર મેળાવડો ભરાયો. બાળકોને પતાસાં વહેંચાયાં.

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં પુસ્તકાલયોની તપાસણી કરી પ્રચાર, વ્યવસ્થા તથા વર્ગીકરણની કામગીરી બજાવી છે:—

૧. સંખેડા મહાલ માનદ પ્રચારક રા. જેસંગભાઈ ગરબડભાઈ પટેલ: ડીસેમ્બર '૩૬ થી ફેબ્રુઆરી ૩૭ સુધીમાં:-(૧) ગરડા (૨) (માલપુર અપાયલી સમજૂત પ્રમાણે વર્ગીકરણ કરી નાખવાની જરૂર) (૩) ખુનવાડ (વર્ગીકરણ કરી નાખો) (૪) ભાટપુર (૫) કસુંબીયા (૬) લાછરસ (૭) ટીંબા (૮) પરવટા.

૨. મહેસાણા પ્રાંત પ્રચારક રા. ખોડીદાસ હઠીસિંગ બારોટ: તા. ૨૩-૧-૩૭ થી ૧૨-૩-૩૭ સુધીમાં:—કલોલ મહાલનાં (૧) પાનસર (રૂબરૂ આપેલી સમજ પ્રમાણે જ. રે. નવીન બનાવી લેવાની જરૂર) (૨) ધમેડ (વિષયવારી નામવારી રજીસ્ટરો બનાવી જણાવો) (૩) કલોલ (વર્ગીકરણ શાસ્ત્રીય પદ્ધતિએ થઇ ગયું છે: સ્તુત્ય!) (૪) ઓળા (૫) છત્રાલ (ખૂટતાં પુસ્તકોની તપાસ થવાની જરૂર: વર્ગીકરણ રૂબરૂ તૈયાર કરી દીધું) (૬) બીલેશ્વર-પુરા (૭) ધમાસણ (વિષયવારી પત્રક બનાવી લેવાની જરૂર) (૮) કોઠા (રૂબરૂમાં સમજાવ્યા પ્રા. વિષયવારી નામવારી તૈયાર કરી આ તરફ જણાવવું) (૯) ભાદોલ (વર્ગીકરણનું કામ રૂબરૂમાં પુરૂં કરી દીધું) (૧૦) રૂપાલ (૧૧) ઉનાઉ (ત્રણે રજીસ્ટરો ભલામણ પ્રમાણે નવીન બનાવી લેવાં) (૧૧) આળવા (વિષયવારી નામવારી બનાવી દઈ જણાવવું) (૧૨) લીંબોદરા (વર્ગીકરણ ?) (૧૩) નાદરી (વાચનાલયને પુ. મા ફેરવવા પ્રયાસ થવાની જરૂર) (૧૪) શોભાસણ (લખી દીધેલી સંજ્ઞા પરથી સમજાવ્યા પ્રમાણે વિષયવારી નામવારી કરી દઈ જણાવવું) (૧૫) વાઘોસણ (સદર) (૧૬) જામળા (વિષયવારી નામવારી તૈયાર થઇ ગયે અત્રે જણાવો) (૧૭) વેડા (૧૮) ખોરજ ડાભી (ખૂટતાં પુસ્તકોના તુમારનો નિકાલ થવાની જરૂર: વર્ગીકરણ પુરૂં કરી નાખવું) (૧૯) પલિયડ (વિષયવારી વગર વર્ગીકરણ અધુરૂં જે: નવા કબાટની અગત્ય) (૨૦) સોજા (વિષયવારી નામવારી તૈયાર થઇ જવાની જરૂર: શિક્કાનો ઉપયોગ થવાની અગત્ય) (૨૧) નારદીપુર (રૂબરૂ ભલામણ પ્રમાણે ત્રણે રજીસ્ટરો નવેસર થવાની જરૂર).

કડી મહાલનાં: (૨૨) કુલાસણ (વિષયવારી વગર અધુરૂંજ) (૨૩) ડાંગરવા (વર્ગીકરણ કેમ નથી થયું ?) (૨૪) ધુમાસણ (સદર) (૨૫) વડુ (શિક્કાનો ઉપયોગ થવાની જરૂર: વિષયવારી નામવારી કરી નાખવાં) (૨૬) કરજીસણા (સંજ્ઞા લખી દીધી. વિષયવારી નામવારી કરી દઈ જણાવો: શિક્કાનો ઉપયોગ કરો) (૨૭) કૈયલ (સદર) (૨૮) આનંદપુરા (વાચનાલય છે તેને પુ. માં ફેરવવા સમજૂત કરી).

(૨૯) બાલીસણા તા. પાટણ (શિક્કા બાકીનાં પુસ્તકો પર લગાવી દો) (૩૦) રવિન્દ્ર તા. કલોલ (નામવારી વિષયવારી ?) (૩૧) કોલવડા (ખૂટતાં પુસ્તકોનો નિકાલ તાકીદે થઇ જવાની જરૂર (૩૨) વાસેલ (વર્ગીકરણ રૂબરૂ કરી દીધું) (૩૩) કુડાસણ (સંજ્ઞા લખી દીધી: વિષયવારી નામવારીની સમજૂત આપી) (૩૪) શેરથા (વર્ગીકરણ

હજી કેમ બાકી ? ) (૩૫) સૈજ ( વિષયવારી થવાની જરૂર ) (૩૬) ટીંટોડા ( વિષયવારી નામવારી તૈયાર થયે જણાવો ) (૩૭) મોટી આદરજ ( સંજ્ઞા લખી દીધી : બીજાં બે પત્રકોનાં ફોર્મ મંગાવી તૈયાર કરી દેવાં ).

૩. વિસનગર મહાલ માનદ પ્રચારક રા. ઉમિયાશંકર લ. દવે : નવેમ્બર '૩૬ થી ફેબ્રુઆરી '૩૭ સુધીમાં :–(૧) દેણપ (૨) સાતુસણા (૩) ગુંજા ( વર્ગીકરણની રીત સમજાવી (૪) ગણેશપુરા (૫) વિસનગર ( ગ્રંથપાલ સંમેલન ભર્યું ) (૬) ભાલક (૭) પાલડી ( વર્ગીકરણ અધુરૂં હતું તે પુરૂં કરી આપ્યું ) (૮) કુવાસણા ( વર્ગીકરણ કામની સમજ આપી ) (૯) ધાધરેટ (૧૦) ગોઠવા ( આજ્ઞાપત્રિકાઓના ઢગલાના નિકાલ માટે ખાતા મારફત તજવીજ કરવાની સલાહ) (૧૧) કડા (વર્ગીકરણ કર્યા વગર કેમ જ ચાલે ? ) (૧૨) લાછડી ( પુસ્તકોને પટ્ટીઓ લગાવવાની તથા વર્ગીકરણ કરી નાખવાની જરૂર. ) (૧૩) દદીઆળ ( રાત્રે ગામલોકોનો ડાયરો જમાવી તેની આગળ મંત્રી 'અમરચરિત્ર', 'રામાયણ', 'મહાભારત'નું વાચન કરે છે : રંગ્ત્ય ! )



## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

### તા. ૧-૧૨-૩૬ થી તા. ૩૧-૩-૩૭ સુધીમાં નવીન દાખલ થયેલા સભાસદોની યાદી.

( અનુસંધાન ડિસેમ્બર '૩૬ ના અંક પાન ૮૫૨ થી )

| સભાસદ નંબર | નામ | ગામ | શેર સંખ્યા |
|---|---|---|---|
| ૪૮૯ | સા. પુ. નડોદ તા. નવસારી | નડોદ | ૧ |
| ૪૯૦ | સા. પુ. વેડા તા. કલોલ | વેડા | ૧૦ |
| ૪૯૧ | સા. પુ. વાંકીઆ તા. ખાંભા | વાંકીઆ | ૧ |
| ૪૯૨ | સા. પુ. સોજા તા. કલોલ | સોજા | ૧૦ |
| ૪૯૩ | સા. પુ. સીલવાઇ તા. પેટલાદ | સીલવાઇ | ૧ |
| ૪૯૪ | સા. પુ. શેખડી તા. પેટલાદ | શેખડી | ૧ |

વડોદરા, તા. ૧-૪-૩૭

બાબલાલભાઇ ખુ. પટેલ
મંત્રી.



# ઈનામ જીતનારાંઓને

શિષ્ટવાચનની ૧૧ મી પરીક્ષામાં ઇનામને પાત્ર ઠરેલાં નીચેનાં ભાઇબ્હેનોએ હજી પોતાનાં ઇનામ મંગાવી લીધાં નથી. તો તેમનું ઇનામ કયાં ને કેવી રીતે મોકલી આપવું તે જેમ બને તેમ જલદી તેમણે રાજ્ય પુ૦ મંડળના મંત્રીને લખી જણાવવું. હાલનું શિરનામું પોસ્ટના સ્થળ સાથે ચોક્કસ જણાવવું. જે તે સ્થળના મંત્રીભાઇને પોતાને ત્યાંના જે તે ભાઇબ્હેનનું આ બાબતમાં લક્ષ ખેંચવા વિનંતિ છે.

| | | | |
|---|---|---|---|
| ૧ | રામશંકર ગોપાળજી વ્યાસ, | ગોખરવા | ૨-૦-૦ |
| ૨ | ઉમેદભાઇ મોતીભાઇ પટેલ, (મ. શાળાધિકારી) | ડભોઇ | ૧-૦-૦ |
| ૩ | ભાઇલાલભાઇ બાવાજી પટેલ, | બામણગામ | ૧-૦-૦ |
| ૪ | મૂળચંદ હરિવલ્લભદાસ શાહ, | સિહોલ | ૧-૦-૦ |
| ૫ | શંકરલાલાલ રાજસંગદાસ પટેલ, | ચાણસ્મા | ૧-૦-૦ |
| ૬ | બળવંતરામ મણિશંકર, | લુવારા | ૦-૮-૦ |
| ૭ | રમણલાલ મ. પટેલ, | લીંબાડા | ૦-૮-૦ |
| ૮ | કેશવજી વીરજી મ્હેતા, | સરસીયા | ૦-૮-૦ |
| ૯ | તુળસીભાઈ કાળીદાસ પટેલ, | જલસણ | ૦-૮-૦ |
| ૧૦ | લીલાવતી બ્હેન નાથાલાલ ત્રિવેદી, | સિહોલ | ૧-૦-૦ |
| ૧૧ | મગનલાલ પુરૂષોતમ ઓઝા, | વડોદરા | ૦-૮-૦ |
| ૧૨ | મણિલાલ શંકરલાલ ઉપાધ્યાય, | શેખડી | ૦-૮-૦ |
| ૧૩ | જદુરામ અંબારામ ભટ્ટ, | ગણદેવી | ૦-૮-૦ |
| ૧૪ | ડાહ્યાભાઇ સોમાભાઇ પટેલ, | જીતોડા | ૦-૮-૦ |
| ૧૫ | તનસુખલાલ જગજીવનદાસ ધ્રુવ, | કાવીઠા | ૧-૦-૦ |
| ૧૬ | વ્રજલાલ દયારામ મ્હેતા, | ભલગામ | ૦-૮-૦ |
| ૧૭ | ગુણવંતરામ ગજાનન જોશી, | વ્યારા | ૦-૮-૦ |
| ૧૮ | કાશીભાઇ રામજીભાઇ પટેલ, | સરીયદ | ૦-૮-૦ |
| ૧૯ | બેચરભાઇ મથુરભાઇ પટેલ, | કડી | ૧-૦-૦ |
| ૨૦ | જીવણલાલ કૃપાશંકર પંડયા, | બામણગામ | ૧-૦-૦ |
| ૨૧ | મેનાબેન છગનલાલ પટેલ, | ચાણસ્મા | ૧-૦-૦ |

ઠે. ભાઉકાલેની ગલી,
રાવપુરા, વડોદરા
તા. ૧૦-૪-૩૭

ના. નં. ચોકસી
સહમંત્રી,
વડોદરા રાજ્ય પુ૦ મંડળ

# નવીન ફાલ

| અ. નં. | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | અભિનવ સંગીત | દિવાન, મનસુખલાલ અનુપરામ | એન. એમ. ઠક્કરની કું. ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ | ૧- ૪-૦ | |
| ૨ | આફતે મર્દા | જોશી, આ. યુ. ( અનુવાદક ) | ગાંડીવ સહિત્ય મંદિર, સુરત | ૧- ૮-૦ | ગાંડીવ કુમારમાળા ૮ |
| ૩ | આનંદ બત્રીસી | પંધડીઆ, જ. દુ | નટીલાલ હ. શાહ. ૨૪૫૬, ભદ્ર અમદા | ાા રૂ. કા. ૧ાા રૂ. પા | ગૃહલક્ષ્મી ગ્રં. મા. વ. ૨ પુ. ૩ |
| ૪ | ડીટેક્ટીવ દેવેન્દ્ર | કર્ણિક. માધવરાવ ભાસ્કરરાવ | નં. ૨ પ્રમાણે | ૨- ૮-૦ | છુપી પોલીસ ગ્રંથમાળા પુ.૧લું |
| ૫ | પુણ્યકન્યા | કવિ, નાનાલાલ દ. | નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ | ૧-૧૨-૦ | પ્રેમભક્તિ ગ્રંથમાળા |
| ૬ | બહાર પટેલની પાંચમી વાતો | વ્યાસ, હરિપ્રસાદ | ગાંડીવ સા. મં. સુરત | ૦- ૫-૦ | ગાંડીવ બાલોદ્યાનમાળા ૪ પુ. ૧૨ |
| ૭ | શારીરિક – માનસિક તંદુરસ્તી તથા આધ્યાત્મિક રીતે સારવાર | અંજારિયા, હરિશંકર ગણેશજી ( અનુ૦ ) | અંજારિયા ર. ગ માંગરોળ , કાઠિ૦ ) | ૧- ૪-૦ | |
| ૮ | સંતતિ નિયમનના ઉપાય | ... | સંતતિ નિયમન સંઘ, પૂના | ૦- ૪-૦ | |
| ૯ | લોહીનાં આંસુ | ત્રિપાઠી, ધ. હી. | જીવણલાલ અ. મહેતા, અમદાવાદ | ૧- ૦-૦ | જ્ઞાનવર્ધક પુ. મા. પુ. ૮૩ |
| ૧૦ | સ્વાર્પણ | ભદ્રકુમાર, યાજ્ઞિક | નવયુગ પુ. ભંડાર રાજકોટ | ૦ાારૂ. કા. ૧ રૂ. પા. | લીલાવતી ગ્રં. મા. ૧. ૫ પુ. ૪ |
| ૧૧ | રંગદેવનો દુર્ગ (પૂર્વાર્ધ) | જોશી, પ્રાણશંકર સોમેશ્વર | ગુ. ગ્રં. ર. કાર્યાલય અમદાવાદ | ૨- ૦-૦ | ગુર્જર ગ્રં. મા. પુ ૪થું |
| ૧૨ | ,, (ઉત્તરાર્ધ) | ,, | ,, | ૩- ૦-૦ | ,, પુ. ૫મું |




૧. **સુવર્ણ રજ** :—લેખક, રમણલાલ વસંતલાલ દેસાઈ; સંગ્રાહિકા, સૌ. શ્રીમતીબાલા મજમુદાર; પ્રકાશક, આર. આર. શેઠની કંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, નં. ૨; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૭+૯૫૮; પાકું આચ્છાદનવાળું પૂઠું (સોનેરી); મૂલ્ય રૂ. ૩- -૦.

સાક્ષર શ્રીયુત રમણલાલ વસંતલાલ દેસાઈની કૃતિઓમાંથી ખાસ યાદ રાખવાલાયક વચનામૃતો સૌ. શ્રીમતીબાલા મજમુદારે એકઠાં કરી તેના સાંકળિયામાં જણાવ્યા પ્રમાણે વિષયની નામવારી પ્રમાણે ગોઠવી આ સંગ્રહ તૈયાર કર્યો છે. ખાસ કરીને એમની પંદર કૃતિઓ ( જુઓ ઉદ્દેશ પાન ૮ ) માંથી ચૂંટી કાઢી કર્તાની માનસસૃષ્ટિનું કંઈક નિદર્શન આમાં કરવામાં આવ્યું છે. પુસ્તક ગુજરાતી ભાષામાં નવીન ભાત પાડે છે. અંગ્રેજીમાં આવાં પુસ્તકો છે, પરંતુ ગુજરાતીમાં તો નવલકથામાંથી તારવી કાઢેલાં વચનામૃતો આ પહેલી જ વાર પ્રગટ થાય છે. પુસ્તક ઉપયોગી છે; કારણ કે એનાં કેટલાંક અનુભવ સત્યો, કેટલાંક જીવન સત્યો વગેરે બહુ અભ્યાસપૂર્ણ દષ્ટિએ લખાયલાં નજરે પડે છે. પુસ્તક સંગ્રહ કરવા લાયક છે.

| | | |
|---|---|---|
| ૨. **નાગકુમાર** | કર્તા, શ્રીમતી સુમતિ નાગરદાસ પટેલ | પ્રકાશક, નાગરદાસ ઈ. પટેલ. મલાડ, મુંબાઈ. |
| ૩. **મુંબઈ** | ,, નાગરદાસ ઈ. પટેલ | |
| ૪. **મેનાવતી** | ,, ,, ,, ,, | |

ક્રાઉન ૧૬ પેજી, રંગીન સચિત્ર બોર્ડનું પૂઠું ( દરેકનું ); ૧૯૩૬ અને ૧૯૩૭; પાન ૩૧, ૩૨ અને ૩૨ અનુક્રમે; કિંમત ત્રણ આના દરેકની.

બાલવિનોદ માળા ૨૩, ૨૪ અને ૨૫ મા પુસ્તક તરીકે આ પુસ્તકો બાલકો માટે લખાયાં છે. બીજા તથા ચોથા અંકવાળાં પુસ્તકોમાં બાળકો હોંશેહોંશે વાંચે એવી વાર્તાઓ છે; ત્યારે ત્રીજા અંકવાળા પુસ્તકમાં બાળકોને રસ પડે એવી ભાષા અને શૈલીમાં મુંબઈ નગરીનું વર્ણન છે. એ પુસ્તકમાં ચિત્રો પણ ઠીક છે. મુંબાઈમાં શું શું જોવાનું છે, એની આસપાસ ક્યાં પરાંઓ છે, એના રસ્તા કેવા છે, શહેરમાં કેવી વ્યવસ્થા છે તથા આવા મોટા શહેરમાં જવા આવવાનાં સાધનો તેમજ રમતગમતનાં સાધનો ક્યાં ક્યાં છે એ બહુ સરળ ભાષામાં આપ્યું છે. બાળકોનું જ્ઞાન બહુ સહેલાઈથી આવાં પુસ્તકો દ્વારા ખીલવી શકાય. બાલ પુસ્તકાલયો તો જરૂર ખરીદે. પ્રાથમિક શાળાઓમાં આ પુસ્તકો ઉપયોગી થઈ પડશે. ઉત્તેજનને પાત્ર છે. માત્ર બાંધણીમાં પ્રકાશકે વધારે ધ્યાન રાખવાની જરૂર છે. બાલકોનાં પુસ્તકો બેચાર હાથમાં ફરતાં કાગળે કાગળ છૂટા થઈ જવા ન જોઈએ. આશા છે કે પ્રકાશક બીજી આવૃત્તિમાં આ બાબત ખાસ કાળજી રાખશે.

ઉપર પ્રમાણે; મૂલ્ય ૮ આના; પાન ૭૭. ઉપરોક્ત ગ્રંથમાળાનો આ ત્રીજો અંક છે. ગીતાના અધ્યાય પરત્વે તેનો સરળ ભાષામાં દાખલા દલીલો સાથે સાર સમજાવી આધ્યાત્મિક દૃષ્ટિએ ગીતાનો અર્થ શો થઇ શકે એ કર્તાએ સહેલી સંસ્કારી ભાષામાં સમજાવ્યું છે. શ્લોકો લઇ લઇને દરેક અધ્યાયમાં આધ્યાત્મિક દૃષ્ટિએ શું સમજી શકાય તે કર્તાએ પ્રથમ સમજાવી લો૰ તિલક મહારાજના 'નિષ્કામ કર્મ યોગ' નો સિદ્ધાન્ત કેમ બંધબેસતો નથી તે કર્તાએ સમજાવવા પ્રયત્ન આદર્યો છે. અધ્યાત્મ વિદ્યા અધિકારાનુસાર જ ફળ આપે છે અને તે મેળવવા કયાં સાધનોની જરૂર છે તે વગેરે અત્રે બહુ ઝીણવટથી પૂરવાર કર્યું છે. એઓ તિલક મહારાજથી ભિન્ન દૃષ્ટિબિંદુ શા આધારે ધરાવે છે તે એમણે આ પુસ્તકમાં સમજાવી પોતાનો મત પ્રતિપાદન કરવા બીડું ઝડપ્યું છે. અધ્યાત્મવિદ્યાના જિજ્ઞાસુઓને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. આવા ગ્રંથો ઉત્તેજનને ખાસ પાત્ર છે.

૧૫. **જીવન અને સાહિત્ય** :—કર્તા, રમણલાલ દેસાઇ; પ્રકાશક, આર. આર. શેઠની કુંપની, કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ નં. ૨; ૧૯૩૬, ક્રાઉન ૧૬ પેજી; પાન ૩૨૮; સચિત્ર; પૂઠું પાકું, આચ્છાન સહિત; ચિત્ર સંખ્યા ૨૨; મૂલ્ય રૂ. ૨-૮-૦.

વિરાટ ગ્રંથાવલિના આ પાંચમા પુસ્તકમાં સાક્ષર શ્રીયુત રમણલાલ દેસાઇએ પ્રસંગોપાત્ત આપેલાં વિવિધ વિષયો ઉપરનાં વ્યાખ્યાનોનો સંગ્રહ પ્રસિદ્ધ થયો છે. જરૂરિયાત પ્રમાણે ચિત્રો પણ સ્પષ્ટતા માટે વિષય પરત્વે આપ્યાં છે. અનુક્રમણિકા જોતાં વ્યાખ્યાનો વિવિધ વિષયનાં વિવેચનાત્મક દૃષ્ટિથી આપ્યાનું જણાય છે. એમની દૃષ્ટિ કેટલી વિશાળ તથા ઝીણી છે તે આ સંગ્રહ ઉપરથી બરાબર સમજાય છે. હિંદુ–મુસ્લીમઐક્ય, વર્તમાન ગુજરાતી સાહિત્ય—તેનાં વલણો, સાહિત્ય દોષ, આપણે ગુજરાતી, પ્રેમાનંદ, નાનાલાલ, રણજીતરામ, નર્મદ, નાગરત્વનો પ્રતિનિધિ કવિ દયારામ, પંડિત નવલરામ વગેરે ઉપરનાં આ વ્યાખ્યાનો પ્રેરણાત્મક તેમજ મનનીય જણાશે. આવાં પ્રૌઢ વિચારનાં પુસ્તકો દરેક પુસ્તકાલયોમાં તેમજ સાહિત્યના રસિયાઓનાં મંદિરોમાં અવશ્ય હોવાં જોઇએ. એમાંથી ઘણું જોવા જાણવાનું મળશે. દરેક જીવન પ્રસંગમાંથી હંસક્ષીર ન્યાયે શ્રી રમણલાલ કાંઇ ને કાંઇ વિશિષ્ટતા જોઇ શકે છે અને તે એમની લાક્ષણિક રસમય વાણીમાં કંટાળો ન આપે પરંતુ આકર્ષક લાગે એવી રીતે તેઓ આપે છે. પુસ્તક સંગ્રહવા લાયક છે જ. સાહિત્યના રસિયાઓ તો જરૂર વાંચે અને વંચાવે.

રૂપરંગ, છપાઇ, આકાર, બાંધણી વગેરે સુંદર છે. ગુજરાતી પુસ્તકોના આકર્ષક દેખાવો તથા મજબુત બાંધણી પરત્વે આર. આર. શેઠની કુંપનીનો ફાળો જેવો તેવો નથી. પુસ્તકોનો વાન જ ફેરવી નાખ્યો છે.

૧૬. **ડોકિયું**:—કર્તા, પ્રકાશક ચંદ્રભાઇ કા. ભટ્ટ; પ્રકાશક, 'ચાલો પલટીએ' ગ્રંથમાળા ૧૫, મહારાષ્ટ્ર રોસાયટી અમદાવાદ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી, પૃ. ૧૭૨; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૧૦ આના.

ઉપરોક્ત પુસ્તકમાળાના પ્રથમ વર્ષના ૩જા પુસ્તક રૂપે પ્રગટ થએલા આ પુસ્તકમાં

માનવ સમાજમાં ક્ષણે ક્ષણે નજરે પડતી અસમાનતા તરફ કર્તાએ આપણું ધ્યાન ખેંચીને દૂર કરવા પ્રેરણા કરી છે. ગરીબ માણસ તરફ સમાજની નિષ્કાળજી કેટલી બધી હોય છે તેમજ ધનિકો તેઓ તરફ કેટલા બેદરકાર તથા નિર્દય થઇ શકે છે તે આમાં જણાવ્યું છે. શ્રમજીવીઓ તરફ પરજીવીઓ કેટલા બેદરકાર હોય છે તે પણ આમાં જોઈ શકાય છે. બંધુપ્રેમ અને પત્નીપ્રેમ હલકી કોમોમાં પણ કેટલો તીવ્ર હોય છે તે દેવુ, રૂપા, દેવી, મેઘો વગેરેનાં પાત્રો દ્વારા કર્તાએ અસરકારક રીતે આલેખ્યું છે. પુસ્તક વાંચતાં હૃદય દ્રવે છે અને બેકદર દુનિયા તરફ ઘૃણા ઉત્પન્ન થાય છે. દરેકે આ પુસ્તક વાંચી તથા તેમાંથી સમજૂત લઇ એ અવગુણો આપણામાંથી દૂર થાય એવો પ્રયત્ન કરવો જોઇએ. આ પુસ્તકના વાચનથી શ્રમજીવીઓની દુર્દશાનો ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ. પ્રાણી માત્ર ઉપર દયા અને દિલસોજીની ખાસ આવશ્યકતા આ પુસ્તક ઉપરથી સમજી શકાય એમ છે.

૧૭. **ગુજરાતી સાહિત્ય–એમનું મનન અને વિવેચનઃ**–લેખક તથા પ્રકાશક, રામચંદ્ર દામોદર શુક્લ, વકીલ, દાહોદ,; સં. ૧૯૯૩; ક્રાઉન ૧૬ પેજી: બોર્ડનું પૂઠું પાન ૩૦૮; મૂલ્ય રૂ-૨-૦-૦.

રા. રામચંદ્ર શુકલે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે સને ૧૯૨૪થી ૧૯૩૬માં જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધ થએલા એમના વિવેચનાત્મક લેખોમાંથી ચૂંટણી કરી આ સંગ્રહ એમણે પ્રસિદ્ધ કર્યો છે. ગુજરાતી સાહિત્યના રસભોગીને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડે એવું છે. જુદા જુદા વર્તમાન લેખકોની કૃતિઓની અન્ય દેશીની કૃતિઓની વિવેચનાત્મક દષ્ટિએ એમણે તુલના કરી છે અને તેમની વિશિષ્ટતા દર્શાવી છે. જુદી જુદી દિશાઓથી આ વિવેચન કરવામાં આવેલું હોવાથી મનનીય અને આદરણીય છે. વકીલાતનો ધંધો કરતાં અવકાશ મેળવી રા. શુકલે ગુજરાતી સાહિત્યની ઘણી સારી સેવા બજાવી છે. પુસ્તક સંગ્રહવા લાયક છે. રા. શુકલ અભ્યાસપૂર્ણ અને ઝીણવટથી દરેક વિષય ચર્ચ્યો છે. સંશોધકોને તથા ભાષાશાસ્ત્રીઓને તો ગ્રંથ ઘણોજ આવકારદાયક થઇ પડશે.

રૂપરંગ ઠબઠબ બાંધણી, કાગળ, છપાઇ વગેરે સારૂં છે. માત્ર આવું પુસ્તક પાકા પૂઠાનું હોય તો વધારે ઘરજીવાજોગ ખરૂં. આશા છે કે બીજી આવૃત્તિમાં આ સૂચના તરફ કર્તા ધ્યાન આપશેજ.

૧૮. **ગુજરાતી ભાષા અને સાહિત્ય ભાગ ૧ લો :**—લેખક, નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ; ભાષાંતર કર્તા, રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી; પ્રકાશક, શ્રી ફાર્બસ ગુજરાતી સભા, ૩૬૫, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઈ ૪; ક્રાઉન ૮ પેજી, પાન ૨૪+૪૬૩+૪૮; જાડું બોર્ડનું પૂઠું.

મુંબાઈ વિશ્વવિદ્યાલય તરફથી કેટલાક સમયથી ચાલુ થયેલી વિલ્સન ભાષાશાસ્ત્ર વિષયક વ્યાખ્યાન માળાને અંગે સ્વ. સાક્ષરશ્રી નરસિંહરાવ પાસે ડિસેંબર ૧૯૧૫થી ફેબ્રુઆરી ૧૯૧૬ સુધીમાં સાત વ્યાખ્યાનો અપાવ્યાં હતાં. તે પૈકી વ્યાખ્યાનો ૧ થા ૪ નો સમાવેશ કરી આ પ્રથમ ભાગ બહાર પાડ્યો છે; બાકીનાં ત્રણ બીજા ભાગોમાં બહાર પડશે. શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ આ અંગ્રેજીમાં થએલાં ભાષણોનું ગુજરાતી ભાષાંતર કરાવી

ગુજરાતી સાક્ષરો તેમજ ગુજરાતી ભાષાના હિમાયતીઓ તથા ભાષાશાસ્ત્રીઓ માટે પ્રસિદ્ધ કરી ગુજરાત આલમની ઘણી સારી સેવા બજાવી છે. સ્વ. શ્રી. નરસિંહરાવ પ્રખર ભાષાશાસ્ત્રી હોવા ઉપરાંત કવિ તેમજ વિવેચક પણ હતા. એમનો અભ્યાસ પણ બહુ જબરો. ઉચ્ચાર તથા જોડણી માટે પણ એમનો એટલો જ આગ્રહ. પોતાના સિદ્ધાંતોને એ જરૂર વળગી રહેનારા. આ ભાષણો અન્ય ભાષાના ઇતિહાસો પ્રમાણે માર્ગદર્શક અને પ્રેરણાત્મક છે. ચાર ભાષણોની વિસ્તૃત અનુક્રમણિ ઉપરાંત, કોષ્ટક, પરિશિષ્ટ વગેરેથી આ પુસ્તકની ઉપયોગિતામાં વિશેષ વધારો થયો છે. આવું ગુજરાતી ભાષાના ઇતિહાસ ઉપર અજવાળું પાડતું પ્રકાશન હજુ સુધી જોવામાં આવ્યું નથી. ભાષાના ઉત્ક્રમણ પર અસર કરનાર ઉપાધિઓ, ગુજરાતના ઇતિહાસનું અવલોકન, વાગ્વ્યાપારગત શક્તિઓ, ગુજરાતી ભાષાનો ઇતિહાસ, ભાષાની ઉત્ક્રાન્તિ સંબંધી વિસ્તારથી વિવેચન કરી છેવટે સૂચીઓ દ્વારા પરભાષાના શબ્દો, વ્યાખ્યાનોમાં જણાવેલા લેખકોની સૂચી વગેરેથી ભાષાશાસ્ત્રીઓને તો આ પુસ્તક ઘણું જ ઉપયોગી છે. પુસ્તકાલયો—ખાસ કરી કસ્બા તથા મોટાં ગ્રામ પુસ્તકાલયો જરૂર ખરીદે. રૂપરંગ, કાગળ, છપાઇ વગેરે પણ ઠીક છે. મુંબાઇની ફાર્બસ ગુજરાતી સભાએ ગુજરાતી ભાષાની સેવા કરવાનું ફરી શરૂ કર્યું છે તે માટે ભાઇ અંબાલાલ જાની તથા તેના સંચાલકોને ખરેખર ધન્યવાદ ઘટે છે. બીજો ભાગ જલદી પ્રસિદ્ધ થાય એજ અભિલાષા.

**૨૧. ડિરેક્ટરી ઑફ વિમેન્સ ઇન્સ્ટિટ્યુશન્સ, બોમ્બે પ્રેસિડેન્સી, ભાગ ૧ લો, સમાજ વિભાગઃ**—સંપાદક, કરસનદાસ જે ગિતલીઆ, મરચન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાઇટી, સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ નં. ૪; ૮ પેજી પાન ૭+૭૧+૮; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૦–૦.

મુંબાઇ ઇલાકામાં સમાજસેવાના ક્ષેત્રમાં કામ કરી રહેલી સ્ત્રીઓની સંસ્થાઓના ભોમિયા રૂપે આ પુસ્તક અંગ્રેજીમાં પ્રસિદ્ધ થયું છે. ગુજરાતમાં તો ગુજરાતી ભાષામાં જ આવા પુસ્તકની ખાસ આવશ્યકતા છે. આવું પુસ્તક ભાઇ કરસનદાસે અંગ્રેજીમાં શા માટે પ્રસિદ્ધ કર્યું તે અમને સમજાતું નથી. ગુજરાતમાં એ ઉપયોગી છતાં બહુ લોકપ્રિય નહિ થઇ પડે. ગુજરાતીમાં હોત તો એનો સારો ઉપાડ થાત એમ અમારૂં માનવું છે. મહારાષ્ટ્રમાં પણ ચાલી શકે એજ માત્ર અંગ્રેજીમાં છપાવવાનો હેતુ હોઇ શકે, અને બીજું કે દેશ પરદેશ જાહેરાત થઇ શકે. બાકી, મરાઠી તથા ગુજરાતી ભાષામાં આવા પુસ્તકની જરૂર છે જ. હિંદી ભાષામાં હોત તો હિંદભરમાં એ પુસ્તક મહાલી શકત. છતાં પણ પુસ્તકમાં સ્ત્રીઓની સંસ્થાઓની સ્થળવાર અને કાર્યક્ષેત્ર પ્રમાણે યાદીઓ આપી છે, તે ઘણી જ ઉપયોગી છે. અમુક ક્ષેત્રમાં કામ કરનારી કઇ સંસ્થા છે તે પણ ઘણા જાણતા નહિ હોય. તેવાઓને માટે તો આ પુસ્તક ખરેખર ઉપયોગી છે.

આની ગુજરાતી આવૃત્તિ બહાર પાડવાની જરૂરીઆત તરફ અમે ભાઇ કરસનદાસનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. ગુજરાતનાં પુસ્તકાલયો અને મહિલા મંડળો ત્યારે જ આ પુસ્તકોને ઉત્તેજન યોગ્ય પ્રમાણમાં આપી શકે. અંગ્રેજી સમજી શકે તેવાં મંડળો તથા સમાજો માટે તો આ પુસ્તક ખરેખર મહત્વનું છે. ના. ચં. દીવાનજી.




## વડોદરા રાજ્ય

**ઉદ્‌ઘાટન:**—સંડેર તા. પાટણ સાર્વજનિક પુસ્તકાલય માટેનું મકાન બંધાઇને તૈયાર થઇ ગયું હોઇ તેની ઉદ્‌ઘાટન ક્રિયા મહેસાણા પ્રાંત સુબા મે. રા. રા. નાયમ્પલ્લી સાહેબને હસ્તે ચાલુ માસની તા. ૧૧ મી એ થઇ ગઇ છે.

**નવીન પુસ્તકાલયો:**—ગતાંકમાં પ્રસિદ્ધ થયેલ ખાતાની સૂચના નં. ૩૮૫ માં જણાવ્યા પ્રમાણે ચાલુ સાલે ૩૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનાં છે. પૈકી ૧૧ ની તજવીજ થઇ ગઇ છે. બાકી રહેતાં ૧૯ માટે પ્રાંત મંડળ તેમજ મહાલ મંડળોના કાર્યકર્તાઓએ સ્થાનિક અધિકારીઓના સહકારપૂર્વક ખાસ પ્રયાસ કરવો ઘટે. એકલું વાચનાલય ધરાવતાં ગામોએ ધોરણસરનું પુસ્તકાલય ખોલવાનું બાકી જ રહે છે એ વાત રખે કોઇ વિસરે! જે ગામોએ જરૂરી રકમ તૈયાર હોય તેમને તે તુરતજ ખાતા તરફ મોકલી આપી પુસ્તકાલય ખોલવાની માગણી કરવાની ભલામણ છે.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—સંડેર તા. પાટણને વડાવલીના શેઠ અંબાલાલ ઉગરચંદ તરફથી પુત્રલગ્ન પ્રસંગે રૂ. ૫) રોકડા તથા એક બાંકડો.

—કાકોશી તા. સિદ્ધપુર: રૂ. ૨૦) મે. પીર મહેરહુસેન સાહેબ તરફથી તથા રૂ. ૧૫) શેઠ શ્રી અલી મહમદ વઝીર મુંબાઇવાળા તરફથી મળી કુલ રૂા ૩૫.

—ટુંડાવ તા. સિદ્ધપુર: રૂ. ૬) શેઠ બાબુલાલ મોહનલાલ તરફથી સ્વલગ્નની ખુશાલીમાં.

—ઐઠોર તા. સિદ્ધપુર: રૂ. ૧૦) સીપોરના મહેતાં દલીચંદ મકુભાઇ તરફથી પુત્રોના લગ્નપ્રસંગે; તથા રૂ. ૫) મહેરવાડાવાળા શા. ઉત્તમલાલ પુંજીદાસ તરફથી મળી કુલ રૂ. ૧૫).

—શિયાપુરા તા. કડી: રૂ. ૨) મુખી પુંજાભાઇ હીરદાસ તરફથી પુત્રને નિશાળે બેસાડ્યો તેની ખુશાલીમાં.

—બ્રાહ્મણવાડા તા. ચાણસ્મા: પાલડી તા. વિસનગરના મોતી જેસા તરફથી રૂ. ૩), તથા માધુજી ભેમાજી તરફથી રૂ. ૨); ખંડોસણના ચો. ગોદડ મોતી તરફથી રૂ. ૨);

બામાસણના ચો. વાઘજી ભાવસંગ તરફથી રૂ. ૨) તથા જેહા ગણેશ તરફથી રૂ. ૨) મળી કુલ રૂ. ૧૧.

**—ખીજડીઆ તા. દામનગર :** રૂ. ૬૦) ધંધાર્થે હાલ મીયાગામ કરજણ રહેતા ગામનાજ વતની શાહ હરગોવિંદ કાલીદાસ તરફથી.

**વર્ગીકરણ થઇ ગયું છે :**—[ ગતાંકના પૃ : ૨૫૦ થી ચાલુ ] (૩૩૪) મડિઆરી તા. પાટણ (૩૩૫) બલોલ તા. મહેસાણા (૩૩૬) કલોલ (શાસ્ત્રીય પદ્ધતિએ) (૩૩૭) ઓળા તા. કલોલ (૩૩૮) છત્રાલ તા. કલોલ (૩૩૯) ભાદોલ તા. કલોલ (૩૪૦) વાવોલ તા. કલોલ (૩૪૧) પાલડી તા. વિસનગર (૩૪૨) ધાધરેટ તા. વિસનગર.

## વ૦ રા૦ પુસ્તકાલય મંડળ

**પરિણામ :**—શિષ્ટવાચનની ૧૨ મી પરીક્ષાનું પરિણામ, મે માસના અંકમાં પ્રસિદ્ધ થશે. વડોદરા-નવસારી વિભાગનાં ઉમેદવારોની સંખ્યા, ગતાંકમાં જણાવ્યા પ્રમાણે, ૫૩૮ નહિ પણ ૬૦૦ ઉપર છે.

**શિક્ષણ વર્ગ :** નવસારી પ્રાંત માટેનો પુસ્તકાલય શિક્ષણ વર્ગ ચાલુ માસમાં ભરવાનું જાહેર કરાયું હતું. પરંતુ એને માટે ફક્ત બેજ અરજીઓ અદ્યાપિ પર્યંત આવેલ હોવાથી ચાલુ સાલે એ વર્ગ ભરવાનું મોકુફ રખાયું છે.

**ઇનામ જીતનારાંઓને :**—શિષ્ટવાચનની ૧૧ મી પરીક્ષામાં ઇનામને પાત્ર ઠરેલાં ભાઇઓ પૈકી જેમણે પોતાનાં ઇનામ હજી નથી મંગાવી લીધાં, તેમનાં નામ હામ ચાલુ અંકમાં અન્યત્ર છાપ્યાં છે, તે તરફ લાગતાવળગતાનું ધ્યાન ખેંચીએ છીએ, તથા જે તે સ્થળના મંત્રી વા કોઈ પણ અન્ય વાચક ભાઇને સદર યાદીમાંની કોઈ વ્યક્તિ પોતાને ત્યાંની હોય તો તેનું આ બાબતમાં લક્ષ ખેંચવા વિનંતિ કરીએ છીએ.



## સ્વીકાર

નીચેનાં પુસ્તકો મળ્યાં છે : પરિચય હવે પછી અવકાશે :—

(૧) સંતાકુકડી (૨) કુન્દનિકા (૩) સાપના ભારા (૪) વીર નર્મદ (૫) શ્રી ગુલાબી પર્યાલોચન અથવા આત્મવિશુદ્ધિ (૬) શ્રીસમસ્ત ભારતવર્ષીય વાયડા વણિક જ્ઞાતિનું વસ્તીપત્રક (૭) વાયડામિત્ર પુ. ૧૫ અં. ૧ : વસ્તિપત્રક દિગ્દર્શન અંક (૮) વિશ્વકર્મા વર્ષ ૧૦ અંક ૧૧૨ : યાત્રા અંક (૯) ચીરાગ વર્ષ ૧ અંક ૧ : તંત્રી, બચુભાઈ જી. પટેલ, ગ્રીન ચોક લીંબડી : વા. લવાજમ રૂ. ૩) (૧૦) શ્રી શિવાજી પુસ્તકાલય બ્યારાનું ૧૯૩૫–૩૬નું વાર્ષિક નિવેદન.



# નવસારી પ્રાંત ત્રીજી પુસ્તકાલય પરિષદનો હિસાબ

## ઓરણા તા. કામરેજ

ઉ

૬-૪-૯ શ્રી પરિષદ ખાતે એકંદર જમા
૧૮૨ શ્રી સહાયક સભ્યો ખાતે જમા
વિગત નીચે મુજબ.
૫૦ શેઠ સાહેબ સુલેમાન કાસમજી વરીયાવ
૫ રાજરત્ન મણીભાઇ નરોત્તમભાઇ દેસાઇ વરીયાવ
૨ શાહ લલ્લુભાઇ છમનાજી વરીયાવ
૧૦ શેઠ કાસમજી જીવાભાઇ મહુવા બંદર-કાઠીઆવાડ
૧૧૫ રા. નાથુભાઇ પરસોત્તમભાઇ ભક્ત-ઓરણા

૧૮૨-૦-૦

૩૯૪-૦-૦ એકંદર સ્વાગત સભ્યોના જમા
૩૨૧ પુરૂષ સ્વાગત સભ્યો
૭૩ સ્ત્રી " "

૩૯૪-૦-૦

૧૪-૦-૦ એકંદર તાલુકા બહારના શુભેચ્છકોની ભેટના જમા
૯ પુરૂષ શુભેચ્છકો તરફથી ભેટ
૫ સ્ત્રી " "

૧૪-૦-૦

૪૨-૧૨-૦ પ્રતિનિધિ ફી. ૧૭૧ પ્રતિનિધિઓની ૦-૪-૦ પ્રમાણે.
૧૭-૪-૦ ભોજન ફી ખાતે જમા.
૨૧-૪-૯ એકંદર સાહિત્યના ઉત્પન્ન ખાતે જમા

૬૭૧-૪-૯

કરશનજી ભીખાભાઇ ભક્ત
હિસાબ તપાસનાર,
સ્વાગત સમિતિ તરફથી-ઓરણા.

૬૩૭-૦-૬ શ્રી પરિષદ ખાતે એકંદર ઉધાર બાબતે નીચે મુજબ

૬૬- ૯-૦ છપામણી ખર્ચ
૨૪- ૦-૩ પોષ્ટ ખર્ચ
૬- ૮-૦ સ્ટેશનરી ખર્ચ
૩૧-૧૫-૬ શણગારના સાહિત્ય ખાતે
૪૪- ૩-૦ એકંદર મુસાફરી ખર્ચ
૩૭- ૩-૦ એકંદર વ્યવસ્થા ખર્ચ
૧૧૧- ૦-૦ વડોદરા આર્યકન્યા ગુરૂકુળને પર્સ તથા ઇતર ખર્ચ મળી
૩૦-૧૧-૦ મંડપ ખાતે મજુરી સાથે
૧૪-૧૨-૦ બત્તી ખાતે
૨૨-૧૫-૦ એકંદર મોટર ભાડું
૧૦-૧૪-૦ પ્રતિનિધિ વર્ગણી રૂ૦ પ્રમાણે હા. શંકરલાલ દવે નવસારી
૧૦-૧૩-૬ પ્રમુખશ્રીના હસ્તે લ્હાણી વહેંચી તેના ખર્ચના
૭-૧૦-૯ પ્રાથમિક મીટીંગનો ખર્ચ તેમજ ઇતર પરચુરણ ખર્ચ મળી
૨-૧૨-૦ ફુલહાર
૧૯- ૪-૬ પરિષદની સમાપ્તિ સુધીની એકંદર મજુરી
૧૯૨-૧૩-૦ રસોડા ખર્ચ ખાતે ઉધાર
૨- ૦-૦ ગામ ધળા તા. કામરેજના સ્વાગત સભ્યોના આવવાના બાકી
૧- ૦-૦ ચલણમાં ખોટા નીકળ્યો

૬૩૭-૦-૬
૩૪-૪-૩ સિલક

૬૭૧-૪-૯

મોરારજી કાલીદાસ દેસાઇ
મગનલાલ જીવણજી નાયક
સ્વા. મંત્રીઓ-ન. પ્રાં. પુ. પરિષદ.

# પત્રો શરૂ થયાની માહિતી

## યાદી નં. ૫

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત મદદ મળવાની પાવતીઓ તા. ૩૧-૩-૩૭ સુધીમાં આવી ગયેલી એટલે તેમના પત્રો તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી શરૂ કરાવવા વ્યવસ્થા થઇ છે :—

કુલ ૬૯

**પેટલાદ મહાલ**
સીમરડાઇ
શેખડી
**ભાદરણ મહાલ**
કાણીસા
પીશાવ
**વડોદરા મહાલ**
સમા
**પાદરા મહાલ**
કલ્યાણકુઇ
નરસીપુરા
મેઘાદ
સોખડાખૂર્દ
**કરજણ મહાલ**
કંબોલા
માનપુર
**ડભોઇ મહાલ**
ગામડી
કરાળી
**શિનોર મહાલ**
ઉતરાજ
કુકસ
ભાયુભોઇ
માલેયા

માંડવા
સીમળી
ગરાડી
દરીઆપુરા
**સંખેડા મહાલ**
હડોદ
તાંદળજા
**સાવલી મહાલ**
બાકરોલ
**દહેગામ મહાલ**
સોનારડા
**કલોલ મહાલ**
જાસપુર
રાચરડા
શોભાસણ
કોઠા
રાચરડા પાંજરાપોળ
**વિજાપુર મહાલ**
ખરોડ
ખણુસા
પારસા
રણાસણ
**વિસનગર મહાલ**
બોકરવાડા

સાતુસણા
ખરસદા
**મહેસાણા મહાલ**
દેવરાસણ
સાલડી
દેલા
ભેંસાણા
ધનપુરા
**સિદ્ધપુર મહાલ**
ઐઠોર
બ્રાહ્મણવાડા
સેદ્રાણા
ઉઝા મહિલા
**ખેરાળુ મહાલ**
લુણવા
ડભોડા
દરશનપુરા
**પાટણ મહાલ**
ખારીવાવડી
**ચાણસ્મા મહાલ**
કનોડા
મેરવાડા
**હારીજ મહાલ**
હારીજ

**નવસારી મહાલ**
કરચાપાર
મીરજાપુર
ભાઠા
નીમળાઇ
કાછીઆવાડી
**પલસાણા મહાલ**
કરણ
તાંતીથૈયા
**મહુવા મહાલ**
ધોળીકુઇ
**અમરેલી મહાલ**
કેરીઆનાગસ
મોટા માંડવડા
જેસિંગપુરા
**દામનગર મહાલ**
છભાડીઆ
પાડરશીંગા
**કોડીનાર મહાલ**
અરણેજ
ડોળ
પીપળી

આ યાદી સાથે કુલ ૧૦૦૯

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### માર્ચ માસમાં નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ભગવો નેજો | વાર્તા | ગુણવંતરાય આચાર્ય | નવયુગ પુસ્તક ભંડાર | ૧– ૦–૦ | |
| ૨ | શારિરીક માનસીક તંદુરસ્તી તથા આધ્યાત્મિક રીતે સારવાર | વૈદક | રવિશંકર ગણેશજી અંજારીઆ | રવિશંકર ગણેશજી અંજારીઆ | ૧– ૪–૦ | |
| ૩ | આનંદ બત્રીસી | હાસ્ય | જહુરાય ખંધડીઆ | નવચેતન સા.મં.અમદાવાદ | ૧– ૪–૦ | |
| ૪ | લોહીનાં આંસું | વાર્તા | ધનશંકર હીરાશંકર ત્રિપાઠી | જીવણલાલ અમરશી મહેતા | ૧– ૦–૦ | |
| ૫ | સંતતિ નિયમનના ઉપાય | વૈદક | ડૉ. રા. હ. ભોપટકર | સંતતિ નિયમન સંઘ પુના | ૦– ૪–૦ | |
| ૬ | પૂણ્ય કંથા | નાટક | કવિ, નાનાલાલ દલપતરામ | નવચેતન સા. મં. અમદાવાદ | ૧–૧૨–૦ | |
| ૭ | સ્વાર્પણ | વાર્તા | ભદ્રકુમાર યાજ્ઞિક | નવયુગ પુસ્તક ભંડાર | ૧– ૦–૦ | |
| ૮ | રંગદેશનો દુર્ગ ભા. ૧–૨ | | પ્રાણશંકર સો. જોષી | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૫– ૦–૦ | |
| ૯ | જીવનચક્ર | | ધુમકેતુ | ,, | ૧– ૪–૦ | |
| ૧૦ | ચંદ્રહાસ | ,, | રા. સા. ઇશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ | આર્ય સુધારક પ્રેસ | ૦– ૬–૦ | |
| ૧૧ | ભંરૂચ | ઐ. વાર્તા | કાઝી, સૈયદ નુરૂદીન હુસેન એહમદ હુસેન | ,, | ૦–૧૦–૦ | |
| ૧૨ | કમીસો કેવુર | જી. ચરિત્ર | વિદ્યારામ વસનજી ત્રિવેદી | ,, | ૧– ૮–૦ | |

**ટીપ**:—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૧–૪–૩૭.

ભાઈલાલભાઈ જુ. પટેલ
મંત્રી.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૪ | મહા | ૩૦- ૩-૩૭ |
| ઊર્મિ | ૬ | ૨-૩ | ફેબ્રુ૦-માર્ચ | ૩- ૪-૩૭ |
| કિશોર | ૨ | ૧૨ | પોષ | ૬- ૩-૩૭ |
| કુમાર | ૧૪ | ૩ (૧૫૯) | ફાગણ | ૧૬- ૩-૩૭ |
| કૌમુદી | ૧૫ | ૪ | એપ્રિલ | ૭- ૪-૩૭ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૩ | ૯ | માર્ચ | ૩- ૩-૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૫ | ૮ | માર્ચ | ૫- ૪-૩૭ |
| ગુજરાત | ૪ | ૧ | ,, | ૧૬- ૩-૩૭ |
| ગુણસુંદરી | ૨૮ | ૨ | એપ્રિલ | ૮- ૪-૩૭ |
| ગ્રામજીવન | ૭ | ૯ | ,, | ૫- ૪-૩૭ |
| ચરોતર | ૭ | ૩ | માર્ચ | ૩- ૪-૩૭ |
| ચિત્રમય જગત | ૨૩ | ૧ | ,, | ૭- ૪-૩૭ |
| જનાલય | ૧૧ | ૩ | ,, | ૧૮- ૩-૩૭ |
| નવચેતન | ૩૧ | ૧ | એપ્રિલ | ૫- ૪-૩૭ |
| નવરચના | ૩ | ૧૧ | પોષ | ૨૨- ૨-૩૭ |
| પાટીદાર | ૧૪ | ૫ | ફાગણ | ૧૫- ૩-૩૭ |
| પ્રસ્થાન | ૨૩ | ૩ | પોષ | ૧૩- ૩-૩૭ |
| બાલજીવન | ૧૭ | ૬ | એપ્રિલ | ૭- ૪-૩૭ |
| બાલમિત્ર | ૧૬ | ૯ | ,, | ૩- ૪-૩૭ |
| બાળક | ૧૬ | ૪ | ,, | ૭- ૪-૩૭ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૮૪ | ૧ | જાન્યુ૦-માર્ચ | ૩- ૪-૩૭ |
| માનસી-ત્રિ૦ | ૨ | ૩ | ફેબ્રુઆરી | ૨૪- ૨-૩૭ |
| મુરલી | ૭ | ૪ | એપ્રિલ | ૩- ૪-૩૭ |
| વસન્ત-ત્રિ૦ | ૩૫ | ૧૦-૧૨ | કાર્તિક-પોષ | ૫- ૨-૩૭ |
| વિદ્યામૃત-ત્રિ૦ | ૧૯ | ૨ | ડિસેમ્બર | ૮- ૧-૩૭ |
| વૈદ્યકલ્પતરુ | ૪૨ | ૪ | એપ્રિલ | ૬- ૪-૩૭ |
| વ્યાયામ | ૩૨ | ૬ | માર્ચ | ૧૯- ૩-૩૭ |
| શારદા | ૨૬ | ૬ | ,, | ૧૧- ૩-૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૨ | ૧ | ફાગણ | ૧૦- ૩-૩૭ |
| સાહિત્યસાર-ત્રિ૦ | ૩ | ૧ | સપ્ટેમ્બર | ૨-૧૦-૩૬ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૦ | ૩ | ડિસે૦-ફેબ્રુઆરી | ૭- ૩-૩૭ |
| સ્કાઉટ વીર | ૨ | ૬ | જાન્યુઆરી | ૧૯- ૩-૩૭ |
| સ્ત્રીબોધ | ૮૧ | ૪ | એપ્રિલ | ૧૦- ૪-૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| જીવનનું કરણુ પ્રકરણુ<br>આંતરરાષ્ટ્રીય આંદોલનો<br>ગયે મહિને | ઊર્મિ | ૬ | માર્ચ |
| ગેરીબાલ્ડી<br>સિંહની સહચરી<br>હવા અને ખોરાક<br>કરોળીઆ | કુમાર | ૧૪ | ફાગણુ |
| બળદનું વેચાણુ<br>ઠંડી ક્રૂરતા<br>ક્ષિતિજ | કૌમુદી | ૧૫ | એપ્રિલ |
| સ્ત્રીઓ અને પત્રકારત્વ<br>દુષ્કાળનાં દર્દ<br>જાપાનમાં સ્ત્રીઓની પ્રવૃત્તિ | ગુણુસુંદરી | ૨૮ | એપ્રિલ |
| અમેરિકાની પરીક્ષા પદ્ધતિ સંબંધી પત્ર | ચરોતર | ૭ | માર્ચ |
| પરરાષ્ટ્રીય રાજકારણુ<br>મહાયુદ્ધની એક નવી રીત<br>યુજેન ઓ નેલ<br>સ્ફુટ વિચાર | ચિત્રમયજગત | ૨૩ | માર્ચ |
| ચારિત્ર્યઘડતરનું સ્થળ<br>આપણી અને પરદેશની કેળવણી સંસ્થાઓ<br>વિદ્યાર્થીઓની મુસાફરીઓ | છાત્રાલય | ૧૧ | માર્ચ |
| ખેડૂતની નિરાશા<br>શિક્ષણુ અને સાહિત્યની દુર્દશા<br>બાળલગ્ન ઉપર બે બોલ | પાટીદાર | ૧૪ | ફાગણુ |
| જર્મની અને જાપાનનું શિકાર : રશિયા<br>આદરિણી<br>ડૉક્ટરશાહી ઇતિહાસ ( ? ) | પ્રસ્થાન | ૨૩ | પોષ |
| જાતીય પ્રશ્ન અને ફ્રૉઇડ<br>વહોરા કોમની ઉત્પત્તિ<br>ધ્યેય મૂકી પ્રેમના પગથિયે | બુદ્ધિપ્રકાશ | ૮૪ | જાન્યુ૦-માર્ચ |
| કોલસાની ખાણોમાં<br>રશિયન યુવક-યુવતીઓ<br>ગામડાં કેમ સુધરે ! | યુવક | ૭ | એપ્રિલ |
| કલ્પનાની દૃષ્ટિ<br>એને અડશો નહિ, હો !<br>બાલમાનસ દર્શન | શિક્ષણુપત્રિકા | ૧૨ | ફાલ્ગુન |

**ટીપ:—** ‘ગુજરાત’નો માર્ચ અંક સ્વ. નરસિંહરાવ સ્મારક અંક હોઈ સ્વર્ગસ્થના જીવન સંબંધી સુવાચ્ય સામગ્રી ધરાવે છે. ‘શારદા’નો માર્ચ અંક તથા ‘નવચેતન’નો એપ્રિલ અંક અનુક્રમે નવલિકા અને વાર્તા અંક હોઇ વાર્તારસિકોએ વાંચવા જેવા છે.



# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪૪

| વર્ગ | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | [illegible] | પ્રકાશકનું નામ તથા સ્થળ |
|---|---|---|---|---|---|---|---|---|
| ग | શ્રી શિક્ષણ યાને પતીપત્ની ભા. ૧-૨ | પટેલ, પરભુલાલ લલ્લુભાઇ | ૧- ૦-૦ | ૧૬° | ૧૯૩૬ | ૯૬+૮૮ | કાગદી | કર્તા, ખંભાત |
| ज | શ્રી પુરુષોત્તમ માસની કથા | પંડ્યા, ચુનીલાલ ગોવિંદરામ | ૦-૧૩-૦ | ૧૨° | ૧૯૩૬ | ૧૫૧ | કાપડ | પંડ્યા, ધાર્મીકલાલ ચુનીલાલ વ્યાસજી, સુલતાનપુરા, વડો. |
| ज | શ્રી સત્યનારાયણ કથા | " | ૦- ૮-૦ | ૧૬° | " | ૩૯+૪૧ | કાગદી | સદર |
| ज | સત્યસ્વરૂપ હરીશ્ચન્દ્ર | " | ૦- ૫-૦ | ૧૬° | ૧૯૨૫ | ૫૬ | " | " |
| ज | મુરલી ચરિત્ર | " | ૦- ૫-૦ | ૧૬° | ૧૯૨૪ | ૩૬ | " | " |
| ज | શ્રી ગીતાગાન | પરીખ, પુરુષોત્તમ ભાણજી | ૦-૧૦-૦ | ૧૬° | ૧૯૩૬ | ૨૦૯ | " | ગોરધનદાસ અમીચંદ મણીયાર, ભાવનગર |
| ट | સ્વર્ગની સીડી યાને સમાજસેવા | પટેલ, પરભુલાલ લલ્લુભાઇ | ૦- ૪-૦ | ૧૬° | ૧૯૩૫ | ૫૦ | " | કર્તા, ખંભાત |
| ण | વ્યાપારની ચાવી યાને બુદ્ધિપ્રકાશ | " | ૩- ૮-૦ | ૧૨° | " | ૩૯૯ | કાપડ | કર્તા, નવાપુરા (ખાનદેશ) |
| ण | વ્યાપારની ચાવી યાને બુદ્ધિપ્રકાશનો પેટા ભાગ ૧લો | " | ૦-૧૨-૦ | ૧૬° | ૧૯૩૬ | ૯૬ | કાગદી | કર્તા, ખંભાત |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ण | વાયદાનો વેપાર | પટેલ, પરભુલાલ લલ્લુભાઈ | ૧– ૦–૦ | ૧૬° | ૧૯૩૫ | ૬૯ | કાગદી | કર્તા, ખંભાત |
| भ | રસીલી વાણી | ઓઝા, લલ્લુભાઈ બાપુરામ | ૧– ૦–૦ | ૧૨° | ૧૯૨૧ | ૧૧૧ | પુઠું | પંડ્યા, ચુનીલાલ ગોવિંદરામ વ્યાસજી સુલતાનપુરા, વડો. |
| भ | જીવન્ત પ્રકાશ | પટેલ, ગોવિંદ છ. | ૧– ૦–૦ | ૧૬° | ૧૯૩૬ | ૧૩૮ | ,, | ગોરધનભાઈ કિશોરભાઈ પટેલ અલકાપુરી, વડોદરા |
| र | કરીમ મહમદનાં કાવ્યો અને લેખો | માસ્તર, કરીમ મહમૈદ | ૨– ૦–૦ | ૧૬° | ૧૯૩૬ | ૨૧૬ | કાપડી | કર્તા, જુનાગઢ |
| र | ગુજરાતી સાહિત્ય એનું મનન અને વિવેચન | શુકલ, રામચંદ્ર દામોદર | ૨– ૦–૦ | ૧૨° | ૧૯૩૬ | ૩૦૮ | પુઠું | કર્તા, દાહોદ |
| य | વલ્લરી | શાહેરાવાળા, ઇન્દુકુમાર શંકરલાલ | ૨– ૦–૦ | ૧૬° | ૧૯૩૬ | ૪૨૩ | ,, | ગુજરાતી પંચ, અમદાવાદ |

મધ્યવર્તી પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૮–૩–૩૭.

ન. લ. દિક્ષીત
અ. દ્રા. લા. સુપ્રિ.

નાનાભાઈ ચં. દીવાનજી
આ. મદદનીશ વ્યવસ્થાપક.

પુસ્તકાલય ખાતું                                        સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના નં. ૩૮૬ સને ૧૯૩૬–૩૭

## વિષય :—

### પુસ્તકોને ચીઠીઓ ચોઢવા બાબત.

અમારી ફેરણીમાં એમ માલમ પડે છે કે સાર્વજનિક ગ્રામ પુસ્તકાલયોનાં પુસ્તકોની અંદર છેવટના ભાગમાં તારીખોની પટીઓ ચોઢેલી હોતી નથી; તેમજ પુસ્તકની શરૂઆતના પૃષ્ઠની અંદર પોતાના પુસ્તકાલયની તકતી ચોઢેલી હોતી નથી, અને પુસ્તકની બહારની બાજુએ નંબર લખવા સારૂ ચીઠીઓ ચોઢેલી હોતી નથી. માટે આયંદેથી જે તે ગ્રામ-પુસ્તકાલયે ઉપર લખ્યા પ્રમાણે ચીઠીઓ ચોઢવાનો વહીવટ રાખવો. સદર ચીઠીઓ, પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાંથી જૂજ કિંમતે વેચાતી મળી શકે છે તો કંટીંજન્ટમાંથી ખર્ચ કરી મંગાવવા તજવીજ કરવી.

વડોદરા, }
તા. ૭–૪–૩૭. }

ના. ચં. દીવાનજી.
અ. મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૩૮૭ સને ૧૯૩૬–૩૭

## વિષય :—

### માસિકની ફાઈલો બંધાવવા બાબત.

અમારી ફેરણીમાં અમને જણાયું છે કે ગ્રામપુસ્તકાલયોમાં ઉપયોગી માસિકોની ફાઇલો બંધાવાતી નથી. ગ્રામજીવનને ઉપયોગી માસિકો બંધાવી વંચાવવાની ખાસ જરૂર છે. માટે આથી જણાવવામાં આવે છે કે નીચે જણાવેલાં પૈકી જે જે માસિકો જે જે ગ્રામપુસ્તકાલયમાં આવતાં હોય તેમણે તે તે માસિકો બજેટની હદમાં રહી, પુસ્તકો તેટલાં પુરતાં ઓછાં ખરીદ કરીને પણ, માસિકો બંધાવવા વ્યવસ્થા કરવી.

### બંધાવવા જેવાં માસિકોની યાદી.

ખેતીવાડી, ગ્રામજીવન
પુસ્તકાલય વૈદ્યકલ્પતરૂ
બાલજીવન }
બાળક } પૈકી જે આવતું હોય તે.
બાલમિત્ર }

વડોદરા, }
તા. ૭–૪–૩૭. }

ના. ચં. દીવાનજી.
અ. મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૩૮૮ સને ૧૯૩૬–૩૭

## વિષય :—

### નવાં મકાનોના ફોટા મોકલવા બાબત.

આથી જણાવવામાં આવે છે કે હાલમાં ઘણાં નવાં ગ્રામપુસ્તકાલયો બંધાયાં છે. જેમના ફોટાની નકલ અત્રે આવેલ નથી. માટે આ સૂચના પ્રસિદ્ધ થયેથી છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં જે મકાનો બંધાયાં હોય તે પુસ્તકાલયોના મંત્રીઓએ પોતાના ગ્રામપુસ્તકાલયના ફોટાની એક એક નકલ મઢાવ્યા સિવાય અત્રે મોકલી આપવી.

વડોદરા, }
તા. ૭–૪–૩૭. }

ના. ચં. દીવાનજી.
અ. મદદ. વ્યવસ્થાપક.



# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાઇટીની વડોદરા શાખા તરફથી
પ્રસિદ્ધ થતું ત્રિમાસિક

તંત્રી : રાજરત્ન ડૉ. ધનજીશા હો. મહેતા સી. આઇ. ઇ.

| | | |
|---|---|---|
| અંક ૪૧ મો. વર્ષ ૧૦ | વડોદરા. | એપ્રિલ ૧૯૩૭ |

## તંદુરસ્તી કેમ જાળવશો ?



આરોગ્યમય માણસને પોતાની ચંચળતામાં સહેલાઇ અને મનમાં સંતોષ હોય છે. પોતાનું શરીર સારૂં છે એવી સાધારણ માન્યતામાં હોય છે, તે મહેનત કરવાની ચિંતામાંથી મૂક્ત આજુબાજુનાં દબાણ હોવાની ચિંતામાંથી મૂકત, પોતાના કામથી ઘેર જવાની ચિંતામાંથી મૂક્ત અને પોતાને કબજે ન રહે તેવા પોતાના સ્વભાવ અને મિજાજમાંથી પણ મૂકત હોય છે. તેથી દરેક માણસને તંદુરસ્ત રહેવાનો સરળ ઉપાય એ છે કે તેને દરેક ચિંતામાંથી મૂકત રહેવું.

વાર્ષિક લવાજમ,
રૂ. ૧ (ટપાલ ખર્ચ સાથે)

વ્યવહારીક રીતે ઉપયોગી થઇ પડે એવી બાબતો.

૧. કુતરૂં ખીજવવાને લીધે કરડયું કે વગર ખીજવવે પોતાની મેળે જ કરડયું તે બાબત નક્કી કરવી; કારણ તે ઘણી અગત્યની છે.

૨. જો કોઇ જંગલી જનાવર અગર રખડતું કુતરૂં કરડી નાસી જાય તો અને ખાસ કરી તેને દશ દિવસ સુધી બાંધી રાખવાનો અગર તેનું ભેજું તપાસવા માટે મોકલવાનો કાંઇ સંજોગજ ન હોય તો તે હડકાયલું જ હતું એમ માની લેવું યોગ્ય થશે.

૩. જો કોનું કુતરૂં હતું તે જણાયું હોય તો તેના માલિક સાથે બજીદ થઇ તેને બંધાવી રાખવું કે તેથી દાક્તર તેને તપાસી શકે અને બીજાને બાચકું ભરાતું અટકાવી શકાય.

૪. જો કરડનાર કુતરૂં અગર બીજું જનાવર દેખીતી રીતે હડકાયલું હોય તો તેને બનતા લગી માથામાં ન લાગે એવી સાવચેતીથી ગોળીથી મારી નાખવું કારણ કે તે ખરેખર હડકાયલું હતું કે નહીં તે પાછળથી ભેજાની તપાસ કરી નક્કી કરી શકાય.

ઉપલી ચાર બાબતો ઉપર ધ્યાન આપવાથી તમે દાક્તર આવે ત્યારે તેને, દર્દીને પાસ્ચ્યુરની રસી આપવાની જરૂર છે કે નહીં તે નક્કી કરવામાં, મદદગાર થઈ શકો છો.

જોકે ઘણી વેળા હડખું નિપજવાનો ભય બહુ જુજ જણાય તોપણ ઘણાખરા દાક્તરો, પાસ્ચ્યુરની રસી આપવાની ભલામણ કરશે જ. માટે તેમની સલાહ મુજબ અમલ કરવામાં દરેક મદદ આપવી જોઇએ.

હિંદુસ્તાનની સરકારે હવે એવો બંદોબસ્ત કર્યો છે કે એ રસી આખા દેશમાં ગમે ત્યાં મળી શકે. પાસ્ચ્યુરની રસી બનાવવાનાં કારખાનાં હવે ઘણે ઠેકાણે સ્થપાયાં છે એટલું જ નહીં, પણ ઘણીખરી શહેરની (સીવીલ) તેમજ લશ્કરી હોસ્પીટલોમાં હવે એ રસી રાખવામાં આવે છે, અને ખાનગી દાક્તરો પણ તે મૂકી શકે એમ છે.

એકાદ વેળા વળી એવું પણ બને છે કે એકાદ પાળેલા અગર કિમતી કુતરાને કોઈ શકમંદ હડકાયલા જાનવરે કરડયું હોય છે. એવે પ્રસંગે ઉપર કહેલો જખમ બાળી નાખવાનો ઇલાજ લેવો જોઇએ. માત્ર તે કુતરાના માલિકે તેની સારવાર કરતી વખતે હાથ ઉપર જાડાં ચામડાનાં મોજાં પહેરવાં જોઇએ, કારણકે કુતરાને પડેલા જખમમાં જ નહીં પણ તેના બાલ ઉપર પણ કેટલીક વાર બહુ ચેપી લાળ પડેલી હોય છેજ. કરડેલા કુતરાના માલિકે તેની સારવારની બાબતમાં કોઇ પણ જનાવરોના દાક્તર (વેટરીનરી સર્જન)ની સલાહ હમેશાં લેવી જ જોઇએ.

કુતરાને હડખું થતું અટકાવવાની રસી પણ મળી શકે એમ છે.

# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું
ત્રિમાસિક

| અંક ૪૧ મો. | વડોદરા. | એપ્રિલ |
|---|---|---|
| વર્ષ ૧૦ | | ૧૯૩૭ |

## પ્રાથમિક મદદનો હિંદી વધારો

[ અનુસંધાન જાન્યુઆરીના અંકથી ચાલુ ]

જો નરી કાર્બોલીક ઍસીડ ન મળી આવે તો ઉપરછલા જખમને એકાદ લાલચોળ તપાવેલા ચિપિયા વડે બાળી નાખવો અને ઉંડા જખમ હોય તો એકાદ ગુંથવાના સોયાને લાલચોળ કરી તે વડે ઠેઠ અંદર સુધી બાળી નાખવું.

આવે પ્રસંગે કેટલાક પોટૅશ પર્મેન્ગેનેટના દાણા અગર તેનું ખુબ ઘટ બનાવેલું લોશન પણ લગાવી શકાય. એ શિવાય કૉસ્ટીક ( સીલ્વર નાઇટ્રેટ )ની સળી અગર જલ્દ સુરાખારનો તેજાબ ( સ્ટ્રૉંગ નાઇટ્રીક ઍસીડ ) લગાવવાની પણ ભલામણ કરવામાં આવે છે.

બધાં જનાવરોનાં બાચકાં ઉપર આ જ ઇલાજો કરવા જોઇએ કે તેથી હડખું થતું અથવા જખમ ઝેરી (સેપ્ટીક) થતો અટકાવી શકાય.

જો ઉપલી સુચનાઓનો તાકીદે તેમજ સંભાળથી અમલ કરવામાં આવે તો હડખું લાગવાનું જોખમ ઘણે દરજ્જે ઓછું થઇ જાય છે એમ માનવાને મોતેબર કારણો છે.

એટલું કરવાની સાથે સાથે કયા સંજોગોમાં બાચકું ભરવામાં આવ્યું તે વિષે બની શકતી બધી માહિતી મેળવવી જોઇએ.

**વ્યવહારીક રીતે ઉપયોગી થઇ પડે એવી બાબતો.**

૧. કુતરૂં ખીજવવાને લીધે કરડયું કે વગર ખીજવવે પોતાની મેળે જ કરડયું તે બાબત નક્કી કરવી; કારણ તે ઘણી અગત્યની છે.

૨. જો કોઇ જંગલી જનાવર અગર રખડતું કુતરૂં કરડી નાસી જાય તો અને ખાસ કરી તેને દશ દિવસ સુધી બાંધી રાખવાનો અગર તેનું ભેજું તપાસવા માટે મોકલવાનો કાંઇ સંજોગજ ન હોય તો તે હડકાયલું જ હતું એમ માની લેવું યોગ્ય થશે.

૩. જો કોનું કુતરૂં હતું તે જણાયું હોય તો તેના માલિક સાથે બજીદ થઇ તેને બંધાવી રાખવું કે તેથી દાક્તર તેને તપાસી શકે અને બીજાને બાચકું ભરાતું અટકાવી શકાય.

૪. જો કરડનાર કુતરૂં અગર બીજું જનાવર દેખીતી રીતે હડકાયલું હોય તો તેને બનતા લગી માથામાં ન લાગે એવી સાવચેતીથી ગોળીથી મારી નાખવું કારણ કે તે ખરેખર હડકાયલું હતું કે નહીં તે પાછળથી ભેજાની તપાસ કરી નક્કી કરી શકાય.

ઉપલી ચાર બાબતો ઉપર ધ્યાન આપવાથી તમે દાકતર આવે ત્યારે તેને, દર્દીને પાસ્ચ્યુરની રસી આપવાની જરૂર છે કે નહીં તે નક્કી કરવામાં, મદદગાર થઈ શકો છો.

જોકે ઘણી વેળા હડખું નિપજવાનો ભય બહુ જુજ જણાય તોપણ ઘણાખરા દાકતરો, પાસ્ચ્યુરની રસી આપવાની ભલામણ કરશે જ. માટે તેમની સલાહ મુજબ અમલ કરવામાં દરેક મદદ આપવી જોઇએ.

હિંદુસ્તાનની સરકારે હવે એવો બંદોબસ્ત કર્યો છે કે એ રસી આખા દેશમાં ગમે ત્યાં મળી શકે. પાસ્ચ્યુરની રસી બનાવવાનાં કારખાનાં હવે ઘણે ઠેકાણે સ્થપાયાં છે એટલું જ નહીં, પણ ઘણીખરી શહેરની (સીવીલ) તેમજ લશ્કરી હોસ્પીટલોમાં હવે એ રસી રાખવામાં આવે છે, અને ખાનગી દાકતરો પણ તે મૂકી શકે એમ છે.

એકાદ વેળા વળી એવું પણ બને છે કે એકાદ પાળેલા અગર કિમતી કુતરાને કોઈ શકમંદ હડકાયલા જાનવરે કરડયું હોય છે. એવે પ્રસંગે ઉપર કહેલો જખમ બાળી નાખવાનો ઇલાજ લેવો જોઇએ. માત્ર તે કુતરાના માલિકે તેની સારવાર કરતી વખતે હાથ ઉપર જાડાં ચામડાનાં મોજાં પહેરવાં જોઇએ, કારણકે કુતરાને પડેલા જખમમાં જ નહીં પણ તેના બાલ ઉપર પણ કેટલોક વાર બહુ ચેપી લાળ પડેલી હોય છેજ. કરડેલા કુતરાના માલિકે તેની સારવારની બાબતમાં કોઇ પણ જનાવરોના દાકતર (વેટરીનરી સર્જન)ની સલાહ હમેશાં લેવી જ જોઇએ.

કુતરાને હડખું થતું અટકાવવાની રસી પણ મળી શકે એમ છે.

પ્રકરણ ત્રીજું

## આ દેશના સાપો અને તેમનો ડંશ

પહેલી તપાસ. પેટની


આકૃતિ ૧લી

આ. ૧: બિન ઝેરી (ઝેર વિનાના). નાનાં અથવા મોટાં ભીંગડાં ( સ્કેલ્સ ) હોય. તોપણ તે પીઠ, બેઉ પડખાં અને પેટ ઉપર એકસરખાં હોય છે.

સદર


આકૃતિ ૨જી

આ. ૨. બિન ઝેરી. પેટ ઉપર નાનાં ભીંગડાં તેમજ આડાં કોટલાં ( શીલ્ડઝ ) હોય છે પરંતુ તે કોટલાં ફક્ત પેટને વચલે ભાગે હોઈ તેની બન્ને બાજુએ નાનાં ભીંગડાં હોય છે.

સદર


આકૃતિ ૩જી

આ. ૩. ઝેરી ? મોટાં આડાં કોટલાં* આખાં પેટ ઉપર એક બાજુથી બીજી બાજુ સુધી, છેક પૂછડીના ભાગ સુધી લંબાયલાં હોય છે.

બીજી તપાસ. માથાના ઉપલા ભાગની


આકૃતિ ૪થી

આ. ૪. ઝેરી. માથાના તાળકાનો ભાગ તીરની ટોચના આકારનો હોઇ તે બાકીના શરીરના ભાગ કરતાં પહોળો હોય છે. માથા તથા શરીરની વચ્ચેનો ગરદનનો ભાગ સાંકડો હોય છે. માથાં ઉપર ટીલી જેવાં નાનાં નાનાં ભીંગડાં હોય છે. કેટલાક, માથા ઉપર ખાડાવાળા કામળિયા સાપ ( પીટ વાઇપર્સ ) શિવાયના બાકીના બધા કામળિયા ( ઘોણસ ) સાપોમાં આ નિશાનીઓ દેખાય છે.


આકૃતિ ૫મી

આ. ૫. ઝેરી. માથાનો ઉપલો ભાગ અંડાકાર (ઈંડાના આકાર)નો હોઇ બાકીના શરીરના ભાગ કરતાં નાનો હોય છે. માથું અને શરીરને જોડનારી ગરદન ખુલ્લી ( જૂદી ) દેખાતી નથી પણ બેઉ એકબીજાની સાથે ઘટમદાર વાંકથી જોડાઇ ગયલાં ( સ્ટ્રીમ લાઇન્ડ ) હોય છે અને માથા ઉપર મોટાં કોટલાં હોય છે. જો ગરદનને બદલે પહોળી ફેણ જણાય તો તે નાગ (કોબ્રા) છે એમ સમજવું. ઘણાખરા નાગની ફેણ ઉપર ચશ્મા જેવી આકૃતિ હોય છે. માત્ર નાગરાજ અથવા ફણીરાજ (કીંગ કોબ્રા)ને તે હોતી નથી.

---

* કર્નલ ખં. ગ. ધારપૂરેનું આ બાબત એવું મત છે કે આવી રીતે પેટ ઉપર મોટાં કોટલાં હોય તો સાપ ઝેરી હોય પરંતુ તે ઝેરી હોવો જ જોઇએ એમ નથી. માત્ર આટલું નક્કી છે કે એવાં પહોળાં કોટલાં વગરના સાપો બિન ઝેરીજ હોય છે.

સદર



આકૃતિ ૬ઠી

આ. ૬. ઝેરી. આ. ૫. પ્રમાણે જ. માત્ર પડોળી ફેણ હોતી નથી.

ત્રીજી તપાસ. ચહેરાની બાજુની



આકૃતિ ૭મી

આ. ૭. ઝેરી. ચહેરાની બાજુએ ઉપર મોટાં કોટલાં હોય છે. નાકનું ટીચકું જરાક ઉંચકાયલું હોય નસ્કોરાં અને આંખની વચ્ચે સારી રીતે દેખાઇ આવે એવો ખાડો હોય છે. આવી નિશાનીવાળો સાપ ખાડાવાળો કામળિયો (પીટ વ ઇપર) છે એમ સમજવું.

સદર



આકૃતિ ૮મી

આ. ૮. ઝેરી. આ. ૭ની સાથે સરખાવી જુઓ તો જણાશે કે માથાં તથા શરીરનો ભાગ એકબીજા સાથે ઘટમદાર વાંકથી જોડાઇ ગયલા હોય છે અને નસ્કોરા તથા આંખ વચ્ચે ખાડો હોતો નથી. આવો સાપ બહુ કરી મણીઆર અથવા કાળોતરો (કાઇત) છે એમ સમજવું.

ચોથી તપાસ. પીઠની



આકૃતિ ૯મી

આ. ૯. ઝેરી. પીઠ ઉપર વચ્ચોવચ્ચ મોટાં કોટલાંની હાર હોય છે. આવી હારની સાથે સાથે આ. ૮માં વર્ણવેલી નિશાનીઓ હોય તો તે સાપ મણીઆર (કાઇત) કાળોતરો છે એમ સમજવું.

## સાપો અને સર્પડંશ

પ્રાથમિક મદદનું કામ કરનારાઓને સાપો સંબંધી એક કેળવાયલા સિદ્ધ પદાર્થવિજ્ઞાનીના જેટલી બારિક માહિતી હોવાની ખાસ જરૂર નથી. એમ છતાં આટલું તો અગત્યનું છે કે સાપ ઝેરી છે કે નહીં તે ઓળખી કાઢતાં તેને આવડવું જોઇએ, અને વધારામાં તેને ઝેરી સાપો બદલ સામાન્ય માહિતી તો હોવી જ જોઇએ.

ઉપર જણાવેલી રીતી પ્રમાણે પદ્ધતસર તપાસણી હમેશાં કરવી, એટલે અનુક્રમે પ્રથમ પેટ ઉપરના, પછી માથાના ઉપલા ભાગ (તાલકા)ના, પછી ચહેરાની બાજુના અને છેવટે પીઠનાં ભીંગડાં તથા કોટલાં વિગેરે તપાસ્યા પછી જ તેના રંગ તથા શરીર ઉપરનાં ટીપકાં (ચાકાં) વિગેરે ઉપર ધ્યાન આપવું. આમ પદ્ધતસર કામ લેવાની શું અગત્ય છે તે હવે પછી સમજાશે.

પહેલી તપાસ પેટ:—

જો પેટ ઉપરના ભીંગડાં આ. ૧ કે ૨ પ્રમાણે હોય તો તે સાપ ઝેરી નથી જ એમ એકદમ જણાવી દેવું, અને વધારે તપાસ કરવી જ નહીં, એટલે આસપાસનાઓની ફિકર એકદમ મટી જશે. એમ છતાં જો આ. ૩માં બતાવ્યા પ્રમાણેના આકારના અને વર્ણનનાં ભીંગડાં હોય તો પછી વખતે સાપ ઝેરી હોય એ લક્ષમાં રાખવું જોઇએ.

બીજી તપાસ શરૂ કરતાં પહેલાં આ વાત યાદ રાખવી ઠીક થશે કે આ દેશમાં ઝેરી સાપો એકંદરે છ હોય છે, અને તે બે મુખ્ય કુળોમાં વહેંચાયલા છે:- (૧) વાઇપરાઇન–ગોળ ચાઠાંવાળા ( मंडली ) સાપો, અને (૨) કૉલુબ્રાઇન–માથા ઉપર મોટાં કોટલાંવાળા ( महाशल्कशीर्ष ) સાપો. આ બંને કુળોમાં ત્રણ ત્રણ સાપો સાથે આપણને કામ લેવાનું છે.

વાઈપરાઈન કુળમાં ત્રણ જાત હોય છે:—૧. કામળિયો ( ખડચીતળો, ચંતરંગ અથવા કાનદુર ) સાપ ( રસેલ્સ વાઈપર=मंडली ) ૨. ખાડાવાળા કામળિયા સાપો ( પીટ વાઇપર્સ सरंध्र मंडली ) અને ૩. ફૂરડચું ( फुरसा-એકીસ કૅરીનેટા ).

કૉલુબ્રાઈન કુળમાં પણ ત્રણ જાત હોય છે:—૧. નાગ ( કોબ્રા અથવા કૉમન કોબ્રા ) ૨. નાગરાજ અથવા ફણીરાજ ( કીંગ કોબ્રા ), અને ૩. મણીઆર અથવા કાળોતરો (ક્રાઇત).

બીજી તપાસ. માથાનો ઉપલો ભાગ:—

આ તપાસ ઉપરથી બેઉ કુળોની ખાસિયતો જણાઇ આવે છે.

આ. ૪ અને તેની સાથે આપેલું વર્ણન, ખાડાવાળા કામળિયા સાપો સિવાયના બાકીના ત્રણે કામળિયા જાતના ( વાઇપર્સ ) સાપોને લાગુ પડે છે.

આ. ૫ અને તેની સાથે આપેલાં વર્ણન ઉપરથી બન્ને જાતના નાગ ઓળખી શકાય છે, અને,

આ. ૬ ઉપરથી સાપ મણીઆર અથવા કાળોતરો (ક્રાઇત) હોવાનો મજબૂત શક ઉભો થાય છે.

બીજી તપાસ પૂરી કરતાંની સાથે ત્રણમાંના બે કામળિયા સાપો અને બન્ને નાગની ઓળખ આપણને પડી જાય છે. પરિણામે ફક્ત બાકીનો એક કામળિયો સાપ અને કૉલુબ્રાઈન કુળનો ત્રીજો સાપ, એ બેજ ઓળખવાના રહે છે, અને તે બન્ને ત્રીજી તપાસ ઉપરથી પરખાઇ આવે છે.

ત્રીજી તપાસ. ચહેરાની બાજુ:—

આ. ૭મી અને તેને જોડેલાં વર્ણન ઉપરથી બાકી રહેલો–ખાડાવાળો કામળિયો સાપ–ઓળખાઈ આવે છે. વાઇપરાઇન કુળના બીજા સાપો અને આ સાપ વચ્ચે મુખ્ય ફરક એજ છે કે આના માથા ઉપર તેમજ ચહેરાની બાજુ ઉપર નાનાં ભીંગ-

ડાંને બદલે મોટાં કૉટલાં હોય છે, એનું નાકનું ટીચકું જરાક ઉંચકાયલું હોય છે અને આંખ તથા નસ્કોરા વચ્ચે ઉંડો ખાડો હોય છે. આ ત્રણે નિશાનીઓ એક સામટી ફક્ત આજ સાપમાં જણાય છે.

આ. ૮માં ચહેરાની બાજુએ મોટાં ભીંગડાં હોઇ, તે બાજુ ગોળ હોઇ, માથા અને શરીરનો ભાગ ઘટમદાર વાંકથી એક બીજા સાથે જોડાઇ ગયેલો હોય તો, તે સાપ મણીઆર જ છે એમ આ. ૬ ઉપરથી ઉત્પન્ન થયલા શકને મજબૂતી મળે છે.

ઉપર કહેલી બાબતો ઉપરથી સારાંશ એજ નીકળે કે બાકી રહેલો કૉલુબ્રાઇન કુળનો સાપ મણીઆર જ હોવો જોઇએ ( કારણ કે ત્રણે વાઇપરાઇન કુળના સાપો અને બેઉ નાગોને આપણે ઓળખી ચુક્યા, ) છતાં પણ છેવટની ખાત્રી કરવા માટે એક ચોથી તપાસની જરૂર છે.

ચોથી તપાસ. પીઠ:—

આ. ૯ અને તેની સાથે આપેલાં વર્ણનમાં પીઠની વચ્ચોવચ્ચ મોટાં કૉટલાંની ઉભી હાર જણાવી છે તે હોય તો, તેની સાથે આગળ જણાવેલી ખાસિયતોનો ઉમેરો કરતાં સાપ ખરેખર મણીઆર જ છે એવી ખાત્રી થાય છે. કેટલાક નિષ્ણાતો આ ચાર તપાસ ઉપરથી સંતોષ નહીં માનતાં, સાપના ઉપલા તથા નીચલા હોઠ ઉપર આવેલાં ભીંગડાંની પાંચમી તપાસ જરૂરની છે એમ જણાવે છે, પરંતુ,

પ્રાથમિક મદદની બાબતમાં તો, જો કોઇને આ. ૩, ૬, ૮, અને ૯માં જણાવેલી નિશાનીઓ સાથનો સાપ કરડયો હોય તો તે મણીઆર જ છે એમ માની લઇ, પ્રયોગશાળાને લાયકની બીજી તપાસ માટે રાહ ન જોતાં એજ સાપ બદલના તાત્કાળિક ઉપાય લેવા વધારે યોગ્ય છે.

ઝેરી સાપો બદલની ઉપર જણાવેલી ઝડપી તપાસોનું અવલોકન કરતાં એમજ જણાઇ આવશે કે પહેલી તપાસ બધા બિનઝેરી સાપોને એક બાજુ મૂકી દેવા માટે પુરતી છે. બે તપાસ ઉપરથી બેઉ નાગ અને ત્રણ પૈકી બે કામળિયા સાપો ઓળખાઈ આવે છે. ખાડાવાળા કામળિયા સાપને ઓળખવા માટે ત્રણ તપાસોની જરૂર પડે છે અને મણીયાર સાપને પારખવા માટે ચારે તપાસ અગત્યની છે. બીજા બોલોમાં કહીએ તો છએ ઝેરી સાપોમાં મણીઆરને પારખી કાઢવો સૌથી મુશ્કેલ છે.

ઉપર વર્ણવેલી તપાસની "કુચી" અને તે વાપરવાની રીત પુખ્ત રીતે જાણી લીધા પછી હવે આ દેશમાં મળી આવતા જમીન ઉપર રહેતા ઝેરી સાપો પૈકી દરેકનું ટુંકું સામાન્ય વર્ણન કરવું ઠીક થશે.

( ક ) ગોળ ચાઠાંવાળા ( વાઇપરીન કુળના મંડળી ) સાપો ઘણું કરી ટુંકા હોય છે. તેઓ બધા જ ઝેરી હોય છે અને તેમના ઝેરી દાંત ( ફેંન્ગ ) પોકળ ( નળી જેવા ) હોય છે.

૧. કામળિયો ( ખડચીતળો-ચતરંગ=રસલ્સ વાઈપર અથવા 'ડબોયા' ) આખા દેશમાં મળી આવે છે. બધા ગોળ ચાઠાંવાળા સાપોમાં એ સૌથી લાંબો અને સૌથી વધારે ઝેરી હોય છે. તે લંબાઈમાં એકથી પાંચ ફુટનો હોય છે. તે રતાશવાળા ભૂરા રંગનો હોઈ તેની પીઠ ઉપર તેમજ બેઉ પડખે કોપરાંપાકના કકડાના ( ડાયમંડ ) આકારનાં ચાઠાં હોઈ તે ચાઠાંની કિનારી સફેદ રંગની હોય છે.

૨. ફોડચું. ફુરસા=( એકીસ કૅરીનેટા ) આ દેશના ઘણા ભાગોમાં મળી આવે છે. અને કેટલાક ભાગોમાં ઘણી સંખ્યામાં મળે છે. તે ભાગ્યેજ બે ફુટ કરતાં વધારે લાંબું હોય છે અને કામળિયા સાપ કરતાં ઓછું ઝેરી હોય છે. તેનું માથું તીરના આકારનું હોઈ તે ઉપર પક્ષિના પગલાંના આકારનો સફેદ ડાઘ હોય છે અને તે ડાઘની કોર કાળી હોય છે.

૩. ખાડાવાળા કામળિયા સાપ ( ઍન્સીસ્ટ્રૉડૉન ) ને આંખ અને નસ્કોરાં વચ્ચે ખાડો હોવાથી તેને ઈંગ્રેજીમાં "પીટ વાઈપર" એવું નામ આપ્યું છે, અને તે લંકા ( સીલોન ) તથા દક્ષિણ હિંદુસ્તાનના પહાડી પ્રદેશમાં ઝાડ ઉપર વસતો મળી આવે છે. તે વખતે ત્રણ ફુટ જેવડો લાંબો હોય છે, બહુ ભયંકર દેખાતો નથી અને ભાગ્યે જ મોત નિપજાવે છે.

(ખ) માથા ઉપર મોટાં કોટલાંવાળા ( કૉલુબ્રાઈનિ કુળના ) સાપ બહુ કરી મોટા હોઈ, બહુ ઝેરી હોય છે અને તેમના ઝેરી દાંત ખાંચાવાળા હોય છે, છેદવાળા હોતા નથી.

૧. નાગ ( કૉમન કોબ્રા ) આખા દેશમાં તેમજ હિમાલય પર્વતમાં પણ મળી આવે છે. તેનું શરીર લાંબુ તથા ગોળ હોઈ, છ ફુટ સુધી લંબાઇમાં હોય છે અને તેને ફેણ હોઇ તેમાંની ઘણીખરી ઉપર ચશ્માના આકારની આકૃતિ હોય છે.

૨. નાગરાજ-ફણીરાજ ( કીંગ કોબ્રા ) "હમદ્રીઆદ" બંગાલના નીચલા ભાગમાં, આસામ તેમજ બ્રહ્મદેશમાં મળી આવે છે. તે કોઇકોઇવાર પંદર ફુટ લાંબો હોય છે અને તે તેમજ સાદો નાગ, એ બન્ને આ દેશમાં સૌથી ઝેરી સાપ છે.

૩. મણીઆર-કાળોતરો * ( ક્રાઇત અથવા "બન્ગારસ" ) પણ આખા દેશમાં મળી આવે છે. તેની બે જાત હોય છે, અને તે બેઉ બહુ ઝેરી હોય છે. એક સાદો મણીઆર આશરે ચાર ફુટ સુધી લાંબો તથા કાળો હોઈ તેની પીઠ ઉપર સફેદ આરકાં જેવા આડા પટા હોય છે, અને તે સફેદ આરકાં પૂછડીના ભાગ-તરફ વધારે ખુલ્લાં દેખાઈ આવે છે. બીજી જાત પટા. ત

* મદરીવર્ગ એને ક્વચિત "કૉડીએ" કહે છે.

બીજાઓનું મરણ નિપજાવવા માટે ઝેર તરીકે સોમલનો ઉપયોગ વધારે કરવામાં આવે છે, પરંતુ આત્મહત્યા કરવા માટે અફીણ વધારે માનીતું અને જાણીતું છે.

"અકસ્માતમાં પ્રાથમિક મદદ" નામના પુસ્તકમાં અફીણના ઝેર વિષે પૂરતી હકીકત આપી છે જ.

## સોમલ (આર્સેનીક) નું ઝેર

જમીનમાંથી ખોદી કાઢેલું સોમલ, સફેદ માટીના વાસણના જેવા રંગનું ગાંગડાવાળું હોય છે, અને આખા દેશમાં, બજારમાં વેચાતું મળે છે. તે ઇરાની અખાતના મુલકમાંથી આયાત કરવામાં આવે છે, અને ચામડું કેળવવા માટે, લાકડું ખઈ (સડી) જતું અટકાવવા માટે, ઉંદર વિગેરે નાનાં જાનવરો (જીવજંતુઓ) ને મારી નાખવા માટે તથા દવા તરીકે વપરાય છે. તેનો ભૂકો, કાંઇપણ સ્વાદ વિનાનો હોવાથી, સહેલાઈથી મિઠાઇમાં અથવા બીજા ખોરાકમાં ભેળી આપવામાં આવે છે. બહુ નાના પ્રમાણમાં આપવાથી મોત નિપજી શકે એમ હોવાથી આ દેશમાં એક ઝેર તરીકે તેનો સૌથી વધારે ઉપયોગ થાય છે.

**નિશાનીઓ:**—બહુ મજબૂત પ્રકારના દાહક ઝેરના જેવી નિશાનીઓ દેખાય છે, અને તે, ઝેર લેવાયા પછી સુમારે અડધે કલાકે કે એક કલાકે પ્રગટી નીકળે છે.

હોજરીમાં બળત્રા સાથનો દુખાવો થઈ ઉલટી અને લોહી મિશ્રિત ઝાડા થાય છે. ત્યાર પછી સ્નાયુઓમાં લાગણી મંદ થઈ આંકડી આવે છે. બહુ મોટા પ્રમાણમાં આપ્યું હોય તો શીત અને શરીરના ધક્કાની નિશાનીઓ થઈ, બેશુદ્ધિ આવી મોત નિપજે છે.

**ઉપચાર:**—ઝેરની સારવારના સામાન્ય નિયમો મુજબ કામ લેવું. ઉલટીની દવા આપી પછી ઇંડાની સફેદી અથવા ગરમ કરેલું ઘી પાવું.

ઝેરની અસર બહુ જોરમાં હોય તો શરીરના ધક્કાનો ઇલાજ કરવા, એટલે ગરમ પાણીની બાટલીઓ બગલમાં તેમજ કાતરા વચ્ચે મૂકી ગરમી લાવનારાં પીણાં આપવાં.

## ધંતુરાનું ઝેર

આ દેશમાં સાધારણ રીતે વપરાતાં ઝેરોમાં ધંતુરાનું ઝેર ત્રીજે નંબરે આવે છે અને વળી અફીણ તથા સોમલ કરતાં ઘણે ઓછે દરજ્જે વપરાય છે. ધંતુરો એક કાંટાવાળું ફળ છે અને આ દેશમાં સાધારણ રીતે ઉગે છે. તેનાં બિયાં વાટી ખોરાક અથવા પીણાંમાં ભેળીને ઘણા લુટારૂઓ, મારી નાખવાના હેતુથી નહીં, પણ લુંટી લેવાના હેતુથી લોકોને આપે છે.

**નિશાનીઓ:**—બૅલેડોનાના ઝેરને મળતી જ હોય છે અને ધંતુરો લીધા પછી બહુ ઝડપથી પ્રગટી નીકળે છે.

ગળાનું સૂકાઈ જવું, ચહેરામાં લોહી ધાઇ આવવું, ગરમ સૂકી ચામડી, અતિશય મોટી થયલી અને કાયમની મોટી જ રહેતી કીકી, એ ખાસ જોવામાં આવે છે. કાંઇ પણ ચીજ ગળવાની મૂશ્કેલી તથા બેચેની જણાય છે. દર્દી ધીમી લવારી પર ચઢે છે અને હાથના વગર અર્થના ચાળા કરે છે. પછી ભારે બેશુદ્ધિ આવી હૃદય અને ફેફસાં કામ કરતાં અટકી જઈ મોત નિપજે છે. કીકી બહુ જ મોટી ચાલુ રહે છે અને દર્દી સાજો થાય તો પણ કેટલાક દિવસો સુધી મોટીજ રહે છે.

**ઉપચાર:**—ઝેરની સારવારના સામાન્ય નિયમો પ્રમાણે કામ લેવું.

પ્રથમ ઉલટીની દવા આપવી. ઠંડા પાણીની ધાર ચાલુ નાખ્યા કરી અને ઠંડા પાણીમાં ભીંજવેલા ટુવાલ વડે શરીર ઉપર અછાડ ગાર્યા કરી દર્દીનો ચહેરો કાળો થઈ જતો અટકાવવો. પછી ગરમ કાફી અગર એક મોટો ચમચો ભરી બ્રાન્ડી પાઈ તેને હુશિયાર રાખવો. જરૂર લાગે તો શેક કરવો અને કૃત્રીમ શ્વાસોશ્વાસ ચલાવવો.

## શણના છોડવા ( ઇન્ડીઅન હેમ્પ )નું ઝેર

ઇન્ડીઅન હેમ્પ આ દેશના બજારોમાં ત્રણ જૂદા જૂદા રૂપમાં વેચાતું મળે છે:-૧ ) ભાંગ, જે એ રોપાના પાત્રાં તથા નાની ડાંખળીઓ વાટી બનાવવામાં આવે છે; ૨) ગાંજો, જે એના ફુલો સૂકવી ચિલમમાં ફુંકવામાં આવે છે, અને ૩) ચરસ, જે એના પાત્રાં તથા ડાંખળીઓ છુંદી નીચોવેલો રાળ જેવો રસ હોય છે. એ રસ ઘણી વેળા દારૂવાળા પીણાં સાથે મેળવી પાવામાં આવે છે અથવા તેમાં ખાંડ ભેળી મિઠાઈરૂપે ખવાડે છે મિશર દેશમાં તેમજ અર્બસ્તાનમાં તેને **હશીશ** કહે છે. ઇન્ડીઅન હેમ્પથી સામાન્ય રીતે મોત નિપજતું નથી પણ એક નિશો લાવનારી ચીજ તરીકે કેટલાકો પોતાની ખુશીથી તે વાપરે છે અગર લુટારૂઓ ચોરી કરવાના હેતુથી બીજાને નિશો ચઢાવવા આપે છે.

**નિશાનીઓ:**-ભાંગ, ગાંજા અને ચરસથી પ્રથમ ભેજાની ઉશ્કેરણી થઇ પછી બેશુદ્ધિ આવે છે. ઉશ્કેરણીવાળા તબક્કામાં મનમાં તરેહવાર ભ્રમ (તરંગો) ઉત્પન્ન થઇ ખુશનુમા લહેર આવે છે. દર્દી હસે છે, ગાય છે અને જોશથી લવારી પર ચઢે છે. કેટલીકવાર આ વસ્તુઓનું વ્યસન ધરાવનાર આદમીઓ ગાંડા જેવા થઇ કોઇનું ખુન કરવાનું વલણ દેખાડે છે. કેટલાક ખુનીઓ પોતાનું પાપી કૃત્ય કરવામાં પોતામાં હિમ્મત લાવવા માટે તેનો ઉપયોગ કરે છે અથવા તેજ હેતુથી બીજાઓ તેને આ ચીજો પાય છે.

કીકીઓ મોટી થઈ જઈ, નાડ ભરેલી અને ધીમી થાય છે, અને આખ શરીરની ચામડીમાં ઝણઝણી ભરાય છે. પછી ચક્કર આવી નિંદ્રા આવે છે, અને તે વધી, બેશુદ્ધિ તથા મોત નિપજે છે.

## વચનાગ ( ઍકોનાઇટ )નું ઝેર

વચનાગ એ સૌથી ભયંકર જીવલેણ ઝેર છે, પણ સારે નસીબે આ દેશમાં તે સાધારણ રીતે વપરાતું નથી.

આ દેશના બજારોમાં તે એક સૂકાયલાં ચીમડાયલાં મૂળીયાંના આકારમાં વેચાતું મળે છે. હકીમો તથા વૈદો, અમુક તાવોમાં દવા તરીકે તેનો ઉપયોગ કરે છે, અને કેટલીકવાર દેશી દારૂમાં વધારે કેફ લાવવા માટે પણ વપરાય છે.

વચનાગનું ઝેર જંગલમાં વસનારી જાતો, પોતાના તીરને ઝેરી બનાવવા માટે પાય છે.

એ ઝેર જો કે કોઈકિજવાર ખુન કરવાના હેતુથી વપરાય છે, છતાં બહુ કરી તે અકસ્માતથી જ ચઢેલું જોવામાં આવે છે. તેની અસર શરૂઆતમાં, ભાનતંતુ તથા ગતીતંતુ એ બન્નેને ઉશ્કેરનારી હોય છે પણ પાછળથી તે બન્ને ઉપર લકવાની અસર થાય છે, તેમાં હૃદય તથા દમ ચલાવનારા તંતુબિંદુઓ પણ સપડાય છે. માત્ર ભેજું તદ્દન સાબુત રહે છે.

નિશાનીઓ:-પ્રથમ હોઠ જીભ અને ગળામાં ઝણઝણાટ ઉત્પન્ન થઈ થુંક અતિશય નીકળે છે. પછી હાથ પગ અને આખું શરીર નિર્જીવ જેવું થઈ હાલચાલ કરવાની શક્તિ નાબુદ થાય છે. નાડ અને દમ નબળાં ચાલી અનિયમિત થઈ છેવટે શીત વળે છે.

ઉપચાર:-ઝેરની સારવારના સામાન્ય, નિયમો પ્રમાણે કામ લેવું.

પ્રથમ ઉલટીની દવા આપવી, અને દર્દીને સૂતેલો જ રાખવો. શીતની અસર નાબુદ કરવા માટે હુશિયારી લાવનારાં પીણાં-બહુ જ સ્ટ્રૉંગ કાફી વિગેરે-આપવાં. ગંભીર હાલત હોય તો ગરમ પાણીની બાટલીઓ વડે શેક કરવો. હાંથ પગ ઉપર ચંપી ( મસાજ ) કરવાથી તેમાં પાછો જીવ આવે છે.

વખતે કૃત્રીમ શ્વાસોશ્વાસ ચલાવવાની પણ જરૂર પડે છે.

# સાંધાના તથા તેમાં આવેલાં હાડકાનાં વરમમાં લેવાનો ખોરાક

જો સાંધામાં સોજો આવી, તેની અંદર આવેલાં હાડકાનો પણ વરમ થયો હોય તો કોઈપણ, અપચો કરે એવો ખોરાક, દાખલા તરીકે ઘીથી ગરગરતી અથવા તરેલી વસ્તુઓ, કાળી ( સ્ટ્રૉન્ગ ) કાફી કે ચહા, મસાલેદાર વાનીઓ, બહુ ખાંડવાળા તથા ઝાઝી ખેળવાળા ખોરાકો, લેવા નહીં. શતું ગોસ્ત, જુવાર, ચોખા, ઘઉં વગેરે ધાન્યોની રોટલી તથા ઈંડાં અને ઝાઝી તાજી તરકારી અને મેવો (ફળો) લેવાં. માત્ર રેહીબાર (રૂબાર્બ) ગુઝબેરી, આલુબુખાર, કરમદાં વિગેરે લેવાં નહીં. તે સિવાય પુષ્ટી આપવા માટે દુધ, માખણ, સફેદ માછલી, મરઘીનાં બચ્ચાં વિગેરે લેવાં.

એવા રોગીઓએ વળી ઠંડી ગરમીનો ઝાઝો ફેરફાર ન થાય એવી, ઝાઝા ભિનાશ વિનાની અને ઝપાટાબંધ પવન ન ફુંકે એવી માફકસરની આબોહવાવાળા પ્રદેશમાં રહેવું જોઇએ.

જો ગળામાં ચોળીયા પાક ઉપર ચઢેલા ( septic tonsil ) હોય તો બનંતાલગી કાઢી નંખાવવા જોઇએ.

# બાળકના દાંતની સાચવણી કરવા વિષે

બાળકની જીંદગીના શરૂઆતના વર્ષોમાં તેનાં મોંહની સંભાળ રાખવાની ઘણી જ અગત્ય છે, કારણ તેમ કરવાથી તેની સામાન્ય તનદુરસ્તી સચવાય છે એટલું જ નહીં પણ તેના દાંત પણ મજબુત બને છે.

બાળકના દુધીયા દાંત જલદી પડી ન જાય અને પોતાની કુદરતી મુદત સુધી ટકી રહે એવી સંભાળ રાખવાની ખાસ જરૂર છે કારણ કે તેથી તેની પાછલી જીંદગી સારી નિવડે છે અને કોઈ જાતની તેના મોંહની અંદર શસ્ત્રક્રિયા કરવાની જરૂર પડતી નથી.

કેટલાક માબાપોની એવી સમજ છે કે દુધીયા દાંત જલદી પડી જાય તેથી કાંઈ હરકત થવાની નથી કારણ કાયમના દાંત પછી ઉગવાનાજ છે પરંતુ તે સમજ ભુલ ભરેલી છે. દુધીયા દાંત જલદી પડી જવાથી કેટલે દરજ્જે નુકશાન થાય છે તે નીચેની બાબતો ઉપરથી સમજાઇ આવશે.

દુધીયા દાંત છ મહિનાની ઉમ્મર પછી ઉગવાના શરૂ થઈ દશ કે અગીઆર વર્ષની ઉમ્મર સુધી સારી રીતે કામ કરવાની શક્તિ ધરાવતા હોવા જોઇએ, કારણ એ મુદતમાં બાળકના આખા શરીરની વધ ઝડપથી ચાલુ રહે છે. એક તનદુરસ્ત બાળકની પાચનશક્તિ એ મુદત દરમ્યાન બહુ સારીજ હોય છે પરંતુ તે સારી ચાલુ રહેવાનું મુખ્ય કારણ તેની ચાવવાની શક્તિ સારી રહે એજ છે. એ ઉપરથી સમજાશે કે દુધીયા દાંત જલદી પડી જાય તો બાળકની પાચનશક્તિ બગડી તેના શરીરની વૃદ્ધિમાં ખલેલ પડે છે અને તેની પાછલી જીંદગી ઉપર ખરાબ અસર થવા પામે છે.

વળી દુધીયા દાંત તેની પૂરી મુદત સુધી સાચવી રાખવાનું બીજું કારણ એ છે કે તે દાંતોની હાજરીને લીધે બાળકના બન્ને જડબાની ખીલવણીને ઉત્તેજન મળી તેઓ બરાબર આકારનાં ઉછરી આવે છે અને કાયમના દાંત બરાબર રીતે ઉગી બાળકના ચહેરાનો ઘાટઘટમ સુધરે છે. બે વર્ષની ઉમ્મર પછી બન્ને જડબાં પાછલી તરફ ખીલતાં જાય છે તેનું કારણ એ કે તેથી કાયમની દાઢો સારી રીતે યોગ્ય ઠેકાણે જ ઉગી નીકળે. દુધીયા દાઢો જલદી પડી જાય તો છઠે વર્ષે ઉગનારી કાયમની દાઢો આગલી તરફ ઉગી નીકળી, ત્યાર પછી ઉગતા બે પાંખાના મૂળવાળા દાંતોને માટે પૂરતી જગ્યા રહેતી નથી અને તેથી તે દાંતો વાંકાચુકા અને બહુ ખીચોખીચ ઉગે છે અને તેને પરિણામે જડબાં પાછલી તરફ જેટલાં ઉછરવાં જોઇએ તેટલાં ઉછરી શકતાં નથી.

દુધીયા દાંત જલદી પડી જવાથી દાંત કોચા થઈ ચહેરાની શીકલ બદસુરત બને છે. વળી એ દાંતોની યોગ્ય સંભાળ ન લેવાય તો તેના મૂળમાં ગુમડાં થઇ આવે છે તેથી બાળકની સામાન્ય તનદુરસ્તી ઉપર ગંભીર પ્રકારનું નુકશાન પહોંચે છે અને કાયમના દાંતોની બનાવટમાં પણ ખામી આવે છે.

ઉમ્મરે પુગેલા માણસોની માફકજ, બાળકના દાંતોને પણ સડો લાગે છે અને તે લાગવાનું મુખ્ય કારણ દાંતની સપાટી ઉપર ચરી બાઝી જઇ તેમાં હજારો જંતુઓ પેદા થાય એજ હોય છે. એ જંતુઓમાંથી ખટાશ પેદા થઇ દાંતના કોઠી જેવા નક્કર ભાગ (ઇનેમલ) ને નુકશાન પહોંચી તે સડી જઇ તેમાં ખાડા પડે છે.

ઘણા દાકતરોનું એવું મત છે કે હાલ બાળકના દાંતો જલદી સડવાનાં મુખ્ય કારણો બે હોય છે; એક તો બાળકને ખોરાક આપવાની કૃત્રિમ રીતો, અને બીજું તો તેમને અપાતા એકલાજ, પેટંટ ખોરાકો.

ઉપર કહેલા, સડો પેદા કરનારા જંતુઓની વૃદ્ધિ થવાનું મૂળ કારણ દાંત ઉપર વળગી રહેતાં ખોરાકનાં કણો જ હોય છે. ખાસ કરી જે ખોરાકોમાં ખાંડ અને ખેળ હોય તેવા ખોરાકો. ઉમ્મરે પુગેલા માણસો જેમ વધુ પ્રમાણમાં ખેળવાળા ખોરાક ખાય તેમ તેમની પાચનશકિત બગડે છે, તેજ પ્રમાણે બાળકોને પણ એવા

ખોરાક નુકશાન કરે છે માટે તેવા ખોરાક આપવાથી બને એટલા પરહેજ (અળગા) રહેવું જોઈએ. વળી ખાંડવાળા ખોરાકો પણ ઝાઝા આપવા ન જોઈએ કારણ કે તેવા ખોરાક દાંતને ઝાઝા વળગી રહી જંતુઓની વૃદ્ધિ નીપજાવે છે.

પણ દુધીયા દાંતની સાચવણી કરવા માટે મુખ્ય વાત ધ્યાનમાં રાખવાની તે એ છે કે તેમના દાંત ઉપર વળગી રહેતાં ખોરાકના કણો વારંવાર સાફ કરી નાખવાં જોઇએ. તે માટે એક તરકીબ એજ છે કે તેમને એવો ખોરાક આપવો કે જે સારી રીતે ચાવવો જ પડે અને તેથી દાંતો પોતાની મેળે જ સાફ રહે. પરંતુ હાલના સંજોગોમાં તેમ કરવું અશકય છે માટે સારો ઉપાય એજ છે કે તેમના દાંતો બરાબર સાફ રાખવા. તે માટે માતાએ અથવા આયાએ એક સ્વચ્છ ફ્લૅનલના ટુકડા વડે અગર સફાઇદાર ટર્કીશ વાદળી (સ્પન્જ)ના ટુકડા વડે દાંત લુંછી નાખી તે ઉપર તેમજ દાંતોની વચમાંની જગ્યામાં કોઇ ખોરાકના કણો વળગી રહ્યાં હોય તે કાઢી નાખવાં, અને પાછો નરમ સુંવાળા કાબરચીત્રા બાલની (બેજ્જર નામના પ્રાણીના વાળમાંથી બનાવેલી) પીંછી (બ્રશ) સહેજ ગરમ પાણીમાં બોળી તે વડે સાફ કરવા. આ પાણી પ્રથમ ઉકાળી રાખી એક વાસણમાં ભરી રાખી જોઇએ તેટલું ઠંડું પડ્યા પછી જ તેમાં બ્રશ બોળવું. દરેક વખતે દાંત સાફ કર્યા પછી ફ્લૅનલનો કે વાદળીનો ટુકડો, તેમજ બ્રશ, પાણીથી સારી રીતે ધોઈ નાખી સૂકવવાં જોઇએ, અને કોઈ કોઇ વાર એક બે મિનિટ સુધી ઉકળતાં પાણીમાં બુડાવવાં જોઇએ. ખાસ કરી બ્રશ એવું બનાવેલું હોય કે તેના હાથાને એક છેડે કાટખુણે વળગાવેલું એક નાનું બાલનું ઝુમખું હોય તો તેથી મોંહના દરેક ભાગમાં ખુણે ખંટોળેથી દાંત સાફ કરી શકાય છે. સાધારણ રીતે વપરાતાં લાંબાં બ્રશથી સાફ કરવામાં કેટલીક વાર ગાલના અંદરના ભાગને તેમજ જીભને ઘસારો લાગી તેમાં બળત્રા ઉત્પન્ન થાય છે માટે તેવાં બ્રશ વાપરવાં નહીં.

બાળકને જેમ બને તેમ જલદી કોગળા કરી, મોંહ સાફ કરતાં શીખવવું જોઇએ. એટલું જ નહીં પણ મોંહમાં વાગોળેલું પાણી ગળી ન જઈ થુંકી નાખતાં શીખવવું જોઇએ. જરાક સમજણું થાય કે પછી બ્રશ ઉપર થોડોક "કૅસ્ટાઇલ સોપ" નામનો સાબુ લગાવી તે બ્રશ વડે દાંત સાફ કરવા.

દરેક વખ્તે ખોરાક લીધા પછી ઉપર પ્રમાણે બનતા લગી કામ લેવાવું જોઇએ, અને ખાસ કરી રાતનું ખાણું લીધા પછી તો જરૂર જ તેમ થવું જોઇએ કારણકે, આખી રાત દાંતના કણો, બીડેલાં મ્હોંમાં રહેવાથી નુકશાન થવાનો ઘણો સંભવ રહે છે.

બાળક વધારે સમજણું થાય કે રાત્રે દાંત સાફ કર્યા પછી પાશેર ગુલાબ જળમાં અડધો આઉંસ મૅગ્નીઝીયમ કાર્બોનેટ નાખી બનાવેલું મિશ્રણ, થોડુંક મ્હોંમાં લઇ મ્હોં બીડેલું રાખી અંદર ને અંદર ઘોળાવ્યા કરવું કે તેથી બે દાંતોની વચ્ચે રહેલાં ખોરાકના કણો ધોવાઇ નીકળી આવે.

બાળક પોતાની મેળે બ્રશનો ઉપયોગ કરતાં શીખે કે પછી કેસ્ટાઇલ સાબુની સાથે થોડોક સાફ ચાકનો ભૂકો બ્રશ ઉપર ભભરાવી તે વડે દાંત સાફ કરવા કહેવું.

આ પ્રમાણે કરવાથી બાળકના દાંત સડતા અટકશે. તેમ છતાં જો સડો લાગે તો દાંતના દાક્તરની સલાહ તુર્ત લેવી જોઇએ.

# સાદો સુતરો જુલાબ

ઘણા લોકોને ઝાડાની ચાલુ કબજીયાત રહેવાને લીધે, તેઓ " માઇકૉલ, " કૅસ્કૅરા લીકવીડ, " લૅક્ષેટીવ પીલ્સ, " " ફ્રુટ સૉલ્ટ " "ઍપ્સમ સૉલ્ટ" (વિલાયતી નિમક) વિગેરેનો જુલાબ લેયા કરે છે. ખાસ કરી પારસીઓને જરાક જરાકમાં જુલાબ લેયા કરવાની બહુ ટેવ હોય છે. પરિણામે તેમની કબજીયાત ઉલટ વધી દવા લીધા વિના તેમને ચાલતું જ નથી. તેમને માટે એક સસ્તો અને સારો ઇલાજ એ છે કે છથી નવ સોનામખીની શીગો (સોનામખીની પાપડી સેના પૉડઝ) લઈ સાંજે પાંચ વાગે એક અડધા પ્યાલા જેટલાં ઠંડા પાણીમાં ભીંજવી રાખી રાત્રે નવ વાગે, સર્વને ચોળી નાખી, ગાળી તેતું પાણી પી જવું કે તેથી બીજી સવારે પ્રકૃતિ પ્રમાણે એક, બે કે ત્રણવાર સાફ પેટ આવી જશે. બહુકરી પેટમા કાંઇ દુખાવો થશે નહીં, પણ કોઇને કદાચ થાય એવી પ્રકૃતિ હોય તો સેના પૉડનું પાણી પીધા પછી એક નાની આદુની કકડી ચાવી તેનો રસ ગળી જવો ને કુંચો થુંકી નાખવો. જુલાબ લેવાની એક કલાક પહેલા હમેશ પ્રમાણે રાતનું ખાણું ખાવાની હરકત નથી.

પુસ્તક ૧૨ મું.
અંક : ૫ મો.

સ
૧૯૩૭



# પુસ્તકાલય

627

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાગુકલાલ નંદલાલ ચોકસી



લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩–૮–૦
પરદેશમાં ,, રૂ. ૫–૦–૦
છુટક નકલ : રૂ. ૦–૬–૦

વ્યવસ્થાપક :
ભાઇલાલભાઇ ખુશાલભાઇ
પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.





# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| જ્ઞાન સરોવરે ( કાવ્ય ) ... | રસુલભાઇ ન. વહોરા | ૩૨૫ |
| શારદા ગૃહ આંગણે ( કાવ્ય ) | વકીલ ન. શં. પુરોહિત | ૩૨૬ |
| પ્રયોગાન... ... ( ,, ) | વ્રજલાલ છ. જોશી | ૩૨૬ |
| જીવનકળા | મણિલાલ જ. દ્વિવેદી | ૩૨૭ |
| જ્ઞાન કેડીએ ( કાવ્ય ) | ચંદ્રકાન્ત ન. રાવળ | ૩૩૦ |
| પુ૦ પ્ર૦ વ્યાપક કેવી રીતે બનાવાય ? | મણિલાલ દ્વિવેદી | ૩૩૧ |
| તું પ્રકાશ પાથરી ( કાવ્ય ) | જયંત પાઠક | ૩૩૬ |
| ગ્રામ સદન | હરિપ્રસાદ હરખજી ત્રિવેદી | ૩૩૭ |
| સાહિત્ય સૃષ્ટિનું થોડું અગત્યનું | પ્રો. મા. કામદાર | ૩૪૦ |
| થોડુંક જાણવા જેવું | નાનાલાલ કે. પટેલ | ૩૪૨ |
| વડોદરા મધ્યવર્તી પુ૦ નું સ્નેહસંમેલન | ... | ૩૪૪ |
| નિમંત્રણ ( કાવ્ય ) | ' રસેન્દુ ' | ૩૪૫ |
| પુસ્તકાલયનાં કાયમ ફંડો ... | મોતીભાઇ ન. અમીન | ૩૪૬ |
| પુસ્તકાલયનાં પ્રકાશકિરણો ( ૧૧ ) ... | વ્રજલાલ દ. મહેતા | ૩૪૭ |
| વીણેલાં ફુલડાં ... | કાળીદાસ દ. વણકર | ૩૪૮ |
| ૧૨ મી પરીક્ષાનું પરિણામ સહિત નિવેદન | ના. નં. ચોકસી... | ૩૪૯ |
| પુસ્તક પરિચય ... | ના. ચં. દીવાનજી | ૩૭૦ |
| નવીન ફાલ : સ્વીકાર | ... | ૩૭૩ |
| પુસ્તકાલય નોંધ ... | ... | ૩૭૪ |
| કુદરતી ... | ... | ૩૭૭ |
| શિષ્ટ વાચનની ૧૩ મી પરીક્ષાની જાહેરાત | ... | ૩૭૮ |
| માસિકો મળ્યા તારીખ ... | ... | ૩૭૯ |
| શું વાંચશો ? ... | ... | ૩૮૦ |
| મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો | ... | ૩૮૧ |
| સં. લા. ખાતાની સૂચનાઓ... | ... | ૧૦ |




પુસ્તક ૧૨ મું મે અંક ૫ મો

# જ્ઞાન સરોવરે

[ સરોવરે પાણીડાં ગઇ'તી........એ લય ]

સરોવરે મોતીડાં વરસે સાહેલડી !
મોતીડાંની માળ મારે કંઠે લસે રે લોલ !
માળાનાં મુક્ત દ્રવ્ય મીઠડાં સાહેલડી !
નયને વીણું ને ઉરે ગૂંથું રે લોલ !
મિષ્ટ ભાવ કુમુદભર્યું સરવર સાહેલડી !
ચંદ્રિકા શાં ચિત્ર નયન ખેંચતા રે લોલ !
સરવરને ઉર શાંત દિવડા સાહેલડી !
અંતર પ્રતિબિંબે ઝબકે રે લોલ !
વાંચીને માનવ હંસ ડોલતા સાહેલડી !
હંસી શું હેત હેલ હેળતા રે લોલ !
પ્હેરી પ્હેરાવશું માણશું સાહેલડી !
સરવરની પાળ રંગ રેલશું રે લોલ !
પુસ્તકને જ્ઞાન-સર આવજો સાહેલડી !
મોતીડાં વીણી માળ પહેરશું રે લોલ !

રસુલભાઇ ના. વહોરા

## શારદા ગૃહ આંગણે

પુનિત પગલાં માંડતી, આશા ભરી જનતા બધી
કો, કૈં, ઉમંગે શોધતી, એ શારદા ગૃહ આંગણે.
કો વદે શાન્તિ અહીં, શારદા ચર્ણો મહીં,
શાં પુસ્તકો, શાં માસિકો, આ શારદા ગૃહ આંગણે?
પત્રો તણા વાચન થકી, રસ રેલતા નિજ અંતરે
ધાર્યા મનોબળ સાંપડે, એ શારદા ગૃહ આંગણે.
કંઇ યુવાનો, કો કુમારી, જ્ઞાનપ્યાસુ થઈ કહે—
આપો અનેરાં પુસ્તકો, અમ શારદા ગૃહ આંગણે.
વિવિધ વાની મંદિરે, શા માટે તકને ટાળતાં?
જે જે ગમે તે તે લહો, નિજ શારદા ગૃહ આંગણે.
આપો અનેરાં દાન ત્યાં, લક્ષ્મી તણા ઓ પાલકો!
વ્હાલી પ્રજાનું ભાવી છે, તમ શારદા ગૃહ આંગણે.
ગ્રામ્ય જીવન પોષવા, શ્રીમંતના સહકારથી,
હા! જ્ઞાનની દેવી વસે, તમ શારદા ગૃહ આંગણે.

વકીલ નૃસિંહરાવ શં. પુરો
સાવલી પુસ્તકાલય મંત્રી.

## ગ્રંથોદ્યાન

સુગંધી શી! કનકફુલડે, વૃંદ હીરા સમા છે,
સોહે આખો ચમન ઝળકે, દૃષ્ટિમાં ના ભરાયે.
પુષ્પે એવો મધુરસ ઝરે, ભ્રમરો નિત ગુંજે,
મીઠાં એનાં અસુલખ ફળો, તો ભર્યાં વૃક્ષવૃંદે.
માળી એનો અહુજ વિનયથી, દેવથી યે અધિક,
બાગે આવે સહુ જન ભલે, ક્રોધ ના'વે જરીક.
ખુલ્લા પંથો તહીં વિચરવા, બંધનો ના જરાયે,
માગે તેને બહુ જ કિંમતી, આપતો એ ફળોને.
દેવે આવી નિજ ભુવનથી, વાસ પૂર્યો ઉદ્યાને,
ઇંદ્ર સાથે વિભુ પણ સર્યા, તે જ અંબાર ભાસે.
આવી બેઠા ઋષિ ગણ અને, શારદાએ વધાવ્યા;
કીધું પૂર્ણ રવિ શશિ ઉગી, તે જ પુંજે પ્રકાશ્યા.
ગ્રંથોદ્યાને અમીરસભર્યાં, જ્ઞાન પુષ્પો મહેકે,
જ્ઞાની કેરા અનુભવ ફળે, જ્ઞાન વૃક્ષો લહેકે.

રાજકોટ } વ્રજલાલ છ. જોશી.

# જીવનકળા

[ લેખક :—મણિલાલ જ. દ્વિવેદી, વડોદરા ]

**જીવનકળાના** જ્ઞાન વિના જીંદગી ખેડવી એ ખરાબામાં હળ ફેરવવા બરોબર છે. જે ખેડુતને જમીનના ગુણદોષનું ભાન નથી, કેવું બીજ જમીનમાં નાખવાથી ઉત્તમ પાક નીવડશે એનો જેને ખ્યાલ નથી તે ખેડુત ધાર્યા મુજબ પાક મેળવી શકતો નથી અને પોતાની કરેલી મહેનત વ્યર્થ જવા બદલ પશ્ચાત્તાપ કરે છે. તેવી જ રીતે જે કોઇ પુસ્તકો ભણી ગયો હોય, પરીક્ષાઓ પસાર કરી પદવીઓ પ્રાપ્ત કરી શકયો હોય, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરી ચૂકયો હોય, પરંતુ ભણતરના મર્મનો વિચાર કરી ન શકયો હોય, શાસ્ત્રોના ઉંડાણમાં પ્રવેશ કરી તેના અર્થને તાત્ત્વિક દ્રષ્ટિથી સમજ્યો ન હોય તે અર્ધદગ્ધ દશામાં રહીને જીવન ગુજારતો થઈ જાય છે. અને એવી સ્થિતિમાં જીવનક્રમ પૂરો થવા આવતાં પોતાની બધી પ્રવૃત્તિઓ નિષ્ફળ ગયેલી પોતાને માલૂમ પડતાં પશ્ચાત્તાપ કરી નિશ્વાસનાં ડુસકાં લે છે. આ બાબતનો સૂચનારૂપ બોધ, પુસ્તકોમાંની વાર્તાઓ, તથા અન્ય લોકોનાં ઉન્નતિ કે પતનના જીવન અનુભવ દ્વારા માણસને અવરનવર મળતો રહે છે. પરંતુ તે વિષે મનુષ્ય વિચારશૂન્ય રહેવા માગે એ ઓછું આશ્ચર્ય ન કહેવાય.

ભણતરની કળા જે શિક્ષક જાણતો નથી તે વિદ્યાર્થીને યથાર્થપણે શીખવી શકતો નથી. પુસ્તકોના વાચનપઠન દ્વારા શિક્ષણ લઇને વિદ્વત્તાનું ડહાપણ મગજમાં ભરી રાખવાથી જીવનનો અર્થ સરતો નથી. પણ પુસ્તકોરૂપી દર્પણમાં જીવનકળાના સ્વરૂપને નીરખી અંતરજ્ઞાનને વિકસાવવું એ સાચું શિક્ષણ છે. એ વસ્તુને વિવેકબુદ્ધિથી વિચાર્યા સિવાયનો વિદ્યાભ્યાસ જીંદગીમાં જોઇએ તેવો લાભ આપી શકતો નથી. જે શિક્ષણ પરાધીન હાલતમાં રહીને જીવન વ્યતિત કરવાનું શીખવે, નીતિઅનીતિના વિચાર વિના દ્રવ્યોપાર્જન કરવાના કનિષ્ટ માર્ગે દોરે તેને શિક્ષણાનુભવ કહી શકાય જ નહિ. નિસ્પૃહતા સાદાઈ સરળતા પ્રેમ અને સમાનતારહિતનો તમામ શિક્ષણાનુભવ જીવનમાં નિરર્થક થઈ પડે છે.

સાગર નદી તળાવ પહાડ આદિ કુદરતી સૃષ્ટિરચનામાંથી જેટલી કળા શીખવાની આવશ્યકતા છે તેટલી જ ઐતિહાસિક ઇમારતો, મંદિરો અને એવી બીજી માનવકૃતિઓના નમુનાઓના નિરીક્ષણ ઉપરથી પણ શીખવાની જરૂર રહે છે. પરંતુ એ સર્વે પ્રકારના શિક્ષણમાં ઈર્ષા સ્વાર્થ વિલાસ કે સંકુચિત ભાવનાના ચિહ્ન ન હોવાં જોઇએ એ અવશ્ય વિચારી જોવું ઘટે છે. કુદરતી કે માનુષી જીવનકળા માત્ર સૌ માનવજીવોને નિઃસ્વાર્થ પ્રેમ સાથેની ઉદાર ભાવનાઓમાં રાચવાનું શીખવે છે; એટલું જ નહિ પણ ક્ષમા સાથેની વીરતા દાખવીને કર્તવ્યનિષ્ઠ બનવાનું જ્વલંત સૂચન કરે છે.

પૂર્વે વૈભવ દર્શાવતા રાજપ્રાસાદ તથા વિલાસની ભાવનાને ઉશ્કેરે તેવા મેળા ( આજે નાટક સીનેમાના રૂપમાં તેવા મેળા જ ઉભરાય છે ) કે પ્રદર્શનોના નિરીક્ષણ માટે વિદ્યાર્થીઓ કે વિદ્યાર્થીનીઓને લઇ જવાની મનાઇ હતી. જ્યારે હાલ એવી વસ્તુઓ બતાવવામાં ડહાપણ

અને વિવેક માનવામાં આવે છે। જીવનનો હેતુ કેમ જાણે વિલાસીભાવનાઓયુક્ત આરામ અને કૃત્રિમ આનંદમાં જ ન રહેલો હોય તેમ આજનો શિક્ષિત વર્ગ વિચારશૂન્ય દશામાં વિચરે છે. પૂર્વકાળની શિક્ષણકળામાં જેટલો બાહ્ય અવિવેક દેખાતો હોય તેટલાને તજવો ઘટે, પણ તેના અંતરપટમાં રહેલાં વિનય અને ડહાપણ તજવાં કે તેમનો નાશ કરવો એ બીજું કંઇ જ નહિ પણ મનુષ્યતાનું પતન છે. એ પતનની સાથે જ આધુનિક શિક્ષણકળા અને સાહિત્યના ચેપથી રંગાયેલું તમામ સાહિત્ય અને શિક્ષણ નાશ પામવાનું જ એ નિર્વિવાદ સમજવું.

આ કાળમાં લેખનકળાના પણ વિચિત્ર ઢંગ થતા જોવામાં આવે છે. આનું કારણ એ છે કે લેખ અને પુસ્તક લખનારની દૃષ્ટિ દ્રવ્યના લોભથી સમાજના ગાડરીઆ વલણ તરફ ખેંચાતી જાય છે. જીવનનું ધ્યેય આમ જ્યાં દ્રવ્યપૂજા અને કીર્તિના મોહ સાથે ગુંથાયેલું હોય ત્યાં શિષ્ટ સાહિત્ય કે લેખનને નામે અંધારપીછોડાની બિભત્સ રમતો ન રમાય તો બીજું શું થાય ? આડંબરી ભાષામાં શૃંગાર અને હાસ્યરસ ઉત્પન્ન કરે તેવાં પુસ્તકો આજે ઢગલાબંધ બહાર પડતાં જાય છે, કેટલાંક તો અશ્લીલ ચિત્રો સાથે બિભત્સ ભાષાથી લખાયેલાં છૂટથી પ્રસિદ્ધ થયાં કરે છે. આમ કરવાથી સમાજ સીધે માર્ગે દોરાય છે કે અવળે માર્ગે ધસે છે તે વિષે વિચારશૂન્ય રહેવું એ અતિ-ખેદ પામવા જેવું છે. કેટલાક તો વાતાવરણ બગડતું જતું જોતાં અનુભવતાં છતાં આંખ આડા કાન કરીને વર્તતા હોય છે. કેવળ પૈસા પ્રાપ્તિના મોહમાં પોતાના સદ્‌વિચારો દાબી દેવામાં જરાયે સંકોચ રાખતા નથી. આજની અર્ધદગ્ધ જનતા જે પ્રકારનું વાચન ઇચ્છે છે, જે પ્રકારની ભાષાશૈલી માગે છે તે સઘળાં તેના સ્વતંત્ર વિચારો કે ડહાપણથી ઇચ્છેલાં નથી હોતાં; પરંતુ પશ્ચિમના અવિચારી વર્ગ પાસેથી ભાડે લીધેલા સ્વચ્છંદ અને અવિનયથી ભરેલી કૃત્રિમ જીવનપ્રણાલીથી અપનાવેલાં હોય છે. એટલે કે કહેવાતા લેખકો અને સાહિત્યકારોએ પોતાની રોજી વધારવાની અને કીર્તિ પ્રાપ્ત કરવાની ચાલબાજીથી યુવક-યુવતીઓને તથા ઉગતાં બાળકોને પશ્ચિમી જીવનપ્રણાલીમાં ખેંચવાનો પુરુષાર્થ આદરેલો છે। આવું હોય ત્યાં આપણ સૌને આપણી વિવેકબુદ્ધિએ કેળવવાનો પ્રસંગ ક્યાંથી મળે ?

દેશનું વાતાવરણ શુદ્ધ અને પવિત્ર થાય અને તેમ કરતાં જનવર્ગ સન્માર્ગે દોરાઇ જીવન ઉન્નતિ સાધે એ ઉદ્દેશથી જ પુસ્તકો અને લેખો લખાવાં જોઇએ. આપણા સાહિત્યની અપંગ દશા થવામાં બીજું કારણ આજનાં રંગબેરંગી માસિકોનો રાફડો છે એમ કહેવું જ પડશે. ચારિત્ર્યવાન સ્ત્રીપુરુષો તેમનાં થોડાં પણ અમૂલ્ય પુસ્તકો દ્વારા દેશ કે દુનિયાની જે કંઇ સેવા બજાવી ગયાં છે તેને આપણા જીવનમાં પચાવી સ્વતંત્ર વિવેકબુદ્ધિથી નવું સુંદર સાહિત્ય ઉપજાવી કાઢવું એ જ લેખક કે સાહિત્યકારનું કર્તવ્ય હોઇ શકે.

લેખનકળા કોને કહી શકાય ? લેખો કે પુસ્તકો લખવા એમાં એકનું વાંચી તેના અનુકરણ રૂપ લખવું અથવા તેના ઉપરથી પોતાના તરંગોને જાણે દીપાવવા માગતા હોય તેમ ટોળ કરીને લખવું એ લેખન કળા ન કહેવાય, અથવા તો વાચકમાં હાસ્યરસ ઉત્પન્ન થાય કે તેને મનસ્વીપણાની લહેર ચડે તેવા રૂપમાં લખવું તે પણ લેખન કળાનું સ્વરૂપ નથી; વળી જનતાં અવળે રસ્તે દોરાય તેવી કૃત્રિમ નવલકથાઓ લખવામાં અન્ય દેશના સમાજના મૂર્ખતા-

ભર્યા વલણ તરફ ખેંચાઇ જવું તે તો લેખનકળાને કેવળ કલંક લગાડવા જેવુંજ કહી શકાય. લેખનકળાનો અર્થ એ હોઇ શકે કે મનુષ્યે પોતાની બુદ્ધિ શકિતને સ્વછંદપણે નહિ તેમ અન્યનાં ભાડે લીધેલાં પ્રતિબિંબોને પ્રસિદ્ધ કરવાની કૃત્રિમ વિચારશ્રેણીથી નહિ, પરંતુ આત્માનું શરણ લઇને પોતાની વિવેક બુદ્ધિને સ્વતંત્રપણે વિકસાવવી સમાનતા ન્યાય સત્ય અને પ્રેમ ભાવનાને અંતરમાં પચાવી ગર્વરહિત બની લેખનકળા શીખવાનો આરંભ કરવો જોઇએ. જમદગ્નિ આદિ ઋષિઓએ કેવા ભાવમાં રહીને વેદો લખ્યા હતા. યાજ્ઞવલ્કય જેવા જ્ઞાની મહાત્માઓએ જીવનના પારમાર્થિક હેતુને ઉપનિષદ્ દ્વારા કેવી રીતે પ્રકટ કર્યો હતા એટલું જો આપણે ધ્યાન દઇને વિચારી જઇએ તો સમજી શકાશે કે લેખનકળા પ્રાપ્ત કરવાનું સાધન અંતરની એકાગ્રતા છે. ભારતીય લેખનકળા જગતમાં પ્રસંશા પામી હતી તેનું કારણ એજ હતું કે જે કંઇ લખાતું તે બધું અંતરની પ્રેરણા શક્તિથી લખાતું. તાત્પર્ય કે બુદ્ધિવાદનો અહંભાવ ભૂલી જઇને જે કોઇ પુસ્તક ગ્રંથ કે લેખ લખવા પ્રેરાય છે તેનેજ સચી લેખનકળા પ્રાપ્ત થાય છે. ઘણાંયે લેખક ભાઇબહેનોને પુસ્તકો કે લેખો લખતાં આજ પોતાની લેખિની વિષય બહાર ન જાય તે તરફ ધ્યાન રાખવું પડતું હોય છે. વિષયની બહાર જતા લખાણને સુધારી લેવાની પૂર્ણ કોશિષ તેઓ કરતા પણ રહે છે. પણ વિદ્વત્તાપૂર્ણ લેખકોને તેવી અડચણ નથી પડતી અને તેથી તેઓ એમ કહી શકતા હોય છે કે, અને ખાત્રી પણ કરી આપતા હોય છે કે તેમની કલમને કદી એવો વિક્ષેપ પડતો નથી. તોપણ તેમને એટલો તો અનુભવ થતોજ હોવો જોઇએ કે તેમની લેખિની આટલી સરસ છતાં તેમનાં લખાણ સરળ વૃત્તિઓવાળાને હૃદયસ્પર્શી કેમ લાગતાં નથી—અંતરની કેળવણી ઇચ્છનારાઓને તેમાં કેમ રસ આવતો નથી ? ત્યારે એકાદ આત્મજ્ઞાની કે સંત પુરૂષની લેખિની તેમને સૌને આસ્વાદ આપી રહેતી હોય છે તેનું શું કારણ ? તેમની લેખિની હૃદય સાથે જોડાયેલી હોવાથી પોતાનું કામ સુંદર રીતે કરતી હોય છે અને તેથી કોઇપણ સ્થળે અટકયા વિના કે માર્ગ ( વિષય ) બહાર ગયા સિવાય એક ચીલે ધસમસતી ચાલી જતી હોય છે, અને તેવી અને તેટલી જ રીતે વાચકોનાં હૃદયોને શુભ માર્ગે દોરી રહી હોય છે. આને જ લેખનકળાનો નમુનો કહી શકાય. આજ સાચા કળામય જીવનનો એક ભાગ હોઇ શકે.

આ સિવાય ભાષા શિખવા કે શિખવવાની કળાને પણ હસ્તગત કરવામાં ડહાપણ અને વિચારની બહુ જરૂર છે. ભાષાનું જ્ઞાન બાળકને તેની બાલ્યાવસ્થાથી જ રોજની વ્યાવહારિક વાણીમાં શુદ્ધ અને સરળ શબ્દોમાં આપવામાં આવતું હોય તો ભવિષ્યમાં કઠિણ શબ્દોચ્ચારની મુશ્કેલી તેને લાગે નહિ. મરાઠી અને બંગાળી ભાષાઓમાં ' प्रत्यक्ष ', ' रक्त ', 'समक्ष', 'ભગિની', 'બાલિકા', 'કુત્સિત'—ઇત્યાદિ શુદ્ધ ઉચ્ચારવાળા શબ્દો સામાન્ય રીતે આમવર્ગમાં (રોજના વ્યવહારમાં) વપરાતા હોવાથી તે પ્રાંતિનાં બાળકો બોલવા માંડતાં જ સહેજ-સાજમાં સ્વાભાવિક રીતે જ શીખી લે છે; જ્યારે આપણા પ્રાંતમાં બાળકોને ઉછેરવા સમયે આમવર્ગમાં ભાષાના શુદ્ધ ઉચ્ચારવાળા શબ્દો વપરાતા નથી હોતા. ભાષાદોષનું આરોપણ શરૂથી જ કરવામાં આવતું હોય છે અને વર્ષો થયાં વ્યવહારમાં તે શબ્દો રોજ વપરાતા થઇ ગયેલા આપણે જોઇએ છીએ, અનુભવીએ છીએ; છતાં પુસ્તકો લેખો અને નિબંધોમાં કઠિણ અને અપરિચિત સંસ્કૃત શબ્દો મુકીને ભાષાજ્ઞાનની મહત્તા વધારવાનો મનસુબો રાખીએ

એ અયોગ્ય જ કહી શકાય. થોડું અક્ષરજ્ઞાન મેળવેલ ભાઇબહેનને એથી કેટલી મુશ્કેલી ઉભી થાય છે તેનો વિચાર કરી જોઈશું તો જણાશે કે તેમ કરવા જતાં શિષ્ટવાચનનો પ્રચાર આમવર્ગમાં થઇ શકતો નથી. સર્વસામાન્ય આમવર્ગમાં પ્રચલિત વ્યાવહારિક ભાષાના નિયમ બહાર ચાલ્યું જવાય નહિ એ લેખક કે સાહિત્યકારે અવશ્યે વિચારી જોવું ઘટે છે. જો એ ધ્યેયને અનુસરી પુસ્તકો અને લેખો લખવામાં આવતાં હોય તો તમામ આમવર્ગને બોધદાયક અને એવાં બીજાં વૈજ્ઞાનિક પુસ્તકો તથા લેખોના વાચનની અભિરૂચિ થવા વગર રહે નહિ. પણ દુઃખ એ થાય છે કે લેખકો પોતાની વિદ્વત્તાનું શૌર્ય બતાવવાના નિશામાં રોજના વ્યાવહારિક શબ્દો અને વાણીથી પર જઇને કઠિણ શબ્દો અને વાક્યોનો સમુદાય એવો તો વિચિત્ર કરી મુકે છે કે ભાષાશૈલીના વાસ્તવિક નિયમથી પોતે કેટલે દૂર જઈ રહ્યા છે તેનું પણ તેઓને ભાન રહેતું નથી.

પુસ્તકો અને લેખો રૂપી શિક્ષણ કે સાહિત્ય કેમ જાણે કેવળ ઉચ્ચ શિક્ષિત વર્ગ માટે જ ન હોય અને થોડું અક્ષરજ્ઞાન લીધેલ આમવર્ગ તેમનાથી જુદો જ ન હોય ! એટલે કે સામાન્ય વાચકવર્ગ નહિ વાંચે તો જરૂર પણ શું છે ? આવી ભાવનાથી પુરું પાડવામાં આવતું સાહિત્ય બહુ જ ઓછું ફળદાયક નિવડે એ દેખીતું છે.

જીવનકળાના આ મહત્ત્વના વિષયને સૌ સમજે અને મનુષ્યતાને દીપાવી માનવ અધિકારને ગ્રહણ કરવાની શકિત પ્રાપ્ત કરે તેવી રીતે વિવેકી બનવાની આપણી ફરજને વિચારી કર્તવ્યપરાયણ બનવાની જરૂર છે.



## જ્ઞાન કોઠી એ

પુસ્તકાલયથી બને છે માનવી કેવા ?
બને છે માનવી ત્યાં તો ભરેલા જ્ઞાનના મેવા;
પુછે કો જ્ઞાન પિપાસુ, મળે છે પુસ્તકો કયાંયે ?
કહીશું તુર્ત તેને તો, પધારો પુસ્તકાલયે.
લઇ પુસ્તક ઉપડીશું, પ્રવાસે જ્ઞાન મેળવવા,
પુસ્તકો મિત્ર છે એવા, પ્રવાસે જ્ઞાન દેનારાં.
કદી મિત્રો થઇ દંભી ફસાવે મોહ લાલચમાં,
સદા સદ્ પુસ્તકો જગમાં, બ્હેલાવે જ્ઞાનકુંજેમાં.
થયા સર્વેજ મહાત્માઓ, ગ્રહીને બોધ ગ્રન્થોનો,
સદા સદ્ પુસ્તકો વિના, દીપે નહિ ગ્રંથ ભંડારો;
હજારો રૂપિયા કરતાં, ઘટે નહિ બોધપોથી એક,
વધારે માન પુસ્તકનું, જગતની જ્ઞાન કોઠી એ.

ધી વાકળ એ. વી. સ્કૂલ, ગોભારોડ. } ચન્દ્રકાન્ત નરસિંહભાઈ પટેલ. (ઉમર ૧૫.)



# પુસ્તકાલય પ્રવૃત્તિ વ્યાપક કેવી રીતે બનાવાય ?*

[ લેખકઃ—મણિભાઇ દ્વિવેદી, નવસારી ]

**આજથી** ૧૦૫૩ વર્ષ પર જે સ્થળ પરથી રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવસેનના જ્ઞાન-પ્રચાર માટેની દાનની ઘોષણા થએલી તે જ સ્થાન પર આજ આપણે આ પરિષદ મારફતે જ્ઞાન-પ્રચારની વિચારણા કરવા એકઠા મળ્યા છીએ. એ સ્થળના મહાત્મ્યને સમજી આપણે આજના પ્રસંગની વિચારણા કરીશું.

આ પ્રકારની પરિષદો મારફતે આપણે શું કરી શકીએ, આપણે માથે હજી જ્ઞાન-પ્રચારની કેટલી વિશાળ જવાબદારીઓ છે એ સઘળાનો વિચાર કરતાં પહેલાં આપણી ભવિષ્યની રચનામાં ભૂતકાળમાંથી કાંઇ પ્રેરણા મળી શકતી હોય તો એક ઉતાવળી નજર તે તરફ પણ ફેરવી લેવી જરૂરી છે.

ગુજરાતને આંગણે ગ્રંથ, ગ્રંથકાર, ગ્રંથાલય કે ગ્રંથ-પરિષદો નવીન નથી. જ્ઞાનની આરાધના પાછળ આજીવન પ્રતિજ્ઞાઓ અને આત્મભોગના વિરલ અને જ્વલન્ત ઇતિહાસ ગુજરાતની ભૂમિ પર સંકળાયલા પડ્યા છે. પ્રેમાનંદ-નર્મદની પ્રતિજ્ઞાઓ તો સૌ કોઇ જાણે છે, પણ સરસ્વતીની આરાધના કરતાં વૃદ્ધાવસ્થામાં લાલચોળ ધગધગતા તાંબાના પતરા પર ઉભા રહી પ્રાણની આહૂતિ આપનાર મહાપંડિત શ્રી રામચંદ્રસૂરિ જેવા વિરલ સાહિત્યસેવીના દાખલા ઇતિહાસને પાને જડવા મુશ્કેલ છે. આઠસો વર્ષ પહેલાંની આ ઘટના.

હજારો વર્ષ પૂર્વે ઓર-સંગમને તીર્થઘાટે શ્રીકૃષ્ણદ્વૈપાયને શારદાપૂજનનાં પ્રતિષ્ઠાન માંડ્યાં, અને યદુકુલનંદન શ્રીકૃષ્ણની દ્વારિકાંથી યાદવસેવી દેવગિરીના પાટનગર સુધીમાં ઠામઠામ વિદ્યાપીઠો મંડાઇ હતી. શ્રીમંતો અને રાજ્યોના આશ્રયે પુસ્તકભંડારો સ્થપાયા હતા. નવીન નવીન જ્ઞાનગ્રંથો લખાતા, ને ઉમેરાતા. સાહિત્યનાં સર્જન અને સંગ્રહ થતાં.

સોનેમઢેલ પાટણની પ્રભુતાએ સંઘરેલા અદ્વિતીય પુસ્તકભંડારની ખીના કયાં અજાણી છે ? ગુજરાતના મહામાત્ય વસ્તુપાળ અને તેજપાળે અઢાર અઢાર કરોડ રૂપીઆની જંગી સખાવતો કરી પાટણથી ભરૂચ સુધીમાં સ્થાપેલા ગ્રંથભંડારોની હકીકતો ઘણુ તવારીખના દફતરે છે.

મહાકવિ બાણની બરોબરી કરતા, યુરોપીય વિદ્વાનોને પણ મુગ્ધ કરનાર "ઉદયસુન્દરિ કથા પ્રબન્ધ"ના ગ્રંથકાર આ લાટ પ્રદેશના કાયસ્થ કુળના પુત્ર કવિ સોઢલના આશ્રયસ્થાન પણ ભરૂચના રાજદરબારે હતાં. વલ્લભીના રાજ્યાશ્રયે ગ્રંથપરિષદો મળતી.

"**क्येशम देवहितं यदायुः**"—પરના ઉપકાર માટે જીવન-સમર્પણના મન્ત્રો બાળપણમાં રટાતા. વાતાવરણ પુસ્તકાલય બનતું. સંસારમાં ગૃહિણીનું પાણી ગ્રહણ કરતાં

---

* નવસારી પ્રાંત ત્રીજી પુ. પરિષદ ઓરણામાં વંચાયલો નિબંધ.

કદાચ યુવાનોને આ દિશા તરફ વાળતાં મુશ્કેલીઓ અનુભવવી પડે, પણ શાળામાં ભણતાં બાળકોને આ દિશા તરફ વાળવાનું અને શિષ્ટવાચન, યાદદાસ્ત, ઇનામ, હરિફાઇ, વગેરે યોજનાઓ દ્વારા પ્રેરણા આપવાનું તો ઇચ્છા હોય તો જરૂર થઇ શકે. આ પ્રેરણા જ ધીમે ધીમે લોકોને પુસ્તકાલયરૂપી દેવમંદિરોમાં લાવનાર નીવડશે.

ગ્રામ્યજનતાને પુસ્તકો વાંચવાની પ્રેરણા થાય, તેમની જિજ્ઞાસા વધે, તેમનું ભાવી જીવન ઉન્નત બને, તેમની ભાવી પ્રજા કેળવણીના સુસંસ્કાર મેળવે તે માટે :—

(૧) બાળકો દ્વારા બહોળા વાચનની અભિરૂચિ ઉત્પન્ન કરવી.
(૨) પુસ્તકાલય પ્રદર્શનો જાહેર તહેવારોએ ભરવાં.
(૩) ચિત્રો, ફિલ્મો, ઉત્સવો ઉજવી કેળવણીના લાભો સમજાવવા.
(૪) ધાર્મિક દિવસોએ સંસ્કારી યુવાનો પાસે વ્યાખ્યાનો કરાવવાં.
(૫) લોકગાથાઓનો બહોળો ફેલાવો કરાવવો.
(૬) રાત્રીશાળાઓ શરૂ કરી સુસંસ્કારોનાં બીજો રોપવાં.
(૭) યુવક મંડળો સ્થાપી પુસ્તકાલયની જવાબદારી ને વ્યવસ્થા તેને સોંપવી.
(૮) યુવાનોની પરીક્ષાઓની યોજનાઓ કરવી.
(૯) માસિક વ્યાખ્યાન કરવાનો વહીવટ જરૂર રાખવો.
(૧૦) બાળકોને સાદાં પુસ્તકો વાંચવા આપી કુટુમ્બ સમક્ષ વાંચે તેવી વ્યવસ્થા કરવી.
(૧૧) બાળાઓ દ્વારા સંવાદો, મેળાવડા કરાવી વાચનના લાભો સમજાવવા.

ઉપરોક્ત પ્રવૃત્તિઓ ધીમે ધીમે કાળજીથી અમલમાં મૂકાય તો જ ગામડાંઓ પગભર થઇ દેશને સમૃદ્ધિવાન, ચારિત્ર્યવાન, સ્વતંત્ર બનાવવામાં પોતાનો યોગ્ય ફાળો આપી શકે.

ગ્રામજનતા પોતાનું જીવન સુખરૂપ બનાવશે, અને ગામડાં ગોકુળીયાં બનશે ત્યારે જ જગતની નજર સર્વાંશે તેના પર સ્થિર થશે.

જગતનો કોઇ દેશ ઉન્નતિને શિખરે જવા ઇચ્છતો હોય તો તેણે પહેલું પગથીઉ પાકું કરવું એટલે ગામડાં ને પોષણ આપવું અને જ્યારે તે પુષ્ટ થશે ત્યારે ઉન્નતિનાં દ્વારો આપોઆપ ખુલ્લાં થશે.



રાત્રે હું મારાં પુસ્તકો મારી આસપાસ ગોઠવતો અને સુગે મોઢ તથા નીચી મૂંડીએ મોડે સુધી વાંચ્યા કરી જ્ઞાનામૃત પીધા કરતો. એ સમયે મારા મનમાંથી મારી આસપાસનું જગત ખસી જતું અને મારાં પુસ્તકો મને જે જગતમાં લઇ જતાં તે જગત મને જીવતું જાગતું લાગતું.

—હોરેસ ગ્રીલી.

# સાહિત્ય સૃષ્ટિનું થોડું અવનવું

પ્રખ્યાત ડિટેકટિવ 'શેર લોક હોમ્મ'નું નામ સાંભળ્યું ન હોય એવો ભાગ્યેજ કોઇ હિંદી હશે. તેના લેખક આર્થર કૉનન ડોઇલને આ નામ કયા માણુસ પરથી સૂઝયું તે જાણવાજોગ છે. શેરલોક હોમ્સ'નું નામ આજે તો જગવિખ્યાત છે. મી. 'વાલપેજેટ' નામનો માણુસ તેનું મૂળ હતો. તે હમણાં જ ગુજરી ગયો. હકીકત એવી બની કે તેના ભાઇ સીડની પેજેટને આર્થર કૉનન ડૉઇલ તરફથી પોતાની નવલકથામાં ચિત્રો દોરવાનું કહેવામાં આવ્યું. ડીટેકટીવ શેરલોક હૉમ્સ તરીકે કયા માણુસને પસંદ કરવો તે બાબત તેણે ચારે બાજુ દૃષ્ટિ દોડાવી, પરંતુ તેને તેના ભાઇમાં જ તે ચિત્રનું પ્રતીક મળી આવ્યું. ત્યાર પછી મિ. વાલપેજેટ "શેરલોક હોમ્સ" તરીકે ઓળખાતો થયો.

× × × ×

પ્રખ્યાત આંગ્લકવિ રોસેટિનો એક જીવનપ્રસંગ છે. તે વખતે કવિ એક ઘરના ઉપલા માળમાં રહેતા હતા. ત્યાંથી બ્લૅક ફ્રાયરપુલ નજીકની નદી દેખાતી હતી. એક દિવસ બર્ન જોન્સ કવિને મળવા આવ્યા. તે વખતે તેની આસપાસ કાદવથી ખરડાએલ પુસ્તકોનો ઢગ પડયો હતો. કવિને પુછતાં તેણે જણાવ્યું કે આજે તો મેં એવો નિશ્ચય કર્યો કે જીવનમાં વિઘ્નરુપ થઇ પડે તેવાં પુસ્તકોને ફેંકી દેવાં. આમાંનાં ઘણાંખરાં પુસ્તકો ભેટ તરીકે મળેલાં કાવ્યગ્રંથો નીકળ્યાં. મેં દક્ષિણની બારીએથી લગભગ પચાસ કે તેથી વધારે પુસ્તકો નદીમાં ફેંકી દીધાં, પરંતુ તે વખતે નદીમાં ઓટ હતી અને તેથી પુસ્તકો કાદવમાં જઇ પડયાં, અલબત્ત આ વખતે નદીનો નવો પુસ્તો બંધાયેલ નહોતો. રોગ રાઇડર્ છુકરા અને બીજાઓ નદીમાંથી આ પુસ્તક ભંડાર પાછો લાવ્યા અને સીડી પર ચઢીને મને સોંપી ગયા. મારી પાસે આજ બહુ પૈસા નહોતા તો પણ ઇશ્વરની મરજીને આધીન થઇને મેં આ માણસોને જે પૈસા હતા તે આપી દીધા." બર્ન જોન્સ કવિને મળ્યા ત્યારે તેના ખીસામાં ખોટી બદામ પણ નહોતી અને તેના માળની જમીન કાદવથી ખરડાયેલી હતી. સીડી કાદવવાળી કરવા માટે ઘરધણી સાથે તેને બોલાચાલી પણ થઇ હતી.

× × × ×

'પેરીસ'માં એક શેરીનું નામ રૂડયાર્ડ કિપ્લિંગની યાદગીરીમાં એવેન્યુ કિપ્લિંગ રાખવામાં આવ્યું છે.

× × × ×

તેત્રીશ વર્ષની ઉમ્મરે બત્રીશ નવલકથા લખવાનો યશ એડગર વૉલેસને પણ મળી શકે તેમ નથી. પરંતુ લુઇ. ડી. વોલે ( Louis de Wole ) તે કાર્ય કરી બતાવ્યું છે. જન્મે તે હંગેરિયન છે, પણ અત્યારે તે લંડનમાં વસે છે. તેણે ખૂબ મુસાફરી કરી છે. એક વખતે આરબના છુપા વેશમાં તે કેરોમાં રહેતો હતો. તેનાં ઘણુયે પુસ્તકોની ફીલ્મ લેવામાં આવી છે. ઇંગ્લંડમાં તેનું પહેલું પુસ્તક Plunge into Life ( જીવનમાં ડુબકી ) પ્રગટ થયું છે.

× × × ×

બર્લિનના યાંત્રિક રેસ્ટોરાંમાં એક 'સ્લૉટ મશીન' ગોઠવવામાં આવ્યું છે તે રમત ગમતના તથા બીજા બનાવો સંબંધી ટુંકા ખબર આપે છે.

× × × ×

સર ટૉમસ ફિલિપ્સ (૧૭૯૨–૧૮૭૨) ના પુસ્તકાલયનો બીજો હપ્તો હરરાજીથી વેચી નાખવાની જાહેરાત થઇ છે. ખાનગી મોટાં પુસ્તકાલયો રાખવાની પદ્ધતિ અત્યારે ઓછી થતી જાય છે. પચાસ વર્ષ પહેલાં તેના પુસ્તકાલય પર વેચાણનો દૈત્ય ચઢી આવ્યો હતો. પુસ્તકો તથા હસ્તપ્રતો પાછળ ફિલિપ્સે લગભગ ૩૦ લાખ રૂપીઆ ખર્ચ્યા હતા. ગ્રંથવિક્રેતાના સ્વપ્નને સિદ્ધિ આપનાર તે હતો. જ્યારે તેઓ તેને સુચિપત્ર મોકલતા ત્યારે કોઇવાર તો તે દરેક પુસ્તક ખરીદી લેતો હતો.

× × × ×

સો વર્ષ પહેલાં, ૮મી જુલાઇ ૧૮૩૬ ના રોજ, બીજા વેચાણનો અંત આવ્યો હતો. તે વેચાણ ૨૦૨ દિવસ ચાલ્યું હતું. તેના કેટલોગની માત્ર એક જ પ્રત મળી આવે છે. તે પરથી જણાય છે કે ૧૧૭, ૬૧૩ પુસ્તકોના ૨૬૭૨ ભાગ પાડવામાં આવ્યા હતા અને પછી તેની હરરાજી કરવામાં આવી હતી. તેમાં કોઇ દુર્મિલ પુસ્તકો પણ હતાં કેમકે તેના વેચાણથી ૫૬,૭૭૫ પૌંડ ઉપજ્યા હતા, છતાં માલિકને તો ૨૦,૦૦૦ પૌંડની ખોટ આવી હતી. ઑક્સફર્ડ, પેરીસ, એન્ટવર્પ, બ્રસેલ્સ અને ઘેન્ટમાં પુસ્તકો સાચવવા માટે તેણે ભાડે રાખેલ ઘરોમાં આ સાહિત્યપ્રિયનાં હજારો પુસ્તકો વણવેચ્યાં પડી રહ્યાં હતાં.

× × × ×

પ્રશ્ન એ થાય છે કે આવાં મોટાં પુસ્તકાલયો બનાવવામાં માણસનો શો હેતુ છે? વિશ્વના જ્ઞાનનો સંગ્રહ રાખવાની ધૂન કે માત્ર સંગ્રહ કરવાની વૃત્તિ? રિચર્ડ હેબરનો દાખલો તો સંગ્રહ કરવાની વૃત્તિ બતાવે છે. તે વિદ્વાન હતો અને પહેલાં તો પોતાનું જ્ઞાન વધારવા માટે તેણે પુસ્તકોનો સંગ્રહ શરૂ કર્યો હતો. જેમ જેમ તેની ઉમ્મર વધી તેમ તેમ પુસ્તકનો સંગ્રહ કરવાની વૃત્તિએ તેને ઘેરી લીધો. એજન્ટને કમીશન આપવા કરતાં ગાડીમાં ત્રણસો ચારસો માઇલ જવાનું તે પસંદ કરતો. પોતાના મિત્રોને બતાવવાના બહાને તે બે નકલો ને કોઇવાર ત્રણ નકલો પણ ખરીદતો હતો. એક અસહિષ્ણુ લેખક તો એમ કહે છે કે 'પોતાથી બની શકે તેટલી અલભ્ય વસ્તુઓ ખરીદી લેવાની વૃત્તિને અંગે આમ થતું'. ઇ. સ. ૧૮૩૩ માં તે મરી ગયો ત્યારે લંડનનાં તેનાં બન્ને ઘરો પુસ્તકોથી ખીચોખીચ ભરેલાં હતાં. 'બિચારો હેબર! તેના જીવનકાર્યની સાક્ષી પૂરે તેવી તો લીલામ કરનારના કેટલોગની એક નકલ જ અત્યારે મળે છે. પરંતુ આવા મનુષ્યોની આપણે દયા ખાવી ન જોઇએ.' તેમના શ્રમની નિષ્ફળતા તેમને ભાગ્યેજ સમજાય છે.

× × × ×

નોએલ કાવર્ડને તેના પુસ્તકનું લખાણ વાંચ્યા સિવાયજ માઇકલ આર્લેને ચેક આપ્યો હતો.

× × × ×

ઇંગ્લંડમાં સ્ત્રી પત્રકાર તરીકે વધારેમાં વધારે પગાર એબિસ હેડને મળે છે, કદાચ તેના જેટલો પગાર આખા દેશમાં કોઇને નહિ મળતો હોય.

# થોડુંક જાણવા જેવું

**રાજા પુસ્તકવિક્રેતા :**—પ્રેમની પ્રખર વેદી ઉપર રાજગાદીનો ભોગ આપી જગપ્રસિદ્ધ થયેલ રૂમાનીઆના રાજા કેરોલે હવે પુસ્તક છપાવવા અને વેચવાનો ધંધો શરૂ કર્યો છે. બુખારેસ્ટ રૉયલ પૅલેસમાં તેણે એક કંપની શરૂ કરી છે જેનું નામ "ધી બુખારેસ્ટ રૉયલ કલ્ચરલ ફાઉન્ડેશન" રાખવામાં આવેલ છે. આ કંપની પુસ્તકો પ્રસિદ્ધ કરી વેચવાનું કાર્ય કરે છે.

આ કંપનીની આર્થિક વ્યવસ્થા કેરોલે પોતે જ કરી છે. અને તેની દેખરેખ નીચે જ કંપની કાર્ય કરે છે. કંપની ખાસ કરીને સાહિત્ય અને વિજ્ઞાનનાં પુસ્તકો જ છપાવે છે, અને એ પુસ્તકો વેચવા માટે રૉયલ પૅલેસની સામે જ એક દુકાન રાખવામાં આવેલ છે.

**ચલણી નોટ પારખનારૂં યંત્ર :**—ચલણી નોટ સાચી કે ખોટી તે તપાસવા માટેનું એક યંત્ર શોધવામાં આવ્યું છે. એ યંત્ર વડે નોટ, બેંકના ચેક વગેરેની ચોકસાઇ કરી શકાય છે. એક બાજુથી એમાં નોટ અથવા ચેક મૂકવામાં આવે છે, તે બીજી બાજુએથી બહાર નીકળે છે. એ દરમ્યાન યંત્રમાંથી એના ઉપર પ્રબળ પ્રકાશ પડે છે અને એ પ્રકાશમાં નોટ કે ચેક પરની તમામ ખામીઓ દેખાઇ આવે છે. ચેક પરની સહીના અક્ષરો, છેકછાક અથવા બનાવટી સહી વગેરે સ્પષ્ટ જોઇ શકાય છે. આથી કરીને ખોટી નોટો ચાલુ કરનાર તથા ખોટા ચેક લખનાર ઉપર સારો અંકુશ રહે છે. લંડનની કેટલીક બેંકો તથા વેપારી પેઢીઓએ આ યંત્રની વપરાશ શરૂ કરી દીધી છે.

**અર્થ કહેતું યંત્ર :**—ટાઇપરાઇટરનો ઉપયોગ શબ્દકોષ જેવો થઇ શકે એવું એક યંત્ર શોધવામાં આવ્યું છે. તેમાં જે શબ્દનો અર્થ જોઇતો હોય તેના ટાઇપ દબાવતાં કાગળ ઉપર અર્થ છપાઇને બહાર આવે છે. દાખલા તરીકે ફ્રેન્ચ શબ્દ 'ક્રેયોન'નો અર્થ જોઇતો હોય તો તેના ટાઇપ દબાવતાં કાગળ ઉપર તેનો અર્થ 'પેન્સીલ' ટાઇપ થઇ જાય છે. આવી રીતે ત્રણ કરોડ અર્થ માત્ર એક જ મશીનથી મળી રહે છે.

**અંગ્રેજીનો પ્રચાર :**—આખા જગતમાં થઇ સેંકડે ૭૫ ટકા કાગળો, પાર્સલો અને પેકેટો ઉપર અંગ્રેજી સરનામાં થયેલાં મળે છે.

**ચિહ્નની ભાષા :**—એક બ્રિટિશ વિજ્ઞાનશાસ્ત્રી આંતરરાષ્ટ્રીય ચિહ્નભાષા ઉભી કરવાની યોજના ચર્ચી રહ્યા છે.

આ વૈજ્ઞાનિક એમ માને છે કે ગમે તેવા બારીક વિચારોને પણ આ ચિહ્ન ભાષા સમજાવી શકશે. આ માટે ફીલ્મ અને ટેલીવીઝનનો પણ તે આશ્રય લેશે. અને આ રીતે જગતની જબાન ઉપર કાબુ મેળવશે.

**મુખ્ય હિંદુ આચાર્યો અને તેમના સંપ્રદાયો :—**

| | નામ | મત | વેદાંત સિદ્ધાંત |
|---|---|---|---|
| ૧ | શ્રી શંકરાચાર્ય | સ્માર્ત | કેવળ–અદ્વૈત |
| ૨ | શ્રી નિમ્બાર્કાચાર્ય | વૈષ્ણવ | દ્વૈત–અદ્વૈત |
| ૩ | શ્રી રામાનુજાચાર્ય | વૈષ્ણવ | વિશિષ્ટ–અદ્વૈત |
| ૪ | શ્રી મધ્વાચાર્ય | વૈષ્ણવ | શુદ્ધ–દ્વૈત |
| ૫ | શ્રી વલ્લભાચાર્ય | વૈષ્ણવ | શુદ્ધ–અદ્વૈત |

**કેલેન્ડરની પુનર્રચના:**—હાલમાં ૧૨ માસનું કેલેન્ડર છે, પણ તેમાં સુધારા વધારા કરવા માટે અનેક સૂચનાઓ થઇ હતી. તેથી તેની તપાસ કરી ભલામણ કરવા જીનીવાના પ્રજાસંઘે એક કેલેન્ડર સમિતિ નીમી હતી. આ સમિતિ સમક્ષ જુદી જુદી ૧૮૦ યોજનાઓ રજુ થઇ હતી. કોઇએ ૧૦ માસનું દરેક ૭ દિવસના અઠવાડિયાવાળું વર્ષ રાખવા સૂચવ્યું છે, તો કોઇએ ૨૮ દિવસના એવા તેર માસનું એક વર્ષ રાખવા. વળી કોઇએ ૩૦ દિવસના એવા બાર માસ રાખી તેમાં પાંચ દિવસના ૭ અઠવાડિયાની યોજના રજુ કરી છે. બ્રિટનના ઘણા ખરા તરફથી ૨૮ દિવસના ૧૩ માસના વર્ષની ભલામણ કરવામાં આવી છે.

**આપણે આપણા પૂર્વજો કરતાં નિરોગી છીએ?:**—અમેરિકાના એક પ્રોફેસર સાહેબે એવી શોધ કરી છે કે ૫૦૦૦ વર્ષ પહેલાંના લોકોનું સરાસરી આયુષ્ય માત્ર ૨૫ વર્ષનું હતું અને તેમના દાંત તદ્દન સડી ગયેલા હતા!

**છાપેલ લખાણની નકલ લેવાની સહેલી રીત:**—કોઇ પણ છાપેલ લખાણની નકલ લેવા માટેની એક સહેલી પદ્ધતિ શોધી કાઢવામાં આવેલ છે. તેને માટે 'કોપીઇંગ લેન્સ' ની શોધ કરવામાં આવેલ છે. કેમરાની લેન્સ આગળ આવી લેન્સ મૂકી દેવામાં આવે છે અને ચાંપ દાબવામાં આવે એટલે છાપેલું પાનું આખું લેન્સમાં આવી જાય છે. જો છાપેલ પાનું નાનું હોય તો તેને લેન્સ પર એન્લાર્જ કરી શકાય છે.

**ટેલીફોન દ્વારા ફોટો:**—વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ હવે પોતાના મોકલવાનાં અહેવાલો સાથે તે પ્રસંગના ફોટા પણ ટેલીફોન દ્વારા મોકલી શકશે. ફ્લોરિડામાં મીઆમીના મી. સેસીલ ઑફ વૉટસ નામના ઇજનેરે હાથમાં ઉપાડી શકાય તેની જાતનું એક યંત્ર તૈયાર કર્યું છે, જે ટેલીફોનમાં લગાડી શકાય છે. જે વ્યક્તિને ટેલીફોન કરવામાં આવે તેણે પણ એજ પ્રકારનું યંત્ર ટેલીફોનને લગાડવું જોઇએ. એટલે ટેલીફોન દ્વારા સામેના યંત્રમાં અહીંના યંત્રમાંથી ફોટોની પ્રતિકૃતિ પડી શકે, જેના ઉપરથી નવો નકશો તૈયાર કરી તેના બ્લોક બનાવી વર્તમાનપત્રોમાં મોકલી શકાય. એક યંત્રથી સામા યંત્રનું અંતર પાંચ માઇલ હોય કે પચાસ માઇલ, છતાં પણ પ્રતિકૃતિમાં જરા પણ ખામી જણાતી નથી. એ ઇજનેરને આ યંત્ર તૈયાર કરતાં દશ વર્ષ લાગ્યાં છે.

**રીપોર્ટરને ત્યાં ટંકશાળ:**—મી. આર્થર બ્રીસ બ્રેઇન રીપોર્ટરોના રાજા તરીકે પ્રખ્યાત થઇ ગયો છે. તેના લેખો હર્સ્ટના ૨૦૦ છાપાંઓમાં છપાતા અને લોકો તેનાં લખાણ બાઇબલ જેટલા આદરથી વાંચતાં. બ્રીસ બ્રેઇનને એકલા મી. હર્સ્ટ તરફથી વાર્ષિક ૫૨૦૦ પાઉન્ડ મળતા અને ૧૯૩૫ માં આ રીપોર્ટરની કમાણી ૨૧૪૦૦૦ પાઉન્ડ જેટલી હતી. તે ગઇ સાલ ૭૨ વર્ષની વયે ગુજરી ગયો ત્યારે તેનું નામ જગતના સૌથી શ્રીમંત રીપોર્ટર તરીકે ગવાતું હતું.

**ખોપરીઓનો સંગ્રહ:**—ન્યુયૉર્કના મ્યુઝીઅમમાં કુલે ૧૩૦૦૦ માણસોની ખોપરીઓનો જથ્થો સંઘરવામાં આવ્યો છે. જેમ લાઇબ્રેરીમાં નામ સહિત ચોપડીઓ રાખવામાં આવે છે તેવી રીતે આ ખોપરીઓ ગોઠવી રાખવામાં આવેલ છે.

—હીરાલાલ કે. પટેલ.

# વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલયનું સ્નેહ-સમ્મેલન

તા. ૨૫-૪-૩૭ ચૈત્ર શુક્લ પૂર્ણિમા રવિવારના રોજ મધ્યવર્તી પુસ્તકાલયન કાર્યકરોનું સ્નેહ-સમ્મેલન, ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબના પ્રસ્તાવથી, રણોલ મુકામે થયું હતું.

આ સમ્મેલનમાં મે. વ્યવસ્થાપક સાહેબ, ગ્રંથપાલો, કારકુનો, સિપાઈઓ તથા 'પુસ્તકાલય'ના તંત્રી શ્રી નાણુકલાલ ચોકસી, ડૉ. કેપ્ટન કૃષ્ણ સદાશિવ આપ્ટે તથા બીજા ગૃહસ્થો મળી આશરે ૪૫ માણસોએ ભાગ લીધો હતો.

આ મંડળી અત્રેથી રવિવારે સવારે ૭ વાગે મોટરોમાં ઉપડી વાસદ લગભગ સાડા આઠ વાગે પહોંચી ત્યાં મહી નદીમાં સ્નાનાદિ કરી ૧૦ વાગ્યાના સુમારે પરત રણોલી મુકામે આવી ગઈ. રણોલીમાં ત્યાંના પટેલ રા. લલ્લુભાઈ નાથાભાઈની ચીકુની વાડીના બંગલામાં સર્વેના ઉતારાની સારી વ્યવસ્થા થયેલી હતી. આજનો દિવસ તો બધાને અન્યોન્ય આનંદની આપ લે કરવાનો હતો. એટલે મુકામ કર્યા પછી બધા મંડળને આજુબાજુની આંબાવાડીઓ, નારંગી, બોર, મોસંબી વગેરે ફળોની સુંદર વાડીઓ બતાવવાનો પ્રબંધ થયો હતો. ત્યાર બાદ બપોરે સઘળા ભાઈઓએ ઘણા જ રસપૂર્વક ખીચડી શાકનું ભોજન કર્યું.

બાકીનો વખત મંડળીએ ત્રણ ચાર જૂથોમાં વહેંચાઈ જઈ બિઝિક તેમજ બીજી બૌદ્ધિક રમતોમાં અગર બીજા મનગમતા વિષયો ચર્ચવામાં ગાળી નિર્દોષ આનંદ મેળવ્યા કર્યો હતો. રા. હરિહરપ્રસાદ ભટ્ટે વિનોદાત્મક વાર્તાઓ પણ સંભળાવી આનંદ આપ્યો હતો. દરેક બાબતમાં મે. વાકનીસ સાહેબે ભળી જઈ, સર્વના આનંદને ઉત્તેજીત કરી આનંદ લીધો હતો. આથી ઉપરી તરીકેનો ક્ષોભ કોઈને પણ ન થતાં, દરેકના મનમાં સમોવડીઆ મિત્રો અગર એક આનંદી કુટુમ્બનો જ ભાસ થયા કરતો હતો.

આશરે સાડાચારને શુમારે બધા ભાઈઓ ગામથી દોઢેક માઈલ દૂર ખેતરોમાં આવેલી ફળફળાદિની વાડીઓ જોવા મોટરમાં ગયા હતા. અહીં પણ દરેકના અંતરનો આનંદ સૂર્યનાં તપ્ત કિરણોથી તેમના મુખ પર તરી આવતી લાલાશથી વધુ વ્યક્ત થતો હતો.

ત્યાંથી પરત આવ્યા પછી ભોજનની તૈયારી થવા માંડી. વાડીના ચોગાનમાં પાણીનો છંટકાવ થઈ પાટલા વગેરે સુવ્યવસ્થિત ગોઠવાયા બાદ સર્વેએ શ્રીખંડ પૂરીના જમણને ગમ્મત કરતાં સારો ન્યાય આપ્યો હતો. આ મુસાફરી સંબંધે જોઈતી સઘળી સગવડો તથા તે માટે થનારી પહેલેથી છેવટ સુધીની વ્યવસ્થા મધ્યવર્તી પુસ્તકાલયના ગ્રંથપાલ રા. એકનાથ પરેલે ઘણા જ ઉત્સાહથી કરી હતી.

જમણના અંતે વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબ પ્રસંગને અનુસરતા બે શબ્દો બોલ્યા હતા. તેમણે અન્યોન્ય ભાઈચારો વધે, સહકાર તથા પ્રેમ ઉત્પન્ન થાય એટલા માટે

આવાં સ્નેહ સમ્મેલનો થવાની આવશ્યકતા જણાવી હતી. વિશેષમાં તેમણે દરેક કાર્યમાં પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ મળશે જ એવી ખાત્રી આપી હતી. રણોલી ખાતે વાડીના માલીક શ્રી લલ્લુભાઈ, ભાઇલાલભાઈ તથા ત્રિભોવનદાસે, તેમજ પુસ્તકાલય ખાતાના ગ્રંથપાલ રા. એકનાથ પટેલે સર્વ પ્રકારની ઉત્તમ વ્યવસ્થા કર્યા બદલ તેમનો ઉપકાર માની ધન્યવાદ આપ્યો હતો. વળી, શ્રીમાન ડૉ. આપ્ટે સાહેબે પણ સ્નેહ સમ્મેલનોની વારંવાર ઘણી જ આવશ્યકતા છે એમ જણાવી તે પ્રમાણે કરવા ખાતાના માણસોને રમુજી ભાષામાં ભલામણ કરી હતી.

મે. વાકનીસ સા. ના અમલમાં મધ્યવર્તી પુસ્તકાલયનું આ પહેલું જ સમ્મેલન હતું. તેની ફતેહ, પોતાના હાથ નીચેના માણસો પ્રત્યેની તેમની સ્નેહમયી લાગણી તથા સર્વમાં ભ્રાતૃભાવ તથા સહકાર વધે એ પ્રેરણાને આભારી છે.

છેવટે, આખો દિવસ સંપૂર્ણ આનંદમાં ગાળી બધું મંડળ રણોલીથી મોટરોમાં વડોદરા મુકામે રાત્રે આઠ વાગે પરત ફર્યું હતું.

આ સમ્મેલન પરત્વે વાહન માટે રૂ. ૨૨-૫-૬ તથા ભોજન માટે રૂ. ૩૫-૬-૬ મળી રૂ. ૫૭-૧૨-૦ નો ખર્ચ થયો હતો.

## નિમન્ત્રણ

( રાસ )

આવો પંખીલડાં અમ્મારે આંગણે,
જ્ઞાનની ચણુ નિત ચણવા જી રે !
આવો માનવતાનાં હંસો – હંસણીઓ,
બુદ્ધિના પાઠ ઉચ્ચ ભણવા જી રે !
આવો રૂડા જ્ઞાન–ગંગાને કાંઠડે,
જીવનનું હોડલું તરવા જી રે !
આવો હંસા, જ્ઞાન–માનસરોવરે,
મોંઘાં મોતીલડાં ચરવા જી રે !
માડી ! અધિક મીઠાં ચંદાશાં શારદા,
વિરાજી જ્ઞાન-મેહ વર્ષન્તા જી રે !
પ્રભુતા-પ્રસાદ સમાં મોર – ઢેલડીઓ,
ઝીલી એ છાંટણાં હર્ષન્તાં જી રે !
પંખી મેળાશા આ માનવતા બાગમાં,
કોઇ ચડે કોઇ પડતાં જી રે !
ચાલીને જ્ઞાન–વાટ અમ્મારે આંગણે,
આવે તે જીવન-મોક્ષ જડતાં જી રે !

૭ : એપ્રિલ : '૩૭ :
સુદામાપુરી. 'ઇન્દુ'

# પુસ્તકાલયનાં કાયમફંડો

સાર્વજનિક પુસ્તકાલયોનાં કાયમફંડો એ સાર્વજનિક મિલકત છે, અને તે લોકમદદની રકમથીજ ઉભાં થયેલાં છે. પુસ્તકાલય ખાતાનો એના ઉપર એક પ્રકારનો અંકુશ રહેલો છે, અને તે એવી રીતનો છે કે ખાનગી સદ્‌ગૃહસ્થને ત્યાં વધારે વ્યાજના લોભથી પણ એ રકમ મૂકાય નહિ.

ત્યારે હવે આ ફંડો ક્યાં રોકવાં એ એક ગંભીર પ્રશ્ન દિવસે દિવસે બનતો જાય છે. સહકારી મંડળીઓમાં આ નાણાં મૂકવાની અનુકૂળતા કરી આપવામાં આવી છે, અને તેથી તેમાં ઘણાં પુસ્તકાલયોનાં નાણાં રોકાયાં છે. પણ ખેતીવાડીની મંદ સ્થિતિના કારણે એમાં પણ હવે કેટલીક સહકારી મંડળીઓની સ્થિતિ ઘણી જ નબળી પડી ગઇ છે, જેથી તેવી મંડળીઓ પુસ્તકાલયોનાં મૂકેલાં નાણાં વા તેનું વ્યાજ પણ આપી શકતી નથી. આ કારણે સહકારી મંડળીઓમાં પણ હવે મંડળી અ વર્ગની અને સદ્ધર સ્થિતિની છે કે નહિ તેની ચોક્કસ ખાત્રી કર્યા સિવાય નાણાં મૂકવા એ જોખમભરેલું છે. આવી મંડળીઓમાં પણ, જોખમ ન હોય છતાં જોઇએ ત્યારે નાણાં ન મળી શકે એવી સ્થિતિ તો રહેલી છે જ. ખરી સદ્ધર મંડળી તો તેજ કહેવાય કે પાકતી મુદતે નાણાં આપી શકે તથા દર વર્ષે વ્યાજ પણ આપી શકે.

ત્યારે હવે નાણાં ક્યાં રોકવાં? એનો ઉત્તર એક જ છે. બ્રિટિશ અથવા વડોદરા રાજ્યની બાંહેધરીવાળી લોનો વા ડીબેન્ચરોમાં પુસ્તકાલયોનાં નાણાં રોકવાનું બીનજોખમી છે; પુસ્તકાલય સ. સ. મંડળને કે સરકારને ટ્રસ્ટ તરીકે રકમો સોંપાય તો દર વર્ષે દર સેંકડે ૩॥ ટકા ચોકખું વ્યાજ મળી રહે છે, કદાચ ભાવમાં વધઘટ થાય તો વ્યાજમાં સ્હેજસાજ વધારો ઘટાડો થાય છે, પણ સામાન્ય રીતે ૩॥ ટકા ચોક્કસ મળે એવી ગણત્રી રાખી શકાય છે.

આ સિવાય, વડોદરા રાજ્ય લૅંડ મોર્ટગેજ સહકારી બેંક લિ. ને પોતાની બાંહેધરીથી ૩॥ ટકાનાં ડીબેન્ચર્સ કાઢવાની મંજુરી સરકારે આપી છે. પણ આ ડીબેન્ચર્સનો લાભ જેમણે આ બેંકનો એકેક શેર લીધો હોય તેમને જ મળવાનો સંભવ રહે છે. આ બેંક શેર ઉપર ૩॥ ટકાથી વધારે ડીવીડંડ આપે છે, અને ભવિષ્યમાં તેથી પણ વધારે મળી શકે તેવી ખાત્રી રહે છે. સાર્વજનિક પુસ્તકાલયોને પોતાનાં નાણાં રોકવાનો આ પણ એક સહી-સલામત માર્ગ છે.

આ પછી વ્યાજની બહુ દરકાર ન હોય અને નાણાં સહીસલામત સાચવી રાખવાં હોય તો પોસ્ટલ સેવિંગ બેંકનાં કેશ સર્ટીફીકેટ, તેમજ બરોડા બેંક, સેંટ્રલ કો. બેંક, અને તેવી જ બ્રિટીશ રાજ્યની બીજી મોટી બેંકો નાણાં રોકવાને માટે સદ્ધર ગણી શકાય.

ઉપરની યોજનાઓ પૈકી કોઇપણ યોજનામાં નાણાં રોકવાં એ બીનજોખમી છે. અને તેમાં પણ લેન્ડ મોર્ટગેજ બેંક એ આપણા રાજ્યની છે, અને રાજ્યના ખેડુતોના હિતને અર્થે સ્થપાયેલી છે; જેથી તેના શેર અને ડીબેન્ચર લેવાથી નાણાં ખેડુતોના ઉપયોગમાં આવે છે, અને એ રીતે જે વર્ગને અત્યારે રાહતની ખૂબ જરૂર છે, તેને કંઇક મદદ થાય છે. માટે ખાસ કરીને બેંકનું કામ જે મહાલોમાં શરૂ થતું હોય વા થાય તે મહાલોમાં પુસ્તકાલયોના વ્યવસ્થાપકો પોતાનાં નાણાં લેન્ડ મોર્ટગેજ બેંકના શેર વા ડીબેન્ચર્સ ખરીદવામાં રોકે એ બધી રીતે પ્રજાહિતાર્થ ગણાય તેમ છે.

વસો,
તા. ૨૭–૪–૩૭

મો. ન. અમીન.



# પુસ્તકાલયનાં પ્રકાશકિરણો

## (૧૩)

(૧૨૧) ગામડાંની અનેક પ્રકારે સેવા કરવાના મનોરથ સેવો પણ એ મનોરથોમાં પુસ્તકાલય પ્રવૃત્તિને સ્થાન નહિ આપો તો તમારી એ સેવા અધુરી રહેશે.

(૧૨૨) અત્યારના આ યુગમાં સાહિત્યનો જબરજસ્ત ધોધ વહી રહ્યો છે : એ ધોધમાંથી તમે એવું સાહિત્ય પસંદ કરીને જનતાના હાથમાં આપો કે જનતા તે વડે પ્રગતિ કરી શકે. પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસમાં "સાહિત્યની પસંદગી" નું કાર્ય નક્કર ફાળો આપે છે.

(૧૨૩) શિક્ષણ આપનારી સંસ્થાઓ પુસ્તકાલયનાં જેટલાં બહુમાન કરે તેટલાં ઓછાં જ છે : શિક્ષણ લીધા પછી બાળકને જે વાચનભૂખ ઉઘડે છે તેને સદ્ગ્રંથો આપીને શાંત કરી ઉચ્ચ જીવન ઘડનારૂં પુસ્તકાલય શિક્ષણ સંસ્થાને કેટલું ઉપયોગી છે તેની કિંમત તો શિક્ષણપ્રેમીઓ જ સમજે.

(૧૨૪) પુસ્તકાલય તો કલ્પવૃક્ષ છે, અમૃતથી ભરેલો મહાસાગર છે. જગતનાં માનવીઓ એની છાંયામાં આવી જે લાભ મેળવવા ચાહે એ મેળવી શકે છે. જગતનાં માનવીઓની જ્ઞાનપિપાસા એ મહાસાગર વિના કોણ તૃપ્ત કરવા સમર્થ છે?

(૧૨૫) પુસ્તકાલયની સાચી સેવા કરનારમાં—પુસ્તકાલયનો સાચો લાભ લેનારના અણુએ અણુમાં પવિત્રતા અને સજ્જનતા ખીલી નીકળે છે.

(૧૨૬) તમારા દિલમાં સેવા કરવાના મનોભાવ જાગતા હોય તો તમે પુસ્તકાલય પ્રવૃત્તિમાં અચૂક સેવા આપી શકશો. એ પ્રવૃત્તિ એટલી તો નિર્દોષ છે કે કોઈપણ જાતનાં જોખમ સિવાય તમે જનતાની સારામાં સારી સેવા કરી શકો છો.

(૧૨૭) તમે ગમે ત્યાં હો—ગમે ત્યાં જતા હો, પણ તમારી નજરે પુસ્તકાલય ચઢે તો તમારા ગમે તેટલા કામના બોજામાંથી થોડો વખત બચાવીને પણ તમે એ પુસ્તકાલયમાં જજો, તેનું કામકાજ, વ્યવસ્થા અને તમામ જાણવા જેવું જોઈ લેજો; અને ત્યાંથી જે નવીન શીખવા જેવું હોય તે શીખીને, જાણી લઈને તેનો લાભ તમારા વતનનાં તમામ પુસ્તકાલયને આપજો.

(૧૨૮) "પુસ્તકાલય પ્રવૃત્તિનો ઉપાસક આજીવન વિદ્યાર્થી જ છે" એ સૂત્ર તમે જો નહિ ભૂલો તો તમે પુસ્તકાલય પ્રવૃત્તિમાં ઘણી નવીન બાબતો ઉમેરી શકો અને ઘણાં પુસ્તકાલયને નવી દિશા બતાવી શકો એવું જ્ઞાન પ્રાપ્ત કરી શકશો.

(૧૨૯) પુસ્તકાલય એટલે માનવજીવનના અજ્ઞાનાંધકારનો નાશ કરનાર તેજોસૂર્ય!

(૧૩૦) સૂર્ય પોતાના પ્રકાશથી સારાયે જગતને આરોગ્ય બક્ષે છે : પુસ્તકાલય પોતાનાં જ્ઞાનકિરણોના પ્રકાશ વડે માનવજીવનના અજ્ઞાનાંધકાર રૂપી અનારોગ્યને દૂર કરે છે.

ભલગામ, (ધારી)
૨૯-૩-૩૭

વૃજલાલ દ. મહેતા.



# વીણેલાં ફુલ

૧. સારાં પુસ્તકો શ્રેષ્ઠ મિત્રો કરતાં સુખદ છે. બુદ્ધિમાન પુરૂષોના વિચારો આપણે ગ્રંથ દ્વારા જાણી શકીએ છીએ. આપણા ઉપર આફત કે દુઃખ આવે તે વખતે પુસ્તકમિત્ર પોતાનો વાંસો ફેરવીને ચાલ્યો જતો નથી, હમેશાં તે આપણને તે જ સ્નેહથી મળે છે.

૨. ઉત્તમ પુસ્તકો એ રૂડાં વચન અને સુવર્ણમય વિચારોનો ભંડાર છે. પુસ્તકો ઉપર પ્રેમ એ જીંદગીની કારકિર્દીનો જન્મકાળ છે.

૩. મહાન પંડિતો કહે છે કે માણસોને કપડાંલત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની જરૂર છે.

૪. ધર્મશાસ્ત્રથી આરંભીને પુસ્તકમાત્રે માણસ જાતના સાર્વજનિક સુધારાને અર્થે નીતિબળની કેટલી ગંજાવર સત્તા ચલાવી છે તે વિષે વિચાર કરતાં જણાય છે કે મનુષ્યજાતિના એકઠા થએલા જ્ઞાનનો ભંડાર પુસ્તકો જ છે. વિચારશાસ્ત્રમાં, તત્ત્વજ્ઞાનમાં, ધર્મમાં અને નીતિશાસ્ત્રમાં જે સઘળા શ્રમ, પરાક્રમ, તર્ક, વિતર્ક અને જય પરાજય થયા છે તેની નોંધ પુસ્તકો જ આપે છે.

૫. વાચનથી જ્ઞાનની વૃદ્ધિ કેટલી બધી થઇ છે તેની જો કિંમત જાણવી હોય તો એક દિવસ આખા જગતનાં છાપખાનાં, ટપાલ, તાર, યંત્રો વગેરે બંધ થયાં છે એવી કલ્પના કરવી, જેથી સંભવિત અનર્થનું દર્શન સ્હેજમાં થશે.

૬. ઉત્તમ ગ્રંથ રૂપી સૂર્ય સર્વને સરખો જ પ્રકાશ આપે છે પણ કોઇ હત-ભાગ્ય ઘુવડ જેવા પ્રાણીને સૂર્ય નકામો જણાય તો તેમાં સૂર્યનો દોષ નથી. પ્રકાશની ઇચ્છા રાખનાર અને ઉપયોગ કરી જાણનાર જનો તેને દેવરૂપ માને છે.

૭. ઉત્તમ ગ્રંથો એ જ્ઞાનસાધનનું મૂળ છે.

૮. પુસ્તકાલય એ એક અખંડ સંપત્તિનું ભરેલું નાનું છતાં ભવ્ય મંદિર છે. તેમાં જ્ઞાનીઓની મુલાકાત અને વિવેકી પુરૂષોના વિચારોની ઓળખ થઈ શકે છે.

૯. ગ્રંથો આપણા ગુરૂ છે, તે માગ્યા વિના જ્ઞાન આપે છે.

(મારાં વાચનમાંથી)

કાળીદાસ દયાળજી વણકર,

રણુંજ,



# શિષ્ટવાચનની ૧૨મી પરીક્ષા

## ફોરમ તથા કિશોર ચરિત્રમાળાનું

# પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા તા. ૨૧–૨–૩૭ ના ઠરેલા દિવસે જે તે સ્થળે લેવાઇ ગયેલી. આ પરીક્ષા અનુકૂળતા ખાતર **વડોદરા** અને **નવસારી** તથા **મહેસાણા** અને **અમરેલી**: એ બે વિભાગોમાં લેવાની ગોઠવણ રખાઇ હતી અને બંને વિભાગો માટે પુસ્તકો પણ જુદાં જુદાં રખાયાં હતાં. **વડોદરા–નવસારી** વિભાગ માટે **ફોરમ લહરી ૧ થી ૫** અને **કિશોર ચરિત્રમાળાનાં પુ. ૧ થી ૬** રખાયાં હતાં, ત્યારે **મહેસાણા–અમરેલી વિભાગ** માટે **ફોરમ લહરી ૬ થી ૯** અને **કિશોર ચરિત્રમાળાનાં પુ. ૭ થી ૧૨** રખાયાં હતાં. **વડોદરા–નવસારી** વિભાગ માટે ૧૧૩૭ ઉમેદવારોની અને **મહેસાણા–અમરેલી** વિભાગ માટે ૫૩૯ ઉમેદવારોની અરજીઓ આવેલી. તે પૈકી **વડોદરા–નવસારી** વિભાગનાં ૧૪૧ ગામોનાં એકંદર ૬૧૫ ભાઇબેનોની, અને **મહેસાણા–અમરેલી** વિભાગનાં ૬૫ ગામોનાં એકંદર ૨૯૫ ભાઇબેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી બંને વિભાગમાં થઇને કુલ ૯૧૦ ઉમેદવારોએ આ પરીક્ષા આપેલી હોવાનું ઠરે છે. પરીક્ષાનો લાભ, શિક્ષક, વિદ્યાર્થી, ખેડુત, વેપારી, કારીગર, મજુર ભાઇઓ તેમજ બેનોએ લીધો છે.

**વડોદરા–નવસારી** વિભાગની ઉત્તરવહીઓ મંડળના સહમંત્રીએ તપાસી છે, ત્યારે **મહેસાણા–અમરેલી** વિભાગની ઉત્તરવહીઓ તપાસવાની કામગીરી પેટલાદ મહાલ મંડળના મંત્રી શ્રીયુત ભાઇ છોટાભાઇ ખુશાલભાઇ પટેલ બી. એ. એમણે સેવાભાવે બજાવી છે. ભાઇશ્રી છોટાભાઇ ખુ. પટેલની આ મદદ બદલ, અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે. પ્રશ્નપત્રો પૈકી **ફોરમ** વિભાગના દરેક પ્રશ્નના સરખા ગુણ રાખી કુલ ૪૮ માંથી અને **કિશોર ચરિત્રમાળા** વિભાગના ફરજિયાત પ્રશ્નના ૧૬ અને બીજા ૩ પ્રશ્નના દરેકના ૧૨ મળી કુલ (૫૨) ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં **વડોદરા–નવસારી** વિભાગનાં ૬૧૫ ઉમેદવારોમાંથી ૧૭ બેનો સહિત ૩૯૬ ઉમેદવારો ઉત્તીર્ણ થાય છે, ત્યારે **મહેસાણા–અમરેલી** વિભાગના ૨૯૫ ઉમેદવારોમાંથી ૨૦ બેનો સહિત ૨૦૩ ઉમેદવારો ઉત્તીર્ણ થાય છે. એટલે પરીક્ષાનું પરિણામ **વડોદરા–નવસારી** વિભાગનું શુમારે ૬૪॥ ટકા, અને **મહેસાણા–અમરેલી** વિભાગનું ૬૮·૮ ટકા આવ્યું ગણાય. આ પ્રમાણ **ફોરમ** અને **કિશોર ચ. મા.** એ બંને વિષયની પરીક્ષા આપનારાંઓનું સમજવાનું છે. એ સિવાય, **વડોદરા–નવસારી** વિભાગ ખાતે ૧૫ ભાઇબેનોએ, અને **મહેસાણા–અમરેલી** વિભાગ ખાતે ૨૦ ભાઇબેનોએ એકેક વિષયનીજ પરીક્ષા આપેલી છે ને તેમાંથી અનુક્રમે ૧ બેન અને ૧ ભાઇ સમગ્ર પરીક્ષામાં અને ૮ અને ૯ ભાઇબેનો તે તે વિષયમાં ઉત્તીર્ણ થાય છે. સમગ્ર પરીક્ષાની દૃષ્ટિએ ઉત્તીર્ણ થનારાંનું પરિણામ ભેગું છાપ્યું છે, ત્યારે હરકોઇ એક વિષયમાં ઉત્તીર્ણ થનારનું પરિણામ તે પછી પ્રુથક્કુ આપ્યું છે.

ઑક્ટોબર ૧૯૩૬ ના અંકમાં પ્રસિદ્ધ થયેલ આ પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે બન્ને વિષયનાં પુસ્તકોની પરીક્ષામાં સંપૂર્ણ ઉત્તીર્ણ નીવડનારાંઓને બન્નેમાં મળતાં ગુણોના સરવાળાને ક્રમે પ્રથમ આવનારાં ૧૫ જણ ઉપરાંત ટ્રેનીંગ કૉલેજનો લાભ સપૂચો નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી અને ખેડુત વેપારી કારીગર વર્ગના ઉમેદવારો પૈકી પાસ થનારા ઉપલા ૧૦ ઉમેદવારો, તથા ઉત્તીર્ણ થતી સ્ત્રી ઉમેદવારોમાંથી પ્રથમ આવતી ૧૦ બેનો ઉત્તેજનાર્થે રૂ. ૧) એકના ઇનામને પાત્ર થાય છે. ઇનામની રકમ જેમના તેમના નામની સામે શેરાના ખાનામાં જણાવી છે. તદુપરાંત વડોદરા-નવસારી વિભાગ માટે વધુ રૂ. ૧૦) નાં ૨૦ ઇનામો, તથા મહેસાણા-અમરેલી વિભાગ માટે વધુ રૂ. ૫) નાં ૧૦ ઇનામો આશ્વાસન ખાતર આપવા ઠરાવ્યું છે. એ આશ્વાસન ઇનામ મેળવનારાના નંબર આગળ * નું ચિહ્ન મૂકવામાં આવ્યું છે.

પરીક્ષાની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે ઇનામની રકમ આ વખતે રોકડ કોઈને જ અપાવાની નથી; અને પુસ્તકો પણ અત્રેની પસંદગીનાં જ મોકલવાનાં છે. કયા નંબરને કયાં કયાં પુસ્તકો મોકલાશે તેનાં નામ પરિણામપત્રકની નીચે સામાન્ય માહિતી ખાતર આપ્યાં છે. સરળતા કે સગવડ ખાતર એમાં ફેરફાર થઈ શકશે. તો જે ભાઈબેનો ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં હોય તેમણે પોતાનું ઇનામ રૂબરૂ લઈ યા મંગાવી લેવાનું હોય તો તેમ ચાલુ માસ આખર સુધીમાં અચૂક આ તરફ જણાવવું. મુદત વીત્યે જે તે ઇનામ અત્રેથી ટપાલ રસ્તે જેને તેને ખર્ચે રવાના કરાશે અને તેટલા પૂરતી ઇનામી પુસ્તકોમાં ફારફેરી થશે. વેકેશન પૂરતી શાળાઓ બંધ હોવાને કારણે ઇનામ બીજે કોઈ શિરનામે મંગાવવું હોય તો તે નવું શિરનામું પોસ્ટના સ્થળ સાથે તથા તે ઠેકાણે પોતે કયાં સુધી રહેવાના છે તેની માહિતી સાથે જણાવવું.

અમોને મળેલી ઉત્તરવહીઓ પૈકી વડોદરા-નવસારી વિભાગ ખાતે ૪૦ જણની ઉત્તરવહીઓ તપાસતાં તે પરસ્પરમાંથી કે ચોપડીમાંથી આબેહુબ નકલ કર્યાનું વા કરાવ્યાનું જણાયું છે. એટલે તે ઉમેદવારોનાં નામ, શિરસ્તા મુજબ, પરિણામ-પત્રકમાંથી બાતલ કરવામાં આવ્યાં છે. સિવાય અનુત્તીર્ણ થયેલાં ઉમેદવારોનાં નામ પણ સ્થળસંકોચને કારણે પડતાં મૂક્યાં છે. એટલે બેઠેલાં ઉમેદવારો પૈકી વડોદરા-નવસારી વિભાગ તથા મહેસાણા-અમરેલી વિભાગ ખાતે ઉત્તીર્ણ થનાર ઉમેદવારોનાં પરિણામ આ નીચે જુદાં જુદાં પ્રસિદ્ધ કર્યાં છે. જેઓ પરીક્ષામાં બેઠાં હોય છતાં જેમનાં નામ આ પરિણામપત્રકોમાં ન હોય તેમના કિસ્સા આ બે પૈકી એક કોટિના છે એમ જેણે તેણે સમજી લેવું. કોપીના કિસ્સાઓની ખબર તો જે તે સ્થળે કાગળ લખીને સામાન્ય રીતે અપાયેલી જ છે. કોપીના કિસ્સાઓમાં વિદ્યાર્થી વર્ગનું પ્રમાણ વધારે છે. છતાં એ દુષ્ટ લાલચને કેટલાક શિક્ષક ભાઈઓ પણ, પ્રમાણિકતા પૂરેપૂરી જાળવવાની આગ્રહભરી વિનંતિ પ્રશ્નપત્રને મથાળે કર્યા છતાં, નથી રોકી શકયા વા શકતા તે જોઈ જાણી અત્યંત ખેદ થાય છે.

૧૩ મી પરીક્ષા, આજ પ્રમાણે બે પ્રાદેશિક વિભાગમાં, આજ પરસ્પર બદલાયલાં પુસ્તકોની સપ્ટેમ્બર માસની તા. ૨૬ ને રવિવારના રોજ લેવાશે. એ માટેની જાહેરાત

ચાલુ અંકમાં જ પ્રસિદ્ધ થયેલી છે. આશા રાખીએ છીએ કે એનો લાભ આ વખતના કરતાં પણ હજી બહોળા પ્રમાણમાં લેવા લેવરાવવાની તજવીજ લાગતાવળગતાઓ તરફથી કરાશે.

અગાઉની પરીક્ષાઓ માફક આ વખતે પણ જે તે સ્થળોના શિક્ષક, મંત્રી કે અન્ય સજ્જનોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વેનો અંતઃકરણપૂર્વક અહેસાન માનીએ છીએ.

## વડોદરા – નવસારી વિભાગનું

# પરિણામ

| અ. નં. | ઉમેદવારનું નામ | ગામ | ધંધો: અભ્યાસ | ફોરમ+ 'કિશોર ચ. માળા' ગુણ ૫૦માંથી | કુલ મળેલા ગુણ ૧૦૦માંથી | શેરો ઈ. રૂ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | પુરૂષોત્તમ અમૃતરામ દવે | ચાપડ | શિ. ઇન્ટર સિ. | ૩૭+૩૯ | ૭૬ | ૩) |
| ૨ | ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ | પિન્ડાપા | શિ. સિ. | ૩૬+૩૯ | ૭૫ | ૨॥ |
| ૩ | ચંદુભાઇ મણિભાઇ અમીન | વસો | અં.ઘો.૬ નોકરી | ૩૭+૩૭ | ૭૪ | ૨) |
| ૪ | પુરૂષોત્તમ કુબેરભાઇ પંડ્યા | રવાલ | શિ. મે. સિ. | ૩૮+૩૫ | ૭૩ | ૧॥ |
| ૫ | મોતીભાઇ ગો. પટેલ | ગવાસદ | શિ. સિ. | ૩૬+૩૬ | ૭૨ | ૧) |
| ૬ | વિઠ્ઠલદાસ મથુરાંદાસ મહેતા | વસો | સ્નાતક | ૩૫+૩૭ | ૭૨ | ૧) |
| ૭ | જેઠાલાલ માણેકલાલ પટેલ | જાલાબોરડી | શિ. મે. સિ. | ૩૪+૩૬ | ૭૦ | ૧) |
| ૮ | ડાહ્યાભાઇ રામદાસ પટેલ | વિશ્રામપુરા | શિ. સિ. | ૩૨+૩૭ | ૬૯ | ૧) |
| ૯ | ભાઇલાલભાઇ બાવાજી પટેલ | બામણગામ | શિ. મે. સિ. | ૩૫+૩૪ | ૬૯ | ૧) |
| ૧૦ | મોતીભાઇ ઝ. પટેલ | મોભા | શિ. સિ. | ૩૫+૩૩ | ૬૮ | ૧) |
| ૧૧ | જીવણલાલ બો. શાહ | રાણીપુરા | શિ. મે. સિ. | ૩૧+૩૭ | ૬૮ | ૧) |
| ૧૨ | વિઠ્ઠલભાઇ સો. પટેલ | ડાલી | શિ. મે. સિ. | ૩૩+૩૪ | ૬૭ | ૧) |
| ૧૩ | ગાંધી નટવરલાલ નરોત્તમ | ગંગાધરા | શિ. મેટ્રિક | ૩૪+૩૧ | ૬૫ | ૧) |
| ૧૪ | મગનલાલ મૂળજી દવે | રવાલ | શિ. પૂર્વપદ | ૩૪+૩૧ | ૬૫ | ૧) |
| ૧૫ | કૃષ્ણલાલ હિંમતલાલ શાહ | વણાદરા | શિ. મે. સિ. | ૩૬+૨૯ | ૬૫ | ૧) |
| ૧૬ | રણછોડભાઇ મો. બ્રહ્મભટ્ટ | મટોલી | શિ. ગુ. ધો. ૬ | ૩૪+૩૦ | ૬૪ | ૧)ડિ. |
| ૧૭ | મણિભાઇ ગોરધનભાઇ પટેલ | વડુ | ખેતી અં. ૪ | ૩૨+૩૨ | ૬૪ | ૧)ડિ. |
| *૧૮ | કૃષ્ણલાલ મોહનલાલ પરીખ | મટોલી | શિ. મે. મિ. | ૩૩+૩૧ | ૬૪ | ૦॥ |
| *૧૯ | રેવનદાસ નાગરદાસ ઠક્કર | અંકોડીઆ | શિ. મે. સિ. | ૩૨+૩૨ | ૬૪ | ૦॥ |
| *૨૦ | મણિલાલ ડાહ્યાભાઇ પટેલ | રીસ્તા | શિ. સિનિયર | ૨૮+૩૬ | ૬૪ | ૦॥ |
| *૨૧ | શાંકરલાલ છગનલાલ શાહ | પારીખા | શિ. સિનિયર | ૩૩+૩૦ | ૬૩ | ૦॥ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| *૨૨ | ચીમનલાલ છગનલાલ શુકલ | માનપુરા | મુ. શિ. સિ. | ૩૩+૩૦ | ૬૩ | ાા |
| *૨૩ | તુલસીભાઇ કાળીદાસ પટેલ | જલસણુ | મુ. શિ. સિ. | ૩૨+૩૧ | ૬૩ | ાા |
| *૨૪ | હરિભાઇ નાગરજી પટેલ | નંદાવ | મુ. શિ. મધ્યમ | ૩૩+૨૯ | ૬૨ | ાા |
| *૨૫ | ખુશાલભાઇ કાળીદાસ પટેલ | બોલ.રોડ | શિ. મેટ્રિક | ૩૦+૩૨ | ૬૨ | ાા |
| ૨૬ | પરશુદાસ આ. પાટણવાડીઆ | જાલાખોરડી | શિ. ગુ. ધો. ૬ | ૩૦+૩૨ | ૬૨ | ૧)રૂ. |
| *૨૭ | મૂલચંદ હરિવલ્લ શાહ | સિહોલ | શિ. મે. સિ. | ૩૦+૩૨ | ૬૨ | ાા |
| ૨૮ | જીવણલાલ કૃપાશંકર પંડ્યા | વાલવોડ | ય. વૃત્તિ ગુ.ધો.૬ | ૨૯+૩૩ | ૬૨ | ૧)રૂ. |
| *૨૯ | ડાહ્યાભાઇ રણછોડભાઇ પટેલ | સાણપુર | શિ. મે. સિ. | ૨૯+૩૩ | ૬૨ | ાા |
| *૩૦ | શંકરભાઇ ગોકળભાઇ પટેલ | કણઝટ | શિ. મે. સિ. | ૩૪+૨૭ | ૬૧ | ાા |
| *૩૧ | રામસિંગ કાભાઇ બ્રહ્મભટ્ટ | ગોત્રી | શિ. પૂર્વપદ | ૩૪+૨૭ | ૬૧ | ાા |
| *૩૨ | બાબુભાઇ જેઠાભાઇ પટેલ | વસો | શિ. મેટ્રિક મો. | ૩૩+૨૮ | ૬૧ | ાા |
| *૩૩ | અંબાલાલ લલ્લુભાઇ પટેલ | થલેડી | મુ. શિ. સિનિયર | ૩૨+૨૯ | ૬૧ | ાા |
| ૩૪ | પટેલ ઇન્દુભાઇ નારણભાઇ | આણંદ | વિ. અં. ૪ | ૨૯+૩૨ | ૬૧ | ૧)રૂ. |
| *૩૫ | કૃષ્ણલાલ અમૃતલાલ દેસાઇ | ધમેલી | શિ. મે. સિ. | ૨૮+૩૩ | ૬૧ | ાા |
| *૩૬ | ભાઇલાલ ઇશ્વરભાઇ પટેલ | પીઝ | શિ. મે. સિ. | ૩૦+૩૦ | ૬૦ | ાા |
| *૩૭ | ઉમરભાઇ મહમદભાઇ વહોરા | મેથી | શિ. પૂર્વપદ | ૨૮+૩૨ | ૬૦ | ાા |
| *૩૮ | નારણભાઇ માનદાસ પટેલ | અંકોડીઆ | શિ. મધ્યમ | ૩૪+૨૬ | ૬૦ | ાા |
| *૩૯ | મગનભાઇ વલભભાઇ પટેલ | દીગસ | મુ. શિ. મે. સિ. | ૩૨+૨૮ | ૬૦ | ાા |
| *૪૦ | હીરાભાઇ ઝવેરભાઇ પટેલ | ગવાસદ | શિ. પૂર્વપદ | ૩૧+૨૯ | ૬૦ | ાા |
| ૪૧ | સરદારસિંહ શિવસિંહજી | પાડગોલ | શિ. મધ્યમ | ૩૦+૨૯ | ૫૯ | |
| ૪૨ | પ્રભુદાસ રાયજીભાઇ પટેલ | મંજુસર | શિ. સિનિયર | ૨૯+૨૦ | ૫૯ | |
| ૪૩ | છોટાભાઇ ખુશાલભાઇ પટેલ | બાંધણી | શિ. મે. સિનિયર | ૨૯+૩૦ | ૫૯ | |
| ૪૪ | અમૃતરામ પ્રેમશંકર ત્રિવેદી | પીપોદરા | શિ. મે. સિ. | ૨૮+૩૧ | ૫૯ | |
| ૪૫ | ગીરધરલાલ દામોદર ઠક્કર | નારીઆ | શિ. મે. સિ. | ૨૮+૩૧ | ૫૯ | |
| ૪૬ | ઇશ્વરભાઇ નાગજીભાઇ પટેલ | આશનેરા | શિ. મે. સિ. | ૨૭+૩૨ | ૫૯ | |
| ૪૭ | મહેતા જયંતિલાલ ભોગીલાલ | પારડી | શિ. ગુ. ધો. ૬ | ૩૦+૨૮ | ૫૮ | ૧) રૂ. |
| ૪૮ | રમણલાલ ચુનીલાલ પંડ્યા | નમાસરા | મુ. શિ. સિ. | ૩૦+૨૮ | ૫૮ | |
| ૪૯ | છોટાલાલ નરોત્તમ બારીઆ | ખુનવાડ | શિ. ગુ. ધો. ૬ | ૩૦+૨૮ | ૫૮ | ૧)રૂ. |
| ૫૦ | શાન્તિલાલ મૂળજીભાઇ શાહ | પલાણા | શિ. મે. સિ. | ૨૮+૩૦ | ૫૮ | |
| ૫૧ | ભીખાભાઇ મોતીભાઇ પટેલ | નાર | ળુકબાઇન્ડરમે.સ્ટ. | ૨૮+૩૦ | ૫૮ | |
| ૫૨ | ફુલાભાઇ કલ્યાણભાઇ | આંકલાવ | મુ. શિ. મેટ્રિક | ૨૫+૩૩ | ૫૮ | |
| ૫૩ | પુરૂષોત્તમ ઝીણાભાઇ પટેલ | કોસંબા | શિ. પૂર્વપદ. | ૩૩+૨૪ | ૫૭ | |
| ૫૪ | તુલસીભાઇ હાથીભાઇ પટેલ | નરસીપુર | શિ. મે. સિ. | ૩૦+૨૭ | ૫૭ | |
| ૫૫ | હીરાલાલ ફોગટલાલ જાની | સાહલી | શિ. અન્ટ્રેન્ડ | ૩૦+૨૭ | ૫૭ | ૧)રૂ. |
| ૫૬ | રામચન્દ્ર પુરૂષોત્તમ સાઠે | મુજપુર | મુ. શિ. સિ. | ૩૦+૨૭ | ૫૭ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૭ | જેઠાલાલ રેવાશંકર ભટ્ટ | ભંડેરજ | મુ. શિ. સિ. | ૨૯+૨૮ | ૫૭ | |
| ૫૮ | પુરૂષોત્તમ લાછીઆ પટેલ | પારડી | શિ. સિ. | ૨૯+૨૮ | ૫૭ | |
| ૫૯ | ચીમનલાલ હિંમતલાલ બારોટ | કરણાકુવા | મુ. શિ. મે. સિ. | ૨૯+૨૮ | ૫૭ | |
| ૬૦ | મોતીભાઇ ધૂળાભાઇ પટેલ | રૂદેલ | શિ. મધ્યમ | ૨૬+૩૧ | ૫૭ | |
| ૬૧ | નરસીભાઇ છગનભાઇ પટેલ | રણોલી | ખેતી અં. ૪ | ૩૧+૨૫ | ૫૬ | ૧)ઉ. |
| ૬૨ | ભાઇલાલભાઇ કિશોરભાઇ | રણોલી | શિ. પ્રથમપદ | ૩૦+૨૬ | ૫૬ | |
| ૬૩ | પાટણવાડીઆ મેલા ખુશાલ | કોલીયાદ | મજુરી ગુ. ઘો. ૬ | ૨૯+૨૭ | ૫૬ | ૧)ઉ. |
| ૬૪ | કાશીભાઇ નરસીભાઇ પટેલ | રણોલી | વિ. અં. ૬ | ૨૭+૨૯ | ૫૬ | |
| ૬૫ | નરોત્તમદાસ રાયજી પટેલ | કરમાલ | મુ. શિ. | ૨૭+૨૯ | ૫૬ | |
| ૬૬ | ચંદ્રકાંત નરસિંહભાઇ | મોભારોડ | વિ. અં. ૩ | ૩૦+૨૫ | ૫૫ | |
| ૬૭ | ઠાકોરલાલ નરોત્તમ પટેલ | કામરેજ | વિ. અં. ૪ | ૨૬+૨૯ | ૫૫ | |
| ૬૮ | છીબાભાઇ ભગાભાઇ | દથુરણ | શિ. પૂર્વ પદ | ૩૪+૨૧ | ૫૫ | |
| ૬૯ | ડાહ્યાભાઇ રૂપસિંહ દેસાઇ | વિહાણ | મુ. શિ. સિ. | ૩૨+૨૩ | ૫૫ | |
| ૭૦ | જેઠાભાઇ હરિભાઇ પટેલ | સતીસણા | મુ. શિ. મે. સિ. | ૩૧+૨૪ | ૫૫ | |
| ૭૧ | છોટુભાઇ રાવજીભાઇ પટેલ | માણેજા | ,, | ૩૦+૨૫ | ૫૫ | |
| ૭૨ | કાન્તિલાલ ભોગીલાલ | સુંદરા | ,, | ૨૯+૨૬ | ૫૫ | |
| ૭૩ | વાળંદ બહેચરભાઇ રેવનદાસ | સંજાયા | શિ. મધ્યમ | ૨૯+૨૬ | ૫૫ | |
| ૭૪ | પુરોહિત લક્ષ્મીશંકર ઇશ્વરલાલ | જોશીકુવા | ,, | ૨૮+૨૭ | ૫૫ | |
| ૭૫ | મોહનલાલ જયશંકર ભટ્ટ | રાણીપુરા | શિ. ગુ. ઘો. ૬ | ૨૭+૨૮ | ૫૫ | |
| ૭૬ | રમણલાલ ભોગીલાલ ભટ્ટ | ચલેંડી | શિ. પ્રથમપદ | ૨૭+૨૮ | ૫૫ | |
| ૭૭ | **સૂરજબેન ચુનીલાલ ક્ષત્રિય** | મોગરી | મુ. શિ. કન્યા શા. | ૨૫+૩૦ | ૫૫ | ૧)ઉ. |
| ૭૮ | માણેકલાલ ગરબડભાઇ ભટ્ટ | ભીમપુરા | શિ. પૂર્વપદ | ૨૪+૩૧ | ૫૫ | |
| ૭૯ | શાહ નવલચંદ નેમચંદ | આણંદ | વિ. અં. ૬ | ૨૯+૨૫ | ૫૪ | |
| ૮૦ | પુરૂષોત્તમ વીરાભાઇ | બોરીઆ | મુ. શિ. સિનિયર | ૨૮+૨૬ | ૫૪ | |
| ૮૧ | વિષ્ણુપ્રસાદ પ્રહલાદજી પંડયા | પાદરા | શિ. પૂર્વપદ | ૨૮+૨૬ | ૫૪ | |
| ૮૨ | શાન્તિલાલ મોતીલાલ શાહ | સેગવા | મુ. શિ. મે. સિ. | ૨૮+૨૬ | ૫૪ | |
| ૮૩ | **સૌ. ચંચળગૌરી** | બામણગામ | ગુ. ઘો. ૬ | ૨૭+૨૭ | ૫૪ | ૧)ઉ. |
| ૮૪ | ભાઇલાલભાઇ ગિરધર પટેલ | વિશ્રામપુરા | વિ. અં. ૧ | ૨૬+૨૮ | ૫૪ | |
| ૮૫ | ઇશ્વરભાઇ નરસિંહભાઇ પટેલ | રૂદેલ | ખેતી અં. ૫ | ૨૫+૨૯ | ૫૪ | |
| ૮૬ | મગનલાલ ડાહ્યાભાઇ પટેલ | શેખપુર | મુ. શિ. પૂર્વપદ | ૨૩+૩૧ | ૫૪ | |
| ૮૭ | હરગોવિંદ ખોડાભાઇ માળી | દાસર | શિ. પૂર્વપદ | ૩૪+૧૯ | ૫૩ | |
| ૮૮ | ચુનીલાલ જાદવજી ઠક્કર | બાંટવા | શિ. મે. સિ. | ૩૦+૨૩ | ૫૩ | |
| ૮૯ | હીરાભાઇ પ્રભુદાસ પટેલ | દેવા | ,, | ૨૯+૨૪ | ૫૩ | |
| ૯૦ | કેશવલાલ દેવશંકર ભટ્ટ | વસો | વિ. અં. ૬ | ૨૮+૨૫ | ૫૩ | |
| ૯૧ | ભટ. બાલાશંકર રામચંદ્ર | મોટા હબીપુરા | શિક્ષક | ૨૭+૨૬ | ૫૩ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૯૨ | હીરાભાઇ દેસાઇભાઇ પટેલ | મુવાલ | શિ. સિનિયર | ૨૭+૨૬ | ૫૩ | |
| ૯૩ | રતિલાલ મૂલજી,શાહ | મેથી | મુ. શિ. મે. સિ. | ૨૬+૨૭ | ૫૩ | |
| ૯૪ | સોમાભાઇ નરસિંહ રાવળ | આસ્નેરા | શિ. પૂર્વપદ | ૨૫+૨૮ | ૫૩ | |
| ૯૫ | હરિલાલ ફુલચંદ શાહ | જોશીકુવા | મુ. શિ. સિનિયર | ૨૫+૨૮ | ૫૩ | |
| ૯૬ | મૂળજીભાઇ નાથાલાલ શાહ | અભિપુરા | શિ. મે. સિ. | ૨૨+૩૧ | ૫૩ | |
| ૯૭ | જશભાઇ ગોવર્ધનભાઇ પટેલ | આણંદ | વિ. અં. ૬ | ૨૨+૩૧ | ૫૩ | |
| ૯૮ | ભીખાભાઇ અભ્ભુભાઇ | કોસંબા | શિ. ગુ. ધો. ૬ | ૩૧+૨૧ | ૫૨ | |
| ૯૯ | નાયક ઝીણાભાઇ કાળાભાઇ | ગાંધીર | શિ. મે. સિ. | ૩૦+૨૨ | ૫૨ | |
| ૧૦૦ | **ધનલક્ષ્મી અચરતલાલ** | ભાદરણ | શિ. બા. મં. | ૩૦+૨૨ | ૫૨ | ૧)૩ |
| ૧૦૧ | વલ્લભભાઇ મોતીભાઇ પટેલ | કલોલી | મુ. શિ. સિનિયર | ૨૯+૨૩ | ૫૨ | |
| ૧૦૨ | શંકરભાઇ ઘેલાભાઇ પટેલ | પલાણા | શિ. પ્રથમ વર્ષ | ૨૮+૨૪ | ૫૨ | |
| ૧૦૩ | ઘેલાભાઇ તુલજારામ પાઠક | અસ્તાન | મુ. શિ. પૂર્વપદ | ૨૮+૨૪ | ૫૨ | |
| ૧૦૪ | જગદીશભાઇ બી. અમીન | વસો | શિ. બી. એ. | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૦૫ | ભીમસિંહ મહીજી સોલંકી | નરસીપુર | શિ. ગુ. ધો. ૬ | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૦૬ | અજબસિંહ મહીજી પરમાર | વિશ્રામપુરા | ,, | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૦૭ | સોમાભાઇ ફુલાભાઇ પટેલ | ઝારોળા | વિ. અં. ૫ | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૦૮ | બારીઆ દેસાઇભાઇ ના. | ખુનવાડ | એની ગુ. ધો. ૫. | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૦૯ | મુળશંકર ભવાનીશંકર ઠાકોર | ધંટીઆળ | મુ. શિ. પ્રિ. સિ. | ૨૭+૨૫ | ૫૨ | |
| ૧૧૦ | નરહર કૃષ્ણ | વડોદરા | શિ. કન્યાશાળા | ૨૬+૨૬ | ૫૨ | |
| ૧૧૧ | કાળીદાસ ઇશ્વરભાઇ પટેલ | પીજ | શિક્ષક ગીડલરકુ. | ૨૫+૨૭ | ૫૨ | |
| ૧૧૨ | પા. બાવાજીભાઇ નારણભાઇ | ભાદરણ | કારકુન | ૨૫+૨૭ | ૫૨ | |
| ૧૧૩ | રણછોડભાઇ ઝવેરભાઇ પટેલ | કોસીન્દ્રા | શિ. મધ્યમ. | ૨૨-૩૦ | ૫૨ | |
| ૧૧૪ | નટુભાઇ શિવાભાઇ અમીન | આણંદ | વિ. અં. ૬ | ૨૧+૩૧ | ૫૨ | |
| ૧૧૫ | વસનજી દેડીઆ ચોધરી | શીખલવાવ | શિ. પ્રથમપદ | ૩૨+૨૦ | ૫૨ | |
| ૧૧૬ | પા. મોતીભાઈ બેચરભાઇ | ગોભારોડ | અં. વિ. ૨ | ૨૯+૨૨ | ૫૧ | |
| ૧૧૭ | તોળાશંકર હરિશંકર પંડ્યા | ભાયલી | શિ. પૂર્વપદ | ૨૮+૨૩ | ૫૧ | |
| ૧૧૮ | નટવરલાલ નાગજી શાહ | જરોદ | શિ. મે. સિ. | ૨૮+૨૩ | ૫૧ | |
| ૧૧૯ | ઇંદુલાલ જટાશંકર | ધેપંપુરા | મુ. શિ. મે. સિ. | ૨૮+૨૩ | ૫૧ | |
| ૧૨૦ | મંગુલાલ મગનલાલ શાહ | મરેલી | શિ. પૂર્વપદ | ૨૮+૨૩ | ૫૧ | |
| ૧૨૧ | પાનજીભાઇ ધીરુભાઇ અમીન | વસેવલ | શિ. મે. સિ. | ૨૮+૨૩ | ૫૧ | |
| ૧૨૨ | જોઇતાલાલ રેવાશંકર મહેતા | સેવાસી | શિ. પૂર્વપદ | ૨૭+૨૪ | ૫૧ | |
| ૧૨૩ | **ચંચળબેન કાશીભાઇ પટેલ** | બામણગામ | ધરકામ ગુ. ૬ | ૨૬+૨૫ | ૫૧ | ૧)ક. |
| ૧૨૪ | મરઘાભાઇ શંકરભાઇ | કમુઝટ | શિ. ગુ. ૬ | ૨૬+૨૫ | ૫૧ | |
| ૧૨૫ | કાલીદાસ ફકીરભાઇ | પારડી | શિ ગુ. ધો. ૬ | ૨૬+૨૫ | ૫૧ | |
| ૧૨૬ | શંકરભાઇ ઇશ્વરભાઇ | વાસનોડ | શિ. સિનિયર | ૨૬+૨૫ | ૫૧ | |

## અમરેલી પ્રાંત બીજી પુસ્તકાલય પરિષદના

# સ્વાગત પ્રમુખનું ભાષણ

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !**

**આજના** આ શુભ પ્રસંગે પ્રાંતના દૂર દૂરના ગામડેથી પધારેલા પુસ્તકાલયના પ્રેમી ભાઇબ્હેનોને સત્કારતાં મને ઘણો આનંદ થાય છે.

પુસ્તકાલયપ્રવૃત્તિ એ ગ્રામ પુનર્ઘટનાનું એક વ્યાપક અને અનિવાર્ય અંગ છે, અને હું પોતે અત્યારે ગ્રામ પુનર્ઘટનાનું કામ ગામડાંઓમાં જ રહીને કરી રહ્યો હોઇ મને ગામડાંઓ માટે કામ કરવું ગમે છે. એ દૃષ્ટિએ હું આ પદ લેવા પ્રેરાયો છું.

આપણા રાજપિતા શ્રીમંત મહારાજા સાહેબની જ્ઞાનપ્રચારની મહેચ્છામાંથી સ્ફુરેલી અને સ્વાશ્રયના સિદ્ધાંતથી રચાયેલી પુસ્તકાલયપ્રવૃત્તિનો ઉદ્દેશ રાજ્યના પ્રત્યેક ગામડામાં અંધારામાં અંધારે ખૂણે પણ જ્ઞાનનો પવિત્ર પ્રકાશ ફેલાવવાનો છે; પરંતુ ગામડાંઓ સધન નથી. ખેતીના પાક માટે કુદરત પણ સરખી રીતે દર વરસે અનુકૂળ ઉતરતી નથી. આજે તો એમને પેટની પડી છે. આવા સંજોગોમાં પુસ્તકાલયો માટે નાણાં એકઠાં કરવાનું કામ કપરૂં તો છેજ. પુસ્તકાલયો વસાવવાની ભાવના અજ્ઞાનતાના કારણે ઓછી છે. પણ તે ભાવના કેળવવા માટે પણ પુસ્તકાલયો વસાવવાં જ જોઇએ.

વડોદરા રાજ્યની બરકે હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ગામડાંઓમાં જ વસે છે. ગામડાં એ દેશનું હૃદય છે. પણ એ હમણાં જ સમજાયું. તે પહેલાંની આપણી પ્રવૃત્તિનો મોટો ફાળો શહેરો ખાતે ચડયો છે. મોટાં સમૃદ્ધ જ્ઞાનમંદિરો શહેરમાં ઉભાં કર્યાં છે. કેન્દ્ર તરીકે એ સમૃદ્ધ જ્ઞાનમંદિરો આવશ્યક છે; પણ હવે જ્યારે પૂજ્ય મહાત્માજીએ હાકલ કરી છે, તેઓ જાતે ગામડાંમાં બેસી ગયા છે, ત્યારે આપણે ગામડાંની સેવા કરવા કટિબદ્ધ થવું જ જોઇએ.

ગામડાં ભાંગીને શહેર સમૃદ્ધ બન્યાં છે. તેથી શહેર ભાંગીને ગામડાં સમૃદ્ધ કરવાં, એટલે કે શહેરના કસ્બા પુસ્તકાલયોને સરકાર તરફથી મળતી મદદ બંધ કરી ગામડાંમાં આપવી, એમ કહેવાનો મારો આશય નથી; પણ આપણી પ્રવૃત્તિનું કેન્દ્ર હવે ગામડાં થવાં જોઇએ. આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિ ઘણી પાછળ છે, તેના મૂળમાં નિર્ધનતા છે, એ ખરૂં; પણ તેથી નિર્ધનતા ટળી જાય તે પછી પુસ્તકાલય પ્રવૃત્તિ હાથ ધરવી એમ માની બેસી રહેવું બરાબર ન ગણાય.

ગામડું જેટલી રકમ લોકમદદથી ઉભી કરે, તેટલી રકમ સરકાર તેમજ પંચાયત તેને આપે, એવો ખાતાનો નિયમ છે જ. આ બન્ને પ્રકારની મદદ પુસ્તકાલય ખાતું મેળવી આપે છે. પણ પ્રથમ ભાગની રકમ જે તે ગામે પોતપોતાનામાંથી ઉભી કરવી જ જોઇએ. જે ગામ ભાંડ-ભવૈયાને નચાવવામાં પૈસા વાપરી શકે છે, જીવનની જરૂરીયાત નથી છતાં શોખને ખાતર ખાવા પીવાની ચીજોમાં પૈસા વાપરી શકે છે, અંધશ્રદ્ધાથી કે બીજી રીતે ધર્માદાના નામે પૈસા વાપરી શકે છે, તે ગામ પુસ્તકાલય માટે પૈસા ન આપે એ સ્થિતિ જરાય પસંદ કરવા જેવી નથી.

ઉપર બતાવેલી પૈસાની નાની મોટી નીકનાં પાણી હવે આવી કલ્યાણકારી પ્રવૃત્તિમાં વળે, એ જાતની ભાવના કેળવવાની જરૂર છે. એ કામ ગામના આગેવાનોનું છે. દરેક ગામમાં દર વરસે લગ્ન મંગળ જેવા પ્રસંગો તો આવે છે. તે વખતે જ્ઞાનદાન મેળવી શકાય. આ સિવાય ગામખાતાની જે કાંઇ રકમ હોય તેમાંથી પણ અમુક ફાળો લઈ શકાય કેમકે એનો ઉપયોગ એમના પોતાના જ હિતમાં થવાનો છે.

નાની એવી રકમ ઉભી કરીને વાચનાલય ઉભું કરવું એ કાંઇ ગામને ભારે પડતું ન ગણાય. ગામડા માટે વાચનાલયનું સ્થળ ગામનો ચોરો (ઠાકર મંદિર) ઉત્તમ છે. ગામના માણસો ચોરે બેસી પોતાના હાથ પગ હલાવી કામ કરતા જાય, અને એક ભાઇ તેમને વાંચી સંભળાવે, સમજાવે, વાતો કરે વગેરેઃ પુસ્તકાલયની પ્રવૃત્તિને ખૂબ વ્યાપક, સંગીન કરવી હોય, તો હાલ તુરત આ પદ્ધતિ અખત્યાર કરવા જેવી છે.

આ પુસ્તકાલયનું કામ ગામડાંમાં શિક્ષકો સેવાભાવથી કરે છે. તેમની સેવાની કદર કોઈ કરે કે ન કરે; પણ સેવા કરવાથી આત્મા પ્રબળ તેજસ્વી બને છે. આ લાભ જેવો તેવો નથી. આ સેવાભાવી શિક્ષકોને મારી નમ્ર ભલામણ છે કે તેઓ પોતાને હાથ આવેલું આ સેવાનું કર્મ ધર્મના નિત્ય નિયમ તરીકે કરતા જ રહે. શિક્ષક તરીકે તેમણે નિત્ય નવું નવું જ્ઞાન મેળવવું અને મેળવેલું જ્ઞાન બીજાને આપવું એ ધર્મ કાર્ય અદા કરવું જોઇએ.

શિક્ષક સિવાય ગામના બીજાં ભણેલાં ભાઇબ્હેનોની પણ એજ ફરજ છે. પોતાના જ્ઞાનના વિકાસ સારૂ પુસ્તકાલયનો લાભ તેઓ જરૂર લે, પણ સાથે સાથે જ્ઞાનપ્રચાર પણ કરતા રહે. તેમાં તેમને કાંઇ ખોવાનું નથી. બલ્કે ચર્ચા કરવાથી પોતાના જ્ઞાનમાં વધારો થશે.

આ પુસ્તકાલયો સાર્વજનિક છે તેનો ઉપયોગ સાર્વજનિક રીતે છૂટથી થવો જોઇએ, પણ તેમાં ગેરવ્યવસ્થાને સ્થાન ન હોય. પુસ્તકો લેવા દેવામાં, તેનો સાચવીને ઉપયોગ કરવામાં ગામ લોકોનું જ હિત છે. જો લોકો એ વસ્તુ નહિ સમજે, તો તેમનું પોતાનું પુસ્તકાલય ભાગ્યેજ સમૃદ્ધ અને યશસ્વી બનશે.

એક બીજી ખૂબ મહત્ત્વનો વિચાર છણવા જેવો છે. ગ્રામ પુસ્તકાલયના સંચાલકો માંડમાંડ નાની એવી રકમ લોકમદદ તરીકે મેળવે છે, અને તે ઉપર નિયમ પ્રમાણે સરકાર તથા *પંચાયત તરફથી મદદ મેળવી તેમાંથી છાપાંઓ, માસિકો ઉપરાંત પુસ્તકો લે છે* તેમાં પુસ્તકો ખરીદવા માટેની રકમ બહુ જ થોડી હોય છે આ કારણે આપણા દેશમાં સર્જાતું નવું સાહિત્ય જે ખૂબ ઉપયોગી છે તે દરેક ગામડે પહોંચી શકતું નથી. કદાચ કોઇ ગામે પહોંચતું હશે, તો તે મોડું મોડું. આ સ્થિતિ ટાળવા માટે પુસ્તકાલય ખાતું કાંઇ પણ સુલભ પ્રબંધ કરે, એવી મારી તેને ભલામણ છે.

પુસ્તકાલયમાં, પુરાતત્ત્વની દૃષ્ટિએ સંગ્રહસ્થાન રાખવામાં આવે છે તે ઇચ્છવા યોગ્ય છે. કસ્બા પુસ્તકાલયમાં આવાં સંગ્રહસ્થાનોને વધુ સમૃદ્ધ બનાવવા માટે ખાસ પોષણ આપવું ઘટે, કેમકે તેમાં પણ ઇતિહાસ ભૂગોળની નક્કર કેળવણી છે. પુસ્તકોમાં ભરેલું જ્ઞાન, તે વાંચ્યા પછી મોડું મોડું સમજાય છે, પણ સંગ્રહસ્થાનની ચીજથી મળેલું જ્ઞાન ઝટ યાદ રહી જાય છે. નિરક્ષર પણ તેમાં રસ લઇ શકે છે. પણ ગામડાના સંગ્રહસ્થાનમાં તેના વિકાસની દૃષ્ટિએ જમીનની જાતો, પાકો, વગેરેનો સમાવેશ કરવો જોઇએ.

હમણાં હમણાં વાચનનો શોખ વધતો જાય છે પણ તેમાં પથ્ય ને હિતકર વાચન કેટલું છે તે તપાસવાની ખાસ જરૂર છે. તીખું અને તમતમતું વાંચવાની ભૂલેચૂકે જો આદત પડી જશે, તો ભવિષ્યમાં તેથી ગેરલાભ થવાનો જ. માટે દરેક ગ્રંથપાલે પોતાના પુસ્તકાલયમાં પથ્ય અને હિતકર પુસ્તક વસાવવાં અને વંચાવવાં જોઇએ.

**'જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય'** એ વાક્ય પૂર્ણ સત્ય કરવાના ભાઇ પ્રતાપરાયના કોડ છે, તે વધાવી લેવા જેવા છે. તમે અહીં આવેલા ભાઇઓ તે વિષે વિચાર કરી કોઇ વહેવાર માર્ગ યોજશો; કેમકે ગામડામાં કાર્યકર્તા તમે છો. શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય કરવામાં શી અડચણ છે તે તમે સમજો, અને તેનો ઉકેલ શી રીતે કરવો એ તમે જ સીધી રીતે કહી શકશો.

ફરતાં પુસ્તકાલયની પેટીઓ ખાતા તરફથી મળે છે, તે વધુ સરખાઇથી મળે, તેવી વ્યવસ્થા કરી શકાય, અગર તો બીજી રીતે પણ પુસ્તકો મેળવી શકાશે.

મને લાગે છે કે જે ગામે શાળા છે, છતાં પુસ્તકાલય નથી, ત્યાં પુસ્તકો વસાવવાં સહેલાં હશે; પણ પુસ્તકો વસાવવાથી પુસ્તકાલયનો હેતુ ન સરે. પુસ્તકાલય એટલે જીવંત ચોરો: પુસ્તકાલય એટલે ગામનાં નાનાં મોટાં, સ્ત્રી, પુરૂષો, ભણેલાં અને અભણ સૌને માટે શિક્ષણ સંસ્થા : પુસ્તકાલયની વ્યાખ્યા એવી કરવાની છે.

આજે પણ કોઇ કોઇ ગામડામાં મંદિરનો પૂજારી, કે ગામનો બ્રાહ્મણ, ચોરે બેસીને કથા વાર્તા વાંચી સંભળાવે છે. હવે તે પૂજારી કે બ્રાહ્મણ અદ્યતન કેળવણીની દૃષ્ટિએ નવાં નવાં પુસ્તકો વાંચી સંભળાવે, તો ત્યાં પુસ્તકાલય જ છે.

આટલી વાતો ગ્રામ પુસ્તકાલયો વિષે થઇ. કસ્બા પુસ્તકાલયની પરિસ્થિતિ જુદી છે. ત્યાં પ્રજાવર્ગ વધારે ભણેલો હોવાથી પુસ્તકો અને પત્રોનું વાચન વધુ પ્રમાણમાં થાય. તેને પહોંચી વળવાને વધારે પૈસા જોઇએ, તે માટે લોકમદદ તો ત્યાંથી જ મેળવી લેવી વ્યાજબી છે પણ સરકાર તથા પંચાયત તરફથી જે મદદ મળવી જોઇએ, તે ઉદાર દિલે મળ્યા જ કરે. કરકસરના કે બીજા કારણે આ રકમ ઉપર કાપ ન મૂકાય, કેમકે આ સંસ્થા કોઇ એક વ્યક્તિ નથી. તેને સમૃદ્ધ અને યશસ્વી કરવાની ભાવના સૌના દિલમાં સરખી હોવી જોઇએ.

*ગામડેથી આવેલા ગ્રંથાલયના પૂજારીઓ !* હું આપનું એ કારણે સ્વાગત કરું છું કે તમે ગામડાંમાં બેસીને મુગું કામ કરવામાં માનો છો. તમારા શિક્ષણ આપવાના ધંધાની સાથે સેવા વરેલી છે. તમારી એ સેવાનો પ્રવાહ તમારું સ્વાગત કરવા મને પ્રેરે છે.

તમારી ગામડાંની જ્ઞાનજ્યોત બુઝાવા ન પામે, તેમાંથી પ્રકાશને બદલે ધુમાડો ન નીકળે તેવી તકેદારી રાખવા, આવો આપણે અમદાવાદના જાણીતા ડૉક્ટર સાહેબ હરિપ્રસાદભાઇના નેતૃત્વ તળે વિચાર કરીએ.

ડૉક્ટર સાહેબ આપણી પુસ્તકાલય પ્રવૃત્તિની નાડ બરાબર પારખશે અને તેમાં તંદુરસ્તી તથા તેજ લાવવા કંઇ ચમત્કારિક જડીબુટ્ટી બતાવશે.

ફરીથી હું તમને આવકાર આપું છું.

અમરેલી,
તા. ૮–૫–૩૭

રામજી હંસરાજ.

અમરેલી પ્રાન્ત બીજી પુસ્તકાલય પરિષદના

# પ્રમુખનું ભાષણ

**શ્રીયુત રામજીભાઈ, બહેનો અને ભાઇઓ!**

**નકશામાં** ભલે લાલ અને પીળા રંગો કરવામાં આવે, પરન્તુ ભારતવર્ષ એક અને અવિભાજ્ય છે. તેમાં ય ગૂજરાત અને કાઠિયાવાડ તો કદાપિ જુદાં હતાં નહીં અને છે નહીં. આપણી ભાષાની, ધર્મની અને સંસ્કૃતિની એકતા એવી છે કે સુખમાં અને દુઃખમાં આપણે જોડે રહેવા સર્જાયાં છીએ. અમરેલીની કીર્તિ બહુ વર્ષોથી મારે કાને પહોંચી છે; અને માત્ર પુસ્તકાલયો વિષે જ નહીં, પણ કેળવણી, સમાજસેવા, આરોગ્ય અને વ્યાયામ વિષે આપે જે જે કંઈ સત્કાર્યો કર્યાં છે તે મારા જાણવામાં છે. દશેક વર્ષ પર નડિયાદ મુકામે પ્રથમ વ્યાયામ પરિષદ મળી હતી તે વખતે, અમરેલીના વિદ્યાર્થીઓએ કસરતના જે દાવો કરી બતાવ્યા હતા તેની છાપ મારા મન પર ઊંડી પડેલી છે. સ્વ. હરિલાલભાઈને મળવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું, અને એમના જેવા કર્મયોગીની લીલાભૂમિમાં માત્ર બે ત્રણ દિવસ ગાળવાનો પણ સંજોગ પ્રાપ્ત થયો તે હું મારું અહોભાગ્ય માનું છું. ભાઈ પ્રતાપરાયને લાઠી પરિષદ વખતે જ હું બરાબર મળ્યો હતો, પણ એમને ઓળખવા એટલે તો સ્નેહી જ બની જવાનું થાય છે. લાઠી પરિષદમાં અમે પ્રમુખ સાહેબ દી. બા. ઝવેરી પાસે ઐતિહાસિક શોધખોળની અગત્ય વિષે એક ઉપયોગી ઠરાવ પસાર કરાવ્યો હતો, પણ ત્યાર પછી તો પ્રતાપરાયભાઈ રાજ્યરત્ન થયા. પરંતુ મને ગૌરવનું કારણ એ છે કે મહારાજાએ, એ રત્નની પરીક્ષા કરી તે પહેલાં મેં એમને ઓળખ્યા હતા. તમારા જગજીવનદાસભાઈને તો સત્યાગ્રહ આશ્રમમાં, અમારી અસહકારની હિલચાલ વખતે અને છાત્રાલય પરિષદમાં બહુએ મળ્યો છું. પરન્તુ એક કુટુંબના ભાઈઓની જેમ તો અમે સાબરમતી જેલમાં અને પછી નાશિક જેલમાં લગભગ ૧॥ વર્ષ જોડે રહ્યા. જ્ઞાન, ચારિત્ર્ય અને લોકસેવા વિષે અમે ત્યારે બહુ વાતો કરી છે.

આટલા બધા સંબંધ પછી આપ આ પરિષદમાં આવવા મને આજ્ઞા કરો ને હું ગમે એવાં રોકાણો હોય પણ ના શી રીતે કહી શકું? વળી આપે યુગધર્મ અનુસાર નિષ્કામ સેવાઓ કરીને જે અનુકરણીય પદાર્થપાઠ ઊભા કર્યા છે તે નજરે જોવા આવવું એ મને તીર્થ કરવા જેવું પણ લાગ્યું. આપનો હુકમ મળતાંની સાથે જ હું આ પરિષદ જેવી જ્ઞાનસત્રની પુણ્યપર્વણીમાં હાજર થયો છું. મારી પૂજાસામગ્રી તો અલ્પ છે, પરન્તુ પાત્રઅપાત્રનો વિચાર કર્યા વગર આપે મને આ શુભ પ્રસંગે આમંત્રણ આપી મોટું પ્રમુખપદ આપી દીધું છે, તે માનને તો હું યોગ્ય નથી જ એમ મારે આપને નમ્ર ભાવે કહેવું જોઈએ. સૌ. શાન્તાબહેન યોધ મારે સગાં બહેનને ઠેકાણે છે. એ મને અમરેલી આવવા બહુ વાર કહેતાં હતાં. એમણે સ્ત્રીઓની ઉન્નતિમાં કંઈક ફાળો આપ્યો છે, પરન્તુ આપ સૌનાં વખાણ કરતાં

તો એ ધરાતાં જ નથી. એમની સાથે એક યાત્રી તરીકે તો આપનાં દર્શન કરવા હું જરૂર આવત, પણ આ પ્રમુખસ્થાનનો ભાર તો મારાથી ઉપાડી શકાય એમ હું માનતો નથી.

કાઠિયાવાડ અતિથિ સત્કારમાં સુપ્રસિદ્ધ છે; અને જેના પર એક વાર પ્રીતિ થઇ તેના ગુણોની એ અતિશયોક્તિ પણ કરે છે. આપ એવી કોઈ અતિશયોક્તિના આવેશમાં મને આ પ્રમુખપદ આપી બેઠા છો. પરન્તુ હવે તો મારે યથાશક્તિ આપની સાથે રહી, ફૂલ નહીં તો ફૂલની પાંખડીથી દેવી સરસ્વતીની આ બે દિવસ પૂજાઅર્ચા કરવી જોઇએ. મારી ત્રુટિઓને માટે આપ મને ક્ષમા કરશો. આ પદ આપવા માટે, સદ્ગૃહસ્થો અને સન્નારીઓ ! હું આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું.

या कुन्देन्दुतुषारहारधवला या शुभ्र वस्त्रावृता
या वीणा वरदण्डमण्डितकरा या श्वेतपद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदा वन्दिता
सा मां पातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥

જે મોગરો, ચંદ્ર કે બરફના હાર જેવી ગૌરવર્ણ છે, જેણે શ્વેત વસ્ત્રો પહેરેલાં છે, જેના હાથ વીણાના સુંદર દંડથી સુશોભિત છે, જે સફેદ કમળ ઉપર વિરાજે છે, બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી માંડીને બધા દેવો જેને હમેશાં સ્તવે છે, તે સમગ્ર અજ્ઞાન અને જડતાનો નાશ કરનાર દેવી સરસ્વતી મારું રક્ષણ કરો !

ભારતવર્ષની સંસ્કૃતિનો હજી જેને ખ્યાલ નથી એવા રાજદ્વારી ટીકાકારો કહે છે કે તમારો લાગ આવે તો તમે પણ બળિયાના બે ભાગ અને સામ્રાજ્યવાદને અંગે જે જે પાપ આજે થઇ રહ્યાં છે તે કર્યા વગર રહો જ નહીં. પરન્તુ એમને આપણી આધ્યાત્મિક ઉચ્ચતાની ખબર નથી. જાવા, સુમાત્રા, બલી, ચીન અને જાપાન, અફઘાનિસ્તાન અને ખોતાન, ટીબેટ, બ્રહ્મદેશ અને લંકા વગેરે સ્થળોએ આપણા સંત સાધુઓ અને વિદ્વાનોએ જે સંસ્કૃતિનો પ્રચાર કર્યો હતો, જે ધર્મ, કલા અને સાહિત્યગ્રંથો તે તે દેશોમાં મોકલ્યા હતા તેની આપણા ટીકાકારોને કે આપણને પણ બરાબર ખબર નથી. એક કાળે એવો સંજોગ હતો કે આખી પૃથ્વી આપણી હથેલીમાં હતી; પરન્તુ ત્યારે આપણે પરભૂમિ પર સત્તા ચલાવવાના કે તે તે પ્રજાઓને લૂંટવાના લોભ હાલ જેવા નથી કર્યા. આપણે જીતો તો મેળવી હતી અને દિગ્વિજયો કર્યા હતા, પણ તે હૃદયો જીતવાના, ગુલામો બનાવવાના નહીં. ધર્મ અને સંસ્કૃતિ ફેલાવવા માટે આપણે સૈન્યો મોકલેલાં, પણ તે પીળાં કે ભગવા વસ્ત્રોધારી સાધુ સન્યાસીઓનાં, ખાખી લશ્કરો નહીં.

આપણું પ્રાચીન સાહિત્ય કેવું હતું, તે ક્યાં ક્યાં ફેલાયું હતું, અને ગ્રંથભંડારોનો ચેપ આપણે ક્યાં ક્યાં લગાડેલો એનો એક ઉત્તમ પુરાવો આ વર્ષે આપણને મળ્યો છે.

ત્રિપિટકાચાર્ય મહાપંડિત રાહુલ સનકૃત્યાયન, ૩૩–૩૪ માં વડોદરે ઓરિયેન્ટલ કૉન્ફરન્સ મળેલી ત્યાં પધાર્યા હતા. એ હમણાં જાતે ત્રીજીવાર ટીબેટ જઇને ત્યાંથી ઉત્તમ

હસ્તલિખિત પુસ્તકો લાવ્યા છે. એ મૂળ પુસ્તકોની નકલો નલન્દા કે તક્ષશિલા વિદ્યાપીઠોમાંથી બૌદ્ધ સમયમાં ટીબેટ ગયેલી. ટીબેટને ભાષા, લિપિ, ધર્મ, સાહિત્ય ઇત્યાદિ વિષયોમાં આપણા પૂર્વજોએ બહુ મદદ કરી છે. તે કાળે અને જૈન સંસ્કૃતિ વ્યાપી હતી તે સમયે આપણા ગ્રંથભંડારો અપૂર્વ હતા. બ્રાહ્મણધર્મનાં મંદિરો અને મઠોમાં પણ સારી લાયબ્રેરીઓ રાખવામાં આવતી. અને આજે પણ દક્ષિણનાં મોટાં મોટાં ગામ જેવડાં મંદિરોમાં પુસ્તકસંગ્રહો છે. દરરોજ ત્યાં કથાવાર્તાઓ થાય છે. આજદિન સુધી આપણો લોકસમાજ અક્ષરજ્ઞાન નહીં છતાં ચારિત્ર્યવાન અને સંસ્કારી રહી શક્યો છે તે પ્રતાપ આપણા સંતસાધુઓ અને ભાટચારણોના, કીર્તનકારો અને પુરાણીઓનો છે. સિદ્ધપુર પાટણ એ ગૂજરાતનું પાટનગર હતું. સિદ્ધરાજે અને કુમારપાળે ત્યાં કરોડો રૂપિયા ખર્ચી ગ્રંથભંડારો સ્થાપ્યા હતા. મહારાજા ગાયકવાડે જે લાયબ્રેરીઓનો આવો સુન્દર પ્રચાર કરીને અમર કીર્તિ સંપાદન કરી છે તે પ્રતાપી ગુર્જરેશ્વરોની સંસ્કારપ્રિયતાને યોગ્ય જ કાર્ય કર્યું છે.

આજથી દસેક વર્ષ પર અમદાવાદમાં જૈન ભાઇઓએ, એમના ભંડારોનાં હસ્તલિખિત પુસ્તકોનું એક સુંદર પ્રદર્શન ભર્યું હતું. એમાં પાટણ, અમદાવાદ, ખંભાત જેસલમેર, વડોદરા વગેરે જ્ઞાનભંડારોમાંથી તાડપત્રો પર લખેલાં અને કાગળ પરનાં હજારો પુસ્તકો હતાં. એ માત્ર જૈનધર્મનાં જ નહીં, પણ જ્યોતિષ, તંત્ર, ન્યાય, વૈદક, ઇતિહાસ, પુરાણ એમ અનેક વિષયનાં જૈનેતર લેખકોના લખેલા શિષ્ટ ગ્રંથો પણ એમાં ઘણા હતા. મોટે ભાગે ગૂજરાતના જ ગ્રંથભંડારોથી *Indology*ના હિન્દી પુરાતત્ત્વજ્ઞો જ્ઞાની થયા હતા અને થાય છે. પુનાના ભાંડારકર ઇન્સ્ટીટયૂટમાંનાં* ૨૫૦૩૦ હસ્તલિખિત ગ્રંથોમાંના ૨૦,૦૦૦ ગ્રંથો ગૂજરાતમાંથી ગયેલા છે. આ એકલા ગૂજરાતની અમૂલ્ય ગ્રંથસંપત્તિની બરાબરી હિન્દુસ્તાનનો બીજો કોઇ ભાગ કરી શકે એમ નથી. ટીબેટથી આવેલા રાહુલજીના ગ્રંથોની થોડીક હકીકત હજી આપ સાંભળવા કૃપા કરો ! ધી જરનલ ઑફ ધી બિહાર ઍન્ડ ઓરીસા રીસર્ચ સોસાઇટીમાં જે જે પુસ્તકો એ લાવ્યા તેનું લીસ્ટ તૈયાર થાય છે; પરંતુ ૫૦ પુસ્તકો તો એમાં બહુ જ મહત્ત્વનાં છે એવી માત્ર ઉપરટપકેની હકીકત જાણીને પણ આપણને આપણા પૂર્વજો માટે અભિમાન ઉત્પન્ન થાય એવું છે.

ઇ. સ. ૧૯૩૦ માં એ ૨૨ ખચ્ચરો ભરીને ટીબેટનાં પુસ્તકો, ચિત્રો, વગેરે લાવ્યા હતા. આમાં તાડપત્ર પર લખાયેલું એક સંસ્કૃત પુસ્તક હતું. ૧૦–૧૧ સદીની કુટિલ લિપિમાં એ લખાયલું છે. એનું નામ વજ્રડાકતંત્ર. એ હાલ પટણા સંગ્રહસ્થાનમાં મૂકવામાં આવ્યું છે.

૧૯૩૬ માં, એમણે ત્રીજીવાર ટીબેટની યાત્રા કરી. આ વખતે શાકય, નાગોર અને શાલુ મઠોમાંથી બીજાં ૧૫૬ પુસ્તકો એમને મળ્યાં. એમની આ શોધખોળ પુરાતત્ત્વ સાહિત્યના ઇતિહાસમાં માર્ગદર્શક સ્તંભ જેવી છે. એ રાહુલજીને અમર બનાવશે.

ટીબેટ જતાં ભયંકર પહાડોમાં રાતો ગાળવી પડે છે. એવી એક રાત્રે રાહુલજીને સ્વપ્ન આવેલું. સ્વપ્નમાં એમને કોઈ પુસ્તકોનું બંડલ આપે છે. આ સ્વપ્નું ટીબેટ

* મુનિશ્રી જિનવિજયજી.

પહોંચ્યા પછી ખરું પડયું. સ્વપ્નમાં જે જે પુસ્તકો એમણે જોયાં હતાં તેમાં એક દિંગ્નાગના પુસ્તક શિવાય બધાં પુસ્તકો એમને મળ્યાં. ૧૬૦,૦૦૦ શ્લોકોની તો એમણે છબીઓ પાડી લીધી. પણ છબીઓ પાડવાનો સામાન ખૂટયો. પછી તો પોતે બાયો ચડાવીને હાથે જ નકલો કરવા બેઠા ને ૪૦ હજાર શ્લોકો બીજા ઉતારી લીધા.

રાહુલનાં પુસ્તકોમાંના ૨૭ ગ્રંથો મોટા ૬૪,૦૦૦ પાનાંના થાય છે. આમાંના એક પણ ગ્રંથ વિષે અત્યાર અગાઉ વિદ્વાનો કંઈ જ જાણતા ન હતા. એમાં ઈ. સ. પૂર્વેના સંસ્કૃતમાં 'વિનય' પાઠય પુસ્તકો છે. ૧૯૩૪ માં 'પ્રમાણવાર્ત્તિક' નામનો તર્કશાસ્ત્રનો ગ્રંથ ખોળતાં ખોળતાં રાહુલજીને બીજાં ૪૦ હસ્તલિખિત પુસ્તકો પ્રાપ્ત થયાં.

આના પહેલાં ૧૯૦૦ થી ૧૯૦૩ સુધીમાં રેવરંડ કાવાગુચી, સધર્મ પુંડરિક નામનું બીજું એક સંસ્કૃત પુસ્તક ટીબેટથી જાપાન લઇ ગયા છે. ઇ. સ. ૧૦૦ થી ૬૦૦ સુધીના ગ્રંથોમાં કોઇ એક માત્રીસેનનું નામ છે. નાલંદાની વિદ્યાપીઠમાં હ્યુએનત્સંગ ગયો, ત્યારે માત્રીસેનના શ્લોકો ત્યાં ગવાતા એણે સાંભળ્યા હતા. એની ૧૫૩ કડીઓ છે.

પહેલી સદીના કનિષ્ક રાજાનો માત્રીસેન સમકાલિન હતો. ઘણા એની અને અશ્વઘોષની વચમાં ઘોટાળો કરે છે.

**નાગાર્જુન :** એમનું 'વિગ્રહવ્યાવર્તિની' નામનું ૪૫૦ શ્લોકનું પુસ્તક મળ્યું છે.

ઈ. સ. ૪૦૦ ના પેશાવરના રહેવાશી બે ભાઇઓ હતા. એમનાં નામ આસંઘ અને વસુબન્ધુ. વસુબન્ધુ ગુપ્ત રાજાઓનો રાજ્યગુરુ હતો. એનો 'યોગાચારભૂમિ' નામનો ગ્રંથ આ સંગ્રહમાં છે.

૫૦૦ ની સાલનો બીજો એક બૌદ્ધ સાધુ ઓળખાયો છે. એ પૂર્વાશ્રમમાં રાજકુમાર હતો. પાછળથી એ નાલન્દાનો સ્નાતક બન્યો. ૧૫૦૦ શ્લોકનો 'તર્કજવાલા' નામનો એનો લખાયેલો એક ગ્રંથ આમાં આવ્યો છે. આમાં એણે અવતારોનું ખંડન કર્યું છે. ગુપ્ત સમયના શિષ્ટ સાહિત્યનો આ ગ્રંથ એક નમૂનો છે. આ શિવાય, ધર્મકીર્તિ અને પ્રજ્ઞાકર ગુપ્ત નામના નાલન્દાના આચાર્યો હતા. એમના અને ૧૦ મી સદીના બુદ્ધધર્મ પરના મનોરથનન્દી ઇત્યાદિ લેખકોના ગ્રંથો આવ્યા છે. મનોરથનન્દી હિન્દુસ્થાનમાંથી ટીબેટ જઇને વસ્યો હતો. પછી ૧૦ મી* અને ૧૧ મી સદીનાં તાડપત્રો પણ ટીબેટથી મળ્યાં છે.

ઉપર આપણે જોયું કે જ્ઞાનપ્રચારનું કાર્ય આપણા દેશમાં જેવું તેવું નહોતું. મંદિરો જીવતાં હતાં. મઠોમાં ગ્રંથભંડારો સારી સ્થિતિમાં રહેતા હતા. જ્ઞાનપંચમીએ સરસ્વતી પૂજા થતી અને ગ્રંથો લખાવ્યાનું પુણ્ય પણ ગણાતું. શંકરાચાર્યે આર્યાવર્તને ચારે છેડે મઠો સ્થાપ્યા અને સંન્યાસીઓને ગામે ગામ ફરી પ્રજાજનોના દિલમાં દીવા પ્રગટાવવાનાં કામ સોંપ્યાં. પછીના આચાર્યોએ આ પ્રથા ચાલુ રાખી છે. મહારાજા શિવાજીના વખતમાં

* જયસ્વાલ.

સ્વરાજ્ય અને સ્વધર્મ ભયમાં હતા. સમર્થ રામદાસસ્વામીએ એ વખતે રાષ્ટ્રને મરતું બચાવ્યું. ગામે ગામ એમણે હનુમાનનાં મંદિરો અને અખાડા સ્થાપ્યાં. સ્થળે સ્થળે હરદાસની કથાઓ દ્વારા પ્રજાને જાગ્રત કરવામાં આવી. રામદાસના ચેલાઓ સંપૂર્ણ સ્વાર્થ ત્યાગીને દેશની સેવા કરતા. હિન્દુજાતિ અક્ષયવડ જેવી છે. પ્રયાગરાજના ગંગાયમુનાના સંગમ પર હજી એ વડ ઊભો છે. યુગે યુગે એના પર કારી ઘા કરવામાં આવ્યા છે. બાદશાહ જહાંગીરે તો એ વડને છૂંદીછૂંદીને કાપેલો, એટલું જ નહીં પણ એના મૂળમાં ધીકધીકતું શીસું રેડાવેલું. પરન્તુ વડ તો કાળના કોદરા ખાઇને આવ્યો હતો. ગ્રીષ્મ ગઈ, વર્ષાઋતુ આવી : લોકો આશ્ચર્યચકિત થઇને જુવે છે તો એ અક્ષયવડને પાછાં નવાં ડાળાં ને પાંદડાં ફૂટી નીકળ્યાં છે ! ઇશ્વરકૃપાથી પાછો એ વડ ફાલ્યો છે અને ફુલ્યો છે !

હિન્દી પ્રજા, જેમાં હિન્દુ સાથે હવે આપણે મુસલમાન ભાઇઓનો પણ સમાવેશ કરીશું, તેને અક્ષયવડની માફક સજીવન કરવાની મહાન ફરજ આ યુગમાં આપણે માથે આવી પડી છે. ૮–૯ વર્ષ પર હું મહીસર ગયો હતો. ત્યાં પુરાતત્ત્વ મંદિરના અર્થશાસ્ત્રપ્રવીણ શ્યામશાસ્ત્રીને હું મળ્યો. એમણે મારો અને મહાત્મા ગાંધીનો સંબંધ જાણ્યા પછી મારી સાથે મહાત્માજીને એક સંદેશો કહાવ્યો હતો. એ કહે : ' મહાત્માજીને કહીએ કે આપ પણ બીજા રામદાસસ્વામી છો. દેશના પુનરુદ્ધાર માટે આપ પણ ગામે ગામ મઠો સ્થાપો.' મહાત્માજી તે વખતે બેંગ્લોર હતા. શ્યામશાસ્ત્રીનો સંદેશો મેં મહાત્માજીને કહ્યો, અને કહ્યું કે આપ પણ મહીસુર જવાના છો તો જરૂર શ્યામશાસ્ત્રીને મળજો; એ આપને ઝંખે છે.

પછી મહાત્માજી એમને મળ્યા. પણ જવાબમાં કહ્યું કે રામદાસ તો સમર્થ હતા, હું કમજોર છું; મઠો સ્થાપવાની મારામાં તાકાદ નથી. બાકી આપનું કહેવું બરાબર છે. પરન્તુ ત્યાર પછી આ ચાલુ વર્ષોમાં તો ગ્રામસેવાની યોજના એમણે બહાર પાડી છે. પણ જે મઠો અને સ્વાર્થત્યાગી સાધુઓની ફોજની ફોજ એમને જોઇએ તે ક્યાં છે ?

આ લાયબ્રેરી પરિષદ, હવે આપના સમજવામાં આવશે કે, શ્યામશાસ્ત્રીની સૂચના અનુસાર નવા યુગના મઠોનું કામ કરવા સર્જાયેલી છે. પ્રજાકલ્યાણના અનેક માર્ગો એમાંથી નીકળશે. મંદિરો અને મઠોમાં એ નવો રસ પૂરી પ્રજાજનોને સજીવન કરશે. પણ એ ત્યાગી સાધુઓનું કામ કોણ કરશે ? લાયબ્રેરીઓ જનસમાજની વિદ્યાપીઠો છે, અને પુસ્તકોનો સત્સંગ એ જીવતા સંતસાધુઓ કરતાં પણ ચડિયાતો છે.

શિક્ષકબન્ધુઓ અને બહેનો ! આપણા રામદાસસ્વામી મહાત્મા ગાંધી, આપ જાણો છો કે વર્ધા પાસે શેગાંવમાં બેઠા છે, અને ગ્રામોદ્ધાર કરીને ભારતવર્ષને પૂર્ણ સ્વરાજ્ય અપાવવાનો માર્ગ ખોળી રહ્યા છે. આપ સૌને તો ગ્રામધર્મ અનુસાર ગામડાંમાં જ રહેવાનું છે. જ્યાં જ્યાં નિશાળ ત્યાં ત્યાં લાયબ્રેરી કરવાની આપ સૌને મહત્ત્વાકાંક્ષા છે. રાજ્ય તરફની આપને મદદ છે, અને લોકનાયકોનો આપને આધાર છે. હું શિક્ષકોનો ભક્ત છું. આખા દેશમાં શિક્ષકોએ જે છૂપી સેવાઓ કરી છે તેનો કંઈક ઇતિહાસ મેં તારવ્યો છે. લેખકો કે રાજદ્વારી પુરુષોનાં નામ છાપામાં આવે છે. પ્રજાસેવકોને પણ બહુ લોકો ઓળખે છે.

પરન્તુ શિક્ષકોએ જે કેળવણીને લોકપ્રિય કરવામાં પોતાનાં સમસ્ત જીવન ગાળી નાખ્યાં છે તેને ભગવાન શિવાય બીજું કોઈ જાણનાર નથી. સેંકડો માસ્તરોએ પોતાના કુટુંબો, સગાં-સ્નેહીઓ અને જે જે એમના વાતાવરણમાં આવ્યાં તે બધાંને તારવાના શુભ પ્રયત્નો જિંદગી-ભર કર્યા છે, અને એનું ફળ નથી જ આવ્યું એમ કોણ કહેશે? એક મોતીભાઈ અમીને પોતાના જીવનમાં કેટલું કર્યું? વળી ગઈ ધારાસભાની ચૂંટણીને અંગે મહાસભાની આજ્ઞાથી હું ધોધા અને ભાવનગર પાસેનાં બ્રિટિશ ગામોમાં ફર્યો છું. ત્યાં શિક્ષકોની છૂપી સેવા મેં જોઈ. 'સ્વદેશ' જેવાં છાપાં વંચાવીને એમણે મતદારોને જાગ્રત રાખ્યા હતા—અને પ્રજાકીય જીત જે થઈ તેનો મોટો યશ હું શિક્ષકોને આપું છું. આપ શિક્ષકો તો ભાવી પ્રજાના ભાગ્યવિધાતા છો!

શિક્ષકબન્ધુઓ અને બ્હેનો!

લાયબ્રેરી હિલચાલનો પ્રચાર આપનાથી જ થશે, અને અંધકાર છે ત્યાં પ્રકાશ ફેલાવવાનું જનકલ્યાણનું કામ આપજ કરી શકશો. સંસારમાં દરેકને માથે પોતાના સ્વાર્થ ઉપરાંતનું પારમાર્થિક કામ પણ કંઈ ભગવાને મૂકયું જ હોય છે. એ કામ પણ આપણી રાહ જોઈને જ બેઠું છે! અને આપણા શિવાય બીજું કોઈ એ કરી શકે એમ નથી. અંતરનો અવાજ પણ આપણને ત્યાં જ દોરે છે. તેમ છતાં છતે કાને આપણે ના સાંભળીએ અને આંખ છતાં આપણે ના જોઈએ, તો દુર્લભ મનુષ્યજીવન એળે જશે અને અવસર વિત્યા પછી મન પસ્તાશે.

પણ આ વાચનફેલાવનું કામ શિક્ષકો ઉપરાંત બીજાઓ પણ સહેજમાં કરી શકે એમ છે. અત્રે ભરાયેલાં તમામ સ્ત્રી, પુરુષો અને બાળકો સુદ્ધાંત પુસ્તકોની પેટીઓ ફેરવવાનું, સારી ચોપડીઓ અને છાપાં વાંચી સંભળાવવાનું અને જ્ઞાનચર્ચા, વાર્તા વિનોદ, ભજનો અને સ્વદેશ કીર્તનોના કાર્યક્રમ ઘડવાનું ધારે, તો અમરેલી પ્રાન્તનાં ગામે ગામ જાગ્રત થઈ જશે. આ જમાનો વ્યક્તિવિકાસનો છે, અને એકે એક વ્યક્તિના વિકાસથી જ પ્રજા મહાન બનશે.

"ઊઠય હવે ભારત ચેતી જા,
સુનેરી તક લાધી છે,
ભારતનું ભાવિ ફેરવવા,
પરમેશ્વર પણ રાજી છે* !"

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

* નામન મુકાદમ.

# અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું નિવેદન

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

**અમરેલી** પ્રાંત પુસ્તકાલય પરિષદના બીજા અધિવેશન પ્રસંગે પ્રાંત પુસ્તકાલય મંડળ અમરેલીનું નિવેદન આપની પાસે સાદર કરતાં મને આનંદ થાય છે. મંડળની સ્થાપનાથી તે અત્યાર સુધી મંડળે જે પ્રગતિ સાધી છે તે સાદર કરવા રજા લઉં છું.

વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદનું અધિવેશન અમરેલી મુકામે સને ૧૯૨૯ ની સાલમાં મુરબ્બી પ્રભાશંકર પટણીજીના પ્રમુખપદે ભરાયું તે વખતે પુસ્તકાલયની પ્રવૃત્તિ પાછળ ચેતન રેડનાર રા. મોતીભાઈ અમીને ગામડાં માટે કંઈક કરવા સૂચવ્યું. કારણ ગામડાંમાં ચેતન ન હોય તો કંઈ નથી. આ જ્ઞાનપ્રચારનું કાર્ય ગામડાંમાં કરવા માટે નાણાંની પ્રથમ જોગવાઈ કરવાની જરૂર પડી. તાત્કાલિક રકમની સગવડ થવા સરખું નહતું તેથી પરિષદ પુરી થતાં બચત રહેલી રકમમાંથી ગામડાંઓમાં પુસ્તકાલયો અને વાચનાલયો સ્થાપવાનું કાર્ય શરૂ કરેલું.

આ સિવાય શ્રીમંત મહારાજા સાહેબનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો તે વખતની શિલક રકમ પડેલી છે, એવું જણાતાં તે રકમમાંથી મહાલ પુસ્તકાલય મંડળમાં મદદ મેળવવા માટે પ્રયત્ન શરૂ કર્યો અને આ મહોત્સવ નિધિમાંથી રૂા. ૧૦૦૦) એક હજાર જ્ઞાન-પ્રચાર ગામડાંઓમાં કરવા માટે મેળવ્યા અને ગામડાંનું કાર્ય શરૂ કર્યું.

ગામડાંમાં જ્ઞાનની ભૂખ જાગ્રત થયેલી ન હતી. જ્યાં સુધી લોકમદદ મળે નહિ, એકઠી થાય નહિ. ત્યાં સુધી સરકાર તથા પંચાયત મદદ મળી શકે નહિ: આવું ધોરણ હતું. લોકોને જ્ઞાનનો લાભ ન મળે એ પણ વાસ્તવિક નહોતું. રકમની પુરતી સવડ નહતી તેથી જે ગામ અરધી રકમ ઉભી કરે તેમને અરધી રકમ પ્રાંત પુસ્તકાલય મંડળ તરફથી આપી તે આખી રકમ ઉપર સરકાર મદદ અને પંચાયત મદદ મેળવવા માટેની યોજના તૈયાર કરી. એ વખતે અત્યારની આપણી પરિષદના સ્વાગત પ્રમુખ શ્રીયુત રામજીભાઈ હંસરાજ એમણે રૂા. ૫૦૦) બે વર્ષ સુધી આ કાર્ય અંગે ખર્ચવા માટે આપ્યા. ત્યારપછી એક બાપ તરફથી રૂા. ૧૦૦) તથા એક ગૃહસ્થ તરફથી રૂા. ૧૦૦) મદદના આવ્યા અને પુસ્તકાલયો અને વાચનાલયો ઉઘાડવાનું કામ શરૂ કરવામાં આવ્યું. આ પ્રમાણે આ કામ હાથ ધર્યા પછી ઘણું કામ થયું. પ્રથમ ૫૬ પુસ્તકાલયો અને ૨૨ વાચનાલયો હતાં. તેને ઠેકાણે અત્યારે તે સંખ્યા વધીને ૯૮ પુસ્તકાલયો, ૩૩ વાચનાલયો, ૨ બાલ પુસ્તકાલય તથા એક મહિલા પુસ્તકાલય થયેલ છે. આ સિવાય ૫૨ ગામોએ વાચનપેટી અપાણી છે. આ આંકડો આપને સ્વાભાવિક જ સંતોષ થાય તેવો લાગશે. પરંતુ છેલ્લાં બે વર્ષમાં અમે બહુજ થોડું કરી શક્યા છીએ; કારણ પ્રાંત પંચાયત તરફથી જે મદદ પુસ્તકાલયો માટે મળવી જોઈએ તે પ્રમાણેની મદદ પુરતી નહીં મળી શકવાથી અમે પુરતી પ્રગતિ કરી શક્યા નથી. ઉપરાંત આપણા રાજ્યનાં ગામડાં માટે નહીં પરંતુ કાઠિઆવાડની અંદર આવેલાં બીજાં દેશી રાજ્યોનાં ગામડાંમાં પણ જેટલી મદદ લોકો આપે તેટલીજ સામી મદદ આપવાની યોજના ઘડીને મદદ

આપી બાલજ્ઞાન પ્રચારની યોજનાનું પ્રચાર કાર્ય કચ્છ કાઠિયાવાડમાં શરૂ કર્યું. આ રીતે પહેલા વર્ષમાં અમોએ પર ગામે મદદ આપી તેમાંથી ૩ ગામે સારાં પુસ્તકાલય થયાં. આ રીતે પ્રચારકાર્ય કરતાં છેલ્લાં સાત વર્ષમાં અમો કુલ ૧૫૫ ગામોએ જ્ઞાનનો કંઇક પ્રચાર કરી શકયા છીએ.

સૌરાષ્ટ્રમાં રા. ગોકુળદાસ રાયચુરાની જ્ઞાનપ્રચારની યોજના ચાલે છે. રા. અમૃતલાલ શેઠે પણ એવીજ એક યોજના શરૂ કરેલી. હાલમાં ગોખલે જ્ઞાનમંદિરવાળા શ્રીયુત કરશનદાસ ચીતલીયા અમરેલીમાં નિવાસ રાખવા માગે છે અને તેઓ પણ જ્ઞાનપ્રચારની એક યોજના થોડા જ વખતમાં શરૂ કરનાર છે. તેમની પાસે પણ આવી જ્ઞાનપ્રચાર માટેની ઘણી માગણીઓ આવેલી છે. મેં હમણાંજ સાંભળ્યું છે કે, કાઠિઆવાડના કેટલાંક ગામડાં તો એવા અંધારે ખૂણે પડેલાં છે કે, તેમને અત્યાર સુધી જ્ઞાનનું એક નાનું સરખું કિરણ પણ મળ્યું નથી. સાચું વાચન શું એ પણ તેમણે જાણ્યું નથી. એવાં ગામોની માગણી પણ આવેલી છે. આવી જગોએ જ્ઞાન ફેલાવવું એ આપણી પહેલી ફરજ છે.

શ્રીયુત રામજીભાઇની પ્રતિમૂર્તિ સમા એક ભાઇ શા. વીરચંદ પાનાચંદ નવાનગર સંસ્થાન તાબાના સમળાયાળા ગામે બેસી ગયા છે. તે ગામડાનો આર્થિક બોજો ઉપાડી લેવા તેમણે કબૂલ્યું છે. પ્રજામાં સંસ્કાર રેડ્યા સિવાય એકલા ચરખાથી કંઇ થઇ શકવાનું નથી. હાલમાં પ્રજામાં ઘણી જગોએ ખરાબ વાચનનો બહુજ પ્રચાર થઇ ગયો છે. આ ખરાબ વાચનને અટકાવવા પ્રયત્નો કરવા જોઇએ. જેમ પાણી ન મળે તો મદિરા પી લેવી, એ બરાબર નથી, તેમ સારૂ વાચન ન મળી શકે તો ખરાબ પણ વાંચવું એનો કંઇ અર્થ નથી; એટલે બની શકે ત્યાં સુધી વાચન પણ સારૂંજ લેવું જોઇએ.

અમારા આ પ્રાંત પુસ્તકાલય મંડળ પાસે ૩ પુસ્તકાલયો ઉભાં કરવા અમારા સ્વાગત પ્રમુખ શ્રી. રામજીભાઇ મારફત માગણી આવેલી છે, જ્યાં મદદની રકમ આપવામાં આવશે. આ જ્ઞાનપ્રચારની યોજના કંઇક પણ ફલિભૂત થઇ શકી હોય તો તે શિક્ષકભાઇઓને આભારી છે. કારણ જ્ઞાનની મશાલ લઇને ઘૂમનારા સેવાભાવી શિક્ષકો ગાયકવાડી તેમજ બીજા રાજ્યમાં પણ છે. તેઓ એક પૈસો પણ પગાર લીધા સિવાય ઘરનું ઘાસતેલ બાળી પુસ્તકાલય પ્રવૃત્તિને અપનાવી રહ્યા છે. મને આશા છે કે આપ સૌ ભાઇઓ આ કાર્યમાં તન, મન અને ધનથી મદદ આપશો.

આપનો ઘણો વખત લીધો છે. હવે અમરેલી પ્રાંતમાં કેટલાં પુસ્તકાલયો ઉઘાડવાનાં બાકી છે તે જણાવી બેસી જવાની રજા લઇશ.

અમરેલી પ્રાંતમાં હજુ ૩૩ શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો થયાં નથી, જેમાં અમરેલી તાલુકામાં ૮, દામનગરમાં ૫, ધારીમાં ૫, ખાંભામાં ૩, કોડીનારમાં ૭ અને ઓખામંડળ તાલુકામાં ૫ શાળાવાળાં ગામોએ પુસ્તકાલયો સ્થાપવા બાકી છે. દરેક પ્રતિનિધિભાઇને હું વિનંતિ કરૂં છું કે પોતપોતાના મહાલની જવાબદારી જેમણે તેમણે સ્વીકારી લેવી.

**પ્રતાપરાય ગી. મહેતા**
માનદમંત્રી.

## અમરેલી પ્રાંત બીજી પુસ્તકાલય પરિષદમાં પસાર થયેલા

# ઠરાવો

૧ હિંદુસ્તાનમાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની પહેલ કરનાર અને તેને ઉદારતાથી પોષનાર શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ મહારાજા સાહેબ એમનો આ પરિષદ આભાર માને છે અને દીર્ઘાયુ ઇચ્છે છે.

પ્રમુખસ્થાનેથી.

૨ અમરેલી પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસમા સ્વ. શ્રીયુત હરિલાલભાઇ ગોવિંદજી પરીખના અવસાનથી પડેલી ખોટ માટે આ પરિષદ દીલગીરી પ્રદર્શિત કરે છે અને ઠરાવની નકલ સ્વર્ગસ્થના કુટુંબ તરફ મોકલી આપવાનું ઠરાવવામાં આવે છે.

પ્રમુખસ્થાનેથી.

૩ જ્યાં શાળા ત્યાં પુસ્તકાલય હોવું જોઇએ. અમરેલી પ્રાંતમાં શાળાવાળાં ૩૩ ગામો પુસ્તકાલય વિનાનાં બાકી છે. આ બાકી રહેલા એકેએક ગામે ચાલુ યા નવા વર્ષની આખર સુધીમાં પણ આ પુસ્તકાલય સ્થપાઇ જાય તેવી તજવીજ કરવા આ પરિષદ નીચેની સમિતિ નીમે છે.

૧ શ્રી. રામજીભાઇ હંસરાજ
૨ શ્રી. મોહનલાલ વીરજીભાઇ
૩ શ્રી. મોહનલાલ ઓધવજી
૪ શ્રી કરસનદાસ ચીતલીયા
૫ શ્રી. મૂળશંકર ગૌરીશંકર ભટ્ટ

તથા પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રીઓ.

જેમ બને તેમ જલદીથી આ કામ મહાલના આગેવાનોની મદદથી પુરૂં કરી નાખવા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

દ. મૂ. શેઠ હાજી મુસા ઇસમાઇલ — અ. આ. શ્રી. લક્ષ્મીશંકર કરશનજી ચાવંટ

વિશેષ વિવેચન શ્રી. મોહનભાઈ વી. પટેલ — શ્રી. ના. ચં. ત્રિવાનજી

શ્રી. રામજીભાઇ હંસરાજ — શ્રી. મોહનભાઈ ઓધવજી

૪ પુસ્તકોનું વર્ગીકરણ એ વાચક અને ગ્રંથપાળ બન્નેને ખૂબ ઉપયોગી છે. એટલા માટે જે પુસ્તકાલયોએ હજુ સુધી વર્ગીકરણ ન કર્યું હોય તે પુસ્તકાલયોએ ચાલુ સાલ આખર સુધીમાં વર્ગીકરણ કરી નાખવું એમ આ પરિષદ ભલામણ કરે છે. જુથમંડળના મંત્રીઓની પણ આ ફરજ છે તે તરફ પણ ધ્યાન ખેંચવામાં આવે છે.

દ. મૂ. શ્રી. કૃષ્ણલાલ ર. ત્રિવેદી, માચીયાળા — અ. આ. મોહનલાલ વી. ઉગોરાળા

૫ આ પ્રાંતમાં ચાલતાં પુસ્તકાલયો અને વાચનાલયોમાં વધુ સંગીનતા આણવા 'અભ્યાસ મંડળ' જેવી વ્યવસ્થાની જરૂર છે, તેથી સર્વત્ર તે સ્થાપવા અને ચુસ્તપણે નિભાવવા આ પરિષદ દરેક સંસ્થાના સંચાલકોને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

દ. મૂ. શ્રી. કરશનદાસ ચીતલીયા — અ. આ. શ્રી. દેવચંદ રામજી

૬ જે વર્તમાનપત્રો કે પુસ્તકો સંબંધે આજ્ઞાપત્રિકામાં પ્રતિબંધ પ્રસિદ્ધ થયો ન હોય તેનો પ્રતિબંધ પુસ્તકાલયો કે વાચનાલયોમાં પણ હોવો ન જોઇએ એમ આ પરિષદ દૃઢતાપૂર્વક ઇચ્છે છે. આ ઠરાવની નકલ પુસ્તકાલય ખાતા તરફ મોકલવાનું ઠરાવવામાં આવે છે.

દ. મ. શ્રી રામજીભાઇ હંસરાજ — અ. આ. ડૉ. હરિપ્રસાદ વિશ્વનાથ ભટ્ટ

૭ જુથમંડળોનાં પુસ્તકાલયોની તપાસણી સેવાભાવે કરે તેવા માનદ પ્રચારકોની સંખ્યા વધે તે ઇચ્છવાજોગ છે અને આ પ્રવૃત્તિમાં સંગીનતા લાવવા જે ભાઈઓએ આ પ્રકારની સેવા આપી છે તેને આ પરિષદ ધન્યવાદ આપે છે.

દ. મૂ. છગનલાલ ખોડીદાસ ( વીઠલપુર ) અ. આ. છગનલાલ ભગવાનજી

૮ ફરતા પુસ્તકાલયોની પેટીઓ વડોદરાથી મંગાવવાં અને મોકલતાં, અમરેલી પ્રાંત દૂર હોઇ ઘણી અડચણ પડે છે : તો આ પ્રાંતમાં ઓછામાં ઓછી વીસ પેટીઓ છેલ્લામાં છેલ્લાં નવાં પ્રકાશનની મોકલવા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરવાનું આ સભા ઠરાવે છે.

દ. મૂ. ભીમજી છગનલાલ ( પીડવાળાળ ) અ. આ. છગનલાલ ખોડીદાસ ( વીઠલપુર )

૯ હાલમાં ગ્રામ પંચાયતો પુસ્તકાલયોને લોકમદદ જેટલી મદદ કરી શકતી નથી, કારણ કે તેને માત્ર દસ ટકા પુસ્તકાલય જેવા મરજીયાત કામોમાં ખર્ચવાના હોય છે. તેથી આ પરિષદ શ્રીમંત સરકારને વિનંતિ કરે છે કે ગ્રામપંચાયતોને ઉત્પન્નના દસ ટકાને બદલે વીસ ટકા મરજીયાત કામો પાછળ વાપરવા છૂટ આપવી.

દ. મૂ. શ્રી. શિવશંકરભાઇ વકીલ, કોડીનાર અ. આ. શ્રી. ઓધવજી દુલ્લવજી વકીલ, ધારી

૧૦ અમરેલી પ્રાંતમાં મહિલા પુસ્તકાલય ફકત એકજ છે. ધારી, કોડીનાર, દામનગર વગેરે કસ્બાનાં ગામોમાં સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર થાય તે માટે પ્રાથમિક ઇલાજો લેવા અને જેમ બને તેમ મહિલા પુસ્તકાલયો ઉપાડવા આ પરિષદ કસ્બાઓના આગેવાનોને વિનંતિ કરે છે.

દ. મૂ. તારાબ્હેન દોશી અ. આ. શ્રી. શારદાબ્હેન સારંગપાણી
વિરોધ તરીકે શ્રી. પ્રભાલક્ષ્મીબ્હેન

૧૧ આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિને પ્રાંત પંચાયત તરફથી ચાલુ ધોરણ મુજબ મદદ મળતી નથી તે પુરેપુરી આપવા માટે આ પરિષદ પ્રાંત પંચાયતને વિનંતિ કરે છે.

દ. મૂ. હિમતલાલ રતિલાલ અજમેરા અ. આ. શિવશંકર ગૌરીશંકર વકીલ

૧૨ ગામડે ગામડે ઇતિહાસનાં સાધનો નાશ પામતાં જાય છે તેને સંરક્ષવા અને સંગ્રહવા એ ગામના પુસ્તકાલયની ફરજ છે, એમ આ પરિષદ માને છે અને તેથી એ કાર્ય ઉપાડી લેવા મંત્રીઓ અને કાર્યકરોને વિનંતિ કરે છે. આવાં લખાણમાંથી જે લખાણ વિશ્વાસપાત્ર અને ઇતિહાસને મદદરૂપ હશે તે લખાણને પ્રાંત મંડળ પુરસ્કાર અને પ્રસિદ્ધિ યોગ્ય ગણશે. પ્રમુખસ્થાનેથી.

૧૩ અમરેલી પ્રાંતની સહકારી મંડળીઓ પોતાના નફાની સાર્વજનિક કામે ખર્ચવાની વીસ ટકાની રકમમાંથી પુસ્તકાલયોને જવલ્લે જ મદદ આપે છે : તો આ સંબંધે ઘટતું કરવા નીચેની સમિતિ નીમવામાં આવે છે.

૧ શ્રી. જગજીવનદાસ નારાયણદાસ ૨ જગમોહનદાસ લ. ગાંધી

દ. મૂ. ધીરજલાલ મોહનલાલ વ્યાસ અ. આ. ભગવાનજી રાઘવજી, ધાંટવડ

૧૪ આ પરિષદ ઠરાવ કરે છે કે, ગામડે ગામડે જ્ઞાનપ્રચાર કરવા માટે લાયબ્રેરીઓ ઉપરાંત જાહેર વાચનની પણ જરૂર છે, અને જનસમાજને સામાજીક, ધાર્મિક અને રાજકીય ઈત્યાદિ વિષયોમાં યથાયોગ્ય જ્ઞાન મળે એ માટે અને પ્રાચીન સાહિત્ય સાથે આધુનિક લેખો અને વિજ્ઞાન વિષયોની પણ પીછાન કરવા માટે ક્રમિક પાઠ્ય પુસ્તકો તૈયાર કરવાની જરૂર છે. આવાં પુસ્તકો પહેલાં જેમ રામાયણ અને મહાભારતની કથાઓ કહેવાતી હતી તે રીતે વાંચી શકાય એવાં હોવાં જોઇએ. આ માટે ઘટતી વજવીજ કરવા પુ૦ સ૦ સ૦ મં૦ લી૦, સયાજી સાહિત્યમાળા અને બાલ સાહિત્યમાળાને વિનંતિ કરે છે. પ્રમુખસ્થાનેથી.

૧૫ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ જેવી પ્રવૃત્તિ બીજાં રાજ્યોમાં દાખલ થાય એમ આ પરિષદ ઇચ્છે છે અને ભાવનગર રાજ્યે આવી શરૂઆત કરી તેને માટે અભિનંદન આપે છે અને બીજાં રાજ્યોમાં આવી પ્રવૃત્તિ કરવા માટે નીચેની સમિતિ નીમવામાં આવે છે.

૧ શ્રી. રામજીભાઇ હંસરાજ — ૨ શ્રી. મોહનભાઇ વીરજીભાઇ
૩ શ્રી. જગજીવનદાસ ના૦ મહેતા — ૪ શ્રી. કરશનદાસ ચીતલીયા
૫ શ્રી. મોહનલાલ ઓધવજી, તથા મંત્રીઓ.

દ. મૂ. રામજીભાઇ હંસરાજ — અ. આ. મોહનલાલ વીરજીભાઇ

૧૬ આમ પુસ્તકાલયના બજેટમાં મંજૂર થયેલાં પુસ્તકો ઘણી લાંબી મુદતે-એટલે બીજી સાલની શરૂઆતમાં પણ મળવાના પ્રસંગો બને છે. તે પ્રમાણે ન થતાં જેમ ડીસેમ્બર આખરે પેપરો; માસિકો વગેરે મળવાનું નક્કી થઈ જાન્યુઆરીથી શરૂ થાય છે, તે પ્રમાણે પુસ્તકો પણ જાન્યુઆરી આખર સુધીમાં મળી જાય તે પ્રમાણેની વ્યવસ્થા કરવા આ પરિષદ ભલામણ કરે છે. પ્રમુખસ્થાનેથી.

# જ્ઞાન દીવડી

સદન સદન જીવનના ઉલ્હાશ રે,
એ...ગૃહ ગૃહ પ્રગટાવો જ્ઞાન દીવડી.
આશા અમૃત શી સમોવડી ( ૨ )
વદન વદન ઝલકતું સ્મિત હાસ રે,
એ....ઉર ઉર ઉપજાવો જ્ઞાન ગોઠડી
મ્હેકતી મધુર મધુર મીઠડી-સદન
ઝીલવા અખંડ જ્ઞાન સ્રોત એ સાહેલડી
પામવા પ્રકાશ પરમ આ ઘડી.
શારદા મંદિર સમી ગ્રંથદેવદેવડી
ચાલો ચતુરાઓ તેવ તેવડી-સદન
( સાખી )
ગ્રંથાલય મંદિર સમું, દેવ બીરાજે ગ્રંથ,
આરાધી એને કરો, ઉજ્જવલ જીવન પંથઃ
હરિયાળી જીવન કુંજ, માંહી મસ્ત વેલડી;
જ્ઞાન ભક્તિની અજોડ બેલડી;
દીન ને દુભાયલાં દલિત અજ્ઞ માનવી
ઉદ્ધરવાં પાઇ જ્ઞાન જાહ્નવી;
સદન સદન જીવનના ઉલ્લાસ રે
એ ગૃહગૃહ પ્રગટાવો જ્ઞાન દીવડી.
આશા અમૃત શી સમોવડી;
વદન વદન ઝલકતું સ્મીત હાસ રે
એ ઊરઊર ઊપજાવો જ્ઞાન ગોઠડી
મ્હેકતી મધુર મધુર મીઠડી-સદન

# અમરેલી પ્રાંત બીજી પુસ્તકાલય પરિષદમાં હાજર રહેલા પ્રતિનિધિઓની યાદી

રા. ગૌરીશંકર ખોડીદાસ, રતનપુર; રા. હરીપ્રસાદ હરખજી, નવાગામ; રા. પ્રભાશંકર ગૌરીશંકર, શાપુર; રા. મગનલાલ કેશવજી પાઠક; રા. જોશી વિઠ્ઠલજી કાનજી; રા. સૂર્યદાસ; રા. હેમરાજ વાલજી જાની; રા. છગનલાલ ખોડીદાસ; રા. દેવજી ભગવાન; રા. જયશંકર નારણજી પંડ્યા; રા. મહાશંકર કાળીદાસ પંડ્યા; રા. જયશંકર પોલાભાઇ; રા. ભગવાનજી ભાણજી; રા. ભાનુશંકર ગગજી; રા. ભગવાનજી કરશનજી; રા પ્રભાકર કાશીનાથ; રા. પોપટલાલ વનમાળી; રા. ભુદરજી મકનજી; રા. ભાઇશંકર મકનજી; રા. નરભેરામ ચત્રભુજ; રા. ભગવાનજી રાઘવજી; રા. મણીશંકર પરમાણંદ; રા. લાલસિંહ રામસિંહ; સૌ. કાશીબ્હેન મોહનભાઇ પટેલ; સૌ. શારદાબ્હેન સારંગપાણી; સૌ. જડાવલક્ષ્મી રામજીભાઇ; સૌ. શાન્તાબાઇ બા. જોશી; શ્રીમતી તારામતી દોશી; રા. જગજીવન વાઘજી; રા. મોહનલાલ શીવશંકર; રા. મોહનલાલ શંકરભાઇ; રા. પોપટલાલ ગોકળદાસ; રા. શિવશંકર ભૂરાભાઇ; રા. ધનજીભાઇ ભૂરાભાઇ; રા. વૃજલાલ દયારામ, ભલગામ; રા. જયસુખલાલ હરખજી; રા. નાનજી પ્રેમજી; રા. જયંતિલાલ સંતોષરામ; રા. ભીમજી છગનલાલ; રા. ખોડીદાસ છગનલાલ; રા. ગંગાશંકર નરભેરામ; રા. લક્ષ્મીરામ રૂગનાથદાસ; રા. હરગોવિંદદાસ કાનજી; રા. નરભેરામ કલ્યાણજી; રા. હરિલાલ માધવજી; રા. લક્ષ્મીશંકર કરશનજી, ચાવંડ; રા. કાનજી જીવાભાઇ શેઠ, ચલાલા; રા. આપા કાના, ચલાલા; રા. જયંતિલાલ દેવચંદ, ગોવિંદપુર; રા. પુરૂષોત્તમદાસ હીરજી, મોટા આંકડીઆ; રા. ઝવેરચંદ જાદવજી, ખાંભા; રા. કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી, નાના માચીઆળા; રા. ધારશી મોહન, માળીલા; રા. નારણભાઇ બોદાભાઇ, કડોદર તા. કોડીનાર; રા. શિવશંકર ગૌરીશંકર, કોડીનાર; રા. કરશનજી નાનજી ભટ્ટ, કોડીનાર; રા. કાળીદાસ વૃજલાલ, કોડીનાર; રા. નંદલાલ પ્રભાશંકર, ગોખરવાળા; રા. કોઠારી ધનજી રામજી, લાલાવદર; રા. કરૂણાશંકર કાનજી, ભાડ તા. ખાંભા; રા. જમનાદાસ ધરમશી, દેવરાજીયા; રા. ભાઇશંકર ભાણજી, વરસડા; રા. અચરતલાલ દયાશંકર, વરસડા; રા. છગનલાલ ભગવાનજી, ઝર; રા. ડૉ. કદમ સાહેબ, દામનગર; રા. બીલ્ગી સાહેબ, દામનગર; રા. નર્મદાશંકર કરૂણાશંકર, હરમડીયા; રા. હમીર જીવાભાઇ, નાના રાજકોટ; રા. નાગજી પ્રાણજીવન, કેરાળા તા. ધારી; રા. હરિલાલ જમનાદાસ, દેવળા; રા. હરજીવન ડાહ્યાભાઇ, ધારી; રા. ઉમીયાશંકર મોરારજી, કોડીનાર; રા. નાગરદાસ છગનલાલ પાઠક, પે. માસ્તર ભા. સ્ટેટ; રા. હરગોવિંદદાસ મોરારજી, જીરા; રા. ગૌરીશંકર જીભાઇ, ગોવિંદપુર; રા. કાનજી ઠાકરશી, પાડરશીંગા; કુલ સંખ્યા ૭૬.

# પુસ્તકાલયોની ઉપયોગિતા*

[ લે. :—પ્રભાલક્ષ્મી ચંદ્રશંકર ]

શિક્ષણ અને સંસ્કાર ફેલાવવાની આજની વિધવિધ સંસ્થાઓમાં પુસ્તકાલયનું સ્થાન અનોખું છે. પુસ્તકાલય શાળા અને પાઠશાળાની પૂર્તિ રૂપે, ક્યારેક તો બદલા રૂપે, અને ઘણીવાર જ્ઞાનસોપાનના બીજા પગથીયા રૂપે, પોતાનું સ્થાન માગી લ્યે છે.

શાળામાંથી શિક્ષણ લઇ અક્ષરજ્ઞાન કે ભાષાજ્ઞાનનું સાધન કેળવી બહાર પડનારાંઓ એ સાધન વડે પુસ્તકાલયમાં સંગ્રહાએલી અખૂટ જ્ઞાનસામગ્રીનો ઉપભોગ લઇ શકે છે. એ રીતે પુસ્તકાલય શિક્ષણ સંસ્થાની પૂર્તિ રૂપે જ બને છે.

મોટી ઉમ્મરે જેને અક્ષરજ્ઞાન મેળવવાની નવી હોંશ પ્રગટે છે તેને માટે અમુક પ્રકારની યોજના પુસ્તકાલય સાથે જોડવામાં આવી હોય તો તે, શિક્ષણની શાળાના બદલામાં પૂરતું કામ આપી શકે છે.

શાળામાંથી મળેલું ઘણા વિષયોનું પ્રાથમિક જ્ઞાન પુસ્તકાલયના નિયમિત વાચકને માટે પરિપક્વ બને છે–વિકાસ પામે છે. નિષ્ણાત અભ્યાસીઓ માટે પુસ્તકાલયોનો સંગ્રહ, અને નિયમિત રીતે તેમાં આવતો જતો સામાયિક સાહિત્યનો પ્રવાહ, અભ્યાસના વિષય સંબંધી છેલ્લામાં છેલ્લી માન્યતાઓ ને શોધખોળોથી પરિચિત રાખે છે. આમ શિક્ષણના એક જ સાધન તરીકે પુસ્તકાલય અજોડ છે.

પુસ્તકાલયનું આ સ્થાન નક્કી થવામાં જ, તેના આદર્શની કલ્પના આવી જાય છે. આદર્શ પુસ્તકાલય એટલે ઉપરની વ્યાખ્યામાં બરોબર સમાઇ જાય તેવું પુસ્તકાલય એવી વાત સહજ ફલિત થાય છે. આજના આપણા ગ્રંથપાલો કેટલે અંશે શિક્ષણના કેન્દ્રરૂપ બની શક્યા છે અને કેટલે અંશે માત્ર બુકસેલરની દુકાન જેવા બની રહ્યા છે, તેની ચર્ચા પ્રવૃત્તિના કોઇ સચોટ અભ્યાસીને માટે રહેવા દઉં છઉં. કાળબળના ઝપાટામાં આવેલ સહુને વિકાસ-ક્રમની સાથે દોડવું પડશે જ; નહીં દોડે તેને દૂર ફેંકાઇ જવું પડશે. ગ્રંથાલયોને જીવવું જ હશે તો પોતાની સંસ્કૃતિ માટેની આવી વિશિષ્ટ નજર કેળવવી જ પડશે. નહીં તો આવતી કાલના સંસારમાં તેમનું સ્થાન નહીં હોય.

કોઇપણ સંસ્કારી પ્રજા સંસ્કારના કેન્દ્ર સમી આવી સંસ્થા વિના ચલાવી શકે નહીં. એટલે જ આપણે આજે ગ્રંથાલયોને આગળ ધપાવવા, ગ્રંથાલયોમાં સંગ્રહાયલી જ્ઞાનસમૃદ્ધિ વિચારપૂર્વક સંગ્રહાય અને વધારેમાં વધારે પ્રમાણમાં પ્રજાના છેલ્લામાં છેલ્લા અંગ સુધી ફેલાય, તે માટે આપણે શું કરવું જોઇએ, તેના વિચાર માટે આપણે એકઠાં થયાં છીએ. પ્રજાની માન્યતાઓ બદલાય, સંસ્કાર ફરી જાય, છતાં ગ્રંથાલયો એકની એક જુની ધરેડનાં કબાટમાં સોનેરી નામવાળાં ગમે તેવાં પુસ્તકો સંઘરે, માગે તેને આપી તેની જાળવણી જ

* અમરેલી પરિષદમાં વંચાયેલો નિબંધ,

માત્ર કઇ રીતે સારી થાય તેટલી જ ચિન્તા રાખતા પડ્યા રહે, એ આપણને રૂચતી વાત **નથી.** ગામો ગામ પુસ્તકાલયોની સંસ્થા સ્થપાતી જાય છે. આપણા પ્રગતિમાન રાજ્યનું આ પગલું ભરાયાને આજે દસકાઓ વીતી ગયા છે, તોપણુ એ હજી એક અને અજોડ જ રહ્યું છે. રાજ્યની ફરજ સ્થાપનાથી પૂરી થાય છે. રાજ્યે યોજેલ યોજનામાંથી પૂરેપૂરો લાભ લેતાં આપણે શીખવું જોઇએ; અને રાજ્યે આ પ્રવૃત્તિને જેટલી વ્યાપક અને સમૃદ્ધ કરી છે, તેટલી જ ફળદાયી આપણે એને બનાવવી જોઇએ.

## સારૂં ગ્રંથાલય એટલે શું ?

સારૂં મકાન, સારૂં ફરનીચર, સારાં અને આપણી ભાષાનાં તમામ પુસ્તકો, સારો ફેલાવો, તમામ વર્તમાનપત્રો ને સાપ્તાહિક સાહિત્યનો નિયમિત વહેતો પ્રવાહ અને વાચનારાઓની મોટી સંખ્યા એટલું જ ? ના, એટલું જ નહીં, પ્રજાની જ્ઞાનભૂખ આપણાથી કદી ઉઘડવાની નથી; આપણાથી કદી શમવાની પણ નથી. જે ફાવે તે સંગ્રહો, ફાવે તેને આપો અને ફાવે તે વાંચો : આવી નિસ્પૃહ યોગીની મનોદશા ગ્રંથાલય સંસ્થાને કદી પાલવે નહીં. અને જો પાલવે તો એને જીવન્ત સંસ્થા ગણવાની જરાય જરૂર નથી. ચારે બાજુથી આજના સાહિત્ય જગતમાં જ્ઞાનસરણીઓ ફુટી રહી છે. એ સરણીઓનું નિર્મળ જળ આપણા કાચનાં કબાટોમાં ભરાય છે અને ત્યાંથી પ્રજાના જીવનમાં વહે છે. સરણીઓમાં જાત જાતના દ્રવ્યો ભળેલાં છે. બધી જ સરણીઓમાં નિર્મળ પાણી નથી. કોઇકમાં રોગના જંતુ પડેલા છે; કોઇકમાં જીવનવિરોધી તત્ત્વો ગળી ગએલાં છે, કોઇકમાં રસાયણિક તત્ત્વો હોઇ અમુક જ વખતે અમુક જ માનસ માટે તેની ઉપયોગિતા હોઇ શકે તેમ પણ બન્યું છે. પુસ્તકાલય એ તમામ સરણીઓને ગમે તેમ સેળભેળ કરી ગમે તેમ ફેલાવા દે તે કોઇ રીતે યોગ્ય નથી. આ સંસ્થાની જરૂરિયાત જ ત્યાં ઉભી થાય છે. આપણું કામ ગાળણનું છે—ફીલ્ટરીંગ કરવાનું છે. નિર્મળ ચોકખું જળ દ્રવ્યના દ્રાવણવાળું જળ, હળવું અને ભારે જળ, પીવાનું અને ન્હાવાનું જળ : આમ જુદા જુદા ભાગ પાડી આપણે વહેંચવાનું છે. ગ્રંથાલયનું એ ધ્યેય છે. એ એની **સફળતાનું માપ છે.**

પ્રથમ કાળજી પુસ્તકોનો સંગ્રહ કરવામાં રાખવાની છે. આપણે ત્યાં પુસ્તકાલય ખાતું ખરીદીની ભલામણ કરે છે. પણ તે તો સામાન્ય પ્રજાદૃષ્ટિ છે. ખરેખરો બોજો તો નાનકડા ગ્રંથાલયના પાલક ઉપર છે. એણે પોતાનો સંગ્રહ પોતાના ગામમાં વંચાય, એવા ઉદ્દેશથી કરવાનો હોય છે. કબાટનાં મધુર પુસ્તકો રસિક નગરમાં જેટલાં આવશ્યક છે તેટલાં જ, નાનકડા ગામડામાં જ્યાં પેટપુર ખાવાનું અને સુઘડતાથી રહેવાનું પણ મળતું નથી, ત્યાં નકામાં છે. વિરાટ ભાવનાવાળું ન્હાનાલાલ કવિનું જયા અને જયન્ત, ફત્તેપૂર કે ચકરગઢના હળ હાંકતા કણબી વાપરતા હોય તેવી લાયબ્રેરીમાં નકામું નથી ? એટલે આપણે તો આપણા સ્થળની મર્યાદા પ્રમાણે સંગ્રહ કરવો એજ ઇષ્ટ છે. ગામડાંના લોકોને તો આરોગ્યદાન મળે, તેમને સફાઇથી રહેવાના લાભ સમજાય, તેમના ઉદ્યોગમાંથી તેમને રસ ખેંચતા શીખાય અને તે ઉદ્યોગમાંથી તેમને વધારે આવક આવી શકે, ઉપરાંત આરામના વખતમાં સાધારણ પ્રાથમિક જ્ઞાન મળવા ઉપરાંત જગતભરમાં ચાલતી પ્રવૃત્તિનાં મોજાં તેમને

પણ સહજ સહજ સ્પર્શે અને સાથે સાથે તેમનું અણકેળવાએલું મન રંજન થાય, આવા સાહિત્યની જરૂર છે. એમના ગ્રંથાલયોમાં અતિ સૂક્ષ્મ રસવૃત્તિ ધરાવનારાઓ માટે, તત્ત્વચિંતકો માટે લખાએલાં પુસ્તકો નિરૂપયોગી છે.

મોટાં સ્થળોના ગ્રંથાલયોમાં પણ સાવચેતીની જરૂર છે. આજના ગુજરાતી સાહિત્યમાં કંઈક ચોકીદારીની પૂરેપૂરી ઉણપ છે. નિષ્પક્ષ રીતે નવીન બહાર પડતાં પુસ્તકોનું અવલોકન કરવું બેશક અઘરૂં કામ છે; તેમ છતાં અશક્ય તો નથી જ. પરંતુ એ કામ કરવા કોઈ તૈયાર જ નથી. સમાલોચનાનું કાર્ય ગમે તેવા રેંજીપેંજી, છાપાના લગભગ ત્રીજા કલાસમાં પણ ગાનભેર ન મૂકી શકાય તેવા સંચાલકોના હાથમાં ગયું છે. એ બધા નિઃસ્વાર્થ માનવીઓ નથી. તેમની દૃષ્ટિ પણ ઉંડી કે નિર્મળ નથી. એટલે એ સાવચેતી તો આપણા ગ્રંથાલયોએ જ રાખવી રહી. બહાર પડતી ગમે તેની વસ્તુ પ્રજાને પૈસે કે સરકારને પૈસે ખરીદી સેવાને નામે પ્રજામાં ફેલાવવી તે પૂરેપૂરો દ્રોહ છે. ( ' દ્રોહ ' કરતાં હળવો શબ્દ મને સુઝતો નથી. )

વર્તમાનપત્રો માટે પણ આ જ દશા છે. જગતના અદ્યતન વિચાર કે પ્રવૃત્તિના પ્રવાહને વહન કરનારી આ નાની સરિતાઓ, જે મૂળમાંથી ઉદ્ભવે છે, તેની તમામ મલિનતાઓ સહિત જ વહે છે. કોઈપણ વિચાર શુદ્ધ શાસ્ત્રીય રીતે આપણે ત્યાં રજુ થવો નથી. રજુ કરનારનું વર્તમાનપત્ર પોતે " કઈ " શાળામાં આવેલું છે, એના પોષકોનો સ્વાર્થ ' કઈ ' શાળાના આગેવાન થવામાં છે, તેના ઉપર વિચારની રજુઆતનો આધાર રહે છે. માત્ર વિચાર જ શા માટે ખબરો પણ એવા જ ચશમામાંથી દેખાતી હોય તેવી રીતે મૂકવામાં આવે છે. આ વર્તમાનપત્રો કોઈપણ પ્રકારની માર્ગસૂચક ચેતવણી વગર એમ ને એમ પ્રજાનું ઘડતર કરવા મંડે તે શોચનીય છે. સામાહિક સાહિત્ય પ્રવાહની ગાળણી કરવાની પણ ગ્રંથાલયોને માથે ફરજ છે.

બીજી રીતે, આમ વિવેકપૂર્વક સંગ્રહાએલું સાહિત્ય પ્રજા શી રીતે માગે, ઉઠાવે એ યોજના ઘડવી જોઈએ. સંગ્રહ તરફ લોકો આકર્ષાય, જુદી જુદી રીતે તેમને જ્ઞાનપ્રાપ્તિ કરવાની ઉત્સુકતા વધે, અને વધારે ને વધારે આપણા સંગ્રહનો લાભ લેતા થાય એમ કર્યા વિના સંગ્રહનો કંઈ જ અર્થ નથી. નવા નવા કાર્યક્રમો રાખવાથી, આકર્ષક રીતે સંગ્રહની વસ્તુઓનો પરિચય કરવાથી, જુદા જુદા પ્રસંગોએ લોકોનું માનસ પુસ્તકાલયલક્ષી બનાવવાથી આ હેતુ સાધી શકાય છે. ગામડાંના માણસોને તેના જીવનની પરિચિત વસ્તુઓ કે લાગણીની ભાવનાઓને આપણા સંગ્રહ સાથે જોડાએલી જોવાથી ઘણું આકર્ષણ થાય છે. સ્ત્રીઓને માટે પણ એ જ રીત ઉપયોગી થઈ શકે. ધાર્મિક માન્યતા અને સંતાન તથા ગૃહ પ્રત્યેનો પ્રેમ આ બે સ્ત્રીજીવનના વ્યાપક ભાવોને આજના સાહિત્ય સાથે જોડી સાહિત્ય તરફ એઓને ખેંચવામાં આવે તો જરૂર તે પ્રયાસ સફળ થાય. સંગીત અને લલિત કલાથી ગમે તેવી ગ્રામ્ય સ્ત્રીઓનું હૈયું પણ આકર્ષાય છે. આ સંગીતમાં અર્થભર્યું સાહિત્ય ઉતારીને, આ લલિત કલા પાછળ જીવનની વિશાળ ભાવનાઓ મુકો તો બન્નેનો ઉપયોગ કરી શકાય.

આવી જાતની પ્રવૃત્તિઓ માટે પ્રત્યેક પુસ્તકાલયને અંગે એક અભ્યાસ મંડળ યોજાવું જોઈએ. એ મંડળ પુસ્તકાલયના સામાન્ય વાચક વર્ગમાંથી જ ચુંટાય, પણ તેને મધ્યવર્તી

વ્યક્તિ તરીકે કોઇ સમજદાર સંસ્કારી ભાઇ કે બ્હેનની નીમણુંક કરવામાં આવે, તો આવું મંડળ નિયમિત રીતે પ્રગતિ કરી શકે. આ મંડળમાં સારાં પુસ્તકો વંચાય, ચર્ચા થાય, અને ક્રમવાર તેની જ્ઞાનની કસોટી પણ કરવામાં આવે, તો આખું મંડળ નિયમિત રીતે પ્રગતિ કરી શકે. આ મંડળમાં સારાં પુસ્તકો વંચાય, ચર્ચા થાય, અને ક્રમવાર તેના જ્ઞાનની કસોટી પણ કરવામાં આવે. વળી વર્તમાનપત્રોનું પણ સમૂહવાચન થાય, તો તેમાંથી પ્રત્યેક લેખ પર યોગ્ય ચર્ચા થતી રહે, જેથી શુદ્ધ સ્વરૂપમાં આ બન્ને વસ્તુ સમજાય, અને જગતમાં થતા જતા તાત્ત્વિક કે માનસિક ફેરફારો છેલ્લામાં છેલ્લા સ્વરૂપે આપણને સમજાય. આ મંડળ મનોરંજક પ્રવૃત્તિ પણ કરી શકે. સંગીત અને કલાના જલસા કે બિનધંધાદારી નાટ્યપ્રયોગો, હસ્તલિખિત સાપ્તાહિકનું પ્રકાશન વગેરે પ્રવૃત્તિ થાય.

બ્હેનોનું આવું મંડળ રાસ અને ગરબાનો આકર્ષક પ્રયોગ ગોઠવી શકે. સાથે સાથે નિરક્ષર બ્હેનો માટે અક્ષરવર્ગ પણ ખોલી શકાય. હાથકલાનું ન્હાનું એવું પ્રદર્શન નિયમિત રીતે ભરાય; અને જુદી જુદી રીતે ગ્રંથોના સંગ્રહમાંથી લાભ લઇ વધારેમાં વધારે કઇ રીતે ફેલાવવો તે નક્કી થઇ શકે.

આવાં મંડળો સ્વતંત્ર રીતે થઇ શકે; પણ પુસ્તકાલયને અંગે જ હોય તો તેમનું ધ્યેય ગ્રંથવાચનની શિષ્ટતા અને વ્યાપકતા એ જ મુખ્યત્વે રાખવું જોઇએ. આથી સ્વતંત્ર મંડળો કરતાં પુસ્તકાલયોમાં જોડાયેલાં મંડળો વધુ કાર્યદક્ષી બની શકે.

આજના ગ્રંથાલયો આમ આવતી કાલની સંસ્કારિતા કે નવરચનાના સર્જકો થવાની શક્યતા ધરાવે છે. જે સ્થાન વિદ્યાલયોનું છે, તે જ નહિ પણ તેટલું જ માનવંતું સ્થાન ગ્રંથોના સંગ્રહનું છે. પણ તે માનવંતા સ્થાનને લાયક થવા માટે તેમણે નિર્જીવ સંગ્રહ મટી સજીવ જ્ઞાનભંડાર બનવાની જરૂર છે.

આપણે ઇચ્છીએ કે **ગ્રંથાલયો સાચા સંસ્કારમંદિરો બને—સંસ્કાર ઝીલીને, સંસ્કાર ફેલાવીને.** પુસ્તકાલય એટલે ગ્રંથોનું સંગ્રહસ્થાન, એટલો જ માત્ર અર્થ નથી; એ પ્રવૃત્તિની પાછળ તો સંસ્કારપ્રચારની જીવન્ત ભાવના આવી રહી છે—પ્રજાના જીવનને ઘડનારૂં સાહિત્ય, ગમે ત્યાંથી મેળવી પ્રજા તેને અપનાવી શકે તે રીતે.



અસ્તુ ! ૐ શાન્તિઃ

[ અનુસંધાન પાન ૪૦૯ ]

આપણે ઇચ્છીએ કે કાર્યવાહકો પરિષદો ભરાયા અગાઉ ઉપલી બાબતોનો વિચાર કરે ને તે અમલમાં મૂકવા બનતી બધી તજવીજ કરે.

પણ આને માટે નાણાંની સગવડ ખાસ જોઇએ. દેશના ધનવાન તથા વિદ્વાન ગ્રાણસોએ આ કાર્યમાં પોતાના તન મન ધનથી જરૂર યોગ્ય મદદ કરવી જોઇએ.

બાકી, પરિષદના લાભ તો અનેક છે : બધા ગ્રંથપાળ મંત્રી ભાઇઓને મળાય, નવી ઓળખાણ થાય, જુનાં સ્મરણો તાજાં થાય, વિદ્વાનોનાં ભાષણો સાંભળવાનો લાભ મળે, જ્ઞાનનાં નવાં કિરણો મળે, જ્ઞાનની નવી દિશાઓ ઉઘડે, અને ગ્રંથપાળ મંત્રીનું ખરૂં કર્તવ્ય શું તેનું ખરૂં ભાન થાય.

અંતે આપણે ઇચ્છીએ કે આવી પુસ્તકાલય પરિષદો અનેક ભરાય ને તેનો લાભ બધા ભાઇઓ લે ને પ્રજાને લેવરાવે.



# ગરીબની જ્ઞાન–તૃષા

( એકાંકી નાટિકા )*

સ્થળ:—મંગળપુરના સાર્વજનિક પુસ્તકાલયનો ઓટલો.
સમય:—બપોરના બે.
પાત્રો:—કઠિયારો, પુસ્તકાલયના મંત્રી, ગ્રંથપાલ અને પટાવાળો.

કઠિયારો : ( માથા ઉપરથી ભારો ઓટલા ઉપર મૂકીને )—હે ભગવાન ! આ કયા ભવના પાપ ? ! રઝળતાં રઝળતાં અરધો દિવસ વીતી ગયો તો પણ ભારો ખપ્યો નહિ ! બેચાર જણાએ ભારો માગ્યો, પણ તે તો ચાર કે છ પૈસે ! તેમાં મારૂં અને મારા કુટુંબનું ભરણપોષણ શી રીતે થાય ? રઝળી રખડીને કાળી મહેનતે લાકડાં વીણી લાવી બે મણનો ભારો બનાવી બે ગાઉ વેરે વેચવા આવીએ તોપણ તે વાજબી ભાવે વેચાય નહિ ! પ્રભો, શું થશે મારૂં ! ( તેવામાં તેની આંખ પુસ્તકાલયની ભીંત ઉપરનાં સૂત્રો ઉપર પડે છે : " શાળા જ્ઞાન મંદિરનું પ્રવેશદ્વાર છે. પુસ્તકાલય એ જ્ઞાન મંદિર છે, જીવન જીવી જાણવું હોય તો પધારો એ જ્ઞાન મંદિરમાં ! "

" જ્ઞાન એટલે બોજો નહિ, પણ જીવનની જંજાળનો બોજો ઓછો કરનાર આત્મબળ પ્રેરક ખોરાક: એ ખોરાકની અપેક્ષા હોય તો અંદર પધારો ! "

" જ્ઞાન એ અમૃત છે, જીવનને અકળાવનારી તૃષા છીપાવવી હોય તો પુસ્તકાલયમાં જ્ઞાનપરબ છે: તૃષા છીપાવો. " )

વાહ ! કેવી મજાની વાત ! કેવા સુંદર વિચાર ! અમારા રાજ્યમાં શ્રીમંત મહારાજા સાહેબે તો ઠેર ઠેર નિશાળો અને પુસ્તકાલયો સ્થાપી લોકોને જ્ઞાનવાન બનાવવાના પ્રયાસ કર્યા છે અને હજુ પણ કરે છે. હું પણ પાંચ ચોપડી ભણ્યો, પરંતુ કમભાગ્યે પિતા ગુજરી જતાં ઘરનો બોજો માથે આવી પડ્યો. બોજામાં પૂરૂં પિતાએ નાનપણમાં પરણાવ્યો એટલે એ પંજાજણ પણ માથે આવી પડી. રાજાએ તો રૈયતના ભલા ખાતર બાળલગ્નનો કાયદો કર્યો; પરંતુ અજ્ઞાન લોકો દંડ દઇને પણ બાળલગ્નનો લ્હાવો લ્યે છે. ઉલટ ખરાબ દશા થાય છે, પરંતુ એ તો વિધાતાનો વાંક ! કેવું અજ્ઞાનપણું ! એને ટાળવા માટે પુસ્તકાલયનો ઉપયોગ કરો એમ એકાદ સૂત્રમાં લખ્યું છે. પણ પેટની પડી એને જ્ઞાનની ક્યાંથી સૂઝે ? અમે ભણતા હતા ત્યારે સુદામાચરિત્રમાં વાંચ્યું હતું કે :—

એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજીરે,
લાવો બાળક માગે અન્ન લાગું પાયજીરે.

( એવામાં પટાવાળો આવે છે, અને પુસ્તકાલય ખોલે છે. )

પટાવાળો : એય ! ત્યાં કેમ પડ્યો છે ? ઉપાડ તારો ભારો.

---

*અમરેલીની બીજી પ્રાંતિક પરિષદમાં ભજવાયલી.

કઠિયારો　: ભાઇ, બે ઘડી આરામ લેવા બેઠો છું તેમાં તારૂં શું ગયું ? વળી આ તો બળતાને ઠરવાનું ઠામ છે ને ?

પટાવાળો　: જા, જા, વેખલી !
(ગ્રંથપાલ આવે છે.)

ગ્રંથપાલ　: શું છે લક્ષ્મણ ?

લક્ષ્મણ　: આ માળો આંઇ ભારો નાખીને પડ્યો છે, તે ઉઠતો નથી.

ગ્રંથપાલ　: કેમ ભાઇ, જરા પેલા ખૂણામાં ભારો નાખીને આરામ લ્યો તો શું વાંધો છે ?

કઠિયારો　: હા, એ ઠીક. લાવ ત્યાં જાઉં. (કહીને ભારો ઉઠાવી ખૂણામાં જાય છે. ભારો ગોઠવી પાસે ડીલ લંબાવે છે. સુતા સુતા વળી વિચાર આવે છે:) ભલા ટાઢો ઢળ્યે ભારો વેચવો છે તો બે ઘડી ચોપડી લઇને વાંચું તો શું વાંધો ? (પુસ્તકાલયમાં જાય છે. અને ગ્રંથપાલને કહે છે:) ભાઇ, એકાદ સારી ચોપડી વાંચવા આપશો ?

ગ્રંથપાલ　: અમારા પુસ્તકાલયના મેમ્બરોને જ ચોપડી મળે છે.

કઠિયારો　: બીજાને નહિ ? સાર્વજનિક પુસ્તકાલય છે ને ?

ગ્રંથપાલ　: બીજાને ખરી પણ તે જામીન આપે તો જ.

કઠિયારો　: પણ મારે ક્યાં દૂર લઇ જવી છે ?

ગ્રંથપાલ　: તો પણ નહિ, નિયમ વિરુદ્ધ મારાથી કંઇ પણ થાય નહિ.
(મંત્રી દાખલ થાય છે.)

મંત્રી　: કેમ દયાનંદ, શું છે ?

દયાનંદ (ગ્રંથપાલ): આને વાંચવા ચોપડી જોઇએ છે.

મંત્રી　: (સ્વગત) અહોભાગ્ય ! લોકો આવા વિચારના થાય તો દેશનો અરૂણોદય દૂર નથી.

મંત્રી　: (પ્રકાશમાં) દયાનંદ ! એમને પુસ્તક આપો, એટલું જ નહિ પણ એમના જેવા જે આવે તેને મારી જવાબદારી ઉપર પુસ્તકો આપો. પુસ્તકાલય વકીલ વેપારી કે અમલદાર વગેરે શિક્ષિત વર્ગ કરતાં આવા લોકોને વધારે સવડ આપતા થશે, ત્યારે જ તેનો હેતુ સિદ્ધ થશે.

(કઠિયારો પડી જાય છે; તેને ઝાલી લે છે.)

મંત્રી　: દયાનંદ ! પાણી લાવો આને ખૂબ શ્રમ પડયો લાગે છે. અને ભૂખ્યો તરસ્યો પણ હોવો જોઇએ.
(ગ્રંથપાળ પાણી લાવે છે અને પાણી છાંટી કઠિયારાને ઉભો કરે છે) ભાઇ, આમ કેમ થયું ?

કઠિયારો : હું ભૂખ્યો અને તરસ્યો છું; એટલું જ નહિ પણ જ્ઞાન મેળવવાની ઉત્સુકતા અને અવળા સંજોગોની અથડામણે મને અકળાવ્યો તેથી આવું થયું.

મંત્રી : ચાલ ભાઇ, મારે ત્યાં જમી અને પાણી પીજે. તારો ભારો પણ હું રાખી લઇશ; પછી કંઇ ?

કઠિયારો : પ્રભુ તમારૂં કલ્યાણ કરો !

મંત્રી : એમ નહિ, પ્રભુ સૌનું કલ્યાણ કરો ! પણ હું તારે માટે જે કાંઇ કરૂં તેના બદલામાં મારી એક માગણી છે.

કઠિયારો : શી ?

મંત્રી : ભણ્યા છો ને ?

કઠિયારો : હાજી.

મંત્રી : કેટલું ?

કઠિયારો : પાંચ ચોપડી.

મંત્રી : જુવો ત્યારે, નવરાશના વખતમાં તમારા ગામને ચોરે દરરોજ મોટી ઉમ્મરના અભણ માણસો પાસે બેસીને કોઇ સારી સારી ચોપડીઓ વાંચીને સમજાવો એવી મારી માગણી છે.

કઠિયારો : પણ ચોપડીઓ ?

મંત્રી : તેની વ્યવસ્થા હું કરીશ.

કઠિયારો : બહુ સારૂં, પણ તમારા ગ્રંથપાલને કહો કે હું ભારો વેચવા આવું ત્યારે મને જોઇએ તે ચોપડી આપે. ભારો નહિ વેચાય ત્યાં સુધી તે એક ઠેકાણે બજારમાં જાહેરની નજરે મૂકીને વાંચ્યા કરીશ અને વેચાશે એટલે ચોપડી પાછી આપીને મારે ગામ ચાલ્યો જઇશ.

મંત્રી : સરસ ! જુઓ દયાનંદ, આને તો શું પણ આના જેવું કોઇ પણ આવે તેને વગર સંકોચે પુસ્તક મારી જવાબદારીથી આપજો.

ગ્રંથપાલ : વારૂજી !

( મંત્રી અને કઠિયારો જાય છે. )

મોડલ સ્કુલ,
અમરેલી.

બાવચંદ ગો. ખેતાણી.

# પુસ્તકાલય પરિષદની સફળતા ક્યારે ?

[ લેખકઃ—કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી, નાના માચીયાળા ]

**'ચલો** પુસ્તકાલય પરિષદમાં,' 'ચલો........શહેરમાં,' 'ચલો ત્રણ દિવસની મોજ માણવા' 'ચાલો ભાષણો સાંભળવા': ઉપરોક્ત સુરો પરિષદ ભરાવાની હોય તે અગાઉ ચારેય બાજુ સંભળાયા કરે છે. 'પુસ્તકાલય પરિષદ એટલે સેંકડો રૂપીઆનું પાણી' વગેરે સુરો પણ સંભળાય છે. આવા સુરોની પાછળ કંઈ સ્તુત્ય હેતુ હશે કે નહિ? હોય તો શું હશે? વગેરે બાબતો બહુ જ ઓછા માણસો જાણે છે.

જગતમાં દરેક માણસને, ધંધાદારી દરેક મનુષ્યને જ્ઞાનની અનિવાર્ય જરૂર છે. ને જ્ઞાન વાંચ્યા–વિચાર્યા–વિચારવિનિમય વગર મળતું નથી. જ્ઞાન મેળવવા માટે પુસ્તકો જોઇએ, ને પુસ્તકો માટે પૈસા જોઇએ. એટલા બધા પૈસા કાઢવા ક્યાંથી ? મફત પુસ્તકો –છાપાં–માસિકો વાંચવા ક્યાંઈ મળે ? આવાજ ઉચ્ચારોની પાછળ પુસ્તકાલય રૂપી ઈમારત ઉભી થઈ હશે, એ એટલીજ સત્ય બીના છે.

પુસ્તકાલયો સ્થપાયાં, કબાટો, પુસ્તકો, છાપાં, માસિકો વસાવ્યાં, લોકો વાંચવા આવવા લાગ્યા. જેમ જેમ વાંચતાં ગયા તેમ તેમ વાચનની ભૂખ વધતીજ ગઈ. વધારે ને વધારે પુસ્તકો, માસિકો, વગેરે વસાવવા ચારે બાજુથી વાચકોએ માગણીઓ કરવા માંડી. વધારે સાધનો પણ વસાવવામાં આવ્યાં. આ તો એકાદ સ્થળ પૂરતી વાત થઈ; પણ પુસ્તકાલય પ્રવૃત્તિ આજે વર્ષોથી ચાલુ છે. તો બધાં એક જગાએ એકઠા થઈ પુસ્તકાલય પ્રવૃત્તિ સંબંધી પરિષદ ભરે, વિચાર વિનિમય કરે, અનુભવ મેળવે, એક બીજાને હળે મળે, પુસ્તકાલય પ્રવૃત્તિ કેમ વ્યાપક બનાવાય? ગામડે ગામડે આમજનતામાં જ્ઞાનના કિરણો કેમ પહોંચતાં કરાય, નિરક્ષરોને લખતા વાંચતા કેમ કરવા ? વગેરે માટે પરિષદો ભરવી એવી પણ માગણીઓ થવા માંડી. કહેવાની જરૂર નથી કે આવા ઉહાપોહના પરિણામે પુસ્તકાલય પરિષદો હસ્તીમાં આવી.

પુસ્તકાલય પરિષદો અસ્તિત્વમાં આવ્યા બાદ બબ્બે ત્રણ ત્રણ વર્ષે મહાલ, પ્રાન્તિક કે રાજ્ય પુસ્તકાલય પરિષદો ભરાવા માંડી ને પ્રજાને જ્ઞાન આપવા મંત્રણાઓ ચાલી. પરિષદોએ પ્રજાસુધારણાનું કામ કયા ધોરણે કરવું વગેરે માટે ઠરાવો થયા ને ક્રિયાત્મક કામ થવા માંડ્યું. આથી પરિષદ ઉપયોગી છે એમ સહુ કોઇને લાગ્યું.

હવે જોઇએ કે અત્યાર લગી શું શું કર્યું ? પરિષદોએ જુદાં જુદાં સ્થાનોના મંત્રી–ગ્રંથપાળ ભાઇઓનો સહકાર સાધ્યો. પુસ્તકાલય પ્રવૃત્તિમાં પડતી અડચણોનો નિકાલ થવા મંત્રણાઓ ચલાવી, ગામડે ગામડે જ્ઞાનની પરબો બેસાડવા તન, મન, ધનની મદદો મેળવી ને લગભગ શાળાવાળા દરેક ગામે પુસ્તકાલયો સ્થપાયાં, વાચનાલયો સ્થપાયાં ને પુસ્તકાલય કે વાચનાલયવાળા ગામે–દરેક ગામે વાચન માટે એક કે બે પુસ્તક પેટીઓ આપી.

આ બધી બાબતોમાં પરિષદની સફળતા ક્યારે એ તો ભૂલીજ જવાય છે.

પરિષદે શાળાવાળા, વાચનાલય કે પુસ્તકાલયવાળા દરેક ગામના શિક્ષક-ગ્રંથપાળ મંત્રી ભાઇઓનો સંપૂર્ણ સહકાર સાધવો જોઇએ, તેમને પડતી અડચણો નિવારવી જોઇએ, તેમને પુસ્તકાલય પ્રવૃત્તિ આગળ ધપાવવા-વધારે વ્યાપક બનાવવા જેટલી જોઇએ એટલી સવલતો આપવી જોઇએ, ને વધારે સવલતો ખાતા તરફથી અપાવવી જોઇએ.

આ સિવાય દરેક પ્રાંતિક પરિષદે પોતાના તાબાનાં તમામ વાચનાલય ને પુસ્તકાલયોની તપાસણી નિયમિત થવા યોગ્ય પ્રબંધ કરવો જોઇએ.

દરેક પુસ્તકાલયે પુસ્તકોનું વર્ગીકરણ કરવુંજ જોઇએ. અને તે માટે પુસ્તકાલય પરિષદે, રાજ્ય પુસ્તકાલય મંડળે અને પુસ્તકાલય ખાતાએ ખાસ પ્રબંધ કરવો જોઇએ. આ આગળ વધતાં જમાનામાં વર્ગીકરણ કેટલું અગત્યનું છે, તેનો ખ્યાલ સ્હેજેજ બધાને આવશે. આને માટે ખાસ પ્રબંધ થવો ઘટે.

પુસ્તકાલયોની સાર્થકતા વાચનપ્રચાર અંગેજ છે, એ ભૂલાવું ન જોઇએ. ઘણી ખરી જગાએ બબ્બે હજારની વસ્તીવાળા ગામોમાં તથા નાનાં ગામોમાં પણ વાચનપ્રચાર ઘણોજ ઓછો છે. ને તેમાં સ્ત્રીઓનું વાચનપ્રમાણ તો ઘણુંજ ઓછું છે. પુસ્તકાલયોની સ્થાપના વાચનપ્રચાર વધારવા-પ્રજામાં જ્ઞાનનાં કિરણો ફેલાવવા, પ્રજાને ઉન્નત-સંસ્કારી બનાવવા, તેનામાં સંસ્કાર રેડવા માટે જ છે. માટે આ ખાસ મહત્ત્વના મુદ્દા પર પરિષદે તેમ પુસ્તકાલય ખાતાએ ખાસ પ્રબંધ કરી, ખરી ભૂલ ક્યાં છે તે ખોળી કાઢી યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ.

ઘણાખરાં પછાત ગામે લોકમદદ મહા મુશ્કેલીએ ઉભી થાય છે. માટે આવાં ગામોની ખાસ યાદી કરી પરિષદોએ તેવાં ગામોને મદદ કરવા યોગ્ય બંદોબસ્ત કરવો જોઇએ.

પરિષદોએ, પાછળ ભરાઈ ગએલી પરિષદોમાં થએલા દરેક ઠરાવનો અમલ નવી પરિષદ ભરાતાં પહેલાં થયો છે કે નહિ, તે જરા તપાસી જોવા જેવું છે. એનાથી આપણી પ્રગતિનો ખરો ખ્યાલ આવશે.

આ સિવાય પરિષદે પોતાની હકુમતવાળા દરેક ગામનો ઇતિહાસ મેળવવા ખાસ તજવીજ કરવી. ( ઘણીખરી જગાએ આ બાબત પ્રબંધ થાય છે; પણ એકસરખુ ધોરણ કરવું જોઇએ.)

પરિષદો ભરતાં પહેલાં ખાસ પત્રિકાઓ કાઢી પ્રજામાં છૂટથી વહેંચવી, ને તેમાં પરિષદ શું છે, તેનું બંધારણ શું છે, તેની કાર્ય-પદ્ધતિ કેવી છે, વગેરેથી લોકોને પૂરેપૂરા વાકેફ કરવા જોઇએ, કે જેથી પ્રજામાં પરિષદ વિષે જિજ્ઞાસા વૃત્તિ ઉત્પન્ન થાય, ને તે પુસ્તકાલયના હિતની દૃષ્ટિએ અતિ ઉપયોગી છે. ( નહિતર તો આવી પરિષદોમાં ઘણીખરી જગાએ લોકો સંગીત-રાસ ગરબા સાંભળ્યા બાદ તુર્તજ પોબારા ગણી જાય છે. ) માટે પરિષદે પોતાની તમામ કાર્યપદ્ધતિથી જાહેર જનતાને પૂરેપૂરી વાકેફ કરવી જોઇએ. ને ત્યારેજ પ્રજાના સંપૂર્ણ સહકારથીજ-તન મન ને ધનના સહકારથીજ પરિષદ સફળ બને. નવી પરિષદો ભરાય ત્યારે પરિષદના કાર્યવાહકોએ નીચેની યોજના વિચારવી ઘટે :-

૧. પરિષદમાં વાચનાલય કે પુસ્તકાલયવાળા દરેક ગામના મંત્રી જરૂર હાજર રહે એવો ખાસ પ્રબંધ અગાઉથી કરવો જોઇએ. આને માટે ખર્ચની જોગવાઈ બજેટમાં ફેરફાર કરીને પણ કરાવી લેવાય.

૨. નવી પરિષદ ભરાય ત્યારે પુસ્તકાલયવાળા દરેક ગામે પુસ્તકોનું વર્ગીકરણ થઈ ગયેલું હોવું જોઇએ.

૩. નવી પરિષદ મળતાં પહેલાં શાળાવાળા દરેક ગામે પુસ્તકાલય સ્થપાઈ જવું જોઇએ.

૪. શાળાવાળા દરેક ગામે નિદાન વાચનપેટી, અને ૧–૨ છાપાં માસિકો આપવા પરિષદ તેમ પુસ્તકાલય ખાતાએ ખાસ બંદોબસ્ત કરવો જોઇએ, ને તેને માટે ધનવાનો તથા ખાતા તરફથી મદદો મેળવવી જોઇએ.

૫. વાચનપ્રચાર કેટલો વધ્યો છે, તેના આંકડા પણ પરિષદની ઠરેલી તારીખ સુધીના ખાસ અગાઉથી મેળવી રાખવા જોઇએ. એથી કેટલી પ્રગતિ થઈ છે તેનો ચોક્કસ ખ્યાલ આવી શકે.

૬. બજેટ મંજુર થયાં ન હોય તેવાં ગામોને ખાસ મદદ આપવા પરિષદે તૈયારી રાખવી જોઇએ.

૭. પરિષદનું સ્થળ તારીખ અનુકૂળ રાખવાં, જેવાં કે દિવાળી કે મે વેકેશનમાં; જેથી ઘણાખરા ભાઇઓ ખાસ લાભ લઈ શકે.

૮. આગામી પરિષદ ક્યારે ભરાશે તે જે તે પરિષદમાં જ જાહેર થવું જોઇએ. બની શકે તો સ્થળ અને તારીખ પણ ચોક્કસ રીતે જણાવવાં.

૯. દરેક પરિષદે, પરિષદ ભરાતાં પહેલાં પરિષદને અંગે પુસ્તકાલય સંબંધી સાહિત્યનું એક ખાસ પ્રદર્શન ભરવું, ને બની શકે તો ભૌગોલિક પ્રદર્શન પણ સાથે જ ભરવું. (આ દિશાએ અમરેલીએ પહેલ કરી છે. આનું અનુકરણ દરેક પ્રાંતિક પરિષદ તથા રાજ્ય પુસ્તકાલય પરિષદ કરે એ ઇચ્છવાજોગ ગણાય.)

૧૦. પરિષદમાં આવનાર ભાઇઓને, રેલ્વે તરફથી કેન્સેશન કે સસ્તી રિટર્ન ટિકિટો મળે તેની ખાસ વ્યવસ્થા પરિષદ કરે તો વધારે ઇચ્છનીય ગણાય. આ બાબત કાર્યવાહકોએ રેલ્વેના સત્તાવાળા સાથે પત્રવ્યવહાર કરવો જોઇએ.

૧૧. દરેક પરિષદે એવા ઠરાવો કરવા જોઇએ કે પરિષદ પૂરી થયે ઠરાવો અમલમાં મુકવાનું કામ શરૂ થાય. એમ ન થવું જોઇએ કે ઠરાવો ફક્ત કાગળ ઉપરજ રહે. ઠરાવોની પાછળ ક્રિયાત્મક બળ રહેલું હોવું જોઇએ. આમ પરિષદે ઠરાવોનો અમલ બનતી ત્વરાથી કરવો જોઇએ.

દર બે વર્ષે એક મહાલ પુ. પરિષદ, દર ત્રણ વર્ષે પ્રાંતિક પુ. પરિષદ, અને દર પાંચ વર્ષે રાજ્ય પુસ્તકાલય પરિષદ ભરાય એ ઇચ્છવાયોગ્ય ગણાય.

[ વધુ માટે જુઓ પૃ : ૪૦૪ ]

# પ્રાન્તિક પરિષદો

## અમરેલી પ્રાંત બીજી પુસ્તકાલય પરિષદ

**પ્રાસ્તાવિક :**

**અમરેલી** પ્રાંતની પ્રથમ પુસ્તકાલય પરિષદ ચલાલા મુકામે સન ૧૯૩૩ માં મળેલી. ત્યાર પછી હાલ સાલ ઘણા લાંબા વખતના ગાળે એની બીજી બેઠક અમરેલી મુકામે તા. ૮–૯ મે ના દિવસોએ મળી. આ પરિષદ મહા સુદી ૫ તા. ૧૫–૨–૩૭ ના રોજ ભરવાનું અગાઉ જાહેર થયું હતું, પણ એના કાર્યકર્તાઓ બીજી અગત્યની પ્રવૃત્તિમાં રોકાઇ જવાથી પરિષદની મૂળ તારીખો ફેરવવાની જરૂર પડી હતી.

અમરેલી પ્રાંત, પરિષદો ભરવામાં રાજ્યના બીજા પ્રાંતો કરતાં ખૂબ પાછળ છે; પણ એના કાર્યમાં એ પાછળ તો નથી જ એમ કહીએ તો અતિશયોક્તિ નહિ કહેવાય; છતાંય સ્હેજ સૂચન કરવાનું મન થઇ જાય છે કે, અમરેલી પ્રાંત જો નિયમિત પરિષદો ભરતો થઇ જાય તો પ્રાંતમંડળ આજે જે કાર્ય કરી રહ્યું છે વા હવે પછી કરવા માગતું હશે તે કાર્ય બમણા વેગથી અને ખૂબ સ્હેલાઇથી આગળ ને આગળ ધપે જશે.

અત્યાર સુધી રાજ્ય પરિષદોની સાથે પુસ્તકાલય પ્રદર્શનો ભરાતાં હતાં અને તે યોગ્યજ હતું. પણ અહીં તો આ પરિષદ સાથે ભૂગોળ પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તે એટલા માટે કે " પરિષદમાં આવનાર પ્રતિનિધિઓ મોટે ભાગે શિક્ષકો જ હોય છે અને તે શિક્ષકોને ભૂગોળ સાથે ખાસ સંબંધ રહેલો છે, એટલે શિક્ષકોને પુસ્તકાલયની સાથે ભૂગોળના વિષયની પણ માહિતી મળી શકે."

શિક્ષકોને આથી બેવડો લાભ મળ્યો છે એ ચોકકસ. પણ એની સાથે સાથે એટલું તો ખરૂંજ કે, કોઇ પણ પરિષદની સાથે બીજી પરિષદો વા પ્રદર્શનો વા સંમેલનો યોજવામાં આવ્યાં હોય તો એથી એના કાર્યકર્તાઓનું જુદા જુદા વિભાગમાં બળ વ્હેંચાઇ જઈ મૂળ પરિષદ ગૌણ બની જાય છે અને જે હેતુથી પરિષદ ભરવામાં આવી હોય તે હેતુ જોઇએ તેટલો બર આવી શકતો નથી. તેમ જ આર્થિક સંકડામણ પણ તેવી જ ઉભી રહે છે.

( ભૂગોળ પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રિયા અને તે અંગેના સંમેલનનો ટૂંક અહેવાલ આજ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. )

પરિષદ અને પ્રદર્શન બંનેનું સ્થળ વૉકર લાયબ્રેરી સામે આવેલી ગુજરાતી શાળાના ચોગાનમાં અને મકાનમાં રાખવામાં આવ્યું હતું. ચોગાનમાં પરિષદ માટે એક ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, અને તે મંડપ જુદા જુદા દેશના નકશાની ધજાપતાકાઓથી, શ્રીમંત મહારાજા સાહેબ અને દેશનેતાઓની તસ્વીરોથી તથા પુસ્તકાલય અને ભૂગોળનાં સુંદર વાકયોથી સુન્દર રીતે શણગારવામાં આવ્યો હતો.

તા. ૭ મી એ ભૂગોળ પ્રદર્શનની ઉદ્ઘાટન ક્રિયા હોવાથી, પરિષદમાં આવનાર પ્રતિનિધિઓ તો તે જ દિવસથી આવવા માંડયા હતા. અને તેઓનો ઉતારો ' જ્યુબિલિ ધર્મશાળામાં રખાયો હતો. પુસ્તકાલય ખાતાના એકટીંગ મદદનીશ વ્યવસ્થાપક શ્રી. દિવાનજી સા., પણ એ દિવસ આગમચ પરિષદના અંગે આવી ગયા હતા.

પરિષદના વરાયલા પ્રમુખ અમદાવાદવાળા શ્રીયુત ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ પણ તા. ૭ મીએ સવારની ટ્રેનમાં આવી ગયા હતા. તેમની સાથે વડોદરાથી પરિષદ માટે જ ખાસ આવેલા ચલાળા તા. ધારીના શ્રી. દેવચંદભાઈ પણ હતા. સ્ટેશન ઉપર પ્રમુખશ્રીનું સ્વાગત કરવાને, સ્વાગત પ્રમુખશ્રી રામજીભાઈ, શ્રી. પ્રતાપરાય મ્હેતા, શ્રી. મોહનભાઇ વકીલ શ્રી. મોહનભાઇ પરીખ, શ્રી. જગમોહનદાસ ગાંધી, શ્રી. હિંમતલાલ વકીલ, શ્રી. જગજીવનદાસ મ્હેતા, મેમણ કોમના પ્રતિનિધિ શ્રી. હાજી મુસા ઇસ્માઇલ પાલવાળા તથા બીજા કેટલાંક નાગરિકો સ્કાઉટ બેંડ સાથે પધાર્યા હતા. તેઓએ ટ્રેનમાંથી પ્રમુખશ્રી ઉતરતાં જ, સ્કાઉટ બેંડની સલામી સાથે પ્રમુખનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. પ્રમુખશ્રીનો ઉતારો શ્રી. રામજીભાઇ શેઠને ત્યાં રખાયો હતો.

આ સિવાય બ્હારથી પરિષદના કાર્યમાં ભાગ લેવાને માટે નવાનગર સ્ટેટના સમઢીયાળા ગામના જાણીતા કાર્યકર્તા શ્રી. વીરચંદભાઈ પાનાચંદ શાહ, કાઠિયાવાડ હરિજન સેવક સંઘના મંત્રી શ્રી છગનલાલ જોશી, ગોખલે જ્ઞાનમંદિરવાળા શ્રી. કરસનદાસ જ. ચિતળીયા, ધારી મહાલના શાળાધિકારી શ્રી. મૂળશંકરભાઇ, દામનગર મહાલના વહીવટદાર બીલગી, સા., તથા ત્યાંના સરકારી દવાખાનાના ડૅા. શ્રી. કદમ સા., રેલ્વે ઇજીનીયર શ્રી. દીક્ષિત. સા., તથા પાલીતાણા સ્ટેટના વિદ્યાધિકારી સા., વગેરે પણ તા. ૮ મી ની સાંજ સુધીમાં આવી ગયા હતા.

## પ્રથમ દિવસની બેઠક

પ્રથમ દિવસની બેઠક તા. ૮ મી એ સાંજના ૭ વાગે શરૂ કરવામાં આવી હતી. મંડપમાં પ્રતિનિધિઓ, પ્રેક્ષકો, બ્હેનો અને આમંત્રિત વર્ગ વગેરે માટે જુદા જુદા વિભાગો પાડવામાં આવ્યા હતા. તે વિભાગો ૭ વાગતાં પહેલાં તો જનસમૂહથી ભરચક દેખાતા હતા ઉપર જણાવેલા પ્રતિનિધિઓ અને બ્હારથી પધારેલા મેમાનો ઉપરાંત બેઠકમાં અમરેલી પ્રાંત ન્યાયાધીશ શ્રી. સારંગપાણી સા., પ્રાંત શાળાધિકારી શ્રી. જોશી સા., વગેરે અમલદાર વર્ગ તથા પ્રાંતપંચાયતના ઉપાધ્યક્ષ શ્રી. મોહનભાઈ, સુધરાઈના ઉપાધ્યક્ષ શ્રી. મોહનભાઇ પરીખ, શ્રી. નરભેરામ શેઠ, શ્રી. જગજીવનદાસ મ્હેતા, તથા અમરેલી તરફના બીજા કેટલાક નાગરિકોની હાજરી ઠીક ઠીક ધ્યાન ખેંચતી હતી. મેમણ કોમના શ્રી. હાજી મુસા ઇસ્માઇલ અને બીજા કેટલાક અગ્રણી ભાઇઓની પણ હાજરી પુસ્તકાલય પ્રવૃત્તિ અને હિંદુ ભાઇઓ સાથેના સહકારની દષ્ટિએ આવકારપાત્ર લાગતી હતી. બ્હેનો અને પ્રેક્ષક વર્ગની હાજરી પણ એટલા મોટા પ્રમાણમાં હતી કે કેટલાકને તો ઠેઠ સુધી ઉભા રહીને જ આ મેળાવડો નિરખવાનો પ્રસંગ આવ્યો હતો. આ સર્વમાં આજે એકજ વ્યક્તિની ગેરહાજરી ખૂબ સાલતી હતી. ખૂબ ખૂબ અનુભવોથી અને શુદ્ધ ચારિત્ર્યથી ઘડાઇને તથા જીંદગીનાં ઘણાં

ખરાં વર્ષો કાઠિયાવાડની સેવામાં અર્પીને જનસમાજમાં આદર મેળવી ચૂકેલ જે વ્યક્તિનો પ્રભાવ જ્યાં ત્યાં ખૂબ પડતો હતો, તે આજે નથી. એ આ પરિષદનું કંઈક દુર્ભાગ્ય તો ખરૂં જ ! આ વ્યક્તિ તે સ્વ. શ્રીયુત હરિલાલ ગોવિંદજી પરીખ.

બરાબર ૭ વાગે પ્રમુખશ્રી પધારતાં બેંડની સલામી સાથે તેઓનું સ્વાગત કરવામાં આવ્યું અને તરતજ પરિષદના કાર્યક્રમની શરૂઆત કરવામાં આવી. શરૂઆત મહિલા વિદ્યાલયની બાળાઓના 'ગ્રંથસ્તવન' થી થઈ. ત્યારબાદ, મીડલ સ્કૂલના વિદ્યાર્થીઓએ "આવકાર નું ગીત" ગાયું અને પછી 'ચોપડીની વિનંતિ' નામનો સંવાદ બાલમંદિરના બહુ જ નાનાં બાળકોએ સુંદર એકટિંગ અને ચોપડી જે વિનંતિ કરે છે તેના પ્રસક્ષ ખ્યાલ સાથે ભજવી બતાવ્યો હતો. આ સંવાદ ભજવનાર બાળકોમાં શ્રી જોશી સા. ના બાળક તરફ સૌ કોનું ધ્યાન ઠીક ખેંચાયું હતું. આ સંવાદ પછી છેવટે મહિલા વિદ્યાલયની બાળાઓએ "જ્ઞાન-દીવડી" નામનો રાસ કળશ સાથેની એકટીંગ સાથે ગાઇ બતાવી જનસમૂહ ઉપર કાઠિયાવાડી રાસની કોઈ અનેરી છાપ પાડી હતી.

આ પ્રમાણે શરૂઆતનો મનરંજન પોગ્રામ પૂરો થયા બાદ પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી અને અમરેલીની પુસ્તકાલય પ્રવૃત્તિના સ્તંભ સમા રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગી. મ્હેતાએ પ્રાંત મંડળનું નિવેદન રજુ કર્યું. આ નિવેદન આજ અંકમાં અન્યત્ર છપાયું હોઇ તેમાં તેઓએ પ્રાંત મંડળની શરૂઆતથી તે આજ સુધીનું પ્રાંત મંડળનું કાર્ય વર્ણવી હવે પછી પ્રાંતનાં ૩૩ ગામોએ નવીન પુસ્તકાલયો ખોલવાનું જે કાર્ય બાકી રહે છે તે જણાવી એમાં સૌ કોઇનો સહકાર ઇચ્છી એ કાર્ય જલદી પાર પાડવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. ત્યાર પછી ગામડાંના પ્રશ્નો વિચારતા, તેની આબાદી ઇચ્છતા અને તે અર્થે તેમાંજ ઓતપ્રોત થઇ રહેલા કાઠિયાવાડના જાણીતા સમાજસેવક શ્રી. રામજીભાઇ શેઠે સ્વાગત પ્રમુખ તરીકેનું પોતાનું છાપેલું ભાષણ વાંચી સંભળાવ્યું, જે આજ અંકમાં અન્યત્ર છપાયું હોઇ વાંચી લેવા વિનંતિ છે.

સ્વાગત ભાષણ પછી પ્રમુખશ્રીની વરણીનું કાર્ય હાથમાં લેવાયું. પ્રમુખ શ્રી હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ અમદાવાદના એક જાણીતા ડૉકટર અને સમાજસેવક છે. તેઓ ગાંધીજીના અનુયાયી પણ છે. પોતે બહુશ્રુત હોઇ સાહિત્ય પ્રેમી પણ છે. એ સાહિત્ય પ્રેમીની પ્રમુખ તરીકે વરણી તો સ્વાગત કમિટિએ અગાઉથી જ કરી નાખી હતી, છતાંય સર્વ સ્થળે જેમ બની રહ્યું છે તેમ એક વિધિ તરીકે પ્રાંત ન્યાયાધીશ શ્રી સારંગપાણી સાહેબે ડૉ. હરિપ્રસાદને પ્રમુખસ્થાન સ્વીકારવાની દરખાસ્ત મૂકતાં જણાવ્યું કે "પુસ્તકાલય એ સરસ્વતી મંદિર અને જ્ઞાનની પરબ છે. એ મંદિરનો વિકાસ કઇ રીતે થાય તેવી વિચારણા કરવા આજે આપણે ભેગા થયા છીએ, ત્યારે હવે એના પ્રમુખસ્થાને પણ એનો જે ઉપાસક હોય તે જ આવી શકે. શ્રી. હરિપ્રસાદભાઇ એકલા ડૉકટર નથી પણ સાથે સાથે સરસ્વતીના ઉપાસક પણ છે. એટલે એઓ આપણી આ પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારી આપણા માનસિક રોગોની સારી ચિકિત્સા કરી તેના ઉપાયો બતાવશે એવી આશા રહે છે." તેમની આ દરખાસ્તને અમરેલીના શ્રી. મોહનભાઇ પરીખ, ધારીના શ્રી ધીરજલાલ વકીલ,

કોડીનારના શ્રી. શિવશંકરભાઇ વકીલ તથા ખાંભાના શ્રી. ઝવેરચંદભાઇ, અને દામનગરના શ્રી. ડૉ. કદમ સા. નાં અનુમોદન મળતાં શ્રી. ડૉ. હરિપ્રસાદે આભાર સાથે પ્રમુખપદનો જાહેર રીતે સ્વીકાર કર્યો.

પ્રમુખની વરણીનું કાર્ય પૂરું થતાં શ્રી. જગમોહનદાસ ગાંધીએ પરિષદ અંગે જેના તેના આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા, જેમાં લાઠીના ઠાકોર સાહેબ, પ્રાંત સુબા સા૦, ભાવનગર સ્ટેટના વિદ્યાધિકારી સા., પ્રો. કામદાર સા૦, શ્રી. પુરૂષોતમદાસ સાંગાણી, દક્ષિણામૂર્તિવાળા શ્રી. નાનાભાઇ તથા ગિજુભાઇ, રા. પુ. મં. ના મંત્રી શ્રી. કાશીવાળા, વડોદરા પ્રાંત શાળાધિકારી શ્રી. હાથી સા૦, વડોદરા પ્રાંત મંડળના મંત્રી શ્રી. ચીમનભાઇ હ. અમીન, શ્રી૦ સરલાદેવી અંબાલાલ સારાભાઇ, શ્રી. રવિશંકર રાવળ, શ્રી નરહરી પરીખ, શ્રી માવલંકર, શ્રી. દુર્ગાશંકર દવે તથા શ્રી. ચૈતન્યપ્રસાદ દિવાનજી વગેરેના મુખ્ય હતા.

ત્યારબાદ પ્રમુખ શ્રી. ડૉ. હરિપ્રસાદે પોતાનું ભાષણ, છટાદાર શૈલિમાં અને શ્રોતાઓને મુગ્ધ કરે તેવી ઢબમાં, ભાષણ માટે ખાસ ઉભા કરેલા મંચક ઉપર જઇ વાંચી સંભળાવવાનું શરૂ કર્યું. તેમનું ભાષણ સામાન્ય જ્ઞાન મેળવેલાને બહુ જ ઓછું ઉપયોગી થઇ પડે તેવું હતું. પણ સાહિત્યની દૃષ્ટિએ, સાહિત્યના શોખીનોને તો તે ઉપયોગી થઇ પડે તેવું હતું જ. શિક્ષકોને પણ છેલ્લે છેલ્લે ઠીક જાણવાનું મળ્યું હતું. તેઓએ પોતાના ભાષણમાં "પ્રાચીન સાહિત્ય કેવું હતું અને તે કયાં કયાં ફેલાયું હતું તથા ટીબેટમાંથી રાહુલજીએ હસ્તલિખિત ગ્રંથો કેવી રીતે આણ્યા અને આ ગ્રંથોનો સંગ્રહ કયાં રખાતો હતો વગેરે ટૂંકમાં વર્ણવી, પ્રાચીન સમયમાં મંદિરો અને મઠોના સંત સાધુઓ જનસમાજમાં જ્ઞાનરૂપી દીવા પ્રગટાવવા જે કાર્ય પોતાની પાસેના ગ્રંથ ભંડારોની મદદથી કરતા હતા, તે કાર્ય હવે આપણાં પુસ્તકાલયો અને શિક્ષકોએ કરવાનું રહે છે એમ જણાવી, શિક્ષકો ઉપરાંત બીજાઓને પણ પુસ્તકાલયની દિશામાં કરવાનાં કાર્ય સૂચવી છેવટે 'વામન મુકાદમ' નું "**ઉઠ હવે ભારત ચેતી જા**" એ ચાર લીટી ગાઇ પોતાનું ભાષણ તાળીઓના ગડગડાટ વચ્ચે પૂરું કર્યું હતું.

પ્રમુખશ્રીનું ભાષણ પૂરું થઇ રહેતાં વિષયવિચારિણી સમિતિનાં નામો જાહેર થઇ, રાતના નવ વાગે મહિલા વિદ્યાલયના દીવાનખાનામાં આ સમિતિને મળવાનું જણાવી, છેવટે રાજગીત સાથે પહેલા દિવસનો કાર્યક્રમ પૂરો થયેલો જાહેર કરવામાં આવ્યો.

## વિષય વિચારિણી સમિતિ :

સભામાં જણાવેલા સ્થળે અને ટાઇમે વિષય સમિતિ મળતાં તેમાં જે નામો જાહેર થયેલાં, તે ઉપરાંત બીજા પણ પ્રતિનિધિઓ આવ્યા હતા. અગાઉથી ઘડી રાખેલા ઠરાવો અને બ્હારથી બીજા કેટલાક આવેલા ઠરાવો એક પછી એક લેવાતાં અને તે ઉપર જેના તેના વિચારો પ્રદર્શિત થતાં, એ બધા જ ઠરાવો યોગ્ય ફેરફાર સાથે આગલા દિવસની બેઠકમાં મૂકવાને માટે મંજુર થયા હતા. મંજુર થયેલા ઠરાવોમાં નવીન પુસ્તકાલયો ઉઘાડવા સંબંધીનો, વર્તમાનપત્રોના પ્રતિબંધ સંબંધીનો, અને પ્રાંત પંચાયતની મદદનો : આ ત્રણ ઠરાવોની

પાછળ જુદા જુદા પક્ષોનાં ખૂબ લાંબાં વિવેચનો થઈ અંતે મંજુર રહ્યા હતા. ફક્ત શિષ્ટ વાચનની પરીક્ષાનો અને ચલાલાને કસ્બાપુસ્તકાલય બનાવવાનો તથા બીજા એક–બે સામાન્ય ઠરાવો નામંજુર રહ્યા હતા. અને એ નામંજુર થવાના કારણમાં એટલું જ હતું કે " શિષ્ટ વાચનની પરીક્ષાઓ હવે મોટી ઉંમરના શિક્ષકોને બહુ આપવાની ગમતી નથી, અને એટલા માટે આ ઠરાવથી ફરજ પાડીને પરીક્ષા અપાવવી એ સારૂં નથી " આ પ્રમાણેનો એક પ્રભાવશીલ વ્યક્તિના જવાબથી, અને " ચલાલાને કસ્બાપુસ્તકાલય બનાવાય તેટલી નિયમ પ્રમાણેની વસ્તી નથી અને અપવાદ તરીકે કદાચ આ પ્રશ્ન હાથમાં લેવાય તોપણ વાર્ષિક રૂ. ૬૦૦ ) નું ઉત્પન્ન કરવું જોઈએ તે પણ ચલાલા જેવા ગામને માટે અશક્ય કહેવાય " આ રીતના ખાતા તરફના જવાબથી આ બંને ઠરાવો ઉડી ગયા હતા.

આ સમિતિનું કામ રાતના બાર વાગ્યા સુધી ચાલ્યું હતું.

## બીજા દિવસની બેઠક :

બીજા દિવસની બેઠક મહિલા વિદ્યાલયના દિવાનખાનામાં સવારના ૮ વાગે શરૂ થઈ, ત્યારે પહેલા દિવસના જેટલો જનમેળો જણાતો નહતો. આજે તો પ્રતિનિધિઓ, મેમાનો અને આ પ્રવૃત્તિમાં ખાસ રસ ધરાવતા જ પ્રેક્ષક ભાઈઓ અને બ્હેનોની હાજરી જણાતી હતી. શરૂઆત મહિલા વિદ્યાલયની બાળાઓના એક સુંદર ગરબાથી થઈ. ત્યારબાદ '**ગરીબની જ્ઞાનતૃષા**' નામની એકાંકી નાટિકા કપોળ બૉર્ડિંગના વિદ્યાર્થીઓએ ભજવી બતાવી ' પુસ્તકાલય 'ની સફળતાનો સાચો ખ્યાલ આપ્યો હતો.

ગરબા, સંવાદ થઈ રહેતાં મંત્રીએ આજે બીજા આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા, જેમાં પ્રજામંડળના મંત્રી શ્રી. ચુનીભાઈ શાહ, જાણીતા થીઓસોફીસ્ટ શ્રી. વેણીશંકરભાઈ, વેપાર ઉદ્યોગ ખાતાવાળા શ્રી. અંબાલાલ પંડ્યા અને ડભોઇના શ્રી. મગનલાલ શાસ્ત્રી વગેરેના મુખ્ય હતા.

આ પછી ઠરાવો પસાર કરવાનું કામ હાથમાં લેવાયું. કુલ એકંદર ૧૬ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા.

## ઠરાવો પરનાં વિવેચનો :

**પહેલો ઠરાવ** શ્રીમંત મહારાજા સાહેબનું દીર્ઘાયુ ઇચ્છનારો અને **બીજો ઠરાવ** સ્વ. શ્રી. હરિલાલભાઈ ગો. પરીખનો અવસાન બદલ દીલગીરી પ્રદર્શિત કરનારો હતો. આ બંને ઠરાવો પ્રમુખસ્થાનેથી રજુ થતાં સર્વાનુમતે મંજુર રહ્યા હતા. બીજા ઠરાવના સંબંધમાં પ્રમુખશ્રીએ જણાવેલું કે " સ્વ. હરિલાલનું જીવન આદર્શ હતું. સંસાર ત્યાગી ભગવાં પહેરો થયેલા બાવાઓ અને સંતો તરફ મને જેટલો ભક્તિભાવ થતો નથી, તેથી વધારે આવી વ્યક્તિઓ તરફ થાય છે. અત્યારે તો હિંદુસ્તાનમાં બાવન લાખ બાવાઓ આળસુ અને નિરૂદ્યમી થઈ હિંદુસ્તાનનું હીર ચુસી રહ્યા છે અને પોતાનો સાચો ધર્મ ભૂલી ગયા છે, તેના કરતાં આવી વ્યક્તિઓ સંસારમાં રહ્યા છતાં, ત્યાગવૃત્તિ કેળવી જનકલ્યાણનો જે ધર્મ બજાવી રહે છે, તે બદલ તે જ ખરા સાચા સાધુઓ કહેવાય તો ખોટું નથી. આવા

એક સાચા સાધુની જયંતિ હમણાં ઉજવાઇ, અને તે કડી સર્વ વિદ્યાલયના સ્થાપક શ્રી છગનભાઇની. શ્રી છગનભાઇ સાધુ થવા કાશી ગયેલા અને ત્યાંથી એક મહાત્માના ઉપદેશથી પરત આવી, પોતાની કોમની સેવા કરવા માટે પ્રતિજ્ઞા લઇ, કડી સ્ટેશન ઉપર જ એક ઝાડ નીચે મુકામ કર્યો. અને ત્યાં રહીને કોમની સેવાના વિચારો ફેલાવવા માંડ્યા. પરિણામે અત્યારે એ સ્થળે મોટાં મોટાં મકાનો અને કિલ્લોલ કરતાં બાળકો નજરે પડે છે. સ્વ. હરિલાલભાઇ પણ એવા એક સાચા સાધુ છે. એમણે ભગવાં પહેર્યાં નથી, પણ "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ" એ પ્રમાણે જીવન ગાળી સાચો સેવાધર્મ બજાવ્યો છે. એ આજે નથી, પણ તેમનાં કામોએ આજે તેઓને અમર બનાવ્યા છે. છેવટમાં આપણે સૌ એ આદર્શ વ્યક્તિના પુનિત પગલે ચાલવા પ્રયત્ન કરીએ.

એ પછી **ત્રીજો ઠરાવ** અમરેલી પ્રાંતનાં બાકી રહેલાં ૩૩ ગામોએ નવીન પુસ્તકાલયો ખોલવા બદલનો શેઠ હાજી મુસા ઇસ્માઇલે રજુ કર્યો અને તેને ચાવંડના શ્રી. લક્ષ્મીશંકર કરસનજીનો ટેકો અપાયો. પણ આ ઠરાવ ઉપર વિશેષ વિવેચન તરીકે બે–ત્રણ ભાઇઓએ બોલવાની રજા માગતાં અને તે મળતાં પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ શ્રી. મોહનભાઇએ જણાવ્યું કે "આપણે પુસ્તકાલયોની કિંમત સમજતા થયા છીએ, એટલે ગામડે ગામડે પુસ્તકાલય હોવાં જોઇએ એમ માનીને આપણે આ ઠરાવ કરીએ છીએ. પણ એથી સંતોષ માની લેવાનો નથી. ગામડે ગામડે પુસ્તકાલયો ખોલાઇ જાય, મકાનો બંધાઇ જાય, પુસ્તકો માસિકો વર્તમાનપત્રો વગેરે પણ મોટા પ્રમાણમાં હોય; પણ એનો ઉપયોગ ન થતો હોય તો એનો અર્થ કંઇ નથી. મને કંઇક કંઇક આવો કડવો અનુભવ થયો છે. નવીન પુસ્તકાલયો ખોલવા જે સમિતિ નીમાઇ છે તે સમિતિ કદાચ પુસ્તકાલયો ખોલી નાખશે, અને પ્રાંતના એકે એક ગામે પુસ્તકાલય થઇ જશે; પણ ત્યાર પછી એની ઉપયોગિતાનું ખરું કામ જે કરવાનું છે તે તરફ જો લક્ષ નહિ આપવામાં આવે તો બધા પ્રયત્નો નિરર્થક જવા સંભવ છે. પુસ્તકાલય એ ગ્રામપુનર્ઘટનાનું એક અંગ છે. અને તે દ્વારા સમાજમાં જ્ઞાનની ભૂખ જાગૃત કરી જ્ઞાન ફેલાવવાનું છે. આ કામ શિક્ષક બંધુઓ જ કરી શકશે. જ્યાં સુધી શિક્ષક બંધુઓ આ પ્રવૃત્તિને પોતાની માની સાચો સાથ આપશે નહિ ત્યાં સુધી આ પ્રવૃત્તિ જોઇએ તેટલી ખીલવાની નથી જ. મને આશા છે કે શિક્ષકો જનતા આગળ પુસ્તકો–વર્તમાનપત્રો વાંચી સંભળાવી, તેમનામાં જ્ઞાનની તમન્ના લગાડશે." શ્રી. રામજીભાઇએ જણાવ્યું કે "શ્રી. મોહનભાઇએ પુસ્તકાલયોની ઉપયોગિતા બદલ જે સૂચના કરી છે તે ખાસ વિચારવા જેવી છે. આપણે લોકોની સામે પુસ્તકાલયોનો સાચો આદર્શ મૂકવો જોઇએ અને તે આદર્શ પ્રમાણે તેનો ઉપયોગ થાય તેમ જરૂર કરવું જોઇએ. આ પ્રવૃત્તિમાં શિક્ષકો એકલા નહિ, પણ તેની સાથે સાથે ગામનો કેળવાયલો વેપારી અને ખેડુત વર્ગ પણ ભળવો જોઇએ. આપણે જે વસ્તુ ઉભી કરીએ તે સુંદર અને સંગીન હોવી જોઇએ. એમાં ખાલી ડોળદમામ કે ભપકો હોવો ન જોઇએ." પુસ્તકાલય ખાતાના અધિકારી શ્રી. દિવાનજી સાહેબે પણ જણાવ્યું કે "શ્રી. મોહનભાઇના જેવો અનુભવ મને પણ છે. ઉપરાંત પુસ્તકાલયો તરફથી વાર્ષિક રીપોર્ટ કે બજેટ પણ નિયમિત આવતાં નથી, પુસ્તકો ઉપરથી કેટલેક સ્થળે ધૂળ પણ ઉડતી નથી. આ સ્થિતિ પહેલી તકે સુધારવાની જરૂર છે." શ્રી. મોહનભાઇ પરીખે

જણાવ્યું કે " શ્રી. પ્રતાપરાયને જેવી તમન્ના લાગી છે તેવી તમન્ના જ્યારે તમામ શિક્ષકોને અને પુસ્તકાલયોના મંત્રીઓને લાગશે ત્યારે જ પુસ્તકાલયો આદર્શ બનશે."

આ પ્રમાણે ઠરાવ ત્રીજા ઉપર વિશેષ વિવેચનો થયા બાદ પ્રમુખશ્રીએ પોતાના વિચારો જણાવતાં કહ્યું કે " શ્રી. મોહનભાઇએ ઉપયોગિતા બદલ જે ટકોર આપણને કરી છે તે સાચી છે. પુસ્તકાલયો ખોલાઇ જાય એટલે હવે એ દિશામાં આપણે કાંઇ કરવાનું રહેતું નથી એમ માનવાનું નથી. ખરૂં કામ તો ત્યાર પછી એનો ઉપયોગ કેમ કરાવવો તેજ રહે છે. પ્રાંત મંડળ હવે પછી એ પ્રશ્ન હાથમાં લઇ યોજનાઓ ઘડશે અને તે માટે ખૂબ પ્રયત્નો કરશે." આ રીતે ઠરાવ ત્રીજો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

ત્યાર પછી ઠરાવ ચોથો ગ્રામપુસ્તકાલયોનાં પુસ્તકોનું વર્ગીકરણ કરવા સંબંધીનો માચીયાળાના શ્રી. કૃષ્ણલાલે રજુ કરતાં અને તેને ઈંગોરાળાના શ્રી. મોહનલાલનો ટેકો મળતાં પ્રમુખશ્રીએ "વાચકોને અને મંત્રીઓને બંનેને વર્ગીકરણની ખાસ જરૂર છે," એમ જણાવી એ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો.

હવે આવ્યો **પાંચમો ઠરાવ** અભ્યાસ મંડળો સ્થાપવા સંબંધીનો. આ ઠરાવ શ્રી. કરસનદાસ ચિતળીઆએ રજુ કરતાં જણાવ્યું કે " પુસ્તકાલયોની સંખ્યા વધારવાનો વિચાર કરતાં જ્ઞાનપ્રચાર કઇ રીતે વધે તેનો વિચાર કરવાની આજે ખાસ જરૂર છે. શિક્ષક ભાઇઓ અઠવાડિયામાં એક વખત પુરુષોને અને એક વખત સ્ત્રીઓને ભેગાં કરી સારાં સારાં પુસ્તકો, જાણવાજોગ સમાચારો વગેરે વાંચી સંભળાવે-સમજાવે અને એ રીતે થોડોક વખત રસ લગાડી, પછી પુરુષો અને બ્હેનોને નિયમિત વાંચતાં કરી દેઈ તેમનાં અભ્યાસ મંડળો સ્થાપી દે અને પોતે મંડળના માર્ગદર્શક થઇને ઉભા રહે તો એથી પુસ્તકોનો ઉપયોગ ખૂબ થશે, લોકોમાં જ્ઞાન પણ વધશે અને શરૂઆતના નિયમિત વાચનની ટેવથી, આગળ જતાં એ વાચનના રસિયા પણ બનશે." આ ઠરાવને શ્રી. દેવચંદભાઇએ ટેકો આપ્યા બાદ વિશેષ વિવેચન તરીકે શ્રી. પ્રતાપરાયે જણાવ્યું કે જે દરખાસ્ત આપણી સમક્ષ રજુ થઇ છે તે વધાવી લેવા જેવી છે, અને એને માટે આપણે રચનાત્મક કંઇક યોજના શરૂ કરવી જોઇએ. આ યોજના અમો ઘડવાના છીએ અને તે પ્રમાણે આખા પ્રાંતમાં જે ભાઇઓ એક વર્ષમાં કામ કરી બતાવશે તેમાંથી ૨૦ જણને રૂ. ૫-૫ ઇનામ આપવામાં આવશે." આ ઠરાવ ઉપર છેવટમાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે " કવિ ક્ષિતિમોહન સેને કહ્યું છે કે ચીનનું એક પણ ગામડું પુસ્તકાલય વિનાનું નથી. ત્યાંનાં સ્ત્રીપુરુષો શાકપાન લેવા જાય છે ત્યારે સાથે સાથે નાનાં નાનાં પુસ્તકો વા મોટાં પુસ્તકોનાં અનુક્રમવાર છૂટાં છૂટાં પાનાં ખરીદી લાવે છે. આ છૂટાં પાનાંનો ધીમે ધીમે સંગ્રહ કરી તેઓ તેનું એક આખું પુસ્તક બનાવે છે. ટૂંકમાં ત્યાંની પ્રજાને વાચનનો શોખ ખૂબ છે. આપણે અહીં પણ એવો જ જાગવો જોઇએ અને તે જગાડવા માટે આવાં અભ્યાસ મંડળો પણ સ્થાપવાની જરૂર ઉભી રહે છે જ." આ પ્રમાણે જણાવી આ ઠરાવ પણ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો.

ઠરાવ પાંચ પછી ઠરાવ **છઠો** વર્તમાનપત્રો અને પુસ્તકોના પ્રતિબંધ સંબંધીનો હતો. આ ઠરાવ રજુ કરતાં શ્રી. રામજીભાઇએ જણાવ્યું કે " ખાતું જાગ્રત રહી હિતા-

હિતનો વિચાર કરી વખતોવખત પુસ્તકાલયો માટે માર્ગદર્શક સૂચનાઓ અને સરક્યુલરો કાઢ્યે જાય છે. એ જરૂરનું છે; પણ ખાતું કોઈ વખત, પ્રજાના હક્ક વા હિતનો વિચાર કર્યા વગર એકતરફી સૂચના કાઢે અને તેથી પ્રજાને કંઈક કંઈક લાભ મળતા અટકી જાય, એ કોઈ પણ રીતે યોગ્ય નથી. જે પત્રો વા પુસ્તકોનો પ્રતિબંધ કરવામાં આવે છે તે આજ્ઞાપત્રિકામાં જાહેર થાય છે જ. તે ઉપરાંત પુસ્તકાલય ખાતું પોતાની મેળે પ્રતિબંધ કરે એ અયોગ્ય છે. ખાતું આવા પ્રતિબંધો દૂર કરશે અને હવે પછી પણ આજ્ઞાપત્રિકામાં જાહેર થયા સિવાયનાં બીજાં પત્રો અને પુસ્તકો ઉપર પ્રતિબંધ મૂકશે નહિ, એવી આ ઠરાવથી આશા રાખીએ છીએ." આ ઠરાવને અમરેલી તળના ડો. હરિપ્રસાદે જોરદાર ભાષામાં ટેકો આપતાં જણાવ્યું કે "આ ઠરાવ આપણી પ્રજા કયે રસ્તે જવા માગે છે તેની ચોખવટ માગે છે. શ્રીમંત સરકારે આપણને કેળવણી આપી અને તે ચાલુ રાખવા પુસ્તકાલયો આપ્યાં અને આ રીતે આપણને તૈયાર કર્યા–કેળવ્યા. હવે 'તમે આ વાંચો અને તે ન વાંચો' એવી જાતનો જે પ્રતિબંધ મૂકવા માગે છે તેનો અર્થ શું ? કહેવાય છે કે પ્રતિબંધ મૂકાયેલાં પત્રો ઉપર સમાધાન થઈ ગયું છે. પણ એ જે '**સુખદ સમાધાન**' પુસ્તકાલયમાં છપાયું છે તેમાં 'યુવક' લેવા વિષે જેવો ચોકખો ઉલ્લેખ છે, તેવો "જન્મભૂમિ, ફુલછાબ" માટે કેમ નથી ?"

તે પછી **ઠરાવ સાતમો** માનદ પ્રચારકોએ પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ ધન્યવાદનો અને નવા માનદ પ્રચારકો ઉભા થવા બદલનો વીઠલપુરના શ્રી. છગનલાલ ખોડીદાસે રજુ કરતાં અને તેને શ્રી. છગનલાલ ભગવાનજીનું અનુમોદન મળતાં એ ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો. ત્યારપછી **ઠરાવ આઠમો** છેલ્લામાં છેલ્લાં નવાં પ્રકાશનનાં પુસ્તકોથી ભરેલી ૨૦ ફરતા પુસ્તકાલયની પેટીઓ ખાતા તરફથી મળવાને માટે વિનંતિ કરનારો ઠરાવ પીઠવાજાળના શ્રી. ભીમજી છગનલાલે મૂકતાં જણાવ્યું કે "રાજધાનીના શહેર વડોદરાથી અમરેલી પ્રાંત બહુ દૂર છે. ત્યાંથી પેટીઓ મંગાવતાં ઘણી મુશ્કેલીઓ પડે છે. તેમજ લાંબી મુદતે પેટીઓ મળે છે. અને એથી ફરતા પુસ્તકાલયનો જોઈએ તેટલો લાભ લઈ શકાતો નથી તો ખાતું એક સામટી ૨૦ પેટીઓ અત્રે મોકલી આપે તો ખાતાને તેમજ પ્રાંતને બંનેને ખૂબ અનુકૂળ થઈ પડે." આ ઠરાવને આજ મતલબનો વીઠલપુરના શ્રી. છગનલાલનો ટેકો મળતાં તે પણ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો.

**ઠરાવ નવમો** ગ્રામપંચાયતે પુસ્તકાલયોને ઉત્પન્નના દશ ટકાને બદલે ૨૦ ટકા આપવાની છૂટ આપવાનો શ્રીમંત સરકારને વિનંતિ કરનારો હતો. આ ઠરાવ કોડીનારના વકીલ શ્રી. શિવશંકરભાઇ રજુ કરવા ઉભા થતાંની સાથે જ સભામાં હસાહસ થઇ રહી હતી. અને શ્રી. શિવશંકરભાઇ પણ ખરેખર હસાહસ કરાવે તેવાજ હતા. ઠરાવ રજુ કરતાં પણ વિષયાન્તર થઇ ખૂબ હસાહસ કરાવી હતી. આ ઠરાવને શ્રી. શિવશંકરભાઇ જેટલી જ ઉંમરના અને સરખી જ લાયકાતના પણ ખપ પૂરતું જ બોલનારા ધારીના વકીલ ઓધવજી દુર્લભજીએ ટેકો આપતાં જણાવ્યું કે ગ્રામપંચાયતની રકમ વપરાતી નથી, પોટલી બાંધીને પડી રહે છે, તેના કરતાં પુસ્તકાલયોમાં વપરાય તો ખોટું શું છે ! પ્રમુખશ્રીએ આ ઠરાવ પણ પસાર થયેલો જાહેર કર્યો હતો.

આ પછી ઠરાવ ૧૦ મો લેવામાં આવ્યો અને તે પ્રાંતના કસ્બાઓમાં મહિલા પુસ્તકાલયો ઉઘાડવા સંબંધીનો હતો. આ ઠરાવને શ્રી તારાબ્હેન દેસાઈએ રજુ કરતાં જણાવ્યું કે "બાઈઓ કરતાં બ્હેનોમાં અજ્ઞાનતા વધારે છે, અને એ દૂર કરવાને માટે મહિલા પુસ્તકાલયોની ખાસ જરૂર છે. અમરેલીનું મહિલા પુસ્તકાલય આજે કેટલું ઉપયોગી થઈ રહ્યું છે, બ્હેનો એનો કેવો લાભ લઈ રહી છે, એ તો તમે સૌ કોઈ જાણો છો જ. એવી જ રીતે દરેક કસ્બામાં પણ જો મહિલા પુસ્તકાલય સ્થપાય, અને કામ થાય તો ઘણી બ્હેનો એનો લાભ લઈ, જ્ઞાન મેળવી સુખી થાય." આ ઠરાવને શ્રી. શારદાબ્હેન સારંગપાણીએ ટેકો આપતાં જણાવ્યું કે "સ્ત્રીઓને માટે પુસ્તકાલય હોવું જોઈએ, પણ તેમાં જે પુસ્તકો રખાય તે બહુ વિચારવાળાં નહિ પણ ગમ્મત સાથે જ્ઞાન મળે તેમજ તેમના ઘરગથ્થુ ધંધાને ઉપયોગી થઈ પડે તેવાં હોવાં જોઈએ." આ ઠરાવના વિરોધમાં શ્રી પ્રભાલક્ષ્મીબ્હેને "પુસ્તકાલયો ઉઘાડવા કરતાં ફરતા પુસ્તકાલયોની પેટીઓ મોકલી સ્ત્રીઓ કેટલાં પુસ્તકો વાંચે છે તે તારવી કાઢો તો જણાશે કે બ્હેનોને એકદમ પુસ્તકો વાંચતાં કરવાં છે કે અક્ષરજ્ઞાન આપવું છે? પહેલાં તો અક્ષરજ્ઞાન આપવા પ્રયત્નો થવા જોઈએ, અને ત્યારપછી તેમના ધંધાને ઉપયોગી સાહિત્યનાં પુસ્તકોની પેટીઓ અપાય અને એ રીતે પુસ્તકોનો રસ લગાડી મહિલા પુસ્તકાલય ઉઘડે તો કંઈક ઉપયોગ થાય" એમ જણાવ્યા બાદ છેવટે આ ઠરાવ શ્રી. પ્રભાલક્ષ્મીબેન એકલાંનાજ વિરૂદ્ધ મતે પસાર થયો.

આ પ્રમાણે ૧૦ ઠરાવો થયા પછી શ્રી. પ્રભાલક્ષ્મીબ્હેને પુસ્તકાલય સંબંધી લખી આણેલો નિબંધ વાંચી સંભળાવ્યો, જે અન્યત્ર આ અંકમાં જ છપાયો છે.

નિબંધવાચન પછી ઠરાવ ૧૧ મો પ્રાંતપંચાયતે પુસ્તકાલય પ્રવૃત્તિને પૂરેપૂરી મદદ આપવા સંબંધીનો શ્રી હિંમતલાલ રતિલાલ અજમેરા તરફથી મૂકાયો. તેના સમર્થનમાં તેઓએ જણાવ્યું કે "પ્રાંતપંચાયત છેલ્લાં બે વર્ષથી રૂ. ૨૦૦૦) ની રકમ પુસ્તકાલયોને મદદ આપવા માટે આપે છે. આ રકમ એટલી બધી નાની છે કે પ્રાંતનાં કસ્બા પુસ્તકાલયોને એમાંથી હવે બિલકુલ મદદ આપી શકાતી નથી, કસ્બા પુસ્તકાલયોનાં બજેટોમાં આથી કાપકુપ મૂકવાનો પ્રસંગ આવ્યો છે. તેથી કસ્બાની પ્રજાને હવે જોઈએ તેટલો લાભ આપી શકાતો નથી; વળી કસ્બા પુસ્તકાલયો એ ગ્રામપુસ્તકાલયોનું કેન્દ્ર હોઈ, ગામડાંની પુસ્તકાલય પ્રવૃત્તિને સજીવન રાખવા માટે પણ કસ્બાઓને કેટલુંક કામ કરવું પડે છે અને હવે પછી પણ કરવું તો પડશે જ. પણ તે અંગે થતા ખર્ચનો પ્રશ્ન તો ઉભો જ રહે છે. આવી સ્થિતિમાં પ્રાંતપંચાયત પૂરેપૂરી મદદ આપી, કસ્બા અને ગામડાંને, કસ્બાથી મળતા લાભો ચાલુ રખાવશે એવી આશા રહે છે." આ ઠરાવના અનુમોદનમાં કોડીનારના વકીલ શ્રી શિવશંકરભાઈએ જણાવ્યું કે "પ્રાંતપંચાયતમાં કામ કરવાને જે જ્ઞાનની જરૂર રહે છે, તે જ્ઞાન પુસ્તકાલયોમાંથી મળે છે. મને તો લાગે છે કે પ્રાંતપંચાયતે રૂ. ૩૦૦૦) ની ગ્રાન્ટ ઘટાડીને રૂ. ૨૦૦૦) ની કરી તેમાં કંઈક એની ભૂલ થઈ છે. પ્રાંતપંચાયત આ ભૂલ સુધારી લે અને પૂરેપૂરી મદદ આપવાની ચાલુ રાખે એવી તેના ઉપાધ્યક્ષ સા. ને અને સભ્યોને મારી વિનંતિ છે." આ પછી વિશેષ અનુમોદન તરીકે બોલતાં શ્રી ઓઘવજીભાઈ

વકીલે જણાવ્યું કે " જરૂર હોય તો પંચાયતના મરેકમ અને બીજા ખર્ચ ઉપર અંકુશ મૂકી અને તેટલો ખર્ચ ઘટાડવો જોઇએ. પણ પુસ્તકાલય જેવી સંસ્થાને તો પૂરેપૂરી મદદ આપવી જોઇએ." આ ઠરાવ વિષે દરખાસ્તમાં અને અનુમોદનોમાં જે કંઇ બોલાયું તેનો સામાન્ય ખુલાસો આપવાને પ્રાંતપંચાયતના ઉપાધ્યક્ષ શ્રી. મોહનભાઇએ રજા માગી અને તે મળતાં તેઓએ જણાવ્યું કે " આ ઠરાવ ઉપર મારે બોલવાનું નહોતું; પણ ભાઇ શિવશંકરભાઇ કહે છે કે પંચાયતની આમાં કંઇ ભૂલ થઇ છે અને ભાઇ ઓધવજીભાઇ કહે છે કે પંચાયતનું મરેકમ ઘટાડવું જોઇએ. આ બે કારણોને લઇ મારે ઉભા થવાની જરૂર પડી છે. આ બંને ભાઇઓ પંચાયતના સભ્યો છે, અને તેઓ પંચાયતની સ્થિતિ સારી રીતે જાણે છે. અને રૂ. ૩૦૦૦) ને બદલે રૂ. ૨૦૦૦) જે મંજુર થયા છે તે પણ પંચાયતના બધા સભ્યોની સંમતિથીજ. એમાં કોઇની ભૂલ થઈ નથી. પુસ્તકાલયની લાગણી અમને પણ છે, પરંતુ સર્વ સ્થિતિનો વિચાર કરવાનો હોય છે. કાપકુપનો પ્રશ્ન તો હાથ ધર્યો છે. પંચાયતના ભથ્થા ભાડામાં પણ ખર્ચનો ઘટાડો કર્યો છે. છતાંય ઉત્પન્ન નાનું અને કામ અનેક. એને કઇ રીતે પહોંચાય?"

આ પછી **ઠરાવ ૧૨મો** ગામડે ગામડે નાશ પામતાં ઇતિહાસનાં સાધનો જે તે પુસ્તકાલયોના મંત્રીઓએ અને કાર્યવાહકોએ સંરક્ષવા અને સંગ્રહવા બદલનો પ્રમુખસ્થાનેથી રજુ કરાયો હતો. તેના સંબંધમાં તેઓએ જણાવ્યું કે " આ ઠરાવ ઘણો જ ઉપયોગી છે. દરેકને પોતપોતાના ગામનું સ્વાભિમાન ઉત્પન્ન કરે તેવો છે. પ્રયત્ન કરવામાં આવે તો ગુજરાતનાં ઘણાં ગામોમાંથી જાણવાલાયક હકીકતો આપણને મળી શકે તેમ છે. સ્થળે સ્થળે પાળીયા જોવામાં આવે છે પણ તેનો ઇતિહાસ બહુ જ ઓછા લોકો જાણતા હોય છે. મેઘાણી ન હોત તો સૌરાષ્ટ્રની કથાઓ પણ ન હોત. એણે આ દિશામાં ઠીક ઠીક સંશોધન કર્યું છે. કાઠિયાવાડમાં તો કેટલી ય પાવનકારી કથાઓ બની ગઇ છે. આપણા જીવનમાં વીરરસ ઉત્પન્ન કરે એવા પ્રેરક જીવનની કથાઓ કેટલે ય ઠેકાણે સંતાઇ રહી છે. એ બધું શોધી કાઢી બરોબર સંગ્રહ કરી આપણા ઇતિહાસને પુનઃ સાચી રીતે સજીવન કરવો જોઇએ. આ કાર્ય તો શિક્ષકભાઇઓ સાચી ધગશથી ઉપાડી લે તો જ બને તેમ છે. તો જ એ દિશામાં ઘણું સારૂં અને સુંદર કામ થાય." આ ઠરાવ સંબંધી વિશેષ બોલતાં ઇન્જીનીયર શ્રી. અનંતરાય દીક્ષિત સાહેબે જણાવ્યું કે " આપણો જૂનો ઇતિહાસ સંશોધન કરવાનો આ ઠરાવ મને પણ ખૂબ ઉપયોગી લાગે છે અને શિક્ષકો એકલા નહિ પણ સાથે સાથે ગામડાંના વધુ કેળવણી પામેલા યુવાનો અને વેકેશનોના ટાઇમમાં વકીલો પણ આવી બાબતમાં રસ લે તો સારૂં ખરૂં ! મેઘાણીએ તો કવિ અને સાહિત્યકની દૃષ્ટિએ કેટલાંક જીવનો ચિતર્યાં છે. પણ આપણે તો ઇતિહાસ અને રાજ્યની દૃષ્ટિએ આ કામ કરવું જોઇએ, કે જેથી સાચો ઇતિહાસ મળી આવે." છેવટમાં આ ઠરાવમાં પુરસ્કાર આપવાનો સુધારો થઇ સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરવામાં આવ્યો હતો.

ત્યારપછી **ઠરાવ ૧૩મો** અમરેલી પ્રાંતની સહકારી મંડળીઓ નફાની ૨૦ ટકાની રકમમાંથી પુસ્તકાલયોને મદદ આપે તે સંબંધીનો શ્રી. ધીરજલાલ વ્યાસે રજુ કર્યો અને તેને ધાંટવડના શ્રી ભગવાનજી રાઘવજીનો ટેકો મળતાં તે પણ પસાર થયો.

આ પછી **ઠરાવ ૧૪મો** ક્રમિક પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવવા બદલનો પ્રમુખ-સ્થાનેથી રજુ કરાયો અને તે ઠરાવ જ લાંબો હોઇ સારી રીતે સમજાય તેવો હોવાથી એની પાછળ કોઈ જાતના વિવેચન વગર સર્વાનુમતે પસાર થયેલો જાહેર કરાયો.

**ઠરાવ ૧૫મો** વડોદરા રાજ્યના જેવી પુસ્તકાલય પ્રવૃત્તિ બીજા રાજ્યોમાં પણ દાખલ થાય તે સંબંધીનો હતો. આ ઠરાવની દરખાસ્ત શ્રી રામજીભાઈએ મૂકતાં જણાવ્યું કે "અત્યાર સુધી તો આપણા સ્વાર્થ પૂરતા ઠરાવો આપણે પસાર કર્યા, પણ હવે પાડોશી ધર્મ બજાવવાનો આ ઠરાવ આપણી સમક્ષ રજુ કરવામાં આવે છે. આ ઠરાવમાં આપણે જે સમિતિ નીમી છે, તે સમિતિ જો એક વખત નજીકનાં રાજ્યોમાં ડેપ્યુટેશન રૂપે જઇ આવશે તો તેની ઘણીજ સારી અસર થશે. આવું જ ડેપ્યુટેશન રા. પુ. મં. તરફથી એક વખત નીમાયું હતું અને તે ભાવનગર જતાં પરિણામે ઘણું સારૂં ફળ આવ્યું હતું." તે પછી અનુમોદનમાં શ્રી. મોહનભાઇએ જણાવ્યું કે "પાડોશી ધર્મ બજાવવો એ આપણી ફરજ છે અને જ્ઞાનનો અમુક સંકુચિત ક્ષેત્રમાં નહિ પણ સર્વત્ર ફેલાવો કરવો એ આપણો ધર્મ છે." ત્યાર પછી દેશી રાજ્યોમાં કામ કરવા બદલનો આ ઠરાવ હોઈ પાલીતાણા સ્ટેટ તરફથી આવેલા શ્રી. ગામીએ જણાવ્યું કે "અમારે ત્યાં બાળકો માટેનાં પુસ્તકો ખરીદવામાં આવે છે અને તેમાંથી એકેક પુસ્તક લઇ ઇતર વાચન તરીકે એ પુસ્તકો વંચાવવાનો પ્રયાસ કરવામાં આવે છે."

**ઠરાવ ૧૬મો** પ્રમુખસ્થાનેથી રજુ કરાયલો ગ્રામ પુસ્તકાલયનાં મંજુર થયેલાં પુસ્તકો ઘણી લાંબી મુદતે પણ મળતાં નથી તો તે પણ જાન્યુઆરી આખર સુધીમાં વર્તમાનપત્રો–માસિકોની પેઠે મળી જાય તેવી વ્યવસ્થા કરવા સંબંધનો હતો. આ ઠરાવ પણ સારી રીતે સમજાય તેવો હોવાથી વિવેચન પાછળ વધારે વખત ન લેતાં સર્વાનુમતે પસાર કરાયો હતો.

**પ્રમુખશ્રીનું ઉપસંહારનું વક્તવ્ય:**

ઉપર પ્રમાણે ઠરાવોનું કામ પુરું થતાં પ્રમુખશ્રીએ ઉપસંહારનું ભાષણ આપવા માંડયું. તેમાં તેઓએ જણાવ્યું કે "આના જેવી અનેક પરિષદોમાં મારે જવાનો પ્રસંગ આવ્યો છે અને ત્યાં ખૂબ ખૂબ બોલવું પણ પડયું છે. પરિણામે 'તમને જીભનો ઝાડો થયો છે' એવી કેટલાક ભાઇઓની ટીકા પણ સાંભળવી પડી છે. અને એ ટીકાનો મર્મ સમજી સભાઓમાં જેમ ઓછું જવાય તેમ સારૂં એમ હું માનતો થઇ ગયો છું; છતાં આ પરિષદની ઉપયોગિતા મને કંઇક વધુ સમજાતાં અને મને પણ કંઇક એમાંથી વધારે જાણવાનું મળશે એવી આશાથી હું આ પ્રમુખપદ તરફ આકર્ષાયો અને અહીં આવ્યો. આપણે આજે જે ઠરાવો કર્યા તેમાં પ્રાંતનાં અધુરાં ગામો અને પાડોશી રાજ્યનાં ઘણાં ગામો જેમાં કમનશીબે હજુ અંધકાર જ વ્યાપી રહ્યો છે, ત્યાં પુસ્તકાલયો ઉઘાડવાનો પણ એક ઠરાવ છે. મને વિશ્વાસ છે કે અમરેલીના કાર્યકર્તાઓ વર્ષ આખરે બીજી પરિષદ મળે તે પહેલાં આ કામ જરૂર પૂરું કરી નાંખશે; કચ્છમાં તો હજુ ૧૬મી સદી છે. ત્યાં પણ ધીમે ધીમે પગપેસારો કરીને આ પ્રવૃત્તિને દાખલ કરવા પ્રયત્નો કરવા જોઇએ. આપણે આજે જે તે ઠરાવોની પાછળ ખૂબ બોલ્યા છીએ, પણ હવે એની પાછળ જ્યારે ખરૂં કામ થાય ત્યારે જ આપણું

બોલ્યું સાર્થક કહેવાય. નહિ તો "બહુ બોલનારા કશું જ કરતા નથી" એ ટીકાને પાત્ર થવાનો પ્રસંગ આવશે.

આજે તમોએ મને જ્યારે પ્રમુખસ્થાન આપ્યું છે, ત્યારે હવે, પ્રમુખ તરીકે બે દિવસ આપ સૌના સહવાસમાં રહી મેં જે કંઇ જોયું છે, તે સંબંધી પણ કંઇક કહેવાનું મન થઇ જાય છે. એક તો એ કે, કાઠિયાવાડના દૂર દૂરના ભાગમાં વસતી અમરેલીની બ્હેનોએ જે ભાવથી અને સંસ્કૃતિથી રાસ અને ગરબા આપણા આગળ ગાઇ સંભળાવ્યા છે તે જોઇ ખરેખર ખૂબ આનંદ થયો છે. પણ એમાં "સોનાની થાળીમાં લોઢાની મેખ" ની પેઠે મને એક વસ્તુ બહુ ખૂંચી છે, અને તે એ કે, ગરબા ગાનાર ઘણીખરી બ્હેનો વિલાયતી વસ્ત્રોમાં જ હતી.

સમાજસેવાનાં કેન્દ્રોથી અને જાહેર વિભૂતિઓથી જાણીતા થયેલા અમરેલી કસ્બાને આ, સાચું કહું તો, એક રીતે શરમાવા જેવું છે. ગાંધીજીના આ જમાનામાં હવે એ વસ્તુ કોઇ રીતે શોભતી જ નથી. હું આશા રાખું છું કે અમરેલીની બ્હેનો પોતાનાં વિલાયતી કપડાં કોઇ વખત હોળી કરી જરૂર બાળી દે, અને દેશી કાપડ અપનાવી પોતાના નારીધર્મને શોભાવે અને વિકાસ પમાડે.

બીજી વાત અમરેલીની પ્રજા અને અમલદારના સહકારની છે. બે દિવસના સહવાસમાં મને જણાયું છે કે, અમરેલીનાં પ્રજા અને અમલદારોમાં સ્હેજે જુદાપણું નથી. અમલદારો પ્રજામાં ઓતપ્રોત થઇ ગયેલા જણાયા છે. અહીંની પોલીસ પણ પ્રજામાં ઓતપ્રોત થયેલી છે. અમારા અમદાવાદની પોલીસ તો બુટપોલીસ, નાટક, સીનેમા, સોડા, ચ્હા વગેરે જેની તેની પાસેથી મફત મેળવી શકે છે. પણ અહીં તો એવું કંઇ પણ સાંભળ્યું નથી. એ જાણી આનંદ થાય છે. ન્યાયાધીશ સાહેબે અને બીજાઓએ મને પોતાને ઘેર બોલાવી મારું જે સ્વાગત કર્યું છે તે પ્રસંગ મને મારી જીંદગી સુધી સાંભર્યા વગર રહેવાનો નથી.

ત્રીજી વાત સંગીતની: અહીં સંગીતમાં હારમોનિયમનો પ્રયોગ થતો મેં જોયો. પણ મારી દૃષ્ટિએ કહું તો હારમોનિયમ એ એક ભડકણું વાજું છે. એને ઠેકાણે એકતારો વા વીણા જેવું વાજીંત્ર હોય તો કેવું સારું! વીણા કર્ણાટકનું વાજીંત્ર છે, અને ખરું સંગીત જીવતું હોય તો તે અત્યારે કર્ણાટકમાં જ છે. તો તેનું વાદ્ય પણ થોડું વધારે ખર્ચ કરીને શીખવાડાય એવી તજવીજ થવાની જરૂર છે.

અહીં બોર્ડિંગો પણ ઘણી જોઇ. એમાં એક અપલક્ષણ જોયું: અને તે એ કે બોર્ડિંગો જે તે કોમની છે અને તેથી કોમી ભાવ ખૂબ પોષાતો જાય છે. આ પ્રગતિના જમાનામાં હવે કોમી ભાવ પોષાય એ કોઇ પણ રીતે ઠીક નથી. મને આશા છે કે, કાર્યવાહકો એનો ખાસ વિચાર કરશે. તે ઉપરાંત બીજું પણ એક સૂચન કરવાનું મન થાય છે અને તે એ કે અમરેલી તળની બધી જ બોર્ડિંગોના વિદ્યાર્થીઓ અને કાર્યવાહકો જુદાં જુદાં સ્થળે અઠવાડિયામાં એકવખત મળે અને તેમાં વિદ્યાર્થીઓના ભાવિ જીવનના પ્રશ્નો વિચારાય, તો તેથી બોર્ડિંગો જે ઉદ્દેશથી સ્થપાય છે તે ઉદ્દેશ સફળ થશે અને વિદ્યાર્થીઓનું ભાવિ જીવનનાવ પણ સલામત બનશે.

આ બધી વાતો પછી પણ એક દુઃખ તો મારા અંતરમાં રહ્યા કરે છે. અને તે મારાથી કહ્યા વગર રહેવાતું નથી. અમદાવાદમાં શતાબ્દિ ઉજવાતી હતી અને તે અંગે હું ખૂબ કામમાં રોકાઈ ગયો હતો. એ પ્રસંગે મારા મિત્ર, સ્વ. મોહનલાલ પંડયા મારે ત્યાં આવ્યા, અને તેઓ કહેવા લાગ્યા કે " હું હમણાં દાહોદથી આવું છું અને ત્યાં મેં જે ભૂખમરો અને ગરીબાઈ જોયાં છે તે જોઈને મને કહેવાનું મન થાય છે કે તમને અત્યારે કળા અને સાહિત્ય કેમ સૂઝે છે ? " મહાત્માજી પણ અમદાવાદ સાહિત્ય પરિષદમાં આવેલા અને તે વખતે પ્રમુખસ્થાનેથી બોલતાં તેઓએ પણ જણાવેલું કે " ગામડાંમાં અત્યારે જે દુઃખ અને દર્દ છે તે કહેવાને મારી પાસે શબ્દ ભંડાર નથી. છતાં આપણે તેમનાં દુઃખ અને દર્દનો અભ્યાસ કરી કંઈ પણ લખતા નથી!" આ બંને પ્રસંગો પરથી મને લાગવા માંડયું છે કે, ગામડાં ગરીબાઈથી ભીંસાઈ રહ્યાં છે. પૂરાં પેટ ભરીને ખાવાનું પણ મળતું નથી. ત્યાં આગળ જ્ઞાનની વાતો કરવી એ શું કામની? જ્ઞાનથી તે કંઈ પેટ ભરાવાનું છે? આપણે આજે જે ઠરાવો કર્યા તે ખાસ ગામડાં અંગેના છે. પણ એ ગામડાંમાં પહેલું તો આપણા બધાનું એ કાર્ય રહે છે કે કોઈપણ રીતે તેમની ગરીબાઈ હઠાડવાના પ્રશ્નો ખાસ વિચારો અને તે દૂર કરો અને પછી જ્ઞાન આપવાની વાત કરો.

હવે પુસ્તકાલય સંબંધી થોડુંક કહું. અસલના મંદિરોમાં જે પવિત્રતા હતી અને તેના પૂજારીઓ જે ભક્તિભાવથી દેવ-દેવીઓની પૂજા સાથે જનસમાજમાં ઉપદેશનું કાર્ય કરતા હતા, તેવું જ કાર્ય અત્યારનાં આપણાં પુસ્તકાલયો, પવિત્ર સરસ્વતી મંદિરો બની જાય, તેના ગ્રંથપાલો સાચા પૂજારીઓ થઈ જાય કરે એવું હું ઇચ્છી રહ્યો છું.

છેવટે, મને પ્રમુખપદ આપવા બદલ અને ત્યારપછી બે દિવસ એ સ્થાન ઉપર નિભાવી લેવા બદલ આપ સૌનો હું આભાર માનું છું. ઇશ્વર આપણાં કાર્યોને યશ આપો!

પ્રમુખશ્રીનું ઉપસંહારનું વકતવ્ય પૂરું થતાં શ્રી. પ્રતાપરાય સર્વનો આભાર માનવાને ઉભા થયા, અને પ્રમુખશ્રી, મેમાનો અને પ્રતિનિધિઓ વગેરેનો જુદા જુદા ભાવોમાં ખૂબ ખૂબ આભાર માન્યો. અને છેવટે પરિષદનું કાર્ય પૂરું થયાનું જાહેર કરી સાંજે પાંચ વાગે જેસિંગપુરામાં શ્રી. રામજીભાઈ તરફથી તમામ પ્રતિનિધિઓ અને મેમાનોને ભોજનપાર્ટીમાં હાજર રહેવાનું આમંત્રણ આપ્યું.

* * * *

આમંત્રણ અપાયા મુજબ સાંજના પાંચ વાગે જેસિંગપુરાની ખેડુત શાળામાં પ્રતિનિધિઓ અને મેમાનો આવી ગયા હતા. તેઓની આગળ ખેડુત શાળાના વિદ્યાર્થીઓએ રાસ અને ગરબા ગાઈ બતાવી, કાઠિયાવાડના ગામડાંના રાસ અને ગરબાની ઓછી ઝાંખી કરાવી હતી. તદુપરાંત ખેડુત જીવનના સંવાદો ભજવી બતાવી સાચો ખેડુત કેવો હોવો જોઈએ તેનો ઠીક ખ્યાલ આપ્યો હતો. પછી શ્રી રામજીભાઈએ ખેડુત શાળાનું થોડુંક નિવેદન કહી સંભળાવ્યું. બાદ ખેડુત શાળાના શિક્ષક શ્રી. ઇશ્વરભાઈ, જેઓ એક આદર્શ શિક્ષક કહેવાય છે અને ખેડુત શાળાને આદર્શ શાળા બનાવવાને અથાગ પ્રયત્ન કરી રહ્યા છે, તેઓએ ખેડુત શાળાનો પોતાનો અનુભવ કહી બતાવી, શિક્ષક ભાઈઓને

તે પ્રમાણે કરવાનું સૂચવ્યું. તેમના પછી પરિષદના પ્રમુખ શ્રી હરિપ્રસાદ દેસાઈને પણ આ પ્રસંગે કંઈક બોલવાનું શ્રી રામજીભાઈ તરફથી સૂચવાતાં તેઓએ ઉભા થઈ ગામડાંના ખેડુત જીવન અને તેમના ભાગેલ ધંધા ઉપર જે હૃદયંગમ અને ઉંડું ઉંડું ભાષણ કર્યું તે, ખરેખર પરિષદના ભાષણ અને બીજી વાતો કરતાંય ચઢે તેવું હતું. તેમના આ ભાષણ પરથી તેઓએ ગામડાંના જીવનનો કેવો ઉંડો અભ્યાસ કર્યો છે તે સ્હેજે જણાઈ આવતું હતું.

શ્રી હરિપ્રસાદભાઈનું ભાષણ પૂરું થતાં શાળા અને ખેતીવાડીનું કામ સૌને બતાવવામાં આવ્યું. બાદ સાત સાડા સાતે શ્રી નરભેરામના કંપાઉન્ડમાં પાટલા અને તાડપટ્ટી ઉપર સૌ કોઈએ સ્થાન લેતાં શીખંડ–પુરીનું ભોજન પીરસાયું અને ખૂબ આનંદથી આરોગાયું. અંતે શ્લોકોની પણ રસમય રમઝટ જામી. આ રીતે ભોજનક્રિયાનો છેલ્લો પ્રોગ્રામ પૂરો થતાં સૌ કોઈ, એ દિવસના સહવાસના કારણે ભારે હૈયે અને એક બીજાને "આવજો–આવજો" ના માયાળુ શબ્દોના અવાજો વચ્ચે છૂટા પડ્યા.

વ. મૂ.

## શ્રી અમરેલી પ્રાંત બીજી પુ. પરિષદ તથા ભૂગોળ પ્રદર્શનનો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૫૦) અમરેલી શહેર સુધરાઈ તરફથી મદદના | ૮૬ાાા≈ાા શ્રી ભોજન ખરચ ખાતે |
| ૫૦) અમરેલી પ્રાંત પંચાયત તરફથી મદદના | ૨૬૦ાાા– ભૌગોલિક પ્રદર્શન ખાતે |
| ૧૭૫) સ્વાગત સભ્યની ફીના | ૪૬ાાા૦ તાર ટપાલ ખાતે |
| ૧૯) પ્રતિનિધિ ફીના | ૧૦૫)≈ા પરિષદને અંગે થએલ પરચુરણ ખર્ચ ખાતે |
| ૪)≈ા પરચુરણ ઉત્પન્નના | ૨૬ાા૦ શ્રી મંડપ ખર્ચ ખાતે |
| ૧૦૦) શ્રી મહાલ મંડળ તરફથી મદદના | ૭૫) શ્રી પ્રદર્શન તથા પરિષદની છપામણી ખરચ ખાતે |
| ૧૫૦) શેઠ રામજીભાઈ હંસરાજ તરફથી ભૂગોળ પ્રદર્શનના નમુનાઓ સંગ્રહવાની શરતે | |
| ૫૪૮)≈ા | ૬૧૦ાાા≈ાા |
| ૬૨ાા૦ અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળમાંથી ઘટતી રકમ વાપરી તેના | |
| ૬૧૦ાાા≈ાા | |

જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી
મંત્રી.

# અમરેલીનું ભૂગોળ પ્રદર્શન

**અમરેલી** પ્રાંત પુસ્તકાલય પરિષદના દ્વિતીય અધિવેશન પ્રસંગે ભૂગોળ પ્રદર્શન યોજવામાં આવેલું ને તે પ્રદર્શનનું ઉદ્દઘાટન વડોદરા રાજ્યના વિદ્યાવિલાસી વિદ્યાધિકારી મે. રા. રા. ભાસ્કર કાશીનાથ ભાટે સાહેબના વરદ હસ્તે કરવાનું ઠરેલું. તે મુજબ તા. ૭-૫-૩૭ ના રોજ તેઓ સાહેબ મંડપમાં પધારતાં અમરેલી પ્રાંતની બાલચમૂએ બેન્ડની સલામી સાથે તેઓશ્રીને આવકાર આપ્યો. સમારંભમાં અમદાવાદના લોકપ્રિય ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ વગેરે મહેમાનો, અમરેલી પ્રાંતની શાળાના શિક્ષકો, ગામના અગ્રગણ્ય નેતાઓ વગેરેએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી. મંડપ અમરેલી ગુજરાતી શાળા નં. ૧ ના આગળના ચોગાનમાં બહુ જ સારી રીતે શણગારવામાં આવ્યો હતો. પ્રદર્શનની ઉદ્દઘાટન ક્રિયા જોવા માટે લોકોનો ધસારો એટલો બધો હતો કે મંડપમાં ઉભા રહેવાની પણ જગો ન હતી. કાર્યક્રમ શરૂ થતાં પ્રથમ મહિલા વિદ્યાલયની વિદ્યાર્થીનીઓએ "**વંદે દેવી વસુંધરા**" એ ભૂગોળ પ્રદર્શનને અનુરૂપ સુંદર પ્રાર્થના ગાઈ હતી. અને બાલોદ્યાન શાળાના નાનાં નાનાં બાળકોએ અમરેલી શું છે, અમરેલીમાં શું વસ્તુ જોવા જેવી છે તેનો સંવાદ બહુજ સુંદર રીતે પોતાની કાલી પરંતુ ગ્રામ્ય ભાષામાં ભજવી બતાવ્યો હતો. અને તે પછી, મહિલા વિદ્યાલયની બાળાઓએ ભૂગોળની કથા, ભૂગોળ શું છે તેનો અચ્છો ચિતાર બતાવતું, ગ્રામ્ય કવિ શ્રી. ઇશ્વરલાલ ક. જોશીનું બનાવેલું, કાવ્ય હાવભાવ સાથે ગાઇ સંભળાવ્યું હતું.

અમરેલી પ્રાંત શાળાધિકારી મે. બાળકૃષ્ણ ભાસ્કર જોશી સાહેબ એમણે ભૂગોળ પ્રદર્શનનો ઉદ્દેશ વગેરે કહી સંભળાવ્યા પછી મંત્રી શ્રી. ઇશ્વરલાલ જોશીએ પ્રદર્શનને અંગે આવેલા સંદેશાઓ વાંચી સંભળાવ્યા. ત્યારબાદ અમરેલી પ્રાંતના લોકપ્રિય ન્યાયાધીશ મે. મોરેશ્વર કૃષ્ણ સારંગપાણી સાહેબ એમણે રાજ્ય વિદ્યાધિકારી શ્રી ભાટે સાહેબનું ઓળખાણ આપતાં પોતાના વાક્ચાતુર્યથી સભાના મન રંજન કરી, શ્રી. ભાટેસાહેબને પ્રદર્શન ખુલ્લું મુકવા વિનંતિ કરી, જેને પુસ્તકાલયના મંત્રી શ્રીયુત જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી નગરશેઠ એમણે અનુમોદન આપ્યું હતું. ત્યારબાદ શ્રીયુત ભાટે સાહેબે વિદ્વત્તાપૂર્ણ ભાષણ કરી ભૂગોળ પ્રદર્શનથી શું થઇ શકે તે બતાવી પ્રદર્શન ખુલ્લું મુક્યું હતું. શ્રી ભાટે સાહેબનું ભાષણ આ અંકમાં અન્યત્ર છપાયું છે.

પ્રદર્શનના મંત્રીઓએ પ્રદર્શનને સર્વાંગ સુંદર બનાવવા માટે ખૂબ જહેમત ઉઠાવી હોય તેવું પ્રદર્શનના પ્રથમ ઓરડામાં પ્રવેશ કરતાં જ જણાઈ આવતું હતું. આ પ્રદર્શન દરેક વિદ્યાર્થીને–ચાહે તો રાજદ્વારી હોય, વેપારી હોય, બાળક હોય, સ્ત્રી હોય, ખેડુત હોય તે દરેકને પોતપોતાના વિષયોમાં પ્રેરણા કરે, નવીન વિચારો આપે તે રીતે ગોઠવાયું હતું. આ શિવાય હિંદની જનસમૃદ્ધિ પણ પ્રદર્શિત કરવામાં આવી હતી, કે જેને લોકો દિવસે દિવસે વિસરતા જાય છે. ત્યારપછી રાજરત્ન શ્રી પ્રતાપરાય મહેતાએ પ્રમુખ તથા કાર્યકર્તાઓનો આભાર માન્યો હતો. અને છેલ્લે "વંદેમાતરમ્" તથા રાજગીત ગવાઇ સભા વિસર્જન થઈ હતી.

બીજે દિવસે સવારમાં ૮ વાગે મહિલા વિદ્યાલયના હૉલમાં શ્રી. ભાટે સા. ના પ્રમુખપણા નીચે સદર પ્રદર્શન અંગે–ભૂગોળ સંબંધી જુદી જુદી વ્યક્તિઓના વિચારો જાણવા માટે

એક સભા ભરાઇ હતી, અને તે સભા પાછળથી શ્રી. પ્રતાપરાયની સૂચનાથી '**અમરેલી પ્રાંત પ્રથમ ભૂગોળ સંમેલન**' એ નામે જાહેર થઈ હતી. આ સંમેલનમાં એન્જીનીયર શ્રી. અનંત નં. દિક્ષિત સાહેબે 'વાહન વ્યવહાર' સંબંધી એક મનનીય નિબંધ વાંચી જનતાને પ્રાચીન અને અર્વાચીન વાહનોનો સુંદર ખ્યાલ આપ્યો હતો. ત્યારપછી પ્રાંત બહારથી આવેલા નવાનગર સંસ્થાનના સમઢીયાળા ગામના જાણીતા કાર્યકર્તા શ્રી. વીરચંદ પાનાચંદ શાહે પણ ભૂગોળ અંગે જુદા જુદા પ્રદેશોનો ઠીકઠીક ખ્યાલ આપ્યો હતો. અમદાવાદના ડૉ. હરિપ્રસાદભાઇએ પણ એ સંબંધી સુંદર વિવેચન કર્યું હતું. આમ જેના તેના નિબંધો અને વિવેચનો થયાં બાદ પ્રમુખશ્રી ભાટે સાહેબે ઉપસંહારનું ભાષણ કરતાં જણાવ્યું કે આવા પ્રદર્શનો દર વર્ષે ભરાય, અને પ્રદર્શન અંગે આવેલી વસ્તુઓ સ્થાયી રીતે જળવાઇ રહે એવી કંઇક યોજના થવાની જરૂર છે. ભૂગોળનું શિક્ષણ આવી રીતે પ્રત્યક્ષ ખ્યાલો આપીને આપવાથી ભૂગોળ જેવો એક નીરસ વિષય પણ રસવંતો બને છે, અને એથી એનું જ્ઞાન પણ જલદી ગાઢ થાય છે." છેવટમાં શ્રી. પ્રતાપરાયે પ્રમુખશ્રીનો અને એ પ્રદર્શન ભરવામાં જે જે ભાઇઓએ તસ્દી લીધી છે તે સૌનો આભાર માની અને આજની આ સભાને પ્રથમ સંમેલન તરીકે ઓળખાવી, આવાં સંમેલનો દર વર્ષે ભરાય એમ ઇચ્છી સભાનું કામ પૂરું થયાનું જાહેર કર્યું હતું.

# પુસ્તકાલયોની તપાસણી

**ની**ચેના પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં પુસ્તકાલયોની તપાસણી કરી પ્રચાર, વ્યવસ્થા તથા વર્ગીકરણની કામગીરી બજાવી છેઃ—

૧. મહેસાણા પ્રાંત પ્રચારક રા. રામાભાઇ દેવચંદદાસ પટેલ ( રા. ખોડીદાસ બારોટને ઠેકાણે નવા નીમાયલા ): તા. ૧૯–૫–૩૭ થી તા. ૩૧–૫–૩૭ સુધીમાંઃ—વિજાપુર તાલુકાનાં (૧) વેડા (૨) ખણુસા (વર્ગીકરણની સંજ્ઞા લખી દીધી) (૩) પીલવાઇ (૪) ચડાસણ (૫) વિહાર ( અધુરૂં વર્ગીકરણ પુરું કરાવ્યું ) (૬) બીલોદરા ( દફતરી તથા હિસાબી કામમાં અવ્યવસ્થા: માજી મંત્રીની જવાબદારી? ચાંપતી તપાસની જરૂર. ) (૭) પાલડીવાસ (૮) દેવડા ( રૂબરૂ સૂચવ્યા પ્રમાણે દફતરી કામની ચોખવટ થવાની અગત્ય ) (૯) કુકરવાડા ( વાચકોનું રજીસ્ટર રાખવાની તથા ખૂટતાં પુસ્તકોનો રીતસર નિકાલ કરાવી લેવાની જરૂર ) (૧૦) વડાસણ ( સંજ્ઞા લખી આપ્યા પ્રા. વર્ગીકરણનાં પત્રકો કરી દેવાય ) (૧૧) સોખડા (૧૨) ટીંટોદણ ( ખૂટતાં પુસ્તકોનો ધોરણસર નિકાલ તાકીદે થઇ જવાની જરૂર ) (૧૩) વસઇ ( નં. ૧૨ પ્રમાણે ) (૧૪) ડાભલા (૧૫) ગોઝારીઆ ( નં. ૧૨–૧૩ પ્રમાણે ) (૧૬) હરણાહોડા (૧૭) સમૌ ( દફતરી કામ - અવ્યવસ્થિત કેમ ? ) (૧૮) પહુસમા ( રોજમેળ–પાવતી બુક રાખવાની જરૂર ) (૧૯) ખરણા ( દફતરી કામનાં રજીસ્ટરો તૈયાર કરવાની ને વર્ગીકરણ કરી નાખવાની જરૂર ) (૨૦) બાર (૨૧) પારસા.

૨. અમરેલી મહાલ માનદ પ્રચારક રા. કૃષ્ણલાલ ર. ત્રિવેદીઃ એપ્રિલ–મે માસમાંઃ–(૧) વાંકીઆ ( વર્ગીકરણ કરવાની તથા જનરલ રજીસ્ટર નવું કરવાની જરૂર ) (૨) મોટાં આંકડીઆ ( પુસ્તકોમાં વિષય સંજ્ઞા લખવાની તથા સિક્કા મારવાની જરૂર ).

પ્રચારકોએ રૂબરૂમાં આપેલી સમજૂત સૂચનાઓનો તાકીદે અમલ કરી દેવાની લાગતાવળગતાઓને ખાસ ભલામણ છે.

# અમરેલી ભૂગોળ પ્રદર્શનના ઉદ્‌ઘાટક

# શ્રી ભાટે સાહેબનું ભાષણ

આ પ્રાંતની પુસ્તકાલય પરિષદ, જેનું અગત્યનું અંગ અત્રે ભરાયેલું ભૌગોલિક પ્રદર્શન છે, તે ખુલ્લું મૂકવા માટે અહીં આવી આ પરિષદની કાર્યવાહીમાં સક્રિય ભાગ લેવામાં મને ઘણો આનંદ થાય છે. આજથી પચીક વર્ષ પહેલાં વડોદરા મુકામે આથી ઘણા મોટા પાયા પર પ્રદર્શન ભરી, પછી મુંબઈ ઇલાકાની બીજી ભૌગોલિક પરિષદમાં પણ મેં ભાગ લીધો હતો. આપનું આ પ્રદર્શન જો કે પુસ્તકાલય પરિષદનું એક અંગ છે તો પણ તેની ભૌગોલિક ઉપયોગિતામાં કમીપણું આવતું નથી; અને જ્યારે તમે અત્રે ગોઠવેલા નમુનાઓ તપાસશો ત્યારે તમને એ વાત પ્રત્યક્ષ થશે. ભૂગોળને લગતા તમામ દશ્યોમાં મને ઘણો રસ છે, અને ભૌગોલિક બાબતોની માહિતીની આપલે કરવી એ મારો ખાસ શોખનો વિષય છે. આવાંજ કારણોને લીધે જ આ પરિષદના મંત્રીઓની ઉદ્‌ઘાટન વિધિ કરવાની માગણી મેં સ્વીકારી છે.

હું ભૌગોલિક શોધખોળ કરનારો છું કે સાહસિક મુસાફર છું, એવો દાવો કરવા માગતો નથી. પરંતુ મનુષ્ય ઉપર તેની આસપાસની પરિસ્થિતિની શું અસર થાય છે તેનો અભ્યાસ કરવાથી મને ગમત પડે છે. તેથી હું આ પ્રદર્શન એક ગમત તરીકે બલ્કે ગમત સાથે જ્ઞાન લેવાની તત્પરતાથી જોવાની આપ સૌને ખાસ ભલામણ કરું છું.

સર્વ પ્રકારના પ્રદર્શનો માફક ભૌગોલિક પ્રદર્શન પણ પ્રગતિનું માપ બતાવે છે. માણસે પોતાની આસપાસની પરિસ્થિતિ સાથે કેવી રીતે ટક્કર ઝીલી છે તેનું દિગ્દર્શન આવાં પ્રદર્શનોમાં થાય છે. વળી એ પણ ખબર પડે છે કે માણસની શક્તિઓનો વિકાસ મર્યાદિત હોય, ક્યાં આગળ અટકી પડે છે? મહાન કવિ શેક્સપીઅરના એક નાટકમાં પેક નામનું પાત્ર ૪૦ મિનિટમાં પૃથ્વીની આસપાસ પટો વિટાળે છે, એવું વર્ણન છે. આ વર્ણનથી કવિ એમ બતાવવા માગે છે કે માણસ આ પ્રમાણે કરવાની ઇચ્છા સેવે તો તે કેવળ આકાશકુસુમવત્ ગણાય. પરંતુ અત્યારે આપણે અનુભવીએ છીએ કે જે વાત શેક્સપીઅરના વખતમાં શક્ય ન હતી, તે હાલ શક્યતાની સીમાએ લગભગ પહોંચી ગઈ છે. આપ સૌને માલમ હશે કે થોડાજ વખત ઉપર આપણા કર્નલ કુમાર શિવરાજસિંહજીએ લંડનથી વડોદરા સુધીનું ૬૦૦૦ માઇલનું અંતર લગભગ ચારજ દિવસમાં કાપ્યું હતું. ચારેક મહિના ઉપર શ્રીમંત મહારાજા સાહેબ પણ આટલી પુખ્ત ઉમરે પહોંચેલાં છતાં, જોધપુરથી ઇંગ્લંડ ફક્ત અઢી દિવસમાં પહોંચી ગયા હતા. આટલું છતાં જો કે દુનિયાના પ્રવાસમાર્ગોની ઝડપમાં આટલો બધો વધારો થયો છે, અને તેને લીધે દુનિયા નાની થતી જણાય છે ખરી, તોપણ એવરેસ્ટ પર્વત મનુષ્યથી હજુ જીતાયો નથી. તેમજ એન્ટાર્ટીકમાં લોકવસ્તી થઇ શકી નથી. પ્રદર્શનમાં મૂકેલા વાયુયાનના નકશાઓ અને પ્રવાસપુસ્તકો, એવરેસ્ટ પર્વત પર જવાના પ્રયત્નો તેમ જ વડ જેવા સાહસિક મુસાફરે એન્ટાર્ટીક જવા માટે કરેલા પ્રયત્નો, વગેરેના દશ્યોથી ઉપરની વાત સિદ્ધ થાય છે. દરેક માણસ હવાઈ મુસાફરી કરી શકે એમ નથી, આપણા તો

એવરેસ્ટ પર્વત પર જવાનો પ્રયત્ન કરનારા મી. વર્ડ જેવા એન્ટાર્ટીકની મુસાફરીમાં પણ જઇ શકે નહિ, તોપણ એ બધી માહિતી તેને આવાં પ્રદર્શનોમાંથી મળી શકે છે અને મનુષ્યની કુંઠિત શક્તિનું ભાન કરાવે છે.

આવાં પ્રદર્શનોથી ઘણી ઉપયોગી માહિતી મળે છે એટલું જ નહીં પરંતુ તે માણસની માનસિક દૃષ્ટિમર્યાદા વિકસાવે છે. પૃથ્વી પરનાં બીજાં મનુષ્યો કેવી રીતે રહે છે, પોતાનું ચરિતાર્થ શી રીતે ચલાવે છે, કેવા પ્રકારની જીંદગી ભોગવે છે, એ પણ જાણી શકાય છે. આવાં દૃષ્યો જોવાથી આપણી બુદ્ધિશક્તિ કેટલી છે તેનો લગભગ ચોક્કસ ખ્યાલ આવી શકે છે, અને દુનિયા પરની પ્રજામાં આપણું સ્થાન ક્યાં છે તેનું પણ આપણને ભાન થાય છે. દાખલા તરીકે આપણા દેશની વ્યક્તિ દીઠ વાર્ષિક આવક, આયુષ્ય, મર્યાદા, વેપાર, નિકાસ વગેરે સરખામણીમાં કેટલાં પછાત છે તેનો સહજ ખ્યાલ આવે છે. વળી આપણાં કેટલાંક કુમંતવ્યો અને પૂર્વગ્રહો પણ બીજાઓ સાથેની સરખામણીથી નષ્ટ થાય છે.

બીજો પણ એક મહત્ત્વનો ફાયદો આવાં પ્રદર્શનોથી થાય છે. તે એ કે જ્યારે જ્યારે આવાં પ્રદર્શનો ભરવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે, ત્યારે ત્યારે બુદ્ધિશાળી અને ઉત્સાહી માણસો નવા નવા નમૂનાઓ, નકશાઓ, ચિત્રો વગેરે તૈયાર કરી બહાર લાવે છે. આથી તેમની બુદ્ધિશક્તિને વિકસાવવાની સારી તક મળે છે, અને તેને પરિણામે દુનિયાની પ્રગતિમાં ઉમેરો થાય છે. આવા સંજોગોને લીધે જ થીંથરે વિંટર્યાં રત્નો પ્રકાશમાં આવી શકે છે. આ પ્રદર્શનમાં પણ આવાં કેટલાંક રત્નોની કારીગરી તમારી દૃષ્ટિએ પડશે.

સામાન્ય રીતે સામાજીક સાધનો વડે વ્યક્તિગત પ્રગતિ સાધવી તેનું નામ કેળવણી કહેવાય છે, અને ભૌગોલિક જ્ઞાન આ પ્રગતિ તરફ મોટો હિસ્સો આપે છે. આપણી શાળાઓમાં પાઠ્ય પુસ્તકો અને શિક્ષકોની નોંધપોથીઓમાંથી નિર્જીવ વિષયો જ બાળકોને આપવામાં આવે છે. ઘણે ભાગે ઉત્પાદક વિચારો આપવા એ ગુનાહિત કૃત્ય ગણાય છે. અહીંઆં હું જણાવીશ તો અસ્થાને નહીં ગણાય કે શાળાઓમાં માટીકામ દાખલ કરવાનો મારો હેતુ શાળાઓમાંની આવી પ્રણાલિકાઓનો અવરોધ કરવો એજ છે. બાળકો ક્રિયાત્મક જીવન ગાળતાં શીખે અને તેમની ઉત્પાદક શક્તિનો વિકાસ થાય એ હેતુ માટીકામ કરવામાં રહ્યો છે, એ કહેવાની જરૂર નથી. ભૂગોળનું ક્ષેત્ર બાળકના વાલીઓ તેમજ શિક્ષકો બરાબર સમજે તો ઉપર જણાવી તે મૃત વિચારની આપલેની બદી જરૂર દૂર થાય. આ પ્રદર્શનમાંનાં દૃશ્યો ગમે તેવાં સારાં હશે તો પણ તેઓ મનુષ્યવિચારની પ્રત્યક્ષ મૂર્તિરૂપ છે એમ સમજજો. તેથી જ દરેક ભાવી પણ હાલ અપ્રત્યક્ષ કલાકારોને મારી વિનંતિ છે કે ભવિષ્યમાં આવાં પ્રદર્શનોમાં દરેક જણ પોતાનો ફાળો અચૂક આપે. અમુક વ્યક્તિઓને જ આવી કુદરતી બક્ષિસ મળેલી છે એમ માનવાનું કારણ નથી. જેને પણ ખરી ધગશ હશે તેને સાધનો જરૂર મળી રહેશે.

તત્ત્વજ્ઞાનની માફક ભૂગોળશાસ્ત્ર પણ જ્ઞાનની ઘણી શાખાઓ સાથે જોડાએલું છે. મનુષ્યતર અને શાસ્ત્રો વચ્ચે સાંકળ રૂપ ભૂગોળશાસ્ત્ર છે. આધુનિક ભૂગોળશાસ્ત્રનું કેન્દ્ર મનુષ્ય હોઇ, વ્યક્તિ તરીકે તેમજ પૃથ્વી પરની સામાજીક જીવનની એક અંગ તરીકે ભૂગોળ

શાસ્ત્રની બધી શાખાઓ તેની આસપાસ વિંટાએલી છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી ભૌગોલિક પ્રદર્શનમાં અસંખ્ય પ્રકારની વસ્તુઓને સ્થાન મળી શકે છે. આ પ્રદર્શન જો કે નાનું છે છતાં તેની અંદર પણ તમારામાં વિચારોનો ઉદ્ભવ કરે એવી ઘણી બાબતો જોવાની મળશે. વળી એટલું યાદ રાખવું કે ભૌગોલિક પદાર્થોનું સંપૂર્ણ પ્રદર્શન એ કંઇ સહેલ વાત નથી. આ મુશ્કેલીનું પ્રમાણ વધારે હોવાનું એક કારણ એ છે કે આજ સુધી શાળાઓ, પાઠશાળાઓ અને વિશ્વવિદ્યાલયોમાં આપણા સમાજમાં અસ્પૃશ્ય લોકોનું જે સ્થાન છે તેવું સ્થાન ભૂગોળને આપવામાં આવતું હતું, અને તે એટલે સુધી કે જો વીશેક વર્ષ પહેલાં કોઇ ભૌગોલિક પ્રદર્શનનું નામ પણ દેતે તો તેને ચક્રમ ગણીને હસી કાઢવામાં આવતે.

ભૌગોલિક માહિતી પ્રત્યક્ષ તેમજ અપ્રત્યક્ષ એવી બે રીતે મળી શકે છે. શોધકો, મુસાફરો, વેપારીઓ અને એવા બીજાઓ સુભાગ્યે પ્રત્યક્ષ માહિતી મેળવી શકે છે, પરંતુ સમાજના મોટા ભાગના નસીબમાં એવું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાનું હોતું નથી, તેથી તેમને અપ્રત્યક્ષ જ્ઞાન મેળવીને સંતોષ માનવો પડે છે. કારણ સમાજની દરેક વ્યક્તિ પાસે સાહસ સગવડ અને પૈસાની જોગવાઇ હોતી નથી. આપણે બધા જ ઉપર જણાવેલી બીજી કક્ષામાં છીએ. આપણે જે વસ્તુઓમાંથી અપ્રત્યક્ષ માહિતી મેળવીએ છીએ તે એવી રીતે ગોઠવેલી હોવી જોઇએ કે તે પ્રત્યક્ષ માહિતીને શકય તેટલી મળતી આવે. આમ થવું એ બીજી કોઇ યુક્તિ કરતાં પ્રદર્શનની યોજનાથી જ વધારે શકય બને છે. એટલા જ માટે પ્રદર્શનોમાં ઘણું કરીને નીચેની બાબતોનો સમાવેશ કરેલ હોય છે :—

૧ શોધકો, મુસાફરો અને બીજાઓની વાતોનાં સચિત્ર પુસ્તકો.
૨ પૃથ્વી પરના દેશો સંબંધે તમામ પ્રકારની સામાન્ય માહિતી આપનારા નકશાઓ.
૩ જીવંત વસ્તુનાં, કુદરતી દેખાવોનાં અને કલાકૃતિનાં ચિત્રોઃ આ જમાનામાં આવાં ચિત્રો ઘણી જાતનાં અને જથાબંધ મળી શકે છે.
૪ પર્વતો, નહેરો, રણ, દ્વીપોના તેમજ જુદી જુદી જાતનાં વાહનોના નમૂનાઓ.
૫ પૃથ્વી પરનાં જુદાં જુદાં સ્થળોની ખનિજ સુદ્ધાંત સઘળી કુદરતી પેદાશની વાનગીઓ.
૬ મનુષ્યકૃત બનાવટોનો ખાસ વિભાગ — એવું બતાવવાને કે મનુષ્યની બુદ્ધિ કેટલીક અપરિહાર્ય કુદરતી મુશ્કેલીઓને પણ દૂર કરી શકે છે : દાખલા તરીકે કાર્જીલીંગ, હિમાલય, રેલ્વે, પેરીયારનો બંધ અને હોલાંડની ખાડીઓ.
૭ નાનાં બાળકોને ભૂગોળ શિક્ષણ માટે ખરેખર મદદ રૂપ થાય તેવા શિક્ષકો, વિદ્યાર્થીઓ અને બીજાઓએ બનાવેલાં સાધનો.
૮ જુદાં જુદાં સ્થળમાંનાં કારખાનાઓમાં બનતો માલ.
૯ મેજીક લેન્ટર્નનાં દશ્યો સીનેમા અને દિવાલપત્રો.
૧૦ ભૌગોલિક અને લગતા વિષયોનાં ચોપાનીયાંઓ.
૧૧ જે તે સ્થળની ભૌગોલિક વિશેષતાની ચીજો.
૧૨ પ્રાચીન કલાના નમૂનાઓ અને જુના સિક્કાઓ.

મને આશા છે કે ઉપરની ઘણીખરી બાબતો આ પ્રદર્શનમાં ગોઠવાયેલી હશેજ અને એ બધા પ્રયત્નોની આપ કદર કરશો એવી ઉમેદ છે.

આના જેવાં ભૌગોલિક પ્રદર્શનો આપણને આપણો ઉજ્વળ પૂર્વેતિહાસ સમજવાને અને તેનું દિગ્દર્શન કરવાને ઘણાં ઉપયોગી થઇ પડે છે. આ સિદ્ધાંતના પ્રત્યક્ષ પ્રમાણ તરીકે મોહન જો ડારો, સારનાથ, હેમ્પી, તક્ષીલા, મથુરા, હરાપા, માધવગઢ અને બીજાં પ્રાચીન સ્થળેથી મળી આવતી વસ્તુઓ મોજુદ છે. સંત રક્ષિત, જેના શિષ્યના બનાવેલાં પુસ્તકો શ્રીમંત ગાયકવાડ પૌર્વાત્ય પુસ્તકમાળામાં પ્રસિદ્ધ થયાં છે તે “ પંડિત ગદાધર અને શાક્ય શ્રીભદ્ર જેવા ધાર્મિક પ્રચારકોની પ્રતિમાઓ હમણાંજ તીબેટમાંથી પૂજ્ય રાહુલ સંસ્કૃત્યાયન એમને શોધી કાઢ્યાં છે. તેઓનાં ચિત્રો કોઇ પણ પ્રદર્શનને મહા ગૌરવ રૂપ થઇ શકે. આ પ્રમાણે જ આપણને આપણી આધુનિક પ્રવૃત્તિઓને પ્રાચીન પ્રગતિઓ સાથે સરખાવવાનો સુયોગ પ્રાપ્ત થાય છે. મને લાગે છે કે આ પ્રદર્શનમાં આપણા રાજ્યના પ્રાચીન શોધખોળ ખાતા તરફથી વડોદરા રાજ્યમાંની પ્રાચીન વસ્તુઓ સંબંધે માહિતી અને નમૂનાઓ આવેલા હશેજ.

પણ એટલું યાદ રાખવું જોઇએ કે જો આવાં પ્રદર્શનો ત્રણ દિવસ ખુલ્લાં રાખી પછી કાયમને માટે સંકેલી લેવામાં આવે તો તેમાંનાં જોએલાં દશ્યો ભૂલાઇ જશે અને તેનો પ્રજાને થવો જોઇએ તેટલો ખરો ફાયદો થશે નહીં. માટે હું એમ સૂચના કરવા માગું છું કે આ પ્રદર્શન પૈકીનાં અગત્યનાં દશ્યોને પુસ્તકાલય, સાર્વજનિક વ્યાખ્યાનગૃહ, કે સંગ્રહસ્થાન, જ્યાં જુદા જુદા વર્ગોના લોકોનો અવર જવર હોય તેવાં સ્થળે વ્યવસ્થિત રીતે કાયમને માટે ગોઠવી રાખવાં. માટે અત્રે જણાવવું જોઇએ કે થોડાં વર્ષો પર લંડનમાં વેમ્બ્લી પ્રદર્શન ભરાએલું તેનો કેટલાક ભાગને શાહી સંગ્રહસ્થાન તરીકે સંભાળી રાખવામાં આવ્યો છે. આવી રીતે પ્રદર્શનનાં દશ્યોને કાયમને માટે રાખી મુકવામાં કેટલોક ખર્ચ થાયજ. પરંતુ કાયમ માટે લોકોને ફુરસદે એ ચીજોનું નિરીક્ષણ અને અભ્યાસ કરવાનું મળે એથી એ બાબતમાં ખરચેલા પૈસા અસ્થાને કે એળે જશે નહીં.

વડોદરા રાજ્યમાં એકાદ ભૌગોલિક મંડળ સ્થાપીને તેમની મારફત આવા કાયમના પ્રદર્શનની વ્યવસ્થા કરવામાં આવે તો ધારેલો હેતુ ઘણી સહેલાઇથી બર આવી શકે. શાહી ભૌગોલિક સમાજ જેવા ઘણાં ભૌગોલિક મંડળો ઘણા સારા નકશાઓ અને નમૂનાઓ સંગ્રહી રાખે છે.

આ પ્રદર્શનથી આપને ખ્યાલ આવશે કે કેળવણીનો પ્રદેશ માત્ર પુસ્તકો, નોંધો, ચાકના અક્ષરો કે માત્ર વાતોમાં જ રહેલો નથી; પણ સ્વપ્રયત્નથી તૈયાર કરેલી પાર્થીવ વસ્તુઓનું નિરીક્ષણ અને હથોટી પણ કેળવણીનું અગત્યનું અંગ છે. વહેતા ઝરા અને ભૂગર્ભમાંના પથરોમાંથી પણ પુસ્તકો અને વ્યાખ્યાનો જેટલું જ શિક્ષણ મેળવી શકાય છે.

બ્હેનો અને ગૃહસ્થો ! મને આટલી શાંતિથી સાંભળવા માટે હું આપનો આભાર માનું છું. આ સંમેલનના કાર્યકર્તાઓ જેમણે પોતાનો કિંમતી વખત અને વિચારોનો વ્યય કરી આ બધી વ્યવસ્થા કરી છે તેઓનો પણ હું ખાસ આભાર માનું છું. મને આશા છે કે આપ જેવાં સુજ્ઞ બ્હેનો અને ગૃહસ્થો તેમના આ અથાગ પરિશ્રમની કદર કરશો.

“ 'विद्वान एव विजानाति विद्वज्जनपरिश्रमम्' ”

આટલું કહી આ પ્રદર્શન ખુલ્લું થએલું જાહેર કરું છું.

# પુસ્તકાલયોનાં નવીન મકાનો માટે સ્થળની પસંદગી

**પુસ્તકાલયોમાં** મકાનો માટે સ્થળ પસંદ કરવાની જવાબદારી સને ૧૯૩૫ સુધી (૧) જે તે સ્થાનિક પુસ્તકાલયના મંત્રી વા પ્રમુખ (૨) પુસ્તકાલય ખાતાના અધિકારી અને (૩) પ્રાંત પંચાયતના એન્જીનીયર સાહેબની ગણાતી, ને તેને અંગે જરૂર પડે તો રા. રા. મહાલ વહિવટદાર સાહેબની સલાહ વા મદદ સ્વીકારાતી. પરંતુ તા. ૨-૮-૩૪ની આજ્ઞાપત્રિકામાં જાહેર બાંધકામો માટે જે નિયમો પ્રગટ થયા તેમાં પુસ્તકાલયો ખાનગી માલીકીનાં હોવાથી, અને ( ખાતાની દેખરેખ નીચે ) લોકોના સ્વતંત્ર વહિવટથી ચાલતાં હોવાથી વા અન્ય કોઈ કારણે પુસ્તકાલયોનાં મકાનો બાંધવા સંબંધી સમિતિ નીમવા બાબત કોઈ સ્થળે કંઈ જ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. એટલે વાસ્તવિક રીતે તો એ નિયમો પુસ્તકાલયોને લાગુ પડવા ન જ જોઇએ, છતાં ડેસર પુસ્તકાલયના મકાન સંબંધમાં પક્ષાપક્ષીના કારણે અરજીઓ થવાથી સરકાર માલકીનાં મકાનોનું ધોરણ પુસ્તકાલયોને પણ મે. રા. રા. સરસુબા સાહેબે લાગુ પાડયું; અને મે. રા. રા. ન્યાય મંત્રી સાહેબને આ પ્રશ્ન પૂછાવ્યા વિના જ, કામનો નિકાલ સરળ રીતે વિના વિલંબે થાય તે માટે, એ નિયમો પુસ્તકાલય ખાતાએ મુગે મોઢે સ્વીકારી લીધા. એટલે જ્યાં સુધી નિયમની ખામીઓની બધી હકીકત આગળ રજુ કરી ચાલતા ધોરણમાં ફેરફાર કરાવવામાં આવે નહિ, ત્યાં સુધી તો સ્થળની પસંદગી એ નિયમો પ્રમાણે જ કરાવવાની રહે છે. આ બાબતમાં શી શી તજવીજ કોણે કેવી રીતે કરવાની છે તેની માહિતી પુસ્તકાલયના વ્યવસ્થાપકોને નથી હોતી અને તે કારણે જરૂરી તજવીજ સમયસર નહિ થવાને લીધે મંજુર થયેલાં મકાનો પણ વેળાસર બંધાવી શકાતાં નથી. માટે મકાનો બંધાવવા હોય ત્યારે કેવા પ્રકારની તજવીજની અપેક્ષા રહે છે એની જરૂરી હકીકત, સર્વેની માહિતી માટે, અત્રે પ્રગટ કરવાનું ઉચિત ગણ્યું છે :-

ઉપાધ્યક્ષ વા એ વિભાગના પ્રાંત પંચાયતના સભાસદ, અને (૪) જે તે ગામના મુખી: એ ૪ સભ્યો ગણાય છે. [ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપકને મહેરબાનીની રાહે રા. વહિવટદાર હાજર રાખે છે; પણ વાસ્તવિક રીતે નિયમને અનુસરીને તો નાણાં ઉભાં કરનાર પુસ્તકાલયના મંત્રી વા પ્રમુખ વા પુસ્તકાલય ખાતાના અધિકારીને કંઇ જ સ્થાન આ સમિતિમાં નથી. આ વસ્તુસ્થિતિ ફેરવાવવા પુસ્તકાલય ખાતાએ એક દિવસ જેટલો પણ વિલંબ ન કરવો જોઇએ. કાંતો સમિતિ મૂળના ધોરણે જ નીમાવી જોઇએ. અથવા તો નવી સમિતિમાં પુસ્તકાલયના મંત્રીને અને પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક વા તેમના પ્રતિનિધિ તરીકે શાળાખાતાના કોઈ અધિકારીને તેમાં અગત્યનું સ્થાન મળવું જોઇએ. ]

(૪) મુકરર થયેલી તારીખે સમિતિના સભ્યો ગામ ઉપર આવી પુસ્તકાલયના મકાન માટે ઉપયોગમાં આવે તેવાં બધાં જ સ્થળ તપાસે છે, જરૂરી હકીકત મેળવે છે અને પછી તેમાંનું એક સ્થળ પસંદ કરે છે, અને પછી રા. વહિવટદાર તે ઠરાવની જાહેરાત ચોરામાં તેમજ અન્ય જાહેર સ્થળે પ્રગટ કરે છે ને કોઇને એ સંબંધમાં વાંધો હોય તો અમુક મુદત સુધીમાં અરજી કરવાં સૂચવે છે.

(૫) ત્યારબાદ બીજીવાર મુકરર કરેલી તારીખે સદરહુ સમિતિ ગામ ઉપર ફરીથી મળે છે અને આવેલી વાંધાઅરજીઓની હકીકત જાણી લઇ છેવટનો ઠરાવ કરે છે.

(૬) આ ઠરાવ ઉપર ફક્ત એકજ વિવાદ મે. રા. રા. સુબા સાહેબને ત્યાં થઇ શકે છે; અને તેનો નિર્ણય થઇ જતાં જગો છેવટ માટે પસંદ થયેલી જાહેર થાય છે અને તે જગા મેળવવા કાયદેસર તજવીજ થાય છે

આ બધો વિધિ કરવામાં મહિનાઓ નહિ, પણ વર્ષો નીકળી જાય છે. ગામમાં પક્ષાપક્ષી તીવ્ર હોય તો આ યોજનામાં પણ ખટપટોને પૂરેપૂરું સ્થાન રહે છે અને કામ ખૂબ લંબાય છે. ખાનગી જમીન મેળવવામાં પણ ઘણો વિલંબ થાય છે. આ કામ મુખ્યત્વે મુલકી ખાતેથી થાય છે એટલે જેમને મકાન વહેલું બંધાવવું હોય તેમણે આ કામ માટેની બધી તજવીજ મહાલેથી કરાવવી, અને પુસ્તકાલય ખાતાને પણ એવી તજવીજ કરાવવા વખતોવખત લખતા રહેવું.

મુ• પેશાવર,
તા. ૩-૬-૩૭.

મોતીભાઈ ન. અમીન.

* ત્યાં ડેસર પુસ્તકાલયના સંબંધમાં અસાધારણ અરજને મહત્ત્વ અપાયું અને સમિતિનો ઠરાવ બાજુ પર મૂકાયો એવો પણ પ્રસંગ બન્યો છે, એની અત્રે નોંધ લેવી પડે છે.

# શિષ્ટવાચનની ૧૩મી પરીક્ષા

( તા. ૨૬–૯–૩૭ )

**બારમી પરીક્ષા** માટે મુકરર થએલાં પુસ્તકોના વાચનનો લાભ ઘણાં સ્ત્રી પુરૂષો લે એટલે કે પરીક્ષા આપનારની સંખ્યા ઓછામાં ઓછી હજારની થાય તે માટે બનતા બધાજ પ્રયત્ન કર્યા હતા અને પુસ્તકો તથા પ્રશ્નપત્ર માટે જે માગણીઓ આવી હતી તે ઉપરથી એવી આશા પણ રખાઇ હતી કે પ્રયત્ન પૂરેપૂરો સફળ થશે. પરંતુ પરીક્ષાઓ નજીક હોવાના કારણે હાઇસ્કૂલો ને કૉલેજોના વિદ્યાર્થીઓએ, કંઇક પ્રમાદ ને કંઇક ચોકસાઇથી વાંચવાની ટેવ નહિ પડવાના કારણે શિક્ષકોએ, અને પરીક્ષામાં બેસી થોડાક ગુણ આવે અને પ્રતિષ્ઠાહાનિ થાય એવી ખોટી શરમને કારણે કેટલાક સજ્જનોએ પુસ્તકો વાંચી પરીક્ષાની તૈયારીઓ કરવા છતાં પરીક્ષામાં બેસવાનું છેલ્લી ઘડીએ માંડી વાળ્યું હતું, એવી હકીકત મળી છે. પરંતુ કેટલાક મહાલ શાળાધિકારીઓ, શાળાઓના હેડમાસ્તરો, નિવૃત્ત સરકારી નોકરો, યુનીવર્સીટીના ગ્રેજ્યુએટો, મોટી ઉમરના વેપારીઓ ને ધંધાર્થીઓ પણ આ પરીક્ષાનો લાભ લેતા થયા છે અને પરીક્ષા આપનારની સંખ્યા ૯૦૦ ઉપરાંત પહોંચી છે એ સ્થિતિ એક રીતે આનંદદાયી ને સંતોષકારક કહી શકાય.

તેરમી પરીક્ષા માટે મુકરર થએલાં પુસ્તકો અગાઉ જાહેર કર્યા પ્રમાણે કિશોર ચરિત્ર માળા અને ફોરમના બાકીના ભાગો હોવાથી અને આ પરીક્ષાઓનો લાભ લેવા માટે રાજ્યના ચારેય પ્રાંતના શાળાધિકારી સાહેબોએ પોતપોતાના વિભાગના શિક્ષકોને ભલામણ કરેલી હોવાથી આશા રાખવામાં આવે છે કે આ પરીક્ષાનો લાભ ગઇ પરીક્ષા કરતાં પણ બહુ જ મોટા પ્રમાણમાં લેવાશે.

આ પરીક્ષા માટેનાં પુસ્તકો પુસ્તકાલયોના મંત્રીઓ નવીન વર્ષના બજેટમાં ખરીદવાની શરતે મેળવી શકશે, મહાલ પુસ્તકાલય મંડળ દ્વારા કોઇ પણ રીતે પુસ્તકો સહેલાઇથી મંગાવી શકશે, અને શિક્ષકો તથા ગામના બીજા ઉત્સાહી વાચકોને પૂરતી અનુકૂળતા આપી શકશે. પુસ્તકોના ભાગ હોવાથી એકી વખતે દશ વાચકોને પુસ્તકોનો એક સેટ પૂરો પડી શકશે, એ ગયા વખતની સૂચના જેમણે તેમણે આ વખતે પણ ધ્યાનમાં રાખવાની છે. મહાલ પુસ્તકાલય મંડળો, ફરતા પુસ્તકાલયની શાખામાંથી વડોદરેથી પેટીઓ મંગાવી વા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મળતી ફાળાની રકમમાંથી પુસ્તકો ભાડે વા વેચાતાં લઇ પોતપોતાના મહાલમાં જુથ મંડળ દ્વારા પુસ્તકો પહોંચાડવાની ને તેનો ઉપયોગ કરાવવાની તજવીજ વહેલામાં વહેલી તકે કરે, તોજ તેમની ફરજ અદા થએલી ગણાશે. હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબો આ પરીક્ષાનો ઉદ્દેશ વિચારે, એ માટે મુકરર થએલાં પુસ્તકો તરફ જરા દૃષ્ટિપાત કરે અને ધો. ૫ ને ૬ના વિદ્યાર્થીઓને આ પરીક્ષા આપવાની પ્રેરણા કરે તો હાઇસ્કૂલોના વિદ્યાર્થીઓનીજ સંખ્યા હજાર ઉપરાંતની પરીક્ષા માટે થઇ જાય.

પુસ્તકો માટે એક વખત જણાવ્યું છે અને ફરીથી પણ જણાવવામાં આવે છે કે આ પુસ્તકોના વાચનથી દરેકોઇ સ્ત્રીપુરૂષને દેશપરદેશના અનેક મહાપુરૂષોનાં ઉન્નત અને આદર્શ જીવનમાંથી પ્રેરણા મળશે ને પુરાણો અને નવલકથાઓમાં જે કંઇ સારૂં સારૂં વાંચીએ

છીએ તે કરતાં જરાય ન ઉતરે એવાં પરાક્રમો ને સત્કર્મો કરનાર આધુનિક સમયમાં પણ અનેક ત્યાગમૂર્તિઓ ને કર્મયોગીઓ પાક્યા છે અને આદર્શજીવન શું છે તેનો આબેહુબ ખ્યાલ આપી શક્યા છે એવી પ્રતીતિ થશે. એટલું જ નહિ, પણ જે જ્ઞાન, સંસ્કાર અને બોધ ધાર્મિક પુસ્તકોમાંથી જ મળે છે તે બધું અને તે કરતાં પણ કંઇક વિશેષ ઉમદા ચરિત્રનાં આ પુસ્તકોમાંથી મળી શકે છે અને શાળાઓમાં નૈતિક કેળવણી આપવાનો માર્ગ સરળ કરી આપે છે, એમાં જરાય શંકા નથી. માટે જુથ, મહાલ અને પ્રાંત મંડળોના સંચાલકો, પ્રાંત અને મહાલના શાળાધિકારીઓ, હાઈસ્કૂલોના હેડમાસ્તર સાહેબો અને સાચા જ્ઞાનના પ્રચારમાં શ્રદ્ધાવાળા સમાજસેવકોને આથી વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે શિષ્ટવાચનની આ ૧૩મી પરીક્ષાનો લાભ પોતપોતાના સંસર્ગમાં અને પરિચયમાં આવતાં સ્ત્રીપુરૂષો લે એ માટે પૂરેપૂરો સહકાર આપે.

# પુસ્તકોનાં નામ

**મહેસાણા અને અમરેલી પ્રાંત માટે કિશોર ચરિત્રમાળાના ભાગ ૧ થી ૬**

૧ ટૉમસ આલ્વા એડિસન.
૨ એન્ડ્રુ કાર્નેગી.
૩ બેન્જામીન ફ્રાંકલીન
૪ જેમ્સ ગાર્ફીલ્ડ.
૫ અબ્રાહમ લિંકન.
૬ જ્યૉર્જ વૉશિંગ્ટન.

**ફોરમના ભાગ ૧ થી ૫**

૧ સ્વામી રામતીર્થ; વિવેકાનંદ; રાનડે; કર્વે; ગો. મા. ત્રિપાઠી; વિદ્યાસાગર; નર્મદ; ગાંધીજી; પંડ્યા.

૨ સહજાનંદ; રામકૃષ્ણ; દયાનંદ; દેવેન્દ્રનાથ ટાગોર; કેશવચંદ્રસેન; નાગમહાશય.

૩ દેશબંધુ દાસ; લજપતરાય; તિલક; રાનડે; ગોખલે; ફીરોજશા; સુરેન્દ્રનાથ બેનરજી.

૪ ગાંધીજી; શ્રી અરવિંદ ઘોષ; ટાગોર; બોઝ; પી. સી. રૉય; સી. વી. રામન; રાજારામ મોહન; બંકિમ; પં. વિષ્ણુ દિગંબર.

૫ એની બેસન્ટ; નિવેદિતા; રમાબાઇ રાનડે; શારદામણિ; બ્રહ્મચારિણી; ભગવતી દેવી; અઘોરકામિની; ડૉ. આનંદીબાઇ જોશી; જમનાબાઇ સકકઇ.

**વડોદરા ને નવસારી પ્રાંત માટે કિશોર ચરિત્રમાળાના ભાગ ૭ થી ૧૨**

૭ હેનરી ફોસેટ.
૮ બુકર ટી. વૉશિંગ્ટન.
૯ કાઉન્ટ લીઓ ટૉલ્સ્ટૉય.
૧૦ ગેરી બલ્ડી.
૧૧ વિલિયમ ટેલ.
૧૨ હેનરી ફૉર્ડ.

**ફોરમના ભાગ ૬ થી ૯**

૬ દુર્ગારામ મહેતાજી; કરસનદાસ મૂળજી; ગગા ઓઝા; દલપતરામ–ફાર્બસ; પં. ભગવાનલાલ ઇંદ્રજી; નવલરામ; બહેરામજી મલબારી; નારાયણ હેમચંદ્ર; જયકૃષ્ણભાઇ; ત્રિ. કે. ગર્જર; દી. બ. અંબાલાલ દેસાઇ.

૭ જમશેદજી જીજીભાઇ; રણછોડભાઇ રેંટીવાવાળા; જાવજી દાદાજી; ઝંડુભટ્ટ; ટાટા; પ્રેમચંદ રાયચંદ; ઇ. સૂ. દેસાઇ.

૮ શ્રી સયાજીરાવ; ગોપાલદાસ; લાખાજી રાજ; કલાપી.

૯ સાધુ હીરાનંદ; દા. મહેન્દ્રલાલ સરકાર; શ્રી નિવાસ રામાનુજન; મોતીલાલ ઘોષ; પં. ગણેશશંકર વિદ્યાર્થી; મેજરબસુ; આશુતોષ મુકરજી.

મુ. પેશાવર,
તા. ૩–૬–૩૭.

મોતીભાઈ ન. અમીન.

# નવીન ફાલ

| અ. નં. | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | ફોરમ લહરી ૧૦મી | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય સુ. | ૦– ૨–૬ | 'સમાજસેવકો' |
| ૨ | બાળ જોડકણાં | ગિજુભાઇ | શ્રી દ. મૂ. પ્ર. મંદિર, ભાવનગર | ૦– ૫–૦ | દ. મૂ. બા. સા. વાટિકા પુ. ૨૧ |
| ૩ | પરીની વીંટી | ચંદ્રશંકર ભટ્ટ | ,, | ૦– ૫–૦ | ,, પુ. ૨૩ |
| ૪ | વિજ્ઞાનના દૃષ્ટાંઓ ભા. ૧ | શ્રી મોંઘીબેન (ભાષાંતર) | ,, | ૦– ૫–૦ | ,, પુ. ૨૦ |
| ૫ | વિજ્ઞાનની રમતો | ,, | ,, | ૦– ૫–૦ | ,, પુ. ૨૨ |
| ૬ | પંજાબીને સ્મરણાંજલિ | શંકરલાલ દ્વા. પરીખ (સંપાદક) | નવજીવન કાર્યાલય અમદાવાદ (પ્રાપ્તિ સ્થાન) | ૦– ૮–૦ | |
| ૭ | ચાંદની | મોંઘીબેન | ગુ. બ. ૨. કાર્યા૦ અમદાવાદ | ૦– ૪–૦ | ગુ. બા. ગ્રં. શ્રેણિ ૩ પુ. ૧ |
| ૮ | કોયડા સંગ્રહ ભાગ ૧લો | ધી. ટો. શાહ (સંપાદક) | જ્યોતિ કાર્યાલય, અમદાવાદ | ૦– ૮–૦ | કુમાર ગ્રંથમાળા પુ. ૧લું |
| ૯ | તપવિચાર | ,, | ,, | ૦– ૪–૦ | જ્યોતિગ્રં.મા.પુ.૭ |
| ૧૦ | સ્ત્રીરોગચિકિત્સા | વૈદરાજ અમૃતલાલ પ્રા. પટ્ટણી | વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, અમદાવાદ | ૧– ૮–૦ | "વૈદ્યકલ્પતરૂ"ની ૪૨મા વર્ષની ભેટ |
| ૧૧ | જવાબ આપો | ચંદ્રભાઇ કા. ભટ્ટ | સોનુબેન શાહ અભયનિવાસ, એલિસબ્રીજ, અમદાવાદ | ૦– ૦–૬ | |
| ૧૨ | શ્રાવણી મેળો | ઉમાશંકર જોષી | વોરા એન્ડ કું. પબ્લીશર્સ લી., મુંબ. | ૧– ૮–૦ | |
| ૧૩ | ગિરિરાજ આબુ | શંકરલાલ દ્વા. પરીખ | પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ | ૦– ૮–૦ | પ્રસ્થાનની ગ્રં. મા. ન ૭ પુ ૩ |
| ૧૪ | ટ્રેજડી | ચંદ્રવદન મહેતા | 'નવી દુનિયા' કાર્યા. અમદાવાદ | ૦– ૬–૦ | સાહિત્યવિચારીઓ ગ્રં. મા. ન.૨ પુ.૨ |
| ૧૫ | ભરમાંગના | ગુણવંતરાય પો. આચાર્ય | નવયુગ પુ. ભંડાર, રાજકોટ | ૧) કા. પુ. ૧૫ પા. પુ. | લીલાવતી ગ્રં. મા. ન. ૬ પુ. ૬ |
| ૧૬ | એ પત્ની કોની ? | ચંદ્રેશ ભ. શુક્લ | અંજલિ ગ્રંથમાળા ગાંધી માર્કેટ, અમદાવાદ | ૨૫ કા. પુ. ૨) પા. પુ. | |
| ૧૭ | રાસરંજના | જ. મો. રાવળ તથા વા. હ. શાહ | નવચેતન સાહિત્ય મંદિર અમદાવાદ | ૧) ક. પુ. ૧૫ પા. પુ. | |
| ૧૮ | વસુંધરાનાં વહાલાં દવલાં | ઝવેરચંદ મેઘાણી | 'ફુલછાબ' કાર્યા. રાણપુર | ૧– ૮–૦ | ફુલછાબનું ભેટ પુસ્તક |




૧. સિલ્કની મુલાકાત :–લેખક, તારાચંદ્ર પોપટલાલ અડાલજા; પ્રકાશક, અંબાલાલ વિ. ઠક્કર, લુહાણા પ્રિ. પ્રેસ વડોદરા; ૧૯૩૪; ૧૬ પેજી પૃ: ૧૧૫; પુઠું કાર્ડબોર્ડ પટ્ટીનું; કિં. ૦–૬–૦.

શ્રી સયાજી બાલ જ્ઞાનમાળાના આ ૧૨૧મા પુષ્પમાં કપાસ બલ્કે રૂના ઉપયોગ ને ઉદ્યોગની માહિતી આપી એ ઉદ્યોગમાં વપરાતાં અસલનાં દેશી સાધનો કેવાં હતાં અને કાળક્રમે તેમાં સુધારો થઇ યાંત્રિક સાધનો વડે ચાલતી મીલોમાં હાલ પીંજવા કાંતવાથી માંડી વણવા સુધીની બધી ક્રિયાઓ કેમ થાય છે તેની વિવિધ ક્રિયાઓ સમજવાનું સુલભ બને છે. પ્રકાશન બેશક ઉપયોગી છે.

૨. સિદ્ધપુર:–લેખક, ચીમનલાલ મગનલાલ ડૉક્ટર; પ્રકાશક, આર્ય સુધારક પ્રેસ, વડોદરા; ૧૯૩૫; ૧૬ પેજી પૃષ; ૬૬; પુઠું કાર્ડ બોર્ડ પટ્ટીનું; કિં. ૦–૬–૦ સચિત્ર ચિત્ર સંખ્યા ૪.

આ પુસ્તક શ્રી સયાજી બાલજ્ઞાનમાળાનું ૧૨૬મું પુષ્પ હોઇ તેમાં વડોદરા રાજ્યના સુપ્રસિદ્ધ સિદ્ધપુર કસ્બાની પ્રાચીન અર્વાચીન ઐતિહાસિક માહિતી ઉપરાંત પૌરાણિક આખ્યાયિકાઓ ને દંતકથાઓ બાલસુલભ ભાષા શૈલીમાં આપવામાં આવી છે, જે વાંચતાં નાનાં તેમજ મોટાં વાચકોને જરૂર આનંદ પડશે.

૩. મોઢેરા:–લેખક, મણિલાલ મૂલચંદ મીસ્ત્રી; પ્રકાશક, સાલ, પુઠું, કિંમત ઉપર પ્રમાણે; પૃ; ૯૮; સચિત્ર ચિત્ર સંખ્યા ૮.

ઉત્તર ગુજરાતમાં પાટણથી ૧૨ ગાઉ અને બહુચરાજી તથા ચાણસ્માથી ૬ ગાઉને અંતરે આવેલું ગાયકવાડી હકુમતનું ગામ મોઢેરા પ્રાચીન ગુજરાતનું અગ્રગણ્ય નગર હતું. મોઢ બ્રાહ્મણ, મોઢ વાણિયા, અને મોઢ ઘાંચી જ્ઞાતિઓનું ઉત્પત્તિસ્થાન પણ એજ. પાટણ, ચાંપાનેર ઇત્યાદિ પ્રાચીન ગુજરાતની અન્ય નગરીઓ માફક ઇસુની ૧૩મી સદી સુધી જાહોજલાલી ભોગવતી એ મોઢેરા નગરી પણ આજે તો ધરાશાયી બની નામશેષ થઇ છે. તથાપિ એના ખંડેરો પર કાળના ઝપાટા ખમતાં ઉભા રહેલાં એનાં સૂર્યમંદિર ને સૂર્યકુંડ વગેરેના અવશેષો ગુજરાતી બલ્કે હિંદી સ્થાપત્ય કળાના ઉત્તમ નમૂના હોઇ ઇતિહાસપ્રેમીઓ ને કલારસિકો તે જોવા, અને ધર્મશ્રદ્ધાળુઓ યાત્રા નિમિત્તે હજારોની સંખ્યામાં આજે પણ દર વર્ષે એ ખંડેરો ખુંદે છે. એટલે શ્રીસયાજી બાલજ્ઞાન માળાના આ ૧૨૮મા પુષ્પમાં સંગ્રહાયલી એ પ્રાચીન સ્થળ

વિષેની ઐતિહાસિક પૌરાણિક વગેરે ઉપલબ્ધ માહિતી પ્રવાસીઓ ને યાત્રાળુઓ માટે તો ખાસ આવકારપાત્ર લેખાશે. ભાષા સહેલી સરળ ને સુગમ હોવાથી વિદ્યાર્થી વર્ગ પણ આ પુસ્તિકાના વાચનથી ઇતિહાસ ભૂગોળના પોતાના જ્ઞાનમાં આનંદ સાથે વધારો કરી શકશે.

શ્રી સયાજી બાલજ્ઞાનમાળાનાં ઉપરનાં ત્રણે પ્રકાશનો સરસ હોઇ શાળા તેમજ સાર્વજનિક પુસ્તકાલયોએ સગવડે જરૂર વસાવી લેવાજેવાં છે.

૪. **બહોર પટેલની પાંચમી વાતો** :—લેખક, શ્રી હરિપ્રસાદ વ્યાસ; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૭; આઠ પેજી પૃ. ૨૬; પુઠું કાગળનું; કિંમત ૦-૫-૦.

'ગાંડીવ'નાં પૃષ્ઠોમાં રસથી વંચાતી વાર્તાતંતુનો આ ૫ મો હપ્તો પુસ્તક રૂપે બહાર પડ્યો છે. એમાં શરત લગાવવાની કટેવ કેવી ખરાબ છે, ઘરનો જુનો માલસામાન વેચી યા કાઢી નાખતી વખતે કેવી સાવચેતી રાખવી જોઇએ, તથા જુના નોકર ગુમાસ્તાને લોભ યા બીજા કારણે કાઢી મુકવાથી ધીકતો ધંધો કેવો જોખમાય છે એનો બોધ આપતાં પ્રસંગો રસમય શૈલીમાં ગુંથાયા છે. તે વાંચતાં બાળકો તેમ મોટાઓને પણ આનંદ પડ્યા વગર નહિ રહે.

૫. **હુન્નરિકા** :—લેખક, બાબુલાલ પાનાચંદ શાહ નડોદકર; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૬; ૧૬ પેજી પૃ. ૫૨; કાચું પુઠું; કિં. ૦-૪-૦.

જાંબુડીઆ અને કાળી શાહી, તથા લીલો, પીળો, બદામી વગેરે જુદા જુદા રંગો સુલભ દેશી સાધનોમાંથી ગામડાં ગામમાં પણ કેવી રીતે બનાવી શકાય તે, તથા ખીચડીની દવા અને બામ બનાવવાનો હુન્નર આ નાનકડું પુસ્તક વાંચવાથી જાણી શકાશે. લખાવટ બાલસુલભ વાર્તા શૈલીમાં હોવાથી નાનાંમોટાં તેમ થોડું ભણેલાંઓને પણ આ પુસ્તક ઉપયોગી થઇ પડે તેમ છે; એટલે પુસ્તકાલયોમાં તેમ ગૃહોમાં પણ વસાવવાની ભલામણ છે. આ જાતનાં વધુ પ્રકાશનો ગુજરાતીમાં બહાર પડે એમ ઇચ્છીએ.

૬. **સંતાકુકડી** :—પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૬; પૃ. ૪૦; કાચું પુઠું; કિં. ૦-૪-૦.

'ગાંડીવ'નાં પૃષ્ઠોમાં વખતોવખત આવતી વિવિધ અક્કલકસોટીઓ આમ પુસ્તક રૂપે બહાર પાડવામાં આવે એ બેશક આવકારપાત્ર છે. એથી બાળકોને તેમ મોટાંઓને, ફુરસદના વખતમાં પોતાની નિરીક્ષણ શક્તિ ખીલવવાનું તથા અક્કલ કસવાનું સાધન સુલભ બને છે. આ સંગ્રહમાં એવી ૩૬ અક્કલકસોટીઓ છે. કેટલીક અધરીના ખુલાસા છેવટનાં ૨ પૃષ્ઠોમાં અપાયા છે.

૭. **કલ્પવૃક્ષ** :—લેખક, ઉમિયાશંકર જી. ઠાકર; પ્રકાશક, ગીતામંજરી ગ્રંથાવલિ, કાર્યાલય, ઘોરીફળીયું આણંદ; ૧૯૩૬; ૧૬ પેજી પૃ. ૧૨૨; કાચું પુઠું; સચિત્ર; કિં. કાચું પુઠું, ૧-૦-૦, પાકું રૂ. ૧-૪-૦.

આ પુસ્તકમાં ગુજરાતી મૂળાક્ષરોના ક્રમે વાર્તા શૈલીનાં એકંદર ૩૫ લખાણો છે, અને તેની ખાસ ખૂબી એ છે કે પ્રત્યેક લખાણનો પ્રત્યેક શબ્દ, આરંભથી તે અંત સુધી,

જે તે મૂળાક્ષરથી જ શરૂ થાય છે. જાહેરમાં આવેલો આવો પ્રયત્ન આ લેખકનો જ પ્રથમ હોય એમ લાગે છે, અને તે લેખકની ખંત, ધીરજ ને ધગશની પ્રતીતિ કરાવે છે. લખાણુ દરમ્યાન અમુક મૂળાક્ષરને જ ચીવટાઇથી વળગી રહેવાનું હોવાથી શૈલી કૃત્રિમ બની છે અને કેટલાક વણવપરાતા તથા સંસ્કૃત અને ફારસી અઘરા શબ્દોનો પ્રયોગ પણ લેખકને કરવો પડ્યો છે. તથાપિ એવા અઘરા શબ્દોના અર્થ જે તે લખાણના આરંભમાંજ આપી દેવાયલા હોવાથી લખાણનો ભાવાર્થ સમજવાનું સુગમ બને છે. કૃત્રિમ શૈલીવાળાં આવાં લખાણુ લોકાદર કેવો ને કેટલો પામશે એ તો અનુભવે સમજાય. તથાપિ પુસ્તક ગુજરાતી ભાષાનું અનોખું પ્રકાશન હોઇ, પ્રસ્તાવનાલેખક સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇના કથન મુજબ, 'બાળકો અગર કિશોરો માટે શબ્દભંડોળ વધારવાનું સરસ સાધન છેઃ' એટલે સાધન-સંપન્ન પુસ્તકાલયોએ નમૂના દાખલ પણ સંઘરવાજોગ ખરૂં.

૮. **ઢોરનો વૈદ્ય ભા. ૧-૨**:—લેખક, મુ. જે. પટાણુ વેટરનરી સર્જન, બારડોલી; પ્રકાશક, એ. એ. શેખ, કેરુબે સૉ મીલ, ખંભાત; ૧૯૩૫; ૧૬ પેજી પૃઃ ૧૫૬; પાકું પુઠું; કિં. ૧-૦-૦.

નામ પરથી સૂચિત થાય છે તેમ ખેડુતનું જીવનસર્વસ્વ જે ઢોર, તેના વિવિધ રોગો, તેનાં ચિહ્નો અને ઉપચારો વગેરેની માહિતીથી ભરપૂર આ પુસ્તક ખેડુતોને ખૂબ ઉપયોગી છે. બીજા ભાગમાં ઘોડા સંબંધી વિવિધ ઉપયોગી માહિતી અપાઇ હોઇ તે ઘોડાના માલીકોને માર્ગદર્શક નીવડશે. ખેડુતવર્ગને ઉપયોગી આ કિંમતી પ્રકાશન નાનાં મોટાં બધાં પુસ્તકાલયો સવડે જરૂર વસાવી લે.

૯. **દંત દર્પણ**:—લેખક, ડૉ. કેખશરૂ દોરાબજી જીલા, ડેન્ટલ સ્પેશ્યાલિસ્ટ નવસારી; પ્રકાશક, મેસર્સ જીલા બ્રધર્સ, નવસારી; ૧૯૩૬; ૧૬ પેજી પૃઃ ૯૬; કાચું પુઠું; કિં. છાપી નથી.

દાંતના વ્યાધિ આજકાલ ખૂબ વધ્યા છે. એવે વખતે દાંતની સંભાળ કેમ રાખવી, દાંત શાથી બગડે છે, પાયોરીઆ એ શું ? વગેરે ઉપયોગી માહિતી પૂરી પાડતું ડૉ. જીલા દંત સાહિત્ય માળાનું આ ૨૦ મું પ્રકાશન અપનાવવાથી પુસ્તકાલયના વૈદક વિભાગમાં પ્રચ્છવાયોગ્ય ઉમેરો થયો ગણાશે.

૧૦. **વહેમી**:—લેખક, સ્વ૦ વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી; પ્રકાશક, જય-મનગૌરી વ્યો. પાઠકજી, ખપાટીયા ચકલા, સુરત; ૧૯૩૭; ૧૬ પેજી પૃઃ ૮૦; કાચું પુઠું; કિં. ૦-૮-૦.

આ પુસ્તક નાટ્ય વિષયનું હોઇ તેમાં ઘરડો પુરૂષ જુવાન બૈરી કરે ને તેમાં જો પુરૂષ વહેમી સ્વભાવનો હોય તો બિચારી બૈરીનું જીવન કેવું દુર્દશામય બને છે અને ફાવે તેવો જાપતો રાખ્યા છતાં "રહે તો આપસે ને જાય તો સગા બાપસે" એ મશહૂર કહેવત અંતે કેવી સાચી પડે છે તે ભગવાનજી, વહાલો ને નંદાનાં મુખ્ય પાત્રો દ્વારા દેખાડી આપ્યું

છે. પરિચય-લેખક દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી કહે છે તેમ " આ નાટક લખાયું હશે કોઈ મોજ યા આનંદતા સમયમાં—હળવું સાહિત્ય સર્જવાના તરંગમાં—એટલે સ્વરૂપ અપાયું છે હાસ્યરસ ટપકતા કિસ્સાનું, છતાં આદર્શ ગંભીર છે, હિંદુ સંસારે એમાંથી લેવાનો ધડો કિંમતી છે, હસીને કાઢી નાખવા જેવો નથી." સ્વ૦ લેખકની આ અવસાનોત્તર પ્રસાદી આમ જનતાને ચખાડવાનું પુસ્તકાલયો રખે ચૂકે!

૧૧. **મુસ્લિમ સમયનું સ્પેન અને બીજા નિબંધો**:—અનુવાદક-પ્રકાશક, ઇમામુદ્દીન એસ. દરગાહવાલા, દરગાહ શરીફ નવસારી; ૧૯૩૭; ૧૬ પેજી પૃ: ૮૦; કાચું પૂઠું; કિં. ૦-૮-૦.

એક સમય એવો હતો કે જ્યારે ઇસ્લામી સંસ્કૃતિ ને વિજયપતાકા આજની ખ્રીસ્તી સંસ્કૃતિ ને પતાકા માફક પૃથ્વીના એકે એક ખંડમાં ફરી વળી હતી. આફ્રિકા પછી યૂરોપને પણ પાદાક્રાન્ત કરી આરબ વિજેતાઓએ સ્પેનનો મૂલક સર કર્યો એ સમયે યૂરોપમાં આજની ખ્રીસ્તી સંસ્કૃતિ કે વિદ્યાકળા જેવું ખાસ કંઇ જ નહોતું. સ્પેનમાં પગભર થયેલી ઇસ્લામી સંસ્કૃતિ દ્વારા જ યૂરોપને સંસ્કૃતિ ને વિદ્યા હુન્નર સાંપડયાં છે એમ કહેવાનાંય ખોટું નથી. મુસ્લિમ સંસ્કૃતિનો યૂરોપને કેવો ને કેટલો લાભ મળ્યો, ઇસ્લામી સત્તા તળે સ્પેનની જાહોજલાલી કેવી હતી, તથા યૂરોપીય સંગીતકળા, સાહિત્ય, વિજ્ઞાન અને વૈદ્યમાં ઇસ્લામીઓએ કેવો ને કેટલો ફાળો આપ્યો છે તેનો સરસ ખ્યાલ આ પુસ્તકના વાચનથી મળી શકે તેમ છે. પુસ્તક **"અબાઝને સલીલો હિલાલ"** નામના ઉર્દુ પુસ્તકનો અનુવાદ હોઇ ઇતિહાસરસિકો માટે વાંચવા ને વસાવવા જેવું છે.

**ના. નં. ચોકસી.**

## સ્વીકાર

નીચેનું સાહિત્ય મળ્યું છે: પરિચય હવે પછી:—

(૧) નવસારી પ્રાં. ૩જી પુ. પરિષદ ઓરણાનો રિપોર્ટ (૨) મહેળાવ કસ્બા પુ. નો વાર્ષિક રિપોર્ટ (૩) નૂતન ગ્રામવિદ્યાલય ગંભીરાનું નિવેદન ૧૯૯૨-૯૩ નું (૪) બાલસખા ( બાળકોનું માસિક ) વ. ૧. અંક ૧. તંત્રી, હિંમતલાલ ચુનીલાલ શાહ, ૧૦૮૨ લાલાભાઇની પોળ માંડવીની પોળ અમદાવાદ; વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩); પરદેશ ૬ શિલિંગ; (૫) જ્યોતિર્ધર ( પખવાડિક ): તંત્રીઓ, ગટુલાલ ગો. ધ્રુવ અને પ્રાણલાલ કીરપારામ દેસાઇ: વા. લવાજમ ટ. ખ. સાથે રૂ. ૨).



## વડોદરા રાજ્ય

**હાજર થયા છે:**—પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક રા. રા. રાંગ્રેકર સાહેબ, તબિયત–નાદુરસ્તીના કારણે ગત માર્ચ માસથી રજા પર ઉતરેલા, તે ચાલુ માસની ૧૧મી તારીખે હાજર થઇ ગયા છે.

**નમૂનેદાર ગ્રામ પુસ્તકાલય:**—અવેજી મદદનીશ વ્યવસ્થાપક રાજેશ્રી દિવાનજી સાહેબે અમરેલી પ્રાંતની પોતાની ફેરણી દરમ્યાન તા. ૧૧–૫–૩૭ ના રોજ ચલાલા પુસ્તકાલયની ભેટ લઇ વિઝિટ બુકમાં નીચે પ્રમાણે શેરો કર્યો છે :—

" × × રાજ્યમાં નમુનેદાર ગ્રામ પુસ્તકાલય બધી બાબતમાં આજ પુસ્તકાલય થઇ શકે એમ છે. વ્યવસ્થા, સફાઇ, કામ કરવાનો ઉત્સાહ તથા ખંત, પ્રજા ને રાજ્ય વચ્ચે સહકાર, પટેલ તલાટી તથા ગામ નેતાઓ વચ્ચે એકતા, અને ગામલોકોને નાગરિકોના હકક તથા કર્તવ્યનું બરાબર ભાન કરાવવાનું માન આ પુસ્તકાલયના પ્રાણરૂપ પુસ્તકાલયના સંચાલકો તથા અત્રેના સેવા મંડળના યુવાન સભ્યોને ઘટે છે. રા. દેવચંદભાઇ તથા રા. મૂળશંકરભાઇ જેવા અનુભવી અને ઠરેલ વિદ્વાનોના નેતૃત્વ નીચે રા. કાનજીભાઇ તથા તેમના યુવાન મિત્રો બહુ સુંદર કાર્ય કરી રહ્યા છે. બાલ પુસ્તકાલયની સ્વતંત્ર યોજના છે; એટલુંજ નહિ પરંતુ તે પણ વ્યવસ્થિત અને ચેતનવંતું છે. સ્ત્રીઓ માટે દર રવિવારે ગોઠવણ છે. યુવતીઓ આનો પૂરેપૂરો લાભ લે છે એ આનંદની વાત છે. ગામમાં ઐકયતાજ જણાય છે, બેસુરો અવાજ છે જ નહિ. આખા ગામની કોઇપણ જાતની માહિતી પુસ્તકાલયમાં બોર્ડ પર લટકાવેલી જ્યારે જોઇએ ત્યારે મળી શકે છે. એકંદર રીતે પુસ્તકાલય એ પ્રજાની પ્રગતિનું કેન્દ્ર હોવું જોઇએ તેમજ પુસ્તકાલય એ પ્રજાનું વિશ્વવિદ્યાલય છે એ સત્ય, ચલાલામાં પ્રત્યક્ષ થઇ શકે છે. સેવાભાવનો મૂળ પાયો રોપનાર સ્વ. હરગોવિંદભાઇ સ્વામીજીએ સેવાનાં ઉંડાં મૂળ પોતાના અનુયાયીઓમાં રોપ્યાં છે. તેનું સુંદર વૃક્ષ ફુલી ફાલીને પથરાઇ રહેલું આપણે દેખી શકીએ છીએ. રાજ્યના દરેક ગ્રામ પુસ્તકાલય અને કેટલાંક કસ્બા પુસ્તકાલયોએ આ આદર્શ ગ્રામ પુસ્તકાલયને પગલે ચાલવાની જરૂર છે. દરેક પ્રવૃત્તિની પ્રગતિનું મૂળ સંપમાં છે, એ કોઇએ ભૂલવું જોઇએ નહિ, અને તેથી સમય વર્તી શાંતપણે અને સંયમથી દરેક કાર્યકર્તાએ ધ્યેય સાધવા તત્પર રહેવું જોઇએ. માત્ર પોતાનું સંભાળી બેસી નહિ રહેતાં પોતાની આસપાસનાં પુસ્તકાલયો તથા ગામોને પોતાનો મંત્ર પઢાવવો જોઇએ, એમ હું સૂચન કરું છું."

## પત્રો શરૂ થયાની માહીતી

# યાદી નં. ૬

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત મદદ મળવાની પાવતીઓ તા. ૩૧-૫-૩૭ સુધીમાં આવી ગયેલી એટલે તેમનાં પત્રો ૧લી જુન ૧૯૩૭ થી શરૂ કરાવવા વ્યવસ્થા થઈ છે:—

કુલ ૩૪

| | | | |
|---|---|---|---|
| **પેટલાદ મહાલ** | **સંખેડા મહાલ** | વીસલવાસણા | લીમ્બોદરા |
| અમાસ | પરવટા | મીઠીવાવડી | **વ્યારા મહાલ** |
| ઠાસી | પીઠા | ઉંર | બોરખડી |
| ભાલેલ | **કલોલ મહાલ** | **ચાણસ્મા મહાલ** | વડકુઇ |
| મેઘલપુર | ભાદોલ | અંબાલા | **દામનગર મહાલ** |
| **વડોદરા મહાલ** | **વિજાપુર મહાલ** | **કામરેજ મહાલ** | ધામેલ |
| મેમાકુઇ | દેલવાડા | કઠોદરા | **કોડીનાર મહાલ** |
| **પાદરા મહાલ** | **વિસનગર મહાલ** | ભાદા | પાંચપીપળવા |
| મહારી | મહેશપુરા | **મહુવા મહાલ** | માલગામ |
| **ડભોઇ મહાલ** | **મહેસાણા મહાલ** | કુરેલ | **દામનગર મહાલ** |
| કુકડ | ખારા | ઝેરવાવરા | ખીજડીઆ |
| **સાવલી મહાલ** | **પાટણ મહાલ** | વડીઆ | |
| મેરાકુવા | કીણુવા | **માંગરોળ મહાલ** | |
| માધવપુરા | કોસા | દીહોદ | |

આ યાદી સાથે કુલ ૧૦૪૩

પુસ્તક ૧૧ મું.
અંક : ૭મો

જુલાઈ
૧૯૩૭



# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૨-૮-
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક
ભાઇલાલભાઇ ખુશાલભાઇ
પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.



# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| અધિકાર પ્રમાણે વાચન ... | મ. ન. દ્વિવેદી ... | ૪૪૭ |
| શું થયું ? ( કાવ્ય ) ... | જગજીવન ગો. આચાર્ય ... | ૪૪૮ |
| આપણું સાહિત્ય કેવું હોવું જોઈએ ? ... | છોટુભાઈ ભીખાભાઈ દેસાઈ | ૪૪૯ |
| પુસ્તકાલય પ્રવૃત્તિ ... | નરમેરામ ભીમજી ત્રિવેદી ... | ૪૫૫ |
| ગાન રશ્મિઓ ( કાવ્ય ) ... | હરિકૃષ્ણ વેણીરામ વ્યાસ ... | ૪૬૨ |
| પુસ્તક પૂજા ( રાસ ) ... | પુષ્પાબેન રે. પંડ્યા ... | ૪૬૨ |
| જ્ઞાનમંદિરનું ગૌરવ ... | ધીમંતલાલ ટી. ઠાકર ... | ૪૬૩ |
| જ્ઞાનતૃષા ( કાવ્ય ) ... | 'મંગલમ્' ... | ૪૬૮ |
| જડેલું જવાહિર... | કાલિદાસ દેવશંકર વણકર... | ૪૬૯ |
| થોડુંક જાણવા જેવું ... | ડૉ. મા. કામદાર ... | ૪૭૦ |
| વાચન તરંગ ... | ધીમંતલાલ ટી. ઠાકર; ચંદુભાઈ લ. બારોટ ... | ૪૭૨ |
| પુસ્તક પરિચય ... | ના. ચં. દીવાનજી; 'રસિક,' ના. નં. ચોકસી | ૪૭૪ |
| નવીન ફાલ ... | ... | ૪૮૬ |
| પુસ્તકાલયોની તપાસણી ... | ... | ૪૮૭ |
| પત્રો શરૂ થયાની માહિતી : યાદી નં. ૭ ... | ... | ૪૮૭ |
| પુસ્તકાલય નોંધ ... | ... | ૪૮૮ |
| પત્ર વ્યવહાર દ્વારા પુ. શિક્ષણ આપવા સૂચના નં. ૪ ... | ... | ૪૯૩ |
| માસિકો મળ્યા તારીખ ... | ... | ૪૯૪ |
| શું વાંચશો ? ... | ... | ૪૯૫ |
| પુ. સ. સ. મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો ... | ... | ૪૯૬ |
| સેં. લા. ખાતાની સૂચનાઓ ... | ... | ૧૪ |


૧૧૦૦-૭-૩૭.




પુસ્તક ૧૨ મું જુલાઈ અંક ૭ મો

# અધિકાર પ્રમાણે વાચન

જેમ એક જ ગામ જવાના બે માર્ગ પણ હોય છે, તેમ પ્રત્યેક વાત સમજવાના અનેક માર્ગ પણ હોય છે. માણસની બુદ્ધિ બધે એક જ સરખી હોતી નથી. જેમ અન્ન પચવામાં એક ઘરનાં બે ચાર માણસને પણ એક જ જાતનો આહાર પચતો નથી, તેમ જગતનાં જુદાં જુદાં સ્ત્રીપુરુષની જુદી જુદી શક્તિવાળી બુદ્ધિઓને એક જ સરખું જ્ઞાન પચતું નથી. જેને જેવું ઘટે તેવું આપીએ તો જ તે વાત તેને ગળે ઉતરે છે. ગળે ઉતરે છે એટલું જ નહિ, પણ તેથી વધારે આપતાં તેને અશ્રદ્ધા થાય છે, કે શ્રદ્ધા થાય તોપણ ક્વચિત્ તેનો ઉપયોગ કરી પોતાને ને બીજાંને હાનિ કરે છે. આંધળા આગળ આરસી નકામી છે અથવા જેની નબળી આંખો છે તેને તેના તેજથી તમ્મર ચડે છે, તેમ જેની બુદ્ધિ રૂપી આંખો હજી ઉઘડી જ હોય તેની આગળ, કે થોડી થોડી ઉઘડી તેજ ખમવાને સમર્થ ન હોય તેની આગળ; ચોખ્ખે ચોખ્ખા જ્ઞાનની ઝળઝળતી આરસી ધરાતી નથી........જેને જેવું ઘટે તેવું તેને આપવું, ને તે રીતે તેને ધીમે ધીમે સમજાવવું એ જ ઉત્તમ માર્ગ છે. એમ જે કરવું તેને જ અધિકાર પ્રમાણે ઉપદેશ કરવો એમ કહે છે.

મ. ન. દ્વિવેદી.

# શું થયું ?

[ લેખકઃ—જગજીવન ગો. આચાર્ય, કહોડા તા. સિદ્ધપુર ]

પુસ્તક વિવિધ વાંચ્યા તમે, આ દેશ ને પરદેશનાં;
જો સાર વસ્તુ ના, ગ્રહી, વાચન કીધું તો શું થયું ?
નૉવેલ કે નાટક તણી, વાંચી કથાઓ રસભરી;
વ્યવહારબુદ્ધિ ના સુઝી, તો નયન તાણ્યે શું થયું ?
અવર જનની સભ્યતા, સૌજન્યતા જ વખાણતા;
નિજ તોછડાઈ ના મટી, કીધી લવાદી શું થયું ?
કર્તવ્ય પ્રેમી પાત્રની, કીધી પ્રસંશા કંઠથી;
નફ્ટ થયા નિજ ફર્જમાં, મિથ્યા બકયાથી શું થયું ?
સહકાર સ્વાશ્રય સંપના, સિદ્ધાન્ત વાંચ્યા વ્હાલથી;
ગાંઠે કશું બાંધ્યું નહિ, ભારે મર્યાથી શું થયું ?
ઇતિહાસમાં વાંચ્યું ખરૂં 'અભિમાન પડતી મૂળ છે';
પણ એ મગજમાં મ્હાલતું, ઇતિહાસ ફાડયે શું થયું ?
વિજ્ઞાન ને સાહિત્ય જોઇ, ભાઇ ભૂગોળે ભમ્યા;
દૃષ્ટિ ન બદલાઈ જરી, ખૂંદી વળ્યાથી શું થયું ?
ગ્રંથ ગુરૂઓ થઇ તમોને, શુભ શિખામણ દઈ રહ્યા;
પણ કાઢયું આડે કાન તો, ધાકો પડાવ્યે શું થયું ?
ઠીક પોઝીશનને દાખવી, પુસ્તક ઉંચાં ઇસ્યુ કીધાં;
વાંચ્યા વગર પાછાં દીધાં, તો પોઝીશનથી શું થયું ?
છાપાં અમો ઘર મોકલો, મદદ નહિ દઇએ અમે;
કારણ અમે નેતા છીએ, નેતૃત્વ રાખ્યે શું થયું ?
શિક્ષિત અમે કહેવાઇએ, એકી વખત જ્ઞાની થયા;
પુસ્તક નહિ જોઇએ હવે, શિક્ષિત થયા તો શું થયું ?
જ્ઞાન સમ આ જગતમાં, પવિત્ર નહિ બીજું કશું;
એ જો ન લાધ્યું તો પછી, જીવતર જીવ્યાથી શું થયું ?

* * *

અરે ! જો પુસ્તકો વાંચો, વિચારો ખંતથી ત્હેને
ન જો આચાર સુધારો, નકામું તેલ બાળ્યે શું ?
પુસ્તકો વાંચી વિવેકે અજબ શક્તિ મેળવો;
શક્તિ સુમાર્ગે વાળતાં એ વાંચવું સાર્થક થયું.
વાચન સુવાચન વાતમાં, લખાણ લાંબું છે થયું;
પણ સાર જો સમજાય તો, લાંબું થવાથી શું થયું ?

# આપણું સાહિત્ય કેવું હોવું જોઇએ?*

[ લેખકઃ—છોટુભાઈ ઝીણાભાઈ દેસાઇ પલસાણા ]

'સાદી ભાષા સાદી કડી સાદી વાત વિવેક
સાદામાં સાદું કથે કોઇ કવીજન એક.
—દલપતરામ

**સારાં** પુસ્તકો એટલે સારા બુદ્ધિમાન થઇ ગયેલા અને હયાત વ્યક્તિઓના વિચારસંગ્રહ યાને જુદા જુદા વિચારોનું પ્રદર્શન. જુના જમાનામાં આપણી પાસે છાપવાની કળા ન હોવાથી આપણા ઋષિમુનિઓ તાડપત્ર ઉપર સારા લહીઆઓ પાસે પોતાના વિચારોના સંગ્રહ કરી લખાવતા અને તેમાં વખતનો ઘણો વ્યય થતો હોવાથી પઠન પાઠનના ધોરણે એ ગ્રંથો શીખવવામાં આવતા. આટલી મુશ્કેલીઓમાં પણ આપણા વિદ્વાન ઋષિ-મુનિઓના ગ્રંથો આજે પણ ઘણું જ ઉચ્ચ સ્થાન ભોગવે છે. એ પુસ્તકોએ એ જમાનામાં જે કામ કર્યું છે, અને અત્યારે પણ જનસમાજ ઉપર જે પ્રભાવ પાડી રહ્યાં છે, તેવું કામ આજના યંત્રોથી છપાતાં લાખો પુસ્તકો પણ કરી શકતાં નથીઃ તેનું કારણ શું?

આજે આપણું સાહિત્ય લોકરૂચિને અનુસરીને નથી. વિદ્વાનો ફક્ત તેમના જેવાજ વિદ્વાન વર્ગ માટે જ લખતા હોય તેવું લાગે છે. જેમ ભાષામાં વધુ સંસ્કૃત શબ્દો આવે તેમ ભાષા સાહિત્ય ઉંચું મનાય : હવે એ ભાવના ફેરવાતી જાય છે. આજે હવે દરેકનું ધ્યાન હિંદુસ્તાનની મોટી વસ્તી કઇ છે, અને તેને શાની જરૂર છે તે તરફ દોરવાયું છે, એ મોડું વહેલું પણ હિંદુસ્તાનનું સદ્ભાગ્ય સૂચવે છે. હિંદુસ્તાનની વસ્તીનો મોટામાં મોટો ભાગ ખેડુતોનો છે. ખરી વસ્તી શહેરોમાં નથી પણ સાત લાખ ગામડાંમાં છે. ગણ્યા ગાંઠયાં શહેરોને કેળવવાથી કંઇ આખા હિંદુસ્થાનનનો ઉદ્ધાર થવાનો નથી. શહેરોનો કેળવાયલો વર્ગ તથા કસ્બાનો વર્ગ પુસ્તકોની ઉચ્ચ સંસ્કારી ભાષા સમજી શકે પણ ગામડાંનો અભણ ખેડુત તમારી આટાપાટા વાળી, ગુઢાર્થ દર્શાવતી ભાષા સમજવાને શક્તિમાન નથી, એ ખ્યાલ તમોને લેખકોને કદી પણ આવ્યો નથી, અને તમોએ આજ સુધી એ વર્ગની હયાતિ છે કે કેમ એ ખ્યાલ જ કર્યો નથી. આપણું હળવા સાહિત્ય પ્રત્યે પ્રથમ લક્ષ દોરનાર મહાત્મા ગાંધીજીનું 'નવજીવન' છે. અને ત્યારબાદ ઉત્તરોત્તર એમની ભાષા શૈલી ઘણા લેખકો-એ ગ્રહણ કરી છે. છતાં હજુ એમાં જેટલો જોઇએ તેટલો સુધારો થયો નથી. અમદાવાદ ખાતે ભરાયલી ગઇ સાહિત્ય પરિષદમાં ગાંધીજીએ ફરીથી એ જ વાત કહી છે કે આમવર્ગને સમજ પડે એવું સાદું સાહિત્ય બનાવી લોકોને આજે જેની જરૂર છે તે સમજાવો.

હવે આપણે સાહિત્યને જુદા જુદા વર્ગમાં વહેંચી નાખવું જોઇએઃ જેમ કે બાળ વિભાગ, સ્ત્રી વિભાગ, પુરૂષ વિભાગ. ગામડાંમાં વિદ્વાન વર્ગ નથી એટલે બાળકોને લાયકનું તેમજ ગ્રામ જનતા માટેનું સાહિત્ય તદ્દન સાદું મોટા અક્ષરે સાધારણ બે ત્રણ ચોપડી ભણેલો પણ વાંચી સમજી શકે એવું હોવું જોઇએ. ગામડાંની સ્ત્રીઓ માટે પણ તેમને રૂચે એવું તેમના ધંધાને લાયકનું સાહિત્ય હોવું જોઇએ, અને ખેડુતોને માટે તેમના ધંધા વિષે સારી

* નવસારી પ્રાંત પરિષદ ( ઓરણાં ) માટે લખાયલો નિબંધ,

માહિતી આપે, તેમના દરરોજના કાર્યમાં મદદ થાય એવું હળવું સાહિત્ય હોવું જોઇએ. આજે આપણાં વાર્તાનાં પુસ્તકોમાં એટલી બધી ખામી હોય છે કે જે વાંચવાથી થોડું ભણેલાં બિચારાં અર્ધદગ્ધ ગામડાંનાં સ્ત્રી પુરૂષો શહેરી જીવનનાં કલ્પિત પાત્રો ઉપરથી શહેરી જીવનનાં ખોટા મોહમાં તણાઇને ગામડાંની તન્દુરસ્ત આબોહવા છોડી દઇને શહેરો પ્રતિ તણાયાં જાય છે, અને ગ્રામ્ય જીવનની સુંદરતાને છોડી દઇને શહેરોની ગંધાતી હવા ઉજાસ વગરની કોટડીઓમાં પોતાની ગામડાંની તન્દુરસ્તીનો ભોગ આપી ક્ષયનો ભોગ બને છે. આ વાત તદ્દન ખરી છે, અને તે આપણે જોઇ રહ્યા છીએ : ગામડાંઓ તુટતાં જાય છે અને શહેરોની વસ્તી વધતી જાય છે.

લેખકો પુસ્તકો દ્વારા શું કરી શકે તેમ છે, તે આપણને રશિયન પ્રજાના સાહિત્ય સમ્રાટ મેક્સીમ ગોર્કીએ બતાવી આપ્યું છે. પોતાના સાહિત્ય દ્વારા એણે આખી રશિયન પ્રજાનું માનસ ફેરવી નાંખ્યું અને રશિયાને એકજ વિચારનો બનાવી દીધો. એજ બતાવે છે કે લેખકો ધારે તે કરી શકે. સાહિત્યનો પ્રવાહ એકસરખો વહેવો જોઇએ. એક જ વિચાર દરેક લેખકને હોવો જોઇએ : ખેડુતોનો ઉદ્ધાર એ જ દેશનો ઉદ્ધાર છે; કારણ કે મોટી વસ્તી એમની છે. ખરો વર્ગ એ જ છે, ને તે આજે દબાયલો છે. એટલે જ ખેડુતનો ઉદ્ધાર એ જ આખા દેશનો ઉદ્ધાર છે. વર્તમાનપત્રો વાંચે, માસિકો વાંચે, કે ગમે તે પુસ્તક વાંચે પણ દરકમાં એક જ વિચાર એક જ દિશાએ એ પ્રવાહ ચાલુ રહે તો એ વર્ગ ઉપર અસર થયાં વગર રહેશે નહિ. નવલકથામાં કલ્પિત વાર્તાઓ ભલે લખાય પણ તેમાં શહેરી જીવનનું ઝેર બીલકુલ હોવું જોઇએ નહિ. વાર્તાઓ જેમ બને તેમ ગ્રામ્ય જીવનને અનુસરીને લોકોના માનસને પલટો આપી શકે એવી હોવી જોઇએ. પુસ્તકોને કેટલાક વાચકો ફકત માનસિક આનંદનું સાધન સમજે છે. પણ હું કહું છું કે પુસ્તકો જેટલાં જનસમૂહનાં મનની ઉપર અસર કરવાવાળાં છે, તેટલું કેટલીક વખત પ્રત્યક્ષ વ્યકિત પણ કામ કરી શકતી નથી. ચાલુ જમાનાના મહાન પુરૂષોમાંના ઘણાએ પુસ્તકો દ્વારા જ મહાન શકિતને પ્રાપ્ત કરેલી છે. માટે જ પાશ્ચાત્ય દેશની અંદર વર્તમાનપત્રો માસિકો અને ગ્રંથોનો જેમ બને તેમ ઘણો પ્રચાર કરવામાં આવે છે. આજે આપણો દેશ દુનિયાના બીજા દેશોની સરખામણીએ તદ્દન ગરીબ છે. એના ભણેલા વિદ્યાર્થીઓ બેકાર છે. એ ભણે છે પણ નોકરી મળતી નથી. વેપારી વેપાર કરે છે પણ એમાં એનું પોતાનું પોષણ પણ માંડ થતું નથી. અને ખેડુત વર્ગને માટે તો આ સાત વર્ષથી 'સુનાને પાયે' બેઠી હોય એમ લાગે છે.

હવે આ દરેક વર્ગને માનસિક શાંત્વનની જરૂર છે. દરેક વર્ગ હતાશ બની ગયો છે. ભણેલા બેકારને માર્ગદર્શન કરાવવાની જરૂર છે. વેપારીને વેપાર કઇ રીતે ખીલવી શકાય તેની જરૂર છે; ને ખેડુતને એના કાચા માલનું ઉત્પન્ન કેમ વધારવું અને બચત વખતનો કેવી રીતે ઉપયોગ કરવો તે બતાવવાની જરૂર છે. આ બધું કામ સારા લેખકો મારફત, વર્તમાનપત્રો માસિકો તથા પુસ્તક દ્વારા સાદામાં સાદી ભાષાથી કરી શકાય એમ છે." જે જે રાષ્ટ્રોનો ઉદ્ધાર થયો છે ત્યાં ત્યાં આવી જ રીતે સાહિત્યનો ફેલાવો કરવામાં આવ્યો છે. દરેકે દરેક વર્ગને એકસરખો સાથે લેવો જોઇએ; અને એ રીતે આખા રાષ્ટ્રનું સંગઠન કરી સર્વોપ

તો જ લેખક તરીકે આખા રાષ્ટ્રની સેવા બજાવી ગણી શકાય. જે દેશનાં પુસ્તકો ઉત્તમ કોટીનાં છે, ને જેના લેખકોનું જનસમૂહ ઉપર સામ્રાજ્ય જામેલું છે, તે દેશનો ઉદ્ધાર જરૂર થયા વગર રહેતો નથી.

હવે, આપણે આપણાં પુસ્તકાલયોને કેવાં પુસ્તકોની જરૂર છે તેનો વિચાર કરીએ. એ બાબત આપણે ત્રણ વિભાગ પાડવાના છે :

બાળ વિભાગ, સ્ત્રી, વિભાગ અને પુરૂષ વિભાગ.

પહેલો વિભાગ બાળ સાહિત્યનો છે. બાળકોનું સાહિત્ય તદ્દન હળવું અને સાદા ભાવમાં સમજી શકાય એવું હોવું જોઇએ. તેમનાં કુમળાં માનસ ઉપર અસર કરનારૂં હોવું જોઇએ. કારણ કે આપણાં બાળકોને ભાવી જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવવાનો છે. તેમનાં ચારિત્ર ઉત્તમ પ્રકારના સુસંસ્કારી થાય તે આપણે જોવાનું છે. સારા ઉચ્ચ પ્રકારના ચરિત્રનાં પુસ્તકો જેવાં કે–કિશોર ચરિત્ર માળા તથા ફોરમનાં પુસ્તકો, દક્ષિણા મૂર્તિનાં ને ગાંડીવ વગેરેનાં પ્રકાશનો ખાસ ઉપયોગી છે. બાળકોનું ઉત્તમ ચારિત્ર એ જ આપણા બાલ જીવનનો મજબુત પાયો છે. તેમના જીવનના દરરોજના વ્યવહારમાં મુકી શકાય એવી ટુંકી નવલિકા અને સારાં જોવાલાયક સ્થળોનાં પ્રવાસ વર્ણનો આટલી વસ્તુની જ બાળકોને હાલ જરૂર છે.

બીજો વિભાગ સ્ત્રીઓને લાયકનાં પુસ્તકોનો છે. સ્ત્રીઓએ પોતાનાં બાળકોની સારી તન્દુરસ્તી રાખવાને શું કરવું જોઇએ ? તેમણે સાધારણ નર્સીંગનું કામ જાણવું જોઇએ. આપણાં હજારો ધાવણાં બાળકો માતાના અજ્ઞાનતાને લઇને જ બાળપણમાં મરણને શરણ થાય છે. સ્ત્રીઓને પોતાની યુવાવસ્થામાં તન્દુરસ્તી જાળવવાને શું કરવું જોઇએ ? માતા થવાને લાયક થાય ત્યારે તેમણે કેવી રીતે રહેવું જોઇએ ? પોતાને દરરોજનો થોડોએક વ્યાયામ થાય એવું કામ કરવું જોઇએ. આજના યંત્રવાદના જમાનામાં સ્ત્રીઓને દળવાનું ખાંડવાનું અને પાણી ભરવાનું જતું રહ્યું છે. એટલે એમને પોતાના શરીરવિકાસનાં જે ઘર અંગેના સાધનો હતાં તે જતાં રહ્યાં છે. હવે તો પોતેજ પોતાની ઇચ્છાથી શ્રમ કરે તો જ કંઇ વ્યાયામ મળે. સ્ત્રીઓમાંનો મોટો ભાગ આજ સુવાવડની માંદગીમાંથી માંડ પંચોતેર ટકા બેઠો થાય છે; કોઈ બચે છે તો તેની આખી જીંદગી માંદગીમાં જ પુરી થાય છે.

ત્રીજી બાબત ગૃહઉદ્યોગની છે. પહેલાંનાં આપણાં ઘરડાંવરડાંઓની વાતો સાંભળીએ છીએ કે રેંટીયાની ડોશીઓ આખા ઘરનું તંત્ર ચલાવતી હતી. ઘરનાં લુગડાં પૂરાં કરતી હતી. આપણે પાછાં આપણા એ ઉદ્યોગ તરફ ફરવાની જરૂર છે. હાલના વખતમાં આપણા સંસારમાં કંકાસ કજીઆનું જે વાતાવરણ જામ્યું છે, તે જો આપણે રેંટીઆ ચાલુ કરીએ તો સંપ થાય અને આપણને આર્થિક ફાયદો પણ થાય. આપણે મોડે વહેલે પણ એ અસલ સાધનને સ્વીકાર્યા વગર છૂટકો નથી. મહાત્મા ગાંધીજી જેવા મહાન પુરૂષનું કથન કોઇ દિવસ ખોટું પડવાનું નથી. જો કે યંત્રવાદના જમાનામાં આપણે એ વસ્તુને અશક્ય માનીએ છીએ પણ યંત્રવાદ જરૂર એક દિવસ પડી ભાગવાનો છે, અને આપણને

અસલ ઠેકાણે પાછા ફરવાની જરૂર પડવાની છે. આથી પડી ભાંગેલા ખેડુતની આવકમાં વધારો થશે અને આપણે જે કાંઇ પરતંત્રતાની બેડીમાં જકડાયા છીએ તેમાંથી થોડે અંશે છૂટવાનો પણ લાભ મળશે.

હવે, પુરુષ વિભાગની વાત આવે છે. પુરુષ વર્ગમાં બુદ્ધિજીવી વર્ગ, વેપારી વર્ગ, ખેડુત વર્ગ અને મજુર વર્ગ છે.

બુદ્ધિજીવી વર્ગને માટે વાચનનું મોટું ક્ષેત્ર પડેલું છે. તેમને માટેનાં પુષ્કળ પુસ્તકો છે. પણ તેના પછી બીજા વર્ગને માટે તેમણે કામ કરવાનું છે. તેઓમાં જ સારા લેખકો છે, અને તેઓ ધારે તો પાશ્ચાત્ય લેખકોની માફક પોતાના દેશને માટે ઘણું કરી શકે એમ છે. એમણે આ ત્રણે વર્ગના લોકોને સાહિત્ય પુરૂં પાડવાનું છે અને તેમને માથે જ દેશના ઉત્કર્ષનો મોટામાં મોટો ભાર રહેલો છે. તેઓ જો તેમની ફરજ ચૂકશે તો તેમણે દેશનો દ્રોહજ કરેલો કહેવાશે. તેમણે દરેક વિભાગને માટે તે તે વિભાગનો જનસમાજ ઝીલી શકે તેવું રૂચિ લાયકનું સાહિત્ય ઉત્પન્ન કરવાનું છે, અને તેનો જેમ બને તેમ બહોળો ફેલાવો કરવાનો છે. દેશનો મોટામાં મોટો આધાર આ જ વર્ગ ઉપર છે. આજના આપણા અગ્રગણ્ય મહારથીઓ જેવા કે મહાત્મા ગાંધીજી, પંડિત જવાહરલાલ, ભુલાભાઈ દેસાઇ વગેરે પણ એજ વર્ગના છે. તેમનામાં જનસમાજને દોરવાની શક્તિ રહેલી છે અને એમના વિચારપ્રવાહને ઘર ઘરને આંગણે પુસ્તકો દ્વારા પહોંચાડવાની લેખકસમૂહની ફરજ છે.

આપણા વેપારી વર્ગને વેપારના અંગેનાં પુસ્તકોની ખાસ જરૂર છે. પાશ્ચાત્ય લેખકોનાં એ વિષયના નિષ્ણાત વર્ગ તરફથી વેપાર વિષયક થોકબંધ પુસ્તકો બહાર પડેલાં છે, ત્યારે આપણે ત્યાં એ વિષયનાં પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ બહાર પડેલાં છે. વેપાર વિષયક દરેક જાતનાં પુસ્તકો પુસ્તકાલયમાં રાખવાં જોઇએ અને વેપારી વર્ગને તે ખાસ વાંચવા આપવાની જરૂર છે. આપણે વેપાર કરીએ છીએ પણ વેપાર ખીલવી જાણતા નથી; કારણ કે આપણને તેની કળાનુ ભાન નથી. પાશ્ચાત્ય ઢબે ચાલતી એક વેપારી પેઢી જુઓ અને આપણી હિંદી ઢબે ચાલતી એક પેઢી જુઓ. બંનેમાં આપણને આસમાન જમીનનો ફેર માલમ પડશે. એ બાબતમાં આપણા વેપારી વર્ગને દરેક બાજુએથી પૂરેપૂરા કેળવવાની જરૂર છે. આપણા મોટામાં મોટા વેપારી પણ હુંડીઆમણ જેવી વસ્તુથી અજાણ્યું છે, તો પછી નાના વેપારીઓનું તો પુછવું જ શું ? આ બધી ત્રુટીઓ આપણે સુધારવી રહી. જ્યાં સુધી આ જાતનું સાહિત્ય પુસ્તકો દ્વારા વેપારીઓને પુરૂં પાડવામાં નહિ આવે ત્યાં સુધી હિંદુસ્તાનનો વેપાર ખીલવી શકાવાનો નથી.

હવે, આપણો ત્રીજો વર્ગ ખેડુત ભાઇઓનો છે. આપણો ખેડુત આજે તદ્દન નીરસ જીવન ગુજારે છે. અહોરાત એના હૃદયમાં હાય હાયનો પોકાર થઇ રહેલો છે. કારણ કે એને એની રાતદિવસની ટાઢ તડકો વરસાદ અને પાણીમાં મહેનત કરીને ઉત્પન્ન કરેલી વસ્તુઓનો બજારભાવ પણ મળતો નથી અને તેની સાથે હિંમસંકટ અને દુષ્કાળ જેવા દૈવી કોપથી એ તદ્દન હતાશ બની ગએલો છે. એના મૃતપ્રાય જીવનને અમૃત સંજીવનની જરૂર છે.

એનું માર્ગદર્શન, કઇ વસ્તુઓ હાલ ઉત્પન્ન કરવી જોઇએ, પોતાનાં ખેતરોમાં વધુ માલ કેવી રીતે ઉત્પન્ન થઇ શકે, કેવા ખાતરની જરૂર છે, બજારભાવ ઉંચો લાવવાને શું કરવું જોઇએ, ખેડુતોને બીજે માર્ગે ગૃહઉદ્યોગથી પોતાના ઉત્પન્નમાં વધારો કેવી રીતે થઇ શકે વગેરે બાબત વર્તમાનપત્રો માસિકો કે પુસ્તકો મારફત કરાવવાની જરૂર છે. આપણા ખેડુતો મોટે ભાગે અભણ છે. તેમનામાં ગામડાંના શિક્ષકોએ કે શહેરમાં ભણી આવેલા વિદ્યાર્થીઓએ સેવાભાવથી આવું સાહિત્ય વાંચી સંભળાવી રસ ઉત્પન્ન કરવાની જરૂર છે. આપણો ખેડુત પણ શહેરી જીવનના મોહમાં એટલો પડયો છે કે શહેરમાં જ્યારે પોતાની ઉત્પન્ન કરેલી વસ્તુઓ વેચવા જાય છે ત્યારે તે વસ્તુના ઉત્પન્નથી થએલા પૈસા શહેરમાં વેડફીને પાછો ફરે છે. એનો હાથ છુટો થઇ ગએલો છે. નહિ ખરીદવાની વસ્તુ પણ એ દેખાદેખી ખરીદ કરે છે; એવી કે જેની એને આખી જીંદગીમાં પણ જરૂર હોતી નથી. એ બધે રસ્તે લુટાય છે. એ કપાસ વેચવા જાય તો કાં તો એને ભાવ ઓછો મળે કે કાં તો એનો કપાસ ઓછો થાય. દરેક જગ્યાએ વેપારીઓ એસોસીએશન કરી ખેડુતોને દબાવે છે. ખેડુત બિચારો શું કરે ? એનું સંગઠન નથી, એવું કોઇ મંડળ નથી. માલ એનો છે ને ભાવ બીજા પાડે છે. એ હિસાબ રાખતો નથી. એને હિસાબ રાખવાની જરૂર છે. એના ફાજલ વખતની અંદર એણે એના ઘરના સ્ત્રી વર્ગના કાંતેલા સુતરને હાથશાળ ઉપર વણવું જોઇએ. એ રીતે એ ગૃહઉદ્યોગથી પોતાના ઘરનાં લુગડાં તૈયાર કરી શકશે અને પોતાના ઉત્પન્નમાં એટલો વધારો કરી શકશે. ખેડુતોને લાયકનું સાહિત્ય એવું હોવું જોઇએ કે એમાં શહેરી જીવનની ગંધ પણ હોવી જોઇએ નહિ. પહેલાં એ જેટલો શહેરોથી અલગ હતો તેટલો એ સુખી હતો. આજે એને શહેરી જીવનનો નાટકી ભપકો જોઇને અસંતોષ થયો છે. એને એમ લાગે છે કે એ દુનિયામાં અંધારા ખાડામાં પડયો છે અને એનું જીવન નકામું ગયું છે. ખરી વસ્તુની અને ખરા જીવનની એને ખબર નથી. ખેડુત એ દુનિયાનો તાત છે. એની પાસે તંદુરસ્તી છે. તદ્દન ચોકખાં દુધ ઘી તેને ખાવા મળે છે, ખુલ્લી હવા મળે છે, અને કુદરતી જીવન જીવવાને મળે છે, જેમાંનું શહેરમાં બીલકુલ નથી.. શહેરના ખોટા મોહમાં ન તણાતાં એને એના ચાલુ ગ્રામજીવનમાં જ સંતોષ માનવાની સમજ પાડવાની જરૂર છે. ગામડાંનાં પુસ્તકાલયોએ આ કામ પહેલું કરવાની જરૂર છે. ખેડુતોએ શહેરમાં જવાનું છોડી દેવું જોઇએ. ખેડુતભાઇઓ ! તમારે એમજ સમજવું જોઇએ કે શહેર એક પ્લેગ જ છે, તમારૂં વિત્ત હરે છે અને સ્વાસ્થ્ય પણ હરે છે. તમે કહેશો કે તમારો માલ વેચવાનો પડયે રહેશે. તમારૂં સંગઠન કરો, તમારી મંડળી ઉભી કરો ને તેની મારફત તમારૂં બધું વેચાણનું કામ કરો, અને જે વસ્તુ તમારે જરૂરની હોય તેને માટે તમારો પોતાનો જ ભંડાર ખોલો. એટલે તમારે શહેરમાં જવાની જરૂર રહેશે નહિ. આવા પ્રકારનું માનસ કેળવાય તેવા સાહિત્યની જરૂર છે, અને તેવાં જ પુસ્તકો ગામડાંની લાયબ્રેરીમાં રાખી તેનો ખેડુતોમાં ફેલાવો કરવો વધારે ઇષ્ટ છે.

હવે, આપણો ચોથો વર્ગ મજુર વર્ગ છે. આ વર્ગ તદ્દન અભણ છે. એને માટે આપણે રાત્રીશાળા કાઢવાની જરૂર છે. રશિયાની અંદર આ વર્ગને કેળવવાને માટે હાઇસ્કૂલ અને કોલેજના વિદ્યાર્થીઓએ રજાના દિવસોમાં ગામડે જઈ સુંદર કામ કર્યું છે. દરેક વિદ્યાર્થી એક ગામડું પકડે અને રજાના દિવસો ગામડાંમાં જ પુરા કરે. ગામડાંમાં ખાસ

રાત્રી શાળાના વર્ગો ખુલ્લા કરે; રજા પુરી થયે પાછા જાય અને અધુરું રહેલું કામ બીજી વખત પુરૂં કરે. વિદ્યાર્થીઓને લાગશે કે આ મહેનતનું કામ છે પણ જેમનામાં સેવાભાવ છે, પોતાના રાષ્ટ્રને માટે લાગણી છે, તેમને માટે આવું કામ કંઇ વધારે પડતું નથી. તપ વગર સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. કારખાનામાં કામ કરતા મજુરોને માટે કારખાનાંના માલીકોએ બંદોબસ્ત કરવાની જરૂર છે, અને એ સંબંધમાં ઘણીખરી મીલોમાં બંદોબસ્ત થએલો છે. છતાં હજી સુધી મજુર સંબંધે ઘણી બાબતોમાં તેમની આર્થિક અને સામાજીક સ્થિતિ સુધારણા અર્થે ઘણાં કામો કરવાનાં છે, જે બાબે તેમના મંડળો તરફથી પ્રયત્નો થઇ રહેલા છે. શહેરમાં સ્થાપેલા મજુરસંઘો હજુ ઠીક કામ કરે છે; જ્યારે ગામડાંની મજુર વસ્તી તદ્દન અભણ અને સંગઠન વગરની હોવાથી ઘણી હાડમારી ભોગવે છે. પહેલામાં પહેલી બાબત તેમને વાંચતાં લખતાં શીખવવાની છે. વાંચતાં લખતાં શીખ્યા બાદ પોતાની ત્રુટીઓ કયાં છે તે તેઓ સારી રીતે સમજી શકશે.

ઉપરની ચર્ચામાં એક માર્ગદર્શન તરીકે હાલમાં આપણાં પ્રસિદ્ધ થતાં પુસ્તકો, વર્તમાનપત્રો તથા માસિકોમાં કઇ કઇ વસ્તુઓ આવવી જોઇએ તેનું એક રેખાચિત્ર દર્શાવ્યું છે. મહાત્માજી કહે છે કે **"પેલા કોશ હાંકનારને શું આપશો ? નરસિંહરાવ જઇ શકે નહિ, મુન્શી પણ જઇ શકે નહિ. એ કોશ હાંકનારો ગામડીઓ કંઈક સમજી શકે એવું કાંઇ તમો આપી શકશો ?** ગામડાંમાં જાઓ અને લખો." રાષ્ટ્રનો જે વર્ગ અત્યારે છિન્નભિન્ન થઇ ગએલો છે અને જેને અત્યારે ખરેખરા સંગઠનની જરૂર છે તેમને બરનું સાહિત્ય ઉત્પન્ન કરો, કે જે રાષ્ટ્રના ઉત્કર્ષમાં મદદરૂપ થાય અને સારાય લોકજીવનનો પલટો કરી દે એવી મારી ગુજરાતના લેખકોને નમ્ર પ્રાર્થના છે. અસ્તુ !

પુસ્તકાલયના વ્યવસ્થાપકોએ બનતા સુધી ઉપર જણાવેલા સાહિત્યનાં, સાદી ભાષા-વાળાં, ખેડુતો સમજી શકે એવાં જ પુસ્તકો મંગાવવા પ્રયત્ન કરવો. હાલ રાષ્ટ્રને જે બાબતની જરૂર છે તેવું સાહિત્ય મેળવી આપવું એ પુસ્તકાલયોનું ખાસ કામ છે. પુસ્તકાલયોનું કામ લોકોને માનસિક ખોરાક પૂરો પાડવાનું છે. ગ્રંથપાલે ખાસ કરી વાંચનારની રૂચિ પ્રમાણે ને તેના ધંધાને લાયક હોય તેવી જાતનું વાચનનું પુસ્તક આપવાની ખાસ કાળજી રાખવી. ટુંકામાં, દરેક વર્ગ પોતાનું હિત સમજી શકે એવાં પુસ્તકોનો વાચકોમાં વધારે ફેલાવો કરવો. એટલે આ રીતે એક લેખક, ગ્રંથપાલ અને વ્યવસ્થાપક પણ રાષ્ટ્રના ઉત્કર્ષમાં ફાળો આપી શકે એમ છે. અસ્તુ !

⁂

# પુસ્તકાલય પ્રવૃત્તિ*

[ લેખકઃ—નરભેરામ ભીમજી ત્રિવેદી, ચાણસ્મા ]

**પુસ્તકાલય પ્રવૃત્તિ**

**વ**ડોદરા રાજ્યને એક નમૂનેદાર રાજ્ય બનાવવાની ધગશની સાબીતિ તે પુસ્તકાલય પ્રવૃત્તિ. સેન્ટ્રલ લાયબ્રેરી નામે ઓળખાતા પાટનગરના પુસ્તકાલયમાં અનેક પ્રકારનાં પુસ્તકો એકત્ર કરવામાં આવ્યાં છે. કલ્યાણકારી આ યોજનાનો આખા વડોદરા રાજ્યનાં શહેરોમાં અને ગામડાંઓમાં પણ ખૂબ ઝડપથી ફેલાવો કરવામાં આવ્યો છે. શ્રીમંત રાજપિતાને પગલે ચાલી તે સંસ્થાના સંચાલકો પુસ્તકાલય પ્રવૃત્તિ દિન પ્રતિદિન વિશેષ ઝડપથી આગળ વધારી રહ્યા છે. તે ઉપરાંત ગામે ગામ ફરતું પુસ્તકાલય પણ અગત્યનું કાર્ય કરી રહ્યું છે.

૨. શ્રીમંત મહારાજા સાહેબની મોટી ઇચ્છા પાર પડે એ કારણથી તે સંસ્થાના સંચાલકો ખંતથી અને ઉત્સાહથી કામ કરી રહ્યા છે. વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શ્રીમંતની અનેકવિધ સાહિત્ય પ્રવૃત્તિઓનો સર્વ શ્રેષ્ઠ કોહીનૂર. અનેક દેશોના પરિચયને અંગે પોતાની માતૃભાષા ઉપરાંત આપણા મહારાજા સાહેબને અન્ય ભાષાઓનું પણ પૂરેપૂરું જ્ઞાન છે. માતૃભાષા મરાઠી ઉપરાંત સંસ્કૃત, ગુજરાતી, હિંદી, અંગ્રેજી, ફ્રેંચ, જર્મન વગેરે ભાષાઓમાં પણ શ્રીમંત સારા નિષ્ણાત હોઇ તે દરેક પ્રતિ તેમનો પ્રેમાનુરાગ દિન પ્રતિ દિન વધતો જાય છે. એ સર્વે કોઇ જાણે છે. આશ્ચર્યની વાત તો એ છે કે આજના પ્રગતિ કાળમાં હિંદી ભાષાને જેમ ગાંધીજી એકજ રાષ્ટ્રીય ભાષા બનાવવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે, તેજ પ્રમાણે શ્રીમંતની મહત્ત્વાકાંક્ષા પણ સમગ્ર હિંદની ભાષા હિંદીભાષા બને એમ જોવાની છે. એટલે જ તેઓશ્રીએ હિંદી ભાષાનું શિક્ષણ રાજ્યના પ્રત્યેક ખાતામાં ફરજીઆત દાખલ કર્યું છે. આ મહત્ત્વપૂર્ણ ઉદ્દેશ જેમ બને તેમ જલદી પાર પડે એ હેતુથી વડોદરા રાજ્યના અને બહારના સારા નિષ્ણાતોને બોલાવવામાં આવે છે.

૩. વડોદરા રાજ્ય ઉપરાંત હિંદુસ્તાનના અને પરદેશના વિદ્વાનોને પોતાના રાજ્યમાં બોલાવી તેમની પાસે જાહેર ભાષણો કરાવી શ્રીમંત અનેક પ્રકારની તન, મન, અને ધનથી સેવા બજાવી રહ્યા છે. મારી પ્રજા કેમ આગળ વધે, કેમ જલદી તૈયાર થાય, સ્વભાષા અભિમાન તેમજ દેશાભિમાન તેમનું કેમ ખીલે એજ શ્રીમંતની ઇચ્છા હોઈ તેની સિદ્ધિ અર્થે તેઓશ્રીએ પોતાના રાજ્યમાં અનેક સ્થળે કલાભવન, કૉલેજો હાઇસ્કૂલો, અને પ્રાથમિક શાળાઓ દ્વારા સ્ત્રીઓ અને પુરુષોના અભ્યાસને અંગે છેલ્લાં પચાસ વર્ષમાં લખલૂટ ખર્ચ કર્યો છે, અને એ મહત્ત્વપૂર્ણ ઉદ્દેશને હજુ પણ વિશેષ વેગ આપવા માટે આપણા શ્રીમંતના અંતઃકરણમાં નવી નવી યોજનાઓ રમ્યા જ કરે છે, અને તે માટે જ પ્રત્યેક વર્ષે હિંદના અને પરદેશના સમર્થ વિદ્વાનોને બોલાવી તેમની યથાર્થ કદર કરી પ્રજાને તેમની મારફત જ્ઞાન

*મહેસાણા પ્રાંત પરિષદ (બહુચરાજી) પ્રસંગે ઇનામને પાત્ર ઠરેલો નિબંધ.

દ્વારા ઉત્તેજિત કરવા પ્રયત્ન થઇ રહ્યો છે. ખરેખર! વિદ્વાનની કદર હમેશાં વિદ્વાન જ કરી શકે છે.

૪. ઇ. સ. ૧૯૧૧ માં પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રચાર વાસ્તે વડોદરા રાજ્યમાં સ્વતંત્ર ખાતું ઉઘાડવામાં આવ્યું, ત્યારે એ ખાતાની લગામ અમેરિકન વિચારક મી. બોર્ડનના હાથમાં સોંપવામાં આવી હતી. તેથી પુસ્તકાલય વહિવટનું જે બીબું ઘડવામાં આવ્યું તેમાં પ્રજાકીય ઇચ્છા, પ્રજાકીય શક્તિ, અને પ્રજાકીય સંઘબળની રેખાઓ ઘાટા રંગે દોરવામાં આવી હતી. સ્વાશ્રયના સિદ્ધાંતને અનુસરીને એ વખતે પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ સાધવાનો નેમ રાખવામાં આવ્યો હતો. રાજ્યે ધાર્યું હોત તો પુસ્તકાલય ખાતાના અમલદારો અને પેટા અમલદારો પ્રાંતમાં અને કસ્બે કસ્બે ગોઠવાઇ ગયા હોત; અને જેમ અન્ય ખાતાની જાળ પથરાય છે, તેમ પુસ્તકાલય ખાતાની જાળ પણ પાથરી શકાત. પરંતુ શ્રી. બોર્ડન પ્રજાસત્તાક રાજ્યમાં ઉછરેલા અમેરિકન હતા, તેથી તેમણે નવો જ વિચાર પુસ્તકાલય ખાતા માટે કર્યો.

એમની મદદમાં સારા શિક્ષક અને સાચા સમાજસેવક શ્રીયુત મોતીભાઇ અમીનને મૂકવામાં આવ્યા, એ પણ એક સુવેળાએ ભરાએલું શુભ પગલું ગણાય.

પ્રજા ઇચ્છા બતાવે તો તેમની પ્રજાકીય સંસ્થા–પ્રાંતપંચાયત મદદ કરે અને સરકાર પણ મદદ કરે અને એ ત્રણ પ્રકારની મદદથી એકત્ર થયેલાં નાણાંનો ઉપયોગ જે તે સ્થળની પ્રજાકીય સમિતિ પુસ્તકાલય ચલાવવામાં કરે: એ નિર્ણય ઉપર સરકારની મ્હોર છાપ પડી. તે ઉપરથી વડોદરા રાજ્યમાં સ્વરાજ્યની સાચી સંસ્થાના મંડાણ નંખાયાં.

શાળાઓ ચલાવવામાં, દવાખાનાં ચલાવવામાં પોતાના પૈસા સરકારને આપી સરકારના જ માણસો દ્વારા સંસ્થાઓ ચલાવવામાં તે વખતે પ્રજા ડહાપણ સમજતી હતી; કારણ કે સંસ્થાના કાર્યને સફળ કરવા જે નિષ્ણાતપણું જોઇએ તે પ્રજામાં ન હોતું. પરંતુ પુસ્તકાલય પ્રવૃત્તિ માટે પ્રજાને શીખવવામાં આવ્યું કે પ્રજાએ એ કામ પોતે કરવું જોઇએ; તેમને લાયકપણાની ખોટ જ્યાં જ્યાં લાગશે ત્યાં ત્યાં પુસ્તકાલય ખાતા તરફથી સલાહ અને દોરવણી મળી રહેશે. પ્રજાને બજેટ બનાવતાં નહિ આવડે તો પુસ્તકાલય ખાતું રસ્તો બતાવશે, પુસ્તકો પસંદ કરતા નહિ આવડે તો પુસ્તકાલય ખાતું સારાં પુસ્તકોની યાદીઓ તૈયાર કરી આપશે, અગર સારાં પુસ્તકોની પેટીઓ ફરતાં પુસ્તકાલયમાંથી જે તે સ્થળે મોકલશે, મંત્રીનું દફતરી કામ પ્રજાના માણસને નહિ આવડે તો જે તે ગામે મહેતાજી એ કામ કરે એવી અનુકૂળતા રાજ્ય આપશે.

૬. આ સાદી જણાતી યોજના બહુ સરસ રીતે સફળ નીવડી છે. તેના સાફલ્યનો આધાર શાના ઉપર રહ્યો છે, તેનો વિચાર કરનારને સ્પષ્ટ જણાઇ આવશે કે—

૧ શ્રીમંત મહારાજા સાહેબની પુસ્તકાલય પ્રવૃત્તિમાં સંપૂર્ણ શ્રદ્ધા;
૨ પુસ્તકાલય ખાતાની લગામ જેમના હાથમાં સોંપાઇ તે અમલદારોની કર્તવ્યનિષ્ઠા અને અડગ ખંત;

૩ પ્રાથમિક શાળના શિક્ષકો–મહેતાજીઓની અણમોલ સેવાભાવી કામગીરી.

એ ત્રણ ઉપર પુસ્તકાલય પ્રવૃત્તિના સાફલ્યનો આધાર રહ્યો હતો.

૭. શ્રીમંત મહારાજા સાહેબનો સંપૂર્ણ શ્રદ્ધા આ વિષયમાં છે એવું વહિવટી અમલદારોએ જાણ્યું હતું આથી જ ઓછી ડખલગીરીથી પુસ્તકાલય ખાતાની ઘણીખરી દરખાસ્તો મંજુર રહેતી હતી.

પુસ્તકાલય ખાતાના અમલદારો સેવાભાવી હતા તેથી રાજ્ય તરફથી મળેલી:સવલતનો વિશેષમાં વિશેષ લાભ પ્રજાને મળે તેવી તજવીજ જે તે વખતે થતી હતી, અને શિક્ષકોને નવા ખાતા પ્રત્યે સહકાર સાધી આપવામાં શ્રીયુત મોતીભાઇ અમીનની ભાવના ખૂબ જ કાર્યસાધક બની હતી.

૮. આ ઐતિહાસિક સત્ય રજુ કરવામાં એક વાત એ પણ યાદ રાખવા જેવી છે કે ઇ. સ. ૧૯૧૩-૧૪-૧૫ નાં વર્ષોમાં મહાન યુદ્ધને લીધે, સ્વદેશજાગૃતિના લીધે, ગુજરાત કેળવણી પરિષદની કાર્યવાહીને લીધે, ચરોતર કેળવણી મંડળ નવીન સ્થપાયાને પરિણામે ગુજરાતમાં વર્તમાનપત્રો માસિક પત્રો, અને નવા વિચારનાં પુસ્તકો વાંચવા અપૂર્વ રૂચિ ઉભી થઈ હતી; એવું ખરેખરું બળ પુસ્તકાલય પ્રવૃત્તિના આરંભનાં વર્ષોમાં મળ્યું એ પણ એ પ્રવૃત્તિના વિકાસનું કામ ( કારણ ) છે.

૯. બ્રિટિશ જિલ્લામાં કે તાલુકામાં આજે પણ જેમ હોય છે તેમ વડોદરા રાજ્યના કોઇ કોઇ મથકે ઇ. સ. ૧૯૧૧ પહેલાં પુસ્તકાલયો હતાં. સુબા, ન્યાયાધીશ, વહીવટદાર કે યુરોપીઅન રેસિડેન્ટ પોતાના માટે પુસ્તકાલયો ઉભાં કરતા હતા. લોકો માનતા હતા કે એ પુસ્તકાલયો મોટા સાહેબોની બેઠક ઉઠક માટેનાં ભવ્ય સ્થળો છેઃ તેમાં જઇ શકાય નહિ, તેમાં શું ચાલે છે તે જાણવા મથવું એ પણ નાના માણસનું કામ નહિ.

૧૦. આવી સમજ ઉપર ચાલતાં થોડાં પુસ્તકાલયોથી આરંભી પુસ્તકાલય ખાતાએ પોતાનું કામ શરૂ કર્યું.

પુસ્તકો એ કબાટમાં સંગ્રહી રાખવાની ચીજ નથી; પરંતુ એ લોકોમાં ફરતી કરવા જેવી ચીજ છે. પુસ્તકો વાંચવા માટે પૈસા ભરવાની જરૂર નથી; પુસ્તકાલય એ સાર્વજનિક મંદિર જેવી સાર્વજનિક સંસ્થા છે. મંદિરમાં જેમ સૌ કોઈ જઈ શકે–ઉમ્બરા ઉપર મોટી ભેટ મૂકનાર પણ મંદિરે જાય અને ખાલી હાથે પણ માણસ જઇ શકે, તેમ વડોદરા રાજ્યનાં પુસ્તકાલય સર્વને માટે ખુલ્લાં મૂકાયાં, જે દિવસે એ ભાવના દાખલ થઈ તે દિવસથી જ પ્રજાની આંખ ઉઘડી, ને સ્વાશ્રયની વાત, પ્રજાકીય હક્કની વાત, પ્રજાકીય જવાબદારીની વાત લોકો સમજવા લાગ્યા, પ્રજાને ખબર પડી કે આપણા પૈસા આપણે ખર્ચવા તૈયાર છીએ તો આપણને મદદ કરવા સરકાર એવડી રીતે તૈયાર છે. પ્રજાને પંચાયતની અને સરકારની મદદના પૈસા મળવા લાગ્યા.

૧૧. પાંચ રૂપીઆ આપી પ્રજા પંદરનો વહિવટ કરવાનો હક્ક મેળવતી થઇ; પ્રજાની ગંભીરતા એ રીતે વધી પોતાની મુશીબતો દૂર કરવાનું પ્રજાના હાથમાં આવ્યું. વધારે પ્રગતિ કરવી હોય તો પોતામાંથીજ વધારે પૈસા ઉભા કરવા જોઇએ. એ વિચારે સ્વાશ્રયની કળા લોકોને સમજાવી. પુસ્તકાલય પ્રવૃત્તિ માટે સખાવત ઉપર સખાવત બહાર આવવા લાગી.

કસ્બામાં તો સખાવતો કદાચ આવે; પરંતુ ગામડાંમાં પણ મહેતાજીઓ મોટી સખાવતો મેળવી શક્યા, પુસ્તકાલયનાં મકાનો બંધાયાં. પ્રાંત પુસ્તકાલય, કસ્બા પુસ્તકાલય અને ગ્રામ્ય પુસ્તકાલય એમ આપોઆપ વર્ગીકરણ થઇ ગયું.

૧૨. આજે વડોદરા રાજ્યના ગામે ગામ પુસ્તકાલયનાં મકાનો જોનારને સમજવું પડશે કે એ સ્થળે પહેલાં વાચકો ઊભા થયા હતા, અને પછી મકાનો ઊભાં થયાં છે; અને ઘણે સ્થળે મકાનો ઊભા થયા પછી વાચકોની સંખ્યા અનેક ગણી વધી છે. પુસ્તકાલય ખાતાએ આ રીતે લોકો પાસેથી મેળવેલી સખાવતના આંકડા એકત્ર કરવામાં આવે તો ખરેખર નવાઇ લાગશે કે ટુંકા પગારના સેવાભાવી શિક્ષકોએ વડોદરા રાજ્ય માટે કેવું મોટું કામ કર્યું છે.

૧૩. બાલ પુસ્તકાલય અને સ્ત્રી પુસ્તકાલયની પ્રવૃત્તિ તો વડોદરાની પ્રજાના સારા વિકાસનું પરિણામ છે. જોનાર હોય તેજ એ વાત જોઇ શકે.

૧૪. સ્વરાજ્ય શું કરી શકે તેનો આ દાખલો છે. પુસ્તકાલય વહિવટમાંથી પ્રજાને ખૂબ જ શીખવાનું મળ્યું છે, ભૂલો કરવાનાં ક્ષેત્રો એ વહિવટમાંથી પણ પ્રજાને મળ્યાં છેઃ - ભૂલો કરી સુધારવાનો અવકાશ સંપૂર્ણ મળ્યો છે. ઘણાં પુસ્તકાલયનાં પુસ્તકો ગુમ થયાં હશે, ગુમ કરનારે પુસ્તકો વાંચ્યાં તો હશે જ, આજે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ પાટા ઉપર ગગડતી ગાડી જેવી બની ગઇ છે.

૧૫. હિંદુસ્તાનભરમાં પ્રજાનું સર્વતોમુખી હિત વિચારનાર રાજકર્તાઓમાં પ્રથમ પંક્તિએ મૂકી શકીએ તેવા સયાજીરાવ ગાયકવાડ છે. તેમણે મળેલા ઉચ્ચ શિક્ષણની છાપ તેમનાં સર્વ રાજકાર્યોમાં દેખાઇ આવે છે. દેશદેશાવર ફરી મહારાજાએ જ્ઞાન પ્રાપ્ત કરી તેનો લાભ પોતાની પ્રજાને આપવા તત્પરતા બતાવી છે. શિક્ષણ એ સર્વ પ્રગતિનો રાજમાર્ગ છે. એ સત્યની પ્રતીતિ જગતના આગેવાન દેશો જોઇને થતાં તેમણે પોતાના રાજ્યમાં ફરજીઆત શિક્ષણ દાખલ કર્યું. અનેક પ્રસંગે તેઓશ્રીએ સમસ્ત પ્રજાની કેળવણીની હિમાયત કરી છે, અને ભાર મૂકીને કહ્યું છે કે સામાજિક, આર્થિક, આરોગ્ય વિષયક, એવી એવી તમામ ઉન્નતિના મૂળ પાયારૂપ પ્રજાનું શિક્ષણ છે. આ દૃઢ માન્યતાથીજ શ્રીમંત ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં શિક્ષણના પ્રચાર માટે પુસ્તકાલયો સ્થાપવાની યોજના કરી દીધી છે, અને તેમાં ગામલોક સ્વાશ્રયી પણ બને એવી ગોઠવણ છે. આની વિશાળ, સુઘટિત, અને ઉત્તમ તંત્રવાળી પુસ્તકાલયની યોજના પશ્ચિમના દેશોમાં હશે, પરંતુ હિંદુસ્તાનમાં વ્યવસ્થાપૂર્વક ચાલતી આ પ્રવૃત્તિ વડોદરા રાજ્ય જેવી બીજે ક્યાંય નથી; આથી કરીને નાનાંમાં નાનાં ગામડાંમાં વાચનનું સાધન મૂકવું પડે છે, અને લોકોની વાંચવાની જીજ્ઞાસા તીવ્ર થાય છે.

અધુરૂં કરેલું કામ દીપી નીકળતું નથી. માસિકો બાંધવાં, છાપાંની અગત્યની કાપલીઓ કાપી લેવી, પુસ્તકો ઉપર નંબરો નોંધવા પુસ્તક પર શિક્કા કરવા, વર્ગીકરણ કરવું, ને સર્વ રીતે વ્યવસ્થા રાખવી, કે પુસ્તક લેવા આવનાર ને જરા પણ થોભવું ન પડે.

નદીમાંથી પાણી ભરીને માણસ ચાલતો થાય તેવી ખાસ સંભાળ રાખવી. એથી કામ કરનાર તથા પુસ્તક લેનાર બન્નેનો વખત નકામો જશે નહીં ને પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ મળશે.

૧૬. પુસ્તકાલયમાં નીતિ અને વિવેક ખાસ પળાવાં જોઇએ. નકામા માણસો ભેગા થઇ સભ્યતાને એક બાજુ મુકી ગપાટા મારે કે સારાં લાગતાં ચિત્રો માસિકમાંથી કાઢી જાય–આવી રીત ઘણી વખત બને છે. આ તરફ ગ્રંથપાલે ખાસ દેખરેખ રાખવી ઘટે છે. નાણાં વિના સંસ્થા ચાલે જ નહિ, પણ સેવાભાવી કામ કરનારાઓ હોય, ઉત્તમ વ્યવસ્થા હોય તો પ્રજાને તેમના પ્રત્યે વિશ્વાસ બેસે છે, અને કામ કરનારને સુગમતા પડે છે. દરેક મેળા વખતે, પ્રદર્શન વખતે કે મોટા તહેવારના દિવસે પ્રજા આગળ નાણાં લેવામાં વધારે અડચણ પડતી નથી. ધીરજથી કામ કરવામાં આવે તો અમુક વખતે આ દુઃખ ઓછું થઇ પ્રજા આપોઆપ નાણાં ઉત્પન્ન કરવામાં મદદ કરશે. આ વખતે કામ કરનારે ધીરજ અને ખંત રાખવાની ખાસ જરૂર છે.

પુસ્તકાલયની સેવા કરવી હોય તો પ્રજાને સમજાવી, નાણાં અપાવીને સારાં પુસ્તકો પુસ્તકાલયમાં એકઠાં કરી તેનો પ્રચાર કરવામાં ખરેખરૂં ગૌરવ છે.

૧૭. વાચન એ જીવનમાં અગત્યની વસ્તુ છે. જીવવાની ખાસ જરૂર માટે આ ઉત્તમ સાધન છે. એટલુંજ નહિ પણ એનાથી બીજાને પણ જીવન આદર્શનો સુંદર લાભ આપી શકાય છે. આ રીતને લક્ષમાં લઇ પૂર્વકાળમાં ઋષિઓ અને જ્ઞાની પુરૂષોએ વાચન પઠન ઉપર ભાર મૂકયો છે. આજના વખતમાં તો પશ્ચિમના વિદ્વાનોએ એ વાતને ઘણા જોસમાં બહાર લાવી જગત આગળ તેના સિદ્ધાંત રજુ કર્યા છે; પરંતુ પઠન પાઠન માટે સ્થાપિત થયેલી શાળા, પાઠશાળાઓ સિવાય ખાસ અગત્યની એવી પુસ્તકાલય સંસ્થા ઉઘાડવાના હેતુને વિચારી જવાથી આ વસ્તુ બરોબર સમજાઇ શકે તેમ છે.

શાળા પાઠશાળાઓમાં વાચન પાઠનના મુકરર વિષયના અધ્યયનને લીધે વાચકને જીવન શિક્ષણને લગતી અન્ય બાબતનું જ્ઞાન અને અનુભવ મેળવવાનો અવકાશ મળતો નહિ હોવાથી વાચન તે ઉણપ પૂરી પાડે છે.

વિશેષમાં એ પુસ્તકાલયોની સર્વ પ્રકારની માહિતી મળે, તેમને પુસ્તકો, માસિકો અને વાંચવા લાયક લેખો સંબંધે દોરવણી મળે એ હેતુથી એ ખાતાના મુખપત્ર તરીકે માસિક કાઢવાની જે યોજના છે તેને પરિણામે આ પુસ્તકાલયો ચેતનવંતાં રહી શકે છે. આ પુસ્તકાલય પ્રવૃત્તિનાં શુભ પરિણામો મોડાં વહેલાં આવ્યા વિના રહેવાનાં નથી.

મનુષ્યને મનુષ્ય તરીકે જીવવાનાં રહેવાનાં અને તેનો ઉત્કર્ષ કરનારાં સાધનોની પ્રાપ્તિ થવામાં પુસ્તકાલયોએ અતિ અગત્યનો ભાગ ભજવ્યો છે, અને ભજવશે. આ તંત્ર

જડ ન થઈ જાય એ માત્ર લક્ષમાં રાખવા જેવું છે, અને તેનો મુખ્ય આધાર તેના સંચાલકો પર છે.

૧૮. વડોદરાના મહારાજાનું આ દીર્ઘદૃષ્ટિભરેલું સ્તુત્ય કાર્ય દિન પર દિન વધારે વિકાસ પામો અને એનું અનુકરણ અન્ય સ્થળે થાઓ એજ આ પ્રસંગે શુભેચ્છા છે.

રાજ્યમાં સ્થળે સ્થળે પુસ્તકાલયો સ્થાપન થાય અને તે દ્વારા પ્રજામાં વાચનનો શોખ વધે, પુસ્તકો તથા વર્તમાનપત્રો દ્વારા લોકોના જ્ઞાનમાં વૃદ્ધિ થાય એ ઉદ્દેશથી મહારાજાશ્રી સયાજીરાવ ગાયકવાડે સને ૧૯૧૧ માં રાજ્યનાં બીજાં ખાતાંની પેઠે પુસ્તકાલય માટે એક ખાસ ખાતું સ્થાપન કર્યું છે, અને તે ખાતા મારફતે પુસ્તકાલયોને દરેક પ્રકારની ઉદાર મદદ આપવાના નિયમો ઠરાવી આપ્યા છે. પુસ્તકાલયના મકાન માટે તથા તેના ચાલુ નિભાવ માટે લોકો તરફથી જેટલી રકમ એકઠી કરવામાં આવે તેટલી જ રકમ સરકારમાંથી અને તેટલી જ પંચાયતમાંથી આપવાનું ઠરાવેલું છે. તેને લીધે નવાં પુસ્તકાલયોની સંખ્યા દિન પ્રતિદિન વધતી ચાલી છે, અને જુનાં પુસ્તકાલયોનો ઉદ્ધાર થયો છે.

૧૯. આજે રાજ્યમાં વડોદરા શહેરની સેંટ્રલ લાયબ્રેરી ઉપરાંત ૪૬ પ્રાંત અને કસ્બા પુસ્તકાલયો, લગભગ ૧૧૦૦ ગ્રામ પુસ્તકાલયો, ૧૬ મહિલા પુસ્તકાલયો, અને ૧૦ બાળકો માટેનાં ખાસ પુસ્તકાલયો, અને ૩૪૩ પુસ્તક પેટી સાથેનાં વાચનાલયો છે.

આ સંખ્યામાં હજી પ્રજામાં વધતા જતા ઉત્સાહ અને સરકારની ઉદાર રાજ્યનીતિને પરિણામે આગળ પર ઘણો વધારો થશે એ શુભ ચિહ્ન છે.

૨૦. મનુષ્યને મનુષ્યપણા માટે પૂર્ણપણે તૈયાર કરવો તે પુસ્તકાલયનો મુખ્ય ઉદ્દેશ હોય છે. બાળકના જન્મની સાથે પરમેશ્વરે અનેક પ્રકારની શક્તિઓ તેને બક્ષિસ કરેલી હોય છે.

પુસ્તકાલય પ્રવૃત્તિનાં ખાસ જરૂરી અંગો.

આ શક્તિઓ વિકસેલી અવસ્થામાં ન હોય તે પ્રાથમિક શિક્ષણ વડે જાગૃતિમાં આવે છે, પણ તેનો પૂર્ણ વિકાસ તો પુસ્તકાલયો કરે છે, એમ કહેવું ખરેખરૂં ખરૂં છે. પુસ્તકાલયો પોતાને પૂર્ણભાવથી સેવનારને રંકમાંથી રાય બનાવે છે; તેનું ઉત્તમ દૃષ્ટાંત શ્રી દાનવીર કાર્નેગી છે.

જીવનને માટે (જીવવા માટે) હવા પાણી ને ખોરાકીની જેટલી આવશ્યકતા છે, તેટલી જ પુસ્તકની ખાસ અગત્ય સમાજ માનવા લાગ્યો છે. એટલે પુસ્તકો શોભાને માટે નહિ પણ ઉપયોગને માટે છે, એમ દરેકને સારી રીતે સમજાયું છે. પણ એકલાં પુસ્તક, વાચક કે નાણાંથી આ હેતુ પૂર્ણ થતો નથી, પણ તેના માટે પુસ્તક વાચક, વ્યવસ્થા ને નાણાંનો એક બીજા સાથે ગાઢ સંબંધ છે.

પુસ્તકાલય એટલે પુસ્તકોનો જથ્થો. તેને મનુષ્યનું જીવન કહેવામાં આવે તો પણ ઠીક છે. તે મોટા ગુરૂ બરાબર છે. તે કોઈ વખત ક્રોધ અને દીલગીરી બતાવ્યા વિના

હમેશાં ગરીબ અને તવંગરને સારી શીખામણ આપે જ છે. માટે પુરૂષ, સ્ત્રી તથા બાળકોને ઉપયોગી જ્ઞાનનાં પુસ્તકો જુદાં જુદાં રાખવાની જરૂર છે.

ઓછું ભણેલા પુરૂષો અગર બાળકો ભણેલું ભૂલી ન જાય અને તેમનું જ્ઞાન તાજું રહે એ માટે પુસ્તકાલયનો ઉપયોગ કરે તો તેમને સારી રીતે જ્ઞાન મળી રહેશે.

સ્ત્રીઓને વાંચવાનો શોખ વધારવાની ખાસ જરૂર છે. નાનાં બાળકોને કેવી રીતે ઉછેરવાં, ઘર સંસારનું કામ કેવી રીતે ચલાવવું એ જેવી તેવી વાત નથી. તો પુસ્તકો દ્વારા જ્ઞાન મેળવી તેનો વ્યવહારમાં ઉપયોગ કરવો, જેથી તેમની કીર્તિ વધશે. વળી બાળકની કેળવણીનો આધાર માતા ઉપર છે. જો માતા જ ભણેલી હશે તો બાળકમાં સારા ગુણો ઉતરશે, અને બાળક મોટી ઉમરે લાયક બનશે જ.

આજનાં બાળકો એ ભવિષ્યના નાગરિકો છે. માટે બાળકને નાનપણથી પુસ્તક પ્રત્યે પ્રેમ લગાડી પુસ્તકાલય તરફ દોરવાની ખાસ જરૂર છે.

૨૧. પુસ્તકાલયમાં વ્યવસ્થા તો ખાસ ખાસ રાખવાની જરૂર છે. વ્યવસ્થા વિના પુસ્તકો જ્યાં ત્યાં અથડાતાં હોય તો જ્યારે જોઇએ ત્યારે મળતાં નથી, તેમ વખત નકામો જાય છે ને પુસ્તકાલય પ્રવૃત્તિમાં ખલેલ પડે છે.

વ્યવસ્થા.

પુસ્તકાલયનો પુસ્તકનો ભંડાર મોટો હોય પણ તેને ઠરેલા ધોરણે ગોઠવેલો ન હોય તો ખરાબ લાગે છે.

પુસ્તક કે ગ્રંથનો વિવેક બુદ્ધિથી અર્થ કરવામાં આવે તો સૌ કોઇ સમજી શકે તેમ છે કે પુસ્તકો એટલે મનુષ્યને પૂર્ણ કરનાર સાધન, તેમજ મનુષ્યને ગંભીર અને વિચારવાન બનાવે એટલે કે જીવનનાં તત્ત્વોના સમૂહથી વાકેફ કરી ખરું જ્ઞાન આપે.

સરકાર બહુ બહુ તો સગવડો, છૂટો, સરળતા આપે પછી તેનો લાભ લેવો એ તો લોકોના હાથમાં છે; તેમજ તેમની પોતાની પ્રતિષ્ઠા વધારવી અને કલ્યાણ કરવું તે પણ તેમના હાથમાં જ છે. આપણી ખરી જરૂર માત્ર "ધીરજથી મંડ્યા રહેવાની, લાંબી તૈયારી કરવાની અને સતત પ્રયત્ન કરવાની છે." આ પ્રમાણે વર્તવાથી પુસ્તકાલય પ્રવૃત્તિને ખરેખરો વેગ મળશે અને જેમ મેલ ટ્રેન પાટા ઉપર દોડે છે, તેમ ખરેખરું કામ શોભી નીકળશે.

આપણે ધર્મના બ્હાને ઘણા પૈસા ખરચીએ છીએ. દેવાલયમાં નાણાંની તથા વસ્તુઓની ભેટ ધરીએ છીએ ! પણ તે પ્રવાહ પુસ્તકાલય માટે ખરચાય તો જ આપણો પૈસો સારે માર્ગે વપરાયો ગણાય: આ વાત પ્રજા સમજે તેમ અમલમાં મૂકે તો ખરેખરી મજા આવે.

અત્યારે કેટલાક પૈસા દેવાલયમાં આપેલા તે અવળે રસ્તે વપરાય છે, પણ તેજ પૈસા પુસ્તકાલય ખાતે ખરચાય તો તેનું જ્ઞાન પ્રજામાં સારી રીતે ફેલાય. અત્યારે જમાનો પોકારી પોકારીને કહે છે કે નાણાંનો સદુપયોગ લાયબ્રેરી ખાતે કરો.

# જ્ઞાન રશ્મિઓ

( શિખરિણી )

અહા ! શી રશ્મિઓ, દૂર થકી નિહાળું હું ઘણીએ,
પ્રકાશે અંજાતાં, મમ દ્વિ નયનો ગૂઢ અતીશે;
છતાં આ ભ્રાંતિનાં, અનિયંત્રિત સાધન નવ દીસે,
મળ્યો ત્યાં સજ્જન એ, સુલભ ગતિ પરખી સુવિદિતે. ૧

અરે ! આ તો અહિંયાં, ઘણી દીસતી જ્ઞાન ગલીઓ,
અને આ તેમાં સૌ, પ્રેમથી વિલસે જ્ઞાન રસિકો;
અધુના દૈનિકો, નવીન અખબારો અરપતા,
જુદા દેશોના સૌ, ભિન્ન રીતિ રિવાજો સૂચવતા. ૨

ભલા તેમાં જાને, અતિ ઘણો પ્રકાશ જ ચઢસે,
અને આ જીવન સૌ, જ્ઞાન થકી એ નિશ્ચે જ મઢશે;
પુરા તત્ત્વો શાએ, ભૂત તણી ગતિ સૌ પરખતાં,
ભવિષ્યે થાવાનું, જરૂર વર્તમાને નિરખતાં. ૩

સૂણી આ આદર્શો, તરત જ ગયો જ્ઞાન ગલીએ,
નિહાળ્યું સર્વે ત્યાં, મમ રુચિ અનુરૂપ સર્વે;
અને તે દિનેથી, લીધું પણ જવા જ્ઞાન ગલીએ,
ખરે મસ્તાનો છું, અદ્ભુત ગણ્યાં જ્ઞાન કિરણો. ૪

અંબોડ, તા. વિજાપુર.

હરિકૃષ્ણ વેણીરામ વ્યાસ,
મંત્રી, સાર્વ૦ પુસ્તકાલય.



# પુસ્તક પૂજા

( રાસ )

– આવોને હોંશે જઇએ હો બેન
પુસ્તક પુજવા

ધુપ ને દીપ વળી તુળશી નહી ત્યાં
વાચન માત્રથી કરીએ હો બેન—પુસ્તક૦

ગ્રંથ પ્રભુની સહાય થકી સૌ
અજ્ઞાન તિમિર તરીએ હો બેન—પુસ્તક૦

જેની સહાયથી શીવ[1], પ્રતાપ સમ
અમર બન્યા છે જગમાં હો બેન—પુસ્તક૦

ગ્રન્થનાં પૂજન હંમેશાં કરીએ
અજ્ઞાન દેશનું ટળશે હો બેન—પુસ્તક૦

પુસ્તક પૂજન નિત્યે કર્યા થકી
જ્ઞાન પ્રસાદ મળશે હો બેન—પુસ્તક૦

કરજણ |

પુષ્પાબેન ર. પંડ્યા

---

૧ શીવાજી



# જ્ઞાનમંદિરનું ગૌરવ*

[ લેખકઃ-ખીમજીભાઈ ટી. ઠાકર, સિદ્ધપુર ]

**આજના** વિશ્વવિદ્યાલયોમાં જવા માટે તો અથાગ પ્રયત્ન, પૈસાની સગવડ અને ઘણી જ માનસિક શક્તિની વિદ્યાર્થીમાં જરૂર છે. તેમ છતાં ગરીબોનું ગણ્યું વિદ્યાલય. બેકારીની બૂમ અભણ કરતાં તેમાં ઓછી છે એમ પણ કહી શકાતું નથી. એટલે ગરીબ માટે તે વિશ્વવિદ્યાલયો ઉપયોગનાં નથી એમ સૌ કોઇ કહી રહ્યું છે. આ સ્થિતિમાં આપણાં ગામડાંનાં વિશ્વવિદ્યાલયો (પુસ્તકાલય) ને વધુ આબાદ કરવાની ગ્રામસેવકોની ફરજ છે. કસ્બા કે પ્રાંત પુસ્તકાલયોની આબાદી જોઇ તે પ્રવૃત્તિમાં રસ લેનારે સંતોષ માની લેવાનો નથી. આપણા રાજ-પિતાના પ્રજાને સાક્ષર બનાવવાના આટઆટલા પ્રયત્ન છતાં વડોદરા રાજ્યની પણ ૬૬ ટકા જેટલી રૈયત હજુ અભણ છે એટલે કે આંધળી છે; તેનું કારણ શહેરોની પેઠે ગામડાંમાં ફરજીયાત શિક્ષણનો લાભ પૂરેપૂરો લેવાતો નથી તેની સાથે પ્રાથમિક શાળામાં અપાતાં જ્ઞાનચક્ષુ હમેશને માટે ખુલ્લાં રહે તેવો પ્રબંધ છતાં તેનો વ્યાવહારિક ઉપયોગ થતો નથી, તે છે. જે ગામો પુસ્તકાલયનો મહાન હેતુ સમજી ગયાં છે તેમની પ્રવૃત્તિ અને ધગશ શહેરોને પણ શરમાવે એવા દાખલા આજે અનેક આપી શકાય તેમ છે. તે ગામનાં બધાં દેવમંદિરો કરતાં ત્યાંના જ્ઞાનમંદિર (પુસ્તકાલય) નો પૂજારી વધુ બાહોશ હોય છે. તેથી ત્યાંનું પુસ્તકાલય ગરીબોનું અને ગામડાનું સાચું જ વિશ્વવિદ્યાલય બની જાય છે. આથી ગામડામાં કામ કરતા ગ્રંથપાલની જવાબદારી કેટલી મહાન છે તે સમજાશે.

શાળાવાળાં ગામે તો પુસ્તકાલયો હોવાં જ જોઇએ એવી ખાતાની યોજના હોવાથી દરેક મોટાં ગામે પુસ્તકાલયો થઇ ગયાં છે ને બાકી હશે ત્યાં જીવી જાણતાં પુસ્તકાલયો થશેજ. પુસ્તકાલયના અસ્તિત્વ માટે મથનાર તો પ્રથમ ધન્યવાદને પાત્ર છે. પરંતુ તે પુસ્તકાલયો હમેશને માટે જીવતાં જાગતાં રહે તેટલા સારૂ તેની સુંદર વ્યવસ્થા પણ પહેલી જ તકે જરૂરની છે. નહિ તો તે સંસ્થા વડોદરા રાજ્યની માત્ર ઉપલક શોભા બતાવનાર બની જશે. ગામડાંમાં ચાલતાં આબાદ અને બરબાદ પુસ્તકાલયનો જેને અભ્યાસ થયો હશે તે આ વાત સહેજે સમજી શકશેઃ રાજ્યનો હેતુ શોભા માટે નથી પણ પ્રજાનું ગામડાંનું જીવન પણ સુલભ થાય તે છે એ સમજનાર **જ્ઞાનમંદિરોની આબાદી માટે શું શું આવશ્યક છે, તેનો હવે વિચાર કરીએ.**

અ સંપીલું અને શિક્ષિત વગદાર વ્યવસ્થાપક મંડળ; બ નિયમિત ઉત્પન્ન માટે ઉપજાવેલી કંઇક યોજના; ક જનતાને રૂચિકર થઇ પડે તેવાં પત્રો અને પુસ્તકો; ડ વાચન રસિક સેવાભાવી ગ્રંથપાલ; ઇ સંસ્થાની નિયમિત તપાસણી.

---

* મહેસાણા પ્રાંત પરિષદ (બહુચરાજી) માટે લખાયેલો નિબંધ.

**જ સંપીલું, શિક્ષિત વગદાર વ્ય. મંડળ.**

પ્રથમ શરૂ થનાર પુસ્તકાલયો બે પ્રકારનાં છે. તેનો લાભ સમજી પૈસા ઉભા કરી સ્વેચ્છાથી શરૂ થએલાં પુસ્તકાલય તે પ્રથમ પ્રકારનાં છે. ત્યારે "'લાયબ્રેરી' નથી જોતી, લોક વંસક થઇ જાય, નાના મોટાનો ભેદ રહે નહી." આવા માનસમાં છળભેદથી કે ધાકથી ઉભાં થએલાં પુસ્તકાલયોને હું બીજા પ્રકારનાં કહું છું. ગામે પ્રથમથી પ્રિય કે અપ્રિય ગમે તેવું પુસ્તકાલય હમેશને માટે લોકપ્રિય બનાવવા વગદાર સંપીલું અને કેળવાયલું વ્યવસ્થાપક મંડળ ઉભું કરવું ખાસ જરૂરનું છે. આજે ઘણે ગામે પારટી-વાળાં વ્ય૦ મંડળ સંસ્થાને જોખમમાં મૂકતા જોઇએ છીએ. તેવીજ રીતે માત્ર શ્રીમંત કે મોટા અભણ માણસોને જ રાખવાથી પુસ્તકાલયનો સાચો ઉપયોગ થતો નથી. ચુનંદાં વ્ય. મંડળો અભણ દાતાને સરમુખત્યાર બનવા દેતાં નથી પણ તેને સંસ્થાના પરમ શુભેચ્છક તરીકે કાયમ રાખી શકે છે. પુસ્તકાલયો માત્ર ચોવટીયાની સવડ વધારનાર નથી કે તેનાજ ઉપયોગ માટે નથી. તેની સુગંધ તો યુવાન, વૃદ્ધ, સ્ત્રી, પુરૂષ, બાળક, ભણેલાં કે અભણ, ઉજળીયાત કે પછાત એ સૌને મળવી જોઇએ. 'પૈસા મળતા નથી, પાર્ટીઓ છે' એવાં લોક-મદદ ન મળતાં અપાતાં બહાનાંનો આ પ્રત્યુત્તર પણ છે. આમ પુસ્તકાલયના વાહકોએ વ્ય. મંડળની કેવી રીતની પસંદગી કરવી જોઇએ તે વાત કહેવાઇ.

**ઘ નિયમિત ઉત્પન્ન માટે ઉપજાવેલી કંઇક યોજના.**

હવે, પુસ્તકાલયના અમરત્વને માટે બીજી જરૂર પૈસાની છે તેનો પણ વિચાર કરીએ. પુસ્તકાલયોમાં કુસંપને તો સ્થાન જ નથી. તેમાં તો સહકારના (સંપત્ત) પ્રાથમિક સિદ્ધાંતો શિખવવાના છે. જીવી જાણતાં પુસ્તકાલયો તો ગામની પારટીઓને નાબુદ કરે છે, કુસંપ અને ઝેરવેરને તે પ્રવૃત્તિ પરત્વે તો ભૂલાવી જ દે છે, અને આ સંસ્થાની આબાદી કઇ રીતે થાય તેનોજ વિચાર કરતા કરી મૂકે છે. આવી રીતે ચાલતાં ઘણાં પુસ્તકાલયો દર વરસે વધુ ને વધુ લોકમદદ ઉભી કરી તેને સરકાર મદદ તથા પ્રાંત પંચાયત મદદ પૂરી ન પડી શકે તેવી સ્થિતિમાં આવતાં જાય છે, ત્યારે કેટલાંક વાર્ષિક ૧૦) રૂ. જેટલી રકમ પણ મેળવી શકતાં નથી. પરિણામે તેમનું બજેટ થતું નથી, ને પુસ્તકાલય સ્થપાયું ત્યારે જે સ્થિતિમાં હોય તેમજ રહી કાર્યસાધક બનતું નથી. આમ થવાનું કારણ શું? ગ્રંથપાલ અને આમજનતા તેનો લાભ સમજ્યાં નથી એ કારણ તો છે જ. તેજ કારણે પુસ્તકાલય ખાતાએ કેટલાંક મોટાં ગામોને બાજુ પર મૂકી નાની વસ્તીમાં પણ ઉત્સાહી માણસોને ઉત્તેજવા અપવાદરૂપ પુસ્તકાલયો આપ્યાં પણ છે અને તેની માગણી પ્રથમ સ્વીકારાય છે. ખાતાનો હેતુ સમજી દરેક પુસ્તકાલયે તેની આવકને માટે કંઇક નિયમન કરાવી લેવું જોઇએ. જ્યાં ધાકથી પુસ્તકાલયો ઉભાં થયાં છે ત્યાંજ દરસાલ બજેટ માટે રકમ મળતી નથી, કારણ તે સંસ્થા તેને પ્રથમથીજ ભારરૂપ તો હતીજ; પછી પણ સારા વાહકોના અભાવે તે વધુ ને વધુ નિરૂપયોગી લાગે છે.

જે તે ગામના રીત રીવાજો પર ધ્યાન આપી તે તે ગામની સ્થિતિના વિચાર સાથે સૌની સંમતિથી દર વરસે અમુક નિયમિત ઉત્પન્ન સંસ્થાને મળ્યા કરે તેવો પ્રબંધ થાય તો

અમુક જ વ્યક્તિને વધારે ભાર ન પડે ને સરળતાથી સંસ્થાનું બજેટ થયા જ કરે. નાના મોટાની સ્થિતિ મુજબની મદદથી તેને પણ ખ્યાલ થાય કે આ સંસ્થા અમારી જ છે અને આપણે જ નીભાવવાની છે. આજે આબાદ જણાતાં પુસ્તકાલયો તેવીજ રીતે સમૃદ્ધ થયાં છે. દૂધના ઉફાળાની પેઠે ત્યાંની સ્થિતિ થઇ નથી, થશે પણ નહિ. આવી રીતે ચાલતાં પુસ્તકાલયોને નબળાં વરસો પણ વધારે પડતી અસર કરી શકતાં નથી. જ્ઞાનદેવનું મંદિર પણ ગામે હોવું જ જોઇએ એમ જનતાને સમજાય તો તેના નિભાવ માટે ઉત્પન્નની યોજના તુર્ત તેઓ જ બતાવશે અને ચલાવશે. આજનાં આપણાં દેવમંદિરોનું અસ્તિત્વ, જીવન અને સમૃદ્ધિ એ તેનું સુંદર ઉદાહરણ છે. લગ્નપ્રસંગ, આણાં, જ્ઞાતિભોજન અને અન્ય તેવા વ્યવહાર વખતે પુસ્તકાલયને પણ ન ભૂલાય એવી ભાવના ઘણાં ગામોમાં થઇ ગઇ છે. પુસ્તકાલય પર્વણી જેવા દિવસોમાં પણ ઘણાં પુસ્તકાલયો પૈસા મેળવી શકે છે. ગામાત ધર્માદા રકમો પણ આ સંસ્થાને નિયમિત ઉત્તેજન આપી શકે છે.

આ તો મુખ્ય બાબતો થઇ. એ સિવાય પણ ગામમાં સંપ હોય તો રસ્તા અનેક થાય.

**ક જનતાને રૂચિકર પત્રો અને પુસ્તકો.**

પુસ્તકાલયની આબાદી અને દીર્ઘ જીવન માટે તેનામાં આકર્ષણ શક્તિની પણ ખાસ જરૂર છે. પૂરતા પ્રમાણમાં લોકમદદ મળે છતાં પુસ્તકો અને વર્તમાનપત્રોની પસંદગીમાં ખામી હોય તો તેનો મોહ ઓછો થતો જાય છે. એટલે વાચકોની જાત, ઉમર, અભ્યાસ અને એ બધાનો વિચાર કરી, પત્રો માસિકો કે પુસ્તકો ખરીદવાં. વ્ય. મંડળે વધુ પડતાં કોમી પત્ર કે પુસ્તકનો મોહ છોડી સર્વ સામાન્ય પત્રો પુસ્તકો મંગાવવાની વધારે કાળજી લેવી, કે જેથી પુસ્તકાલય અમુક કોમ કે વર્ગને માટે જ છે એવી માન્યતા ન થાય. પુ૦ ખાતાએ પણ ખાસ કારણ સિવાય વ્ય. મંડળની પસંદગીના હક્કને નુકશાન ન કરવાનું ધોરણ કાયમ રાખવું જ ઇષ્ટ છે; કારણ ન ગમતા વાચનનું આગમન વાચકની જીજ્ઞાસા-વૃત્તિને નુકશાનકારક નીવડે છે.

હવે સૌથી મહત્ત્વનું અંગ કે જેના વડે પુસ્તકાલય સાચું ગૌરવ પ્રાપ્ત કરી શકે છે તે

**ઙ ગ્રંથપાલ.**

ગ્રંથપાલ સંબંધે વિવેચન કરશું. ગામડાંમાં ગ્રંથપાલ શિક્ષક ભાઇ હોય છે. કારણ ગામડામાં સૌથી વધુ શિક્ષિત પ્રમાણિક અને સેવાભાવી જવાબદાર સેવક શિક્ષક જ છે, એમ પુસ્તકાલય ખાતાએ ક્યારનું ય સ્વીકારી લીધું છે. આજની વડોદરા રાજ્યની જગમશહૂર પુસ્તકાલય પ્રવૃત્તિમાં શિક્ષક સૈનિકોની સેવા નાની સુની નથી, એ આત્મસંતોષ સાથે ગ્રંથપાલ તરફની આપણી ફરજનું વધુ ભાન કરાવવાનો આ પ્રયત્ન છે. કવિ દલપતરામે ગાયું છે કેઃ—

જે જેને અભ્યાસ નહિ તે તેને નહિ સ્વાદ
અંધા આગળ આરસી બહેરા આગળ નાદ.

ગ્રંથપાલને વાચનનો સ્વાદ ન લાગ્યો હોય તો તે સ્વાદનું વર્ણન શી રીતે કરી શકે ? કયા વાચનમાં કેવા પ્રકારનો કેટલો સ્વાદ છે તે સમજી લઇ આવનાર ગ્રાહકને કયો સ્વાદ પસંદ છે તે જાણી તેને મિષ્ટ વાચન પીરસવાનું કાર્ય ગ્રંથપાલનું છે. વળી કઇ વાની વધુ ખાવાથી નુકશાન થશે ? કઇ વાનીથી તાત્કાલિક ઝેર જેવી અસર થશે ? કયું વાચન અમૃતમય

છે તે સમજનાર ગ્રંથપાલના મંદિરે ભક્તોનો દરોડો પડશે. તેનો વ્યાપાર દિન પ્રતિદિન વધતો જશે. ગામડાંમાં વાચક નથી, કોને શું વંચાવીએ? આવા ઉત્તર આપતા ગ્રંથપાલ ભાઈઓને આથી વધુ કંઈ જ કહેવાનું ન હોય. જેટલા ભણેલા છે તેટલાનાં પણ જ્ઞાનચક્ષુ ખુલ્લાં રહે તેવી સવલત આપવામાં ગ્રંથપાલની જનસેવા ઓછી નથી. જીજ્ઞાસાવૃત્તિ તો નાનાથી મોટામાં ઓછાવત્તા પ્રમાણમાં ગામડાંમાં પણ હોય જ છે. તે વૃત્તિને ઉત્તેજન આપીને ઘણાં ગામોમાં ગ્રંથપાલોએ પુસ્તકાલયોને વિશ્વવિદ્યાલયના રૂપમાં લાવી દીધાં છે. તેવા પ્રકારના ગ્રંથપાલનું નામ મોટા દેશસેવકોની યાદીમાં ભલે ન હોય સરકાર પાસે પણ તેની અતિનામના ન ગઈ હોય તો પણ તેનું જીવન મહાન દેશસેવકોના જેટલું જ અમૂલ્ય છે, એ નિર્વિવાદ છે. પરમાત્મા પાસેની ક્રમયાદીમાં તેનું સ્થાન ઉંચું છે. આદર્શ ગ્રંથપાલ તો તેના ગામમાં દેવની પેઠે પૂજાય છે. તેનો બોલ કોઈ ઉથાપી શકતું નથી. વડોદરા રાજ્યના શિક્ષકોનાં એટલાં સદ્‌ભાગ્ય છે કે તેમને સ્વાર્થ સાથે પરમાર્થ કરવાની આટલી સુંદર તક છે. તે તક ગુમાવનાર ગ્રંથપાલ–શિક્ષક માત્ર સ્વાર્થી જીવન જીવે છે. પરમાર્થ પણ જરૂરનો છે. એમ માનનાર વગર પગારે કામ કરનાર ગ્રંથપાલ મિત્રોએ તો વાચનભરત બની પોતાના ગામને વાચનઘેલું બનાવવાનું છે. ઉપરોક્ત તૈયારી ગામડાંના ગ્રંથપાલમાં પણ શા માટે હોવી જોઈએ? એ પ્રશ્ન સ્વાભાવિક છે. ગામડામાં હજુ ઉગતા વાચકો છે તેને આવી તૈયારી સિવાય કાયમના વાચક રાખી શકાય તેમ નથી એ તેનો જવાબ છે. માટે હંમેશના વિદ્યાર્થી બની 'લાયબ્રેરી'ને બદલે પુસ્તકમંદિર કહેવડાવો, મોટાં ગામો, કસ્બા કે પ્રાંત પુસ્તકાલયના પગારદાર ગ્રંથપાલોની જવાબદારી તો તેના દરજ્જા પ્રમાણે ચઢતા ક્રમે છે એ સ્પષ્ટ છે.

સારા અક્ષરોની સ્લીપો વડે અનુક્રમ નંબર ગોઠવી પુસ્તકો સુરક્ષિત રાખી ઉત્તમ વ્યવસ્થા બતાવવાના પ્રયત્નમાં પ્રવૃત્તિના હેતુનો ભોગ આપવાનો નથી. પુસ્તકો યોગ્ય મુદતે વપરાશને અંતે ફાટી જાય અને મેળવણીની મુદત સિવાય ગામમાં ફરતાંજ ફરે તેમાં સંસ્થાની અને ગ્રંથપાલની સાચી શોભા છે. વળી ગામડાંના ગ્રંથપાલે અમુક ટાઈમે જ પુસ્તક આપવું એવું ચુસ્ત ધોરણ રાખવું પણ ઠીક નથી. સાચો વાચક પુસ્તક ન મળવાના સબબે નિરાશ વદને પાછો ફરે તો એટલી ગ્રંથપાલની ધગશ ઓછી છે. યોગ્ય ગ્રંથપાલ અનેક ઉગતા વાચકોને કાયમના વાચનરસિક બનાવે છે, ત્યારે અયોગ્ય ગ્રંથપાલ કાયમના વાચકને પણ પુસ્તકાલયનો તિરસ્કાર કરતા કરી મૂકે છે. માટે જ ગ્રંથપાલ સાદો સરળ નિરભિમાની આનંદી અને અભ્યાસી હોવો જોઈએ. વળી તે સ્વચ્છતાને ચાહનારો અને વ્યવસ્થિત હોવો જોઈએ. સારો શિક્ષક હશે તે જ સારો ગ્રંથપાલ કહેવાશે, કારણ આ કાર્ય પણ ખરું જોતાં શિક્ષણથી પર નથી. પ્રાથમિક શાળામાં જ્ઞાનચક્ષુ આપવાનાં છે ત્યારે પુસ્તકાલયમાં તેને કાયમ કરવાનાં છે. ગ્રંથપાલ ભાઈઓ જાણે જ છે કે માત્ર ધનપ્રાપ્તિ અને તેના અંગનો વૈભવ એમાં જ જીંદગીની સફળતા નથી. સાચી સફળતા તો આવી સેવામાં જ રહેલી છે. શહેરોમાં એક જ વર્ગ ભણાવી પરિણામના ઉત્તમ આંકડા જ રજુ કરી ચુનંદા ગણાતા શિક્ષકો અને ગામડાના આવા આદર્શ ગ્રંથપાલ શિક્ષકોની તુલનાત્મક સરખામણી વખતે તેના કાર્યપ્રદેશનો પણ વિચાર થવો જોઈએ.

જેમ ફરતાં પુસ્તકાલયો તે પુસ્તકાલયોની શી જરૂર છે એ સમજાવનાર સાધન પણ છે; તેમજ શિષ્ટ વાચનના પુસ્તકોમાંની હકીકતનું, વર્તમાનપત્રોની લોકોપયોગી ખબરોનું પ્રચારકાર્ય પણ જનતાને આ સંસ્થાની ઉપયોગિતા બતાવનારૂં સાધન છે. આદર્શ ગ્રંથપાલ આ યુક્તિ પણ અજમાવે છે.

ટૂંકામાં, સારો ગ્રંથપાલ પુસ્તકનો પાલક અને રક્ષક બની તે પુસ્તકની જીંદગીને સફળતા અપાવે છે. પોતાના ગામે અને આસપાસ વાચનપ્રચાર કરી બીજે પણ તેવું કરવાની પ્રચ્છાને જન્મ આપે છે.

જ્ઞાનભૂખ્યો ગ્રંથપાલ બીજાને જ્ઞાનભૂખ્યા કરી પુસ્તકાલય તે જ્ઞાનમંદિર શા માટે તે યથાર્થ બતાવી આપે છે.

**૬ સંસ્થાની નિયમિત તપાસણી.**

કોઇ પણ લોકોપયોગી સંસ્થાને પણ નિયમન અને અંકુશની જરૂર હોય જ છે. સારૂં વ્યવસ્થાપક મંડળ અને તેવોજ ગ્રંથપાલ ધરાવતું પુસ્તકાલય ન તપાસાય તો નભી શકે; પરંતુ ફરજને અંગે જ જેને ગ્રંથપાલ કે મંત્રીની સહી કરવી પડે છે તેવા શિક્ષકોને પનારે પડેલાં પુસ્તકાલય વરસમાં એકાદ બે વખત અવશ્ય તપાસવાં જોઇએ. હાલ, દરેક પ્રાંતમાં ઘણાં પુસ્તકાલયો ઉભાં થયાં છે. તેમને આબાદ રાખવા માટે પુસ્તકાલય ખાતાને પૂર્ણ જવાબદાર એવા સ્વતંત્ર તપાસનીસની જરૂર તો છે જ. તેમ ન થાય ત્યાં સુધી આ પ્રવૃત્તિના બારીક અભ્યાસી સેવાભાવી માણસો કે અમુક મુદત પૂરતા પગારદાર પ્રચારક રોકવાનું હાલનું ધોરણ દરેક મહાલે સ્વીકારવું ઇષ્ટ છે. માનવંતા મહાલ શાળાધિકારી સાહેબોએ પણ પુસ્તકાલયોની ઉપલક તપાસણી ન કરતાં, તેનો હિસાબ, રજીસ્ટર, ઇશ્યુબુક વગેરે તપાસી આળસુ ગ્રંથપાલોની આળસ ઉડાડવાની જરૂર છે. નિયમિત તપાસણી વગર સારાં પુસ્તકાલયો પણ આળસુ અને અપ્રમાણિક બનવા સંભવ રહે છે.

**ગ્રામ સેવકોને.**

પુસ્તકાલયો સ્થપાયાં તેથી સંતોષ માની લેવાનો નથી; તેનો સદુપયોગ થાય તો જ લોકોના તેમજ કૃપાવંત સરકારના વપરાએલા પૈસાનો સદ્વ્યય થયો ગણાય. આવ્યાં તે દિવસથી આજસુધી કબાટમાં ગોંધાઇ રહેતાં પુસ્તકોને મુક્ત રાખવા સારૂ પણ કોઇ કોઇ સ્થળે સાધારણ અંકુશની જરૂર હોય છે. તપાસણી વખતે વ્ય. મંડળને બોલાવી જણાતી ખામીની સૂચના થાય, ખૂટતાં પુસ્તકો બાબત તાત્કાલિક ચાંપતી તપાસ લેવાય, પુસ્તકાલયનો લાભ લોકોને સમજાવાય, તો લોકોને પણ સમજાય કે આ સંસ્થા પણ તપાસાય છે, અમુક વ્યક્તિની મલીકીની તે નથી જ. પરિણામે તેના તરફ વધુ મદદ કરવાની પણ ઇચ્છા ઉદ્ભવે. સરકારે અને દેશનેતાઓએ ગ્રામોન્નતિને માટે હાલ ભગીરથ પ્રયત્ન શરૂ કર્યા છે. "પુસ્તકાલય એ ગ્રામોન્નતિનું એક ઘણું જ મહત્ત્વનું અંગ છે" એમ પણ તેમણે સ્વીકાર્યું છે.

આપણા અગ્રબુદ્ધિ રાજપિતાએ આ અંગને પ્રથમથી જ ખીલવી મૂક્યું છે એટલે આપણે ત્યાં ગ્રામોન્નતિના કાર્યમાં વધુ વેગ મળ્યો છે એ ખરૂં; છતાં હજુ પુસ્તકાલય પ્રવૃત્તિ વધુ સફળ ક્યારે બને, એ ગ્રામોન્નતિના કામમાં રસ લેનારાએ વિચારવાનું છે. પ્રથમ તો

શિક્ષક ભાઈઓએ ફરજીયાત શિક્ષણનો પૂરેપૂરો અમલ કરી બતાવી ઉગતી તમામ પ્રજાને અક્ષરજ્ઞાનસંપન્ન બનાવી પુસ્તકાલયોને સોંપવાની છે. મોટી ઉમ્મરનાં અભણ માણસો માટે અક્ષરજ્ઞાન યોજનાશાળા, રાત્રીશાળા કાઢી તેને પણ વાંચતાં કરી પુસ્તકાલયનો લાભ લેતા કરવાનાં છે. આ કાર્ય માત્ર શિક્ષકનું જ નથી. ગામમાં કોઈ એક વ્યક્તિ સેવાભાવી હોય તો તે જ બધું કરશે એમ માની લેવું હાલના સમયમાં પાલવે તેમ નથી. તેની શક્તિને અનેક સ્થળે રોકતાં તે પોતાનું મુખ્ય કાર્ય પણ સંતોષકારક કરી શકે નહિ; કારણ તેટલી બધી શક્તિ ધરાવનાર માણસો તો ગણ્યા ગાંઠ્યા જ હોય છે. માટે ગામના બીજા શિક્ષક કે ગ્રામ-સેવકોએ રાત્રીશાળા, ગ્રામ ઔષધાલય, વ્યાયામશાળા અને આરોગ્યનાં કામો વહેંચી લેવાં જરૂરનાં છે. તો જ તે ગામની સર્વદેશીય સાચી ઉન્નતિ થઇ શકે. શાળા અને રાત્રીશાળામાં આવનારને સારાં પુસ્તકો, વાર્તાઓ અને ખબરો વાંચી બતાવી વાંચતા કરવા જેથી તેની જીજ્ઞાસાવૃત્તિ વધુ ઉત્તેજીત થાય અને પુસ્તકાલયોમાં દોડતા જાય.

જે જે ગામે શિક્ષકે કામ કર્યું હોય ત્યાં ત્યાં પોતાની પાસે ભણેલા વિદ્યાર્થીઓ ભવિષ્યમાં ત્યાંના પુસ્તકાલયના વાચક થયા જ હોય, તો તેમાં તે શિક્ષકે પોતાના ધંધામાં એક વધુ પ્રકારની સફળતા મેળવી છે એમ સમજવું.

છેલ્લે, આ પરિષદમાં આવેલા સૌ પુસ્તકાલયપ્રેમી ભાઇઓને એટલું જ વિનવવાનું છે કે જેણે આ રીતે કામ કર્યું છે તે બીજાને પણ તેવી રીતે કામ કરતા કરે અને ગરીબ માણસો પણ પુસ્તકાલયનો લાભ લઈ ગરીબાઇના દુઃખે જડ રહેવું પડયું એમ કહેતા બંધ થાય તેમ કરી પોતાના પુસ્તકાલયને વિશ્વવિદ્યાલયના જેટલું જ આદરણીય બનાવે. આપણાં જ્ઞાનમંદિરો આવી રીતનું ગૌરવ પ્રાપ્ત કરે તેવું કામ કરવાનું પરમેશ્વર આપણને બળ આપે અને આપણા રાજપિતા તેમની પ્રજાકલ્યાણની ઉદાર યોજનામાં વધુ ને વધુ ઉદારતા બતાવવા ઘણાં વર્ષો જીવે એમ ઇચ્છીએ.



## જ્ઞા ન તૃ ષા

(માલિની)

તરસ ખુબ જ લાગી, મુજને તો અરેરે !!  
ભ્રમણ મગજ થાતું, સુવારિ વિણુ આજે;  
તરત મનુજ બોલ્યો, જ્ઞાન ક્યાં શોધતો તું ?  
ચલ ચલ ઝટ ભાઈ ! પુસ્તકો ઢુંઢવા ને.  
નહિ, નહિ, નહિ, બાપુ ! આપ મુને અહીં તું,  
નહિતર ઝટ જાશે, પ્રાણ મારો અરેરે !!!  
કરુણ નૃપ 'સયાજી' આપશે જ્ઞાન તુંને,  
જન અમર તપો સૌ, જ્ઞાનપ્રેમી 'સયાજી !'

રણુંગ,  
મહેસાણા.

—મંગલમ્  
(ઉ. વ. ૧૪)



# જડેલું જવાહીર !

[ શોધકઃ—કાળિદાસ દયાળજી વણકર, રણુંજ ]

ઉત્તમ પુસ્તકોમાં જ્ઞાનરૂપી જે બહુ ઉપકારક દ્રવ્ય ભરેલું છે તે જોતાં ગરીબ માણસ પણ કેટલા થોડા ખર્ચમાં એ પુસ્તકો લઇ શકે છે, અને પોતાના જ્ઞાનમાં, ચારિત્ર્યમાં અને સામર્થ્યમાં કેટલો બધો વધારો કરી શકે છે ! વ્યાસ અને વાલ્મીકિ, જ્ઞાનેશ્વર અને તુકારામ, શ્રીકૃષ્ણ અને રામચંદ્ર, ગૌરાંગ અને કબીર, નાનક અને તુલસીદાસ, રામતીર્થ અને વિવેકાનંદ, હ. મહમદ અને ગઝાલી, ખ્રીસ્તી અને પ્લેટો, દત્તાત્રય અને રંતિદેવ, ભગીરથ અને હનુમાન, બલિ અને પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર અને શીબી, ગાર્ગી અને સાવિત્રી, તથા રામદાસ અને સૉક્રેટિસ જેવા દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ તથા ચારિત્ર્યચંદ્રોદયમાં હવે તે સહેલાઈથી આળોટી શકે છે.

સઘળા યુગના મહાત્માઓ, મહાકવિઓ, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારીઓ, મહાવીરો, અને ગ્રંથકારો સાથે તે વાતચીત કરી શકે છે. શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ ભીષ્મ, અર્જુન, પ્રતાપ, શિવાજી, સીઝર, સીકંદર અને નેપોલીયન જેવાઓની પાછળ તેમનાં યુદ્ધક્ષેત્રોમાં જઇ શકે છે, અને જ્ઞાન વિજ્ઞાનનાં ગૂઢ રહસ્યો પણ ઉકેલી શકે છે.

કુડીબંધ મહાત્માઓ કે જેમાંના દરેકે મહાન ઉદ્દેશપૂર્વક અને ઉત્સાહથી કામ કરીને લોકોની સ્થિતિ સુધારી છે, તેમનાં જીવનચરિત્રોમાં જેટલી અસર રહેલી હોય છે તેટલી બીજા શામાં હોય ?

એવાં ઉત્તમ ચરિત્રો વાંચવા વિચારવાથી માણસને ઉચ્ચ વિચારો અને ઉત્સાહ આવી તેનું ચરિત્ર અવશ્ય ખીલે છે. કેમકે એવાં ચરિત્રો જેવી ઉત્તમતા વર્ણવે છે તેવી ઉત્તમતા બીજાઓમાં પણ જાગી ઉઠે એવો ખાસ હેતુ એવાં ચરિત્ર યોજવામાં રહેલો હોય છે.

આરસી વડે પોતાના ચહેરામાં ડાઘ જણાતાં જ મનુષ્ય તેને કાઢી નાખી કાંતિ વધારવા મથે છે, તેમ ઉત્તમ ચરિત્રરૂપી સ્વચ્છ આરસી વડે પોતાના ગુણ દોષ સમજીને મનુષ્ય દોષોને ટાળવા અને ગુણોને ખીલવવા જાગ્રત થાય છેઃ અને ઉપદેશથી જે કામ નથી થતું તે કામ એવી રીતે રૂડાં જીવન ચરિત્ર સહેજે પાર પાડે છે.

ઉત્તમ ચરિત્રો બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે, કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે, કેવી ઉચ્ચ અસરો ફેલાવી શકે, અને મહત્તા મેળવવાનો માર્ગ સર્વ કોઇ માટે ઉઘાડો છે.

ઉત્તમ ચરિત્રોથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, અને આપણામાં કૌવત, હિંમત મહત્ત્વાકાંક્ષા અને શ્રદ્ધા જાગી ઉઠી રૂડાં અને મોટાંઓનાં કામોમાં જોડાવા ભાગીદાર થવા ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ ચરિત્રોના સહવાસમાં આવવું એ તે ઉત્તમ આત્માઓનો અને મહાત્મા મંડળનો સહવાસ સેવવા બરાબર છે.

જેમાં દિવ્યશક્તિ બિરાજતી હતી તે શરીર નાશ પામ્યાને તો કદાચ યુગોના યુગો વહી ગયા હોય છે, પરંતુ એ મહાજનોનાં ચરિત્ર દ્વારા વર્ણવાયલાં નૈતિક અને બૌદ્ધિક શક્તિઓ તથા સત્યો તો હજી પણ મહત્તા અને ગૌરવના માર્ગ પર પોતાનો દિવ્ય પ્રકાશ આપીને બીજાં અનેક મનુષ્યોને એ દિવ્ય માર્ગે ચાલવાની પ્રેરણા અને ઉત્સાહ આપ્યા જ કરે છે.

# થોડુંક જાણવા જેવું

**ચિત્રબજારની તેજી મંદી:**—ચિત્રકાર રેમ્બ્રન્ટના નાના ચિત્રની ગયા અઠવાડિયે ૨૧૦૦ ગીની લંડનમાં ઉપજી હતી. એક ચોરસ ઇંચના ૪–પૌં. ૧૯–શિ. ૪ પે. ઉપજ્યા.

રેમ્બ્રન્ટને પોતાને પણ આ જોઇને નવાઇ લાગત. તેના સારા દિવસોમાં પણ જ્યારે તેને ચિત્રના ૨૫ પૌંડ મળતા ત્યારે તે પોતાને ભાગ્યશાળી માનતો હતો.

ઇ. સ. ૧૬૫૭ માં જ્યારે તેણે દેવાળું કાઢયું ત્યારે તેનાં બધા સ્કેચો તથા ચિત્રો ૫૦૦ પૌંડમાં વેચી નાખવામાં આવ્યા હતાં.

પરંતુ પાછળથી મોટી કિંમત ઉપજવાનો આ દાખલો વિરલ નથી. વિન્સેન્ટ વાન ગોઘ ઇ. સ. ૧૮૯૦ માં મરણ પામ્યો, ત્યારે તેની એવી સ્થિતિ હતી કે રંગ ખરીદવાના પણ તેની પાસે પૈસા નહોતા.

આજે તેનાં ચિત્રોની કિંમત ૩,૦૦૦ થી ૪,૦૦૦ પૌંડ ઉપજે છે. તેનો મિત્ર દારૂની પ્યાલી માટે તેનાં ચિત્રો વેચવાને ખુશી થતો. તેજ ચિત્રોના આજે ૩૦૦૦ પૌંડ ઉપજે છે. છેલ્લાં ૭ વર્ષોમાં ક્રિસ્ટોફર વૂડનાં ચિત્રોની કિંમત ૫ પૌંડથી વધીને ૩૦૦ પૌંડની થઇ છે. તેથી ઉલટું આલ્મા ટાડેમાનાં ચિત્રોની કિંમત ૪૦ વર્ષો પહેલાં ૫૦૦ ગીની હતી તેના આજે કોઇ પાંચ પૌંડ પણ આપતું નથી.

* * * *

**૧૯૩૬માં મહાન સાહિત્યકારોનાં મૃત્યુ:**—૧૯૩૬ ના એક વર્ષ દરમ્યાન જગતે નવ સાહિત્ય રત્નો ગુમાવ્યા છેઃ તેમાં બે તો નોબલ પ્રાઇઝ મેળવનારા હતા.

૧. મી. રુડયાર્ડ કિપ્લિંગ : મૃત્યુ ૧૮ મી જાન્યુઆરી.
૨. શ્રી વિદ્યાધર વામન ભીડે : ,, ૨૫ ,, ,,
૩. મી. ડબલ્યુ. બી. યીટ્સ ( નોબલ પ્રાઇઝ ૧૯૨૪ ) : મૃત્યુ ૨ ફેબ્રુઆરી.
૪. શ્રી. લક્ષ્મીબાઇ તિલક : ,, ૨૪ ,, ફેબ્રુઆરી.
૫. મી. જી. કે. ચેસ્ટર્ટન : મૃત્યુ ૧૪ જુન
૬. મેક્સિમ ગોર્કી : ,, ૧૮ જુન
૭. ડૉ. સન્ડર લેન્ડ : ,, ૨ ઑગસ્ટ
૮. શ્રીયુત પ્રેમચંદજી : ,, ૮ ઓક્ટોબર
૯. લુઇ પીરંડેલો ( નોબલ પ્રાઇઝ ૧૯૩૪ ) ,, ૧૦ ડીસેમ્બર.

* * * *

**દુનિયામાં સૌથી નાની પુસ્તિકા:**—મ્યુનિચનો એક સૈનિક બોંબના ધડાકાથી જખમાઇ ગયેલ છે. તેનું નામ મી. વેલેન્ટિન કૉફમેન છે. તેણે હમણાં જ એક પુસ્તક લખીને પુરું કર્યું છે. જગતનાં બીજાં સર્વ પુસ્તકોમાં આ પુસ્તક સૌથી નાનું કદ ધરાવે છે. ચાલુ ટપાલની ટીકીટના અર્ધા ભાગના કદની આ પુસ્તિકા છે. એની જાડાઇ ૩/૧૬ ઇંચ છે, તેમાં ૯૬ પાનાં છે. આ પુસ્તિકા લખવામાં લેખકને એક વર્ષ લાગ્યું છે. આ પુસ્તિકા તેણે માત્ર ટાંક બદલ્યા સિવાય એક જ કલમે લખી પુરી કરી છે. હાથના લખેલાં પુસ્તકોમાં સૌથી નાનામાં નાની હોય તો માત્ર આ એક જ પુસ્તિકા છે.

*  *  *  *

**કોપીરાઇટના ભંગ માટે મોટામાં મોટો દાવો:**—માર્ગરેટ મિચેલનાં પુસ્તક "ગૉન વિથ ધી વિન્ડ" (Gone with the wind) કેટલાય દેશોમાં રેકર્ડ વેચાણ ધરાવે છે. તે પુસ્તક હાલમાં નુકશાની મેળવવાનો વિષય બન્યું છે.

બીજી અમેરિકન લેખક સુસન લૉરેન્સ ડેવિસે ન્યુયૉર્ક ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં ધી મેકમીલન પબ્લિશિંગ કંપની સામે ૧,૬૨૫,૦૦૦ પૌંડની રકમનો મોટો દાવો, કોપીરાઇટના ભંગ માટે માંડયો છે. તેનો દાવો એવો છે કે થોડાં વર્ષો પહેલાં તેણે લખેલ પુસ્તક 'ઑથેન્ટિક હિસ્ટરી ઑફ ધી કુ કલક્સ કલાન (Authentic History of the Ku klux klan) માંથી આ પુસ્તક ઉતારવામાં આવ્યું છે. પુસ્તકની વેચાયેલ દરેક નકલ દીઠ તેણે ૧૨૫૦ પૌંડની નુકશાની માગી છે. જે પ્રમાણમાં નકલો વેચાણી છે તે જોતાં, જો દાવો સાબીત થાય તો નુકશાનીનો આંકડો મોટો—કોપીરાઇટના કિસ્સામાં અભૂતપૂર્વ—થશે તેમ માનવામાં આવે છે.

*  *  *  *

**દશ લાખ ડૉલરનું ઇનામ:**—તા. ૧ ડીસેમ્બર ૧૯૩૭ પહેલાં શ્રેષ્ઠ નવલકથા લખી મોકલનારને મેસર્સ ડોડ મીડ અને ધી રેડબુક મેગેઝીને દશ લાખ ડૉલરના નવા ઇનામની જાહેરાત કરી છે. તાજેતરની તેમની પહેલી હરીફાઇમાં તે ઇનામ માર્ગરેટ ફ્લિન્ટને તેના પુસ્તક 'ઓલ્ડ એશબર્ન પ્લેસ' (Old Ashburn place) માટે મળ્યું હતું.

છોટાલાલ માનસિંગ કામદાર



રૂપ અને યૌવનથી સંપન્ન હોય અને મોટા કુળમાં જન્મ્યો હોય, તોપણ ખાખરાનાં ફૂલ જેમ સુગંધી વિના શોભતાં નથી તેમ વિદ્યાહીન મનુષ્યો શોભતાં નથી.

—ચાણાક્ય

# વાચન તરંગ

## ૧. સત્યના પ્રયોગો ખંડ ૧–૨:–

आझादियां कहां यह अब अपने घोंसलेकी
अपनी खुशीसे आना, अपनी खुशीसे जाना
आता है याद मुझको गुजरा हुआ जमाना

હિંદી કવિએ બુલબુલના જેલજીવન ઉપર દયા ખાઈ તેની સ્વતંત્રતા ખૂંચવી લેનાર માનવજાત પાસે જેમ ઉપરની દલીલ કરી છે, તેવાજ પ્રકારની ભારતવર્ષનાં માનવ-પંખીની સ્વતંત્રતા માટે મહાત્મા ગાંધીજીની દલીલ છે. તેને પણ ગુજરેલો જમાનો રામરાજ્ય (સુરાજ્ય) સાંભરે છે ને જોઈએ છે. ભલા, સમસ્ત ભારતવર્ષ તરફથી દલીલ રજુ કરવાનો તેને શું અધિકાર છે? તેનામાં એવું કયું મહાન બળ છે? આ જીવનમાં તેના કયા એવા ભગીરથ પ્રયત્નો છે કે આજે પણ શેગાંવની ઝુંપડીમાં વસતા આ સંતના મોમાંથી બોલાતા એક એક શબ્દને પણ અમરત્વ અપાઈ રહ્યું છે? આ બધા પ્રશ્નોના ઉત્તર 'સત્યના પ્રયોગો' જ આપી શકે તેમ છે.

'થોમસ આલ્વા એડીસન'નો વૈજ્ઞાનિક શોધક તરીકેની શક્તિના પરિચયમાં આવ્યા પછી, તેની અનેકવિધ અનુપમ શોધકવૃત્તિ પરત્વે ભક્તિભાવ જન્મે છે. તેનું વ્યક્તિત્વ અદ્ભુત પણ લાગે છે. આ વૈજ્ઞાનિક વીરના જીવનચરિત્ર પછી પુસ્તકાલય મંડળે આપણા જ દેશમાં જન્મેલા ગાંધીજી કે જેનું જીવન સત્યના પ્રયોગોમાં જ વ્યતિત થયું છે, થાય છે, અને થશે, તેવા પ્રાતઃસ્મરણીય પુરુષનું જીવનચરિત્ર બારીકાઈથી વાંચવાનો પ્રસંગ આપ્યો છે તે ઠીક જ કર્યું છે. પરીક્ષાર્થે સત્યના પ્રયોગોનું પુનઃ પુનઃ વાચન કર્યા પછી વૈજ્ઞાનિક શોધક એડીસન અને સત્યશોધક ગાંધીજીની તુલના કરીએ. વિજ્ઞાનયુગ પ્રવર્તક એડીસનના કરતાં વધુ ઉચ્ચ પદ ગાંધીજીને આપી શકાય તેમ છે કે નહિ? જગતને થોડાં બળ વડે અનેકગણો લાભ બતાવતો આજનો વૈજ્ઞાનિક વિકાસ તેનો સંહાર કરવામાં પણ સર્વશ્રેષ્ઠ સાધન બનશે, એવી માન્યતા આજના રાજનીતિજ્ઞોમાં ઘર કરી ગઈ છે. આધ્યાત્મિક ઉન્નતિ વગર આ સંહારક બળનો દુરુપયોગ થશે એવી આગાહી વર્તમાન બનાવો આપી પણ રહ્યા છે. આધ્યાત્મિક પ્રયોગોમાં વધુમાં વધુ સફળ નીવડી કર્મવીર તરીકેનું વિશેષણ કાયમ સાચવી જાણનાર પોરબંદરના વણિકપુત્ર મોહનદાસને જગત મહાત્માજી શા કારણે કહેતું થયું? તેનો ઉત્તર વાચનતરંગમાં શી રીતે આપી શકાય? એને માટે જીજ્ઞાસુએ સત્યના પ્રયોગોનું મનન કરવું પડશે. મનનને અંતે સમજાશે કે ગાંધીજીની સમજણ વધતી ગઈ તેમ તેમ તેની સત્યની મર્યાદા પણ વધતી જ ચાલી. પોતે જેને સત્ય જાણ્યું તેને પામવા અસંખ્ય પ્રયોગો કર્યા. તે પ્રયોગોમાં એડીસનના કરતાં પણ વિશેષ દેહદમન, સ્વાર્થત્યાગ અને એક નિશ્ચયની જરૂર પડી. કહેવાતા ઘોર કળિયુગમાં સત્યની પાછળ જીવનને હોમી દેવાની

હંમેશની તત્પરતા બતાવનાર આ સત્યયુગ પ્રવર્તક વ્યક્તિના આજસુધીના અખતરામાં જ તેનું જીવન પસાર થયું હોવાથી તેના પ્રયોગો એજ આત્મકથાના રૂપમાં ફેરવાઇ જાય છે.

આધ્યાત્મિક વિકાસ વિના જગત સાચી ઉન્નતિ પામનાર નથી. તેના વિકાસ નીચે જ વિજ્ઞાનના વિકાસનો સદુપયોગ થનાર છે એ વાત કબુલ કરતા હોઇએ તો તેટલે દરજ્જે એડીસનના કરતાં પણ વધુ ઉપકારક જીવન ગાંધીજીનું છે એમ કબુલવું પડશે. આ પ્રયોગોમાંથી જ ગાંધીજીને અતુલ આત્મબલ પ્રાપ્ત થયું છે. હિંદુસ્તાનમાં ગંગાને લાવનાર ભગીરથ રાજાના કરતાં પણ વધુ ભગીરથપણું ગાંધીજીમાં છે એમ તેથી જ ભારતવર્ષે સ્વીકાર્યું છે. આ લાયકાત પર મોહ પામી દેશનું નેતૃત્વ વગર નોતર્યું તેને વળગી રહ્યું છે. તેને દેશ તરફથી દલીલ કરવાનો અધિકાર આ સબબે છે. પ્રશ્ન એ છે કે સત્ય પાછળ જીવનને ઘસડી જનાર ધર્માનુરાગી વ્યક્તિ સાથે રાજપ્રકરણને શો સંબંધ છે? તેનો ઉત્તર એટલો જ આપી શકાય કે સાધારણ માણસની અને તેની સત્યની વ્યાખ્યામાં આસમાન જમીનનો ફેર છે. ગાંધીજીની સપુતાઇ તો આજે હિંદમાતાનું હૈયું ઠારી રહી છે. ભારત-માતાની લાયકી આ વીર બાળકે જગતને સમજાવી દીધી છે. સત્યને ચાહનાર ગાંધીજી માત્ર પોતાનામાં જ તેવી લાયકી મેળવી સંતોષ માનનાર નથી. તેના પ્રયોગો બધા જ કરતા થાય એવું પ્રચારકાર્ય પણ સાથે જ ચાલતું હોવાથી દેશસમસ્તની સઘળી શક્તિઓના સમન્વયમાં આવવાની તેને ફરજ પડે છે. એટલે રાજપ્રકરણવા પણ તેઓ મુક્ત રહી શકે જ નહિ.

ઇચ્છેલું આપનારી ગાયમાતા તેનાં બાલબચ્ચાં સહ તાજીમાજી જીવતી રહે અને બધાંને ઇચ્છેલું આપતી પણ રહે, તેવી સારવાર ગોપાલ તરફથી થવી આવશ્યક છે. એ સત્યઘટનામાં આજની તેમની દેશવ્યાપક હીલચાલનું મૂળ છે.. સત્યને સમજનારા અને તેનું સમર્થન કરનારા પહેલાંના પેગંબરોને પણ ઉપરના કારણે જ રાજપ્રકરણ સાથે સંબંધમાં આવવું પડયું હતું.

જગતના પ્રાચીન ઇતિહાસ તરફ નજર કરતાં સ્પષ્ટ સમજાય છે કે અર્ધસત્યને ચાહનારાની સામે નગ્નસત્યની લડત થતી જ આવી છે. વળી તે વખતે પ્રતિપક્ષના વધુ ઉદ્દામ વિચારોને નિર્મૂળ કરતાં ન્યાયને તો બિચારાને નાસવું જ પડયું છે. દેશમાં જે આંદોલનો ચાલુ છે તે ઉપરની વસ્તુનું પુનરાવર્તન માત્ર છે. હવે સહજ ગાંધીજીના વ્યક્તિત્વ તરફ વળીએ.

ગાંધીજીનું વિદ્યાર્થી જીવન, ગૃહસ્થાશ્રમ એ તમામ અવસ્થામાં તેમના આજના પ્રયોગોનું મૂળ છે એ વાંચવાથી સમજાશે. બીજા રાજનીતિજ્ઞ નેતાઓની લડત અને ગાંધીજીના પ્રયત્નોમાં પણ ભેદ હોવાનું કારણ તેમને સત્ય અતિ પ્રિય છે એજ છે. રાજદ્વારી ક્ષેત્રમાં આવી બારીક સાધુતા અસ્થાને છે એમ કોઇકોઇનું મંતવ્ય છે. આ કારણે સત્યને શોધનાર ગાંધીજી બીજા દેશોમાં બને છે તેમ દેશસેવકમાંથી સરમુખત્યાર બનવાનું ઇચ્છતા નથી, પણ દલીલ કરનાર માટે માર્ગ ખુલ્લો રાખવાનું શીખેલા છે. આથી મહાત્માજીની મહત્તા દિવસે દિવસે વધતી જાય છે.

વાચકમિત્ર ! "સત્યના પ્રયેગો" ન વાંચ્યા હોય તો હજુ પણ વાંચી જશો. તેમાં માત્ર દેશસેવાનો ધંધો કરનારને જ માર્ગદર્શન થાય તેવા જ વિચારો નથી, જીવનમાં ઉતારવા યોગ્ય એવા અનેક કૌટુંબિક દૈહિક અને માનસિક પ્રયોગો પણ છે કે જેના વડે માણસમાં સત્ય પર પ્રેમ, નિઃસ્વાર્થ, સાદાઇ અને સંયમ જેવા ગુણોનો પ્રવેશ થાય છે. ટૂંકામાં આત્માને પણ પવિત્ર અને બળવાન બનાવવા આ પુસ્તક વાંચવું આવશ્યક છે. બીજી કોઇકજ આત્મકથામાં જડી આવે તેવા પ્રકારના પોતાનામાં રહેલા દોષ, તેના જન્મનું કારણ અને લીધેલા ઉપાય ગાંધીજીએ નીડરતાથી વર્ણવ્યા છે પોતાના આવા ઉચ્ચ કોટીના નિર્મળ સ્વભાવના કારણે પણ ગાંધીજી આ ઉંમરમાં પણ યુવાનને હંફાવે તેટલી પ્રવૃત્તિ કરી શકે છે. તેનું જીવન તદ્દન સ્પષ્ટ હોવાથી પોતાના બચાવ માટે તેને વખત ગુમાવવો પડતો જ નથી. સત્યની શોધમાં નીકળેલા અનેક ઉતાવળીઆ શામળ જેવા યુવાનોને સાચી સલાહ આ પ્રયોગનિષ્ણાત પૂજ્ય વ્યક્તિ વર્ષોનાં વર્ષો આપ્યા કરે એમ કયો સ્વદેશી નહિ ઇચ્છતો હોય ? વૈષ્ણવ જન તો તેને કહીએ એજ રાગનું કાવ્ય અત્રે ટપકાવી આ લખાણ પૂરું કરવું અસ્થાને નથી જ :-

સત્ય શોધ સહેલી ના જાણો, શોધકથી સમજાશે રે
કાચા પોચા કાયર થઇને, અધવચ લટકી જાશે રે—સત્ય.
શાહ રૂઠો પણ શની છે એ, કંટક કપરા વાગે રે
મસ્ત બનો તો સુખની સીમા, ભય દુઃખ તેથી ભાગે રે—સત્ય.
માનવથી પર મોહન ગાંધી મનમંદિર અજવાળે રે
અંતર તેજે *તમમાં તારો, પરમ પ્રભુને ભાળે રે—સત્ય.
જન્મે કોટી મરતાં કોટી, જીવી તેં મસ જાણ્યું રે
ભારતકુંજે કૃષ્ણ સરીખું, મધુરું જીવન માણ્યું રે—સત્ય.
શોધક તારાં સ્વપ્ને સુરંગી, અવર ભ્રમર કો આવે રે
મિષ્ટ સુહાગી પુષ્પ પરિમલ, સમીર વિશ્વે પ્રસરાવે રે—
સત્ય શોધ સહેલી ના જાણો૦

સિદ્ધપુર ] ખીમજીભાઇ ટી. ઠાકર

૨. સ્વામી:—બંગાળના સુપ્રસિદ્ધ લેખક શ્રી શરદબાબુ કૃત આ પાંચ વાર્તાનો સંગ્રહ છે. અનુક્રમ તથા ગુણ અને કલાની દૃષ્ટિએ પણ પ્રથમ વાર્તા 'સ્વામી'ની છે, અને એ વાર્તાના નામ ઉપરથી આખા સંગ્રહનું નામ પડેલું છે. 'સ્વામી' માં ક્ષમા અને સહનશીલતાનું અમોઘ બળ બતાવાયું છે. નિષ્ઠુર બેનકાઇ પણ ક્ષમાના પુનિત મંત્રોથી કેવી પાવન થઇ શકે છે તે આ વાર્તામાં બતાવાયું છે. નાયિકા સૌદામિની કૌમાર્યથી જ મલિનમાનસી છે. એક વર્ષની નાની વયે પિતા મરણ પામવાથી માતાને મૈયર વાસ કરવો પડે છે. મામો અજ્ઞેયવાદી છે, માતા ભાવિક છે. આ વિષમ સંસ્કારોમાં સૌદામિની ઉછરી છે. પ્રકૃતિ જેમ વધુ સૂક્ષ્મ હોય છે તેમ સૌદામિનીનું બાલમાનસ

* અંધારું.

નાસ્તિકતા પ્રત્યે વળતું જાય છે. તેના એ ભાવને તેનો મામો શોખ–સુધારા તરીકે પણ કેળવતો જાય છે. આ વાતાવરણમાં સૌદામિની સોળ–સત્તર વર્ષની થાય છે.

આ અરસામાં એ અજ્ઞેયવાદી મામાને ત્યાં પાડોશના નરેન નામના કૉલેજમાં ભણતા યુવકની અવરજવર થાય છે. કહેવાતી કેળવણી અને સંસ્કારિતાને જે જે મોહની જાળ, પ્રેમના દંભ અને પ્રપંચથી ગોષ્ટિ સ્વાભાવિક હોય છે તે તે સર્વથી સૌદામિની નરેનના કાબુમાં આવતી જાય છે. પરિણામે તેઓ એકમેકને ચહાતાં બની જાય છે.

પણ સૌદામિનીનું લગ્ન તો બીજે સ્થળે થાય છે. 'લગ્નમંત્રો 'એ ફેરવેલો આ દેહસ્વામી પોતાની અલૌકિક વિચિક્ષણતા અને ગુણસુરભિથી માનસસ્વામી બને છે. અને આ દિશાવિરોધી જબ્બર પરિવર્તન લેખકે એટલી ઉત્કૃષ્ટ કલા અને સાહજિક સરળતાથી દર્શાવ્યું છે કે વાચકને આ વ્યક્તિત્વપલટામાં ક્યાંય ખટકો લાગે નહિ.

લૌકિક દષ્ટિએ સૌદામિની, સ્વામી ધનશ્યામની થાય છે. પણ તેના માનસમાં તો નરેને અશુભ વાસ કરેલો છે. જો કે એ અવગમન માત્ર સૌદામિનીને આંતરિક વલોણે તો વલોવતાં જ રહે છે. આત્માનો અવાજ તો તેને કોર્યા જ કરતો હોય છે.

ધનશ્યામ તો સ્થિતપ્રજ્ઞ યોગી સમાન છે. કુટુંબનો તે મોભી અને પાલનકર્તા છે. છતાં કુટુંબનાં સર્વ માણસો તેના પ્રત્યે વધુમાં વધુ બેદરકાર છે. તે અવમાનાય છે, અપમાનાય છે. અને એ સર્વ છતાં ધનશ્યામ તો પોતાનું કર્તવ્યકર્મ આનંદથી બજાવ્યે જ જાય છે.

' અવમાન્ય 'ના પરભાર્યાં અપમાનોમાં જે આસ્વાદ આવે તે આસ્વાદ સૌદામિનીને શરુઆતમાં ધનશ્યામ–સ્વામીની પરિસ્થિતિથી આવે છે.

અજ્ઞાન જેમ જ્ઞાનને ઓળખી શકતું નથી તેમ સૌદામિની ધનશ્યામને ઓળખી શકતી નથી.

પણ સ્વામીની તેજરાશ જેવી અસ્મિતાની કાંઇક ઝાંખી સૌદામિનીને, સ્વામી સાથેના વાદમાં ઇશ્વરના ઇન્કાર વખતે થાય છે.

પણ પાપની રસમો બહુ બુરી હોય છે. વિકારી સર્વત્ર વિકાર જ જૂએ છે. સૌદામિનીનું માનસ પાપના સ્વાદો મૂકતું નથી. 'નરેન'નું ભૂત તેના વિકાર વધાર્યે જ જાય છે.

હિંદુ સ્વામીના જલદમાં જલદ અપમાન રૂપ તે સ્વામીથી પૃથક્ શયન કરે છે. અને ધનશ્યામ પ્રત્યેના સૌદામિનીના આ સર્વ વિતરાગની ખબર નરેનને, મુક્તા નામની બાતમીદાર દાસી મારફત મળે છે.

અને એ ખબરેથી સૌદામિની પોતાને સર્વ રીતે અધીન હોવાના ભ્રમે તે સૌદામિનીને ત્યાં મહેમાન બની આવે છે.

સ્વામી તે દિવસે બહારગામ હોય છે. નરેનની ધ્યેયલક્ષિતા સૌદામિની છે. આ બન્નેની પ્રણય–ગોષ્ટિ સૌદામિનીની સાસુ જોઇ જાય છે, અને દ્વેષી ઔરત જે ડંકમાં ડંક મેણાં દઇ શકે તે મેણાંથી સાસુ સૌદામિનીને જલાવી દે છે.

અને કોઇ પણ પતિત્વ જે કસોટીમાં અનુત્તીર્ણ નિવડે તેવી કપરી કસોટી રૂપના એ-પરપુરુષ સાથેની પ્રણયગોષ્ટિના-પ્રસંગથી સાસુ ઘનશ્યામને વાકેફ કરે છે. અને સૌદામિનીનો રસોડાપ્રવેશ સદંતર બંધ થાય છે. પણ સ્વામી તો સાચો સ્વામી છે. સૌદામિની પ્રત્યે તે સહેજ પણ આકળો પડતો નથી. 'સંપૂર્ણતા' બાલીશતા પ્રત્યે જે ક્ષમ્યતાથી નિભાવે તે ક્ષમ્યતા સ્વામીમાં છે.

આ સ્થિતિએ સૌદામિનીની ભ્રમણુતા એક સ્વાઘાત ઉપજાવે છે. સ્વામીના ગજવામાંથી પોતાની મા તરફનો પત્ર મળી આવે છે. પત્રમાં મકાન બળી ગયાની ખબર હતી. પોતાની ગરીબ માને પોતે કાંઇ મદદ કરવાનું કહેશે એમ માનીને જ ઘનશ્યામે આ પત્ર પોતાથી છૂપાવ્યો છે એમ સૌદામિની માની બેસે છે.

આ અરસામાં નાણાંતંગીના-પણ મણું કરી તો પોતાની સાસુને મદદ આપવા *માટે જ-મીલે ઘનશ્યામ ગીરો મૂકવા માટે ઘરેણાંની માગણી સૌદામિની પાસે કરે છે.* એટલે ધૂમાતા વહ્નિમાં દીવાસળી ચંપાવાથી જે ભડકો ભભૂકી ઉઠે તેવું સૌદામિનીનું બને છે. તે જલી જાય છે, અને આવેગવાન સાહસથી નરેન સાથે ચાલ્યા જવાનો નિર્ધાર કરી નરેન સાથે ચાલી જાય છે.

કોઈપણ સ્વામીની પરિપૂર્ણતાની કસોટી માટે આ પ્રસંગ સંપૂર્ણ છેઃ અને ઘનસ્યામ તો તેમાં પણ પાર પડે છે. અસત્યનાં જે આયુષ્ય હોઇ શકે તે આયુષ્ય બાદ સૌદામિનીને પોતાના સ્વૈરાચાર, અર્ગતિગમન, અને દોષોનું ભાન આવે છે. તેને પ્રાપ્ત થએલા શાંત એકાંતવાસમાં 'સ્વામી'ના વ્યક્તિત્વ ઉપર થએલા મનને તે પોતાની નીચતા અને સ્વામીની દિવ્યતા જોઇ શકે છે. પાપવલોણાં તેને પુનિત વલોણે વલોવે છે. આ વલોણો કારુણ્યના ઓઘ ઉમટાવે છે. સ્વપ્ન મારફત ફલિત થતો જૂઓ કારુણ્ય ઓઘ :—

"મેં એક સ્વપ્ન જોયું-જાણે હું સ્વામીની સાથે ઝગડો કરું છું. એ તો એવા જ શાંત બેઠા છે, અને હું શરીર પરથી ઘરેણાં ઉતારી ઉતારીને તેમના પર ફેંકતી જાઉં છું. પરંતુ ઘરેણાંય ખૂટતાં નથી, અને મારું ફેંકયા કરવાનુંયે બંધ થતું નથી. જેમ જેમ ફેંકતી જાઉં છું તેમ તેમ, કયાંથી કોણ જાણે મારું આખું શરીર ઘરેણાંથી ભરાઇ ઉઠે છે!

એકદમ હાથનો ભારે બાજુબંધ છૂટો ફેંકતાં તે જોરથી જઇને તેમના કપાળમાં ચોંટયો, તરત જ તે આંખ મીંચી સૂઇ પડ્યા, અને ઘામાંથી લોહીની ધારા ઉડી પીઠ સુધી પહોંચી!"

આથી વધુ કરુણ પશ્ચાત્તાપ કયો હોઇ શકે? અને કલાપી કહે છે :—

"હા પસ્તાવો પુનિત ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે,
પાપી તેમાં ડૂબકી દઇને પુણ્યશાળી બને છે."

તેમ સૌદામિની પણ પુણ્યશાળી બને છે.

પાપી હૃદય પોતાનાં પાપ જોઇ શકે છે. સ્વામી તો ઉદારતાનો ઉદધિ છે. એ પરોક્ષ-માનસ પતિતા પત્નીને પોતાનામાં દૈવી ક્ષમ્યતાથી પાછો સમાવે છે.

અને એ સ્વામીએ ઘડેલી પત્નીનાં સુંભગ દંપતીજીવન શરુ થાય છે.

સમર્પણતાની વેદી ઉપરનો નરજાતિનો મોટા ભાગનો થરેરાટ અહીં પણ દગ્ગોચર થાય છે.

કાળવહને સૌદામિનીનો મનોપ્રદેશ ઘનસ્યામથી સભર બનતાં અને પોતા માટેના તસુપુરના અવકાશનો પણ અભાવ અનુભવતાં નરેનનો સ્વાર્થ પ્રપંચનો ભડકો બોલે છે;—

"તારી પોતાની વાત જ બસ ગાયા કરે છે. મારી મુસીબત તો જોતી જ નથી. હવે તો બધી બાજુનો વિચાર કર્યા વગર કશું જ કરવાનો નથી!"

'ગર્વખંડન'—પણ પુનિત સ્વામીત્વનો પરચો આપતી વાર્તા છે. જો કે ધનશ્યામના પ્રમાણમાં નરેન્દ્ર નિસ્તેજ જણાય છે. પણ મોટા ભાગે નરેન્દ્ર સ્વાભાવિક સ્વામી જ છે. ધનસ્યામમાં સ્વાભાવિક મહાનુભવતા છે જ્યારે આ સ્વામી નરેન્દ્રને 'નિગ્રહ' થી સર્વ કરવું પડે છે. નાયિકા 'ઇંદુમતી' ગર્વિષ્ઠ પત્ની છે. સામાન્ય વ્હેવારમાં પણ નરેન્દ્રને તે અપમાને છે. નરેન્દ્રની મોટી સહનશક્તિથી ઇંદુ પોતાનો દોષ જોઇ શકે છે પણ તેનો દર્પ એટલો જલદ છે કે સ્વામી પાસે નમ્ર બનતાં તેને આવડતું નથી. તેના હૃદયને આધિપત્યની જ આવડ હોય છે.

પણ ધનશ્યામ પેઠે નરેન્દ્ર પૂર્ણ પતિ નથી. અને એ અપૂર્ણતાથી ઇંદુના પોતા પ્રત્યેના કઠોર વર્તનથી તેનું હૃદય ધમાયું જાય છે. એક પ્રકારનો અવ્યક્ત વિરાગ પત્ની પ્રત્યે તેને ઉપજ્યે જ જાય છે. અને પલ્લો એટલો બધો થાય છે કે, માંદગીની છૂપામણીમાં ફલિત થતી પત્ની પ્રત્યેની કરુણ દરકાર દીવાની જેલના પ્રસંગે પત્ની પ્રત્યેના તીવ્ર વિતરાગમાં પરિણમે છે.

નાના નાના સ્વભાવો ઉપજાવી, ઇંદુ તાણાની મારી પિયરવાસ કરે છે પણ જે જીવનને તે ગુલામી માને છે તે ખરેખર રીતે ગુલામી ન હોતાં મનોહર આધિપત્યજ નિત્ય ગૃહિણીત્વ હોવાનો તેને અનુભવ થતાં, ઘણેય દંભાચાર કરવા છતાં પોતાની સ્થિતિથી તે લાજે છે, અને સાચા પશ્ચાત્તાપ બાદ, ઉદધિની ઉદારતામાં સરિતા પોતાના સ્વાભાવિક હકો સમાઇ જાય તેમ આ પુનિત પત્નીત્વ પણ છેવટે પતિત્વમાં સુંદર રીતે સમાઇ જાય છે.

'એકાદશી વૈરાગી'—એ હાસ્ય ભૂમિકામાંથી ઉપજતી પણ તાતી વિચારણા માગી લેતી વાર્તા છે. દેખીતી ખુરાઇ નીચે પણ મહદ્ સદ્‌ગુણો ઢંકાએલા હોય છે એ આ વાર્તા નિર્દેશે છે. માનવસહજ ભૂલને અક્ષમ્ય માની કહેવાતા પતિતને પોતામાંથી કાયમી રૂખસદ આપી સીધો દોર કરી દેવાની સમાજની નિષ્ઠુર નીતિનો વિરોધ કરી એકાદશી, પતિત વિધવા બ્હેનને સંઘરે છે. તેની આ તકસીરથી સમાજ ક્રિન્ને ચઢે છે, અને બહિષ્કારની કડકાઇ એટલી જલદ બને છે કે એકાદશીને પરગામ વાસ કરવા પડેછે. પણ પુસ્તકાલયની ટીપને મશે સમાજની અસૂયા પરગામે પણ એકાદશીની ગરદન પકડે છે. એ પકડ માટે સહેજેય દયા ઉપજે તેવું પ્રાથમિક દર્શન એકાદશીનું થતું નથી. બે પૈસાના વ્યાજ માટે અસભ્ય બનતો, પૈસો માત્ર પડાવાની દાનત રાખતો, તથા ફાળામાં ચાર આનાથી શરુ કરી ઘણી ભાંજગડ બાદ પાંચ આના દાન દેવાનો વાયદો દેતો, એવું એવું કરતો એકાદશી આપણી પાસે રજુ થાય છે.

પણ એ ખામીઓ નીચે સ્પષ્ટ વ્હેવાર અને પ્રામાણિકતાનાં દિવ્ય ગુણો ઝળઝળે છે. અને પ્રસંગ ઉપસ્થિત થતાં જ વાચક એ ગુણતેજ જોઈ શકે છે. પોતાને ત્યાંના એક વિધવાના હક્ક જમા રૂપીયા લગભગ ડૂબી જવા જેવા સંયોગો ઉભા થાય છે. પણ એ સંયોગોનો લાભ નહિ લેતાં એકાદશી એ રૂપિયા વ્યાજની પાઈ શીખે વિધવાને આપે છે. વળી વિધવાથી તદન અજાણી એવી એક મોતીની જોડ પણ પોતાને ત્યાં જમા હોવાનું એકાદશી જણાવે છે.

આ સર્વ સદ્ગુણસુરભિથી ટીપ–ટોળીનો નાયક અપૂર્વ એકાદશી પ્રત્યે નમી રહે છે.

'ધૂળમાં રતન'–માં પતિતાના શુદ્ધ પ્રેમની કહાણી છે. એમ. એ. નો અભ્યાસી નાયક સત્યેન્દ્ર, માતાના લગ્નપ્રસ્તાવને ઇન્કારી કાઢે છે. જો કે ભાવિ પત્ની રાધારાણીનાં દર્શન તેને મધુર સ્પન્દન આપે છે, પણ એ સ્પન્દનને તરછોડી નાંખી તે શહેરમાં અભ્યાસ કરવા ચાલ્યો જાય છે.

પણ પેલા સ્પન્દનની છૂપી અસર વધતી જ જાય છે. એ અસરથી સત્યેન્દ્ર એક યુવતી પ્રત્યે આકર્ષાયો જાય છે. પણ યુવતીની પીછાન બાદ તેનો પ્રેમ સમેટાઈ જાય છે. કારણ કે તે યુવતી તો નર્તકી છે. પણ યુવતી વીજળીનો તો સત્યેન્દ્ર પ્રત્યે સાચો પ્રેમ છે. જે ધંધાને કારણે સત્યેન્દ્રથી તે વિમુખ રહેવા પામી તે ધંધો તે તજે છે.

જો કે સત્યેન્દ્રને તો વીજળીની પીછાને એટલો હબકાવી દીધો છે કે તે વીજળીને લગભગ ભૂલી જાય છે.

પછી તો સત્યેન્દ્ર રાધારાણી સાથે પરણી જાય છે, અને પોતાના પુત્રના અન્નપ્રાશનના વિધિ–ઉત્સવમાં અપરિચયે વીજળીને પોતાને ત્યાં નર્તન માટે મૂલવી લાવે છે. કોઈ પણ રીતે અણુધર્યો ધંધો કરવો ન પડે તેટલા માટે વીજળીએ પોતાનું મૂલ્ય ઘણું વધારેલું હતું, પણ સત્યેન્દ્ર તો વૈરાગમનની બ્યેયલક્ષિતાને અનુસરી વીજળીને આમંત્રે છે.

આ સર્વ ઘટનાથી રાધારાણી વાકેફ થાય છે. અને લગ્નપ્રસ્તાવ વેળા અને પોતાનાં પ્રથમ દર્શન વેળા વિરાગી, બેતમા જેવા જણાતા સત્યેન્દ્રને આ વર્તમાન રસજીવનમાં ઉતાર્યાનો મહદ્ ઉપકાર વીજળીનો માની રાધારાણી વીજળીને નમી રહે છે.

'હરિચરણ'–એમાં લક્ષ્મીનંદનોની અમાનવતાનું સામાન્ય ચિત્ર છે. નિરાધાર હરિચરણ પોતાના આશ્રયદાતાની અતુલ સેવા બજાવે છે, છતાં એક દિવસ તાવના કારણે પથારી નહિ પાથરી શકવાથી, માલિકનો તેને નિર્દય માર ખાવો પડે છે. અને એ હળકનો તાવ તેને જીવલેણ નીવડે છે. અને ઘાતકને તો માખી મર્યા જેટલુંય દુઃખ થતું નથી !

ચંદુભાઈ લ. બારોટ.

❧

# પુસ્તક પરિચય

**૧. રાજા ભોજ** :—કર્તા, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, અશોક પ્રકાશન મંદિર, સુરસાગર, વડોદરા: ૧૯૩૭; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન. ૪૦; મૂલ્ય ૩ આના.

અશોક બાલ પુસ્તક માળાના ત્રીજા વર્ષના પ્રથમ પુસ્તક રૂપે રાજા ભોજ સંબંધી બાલોપયોગી આ પુસ્તક રજુ થયું છે. આવાં પુસ્તકો દ્વારા હિંદની મહાન વ્યક્તિઓ સંબંધી બાલકોને માહિતી આપી તેમને હિંદની પુરાતન જાહોજલાલીથી વાકેફગાર કરવાનો પ્રયત્ન બહુ સફળ થયો છે. સંપાદકોને આવાં સરસ અને આકર્ષક પુસ્તકો પ્રસિદ્ધ કરી બાળસેવા કરવા માટે અભિનંદન ઘટે છે. વાર્તા બાલકો હોંસથી વાંચે અને તેમના ચારિત્રઘડતરણમાં અગત્યની મદદ આપે એવી છે. દરેક ઘરમાં આવાં પુસ્તકો વંચાવા જોઇએ. આ નાનકડા પુસ્તકમાં રાજા ભોજનું જીવન ચરિત્ર ટૂંકમાં બહુ આકર્ષક રીતે રજુ થયું છે.

**૨. સમ્રાટ સીકંદર** :—કર્તા, નાગરદાસ ઈ. પટેલ; પ્રકાશક, સ્થળ, વર્ષ કદ, પાન ઉપર પ્રમાણે; મૂલ્ય ૪ આના.

સદર પુસ્તક માળાના ચોથા પુષ્પ રૂપે પ્રગટ થતા આ પુસ્તકમાં યુરોપના મેસિડોનિયા દેશના પ્રતાપી રાજવી મહાન સિકંદરની વાર્તા મોટા બીબામાં તથા સારા જાડા કાગળ ઉપર આપી છે. સિકંદરની વાતો વાંચી બાલકોને પણ શૂર છૂટે એવી લાક્ષણિક શૈલીમાં આ પુસ્તક લખાયું છે. માત્ર હિંદુસ્તાન ઉપર જ નજર ન રાખતાં સંપાદકોએ વિદેશી પ્રતાપી ભૂપાલોની વાર્તાઓ પણ બાલકો સમક્ષ ધરી છે એ સંતોષકારક છે. એ એમની વિશાળ દૃષ્ટિનું પરિણામ છે. 'રાજા ભોજ' સાથે બધી રીતે સરખી છતાં આ પુસ્તકની કિંમત એક આનો વધારે કેમ છે એ અમને ન સમજાયું.

**૩. ફૂલ મંજરી** :—લેખક, ઉમિયાશંકર જોષી; પ્રકાશક, વર્ષ, સ્થળ, કદ, પાન વગેરે ઉપલાં બન્ને પુસ્તકો પ્રમાણે; મૂલ્ય ૩ આના.

ઉપરોક્ત માળાના ત્રીજા વર્ષના પાંચમા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ નાનકડા પુસ્તકમાં બાલકોને બોધક થઇ પડે અને માણસો તથા જાનવરો ઉપર સ્નેહભાવ ઉત્પન્ન થાય એવી ૭ વાર્તાઓ છે. વાર્તાઓ રમુજી તેમજ બોધદાયક છે. કુંદનલાલની વાત ખૂબ હસાવે એવી છે. બદુડી અને મનુડીની વાર્તાઓ પણ બહુ જ ગમશે.

ઉપરનાં ત્રણે પુસ્તકો શાળા, પુસ્તકાલયો, બાલમંદિરો તેમજ ઘેર ઘેર હોવાં જોઇએ. ત્રણેનાં પૂઠાં સચક, ત્રિરંગી અને મનોરંજક છે. બાલ સાહિત્યમાં આ માળા સુંદર ફાળો આપી રહી છે.

૪. હાથીનું નાક :—સંપાદક, નાગરદાસ ઇ. પટેલ; પ્રકાશક, બાલવિનોદ કાર્યાલય મલાડ, મુંબઇ; ( ૧૯૩૭ ); કદ ૧૬ પેજી, પાન, ૪૪; મૂલ્ય નથી છાપ્યું; કાચું સચિત્ર બોર્ડનું પુંઠું.

ભાઇ નાગરદાસે આ બાલવિનોદ નામની નવીન માળા શરૂ કરી છે. આ પ્રથમ પુસ્તકમાં બાળકોને પ્રાણીઓ સંબંધી માહિતી સાથે ઋતુઓની ખાસીઅતો તથા કુદરતની રચનાનું જ્ઞાન આપવા પ્રયત્ન કર્યો છે અને તે સફળ થયો છે. આ પુસ્તકની ઢબછબ બાલોપયોગી અંગ્રેજી પુસ્તકોને ધોરણે જાડાં પાન પર ગોઠવવામાં આવી છે. ચિત્રો પણ પુષ્કળ છે. પૂઠા ઉપરનું ચિત્ર સુંદર તથા આકર્ષક છે. રા. નાગરદાસને આ નવીન સાહસ માટે અભિનંદન આપીએ છીએ. ગુજરાતી જનતા એમને યોગ્ય રીતે સત્કારશે એવી આશા છે. ચિત્રો, છપામણી, બાંધણી, કાગળ વગેરે બધું ઘણું સુંદર છે. શાળા, પુસ્તકાલયો વગેરે ઉત્તેજન આપે જ. મૂલ્ય છાપ્યું હોત તો વધારે સરળતા થઇ હોત.

૫. અગ્નિ દિવ્ય :–અનુવાદક, કેશવ મંગેશ રાંગણેકર; પ્રકાશક, બી. પરિખ એન્ડ કો. ઘડીયાળીપોળ, વડોદરા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨+૪+૧૭૨; મૂલ્ય છાપ્યું નથી; કાચું પુઠું.

શ્રી વિઠ્ઠલ સીતારામ ગુર્જરના મરાઠી ગ્રંથનો આ અનુવાદ છે. શ્રીયુત રાંગણેકરે એ અનુવાદ કર્યો છે. પરંતુ તે જેવો જોઇએ એવો સફળ નથી. પુસ્તક વાંચતાં કોઇ મહારાષ્ટ્રીયે આ પુસ્તક લખ્યું છે એ સ્પષ્ટ તરી આવે છે. અર્પણપત્રિકા મરાઠીમાં છે તે ગુજરાતીમાં પણ ઉતારાઇ હોત તો તે ઇષ્ટ ગણાત. વાર્તા સારી છે, પરંતુ ગુજરાતી લેખક તરીકે અનુવાદકનો આ પહેલોજ પ્રયાસ હોવાથી અસલની ખૂબી આમાં બરાબર ન ઉતરી હોય એ બનાવાજોગ છે. આ નવલકથા પતિભક્તિ, મિત્રભક્તિ તથા અડગ નિશ્ચય કેવું સુંદર પરિણામ લાવે છે તે બતાવી આપે છે. લક્ષ્મીબાઇની પતિભક્તિ બહુ ઉંચા પ્રકારની છે. દારૂની બદીથી કેવી ખાનાખરાબી થાય છે તે અનંતરાવના દૃષ્ટાંતથી બરાબર સમજાય છે. એક વખતનું સુખી કુટુંબ છેક પાયમાલીમાં આવી જાય છે અને ઘરબાર ગીરો મુકી દેવા છતાં અન્ન વસ્ત્રના વાખાં પડે છે. સત્ય અને અડગ નિશ્ચય અણ્ણાસાહેબની વ્હારે ચઢે છે અને જે મિત્રને એ સમજી નહોતા શકયા તે જ મિત્ર એને ખરી અણીની વખતે મદદ કરી એને ઉપકારના બોજા તળે દબાવી દે છે. વાર્તાનું વસ્તુ બોધક છે, અને ખરાબ ટેવ છોડાવવા શા શા ઉપાયો યોજવા પડે છે તે પણ અણ્ણાસાહેબના છેલ્લા પત્ર ઉપરથી ખુલ્લું થાય છે.

પુઠું કાચું છે ને બાંધણી પણ તકલદી છે. પુસ્તકાલયોમાં કે જ્યાં અનેકાનેક હાથોમાં પુસ્તક ફરવાનું છે, તેમને માટે તો આવી બાંધણી ન જ નભે. પુસ્તકાલયો માટે તો પાકા પૂઠાંનાં જ પુસ્તકો ફરમાની શીવણી સાથેનાં હોવાં જોઇએ. આશા છે કે પ્રકાશકો એ સૂચના ધ્યાનમાં લઇ યોગ્ય તજવીજ કરશે.

૬. મેઘદૂત :—કર્તા અને પ્રકાશક, ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ, ગુંદાવાડી રાજકોટ; ૧૯૩૭; બોર્ડનું પુઠું; સચિત્ર; પાન ૧૫૧; મૂલ્ય એન્ટિક પેપર રૂ. ૧-૪-૦; સાદા ગ્લેઝ કાગળ રૂ. ૧–૦–૦.

મહાકવિ કાલીદાસ કૃત મેઘદૂતનું આ મૂળ સાથે કાવ્યમાં ભાષાન્તર કરી ભાઇ ત્રિભુવન વ્યાસે ગુજરાતી સાહિત્યમાં સારો અને સંગીન ઉમેરો કર્યો છે. પૂર્વ મેઘ અને ઉત્તર મેઘ બન્નેનો સમાવેશ છે. દરેક પાન પર મૂળ શ્લોક તથા તેનો ગુજરાતી પદબંધ છાપેલા છે. કુમાર પ્રિન્ટરીનું છાપકામ તો જગજાહેર છે જ. પુસ્તક સુંદર છે. કાવ્ય પણ ભાવવાહી અને સુંદર છે. દરેક પાન પર કાવ્યમાંના અઘરા શબ્દોની સમજૂતી અને તેના અર્થ આપ્યા છે. સંસ્કૃતના મૂળ ચાર લીટીના શ્લોકનું ભાષાન્તર રૂપી કાવ્ય આઠ લીટીનું યોજ્યું છે. એટલે મૂળ શ્લોકનો અર્થ પૂરેપૂરો ઉતર્યો છે. મેઘદૂતનું આ ત્રીજું કે ચોથું ભાષાન્તર અમારી જાણમાં થાય છે. કવિ તરીકે ભાઇ ત્રિભુવન વ્યાસ જાણીતા થઇ ચૂકેલા છે. એટલે પુસ્તકાલયો તથા ધનિકો તથા શાળાઓ તરફથી આને યથેષ્ટ સત્કાર મળ્યા વગર નહિ રહે એમ માનીએ છીએ.

પુસ્તકનો પ્રવેશક લંબાણપૂર્વક મુ. શ્રી બળવન્તરાય ક. ઠાકોરે લખેલો છે, તે વિદ્વત્તા:-પૂર્ણ અને દ્યોતક છે. એનાથી પુસ્તકની ખૂબી સમજવામાં બહુ સરળતા થાય છે.

ના. ચં. દિવાનજી

૭. **પરણ્યા પછી ભા. ૧**:—લેખક, શ્રી. ભાનુભાઇ દવે; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર. રાજકોટ; સંવત ૧૯૯૨; પૃ. ૮૮; પૂઠું, કાચું કાગળનું, કિં. ૦–૬–૦; પાકું ૦–૮–૦; આવૃત્તિ ૨ જી.

૮. **પરણ્યા પછી ભા. ૨**:—લેખક-પ્રકાશક, ઉપર પ્રમાણે; આવૃત્તિ ૨; સં. ૧૯૯૨; પૃ. ૨૪૦; પૂઠું કાચું કાગળનું ૧–૦–૦; પાકુ પૂઠું ૧–૪–૦.

૯. **પરણ્યા પછી ભા. ૩**:—લેખક, મહાશંકર ઇંદ્રજી દવે; પ્રકાશક ઉપર પ્રમાણે; આવૃત્તિ ૨; સંવત ૧૯૯૩; પાકું પૂઠું ૧–૦–૦; કાગળનું કાચું પૂઠું ૦–૧૨–૦.

ઉપરનાં ત્રણે પુસ્તકો લીલાવતી ગ્રંથમાળાનાં અનુક્રમે પુષ્પ ૨૦, ૨૫, ૨૬ છે. પ્રથમ ભાગમાં સંતતિનિયમન, હિસ્ટીરીઆ, વંધ્યત્વ અને પ્રદર સંબંધે વિસ્તારપૂર્વક સમજાવ્યું છે.

ભા. ૨ માં સ્ત્રીપુરૂષનાં જનન અવયવો, ગર્ભપાત, વગેરેની સચિત્ર માહિતી ઉપરાંત બીજી કેટલીક હકીકત આપી છે.

ભા. ૩ માં 'પ્રસુતિચર્યા' ખૂબ વિસ્તારપૂર્વક લેવામાં આવી છે.

ઉપરના ત્રણેય ભાગો પરણ્યા પછી પ્રત્યેકે વાંચવા જેવા હોઇ ભાગ ૩ જો તો પ્રત્યેક કુટુંબમાં વસાવવા જેવો છે.

૧૦. **સાપના ભારા**:—લેખક, ઉમાશંકર જોષી; પ્રકાશક, મૂળશંકર સો. ભટ્ટ; કૌમુદી કાર્યાલય, વડોદરા; સંવત ૧૯૯૨; પૃ. ૧૯૬; પૂઠું જાડા કાગળનું; કિં. રૂપિયો ૧ાા.

આમાં ૧૧ 'પ્રસંગચિત્રો' નાટ્યરૂપે પીરસ્યાં છે. પુસ્તકનું નામ 'સાપનાભારા' હોઇ નામ પ્રમાણે ખરેખર ગુણ ધરાવતું આ પુસ્તક છે.

તેમાં ' ખેતરને ખોળે ' ' કડલાં ' ' સાપના ભારા ' એ તો આંખમાં આંસુ લાવે તેવાં સુંદર પીંછીથી પૂરાએલાં કરુણ દૃશ્યો રજુ કરે છે. પુસ્તક ખરીદવા જેવું. બાંધણી કાગળ વગેરે મજાનું છે.

૧૧. **વીર નર્મદ** :—લેખક, વિશ્વનાથ મગનલાલ ભટ; પ્રકાશક, ઉપર પ્રમાણે; સં. ૧૯૯૨; આવૃત્તિ ૨; પૂઠું કાર્ડબોર્ડનું પટ્ટીવાળું; પૃ. ૧૨૮; કિં. ૧–૦–૦.

" વીર સત્ય ને ટેકીપણું અરિપણ ગાશે દિલથી " એમ કહનાર વીર નર્મદનું સુંદર જીવન કૌમુદી ગ્રંથમાળાના ૧ લા વર્ષના ૧ લા પુસ્તક તરીકે પ્રગટ થયું છે, ને તે પ્રત્યેક અભ્યાસકે વાંચવા ને વસાવવા જેવું છે.

શિષ્ટવાચનની પરીક્ષા માટે આને કોઈવાર રખાય તો ખોટું નહિ.

૧૨. **આનંદ-બત્રીસી** :—લેખક, શ્રી. જદુરાય ખંધડીઆ; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬ ભદ્ર અમદાવાદ; ઇ. સ. ૧૯૩૭; આવૃત્તિ ૧; પૃ. ૨૪૮; પૂઠું કાગળનું કિં. કાચું પૂઠું ૧–૪–૦; પાકું કિં. ૧–૮–૦.

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાનું વર્ષ ૨ નું પુસ્તક ત્રીજું છે. આમાં ત્રણ ખંડ હોઈ કુલ ૩૨ પ્રકરણો લીધાં છે, ને તેનાં પાને પાને મર્માળો હાસ્યરસ પૂર્યો છે. " શેખચલ્લીનાં કારખાનાં, ઘડીયાળોના ગોટાળા, હાસ્યજનક પ્રતિજ્ઞાઓ, નારીએલ અને કોકું, ગળેપડુ ગોકળદાસ " વગેરે ખૂબ મજાનાં પ્રકરણો છે. વાચકોને એ જરૂર ગમશે.

૧૩. **રાસ ફૂલડાં** :—રચનાર, સૌ. રસમનબહેન બક્ષી; પ્રકાશક ચુનીભાઈ ડાહ્યાભાઈ શીવંદી બક્ષી; ઑનરરી મેજીસ્ટ્રેટ, જાનીશેરી વડોદરા; સંવત ૧૯૯૨; આવૃત્તિ ૧; પૃ. ૪૮; પૂઠું જાડા કાગળનું; કિં. ૦–૫–૦.

આમાં કુલ ૩૧ રાસો જૂદા જૂદા ચાલુ ઢાળામાં પીરસ્યા છે. " કંચૂકી, વેણુ, શારદાને, મૂંઝવણ, ગણેશને " એ મજાના રાસો છે.

વેલ્યિકા જેહેને ચસેલી ગૂંથણી ઉચ્ચ આદર્શવાળી પીરસી રોક પ્રત્યેક ઉચ્ચ કુટુંબોમાં ગવાવા જેવા રાસો સંગ્રહ્યા છે.

' શારદાને ' વાળા રાસમાં એ ગાય છે કે—

" ભક્તિ ભંડાર હૃદયે ભરજે
વિનવું શ્વેતાંગી ! ઉર ધરજે
વંદિત વૃષ્ટિ અમીની કરજે
પાતક શિશુનાં સઘળાં હરજે !

' રસુલ '

૧૪. **વ્યાપક ધર્મભાવના** :—લેખક, મહાત્મા ગાંધીજી; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૭; ૧૬ પેજી પૃ : ૫૬૫; પુઠું, જાડું કાર્ડબોર્ડ પટ્ટીનું; કિં. ૦–૧૪–૦.

વિશ્વવંદ્ય મ૦ ગાંધીજીના ધર્મ વિષયક લખાણોનો એક સંગ્રહ આ પૂર્વે 'ધર્મ-મંથન' નામે સન ૧૯૩૪ માં પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે. તેની પૂર્તિ તરીકે પ્રસ્તુત ગ્રંથમાં ગાંધીજીની વ્યાપક ધર્મભાવનાનો પરિચય કરાવતાં સન ૧૯૩૬ સુધીનાં તેમનાં લખાણો સંગ્રહાયાં છે. સંગ્રહાયલાં લખાણો વિવિધ વિષયનાં ૧૦૫ જેટલાં હોઇ (૧) આપણે એક છીએ (૨) સર્વ ધર્મસમભાવ (૩) સર્વોદય (૪) નીતિ ધર્મ અથવા ધર્મ નીતિ (૫) ચરિત્ર કીર્તન (૬) સમાજ ધર્મ (૭) સેવા ધર્મ (૮) સ્વદેશી ધર્મ; અને (૯) રાજા પ્રજા ધર્મ—એ નવ ખંડોમાં વહેંચી નંખાયાં છે. તદુપરાંત પૂરવણી વિભાગમાં 'હિંદુ આચાર' નામનો લેખ અને સુચિ આપવામાં આવેલ છે. એ બધી જ સામગ્રી કિંમતી છે. 'હિંદુ આચાર'વાળા લેખમાં ગાંધીજીએ કલમબદ્ધ કરેલા ૨૮ આચારો એકલા હિંદુઓ માટે જ નહિ પણ મનુષ્યમાત્ર માટે કલ્યાણકર છે. 'સુચિ' એ આ દળદાર પુસ્તકમાં અમુક બાબત પર ગાંધીજીના વિચાર ક્યાં મળી આવશે તે ઝટ જાણી લેવાની અનુકૂળતા આપે છે. એટલે પ્રકીર્ણ વિભાગ પણ ખૂબ ઉપયોગી છે.

મજબૂત બાંધણી, સરસ કાગળ ને સુંદર છાપકામવાળાં ૫૬૫ પૃષ્ઠના આવા દળદાર પુસ્તકની ૧૪ આના કિંમત એ ખરે જ નજીવી ગણાય!

ધર્મ સાથે સંબંધ ધરાવનાર વિવિધ બાબતો પર ગાંધીજી જેવા યુગપુરૂષના વિચાર જાણવાનું આવું અમોલું છતાં સોંઘું સાધન, આમજનતા માટે પુસ્તકાલયોએ તો જરૂર વહેલામાં વહેલી તકે વસાવી લેવું ઘટે.

૧૫. સ્ત્રી-પુરૂષ-મર્યાદા:—લેખક, કિશોરલાલ ઘ. મશરૂવાળા; પ્રકાશક, પ્રસ્થાન કાર્યાલય-અમદાવાદ; ૧ લી આવૃત્તિ ૧૯૯૩; ૧૬ પેજી પૃ: ૧૬+૮૪; કાચું પુઠું; કિં. ગ્રાહકોને, ૦-૪-૬ (ટ. ખ. સાથે); છૂટક, ૦-૫-૦ (ટ. ખ. જુદું).

આ પ્રકાશન સસ્તવતી ગ્રંથમાળાનું વર્ષ ૭ માનું ૨ જું, અને કુલ ૬૭ મું પુષ્પ છે. એના લેખક શ્રી કિશોરલાલભાઇ ગુજરાતના એક ગંભીર વિચારક ને ઠરેલ લેખકની કીર્તિ ધરાવે છે. એમને ઓળખનારા અનેક જણ એમની સલાહ વખતોવખત માગે છે. એવા કેટલાક પ્રસંગોએ વ્યક્તિગત જવાબ આપવાને બદલે તેમણે 'નવજીવન કે 'હરિજન બંધુ' માં દશ વર્ષના ગાળામાં સ્ત્રી-પુરૂષના સંબંધ, સહવાસ, શિક્ષણ, સ્પર્શ, વિયગ, બ્રહ્મચર્ય, ઘુમટો ઇત્યાદિ વિષયો પર જે લેખો લખેલા તે આ પુસ્તકમાં સંગ્રહાઇને સ્થાયી રૂપ પામ્યા છે. એમાં દર્શાવાયલા કેટલાક વિચારો સ્ત્રી-પુરૂષના નિરંકુશ વ્યવહારની હિમાયત કરનારા ઉદ્દામ નવમતવાદીઓને ન રૂચવાનો સંભવ છે; તથાપિ સામાજિક સુવ્યવસ્થા, નીતિરક્ષા, વિનય અને સભ્યતાની દષ્ટિએ વિચારનાં દેખાદેખી વધતા જતા સ્વચ્છંદાચાર પર અંકુશ મુકાવાની અને સ્ત્રી પુરૂષના સંબંધ ને સહવાસમાં અમુક હદ સુધીની મર્યાદાનું પાલન થવાની આવશ્યકતા તો છે જ, એમ આ લેખો વાંચતાં લાગ્યા વગર નહિ રહે એમ માનીએ છીએ. એટલે જુના તેમ નવા વિચારવાળા સર્વ કોઇએ એકવાર તો જરૂર વાંચી જવા જેવું આ પ્રકાશન છે. પુસ્તકાલયો એને વસાવે ને વંચાવે.

પુસ્તક સુધારાવાળી ગુજરાતી લિપિમાં છપાયું હોય ચર્ચાસ્પદ એ સુધારા કયા કયા અક્ષરોમાં કેવા પ્રકારના છે તેના નમૂનારૂપે પણ પુસ્તકાલયોએ પ્રકાશન સંઘરવા યોગ્ય છે.

૧૬. ભસ્માંગના:—લેખક, ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; ૧૯૯૭; ૧૬ પેજી પૃ: ૧૨ + ૨૧૬; કિં. કાચું પૂઠું ૧–૦–૦; પાકું પૂઠું ૧–૪–૦.

લીલાવતી ગ્રંથમાળાના ૬ઠ્ઠા વર્ષના આ પહેલા પ્રકાશનમાં વેશ્યાજીવનના મર્યાદાશીલ ચિતાર સાથે તેને અંગે ઉપસ્થિત થતી સામાજિક સમસ્યાઓની ચર્ચા થયેલી છે. અગાઉ બે એક વર્ષ પર ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી પ્રકટ થયેલ રશિયન વેશ્યાજીવનનો ખ્યાલ આપતી 'યામા' ના જેવું જ વસ્તુ આ પુસ્તક ધરાવે છે; એટલું જ નહિ પણ શરૂ શરૂમાં તો સ્થળ ને પાત્રોનાં દેશી નામો સાથે એ રશિયન નવલકથા 'યામા' નો જ આધાર લેવાયલો છે. 'ભસ્માંગના' એટલે વેશ્યા. સમાજમાં બહારથી તિરસ્કૃત મનાતા પણ અંદરખાનેથી સમાજના ઉપલા નીચલા બધા જ થર દ્વારા પોષાતા એ વર્ગમાં દિનપ્રતિદિન ભરતી કેમ થતી રહે છે, અને એનું અસ્તિત્વ મીટાવવા શું થઇ શકે તેની ચર્ચા આમાં થયેલી છે. વેશ્યાવર્ગના ઉદ્ધાર માટેના ત્રણ ઉપાય આમાં ચર્ચાયલા છે. તેમાં વાર્તાના નાયક જગદીશે વિચારેલો ને યોજેલો ઉપાય નવીન છે. લાચારીથી એ ધંધામાં ફસાયલી સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગની તાલીમ આપનાર આશ્રમની સ્થાપનાનો એ ઉપાય વેશ્યા–ઉદ્ધારના ક્ષેત્રમાં કામ કરનારાઓને પ્રેરક થઇ પડે એવો છે.

વાર્તાની સંકલના સુશ્રબદ્ધ ને રસભરી છે. પ્રસ્તાવનાલેખક શ્રી ધૂમકેતુએ કરેલી સૂચના મુજબ વાર્તાતંતુને હજી વિસ્તારાય તો ખોટું નહિ.

૧૭. ભગવો નેજો:—લેખક, ગુણવંતરાય આચાર્ય; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; ૧૯૯૨; ક્રા ૧૬ પેજી પૃ: ૪ + ૨૦૦; કિં. કાચું પૂઠું ૦–૧૨–૦; પાકું પૂઠું ૧–૦–૦.

આ પુસ્તક સાહસકથાનું હોઇ તે લીલાવતી ગ્રંથમાળાના ૫ મા વર્ષના ત્રીજા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયેલું છે. એમાં, આફ્રિકા ખંડમાં યુરોપીય પ્રજાનાં પગલાં હજી પૂરાં મંડાયાં પણ નહોતાં તે જુના સમયની કચ્છી વગાદની જીવનની એક સાહસકથા રજુ થયેલી છે. એ વાંચતાં તત્કાલિન દરિયાઇ ને જંગલી જીવનનો, તથા કચ્છી અને હિન્દી વીરોની બહાદુરી, હિંમત ને કાર્યકુશળતાનો સરસ ખ્યાલ મળી હૃદય મર્મસંચાર અનુભવે છે. લખાવટ સુંદર ને સરસ હોઇ વાર્તા પુરી થતાં સુધી રસ અખંડ જળવાઇ રહે છે. આવી જાતની વધુ કથાઓ પ્રકાશમાં આવે એમ ઇચ્છીએ.

૧૮. એ પત્ની કોની?:—અનુવાદક, મહેશ ઠ. શુકલ; પ્રકાશક, કાંતિલાલ મણિલાલ શાહ–અંજલિ ગ્રંથમાળા રમકડાં મારકેટ, અમદાવાદ; ૧૯૯૫; ૧૬ પેજી પૃ. ૧૬+૨૦૦; છુટક કિંમતઃ કાચું પૂઠું રૂ. ૧–૧૨–૦; પાકું પૂઠું રૂ. ૨–૦–૦,

આ પુસ્તક સુપ્રસિદ્ધ મરાઠી લેખિકા શ્રીમતી ઇન્દીરા સહસ્રબુદ્ધે કૃત 'બાળુતાઇ ધડા ઘ્યે' એ નામની બોધક મરાઠી નવલકથાનું ભાષાન્તર છે. એ વાંચતાં સુધારકમન્ય પિતાની પ્રેરણા અને ઉત્તેજનથીજ સુધારાના પંથમાં આગેકદમ થયેલી પુખ્ત ઉમ્મરની પુત્રી પોતાની પસંદગીના ગરીબ છતાં લાયક પતિને પરણવાના કોડ કરે છે, તે વખતે શ્રીમંતાઇના ધમંડથી રંગાયલું એ કહેવાતા સુધારક પિતાનું જુનવાણી માનસ જાગૃત થઈ પુત્રીની ઇચ્છાને કેવી રીતે કચડી નાખે છે ને તેની ઇચ્છા વિરૂદ્ધ માલદાર બીજવરને પરણાવી દેવાને પરિણામે, લગ્નકાળે સ્ત્રી-સુલભ લજ્જાશીલતા કે કુટુંબપ્રતિષ્ઠાની ખોટી લાગણી ખાતર પિતાની મરજીને આધીન થયેલી યુવતીને મનોયાતનાની સગડીમાં શેકાતાં શેકાતાં આખરે કેવા કરૂણ હાલે મરવું પડે છે, તેનો ચિત્તવેધક ચિતાર મળે છે.

વાર્તાની લખાવટ આત્મકથા શૈલીની હોઈ લગ્ન અને સ્ત્રીજીવનના પ્રશ્નોની ચર્ચાવાળું એનું વસ્તુગુંફન વાચકને એકવાર વિચારતાં કરી મુકે એવું છે. ભાષાન્તર પણ સરળ ને સફળ ગણાય એવું છે; છતાં કહેવું જોઇએ કે કેટલેક સ્થળે જાણે અજાણે પણ મરાઠી શબ્દરચના ને વાક્યરચનાની છાંય રહી ગયેલી છે. 'ગુણસુંદરી'માં અગાઉ છૂટક છૂટક છપાયેલી આ બોધક વાર્તા આમ પુસ્તકરૂપે સ્થાયીપણાને પામી એ ખુશ થવા જેવું છે. પ્રકાશન છૂટથી પ્રચાર પામવા યોગ્ય છે.

ના. નં. ચોકસી.

## સામયિક

૧. કિસાન માસિક ખાસ-અંક :—તંત્રીઓ, પી. ડી. પટેલ અને બી. એલ. દેસાઇ, ૨.૦૮-૧૦ ખેતવાડી મેઇન રોડ, મુંબાઇ નં. ૪; આર રૉય એન્ડ કુંપની, પ્રકાશકો.

કિસાન માસિકનો બે માસનો ખાસ અંક જુન ૧૯૩૭માં પ્રસિદ્ધ થાય છે, તેમાં બાગાયત તથા જરાયત ખેતી સંબંધી ખાસ માહિતીઓ ચિત્રો સાથે આપવામાં આવી છે. ખેડુતોને ઉપયોગી માસિકના આ અંકમાં ખાસ ખેડુતને જ ઉપયોગી માહિતી વિસ્તારથી આપી છે. પુસ્તકાલયો જરૂર ખરીદે. કિસાન માસિક ઉત્તેજનને પાત્ર છે. જુદાં જુદાં સ્થળોની ખેતીની માહિતી પણ એમાં સારી અપાય છે.　　　　ના. ચં. દીવાનજી.



## સ્વીકાર :

નીચેનું સાહિત્ય મળ્યું છે: પરિચય હવે પછી અવકાશે:—

(૧) સમાજ સેવા મંડળ મોમ્બાસાનો ૧૬ મો વા૦ હેવાલ અને હિસાબ. (૨) કોચીન ગુ૦ પુ૦ નો ૯ મો વા૦ રિપોર્ટ. (૩) બાર્ટન લા૦ ભાવનગરનો સં. ૧૯૮૮ થી ૧૯૯૨ સુધીના વહિવટનો અહેવાલ. (૪) ભાવનગર અન્જુમને ઇસ્લામ લા૦ નો ૧૯૧૭ થી ૧૯૩૫ સુધીનો રિપોર્ટ. (૫) લગ્ન અને પુનર્લગ્ન આશ્રમ ૧૯૩૫-૩૬ નો વા૦ રિપોર્ટ. (૬) 'વિધવા વિલાપ' વર્ષ ૧ ના અંક ૧ થી ૪. (૭) વિશ્વ મંગલ (માસિક) પ્રથમ વર્ષ અંક ૧ લો: સંપાદક, પં. મંગલજી ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી-પંચહાટડી જુનાગઢ: વાર્ષિક લવાજમ રૂ. ૨॥; પુસ્તકાલયો માટે રૂ. ૧॥.

# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|
| ૧ | રાજહત્યા | શાહ, ચુનીલાલ વર્ધમાન | ઇન્દ્રવદન બળવંતરાય ઠાકોર, અમ. | ૧–૧૨–૦ | 'પ્રજાબંધુ'ની ૧૯૩૭ની ભેટ |
| ૨ | ગીતા શાસ્ત્રોપદેશ અને વિશ્વસેવા અને શાંતિ (શંકર ભાષ્ય મતાનુસાર) | લાભશંકર પીતાંબરદાસ મહેતા, ભાવનગર | કર્તા, ભગાનું તળાવ ભાવનગર | નથી છાપી | સરળ વેદાંત ગ્રંથમાળાનો ૪ |
| ૩ | શ્રી ચૌલુક્ય ચંદ્રિકા | શ્રી વિદ્યાનન્દ સ્વામીશ્રી વાસ્તવ્ય | પોદાર બિલ્ડીંગ શાંતાક્રુઝ, મુંબાઇ | ૦ | |
| ૪ | કલમ ચાબુક | 'ખેતાર' | હવશી સાહિત્ય કાર્યાલય રાંદેર | ૧– ૪–૦ | હાસ્યરસિક ગ્રંથમાળાપુષ્પ ૩ |
| ૫ | ન્યાતના નખરાંયાને જુવાનીની જ્યોત | ગજેન્દ્ર લાલશંકર પંડ્યા | કર્તા, દેવગઢ બારીઆ | ૦– ૬–૦ | ગુર્જરી ગ્રં. મા. મણકો ૧ |
| ૬ | પરિણીતા ( શરદ બાબુકૃત ) | નગીનદાસ પારેખ ( અનુ. ) | ગુ. ગ્રં. રત્ન કાર્યા. અમદાવાદ | ૦– ૮–૦ | બીજી આવૃત્તિ |
| ૭ | સોરઠ તારાં વહેતાં પાણી | ઝવેરચંદ મેઘાણી | ,, | ૨– ૮–૦ | ગુર્જર ગ્રંથમાળા પુ. ૬૬ |
| ૮ | રુદ્રિનાં કલંક | નવીનચંદ્ર ગો. દલાલ | કપિલપ્રસાદ મા. દવે ગાંધીરોડ અમદાવાદ (સોલ એ.) | ૨– ૮–૦ | |
| ૯ | બુદ્ધચરિત | ધર્માનંદ કોસંબી | પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ | ૧– ૪–૦ | પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાનું ૧ |
| ૧૦ | ઘરભણી | 'ઇન્દ્ર વ્રુ. વસાવાડા' ( હિંદી લેખક ) | નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં માર્કેટ અમદા. | ૧–૮ –૦ | 'નવરચના'નું ભેટ પુસ્તક |
| ૧૧ | મંદાગ્નિ | ડૉ. જટાશંકર નાન્દી | આરોગ્ય રક્ષક જ્ઞાન પ્રચારક સેવાસમાજ ઘીકાંટા અમદાવાદ | ૦– ૧–૦ | જીવનપ્રકાશ ગ્રં. માળા પુ. ૧ |
| ૧૨ | બ્રહ્મચર્ય | ,, | ,, | ૦– ૧–૬ | ,, પુ. ૨ |
| ૧૩ | માણસ માંદો કેમ પડે છે. | ,, | ,, | ૦– ૧–૦ | ,, પુ. ૩ |
| ૧૪ | મંદવાડ કેમ મટાડવો ? | ,, | ,, | ૦– ૧–૬ | ,, પુ. ૪ |
| ૧૫ | સન્નારીઓને બે બોલ | રામમોહનરાય જસવંતરાય દેસાઇ | શ્રી ગુ. હિંદુ સ્ત્રી મંડળ મુંબાઇ | નથી છાપી | સ્વ. ગં. રમાબાઇ કો. દે. સ્મારક પુ ૧૪મું |
| | | કોઠારી તથા પટેલ | ગ્રામસેવા સમિતિ બારડોલી | ૦– ૪–૦ | |

સરસ હોઇ વાતો પૂરી થતાં જુ–. પ્રકાશમાં આવે એમ ઇચ્છીએ.

૧૮. એ પત્ની કોની ?:—

ગણિલાલ શાહ–અંજલિ ગ્રંથમાળા રમકડ

૧૧+૮૦૦; છૂટક કિંમતઃ કાચું પૂઠું રૂ. ૧–૧૨

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં પુસ્તકાલયોની તપાસણી કરી પ્રચાર, વ્યવસ્થા તથા વર્ગીકરણની કામગીરી બજાવી છે :—

૧. કરજણ મહાલ માનદ પ્રચારક રા. મલંગશા ઉમેદશા દીવાનઃ જુન ૧૯૩૭: (૧) સીમળી ( ગ્રામપંચાયતની મદદ મળવાની જરૂર ).

૨. સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક રા. ખીમજીભાઈ ટીડાભાઈ ઠાકર: માર્ચથી મે : (૧) ડાભી (૨) સુણક અને (૩) સિહી ( નં. ૨–૩ કોઈ નહિ મળ્યાથી તપાસણી થઈ શકી નહિ ) (૪) કાકોસી (૫) ડીંડરોલ (૬) સમોડા.

૩. ગણદેવી કસ્બા પુ૦ ના ગ્રંથપાલ રા. મણિભાઈ એલ. દેસાઈ: જાનેવારીથી જુન : (૧) માણેકપુર ( ખાનગી ગૃહસ્થને ત્યાં મૂકાયેલા કા. ફંડની રકમમાંથી રૂા. ૧૦) વસુલ કરાવ્યા ) (૨) દસેરા ( વર્ગીકરણ સંજ્ઞા લખી આપી ) (૩) ગડત ( રીતસર વર્ગીકરણ શીઘ્ર થઈ જવાની તેમ મકાન માટેની રકમ સદર સ્થળે વ્યાજે મૂકાવાની જરૂર ) (૪) પાથરી ( વર્ગીકરણ સંજ્ઞા લખી આપી ) (૫) ધમડાછા ( વર્ગીકરણનું કામ છાપેલા ફોર્મો પર રીતસર થઈ જવાની જરૂર ) (૬) વડસાંગળ ( વર્ગીકરણ સંજ્ઞા લખી આપી ).

૪. પલસાણા મહાલ માનદ પ્રચારક રા. ગોપાળજી ગોવિંદજી પટેલ : એપ્રિલમાં : (૧) અસ્તાન (વ. સંજ્ઞા લખી આપી) (૨) ખરવાસા (નં. ૧ પ્રમાણે) (૩) કરણ (દફતરી કામની ચોખવટ થવાની જરૂર ) (૪) બગુમરા (નં. ૧ ને ૩ પ્રમાણે ) (૫) બલેશ્વર.

૫. અમરેલી મહાલ માનદ પ્રચારક રા. કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી: જુનમાં : (૧) વિઠ્ઠલપુર ખંભાળીઆ ( પુસ્તકોમાં જ. ૨ ના નંબર તર્તજ નંખાઈ જવા જોઈએ ) (૨) પીઠવાજાળ ( વર્ગીકરણ રીતસર નમૂના પર નથી ? )

૬. દામનગર મહાલ માનદ પ્રચારક રા. નંદલાલ પુરૂષોત્તમ ત્રિવેદી : જુનમાં : (૧) ધામેલ.

પ્રચારકોએ રૂબરૂમાં આપેલી સમજૂત અને સુચનાઓનો તાકીદે અમલ કરી દેવાની લાગતાવળગતાઓને ભલામણ કરવામાં આવે છે.

## પત્રો શરૂ થયાની માહિતી

## યાદી નં. ૭

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તરફથી લોકમદદ તથા સરકાર પંચાયત મદદ મળવાની પાવતીઓ તા. ૩૦–૬–૩૭ સુધીમાં આવી ગયેલી એટલે તેમનાં પત્રો ૧લી જુલાઈ ૧૯૩૭ થી શરૂ કરાવવા વ્યવસ્થા થઈ છેઃ—

કુલ ૨૬

| | | | |
|---|---|---|---|
| **વડોદરા મહાલ** | **ખેરાળુ મહાલ** | **પાદરા મહાલ** | **વિસનગર મહાલ** |
| સીસ્વા | કમાલપુર | આંતી | સેવાલીઆ |
| ગોકળપુરા | શેખપુર | **ડભોઈ મહાલ** | **સિદ્ધપુર મહાલ** |
| **કરજણ મહાલ** | **વ્યારા મહાલ** | સમશેરપુરા | ખટાસણા |
| ઉરદ | મગરકુઈ | પુડા | **સોનગઢ મહાલ** |
| કહેણા | ખાનપુર | **સંખેડા મહાલ** | ડોસવાડા |
| કરખ | **દામનગર મહાલ** | માલુ | **ખાંભા મહાલ** |
| લાકોદરા | શાખપુર | રાજનગર | ભાડ |
| **મહેસાણા મહાલ** | **ધારી મહાલ** | ચંદાનગર | **શિનોર મહાલ** |
| આપાપુરા | ગોવિંદપુર | **કલોલ મહાલ** | સુરાશામળ |
| સાંગણપુર | | રકનપુર | |

આ યાદી સાથે કુલ ૧૦૬૯




## વડોદરા રાજ્ય

**વાર્ષિક નિવેદનો** :—સૂચના–સરક્યુલર વિભાગમાં પ્રસિદ્ધ થયેલ સૂચના નં. ૩૯૩ તરફ રાજ્યનાં નાનાં મોટાં તમામ પુસ્તકાલયોના સંચાલકોનું ધ્યાન ખેંચી પૂરી થતી ૧૯૩૬-૩૭ સાલનો અહેવાલ આ અંક સાથે સામેલ રાખેલા નમુનામાં ભરીને જેમ બને તેમ જલદી પુ. ખાતા તરફ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**ગ્રામ પંચાયતની મદદ અને મહેસાણા પ્રાંત** :—ખબર મળ્યા પ્રમાણે, ગ્રામ-પુસ્તકાલયો માટે મંજુર થતી ગ્રામ પંચાયત મદદની રકમ ઠરાવ થતાં તુર્ત મંગાવી આપવી તથા પટેલ તલાટીઓએ પણ પુસ્તકાલય પ્રવૃત્તિમાં મદદગાર થવું એવી મતલબનો હુકમ, મહેસાણા પ્રાંત પૂરતો, મે. રા. રા. સુબા સાહેબ તરફથી અપાઇ ચૂકેલો છે. તે મુજબ મંજુર થએલી ગ્રામ પંચાયત મદદની રકમ, મહેસાણા પ્રાંતનાં ગ્રામ પુસ્તકાલયોને મળી ગઇ હશે જ : જેમને હજી ન મળી ગઇ હોય તેમણે તે મેળવી લેવા જરૂરી તજવીજ કરવા ભલામણ છે.

**ડેસરનું મકાન** :—ત્રમળે ચડેલો ડેસર પુસ્તકાલયના મકાનનો સવાલ, ખાતાની તજવીજ અને શુભેચ્છકોની સહાનુભૂતિ ને સલાહથી લગભગ ઉકલી ગયો છે, ને લેવા ઠરેલી જમીનના વળતર યા કિરાયા માટે ખાતાએ માગેલી ડીપોઝીટ રકમ પણ ભરાઇ ગઇ છે : એટલે પ્રકરણ આગળ રવાના થઇ મકાન થઇ જવાની પૂરી આશા બંધાઇ છે.

**પુસ્તકાલયોને મળેલી ભેટ** :—રણોલી તા. બાદરણ : રૂ. ૭૫) શિવાભાઇ વાઘજીભાઇ પટેલ, ઝારોળા; ૭૫) મોતીભાઇ બાબરભાઇ પટેલ રાસ; ૩૫) મોતીભાઇ શંકરભાઇ પટેલ, નાર; ૧૫) ફુલાભાઇ છત્રાભાઇ પટેલ, સારસા; ૧૫) મથુરભાઇ હાથીભાઇ પટેલ, સારસા; ૧૧) મગનભાઇ હાથીભાઇ પટેલ, ધર્મજ; ૧૧) ખોડાભાઇ મકનદાસ પટેલ ધર્મજ—તરફથી મળી કુલ રૂ. ૧૫૭) લગ્ન પ્રસંગોએ.

—કંડારી તા કરજણ : ૧૧) મોતીભાઇ ભલાભાઇ, વસો; ૧૦) મગનભાઇ ખુશાલભાઇ, મોટા ફોફળીઆ; ૭) ડાહ્યાભાઇ નથુભાઇ, મોટા બામણગામ; તથા હાથીભાઇ જીભાઇ મંડાળા, ભગવાનભાઇ ત્રીકમભાઈ, મંડાળા, દયાળભાઇ ગુલાબભાઇ, મંડાળા, ઝવેરભાઇ ગોવિંદભાઇ–મંડાળા, - કુબેરભાઇ હીરાભાઇ મોટા ફોફળીઆ, નાથાભાઇ લાલદાસ

મોટા ફોફળીઆ, મનસુખ શેઠ મૂળચંદ શેઠ–હળદરી, અને ગોરધનભાઇ કરસનભાઇ સુર્યાપોડા : એ દરેક તરફથી રૂ. ૫) પાંચ મળી કુલ રૂ. ૬૮) લગ્નપ્રસંગોએ.

—રાજનગર તા સંખેડા : ૧૧ ) શેઠ ગોવિંદલાલ હરિવલ્લભદાસ; ૨ ) માસ્તર જીવણલાલ મગનલાલ; બીજા ૧૦ જણ તરફથી રૂ. ૧) એક, અને બીજી ૭ આઠઆના ૪ આનાની નાની રકમો મળીને કુલ રૂ. ૨૬) ગામે નવીન પુસ્તકાલય ખોલવા માટે.

—ચડાસણ તા. વિજાપુર : ૧૦) પા. રેવણીદાસ લખુભાઇ, કોલવડા; ૫) પા. નથુદાસ લખુદાસ, દેવડા; ૩) પા. મગનદાસ ડુંગરદાસ, મંડાલી; ૩) પા. રેવણીદાસ હાથીદાસ, રિદ્રોલ; તથા પંચાલ સોમનાથ અમથારામ, રિદ્રોલના શીવાભાઇ હરિદાસ, કુકરવાડાના પા. ગોબરદાસ માધવદાસ, કણભાના પા. શીવરામ દ્વારકાંદાસ, અને જંત્રાલના પા. ગોપાળ જેઠીદાસ એ દરેક તરફથી બે બે રૂપિયા મળી કુલ રૂ. ૩૨).

—અંબોડ તા. વિજાપુર : ૯) જાની મૂળશંકર મહુરામ, પઢારીઆ; ૫) ડૉ. મણિલાલ જેચંદ, ગડકણ; ૫) શા. વાડીલાલ નથુભાઇ, ઓરાણ; ૫) મહેતા હિંમતલાલ લાલચંદ, ઓરાણ; અને ૫) શા. રતિલાલ ગુલાબચંદ, ગડકણવાળા તરફથી મળી કુલ રૂ. ૨૯).

—માલોસણ તા. વિજાપુર : રૂ. ૧૧) નારદીપુરના ભટ હરિલાલ મગનલાલ; અને રૂ. ૨) ઠાકરડા રણછોડજી પ્રધાનજી તરફથી મળી કુલ રૂ. ૧૩).

—વેડા તા. કલોલ : ૨) શા. સોમચંદ લક્ષ્મીચંદ, રધિજાવાળા તરફથી, તથા બીજા ૫ જણ તરફથી દરેકનો રૂ. ૧) એક મળી કુલ રૂ. ૭) લગ્નપ્રસંગોએ.

—ખરણા તા. વિજાપુર : ૧૬) સોમનાથ મહેતા તથા લાલભાઇ, નારદીપુર; ૫) જેઠાલાલ શંકરલાલ, નારદીપુર; ૫) વહોરા માનાભીયાંની દીકરીઓના લગ્નપ્રસંગે વરપક્ષ તરફથી, તથા રૂ. ૭) કુંભાર જેઠા જીવા, રામા વગેરેની દીકરીઓના લગ્નપ્રસંગોએ મળી કુલ રૂ. ૩૩) લગ્ન પ્રસંગોએ.

—ગોઝારીઆ તા. વિજાપુર : ૫) જયશંકર લક્ષ્મીરામ પંડયા, કુકરવાડા; ૨) મફતલાલ અંબાલાલ શુકલ, ગોઝારીઆ; ૨) અંબાલાલ શામળદાસ ઠાકર, ખોરજ; ૨) હરિશંકર દલસુખરામ જાની, વસોડા; ૨) પુરષોત્તમ લાલદાસ પરેલ, ગોઝારીઆ; તથા બીજા ૧૦ ઇસમો તરફથી દરેકનો રૂ. ૧) મળી કુલ રૂ. ૨૪) લગ્ન અને આણા પ્રસંગે.

—દેણપ તા વિસનગર : ૫) પા. નાનજીભાઇ માધવદાસ, કહોડા; ૩) પા. જેઠીદાસ, દેઉ; ૨, પા. લાલદાસ દીરદામ, રાજગઢ; ૨) પા. મંગળદાસ પરસોતમ, ગોલાપુર; ૨) પા. ચતુરદાસ લખુદાસ, ચલોટા; તથા ભુણાવના ૧ જણનો રૂ. ૧) મળી કુલ રૂા. ૧૫) લગ્નપ્રસંગોએ.

—રૂવાવી તા પાટણ : ૬) પા. વીરદાસ દ્વારકાંદાસ, કુણઘેર; ૪) પા. ત્રિકમદાસ મંછારામ, જેતલવાસણા; ૪) શિવાભાઇ જીવરામ, જેતલવાસણા; ૨) શિવાભાઇ પ્રેમજીભાઇ, સરસાવ; તથા બીજા ૪ જણ દરેક તરફથી રૂ. ૧) એક મળી કુલ રૂ. ૨૦).

—ખાલીસણા તા. પાટણ: ત્રણ જણ દરેક તરફથી રૂ. ૧) એક મળી કુલ રૂ. ૩) લગ્નપ્રસંગોએ.

—કરલી તા. સિદ્ધપુર: ૧૦) પા. સોમાભાઇ નરસીભાઇ રૂપાલ; ૧૫) પા. દયાળજીભાઇ મોતીદાસ, રૂપાલ; ૧૫) પા. ભીખાભાઈ રણછોડદાસ, રૂપાલ; તરફથી મળી કુલ રૂ. ૪૦) લગ્ન પ્રસંગોએ.

( કહેોડાના રજપૂત ચતુરજી લાખાજીનું નામ યાદીમાં છે પણ રકમનો આંકડો જણાવવાનો રહી ગયો લાગે છે. )

—લાખવડ તા. મહેસાણા: ૨) પા. અમથારામ નારણદાસ, લોદ્રા; તરફથી આણા પ્રસંગે તથા બીજા ૨ જણ તરફથી રૂ. ૧) એક મળી રૂ. ૪) લગ્ન તથા આણા પ્રસંગે.

—અડીઆ તા. હારીજ: ૫) શા. નગીનદાસ હાથીચંદ, સરીઅદ; ૩) પા. નાથાભાઇ ભીખાભાઇ, ચીખવા; ૨) સોની રામચંદ મગનલાલ, રીવા; ૨) સોની ભીખાલાલ ટચરાચંદ તર્ફે સોની દલજીરામ, અમી; તથા બીજા ૧ જણનો રૂ. ૧) મળી કુલ રૂ. ૧૩).

—એરથાણુ તા. પલસાણા: ૩) ખુશાલભાઇ જીવણજી, દીહેણ; ૩) પા. ભૂલાભાઈ પ્રેમજી, વડદલા: કુલ રૂ. ૬) લગ્નપ્રસંગોએ.

—વડદલા તા. પલસાણા: ૨) પા. ભૂલાભાઇ પ્રેમજી, તથા બીજા એક ગૃહસ્થ તરફથી રૂ. ૧) મળી કુલ રૂ. ૩) લગ્નપ્રસંગોએ.

—વીરપુર તા. ધારી: ૨ શેઠ નાનજી ડાહ્યાની પુત્રીના લગ્નપ્રસંગે; તથા બીજા ૭ જણ દરેક તરફથી રૂ. ૧) એક મળી કુલ રૂ. ૯).

વર્ગીકરણ થઇ ગયું છે:—[ એપ્રિલ અંકના પૃ: ૩૧૮ થી ચાલુ ] ( ૩૪૩ ) માણેકપુર તા. ગણદેવી.

## ૧. રા. પુ. મંડળ

**ઇનામ જીતનારાંઓને:**—શિષ્ટવાચનની ૧૨ મી પરીક્ષામાં ઇનામને પાત્ર ઠરેલાં ભાઇબેનો પૈકી જેમના તરફથી ઇનામનાં પુસ્તકો રૂબરૂ મેળવી લેવાની તજવીજ નહોતી થઇ, તેમને ટપાલ રસ્તે તે મોકલી અપાયાં છેઃ વિસનગર અને ખેરાળુ મહાલનાંઓને તેમના મહાલ પુ. મંડળો મારફત મોકલી અપાયાં છે એટલે તેમણે મહાલ મંડળમાંથી મંગાવી લેવાની તજવીજ રાખવી. ઇનામની પહોંચ જેણે તેણે સ્વીકારવા ભલામણ છે. રૂબરૂ મેળવી લેવાનું જેમના તરફથી લખાઇ આવ્યું હશે ને તેનો અમલ નહિ થયો હોય તેમનાં પુસ્તકો રાજ્ય પુ. મંડળની ઓફિસમાં હશે ત્યાંથી સત્વર મંગાવી લેવાની તજવીજ રાખવી.

**૧૩મી પરીક્ષા:**—એ અંકમાં છપાયલી આ પરીક્ષા માટેની જાહેરાત હજી વાંચી ન હોય તો વાંચવા, ઉમેદવારી સવેળા નોંધાવી દેવા, અને પુસ્તકો મેળવી લઇ જોઇતી તૈયારી કરી રાખવા શિષ્ટ સાહિત્યના રસિયાં ભાઇબેનોને ખાસ ભલામણ કરીએ છીએ.

**પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણ:**—આ સંબંધમાં ચાલુ અંકમાં અન્યત્ર છપાયેલ રા૦ પુ૦ મંડળની સૂચના તરફ લાગતાવળગતાઓ ધ્યાન આપે.

**સિદ્ધપુર મહાલ માટે પરીક્ષા:**—સિદ્ધપુર મહાલ પુ૦ મંડળ તરફથી શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના કરાઇ છે. પરીક્ષા માટે શ્રી ગિજુભાઇ કૃત (૧) પ્રાથમિક શાળામાં શિક્ષક, અને (૨) શિક્ષક હો તો : એ બે શિક્ષકોપયોગી પુસ્તકો રખાયાં છે, ને પરીક્ષાની તા. ૧૦–૧૦–૩૭ ( રવિવાર ) મુકરર થઇ છે. પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકો જે શાળાઓમાં ન હોય તેમને કંટીજન્ટમાંથી ખરીદવાની પરવાનગી શાળા ખાતા તરફથી અપાઇ છે. પરીક્ષાનો લાભ લેવા મહાલના શિક્ષકોને ઉદ્દેશીને એક સૂચના મહાલ શાળાધિકારી તરફથી કાઢવામાં આવી છે ને તેમાં પુસ્તકો મંગાવવાં હોય તેમને તા. ૧૫–૮–૩૭ સુધીમાં મહાલ શાળાધિકારી તરફ લખવા સૂચવવામાં આવ્યું છે. સ્તુત્ય ને અનુકરણીય ! બીજા મહાલો જરૂર જાગે.

**નવું કુમાર મંડળ:**—કરજણ મહાલના માનદ પુ૦ પ્રચારક શ્રીયુત મલંગશા ઉમેદશાની કા. ઉપશિક્ષક તરીકે રણાપુર ગામે બદલી થતાં, એ ઉત્સાહી શિક્ષક ભાઇએ તા. ૧–૭–૩૭ થી સદર ગામે કુમાર મંડળની યોજના શરૂ કરી છે, જેમાં ૨૧ વિદ્યાર્થીઓ જોડાયા છે ને અઠવાડિયામાં બુધવાર ને રવિવાર એ બે દિવસોએ મળવાનું રખાયું છે. આ કાર્યમાં તેમને હરિલાલ મોહનલાલ નામના એક સેવાભાવી ઉત્સાહી યુવકનો સાથ મળી ગયો છે.

## રાજ્ય બહાર

**કોચીન ગુજરાતી પુસ્તકાલય:**—સદર સંસ્થાનો વાર્ષિક મહોત્સવ તા. ૨૦–૬–૩૭ ના રોજ ઉત્સાહભેર ઉજવાઇ ગયો. તે પ્રસંગે બહાર પડેલા એના ૯મા વાર્ષિક રિપોર્ટ પરથી જણાઇ આવે છે કે બૃહદ્ ગુજરાતની એ સંસ્થાની ઉત્તરોત્તર પ્રગતિ થતી રહી છે. પૂરા થયેલા વર્ષમાં એનો પુસ્તકભંડોળ ૧૭૫૫ થી વધીને ૨૦૨૧ થયો છે; વંચાયલાં પુસ્તકોની સંખ્યા ૩૪૧૩ સામાન્ય વિભાગ, ૧૯૫૨ બાલવિભાગ, ને ૧૩૫૯ સામયિક મળીને કુલ ૬૭૨૪ હોઇ તે આગલા વર્ષ કરતાં ૫૬૯ જેટલી વધારે છે. વાચનાલયય અંગે અંગ્રેજી ગુજરાતી પત્રો માસિકો આવતાં હોઇ તેનો લાભ ગુજરાતીઓ તેમજ અન્ય ભાઇઓ તરફથી સારો લેવાય છે. પણ આર્થિક સ્થિતિ આગલાં બે વર્ષ કરતાં નબળી હોવાનું સમજાય છે. ઇચ્છીશું કે કોચીનના ગુજરાતી બંધુઓ આ ઉપયોગી સંસ્થાને પોષવાનો ઉત્સાહ પૂર્વવત્ જાગૃત રાખશે.

**વૈદ્યોનું વાર્ષિક:**—આનો પ્રથમ અંક આવતા ઑક્ટોબર માસની ૧૭ મી તારીખે બહાર પડવાનો છે. એના તંત્રી શ્રીયુત પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય હોઇ એમણે લેખક મિત્રો પાસે મૌલિક લેખની માગણી કરી છે. વાર્ષિકમાં ગુજરાતી વૈદ્યકીય પુસ્તકોની યાદી પ્રકટ કરવાની યોજના છે ને તેને માટે પ્રકાશકો વ પ્રકાશન સંસ્થાઓને પોતપોતાની યાદી મોકલવાની વિનંતિ કરાઇ છે. વૈદ્યકીય પુસ્તકોનું અવલોકન છાપવાની પણ ગોઠવણ હોઇ તેને માટેનાં પુસ્તકો ઓગસ્ટની ૧લી સુધીમાં મોકલી આપવાની ભલામણ છે.

## પરદેશ

**સમાજસેવા મંડળ મોમ્બાસા:**—તરીપારના બૃહદ્-ગુજરાતની આ સંસ્થાનો ૧૬ મો વાર્ષિક હેવાલ ને હિસાબ મળ્યો છે. તે પરથી જણાય છે કે એને અંગે ચાલતા મફત

પુસ્તકાલય અને વાચનાલયનો લાભ, હેવાલના વર્ષ દરમ્યાન, ૪૪૯ વાચક ભાઈબેનોએ લીધો છે ને કુલ ૯૦૪૪ પુસ્તકો વંચાયાં છે. વર્ષ દરમ્યાન ૨૨૯ ગુજરાતી અને ૮૪ અંગ્રેજી પુસ્તકો નવાં ખરીદાતાં પુસ્તકભંડોળ ૧૬૮૯ ગુજરાતી અને ૬૪૬ અંગ્રેજી મળી કુલ ૨૩૩૫ જેટલો થયો છે. અહેવાલના વર્ષ દરમ્યાન પુસ્તકોનું કર્તાવારી, નામવારી ને વિષયવારી પ્રમાણે વર્ગીકરણ કરી કાર્ડ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. અહેવાલના વર્ષ સુધી પુસ્તકાલયની વ્યવસ્થા સેવાભાવી સ્વયંસેવક હસ્તે ચાલતી રહી છેઃ નવા વર્ષથી પગારદાર પુસ્તકાધ્યક્ષ રોકવાનો વિચાર ચાલે છે. સંસ્થાના નિભાવાર્થે મંડળને વાર્ષિક ૧૪૫૮)૦૧ શીલીંગનો ખર્ચ થયો છે.

**શાહી બક્ષિસઃ**—રાણીમાતા મેરીએ મર્હુમ સમ્રાટ પંચમ જ્યૉર્જનાં ખાનગી પુસ્તકાલયનાં સંખ્યાબંધ પુસ્તકો ગ્રેટબ્રિટનનાં પુસ્તકાલયો અને સંગ્રહસ્થાનોને વહેંચી આપવાનું ઠરાવી તેનો અમલ પણ કરી દીધો છે.

**ચિત્રકલાકારોના લાભાર્થેઃ**—સમ્રાટ છઠ્ઠા જ્યૉર્જે વિન્ડસર કૅસલના કિંમતી સંગ્રહમાંથી બે બહુમૂલ્ય ચિત્રો લંડનની નેશનલ ગૅલરી સંસ્થાને ધીર્યાં છે. પ્રાચીન ઇટાલિયન ચિત્રકલાના અભ્યાસીઓ માટે એ ચિત્રો બહુ જ કિંમતી મનાય છે.

**આયરિશ પુસ્તકાલય મંડળઃ**—આયર્લેન્ડના પુસ્તકાલય મંડળની વાર્ષિક પરિષદ જુન માસની તા. ૨૬ થી ૨૯ એ ચાર દિવસોમાં ડન્ડલ્ક મુકામે ભરાઈ ગઈ.

## પ્રકીર્ણ

**પરિષદ હેવાલમાં સુધારો :**— જુન અંકમાં છપાયલા અમરેલી પ્રાંત પુ૦ પરિષદના અહેવાલમાં પૃ : ૪૧૮ પર ઠરાવ નં. ૧૦ ના વિરોધમાં શ્રીમતી પ્રભાલક્ષ્મીબેનના વક્તવ્ય તરીકે અવતરણ ચિહ્નોમાં જે શબ્દોમાં હકીકત છપાઈ છે તે બરાબર નથી એમ એ બેન તરફથી લખાઈ આવ્યાથી એ હકીકત એ બેનના શબ્દોમાં નીચે પ્રમાણે વાંચવા-સમજવાની લાગતાવળગતાઓને ભલામણ કરીએ છીએ :—" ગામડાંમાં સ્ત્રી-વાચનાલયો ખોલવાનો આ ઠરાવ આવે છે પણ ફરતા પુસ્તકાલયોની પેટીઓ ફરે છે તેના આંકડા કદી કોઈએ તપાસ્યા છે કે એકલી બહેનોએ જ કેટલાં પુસ્તકો વાંચ્યાં ? ઉપરાંત ગામડાંની આર્થિક સ્થિતિ ઘણી નબળી છે. પુસ્તકાલયો કરતાં તેમને પ્રથમ ખાવાનું આપો. ભૂખ્યું માણસ તમારાં પુસ્તકો ક્યાંથી વાંચશે ? ગામડાંની બેનોને દિવસરાત ઉદર પોષણાર્થે મજુરી કરવી પડે છે. આવા લોકો માટે પુસ્તકાલયો કરતાં તેમને રોજી મળે અને કંઈક જ્ઞાન સાથે ઉદ્યમ અપાય એવી કંઈ યોજના કરો તે વધારે આવકારદાયક છે. આ રીતનો મારો વિરોધ છે. "

**લેખકનું નામ :**—ગતાંકમાં પ્રથમ પૃષ્ઠ પર છપાયેલ ' ગ્રંથસ્તવન ' એ કાવ્ય તથા પૃ : ૩૯૮ પર છપાયેલ ' જ્ઞાન દીવડી ' એ રાસના લેખક શ્રીયુત પુરૂષોત્તમ જીવરામ જોસી ( આચાર્ય અમરેલી મહિલા વિદ્યાલય ) છે.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪/૩૬—૩૭

## પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ

(૧) ઉપરોક્ત શિક્ષણની યોજનામાં જોડાયલા ઉમેદવારોને આથી ખબર આપવામાં આવે છે કે અભ્યાસક્રમના ૮ મા ને ૯ મા પાઠ જે તે ઉમેદવારો તરફ મોકલાઇ ગયા છે ને બાકીના પાઠો તૈયાર છે. માટે મોકલાયલા પાઠોના ઉત્તર બનતી ઉતાવળે મોકલી આપી બાકીના પાઠો મંગાવી લેવા. એ તૈયાર થઇ જતાં, ઠરેલો અભ્યાસક્રમ પૂરો થશે. તે પછી પુનરાવર્તન માટે ૧ માસ આપી સપ્ટેમ્બરમાં પરીક્ષા રખાશે. પરીક્ષાની તારીખ ને સ્થળ જે તે ઉમેદવારને વ્યક્તિગત જણાવવામાં આવશે. પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને શિક્ષણ મજ-કુરની યોજનામાં જાહેર થયા પ્રમાણે પ્રમાણપત્ર અપાશે. પરીક્ષા માટે, પાઠ્ય પુસ્તકો તરીકે વપરાયલાં બધાં પુસ્તકોનો સાદ્યંત અભ્યાસ આવશ્યક સમજવાનો છે. એકીકરણના ત્રણે ભાગોના વટહુકમ, સૂચનાઓ ને પ્રશ્નોત્તરીઓ લક્ષપૂર્વક વાંચી જવાની, તેમ શાસ્ત્રીય વર્ગી-કરણની હથોટી પાકી કરવાની સલાહ છે. કોઇના શિરનામામાં ફેરફાર થયો હોય તો તે તરત જ આ તરફ જણાવી દેવો.

(૨) આ શિક્ષણ યોજના અંગે વધારેમાં વધારે ૫૦ ઉમેદવારોનું બીજું જૂથ ઑગસ્ટની ૧૫ મી થી શરૂ કરવાની યોજના છે. માટે એનો લાભ લેવાની ઇચ્છા રાખનારા-ઓએ પોતાનાં નામ ઠામ, ઉમ્મર ધંધો ને અભ્યાસની હકીકત સાથેની અરજી સવેળા આ તરફ મોકલી આપવી. પુસ્તકાલયનું કામ કરનારા મંત્રી–ગ્રંથપાલો (રાજ્યના તેમ રાજ્ય બહારના) ને પ્રથમ પસંદગી અપાશે. અરજીમાં ગામના નામ સાથે ટપાલનું સ્થળ ને ટપાલ અઠવાડિયામાં કયા કયા દિવસે મળે છે તે પણ અવશ્ય જણાવવું.

યોજના અંગેના અભ્યાસપાઠો હવે બધા જ તૈયાર થઈ ગયેલ હોવાથી આ બીજા જૂથના ઉમેદવારોનો અભ્યાસ, યોજનામાં જાહેર થયેલી મુદતમાં જ પૂરો થઇ શકશે. (યોજના માટે જુઓ 'પુસ્તકાલય' નો જાન્યુઆરી'૩૪ નો અંક ૫ : ૨૩—૨૪).

ઠે. ભાઉકાળેની ગલી,
**રાવપુરા, વડોદરા**
તા. ૧૦—૭—૩૭

**ના. નં. ચોકસી.**
સહમંત્રી,
વ૦ રા૦ પુ૦ મંડળ.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૭ | વૈશાખ | ૨૯- ૬-૩૭ |
| ઊર્મિ | ૬ | ૬ | જુન | ૨૯- ૬-૩૭ |
| કિશોર | ૩ | ૪ | વૈશાખ | ૮- ૭-૩૭ |
| કુમાર | ૧૪ | ૬ (૧૬૨) | જેઠ | ૧૯- ૬-૩૭ |
| કૌમુદી | ૧૫ | ૬ | જુન | ૭- ૬-૩૭ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૩ | ૧૨ | જુન | ૧૪- ૬-૩૭ |
| ખેતીવાડી | ૩ | ૩ | અષાઢ | ૧૨- ૭-૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૫ | ૧૧ | જુન | ૧૯- ૬-૩૭ |
| ગુજરાત | ૪ | ૫ | જુલાઈ | ૭- ૭-૩૭ |
| ગુણસુંદરી | ૨૮ | ૪ | જુન | ૩૧- ૫-૩૭ |
| ગ્રામજીવન | ૭ | ૧૨ | જુલાઈ | ૧- ૭-૩૭ |
| ચરોતર | ૭ | ૬ | જુન | ૨૬- ૬-૩૭ |
| ચિત્રમય જગત | ૨૩ | ૩ | મે | ૨- ૬-૩૭ |
| છાત્રાલય | ૧૧ | ૬ | જુન | ૧૮- ૬-૩૭ |
| નવચેતન | ૩૧ | ૪ | જુલાઈ | ૭- ૭-૩૭ |
| નવરચના | ૨ | ૨ | મે | ૨૪- ૫-૩૭ |
| પાટીદાર | ૧૪ | ૯ | અષાઢ | ૧૦- ૭-૩૭ |
| પ્રસ્થાન | ૨૩ | ૬ | ચૈત્ર | ૨૪- ૬-૩૭ |
| ફાર્બસ ગુ. સભા-ત્રિ૦ | ૨ | ૨ | જુલાઈ-સપ્ટે૦ | ૭- ૭-૩૭ |
| બાલજીવન | ૧૭ | ૯(બાળકઅંક) | જુલાઈ | ૭- ૭-૩૭ |
| બાલમિત્ર | ૧૬ | ૧૨ | " | ૫- ૭-૩૭ |
| બાળક | ૧૬ | ૭ | " | ૬- ૭-૩૭ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૮૪ | ૨ | એપ્રિલ-જુન | ૩૦- ૬-૩૭ |
| માનસી-ત્રિ૦ | ૨ | ૨ (?) | ફેબ્રુઆરી | ૨૪- ૨-૩૭ |
| યુવક | ૭ | ૭ | જુલાઈ | ૨- ૭-૩૭ |
| વસન્ત-ત્રિ૦ | ૩૫ | ૧૦-૧૨ | કાર્તિક-પોષ | ૫- ૨-૩૭ |
| વિલાસ-ત્રિ૦ | ૧૯ | ૪(ચારિત્રઅંક) | જુન | ૭- ૭-૩૭ |
| વૈદ્યકલ્પતરુ | ૪૨ | ૭ | જુલાઈ | ૮- ૭-૩૭ |
| વ્યાયામ | ૨૨ | ૯ | જુન | ૧૯- ૬-૩૭ |
| શારદા | ૨૭ | ૩ | જુન | ૧૬- ૬-૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૨ | ૪ | જ્યેષ્ઠ | ૧૮- ૬-૩૭ |
| સ્કાઉટ વીર | ૧૧ | ૭ | જુલાઈ | ૮- ૭-૩૭ |
| સૌરાષ્ટ્ર શિક્ષક | ૧૦ | ૪ | માર્ચ-મે | ૧૦- ૬-૩૭ |
| સ્ત્રીબોધ | ૮૧ | ૭ | જુલાઈ | ૫- ૭-૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| ઝાંઝવાનાં જળ<br>આંતર રાષ્ટ્રીય આંદોલનો<br>રાસુનું ઘર | ઊર્મિ | ૬ | જુન |
| વેલેસ્લીની સહાયકારી યોજના<br>સાહસવીર અમુંડસેન<br>નાશિકથી કાશ્મીર–મોટરમાં | કિશોર | ૩ | વૈશાખ |
| આતાતુર્ક મુસ્તફા કમાલ<br>જુગારી<br>પરદેશી વસ્તુઓનું પ્રદર્શન | કુમાર | (અં. ૧૬૨) | જેઠ |
| બિચારો કવિ<br>ગુજરાતનો ઇતિહાસ<br>સાગરસુત | ગુજરાત | ૪ | જુલાઇ |
| પંચમહાલનો દુકાળ<br>અમેરિકાના ગૃહ અને સામાજિક જીવન | ચરોતર | ૭ | જુન |
| ગૃહપતિ થવું સહેલું છે ?<br>સાચું જ્ઞાન ક્યાં છે ?<br>છાત્રાલયમાં ચોરી | છાત્રાલય | ૧૧ | જુન |
| વ્હેમના વ્હેણમાં<br>જુને સરમે<br>ડયુક ઑફ વિન્ડસરનો દરબાર | નવચેતન | ૩૧ | જુલાઇ |
| અનુભવ નવનીત<br>કણબી–પાટીદાર–પટેલ<br>'ઑપરકાઉટ્સ' સંસ્થાની નીચે ? | પાટીદાર | ૧૪ | અષાડ |
| યુરોપીય મહારાજ્યોની બદલાતી પરદેશનીતિ<br>વાર્તામાં આવતો પ્રેમ<br>હિંદુસ્તાનમાં પ્રલય પૂર્વની સંસ્કૃતિ | પ્રસ્થાન | ૨૩ | ચૈત્ર |
| ખૂણામાં લગ્ન<br>ગોપાળ ગણેશ આગારકર<br>સમાજ દર્પણ | યુવક | ૭ | જુલાઇ |
| શાબાશ<br>ભાંગતી વાર<br>જગતદર્શન | શારદા | ૨૭ | જુન |
| કલ્પનાની દષ્ટિ<br>બાળપ્રવાસો કેમ થાય ? | શિક્ષણપત્રિકા | ૧૨ | જ્યેષ્ઠ |
| દૂરના ડુંગર<br>આત્મભોગ<br>ઈંગ્લાંડની સ્ત્રીઓ | સ્ત્રીબોધ | ૮૧ | જુલાઇ |

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### જુન ૧૯૩૭માં નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરા |
|---|---|---|---|---|---|---|
| ૧ | રાસ રંજના | કાવ્ય | જશુભાઈ મો. રાવળ | નવચેતન સા. મં. અમદા૦ | ૧– ૪–૦ | |
| ૨ | વ્હાલાં દવલાં | વાર્તા | મેઘાણી | ફુલછાબની ભેટ | ૧– ૮–૦ | |
| ૩ | જોસેફ પિલસુદસ્કી | ચરિત્ર | હરિશ્ચંદ્ર ભટ્ટ | આર. આર. શેઠ | ૧– ૦–૦ | |
| ૪ | રૂઢીનાં કલંક | વાર્તા | નવીનચંદ્ર મો. દલાલ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૨– ૮–૦ | |
| ૫ | સોરઠ તારાં વહેતાં પાણી | ,, | મેઘાણી | ,, | ૨– ૮–૦ | |
| ૬ | શિકાર કથાઓ | ,, | ર. ના. શાહ | ,, | ૦– ૮–૦ | |
| ૭ | હાથીનું નાક | ,, | નાગરદાસ પટેલ | નાગરદાસ પટેલ | ૦–૧૨–૦ | |
| ૮ | રાજહત્યા | ,, | ચુ. વ. શાહ | પ્રજાબંધુની ભેટ | ૧–૧૨–૦ | |
| ૯ | સાર્થ ગુ. જોડણીકોષ (ત્રીજી આ.) | કોષ | ગુજરાત વિદ્યાપીઠ | નવજીવન પ્ર. મંદિર | ૪– ૦–૦ | |
| ૧૦ | ગ્રામલક્ષ્મી ભા. ૪થો પૂ. ઉ. | વાર્તા | રમણલાલ વ. દેસાઈ | આર. આર. શેઠની કું. | ૩– ૦–૦ | |

ટીપ:—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૧–૭–૩૭.

ભાઈલાલભાઈ શુ. પટેલ
મંત્રી.

## સૂચના નં. ૩૯૨ સને ૧૯૩૬–૩૭

## વિષય:–

### સન ૧૯૩૬–૩૭ માં ઉઘાડવાનાં ૩૦ નવીન પુસ્તકાલયો બાબત

ચાલુ વર્ષે ૩૦ ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું મંજુર કરવામાં આવ્યું છે. એ માટે જે જે ગામો તરફથી માગણીઓ આવેલી તેમાંથી જેમના રૂ. ૫૦ થી ૭૫ પૂરેપૂરા એકઠા થયા હોય, વસ્તી પ્રમાણમાં વધારે સારી હોય, અને જે ગામના લોકોનો વ શિક્ષકોનો પુસ્તકાલય સ્થાપવાનો ઉત્સાહ વિશેષ હોય, તેવાં નીચેનાં ૩૦ ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાનું નક્કી કર્યું છે. નજીકનાં સ્ટેશને કબાટો ઉતરે તેની તજવીજ થઇ છે. અને કબાટ મળી ગયા પછી પુસ્તકો પણ તરત જ મોકલવા મંડળને સૂચના અપાઇ છે. માટે જે તે ગામોના મંત્રીઓએ રેલ્વે રસીદો મળે કે તુરત જ કબાટ અને પુસ્તકોનાં પારસલો મંગાવી લેવાની અને જે તે સ્થળે પાવતીઓ મોકલી આપવાની તજવીજ રાખવી. આ સિવાય બીજાં જે જે ગામોની માગણીઓ આવી છે, તેમની માગણી ચાલુ વર્ષની સંખ્યા પૂરી થઇ જવાથી હાલ સ્વીકારવામાં આવી નથી. પણ સન ૧૯૩૭–૩૮ માં તે ગામોને પુસ્તકાલયનો લાભ આપવા તજવીજ થશે.

| અ. નં. | ગામનું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|---|
| | વડોદરા પ્રાંત | | |
| ૧ | ભાલેજ | પેટલાદ | ૪૯૧ |
| ૨ | ડાલી | ,, | ૩૦૩ |
| ૩ | મેઘલપુર | ,, | ૩૫૦ |
| ૪ | શેખડી | ,, | ૨૯૫ |
| ૫ | સીલવાઇ | ,, | ૧૪૩૨ |
| ૬ | ગોકળપુરા | વડોદરા | ૨૩૫ |
| ૭ | પુડા | ડભોઇ | ૪૩૮ |
| ૮ | શમશેરપુરા | ,, | ૩૩૨ |
| ૯ | કરણ | કરજણ | ૩૩૩ |
| ૧૦ | લાકોદરા | ,, | ૫૫૬ |
| ૧૧ | માલુ | ,, | ૬૨૭ |
| ૧૨ | ચંદાનગર | ,, | ૨૫૭ |
| ૧૩ | રાજનગર | ,, | ૨૪૬ |
| ૧૪ | આંતી | પાદરા | ૧૩૬૯ |
| ૧૫ | નરસીપુરા | ,, | ૯૦૨ |

| અ. નં. | ગામનું નામ | તાલુકો | વસ્તી |
|---|---|---|---|
| | મહેસાણા પ્રાંત | | |
| ૧૬ | શેવાળીઆ | વિસનગર | ૪૬૮ |
| ૧૭ | ખરસદા | ,, | ૭૦૯ |
| ૧૮ | ગણેશપુરા | ,, | ૩૩૬ |
| ૧૯ | સાતુસણા | ,, | ૩૮૭ |
| ૨૦ | કરસનપુરા | ખેરાળુ | ૪૭૨ |
| ૨૧ | રફનપુર | કડોલ | ૪૨૧ |
| ૨૨ | માંગણપુર | મહેસાણા | ૮૮૫ |
| ૨૩ | ભેંસાણા | ,, | ૭૯૧ |
| ૨૪ | પારસા | વિજાપુર | ૮૧૬ |
| ૨૫ | ખણુસા | ,, | ૧૦૫૮ |
| ૨૬ | ખદાસણા | સિદ્ધપુર | ૪૫૩ |
| | નવસારી પ્રાંત | | |
| ૨૭ | ભાદર | કામરેજ | ૪૬૪ |
| ૨૮ | ડોસવાડા | સોનગઢ | ૧૦૦૯ |
| | અમરેલી પ્રાંત | | |
| ૨૯ | ખીજડીઆ | દામનગર | ૩૧૭ |
| ૩૦ | ભાડ | ખાંભા | ૬૨૪ |

વડોદરા,
તા. ૩-૭-૩૭

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૩૯૩ સને ૧૯૩૬–૩૭

### વાર્ષિક નિવેદનો તાકીદે મોકલાવી આપવા બાબત

સૂચના નં. ૩૪૨ તા. ૨૨–૭–૨૪ (જુઓ એકીકરણ ભા ૧ ના પૃ. ૧૪૧–૧૪૨) થી ઠરાવેલા ધોરણ પ્રમાણેનાં વાર્ષિક નિવેદનો, રાજ્યનાં તમામ પુસ્તકાલયોએ ઓગષ્ટના પહેલા અઠવાડિયા દરમ્યાન અત્રે મળી જ જાય તે પ્રમાણે મોકલાવી આપવાની તજવીજ રાખવી. નિવેદન પત્રકનું જરૂરી ફોર્મ ચાલુ અંક સાથે મોકલવાની ગોઠવણ થયેલી છે. અંદાજપત્રો પણ જેમ બને તેમ જલદી ઓગષ્ટ આખર સુધીમાં મોકલી આપવાં.

| | |
|---|---|
| વડોદરા, | के. मं. दांगणेकर |
| તા. ૭–૭–૩૭ | મદદનીશ વ્યવસ્થાપક |



## સૂચના નં. ૩૯૪ સને ૧૯૩૬–૩૭

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકોની યાદી

| | | લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| દાંડીઓ | સાપ્તાહિક | ૭–૧૨–૦ | હવાડીઓ ચકલો, સુરત |
| શ્રી પ્રતાપ વિજય | ,, | ૩– ૦–૦ | પીરખોરડી, કડી |
| લોકોદય | ,, | ૧– ૦–૦ | મણીપુર, કડી |
| ઉચ્ચભાવ | માસિક | ૧– ૮–૦ | દરીયાપુર, વાડીગામ, કાઠીઆવાડ, અમદાવાદ |
| વિધવા વિલાપ | ,, | ૨– ૪–૦ | રાજમહેલ રોડ, વડોદરા |

| | | |
|---|---|---|
| પુસ્તકાલય ખાતું, સાર્વજનિક પુસ્તકાલય શાખા, વડોદરા, તા. ૧૮ જુન સન ૧૯૩૭ | न. ल. दिक्षीत<br>મ. ફ. પુ. અધ્યવેશક | के. मं. दांगणेकर<br>મદદનીશ વ્યવસ્થાપ |



# આરોગ્ય

ધી ઇન્ડિયન્ રેડ ક્રૉસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું
ત્રિમાસિક

| અંક ૪૨ મો. | વડોદરા. | જુલાઇ |
|---|---|---|
| વર્ષ ૧૦ | | ૧૯૩૭ |


## શિયાળુ ખાંસી



શિયાળાની મોસમમાં જ્યારે હવાની ગરમીમાં ઝાઝો વધઘટ થયા કરે છે અને વખતો વખત ધુમસ હોય છે ત્યારે ખાંસીનું જોર વધારે પ્રબળ હોય છે અને તેથી અતિશય નબળાઇ અને કામ કરવાની અશકિત પેદા થાય છે. આ મોસમમાં સળેખમથી છાતીનો ભાગ જકડાઇ જવાથી મુખ્ય કરી ખાંસી થઇ આવે છે આ પ્રકાર ઉત્પન્ન થવામાં મદદગાર કારણોમાં અતિશય મગજમારી, ચિંતા, હદઉપરાંત કામ, મોડી રાતસુધી ઉજાગરા, ખાવાપીવામા અનિયમિતપણું વિગેરે હોય છે, તેથી માણુસની રોગ સામે લડવાની શકિત ઓછી થઈ તેના ઉપર સળેખમ ઉત્પન્ન કરનારાં જંતુઓ હુમલો લઈ જઇ શકે છે.

કેટલાક લોકોમાં છાતીનો ભાગ નબળો હોવાથી જંતુઓનો ચેપ શ્વાસમાર્ગના નીચલા ભાગોમાં જડ ઘાલી બેસે છે.

જો ચેપ નરમ પ્રકારનો હોય તો માત્ર છાતીના આગલા ભાગમાં સહેજ સાજ બળતરા થઇ થોડી સૂકી ખાંસી થાય છે. તાવ જરાપણ હોતો નથી અને શરીરની સામાન્ય પ્રકૃતિમાં ઝાઝો ફેરફાર જણાતો નથી.

એથી ઉલટી રીતે કોઇકવાર જોરથી લખલખું ભરાઈ આવી ઝડપથી તાવ ચઢી આવે છે. તેથી દર્દીનું માથુ દુઃખી આવી છાતીના આગલા ભાગમાં વધતો-ઓછો દુખાવો થઇ તે માંદા જેવો થઇ જાય છે. શ્વાસોશ્વાસની ગતીમાં વધારો થાય છે અને તે લેતાં કાંઇક બેચેની જણાય છે. સાથે સાથે સૂકી ખાંસી થઈ આવી બળગમ ઝાઝો પડતો નથી. આવો છાતીનો સળેખમ, એ ખરેખર જોતાં તો શ્વાસનળીઓનો વરમ (સોજો) હોય છે અને તે વિષે બેદરકાર રહેવાથી કેટલીક વાર ગંભીર પરિણામો નીપજે છે.

## ઘરગથ્થુ ઈલાજ

સળેખમથી છાતીનો ભાગ જકડાઇ ગયો હોય અને તાવ ન હોય તો ચાલુ કામકાજ થોડુ ઘણું કર્યા કરવાથી હરકત થતી નથી પરંતુ સળેખમ સાથે તાવ હોય તો તુર્ત બિછાને પડી રહેવું જોઇએ. શ્વાસનળીનો સોજો હોય તે વખતે બેદરકાર રહેવાથી વરમ ફેફસાના તરફ ઉતરવાનું અને તેથી ન્યુમોનિયા થવાનું બહુ જોખમ રહે છે. માટે આવે પ્રસંગે જેમ બને તેમ ધાબળીઓમાં લપેટાઇ સૂઇ રહેવામાં ડહાપણ સમાયલું છે. રોજ સાફ પેટ આવતું હોય તો પણ એક હલકો જુલાબ લઇ લેવો. દાખલા તરીકે રાત્રે બે એક ગ્રેઇન " કેલોમેલ " (રસકપૂર) લઇ સવારના પહોરમાં એક સીડલીટઝ પાઉડર લેવો ઠીક પડશે. વળી લીંબુ અગર નારંગીના રસ સાથેનું ગરમગરમ પીણું લઇ છાતી ઉપર અળશીની પૉલીસ લગાવી ઉંઘી જવાની તૈયારી કરવી.

ઓરડાની હવા સુમારે ૬૫ ડીગ્રી ફેરનહાઇટ જેટલી કાયમ રહે એવી તજવીજ કરવી અને વરમનું જોર નરમ પડે ત્યાં સુધી ઓરડામાંથી બહાર નીકળવું ન જોઇએ. નહીં તો વખતે શરદીનું લખલખું ભરાઇ આવી વધારે ગંભીર પરિણામ નીપજશે. સૂકી ખાંસીથી ઘણી તકલીફ થાય છે પરંતુ વરાળનો બાફ લેવાથી *ફાયદો થાય છે. તે માટે એક મ્હોળા મ્હોંની બરણીમાં ઉકળતુ પાણી નાખી તેમાં* એક ચમચી " ફ્રાયર્સ બાલ્સમ " (ટીંકચર બેન્ઝોઇન કોમ્પ) નામની દવા નાખી બરણીના મ્હોંની સાથે એક ઘડી કરેલો ટુવાલ વિંટી તેમાંથી નીકળતી વરાળ દમમાં લેવી, આ પ્રમાણે દિવસમાં ત્રણચાર વાર અને રાત્રે સૂતાં પહેલાં બાફ લેવાથી ખાંસી નરમ પડી બલગમ છૂટો પડશે. જયાં સુધી તાવ શરીરમાં હોય ત્યાંસુધી માત્ર પ્રવાહી ખોરાક જ, એટલે મોટા પ્રમાણમાં લીંબુના અગર નારંગીના રસનું પીણું, જંવનું પાણી ( બાર્લી વૉટર ), દુધ અને સોડા વોટર વિગેરે લીધા કરવું. અત્રે એક ખાસ ચેતવણી આપવાની જરૂર છે, તે એ કે છાતીમાં સૂળ મારે અને તે સૂળનું દરદ દમ લેતા વધતું જાય, અથવા તાવ બહુ જોશમાં ચઢે તો ડોકટરની સલાહ તુર્ત લેવી જોઈએ. આવે પ્રસંગે ફકત ઘરગથ્થુ જ ઇલાજ ચાલુ રાખવાથી ન્યુમોનિયા (ફિફસાનો વરમ) અને ફેફસાના પડદાનો વરમ ( પ્લુરિસી ) થઇ આવવાનો ઘણો સંભવ રહે છે.

## ઇન્ફલ્યુએન્ઝા

કેટલીક વાર શિયાળામાં ઇન્ફલ્યુએન્ઝાનો ચેપ છાતીને લાગવાથી શ્વાસનળીનો વરમ થઇ આવે છે તે ઉપર કહેલા સળેખમથી થતા વરમને ઘણે દરજ્જે મળતો આવે છે. માત્ર આવો હુમલો વધારે ઝડપી અને વધારે જોશબંધ હોય છે, અને તાવ પણ વધારે જોરમાં હોઇ વધારે વાર ટકે છે, ખાંસી વિગેરે ઉપર કહેલી નિશાનીઓ ઉપરાંત શરીરમાં ભારે કળતર થાય છે, માથું અતિશય દુઃખે છે, અને શરીરને બહુ થાક લાગી તે અતિશય ઢીલું પડી જાય છે. આ રોગ ઘણા માણસોને એકદમ સામટો લાગુ પડે છે અને તેમાં ન્યુમોનિયા તેમજ હ્રદયની નબળાઇથવાનું બહુ જોખમ રહે છે. આવે પ્રસંગે દર્દીએ ઘરગથ્થુ ઇલાજ પર આધાર ન રાખતાં ડૉકટરની મદદ તાકીદે લેવી જોઇએ અને ડૉકટર આવતાં પહેલાંજ 'ઍસ્પીરીન' પાંચથી દશ ગ્રેઇન લેવું જોઇએ.

સળેખમથી થતા શ્વાસનળીના વરમ અને ઇન્ફલુએન્ઝાથી થતા વરમનો હુમલો થયા પછી પાછા તનદુરસ્ત હાલતમાં આવવાની મુદતમાં ઘટીત સંભાળ ન લેવાય તો અતિશય નબળાઇ અને નાજુકાઇ નિપજે છે. તાવ અને ખાંસી થોડા જ દિવસમાં બહુ કરી નરમ પડે છે અને દર્દીને બહુ આરામ લાગે છે તેથી તે ફરવા કરવા અને પોતાને કામે લાગી જવા બહુ લલચાય છે પણ તેમ કરવાથી તે પોતાને સહેજમાં થાકી જતો તેમ જ શરીરે નબળો થતો જોઇ તેને બહુ અજાયબી લાગે છે. એટલુંજ નહીં પણ તાવ અને ખાંસી ફરી ઉભરી નીકળે છે અને તેને પાછો બિછાને પડવાની ફરજ જ પડે છે. આ ઉપરથી સહેજ સમજી શકાશે કે સળેખમથી થતા શ્વાસનળીના સાદા વરમમાં જેટલી સંભાળ લેવાની જરૂર છે તેટલી સંભાળ તે રોગ મટયા પછી પણ ચાલુ રાખવી અવશ્યની છે. સ્વાભાવિક રીતે ઘણા માણસો પોતે સારાં થયાં કે તેમને નાહક બિછાને પડી રહેવું અને પોતાના હમેશનાં કામથી દુર રહેવું ગમતું તો નથી જ પરંતુ કાંઇપણ કર્યા વિના બિછાને પડી રહેતાં પોતાની તબિયત તદ્દન સારી લાગે એ એક વાત છે અને માંદગીથી શરીર નબળું પડી ગયું હોય તેવે પ્રસંગે પોતાનું હમેશનું કામ ચાલુ રાખવું એ જુદી જ બીના છે.

માટે સળેખમ મટી ગયા પછી ત્રણ ચાર દહાડા, કદાચ બિછાનામાં સૂઇ રહેવું ન ગમે તો પણ માત્ર ઘરમાં જ રહેવું. બહાર નીકળવું નહી, અને ઓરડાની હવાની ગરમી બને તેટલી એકસરખી રાખવાની તજવીજ કરવી. ત્યાર પછી થોડા દહાડા ખુલ્લી હવામાં શાંતીથી ફર હર કરવું. તાવ ખાંસી મટયા પછી નિદાન એક અઠવાડીયાંની મુદત તનદુરસ્તી અને શકિત પાછી મેળવવામાં ગાળવી જોઇએ. બને તો થોડા દહાડા દરિઆ કિનારે જઇ રહેવાય તો આથીબી વધારે ફાયદો થશે. ઇન્ફલુએન્ઝાની ખાંસી થઇ હોય તો સાજા થવાની મુદત હજી વધારે લંબાવવી

જોઈએ કારણ કે એ રોગનું ઝેર શરીરના દરેક ભાગમાં પ્રસરી ગયેલું હોય છે તેથી શારીરિક તેમજ માનસિક નબળાઈ વધુ પ્રમાણમાં પેદા થએલી હોય છે.

## જૂની ખાંસી

કેટલાંક કમનસીબ માણસોને શિયાળો શરૂ થતાં જ જૂની ખાંસી ઉભરી નીકળે છે. ખાસ કરી જેઓને ચાર પાંચ શિયાળાની ઋતુમાં શ્વાસનળીનો વરમ થયા કર્યો હોય તેઓ ને ત્યાર પછીના શિયાળામાં આવી જૂની ખાંસી ઉભરી નીકળ્યા જ કરે છે. બહુ ભાગે રાતે પુષ્કળ ઉધરસ આવ્યા કરી ઉંઘ આવતી નથી અને આરામ મળતો નથી, અને છાતીમાં સણુસણાટી થયા કરે છે તથા બળગમ ઘણો છુટથી પડે છે. ઘણા વર્ષો સુધી આવી જૂની ખાંસી ચાલુ રહે તો પછી ફેફસાંના સ્નાયુઓ ઢીલા પડી તેના કુકકાઓ ફુલેલા જ રહે છે અને છાતીનો આકાર પીપના જેવો થઇ જાય છે. વળી હૃદય ઉપર જોર આવી તે નબળું પડે છે અને આખરે ચાલતું બંધ પડી જવાનો સંભવ ઉભો થાય છે.

આવા જૂની ખાંસીવાળા માણસોએ શિયાળાની ઋતુમાં વધારે ગરમ અને ઓછી ઠંડીવાળી આબોહવામાં રહેવું જોઇએ; તે શિવાય બીજો માર્ગ નથી. તેમણે પોતાનું જીવન ઘણી સંભાળથી ગાળવું જોઇએ. ખાવા પીવા અને પહેરવામાં નિયમિત રહેવું જોઈએ. અને યોગ્ય ગરમ કપડાં પહેરવાં જોઈએ કે તેથી હવાની ગરમીમાં ઝડપી ફેરફાર થઇ જાય તોપણ તેની માઠી અસર થવા ન પામે. માત્ર જોઇએ તે કરતાં વધારે ગરમ અથવા વધારે પ્રમાણમાં કપડાં ન પહેરાય તેવી પણ સાવચેતી રાખવી જોઇએ. ધુમસ તથા ભિનાશવાળી હવાથી બીહતા રહેવું જોઇએ તેમજ ધુળથી ભરેલી હવાથી દુર રહેવું જોઇએ. દસ્ત રોજ સાફ આવે એવી તથા અમુક જ પચે એવો ખોરાક લેવાય એવી કાળજી કરવી કે જેથી કલેજામાં લોહીનો ભરાવો થવા ન પામે. વળી નિયમિત સ્નાન કરવાથી અને ચંપી કરાવવાથી ચામડીને મજબુતી મળી શ્વાસોશ્વાસની ક્રિયાને પણ ટેકો મળે છે વધારામાં ધીમે ધીમે ઉંડો શ્વાસ લેવાથી અને એવી દમ લેવાની કસરત ધીમે ધીમે વધારતા જવાથી ફેફસાંને મજબુતી મળી તેમાંનો લોહીનો જમાવ ઓછો થાય છે. જો કોઇવાર એકાએક તાવ આવે અથવા દમ લેવાને મુશ્કેલી માલમ પડે તો તુર્ત બિછાનાનો આશરો લઇ દાક્તરને બોલાવી મંગાવવા. આવા જૂની ખાંસીવાળા માણસે ગરમ કરેલા ઓરડામાં જ સૂવું જોઇએ. આખો દહાડો ગરમ રાખેલા બેસવાના ઓરડામાંથી નીકળી રાત્રે ઠંડા સૂવાના ઓરડામાં જવું એ તદ્દન મુર્ખાઇભરેલું છે એમ સહેજ સમજી શકાશે.

## ગળાની ખાંસી

શ્વાસ માર્ગના ઉપલા ભાગ—ગળાનો પાછલો ભાગ ( સસ પથ ) અને ઘાંટી—માં વરમ થવાથી તેમાં ચચરાટ ઉત્પન્ન થઈ સખત અને ત્રાસદાયક ખાંસી

થાય છે. આવે પ્રસંગે કાંતો ગળામાં આવેલી ગાંઠો ( ટોન્સીલ=ચોરીયા ) મોટી થયેલી હોય છે અથવા પાક ઉપર ચઢેલી હોય છે, કિંવા ગળાનો પાછલો ભાગ માત્ર ઢીલો પડી ગયેલો હોય છે તેથી પડજીભ ઘાંટીને લાગ્યા કરવાથી ચચરાટ ઉત્પન્ન થઇ જોસભેર ખાંસી થાય છે. ખાસ કરી જેઓ બીડી બહુ ફુંકે છે તેઓને આવો પ્રકાર બને છે. આ ખાંસી થોડે થોડે અંતરે જોસથી આવે છે અને બહુ ત્રાસ ઉપજાવે છે. દર્દી બ્હીકણ પ્રકૃતિનો હોય તો આ ખાંસી વધે છે એટલું જ નહીં પણ આ ખાંસી સૂવા જતી વખતે તેમજ સવારમાં ઉઠતાંને વાર બહુ જોસથી થાય છે. ગળાનો વરમ તિક્ષ્ણ પ્રકારનો ન હોય તો આ ખાંસી સાથે તાવ હોતો નથી પરંતુ તેથી નબળાઈ ઉપજી મનને ત્રાસ અને ચિંતા ઘણી ઉત્પન્ન થાય છે.

ગળાની ખાંસીનો ઇલાજ તેના કારણ ઉપર અવલંબી રહે છે બાળકોમાં ગળાની ગાંઠો કઢાવી નાખવી જોઇએ. ઉમ્મરે પુગેલાં માણસોના બાબમાં ચળવળાટ ઉત્પન્ન કરે એવા તીખા ખોરાક કે તીખાં પીણાં બંધ કરવાં જોઇએ અને બીડી પીવાની બહુ ઓછી કરવી જોઇએ. ગળું ઢીલું પડી ગયું હોય તો ટૅનોગ્લીસરીન અગર મૅન્ડલ્સ પેઈન્ટ લગાવવાથી બહુ ફાયદો થશે. વળી ગળાને શાંતી આપનારી ટીકડીઓ દાખલા તરીકે બરોવેલ્કમની " બેન્ઝૉઇક ઍસીડ વીથ કુકેઇન " નામની ટીકડીઓ અગર જેઠીમધની ટીકડીઓ ચુસવાથી ઘણો આરામ મળશે. ઘાંટીના ચળવળાટને લીધે થતી ખાંસીમાં ઉકળતા પાણીમાં ફ્રાયર્સ બાલસમ અગર મેન્થોલ નાખી તેની વરાળનો બાફ લેવાથી ફાયદો થાય છે.

## અપચાની ખાંસી

અપચો થવાથી, ખાસ કરી પેટમાં બાદી ( વાયુ ) ઘણી થઇ હોય ત્યારે સૂકી ખાંસી થોડે થોડે વારે જોસથી થઈ આવે છે. આવી ખાંસી બહુ કરી રાત્રે થાય છે અને તે રોકવી બહુ મુશ્કેલ થઈ પડે છે તેથી ઉંઘમાં ઘણી ખલેલ પડે છે. હોજરી અને ગળા ઉપર કાબુ ધરાવનાર તંતુ એક જ હોવાથી અપચાને લીધે ગળામાં ચળવળાટ ઉત્પન્ન થવાથી આ ખાંસી નીપજે છે. થોડુંક ગરમ પાણી પીધાથી અથવા સોડા મીન્ટની બેએક ટીકડીઓ ચુસવાથી આ ખાંસી બહુ કરી નરમ પડી જાય છે પણ તેને તદન નાબુદ કરવા માટે અપચાની યોગ્ય સારવાર માટે દાકતરની સલાહ લેવી જરૂરની છે.

## ખાંસીની દવાઓ

ખાંસીની ઘણી જૂદી જૂદી પેટન્ટ દવાઓ બજારમાં વેચાતી મળે છે. આવી દવાઓમાં મોટે ભાગે અફીણનો અંશ હોવાથી દમ લેવાના તંતુબિંદુનું કાર્ય ઢીલું પડવાથી ખાંસીનું જોર કમી થાય છે. પરંતુ આવી રીતે એ તંતુબિંદુનું કાર્ય ઢીલું પાડવું એ સલાહકારક નથી. માટે આવી બજારમાં મળતી ખાંસીની દવાઓ ચાલુ લીધા કરવી નહીં બધી ખાંસીની દવાઓમાં વળી બહુ કરી " ઇપીકૅકયુઆના "

નામની દવા હોય છે તેથી બળગમ છૂટો પડી, પરસેવો પડે છે અને તેને લીધે લોહીમાં ફરતાં ઝેરો બહાર પડે છે. જ્યારે શ્વાસ નળીઓ બલગમથી ભરાઇ ગયલી હોય ત્યારે "ઇપીકેકયુઆના વાઇન" દશટીપાં અગર ડોવર્સ પાઉડર પાંચ ગ્રેન આપવાથી ઘણો ફાયદો થાય છે. તેથી ઉધરસ આવી, એકઠો થયેલો બલગમ બહાર નીકળી આવે છે. પોટાસ આયોડાઇડ ઘણીવાર ખાંસીની દવામાં એવા હેતુથી ઉમેરવામાં આવે છે કે તેથી ચીકણો બળગમ ઢીલો પડી સ્હેલાઇથી બહાર કાઢી શકાય છે. એ શિવાય "ઍમોનીયમ કાર્બોનેટ" એ ઠાંસવાના કાર્યને ઉત્તેજન આપે છે. ખાંસીના જૂદા જૂદા તબક્કામાં કયી દવા આપવી તે બહુ વિચારનું અને બુદ્ધિનું કામ છે માટે બજારમાં મળતી દવાઓ મનભાવે તેમ લેવા કરવામાં ડહાપણ સમાયલું નથી ઉલટ, કેટલીકવાર તેમ કરવું જોખમભરેલું થઈ પડે છે.

## મધ



મધ એ મધમાખી માટે ઉત્તમ ખોરાક છે તે વડે જ તેમના શરીરની–પાંખો પગો અને બીજા અવયવોની વૃદ્ધિ તથા મરામત થાય છે, અને તે ભાગો ટુટી જાય તો ફરી નવા બને છે. તેમજ તેમની અથાક કામ કરવાની શક્તિ પણ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી જ્યારે પૃથક્કરણ કરતાં એમ જણાઈ આવે કે મધમાં પંચોતેર ટકા, શરીરમાં ગરમી તેમજ ઉત્પન્ન કરનારી શર્કરાયુક વસ્તુઓં (કાર્બોહાઈડ્રેટસ) તથા થોડા થોડા પ્રમાણમાં "પ્રોટીન" (ઇંડાંની સફેદી જેવો પદાર્થ) તથા ક્ષારો હોય છે તો આપણે અજાયબ થવાનું કારણ નથી. આ શર્કરાયુક વસ્તુઓ ત્રણ જાતની ખાંડોની બનેલી છે. લેવ્યુલોઝ (ફળફળાદીમાં મળી આવતી ખાંડ) ૨. ડેક્ષ્ટ્રોઝ (ગ્રે શુગર=દ્રાક્ષમાં મળી આવતી ખાંડ) અને ૩. થોડા પ્રમાણમાં જ મળતી "શુક્રોઝ" (કેન શુગર=શેરડીમાંથી મળતી ખાંડ). આ છેલ્લી જાતની ખાંડ ઉપર પાચનક્રિયાના રસોની અમુક અસર થઇ તેમાંથી પહેલી બે જાતની ખાંડો બનવા પછી તેનું લોહીમાં શોષણ થાય છે.

આ ઉપરથી સહેજ સમજી શકાશે કે નબળી પાચન શકિતવાળા માણસો માટે તેમજ બાળકો માટે, મધ એ એક ઉત્તમ ખોરાક છે. "લૅવ્યુલોઝ" એ સૌથી મીઠી ખાંડ છે અને તેના દાણા બંધાતા નથી અને મધમાં મોટે ભાગે તેજ ખાંડ હોય છે. તેજ કારણને લીધે શેરડીની ખાંડ કરતાં મધ વાપરવાથી મીઠાઇઓ વધારે મીઠી બનાવી શકાય છે. તેથી ઉલટી રીતે દ્રાક્ષમાંની ખાંડ (ગ્રેઇપ શુગર) ના જલદી દાણા બંધાઈ જાય છે અને તેમાં શેરડીની ખાંડ કરતાં મીઠાશ ઓછી હોય છે.

મધમાં વળી વધતો ઓછો લોહ તથા ચૂનાનો ભાગ હોવાથી શરીરની

તનદુરસ્તી અને તાજગી જળવાય છે અને વધારામાં તેમાં અમુક હવામાં ઉડી જાય એવી વસ્તુઓ હોવાથી મધનો ખાસ પમરાટ અને સ્વાદ ઉત્પન્ન થાય છે.

મધમાં શાંતીકારક ગુણ હોવાથી માંદગીમાં-ખાસ કરી ગળાના તથા ફેફસાંના રોગોમાં-તે ઉપયોગી થઇ પડે છે. ગળું આવ્યું હોય તો આપણો મોંટામાં મોટો ઘરગથ્થુ ઇલાજ મધ અને લીંબુનો રસ એ હોય છે.

વળી મધને ચામડી ઉપર લગાવવાથી સારી અસર થાય છે માટે તેનો સાબુ તેમજ ખુબસુરતી વધારવા માટે વપરાતાં " કોસ્મેટીક " બનાવવામાં ઝાઝો ઉપયોગ થાય છે. વળી એજ કારણને લીધે જૂદા જૂદા મલમો બનાવવામાં મધ તથા મીણનો ઉપયોગ કરવામાં આવે છે. જખમ રૂઝાવવાને માટે ઘણીવાર તે ઉપર સારૂં મધ લગાવવામાં આવે છે.

વળી તાવ આવ્યો હોય ત્યારે ખાંડનું પીણું ઘણે ભાગે દર્દીને ગમતું નથી પણ તેને બદલે દવામાં અગર બીજા પીણામાં મધ નાખવાથી દર્દીને ઘણી રાહત મળી તે ખુશીથી પી જાય છે.

જૂદી જૂદી બીસ્કીટ કેક વિગેરે મીઠાઇઓ બનાવવામાં મધનો ઝાઝો ઉપયોગ કરવામાં આવે છે કારણકે તેથી તે પદાર્થોમાં અમુક જાતની લેહજત પેદા થાય છે. મધ નાખી બનાવેલા કેક નરમાશ ભરેલા હોઇ વધારે દહાડા ટકે છે.

ખાંડમાં માત્ર મીઠાશ જ સમાયલી હોય છે પણ મધમાં તો જૂદી જૂદી ખાંડો હોવા ઉપરાંત થોડીક ભિનાશ અને ખટાશ હોય છે માટે રાંધવામાં મધ વાપરતી વખતે દરેક પ્યાલુ ભરી મધમાં ⅕ ચમચી સોડાખાર (કાર્બોનેટ ઑફ સોડા) નાખવો. મધમાં કેટલીકવાર ગાંગડા બંધાઇ જાય છે તેવે પ્રસંગે રાંધવામાં વાપરતાં પહેલાં તેને એક વાડકામાં નાખી તે વાડકો ખુબ ગરમ પાણીના વાસણમાં મૂકવો એટલે મધ તવાઇ જશે. પછી તેના પુડીંગ, પાઇ વિગેરે બનાવવામાં સહેલાઇથી ઉપયોગ કરી શકાશે.

---

# ખુબસુરતી માટે દુધનો ઉપયોગ



જો ચહેરાનો રંગ ફીક્કો હોય તો, અડધુ પ્યાલું ભરી દુધમાં પાંચ ટીપાં કપુરનો અર્ક ( સ્પીરીટ ઑફ કૅમ્ફર ) નાખી બેઉને મેળવી, તે દુધ, તમે રાતે સૂવા જતી વખતે જે ગીંડી ભરી પાણીમાં મોંહ ધોવાના હોય તેમાં નાખવું અને પછી તે પાણીએ મ્હોં ધોવું એટલે દશ પંદર મિનિટમાં ફીકાશ જતી રહી લાલાશ આવશે અને તે કાયમ રહેશે.

જો ગાલમાં ખાડા પડી તે બેસી ગયલા જેવા લાગે તો રોજ રાતે સૂતાં પહેલાં સાધારણ ( ખમાય એવા અથવા આરામ લાગે એવા ) ગરમ પાણીથી મોંહ ધોઇ એક નરમ ટુવાલ વડે ઝડપથી લુંછી મોંહ સૂકું કરી દુધ અને તેમાંની મલાઇ ગાલની ચામડી ઉપર ગોલને ગોલ નરમ હાથે આંગળીનાં ટેરવા વડે ઘસવી. દશ મિનિટ પછી ગાલ ઉપરની ભિનાશ લુંછી નાખવી. આમ કરવાથી મલાઇનો ચિકાશવાળો ભાગ ગાલના ભિત્તરમાં પ્રવેશ થઇ જશે અને આંગળીનાં ટેરવાંથી કરેલા મસાજ ( ચંપીથી ) ગાલની ચામડી નીચે આવેલા સ્નાયુઓને તાકાત આવી ગાલ અસલ જેવા ખીલી નીકળશે.

જો તડકામાં ખુલ્લે માથે રમવાથી અગર ફરવાથી માથાનાં વાળ ગરમીથી સૂકા થઈ ખરખચડા જેવા લાગે તો દરેક પાઇન્ટ પાણીમાં અડધું પ્યાલું ભરી દુધ તથા દશ ટીપાં બદામનું તેલ નાખી તે પાણીવડે બાલને ધોઇ કાઢવા અને છેવટે બીજા થોડાક પાણીમાં ¾ પ્યાલુ ભરી દુધ નાખી તે વડે બાલ વિંછળી નાખી એક નરમ ટુવાલ વડે બાલને સૂકા કરવા.

ટેનીસ, બૅડમીંગ્ટન વિગેરે રમત રમતાં સામો સુર્યનો તડકો આવતો હોય તો વારંવાર આંખ મિચ્યા કરવાથી કપાળ ઉપર કરચલી વળી આવે છે તે કાઢી નાખવા માટે સારો ઉપાય એ જ છે કે તાજા દુધમાંથી કાઢેલી મલાઈ આંગળીનાં ટેરવાં વડે અળગે હાથે કરચલી વળેલી ચામડીમાં ઘસવી. તે ઘસતાં પહેલાં રાતે સૂતી વખતે પ્રથમ મોંહ ધોઇ નાખવું. આખી રાત, મલાઇ ઘસેલી હોય તે મોંહ પર જ રહેવા દઇ બીજી સવારે કુકકા પાણીમાં અડધી ચમચી ચોખ્ખું સાલીટનું તેલ નાખી તે વડે મોંહ ધોઈ નાખવું.

═══

# ગાયનની મન ઉપર અસર



સેંકડો વર્ષો થયાં ગાયનથી થતી મન ઉપરની અસર આપણને જણાઇ આવી છે. કીંગ સોલ નામના રાજાને તદન ગાંડો થતો અટકાવવામાં ડેવીડે પોતાની સારંગીનો ઉપયોગ કર્યો હતો. વળી ઇગ્લંડના રાજા જર્યોજ બીજાને અને સ્પેઇનના રાજા ફીલીપ પાંચમાને તેઓનું ગાંડપણ દૂર કરી પાછા તનદુરસ્ત, ફકત ગાયનની શાંતીકારક અસરથી જ બનાવી શકાયા હતા. જમાનાઓ થયા એકવાર મગજ ખસી ગયું તેને પાછું અસલ તનદુરસ્ત સ્થિતિમાં લાવવા માટે ફકત ગાયન એજ એક જાદુઈ લાકડી થઈ પડી છે.

ગાંડા માણસોની દવા કરનારા દાકતરોની લાંબા વખતથી ખાત્રી થઇ છે કે એવા માણસો માટે ગાયન એક ખરેખરી એજમતી દવા છે, એગ્બર્ટ ગન્સી નામના ડાકટર કેટલાક વર્ષો ઉપર લખી ગયો છે કે " જો દરેક ગાંડાની હોસ્પીટલમાં દાકતર

તરીકે એક ગાયનનો ઉસ્તાદ રાખ્યો હોય અથવા જો દરેક દાકતર ગાયનનો કુદરતી ખવાસ અને એજમતી અસર સમજી શકે એમ હોય તો કેટલી જીંદગીઓ ઉજ્વળ બનાવી શકાય અને કેટલાં ગુચવાયલાં ભેજાંઓ પાછાં તનદુરસ્ત બનાવી શકાય અને તેથી કેટલો બધો દુનીયાને લાભ કરી શકાય તેનું વર્ણન કરવું મુશ્કેલ છે.''

અમેરીકાનાં મેન્હેટન શહેરની સરકારી હોસ્પીટલના દાકતર એમેટ ડેન્ટે કેટલાક ગાંડા દર્દીઓને એલાહેદા રાખી તેમના ઉપર અમુક રાગ રાગણીઓની અસર તપાસી લીધા પછી તેણે હંમેશાં ગાંડાઓને સાજા કરવા માટે ગાયનનો જ ઉપયોગ કરવા માંડયો અને તે લખી ગયો છે કે " સાજા થવાની તદન આશા મૂકી દીધેલા એવા ઘણાં ગાંડાઓની મનની હાલતમાં ગાયનથી એક મોજેજા જેવો ફાયદો કરી શકાય છે. "

કનેકટીકટની ગાંડાની હોસ્પીટલના સુપ્રીન્ટેન્ડન્ટે કેટલાક ગાનાર વગાડનારની એક ટોળી પાસે દર્દીઓ જમવા બેસે તે દરમ્યાન ગાયન વજાડવાનું શરૂ કર્યું. તે ઉપરથી તેને જણાઇ આવ્યું કે જૂદી જૂદી જાતનું અને જૂદી જૂદી હદ સુધીનું ગાંડપણ ધરાવનારા ૧૩૦૦ ) દર્દીઓ સાથે જમવા બેસે તેમના મન ઉપર એવી સારી અસર થતી હતી કે તેઓ બધા શાંત રીતે પોતાના સ્વભાવ ઉપર કાબુ રાખીને કોઇ પણ મોટા હોટેલમાં ખાવા બેસનારાઓ જેટલો તાજીમતવાજો વાપરે તેટલો વાપરતા જણાયા, એટલું જ નહી પણ આવી ખુશી ઉત્પન્ન કરનારી મીઠી અસર તેમના મન ઉપર ચાલુ રહેવા લાગી. આ ઉપરથી તે દાકતરે આવો પ્રયોગ દશ વર્ષ સુધી ચાલુ રાખ્યો. અને ત્યાર પછી એવો મત જાહેર કર્યો કે મારી પૂરી ખાત્રી થઇ છે કે ગાયનથી ગાંડા માણસોના મગજને ઘણી શાંતી મળી તેઓના મન ઉપર આવકારદાયક સુધારો કરી શકાય છે.

મગજની અસ્થિર હાલતવાળાં માણસોમાં કેટલાક ઘણા નાસીપાસ થઇ ગયલા હોય એવા જણાય છે કે તેમને ખુશીની હાલતમાં લાવવાને માટે અમુક દવાઓ હોય છે તેમજ કેટલાકોના મન ઘણાં ઉશ્કેરાયલી હાલતમાં હોય તેમને શાંત કરવાને માટે પણ દવાઓ હોય છે તે જ પ્રમાણે કેટલાંક ગાયનો એવાં હોય છે કે તેથી નાઉમેદીમાં ગરકાવ થઇ ગયલા દર્દીઓ પાછા ખુશીની હાલતમાં આવે છે અને કેટલાંક ગાયનો એવાં હોય છે કે કેટલાક અતિશય ઉશ્કેરાઇ ભાંજફોડ તથા મારફાડ કરનારા દર્દીઓને પાછા શાંત કરી શકાય છે.

આપણા કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબે પોતાની અનેક મુસાફરી દરમ્યાન આવો અનુભવ મેળવ્યાથી પોતાના પાટનગર-વડોદરા-ની મોટી હોસ્પીટલમાં આવી રીતે અઠવાડીયામાં એક બે વાર કેટલાક ગાયનવાદન કરનારાઓને મોકલી તેમની પાસે જૂદાં જૂદાં દેશી વાજીંત્રોનું એક બેન્ડ વગડાવાનું શરૂ કરી દર્દીઓ ઉપર ભારે ઉપકાર કર્યો છે. ઇશ્વર તેમને આવાં લોકોપયોગી કાર્યો કરવા લાંબા આયુષ્ય આપો એવી જગનિયંતા પાસે પ્રાર્થના છે.

# ખોરાક પકાવવા વિષે

ખોરાક બે હેતુથી પકાવવામાં આવે છેઃ—૧. તેને વધારે સહેલાઈથી પચી શકે એવો તેમજ શરીરને વધારે પુષ્ટી આપે એવો બનાવવા માટે, અને ૨. તેની અંદર સમાયલી લેહજતને ખીલવી તેને વધારે સ્વાદિષ્ટ અને વધારે આકર્ષક બનાવવા માટે. આ હેતુએ પાર પાડવા માટે ખોરાકની અંદર સમાયલાં, શરીરને રક્ષણ આપનારાં તત્ત્વો, તેજી લાવનારાં તત્ત્વો ( વાઇટેમીન્સ ) તેમજ ક્ષારો સાચવી રખાય એવી રીતે ખોરાક પકાવવો જોઇએ કે તેથી જેમ આપણા તાળવાને લેહજત લાગે તેમ આપણી તનદુરસ્તી પણ સચવાય.

આ ઉપર કહેલું બેવડું કાર્ય, કુદરત પોતે ઉનાળાની મોસમમાં પૂરેપૂરું બજાવી શકે છે. ઉનાળાની ગરમીથી ફળફળાદી તેમજ લીલીભાજી તરકારી પાક ઉપર ચઢી તે સર્વેની અંદર આવેલો ખેળનો નહીં પચી શકે એવો ભાગ રૂપરંગમાં બદલાઇ જઇ, તેની વધારે જલદી પચી શકે અને વધારે સ્વાદિષ્ટ લાગે એવી ખાંડ બની જાય છે. તેની સાથે સાથે વળી તે વસ્તુઓના તનદુરતી આપનારા ગુણો જેવાને તેવા સચવાઇ રહે છે.

આવી પાક ઉપર ચઢાવનારી કુદરતી ક્રિયાને મળતી જ રાંધણકળાની ક્રિયા છે અને તે યોગ્ય રીતે પાર પાડવાને માટે ગરમી ઉપર યોગ્ય કાબુ રાખવો જોઇએ એટલું જ નહીં પણ તે ગરમી યોગ્ય રીતે લાગવી જોઇએ. રાંધવા માટે આપણે કાંતો વિજળીનો ચૂલો, અગર ગૅસની બત્તિ કે આપણો ઘરગથ્થુ સાદો ચૂલો વાપરીએ પરંતુ આપણે આ વાત ધ્યાનમાં રાખવાની છે કે ખોરાક બરાબર ચઢવાનો આધાર ચૂલાની જાત ઉપર નહીં પરંતુ તેમાંથી મળતી ગરમીની ઉપર રહે છે.

સૂર્યની નરમ પ્રકારની ગરમીથી ફળફળાદી અને ભાજી તરકારીમાં આવેલા રસો કેળવાઇ તેમાં પોષણ આપનારાં તત્ત્વો પેદા થાય છે. તેજ પ્રમાણે આપણે જૂદા જૂદા ખોરાકોને તેની અંદર આવેલી પ્રવાહીઓ ( રસો ) માં જ પકાવવા જોઇએ.

જે કાર્ય કરવાને કુદરતને દહાડાઓ લાગે તે જ ક્રિયા આપણે ખોરાક પકાવવામાં થોડા જ કલાકમાં બજાવવાની તજવીજ કરીએ છીએ. ધીમી ગરમી લાંબો વખત ચાલુ આપવાથી પુષ્કળ ગરમી થોડીજવાર આપવા કરતાં, ખોરાક વધારે સારી રીતે ચેડવી શકાય છે. પુષ્કળ ગરમી એકદમ આપવાથી ખોરાકની અંદરની કુદરતી રીતે થતી ક્રિયાઓ બગડી જઇ તેની અંદર આવેલાં તેજી આપનારાં તત્ત્વોનો નાશ થઇ જાય છે.

ભઠ્ઠીમાં ભૂજવાની રીતથી ખોરાક તેના પોતાના રસોમાં જ ચેડવી શકાય છે માટે એ રીત સૌથી ઉત્તમ ગણાય છે.

જૂદા જૂદા ધાન્યો ( અનાજ ) ખરૂં પૂછો તો સૂર્યની ગરમીથી જ પાકેલાં હોય છે તેથી તે કાચાં ખાવામાં લેવાય તો પચી શકે એવાં હોય છે, પરંતુ તેમને

છુંદીછડી અથવા ભાંજી નાખી અગર ગુંદી નાખી, મેવા અને મલાઇ સાથે વાપરવાથી એક સારો નાસ્તો કરી શકાય એમ છે. ધાન્યોનાં છાલાં કાઢી તેને ભઠ્ઠીમાં ભુંજી ભૂરા રંગના અને કુડુમ કુડુમ ચવાય એવાં બનાવવાથી તે વધારે સહેલાઇથી પચે છે.

સવારના પહોરમાં ઝડપથી તાજી બનાવેલી કાંજી ( પૉરીજ ) સારી રીતે પચી શકે છે. રાતે બનાવી રાખી હોય અથવા લાંબો વખત ઉકાળી બનાવી હોય તો તેનાં ગુંદડા વળી જાય છે અને તે પચવી મૂશ્કેલ થઇ પડે છે.

ધાન્યોનો પોંક, બાફ આપી ખાધામાં લેતાં તે બહુ સ્વાદિષ્ટ લાગે છે પણ અનાજ પોંક રૂપે જવલ્લે જ વેચાતાં મળે છે. આપણે બજારમાંથી વેચાતાં લઇએ તે પહેલાં કેટલાક વખતથી તેમાંનો ભિનાશવાળો ભાગ ઉડી ગયેલો હોય છે.

માટે તેમને બાફતાં પહેલાં થોડાક વખત પાણીમાં ભીંજવી રાખી પછી ભઠ્ઠીમાં મૂકવામાં આવે તો તેમનો ચામડી જેવો ભાગ ફાટી જઇ અંદરનો ભાગ ખીલી નીકળી તે ખાધામાં લેવાથી બહુ સહેલાઈથી પચી જાય છે.

ફળફળાદી વિલાયત કે બીજી સીમલા જેવી જગ્યાએ મોકલવાનાં હોય તો તે અર્ધકાચાં મોકલવાં પડે છે અને દરિયાની મુસાફરીમાં તે કૃતિમ ક્રિયાઓ વડે પાક ઉપર ચઢવવામાં આવે છે માટે તેનો ઉપયોગ કરતાં પહેલાં તેને પકાવવાની જરૂર છે. આવે પ્રસંગે સૌથી સારો રસ્તો તે ફળફળાદીને ભુંજી કાઢવાનો છે પણ કદાચ વખત અને સંજોગોની અનુકુળતા ન હોય તો તેને વરાળ આપી બાફી કાઢવાં જોઈએ. માત્ર બાફી કાઢવામાં પાણીનો ભાગ બને એટલો ઓછો હોવો જોઈએ કારણ કે પાણીમાં જડ પ્રકારના ( નિર્જીવ ) ખારો હોય છે તેથી ફળફળાદીના રસમાં રહેલા સજીવ ખારોમાં રસાયણિક ફેરફારો થઇ તે પણ નિર્જીવ બની જાય છે. માટે બાફ આપવા માટે પાણી ફકત એટલું જ રાખવું કે કઢાઇનું તળીયું જ તેથી ઢંકાય. શેણફળ, જમરૂખ વિગેરે બાફતી વખતે તેમાં પાણીને બદલે થોડુંક માખણ નાખવું ઠીક થશે.

આલુ, અખરોટ, પીચ વિગેરે સૂકો મેવો પ્રથમ બરાબર ધોઇ સાફ કરી તેને થોડાક ઠંડા પાણીમાં એટલી વાર બુડાડી રાખવો કે તે ચીજો તાજી હાલતમાં જેવડી મોટી હતી તેવડી ફરી મોટી દેખાય. ત્યાર પછી તેમને ભુંજી અગર બાફ આપી ખાવામાં લેવી.

નારંગી, લીંબુ, મોસંબી વિગેરે રસદાર ફળોને ફક્ત એટલાં જ ભુંજવા કે તેઓ ગરમ થાય અને પછી તેને વપરાશમાં લેવાથી તેઓ લેહજતદાર લાગે છે અને તેથી શર્દી કે સળેખમ થતો અટકે છે.

ફળફળાદીને પકાવવામાં તેમાં મીઠાશ લાવવાને માટે ખાંડને બદલે મધનો ઉપયોગ કરવો સારો છે. ખાંડ પણ વાપરી શકાય પરંતુ તેથી કેટલીકવાર ફળફળાદીમાં આવેલા તેજાબવાળા ( ખાટા ) ભાગમાં ખમીર ચઢી આવે છે તેથી પેટમાં ચળવળાટ ઉત્પન્ન થાય છે. કેળાં જાતે જ મીઠાં હોય છે તેમને છાલ સાથે જ ભુંજી કાઢવાથી તે સહેલાઇથી પચી જાય છે.

ભાજી તરકારી પાણીમાં બાફવાથી તેમાંનાં તેજી લાવનારાં તત્ત્વો તેમજ ક્ષારનો ભાગ ધોવાઈ જઈ બહાર નીકળી જાય છે એટલું જ નહીં પણ તેનો (સજીવ) નક્કર ભાગ બરડ થઈ જઈ તે બરાબર પચી શકતો નથી.

સૂકા વટાણા, વાલ વિગેરેને પાણીમાં નાખી ભીંજવી રાખી તે પાણી વારંવાર બદલ્યા કરી તેમાંથી ફણગા ફુટે ( ટીટોલી થાય ) ત્યારે તેને ઘીની સાથે પકાવી અથવા તેના પોતાના રસમાં જ બાફી તેનો ઉપયોગ કરવાથી તે વધારે લેહજતદાર અને સ્વાદિષ્ટ લાગે છે; ખાસ કરી તેમાં થોડુંક માખણ નાખ્યું હોય તો તેની લહેજતમાં ઓર વધારો થાય છે.

ગાજર, સલગમ, કંદો, કાંદા વિગેરે જમીનની અંદર ઉગનારી તરકારીઓ ભુંજવાથી તેમાંનાં તનદુરસ્તી આપનારાં તત્ત્વો સારી રીતે જળવાઈ રહે છે.

કોબી ( કરમકલ્લો ) કૉલી ફ્લાવર ( ફુલેવર ) વિગેરે જમીનની સપાટી ઉપર ઉગનારી તરકારીઓ શિયાળાની ઋતુમાં આપણી તનદુરસ્તી જાળવવા માટે ઘણી ઉપયોગી થઈ પડે છે કારણ કે તેમાં લોહ અને ફૉસ્ફૉરસના ખારો હોય છે.

પાંદડાંવાળી ભાજી તરકારી બાફવાથી તેમનો તંદુરસ્તી લાવવાનો ગુણ ઘણે દરજ્જે નાબુદ થઈ જાય છે માટે તેમને એક ચિકણા કાગજ ( પાર્ચમેન્ટ પેપર )માં વીંટી પછી ઉકળતાં પાણીમાં નાખવી. આમ કરવાથી તેને પાણીનો સ્પર્શ ન થતાં તે બરાબર ચડી જાય છે. માત્ર આટલી સંભાળ લેવી કે પાણી તપેલીમાં એટલું થોડું નાખવું કે તેની વરાળ થઈ વાસણ બધું એકસરખું ગરમ થઈ રહે.

બીજી રીત એ છે કે તપેલીમાં પ્રથમ થોડુંક ઘી નાખી તેને ઢાંકણું લગાવી ઘીને થોડુંક ગરમ કરી પછી તેમાં પાંદડાવાળી તરકારી ઝીણી ઝીણી કાપી અંદર નાખી, ધીમી આંચે ચૂલા પર રાખવી કે તેથી તરકારી પોતાના રસમાં જ ચડી જશે.

માત્ર આવી તરકારી પકાવતાં પહેલાં તેને બરાબર ધોઈ સાફ કરવી જોઈએ. અને તેના નાના નાના ટુકડા કરવા જોઈએ, વળી તપેલી ઉપરનું ઢાંકણું ચપ્પટ ઢાંકવું જોઈએ.

જો લીલી તરકારીનો સોરવો (સુપ) બનાવવો હોય તો પ્રથમ થોડીક કાંદાની કાતરી ઘીમાં તળી કાઢી તેમાં તરકારી ઝીણી ઝીણી કાપી નાખી શેકવી અને પછી તેમાં જોઈતું પાણી નાખી હલાવવું અને સુપ ઘાડો ( જાડો ) કરવા માટે ચણાનો આટો વિગેરે નાખવું.

દૂધ, પનીર વિગેરે ગૌશાળામાં બનતી વસ્તુઓ ધીમી આંચે ગરમ કરી લેવી પણ તે ઉકળે એટલી બધી ગરમી આપવી નહીં અને પછી ઉપયોગમાં લેવી.

વિલાયતી પનીરને તે થોડુંક પીગળે એટલું જ ગરમ કર્યું હોય તો તે વધારે સહેલાઈથી પચે છે. વધારે ગરમ કરવાથી ઉલટું તે ચામડા જેવું કઠણ થઈ પચવામાં મૂશ્કેલી પડે છે.

ઇંડા પકાવવામાં પણ ધીમી આંચની ગરમી આપવી, ઇંડુ બાફવું હોય તો પ્રથમ પાણી ઉકાળી ઇંડુ નાખી વાસણ ચૂલા પરથી ઉતારી પાડવું. એમ કરવાથી સફેદીનો ભાગ ચામડાં જેવા કઠણ થઈ જશે નહી અને તે સહેલાઈથી પચી શકશે.

( ન્યુ હેલ્થ ઉપરથી )

# ધી ઇન્ડીઅન રેડક્રૉસ સોસાયટી

## ( વડોદરા રાજ્યની શાખા )

## એ શું કરે છે અને શું કરવા ધારે છે

૧ આ સંસ્થા સને ૧૯૨૫ ની સાલમાં શ્રીમંત સરકાર મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ એઓશ્રીના આશ્રયથી સ્થાપવામાં આવી હતી. તેમાં ૧૪ જીંદગી પર્યંતના સભાસદો છે અને ૫૩ જીંદગી પર્યંતના ઍસોસિએટ છે. જીંદગી પર્યંતના સભાસદો પાસે એકી વખતે રૂ. ૧૫૦) અને જીંદગી પર્યંતના ઍસોસિએટ પાસે એકી વખતે રૂ. ૫૦) ફી લેવામાં આવે છે. આ સંસ્થાના પ્રમુખ નેક-નામદાર દીવાન સાહેબ સર. વ્હી. ટી. કૃષ્ણમાચારી છે અને ઉપાધ્યક્ષ સેવાનિવૃત નાયબ દિવાન રાવબહાદુર ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઇ છે.

૨ આ સંસ્થાનો વહીવટ દસ સભાસદોની કારોબારી સમિતી ચલાવે છે અને તે સમિતીના સભાસદો વાર્ષિક સભામાં ચૂંટી કાઢવામાં આવે છે.

૩ આ સોસાયટી નીચેનો પણ વહિવટ કરે છે.

(૧) સેન્ટ જોન ઍમ્બ્યુલન્સ ઍસોસિએશન.
(૨) ધી ઇન્ડીયન રેડક્રૉસ સોસાયટી ( જુનીયર ).
(૩) કીંગ જૉર્જ થૅંકસ ગીવીંગ ઍન્ટી ટયુબરક્યુલોસીસ ફંડ.

૪ આ સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે જનસમાજની તંદુરસ્તી સુધારવી, રોગની અટકાયત કરવી અને સંકટનું નિવારણ કરવું. એ ઉદ્દેશ પાર પાડવા તે પોતાની શકિત પ્રમાણે નીચે પ્રમાણે ઉપાયો લે છેઃ—

૧ જુદા જુદા ઉડતા રોગ જેવા કે કૉલેરા, ગરકી, શીતળા, ક્ષય, ટાઢીયો તાવ વિગેરે રોગ અટકાવવા માટે લોકોમાં સામાન્ય જ્ઞાન ફેલાવવા જાદુઇ ફાનસથી ચિત્રો વડે ઠેકઠેકાણે ભાષણો આપવાં.

૨ જુદા જુદા નાના મોટા દવાખાનાઓમાં આરામનાં સાધનો જેવાં કે બરફની થેલીઓ, શેકવાની થેલીઓ, ગરમ કપડાં કામળા, ચાદરો, પાટાપાટીનો સામાન વીગેરે જે સરકાર તરફથી અમુક સંખ્યામાં જ મળે છે. તે ઉપરાંત વધારામાં જે જોઇએ તે પુરાં પાડવાં.

૩ અભણ દાયણો સુવાવડ વખતે મેલાં હાથ અને મેલાં ઓજારો વડે અતિશય નુકશાન કરે છે તેથી માતાના અને બાળકોના નિરર્થક મરણો અટકાવવાના હેતુથી તેમને સાફસુફી જાળવી સુવાવડના વખતમાં સારી રીતે મદદ કેમ કરવી તે શીખવવું.

૪ ન્હાનાં ન્હાનાં ગામોના રહીશોને પાંચથી દસ માઇલ ચાલ્યા શીવાય દવાખાનાનો લાભ મલતો નથી, તે માટે ન્હાના ડૉકટરો મારફત ફરતાં દવાખાનાં કઢી દવા પુરી પાડવી. આજ ડૉકટરો મારફત ઉપરની કલમ ૧ માં લખેલા ભાષણો આપવાનું કામ લેવું.

૫ વખતો વખત જુદે જુદે સ્થળે બાળ સપ્તાહ ( બેબીવીક ) ઉજવવામાં પૈસાની તથા બીજી મદદ આપી લોકોમાં બાળકો સારી રીતે ઉછેરવા વિષે તેમજ સામાન્ય તંદુરસ્તી જાળવવા વિષેનું જ્ઞાન ફેલાવવું અને તે માટે ઉત્સાહ ઉત્પન્ન કરવો.

૬ સેન્ટ જૉન ઍસોસીએશનની સંસ્થાને બને તેટલી મદદ આપી તે સંસ્થા મારફત અકસ્માત વખતે આથમીક મદદ દરદીની સારવાર તથા આરોગ્યતા બદલ લોકોને શિક્ષણ આપવું.

૭ સુવાવડખાનાં સ્થાપવા તથા સારી રીતે ચલાવવા બનતી મદદ કરવી.

૮ ક્ષયથી પીડાતા સિપાઇઓ તેમજ બીજા લોકોને યોગ્ય મદદ આપવી.

૯ ઉડતા રોગો ફાટી નીકળે તે વખતે તેમજ આગ, રેલ વીગેરે સંકટને સમયે લોકોને મદદ આપવી; અને

૧૦ બાળહીતની સંસ્થાઓ ( ચાઇલ્ડ વૅલ ફેર સેન્ટરો ) સ્થાપવામાં તથા ચલાવવામાં મદદ આપવી અને ત્યાં માતાઓને શિક્ષણ આપવા ઉપરાંત ગરીબ બાળકોને મફત દુધ તથા કપડાં આપી શકાય એવી તજવીજ કરવી.



## જુનિયર રેડ ક્રૉસ સોસાયટી

શાળામાં ભણતા બાળકોમાં આરોગ્યતાના નિયમોનું જ્ઞાન વધે અને તે નિયમો પ્રમાણે તે ચાલે તેવા ઉદ્દેશથી તેમનો શિક્ષણ આપવાને રેડ ક્રૉસ સોસાયટી તરફથી જુનિયર રેડક્રૉસ શાખાઓ સને ૧૯૩૨ માં રાજ્યના વિદ્યાધિકારી સાહેબની મદદથી કેટલીક શાળાઓમાં શરૂ કરવામાં આવી છે. જુનીયર રેડક્રૉસની સંખ્યા હાલ વડોદરા રાજ્યમાં ૪૧ છે અને તેમાં ૨૫૫૯ બાળકો સભાસદો છે.

દિલ્હીની હેડકવારટર એટલે દિલ્હીની વડી ઓફીસથી જે અગત્યના ચોપાનીયા જેવા કે જુનીયર રેડક્રૉસમાં કેવી રીતે દાખલ થવું, જુનીયર રેડક્રૉસ માટે આરોગ્યતાના નિયમો વિગેરે પ્રસિદ્ધ થાય છે તેની નકલો ખરીદ કરી નિશાળોના મુખ્ય શિક્ષક મારફતે સભાસદોને મફત અપાવવામાં આવે છે. અને જેમણે સારૂં કામ કર્યું હોય તેમને પ્રમાણ પત્રકો પણ આપવામાં આવે છે.



## રાજા જ્યોર્જના (આભાર પ્રદર્શિત) ક્ષયરોગ પ્રચાર અટકાવવાના કામનું ફંડ

વડોદરા શહેરમાં ક્ષયરોગના અટકાવવાને લગતા કાર્યો કરવાને એક ઉપાધ્યક્ષ અને પાંચ સભાસદોની એક પેટા સમિતી સને ૧૯૩૪ થી સ્થાપવામાં આવી છે.

આ પેટા સમિતી ગુજરાતી ભાષામાં ક્ષયરોગને લગતાં છાપેલા સાહિત્યની નકલો ઇસ્પીતાલો અને દવાખાનામાં આવતા દરદીઓને મફત આપે છે, ક્ષયરોગ થવાના કારણો અને તેને અટકાવવા માટે સંયુક્ત અને ચીત્રવાળા પોસ્ટરો જે વડી ઓફીસથી છપાવવામાં આવે છે તેની નકલો ખરીદ કરી ઇસ્પીતાલો તથા ખાનગી દવાખાનાઓ, નિશાળો સુધરાઇ કચેરીઓ અને જાહેર સંસ્થાઓને જાહેર જગ્યામાં દેખાડવા માટે મફત આપે છે.

વળી ક્ષયરોગના ગરીબ દરદીઓને તેઓના ડાકતરોની ભલામણ ઉપરથી રાજ્યની મોટી ઇસ્પીતાલમાં મફત તપાસવામાં આવે છે અને જે ઘણાજ ગરીબ હોય તેઓને પૈસાની પણ મદદ આપવામાં આવે છે.

ક્ષયરોગની એક ઈલાયદી ઇસ્પીતાલ ઉઘાડવાનો પ્રયત્ન વડોદરાની રેડક્રૉસ શાખામાં શરૂ કર્યો છે તેના માટે પોતાના ભંડોળમાંથી સન ૧૯૩૬ માં રૂા. ૩૫૦ આપ્યા છે અને ચાલુ સાલમાં રૂા. ૬૦૦ ની સવડ કરવામાં આવી છે અને દીલ્લીની મુખ્ય ઓફીસે રૂા. ૧૨૦૦ પોતાના ભંડોળમાંથી આપ્યા છે. વળી શ્રીમંત સરકારને તેમજ વડોદરા શહેરની સુધરાઇને આ કામમાં મદદ કરવાને અરજ કરવામાં આવી છે અને પૈસાની પુરતી સવડ થયે આ ઇસ્પીતાલ ઉઘાડવાની આ સંસ્થા ઉમેદ રાખે છે. વ્યવસ્થાપક મંડળ એવી આશા રાખે છે કે રાજ્યના પ્રજાજનો આ ઉપયોગી સંસ્થામાં રસ લઈ તેના સભાસદો થઈ અને તેને નાણાંની મદદ કરીને તેને વધારે ઉપયોગી બનાવવાને મદદ કરશે.

## સેન્ટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોસિએશન

સેન્ટ જૉન ઍમ્બ્યુલન્સ ઍસોસિએશનના એક વિભાગ તરીકે વડોદરા રાજ્યની આ સંસ્થાને સને ૧૯૧૧ માં સ્વિકાર કરવામાં આવી હતી. સને ૧૯૧૭ ની સાલ સુધી આ સંસ્થાને રાજ્ય તરફથી નિભાવવામાં આવતો હતો તે વખતે આ સંસ્થા ફક્ત ગ્રહ આરોગ્યનું સંરક્ષણ બિમાર માણસોની સંભાળ (બિમાર અથવા ઘાયલ થયેલા માણસને દવાખાનામાં કેવી રીતે લઈ જવા તથા તાત્કાળીક વૈદકીય મદદ કેવી રીતે કરવી વિગેરે બાબતો ઉપર ભાષણ આપતી હતી તથા લાયક માણસોને પ્રમાણપત્ર અને ચાંદ આપતી હતી.

આ સંસ્થાની ઉપયોગીતા અને વિસ્તાર વધારવાને રાજરત્ન ડા. ધનજીભાઈ હોરમસજી મહેતા સી. આઇ. ઇ. એમણે ફંડ ભેગું કરવાને અને સંસ્થાના

સભાસદો બનાવવાને પરમાર્થ બુદ્ધીથી માથે લીધુ. એક ઓનરરી સલાહકાર ૩૭ જીંદગી પર્યંતના સભાસદો અને કેટલાક વાર્ષિક સભાસદો બનાવ્યા.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ પણ આ સંસ્થાના પેટ્રન છે

ઈંડીયન રેડક્રૉસ સોસાયટીની શરૂઆતથી આ સંસ્થાનો કારોબાર તે સોસાયટી ચલાવે છે અને આ સંસ્થાનો દરેક બાબતોનો નિકાલ તે મંડળી કરે છે.



## રેડક્રૉસ સોસાયટી વડોદરાની શાખા તરફથી ૧૯૩૬–૩૭ ની સાલમાં નીચે પ્રમાણે કામ થયું હતુ

જુદી જુદી સંસ્થા માટે રૂા. ૩૦૭–૩–૦ ગરીબ લોકોને જોઈતા ચસ્મા વીગેરે વસ્તુઓ ખરીદી આપવા માટે આપવામા આવ્યા હતા.

રૂ. ૩૧–૮–૦ નો આરોગ્યતાને લગતા ચોપાનીયા મગાવી જ્યુનીઅર રેડક્રૉસમા દાખલ થયેલા વિદ્યાર્થીઓને વાચવા માટે ફરતા કરવામા આવ્યા હતા

રૂ. ૨૪૦ ખર્ચ કરી "આરોગ્ય" નામના ત્રીમાસીકની ૨૦૦૦ નકલો જાનેવારી એપ્રીલ ઑગસ્ટ અને નવેમ્બરમા પ્રસિદ્ધ કરી વ્હેચવામા આવી હતી.

વડોદરા રેસીડેન્સી ઇન્ડીઅન મીલીટરી હૉસ્પીટલને દરદીઓના ઉપયોગ માટે સુખદ વસ્તુઓ લેવા રૂ. ૫૦) આપવામા આવ્યા હતા.

ક્ષય રોગ અટકાવવાને લેવાતા ઉપાયનો પ્રચાર કરવાને રૂ ૩૫૦) ખર્ચવામા આવ્યા હતા.

હડકાયુ કુતરૂં કરડે તો શુ કરવુ તેના માટે જનસમાજને માહિતી આપવા ચોપાનિયું તૈયાર કરી પ્રસિદ્ધ કરવામા રૂ ૫૮) ખર્ચાયા હતા.

સારૂ કામ કરનાર સ્કાઉટને રૂ. ૧૦) ઇનામ તરીકે આપવામા આવ્યા હતા.

ઇંડિઅન રેડક્રૉસ સોસાયટી વડોદરા–શાખા.



પુસ્તક ૧૨ મું. અંક : ૮મો

ઑગષ્ટ ૧૯૩૭



# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ : રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક :
ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.



# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| પુસ્તકની જોડ સખી નહીં મળે રે! (રાસ)... | પુષ્પાબેન ર. પંડ.. | |
| અસ્મિન્ હૃદયં શ્રીશ્ચસરસ્વતીચ ... ... | કૃષ્ણલાલ ર. ત્રિવેદી | ... ૪૯૮ |
| ૧૯૯૨ નું બાલસાહિત્ય : એક પત્ર... ... | છોટાલાલ મા. કામદાર | ... ૫૦૦ |
| પરિશિષ્ટ : બાલ અને કિશોર સાહિત્યની યાદી ... | ,, | ... ૫૦૭ |
| જ્ઞાન બાણ (કાવ્ય) ... ... ... | મેલા ખુશાલ પારણવાડીઆ | ૫૦૯ |
| ટર્કેજીની આદર્શ શિક્ષણ સંસ્થા ... ... | મોતીભાઈ ન. અમીન | ... ૫૧૦ |
| પુસ્તકાલયોમાં તેના નેતાઓનાં કર્તવ્ય... ... | ગોવિંદરામ સ. ભટ્ટ | ... ૫૧૩ |
| થોડુંક જાણવા જેવું ... ... ... | નાનાલાલ કે. પટેલ | ... ૫૨૦ |
| વાચન તરંગ ... ... ... ... | ચંદુભાઈ લ. બારોટ; સોમાભાઇ ન. રાવળ | ... ૫૨૨ |
| જ્ઞાન ગંગાને આરે (કાવ્ય) ... ... | શાન્તિલાલ બી. જોષી | ... ૫૨૬ |
| પઢ્યે જ્ઞાનો મળે અંતે (કાવ્ય) ... ... | શિવાત્મજ–ડીંગુચા | ... ૫૨૭ |
| જ્ઞાનધામ યાત્રા (કાવ્ય) ... ... ... | ચંદ્રકાન્ત રાવળ | ... ૫૨૭ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... ... | ... ... | ... ૫૨૮ |
| પુસ્તક પરિચય : સ્વીકાર ... ... ... | ના. ચં. દીવાનજી; 'રસુલ,' ના. નં. ચોકસી | ૫૨૯ |
| નવીન શોધ ... ... ... ... | ... ... | ... ૫૩૯ |
| પુસ્તકાલય નોંધ ... ... ... ... | ... ... | ... ૫૪૦ |
| માસિકો મળ્યા તારીખ ... ... ... | ... ... | ... ૫૪૩ |
| શું વાંચશો ? ... ... ... ... | ... ... | ... ૫૪૪ |
| પુ૦ સ૦ સ૦ મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો ... | ... ... | ... ૫૪૫ |
| સેં. લા. ખાતાનાં હિસાબી પત્રકો ને સૂચનાઓ... | ... ... | ... ૧૬ |


૧૬૦૦–૮–૩૭.

પુસ્તકાલય

પુસ્તક ૧૨ મું ઑગસ્ટ અંક ૮ મો

# પુસ્તકની જોડ સખી નહીં મળે રે !

( રાસ )

( મહીડાનાં દાણ અમે નહિ દઇએ રે—એ રાગ. )

મીઠી સુધા ને મીઠી ચાંદની રે લોલ
એથી મીઠા જ્ઞાન—ગ્રંથ રે
પુસ્તકની જોડ સખી નહીં મળે રે !—ટેક.
જ્ઞાનનાં એ ધોધ સમાં પુસ્તકો રે લોલ
અમૃત ભરેલાં એનાં પાન રે—પુસ્તકની૦
સરિતા વહે છે મહીં જ્ઞાનની રે લોલ
ન્હાય તે પાવન થઇ જાય રે—પુસ્તકની૦
રાય, રંક ઇચ્છે એ જ્ઞાનને રે લોલ
પુસ્તકો છે દીપક સમાન રે—પુસ્તકની૦
ગ્રંથપાનેથી ગ્રહો જ્ઞાનને રે લોલ
ગ્રંથ જ્ઞાન-દાતા છે મહાન રે—પુસ્તકની૦
બ્હેનો વાંચો ગ્રંથો ત્હમે પ્રેમથી રે લોલ
હૃદે ધરો એ પુસ્તક ધ્યાન રે—પુસ્તકની૦
અજ્ઞાન મન બ્હાર કાઢીને રે લોલ
ધરો સુજ્ઞાન ને સુવિચાર રે—પુસ્તકની૦
નૃપ 'સયાજી' જ્ઞાન દાન દે રે લોલ
સહુ ગ્રહોને જ્ઞાન ભંડાર રે—પુસ્તકની૦
ગામ ગામે શાળાઓ કાઢીઓ રે લોલ
ગામ દરેકે પુસ્તકાલય રે—પુસ્તકની૦
અમર તપો નામ 'સયાજી' રે લોલ
એમ પ્રાર્થીએ પ્રભુને આજ રે—પુસ્તકની૦

કરજણ ] પુષ્પાબેન ર. પંડ્યા



# अस्मिन् द्वयं श्री श्च सरस्वती च

**અહા!** આ સામે શું દેખાય છે? આવું સુંદર મકાન શેનું છે? ન્હાના ગામડામાં આવું સુંદર–સરસ મકાન હોઈ શકે? મકાનની દિવાલો પર રંગબેરંગી શાહીથી સૂત્રો લખેલાં છે. નક્કી આ તો લાઇબ્રેરી જ હોવી જોઇએ: વગેરે વિચાર કરતો માનવ પુસ્તકાલયનાં પગથીઆં ચઢીને અંદર આવે છે. પુસ્તકાલય જોઇને તે ઘડીભર આશ્ચર્યમુગ્ધ બની જાય છે. 'सुस्वागतम्' 'પધારો' 'WELCOME' 'પુસ્તકાલય રાષ્ટ્રના નવવિધાનની ચાવી છે.' 'પુસ્તકાલય સમસ્ત જનસમાજની મુડી છે' 'પુસ્તકાલય આ યુગની વિદ્યાપીઠ છે' વગેરે સૂત્રો વાંચી આવનાર મનુષ્ય આશ્ચર્યચકિત કેમ ન બને?

અને ખરેખર પુસ્તકાલય આ યુગનું સાચ્ચું સરસ્વતીમંદિર છે. ભણેલાં તથા અભણ દરેકને તે પોતા પ્રત્યે સતત આકર્ષે છે. ભણેલો પુસ્તકો વાંચી, વિચારી જ્ઞાન મેળવી જીંદગીની સરળતા, ઉન્નતતા પ્રાપ્ત કરે છે. અભણ દેશવિદેશના સમાચારો સાંભળી, વાર્તાઓ સાંભળી, સ્ટિરિઓસ્કૉપ ને કાર્ડ્ઝ જોઈ મહા આનંદ માણે છે.

આવા સુંદર પુસ્તકાલય પ્રત્યે માન અને પૂજ્યભાવ કોને ન ઉદ્દભવે? અને ખરેખર ભણેલી ગણેલી તમામ વ્યક્તિ રાજાથી રંક તથા સ્ત્રી, પુરૂષ, બાળક દરેકે પુસ્તકાલયનો લાભ અવશ્ય લેવો જોઇએ.

જગતમાં જ્ઞાન મેળવવા માટે શાળાઓ, કૉલેજો અને યુનિવર્સિટિઓ અસ્તિત્વમાં આવી અને એ જ્ઞાનને તાજું રાખવા, વધારવા, નવું નવું જ્ઞાન મેળવવા પુસ્તકાલયો હસ્તીમાં આવ્યાં. કહો કે પુસ્તકાલય પ્રવૃત્તિ આટલી વ્યાપક બની.

શાળામાં સરસ્વતી દુર્લભ હતી; એટલે કે મહેનત–મગજમારી કરનારને જ તે મળતી (અલબત્ત વાચન લેખન તો સામાન્ય બુદ્ધિ ધરાવતા મનુષ્યને પણ આવડે છે; પણ વિદ્યા ભણી આગળ વધવું, વિદ્યાલયોની 'ઉપાધિઓ' મેળવવી તે જરા અઘરૂં–મ્હેનતનું કામ છે.) પરંતુ પુસ્તકાલયમાં તેની કશી અડચણ પડતી નથી. ત્યાં સરસ્વતી બાલ, કિશોર, મુગ્ધા, યુવાન, પ્રૌઢા અને વૃદ્ધા એ દરેક સ્વરૂપે દરેક ઉમરના વાચકને આનંદ સાથે જ્ઞાન આપે છે. કોઈ પણ વાચક વગર લવાજમે–વગર અડચણે–જરા ગ્રંથપાલ કે મંત્રીને કહેતાં જ પુસ્તકો વાંચવા પામે છે; ને જેવો વાચક તેવાં જ પુસ્તકો મળે છે. દા. ત. વાર્તા, નાટક, નવલકથા, કાવ્ય, અલંકાર, ધાર્મિક પુસ્તકો, વિજ્ઞાનનાં પુસ્તકો, શોધખોળનાં, પુરાતત્ત્વનાં પુસ્તકો વગેરે મળે છે.

અને નિશાળ તો વરસમાં વેકેશનો પાડે છે, રજાઓ પાળે છે. પરંતુ પુસ્તકાલયમાં તેવું ખાસ કંઈ નથી. ત્યાં લાંબા વેકેશનો નહિ, ઝાઝી રજાઓ નહિ, ને બનતાં લગી સ્વતંત્ર મકાનવાળાં પુસ્તકાલયો સમયસર હંમેશાં જ ખુલ્લાં રહે છે. દેવમંદિર જેવાં જ ને? ખરેખર! સરસ્વતીનો વાસ કાયમનો–સતત કર્યાંય પણ હોય તો તે પુસ્તકાલયમાં જ! માણસ વાણી બોલે છે, તે પણ સરસ્વતી જ છે ને? માટે બોલતા દરેક માણસે ભણવું જોઇએ ને વાણી આપનાર, વાગીશ્વરી, વિદ્યાદાયિની સરસ્વતીની આરાધના નિરંતર કરવી જોઇએ. નિરંતર

એટલે હમેશાં અમુક વખતે વાચન-મનન કરવું જ જોઇએ. વાચનનો અતિરેક તો Book-wormની સ્થિતિ આણે.

જગતકર્તા ઇશ્વરને જેમ આપણે હમેશાં સંભારીએ છીએ, તેમજ વાગીશ્વરી સરસ્વતીને જરૂર હમેશાં સંભારી તેનું સ્તવન કરી તેનો પ્રસાદ મેળવવો જોઇએ.

સામાન્ય રીતે લક્ષ્મી અને સરસ્વતીને રૂસણાં હોય છે, એમ બોલાય છે. પરંતુ એ લોકોક્તિ પુસ્તકાલયની બાબતમાં તો તદ્દન પોકળ છે. જોજો, ભડકતા ! કેમકે લક્ષ્મી રૂપીઆ-નાણાં વગર તો પુસ્તકાલય પ્રવૃત્તિ એક ડગલું પણ ન ચાલે ( દૃષ્ટાંત જોવું હોય તો પૈસા વગર ચલાવી જોજો. ) કેમકે, પૈસા વગર તો પુસ્તકાલયનું મકાન જ ન હોય, પુસ્તકો ન હોય, છાપાં માસિકો ન હોય, પુસ્તકાલય સંબંધી ઇતર સાહિત્ય પણ ન હોય. માટે પુસ્તકાલયમાં તો લક્ષ્મી અને સરસ્વતી બન્નેનો સાથે જ વાસ છે. તે બન્ને એક જ માની બે પુત્રીઓ છે, એક જ દેહની બે આંખો છે. એ બન્નેના અખંડ સહીપણા **यावच्चंद्र दिवाकरौ** છે, એ રખે ભૂલતા !

આમ પુસ્તકાલયમાં લક્ષ્મી અને સરસ્વતીનો શાશ્વત વાસ છે. મંદિરમાં દેવ તો સ્થાયીજ હોય ને? માટે જગતમાં અધ્યાત્મવાદની દૃષ્ટિએ સરસ્વતીનું જ સામ્રાજ્ય છે. એટલે જગતના વિરાટ દેહનું મગજ-Brain નૉલેજ Knowledge સરસ્વતી જ છે. એટલે જ અંગ્રેજીમાં Knowledge is power ની કહેવત પ્રચલિત છે. અને લક્ષ્મી જગતના કર્મવાદને સફળ બનાવે છે. જગતનું આર્થિક તંત્ર-સંસારવ્યવહાર નિભાવવાનું કાર્ય લક્ષ્મી કરે છે. તેનાથી જ તે થાય છે. એટલે સરસ્વતી કે લક્ષ્મી એકલાં રહી શકે જ નહિ. બન્ને સાથે જ રહે. **द्वासुपर्णा सायुज्य सखाया** એમજ ને ? ત્યારે પેલી લોકોક્તિ-લક્ષ્મી અને સરસ્વતીને રૂસણાં હોય છે-એ ખોટી ને ?

જેને વિદ્યા-જ્ઞાનની જરૂર હોય તે પુસ્તકાલમાંથી વિના મૂલ્યે, અલબત્ત સમયરૂપી મૂલ્ય આપીને, વિદ્યા ને જ્ઞાન મેળવી શકે છે.

અને જેને લક્ષ્મી-પૈસા જોઇતા હોય, તે વિદ્યા ભણી કૉલેજોની ઉપાધિઓ મેળવી નોકરી લઈ પૈસા મેળવી શકે છે ને હુન્નર ઉદ્યોગનાં પુસ્તકો ને નુસખાઓ વાંચી ધારે તેટલી લક્ષ્મી મેળવી શકે છે. એડિસન, હેન્રી ફોર્ડ, ટાટા, કાર્નેગી વગેરેએ ઓછું જ્ઞાન મેળવ્યું હશે ? ઓછી મહેનત કરી હશે ? આમ પુસ્તકાલયના ઉપયોગથી માનવ શ્રી અને સરસ્વતી ઉભય સંપાદન કરી શકે છે. એ ફરી ફરી કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

છેલ્લે, કહેવાનું એટલું જ કે પુસ્તકાલયમાં સરસ્વતી અને લક્ષ્મીનો નિરંતર વાસ છે. પુસ્તકાલયમાં લક્ષ્મી અને સરસ્વતી હરકોઇને પોતાનો લાભ આપવા અહર્નિશ તૈયાર જ હોય છે, વાર ફક્ત આપણે તે લાભ મેળવવા મહેનત કરીએ તેની જ છે. તેઓ ચાલીને આપણે ત્યાં આવશે નહિ, આપણે ત્યાં જવું જોઇશે. જ્યાં લક્ષ્મી અને સરસ્વતીનો શાશ્વત વાસ છે એવા મહાપવિત્ર મંદિરની મુલાકાતે આપણે દિવસમાં નિદાન એકવાર તો અવશ્ય જઇએ. અસ્તુ !

નાના માચીઆળા,
તા. અમરેલી.　　કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી.

# ૧૯૯૨ નું બાલસાહિત્ય

## એક પત્ર

પ્રિય ભાઈશ્રી,

**આ** પત્ર શરુ કરતાં પહેલાં મારે આટલું મોડું કરવા માટે તમારી ક્ષમા માગવી જોઈએ. ગયા વર્ષની સમાલોચનાનો પત્ર ફેબ્રુઆરીના અંકમાં છપાયો હતો તેને બદલે આ પત્ર ઑગસ્ટમાં એટલે બરાબર છ મહિના મોડો છપાય છે; પણ તેનો બદલો ચાલુ વર્ષની સમાલોચના વહેલી લખીને વાળી દઈશ. બાકી, મોડું થવા માટે કોઈના પર દોષ ઢોળવાનું યોગ્ય ધારતો નથી.

૧૯૯૨ ના આસો માસની શરુઆતમાં જ બાલસાહિત્યના પ્રકાશકોને છપાવેલ વિનતિપત્ર મોકલ્યો હતો, પરંતુ હમેશાં સાથ આપનારા ભાઈઓ ઉપરાંત બીજા બહુ થોડા પ્રકાશકોએ સાથ આપ્યો છે અને પરિણામે તેમનાં પુસ્તકોની માત્ર પરિશિષ્ટમાં નોંધ લઈ શકાઈ છે.

પ્રકાશકોનો પુરો સહકાર ન મળવાથી આ કાર્ય છોડી દેવા ઘણી વખત વિચાર થાય છે, પરંતુ જે જે પ્રકાશકો સદ્‌ભાવ દર્શાવી પુસ્તકો મોકલે છે તેમનાં પ્રકાશનોની સમાલોચના થાય તથા અમુક વર્ષોથી ચાલુ કરેલ પ્રથા બંધ ન પાડવા ખાતર હાલ તુરત તો ચાલુ રાખવાનું ધાર્યું છે.

ચાલુ વર્ષનો બાલસાહિત્યનો ફાલ પણ વિપુલ પ્રમાણમાં છે. બાળકો માટેનાં પુસ્તકો અત્યારે ખૂબ ખપે છે એમ તો પુસ્તકો વિપુલ પ્રમાણમાં પ્રગટ થાય છે તે પરથી તથા પુસ્તકોના થતા પુનર્મુદ્રણ પરથી જણાઈ આવે છે.

બાલસાહિત્યના પ્રકાશકોને હમેશ મુજબ 'પુસ્તકાલય' દ્વારા એક વિનંતિ કરી લઉં: દર વર્ષે, આસો માસમાં, વર્ષ દરમ્યાન તેમણે પ્રગટ કરેલાં પુસ્તકોની એકેક નકલ મને વાંકાનેર મોકલી આપશે તો મારું કાર્ય ખૂબ સરળ થશે. આસો માસમાં પુસ્તકો મંગાવવાનું કારણ એ છે કે ત્યાંસુધીમાં—આખા વર્ષમાં—પ્રગટ થયેલ પુસ્તકો મોકલી શકાય તથા સમાલોચના વહેલી પ્રગટ કરવામાં સગવડતા રહે.



**શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર**ની પ્રવૃત્તિ છેલ્લા ચાર પાંચ માસમાં જ ચાલુ થઈ છે એમ પુસ્તક પ્રકાશનોની તારીખ પરથી જણાય છે. રામાયણનાં પાત્રો પૈકી ફક્ત બે હનુમાન–વિભીષણ તથા ભરત–લક્ષ્મણ બહાર પડતાં તે માળા પુરી થવાની ગ્રાહકોની આશા પુરી થઈ નથી. 'મહાભારતનાં પાત્રો'ની માફક આ પાત્રોની માળા લોકોમાં ખૂબ પ્રિય થઈ પડી છે. પણ લોકો નાનાભાઈ પાસેથી હજુ વધારે વાચનની આશા રાખે છે.

બાલસાહિત્ય વાટિકાનાં દશ પુષ્પો બહાર પડી ચુકયાં છે. દરેક પુષ્પમાં લગભગ ૧૦૦ પાનાં મોટા અક્ષરોથી છાપેલ હોય છે અને તે દરેકની કીંમત પાંચ આના રાખવામાં

આવેલી છે. બાળકોને ગમે તેવી વિવિધતા આ પુસ્તકોમાં ભરી છે. 'ટપાલમાં' નામક પુસ્તકમાં ૧૯૩૧ ની લડત વખતે ગુજરાતનાં ગામડાંમાં ફરતાં શ્રી. ગિજુભાઇ પર ત્યાંના સૌંદર્યની જે છાપ પડી તેનું, તથા પંચગની રહેતી વખતે ત્યાં જે છાપ પડી તેનું સવિસ્તર વર્ણન આપેલું છે. વચ્ચે વચ્ચે દક્ષિણામૂર્તિ મંદિરમાંથી બાળકો પર લખાયેલા પત્રો પણ આપવામાં આવ્યા છે. આ પુસ્તક વાંચતાં વાચકને એમજ થાય છે કે પોતે પણ ગિજુભાઇને પત્ર લખી તેમના પત્રો મેળવવા સદ્ભાગી થયો હોય તો કેવું સારું ! પણ હવે ગિજુભાઇ નિવૃત્ત થયા છે, એટલે વાચકને તેમને તકલીફ ન આપવાની હું તો વિનંતિ કરું છું ! 'પ્રવાસવાર્તા' માં એક નવીન તરેહના પ્રવાસનું વર્ણન છે અને તેમાં 'રખડુ ટોળી' ની શૈલીની છાપ જણાઇ આવે છે. તે શૈલી પર સ્વતંત્ર કુમારયોગ્ય પુસ્તક લખી શકાયું તે આનંદનો વિષય છે. 'શબ્દ ચિત્રો' ના લેખિકા કમળાબેન હવે હયાત નથી તે દીલગીરીનો વિષય છે. તેમના 'પાઠો' થી તે સારી રીતે જાણીતાં થયાં છે. દૈનિક જીવનમાં દેખાતાં દશ્યોને બાલસુલભ ભાષામાં તેમણે મુકયાં છે. 'મહમદ સેલ અને–' માં ૧૯ પાત્રોનાં વર્ણનો છે. આવાં પાત્રો માત્ર નામ ફેરવી નાખવાથી દરેક ગામમાં દરેકને મળી આવશે. મોટપણે આનું સ્મરણ તાજું થતાં આનંદ અનુભવાય છે. કાઠિયાવાડમાં નાનપણમાં મહમદ છેલ (કે સેલ ?) નું નામ તથા તેના પરાક્રમોની વાત ન સાંભળી હોય તેવો કોઇપણ બાળક ત્રીશ વર્ષ પહેલાં ભાગ્યે જ હશે. તેની જ સાથે એક બીજું નામ પરિચિત હતું અને તે નથુ મંછાચંદનું. પુ. ગિજુભાઇએ તેજ પુસ્તકમાં તેનું વર્ણન આપ્યું હોત તો યોગ્ય થઇ પડત. 'વનવૃક્ષો' માં 'આશ્રમવૃક્ષો' ની માફક વડ, આંબલી, રાયણ, ઊમરો, જાળ્ય બોરડી, સીસમ, કદંબ, શીમળો, ચંદનવૃક્ષ વગેરે એકત્રીશ ઝાડોનાં વર્ણન આપેલ છે. 'કુદા અને પતંગિયાં' માં શ્રી. હેમુભાઇએ આ બન્ને જંતુઓનો જન્મથી મૃત્યુપર્યંતનો ઇતિહાસ આપેલો હોવાથી તેમાંથી તે જંતુઓ સંબંધી સઘળું જાણવાનું મળી આવે છે. 'ભુધાકાકા' માં શ્રી. રમણલાલ સોનીની સાત બાળવાર્તાઓ આપેલી છે, જે બાળકો હોંસે હોંસે વાંચશે. શ્રી. મોંઘીબેનનું 'ભૂતેર ગલ્પ' નામ સાંભળતાં અંદર ભૂતપિશાચની વાતો હોવાનું અનુમાન થાય છે; પરંતુ તેમાં તો પંચ મહાભૂત–પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશનું બાળકોને ગમી જાય તેવું વર્ણન આપેલું છે. 'ગધેડાંના પરાક્રમો' તો ભાષાંતરની પરંપરા દ્વારા આપણને મળે છે. મૂળ રશિયન ભાષામાંથી ફ્રેન્ચ ભાષામાં આવ્યાં, તેમાંથી અંગ્રેજી અને તેમાંથી ગુજરાતી ભાષામાં. આમ હોવા છતાં આપણે મૂળ ભાષામાં જ લખાયેલ પુસ્તક વાંચતા હોઇએ તેવો રસ આના વાચનમાં આપણને પડે છે. એક ગધેડો પોતાની આત્મકથા આ પુસ્તકમાં કહે છે. તેનાં દુઃખો પ્રતિ આપણી સૌની સહાનુભૂતિ ઉત્પન્ન થશે. 'આપણી લોકકથાઓ' માં સ્વ૦ કમળાબેને વીર વિક્રમની તથા બીજી મળી કુલ ૭ વાતો ભેગી કરી છે. નાનપણમાં વીર વિક્રમની વાતો સાંભળેલી તેનો સંગ્રહ એકત્ર કોઇ પ્રગટ કરે તો આજે પણ તે આવકારદાયક થઇ પડે એમ મારી માન્યતા છે.

**ગાંડીવ સાહિત્ય મંદિરે** ચાલુ વર્ષમાં ઠીક પ્રગતિ સાધી છે એમ કહી શકાય. તેની બાલોદ્યાન માળામાં આઠ પુસ્તકો પ્રગટ થયાં છે અને તે દરેકે દરેક બાળક હોંસથી વાંચે તેવું બન્યું છે. 'અકકલકથાઓ' માં શ્રી. જીવરામ જોષીએ સમયસૂચકતા તથા હાજર

જવાબીની સાત વાતો આપેલી છે, જેમાંની કેટલીક આપણે આપણી બાલ્યાવસ્થામાં જરૂર સાંભળી હશે. 'રઘુસરદાર' લખીને શ્રી. જોષીએ બાલ નવલકથાના પ્રદેશમાં પ્રવેશ કર્યો છે. બાળકોને ખૂબ રસ પડે તેવી રીતે એ નવલકથા લખાઇ છે. 'બેકાર પટેલની બીજી વાતો' માં શ્રી. હરિપ્રસાદ વ્યાસે 'ફજેતી' 'કાશ્મીરી શાલ' 'ગોટાળો' 'આંધળે બ્હેરૂં' તથા 'ત્રીજી વાતો' માં 'કાકાનો ભત્રીજો' તથા 'ગોખણિયો માલ' ની વાતો પોતાની રમુજી શૈલીમાં આપી છે. છેલ્લાં ત્રણે પુસ્તકોનું વસ્તુ 'ગાંડીવ'માં ક્રમશઃ છપાતું હતું ત્યારે જ તેણે બાળકોનું ખૂબ ધ્યાન ખેંચ્યું હતું. 'ગીત ગમ્મત'માં જુદા જુદા લેખકોનાં આઠ ગીતો, રમુજી શૈલીમાં લખાયેલાં, ભાઇ નટવરલાલે ભેગાં કર્યાં છે. 'માલિયાનું મંડળ'માં તે ઉપરાંત 'ગધુજીનાં લગ્ન' તથા 'મૂરખના સરદાર'ની બે વાર્તા છે. આપણા બાળ સાહિત્યના લેખકોએ પરીસૃષ્ટિમાંથી પ્રાણીસૃષ્ટિમાં અવતરણ કર્યું છે તે આનંદદાયક બીના છે. 'કીર્તિ સ્તંભ ભાગ ૨'માં 'પ્રતાપાદિત્ય' 'ઇશાખાં', તથા 'સીતારામ'ની ત્રણ ઐતિહાસિક વાતો છે. 'સુગંધિકા'માં દેશ પરદેશના મહાપુરુષોનાં ચરિત્રો આપવાનો ઇરાદો કરેલ છે અને તેના અનેક ભાગો બહાર પાડવાની યોજના છે. ભાગ ૧ લામાં 'રામાનુજમ, બંકિમ બાબુ, યોશિદા તોરાજિરો તથા હિટલર' નાં ચરિત્રો છે. તેના બીજા ભાગો સત્વર બહાર પડવાની આપણે રાહ જોઇશું.

બાલોદ્યાનમાળાનાં પુસ્તકો સંબંધી ભાઈ વીમાવાળાને એક સૂચન કરવું અસ્થાને નથી કે પુસ્તકમાં અનુક્રમણિકા અપાય તો બાળકોને વધારે સુગમ પડશે. દરેક પુસ્તકમાં તે ખોટ સાલે છે.

'ચાલો ભજવીએ ભાગ ૧૦ મો' પ્રગટ થતાં તે માળા પુરી થઈ છે. આ ભાગમાં એક પાત્રથી ભજવી શકાય તેવી નાટિકાઓ છે. 'કલમને ખોળે' 'ગ્રેજ્યુએટ' 'મહત્વાકાંક્ષા' 'સોનાની ગોળી' 'બેકારીનો ઉપાય' 'બે બોલ' 'પાઘડી' 'શિંગવાળો' 'ચના જોરગરમ' 'ત્રીસ લાખ ટંકા' તથા 'સુંદણીની લીલા' એમ અગિયાર નાટિકાઓ આમાં આપવામાં આવી છે. આવી નાની નાટિકાઓની પસંદગીમાં પણ વૈવિધ્ય ઠીક જળવાઇ રહ્યું છે. આ દશ ભાગોનાં નાટકો, ભાઇ નટવરલાલ વીમાવાળાના જણાવ્યા પ્રમાણે અનેક ઠેકાણે ભજવાઈ ચુક્યાં છે પણ કોઇએ તે વિષે એક પણ શબ્દ સૂચનાનો લખવાની તસ્દી લીધી નથી તે અતિ શોચનીય છે. ભજવનારાંઓએ એટલું સૌજન્ય તો જરૂર દાખવવું જોઇએ.

'ગાંડીવ'ની કુમારમાળાનાં પણ અર્ધો ડઝન પુસ્તકો બહાર પડ્યાં છે. સાહસ અને શૌર્યકથાનાં આ પુસ્તકો દરેક કુમારને ગમી જાય તેવાં છે. 'પૂછડિયાના પ્રદેશમાં' ના લેખક જાણીતા બાલ લેખક ભાઇ રમણલાલ સોની છે. પોતાની શાળાના ત્રણ યુવકો તથા એક યુવતીનું પાત્ર લઇને આ સાહસકથા તેમણે રચી છે. પોતાનાં પાત્રોને દરીઆઇ સફર કરાવીને 'પુછડિયાના પ્રદેશમાં' મોકલ્યાં છે. 'શિકારિકા'ના બે ભાગો બહાર પડ્યા છે. તેના પહેલા ભાગના લેખક ભાઇ જીવરામ જોશી છે. તેમાં 'સાપનો શિકાર' 'રીંછનો શિકાર', 'સૂવરનો શિકાર', 'શિયાળનો શિકાર', 'મગરનો શિકાર', 'સિંહનો

સામનો ' તથા ' વાઘનો પરચો ' એમ સાત સાહસકથાઓ લખી છે. ભાઇ જીવરામ જોશીની વાતો આપણને હવે ' ગાંડીવ ' દ્વારા નહિ મળી શકે તે વાત સાચી હોય તો દીલગીરીભર્યું છે; પરંતુ તેમની સાહિત્ય સેવા તો બીજી રીતે ચાલુ રહેશે એમ આપણે ઇચ્છીએ. ' શિકારિકા 'નો બીજો ભાગ દીનુભાઇ જોશીએ લખેલ છે અને તેમાં પણ જુદી જુદી ભાષામાંથી ઉતારેલ સાત વાતો આપી છે. આ ભાગોમાંની કેટલીક વાતો ઘણેભાગે ' કુમાર 'માં વાંચ્યાનું યાદ આવે છે. બીજી ભાષાનો અનુવાદ હોય એટલે આમ બનવું તદ્દન સંભવિત છે. ' ગેબીસૃષ્ટિ 'ના બન્ને ભાગો પ્રખ્યાત લેખક સર આર્થર કૉનન ડોઇલની Lost Worldનું રુપાંતર છે અને પુસ્તકને ગુજરાતી સ્વાંગ સજાવવામાં લેખક તદ્દન સફળ નીવડ્યા છે એમ બેશક કહી શકાય. પુસ્તકના બન્ને ભાગો વાંચ્યા પછી તેનાં પાત્રોને આપણે ભૂલી શકતા નથી તેટલું સજીવ પાત્રનિરૂપણ છે. ' ચાંદા પર ચડાઇ ' મૂળ તો એચ. જી. વેલ્સની લખેલ છે. તેનું સંક્ષિપ્ત રૂપાંતર દીનુભાઈ જોશીએ કર્યું છે. ચંદ્રમા પર આપણે તો પહોંચીએ ત્યારે ખરા પણ ત્યાં સુધી કલ્પનાને કંઇ રોકી રખાય છે ? એટલે તે દષ્ટિએ આ પુસ્તક આવકારલાયક છે. આ પછી પણ ' કુમારમાળા 'માં બીજાં પુસ્તકો બહાર પડ્યાં છે પરંતુ તેની સમાલોચના આવતા વર્ષના પત્રમાં થાય તે વધારે ઇષ્ટ છે.

**શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે** ' ગુર્જર બાલગ્રંથાવલિ 'માં ચાર પુસ્તકો પ્રગટ કર્યાં છે. ' વાઘની બોડમાં ' નામક પુસ્તકમાં શ્રી. વસંત નાયકની લખેલ ૬ વાતો ' વાઘની બોડમાં ' ' પેટમાં બોરડી ' ' જોશી મહારાજ ' ' ધીરજનાં ફળ મીઠાં ' ' ત્રણ ભાઇબંધો ' તથા ' નિરાધાર રામુ ' આપેલ છે. આમાંની દરેક વાત બાળકને ગમી જાય તેવી છે. ' વિજ્ઞાન વિનોદ 'ના લેખક ભાઇ નવલકાન્ત ભાવસાર છે. તેમણે ' ટ્રામ ', ' મોટર ', ' ટેલિફોન ', ' કેવી રીતે સાંભળીએ છીએ ' ' આંખ ' તથા ' સિનેમા ' સંબંધી પુષ્કળ વિગતોથી ભરેલ સમજણ આપેલી છે. ' નાનકડી વાતો ' ભાઇ રમણલાલ શાહે નાનાં બાળકો માટે જ લખી છે અને તેમાં પશુ તથા પંખી જીવનની એકવીસ વાતો આપવામાં આવી છે. ' કથા ગીતો 'માં શ્રી. સોમાભાઇ ભાવસારે આપણી આઠ લોકકથાઓ ચાંદા સૂરજની લડાઇ, સસ્સો ભાઇ સાંકળિયા, વાદીલો હજામ, ભટુરિયાં, સાત પૂંછડિયો ઉંદર, બિલ્લી બાઇની જાત્રા, ધ્રુવ, પ્રહ્લાદ તથા દલો તરવાડીને ગીતોમાં ઉતારી છે. આ કથાગીતો વાંચ્યા બાદ બાળકો તેવાં વધારે કથાગીતોની માગણી કરે તે સ્વાભાવિક છે. આ માળાનાં બધાં પુસ્તકો સચિત્ર છે, અને ચિત્રો આર્ટ પેપર પર છાપેલાં હોય છે. આ સમાલોચના લખાય છે ત્યારે તો તેની ત્રીજી માળા શરૂ થઇ ગઇ છે. પણ વર્ષની મર્યાદા જાળવવાની હોવાથી દીવાળી સુધીમાં પ્રગટ થયેલ પુસ્તકોની જ નોંધ અત્યારે તો લીધી છે.

' હેમચંદ્રાચાર્ય ' પ્રગટ તો થયું છે સયાજી બાલજ્ઞાનમાળાના પુષ્પ તરીકે, પણ તેની મુખ્ય વિક્રેતા આ સંસ્થા હોવાથી તેની સમાલોચના આ સાથે જ કરવાનું યોગ્ય ધાર્યું છે. પંડિત બેચરદાસ જેવા સમર્થ લેખકની તે કૃતિ છે, એટલે તે વિષે કંઇ પણ વખાણ કરવાં તે સોના પર ઢોળ ચડાવવા જેવું છે; પરંતુ બાળકો તે પચાવી શકશે અથવા તો તેઓ તે સમજી શકશે કે કેમ તે પ્રશ્ન છે. ' બાળજ્ઞાનમાળા 'નાં પુસ્તકો બાળકો વાંચી શકે તેવાં જ હોવાં જોઇએ તે વાત તે માળાના સંચાલકોના ધ્યાન પર મુકવાની ખાસ જરૂર છે.

**'અશોક બાળ પુસ્તકમાળા'**ના પહેલા વર્ષના અગીયારમા પુસ્તક તરીકે 'ભોળી સુભદ્રા' બહાર પડેલ છે. તેમાં સુભદ્રાને અર્જુન કેવી રીતે ભોળવી ગયેલ છે તે વાત આવે છે. બારમા પુસ્તક 'વિજ્ઞાન વિહાર'માં શ્રી. નવલકાન્ત ભાવસાર 'ઘડિયાળ' 'ગ્રામોફોન' તથા 'પિયાનો'નો ઇતિહાસ આપેલ છે. બાળવિજ્ઞાનના લેખક તરીકે ભાઇ ભાવસારના નામથી હવે કોઇ અજાણ્યું નથી. 'કિશોર' માસિકમાં પણ તેમની લેખમાળા શરૂ થઇ છે. આ 'વિજ્ઞાન વિહાર'નો બીજો ભાગ સત્વર કાઢવો પડયો તેજ તેની લોકપ્રિયતા દેખાડી આપે છે. 'ગીત ગમ્મત' બાળકો હોંસે વાંચે તેવું પુસ્તક છે.

ગ્રંથમાળાના બીજા વર્ષના પહેલા પુસ્તક તરીકે **'અવળચંડો'** બહાર પડેલ છે, તેમાં એ. બી. ક્રીસ્મન નામના અમેરિકન લેખકની Shen of the Sea નામની ચીની વાતોની ચોપડીમાંથી બે વાર્તા લેવામાં આવી છે. એક **'અવળચંડો'** તથા બીજી 'ભવિષ્યવાણી.' બન્ને વાતો બાળકોને ખૂબ આનંદ આપે તેવી છે. માત્ર તેમાં રહેલ વધારે પડતા મુદ્રણદોષો પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. બીજું પુસ્તક જેઠુભાઇ શાહકૃત 'ગણિત ચમત્કાર' છે. આપણાં વૃદ્ધો અંગ્રેજી ભણતાં બાળકોને આવા ઘણા પ્રશ્નો પુછી જ્યારે તે ન આવડે ત્યારે પોતાના સમયમાં અપાતું શિક્ષણ કેવું ઉચ્ચ તથા ઉપયોગી હતું તેની વાતો કરે છે. આંકડાઓમાં રહેલી ખૂબી ઉપરાંત તેમાંથી નીકળતો બોધ નાની ઉમરનાં બાળકો સહેલાઇથી પડતો મુકી માત્ર રસભરી વાતો જ વાંચી શકે છે. ત્રીજું પુષ્પ 'માનો યા ન માનો' નામના જગપ્રસિદ્ધ પુસ્તકના લેખક 'રિપ્લે'ના પુસ્તકની વાનગી રુપ છે. આવી ઘણી અજાયબીઓ ઉપલા પુસ્તકમાંથી આપી શકાય તેમ છે, પરંતુ તેનાં બધાં લખાણો કોપીરાઇટથી સુરક્ષિત છે એટલે તે પ્રગટ કરવામાં જોખમ રહેલું છે. ચોથું પુષ્પ 'સુન્દરપુરી' બાળકોને ગમી જાય તથા તે ભજવી શકે તેવી નાની નાટિકા છે. આરોગ્ય માટે અતિ આવશ્યક સામાન્ય વસ્તુઓ પર તે આપણું ધ્યાન ખેંચે છે. 'નાની મોટી વાતો' માં શ્રી. રમણલાલ શાહે ઘણી ખરી જાણીતી એવી નવ નાની વાતોનો સંગ્રહ કર્યો છે. 'બાળકોનું સ્વર્ગ' નાગરદાસ પટેલે લખ્યું છે. નામ જરા ભૂલાવો ખવરાવે તેવું છે, પણ ખગોળ શાસ્ત્ર વિષે માહિતી આપનાર આવું બીજું પુસ્તક પ્રગટ થયું જાણમાં નથી. આપણા ગ્રહો ઉપરાંત તારા, નક્ષત્ર, વેધશાળા, વગેરે ચૌદ વિષયોની સચિત્ર સમજણ આ પુસ્તકમાં રસભરી રીતે આપવામાં આવી છે. 'બાલપાઠો' 'કેશુડાં' ના રચનાર ઉમિયાશંકર ઠાકરની કૃતિ છે: પાલણપુર બાલમંદિરના તે કાર્યકર્તા હોઇ પોતાની આસપાસનાં પ્રાણીઓ તથા વ્યક્તિઓ પરથી બાલસુલભ ભાષામાં આ પાઠો રચ્યા છે.' **'વિજ્ઞાન વિહાર ભાગ ૨'** માં શ્રી નવલકાંત ભાવસારે 'ટેલી વીઝન' 'વીજળીનો દીવો' 'નીઓન લેમ્પ' 'અદૃશ્ય કિરણો' ઉપર સહેલી ભાષામાં માહિતી આપી છે.

આ ગ્રંથમાળાનાં પુસ્તકો વિષે ગયે વર્ષે જે લખાયું છે તેમાં કંઈ ઉમેરવા જેવું નથી. છેલ્લાં થોડાં પુસ્તકોથી રૂપરંગમાં આવશ્યકારલાયક સુધારો થયો છે, એટલે તે વધારે આકર્ષક થયાં છે. આ યોજના ત્રીજા વર્ષ માટે ચાલુ છે એટલે બે રૂપીઆમાં આવાં પુસ્તકો મેળવવાની તક કોઇ પણ બાળકપ્રેમી માતાપિતાએ જતી કરવી ન જોઇએ. આવાં

પુસ્તકોમાં અનુક્રમણિકા કોઇક જ પુસ્તકમાં દેખાય છે તેને બદલે દરેક પુસ્તકમાં દાખલ કરવાની યોજના કરવી ઘટે છે.

શ્રી નાગરદાસ પટેલની બાલ વિનોદમાળા દ્વારા રૂપરંગમાં અનુપમ એવાં પાંચ પુસ્તકો પ્રગટ થયાં છે. ખોટી શરમને અંગે કેવાં પરિણામો આવે છે તે 'શુંદરિયો' માં શ્રી. ભરત ફકીરે પોતાની લાક્ષણિક શૈલીમાં બતાવેલ છે. તે વાંચતાં ભાગ્યે જ કોઈ પોતાનું હાસ્ય ખાળી શકશે. 'રાવજી' ની દંતકથા સુમતિબેને લખી છે. તે પુસ્તકના પ્રકાશન સાથે વીશ પુસ્તકોના સેટની યોજના પુરી થાય છે; પરંતુ તેવાં બીજાં વીશ પુસ્તકો તૈયાર કરવાની શ્રી. નાગરદાસ પટેલે યોજના કરી છે અને તે અમલમાં પણ મુકી છે, ને તેના પહેલા પુસ્તક તરીકે એક પરીકથા 'સોણુલિયો' પ્રગટ થયેલ છે. બીજું પુસ્તક 'કાળિયો' શ્રી. રમણલાલ શાહે લખેલ છે અને તેમાં મહાકવિ કાળિદાસની વાત બાલસુલભ ભાષામાં લેખકે કહી છે. આવા મહાન કવિનો પરિચય બાળકોને કરાવવા બદલ આપણે લેખકના ઋણી છીએ. ભેટ પુસ્તક 'બાલ વિનોદિની' એક પરીકથા છે. પરંતુ તેમાં બુદ્ધિની કસોટી થાય તેવી આડકથાઓ આવતી હોવાથી બાળકને તે વાંચતાં ખૂબ આનંદ થાય છે. ભાઈ નાગરદાસની બાલસાહિત્ય સેવા તો એક જુદો જ લેખ માગી લે છે, અને બનતાં સુધી સત્વર તેમનાં બધાં પુસ્તકોનું અવલોકન કરવા ધારણા છે.

શ્રી. ધીરજલાલ ટોકરશી શાહે સંપાદિત કરેલ વિદ્યાર્થી વાચનમાળાની પાંચમી શ્રેણી પ્રગટ થઈ છે. નિયમ મુજબ તેમાં ૨૦ પુસ્તકો છે. 'સતી પાર્વતી, શ્રી શંકરાચાર્ય, ગુરુ ગોવિંદસિંહ, લક્ષ્મીબાઇ, અમૃતલાલ ઠક્કર વગેરે વીશ મહાપુરુષોનાં ચરિત્રો આ શ્રેણીમાં પ્રગટ કરવામાં આવ્યાં છે. શ્રી. ધીરજલાલની અગાઉની શ્રેણી માફક આ શ્રેણી પણ લોકપ્રિય થઇ પડશે. વિદ્યાર્થીઓમાં ચરિત્રોનો શોખ ફેલાવવા માટે આ શ્રેણીનાં પુસ્તકો ભેટમાં આપવાની આવશ્યકતા દરેક શાળાએ સ્વીકારવી જોઇએ. તેમણે જ સંપાદન કરેલ 'વસ્તુપાળ તેજપાળ' સયાજી બાળજ્ઞાન માળામાં પ્રગટ થયું છે. તે વિષે 'હેમચંદ્રાચાર્ય' જેવી ફરિયાદ કરવાની રહેતી નથી તે આનંદની બીના છે. બાળકો સમજી શકે તેવી જ ભાષામાં તે રચાયેલ છે.

છેવટમાં પરચુરણ પ્રકાશનો લઇએ. તેમાંથી જેટલાં જોવા મળ્યાં છે તેટલાં જ વિષે થોડી વિગતો આપવાનું શક્ય બન્યું છે. 'નવું વાંચીએ ગ્રંથમાળા' માં પાંચ પુસ્તકો પ્રગટ થયાં છેઃ 'મુક્તિ ને માટે' માં બે દેશભક્તો જોશી તથા હોકરની વાતો અપાઇ છે. 'કેસરિયાં કિરણો'માં જતીન્દ્રની વાત 'જાન ફેસાની' શીર્ષક હેઠળ, મરાઠી વીર 'અંબાજી' ની વાત 'બલિદાન' શીર્ષક હેઠળ, 'મર્દાની ઝાંસીવાલી' માં મહારાણી લક્ષ્મીબાઇની વાત, મીઠાના કાયદા ભંગ સમયની સરોજિની નાયડુની વાત, સયાજીરાવ ગાયકવાડની વાત તથા બીજી એક વાત આપેલી છે. 'બે સાહસિકો' માં ફ્રાન્સિસ્કો પિઝારો' તથા પ્રખ્યાત મોટર બનાવનાર 'રોઇસ'ની વાત આપી છે. 'ચમત્કારા' માં વાલ્મિકી ઋષિની વાત, સંગીતના ઉસ્તાદ બૈજુ બાવડાની વાત, રામચંદ્રજીની તથા ગુરુનાનકની વાત આપેલી છે. નવીન દૃષ્ટિથી ચાલતી આ માળાને સારો સત્કાર મળવો જોઇએ.

સુરતના પ્રકાશકો મેસર્સ ગંગળદાસ એન્ડ સન્સે બાલ સાહિત્યના જાણીતા લેખક વસંત નાયક પાસે લખાવીને પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ પુસ્તકો બીજા તથા ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓ વાંચી શકે તેવાં છે. 'વાંદરાની સિતાર ' માં તે ઉપરાંત ' નવી રમત, ' ' રસુ અને શરદ ' ' બાવાનો ચિમિયો ' તથા ' વહેમનો ભોગ ' મળી પાંચ વાતો આપેલી છે. ' મુરબ્બાનો ચોર ' માં સાત વાતો છે. આ બધી વાતો નાની ઉમ્મરનાં બાળકો માટેજ લખાયેલી છે, અને જે ઉમ્મરનાં બાળકો માટે લખાયેલી છે તેઓ તે આનંદથી વાંચશે. ' ઘેલુના ઘોડા ' માં પણ નામથી દર્શાવેલ વાત ઉપરાંત ' બહાદુર છોકરો ' ' ડોશીનો દીકરો ' ' લલ્લુની શરમ ' તથા ' વાઘ માર્યો ' ની વાત આપેલી છે. ' લલ્લુ બલ્લુ ને કલ્લુ ' ની વાત પહેલા ધોરણનાં બાળકો માટે છે. વસંત નાયકનાં બીજાં પુસ્તકો માફક આ પુસ્તકો પણ પ્રિય થઇ પડશે તેમાં શંકા નથી.

શ્રી. જમુભાઇ દાણીકૃત ' પતંગિયાં ' ની ત્રીજી આવૃત્તિ ચાલુ સાલમાં પ્રગટ થઇ છે. તેમાં જુદા જુદા લેખકોનાં ૪૩ જેટલાં કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ પુસ્તકની કિંમત બહુ નજીવી છે, એટલે દરેક પિતાએ તે વસાવવાની જરુર છે. ' પતંગિયાં ' નું ' રંગદર્શન ' શિક્ષકો માટે ઉપયોગી છે, પણ બાળસાહિત્યના અભ્યાસીને ઉપયોગી થઇ પડે તે ખાતર તે પુસ્તક આ યાદીમાં સામેલ કરેલ છે. ' ચાંદરણા ' માં શ્રી ચન્દ્રવદન મહેતાએ ઉપર જણાવેલ પુસ્તક જેટલાં જ બાળગીતો આપણને આપ્યાં છે. શાળાનાં બાળકોએ મહિનાઓ સુધી તે ગાયાં છે એટલે તે કેટલાં પ્રિય હશે તેની અટકળ કરવાનું કાર્ય દુષ્કર નથી. તે ગ્રંથસ્થ બહાર પાડવા માટે સંપાદકોનો આભાર માનવો જોઇએ.

જામનગરની ડહાપણ ઓફીસ તરફથી ' હસો બાપલા ગ્રંથમાળા ' નાં ત્રણે પુસ્તકો બહાર પડ્યાં છે. આ ત્રણે પુસ્તકોમાં સામાન્ય કોટિના હાસ્યના ટુચકાઓ છે. વર્ષો પહેલાં સ્વ. પુરુષોત્તમ કાનજી ગાંધીએ બહાર પાડેલ ' હસાહસ 'ની નવી આવૃત્તિ કાઢવાની અત્યારે જરુર લાગે છે. મુંબઇના પ્રસિદ્ધ બુકસેલરો જહાંગીર. બી. કરાણીના પુત્રોએ ' અરેબિયન નાઇટ્સ ' માંથી ચાર અને અકબર બીરબલની એક મળી પાંચ વાતો બહાર પાડ્યાનું જણાય છે. જ્યારે વિપુલ પ્રમાણમાં બાળ સાહિત્ય બહાર પડે છે ત્યારે આ પુસ્તકો કેવાં પ્રિય થઇ પડશે તે પ્રશ્ન છે, ભાવનગરના સરસ્વતી પ્રકાશન મંદિરે પણ ચાલુ વર્ષમાં ચાર પુસ્તકો બહાર પાડીને પોતાની પ્રવૃત્તિ ચાલુ રાખી છે. વઢવાણવાળા જેચંદ તલકશીએ પણ બાળ સાહિત્યનો પોતાનો ફાળો પાંચ પુસ્તકો પ્રગટ કરીને આપ્યો છે. ગિજુભાઇનું ' આપણાં પક્ષીઓ ' બહાર પડેલ છે. છેલ્લાં કેટલાંક પુસ્તકો જોવાનું પ્રાપ્ત થયેલ નથી, એટલે તે સંબંધી વિવેચન કરવાની શક્તિ મારામાં નથી.

આવી સમાલોચના અપૂર્ણ રહેવાનો સંભવ તો છે જ. પરંતુ જેટલું મળી શક્યું તેટલાની માહિતી આપવાનો યથાશક્ય પ્રયત્ન કર્યો છે. તે કેટલો સફળ થયો છે તે જોવાનું કાર્ય મારું નથી.

વાંકાનેર,
સં. ૧૯૯૩ અષાઢ વદી
પ્રતિપદા
તા. ૨૪ જુલાઇ ૧૯૩૭

લી.
છોટાલાલ માનસિંગ કામદાર

## પરિશિષ્ટ

સંવત ૧૯૯૨ માં પ્રસિદ્ધ થયેલ બાલ સાહિત્ય તથા કિશોર સાહિત્યનાં પુસ્તકોની યાદી, પ્રકાશક સંસ્થાના નામ તથા પુસ્તકની કીંમત સાથે.

### શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર–સુરત

ચાલો ભજવીએ ગ્રંથમાળા

| | |
|---|---|
| ૧ ચાલો ભજવીએ ભાગ ૧૦ | ૦– ૪–૦ |

ગાંડીવ બાલોદ્યાનમાળા

| | |
|---|---|
| ૨ અક્કલ કથાઓ | ૦– ૫–૦ |
| ૩ રઘુ સરદાર | ૦– ૫–૦ |
| ૪ બકોર પટેલની બીજી વાતો | ૦– ૪–૦ |
| ૫ ગીત ગમ્મત | ૦– ૩–૦ |
| ૬ માળિયાનું મંડળ અને બીજી વાતો | ૦– ૩–૦ |
| ૭ બકોર પટેલની ત્રીજી વાતો | ૦– ૩–૦ |
| ૮ કીર્તિસ્તંભ | ૦– ૪–૦ |
| ૯ સુગંધિકા | ૦– ૩–૦ |

કુમારમાળા

| | |
|---|---|
| ૧૦ પૂછડિયાના પ્રદેશમાં | ૦– ૮–૦ |
| ૧૧ શિકારિકા ભાગ ૧ | ૦– ૮–૦ |
| ૧૨–૧૩ ગેબી સૃષ્ટિ ભા. ૧–૨ દરેકના ૧૦ આ. | |
| ૧૪ શિકારિકા ભાગ ૨ | ૦– ૮–૦ |
| ૧૫ ચાંદા પર ચડાઇ | ૦– ૮–૦ |

### શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર–ભાવનગર

| | |
|---|---|
| ૧ હનુમાન–વિભીષણ (રામાયણનાં પાત્રો ૩) | ૦– ૫–૦ |
| ૨ ભરત–લક્ષ્મણ (રામાયણનાં પાત્રો ૪) | ૦– ૩–૦ |
| ૩ ટપાલમાં (બાલસાહિત્ય વાટિકા ૪) | ૦– ૫–૦ |
| ૪ પ્રવાસવાર્તા ( ,, ,, ૫) | ,, |
| ૫ શબ્દચિત્રો ( ,, ,, ૬) | ,, |
| ૬ મહમદ સેલ અને–( ,, ,, ૭) | ,, |
| ૭ વનવૃક્ષો ( ,, ,, ૮) | ,, |
| ૮ કૂદાં અને પતંગિયા ( ,, ,, ૯) | ,, |
| ૯ બુધાકાકા ( ,, ,, ૧૦) | ,, |
| ૧૦ બૂનેર ગલ્પ ( ,, ,, ૧૧) | ,, |
| ૧૧ ગધેડાંનાં પરાક્રમો ( ,, ,, ૧૨) | ૦– ૫–૦ |
| ૧૨ આપણી લોકકથાઓ ( ,, ,, ૧૩) | – ૫–૦ |

### શ્રી ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનાં પ્રકાશનો

| | |
|---|---|
| ૧ વાઘની બોડમાં | ૦– ૬–૦ |
| ૨ વિજ્ઞાન વિનોદ | ૦– ૫–૦ |
| ૩ નાનકડી વાતો | ૦– ૬–૦ |
| ૪ કથા ગીતો | ૦– ૬–૦ |
| ૫ હેમચંદ્રાચાર્ય | ૦– ૮–૦ |

### અશોક બાલ પુસ્તકમાળા–વડોદરા

(વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે રૂ. ૨–૦–૦)
દર મહિને એક પુસ્તક નિયમિત રીતે પ્રગટ થાય છે.

પહેલા ગુચ્છનાં

| | |
|---|---|
| ૧ ભોળી સુભદ્રા | ૦– ૩–૦ |
| ૨ વિજ્ઞાનવિહાર | ૦– ૩–૦ |
| ૩ ગમ્મત ગીતો | ૦– ૫–૦ |

બીજા ગુચ્છનાં

| | |
|---|---|
| ૪ અવળચંડો | ૦– ૪–૦ |
| ૫ ગણિત ચમત્કાર | ૦– ૪–૦ |
| ૬ અજબ દુનિયા | ૦– ૨–૦ |
| ૭ સુંદર પુરી | ૦– ૨–૦ |
| ૮ નાનીમોટી વાતો | ૦– ૨–૦ |
| ૯–૧૦ બાળકોનું સ્વર્ગ | ૦– ૭–૦ |
| ૧૧ ખાઉ પાઉ | ૦– ૩–૦ |
| ૧૨ વિજ્ઞાન વિહાર ભાગ ૨ | ૦– ૩–૦ |

### શ્રી. ધીરજલાલ ટોકરશીએ સંપાદિત કરેલ વિદ્યાર્થી વાંચનમાળાની પાંચમી શ્રેણીનાં ૨૦ પુસ્તકો છુટક કીંમત દરેક પુસ્તકની ૦–૧–૩

૧ સતી પાર્વતી

૨ શ્રી શંકરાચાર્ય
૩ શ્રીમદ્ વલ્લભાચાર્ય
૪ શ્રી માધ્વાચાર્ય
૫ શ્રી રામાનુજાચાર્ય
૬ મહારાજા કુમારપાળ
૭ ગુરુ ગોવિંદસિંહ
૮ રણજીતસિંહ
૯ લક્ષ્મીબાઈ
૧૦ શ્રી કેશવચંદ્ર સેન
૧૧ શ્રી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર
૧૨ મહાદેવ ગોવિંદ રાનડે
૧૩ દાદાભાઇ નવરોજજી
૧૪ ગોપાલ કૃષ્ણ ગોખલે
૧૫ સ્વામી શ્રદ્ધાનંદજી
૧૬ શ્રી. અમૃતલાલ ઠક્કર
૧૭ શ્રી. જવાહરલાલ નહેરુ
૧૮ શ્રી. સુભાશચંદ્ર બોઝ
૧૯ શ્રી. સેન ગુપ્તા
૨૦ તારામંડળ

**[illegible]યાજી બાલજ્ઞાનમાળામાં પ્રગટ થયેલ**

| | |
|---|---|
| ૧ વસ્તુપાળ–તેજપાળ | ૦–૬–૦ |

**શ્રી. નાગરદાસ ઈ. પટેલ (મલાડ)નાં પુસ્તકો**

| | |
|---|---|
| ૧ બાલવિનોદિની ( ભેટ પુસ્તક ) | ૦–૬–૦ |
| ૨ ગુંદરિયો | ૦–૩–૦ |
| ૩ રાવજી | ૦–૩–૦ |
| ૪ સોણલિયો | ૦–૩–૦ |
| ૫ કાળિયો | ૦–૩–૦ |

### નવું વાંચીએ ગ્રંથમાળાનાં પુસ્તકો

( કાર્યાલય, પ્રતાપ મડધાની પોળ–વડોદરા )
વાર્ષિક લવાજમ રૂ. ૧–૦–૦

| | |
|---|---|
| ૧ રોશની | ૦–૩–૦ |
| ૨ મુક્તિને માટે | ૦–૩–૦ |
| ૩ કેસરિયાં કિરણો | ૦–૩–૦ |
| ૪ બે સાહસિકો | ૦–૩–૦ |
| ૫ ચમકારા | ૦–૩–૦ |

### વસન્ત નાયકનું બાલસાહિત્ય

( પ્રકાશક મંગળદાસ એન્ડ સન્સ, ભાગા તળાવ સુરત )

| | |
|---|---|
| ૧ વાંદરાની સિતાર | ૦–૩–૦ |
| ૨ મુરબ્બાનો ચોર | ૦–૩–૦ |
| ૩ ઘેલુના ઘોડા | ૦–૨–૦ |
| ૪ લલ્લુ, બલ્લુ ને કલ્લુ | ૦–૧–૦ |

### પરચુરણ પ્રકાશનો

| | | | |
|---|---|---|---|
| ૧ | પતંગિયાં ( ત્રીજી આવૃત્તિ ) | જમુભાઇ દાણી | ૦–૩–૦ |
| ૨ | પતંગિયાનાં રંગદર્શન | ,, | ૦–૨–૦ |
| ૩ | ચાંદરણા | ચન્દ્રવદન મહેતા | ૦–૬–૦ |

### હસો બાપલા ગ્રંથમાળાનાં પુસ્તકો

( ડહાપણ ઑફીસ, જામનગર )

| | | |
|---|---|---|
| ૪ | મિજાજે ખુશ | ૦–૧–૦ |
| ૫ | આનંદનો દિવ્ય ખજાનો | ૦–૧–૦ |
| ૬ | હસો બાપલા | ૦–૧–૦ |
| ૭ | ફુલકણી ( પ્રીતમલાલ મજમુદાર ) | ૦–૪–૦ |
| ૮ | અમરાઇ ( મીસ એફ. એલ. ઑપ્ટે ) | ૦–૨–૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | હોશિયાર સારસ અને બીજી વાતો | | ૦–૩–૦ | |
| ૧૦ | અલિબાબા અને ચાલીસ ચોર | | ૦–૬–૦ | જહાંગીર બી. કરાણી એન્ડ સન્સ |
| ૧૧ | અલાદીન અને તલસ્માતીક ફાનસ | | ૦–૬–૦ | |
| ૧૨ | શાહજાદો ને કરામતી ઘોડો | | ૦–૬–૦ | |
| ૧૩ | સિન્દબાદ ખલાસી અને સફરો | | ૦–૭–૦ | |
| ૧૪ | અકબર અને બીરબલની વાર્તાઓ | | ૦-૧૦-૦ | |
| ૧૫ | ગુજરાતનાં તીર્થધામો–કેશવલાલ શાહ | | ૦–૨–૦ | સરસ્વતી પ્રકાશન મંદિર |
| ૧૬ | પુલકલગી | નવેન્દુ | ૦–૨–૦ | |
| ૧૭ | દીલગીરના દેશમાં | કાન્તિ મહેતા | ૦–૨–૦ | |
| ૧૮ | બીલીનાં પાન | કીર્તિદા દિવાનજી | ૦–૨–૦ | |
| ૧૯ | પાંચ બાલવાર્તાઓ ભાગ ૧ | | ૦–૩–૦ | જેચંદ તલકશી એન્ડ સન્સ |
| ૨૦ | પાંચ બાલવાર્તાઓ ભાગ ૨ | | ૦–૩–૦ | |
| ૨૧ | દશ બાલવાર્તાઓ ભાગ ૧ | | ૦–૪–૦ | |
| ૨૨ | દશ બાલવાર્તાઓ ભાગ ૨ | | ૦–૪–૦ | |
| ૨૩ | ફરવા જતાં | | ૦–૪–૦ | |
| ૨૪ | આપણાં પક્ષીઓ–ગિજુભાઇ | | ૦-૧૨-૦ | |



## જ્ઞાનબાણ

( રામબાણ વાગ્યાં હોય તે જાણે–એ રાહ )

જ્ઞાનબાણ વાગ્યાં હોય તે જાણે,
અરે પેલા ગપ્પીઓ તે શું જાણે, હો જ્ઞાનબાણ વાગ્યાં હોય તે જાણે.

ચારે જીવનના વિકટ મારગ છે, ગ્રંથ તો પંથ રૂડો જાણે,
સાથી થઇને રસ્તો બતાવશે, યોગ મળ્યો છે ખરા ટાણે. હો જ્ઞાનબાણ.

જ્ઞાનબાણમાં જાદુ અનેરા કંઇ, મરેલા જીવતાં થાયે,
ઘા ઝીલવા સહુ તત્પર થાઓ, અરે મંગળ ઘડી વીતી જાયે. હો જ્ઞાનબાણ.

છત્રપતિ શિવાજીને વાગ્યાં, હતા જ્યારે શિશુકાળે,
રામાયણને મહાભારતના, પાઠ શિવાજી માને. હો જ્ઞાનબાણ.

નેપોલીયન ફ્રાન્સનો વીર એ, ઘવાયો જ્ઞાનના બાણે,
એ ઘા તો એવો સચોટ વાગ્યા, સારી ખલક શ્રેષ્ઠ માને. હો જ્ઞાનબાણ.

સંખેડા.

ભેલા ખુશાલ ગોહિલ.
પાટણવાડીયા.
સ. વ. વા. મંડળ

# ટસ્કેજીની આદર્શ શિક્ષણ સંસ્થા*

હિંદની આધુનિક વિદ્યાપીઠોમાં અપાતી કેળવણી લીધેલા વર્ગમાં બેકારી હદ વિનાની વધી પડી છે એની કોઇથી ના પાડી શકાતી નથી. થોડાક કેળવાયલા યુવકોને મિલોમાં અને કારખાનાંઓમાં કામ અને નોકરી આપવાથી એ બેકારી દૂર થવાની નથી. કારણ કે બેકારી વધવાની સાથે સાથે જ હાલની કેળવણી પણ ખૂબ વધે જાય છે જ. અમદાવાદ રાજકોટ, અને મુંબઇમાં આ વર્ષે જ નવી નીકળેલી આર્ટ્સ કૉલેજો એ કેળવણી વધવાનું પ્રત્યક્ષ દૃષ્ટાંત છે. માટે વર્તમાન સ્થિતિના અનુભવ ઉપરથી ભવિષ્ય માટે આપણે ચેતવું હોય તો કેળવણીની દિશા બદલવી જ જોઇશે. ખેતીપ્રધાન આપણા દેશના મોટા ભાગને કયી અને કેવા પ્રકારની કેળવણી આપવી જોઇએ એ જાણવા વિચારવા અને અમલમાં મૂકવાની જેમને ઇચ્છા હોય તેમણે ગુલામીમાંથી તાત્કાલિક મુક્ત થયેલા હબસી લોકોને માટે અમેરિકામાં કર્નલ આર્મસ્ટ્રૉંગે સ્થાપેલા હૅમ્પટન ઇન્સ્ટીટ્યુટ, અને ડૉ. બુકર ટી. વૉશિંગ્ટને સ્થાપેલા ટસ્કેજી-ઇન્સ્ટીટ્યુટમાં અપાતી કેળવણીના મૂળગત સિદ્ધાંત, પદ્ધતિઓ, નિયમો, અને યોજનાઓનો બારીકાઇથી અભ્યાસ કરવો જોઇએ. આ સંસ્થાઓ સંબંધી અંગ્રેજી સાહિત્ય મંગાવીને જોવું જોઇએ અને બની શકે તો એ સંસ્થાઓનું ચાલતું કામ જોવા જાણવા અને તેમાં શિક્ષણ લેવા ભાવનાશીલ સેવાભાવી અને ઉમંગી સ્ત્રી પુરુષોને મોટી સંખ્યામાં, ત્યાંની રીતે જ રહેવાની અને દેશમાં પાછા ફરી એવું કામ કરવાની શરતે, મોકલવાં જોઇએ. ટસ્કેજીની પદ્ધતિએ કામ કરવામાં આવે તો ખેડુત, વણકર, સુથાર, દરજી, કુંભાર, મોચી, ઘાંચી સર્વ પોતપોતાના બાપીકા ધંધા છોડી શાળા પાઠશાળાનું શિક્ષણ લઇ ફક્ત કારકુની કરવા દોડાદોડી કરશે નહિ, પરંતુ ટસ્કેજી સંસ્થામાં કેળવણી પામેલાં સ્ત્રી પુરુષોની માફક ગરીબ લોકોની વચ્ચે વસવાટ કરી, અનેક મુસ્કેલીઓ અને મુશીબતો વેઠી, ભારે આત્મભોગ આપી પોતાના માર્ગ સરળ કરશે, અને અવિરત શ્રમ અને ઉદ્યોગથી તેમજ નિઃસીમ વ્યવહારકુશળતા અને કુનેહથી પોતાના જાતિભાઇઓની સાચી ઉન્નતિ સધાય એવાં સેવાનાં કામ આદરશે. આ હકીકત બરોબર સમજાય તે માટે અમદાવાદ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલયે પ્રગટ કરેલી પ્રથમ આવૃત્તિ અને વડોદરા પુસ્તકાલય સહાયક સહકારી મંડળે પ્રગટ કરેલી બીજી આવૃત્તિવાળું (૧) બુકર ટી. વૉશિંગ્ટન (આત્મચરિત્ર) કિંમત રૂ. ૧–૧૨–૦ હાલની કિંમત ૦–૧૪–૦ (૨) અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રગટ કરેલું પુસ્તક ટસ્કેજી અને તેનાં માણસો ૦–૧૦–૦ (૩) આણંદ ચરોતર એજ્યુકેશન સોસાયટીએ પ્રગટ કરેલું છાત્રોને બોધ ૦–૧–૩ અને (૪) પુ. સ. સ. મંડળ તરફથી પ્રગટ થનાર પ્રથમ પુસ્તકનો ઉત્તરાર્ધ વાંચી લેવા સૌ ભાઇ બેનોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

ટસ્કેજી સંસ્થાના આદર્શ, ઉદ્દેશ, સિદ્ધાંતો વા નિયમોનો ચોક્કસ ખ્યાલ સહેલાઇથી સર્વ કોઇને આવી શકે તે માટે તે સંબંધી થોડી હકીકત અત્રે રજુ કરવામાં આવે છેઃ—

---

* ગુ. વ. સો. તરફથી પ્રગટ થનાર 'ટસ્કેજી અને તેનાં માણસો' એ નામના પુસ્તકની પ્રસ્તાવના રૂપે લખી આપેલા લેખકના 'બે બોલ'.

૧. હૅમ્પટન અને ટસ્કેજી સંસ્થામાં જ્ઞાનની બીજી બધી શાખાઓની સાથે સાથે ઔદ્યોગિક કેળવણી ઉપર ભાર મૂકવામાં આવે છે. તેનું કારણ એ છે કે, જ્યારે લોકોનો ઘણો ભાગ ખેતીવાડી, હુન્નર ધંધા કે કારીગરીમાં પોતાનું જીવન ગાળતો હોય, અને જ્યારે ઘણોખરો જનસમૂહ એકજ પ્રદેશમાં રહેવાનો હોય એટલે કે અનિવાર્ય કારણોને લીધે દેશ છોડાય તેમ ન હોય, ત્યારે તો ઔદ્યોગિક કેળવણી ખાસ કરીને ઘણી જરૂરની છે. તેથી જ જે છોકરો આખો દિવસ કામ કરી પેટપૂરતું પણ પેદા કરી શકે નહિ તેજ છોકરો ટસ્કેજી શાળામાં કામ કરી અભ્યાસ કરે છે અને બહાર જાય ત્યારે આ કેળવણી વડે પહેલાં કરતાં ૩ થી ૫ ગણું કમાય છે.

૨. ટસ્કેજી સંસ્થામાં કોઇ પણ ઉદ્યોગમાં પ્રવીણતા જ મેળવવા માટે શાળા-પાઠશાળામાંના વિદ્યાભ્યાસની ઘણી જરૂર છે. ખેતીવાડીના કામમાં નિપુણતા મેળવવા રસાયણશાસ્ત્રના જ્ઞાનની જરૂર છે. કોઇપણ કારીગરીમાં ચાતુર્ય મેળવવા માટે લખતાં વાંચતાં અને હિસાબ ગણતાં આવડવું જોઇએ.

૩. માનસિક કેળવણી એ શારીરિક કેળવણીનું અર્ધું અંગ છે અને એ બંને પ્રકારની કેળવણીમાં જો નૈતિક કેળવણી વધારી હોય તો જ કેળવણીમાં ખરી મીઠાશ આવે છે. ટસ્કેજીમાં એવી ત્રણ પ્રકારની અપાતી કેળવણીનું પરિણામ એ આવ્યું છે કે અજ્ઞાન, ગરીબ અને નૈતિક નબળાઇવાળાં, સમાજના છેલ્લા વર્ગના છુંદાતાં બાળકોને બદલે આપણી સર્વ વાતમાં સંપૂર્ણપણે કાબેલ, ડાહ્યા, દીર્ઘદષ્ટિવાળાં, જવાબદારી સમજનારાં અને આર્થિક સ્વતંત્રતાવાળાં માણસો પેદા થયાં છે, પોતાના મિથ્યાભિમાન, અતિવિશ્વાસ અને વહેમને લીધે લુચ્ચા માણસોના દગા ફટકાના ભોગ થતા બચ્યાં છે અને ખરૂં અને સાચું શું છે તે સમજી શક્યાં છે.

૪. ૧૬ વર્ષની ઉમ્મરનાં હરકોઇ ગરીબ પણ અશક્ત સ્ત્રી કે પુરૂષ સંસ્થામાં રહી દિવસે મહેનત મજુરી કરી પોતાનું ખાધાખર્ચ મેળવે છે, રાત્રે અભ્યાસ કરે છે અને પોતાને ગમતો હરકોઇ ઉદ્યોગ ધંધો શીખે છે આ રીતે એક પાઇ પણ ખરચ્યા શિવાય વિદ્યાર્થીઓ હુન્નર ઉદ્યોગના શિક્ષણના પદવીધર થઇ શકે છે.

૫. દિવસની મજુરીની કમાણીમાંથી ખોરાકીનું ખર્ચ બાદ જતાં વધેલી રકમ ચોકખી ૫૦ ડોલરની જે વિદ્યાર્થીને નામે જમે થાય છે તેને રાત્રીની શાળામાંથી મુક્ત કરી દિવસની શાળામાં દાખલ કરવામાં આવે છે, જ્યાં તેને ૪ કલાક ઉદ્યોગધંધાનું શિક્ષણ અને ૪ કલાક જરૂરી વિષયોનું સામાન્ય જ્ઞાન અપાય છે.

૬. જે વિદ્યાર્થી પોતાનો સઘળો ખર્ચ અગર તેનો મોટો ભાગ રોકડ આપી શકે અને જેની ઉમ્મર ૧૪ થી ઓછી ન હોય તેને દિવસની શાળામાં બારોબાર દાખલ કરવામાં આવે છે. આ વિદ્યાર્થીઓને પણ અઠવાડીએ એક દિવસ અને શનિવારે મહેનત મજુરીનું કામ તો કરવું જ પડે છે.

૭. ઉનાળાની તેમજ બીજી રજાઓમાં સંસ્થાની બહાર મજુરી કરી વિદ્યાર્થીઓ કમાણી કરે છે, અને બચાવેલી રકમ વડે શાળા પાઠશાળાનો અભ્યાસ વધારે સરળતાથી કરી શકે છે,

૮. શાળાની અને વિદ્યાર્થીઓની બધી જરૂરીઆતો અને ચીજો સંસ્થામાં જ વિદ્યાર્થીઓની મહેનત મજુરીથી અને કારીગરીથી પૂરી પાડવામાં આવે છે. એટલે હરેકોઇ પ્રકારના હુન્નર ઉદ્યોગનું પ્રત્યક્ષ જ્ઞાન તેમજ હિસાબની બધી જ વિગતો વિદ્યાર્થીઓ સહેલાઇથી પ્રાપ્ત કરી શકે છે.

૯. સંસ્થાના બધા જ શિક્ષકો જાતે કામ કરનારા, વિદ્યાર્થીઓને માટે જ જીવન ગાળનારા, ૨૪ કલાક તેમની સાથે રહેનારા અને ઉચ્ચ ચારિત્ર્યના હોય છે. મહેનત મજુરી કરવી એ તેમને માટે શરમનો વિષય નથી. સ્વાશ્રય, સહકાર, આત્મવિશ્વાસ અને સેવા-ધર્મના ગુણો કેળવીને, હુન્નર ઉદ્યોગનું સંપૂર્ણ જ્ઞાન આપીને, જ્ઞાનના અનેક વિષયો ઝીણવટથી શીખવીને, વિદ્યાર્થીઓને જીવન માટે તૈયાર કરવા અને હબસી લોકોનો ઉદ્ધાર કરવો એ એમનો જીવનમંત્ર છે.

૧૦. કર્તવ્ય અને નીતિની છાપ, ત્યાંના વિદ્યાર્થીઓ ઉપર, સંસ્થાના સ્થાપક બુકર ટી. વૉશિંગ્ટન અને તે જ કોટિના બીજા શિક્ષકોનાં દૃષ્ટાંતોથી એવી સુંદર પડે છે કે શાળામાંથી શિક્ષણ લઇ બહાર નીકળેલા પદવીધરો શાળાની સુવાસ પોતાના જીવનવ્યવહારથી ચારે ય બાજુએ પ્રસારે છે અને અનેક વિદ્યાર્થીઓને સંસ્થામાં જઇ કેળવણી લેવા પ્રેરે છે.

૧૧. વિદ્યાર્થીઓની આગળ સંસ્થામાં અભ્યાસ કરતી વખતે જે આદર્શ વાક્યો ધરવામાં આવે છે તે કાયમને માટે વિદ્યાર્થીઓના જીવન સાથે ઘડાઈ જાય છે, અને તેની અસર બીજાઓ પર સુંદર થાય છે. આ પુસ્તકમાંનાં કેટલાંક આદર્શ વાક્યો નીચે પ્રમાણે છેઃ—

૧. સ્વચ્છતા એ દૈવી ગુણ છે.
૨. સદ્‌ગુણનો બદલો સદ્‌ગુણ છે.
૩. ચરિત્ર એ મનુષ્યજીવનમાં મોટામાં મોટી વસ્તુ છે.
૪. દરેક કામની કિંમત તેની પાછળ રહેલા હેતુથી અંકાય છે.
૫. હરેકોઇ જાતનું કામ સમજપૂર્વક કરવામાં હમેશાં માન સમાયેલું છે.
૬. આપણા બંધુઓની સેવા કરી સુખ મેળવવું એ કેળવણીનો ઉદ્દેશ છે.
૭. પાઠ્યપુસ્તકો એ કંઇ સાધ્ય વસ્તુ નથી પણ માત્ર સિદ્ધિનાં સાધન છે.
૮. જે કામ આજે થઇ શકે નહિ તે કાલે તો જરૂર થશે જ.
૯. આશામાં જ બળ છે અને નિરાશામાં નબળાઇ છે.
૧૦. સમાપ્તિ એજ પ્રારંભ છે.
૧૧. જો રસ્તો ન જડે તો નવો કરવો.
૧૨. શ્રમથી આપણે જીતીએ છીએ.
૧૩. જો બીજો કોઇ માણસ અમુક કામ કરી શકે તો હું પણ તે કરી શકું.
૧૪. આપણે આપણા જ પગ ઉપર ઉભાં રહેવું જોઇએ.

વસો, }
તા. ૭-૭-૩૭ }

મોતીભાઇ ન. અમીન

# પુસ્તકાલયોમાં તેના નેતાઓનાં કર્તવ્ય*

[ લેખકઃ—ગોવિંદરામ લક્ષ્મીરામ ભટ્ટ, કરોલ ]

**મનુષ્ય જન્મનો ખોરાક.**

**પ્રા**ણી માત્રમાં ઉત્તમ કોટિનો મનુષ્ય અવતાર માનવામાં આવે છે. મનુષ્ય તરીકે જન્મ થયા પછી ખોરાક મેળવવાની શક્તિ આવતા સુધી માતાના સ્તનપાનની આવશ્યકતા રહેલી છે, અને તે પછી દેહને જેટલી પોષાક અને ખોરાકની જરૂર છે, તે કરતાં વધુ જ્ઞાનરૂપી ખોરાકની મનને જરૂર છે. આ ખોરાક કેળવણીથી પૂરો પડે છે. કેળવણીના કામમાં શાળા અને પુસ્તકાલય એ બે જરૂરનાં અંગો છે.

**રાજા એ પ્રજાનો પિતા છે.**

' રાજા એ પ્રજાનો પિતા છે ' આ સૂત્ર ઘણા કાળથી વપરાતું આવેલું છે. પિતાની પુત્ર પ્રત્યે ફરજ ખરા કેળવાએલા મનુષ્ય તરીકેનું જીવન આપવાની છે. આ પ્રમાણે આપણા વિશ્વવંદનીય પ્રાતઃસ્મરણીય શ્રીમંત મહારાજા સયાજીરાવ એમણે પિતા તરીકે ખરી ફરજ પોતાની રૈયત અને દેશની રૈયત માટે અદા કરી છે. શ્રીમંત મહારાજા સાહેબનો રાજ્યાભિષેક સને ૧૮૭૬ માં થયો. તે પછી થોડા વખતમાં જ શ્રીમંત મહારાજા સાહેબે એ જાહેર કર્યું હતું કે પ્રજાને કેળવવા કરતાં બીજું શું અધિક હોઈ શકે ? પ્રજાપાલક શ્રીમંત મહારાજા સાહેબના આ શુભ વિચારોના અંકુરો સને ૧૮૯૨–૯૩ માં જે ગામે સોળ બાળક થાય ત્યાં ગ્રામ્ય શાળાઓ સ્થાપવાના અને સને ૧૯૦૪થી ૧૯૦૯ સુધીમાં રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત દાખલ કરવાના ફરમાનોમાં દેખા દેવા લાગ્યા. આટલાથી જ શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાની કેળવણી માટે સંતોષ ન માન્યો, પણ મેળવેલું જ્ઞાન ટકાવી રાખવા શું કરવું તેના વિચારો પણ તેમને ઉદ્ભવ્યાઃ કારણ જુના ઇતિહાસોની વાતો કે કથાઓ દ્વારા આપણા પૂર્વજોનું સ્મરણ તાજું કરાવાય છે તેમ કંઇક કરવા નક્કી કર્યું. સને ૧૯૦૬ માં પેટલાદ હાઇસ્કૂલના જ્ઞાનવીર હેડમાસ્તર તે આજના વાનપ્રસ્થ શ્રીયુત મોતીભાઇ અમીન સાહેબે મિત્રમંડળ વાંચનાલયો અને પુસ્તકાલયો રૂપિયા પાંચ પાંચ જેવી નાની રકમોથી શરૂ કરવાની *યોજના આદરી હતી, તેના પરિણામે શ્રીમંત મહારાજા સાહેબના વિચારોને અમલમાં* મુકવા માર્ગ નિકળ્યો અને તેથી સને ૧૯૦૭ થી મદદ આપવાનું ધોરણ શરૂ થયું. આ મદદના કારણે રાજ્યમાં ૧૦૬ ગ્રામ્ય પુસ્તકાલયો અને ૬૦ વાંચનાલયો શરૂ થયાં. શ્રીમંત મહારાજા સાહેબ પ્રજા કલ્યાણ અર્થે અમેરિકા વગેરે દેશોમાં પધાર્યા અને ત્યાં અવલોકન કરતાં પ્રજાના કલ્યાણ માટે પુસ્તકાલયોની મુખ્ય જરૂરીઆત સમજાઇ, અને આ મહત્ત્વના કામ માટે બોર્ડન સાહેબ જેવા કુશળ કાર્યકર્તાને રાજ્યમાં તેડી લાવી કામની સુપ્રત કરવામાં આવી.

પ્રાચીન કાળથી પ્રથા ચાલતી આવી છે કે શ્રીમંત કે વિદ્વાનને ત્યાં અમૂલ્ય ગ્રંથો પઠન પાઠન માટે સંગ્રહાય છે. તેજ પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબના રાજવાડામાં

* ગત જાન્યુઆરી માસમાં ઓરણા મુકામે ભરાયલી ત્રીજી નવસારી પ્રાંત પુસ્તકાલય પરિષદ માટે લખાઇ આવેલો નિબંધ.

**સ્વતંત્ર ખાતાની યોજનાથી થએલી પ્રગતિના આંકડાની બાબત.**

પુસ્તકોનો સારો સંગ્રહ લાખોની કિંમતનો હતો. તે પ્રજાને માટે આપી દેવામાં આવ્યો. અને તે પછી સ્વતંત્ર પુસ્તકાલય ખાતાની યોજના થઈ; વડોદરા રાજ્યમાં ૨૯૧૯ ગામ આવેલાં છે, તે પૈકી ૧૪૨૪ ગામમાં નિશાળો છે. તેવાં ગામો પૈકી ૧૦૭૦ ગામે ગ્રામ પુસ્તકાલય અને ૧૬૮ વાચનાલય, ૪૬ કસ્બા પુસ્તકાલય, તથા કસ્બા વાચનાલય ૪૨, સને ૧૯૩૫–૩૬ આખરે, હોવાનું જણાય છે.

નવસારી પ્રાંતમાં ૭૮૯ ગામ આવેલાં છે. તે પૈકી ૨૪૬ ગામે શાળાઓ છે. તે પૈકી ૧૭૫ ગ્રામ્ય પુસ્તકાલય, ૭ કસ્બા પુસ્તકાલય, ૪૫ વાચનાલય, અને ૩ પ્રા. કસ્બા તથા બાળ વાચનાલયો છે. પ્રાંતની શાળાઓવાળાં ગામોની વસ્તી ૨૫૬૪૧૪ છે, અને ભણેલાં માણસોની સંખ્યા સને ૧૯૩૫–૩૬ આખરે ૬૨૩૨૪ છે. પ્રાંતમાં આવેલાં પુસ્તકાલયોમાં નંધાએલાં પુસ્તકો ૭૬૨૩૩ છે, જેમાંથી ૬૩૮૦૧ વંચાયાં છે, અને તેના વાચક ૧૮૭૨૨ છે. આ આંકડાઓ ઉપરથી સ્હેજ વિચારીશું તો સમજાશે કે, આપણા રાજ્યમાં જ્ઞાનવાડી કેટલી ખીલતી જાય છે.

**પ્રજાને સુધારવાનો માર્ગ પુસ્તકાલય છે.**

પુસ્તકાલયનું સૂક્ષ્મ સ્વરુપ કેળવણીના પાયા ઉપર રચાયલું છે. તેથી કેળવણી વગર પુસ્તકાલય સંભવી શકે નહીં, કારણ કે કેળવણી એજ પ્રજાને સુધારવાનો માર્ગ છે. અને તેથી તે કામધેનુની પેઠે ઇચ્છેલું આપનારી સંસ્થા છે. પ્રજામાં તે ચેતન અને પ્રાણ પુરે છે. પુસ્તકાલયમાં પેસતાં જ આપણે બહોળા જનસમૂહમાં આવીએ છીએ. ત્યાં મોટા કે નાના માણસની મુલાકાત માટે ઓળખની જરૂર પડતી નથી.

**પુસ્તકાલયો એ મંદિરો છે અને તેમાં રહેતાં પુસ્તકો દેવ છે.**

પ્રાચીન વખતથી સરસ્વતીપૂજનમાં પુસ્તકોની પૂજાનો મહિમા ચાલુ છે. સરસ્વતી મંદિર તે પુસ્તકાલયો છે, અને તેમાં વિરાજમાન દેવો તે પુસ્તકો છે. આ મહાન દેવો ગરીબ, તવંગર, ડાહ્યા કે ગાંડા ઉચ્ચ કે હલકી કોમમાં ગણાતાં માણસોની સેવામાં હાજર રહી પોતાના પૂર્વજોનું ઓળખાણ કરાવે છે. જેમ એકાદ સંત મળી જાય તો આપણે ભાગ્યશાળી થયા માની કંઇ પ્રસાદી મેળવી કલ્યાણ સાધીએ છીએ, તેમ આ સંતો પાસેથી અનેક કોટિની પ્રસાદી મેળવવાનો લાભ આપણા પરમપૂજ્ય રાજ્યપિતા શ્રીમંત મહારાજા સાહેબે આપ્યો છે અને તેથી તેમના આપણે ઋણી છીએ.

**સંગ્રહો પ્રાચીન વખતથી છે.**

પુસ્તકાલય એ પ્રાચીન વખતથી જ્ઞાનપ્રચારની જાણીતી સંસ્થા છે. ઘણા જુના કાળમાં પણ પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવતો હતો અને તેનો યોગ્યતા પ્રમાણે જ્ઞાન મેળવવામાં ઉપયોગ થતો હતો. પાટણનો જૈન પુસ્તકભંડાર એ પ્રાચીન કાળની સાહેદી આપી રહ્યો છે. પુસ્તકોની મહત્તા ભારે છે.

યુવાન માણસ ઘણાં પુસ્તકો વાંચી જ્ઞાનવૃદ્ધ થાય છે. ઘણા વિદ્વાનોના વિચાર જાણવામાં આવ્યાથી માણસ ઘડાય છે. જાતપ્રયત્ને મેળવેલું શાણપણ સોંઘું હોતું નથી, અને જોઇતા પ્રમાણમાં મેળવી શકાતું નથી; એક જીંદગી તેને માટે પુરી પડતી નથી. માટે દરેક ઘરમાં પુસ્તકસંગ્રહ અવશ્ય હોવો જોઇએ. મિત્રોની સાથે ફરવામાં કે તેમની સોબતમાં રહેવામાં કંઇ ને કંઈ ફાળો આપવો પડે છે. મનુષ્યનાં સાચો મિત્ર તે આપણાં પુસ્તકો છે, અને આ મિત્રો માત્ર આપણી સાથે રહેવામાં ઘરના એકાદ ખુણાનો સ્વચ્છ ભાગ માગે છે. જો આપણે તેમને સાચા મિત્રો તરીકે માનતા હોઇએ તો તેટલો ભોગ આપણે આપવો જ જોઇએ.

માણસનો સાચો મિત્ર પુસ્તકો છે, અને તે માટે દરેક ઘરમાં તેની જરૂરીઆત છે.

જેમ વનસ્પતિના છોડવાને કે તેની ડાળ પાંખડીઓને કાતરથી કાપી સરખી કરવી પડે છે, તેમ કુદરતના છોડવા, કુદરતી શક્તિઓ, બેકનના સિદ્ધાંત પ્રમાણે, અભ્યયનથી કતરાઈ સીધી થાય છે. પુસ્તકો કેવી રીતે કયી ઢબે વાંચવાં કે તે ઉંડી છાપ પાડે ? પુસ્તકના લેખકનું હાર્દ સમજીને, તેના અંતરાત્માને પીછાનીને વાચન થાય ત્યારે જ વાચકો અને શ્રોતાઓને તે રૂચે છે. જો કોઈ વિષય શુષ્ક લાગે તો તેમાં આપણી વાંચવાની જ ખામી છે. આપણે જે કંઈ વાંચીએ છીએ, તેનો મર્મ આપણે સમજતા હોઇએ તેવી ઢબથી વાંચવું. વિચાર્યા વગર વાંચવું એ અકરાંતિયા ખાવા જેવું છે. પુસ્તક એ આરસી છે. આરસી આંધળાને નકામી છે; તેમ વિચાર્યા વગરનું વાચન વાંચનારને નકામું છે.

પુસ્તકો કેવી રીતે વાંચવા તે બાબત.

પુસ્તકો એવાં વાંચવાં જોઇએ કે તે આપણી જાતને અને સમાજને સુધારી શકે, સ્વાર્થ પરમાર્થના સિદ્ધાંત સમજાવી શકે, મમત્વ અને અહંકાર દૂર કરાવી શકે. વાર્તા-વાચનનો હેતુ વખત કાઢવા માટે નહીં, પરંતુ મનન કરી ગુણુ દોષ ટાળવા માટેનો હોવો જોઇએ.

જેમ આપણાં દેવમંદિરોમાં, જ્યાં પૂજારી આસ્થાળુ અને શ્રદ્ધાવાન હોય છે, ત્યાં લોકોને દેવો ઉપર પૂર્ણ શ્રદ્ધા બેસે છે, તેમ આ નવયુગમાં આપણાં સરસ્વતીમંદિરો પુસ્તકાલયના પૂજારી ગ્રંથપાળો કુશળ, ઉત્સાહી હુશિયાર, ગ્રંથસંગ્રહ કરવાની શક્તિવાળા, અને ગ્રંથોનું જ્ઞાન સંપાદન કરે તેવા તેમજ તેનો ઉપયોગ કરે તેવા હોવા જોઇએ, નહીં કે પુસ્તકો સાચવી રાખે તેવા રખેવાળ જેવા. કયું પુસ્તક ક્યારે કોને આપ્યું છે, કયારે પરત આવ્યું છે, આવ્યું ન હોય તો કેટલી મુદત થઇ છે, કયાં પુસ્તકો વધુ વંચાય છે, કયાં પુસ્તકોની વધુ માગણી છે, વાચકોની ઇચ્છા સંતોષવા અને પોષવા કયી કયી જરૂરીઆતો છે, તે બરાબર સમજી શકે તેવા ગ્રંથપાળો જોઇએ. ગ્રંથપાળોએ ખાતાએ ઠરાવ્યા પ્રમાણે પદ્ધતિસર જ્ઞાન સંપાદન કરેલું હોવું જોઇએ. પુસ્તકોનું વર્ગીકરણ, વિવિધ વિભાગોની વ્યવસ્થા, અને વિવેક બુદ્ધિ રાખવી જરૂરની છે. વળી ગ્રંથપાળમાં યશ સંપાદન કરવાની ચાહના પણ હોવી જોઇએ. પુસ્તકાલયમાં કેટલાંક

ગ્રંથપાળ કેવા જોઇએ અને તેમની પુસ્તકાલય પ્રત્યેની ફરજો બાબત.

પુસ્તકો બાળકોને આપવા જેવાં ન હોય; વાર્તાના પુસ્તકોમાં કોને કયાં પુસ્તકો આપવાં તેનો પૂર્ણ વિચાર કરવાની ખાસ જરૂર રહેલી છે.

ઉપર કહ્યું તેમ ગ્રંથપાળમાં કૌશલ્ય અને ઉત્સાહની જરૂર છે, કારણ કે નવીન પુસ્તકો આવતાં તે માગણી પ્રમાણે આવ્યાં છે કે કેમ તેની ખાત્રી માટે તે મેળવી લેવામાં, ખુટતાં, ફાટેલાં, અવળા સવળા પાનાંવાળાં હોય તો પુસ્તકો મોકલનારને તે બાબત તત્કાલ લખી નાખવામાં, જરૂરી બધો વિધિ કરી દઇ, ઝડપે વર્ગીકરણ કરી દઇ વાંચકો માટે પાટીઆ ઉપર વિષયવાર યાદી પ્રસિદ્ધ કરી નવાં પુસ્તકો માટે અધીરા થતા વાચકોનું હૃદય ખેંચવાના કામે ઉત્સાહની જરૂર અનિવાર્ય છે. પુસ્તકો જે તે નોંધવહીઓમાં ચઢાવવાની, નંબરો અને સિક્કા ઠરાવેલા ધોરણે લખાવા કરવાની, તેમજ પરત આવતાં પુસ્તકો ટેબલો કે અભરાઇઓ ઉપર ખડકી નહીં રાખતાં જે તે ઠેકાણે મુકવાની અને તેમાં ફાટેલાં પુસ્તકો દુરસ્ત કરાવી લેવાની અગત્ય સમજનારા ગ્રંથપાલ હોય તો આ મંદિરોમાં વિરાજમાન થએલા દેવો મૃત શરીરોને પણ સજીવન કરે તેમાં શું આશ્ચર્ય !

**શિક્ષકોની ફરજ.**

પ્રજાના બહોળા સંસર્ગમાં આવનાર અને વધુ કેળવાયેલા વર્ગમાં આપણો શિક્ષક વર્ગ ગણાય. એટલે લોકસમૂહની દરેક કેળવણી માટે તેમણે ફાળો આપવો ઘટે છે. અને તેથીજ મોટા પ્રમાણમાં શિક્ષકોને ગ્રંથપાલ તરીકેની સમાજસેવાનું કામ સુપ્રત થતું આવ્યું છે. દરેક પ્રવૃત્તિમાં, પરિષદોમાં પણ પ્રતિનિધિ તરીકે તેમને જ મોકલવામાં આવે છે. ખરો અને લોકોનું હૃદય સમજનાર શિક્ષક આ દિશામાં ઘણું કરી શકે છે. તેનો દાખલો શ્રીયુત મોતીભાઇ સાહેબનો લેવો ઘટે છે. શિક્ષકોનો પ્રત્યક્ષ સંબંધ નાનાં બાળકો સાથે છે. અને તેનાથી જુદી જુદી કોટિનાં માણસોની પરીક્ષા કરવાની શક્તિ પ્રાપ્ત કરી શકાય છે. બાળકોને આપેલી કેળવણી સ્થાયી અને ચિરંજીવ રહે તે માટે બાળ પુસ્તકાલયો પ્રત્યેક શાળામાં ઉભાં કરવાં જોઇએ, કે જેથી આજનો બાળ આવતી કાલે યુવાન થતાં તેમની ભાવી પ્રજાનું ધ્યાન પણ આ દિશામાં ખેંચી શકે. ગ્રંથપાળ તરીકે સમાજની સેવા કરવાનું અને સ્વતંત્ર યુગ સ્થાપન કરવાનું માનભરેલું પદ શિક્ષકોને પ્રાપ્ત થએલું છે. જુના વખતથી ચાલતી આવેલી પ્રથા પ્રમાણે નાનાં કે મોટાં ગામોમાં ગાગરભટ્ટો અને કિર્તનકારો કથા સપ્તાહથી લોકોને જ્ઞાનમાં રસઘેલા બનાવે છે; ત્યારે જે શિક્ષક ચોવીસે કલાક ગામના નેતા તરીકે ગામમાં જ રહે તે શ્રીમંત સરકાર તરફથી થએલાં ફરમાનો પ્રમાણે અઠવાડિયામાં અવકાશે લોકોને સમજાય તેવાં–રામાયણ, મહાભારત, ભાગવત, નૃસિંહ મહેતો, નળાખ્યાન, સુદામાચરિત્ર, અખો, પ્રેમાનંદનાં કાવ્ય, મત્સ્યવેધ, ઓખાહરણ જેવાં પુસ્તકો રાત્રે લોકોને સમજાય તેવા ભાવથી વાંચી સંભળાવવાનો પ્રબંધ કરે, તથા પેપરોમાં આવતી દેશ પરદેશની જરૂરી માહિતી આપતો રહે તો જરૂર વાચકો વધે અને કેળવણીનો હેતુ સફળ થાય.

**પ્રચારકોની ફરજો બાબત**

પુસ્તકાલય ખાતા તરફથી પ્રચારકોની યોજના થએલી છે. પ્રચારકોની કેટલીક ડાયરી 'પુસ્તકાલય' માં જોવામાં આવે છે; અને તે જોતાં પુસ્તકાલય તપાસ્યું, પુરાં તુટેલાં હતાં, વર્ગીકરણ થયું ન હોતું તે કરાવ્યું વગેરે હોય છે. ખરી રીતે તેમને જે કામની સુપ્રત કરી હોય

તેવાં તે કામ કરે પરંતુ નામ જોતાં પ્રચારક એટલે ઉપદેશક ગણાય. અને તેથી તેમણે ક્યાં ક્યાં પુસ્તકો વંચાતાં નથી, ક્યાં ક્યાં વંચાય છે, કયી કોટિનાં માણસો વાંચે છે, ગામમાં ભણેલાં કેટલાં છે, નહીં વાચનાર કેમ ભાગ લેતા નથી, વગેરે બાબત શોધી કાઢી વાચકો વધારવા જોઇએ. ગામમાં હસ્તલિખિત ગ્રંથો કયી સાલના કયી જાતના લોકોમાં સંગ્રહાએલા છે, તેમાંથી કયા મેળવવા જેવા છેઃ આ કામ જો કરવામાં આવે તો પ્રચારકાર્ય ગણાય. ખામી તો દરેકે દરેકમાં મળવાની જ અને તે લખવાથી કામ થયું ન ગણાય. માટે પ્રચારકોના કામમાં સુધારો થવો જરૂરનો છે.

**મહાલ અને જુથ મંડળોની ફરજ.**

મહાલ મંડળો કે જુથ મંડળો એ પુસ્તકાલયોના સંગઠન માટે જ છે. માત્ર સભાસદોની મહત્તા માટે નથી. આવાં મંડળો સ્થાપન કરવાની યોજના સને ૧૯૩૪–૩૫ થી થએલી છે. આવાં મંડળોએ માત્ર તપાસણી કરી સંતોષ માનવાનો નથી; તેમના ઉપર ઘણી જોખમદારી છે. પ્રજાને સીધા ને સહેલા માર્ગે લઇ જવાની જોખમભરેલી જવાબદારી આ મંડળોની છે. પછાત પડતાં ગામોને જાગૃત કરી રકમો ઉભી કરી અંદાજપત્ર બનાવડાવી તથા ગામમાં ભણેલા ઇસમોની યાદી કરી તેમનામાં વાચન રસ રેલાવવાની છે. પુસ્તકાલય ન હોય તેવા ગામમાં ક્યાં ક્યાં પેપરો લોકો મંગાવે છે, ક્યાં માસિકો આવે છે, અને ક્યાં ક્યાં પુસ્તકો ખાનગી રાખી વાંચે છે, તેવાં તાત્કાલીક મેળવી આપી તેમને પુસ્તકાલયમાં આપવાની ભાવના જાગૃત કરવાની જરૂર છે. જ્યાં પુસ્તકાલયો કે વાંચનાલયો ચાલે છે, ત્યાં જુના વખતની ફંડ ફાળાની રકમો છુપાઇ રહી હોય તે કઢાવી લેવાની, પુસ્તકો ઉઠાવી ગએલાઓ પાસેથી વસુલ કરાવવાની અને નિરૂપયોગી થએલાં પુસ્તકો કમી કરાવવાની, મકાન માટે રકમો ઉભા કરવાની જરૂરીઆત સમજાવવી જોઇએ. લોકો પચાવી પડેલી રકમો આપતા ન હોય, આગળ વાત આવતી ન હોય તે જ્યાં સુધી જાહેરમાં ન આવે ત્યાં સુધી ઉઠી જતા વિશ્વાસો અને શ્રદ્ધા ફંડફાળા માટે ટકસે નહીં, જેથી તે કામ કરવાની પણ ફરજ હોવી અવશ્ય છે. જો કે હાલ રકમો જરૂરિઆત પ્રમાણે વહેંચી આપવાની અંદાજપત્રો બનાવડાવવાની ફરજો કરતાં બીજી ફરજો વધારે મહત્ત્વની હોવાનું મને જણાય છે. તે ઉપરાંત ગ્રંથપાળની અડચણો દૂર કરી કરાવી આપવાની પણ ફરજ છે.

**કેળવણી ખાતાના સ્થાનિક અધિકારીઓનાં કર્તવ્ય.**

પુસ્તકાલયના અંગે શાળાખાતાના ફરનાર સ્થાનિક અધિકારીઓની ફરજ તરીકે તપાસણી કરવાની અને તેના સંબંધમાં ખાતાના ઠરાવેલા નમુનામાં હકીકત પુરી પાડવાની હોય છે. પછી બે પાંચ ખામીઓ લખવાની તે તો લખાય જઃ આટલેથી કામ થયું ન ગણાય. ખરી રીતે પુસ્તકાલયમાં કયા કયા વિષયોનાં પુસ્તકો છે, લોકો કયા વિષયોનાં પુસ્તકો પસંદ કરે છે, કેટલાં અને ક્યાં બીલકુલ વંચાતાં નથી, અને તે ન વંચાતાં હોય તો તેનું શું કારણ છે, તે મુકામ દરમિયાન લોકોને ભેગા કરી ભાષણ દ્વારા કે ઇતર રીતે સમજાવવું જોઇએ. અને તે પછી તપાસણી, વર્ગીકરણ વગેરે જે તે જોવાનું છે. ઘણી જગ્યાએ ગ્રંથપાલ તરીકે કામ કરતા શિક્ષકોની ફેરબદલી-

ઓમાં ગેરવલ્લે પડેલાં પુસ્તકો કે રકમો માટે વર્ષોના વર્ષો માત્ર કાગળે જ કામ ચાલ્યા કરે છે, અને હેતુ સફળ થવામાં ઉણપો આવે છે. આવા પ્રસંગોએ તાત્કાલિક નિકાલ થવામાં ભાગ લેવાની ફરજ હોય એમ કહેવામાં હરકત નહી આવે.

**પુસ્તકાલય પ્રવૃત્તિનો વેગ કેમ વધારી શકાય તે બાબત.**

પુસ્તકાલયોની પ્રગતિ માટે જ પરિષદો થાય છે, પર્વણીઓ ઉજવાય છે. પરંતુ આ પ્રવૃત્તિઓનો વેગ કયારે વધે તે માટે એક દાખલો રજુ કરૂં છું. સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રી સહજાનંદ મહારાજે ઉદ્ધવ સંપ્રદાય શરુ કર્યો તે વખતે જે જે સાધુ, બ્રહ્મચારીઓ તેમની પાસે રહ્યા તેમને આજ્ઞા આપવામાં આવી કે, અન્નજળ કયારે લેવું કે દરરોજ એકાદા મનુષ્યને ઉપદેશ આપ્યા પછી જ, જંગલ કે તેવા પ્રાણરક્ષાના પ્રસંગે મનુષ્ય ન મળે તો પશુ આદિ જીવ આગળ પણ ઉપદેશ કરવો. પરિણામે ગુજરાત, કાઠિયાવાડમાં જડ જેવા જે મનુષ્યો હિંસા કે ખુન કરતાં પણ ન અટકે તેવાઓને ધર્મ શું તેનું ભાન કરાવ્યું. તેવી જ ભાવનાથી ગ્રંથપાળો, પ્રચારકો, જુથ મંડળ, મહાલ મંડળ કે ઇતર મંડળો નિદાન દરરોજ એકેક વાચક વધારે તોજ આપણી આ પરિષદોનો હેતુ સફળ થાય અને શ્રીમંત મહારાજા સાહેબે દરવર્ષે નવીન પુસ્તકાલયો ૫૦–૧૦૦ કાઢવાની કરેલી આજ્ઞા બર આવે ત્યારે જ ખરી ફરજ કેળવાએલા વર્ગે બજાવી ગણાય.

**નાણાં કેમ ભેગાં થાય ?**

પુસ્તકાલયો કે વાચનાલયો માટે શરુઆતમાં જણાવ્યા પ્રમાણે મિત્ર મંડળો દ્વારા રકમો મેળવવામાં આવી. તે પછી રાજ્ય તરફથી મદદો આપવામાં આવી. અને જેમ જેમ પ્રજાને જ્ઞાનરસની તૃષા ઉત્પન્ન થતી ગઈ તે પ્રમાણે લગ્ન પ્રસંગોમાં, ઇતર પ્રસંગોએ દાનનો મહિમા ગણી રકમો વધવા લાગી, પંચાયતો તરફથી મદદો આપવામાં આવી. પુસ્તકાલયના વહિવટમાં સ્વરાજ્યની ચાવી સમાએલી છે, અને તેના સાથી તરીકે સહકારી મંડળીઓ છે. કારણ કે બન્નેમાં ઘણા માણસોનો સંબંધ છે અને તેથી સહકારી ખાતાઓના બંધારણોમાં બચત રકમમાંથી વીસ ટકા સાર્વજનિક કામે વાપરવા ઠરાવેલું છે. અને તેમાંથી પુસ્તકાલયોને કંઇક મદદ મળવા લાગી છે. આ ઉપરાંત એક બીજા પ્રકારની મદદ મળવા જેવી છે, અને તે એ છે કે, ફરજીઆત કેળવણીના અંગે થતો દંડ વસુલ આવતાં તેમાંથી તેના અંગનો મહેકમ ખર્ચ બાદ જતાં જે રકમ રહે છે, તે રકમમાંથી ૨૫ પચીસ ટકા રકમ નિર્ધન નિરાધાર બાળકોને કેળવણીમાં મદદ આપવામાં વાપરવાનું ફરજીઆત કેળવણીના નિયમમાં ઠરાવેલું છે. શાળાની કેળવણીના અંગભૂતની જ પુસ્તકાલયની કેળવણી હોવાથી તેમાંથી અમુક ટકા મદદ મેળવવાનું ઠરાવવામાં આવે તો જે હજી સંખ્યાબંધ ગામો પુસ્તકાલય કે વાંચનાલય વગરનાં છે તેવાં ગામોમાં તેમજ નાનાં આળસુ ગામોનાં પુસ્તકાલયોને વધારાની મદદ આપાવી શકાય.

જ્યાં શાળા છે ત્યાં જ પુસ્તકાલય હોવાનું ધોરણ છે, પરંતુ જુના ધોરણ પ્રમાણે જે ગામે નિદાન ૧૬ બાળક હોય તેવા ગામે ગામઠી શાળાઓ શરુ થઈ શકવા જેવી છે.

**શાળા વગરના ગામે પણ પુસ્તકાલયની જરૂર છે.** અને જે ગામ તરીકે ગણાય છે ત્યાં ગામના વહિવટ માટે શ્રીમંત સરકાર તરફનો મુખી કે પટેલ નિમવાની યોગ્યતા થોડાં વર્ષોથી ગુજરાતી ધોરણ ૫ પાંચ સુધી ભણેલો, પટેલ પરીક્ષા પાસ થએલો, તેના અભાવે મતાદાર કુટુંબોમાં સહી કરી જાણે લખી વાંચી શકે તેવો તો હોય છેજ. પ્રાથમિક કેળવણી ફરજીઆત થયાને ત્રીસ વર્ષ થયાં છે, એટલે રાજ્યના કોઇ પણ ગામમાં તદ્દન અભણ માણસો હશે એવી માન્યતાને સ્થાન રહે નહિ, એટલે તેવાં ગામોમાં રકમ મળે તો તેમાં ઠરેલા ધોરણે મદદો આપીને કે ગંડળો દ્વારા રકમો ઉભી કરીને જરૂરી પેપરો, માસિકો અને થોડાંઘણાં ધર્મનાં પુસ્તકો મોકલી તેમની પણ જ્ઞાનતૃષા પોષવી ઘટે છે.

**નામમાં સુધારો કરવો.** વડીલો ! આપણે આ પરિષદોનું નામ, મહાલ પરિષદો કે પ્રાંત પરિષદો રાખેલું છે, પણ તેના નામમાં અને કામમાં તફાવત છે. તેથી આ પરિષદોનું નામ મહાલ પુસ્તકાલયોની કે પ્રાંત પુસ્તકાલયોની આબાદી વધારનારી પરિષદ એવું કંઇક રાખવું ઘટે છે. તો તે બદલ યોગ્ય વખતે ફેરફાર થાય એવી મારી નમ્ર વિનંતિ છે.



[ અનુસંધાન પાન ૫૨૧ ]

| | |
|---|---|
| બૅટસમેન=બૅટધર | મેઇડન ઓવર=પટક્ નિર્ધાવ |
| રન=દોડ | સેન્ચરી=સદી, શતક્ |
| બાઉંડરી=ચૌકાર | ફીલ્ડીંગ=ક્ષેત્ર રચના |
| ઓવર બાઉન્ડરી=પટ્કાર | ચેઇન્જ ઇન ફીલ્ડીંગ=ક્ષેત્ર રચનામાં બદલ |
| વિકેટ=ગડી | નાઇસ શૉ=પ્રેક્ષણીય ખેલ |
| વિકેટ કીપર=ગડી રક્ષક | સ્પ્લેન્ડીડ સેન્ચરી=વૈભવશાલી શતક |
| કેચ=પકડ | |

* * * *

**ઇસુખ્રિસ્ત વિષે એક માહિતીપૂર્ણ પુસ્તક:**—જીસસના જીવન વિષે જાણવાની ઇચ્છાવાળા લોકો જાણીને ખુશ થશે કે રેવરન્ડ સી. એફ. એન્ડ્રુઝ જીસસ ક્રાઇસ્ટના જીવન વિષે એક ગ્રંથ રચનાર છે. એ પુસ્તક એવું અપૂર્વ થશે કે પૂર્વની ઘણીખરી ભાષામાં તેનું ભાષાન્તર થશે. એન્ડ્રુઝ વિલાયતથી મુંબઇ આવી થોડો વખત હિંદમાં રહ્યા બાદ પેલેસ્ટાઇન જશે, અને ત્યાં આ લેખનકાર્ય માટે એક વરસ રહેશે.

**ન્હાનાલાલ કે. પટેલ.**



# થોડુંક જાણવા જેવું

**સોવીએટની સાહિત્ય પ્રગતિઃ**—છેલ્લા એક જ વરસમાં ૧૪ લાખ ૮૯ પ્રતો માર્ક્સ અને એન્ગલસનાં પુસ્તકોની, ૪૦ લાખ ૨૨ હજાર લેનિનનાં પુસ્તકોની, અને ૮૦ લાખ ૪૪ હજાર પ્રતો સ્ટેલિનનાં ગ્રંથોની ખપી હતી. કુલ ૪૧ હજાર જુદાં જુદાં પુસ્તકોની થઇ ૪૫ કરોડ ૭૦ લાખ પ્રતો ખપી હતી.

મેક્સિમ ગોર્કી અને પુસ્કીન ત્યાં અત્યંત પ્રિય થઇ પડેલા છે એ સાચું; પરંતુ એટલેથી એ ભૂખ શમી નથી. એને શમાવવા કેટકેટલાય નવા લેખકો મથી રહ્યા છે, અને એમને રાજ્ય તરફથી ભારોભાર ઉત્તેજન મળી રહ્યું છે.

રશિયાએ શરૂઆતનાં પંદર વરસ સુધી સાહિત્ય પ્રકાશન ઉપર આકરી આંખો રાખી અને સોવીએટના સિદ્ધાંત વિરૂદ્ધ એક લીટી પણ છપાય નહિ તેની પૂરી સાવચેતી રાખી પણ હવે તે નજર સૌમ્ય બની છે. માત્ર કોઇપણ લખાણ કમ્યુનિઝમ વિરૂદ્ધ ન હોવું જોઇએ એટલું જ હવે જોવાય છે. અત્યારે તો રાજતંત્ર વ્યવસ્થિત સ્થિર થઇ ગયેલ હોઇ પ્રજાની રસવૃત્તિને પોષે એવાં પ્રકાશનો પણ બહાર પડે છે. શેક્સપીઅર અને ડીકન્સના નવલ અને નાટકોમાં પ્રજા રસ લે તેમાં રશિયન અધિકારીઓને બાધ જણાતો નથી.

* * * *

**કાગળનો દુકાળઃ**—જર્મનીમાં કાચી વસ્તુના અભાવે કાગળની ખેંચ પડવા માંડી છે. તેથા જાહેરને એવી વિનંતિ કરવામાં આવી છે કે ભઠીયારા પાસેથી રોટી પાઉ કેક વગેરે ખરીદ કરવા જતી સ્ત્રીઓએ પોતાની સાથે નાની બાસ્કેટ લઇ જવી, અને પરિણામે એ વસ્તુઓ વીંટવામાં વપરાતા કાગળનો જે બચાવ થાય તેટલો કરવો.

* * * *

**અભાન અપહરણ કે તફડંચીઃ**—તા. ૧૦-૬-૩૭ ના જન્મભૂમિની કલમ કિતાબમાં શ્રી. મેઘાણીએ આ પ્રશ્ન ઠીક ચર્ચેલ છે. આપણે ત્યાં હાલ પોલીસવૃત્તિ એટલી વધતી ગઇ છે કે પૂરી ખાત્રી કર્યા વગર અભાન અપહરણને તફડંચીનું લેબલ લગાડી દેવામાં ઢીલ થતી નથી. એટલું જ નહિ પણ કેટલીક મૌલિક વસ્તુને પણ તફડંચીનું બીરદ લગાડી દેતાં સંકોચ થતો નથી.

આપણે ત્યાં મૌલિકતા પર જરા વધુ ભાર દેવાની વૃત્તિને અંગે જ આ પોલીસવૃત્તિને વધુ ઉત્તેજન મળ્યું છે. આવા સાહિત્યના ચોકીઆતોની આવશ્યકતા તો છે જ પણ ચોકી કરતાં ઘણીવાર લક્ષ્યબિંદુ જ ચૂકાઇ જવાય છે, તેમ ન થવું જોઇએ.

'મૌલિકતા' એ વિશાળ તેમજ અસ્પષ્ટ શબ્દ છે. એક જગ્યાએ એમ કહેવામાં આવેલ છે કે 'વસ્તુ મૌલિક હોઇ શકે જ નહિ, તેનો ઉઠાવ મૌલિક હોઇ શકે.' આ વાત અસત્ય નથી. અને તેના અંગે એક જ વસ્તુ ઉપરથી થતા ઉઠાવ કોઇવાર અજાણપણે પણ

મળતા આવવા સંભવિત છે. આવા પ્રસંગે લેખક ઉપર તકડંચીનો પ્રયોગ કરતાં વધુ વિચાર કરવાની આવશ્યતા જરૂર રહે જ.

ઇંગ્લેન્ડમાં પણ આ વૃત્તિ છે. પણ તેને મૂકવાની તેમની રીત વધુ આવકારદાયક છે. બોઝવેલ્સ લાઇફ ઑફ જ્હોન્સનમાંના એક પ્રસંગ ને ડીકન્સના પીકવીક પેપર્સમાં સામ્ય જોવામાં આવ્યું. આ સામ્યને અપહરણનું બીરુદ ન લગાડતાં અભાન અપહરણ ગણવામાં આવ્યું હતું.

*　　　*　　　*　　　*

**લેખક, પુસ્તક, અને પ્રકાશક :**—એક સારો પ્રસિદ્ધ પામેલ અંગ્રેજ લેખક પોતાના પ્રકાશકને લખી જણાવે છેઃ "હું મારા નવા પુસ્તકની હસ્તલિખિત પ્રત રવાના કરૂં છું. મને લાગે છે કે મારૂં એ સર્વોત્તમ પુસ્તક નહિ બને." પુસ્તકોનું એવું જ બને છે. લખતાં પહેલાં તે મહાન લેખકનું મહાન પુસ્તક મનાય છે. લખાવું શરૂ થયા પછી ૧૦૦૦ શબ્દો સુધી ઉત્તમ પુસ્તક રહે છે અને ૧૦ હજારમે શબ્દે તે સામાન્ય સારૂં બની જાય છે; અને પછી તો વાત જ નહિ. અફસોસ !

જો દરેક લેખક પોતાને વિષે આટલી સૂક્ષ્મ વિવેક દૃષ્ટિ રાખે અને સત્યવક્તા બને તો કેવું સારૂં !

કાર્લાઇલે એક વાર કહ્યું હતું કે "પ્રજાઓ અને રાજાઓના દશ સામાન્ય ઇતિહાસો કરતાં એક બુકસેલરના ઇતિહાસનો દશમો ભાગ ઘણીવાર કિંમતી હોય છે.

સાચે જ પરદેશના બુકસેલરના જીવનની વિગતો ભેગી કરવા મળે તો કેટલાય મહાન લેખકોને વિષે કેટલુંય અજવાળું પડે. સ્કૉટનો કોન્ટેબલ સાથેનો, ડિકન્સનો ચેપમેન ઍન્ડ હૉલ સાથેનો, થેકરેનો સ્મિથ એલ્ડર સાથેનો સંબંધ તો જાણીતો છે. આપણા ગુજરાતી સાહિત્યમાં પણ કોઇ તેવા પ્રસંગો જરૂર કંઇ કંઇ કરુણ રસની છાંટથી છંટાયેલા હશે. પણ તે તો જાણકાર પ્રસિદ્ધ કરે ત્યારે ને ?

*　　　*　　　*　　　*

**ક્રિકેટની પરિભાષામાં વપરાતા શબ્દોના સ્વદેશી પર્યાયો:**—અત્યારે ક્રિકેટની મોસમ ચાલુ થતાં અગત્યની મેચોના છાપામાં રીપોર્ટ આવવાનો. હવે તો તેને માટે કેટલાક ગુજરાતી શબ્દો પણ વપરાવા માંડયા છે. આ વિષયમાં મરાઠી ભાષાનાં પત્રો આપણા કરતાં જરૂર આગળ વધ્યાં છે અને તેઓએ યોગ્ય શબ્દોનો વપરાશ ચાલુ કર્યો છે. આ પ્રસંગે તેમાંના મુખ્ય શબ્દોનું રૂપાંતર આપવું અયોગ્ય નહિ ગણાયઃ

ટીમ=સંઘ
કેપ્ટન=કર્ણધાર
ગ્રાઉન્ડ=મેદાન, ક્રીડાંગણ.

બૉલર=ગોલંદાજ
બૉલીંગ=ગોલંદાજી
ઓવર=ષટ્ક

[ જુઓ પાન ૫૨૯ ]

# વાચન-તરંગ

૧. તણખા મંડળ ચોથું :—લેખક શ્રી. 'ધૂમકેતુ'. શ્રી. 'ધૂમકેતુ'ની કલાસિદ્ધિ વિષે કાંઈ કહેવાનું હોય નહીં. આપણી આસપાસની જીવતી જાગતી અને દરરોજ જણાતી દુનિયાનાં વાસ્તવિક દશ્યો જે તે નવલિકામાં ખડાં થયાં છે. લેખકની કલમની બ્યેયલક્ષિતા મશહૂર છે. પાત્રની રજુઆત અને ખીલાવટ અને એ પાત્ર જે કરી શકે તે અંતિમ પરિણામ એ સર્વ તદ્દન સ્વાભાવિક છે. લેખક વસ્તુની જમાવટ જે રીતે માત્ર બે ચાર લીટીઓમાં કરી શકે છે તે જમાવટ નિર્બળ હાથોને પૃષ્ઠોથી પણ સુલભ ન ગણાય. પ્રત્યેક વાર્તામાં માનવ જીવનની નરી વાસ્તવિકતા રજૂ થએલી છે; સંગ્રહની શરૂઆતનો 'ગુજરાતી સાહિત્યમાં નવલિકાનો વિકાસ' દરેકોઈ સાહિત્ય રસિકે વાંચવા જેવો છે. વાર્તા સોમી' એ કરુણાંત પ્રેમકથની છે. સામાન્ય અને સ્થૂળ દૃષ્ટિઓને અછતાં રહેવાને સર્જાએલાં રૂપ પૈકીનું મનોહર, સુભગ, ભવ્ય અને વિશાલ સર્વદેશીય સૌન્દર્ય 'અંજલિ' માં છે. પણ સમાજના લગ્ન નામક માનસિક વિકારથી, સંસારમાં જે અનેક રૂપ, અરૂપને પનારે પડે છે તેવું 'અંજલિ'ના સંબંધમાં છે. પણ એ અપૂજ્ય રહેલા સૌન્દર્યરાશિનો એક સાચો પૂજક મળી આવે છે. એ પૂજ્ય પૂજકનાં તાદાત્મ્ય એટલાં બળવાન બને છે કે સમાજની સાથે ગમે તે રીતે ફાડી લઈ તેઓ પતિ-પત્ની તરીકે રહે છે. પણ સાચા સ્નેહને મોટે ભાગે જે કરુણ સનાતન ઘા ખમવાના હોય છે તેવું આ રસજીવીઓના જીવનમાં બને છે. અંજલિ અકસ્માતનો ભોગ બને છે. અને મહાત્મા કલાપી કવે છે તેમઃ—

"આંસુડાં જ્યાં નયન પરથી હર્ષનાં ના સૂકાયાં,
ત્યાં તો નેત્રો દુઃખમય અને આંસુની ધારવાળાં!"

મહેન્દ્રનું જીવન રડતું બની જાય છે. પણ સાચા પ્રેમને મરણનાં આનંત્યો નડતાં નથી. અદેહી અંજલિ પ્રત્યે પણ તેની માનસપૂજા તો જેની તેજ રહે છે. અને હૃદયની ભક્તિથી શું દૂર છે? અંજલિ સૂક્ષ્મ સ્વરૂપે જીવતી જોવાય-અનુભવાય છે. 'આનંદ રાત્રિ'માં શ્રમજીવીઓના અસ્થિપિંજરોના વક્ષઃસ્થળ ઉપર, નફેરા સત્તાવાદ, શાસનવાદ અને મૂડીવાદના થઇ રહેલા લોહીતરસ્યા ભૈરવ નાચનું ભીષણ દશ્ય છે. એક નવદંપતીની વસ્લરાત્રિ, સ્વાર્થીલી સત્તાને વશવર્તી મહાગુલામીની રાત્રિ બને છે. 'સ્વપ્નભંગથી' અસ્તિત્વમાં આવેલી આદર્શ સૃષ્ટિના અતિ પરિચયથી તેમાંનું મહાત્મ્ય અને અલૌકિકતા ઉડી જાય ઉઘડું કેવું કઢંગાપણું આવે છે, અને જેમ બને તેમ સાદું પ્રાથમિક જીવન કેવું મિષ્ટ છે તે ટપાલીયા નથુના જીવનમાંથી જડે છે. 'જીવન સંગીત'માં અલૌકિકતા પ્રાપ્ત કરવા માટે લોકસંગ્રહાર્થે, નિષ્કામ અને સાદા જીવનની તથા જીવનનો તોડ કાઢવા માટે, પરમ સત્ય, સ્વપ્ન અને શ્રદ્ધા ઉપર એકાકી-સ્વતંત્ર-વૈયક્તિક જીવનની, એમ બન્ને જીવન જીવવાની જરૂરીઆત જોવાય છે. 'તેજોવધ'માં ધર્મના નામ ઉપર થતા સામાજિક અત્યાચારનું ચિત્ર છે. સમાજની આ આત્મઘાતક વૃત્તિ તો જુની અને જાણીતી છે. 'શેરડી' ગામની વહમાંથી એક નરાધમ તુર્ક રૂપલીને ઉપાડી જાય છે. નિર્વીર્ય ગામ અને વ્યંઢળ જેવો પતિ કશુંય કરી શકતાં નથી. ધર્માંતર માટે રૂપલી ઉપર પાશવી અત્યાચારો શરુ થાય છે.

વેદના અસહ્ય બનતાં તે પોતાની સાથેના પોતાના બાળકને શુદ્ધ રહેવા દેવાની શરતે વટલાય છે. બાળકની શુદ્ધિ અને મુક્તિ માટે રૂપલીનું જીવન ન્યોછાવર થાય છે. બાળક માતૃભૂમિમાં આવે છે ત્યારે તે નિરાશાથી જૂએ છે કે જે સમાજને માટે માતાએ પ્રાણનાં બલિ દીધાં તે સમાજમાં તો તેને અસ્પૃશ્યોમાં પણ સ્થાન નથી. 'વિનિપાત' માં લોહીવિકારથી ખાલી ચઢતાં શારીરિક અવયવ જેમ બહેર, અને અસ્વાભાવિકતા પ્રાપ્ત કરે છે, તેમ પરાધીનતા રૂપી વિષઘેનના કાબુમાં ગએલી પ્રજાને, પોતાની સંસ્કૃતિ, કલા કે ગૌરવ એમાંથી કશાનું અભિમાન હોતું નથી." તે બાજુએ રહ્યું, પણ એ દૈવી અંશોને પ્રજા પીછાની પણ શકતી નથી. 'પાનવહુ' માં શ્રી. દ્વિરેફની 'ખેમી' જેવું વાતાવરણ છે. રમતીયાળ જેવી પણ પ્રતાપી અને પ્રગલ્ભ, શાસનમૂર્તિ જેવી પાન બધી રીતે અવનત એવા આનંદાની ગૃહરખુ ગૃહિણી અને સંસારચાલક તરીકે રજુ થાય છે. આજની શહેરી અને શિક્ષિત યુવતીઓની જેમ આ વિષમતાથી પાનના જીવનમાં કોઇ વિપરીત અસર કે આત્માના આદેશ બજતા નથી! પણ આણંદો મોટો—બધી રીતે મોટો થતાં 'માણસ જ્યાં સુધી બૈરીને હાકમાં નથી રાખતો ત્યાંસુધી એને કોઇ મોટો ગણતો નથી:' વિષબીજ જેવું એ ભાન આવે છે. અને એ ભાન-પ્રેર્યો આણંદો પાનને એક વખત મારે છે. સ્વમાની અને તેજસ્વી પાનનો એ પ્રસંગ ઉપરથી જ જીવનરસ થીજી જાય છે. પણ એ ઘેરાતા સંસારમાં આણંદો મરણ પામે છે. પાનને બીજા ગૃહનું કે'ણ આવે છે. પણ પાન ઇન્કારે છે. પછી તો પાનનો એકનો એક દીકરો મરણ પામે છે. પણ અણનમ યોદ્ધા જેવી પાન એ સર્વ જીવનઘા વગર થાકે ઝીલ્યે જાય છે. પણ હૃદયવિહોણી સરકારનો એક કાયદાસરનો કાગળીયો પાનને મોતને કિનારે મૂકી દે છે, અને એની રત્નરેખા જેવી દેહ' ને નીચોવી નાંખે છે. 'પારકાં તેજ' માં પરાવલંબન પર બંધાતા મદાર અને દર્પ કેટલા નિઃસત્વ અને પોકળ હોય છે તે બતાવાયું છે. 'ત્રિલોચનમાં' વર્તમાન કેળવણીને વરેલી ભીરુતા અને દગાખોરીને ઉપાલંભ જેવું છે. કૉલેજમાં ભણતી કૃષ્ણા, એક લીલાધારી યુવકની મોહલીલાનો ભોગ બની અપરિણતાવસ્થામાં માતૃપદે પહોંચે છે. બાળકને પોતાનાથી વિખૂટો દૂર ઉછેરવાની ગોઠવણ કરે છે. ત્રિલોચનના પિતા રાવ બહાદુર આનંદ પ્રસાદ 'કુમારી' તરીકે રજુ થએલી કૃષ્ણા સાથે લગ્ન કરવા તૈયાર થાય છે. પેલા અજાણ્યા બાળકનાં સુખના માટે કૃષ્ણા હરકોઇ શરતે આનંદપ્રસાદ સાથે લગ્ન કરવા કબૂલે છે, પણ એટલામાં બધી વસ્તુસ્થિતિ આનંદ પાસે જાહેર થાય છે. આનંદની પ્રતિષ્ઠા પછી તો કૃષ્ણાનો સ્વીકાર કેમ કરે? પણ એ નિરાધાર યુવતીને આનંદનો પુત્ર ત્રિલોચન નિષ્કામભાવે આશ્રય આપે છે. 'લગ્નજીવન' માં કોઇ પણ હિસાબે પોતાનું સ્થાન જાળવવાને એણે (સ્ત્રીએ) એક પુરૂષને જન્મ આપવો જ જોઇએ. શક્તિ હોય ન હોય ગમે તે થાય." સામાજિક માન્યતા અને પુત્રઘેલછાનાં આ દુર્દહેણોનો ભોગ બનતી બે સ્ત્રી શક્તિઓ આમાં જણાય છે. 'નરણુ' માં કુદરતનાં અજેય અને અટળ પરિબળોને રૂંધી મારી પોતાનો સર્વ જીવનરસનો નીચોડ, પોતાનાં બાળબચ્ચાં અને સ્ત્રીના જીવનરસમાં સીંચાય છે. 'ઠંડી ક્રૂરતા' માં હસતા કરવતીયા પોતાની ક્રિન્નાખોરી ધીમી પણ અતિ કાતીલ અને ક્રૂરતાથી વસુલ કરે છે, અને માનવી ઉપર કેવી ધીમી ધીમી રેંસણી શરુ કરે છે, અને પોતે એ સર્વ પરમ ધૈર્ય અને હસતે ચહેરે કરી શકે છે તેવા એક યમદૂતનું આમાં કાળું ચિત્ર છે.

'ઘોળીયો' એમાં કુતરાના નામ ઉપર કોઇ વ્યંગાત્મક કટાક્ષલેખન છે. 'ત્યારે સામાન્યતા નાશ પામે છે' એમાં જીવનનાં સાચાં સુખ અને શાન્તિ માટે જગતની દષ્ટિને અસામાન્ય એવું વર્તન કેટલે દરજ્જે ઇષ્ટ છે તે બતાવાયું છે. અને ભીતરમાં સળગી રહેલી એ 'સામાન્યતા' ને નભાવતાં જીવન કેવાં અજીવન રૂપે બની રહે, તે વાર્તામાં રજુ થએલી 'સામાન્યતા'ના વરવાપણા ઉપરથી જોઇ શકાય છે. 'ત્રણ રેખા વિધાન' માં આપણે જેને જૂના જમાનાના ગણી શકીએ છીએ તેવી ત્રણ મૂર્તિઓની કેટલીક ગુણપ્રશસ્તિ છે. 'ભીખો' એ વાર્તામાં વર્તમાન શિક્ષણનાં કઢંગાં ઘડતર બતાવાયાં છે. સ્વાર્થનું નિરવધિપણું ખાસ જોવાજેવું છે. 'કવિતાનાં પુનર્જન્મ'માં વિવિધતાભર્યું ઉર્મિલ અને વીણાતારની વિવિધ શરાવલી જેમ નવરંગી નવજીવન અને જીવન, 'નિયમ' માટે જ હોય એવું નિયમાધીન યંત્ર જીવન એ બે વચ્ચેના તફાવત બતાવ્યા છે. વ્યવસ્થા અને શિષ્તના નામે જીવન ઉપર થતી નિયમની અતિરેકતાથી જીવન એ જીવન ન રહેતાં કેવું અજીવન–જડ બની રહે છે તે આ 'પુનર્જન્મ'માં રજુ થએલા વ્યવસ્થિત સામુદાયિક સમષ્ટિ જીવનથી જોઇ શકાય છે. અને તેની નિષ્ફળતા વૈયક્તિક રસજીવનના પુનર્જન્મથી બતાવાઇ છે. 'ઋણાનુબંધ'માં જીવન ઉપર થયેલા અને થયે જતા કુદરતના કપરા ઘાને સ્થિતપ્રજ્ઞ પૌરુષથી સહી, ઋણાનુ બંધના આશ્વાસને અંતઃકરણને નિર્ણય કરી, કર્તવ્ય જીવને જીવ્યે જતા 'શાસ્ત્રી'નું વંદનીય જીવન રજુ થયું છે.

આકૃત્રિમ કલા કઇ હોઇ શકે તે આ લેખનથી સમજાય છે. સાચી કલા સર્વદેશીય હોય છે, વ્યાપક હોય છે, રૂઢ વલણો અને મંતવ્યોની સંકુચિતતા તેનામાં હોતી નથી. દરકોઇ પ્રશ્નને તે સુંદર રીતે રજુ કરી શકે છે, છણી શકે છે અને ત્રિકાલનાં નિદર્શન દે શકે છે. મતપુનરાવર્તનની સંકુચિતતા તેમાં હોતી નથી. હોય છે માત્ર ધ્યેયલક્ષિતાનું વિશિષ્ટ કૌશલ્ય.

મુ. પો. રસુલાબાદ, } ચંદુભાઈ લક્ષ્મણભાઇ બારોટ.
તા. વાઘોડીઆ. } સભ્ય, વ. વા. મં.

૨. મૃત્યુના મ્હોંમાં અથવા અમૃતલાલનું અઠવાડિયું :—લેખક વાડીલાલ મોતીલાલ શાહ.

આ લેખક બન્ધુ મ્હારા ધારવા પ્રમાણે અગર જાણવા પ્રમાણે આમજનતાને લગભગ અજાણ્યા જ હતા; પરંતુ તેઓનાં પુસ્તકો જ્યારે આ રાજ્યનાં પુસ્તકાલયોને ભેટ મળ્યાં ત્યારથી જ તે ગામડે ગામડે પ્રખ્યાત થયા છે.

ઉપલા પુસ્તકમાં લેખકે લખાણની હદ વાળી છે. જાણે કે 'મ્હારા ભારત વર્ષને હું કઇ રીતે આઝાદ બનાવી નાખું !' તેની જ તમન્ના પાને પાને ગુંજે છે. સમાજ ઉપરની લટકતી તલવારનો સામનો કરી જુની ધરેડને ત્યાં જ દફનાવી નવીજ રચના રચાવવાના આવેશમાં આ પુસ્તક લખાયું છે.

એક ગિલમાલિક, જૈન મુનિ, સ્ત્રી, પુત્રી, ડૉક્ટર, વૈજ્ઞાનિક, સુધારક, આટલી ગણીગાંઠી વ્યક્તિઓ મુનિશ્રીનો આદેશ ઝીલી ભારતનો ઉદ્ધાર કરે છે.

મિલમાલિક અમૃતલાલ કરોડાધિપતિ છે, પૈસાનો પૂરો પૂજારી છે. મિલમાં અકસ્માત થયા છતાં એને ઘાયલની ચિંતા પણ નથી. લોક લાજે તે મુનિશ્રી પાસે જાય છે. તેમને શાલ આપતાં તે ગરીબને આપવા કહે છે.

અમૃતલાલને સ્વપ્ન થાય છે. તેમાં પોતે એક જ અઠવાડિયાનો મહેમાન છે, એટલામાં થાય એટલું શુભ કાર્ય કરવા તેને આદેશ થાય છે.

અમૃતલાલનો હૃદયપલટો થયો. પોતાની મિલના મજુરોને ભાગીઆ ગણવા લાગ્યો :—

" મજુરો તે ગુલામ નથી પરંતુ ભાગીદારો છે. " સ્વપ્નના ભયથી તેની શુદ્ધિ ફરે છે. કારણ કે :—

" ભયજ મનુષ્ય ગણનો સાચો મિત્ર, પરમ ઉપકારી ગુરુ અને ઇશ્વર છે, એ મનુષ્ય ક્યાં જાણે છે ? સંકટ નજીકમાં છે એવું ભાન મનુષ્યને જડ દશામાંથી ચેતન દશામાં લાવે છે, "

જ્યારે પ્રથમ અમૃતલાલના મગજમાં નીચે પ્રમાણે હતું :—

શ્રીમંતો અને સુખીઆ લોકો આત્માની દરકાર કરતા નથી, ગરીબોનાં દુઃખો અને અગવડો ઉપર લક્ષ આપતા નથી. " તેમનું આ ભૂત નિકળી જાય છે. અને :—

" એકને જરૂર કરતાં વધારે મળે અને બીજાને માત્ર ક્ષુધા–તૃષા છિપાવવા જેટલું પણ ન મળે એવી સમાજરચના શા માટે હોવી જોઇએ ? " એમ માનતો થાય છે.

મજુરો પ્રત્યે પોતાના વિચારો દર્શાવતાં તે કહે છે :—

સૌ પોતાને માટે ઓછામાં ઓછી મહેનતે વધારેમાં વધારે લાભ લેવાની કોશિશમાં લાગી પડ્યું છે, પોતાનો લાભ શું એટલું પણ નહિ જાણનાર આખી દુનિયામાં કોઇ હોય તો તે હિંદુસ્તાનનો મજુર વર્ગ છે. "

વળી, આ ઉપરાંત તે આગળ જણાવે છે કે :—

" જે નોકરીમાં સ્વમાન નથી, પોતાની સલાહ કે વિચારો હરકોઈ ભોગે પણ જાહેર કરવાની હિંમત નથી, તેવા નોકરો શત્રુ કરતાં વધારે નુકસાન કરનારા થઇ પડે છે. "

માનવ સમાજનું હિત શામાં છે તે દર્શાવતાં લખે છે કે :—

" શરીરનાં તમામ અવયવોનું હિત જેમ એક બીજાના હિતથી સંકળાયલું છે, ભિન્ન નથી, તેમ સમાજના દરેક વર્ગનું અને વર્ગમાંની દરેક વ્યક્તિનું હિત એક બીજાથી સંકળાયલું છે. "

તેથી તેમની જરૂરીયાતો ઉપર ખાસ લક્ષ આપવા :—

" કામદારોના નિવાસસ્થાન સાથે ઔષધાલય, અખાડા અને પુસ્તકાલય અવશ્ય સ્થાપવાની જરૂર છે. "

હવે વ્યવસ્થા વિશે કહે છે કે :—

" પ્રજા ખાતર રાજા છે, સિદ્ધાંત ખાતર જ્ઞાની છે, દયા ખાતર ધર્મ છે. "

" રાજાને સઘળી પ્રવૃત્તિનું ધ્યેય બનાવવાને બદલે પ્રજાને સઘળી પ્રવૃત્તિનું ધ્યેય બનાવવું પડશે. "

સર્વ ભેગા મળી મુનિશ્રીના ઉપદેશથી એક નગર વસાવે છે, જેમાં સઘળી જ વસ્તુઓ ત્યાં જ ઉત્પન્ન થાય અને બીજા દેશોની જરૂરીયાત ન પડે તેવી ગોઠવણ કરે છે. આવું આદર્શ નગર વસાવ્યું.

આ વાત રાજ સત્તાના અમલદારો પાસે જતાં શેઠ અમૃતલાલને ફાંસીની સજાનો હુકમ થાય છે. પરંતુ અમૃતલાલને બદલે " કલેક્ટર "નું મરણ, " ડ્યુક "ની પધરામણી ઉપરાંત મુનિશ્રીના શુભ ઉપદેશો ઝીલવા હોય તો ઉપલું પુસ્તક જરૂર વાંચો. હું તો કહું છું કે આ પુસ્તક ધનવાન–ગરીબ–મજુર–બેકાર, નોકર–ખેડુત, વેપારી દરેકે વાંચવું અને બીજાને વંચાવવા આગ્રહ કરવો.

આસનેરા. ] સોમાભાઇ ન. રાવળ.



## જ્ઞાન ગંગાને આરે

ગંગા વહે જ્ઞાનની ગ્રંથમાંહિ
નાહી મહિં જિવન ને ઉજાળી
પી પી શીળાં ચેતન જ્ઞાન વારિ
વાંચી વિચારી જિવને ઉતારી
સાક્ષર બને સૌ ગ્રથો પૂજીને
સાહિત્ય બગીચા માંહિં કૂજીને
આશિષ શારદ મીઠી ગ્રહીને
વિચરે ય વિશ્વે એ જ્ઞાનશાળી

પોરબંદર. ] શાન્તિલાલ બી. જોષી.



## પઢયે જ્ઞાનો મળે અંતે

અષાઢી રાત અંધારી, ઘુમે અભ્રો કંઇ ગગને,
જણાયે શ્યામતાવાળી, નિશા વાદળ મહીં જગતે.
સૂઝે ના પંથ પથિકોને, અહા ! અંધકારમાં એવા,
ઝબૂકતાં વિજ રૂપેરી, મથે છે રાહને લેવા.
પથિકો પંથને કાપે, ઘણાએ રંજને વેઠીને,
પરંતુ વિજના સ્હારે, પળે છે પંથને લેઇને.
છવાયાં દિલ આલમમાં, અહા ! અજ્ઞાન અભ્રો જે,
હઠાવો નેન વિજેથી, સહારો લેઇ સુગ્રંથોને.
વંસાવ્યા ગ્રંથનાં આલય, દયાળુ રાય શ્રીમંતે,
વગર દુઃખે અહા વહાલાં, પઢયે જ્ઞાનો મળે અંતે.

રાંનજ, તા. કલોલ } શિવાત્માજ–ડીંગુચા

## જ્ઞાન–ધામ–યાત્રા

તૂટે નહિ ભવ–ઋણો કર લાખ યત્નો,
ફૂટે નહિ પુણ્ય ઘડો કર યત્નો લાખો,
ખૂટે નહિ વિમળતા કંદિ સાંધુ હૈયે;
સૂકે ન જ્યાં વંહિ રહ્યાં શુચિ જ્ઞાન સ્રોતો.

જ્યાં એક એક ગ્રન્થે સુરતા રમે છે,
જ્યાં એક એક પાને લસી જ્ઞાન મૂર્તિ,
જ્યાં એક એક શબ્દે શુચિતા ભરી છે,
ત્યાં, ત્યાં ઝમે હૃદયમાં દૃઢ ગૂઢ ભક્તિ:

જ્યાં રાક્ષસો ભુલી જતા નીચતા નિત્યે;
જ્યાં ભક્ષકો ભુલી જતા નિજ ભક્ષનેયે,
જ્યાં પુસ્તકો ગુંજી રહ્યા સુર ઉર ગાથાઃ
તે જ્ઞાન ધામ યાત્રા સુખ શાન્તિ દાતા.

ઉનાવા, તા. સિદ્ધપુર } ચંદ્રકાન્ત રાવળ

# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, વર્ગીકરણ તથા પ્રચારની કામગીરી બજાવી છે :—

૧ મહેસાણા પ્રાંત પ્રચારક રા. રામાભાઇ દેવચંદદાસ પટેલ :—જુન માસમાં:— (૧) રિદ્રોલ તા. વિજાપુર ( દફતરી કામ વ્યવસ્થિત થઇ જવાની જરૂર ) (૨) ચરાડા તા. વિજાપુર ( કા. ફં. ૧૧૦૦ રૂ. ખાનગી ઇસમને ત્યાં ? દફતરી કામ વ્યવસ્થિત થવાની જરૂર ) (૩) અન્જોલ તા. વિજાપુર ( વિષયવારી નામવારી થઇ જવાની જરૂર ) (૪) લોદ્રા તા. વિજાપુર ( વ્યવસ્થા વ૦ ઉત્તમ ) (૫) પુંધરા તા. વિજાપુર ( અધુરૂં વર્ગીકરણ કરી આપ્યું : ખુટતાં પુસ્તકોનો નિકાલ થવાની જરૂર ) (૬) રણાસણ તા. વિજાપુર ( વર્ગીકરણ કરી દીધું : વાચન પ્રચાર વધારવાની જરૂર ) (૭) નવાસંઘપુર તા. વિજાપુર ( વિષયવારી નામવારી કરી લેવાની અગત્ય ) (૮) ગેરિતા તા. વિજાપુર ( વર્ગીકરણ અધુરૂં હતું તે કરી આપ્યું : ખૂટતાં પુસ્તકોનો નિકાલ થવાની જરૂર ) (૯) કોલવડા તા. વિજાપુર ( કા. ફં. ખાનગી ઠેકાણેથી કાઢી લેવાની જરૂર : ખૂટતા પુસ્તકનો નિકાલ થવાની જરૂર ) (૧૦) લાડોલ તા. વિજાપુર ( વાચકોનું રજીસ્ટર રાખવાની જરૂર ) (૧૧) ધનાપુરા તા. વિજાપુર (૧૨) ગણેશપુરા ( મંત્રી નહિ મળવાથી તપાસણી થઇ શકી નહિ ) (૧૩) ગવાડા તા. વિજાપુર ( વિષયવારી નામવારી કરી નાખવાની અગત્ય : ખૂટતાં પુસ્તકોનો નિકાલ થઇ જવો જોઇએ. ) (૧૪) પામોલ તા. વિજાપુર (૧૫) તાતોસણ તા. વિજાપુર (નં. ૧૨ પ્રમાણે) (૧૬) માલોસણ તા. વિજાપુર ( નં. ૧૦ પ્રમાણે ) (૧૭) બામણવા તા. વિજાપુર ( વર્ગીકરણ થઇ જવાની જરૂર : ખૂટતાં પુસ્તકોનો નિકાલ થવાની જરૂર ) (૧૮) ગુદરાસણ તા. વિજાપુર ( વર્ગીકરણ થઇ જવાની અગત્ય ) (૧૯) જંત્રાલ તા. વિજાપુર (નં. ૧૮ પ્રમાણે ) (૨૦) ખરોડ તા. વિજાપુર ( સંજ્ઞા લખી આપ્યા પ્રમાણે વર્ગીકરણ કરી નાખવાની જરૂર : ખૂટતાં પુસ્તકોનો નિકાલ કરાવી લેવાય ) (૨૧) બાલીયા તા. વિજાપુર ( નં. ૯ પ્રમાણે ) (૨૨) મોરવાડ તા. વિજાપુર ( નં. ૧૨ પ્રમાણે ) (૨૩) [illegible] તા. વિસનગર ( નં. ૧૭ પ્રમાણે ) (૨૪) ટીસવાડ તા. વિસનગર ( વર્ગીકરણ કરી દેવાય ) (૨૫) સલીસણા તા. વિસનગર ( સંજ્ઞા લખી આપી છે તે પરથી વિષયવારી નામવારી કરી નાખવું ).

૨ કરજણ મહાલ માનદ પ્રચારક રા. મલંગશા ઉ. દીવાન:—ઓગસ્ટમાં:—(૧) ઉરદ ( ખૂટતાં પુસ્તકોના ઢુમારનો નિકાલ થઇ જવાની જરૂર ) (૨) સુરપુર ટીંબી ( નં. ૧ પ્રમાણે ).

પ્રચારકોએ રૂબરૂમાં આપેલી સૂચના સમજૂતનો યોગ્ય તે અમલ તાકીદે કરી દેવાની જેને તેને ભલામણ !




૧. **સાર્થ ગુજરાતી જોડણી કોશ** :—પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૩જી આવૃત્તિ; ૧૯૩૭; કદ ૮ પેજી, પાન ૨૪+૬૧૬; મૂલ્ય રૂ. ૪-૦-૦.

આવા જોડણી કોશની ઘણી જરૂર હતી. તે આ ત્રીજી આવૃત્તિથી પૂરેપૂરી પાર પડે છે. આ કોશ તૈયાર કરવા પાછળ નવજીવન પ્રકાશન મંદિરે ઘણી મહેનત લીધી છે. મહાત્મા ગાંધીજીએ મુખપૃષ્ઠ ઉપર બરાબર જ લખ્યું છે કે હવે કોઇને ગુજરાતી ભાષાની જોડણી મનસ્વી રીતે કરવાનો અધિકાર નથી. મૂળ શબ્દ કઇ ભાષામાંથી આવ્યો છે તે આમાં ખાસ કૌંસમાં કેટલેક ઠેકાણે જણાવ્યું છે. જરૂર જેટલી તમામ માહિતી આ કોશમાં છે. અર્થ પણ બની શકયા એટલા આપ્યા છે. ગુજરાતી ભાષામાં છપાતાં પુસ્તકોમાં હવે આજ જોડણી ગાહ્ય ગણાવી જોઇએ. મરજી મુજબ જોડણીથી ઘણો ગુંચવાડો અત્યારસુધીમાં ઉભો થયો છે. સારે નસીબે આ કોશ બહુ યોગ્ય સમયે બહાર પડયો છે. ગુજરાતીમાં રૂઢ થએલા બધી ભાષાના શબ્દો રાખ્યા છે એ ખુશી થવા જેવું છે. દરેક પુસ્તકાલયો શાળાઓ તથા કચેરીઓમાં આ કોશની એક બે નકલો હોવી જોઇએ.

છપાઇ, બાંધણી વગેરે સુંદર છે. કિંમત પણ વિશેષ નથી.

ગુજરાતી સાહિત્ય પરિષદની છેલ્લી અમદાવાદની બેઠક વખતે કરેલું સૂચન આમ જલદી સિદ્ધ કરી બતાવવા માટે નવજીવન પ્રકાશન મંદિરના સંચાલકોને અભિનંદન ઘટે છે.

૨. **રાજહત્યા** :—લેખક, ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશક, ઇંદ્રવદન બળવંતરાય ઠાકોર, ખાડીઆ, અમદાવાદ; ૧૯૩૭; કદ ૧૬ પેજી, પાન ૧૨ + ૩૭૩; બોડનું પુઠું; મૂલ્ય રૂ. ૧-૧૨-૦.

'પ્રજા બંધુ' ની ૧૯૩૭ ની ભેટ તરીકે આ નવલકથા પ્રસિદ્ધ થઇ છે. વસ્તુ ઐતિહાસિક છે. કુમારપાળ પછી પાટણની ગાદીએ આવનાર અજયપાળના અમલ નીચે પાટણની અને ખાસ કરીને જૈનોની કેવી દશા થઇ હતી તે આમાં વર્ણવ્યું છે. વસ્તુગુંથણી સારી છે. ગાદી ઉપર આવતાંની સાથે જ અજયપાળ પોતાનું હૃદય કાબુમાં રાખી ન શકયો અને સોમેશ્વરની સલાહ અપરિપકવ મગજમાં પડવાથી અનિષ્ટ જ થયું. સત્તાનો મદ અજબ ચીજ છે. સત્તા બતાવવાનો મદ અજયપાળ રોકી શકયો નહિ. તેથી પ્રજા પણ સામે જ થઇ, અને પોતાનું રાજ્ય ટકાવી રાખવામાં મદદ રૂપ થઇ પડે એવી વ્યક્તિઓ પણ તેના ક્રોધનો ભોગ થઇ પડતાં આખરે રાજ્ય છોડી એને ચાલ્યા જવું પડયું. પાછા આવીને થોડો

સમય કાબુ જમાવ્યો પરંતુ સ્હેજ ચીણગારી લાગતાં દાવાનળ સળગ્યો અને તેમાં અજયપાળનો પોતાનોજ ભોગ છેવટે અપાયો. રાણી લીલાબા બિચારી ઘણા પ્રયત્નો છતાં અજયપાળને કાબુમાં રાખી શકી નહિ અને એના પ્રયત્નો છતાં અજયપાળને બચાવી શકી નહિ.

શ્રી ચુનીલાલ શાહની નવલકથાઓ ઉત્તમ હોય છે જ. તેજ પ્રમાણે આ નવલકથા પણ વાંચવી ગમે એવી છે. માંહોમાંહેની લડાઇથી ગુજરાતની કેવી દુર્દશા થઇ તે આ નવલકથામાંથી સમજી શકાય એવું છે.

છપાઇ, બાંધણી વગેરે સારૂં છે. મૂલ્ય માફકસર છે. પરંતુ પુઠું પાકું હોવું જોઇતું હતું.

૩. **ગીતા શાસ્ત્રોપદેશ અને વિશ્વસેવા તથા વિશ્વશાંતિ :**—સંપાદક તથા પ્રકાશક, લાભશંકર પીતાંબરદાસ મહેતા, ભગાનું તલાવ, ભાવનગર; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૨+૨૩૨; બોર્ડનું પૂઠું; મૂલ્ય નથી છાપ્યું.

શ્રી. લાભશંકરભાઇએ શાંકરમતાનુસાર તત્ત્વજ્ઞાનના ગ્રંથો પ્રસિદ્ધ કરવા માંડયા છે, તે પૈકીનું આ ચોથું પુસ્તક છે. આમાં ગીતોપદેશ શાંકરમતાનુસાર તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ સમજાવેલ છે. છેવટના ભાગમાં ગીતોપદેશના ભાવાર્થનું સંક્ષેપમાં દિગ્દર્શન કરાવતાં સમજુતી માટે આપેલું પાન ૨૨૦ ઉપરનું ચિત્ર ઘણું સુંદર અને બોધક છે. સ્પષ્ટતાથી સમજાય માટે ઇશ્વરત્વના પ્રતિપાદન રૂપે શ્લોકો ટાંકી તેની સમજુતી ગુજરાતીમાં સરળ ભાષા દ્વારા આપી છે. ભાષા જો કે તત્ત્વવિદો સમજે એવી પરંતુ જિજ્ઞાસુઓ પણ જરા વિચાર કરતાં સમજી શકે એવી છે.

પુસ્તકની છપામણી સારી નથી, તેમ કાગળ પણ સારી જાતના વપરાયા નથી. આવાં પુસ્તકો છપાવતાં છાપકામ તરફ ખાસ લક્ષ આપવાની જરૂર છે. તત્ત્વવિદો અને અધ્યાત્મવૃત્તિવાળાને તેમજ ગીતાના રસિયાઓને તો આ પુસ્તક ઘણું ગમશે. સરળ વેદાંત ગ્રંથમાળાના ૪ થા પુસ્તક રૂપે આ પુસ્તક પ્રકાશ પામ્યું છે.

૪. **બંગાળની લોક કથાઓ :**—લેખક, મોંઘીબેન; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૭; કદ ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦૦; સચિત્ર કાચું પુઠું; મૂલ્ય ૫ આના.

બાલ સાહિત્ય વાટિકાના આ ૨૪ મા પુસ્તકમાં બે વાર્તાઓ આપવામાં આવી છે. બન્ને વાર્તાઓ બાળકો રસપૂર્વક વાંચે એવી છે. દંતકથાઓ હોવાથી લોકોમાં એ પ્રચલિત હોય છે અને લોકોને તે વાંચવી ગમે છે. આલોકકુમારની વાર્તા પરીની વાર્તાને મળતી છે અને માવાનાં પૂતળાની વાર્તા પણ આનંદદાયક છે. વાંદરો માણસના કરતાં વધારે બુદ્ધિ વાપરતો જણાવ્યો છે. વાર્તા રમુજી અને બોધક છે. બાળકોને ખૂબ વાંચવા આપવી ઘટે. બાલપુસ્તકાલયો તથા શાળાઓ ખાસ ઉત્તેજન આપે. સાર્વજનિક પુસ્તકાલયમાં પણ હોવી જોઇએ.

૫. **ટારઝન ભાગ ૨ જો** :—લેખક, શંકર શાહ; પ્રકાશક, દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦૧; મૂલ્ય ૫ આના, રંગીન સચિત્ર અને આકર્ષક કાચું પુઠું.

સદર બાલવાટિકા માળાના આ ૨૫ મા પુસ્તકનો પ્રથમ ભાગ પ્રસિદ્ધ થઇ ગયો છે અને ચલચ્ચિત્ર ઉપરથી લખાયલી આ વાર્તા બાળકોને બોધદાયક, પ્રોત્સાહક અને આનંદ આપે એવી છે. આમાં ' ટારઝન ' વાંદરામાં ઉછરેલો છતાં ધીમે ધીમે માણસની ખાસીઅત એનામાં કેવી રીતે આવી અને એનાં પરાક્રમો કેવાં હતાં, તેમજ વાંદરાની માફક એક ઝાડ પરથી બીજા પર તે કેવી સહેલાઇથી કૂદી શકતો વગેરે વનલીલાને લગતી આ વાર્તા બાળકો રસપૂર્વક વાંચશે જ. બીજા ભાગો હજુ પ્રસિદ્ધ થવાના છે. એટલે બાળકો તો ઉત્સુકતાથી રાહ જોઇજ રહેશે.

બાલમંદિરો, બાલપુસ્તકાલયો અને શાળાઓ જરૂર ઉત્તેજન આપે.

૬. **અંતરની વ્યથા** :—લેખક, સોપાન; પ્રકાશક, કાન્તિલાલ માણેકલાલ શાહ, રમકડાં માર્કેટ, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૦+૨૨૦; સચિત્ર રંગીન કાચું પુઠું; મૂલ્ય ૧ રૂપીઓ; પાકું પુઠું રૂ. ૧-૪-૦.

અંજલિ ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું આ બીજું પુસ્તક છે. ચાલુ જમાનાના ક્રાન્તિકારી વિચારોથી ભરેલી ૫ વાર્તાઓ આમાં છે. સત્યાગ્રહ, અહિંસા, હરિજન સેવા વગેરે ચાલુ જમાનાના જ્વલંત પ્રશ્નોની ચર્ચા આમાં રા. સોપાને કરી છે. વાર્તાઓ દર્દભરી અને દિલાસોજ ચીતરી છે. અંતર વલોવી નાખે એવી ભાષા અને કરૂણતા અંદર ભરી છે. માનસ પરિવર્તન માટે આવી વાર્તાઓની ખાસ જરૂર છે. પુસ્તકો વાંચવા માંડયા પછી છોડવું ગમે એવું નથી.

છપાઇ, અક્ષર, સફાઇ, વગેરે સારૂં છે. પુસ્તકને ઉત્તેજન તો મળશે જ.

૭. **બુદ્ધિવર્ધક મુખગણિત** :—કર્તા તથા પ્રકાશક, સોમેશ્વર પીતાંબર દવે, ઘડીઆળી પોળ, વડોદરા; ૧૯૩૬; કદ ૨૪ પેજી, પાન ૧૬+૧૮૫; ઓંડનું પુઠું.

સદર પુસ્તકમાં નિવૃત્ત શિક્ષક ભાઇ સોમેશ્વર પીતાંબર દવેએ વર્ગ ૧ થી ૫ મા સુધીની પ્રાથમિક શાળાઓ માટે આ મુખગણિત તૈયાર કર્યું છે. રચના વર્ગ પ્રમાણે હોવાથી બાળકોના માનસનો વિચાર કરી નવીન પદ્ધતિએ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. અનુભવસિદ્ધ આ પુસ્તક શાળાઓને બહુ આવકારદાયક થઇ પડશે. શાળાઓ જરૂર ઉત્તેજન આપે. મે. ભાટે સાહેબને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે. બાલમંદિરો, પુસ્તકાલયો, શાળાઓ જરૂર ઉત્તેજન આપે. આવા પ્રયત્નોને ખાસ ઉત્તેજનની આવશ્યકતા છે. લેખાં કોષ્ટકો વગેરેથી બાળકો જલદી મુખગણિત શીખી શકશે. રચના સારી છે.

૮. **સ્વાયત્ત શાસન**:—કર્તા, મેઘજી જેઠા શુક્લ; પ્રકાશક, લાલચંદ જયચંદ વોરા, બગસરા; ૧૯૩૭; કદ ૨૪ પેજી, પાન ૯૬; કાચુ પુઠું; કિં. મૂલ્ય ૦-૧-૩.

સત્ય પ્રકાશ ગ્રંથમાળાના પ્રથમ મણકારૂપ આ પુસ્તકમાં કર્તાએ આત્મોન્નતિ તરફ દષ્ટિ રાખી છે. આધ્યાત્મિક તથા તાત્ત્વિક બળપોષક આ પુસ્તક તત્ત્વવિદોએ ખાસ વાંચવા જેવું છે. મૂળ ગ્રંથ સ્વામી પરમાનંદે લખેલો 'સેલ્ફ માસ્ટર કી' નામનો અંગ્રેજી ગ્રંથ છે અને બોસ્ટનની ( અમેરિકાના ) 'વેદાંત સેન્ટર' નામની સંસ્થાએ પ્રસિદ્ધ કર્યો છે. તેનો આ અનુવાદ છે. દરેક જણે આ પુસ્તક વાંચવા જેવું છે. એથી આધ્યાત્મિક વૃત્તિ જાગૃત થઈ આત્મોન્નતિ તરફ પગલાં માંડી શકાશે.

છપાઈ, કાગળ વગેરે ઠીક છે.

૯. અટક મટક } નટુભાઇ આચાર્ય
૧૦. છબછબીઆં } સુમનબેન આચાર્ય } કર્તા તથા પ્રકાશક, માટુંગા, મુંબાઈ ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૬ દરેકનાં; સચિત્ર; મૂલ્ય દોઢ આનો દરેકનો.

શરદ બાલ શિક્ષણ માળાના મોન્ટીસોરી સાહિત્યના પહેલા તથા બીજા મણકા તરીકે આ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. પહેલામાં સીધી પદ્ધતિથી પ્રથમ કાના માત્ર વગરના શબ્દો બોલતાં શીખવવાનો પ્રયત્ન છે. પ્રથમ ત્રણ અક્ષરનો શબ્દ કેમ પસંદ કર્યો છે તે સમજવું મુશ્કેલ છે. સાદા ત્રણ અક્ષરના શબ્દ ઉપરથી ચાર અક્ષરના શબ્દ ઉપર બાળકને લઇ જવું અને પછી કાનો માત્રાવાળા શબ્દો તરફ તેમને વાળવા લક્ષ આપ્યું છે. જોડાક્ષરો એવડાં નાનાં બાળકો બરાબર બોલી શકે કે કેમ એ શંકાસ્પદ છે. અજમાવવા જેવું છે.

બીજા પુસ્તકમાં કાવ્ય રૂપમાં પાઠો ગોઠવ્યા છે. જુનાં ગીતો પણ રાખ્યાં છે ખરાં; બીજાં નવીન પણ છે. બાળકો હોંસે ગાય અને બોલે એવાં છે.

પુસ્તકો ઉત્તેજનને પાત્ર છે. આવા પ્રયત્નો પણ આવકારદાયક છે.

૧૧. કિલકિલાટઃ—સંપાદકો, જમુ દાણી અને સોમાભાઇ પટેલ; પ્રકાશક, સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, હ્યુજીસ રોડ, મુંબાઈ ૭; ૧૯૩૭; પાન ૩૨; કાચું પુઠું; મૂલ્ય ૬ આના.

મુંબાઇની ન્યુ ઇરા સ્કૂલના પોતાના અનુભવ ઉપરથી ભાઇ જમુ દાણી તથા સોમાલાલ પટેલે આ પુસ્તક રચ્યું છે. આમાં બાળકોને રમકડાં, ઘરનાં પાળેલાં જાનવરો, પ્રાણીઓ, જંગલનાં જાનવર, પાણીમાં વસનારાં, ફળ, શાકભાજી, ઘરની ચીજો, વપરાતાં વાહનો વગેરે વગેરે કાવ્ય પદ્ધતિએ શીખવવાની યોજના છે. વસ્તુઓ તથા જાનવરોની દરેકની ખાસિઅત બાળકોના મન પર ઠસાવવામાં આવે છે. સાથે સાથે તે વસ્તુ અથવા ચિત્ર પણ રાખવામાં આવ્યું છે. પદ્ધતિ સરળ અને બાળકોને રસ પડે એવી છે.

શાળા, બાલમંદિરમાં વિશેષ વાચન તરીકે પુસ્તક ઉપયોગી છે.

છપાઇ, કાગળ વગેરે ઉત્તમ છે. માત્ર કિંમત કાંઇક વધારે છે. આવાં પુસ્તકોને ઉત્તેજન આપી સોંઘી કિંમતે પ્રચાર થવો જોઇએ.

૧૨. વિજ્ઞાન પાઠાવલિ ભા. ૧ લોઃ—લેખક, ચિત્રકાર અરવિંદ પટેલ; પ્રકાશક જમુ દાણી તથા સોમાલાલ પટેલ; સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, હ્યુજીસ રોડ મુંબાઇ નં. ૭; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૧૧૦; કાચું પુઠું; મૂલ્ય આઠ આના.

માધ્યમિક શાળાના પ્રથમ ધોરણમાં વિજ્ઞાન શીખવવા માટે આ પુસ્તક યોજાયું છે. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહે એની પ્રસ્તાવના લખી એની ઉપયોગિતામાં વધારો કર્યો છે. નૈસર્ગિક વિજ્ઞાનની માહિતી આમાં બહુ સરળ રીતે અને જલદી સમજી શકાય એવી રીતે આકૃતિઓ દ્વારા સમજાવવામાં આવી છે. વનસ્પતિ સંબંધી માહિતી દરેકને હોવી જોઇએ એ દૃષ્ટિએ આ પુસ્તક બહુ આવકારદાયક છે. દરરોજ આપણા નિકટ સંબંધમાં આવતાં વનસ્પતિ તથા પ્રાણીઓની ઓળખ હોય તો આપણું ઘણું અજ્ઞાન દૂર થાય. આવાં પુસ્તકો ઉત્તેજનને ખાસ પાત્ર છે.

શાળાઓમાં આ પુસ્તકો પાઠ્ય પુસ્તકો તરીકે દાખલ થવાં જોઇએ.

૧૩. **શ્રી ચૌલુક્યચન્દ્રિકા-વિ. સં. ૭૦૦ થી ૧૪૪૯ પર્યન્તઃ**—સંગ્રહિતા, અનુવાદક ઓર વિવેચક, શ્રી. વિદ્યાનન્દસ્વામી શ્રી વાસ્તવ્ય; પ્રકાશક, ઐતિહાસિક ગૌરવ ગ્રંથમાળા, પોદાર બ્લૉક સાન્તાક્રુઝ; સં. ૧૯૯૩ (૧૯૩૭); કદ ૮ પેજી પાન ૧૬૭; મૂલ્ય રૂ. ૬–૮–૦; આકૃતિઓ, બ્લોક્સ વગેરે સહિત.

સંવત ૭૦૦ થી ૧૪૪૯ સુધીના મળી શકેલા હસ્તલિખિત ગ્રંથો, તામ્રપત્રો શિલા પ્રશસ્તિઓ, વગેરે ઉપરથી ચૌલુક્ય વંશની વંશાવલિ તથા તેનો ઇતિહાસ તૈયાર કરી અત્રે હિંદીમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ચૌલુક્ય વંશ સંબંધી ઘણી સારી માહિતી અત્રે એકઠી કરવામાં આવી છે. બ્લોક્સ, વંશાવલિ વગેરે ઐતિહાસિક દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે. આવાં પુસ્તકો ખાસ ઉત્તેજનને પાત્ર છે.

ઐતિહાસિક દૃષ્ટિએ આ પ્રયત્ન ખાસ આવકારદાયક છે. જુદા જુદા શિલાલેખો, પ્રશસ્તિઓ વગેરે બહુ સરળ રીતે સમજાવવામાં આવ્યાં છે. સ્વામીશ્રી વિદ્યાનંદજીએ આ ગ્રંથ પાછળ ઘણી સારી મહેનત અને ખંત બતાવ્યાં છે. ઇતિહાસવેત્તાઓને તો આ પુસ્તકમાંથી ઘણું જોવા જાણવાનું મળશે.

**ના. ચં. દીવાનજી.**

૧૪. **જોસેફ પિલસુદસ્કી**:—લેખક, હરિશ્ચન્દ્ર ભટ્ટ; પ્રકાશક, કુમાર કાર્યાલય, ૧૪૫૪ રાયપુર અમદાવાદ; પૃ. ૧૨૧; પુઠું કાગળનું; કિં. ૧–૦–૦.

નૂતન પોલૅંડના જન્મદાતા જોસેફ પિલસુદસ્કીની આ સચિત્ર જીવનકથા વાંચવા જેવી હોઇ રસિક શૈલીમાં લખાઇ છે. એમાં ઇ. સ. ૧૨૫૬ થી આરંભી ૧૯૩૬ સુધીમાં થયેલી પોલૅંડના ઘડતરની રૂપરેખા છે.

ઇ. સ. ૧૮૬૭ ની ૫ મી ડિસેમ્બરે ઝુલુફની જાગીરમાં જોસેફનો જન્મ થયો હતો. જન્મથી જ એના હૈયામાં પોલૅંડની સ્વતંત્રતાના મંત્રો ગુંજતા હતા. એણે દેશ કાજે ધર્મ-યુદ્ધ કરી બતાવ્યું. છેવટે ૧૯૩૪માં તો સ્વદેશખાતાના પ્રધાનના હોદ્દા ઉપર ચઢયો ને ત્યાં રહ્યો રહ્યો તા. ૧૧ મે ૧૯૩૫ ને રવિવારે સ્વર્ગે સિધાવ્યો.

અંગ્રેજી નહિ જાણનાર ગુજરાતી આલમ માટે ચરિત્રનું આ પુસ્તક અભ્યાસપૂર્ણ થઇ પડશે.

૧૫. **પંડ્યાજીને સ્મરણાંજલિ:**—સંપાદક-પ્રકાશક, શ્રી. શંકરલાલ ડા. પરીખ, કઠલાલ; આવૃત્તિ ૧લી ૧૯૩૭; પૃ. ૧૫૨; પુઠું જાડા કાગળનું; કિં. ૦-૮-૦.

'ડુંગળીચોર'ના નામે પ્રખ્યાત થએલા ગુજરાતના પ્રખર કાર્યકર્તા ને દેશભક્ત શ્રી મોહનલાલ કામેશ્વર પંડ્યાનો પરિચય કરાવતી આ ટૂંકી પણ રસભરી પ્રસાદી એમના મિત્ર શંકરલાલ પરીખે પીરસી છે. સ્મરણાંજલિમાં તેમની વિવિધ સેવાઓનો ખ્યાલ આપવા ઉપરાંત પંડ્યાજીના બે સુંદર લેખો 'મારો તુરંગનિવાસ' અને 'ખેડૂતની સહાય' પણ સંગ્રહાયા છે. એટલે વિશેષે ખેડા જીલ્લાની અને એકંદરે દેશની છેલ્લી પચ્ચીસીની રાજકીય પરિસ્થિતિની સરસ ઝાંખી આ પુસ્તકના વાચનથી મળી રહે છે.

સેવાને વરેલા પંડ્યાજીએ છેલ્લે છેલ્લે બોરસદની પ્લેગગ્રસ્ત પ્રજાની સેવા માટે સ્વયંસેવક તરીકે રહેવા માગણી કરેલી, પણ તેમની અવસ્થા અને શારીરિક અશક્તિ જોઇને તેમને મંત્રીએ ના પાડેલી; જેથી ત્યાંથી પાછા ફરી ઘેર કઠલાલ જતાં તાવ આવ્યો ને એ સાચો સિપાઇ પ્રભુને દરબાર પહોંચ્યો. એની સેવાઓ અનોખી ને અજોડ છે. પુસ્તકમાં જ્યાં ત્યાં હૃદય ઠલવાયતું લાગે છે.

'રસુલ'

૧૬. **સ્ત્રીરોગ-ચિકિત્સા:**—લેખક, વૈદ્યરાજ અમૃતલાલ, પ્રાણશંકર પટ્ટણી પ્રાણાચાર્ય; પ્રકાશક, વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી, તંત્રી, વૈદ્ય કલ્પતરૂ, અમદાવાદ; ૧લી આવૃતિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૧૨+૨૭૬; કાપડી પાકું પુઠું; કિં. ૧-૮-૦.

આપણું વૈદક સાહિત્ય વિપુલ નથી અને તેમાં ખાસ સ્ત્રીઓનાં દરદો વિષેનું તો નહિ જેવું જ છે. એવે વખતે "વૈદ્ય કલ્પતરૂ" માસિકની ૪૨ મા વર્ષની ભેટ તરીકે વહેંચાયલું આ પ્રકાશન ખાસ આદરપાત્ર થઇ પડશે. એમાં એના વિદ્વાન લેખકે સ્ત્રીઓનાં જનન અવયવ અને ગર્ભાશય સાથે સંબંધ ધરાવતા રોગોની અનુભવસિદ્ધ માહિતી ને ઉપાય સરળ ભાષામાં આપેલ હોવાથી તે વૈદો ઉપરાંત સામાન્ય જનતા માટે પણ ઉપકારક બન્યું છે. આવું પુસ્તક તો પ્રત્યેક કુટુંબમાં હોવું જોઇએઃ તો પછી ગામાત પુસ્તકાલયમાં તો એનું સ્થાન ખરું જ ને?

૧૭. **પરીની વીંટી:**—લેખક, શ્રી ચંદ્રશંકર મ. ભટ્ટ; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; પહેલીવાર ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૧૦૬; સચિત્ર કાચું પુઠું; કિં. ૦-૫-૦.

શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્ય વાટિકાના ૨૩ મા પુષ્પ તરીકે પ્રસિદ્ધ થયેલ આ પ્રકાશન અંગ્રેજીનું રૂપાંતર હોઇ તેમાં પરીકથા રૂપે વિજ્ઞાનનાં સત્યો સમજાવવાનો પ્રયત્ન થયો છે. પરીની વીંટીઓની મદદથી રમુ ને કમુ નામનાં બે ભાઇબેનોને માનવી જગત માટે અગોચર એવાં પૃથ્વીતળ, સાગરતળ ને આકાશી દુનિયામાં વિહાર કરાવી ત્યાંની વિવિધ ચમત્કૃતિઓ અને પ્રાકૃતિક ઘટનાઓનો પરિચય બાલસુલભ ભાષામાં લેખકે આમાં કરાવ્યો છે, જે વાંચતાં ગમ્મત સાથે જ્ઞાન મળે તેમ છે.

૧૮. **મોતના પંજામાં:**—અનુવાદક, બાળકૃષ્ણ ચુનીલાલ જોશી; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પહેલી આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૯૩; પુઠું કાર્ડબોર્ડનું; કિં૦ ૦–૮–૦.

ગાંડીવ કુમારમાળાનું આ ૯મું પુષ્પ આવશ્યક ફેરફાર સાથે બંગાળીમાંથી રૂપાંતરિત થયું હોઇ એનો વિષય સાહસકથાનો છે. સુમન અને ફરામ નામના બે વીમાની યોદ્ધાઓ શત્રુઓ સાથેના મુકાબલામાં વિમાનને નુકસાન થવાથી, હીરાની શોધમાં ઇંગ્લંડથી ઉપડેલી એક સાહસિક ટોળીનું વહાણ ભાગી જતાં તેમાંથી ઉગરેલા વિનુ અને વિલિ નામના સાહસિકો સાથે ભાગ્યવશાત્ જંગલીઓના અજાણ્યા મૂલકમાં એકઠા મળે છે. સુધરેલી દુનિયાના આ ૪ સભ્યોને મ્હાત કરવા મથતી એ અજાણ્યા મૂલકની જંગલી પ્રજાના ઝુંડ સાથે ઝુઝતાં મૃત્યુના મુખમાં તેઓ કેવા ધકેલાય છે ને તેમાંથી પણ ઉગરી જઇ અમૂલ્ય હીરા રત્નોના ખજાના સાથે કેવા સહીસલામત સટકી જાય છે તેનું રસમય વાચન આ નાનકડી નવલકથા પુરૂં પાડે છે. મોટાંઓને પણ તે વાંચવાનું ગમશે.

૧૯. **નવલ ગ્રંથાવલિ:**—તારણ કાઢનાર, નરહરિ દ્વા. પરીખ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પ્રથમ આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૬૭+૫૨૮; પુઠું, કાર્ડ બોર્ડ પઠ્ઠાનું; કિં. રૂ. ૨–૦–૦.

સ્વ૦ સાક્ષરશ્રી નવલરામભાઇના નામ ને કામથી ગુજરાતનો શિક્ષિત વર્ગ અજાણ ન જ હોય. આપણા અર્વાચીન ગદ્યના ઘડતરમાં એમનો ફાળો અમૂલો છે. નિષ્પક્ષ ને સમર્થ વિવેચક તરીકે તેમની ખાસ ખ્યાતિ છે. વિવિધ વિષય પરનાં એમનાં બધાં જ લખાણો આ પહેલાં નવલ ગ્રંથાવલિ નામે ૪ ભાગમાં પ્રસિદ્ધ થયાં હતાં. એ ભાગો અત્યારે દુષ્પ્રાપ્ય બન્યા છે, તેમ એ બધા વાંચી જવા જેટલાં અવકાશ ને ધીરજ પણ ન હોય. એટલે શ્રી નરહરિભાઇએ એ ચારે ભાગમાંથી કરેલી અગત્યનાં લખાણોની આ તારવણી ખૂબ જ આવકારપાત્ર છે. આ ગ્રંથમાં (૧) સાહિત્ય વિવેચન (૨) ભાષા અને જોડણી (૩) પ્રકીર્ણ, અને (૪) દેહત્ન : એ ૪ ખંડોમાં થઇ એકંદર ૬૫ લખાણો સંગ્રહાયાં છે, અને તે નવલરામભાઇની વિવેચન શૈલી, તથા ભાષા અને જોડણી તેમજ બીજા કેટલાક સામાજિક વગેરે અગત્યના વિષયો પરત્વે તેઓશ્રીના વિચાર જાણવા માટે ઉપયોગી વાચન પુરૂં પાડે છે. આરંભનાં ૬૭ પાનમાં નવલરામભાઇનું જીવનચરિત્ર આપવાની ગોઠવણથી સંગ્રહની ઉપયોગિતા ઓર વધી છે. ગુજરાતી ભાષાના ઉચ્ચ અભ્યાસક્રમમાં પાઠ્ય પુસ્તક તરીકેનું સ્થાન પામવાની લાયકાત ધરાવતું આ દળદાર પ્રકાશન તેની નજીવી કિંમતને કારણે ખાસ પસંદગીપાત્ર લેખાવું જોઇએ. પુસ્તકાલયો એને સવડે જરૂર વસાવી લે.

૨૦. **બુદ્ધ ચરિત:**—લેખક, અધ્યાપક ધર્માનંદ કોસમ્બી; પ્રકાશક, જીવાભાઇ રેવાભાઇ પટેલ, મંત્રી જૈન સાહિત્ય પ્ર૦ સમિતિ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન, નવજીવન કાર્યાલય, અમદાવાદ તથા મુંબાઇ; પહેલી આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૩૫૮; પુઠું, કાર્ડ બોર્ડ પઠ્ઠાનું; કિંમત ૧–૪–૦.

આ પુસ્તક શ્રી પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાનું ૧૧મું પ્રકાશન છે: એમાં પુસ્તકના નામ પરથી જ સૂચિત થાય છે તેમ ભગવાન ગૌતમ બુદ્ધના જીવનચરિત્ર ઉપરાંત બુદ્ધ ધર્મ અને સંઘ વિષે ભરોસાપાત્ર ઉપયોગી હકીકતો સંગ્રહાઇ છે. એટલે બૌદ્ધ ધર્મના પ્રવર્તક અને એ મહાન ધર્મ વિષે ભરોસાપાત્ર માહિતી મેળવવા માગનાર ગુજરાતીઓ માટે તો આ પ્રકાશન ખાસ આવકારપાત્ર ઠરે છે. પુસ્તકમાં બૌદ્ધકળાના લાક્ષણિક નમૂના રૂપ પાંચ કિંમતી ચિત્રો સામેલ રખાયાં છે અને તેમના ખૂબીભર્યા ભાવ સમજાવતો ચિત્ર પરિચય કાકાસાહેબ કાલેલકર જેવા કલાભિજ્ઞે લખી આપ્યો છે તેથી, તેમજ શ્રી કિશોરલાલભાઇ જેવા તત્ત્વચિંતકની કલમે લખાયેલ ઉપોદ્ઘાતથી પુસ્તકની ઉપયોગિતા ઓર વધવા પામી છે.

ધર્મના અભ્યાસીઓ અને જીજ્ઞાસુઓને ઉપયોગી આ પ્રકાશનને અપનાવવાથં પુસ્તકાલયોએ પોતાના ધર્મસાહિત્યમાં અભિષ્ટ ઉમેરો જ કર્યો લેખાશે.

૨૧. **દેવદાસીઃ**—લેખક, ડૉ. રઘુનાથ ગંગારામ કદમ; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; આવૃત્તિ ૧લી ૧૯૯૩; ૧૬ પેજી પૃ : ૧૮૩; કિં. કાચું પૂઠું, ૦-૧૨-૦; પાકું પુઠું રૂ. ૧-૦-૦.

વાર્તાસંગ્રહનું આ પુસ્તક લીલાવતી ગ્રંથમાળાના ૫ મા વર્ષનું ૫ મું પુસ્તક હોઇ તેમાં (૧) દેવદાસી (૨) પતિતા (૩) સમાજમાં સંવનન (૪) વસુ માસી (૫) રમા મારી કે બીજાની (૬) જીવનપલટો (૭) દૂધવાળી (૮) સ્વમાનનાં મૂલ (૯) દેશસેવા, અને (૧૦) કલ્પનાનાં પૂર નામની રસનીતરતી ૧૦ નવલિકાઓ સંગ્રહાઇ છે. મનુષ્ય સ્વભાવના સામાન્ય ને વિરલ ચિત્રો રજુ કરતી કે બળતા સામાજિક પ્રશ્નોની છણાવટ કરતી આ એકેએક વાર્તાનું વસ્તુ બોધક છે, અને એ દરેકની કલામય ગુંથણી લેખક જન્મે મહારાષ્ટ્રીય અને ધંધે ડાકટર હોવા છતાં એમના સાહિત્ય શોખ અને ગુજરાતી લેખનશૈલી પરના એમના સુંદર કાબુની પ્રતીતિ કરાવે છે. વાર્તારસિક જનતા માટે પુસ્તક ખુશીથી અપનાવાય.

૨૨. **સ્વાર્પણઃ**—લેખક, ભદ્રકુમાર યાજ્ઞિક; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ; પ્રથમ આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ : ૧૦+૧૮૭; કાચું પુઠું; કિં. ૦-૧૨-૦; પાકું પુઠું ૧-૦-૦.

લીલાવતી ગ્રંથમાળાના ૫ મા વર્ષના ૪ થા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયેલ આ પુસ્તક સળંગ સામાજિક વાર્તાનું છે. એમાં ચારૂલતા અને સુમનબાળા નામની બે કૉલેજિયન સખીઓ નલીન નામના યુવકની પ્રતિભા ને ગુણોથી આકર્ષાઇ તેને ચહાવા માંડે છે. સંજોગવશાત્ બન્નેના ગાઢ સંપર્કમાં મૂકાતાં નલીનનું દીલ પણ બન્ને તરફ આકર્ષાય છે. બન્ને કુમારિકાઓની પસંદગીને વડીલોની પણ સમ્મતિ મળે છે. એમાંથી કોને પત્નીપદે સ્થાપવી એ સંબંધમાં નલિનના દીલમાં ભારે મુંઝવણ ઉભી થાય છે. એ વખતે સેવાના અદ્દભુત રંગે રંગાયેલી સુમન પોતાની સખીના લાભમાં નલીન પરનો પોતાનો હક્ક જતો કરી ચારૂ અને નલીનનો માર્ગ મોકળો કરી આપે છે ને પોતાના શેષ જીવનને દલિતોની સેવા માટે સ્થાપેલા સંઘના કાર્યમાં સમર્પી દે છે. ૧૯૩૦-૩૧ની સત્યાગ્રહની લડત દરમ્યાન પોતાને મળેલા વિવિધ અનુભવોમાંથી પ્રેરણા પામી લેખકે આ વાર્તા ઘડાવી કાઢી છે અને તે દ્વારા નૂતન

ગુજરાતની ભાવનાઓ રજુ કરવાનો યશસ્વી પ્રયત્ન કર્યો છે. વાર્તા રસપૂર્વક વંચાશે એમ માનીએ છીએ. પુસ્તકમાં ઠેરઠેર નજરે ચઢતી જોડણી અને છાપકામની બીજી ભૂલો માટે પ્રકાશક સંસ્થાને જ જવાબદાર ગણીએ છીએ.

૨૩. **વિજ્ઞાનની રમતો**:—ભાષાંતરકાર, શ્રી મોંઘીબેન; સંપાદક, શ્રી ગિજુભાઇ; પ્રકાશક, શ્રી દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; પહેલીવાર ૧૯૩૭; ૧૬ પેજી પૃ : ૧૦૧; કાચું પુઠું; કિં. ૦-૫-૦.

શ્રી દ. મૂ. બાલસાહિત્ય વાટિકાના આ ૨૨ મા પુષ્પમાં વૈજ્ઞાનિક સિદ્ધાંતોના ૨૩ પ્રયોગો વાર્તા શૈલીમાં સમજાવવામાં આવ્યા છે. તેનું વાચન નાનાં મોટાં સર્વ કોઇને રૂચિકર થઇ પડશે એટલું જ નહિ, પણ ફુરસદના વખતે એ પ્રયોગો જાતે કરી જોઇને તેમ બીજાંની આગળ કરી બતાવીને ગમ્મત સાથે જ્ઞાન મેળવવા—આપવાનું ઉપયોગી સાધન પુરૂં પાડશે. મોટા ટાઇપમાં છપાયેલું આ પુસ્તક બેશક આવકારપાત્ર છે.

૨૪. **આફ્રિદે મર્દ**:—લેખક, બાળકૃષ્ણ ચુ. જોશી; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૭; પૃ : ૧૮૭; પુઠું જાડું કાર્ડબોર્ડનું; કિં. ૧-૦-૦.

આ પુસ્તક બંગાળી નવલકથાકાર શ્રી સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાયના 'પાઠાન મુલ્લુકે' નામની સાહસકથાનું થોડાક ફેરફાર સાથેનું રૂપાંતર છે. એ વાંચતાં હિંદની સરહદ પર વસ્તી આફ્રિદી વગેરે પઠાણ જાતિઓની રહેણી કરણી, હિંદી વસ્તી પરના તેમના ત્રાસ, અને તેના નિવારણ માટેના બ્રિટિશ સરકારના પ્રયત્નોનો ખ્યાલ મળે છે. લખાવટ સારી હોઇ કુમાર વાચકોને રૂચિકર થઇ પડે એવું આ વાચન છે. પણ સરહદ પ્રાંતના આપણા એ પાડોશીઓ પ્રત્યેની બ્રિટિશ રાજ્યનીતિ અને તેમને કાબુમાં રાખવા કે કચડી નાખવા માટે થતો લશ્કરી ખર્ચ હિંદીઓની દૃષ્ટિએ ચર્ચાના વિષય બનેલાં છે તેવે વખતે આ પ્રકાશન આવકારપાત્ર ગણાય કે કેમ એ વિચારવાનું છે. **ના. નં. ચોકસી.**

## સામયિકો

૧. **આત્મોદ્ધાર**:—વર્ષ ૧ અંક ૧-૨: અધિપતિ, પંડિતજી જગન્નાથ પ્રભાશંકર ભુતડીઝાંપા, વડોદરાઃ વાર્ષિક લવાજમ રૂા. ૨-૦-૦.

મહાકાળ અને પ્રાતઃકાળના અસલ પ્રચારક શ્રી પંડિતજીએ હવે આત્મોન્નતિના સાધન તરીકે આ માસિક પ્રગટ કરવા માંડ્યું છે. વિચારો પ્રૌઢ તથા અનુભવસિદ્ધ છે. જિજ્ઞાસુઓને માર્ગદર્શક થઇ પડશે. આવા માસિકની આપણે ત્યાં ખોટ છે જ. એટલે પુસ્તકાલયો તથા જિજ્ઞાસુઓએ આને યોગ્ય ઉત્તેજન આપવું ઘટે. **ના. ચં. દીવાનજી.**

૨. **સર્વોદય**:—વર્ષ ૨ અંક ૭ : તંત્રી, શ્રી. ગુલઝારીલાલ નંદા, પત્રવ્યવહારનું ઠેકાણું મજુર મહાજન સંઘ, લાલદરવાજા અમદાવાદ; વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૧-૦-૦, પરદેશ માટે રૂ. ૪-૦-૦.

અમદાવાદના મજૂર મહાજન સંઘ તરફથી ચાલતા આ માસિકમાં મજૂર માલિકના સંબંધો, તથા મજૂર હિતના પ્રશ્નોની ચર્ચા કરતા લેખો ને વાર્તાઓ ઉપરાંત દેશ અને દુનિયાની નવાજુની, બજાર ભાવોની માહિતી વગેરે આપવામાં આવે છે. સર્વોદય એટલે કે સર્વનું

આ પુસ્તક શ્રી પૂંજાભાઇ જૈન ગ્રંથમાળાનું ૧૧મું પ્રકાશન છે. એમાં પુસ્તકના નામ પરથી જ સૂચિત થાય છે તેમ ભગવાન ગૌતમ બુદ્ધના જીવનચરિત્ર ઉપરાંત બુદ્ધ ધર્મ અને સંઘ વિષે ભરોસાપાત્ર ઉપયોગી હકીકતો સંગ્રહાઇ છે. એટલે બૌદ્ધ ધર્મના પ્રવર્તક અને એ મહાન ધર્મ વિષે ભરોસાપાત્ર માહિતી મેળવવા માગનાર ગુજરાતીઓ માટે તો આ પ્રકાશન ખાસ આવકારપાત્ર ઠરે છે. પુસ્તકમાં બૌદ્ધકળાના લાક્ષણિક નમૂના રૂપ પાંચ કિંમતી ચિત્રો સામેલ રખાયાં છે અને તેમના ખૂબીભર્યા ભાવ સમજાવતો ચિત્ર પરિચય કાકાસાહેબ કાલેલકર જેવા કલાભિજ્ઞે લખી આપ્યો છે તેથી, તેમજ શ્રી કિશોરલાલભાઇ જેવા તત્ત્વચિંતકની કલમે લખાયેલ ઉપોદ્‌ઘાતથી પુસ્તકની ઉપયોગિતા ઓર વધવા પામી છે.

ધર્મના અભ્યાસીઓ અને જીજ્ઞાસુઓને ઉપયોગી આ પ્રકાશનને અપનાવવાથી પુસ્તકાલયોએ પોતાના ધર્મસાહિત્યમાં અભિષ્ટ ઉમેરો જ કર્યો લેખાશે.

૨૧. દેવદાસી:—લેખક, ડૉ. રઘુનાથ ગંગારામ કદમ; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ; આવૃત્તિ ૧લી ૧૯૯૩; ૧૬ પેજી પૃ.:૧૮૪; કિં. કાચું પૂઠું, ૦-૧૨-૦; પાકું પુઠું રૂ. ૧-૦-૦.

વાર્તાસંગ્રહનું આ પુસ્તક લીલાવતી ગ્રંથમાળાના ૫ મા વર્ષનું ૫ મું પુસ્તક હોઇ તેમાં (૧) દેવદાસી (૨) પતિતા (૩) સમાજમાં સંવનન (૪) વસુ માસી (૫) રમા મારી કે બીજાની (૬) જીવનપલટો (૭) દૂધવાળી (૮) સ્વમાનનાં મૂલ (૯) દેશસેવા, અને (૧૦) કલ્પનાનાં પૂર નામની રસનીતરતી ૧૦ નવલિકાઓ સંગ્રહાઇ છે. મનુષ્ય સ્વભાવના સામાન્ય ને વિરલ ચિત્રો રજુ કરતી કે બળતા સામાજિક પ્રશ્નોની છણાવટ કરતી આ એકેએક વાર્તાનું વસ્તુ બોધક છે, અને એ દરેકની કલામય ગુંથણી લેખક જન્મે મહારાષ્ટ્રીય અને ધંધે ડાક્ટર હોવા છતાં એમના સાહિત્ય શોખ અને ગુજરાતી લેખનશૈલી પરના એમના સુંદર કાબુની પ્રતીતિ કરાવે છે. વાર્તારસિક જનતા માટે પુસ્તક ખુશીથી અપનાવાય.

૨૨. સ્વાર્પણ:—લેખક, ભદ્રકુમાર યાજ્ઞિક; પ્રકાશક, નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ; પ્રથમ આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ: ૧૦+૧૮૭; કાચું પુઠું; કિં. ૦-૧૨-૦; પાકું પુઠું ૧-૦-૦.

લીલાવતી ગ્રંથમાળાના ૫ મા વર્ષના ૪ થા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયેલ આ પુસ્તક સળંગ સામાજિક વાર્તાનું છે. એમાં ચારૂલતા અને સુમનબાળા નામની બે કૉલેજિયન સખીઓ નલીન નામના યુવકની પ્રતિભા ને ગુણોથી આકર્ષાઇ તેને ચહાવા માંડે છે. સંજોગવશાત્ બન્નેના ગાઢ સંપર્કમાં મૂકાતાં નલીનનું દીલ પણ બન્ને તરફ આકર્ષાય છે. બન્ને કુમારિકાઓની પસંદગીને વડીલોની પણ સમ્મતિ મળે છે. એમાંથી કોને પત્નીપદે સ્થાપવી એ સંબંધમાં નલિનના દીલમાં ભારે મુંઝવણ ઉભી થાય છે. એ વખતે સેવાના અદ્દભુત રંગે રંગાયેલી સુમન પોતાની સખીના લાભમાં નલીન પરનો પોતાનો હક્ક જતો કરી ચારૂ અને નલીનનો માર્ગ મોકળો કરી આપે છે ને પોતાના શેષ જીવનને દલિતોની સેવા માટે સ્થાપેલા સંઘના કાર્યમાં સમર્પી દે છે. ૧૯૩૦-૩૧ની સત્યાગ્રહની લડત દરમ્યાન પોતાને મળેલા વિવિધ અનુભવોમાંથી પ્રેરણા પામી લેખકે આ વાર્તા ઘટાવી કાઢી છે અને તે દ્વારા નૂતન

ગુજરાતની ભાવનાઓ રજુ કરવાનો યશસ્વી પ્રયત્ન કર્યો છે. વાર્તા રસપૂર્વક વંચાશે એમ માનીએ છીએ. પુસ્તકમાં ઠેરઠેર નજરે ચઢતી જોડણી અને છાપકામની બીજી ભૂલો માટે પ્રકાશક સંસ્થાને જ જવાબદાર ગણીએ છીએ.

૨૩. **વિજ્ઞાનની રમતો:**—ભાષાંતરકાર, શ્રી મોંઘીબેન; સંપાદક, શ્રી ગિજુભાઇ; પ્રકાશક, શ્રી દક્ષિણા મૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; પહેલીવાર ૧૯૩૭; ૧૬ પેજી પૃ : ૧૦૧; કાચું પુઠું; કિં. ૦-૫-૦.

શ્રી દ. મૂ. બાલસાહિત્ય વાટિકાના આ ૨૨ મા પુષ્પમાં વૈજ્ઞાનિક સિદ્ધાંતોના ૨૩ પ્રયોગો વાર્તા શૈલીમાં સમજાવવામાં આવ્યા છે. તેનું વાચન નાનાં મોટાં સર્વ કોઇને રૂચિકર થઇ પડશે એટલું જ નહિ, પણ ફુરસદના વખતે એ પ્રયોગો જાતે કરી જોઇને તેમ બીજાંની આગળ કરી બતાવીને ગમ્મત સાથે જ્ઞાન મેળવવા–આપવાનું ઉપયોગી સાધન પુરૂં પાડશે. મોટા ટાઇપમાં છપાયેલું આ પુસ્તક બેશક આવકારપાત્ર છે.

૨૪. **આફ્રતે મર્દાં :**—લેખક, બાળકૃષ્ણ સુ. જોશી; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૭; પૃ : ૧૮૭; પુઠું જાડું કાર્ડબોર્ડનું; કિં. ૧–૦–૦.

આ પુસ્તક બંગાળી નવલકથાકાર શ્રી સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાયના 'પાઠાન મુલ્લુકે' નામની સાહસકથાનું થોડાક ફેરફાર સાથેનું રૂપાંતર છે. એ વાંચતાં હિંદની સરહદ પર વસ્તી આફ્રિદી વગેરે પઠાણ જાતિઓની રહેણી કરણી, હિંદી વસ્તી પરના તેમના ત્રાસ, અને તેના નિવારણ માટેના બ્રિટિશ સરકારના પ્રયત્નોનો ખ્યાલ મળે છે. લખાવટ સારી હોઇ કુમાર વાચકોને રૂચિકર થઇ પડે એવું આ વાચન છે. પણ સરહદ પ્રાંતના આપણા એ પાડોશીઓ પ્રત્યેની બ્રિટિશ રાજ્યનીતિ અને તેમને કાબુમાં રાખવા કે કચડી નાખવા માટે થતો લશ્કરી ખર્ચ હિંદીઓની દૃષ્ટિએ ચર્ચાના વિષય બનેલાં છે તેવે વખતે આ પ્રકાશન આવકારપાત્ર ગણાય કે કેમ એ વિચારવાનું છે. **ના. નં. ચોકસી.**

## સામયિકો

૧. **આત્મોદ્ધાર :**—વર્ષ ૧ અંક ૧–૨: અધિપતિ, પંડિતજી જગન્નાથ પ્રભાશંકર ભૂતડીઝાંપા, વડોદરા: વાર્ષિક લવાજમ રૂા. ૨–૦–૦.

મહાકાળ અને પ્રાતઃકાળના અસલ પ્રચારક શ્રી પંડિતજીએ હવે આત્મોન્નતિના સાધન તરીકે આ માસિક પ્રગટ કરવા માંડયું છે. વિચારો પ્રૌઢ તથા અનુભવસિદ્ધ છે. જિજ્ઞાસુઓને માર્ગદર્શક થઇ પડશે. આવા માસિકની આપણે ત્યાં ખોટ છે જ. એટલે પુસ્તકાલયો તથા જિજ્ઞાસુઓએ આને યોગ્ય ઉત્તેજન [illegible]

ભાષામાં લખી છે. એનું આ ગુજરાતી

૨. **સર્વોદય :**—વર્ષ ૨ અંક ૭ : તં[illegible] ...પક શ્રીયુત રાંગણેકર સાહેબે ગુજરાતી

ઠેકાણું મજૂર મહાજન સંઘ, લાલદરવાજા અમ[illegible] ...ી મુક્ત નથી માટે દરેક વ્યક્તિએ " અગ્નિ

પરદેશ માટે રૂ. ૪–૦–૦. ; એનો ખૂબ પ્રચાર થવો જોઇએ.

અમદાવાદના મજૂર મહાજન સંઘ [illegible] મળવાનું ઠેકાણું:—

સંબંધો, તથા મજૂર હિતના પ્રશ્નોની ચર્ચા પુરીખ એન્ડ કો., માંડવી રોડ – વડોદરા,

યાની નવાજુની, બજાર ભાવોની માહિતી વ[illegible] ...કું પુઠું રૂ. ૧–૪–૦.

કલ્યાણ સાધવાના ઉચ્ચ આદર્શનો પ્રચાર કરવો એ આ સામાયિકનો ઉદ્દેશ હોઇ તેવી નેમવાળાં જ અભ્યાસ અને માહિતીપૂર્ણ લખાણો, આમજનતા સહેલાઇથી સમજી શકે એવી સરળ ભાષાશૈલીમાં, પ્રતિ માસે અપાય છે. લવાજમ પણ માત્ર નામનું જ છે. એટલે આ સામાયિકને વ્યક્તિગત તેમ જ જાહેર પુસ્તકાલયો તરફથી સારો સત્કાર મળવો ઘટે છે. ચાલુ સાતમા અંકમાં સ્વ. શ્રી. પ્રેમચંદજીની 'કાળા પાણીનો કેદી' એ નામની વાત, શ્રીયુત વસાવડાનું 'વેવીશાળ' નામનું પ્રહસન, તથા શ્રી. કિશોરલાલ મશરૂવાળાનો 'ચડતીનો નિયમ' વાળો લેખ ખાસ વાંચવા જેવાં છે.

૩. બાલસખા :—(બાળકોનું માસિક) : તંત્રી, હિંમતલાલ ચુ. શાહ, ઠે. ૧૦૮૨, લાલભાઇની પોળ, માંડવીની પોળ અમદાવાદ : વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૩ ); બ્રહ્મદેશ માટે રૂ. ૪-૪-૦, તથા પરદેશ માટે શિલિંગ ૬.

આ નૂતન બાલ સામાયિકના પ્રથમ વર્ષના ત્રણે અંકો જોતાં તે એનાં અન્ય ભાઇબંધોની માફક ગુજરાતી બાલસમાજની યથેષ્ટ સેવા બજાવી શકશે એવી પ્રતીતિ થાય છે. સરકારી કુટુંબો અને ખાનગી તેમ જાહેર પુસ્તકાલયો દ્વારા યથાયોગ્ય પોષણ પામી આ નૂતન ભાઇબંધ દીર્ઘાયુ ભોગવવા ભાગ્યશાળી થાય એમ ઇચ્છીએ છીએ.

૪. **ચિત્રમય જગત : યુરોપ અંક** :—મહારાષ્ટ્રના પાટનગર પુનામાંથી પ્રગટ થતું આ માસિક, એની નિયમિતતા અને વાચનસામગ્રીની દષ્ટિએ, ગુજરાતી સામાયિકોમાં અનોખી ભાત પાડે છે. એનો પ્રત્યેક અંક વિવિધ વિષયના અભ્યાસપૂર્ણ લેખો, જાતજાતની માહિતીઓ, પ્રેરક જીવન ચરિત્રો, અને દેશ પરદેશની જાણવા જેવી હકીકતોથી ભરપૂર હોય છે. વાચકને એમાંથી ઘણું ઘણું જાણવાનું ને શીખવાનું મળે છે. વર્ષમાં એકાદ બે ખાસ અંકો પણ એ કાઢે છે. તે મુજબ ચાલુ સાલનો એનો જુન—જુલાઇ અંક યુરોપ અંક હોઇ તેમાં યુરોપના નાનામોટા એકેએક રાષ્ટ્રની ઐતિહાસિક, ભૌગોલિક, રાજકીય, આર્થિક, રાજ્યનૈતિક ને વ્યાપાર—ઔદ્યોગિક માહિતીઓથી ભરપૂર લેખ આપવામાં આવ્યા છે. એકે એક લેખ અભ્યાસપૂર્ણ હોવાથી આખો અંક વાંચી જતાં યુરોપની વર્તમાન પરિસ્થિતિનો બહુ સરસ ખ્યાલ મળે છે. ચિત્રમય જગતનો આ ખાસ અંક ખરેખર વાંચવા ને સંઘરવા જેવો છે. દરેકને તે વાંચવાની ભલામણ કરીએ છીએ.

**ના. નં. ચોકસી.**

## સ્વીકાર :

નીચેનાં પુસ્તકો વગેરે મળ્યાં છે : પરિચય હવે પછી અવકાશે :—

(૧) सर्व लक्षण संग्रह: (સંસ્કૃત) (૨) શેઠ ભોગીલાલ ચ. વિદ્યાવર્ધક પુસ્તકાલય-
— નાવ્યા નેક્ષનિ નામના યુવકની નાતભા
વશાત્ બન્નેના ગાઢ સંપર્કમાં મૂકાતાં (૩) મુસ્લિમ કુતુબખાનાના ઉપલેટાના ધારાધોરણ
કુમારિકાઓની પસંદગીને વડીલોની પણ સ પ્રવૃત્તિઓ ૧૯૩૭ (૫) ત્રિવેદી મેવાડા વર્તમાન
એ સંબંધમાં નલિનના દીલમાં ભારે મુંઝવણ -ત્રિમાસિક પુ. ૧૦ : અંક ૧-૩ (૭) લોકોદય
રંગાયેલી સુમન પોતાની સખીના લાભમાં ઉજમદાસ પટેલ, કડીઃ વા. લવાજમ રૂ. ૧ )
નલીનનો માર્ગ મોકળો કરી આપે છે ને પોતાનાં રણછોડદાસ પટેલ, એલિસ બ્રીજ, અમદાવાદ :
સંઘના કાર્યમાં સમર્પી દે છે. ૧૯૩૦-૩૧ની જો : તંત્રી, જમિયત કે. પંડયા, ખંભાત :
વિવિધ અનુભવોમાંથી પ્રેરણા પામી લેખકે આ

# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | જીવતા તહેવારો | કાલેલકર દત્તાત્રય બાલકૃષ્ણ | નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ | ૦–૨–૬ | ૨ જી આવૃત્તિ |
| ૨ | નવો આચાર–નવો વિચાર | હરભાઈ ત્રિવેદી | દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર | ૦–૧૨–૦ | |
| ૩ | વસુંધરાનાં વ્હાલાં દવલાં | ઝવેરચંદ મેઘાણી | નાગરદાસ મોહનલાલ સ્વાધીન મુદ્રણાલય સૌરાષ્ટ્ર રોડ, રાણપુર | ૧– ૮–૦ | ફૂલછાબનું ૧૯૩૭નું ભેટ પુસ્તક |
| ૪ | શિકાર કથાઓ | જીવરામ જોષી | ગુ. ગ્રં રત્ન કાર્યા. અમદાવાદ | ૦– ૮–૦ | ગુ. બા. ગ્રં. ગુ. ૩ પુ. ૨ |
| ૫ | શેરંથાની આર્થિક તપાસ | વિ. મ. કોઠારી, તથા ઝ. પુ. પટેલ | ગ્રામસેવા સમિતિ બારડોલી | ૦– ૪–૦ | |
| ૬ | નવયુગની સ્ત્રી | શારદાપ્રસાદ વર્મા | યુગાન્તર કાર્યાલય, સુરત | કા. પું. ૦–૧૨–૦ પાં. પું. ૧– ૦–૦ | |

* * *

## અગ્નિ દિવ્ય

**વ્યસનથી** કેવી દુર્દશા થાય છે એ જગજાહેર છે. છતાં મનુષ્યો એ વ્યસનથી દૂર રહી શકતાં નથી. મૌખિક ઉપદેશો કરતાં વાર્તા દ્વારા વ્યસનની બદીના ચિતારો તથા તેથી થતી હાનિ જાણવામાં આવતાં મનુષ્યના દીલ પર વધારે સંગીન અને દૃઢ અસર થાય એવી દૃઢ માન્યતાથી પ્રેરાઈ મહારાષ્ટ્રના પ્રખ્યાત નવલકથાકાર રા. વિઠ્ઠલ સિતારામ ગુર્જરે "**અગ્નિ દિવ્ય**" નામની બોધક નવલકથા મરાઠી ભાષામાં લખી છે. એનું આ ગુજરાતી રૂપાંતર પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રીયુત રાંગણેકર સાહેબે ગુજરાતી આલમને ચરણે ધર્યું છે. ગુજરાત એ બદીમાંથી મુક્ત નથી માટે દરેક વ્યક્તિએ "**અગ્નિ દિવ્ય**"નું પુસ્તક વાંચવું જોઈએ. ગામડાંમાં તો એનો ખૂબ પ્રચાર થવો જોઈએ.

મળવાનું ઠેકાણું:—

**બી. પરીખ એન્ડ કો., માંડવી રોડ – વડોદરા.**

કિંમત કાચું પૂંઠું રૂ. ૧–૦–૦ : પાકું પૂંઠું રૂ. ૧–૪–૦.

આશા રાખીએ છીએ કે પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનાર કાર્યકરો પોત પોતાના પ્રાંતની તેમજ રાજ્ય મંડળની સભામાં હાજર રહી પોતાને ત્યાંની પ્રવૃત્તિઓને વધારે કાર્યક્ષમ બનાવવા માટે શ્રીમાન મોતીભાઈ સાહેબ પાસેથી જરૂરી માર્ગસૂચન અને પ્રોત્સાહન મેળવવાની આ તક એળે નહિ જવા દે.

## રાજ્ય બહાર

**ષણ્માસિક તાલીમ વર્ગ :**—લાહોરમાં પુસ્તકાલય શાસ્ત્રનું શિક્ષણ આપવા માટે ડયુઇ કૉલેજની યોજના થઇ છે. તેનો પહેલો વર્ગ તા. ૧-૧૦-૩૭ થી તા. ૩૧-૩-૩૮ સુધી છ માસ માટે ચાલવાનો છે, ને તેમાં પ્રાથમિક ( એલિમેન્ટરી ), અને ઉચ્ચ (એડવાન્સ્ડ) અભ્યાસક્રમોની તાલીમ આપવાની ગોઠવણ છે. પ્રાથમિક શિક્ષણના ઉમેદવારો માટે ઓછામાં ઓછી લાયકાત કોઇ પણ હિંદી યુનિવર્સિટીના મેટ્રીકયુલેશન અગર તો સ્કૂલ લીવીંગ સર્ટીફિકેટ જેટલી, અને ઉચ્ચ શિક્ષણના અભિલાષીઓ માટે ' બી. એ. ' ' બી એસસી ' અગર એ કોટિની બીજી પદ્વી જેટલી ઠરાવાઇ છે. પ્રાથમિક શિક્ષણમાં ઉત્તીર્ણ થનાર હરકોઇ વિદ્યાર્થી ઉચ્ચશિક્ષણ માટે લાયક ગણાશે. પ્રાથમિક અભ્યાસ માટે રૂ. ૧૫), અને ઉચ્ચ અભ્યાસ માટે રૂ. ૨૫) ની ફી રખાઈ છે. ફી અગાઉથી ભરી દેવાની હોઇ કોઇ પણ સંજોગોમાં પાછી યા મજરે અપાશે નહિ. ફી પૈકી રૂ. ૫) અરજી સાથે અને બાકીની દાખલ થતી વખતે ભરી દેવાની છે. ઇચ્છુક ઉમેદવારોએ ' ડયુઇ કૉલેજ ઑફ લાયબ્રેરી સાયન્સના પ્રિન્સિપાલને—દયાળસિંગ પબ્લીક લાયબ્રેરી લાહોરને શિરનામે ' તા. ૩૧-૮-૩૭ સુધીમાં અરજી કરવાની ભલામણ છે. ઠરેલો અભ્યાસક્રમ પૂરો થતાં પરીક્ષા લેવાશે ને તેમાં ઉત્તીર્ણ થનારાને કૉલેજ તરફથી પ્રમાણપત્ર અપાશે.

**અખિલ ભારત પુ૦ મંડળની પરિષદ :**—અખિલ ભારત પુસ્તકાલય મંડળની ૩જી પરિષદ ચાલુ સાલે નાતાલના તહેવારોમાં દીલ્હી ખાતે ભરવાનું નક્કી થયું છે; ને તેને માટે દીલ્હી યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર રાય બહાદુર રામકિશોરના અધ્યક્ષપદે વગદાર સ્વાગત સમિતિ નીમાઇ છે. આ મંડળની પ્રથમ પરિષદ કલકત્તામાં અને બીજી લખનૌમાં મળી હતી.

## પરદેશ

**શહેનશાહી સહીઓના નમૂના :**—ઇંગ્લંડમાં આવેલા ઑલ્ટ્રીંચામના સાર્વજનિક પુસ્તકાલયમાં આઠ બ્રિટિશ શહેનશાહોના રાજ્યાભિષેકને લગતા દસ્તાવેજો જાહેરને જોવા માટે પ્રદર્શિત થયા છે. જુનામાં જુનો દસ્તાવેજ જેમ્સ બીજાના વખતનો હોઈ વર્તમાન શહેનશાહ જ્યૉર્જ ૬ઠ્ઠા સુધીના રાજકર્તાઓની સહીઓના નમૂના એ દસ્તાવેજોમાં જોવા મળે છે.

**ખાત ક્રિયા :**—ઑક્સફર્ડની સુવિખ્યાત બોડલીન લાઇબ્રેરીના મકાનને વિસ્તારવાની જરૂર પડતાં તેની ખાત ક્રિયા શહેનશાહ, માતા મેરીને શુભ હસ્તે તા. ૨૫-૬-૩૭ના રોજ કરાવાઇ છે.

**છાપાં ન વાંચનારાં સજાપાત્ર !:**—વર્તમાનપત્રો ન વાંચવાં એ નાઝી કાયદા મુજબ જર્મનીમાં ગુન્હો ગણાય છે. એ કાયદાની અવમાનના કરનાર બે યુવાનોને હાલ થોડા જ વખત પર ત્યાંના ન્યાયાધીશોએ દંડની સજા કરી સલાહ આપી છે કે ' હવેથી છાપાં નિયમિત વાંચજો ! '

પુસ્તક ૧૨ મું.
અંક : ૯મો

સપ્ટેમ્બર
૧૯૩૭



# પુસ્તકાલય

લવાજમ :
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક
ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા.....વડોદરા.



# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| મુક્તિ મંદિર ( કાવ્ય ) | આલજીભાઈ ન૦ સોલંકી | ૫૪૭ |
| જ્ઞાનમંદિરને ( કાવ્ય ) | રમણ પાઠક | ૫૪૮ |
| ' લેખકોની શેઠી ' | ' ઉદ્ધૃત ' | ૫૪૯ |
| જ્ઞાનદીપક ( કાવ્ય ) | હરિશંકર દવે | ૫૫૦ |
| જ્ઞાનનો મહિમા | અમથાલાલ મયારામ પંડ્યા | ૫૫૧ |
| પુસ્તકચ્યાક ( કાવ્ય ) | ચંચળબેન કા૦ પટેલ | ૫૫૮ |
| ગ્રા૦ પુ૦ પ્રવૃત્તિનો અખતરો | છોગાલાલ મા૦ કામદાર | ૫૫૯ |
| થોડુંક જાણવા જેવું... | નાનાલાલ કે૦ પટેલ... | ૫૬૩ |
| જ્ઞાન ઝરણું ( કાવ્ય ) | જોઈતાભાઈ ઈ૦ પટેલ | ૫૬૫ |
| ગ્રંથાગાર ( કાવ્ય ) | વ્રજલાલ છ૦ જોષી | ૫૬૬ |
| પેથી બ્હેનાં ! ( કાવ્ય ) | રસુલભાઈ નબીજી વહોરા | ૫૬૬ |
| વાચન તરંગ | સોમાભાઈ ન૦ રાવળ | ૫૬૭ |
| પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ | | ૫૬૯ |
| પુસ્તકાલયોની તપાસણી | | ૫૭૦ |
| ન પ્રા. પુ. મંડળનો ૧૯૩૬–૩૭નો હેવાલ-હિસાબ | | ૫૭૨ |
| મહાલ મંડળોની વાર્ષિક સભાઓ | | ૫૭૩ |
| પુસ્તકાલયોનું કાયમફંડ | | ૫૭૯ |
| પુસ્તક પરિચય | ના. ચં. દીવાનજી; 'રસુલ', ના. નં. ચોકસી | ૫૮૧ |
| નવીન ફાલ : સ્વીકાર... | | ૫૯૩ |
| પુસ્તકાલય નોંધ | | ૫૯૪ |
| પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ ને મળેલું ૨૫મું ટ્રસ્ટફંડ | | ૫૯૮ |
| વડોદરા મહાલ મંડળની શિષ્ટ વાચનની પરીક્ષાની જાહેરાત | | ૫૯૯ |
| પુ૦ સ૦ સ૦ મંડળમાં નવીન વેચાતાં પુસ્તકો | | ૬૦૦ |
| માસિકો મળ્યા તારીખ | | ૬૦૧ |
| શું વાંચશો ? | | ૬૦૨ |
| ભલામણનાં પુસ્તકોની યાદી નં. ૪૬ | | ૨૩ |
| ભલામણ કરેલાં સામયિકોની યાદી | | ૨૪ |


૧૬૦૦-૯-૩૭.




પુસ્તક ૧૨ મું સપ્ટેમ્બર અંક ૯ મો

# મુક્તિમંદિર

અણદીઠા પંથ ખેડવા મ્હારે વીંધવા સાગરતીર
આંખડલી અંધાર રે ! મ્હારી
માથે કાળી રાત ગોઝારી.

ઘુમવાં દિગદિગન્તોને મ્હારે ને ઘનઘોર વનની વાટ
દિસે ચોદિશ અંધારૂં
કહો ભાઇ પંથ કયા ન્યાળું ?

ચઢવા ગગન ગઢ ચૂંબતા ગિરિ ને ખેલવાં સુરજ સાથ
મારગડો ચીંધશો કોઇ ?
હૈયા આશ પૂરશો કોઇ ?

દૂર ઉંડેથી સાદ સુણાયો ઉર ધખે ધબકાર
'બેટા ત્હારી આશ પુરાશે
આંખડલીએ તેજ છવાશે.'

માત શારદને ખોલડે તે દિ'થી ચડીયો ગ્રંથાલય દ્વાર
અમુલખ આવીયું ટાણું
મુક્તિરસે હૈડું ભીંજાણું

પંથડે પળીયો, મારગ જડીયો, ઉઘડયાં આતમબાર
પિપાસુઓ આવજો આંહિ
તૃષાને છીપાવવા ભાઈ !

ઉંઝા
ઉ. ગુજરાત

આલજીભાઈ નરસિંહભાઇ સોલંકી



# જ્ઞાનમન્દિરને

(વસન્ત તિલકા)

ના ધૂપ, દીપ, તુળશી તણી કાષ્ટમાલા,
ને ના કુસુમ સુરભિ નહિ પુષ્પમાલા,
ઘંટારવો ન ગરજે, નહિ સ્તોત્રનાદ,
ને ત્યાં ન સ્થાપિત અચેતન શૈલ્ય મૂર્તિ.

(ઇન્દ્રવંશા)

ત્યાં ના કદિએ ઉંચ નીચ ભેદ ને,
ના કોઈ અસ્પૃશ્ય પુજા કરી શકે,
જે ચાલ એવો સુર મન્દિરો મહીં,
તે ભસ્મ થાએ તુજ જ્ઞાનમન્દિરે.

(મન્દાક્રાન્તા)

ત્યાં લ્હેરાયે પુરણ વિકસી જ્ઞાન કેરાં કુસુમો,
મ્હેકે સુરભિ અમર બનવા માનવી સૌરભે એ,
આવે નિત્યે તિમિર તરવા જ્ઞાનને ઢુંઢતા સૌ,
દેવી પોથી સરવ જનને જ્ઞાનનું દાન દે છે.

(ઇન્દ્ર વજ્રા)

ત્યાં વાસ તેત્રીસ કરોડ દેવો,
નો, જ્ઞાન વારિ ભરપૂર સિંચ્યે,
બેસે તહીં આબિજ અંકસ અન્યો,
હસ્તે ગ્રહીને જળ – જ્ઞાન પીવા.

(દ્રુત વિલમ્બિત)

પુજન ત્હારૂં અમૂલ્ય સદા કરૂં,
અચૂક મન્દિર આવું સુભાવથી,
હૃદયમાં તુજ ધ્યાન ધરૂં મ્હને
અમર જ્ઞાન – પ્રસાદ તું આપજે.

કરજણ ] રમણ પાઠક

# લેખકોની 'રોટી'

( ઉદ્ધૃત )*

[ લેખકો વર્તમાનની કે ભૂતની કે ભવિષ્યની સૃષ્ટિમાં વિહરતા હોય, તો યે તેમને રોટી જોઇએ છે: એટલે કે તેમણે યે તેમના શ્રમનો બદલો મેળવવો જ જોઇએ છે. લેખકોના પુરસ્કારના પ્રશ્ન પરત્વે દરિયામાં આજે કેવી બેનમૂન સ્થિતિ છે તે નીચેના લેખમાં દર્શાવ્યું છે. ]

**આ**પણે ત્યાં લેખકોને પુરસ્કાર આપવાની ચર્ચા ખૂબ થઇ રહી છે, કેટલીક યોજનાઓ પણ રજુ થઈ રહી છે અને કેટલાક પ્રકાશકોએ તો તેની નહિ જેવી શરૂઆત પણ કરી દીધી છે. પુસ્તકોનો બદલો આપવાનું તો થોડો લાંબો સમય થયાં ચાલી રહ્યું છે. આ પ્રશ્ન આપણે ત્યાં જેમ સાહિત્યસર્જનના એક આવશ્યક પ્રશ્ન તરીકે સૌનું ધ્યાન ખેંચી રહ્યો છે તેવું જ દુનિયાભરના તમામ દેશોમાં છે, કેમકે દુનિયા આખીને માથે આજે પ્રશ્ન તો 'રોટી'નો જ છે ને ?

## ઇંગ્લેંડ—અમેરિકામાં

ઇંગ્લેંડ અને અમેરિકામાં અત્યારે જે પુરસ્કાર આપવામાં આવે છે, એ આપણા પ્રમાણમાં ગમે તેટલો સારો હોય પરંતુ ત્યાંના જીવનધોરણની દૃષ્ટિએ કાંઇ બહુ સંતોષજનક નથી, અને એથી ત્યાં પણ એનું ધોરણ બદલવાની હીલચાલ થઇ રહી છે. ત્યાં માત્ર ૧૫ ટકા જેટલી 'રોયલ્ટી' ( દર પુસ્તક વેચાય તે ઉપર ) લેખકને મળે છે. આ પ્રમાણ કાંઇ બહુ આકર્ષક તો નથી જ; પરંતુ ત્યાં દરેક પુસ્તકની ખૂબ મોટી સંખ્યા ઉપડતી હોવાથી લેખકને 'મહેનતાણું' મળી રહે છે. પરંતુ લેખકોને જે ઉત્તેજન, જે આવકાર અને જે ઉત્સાહ મળવો જોઇએ તેમ નથી થતું.

નવા લેખકને તો ભારે અન્યાય થાય છે. એનું પુસ્તક બજારમાં ઓછું ઉપડે એ સહજ છે. આથી એને હતોત્સાહ થવું પડે છે અને પરિણામે પ્રાપ્તકીર્તિ લેખકોને બાદ કરતાં બીજાઓને માટે સાહિત્યના નવા પ્રયોગો કરવાની તક રહેતી નથી.

આ ઉપરાંત, જ્યારે કોઇ પુસ્તક કોઇ 'બુકક્લબ' કે 'બુકસોસાયટી' કે 'લીટરરી ગિલ્ડ' તરફથી પ્રસિદ્ધ થાય છે ત્યારે તો નહિ જેવું જ મળે છે. બીજી આવૃત્તિ અથવા એ પછીની આવૃત્તિ ઉપર પણ બહુ જ ઓછું મળે છે.

આ તો ઇંગ્લેંડ અમેરિકાની વાત થઈ. બીજા દેશોમાં તો લેખકને વળતર ટકા ૬ થી ૧૦ જ હોય છે. આને પરિણામે સાહિત્યને વિકસવા માટે જે આવશ્યક ભૂમિકા અથવા વાતાવરણ હોવું જોઇએ તે નથી બનતું.

---

* તા. ૧૧-૨-૩૭ ના 'નવસૌરાષ્ટ્ર' માંથી ઉધ્ધૃત.

**રશિયામાં**

આથી ઊલટું—બરાબર જુદું જ—રશિયામાં છે. સોવિયટ રશિયામાં લેખકોને ' બંદી ' જેવા બનાવી દેવામાં આવ્યા છે, ' બીબાં ' પેદા કરનાર બનાવી દેવામાં આવ્યા છે, સાહિત્યના ક્ષેત્રમાં પણ સરમુખત્યારી ચલાવવામાં આવે છે, વગેરે ' ઢાઉ ' ઘણીવાર ઘણી બાજુથી, ઘણાં કહેવાતાં " વિશ્વાસપાત્ર સ્થાનેથી " રજુ કરવામાં આવે છે. અત્યારે આપણે એની ચર્ચા બાજુ પર રાખીએ. પરંતુ ત્યાં લેખકોને આર્થિક રીતે કેટલી બધી નિશ્ચિંતતા કરી દેવામાં આવી છે અને એને પરિણામે સાહિત્યસર્જનની કેટલી બધી શક્યતા એ દેશે પહેલી જ વાર જગતભરમાં જન્માવી છે તે આપણે જાણીએ તો ખોટું નથી.

સોવિયટ રશિયામાં પુસ્તક પ્રસિદ્ધ થતાં પહેલાં જ અગાઉથી ' રોયલ્ટી ' આપવામાં આવે છે. આઠ પાનાંના ફર્મા ઉપર ૧૫૦ રૂબલ ( એટલે આશરે ૨૦૦ રૂ. ) આપવામાં આવે છે. એટલે બીજા દેશોમાં મળે છે તેના કરતાં આ રકમ આઠથી નવ ગણી થઈ ! જ્યારે પુસ્તકની બીજી આવૃત્તિ નીકળે છે, ત્યારે મૂળના ૬૦ ટકા આપવામાં આવે છે. કેટલાક પ્રખ્યાત લેખકોની બાબતમાં તો ૧ ફરમે ( ૮ પાને ) ૧૦૦૦ રૂબલ સુધી આપવામાં આવે છે !

આમ રશિયામાં લેખકને સમાજના એક કિંમતી સેવક તરીકે, જનતાના એક અત્યુત્તમ કેળવણીકાર તરીકે, સંસ્કૃતિના એક મહત્ત્વના સર્જક તરીકે સ્વીકારી બદલો આપવામાં આવે છે, નહિ કે એનું લખાણ બજારમાં કેટલું ખપે છે તેના ઉપર.

**આપણે ત્યાં ક્યારે ?**

અન્ય દેશો સાહિત્ય અને સંસ્કૃતિની બાબતમાં ગમે તેટલી ડંફાસો મારતા હોય તોપણ ત્યાં લેખકો એ ' વેઠીઆઓ ' છે, જ્યારે મજૂરકિસાનના સ્વતંત્ર રાજ્ય રશિયામાં લેખકોનું સ્થાન અનોખું જ છે. મૂડીવાદી દુનિયાનાં ' લેખકમંડળો ' લેખકની વૃદ્ધાવસ્થામાં બહુ બહુ તો થોડુંક દાન આપવા સુધી તૈયાર થાય છે, ત્યારે રશિયામાં તો એ ' મંડળો ' નવા લેખકોને શરૂઆતમાં જ એટલું આપે છે કે બીજું પુસ્તક તૈયાર કરતાં એને વધારે સમય લાગે અથવા વધારે મહેનત લેવી પડે તોપણ એ દરમ્યાન એને ચિંતા ન કરવી પડે; અને દરેક પુસ્તકે એટલું આપવામાં આવે છે કે વૃદ્ધાવસ્થામાં પણ એને કશી જ ચિંતા ન કરવી પડે.

જે વાત આજે આપણને અશક્ય લાગે છે, કોક ' પરીકથા ' જેવી લાગે છે, એ બીજા એક દેશમાં બની રહ્યું છે એ આપણે ન ભૂલીએ એટલું પૂરતું છે.



## જ્ઞાન દીપક

સુષુપ્ત મનુ મંદિરે દીપક રાત્રિએ જાગતો,
ધરી નવલ તેજધાર ગૃહ ઠામ ઉજાળતો;
સખે ! હૃદય મંદિરે સતત દીપ વિજ્ઞાનનો,
પ્રકાશી સહુ સ્થાનમાં જીવન મર્મ ઉકેલતો.

વાલમ હરિશંકર દવે

# જ્ઞાનનો મહિમા*

[ લેખક : અમથાલાલ મયારામ પંડ્યા, ગાંભુ તા. ચાણસ્મા ]

## सत्यं परं धीमहि

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यंति यत्सूरयः
तेजो वारि मृदां यथाविनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्त कुहकं सत्यं परं धीमहि ॥

જ્ઞાન અને તેનો મહિમા, એ વસ્તુ ઘણી તાત્ત્વિક છે. જો આ વિષય કોઈ સાક્ષર જનથી ચર્ચાયો હોત, તો તેની અસર ઘણી ઉત્તમ પ્રકારની થઈ શકત; છતાં તેમાં યથાશક્તિ પ્રયાસ કરું છું: જ્ઞાન એટલે શું ? " જ્ઞાન " એમાં–જ્ઞા–ધાતુ છે, તે ઉપરથી તેનો સામાન્ય અર્થ, જાણવું ઓળખવું–સમજવું અગર સાચું ભાન થવું : એવો અર્થ નીકળી શકે છે. હવે, તે ઉપરથી શું જાણવું, શું સમજવું, કોનું કેવી રીતે ભાન થવું એ વાતનો વિચાર કરીશું.

આ જગતમાં મનુષ્યનો જન્મ ધારણ કરીને દરેક મનુષ્યે જ્ઞાન મેળવવું એ ઘણું જરૂરી છે, એમ ઘણા કાળથી મનાતું આવ્યું છે. અરે ! મનુષ્ય સિવાય, ઈતર દેહધારી જીવોને પણ પોતાના દેહની જરૂરીઆત પ્રમાણે જ્ઞાન મેળવવાની જરૂર પડે છે. છતાં મનુષ્ય પ્રાણી ઉચ્ચ કોટિમાં હોઈ જ્ઞાનની કિંમત અને પ્રભાવ સમજી શકે છે અને તેનો લાભ થોડે કે ઘણે અંશે લઈ શકે છે.

જ્ઞાનની વિરુદ્ધ બાજુને અજ્ઞાન કહેવામાં આવે છે. જો અજ્ઞાન ન હોત તો જ્ઞાનની કિંમત આંકી શકાત નહીં, અને તેથી જ્ઞાન એવો શબ્દભાવ ઉત્પન્ન થઈ શકત નહીં; ત્યારે અજ્ઞાન એટલે શું ? તો તેનો અર્થ મૂઢપણું, અઘોર અવસ્થા યા અંધકારમય જીવન એવો સામાન્ય અર્થ થઈ શકે છે. હવે આપણે જ્ઞાન સંબંધી કંઈક વિચાર કરીએ. જ્ઞાનનો અર્થ જાણવું ભાન થવું એવો અર્થ લઈએ તો શું જાણવું, શું વિચારવું, અગર કયી વસ્તુનું ભાન થવું એ પ્રશ્નોની પરંપરા આગળ ચાલતાં, હું કોણ ? ક્યાંથી આવ્યો ? ક્યાં જઈશ ? આ દૃશ્ય આડંબર એ શું છે ? આ બધું ક્યાંથી અને શામાંથી ઉત્પન્ન થયું ? આ બધું કોણે સર્જ્યું ? આ જગતના જીવો સાથે મારે કેવી રીતે વર્તવું ? સગાં વહાલાં, કુટુંબ પરિવાર, દેશ, અને સમાજના અરસપરસના ધર્મો કેવા છે ? કેવી રીતે અને કયા પ્રકારે જીવનનિર્વાહ ચલાવવો ? પાપ અને પૂણ્ય અસત્ય અને સત્ય, કોને કહેવાય ? સુખ અને દુઃખ એ ભાવો શાથી જણાય છે ? મનુષ્ય પ્રાણી અને અન્ય પ્રાણીઓમાં તફાવત કેટલો છે ? મારે દરેકની સાથે કયા પ્રકારનો વહેવાર રાખવો ? આ જીવનનો હેતુ શો છે ? કયા પ્રકારે

---

* બહુચરાજીમાં મળેલી મહેસાણા પ્રાંતની ૩ જી પુ૦ પરિષદ માટે લખાયલો નિબંધ.

ઉચ્ચ જીવન જીવી શકાય ? સુખ મેળવવા અને દુઃખનું નિવારણ કરવા સારૂ કેવી રીતે વર્તવું ? એવા અનેક પ્રશ્નોનો સમાવેશ જ્ઞાનમાં થાય છે. અને તેથી જ્ઞાનના બે પ્રકારો પડે છે : (૧) માયિક જ્ઞાન અને (૨) ઇશ્વરી જ્ઞાનઃ અથવા બીજી રીતે આલૌકિક જ્ઞાન અને પારલૌકિક જ્ઞાન, યા સામાન્ય જ્ઞાન અને આધ્યાત્મિક જ્ઞાન એમ બે પ્રકાર થઇ શકે છે. માટે તે બન્ને પ્રકારનાં જ્ઞાનનો કંઇક વિચાર કરીએ.

આલૌકિક જ્ઞાન એટલે શું અને તેની જરૂરીઆત શા માટે છે તેનો ખુલાસો કરતાં સમજાય છે કે–" જે જ્ઞાન વડે, આ દશ્ય જગતનું સત્ય ભાન થઇ, ઉચ્ચ કોટિનું મનુષ્ય જીવન જીવી શકાય તે જ્ઞાન આલૌકિક જ્ઞાન કહેવાય છે; અને " જે જ્ઞાન વડે જગતનાં સુખ દુઃખોનું નિવારણ થઇ પરમ શાન્તિ એટલે મોક્ષ મળી શકે તે પારલૌકિક એટલે આધ્યાત્મિક જ્ઞાન ગણાય છે. હવે આ બન્ને પ્રકારનું જ્ઞાન કેવી રીતે મેળવવું, અને તે જ્ઞાન મેળવવા માટે કયાં કયાં સાધનો મળી શકે તેનો ઉલ્લેખ કરીશું.

જગતમાં જન્મ ધારણ કર્યા પછી મનુષ્ય પ્રાણીને, જ્ઞાન સંપાદન કરવામાં જે સાધનો કારણભૂત થાય છે તે એવાં છે કે :—( ૧ ) પૂર્વના સંસ્કારઃ તેમાં ગત જન્મના અને માતા પિતાના ગર્ભના સંસ્કારો હોય છે; ( ૨ ) દેશકાળ અને પરિસ્થિતિઃ તેમાં જન્મ સ્થળનું વાતાવરણ, આબોહવા, ઘરસંસ્કાર અને સોબતના સંસ્કારોની છાપ પડે છે. ( ૩ ) શિક્ષણ સંસ્થાઓ અને કેળવણી; ( ૪ ) સાહિત્ય સંસ્કારોઃ તેમાં પુસ્તકાલયો, ધાર્મિક બોધ, નાટકો, શિલાલેખો, તામ્રપટો, કથા વાર્તાઓ, કુદરતી અને પ્રાકૃતિક રચનાઓ વગેરેથી જ્ઞાન સંસ્કારો પડે છે; ( ૫ ) દેશાટણઃ તેમાં દેશદેશાન્તરનું પરિભ્રમણ કરી મેળવેલું જ્ઞાનઃ એમ પાંચ પ્રકારો વડે મનુષ્ય પ્રાણી જ્ઞાનવાન થઇ શકે છે. પહેલા અને બીજા પ્રકારમાં ગત જન્મનો અનુભવ અને માતાપિતા તથા સોબતના સંસ્કારો પડે છે. ત્રીજા પ્રકારમાં કેળવણીનું સ્વરૂપ અને શિક્ષક અથવા ગુરૂની લાયકાત પ્રમાણે જ્ઞાન મળે છે. ચોથા પ્રકારમાં પુસ્તકાલયો અથવા જ્ઞાનભંડારોના ઉત્તમ ગ્રંથોનું વાચન, મનન અને નિદિધ્યાસન ચારિત્ર્ય ઘડવામાં શ્રેષ્ઠ સ્થાન ભોગવે છે.

પ્રાચીન સમયમાં સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અને જ્ઞાનાલયો અર્વાચીન કરતાં જુદા પ્રકારનાં હતાં. હજારો જીજ્ઞાસુ બાળ બ્રહ્મચારીઓ જંગલમાં મઢી બાંધીને રહેનારા વિરક્ત ગુરૂઓ પાસે વિદ્યા ભણી જ્ઞાનવાન થતા હતા. તે જમાનામાં લેખનકળા અને લિપિની શોધ નહિ થયેલી હોવાથી ગુરૂપરંપરાએ મૌખિક જ્ઞાનની આપ લે કરતા હતા. તે પછીના જમાનામાં લિપિ અને લેખનકળાનો ઉપયોગ કરીને તાડપત્રો, તામ્રપટો, શિલાલેખો દ્વારા જ્ઞાનનો સંગ્રહ થવા લાગ્યો અને લહીઆઓ દ્વારા અનેક જ્ઞાનગ્રંથો લખાવા લાગ્યા, અને એવા હસ્તલિખિત ગ્રંથો વડે હજારો સદ્ગ્રંથોના ભંડારો ભરાવા લાગ્યા. પવિત્ર ઋષિ-મુનિઓએ સ્વાનુભવથી એકઠું કરેલું જ્ઞાન જે તાડપત્રો દ્વારા સંઘરાએલું હતું તેનાં વેદ, ઉપનિષદ્, શ્રુતિ, સ્મૃતિ વગેરે નામો અપાયાં હતાં, અને તે દ્વારા સમાજવ્યવસ્થા, રાજ્ય-વ્યવસ્થા અને વિદ્યાકળા તથા જ્ઞાનબોધની ગોઠવણો કરવામાં આવતી હતી. પવિત્ર મહાપુરૂષોનાં પવિત્ર હૃદયોમાંથી યોગ અને અનુભવ દ્વારા જે જ્ઞાનના ઉદ્ગારો વાણીરૂપે નીકળ્યા, તે

ઇશ્વરપ્રેરિત અને પવિત્ર લેખાયા હતા અને તેથી જ વેદવાણીને ઇશ્વરના ઉદ્‌ગારો ગણવામાં આવે છે. વેદ–ઉપનિષદો પછી જે ગ્રંથરચના થઇ, તેમને છંદ, વ્યાકરણ, ન્યાય, શીલ્પ, યોગસૂત્રો, શાસ્ત્રો, ઇતિહાસ, પુરાણો, જ્યોતિષ, ખગોળ વગેરે નામો અપાયાં અને અનેક પ્રકારના જ્ઞાનનો વધારો થવા લાગ્યો, અને તે બધા પ્રકારના જ્ઞાનનો સંગ્રહ એકઠો થઇ, અનેક સ્થળોએ, જ્ઞાનભંડારો સ્થપાયા હતા, અને જ્ઞાન સાહિત્યની રચના શરૂ થઈ હતી. આપણાં હાલનાં પુસ્તકાલયો એજ જ્ઞાનભંડારોનું સ્વરૂપ છે. જગત પરની માનવ જાતિઓએ જુદા જુદા સ્વરૂપમાં જે જે જ્ઞાનભંડારોનો સંગ્રહ એકઠો કરેલો છે, તેનું મૂળ તપાસશો તો તેનો ઉદ્‌ભવ અને સંગ્રહ પ્રથમ પહેલાં આપણા ભારતવર્ષમાં થયેલો છે. જ્યારે જગત પરની અન્ય માનવ જાતિ જંગલી અવસ્થામાં જીવન વ્યતીત કરતી હતી, ત્યારે આપણો ભારતદેશ પૂર્ણ સુધારાની ટોચે પહોંચેલો હતો. આપણા ભારતના જ્ઞાનસાહિત્યમાં જે જ્ઞાનામૃતનો સાગર ભરેલો હતો, તેનાં મોજાં અને ઝરણાં વડે જ, અન્ય સમાજ જ્ઞાનામૃતનું પાન કરવા પામ્યો છે. આ જ્ઞાનસાગરના શિરે અનેક આફતનાં આંદોલનો અથડાયાં છતાં એ અમર ઝરણું ભારતમાં કોઇને કોઇ સ્વરૂપે સચવાઇ રહેલું છે અને પરદેશી લુંટારાઓએ લુંટવા છતાં ભારતના જ્ઞાનભંડારો અમરત્વને પામ્યા છે. ભલેને અન્ય દેશના લોકો લાખો–કરોડોની સંખ્યામાં ગ્રંથ સાહિત્ય એકઠું કરી મગરૂબી ધરાવતા હોય, છતાં ભારતના જૂજ છતાં અમૂલ્ય રત્નગ્રંથો અને ભંડારો આગળ તે કંઇ જ લેખામાં નથી. અન્ય સમાજો પાસે સાહિત્ય ભંડારોનો જે સંગ્રહ છે, તેમાંનો ઘણોખરો ભાગ ભારતના અમૃતસાગર જ્ઞાન ભંડારોમાંનો લુંટાયલો યા ચોરાયલો હિસ્સો છે, અને તેઓ પરની સંપત્તિ વડે જ મગરૂરી માણે છે. તેમ છતાં સાહિત્યકારો, શોધકો, જ્ઞાનીઓ, તત્ત્વચિન્તકો, ધર્મ સ્થાપકો, અવતારી પુરૂષો, ગ્રંથભંડારો, કળાઓ, વિદ્યાઓ, ઇતિહાસ–પુરાણો, સમાજવ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અધ્યાત્મ જ્ઞાન, વગેરેની આદ્ય જનની સંસ્કૃતિનું સ્વરૂપ ભારત માતાની કુખે જ જન્મ્યું છે. આલૌકિક અને પારલૌકિક જ્ઞાનની અમર જ્યોતિ હિંદમાં વસનારી આર્ય જાતિએ પ્રકટાવી છે. ઉચ્ચ કોટિનું મનુષ્ય જીવન જીવી જાણવાની શુદ્ધ ભાવના આર્યપ્રજાનાં પવિત્ર હૃદયોમાં ઉદ્‌ભવી છે. જે મહાન શક્તિના પ્રભાવથી આ વિશ્વ રચના પ્રકટી છે, તેના પદને પામવા માટે, અધ્યાત્મજ્ઞાનરૂપી અણમૂલ રત્ન હિંદ મૈયાના સુપુત્રોની કમાણી છે. હિંદના વેદાંત-કેસરી જ્ઞાનની ગર્જનાથી, અન્ય સમાજનું જ્ઞાન સંતાઇ જાય છે. આપણા આવા જ્ઞાન સાહિત્યનો લગભગ ત્રણચાર હજાર વર્ષો ઉપર પરદેશી લુંટારાઓએ લુંટી–બાળીને, તેનો નાશ કરેલો છે. ભારત માતાની અણમૂલ દોલત જોઇને ઇર્ષાના અગ્નિ વડે બળનારાઓ તે રોમનો, ગ્રીકો, મિસરવાસીઓ, પર્શિઅનો અને આરબો હતા. તેમણે હિંદવાસીઓની ભોળા-ઇનો, આળસનો અને કલહનો યા પડતીનો લાભ લીધો છે, છતાં ભારત માતાનો જ્ઞાનસાગર હજી ખૂટ્યો નથી.

જગતમાં ચઢતી પડતીના પલટા દરેક સમાજ ઉપર આવે જાય છે. પાશ્ચાત્ય દેશો જે હિંદની સંસ્કૃતિ અને જ્ઞાન જોઇને મુગ્ધ થતા, તે જ હિંદના નવયુવકો પાશ્ચાત્ય સંસ્કૃતિથી મોહિત બને છે. આ એક સમયની બલિહારી છે. હિંદના નવયુવકો પરદેશનું આંધળું અનુકરણ કરી સંતોષ માને છે. પોતાના દેશનો અમૂલ્ય અને અખૂટ જ્ઞાનભંડાર જે અજ્ઞાત

અવસ્થામાં પડી રહ્યો છે અને જે અનેક આફતોની પરંપરામાંથી બચવા પામ્યો છે, તેને પ્રકાશમાં લાવીને પુનરૂદ્ધાર કરવાની અત્યંત જરૂરીઆત છે; છતાં તે દિશામાં પ્રવૃત્તિ થતી જણાતી નથી. આપણું અમૂલ્ય જ્ઞાનસાહિત્ય દેશોદ્ધાર કરવામાં મુખ્ય સાધન છે. તેને નવજીવન આપીને સમાજ સમક્ષ ખુલ્લું મુકવાની પ્રથમ જરૂરીઆત છે. તે માટે ભારતના સમાજસર્જકોને નમ્ર અરજ છે. આપણા જ્ઞાનસાહિત્યનો અમૂલ્ય વારસો, જે સંસ્કૃત, પાલી, માગધી વગેરે ભાષાઓમાં લખાએલો છે, અને હજારો વર્ષથી અંધકારમય સ્થિતિમાં પડી રહીને સડે છે, અને જે પાટણ, ખંભાત, જેસલમીર, ભિન્નમાળ વગેરે સ્થળોએ જૈન સાહિત્યરૂપે ભોંયરાં શોભાવે છે, તથા બનારસ વગેરે સ્થળોએ, ગુરૂકુળના પંડિતોએ સંઘરેલો છે, તે જ્ઞાનગ્રંથોનો દેશની પ્રચલિત ભાષામાં અનુવાદ થઇને ગુપ્ત રહેલા જ્ઞાનને પ્રકાશમાં મુકવાની જરૂર છે. એકદેશીય જ્ઞાનનો મોહ તજીને સર્વદેશીય જ્ઞાન ગ્રહણ થવું જોઇએ. આપણુંજ સારૂં અને બીજાનું ખોટું યા બીજાનું સારૂં અને આપણું ખોટું એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી, અને એવી સમજ હોય તો તે ભૂલભરેલી છે; પણ ઘરમાં પારસમણિ હોવા છતાં પરદેશમાં સોનું મેળવવા ભટકવું એમ થવું જોઇએ નહિ. આપણું સારૂં શોધી કાઢીને જે ન હોય તે બીજા સ્થળેથી મેળવવા પ્રયત્ન કરવો જોઇએ; પણ પોતાનો સાત્વિક આહાર નહીં જમતાં, પરદેશના ટુકડા મેળવવા વલખાં મારવાં એ જ અફસોસનો વિષય છે. માટે આપણી પ્રાચીન જ્ઞાન સંસ્કૃતિનું શોધન કરીને તેમાં અન્ય સમાજની સંસ્કૃતિના જ્ઞાનનો ઉમેરો કરવાની જરૂર છે. હાલમાં જાપાન, જર્મની, ઇટલી અને સોવિએટ રૂશિયાની કેવી રીતે ચઢતી કળા થઈ તેનો ઉંડો અભ્યાસ કરી, તે પ્રમાણે દેશોદ્ધાર કરવા કટિબદ્ધ થવું જોઈએ. આપણે મહાન ઋષિ–મુનિઓના વંશ વારસો છીએ તે ભુલી જવાનું નથી. આપણા અમૂલ્ય જ્ઞાન સાહિત્યની ખીલવણી કરો, આપણા જ્ઞાન ભંડારો સજીવન કરો, ગામડે ગામડે પુસ્તકાલયો ઉઘાડી મૃતપ્રાય જીવન વ્યતીત કરતાં અજ્ઞાન જનોને જ્ઞાનામૃતનું પાન કરાવી ચેતનવંતા કરો. પુસ્તકાલયો એજ આપણો સાચો ઉદ્ધારક છે. પુસ્તકાલય એજ આપણો ગુરૂ છે. અરે ! પુસ્તકાલય તો ગુરૂનો પણ ગુરૂ છે. અંધને આંખો રૂપે, પંગુને પાંખો રૂપે, અને નિર્ધનીઆને ધન રૂપે છે, સંસારમાંથી તારનાર નાવડું છે. આપણા હિંદનો ઉત્કર્ષ થવામાં અગત્યનો ફાળો પુસ્તકાલયો જ આપશે. તેની ચઢતી કળા એજ આપણી ચઢતી કળા છે. સમાજની અજ્ઞાનરૂપી ઉંઘ એ પુસ્તકાલયો વડે ઉડી જશે. પુસ્તકાલયો રૂપી જ્ઞાનજ્યોતિ વડે ઘર, ગ્રામ, દેશ, અને સમાજને પ્રકાશિત કરો !

હવે જ્ઞાન એ શું વસ્તુ છે, તેનો કંઇક ખ્યાલ આવ્યો હશે. મારો કહેવાનો મુખ્ય વિષય તો 'જ્ઞાનનો મહિમા' એ વિષે છે; છતાં હું કંઇક જુદા વિષય ઉપર ઉતરી જાઉં છું. જ્ઞાન એ પ્રકાશ છે, અને અજ્ઞાન એ અંધકાર છે. જગતમાં પ્રકાશ અને અંધકારની વારાફેરી થયે જાય છે.

હિંદના જ્ઞાનપ્રકાશ વડે આખી પૃથ્વી પ્રકાશતી હતી. એ સ્વયંપ્રકાશ આડે આવરણ આવવાથી આપણો સમાજ પરપ્રકાશના આછા તેજમાં અંધારાં ઉલેચે છે.

અંધકારનો નાશ કરવા સૂર્ય રૂપી તેજ કારણભૂત થાય છે, તેવી રીતે જ્ઞાન પ્રકાશ સમાજના અંધકારઅજ્ઞાનનો નાશ કરે છે. જ્ઞાન વડે પશુ અવસ્થામાંથી મનુષ્ય થવાય છે. મનુષ્યમાંથી દેવ, અને દેવમાંથી ઇશ્વર સ્વરૂપ થવાય છે. જ્ઞાન અને તેનું સ્વરૂપ કેવું છે ને તે મેળવવાનાં સાધનો કયાં કયાં છે તે બાબત સ્પષ્ટીકરણ થયું. પણ સત્ય જ્ઞાન કયું છે ને તે કેવી રીતે મેળવી શકાય તે બતાવનાર ભોમીઆની જરૂર પડે છે. તે ભોમીઆ એટલે સત્ય-જ્ઞાનના માર્ગે વાળનાર, દોરનાર, શિક્ષક અથવા સદ્ગુરૂ હોય છે. ગુરૂ વગર જ્ઞાન થતું નથી. ગુરૂ એ માર્ગદર્શક ભોમીઓ છે. પણ પોતાના શિષ્યને સત્ય માર્ગનું ભાન કરાવે તેજ સાચો ગુરૂ છે. જ્ઞાન એ સત્ય પ્રકાશ છે. શાળા એ જ્ઞાન મેળવવાનું, કળા કૌશલ્યનું સ્થળ છે; શિક્ષકો યા ગુરૂઓ તે જ્ઞાનનો પ્રકાશ બતાવનારા ભોમીઆઓ છે; અને પુસ્તકાલયો એ તો જ્ઞાનનો અખૂટ સાગર છે. સદ્ગ્રંથો એ સાગરમાંનાં અમૂલ્ય રત્નો છે, અને ગ્રંથપાલ એ રત્નાગર સાગરનો રખેવાળ છે-અરે! અમૃતફળના આમ્રવૃક્ષનો ટોપો છે. અરે!! આ જ્ઞાનામૃત કોણે પ્રકટાવ્યું, કોણે વિકસાવ્યું, કોણે શોભાવ્યું, અને કોણે સાચવ્યું, અને તે કોના માટે?।

આ મહાન જ્ઞાનનો વારસો, જે મહાપુરૂષોએ આપણને સોંપ્યો છે, તે મહાત્માઓનું નામસ્મરણ કરવું, એ પણ આપણા અહોભાગ્યનો વિષય છે. 'આ અમૂલ્ય જ્ઞાનામૃત ભગવાન વશિષ્ટ, વિશ્વામિત્ર, અત્રિ, ભૃગુ, પરાશર, યાજ્ઞવલ્કય, કપિલ ભગવાન, પરશુરામ, માર્કંડેય, અષ્ટાવક્ર, કૌશિક, ઉદ્દાલક, જાબાલી, અંગીરસ, બૃહસ્પતિ શુક્રાચાર્ય, શાન્ડિલ્ય, નારદજી અને ભગવાન વેદવ્યાસ જેવા પ્રખર ઋષિ-મુનિઓ; શ્રીકૃષ્ણચંદ્ર, રામચંદ્ર, જનક, યુધિષ્ઠિર, ભીષ્મ પિતામહ, વિદુરજી જેવા રાજવીઓ; જૈમિનિ અને વૈશંપાયન જેવા પુરાણિકો; પતંજલી, પાણિનિ, ભટ્ટાચાર્ય, વાગભટ્ટ, બાણભટ્ટ, ચરક, સુશ્રુત ધન્વંતરી જેવા વૈયાકરણી-વૈદ્યો-ખગોળ શાસ્ત્રીઓ, અને યોગીઓ; શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, બુદ્ધ-ભગવાન, મહા વીર સ્વામી, રામતીર્થ, દયાનંદ, વિવેકાનંદ, કબીર, અને નાનક જેવા ધર્મ સ્થાપકો; તે સિવાય યોગીઓ, કવિઓ, અને શોધક નરો એ આપણા પ્રાચીન જ્ઞાનામૃતના સર્જકો છે. આ મહાન વિભૂતિઓએ જનસમાજના કલ્યાણ માટે, જે જ્ઞાનામૃત સર્જાવ્યું છે તે જગતપરની સુધરેલી આલમને મુગ્ધ કરે છે. ભારતના સાહિત્યમાં જે જ્ઞાન સમાએલું છે, તેવું કોઇ પણ દેશના સાહિત્યમાં મળી શકતું નથી. શ્રી ભગવાન વેદવ્યાસે જ્ઞાનનો મહિમા વર્ણવતાં કહ્યું છે કે:—

सर्वोपनिषदो गावो दोग्धा गोपाल नंदनः ।
पार्थोवत्सः सुधीर भोक्ता, दुग्धं गीतामृतं महत् ॥

અર્થાત્ કે—ઉપનિષદો એ ગાયો છે, તેને દોહનાર ગોવાળ ગોપાલનંદન શ્રીકૃષ્ણ-ચંદ્ર છે, બુદ્ધિમાન અર્જુન તે ગાયોને પાનો લાવનાર વાછરડાને ઠેકાણે છે; અને આવી અપૂર્વ સામગ્રી એકત્ર થયાથી આ જે દૂધ દહોવાયું છે, તે મોટું ગીતારૂપી અમૃત છે.

એટલે સર્વ ઉપનિષદોનો સારબોધ, ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે પારથ અર્જુનને કરેલો છે. આ ગીતારૂપી જ્ઞાનામૃત, એ સર્વે જ્ઞાનનું શિરોમણિ છે.

આવું જ્ઞાનનું કલ્પવૃક્ષ ઉપર જણાવેલા મહાન આત્માઓએ રોપેલું છે. તેને પાન્ડવ–કૌરવ જેવા મહારથીઓએ રક્ષેલું છે, ને ચંદ્રગુપ્ત, અશોક, હર્ષવર્ધન, કનિષ્ક, વિક્રમાદિત્ય, અને ભોજ જેવા સાહિત્યપ્રેમી રાજવીઓએ પાળ્યું પોષ્યું છે. તે કલ્પવૃક્ષનાં સચવાએલાં મીઠાં અમર ફળો આરોગીને આપણે અમરત્વ મેળવી આજથી પાંચ હજાર વર્ષ ઉપર શ્રીકૃષ્ણચંદ્ર જેવા ગોપાળનન્દને ઉપનિષદ્‌રૂપી કામદુગ્ધા ગાયનું દોહન કરીને ગીતારૂપી જ્ઞાનામૃત અર્જુન જેવા વાછરડાને પાયું હતું, તેજ જ્ઞાનામૃત વડે, આપણે આપણો ઉત્કર્ષ સાધીશું. શ્રીકૃષ્ણ પ્રભુએ ગીતામાં કહેલું છે કે જ્યારે જ્યારે જગતમાં અધર્મ, અજ્ઞાન પ્રવર્તે છે ને સમાજવ્યવસ્થા છિન્નભિન્ન થઇ જાય છે, ત્યારે ત્યારે સમાજનો પુનરૂદ્ધાર કરવા માટે, હું યુગે યુગે અવતાર ધારણ કરૂં છું. એ દિવ્ય વાણી હવે ફળદાયી નિવડશે અને સમાજનું કલ્યાણ સધાશે એવા સંજોગો મળતા આવે છે. આપણા ભારતવર્ષમાં હવે જનસમાજનું કલ્યાણ કરનારા મહાપુરૂષો ઉત્પન્ન થવા લાગ્યા છે. ઇશ્વરી અવતારોની ગેબી ગર્જનાઓ થતી સંભળાય છે. આપણા ભારતના જ્ઞાનવૃક્ષનું રક્ષણ કરી દેશોદ્ધાર કરવા સારૂ ગોપાળનન્દન શ્રીકૃષ્ણ પ્રભુ બીજા દેહો વડે પ્રકટ થયેલા છે. તેમાંના એક આપણા ગોપાલનંદન મહારાજા શ્રી સયાજીરાવ છે, જેમણે ૬૦ વરસ જેટલી લાંબી તપશ્ચર્યા આદરીને, રાજ્યનું–દેશનું–અને જગતનું કલ્યાણ થાય એવા ભગીરથ પ્રયત્નો આદર્યા છે. પૃથ્વીના પટ ઉપર ભ્રમણ કરીને, અનેક પ્રકારનું જ્ઞાનામૃત એકઠું કરીને તે દ્વારા પારથ અર્જુન જેવા વાછરડા ઉછેરવા માંડયા છે, અનેક પ્રકારની જ્ઞાન સંસ્થાઓ સ્થાપીને, જગતની–જ્ઞાન સંસ્કૃતિનું–અમૃત પાન પાઇને, પ્રજાને અમરત્વ આપવાના કોડ આદર્યા છે.

આપણી શિક્ષણ સંસ્થાઓ એ અમૃત આપનારી ગાયો છે. આપણા ગોપાળનંદન મહારાજા સાહેબ, એ જ્ઞાનગાયોના મુખ્ય ગોવાળ રૂપે છે; અને શિક્ષકો, ગ્રંથપાલો, સાક્ષરો અને સમાજના હિતસ્વીઓ એ સર્વે જ્ઞાનામૃત આપનારી ગાયોનું દોહન કરી અમૃત પાન કરાવનારા નાના ગોવાળીઆ છે.

આ જ્ઞાનયોગી અને કર્મયોગી ગોપાળનંદન રાજવી, ચર્મચક્ષુ વડે જોનારને, એક મ્હરા રાજવી છે એટલું જ જણાતું હશે; પણ જ્ઞાનચક્ષુ વડે જોતાં જણાય છે કે તેઓ ફક્ત રાજવી નથી, પણ જગત પરની માનવ જાતિનું કલ્યાણ સાધનાર અવતારી મહાપુરૂષ છે. જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર આ હિંદ ભૂમિમાં વિચરતા હતા, ત્યારે પાન્ડવો, વિદુરજી, ભીષ્મ પિતામહ અને દ્રૌપદી જેવી અમુક વ્યક્તિઓ જ તેમને પરમાત્મા માનીને પૂજતી હતી, અને તે વખતના સમાજનો મોટો ભાગ તો તેમને કપટી, ખટપટી અને જાદુગરરૂપે માનનારો હતો; પણ આપણા પરમકૃપાળુ મહારાજા સાહેબને તો, પૃથ્વીપટ ઉપરના સુધરેલા સમાજના ઘણા લોકો પૂજે છે. માનવ સમાજ જ્ઞાનગૌરવની પૂજા કરનારો છે. અનાદિ કાળથી મહાપુરૂષોને ઇશ્વરની વિભૂતિઓ માનીને, કોઇ ને કોઇ રૂપે, તેમની ભક્તિ કરીને, આ સંસારસાગર તરવાની આશા રાખે છે, અને તેમની યાદગીરી કાયમ રાખવા માટે દેવળો, મૂર્તિઓ અને જીવનચરિત્રો બનાવીને સંતોષ માને છે. આપણા યોગેશ્વર મહારાજા સાહેબે ૬૦ વરસથી તપશ્ચર્યા આદરી છે અને તપ, પરિશ્રમ તથા વૃદ્ધાવસ્થાથી તેમનું પંચભૂતાત્મક શરીર હવે જીર્ણ થયું છે;

છતાં મારી વહાલી પ્રજા, મારો વહાલો દેશ અને મારો વહાલો માનવસમાજ-એજ શબ્દરણકાર તેમના હૃદયકમળમાં ગુંજારવ કરે છે. આ મહાપુરૂષે આદરેલા જ્ઞાનયજ્ઞ માટે અને માનવસમાજ માટે લીધેલી કલ્યાણકારી દીક્ષાને મદદગાર થવા માટે આપણે તૈયાર થવું જોઇએ.

શ્રીકૃષ્ણચંદ્રની જ્ઞાનમોરલી તો ફક્ત ગોકુળ, મથુરા અને વૃંદાવનમાં જ ગોપગણ અને ગોપીઓને મુગ્ધ કરતી હતી, અને તેનો બ્રહ્મનાદ કોઇ જ્ઞાની અને સંત વિરલા જ સાંભળતા હતા; ત્યારે આપણા ગોપાળનન્દનની જ્ઞાનબંસરીનો નાદ તો પૃથ્વીના પાંચે ખંડમાં ગુંજારવ રેલાવે છે. અમેરિકાના ચિકાગો નગરમાં, અને જર્મનીના બર્લીન નગરમાં, વિશ્વના સર્વ ધર્મની પરિષદમાં, આપણા ગોપાળનંદને પ્રમુખસ્થાને બિરાજીને જે બ્રહ્મનાદ રેલાવ્યો હતો, તે આપ સર્વેને સુવિદિત જ છે. એ ઉપરથી આપ સર્વેને ખાત્રી થશે કે શ્રીકૃષ્ણચંદ્ર આજ પાંચ હજાર વર્ષ પછી માનવ સમાજની અસ્તવ્યસ્ત થયેલી પરિસ્થિતિને સુધારવા માટે જ ગોપાલ રૂપે પ્રગટ થએલા છે. આ ઇશ્વરી અવતારને આપણા અનેકાનેક વંદન હો!

હવે, હું જ્ઞાનના મહિમા સંબંધી કંઇક કહેવા ધારૂં છું.

જ્ઞાનનો મહિમા તો અપાર છે. આ અગાધ વિષયનો મહિમા ગાવાને મારા જેવા પામર મનુષ્યનું ગજું નથી. નારદ, શારદ અને શેષ પણ જ્ઞાનનો મહિમા ગાવાને સમર્થ થયા નથી. "જ્ઞાન" એ-વિરાટ પુરૂષ-પરમાત્માનો સ્વયં પ્રકાશ છે. જ્ઞાન એ તો વિભુની ગેબી ગર્જના છે. જ્ઞાન એ બ્રહ્મનાદ છે. અરે! આ જ્ઞાનનાદનું ગુણગાન ગાવા કોણ સમર્થ છે? આવો, આવો, ઓ તારણહાર શ્રીકૃષ્ણપ્રભુ આવો, અને આ તમારી હિંદગૌનાં ટળવળતાં વાછરડાંને જ્ઞાનામૃત પાઓ! તમારી મધુરી બંસરીનો બ્રહ્મનાદ ગજાવો! મૃતઃપ્રાય બનેલા હાડપિંજરોમાં પ્રાણ પુરો, અને નવચેતન અર્પો! તમારા ગીતારૂપી જ્ઞાનામૃતનું પાન કરાવી, પારથ-અર્જુન જેવા-અનંત પારથોને સર્જાવો! અસહાય રંક ભારતનો ઉદ્ધાર કરો! તમારી ગેબી જ્ઞાનમોરલીનો મહિમા તો ફક્ત ભગવાન વેદવ્યાસે જ ગાયો છે. સુવર્ણના પાત્ર સિવાય સિંહણનું દુગ્ધ ટકી શકતું નથી. તેવી રીતે પાર્થ અર્જુન જેવાં પાત્રો વગર તમારૂં ગીતારૂપી જ્ઞાનામૃત ઝીલી શકાતું નથી. માટે અર્જુન જેવાં સુપાત્રો, અને વેદવ્યાસ જેવા મહિમાગાયકો મોકલીને પરાધીનતાના પિંજરે પુરાએલા ભારતને મુક્તિ આપો!

## બ્રહ્મનાદ-મોરલીનું ભજન

(રાગ: મળીઆ પ્રેમ સનેહી નંદલાલ આગળ બાંધી પ્રિતડી)

ગેબી ઘોરે ગવાએલ ગાન....વાગે એક મોરલી....
સુણી નવ રહે શુદ્ધ ને સાન....મતવાલી આ મોરલી....॥ ટેક ॥

સાખી ૧

વાગે મધુરી મોરલી.......લાગે લગની તા....ન....
તા....ને ભાન ભુલાવીઆં.............................
વિશ્વ સઘળે મુકી દીધું માન........વાગે એક મોરલી
તેનો કોણ રે બજાવનહાર,....વાગે૦...............
સંત વિરલા પામે કોઈ પાર,....વાગે૦...............॥ ૧ ॥

સાખી ૨

ઇન્દ્ર, ચંદ્ર ને મુનિન્દ્ર....સુર ભુજંગ ને ભાણુ....
ગાને માન મુકાવીઆં..............................
વરતાણી અલૌકિક આણ્ય........વાગે એક મોરલી....
ધન્ય ધન્ય બજાવનહાર....વાગે૦....................
ગાજે ગુંજન શું ગુલજાર....વાગે૦....................॥ ૨ ॥

સાખી ૩

મોરલી મન મોહાવતી....કરતી ચકમાચુર....
આનંદ અલખ જગાવતી,..............................
ભરતી નાદ ભલો ભરપૂર....વાગે એક મોરલી....
વ્યાપ્યો વિશ્વભુવન રણુકાર....વાગે૦....................
જ્યાં ત્યાં બ્રહ્મ તણા ભણુકાર....મતવાલી આ મોરલી....॥ ૩ ॥

સાખી ૪

અરે !! મોરલીધર મોહના....મોરલી અજબ સ્વરૂપ....
બ્રહ્માનંદ રેલાવીઓ..............................
ધન્ય બ્રહ્માંડ નાયક ભૂપ....વાગે એક મોરલી....
જ્ઞાન – સાગર, એ અનુરૂપ....મે'વારી વાગે મોરલી....॥ ૪ ॥

વિશ્વવાડીનો "અમૃત" મોર....ગેબી તારા ગાનમાં....
નાચે, નાદ સુણી ઘનઘોર....મોરલડીના તાનમાં.

ૐ શાન્તિ : શાન્તિ : શાન્તિ.



## પુસ્તક – આંક

| | |
|---|---|
| એકડે એક, પુસ્તક ઝાલો નેટ, | મારી બેની પોથીથી મુક્તિ મળે છે |
| બગડે બેય, પોથીની લાગી લ્હેય, | ,, |
| ત્રગડે ત્રણ, હોંસેથી પુસ્તક ભણ, | ,, |
| ચોગડે ચાર, પોથી અર્પે સાર, | ,, |
| પાંચડે પાંચ, પોથી ન લાવે આંચ, | ,, |
| છગડે છય, પોથીથી થાય જય, | ,, |
| સાતડે સાત, પોથીથી કાઢો કાટ, | , |
| આઠડે આઠ, પોથીથી ક્રોધ કાઠ, | ,, |
| નવડે નવ, પોથી સુધારે ભવ, | ,, |
| એકડે મીંડે દશ, સુપુસ્તક અર્પે જશ, | ,, |

મુ. બામણગામ, તા. કરજણ ] ચંચળબેન કાશીભાઇ પટેલ.

# ગ્રામ્ય પુસ્તકાલય પ્રવૃત્તિના અખતરો

## પ્રાસ્તવિક

**મદ્રાસ** ઇલાકાના ચિત્તૂર પરગણાના નૈઋત્ય ખૂણામાં ' કુપ્પમ ' ગામ આવેલું છે. આજુબાજુ સુંદર ખીણો ને ટેકરીઓ આવી રહેલ છે. વસ્તી લગભગ ૫,૦૦૦ મનુષ્યોની છે. સામાન્ય ગણત્રી પ્રમાણે એમ કહી શકાય કે ખેડુતો વર્ષના છથી આઠ માસ આખો દિવસ કામમાં રોકાયેલા રહેતા નથી. નવરાશના સમયમાં કેટલાક લોકલ ફંડના રસ્તામાં, કેટલાક સરકારી બાંધકામ હોય તો તેમાં, કેટલાક ધાર્મિક ઉત્સવોમાં, કેટલાક કારખાનાંમાં, કેટલાક ગૃહઉદ્યોગોમાં અને મોટો ભાગ ગામડાંઓના ખર્ચાળ કજીયામાં ગાળે છે.

એમ જણાઈ આવ્યું કે ગામડીઆના મોટા ભાગને જીવનમાં રસ નથી; શારીરિક શ્રમ કરવા તે નારાજ છે અને મહેનત કરીને પેટ ભરીને ખાવા કરતાં આળસુ રહીને અર્ધું ખાવાનું તેમને પસંદ છે. ધર્મને નામે ભીખ માગવાનું છોકરાંઓને શીખવવામાં આવે છે. આ ચિત્રને પુરું કરવાને નિશાળોના અર્ધદગ્ધ શિક્ષકોની મોટી સંખ્યા છે. પાઠય પુસ્તકો સિવાય બીજું કોઈ પુસ્તક તેમણે જીંદગીમાં જોયું હોતું નથી.

આ તપાસના પરિણામે ૧૯૨૩ના ઑક્ટોબરમાં ' કુપ્પમ ' માટે મફત ફરતું પુસ્તકાલય સ્થાપવાની અગત્ય જણાઈ. નાનાં બાળકો જે નાની અવસ્થામાં નિશાળ છોડી દે તેના લાભ માટે, તથા ગુજરાન માટે કમાતા હોય ત્યારે તેમનો અભ્યાસ ચાલુ રાખવા તથા જે મોટી ઉમ્મરનાં માણસોને ભણવાની તક ન મળી હોય તેમના માટે પુસ્તકાલયની આવશ્યકતા જણાઈ.

## શરુઆત

પહેલ વહેલાં તો ઉદાર માણસોની તથા છાપખાનાંની, પુસ્તકો તથા પત્રો ભેટ મેળવવા માટે સહાય લેવામાં આવી. જે પુસ્તકો ભેગાં થાય તે માત્ર શિક્ષિત તથા વિદ્વાન વર્ગ માટે જ ભેગાં ન થાય પરંતુ તથા મજુર વર્ગ માટે પણ થાય તે પર ધ્યાન રાખવામાં આવ્યું. જે પત્રો તથા પુસ્તકો મળ્યાં તેના વિષયવાર તથા ભાષાવાર વિભાગ પાડવામાં આવ્યા અને દાતાના નામ સાથે પત્રકમાં નોંધવામાં આવ્યાં. શરૂઆતમાં ચૌદ પુસ્તકો હતાં. કોઈ પણ પાસેથી પૈસા લેવામાં આવ્યા નહોતા. પરચુરણ ખર્ચ કાર્યકરોએ ઉપાડી લીધું.

## પુસ્તકાલયનું કેન્દ્ર

આ રીતે ભેગાં કરેલ બધાં પુસ્તકોને મી. સોમૈયાના ઘરમાં થોડો સમય માટે રાખવામાં આવ્યાં. સિદ્ધાંતનાં કાર્ડો, કેળવણી વિષયક ચિત્રો અને સચિત્ર પત્રિકાઓ દિવાલ પર ટીંગાડવામાં આવ્યાં હતાં. મંદિરો, મસીદો, દેવળો, સુઘડ ગામડાંઓ અને ઉચ્ચ વર્ગના ઉદ્યોગો અને ચાલુ જમાનાના મહાન પુરુષોની યાદી સાથે ચિત્રોનાં આલ્બમ બનાવવામાં આવતાં હતાં.

**વ્યવસ્થાપક**

પુસ્તકાલય પ્રવૃત્તિમાં મી. ટી. પુરુષોત્તમ તથા બીજા કાર્યકર્તાઓએ જે ઉત્સાહ બતાવ્યો છે તે માટે કંઇ વખાણની જરૂર નથી; કેમકે મદ્રાસના 'હિંદુ' પત્રના નીચેના ઉતારાથી તે સંબંધી ખાત્રી થશે. તા. ૨૬-૧૨-૩૪ ના તે પત્રના અંકમાં લખે છે કે, "ગામડાના લોકોને, જો યોગ્ય રસ્તે તેમની વચ્ચે કાર્ય કરવામાં આવે તો, પુસ્તકાલયથી મળતી સગવડોનો લાભ લેવા લલચાવી શકાય એ વાત 'કુપ્પમ'માં ચાલતા અખતરાની ફત્તેહમંદીથી પુરવાર થય છે."

વ્યવસ્થાપકે, પુસ્તકોની પસંદગીમાં, જીવનવૃત્તાંતોમાં, માસિકોની તારવણીમાં તથા બીજી બાબતોમાં મદદ કરીને 'ગાઇડ બૂક' નામે નાનું પુસ્તક પ્રગટ કર્યું. કેન્દ્રમાં વાચન વિભાગ તથા પુસ્તકો આપવાનો વિભાગ એમ બે વિભાગ ખોલવામાં આવ્યા હતા.

**નવાં મથકો**

મુખ્ય સ્થાનમાં વ્યવસ્થા સ્થપાતાં કાર્યકર્તાઓનું લક્ષ આસપાસના ૭ માઇલના વિસ્તારમાં નવાં મથકો ખોલવા તરફ ખેંચાયું. મથકોની આંતરવ્યવસ્થામાં કેન્દ્ર માથું મારતું નથી. કાર્યકર્તાની મદદનો, જાહેર ભાષણો માટે મુલાકાત લેવામાં તથા પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા આગેવાન સાથે મસલત ચલાવવામાં તથા શાળા તથા પુસ્તકાલયના મકાન તથા પુસ્તક પસંદગીમાં ઉપયોગ કરવામાં આવ્યો છે.

ગાડાં રસ્તાથી જોડાયેલા ગામડાંઓમાં '**શ્રી ભારતી ભક્ત ફરતા પુસ્તકાલય**'ની ગાડી લઇ જવામાં આવતી. 'કુપ્પમ' ગ્રામ્ય પુસ્તકાલય સેવા કેન્દ્રની આ શોધ હતી એમ જાહેર કરતાં આનંદ થાય છે. 'ઑલ ઇંડિયા લાઇબ્રેરી જર્નલ' ના નવેમ્બર ૧૯૩૪ ના અંકમાં ૧૯૦ મે પાને તેની નીચે મુજબ પ્રશંસા કરવામાં આવી છેઃ—"કુપ્પમ (આંધ્રદેશની)ની 'ભારતી ફરતા પુસ્તકાલય તરફથી બનાવવામાં આવેલ ગ્રામ્ય પુસ્તકાલય માટેની ગાડી, પ્રદર્શનનું આકર્ષક અંગ હતું." તેમાં ત્રણસો પુસ્તકો તથા ખબર માટે પાટીયું તથા લોકોનું ધ્યાન ખેંચી શકે તેવાં બે મોટાં દિવાલપત્રો રહી શકે છે. એક જ માણસ આ ગાડીને એક ઘેરથી બીજે ઘેર અથવા એક ગામથી બીજે ગામ લઈ જઈ શકે છે. ગાડીની કિંમત ૫૦ રૂ. થી વધારે પડતી નથી. આ ગાડીની ઉપયોગિતા જોઇને મનારગુડી કુમાર ગુરુકુલમ્‌ના સંચાલકોએ તેને ખરીદી લીધી છે. મુખ્ય મથકથી નાનાં સ્થળોએ પુસ્તકોની આપ લે કરવામાં અથવા તો ભજનની સામગ્રી લઈ જવામાં અને એવાં બીજાં કાર્યો માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. દર રવિવારે તથા બીજા તહેવારના દિવસે બે ત્રણ કલાક રોકાઇને લોકોને પુસ્તકો આપે છે તથા વંચાઈ ગયેલ પુસ્તકો પાછાં લે છે. કેટલાંક સ્થળોએ તો કાર્યકર્તાઓ પોતે જ પુસ્તકો લઈ જતા હતા. આવાં જાહેર પુસ્તકાલયમાં યોગ્ય રીતે તથા વખતસર પુસ્તકો પાછાં આવવાની મુશ્કેલી હતી. ગામડાનો સારો કાર્યકર્તા અથવા વાંચી શકે તેવો માણસ અશિક્ષિત લોકો પાસે વાંચે છે અને સાદી ભાષામાં તેમને સમજાવે છે. ગામડીઆઓને વિદ્વત્તાભરી શૈલી કે ભાષાની કંઈ પડી હોતી નથી.

'કુપ્પમ' ના લોકો પુસ્તકાલયમાં વારંવાર આવે, છૂટથી પુસ્તકો લઈ વાંચે અને અઠવાડિયા પછી પાછાં આપી જાય તે માટે તેમને સમજાવવામાં આવે છે. કોઈ કોઈ વાર રસિક વિદ્યાર્થીઓ પુસ્તકો લઇને ગામમાં જાય છે અને જે લોકો બહાર નીકળી શકતા ન હોય તેમને પુસ્તકો આપે છે તથા અગાઉનાં આપેલાં પાછાં લે છે. મહોત્સવના દિવસે ગાડી મધ્ય સ્થળોએ ઉભી રાખવામાં આવે છે. કાર્યકર્તાઓ અમુક પ્રકારનાં પુસ્તકોની ઉત્પન્ન કરી શક્યા પણ પુસ્તકોના અભાવે તે માગણી પુરી પાડી શકાની નથી. દરેક ચોપડી કેટલીવાર 'ઇસ્યુ' કરવામાં આવે છે તેની કાળજીભરી નોંધ રાખવામાં આવે છે અને તે ઉપરથી સામાન્ય જન સમૂહની રસવૃત્તિનો અભ્યાસ કરી શકાય છે. આવાં પુસ્તકોની સંખ્યા બહુ જૂજ છે. જનસમૂહને પુરાણની વાતો, જીવંત મનુષ્યોના અનુભવો વધારે ગમે છે. તંદુરસ્તી તથા હવાપાણી વિષેની વાતો તેમને ઓછી ગમે છે.

દર શુક્રવારે તથા રવિવારે ભજન મંડળી ગોઠવાય છે, તેમાં ગામડાવાસીઓ તથા કાર્યકર્તાઓ સક્રિય ભાગ લે છે. આ સંબંધમાં ધારણા કરતાં વધારે કાર્ય થયું છે. રામાયણનાં ચલચિત્રો તૈયાર કરાવીને બધાં કેન્દ્રોમાં મુકવામાં આવ્યાં છે. ગ્રામોફોનના સંગીત પછી સાહિત્ય વિષયક સમજુતી આપવામાં આવે છે, તથા ત્યારબાદ શાંત ચલચિત્રો લોકોનું ધ્યાન ખેંચે છે. વાચન કેન્દ્ર દૂર દૂર જગ્યાએ સ્થાપવામાં આવ્યાં છે, પણ કાર્યકર્તાઓના અભાવે મહિનામાં બે વખત તેની મુલાકાત લઈ શકાય છે. પુસ્તકાલય પ્રવૃત્તિની આ દિશામાં સુધારો વધારો કરવાને તથા પ્રગતિ માટે પગલાં લેવાઈ રહ્યાં છે. કોઇવાર સાંજે લોકપ્રિય ભજનની ધૂન જમાવવામાં આવે છે. નિશાળના શિક્ષકોની માસિક સભાનો લાભ લેવામાં આવે છે, અને શિક્ષકોમાં મુકાયેલ વિશ્વાસનો પૂરો લાભ લેવાયો છે.

કેન્દ્રથી ૭ માઇલ આસપાસના વિસ્તારમાં કાર્યનો સમાવેશ થાય છે. ૩૯ શાખાઓમાંથી ૧૨ તો બે માઇલની ત્રિજ્યાની અંદર છે. ૧૬, ચાર માઇલની ત્રિજ્યાની અંદર તથા ૧૧ ૭ માઇલની ત્રિજ્યાની અંદર છે. કુલ વસ્તી ૨૯,૭૬૪ ની છે. અત્યારે શિક્ષિતોની સંખ્યા ૧૫૦૨ ની છે જેમાં નિશાળે જતી ૬૯૪ છોકરીઓ તથા ૭૦૨ છોકરાઓનો સમાવેશ થતો નથી. નિયમિત રીતે નિશાળે જતાં બાળકોની સંખ્યા ૩૫૯ છે. ૧૯૩૩ માં નિશાળે જવા લાયકની સંખ્યાના ૧૦૬ ટકા જેટલી આ સંખ્યા હતી, અત્યારે તે ૩૦૮ ટકા છે. આટલો મોટો વધારો કાર્યકર્તાઓના પ્રચારકાર્યને આભારી છે. પુસ્તકાલયની શરુઆત ચાર પુસ્તકોથી થઇ હતી. અત્યારે તે સંખ્યા ૧૮૭૩ ની છે. તેમાં ૧૬૦૪ તેલુગુ પુસ્તકો, ૨૪૦ તામિલ, ૧૨ આકરગ્રંથો, ૧૭ કેનેડી તથા ૫૨ સાપ્તાહિકો તથા અસંખ્ય માસિકો તથા દૈનિકો છે. ૮૩૯ પુસ્તકો વાંચવા અપાયાં હતાં, અને સરેરાશ દરેક વાચકે હમેશાં ૨૫ મિનિટ વાંચ્યું હતું. અગીયાર કાર્યકર્તાઓએ પોતાથી બની શકે તેટલી રીતે આ કાર્યક્રમ અમલમાં મુકયો હતો, અને દરેક કાર્યકર્તાએ સરેરાશ ૨૧૨ માઇલની પગે મુસાફરી કરી હતી, અને ૩૧–૧–૧૯૩૬ સુધી કુલ ૩૧૧ ભાષણો આપ્યાં હતાં. તે ભાષણોમાં ૯૬ રાષ્ટ્રના આધુનિક ઇતિહાસ પર, ૮૨ વર્તમાન મહાપુરુષોનાં ચરિત્રો પર, ૩૮ ખેતીવાડી તથા હુન્નરઉદ્યોગમાં શોધખોળ તથા સુધારા પર, ૪૭ આરોગ્યશાસ્ત્ર પર, ૩૨ સહકાર પર, તથા ૪૮ ધર્મ પર હતાં. બધાં ભાષણો તથા વાતચીતમાં પ્રાથમિક કેળવણી પર ખૂબ ભાર મૂકવામાં આવે છે.

અનુભવ

કાર્યકર્તાઓને જુદી જુદી જાતના અનુભવ થયા છે, પારાવાર મુશ્કેલીઓ આવી છે પણ બહાદુરી તથા આનંદથી તેનો સામનો કરવામાં આવ્યો છે. મિ. આયંગી વેંકટરામણીયની નોંધ ઉત્સાહદાયક થઇ પડે છે. દૂર દૂરનાં ગામડાંના લોકોની કેળવણીનો પ્રશ્ન નિર્ણય માગે છે. નિશાળના સમય પછી શાળા–પુસ્તકાલયો ઉઘાડવાં જોઇએ. બધાં ગામડાંઓમાં જુદી જુદી કક્ષાનાં પુસ્તકાલયો સ્થાપ્યા પછી દર ૭ મહિને નવાં પુસ્તકો મંગાવીને લોકોની વાચનવૃત્તિ સતેજ કરવી જોઇએ. આપણા માલનો પૂરેપૂરો ઉઠાવ કરવાને આપણે આપણા માલનું આકર્ષક પ્રદર્શન કરવું જોઇએ તથા તેની યોગ્ય જાહેરાત કરવી જોઇએ. આ પુસ્તકાલયમાં ૬૫ ટકા પુસ્તકોનો તો જરાપણ ઉપયોગ થતો નથી, તેનાં કારણો જાણીતાં છે.

પહેલી મુલાકાત વખતે કાર્યકર્તાઓ ભાષણ આપે છે, ગણત્રી કરે છે ( વસ્તી, શિક્ષિતવર્ગ, ગૃહઉદ્યોગો, નકામા દિવસો, દેવું, મૃત્યુનાં કારણો વગેરેની ); બીજી વખતે રસ્તાઓ કરવામાં, શેરીઓ વાળવામાં, નિશાળનું તથા મંદિરનું સમારકામ કરવામાં લોકોની મદદ માટે વિનંતિ કરવામાં આવે છે. રોગચાળાના વખતમાં કાર્યકર્તાઓ લોકોને મદદ કરે છે. આ સેવા એકજ પ્રકારની હોતી નથી. એક દાખલાથી આ વાત સ્પષ્ટ થશે. ' ચંદપુર ' ગામમાં ૭૬ ઘર બળી ગયાં, ત્યારે કાર્યકર્તાઓએ ફંડ તથા સામગ્રી એકઠી કરીને ગામડીઆઓને મદદ કરી હતી.

ગામડીઆઓ અનેક અગત્યના પ્રશ્ન પૂછે છે : પુસ્તક વાંચવાથી શું ફાયદો થાય છે ? વાંચવાથી ફાયદો મળશે ? પૈસાદાર થવાનો સહેલો ઉપાય શું ? કરવેરા ઘટશે ? અમને સ્વાતંત્ર્ય ક્યારે મળશે ? ( દેશનું સ્વાતંત્ર્ય તેની તો તેમને ખબર જ હોતી નથી ). વરસાદ ક્યારે આવશે ! અનાજના ભાવો ક્યારે ચઢશે ? આ અને આવા બીજા અનેક પ્રશ્નો પૂછે છે. આવા પ્રશ્નોના જવાબ આપવા જોઇએ. એવા કેટલાયે અશિક્ષિતો છે કે જેઓ પાસેના ગામથી આઘે ગયા ન હોય. તેમની માન્યતા એવી છે કે વસુલાતી અધિકારી જગતમાં મોટામાં મોટો અધિકારી છે. આ પ્રદેશમાં એવા દાખલા બન્યા છે કે ઇનામદારોએ પ્રાથમિક શાળાઓને બંધ કરીને લોકોને તદ્દન અજ્ઞાનમાં રાખ્યા છે. શાળાના શિક્ષકોની સ્થિતિ દયાજનક છે. તેમની મુશ્કેલીઓ પ્રકાશમાં પણ આવતી નથી. આઠ મહિના સુધી તેમને પગાર અપાતો નથી, અને અપાય છે ત્યારે બે મહિનાનો આપીને ત્રણ મહિનાની પહોંચ લેવામાં આવે છે. જ્યાં સુધી તેમની સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી પુસ્તકાલય પ્રવૃત્તિની પ્રગતિ થઇ શકે તેમ નથી.

ખેરરે, અમને પુસ્તકોની એટલી જરૂર પડતી નથી જેટલી સાચા કાર્યકરોની જરૂર છે. *

છોટાલાલ માનસિંગ કામદાર.

* ' એન્યુકેશનલ રિવ્યુ ' ઉપરથી.

⁂

# થોડુંક જાણવા જેવું

**જપ્ત થયેલાં પુસ્તકો ઉપરથી ઉઠનારી જપ્તી:**—મુંબઇ ઇલાકાના સરકારી પ્રકાશન ખાતા તરફથી બહાર પડેલી યાદીમાં જણાવવામાં આવેલ છે કે સરકાર આજ સુધીમાં પુસ્તકો ઉપર મૂકાયેલ પ્રતિબંધને શક્ય હોય ત્યાં ઉઠાવી લેવાની ધારણા રાખે છે. માટે એ સંબંધી તજવીજ કરવા પ્રકાશકો તથા ગ્રંથકર્તાઓ પોતાનાં પુસ્તકો ફરીથી સરકાર પાસે રજુ કરે.

આ વસ્તુ પુસ્તકાલયોને અમુક રીતે સ્પર્શે છે, તેના તરફ યોગ્ય લક્ષ દેવાની જરૂર છે.

(૧) અત્યાર અગાઉ જે જે પુસ્તકો પુસ્તકાલયમાં આવેલ હોય તે પૈકી જેના ઉપર સરકાર તરફથી પ્રતિબંધ મૂકાતાં સદરહુ પુસ્તકોને પુસ્તકાલયમાંથી એક યા બીજી રીતે દૂર કરવામાં આવેલ હોય, તે પુસ્તકો ફરીથી વાચક વર્ગના હાથમાં મૂકી શકાશે. તેથી પ્રતિબંધ ઉઠયે તેવાં પુસ્તકો ફરીથી પુસ્તકાલયના ઉપયોગમાં આવી જાય તેવી વ્યવસ્થા થઇ શકે.

(૨) કેટલાંક પુસ્તકાલયો વર્ષ આખરે પુસ્તકો મગાવતાં હોવાથી, કેટલાંક સારાં પુસ્તકો બહાર પડ્યા બાદ તરત પ્રતિબંધ મૂકાતાં, જે પુસ્તકાલયો તેવાં પુસ્તકો મેળવી શક્યાં ન હોય તેમને તેવાં પુસ્તકો મેળવવાનું હવે શક્ય બનશે.

(૩) સરકારી યાદીને આધારે દેશી રાજ્યોએ પણ સદરહુ પુસ્તકો ઉપર પ્રતિબંધ સામાન્ય રીતે મૂકેલો હોય છે. તો સદરહુ પુસ્તકો ફરીથી દાખલ કરતાં દેશી રાજ્ય તરફથી પણ પ્રતિબંધ ઉઠાવી લેવાવાની ખાત્રી કરવી અને ઉઠાવી લેવાયો હોય તો તે બાબતની તજવીજ કરવી.

* * * *

**સાહસિક લેખકો અને પ્રકાશકો માટે તક:**—પુસ્તક પ્રકાશન માટે મુંબઇ સરકારે શરૂ કરેલ ઉદાર નીતિથી સાહસિક અને ઝડપી લેખકો અને પ્રકાશકો માટે સુંદર તક રજુ થાય છે. હિંદ સંબંધીનાં કેટલાંક સારાં અંગ્રેજી પુસ્તકો ઉપર પ્રતિબંધ છે, તે પ્રતિબંધ ઉઠાવી લેવરાવી તેમને પોતાની ભાષામાં છપાવી પ્રસિદ્ધ કરી શકાય. આવાં પુસ્તકોમાં ડૉ. જે. ટી. સંડરલેન્ડ કૃત India in Bondage આવી જાય. તે ઉપરાંત કેટલાંક પુસ્તકો અંગ્રેજીમાં જપ્ત નથી પણ જ્યારે જ્યારે તેનું ભાષાંતર કરવા તજવીજ થઇ છે, ત્યારે ત્યારે તે જપ્ત કરવામાં આવેલ છે. તેવાં પુસ્તકોનું તો બહુ સહેલાઇથી પોતાની ભાષામાં ભાષાંતર કરી શકાય. આવાં પુસ્તકોમાં ડૉ. બી. ડી બસુકૃત The Rise of the Christian Power in India આવી શકે. સદરહુ પુસ્તક અંગ્રેજીમાં પાંચ ભાગમાં (હાલ એક મોટા પુસ્તકમાં) રૂ. ૧૫–૦–૦ માં મળે છે. તેનો અનુવાદ 'ચાંદ' ઓફીસ તરફથી તૈયાર થઇ છપાઇ, 'ભારતમેં અંગ્રેજી રાજ્ય' એ નામે બહાર પડવાનો હતો તેજ

વખતે સરકાર તરફથી જપ્ત થતાં ' ચાંદ ' ઓફીસને ઘણી જ મોટી ખોટ સહન કરવી પડી હતી. આપણે ત્યાં પણ કેટલીક નાની પુસ્તિકાઓ પણ તેના આધારે બહાર પડેલી જાણમાં છે. જો આવા માહિતીપૂર્ણ પુસ્તકને ગુજરાતીમાં કોઇ સાહસિક પ્રકાશક ઉતારવા ઇચ્છે તો અત્યારે તક છે. અને ભારતમાં અંગ્રેજી રાજ્ય અમલ સંબંધી તો તે એક ઘણો માહિતીપૂર્ણ અને આધારભૂત ગ્રંથ થાય. તે ઉપરાંત તેની એક ટુંકાવેલી પણ આવૃત્તિ છેઃ The Consolidation of British Power in India.

* * * *

**લંડન ટાઇમ્સના ખબરપત્રીને જર્મની છોડી જવાની નોટિસ:**—બ્રિટિશ સરકારે ત્રણ જર્મન પત્રકારોને જાસુસી કરવા અંગે હદપાર કરવાથી જર્મનીએ વળતાં પગલાં તરીકે લંડન ટાઇમ્સ પત્રના બર્લીન ખાતેના ખબરપત્રીને એક પખવાડિયામાં પાછો બોલાવી લેવાની ખબર ટાઇમ્સને આપી છે. તેમ નહિ થાય તો તેનો પરવાનો ખેંચી લેવાની ચેતવણી અપાઇ છે, આના કારણ તરીકે સદરહુ ખબરપત્રી નાઝી અમલની ટીકા કરતાં લખાણો લખે છે એવો આક્ષેપ છે. ટાઇમ્સ પત્રે આ પગલાનો વિરોધ કર્યો છે, અને બીજાં બ્રિટિશ પત્રોએ પણ આ બનાવનો સખત વિરોધ કર્યો છે.

* * * *

**યૂરોપનાં થીએટર:**—છેલ્લી ગણત્રી મુજબ યૂરોપમાં એકંદર ૩૩૨૨૦ થીએટરો ચાલુ છે, અને તેમાંના ૨૫૩૯૫ થીએટરો તો અવાજ સાથે અજવાળાં પાથરે છે. જર્મની પાસે ૫૨૪૩ થીએટરો છે, ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડના મળી ૫૦૮૫ થાય છે, ત્યારે ફ્રાન્સમાં ૪૧૦૦ થીએટરો છે. ત્યાર પછી ઇટલી રશિયા અને સ્પેન આવે છે. એ દરેક દેશમાં અનુક્રમે ૩૫૦૦, ૩૦૦૦ અને ૨૫૦૦ સીનેમાગૃહો છે. જર્મનીમાં આજે ૨૭ સ્ટુડીઓ ચાલુ છે, અને વર્ષે દહાડે ૨૫૦–૩૦૦ બોલપટો તૈયાર કરે છે. એ સૌમાં ઇફાનો સ્ટુડીઓ સૌથી મોટો છે. એનું એકંદર ક્ષેત્રફળ ૨૬૬૦ મીટર છે.

* * * *

**મહાકવિ કાલીદાસનો સ્મૃતિદિન :**—અમદાવાદની લાલભાઇ દલપતભાઇ આર્ટ્સ કૉલેજ તરફથી સંસ્કૃત સાહિત્યના મહાકવિ કાલીદાસનો સ્મૃતિદિન ગત માસની તા. ૧૯ મીના રોજ ઉજવવામાં આવ્યો હતો. તે વખતે ગુજરાતના સાક્ષરવર્ય શ્રી બલવંતરાય ક. ઠાકોર પ્રમુખપદે હતા. આ પ્રસંગે શ્રી. વાડીકર, પ્રો. આપ્ટે, પ્રો. આઠવલે અને અધ્યાપક શ્રી રામનારાયણ પાઠકે મનનીય વ્યાખ્યાનો કર્યાં હતાં. આ પ્રમાણે દરસાલ જુદે જુદે પ્રસંગે સંસ્કૃત સાહિત્યના અન્ય સિતારાઓના સ્મૃતિદિન ઉજવવાનો રવૈયો પડે તો દરેક વખતે તેઓ સંબંધી કંઇ કંઇ નવીન જાણવાનું મળે, તે ઉપરાંત બે ત્રણ વિદ્વાન સાક્ષરોને વ્યાખ્યાનનું આમંત્રણ થતાં તેઓ સંબંધી કંઇ નવીન શોધખોળ પણ સહેજે થઇ શકે.

* * * *

**કવિવર ટાગોર ફીલ્મ કંપનીમાં જોડાશે?**:—કવિવર ટાગોર અને તેમની મંડળી એક અર્ધ હિંદી અને અર્ધ અંગ્રેજી ફીલ્મ તૈયાર કરવા માટે ટુંક સમયમાં પ્રભાત ફીલ્મ કંપનીમાં જોડાશે એવી ખબર બહાર આવી છે.

*　　*　　*　　*　　*

**દરિયાપારના દેશમાં ગુજરાતી સાક્ષરનો સત્કારઃ**—ગુજરાતના જાણીતા સાક્ષર શ્રી. રમણલાલ વ. દેસાઇ જાતા જતાં સિંગાપોર પહોંચ્યા, ત્યારે સિંગાપોરમાં વસતા ગુજરાતી ભાઇઓ તરફથી સ્ટીમર ઉપર તેમનો ભાવભીનો સત્કાર થયો હતો. જાત્રાથી પાછા ફરતાં તેઓએ સિંગાપોર ઉતરવાનું વચન આપ્યું છે, ને એ પ્રસંગે તેમને માનપત્ર આપવાની ગોઠવણ ચાલી રહી છે.

ન્હાનાલાલ કે. પટેલ.

## જ્ઞાન ઝરણું

ઝરણું અમીરસ જ્ઞાનનું,
ગ્રંથાલયમાં ઝરે સદાએ;
　　રેલે રસનાં પૂર : ઝરણું૦

તિમિર દળ અજ્ઞાનનાં ટાળે,
દિવ્ય જ્યોત હૃદયે પ્રગટાવે;
જ્ઞાન-ઓજસની રેલ રેલાવે.
　　વહાવે ચેતનનાં પૂર : ઝરણું૦

દેશ પ્રેમના મંત્ર શીખાવે,
વીરતા ઐક્યના પાઠ પઢાવે;
શાંતિ નીતિ પંથ ચઢાવે.
　　પૂરે જીવનમાં નૂર : ઝરણું૦

મનુ કુંજનાં પુષ્પ ખીલાવે,
જ્ઞાનપરાગ બધે પ્રસરાવે;
નૂતન યુગ જગે સર્જાવે.
　　'જયન્ત' ઉન્નતિનું મૂળ : ઝરણું૦

બલોલ,
તા. મહેસાણા　　જોઇતાભાઈ ઈ. પટેલ

# ગ્રંથાગાર

(મંદાક્રાન્તા)

પંડિતો જે અવનિ પરથી, તો ગયા સ્વર્ગ માંહે,
એ જ્ઞાનીને હૃદય વસતું, જ્ઞાન કયાંથી પમાયે ?
પત્રો દ્વારા ખબર લખવા, સ્થાન એવું જડે ના;
કયાંથી લેવી વિવિધ વિષયે, કિંમતી જ્ઞાન દીક્ષા ?
ના, ના એવું કહિ જન થકી, મુખથી તો વદાયે,
મૂક્યું ગ્રંથે સહુ જન અર્થે, જ્ઞાન ત્યાંથી ગ્રહાયે.
જે સિદ્ધાંતો મનુજ હિતના, આપવાના હતા તે,
સોંપી દીધા વિષદ હૃદયે, ગ્રંથ આગારમાં એ.
ગ્રંથોદ્યાને ગરીબ જન કે રાયનો ભેદ ટાળી,
અર્પે છે ત્યાં સમ ગણી સહુ, પુસ્તકો ગ્રંથમાળી.
રોપ્યાં એ તો વટપુર ભૂપે, જ્ઞાનનાં વૃક્ષ હેતે,
મીઠાં એનાં અમૃત ફળને, ચાખજો પૂર્ણ પ્રેમે.
જ્ઞાનાબ્ધિના અમી રસ થકી, ચિત્તની શુદ્ધિ થાતાં,
આત્મા કેરો ઉદય થઇને, જૈ ભળે પૂર્ણતામાં.

રાજકોટ — વ્રજલાલ છ. જોશી.



# પોથી બ્હેનાં !

પોથી બ્હેનાં ! મારે આંગણિયે તું આવ
તારા જેવું મારૂં હૈયું સદાનું
ઓપીને આરસી બનાવ–પોથી બ્હેનાં૦
આરસે દેખાય છે મારૂં મુખારવિંદ
અંતરે તારૂં દર્શાવ
પોથી બ્હેનાં ! મારે આંગણિયે તું આવ !
દુનિયામાં જાગૃત દેવી કહેવાય તું
આવીને અંતર સોહાવ
પોથી બ્હેનાં ! મારે આંગણિયે તું આવ !
સુધા સમાણી તું બ્હેનડી એકલડી
આમંત્રું તેથી તું આવ
પોથી બ્હેનાં ! મારે આંગણિયે તું આવ !

રસુલભાઇ ન. વહોરા

# વાચન-તરંગ

(૧) આર્યધર્મ :—હિંદ જ્યારે સંસ્કૃતિમાં જગતને મોખરે હતો ત્યારે સમસ્ત હિંદના " આર્યો " અને " આર્યા " સન્માનપાત્ર હતાં. એ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ હિંદુ ધર્મે પ્રગટાવી હતી.

આપણા ઋષિમુનિઓ ક્રમેક્રમે પ્રજાનો વિકાસ કરતા, જ્યારે હાલમાં સેંકડો જાતિ અને ધર્મોને લીધે ઐક્યતા સાધવી મુશ્કેલ બની છે. એટલે પ્રગતિને બદલે વ્હેમો તથા ઝનુનીપણું વ્યાપક બનેલાં છે. તેથી જ પ્રજા દિનપ્રતિદિન સબડ્યા કરે છે.

સંસ્કારવિહોણા ધર્મગુરુઓ પરાક્રમો અને જીવનસંગ્રામો ખેલ્યા સિવાયના થયા છે. એક " ભક્ત " કહે છે કે:—

ઠેઠા ઠાલો કરવો ઠાઠ, મઠ-મંદિરમાં પુરવા પાટ,
ગાદી સ્થાપી ગુરુવા થવું, વગર બોલાવે જ્યાં ત્યાં જવું.
લાવો "દામ" ને લો ભાઇ બોધ, પ્રભુ બતાવું જાગતા જોત.

એવા આજના ધર્મગુરુઓ પાસેથી ક્યો સંસ્કાર મળી શકે ? જેથી ધર્મો માત્ર ક્રિયાકાંડમાં જ ભિન્ન ભિન્ન ખાબોચીયાં જેવાં થયા. વળી દેશમાં અનેક જાતિઓ તથા ધર્મો અને રાજપલટા થયા એથી કરીને ધર્મો બોળા સમાન રહ્યા.

એવા બીનસંસ્કારી ધર્મોથી પ્રજા શક્તિહીન બની. ન્યાતજાતમાં કલહ, કુટુંબકલહ વધ્યા. એથી બીજી પ્રજાઓએ આવી ગુલામી બક્ષી અને અસ્પૃશ્ય માની કાયમની અશક્તિની બેડી ઠોકી દીધી છે. પરંતુ પ્રજા ખરો આર્યધર્મ સ્વીકારશે ત્યારે જ ભવિષ્યની પ્રજા સંસ્કારી નિવડી ભારતને મુક્તિ મળશે.

સંસ્કાર, સ્વમાન, ચારિત્ર અને સ્થિરતા પ્રકટાવશે નહિ ત્યાં સુધી સુખશીલીઆપણું, સાંકડું મન, વેવલાપણું, છીછરાપણું, છાકટાપણું, બીકણપણું અને નિરુત્સાહ તથા ધીરજ અને જોખમદારીનું અભાન આ બધું કાયમ રહેશે.

આ ઉપરાંત આર્યધર્મનાં ચાર અંગો દાન, શીલ, તપ અને ભાવનાનું સાચું વર્ણન આ પુસ્તકમાં આલેખાયેલું છે.

ઉચ્ચ આશયનું મહત્ત્વ સમજાવતાં લખે છે કે:—" ઉચા આશય વગરનું લગ્ન વ્યભિચાર છે, જીવવું નરક છે, ખાવું જાનવરપણું છે, બોલવું ભસવું છે."

વળી આર્યાએ શ્રીમંત કુટુંબના સુખવિલાસ બાજુએ રાખી પતિની આવક પર જીવવા ટેક લેવી ઘટે. દરેક કુટુંબની સ્ત્રીઓએ રસોઈ, કપડાં શીવવાં, બાળઉછેર વગેરે પોતે જ કરવું, કારણ કે લગ્ન એ ભાગીદારી છે, જીવનભરની ભાગીદારી છે.

લેખક તો લખે છે કે હું એવી આર્યા માગું છું કે:—

" જેના બોલવામાં એકવીસમી સદીનું ફરજંદ હોય, જેના ચાલવામાં, જેના વર્ત-નમાં, જેના બીછાનામાં, જેના રાચરચીલામાં-રે ! જેના સ્વપ્નમાં પણ એકવીસમી સદીનું ફરજંદ હોય. "

આ એક જ આશય સ્ત્રીધર્મનો છે. આપણી પેલી જુની કહેવત છે કે:—

" ચાર મળે ચોટલા તો ઉખાડી નાખે ઓટલા "

એ વ્યક્તિત્વ નહિ કેળવાયાનું જ પરિણામ છે.

લેખકે આ પુસ્તકને વીસમી સદીના " આર્ય " અને " આર્યા " ઘડનાર સંસ્કારોથી રસભરભર્યું છે. આવી કલાત્મક ભાષામાં ધર્મભાવના તથા પ્રજાની ઉન્નતિના માર્ગદર્શક

ઉપદેશો તો એ પુસ્તકના વાચનથી જ મેળવી શકાશે. અત્રે તો તેમાંથી ગણ્યોગાંઠયો ઉતારો જ માત્ર કરેલો છે.

**(૨) મહા-વીર કહેતા હુવા:**—આ પુસ્તકમાં લેખકે જૈન ધર્મના પુરુષોનાં નામ ઉપરથી જ પાત્રો લઈ લખાણુ કરેલું છે જે ઉત્તમ છે.

શત્રુંજય ઉપર કોઈ મહાત્માની શોધમાં નીકળેલા મુમુક્ષુને અચાનક મહા-વીર સ્વામીનો ભેટો થાય છે. પર્વતોનાં શિખરો ઉપર ચડતાં ગૌતમને ખમવી પડેલી વિટંબણાઓ અને તેની દરકાર ન કરતાં બાળક જેમ નિર્દોષ હાસ્ય કરતા મહાવીર જે બોધ આપે છે તે અવર્ણનીય છે. લેખકે લખ્યું છે કે–શક્તિશાળી વ્યક્તિત્વ ઘડનારી " નીતિ "ની એક નૂતન ભાવના છે. અને તે " વીસમી સદીના હિંદ માટે નૂતન રાષ્ટ્રીય ગીતા છે. "

ગૌતમને અનેક નિર્દોષ વાક્યો દ્વારા સાત્ત્વિક બોધમાં તરબોળ કરી તેને અનંતનું ભાન કરાવે છે.

આ ઉપરાંત મનુષ્યને માયાવિમુખ થઈ ખરો " બ્રહ્માનંદ " કેમ મળે તે વિષે ગોવાળનું દૃષ્ટાંત આપી પ્રથમ ઊંટ, સિંહ અને બાળકના ફેરફાર બતાવી છેવટે સ્વતંત્ર આત્માની સમજ આપી છે.

આ નાનું પુસ્તક ગમે તેવા મૂઢમતિ મનુષ્યને પણ ખરા મનુષ્યત્વનો પાઠ આપે છે.

**(૩) માયાની છાયામાં:**—શ્રીકૃષ્ણ પ્રભુએ સુદામાને અકળ લીલા બતાવેલી, તેમ જન્મના બ્રહ્મચારી નારદ મુનિને પણ બતાવી છે.

શ્રીકૃષ્ણપ્રભુ ખરા બળબળતા તાપમાં નારદજીને પાણી લેવા મોકલે છે. નારદજી દોડતા દોડતા એક પર્ણકુટિ પાસે પહોંચે છે અને બારણું ઠોકતાં એક " ગોવાળબાળા " બાર ખોલે છે. યુવાનીની મસ્તીવાળાં નયનો રતિસમાન કામબાણોનો તરવરાટ કરતાં એક-બીજાને સામસામાં મળતાં " તારામૈત્રક " રચાય છે. પરિણામે નારદજી બ્રહ્મચર્ય બાજુએ મુકી લગ્ન કરી બેસે છે. ત્રણ બાળકો પણ થાય છે.

એક દિવસ ઓચિંતુ પાણીનું પૂર આવી સર્વ તણાય છે. બાળકો બચાવતાં સ્ત્રી તણાય છે. આમ નારદજીને અતિ દુઃખ સહેવું પડે છે.

" નારદજીને માથે હાથ મુકતાં શ્રીકૃષ્ણજી તેમની સઘળી લીલા જાણી હસે છે. નારદજી પસ્તાય છે. અને શ્રીકૃષ્ણ પ્રભુને ભેટી પડે છે. " નૂરમાં નૂર સમાઈ જાય છે. "

આ ઉપરાંત અભયકુમાર ( અભય )ની વાર્તાનો ટુંક હેવાલ બતાવી " ઢુંઢુક " ખોળનારનું નામ આપી સાત્ત્વિક બોધનું આલેખન કર્યું છે.

હાલના " જીવદયા " વાળાઓને સંબોધન બહુ અચ્છું કરેલું છે. " રિપ-વાન-વિંકલ "માં " પોલીટીક્સ " અને રાજદ્વારીઓ, મુડીવાદીઓ, કાયદાશાસ્ત્રીઓનો લેખકો ઉપર ઝઝુમતો કોરડો " પ્રમાણુ " વાળા લેખનને બાધ કરતો નથી. " પ્રમાણો વિના સ્વતંત્રતા રહી નથી. "

આ ઉપરાંત સમાજને ઉપયોગી અનેક બાબતોનું ગુંથણ કર્યું છે.

" માયા " ભ્રમણા દૂર થવાથી જ આત્મોન્નતિ શક્ય બને છે.

ઉપરનાં ત્રણે પુસ્તકો સ્વ૦ વાડીલાલ મોતીલાલ શાહનાં લખેલાં છે. આ ઉપરાંત વાચકોને " ભરતવિલાસ " વગેરે તેમનાં પુસ્તકો અતિ ઉપયોગી નિવડ્યાં છે. દરેક વાચક એક વાર તો જરૂર આ પુસ્તક વાંચે એજ અભ્યર્થના !

આસનેરા. } સોમાભાઈ ન. રાવળ
સભ્ય, વ. વા. મંડળ

**

# પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ

(૧) **નવસારી** પ્રાન્ત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૫-૯-૩૭ના રોજ નવસારી મુકામે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયના મકાનમાં પ્રાંત વિદ્યાધિકારી રા. રા. ઉમેદભાઇ લખાભાઇ પટેલ સાહેબના પ્રમુખપદે ભરાઇ, જેમાં જુદાં જુદાં સ્થળના નીચેના સભ્યો હાજર હતા :—

(૧) શ્રી છોટુભાઇ ઝી. દેસાઇ, પલસાણા (૨) શ્રી ગોપાળજી ગોવિંદજી પટેલ, ચલથાણ (૩) શ્રી નારણશંકર હરિશંકર, કામરેજ (૪) શ્રી પ્રીતમલાલ વિષ્ણુરામ, કોસંબા (૫) શ્રી સુરજરામ મહાશંકર, મહુવા (૬) શ્રી દેસાઇ રામચંદ્ર રૂદરજી, મહુવા (૭) શ્રી ગિજુભાઇ હ. દેસાઇ, ગણદેવી (૮) શ્રી કાવસજી એ. ગણદેવીઆ, ગણદેવી (૯) શ્રી ઠાકોરભાઇ ના. દેસાઇ, બીલીમોરા (૧૦) શ્રી કનૈયાલાલ જ. મજમુંદાર, નવસારી (૧૧) શ્રી કસનજી દય.ળજી દેસાઇ, નવસારી (૧૨) શ્રી મગનલાલ ઝીણાભાઇ દેસાઇ, નવસારી (૧૩) શ્રી શંકરલાલ નાયજીભાઇ દવે, નવસારી (૧૪) શ્રી કેવળભાઇ ગોવિંદભાઇ પટેલ, મરોલી (૧૫) શ્રી ગોકળભાઇ, ધામણ (૧૬) શ્રી ભીમભાઇ ખંડુભાઇ, ખખવાડા.

પ્રાત મંડળના આ સભ્યો ઉપરાંત આ વર્ષની સભામાં રાજ્ય પુ. મંડળના માનદ મંત્રી શ્રીમાન મોતીભાઇ અમીન સાહેબ રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રીયુત વલ્લભભાઇ પટેલ સાથે ખાસ હાજર રહ્યા હતા. નવસારી તથા ગણદેવી મહાલોના શાળાધિકારીઓની પણ હાજરી હતી.

સભામાં પ્રમુખની ચુંટણીનો તથા મંત્રીએ વાંચી સંભળાવેલા હેવાલ તથા હિસાબને સર્વાનુમતે મંજૂર રાખનારો એમ બે ઠરાવ પછી નીચે પ્રમાણે બીજા ૬ ઠરાવ પસાર થયા હતાઃ—

**૩. નવા વર્ષના પ્રમુખ અને મંત્રીની ચુંટણી કરવા બાબત :—**

પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ જ. મજમુદાર, અને મંત્રીઓ તરીકે શ્રી કસનજી દયાળજી દેસાઇ તથા શ્રી મગનલાલ ઝીણાભાઇને સર્વાનુમતે નીમવામાં આવે છે.

**૪. પ્રચારક નીમવા તથા ફાલવણી બાબત:—**

જે તે મહાલોને ગયા વર્ષનો રાજ્ય પુ૦ મંડળનો ફાળો નહિ વહેંચી આપતાં તે પ્રાંતમાં રહેવા દેવો ને તે રકમ તથા પ્રાંત પુસ્તકાલય મંડળમાંથી રૂ. ૧૦૦ ) આપી કુલ જે રકમ થાય તેમાંથી એક પ્રચારક આખા પ્રાંત ખાતે નીમવાનું ઠરાવવામાં આવે છે. મહુવા, સોનગઢ, વ્યારા, અને માંગરોળ મહાલની ફાલવણી તેઓ તરફની કામગીરી સંતોષકારક લાગ્યે આપવી. પ્રચારકની નીમણોક મંત્રીઓએ કરવી.

**૫. નવા વર્ષનું અંદાજ પત્રક ગોઠવવા બાબત :—**

રૂ. ૧૦૦ ) પુસ્તકાલયના પ્રચારકના પગાર માટે; રૂ. ૨૦) કંટીંજન્સી માટે; રૂ. ૧૫) મંત્રીઓના પ્રવાસ ખર્ચ માટે; રૂ. ૧૫) આકસ્મિક ખર્ચ માટે : કુલ ૧૫૦) મંજૂર કરવામાં આવે છે.

**૬. મહાલ પરિષદો ભરવા બાબત:—**

દરેક મહાલે ચાલુ વર્ષે પોતપોતાની મહાલ પુ૦ પરિષદ ભરવી.

**૭. શાળા ન હોય તેવાં ગામોએ પણ વાચનાલય ઉઘાડવા બાબત:—**

શાળા ન હોય તોપણ તેવાં ગામોએથી વાચનાલયો ખોલવાની માગણી ખાતા તરફ આવે તો તે માગણી સ્વીકારવી એમ આ સભા પુસ્તકાલય ખાતાને વિનંતિ કરે છે.

**૮. કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોને ધોરણ પ્રમાણે પૂરી મદદ મળવા બાબતઃ—**

કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોને મદદની જે રકમ અપાય છે તે હાલની જરૂરિયાતના પ્રમાણમાં ઘણી ઓછી છે. માટે સન ૧૯૧૧ માં ના૦ મંત્રી મંડળે જે ધોરણ ઠરાવેલું છે તેટલી મદદ નિદાન મળતી રહે એવી તજવીજ કરવા ખાતાને આ સભા વિનંતિ કરે છે.

ઉપર પ્રમાણે બધા જ ઠરાવો સર્વાનુમતે બહાલ રહ્યા હતા.

ટીપ:—તા. ૧૨-૯-૩૭ ના રોજ ભરાયલી વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની, તથા તા. ૧૯ અને ૨૬ મીએ ભરાનાર મહેસાણા અને અમરેલી પ્રાંત મંડળોની વાર્ષિક સભાના હેવાલ આવતા અંકે પ્રસિદ્ધ થશે.



# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા, પ્રચાર તથા વર્ગીકરણ વગેરેની કામગીરી બજાવી છે:—

૧. સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઇ ગરબડભાઇ: જુલાઇ-ઑગસ્ટમાં:—(૧) ડેસર (૨) વેજપુર (૩) શાંતિપુરા ( વાચનાલયને સ્થાને પુસ્તકાલય થવાની જરૂર ) (૪) શારદાપુર ( ગઇ સાલનાં બજેટનાં પુસ્તકો મળ્યાં નથી ? ) (૫) મેરાકુવા ( નં. ૩ પ્રમાણે )
૨. સંખેડા મહાલ માનદ પ્રચારક રા. જેસંગભાઈ ગ. પટેલઃ જુલાઈ માસમાં:—(૧) નંદપુર (૨) વાસણા (૩) ચિખોદ્રા (૪) કોસીન્દ્રા (૫) માંકણી (૬) ટીંબા ( તમામ સ્થળે વર્ગીકરણ થઇ જવાની જરૂર ).
૩. પાદરા મહાલ માનદ પ્રચારક રા. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડયા: ઑગસ્ટ-સપ્ટેમ્બરમાં:—(૧) લુણા (૨) મોભા (૩) ચાણસદ ( વર્ગીકરણ ખોટું છે તે દુરસ્તી કરી આપ્યા પ્રમાણે સુધારી લેવાની જરૂર ) (૪) પાદોદ ( વિષયવારી થઇ જવાની જરૂર. )
૪. દામનગર મહાલ મંડળના મંત્રી રા. રા. મનજી હરિભાઈ: જુન-જુલાઈમાં:—(૧) રાજકોટ (૨) ચાવંડ (૩) હીરાણા (૪) ખીજડીઆ (૫) ચાખપુર (૬) રૂપાવટી (૭) ગણેશગઢ (૮) પામેલ (૯) રાભડા (૧૦) હાંસા (૧૧) દહીંથરા (૧૨) પુરૂણીઆ (૧૩) આંબરડી (૧૪) કાચરડી.

પ્રચારકોએ રૂબરૂમાં આપેલી સૂચના-સમજૂતનો યોગ્ય તે અમલ તાકીદે કરી દેવાની જેને તેને ભલામણ !



# નવસારી પ્રાંત પુસ્તકાલય મંડળનો સન ૧૯૩૬-૩૭ નો

# હેવાલ તથા હિસાબ

**વડોદરા** રાજ્ય પુસ્તકાલય મંડળના બંધારણને અનુસરી સન ૧૯૩૦-૩૧ થી આ પ્રાંત મંડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મુકવાનો છે.

નવસારી પ્રાંતના આઠ મહાલોમાં એકંદર વસ્તી ૨૦૨૧૬૮ પુરૂષો તથા ૨૦૧૨૦૯ સ્ત્રીઓ મળી કુલ ૪૦૪૩૭૭ માણસોની છે. તે પ્રાંતમાં ૭૮૯ ગામ છે, જેમાં શાળાવાળાં ૨૪૮ છે. સન ૧૯૨૬-૩૭માં મહાલવાર પુસ્તકાલયો, વાચનાલયો નીચે જણાવ્યા પ્રમાણે છે:—

| મહાલનું નામ | એકંદર ગામો | શાળાવાળાં ગામો | કસ્બા પુ૦ | પુસ્તકાલય વાળાં ગામો | વાચનાલય વાળાં | કુલ. |
|---|---|---|---|---|---|---|
| નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૪૨ | ૨-૧-૧ | ૪૭ |
| ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૧૮ | ૫ | ૨૫ |
| પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૨૯ | ૨ | ૩૨ |
| કામરેજ | ૭૨ | ૪૨ | ૧ | ૪૦ | ૩ | ૪૪ |
| મહુવા | ૬૯ | ૪૦ | ૦ | ૧૪ | ૨૬ | ૪૦ |
| માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૦ | ૨૧ | ૩ | ૨૪ |
| સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૧ | ૬ | ૮ |
| વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૧૦ | ૨૫-૧ | ૩૭ |
| | ૭૮૯ | ૨૪૨ | ૭ | ૧૭૫ | ૭૨ ૨-૧ | ૨૫૭ |

| કુલગામ | શાળાવાળાં ગામ | કસ્બા પુ. | ગ્રા. પુ. | વાચનાલય | મહિલા પુ. |
|---|---|---|---|---|---|
| ૭૮૯ | ૨૪૨ | ૭ | ૧૭૫ | ૭૨ | ૨ |

| બાળક પુ. | કુલ | |
|---|---|---|
| | | મકાનવાળાં પુસ્તકાલયો ૨૯ |
| ૧ | ૨૫૭ | ગુ. વ. સોસાઇટીમાં નોંધાયેલાં ૬૭ |

ચાલુ સાલમાં માંગરોળ તાલુકામાં હથુરણ ગ્રામ પુસ્તકાલયનું મકાન બંધાઇ ખુલ્લું મુકવામાં આવ્યું છે. વ્યારા મહિલા પુસ્તકાલયના મકાનનું કામ ચાલે છે.

મહાલ દીઠ સ્વતંત્ર મકાનવાળાં ગામો નીચે પ્રમાણે છે :—

નવસારી મહાલમાં ૯; કામરેજ મહાલમાં ૩; ગણદેવી મહાલમાં ૪; પલસાણા મહાલે ૨; મહુવા મહાલે ૧; માંગરોળ ૭; વ્યારા ૨; સોનગઢ ૧; કુલ ૨૯.

દરેક મહાલના માનદ પ્રચારક ભાઇઓએ પોતપોતાના મહાલનાં ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કરી હતી ને ઘટતી સૂચનાઓ આપી વર્ગીકરણનું કામ કરેલું હતું, તે માટે એ

ભાઈઓનો આભાર માનવામાં આવે છે. ચાલુ સાલે પણ તેઓ પોત પોતાના મહાલવાળા પુસ્તકાલયોનું બાકી રહેલું વર્ગીકરણ કરી આપી તથા તપાસણી ચાલુ રાખી પુસ્તકાલયની બરોબર વ્યવસ્થા માટે ઘટતું કરશે એવી આશા છે.

શિષ્ટ વાચનની પરીક્ષાઓમાં દરેક મહાલમાંથી ઓછીવત્તી સંખ્યામાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકો બેઠેલા હતા. નવીન વરસમાં વધુ પ્રમાણમાં તે પરીક્ષામાં બેસે તેમ મહાલ તથા જુથ મંડળના મંત્રીઓને તજવીજ કરવા ભલામણ છે. ફરતા પુસ્તકાલયની પેટીઓ પણ ઘણાખરા મહાલમાં મંગાવી તેનો ઉપયોગ કર્યો હતો. જેમ બને તેમ જનતામાં વાચનનો શોખ વધે તેવા પ્રયાસ કરવામાં આવે છે. ચાલુ વરસે તે પ્રમાણે પેટીઓ મંગાવી દરેક ગામડે વાચનનો લાભ વધુ પ્રમાણમાં લેવડાવવા દરેક મંત્રીને વિનંતિ છે.

કેટલાક મહાલમાં ગામ પુસ્તકાલયનાં બજેટ ગત વરસમાં બન્યાં નહોતાં; તો તેવા દરેક કેસની મહાલ મંત્રીએ તપાસ કરી લોક મદદ એકઠી કરી બજેટ બનાવી વાચનાલય અગર પુસ્તકાલય ચાલુ રાખવા તજવીજ કરવી.

ચાલુ વરસમાં કામરેજ તાલુકાના ઓરણા કે જે ગામ આખા પ્રાંતમાં દરેક બાબતમાં આગળ પડતું આદર્શ ગામ છે, ત્યાં પ્રાંતની ત્રીજી પુ૦ પરિષદ માજી વિદ્યાધિકારી સાહેબ મે. રા. રા. નંદનાથભાઈ દીક્ષિત સાહેબના પ્રમુખપણા નીચે ભરાઈ હતી. તેમાં આપણા રાજ્યના સહકારી અધિકારી ને ગુજરાતના જાણીતા સાક્ષર મે. રા. રા. રમણલાલ વસંતલાલ દેશાઈ, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ, તથા આપણા રાજ્ય પુ૦ મંડળના હાલના મંત્રી ને માજી મદદનીશ વ્યવસ્થાપક રા. રા. મોતીભાઈ અમીન સાહેબ, તથા નવસારીપ્રાંતના વિદ્યાધીકારી સાહેબો પધાર્યા હતા.

આ પરિષદની વિશેષતા એ હતી કે અત્યાર સુધી કોઈ પણ પરિષદમાં નહિ જણાયેલી સંખ્યામાં બ્હેનોએ ભાગ લીધો હતો ને સ્વાગત સભ્યો તરીકે લગભગ ૭૩ બ્હેનો સભ્યોમાં જોડાઈ હતી, જે પરથી બ્હેનોમાં વાચનનો કેટલો શોખ ઉત્પન્ન થયો છે તે જણાતું હતું. પરિષદના બે દિવસના કાર્યક્રમમાં લગભગ દરરોજ ત્રણથી ચાર હજારની માનવ મેદની આસપાસના ગામડાંમાંથી આવી હતી. પુસ્તકાલયને લગતા ને જનતામાં વાચનનો શોખ ઉપજે કરે તેવા કેટલાક અગત્યના ઠરાવો થયા હતા.

સાલ ૧૯૩૫-૩૬ માં નવસારી પ્રાંતનાં પુસ્તકાલય અગર તો વાચનાલય વગરનાં ગામોએ ફરતા પુસ્તકાલયની પેટીઓ ચાલુ કરવા લોકમદદની રકમ માટે રૂા. ૩૫૦) સુધીની મદદ અત્રેના લોકપ્રિય ને વિદ્વાન માજી સુબા ડૉ. પગાર સાહેબે પોતાના હસ્તકના ધર્માદા ફંડમાંથી આપી હતી. તેથી પ્રાંતના દરેક શાળાવાળા ગામે વાચન પુરૂં પાડવાને શક્તિમાન થયા હતા. ચાલુ સાલ માટે તે માટેની રકમ કોઈ સુખી ગૃહસ્થ આપી જ્ઞાન દાનનું પુન્ય હાંસલ કરશે એવી આશા છે.

[ જુઓ પાન ૫૭૮ ]

# મહાલ મંડળોની વાર્ષિક સભાઓ

(૧) સંખેડા :—તા. ૧૫–૮–૩૭ ના રોજ સંખેડા કસ્બા પુસ્તકાલયના મકાનમાં સભા ભરાઈ તેમાં ૧૯૩૬–૩૭નો હેવાલ હિસાબ રજુ થયા બાદ કુલ ૭ ઠરાવો થયા. પૈકી ચાલુ સાલે પ્રાંત પરિષદ તથા શિક્ષણવર્ગ સંખેડા મહાલમાં ભરવાનો ઠરાવ નં. ૫ મો તથા મહાલ પૂરતી શિષ્ટવાચનની પરીક્ષા સંબંધનો ૭ મો ઠરાવ મુખ્ય હતા. વડોદરા પ્રાંત પુ. મંડળ માટે મહાલના પ્રતિનિધિ તરીકે મહાલ મંત્રી શ્રીયુત કચુલાલ ચુનીલાલ શાહ તથા ભાટપુર જૂથ મંત્રી શ્રીયુત મૂળજીભાઈ લલ્લુભાઈ ચુંટાયા. હિસાબમાં રજુ થયા પ્રમાણે સાલ આખરે મહાલ મંડળની શીલક રૂ. ૧૦૭–૦–૬.

(૨) પેટલાદ :—તા. ૧૬–૮–૩૭ ના રોજ પેટલાદ સાર્વ. પુસ્તકાલયના મકાનમાં મળી, જે વખતે ગત વર્ષનો હેવાલ હિસાબ મંજુર કરી નવા વર્ષ માટે રૂ. ૧૦૦) પુસ્તકાલયો તથા વાચનાલયોને મદદ કરવા, ૨૫૦) પ્રચારક પગાર માટે, ૧૦૦) શિષ્ટવાચનની પરીક્ષા માટે અને ૭૫) કંટીંજંટ ખર્ચ માટે મળી કુલ રૂ. ૫૨૫) નું બજેટ મંજુર કરવામાં આવ્યું. હિસાબમાં રજુ થયા પ્રમાણે શીલક સાલ આખરે રૂ. ૨૮૧૩–૧૦–૭. પ્રાંત મંડળ માટે શ્રીયુત રામભાઈ કાશીભાઈ પટેલ વસો, તથા શ્રીયુત હીરાલાલ ગંગાદાસ શાહ, સિહોલને ચુંટવામાં આવ્યા.

(૩) કરજણ :—તા. ૨૨–૮–૩૭ ના રોજ કરજણ કસ્બા પુસ્તકાલયના મકાનમાં. ચાલેલા કામકાજમાં સન ૧૯૩૬–૩૭ નો અહેવાલ હિસાબ વંચાઈ મંજુર થયા બાદ કુલ પાંચ ઠરાવો થયા. પૈકી મહાલનાં તમામ પુસ્તકાલયોનાં પુસ્તકોનું એક સામટું પાર્સલ મહાલ પુસ્તકાલય તરફ મંગાવવાનું ઇચ્છવાયોગ્ય ગણવા બાબત, તથા ગ્રામ પંચાયતો પુસ્તકાલયો માટે પોતાનાં બજેટમાં સવડ રાખે તેવી ભલામણ મહાલ વહિવટદારને કરવા સારૂ સમિતિ નીમવાનો, અને શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ લેવા લેવરાવવા સંબંધી તથા બજેટો વખતસર મંજુર કરાવી લેવા બાબત ગ્રામ પુ૦ ને ભલામણ કરવાના ઠરાવ મુખ્ય હતા. પ્રાંત પુ. મંડળના પ્રતિનિધિ તરીકે કરજણ મહાલ પુ. મં. ના મંત્રી, ચોરંદા સા. પુ. ના મંત્રી રા. બાબરભાઈ, તથા વેમારના મંત્રી રા. જીવાભાઈને ચુંટવામાં આવ્યા. સાલ આખરે મહાલ મંડળની શીલક, હિસાબમાં રજુ થયા પ્રમાણે, રૂ. ૮–૧૫–૬.

પાદરા :—તા. ૨૨–૮–૩૭ ના રોજ મોભારોડ સ્ટેશન પરની એ. વી. સ્કૂલના મકાનમાં મળી, જેમાં નવી સાલ માટે પ્રમુખ તથા મંત્રીની ચુંટણી કરવામાં આવી, નિવેદન અને હિસાબ મંજુર કરવામાં આવ્યાં, તથા નવા વર્ષનું બજેટ નક્કી કરી વાચનાલયો માટે મદદ મેળવવાની તજવીજ કરવાના, અને ૩ મહાલ પ્રચારકો નીમવાના ઠરાવ થયા. હિસાબમાં રજુ થયા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૯–૬–૬. પ્રાંત મંડળ માટેના પ્રતિનિધિઓઃ નિર્ભયપ્રસાદ પ્રહલાદજી પંડ્યા, પાદરા; તથા ગોતીભાઈ ગોવિંદભાઈ પટેલ, ગવાસદ.

(૫) વડોદરા :—તા. ૨૨–૮–૩૭ ના રોજ પુ. સ. સ. મંડળ લિ. ની ઑફિસમાં વડોદરા મહાલ શાળાધિકારી રા. રા. દેવચંદભાઈ રામજીભાઈના પ્રમુખપદે મળી. તેમાં ગય

સાલનો અહેવાલ તથા હિસાબ મંત્રી તરફથી રજુ થતાં તે બહાલ રાખવામાં આવ્યા બાદ મહાલ પરિષદ ચાલુ સાલે બીજા મુકામે તા. ૫–૧૨–૩૭ ના રોજ ભરવાનો, મહાલ પુરતી શિષ્ટવાચનની પરીક્ષા તા. ૧૦–૧૦–૩૭ ના રોજ શ્રી જુગતરામ દવે કૃત ' ગાંધીજી ' એ પુસ્તકની લેવાનો, તથા જે પુસ્તકાલયોનાં–નિવેદન બજેટ ખાતા તરફ રવાના ન થયાં હોય તેવાંનાં મોકલાવી આપવા બાબત જરૂરી તજવીજ કરવાની જુથ મંડળોને ભલામણ કરવાના ઠરાવો થયા. નવી સાલ માટે હોદ્દેદારો નીમાઇ પ્રાંત મંડળ માટેના પ્રતિનિધિઓ તરીકે મહાલ મંત્રી શ્રીયુત ચીમનભાઇ હ. અમીન, વરણામા, તથા શ્રીયુત રાવજીભાઇ નાથાભાઇ અમીન છાણીનાં નામો નક્કી થયાં. સાલ આખરે શીલક, હિસાબમાં રજુ થયા પ્રમાણે, રૂ. ૯૩–૨૨–૬.

(૬) શિનોર:—તા. ૨૨–૮–૩૭ના રોજ ભરાઇ, જેમાં ગત સાલનો હેવાલ હિસાબ મંજુર કરવામાં આવ્યા, નવી સાલ માટે વ્યવસ્થાપક મંડળ નીમાયું, મહાલનાં પુસ્તકાલયોની તપાસણીનું કામ, સાલાનુબાદ વહિવટ પ્રમાણે જૂથ મંડળોના મંત્રીઓ તથા અન્ય સેવાભાવી વ્યક્તિઓ વચ્ચે વહેંચી આપવામાં આવ્યું, પ્રાંત પુ. પરિષદ માટે પ્રતિનિધિઓ પસંદ કરવામાં આવ્યા, મહાલ પરિષદ ભરવાની વિચારણા થઇ, વર્ગીકરણ જેમનું બાકી હોય તેમનું પુરૂં કરી આપવાની મહાલ પ્રચારકોને ભલામણ કરવામાં આવી, જુથ મંડળોની સભામાં જવાબદાર શિક્ષકો હાજર રહે તેવો પ્રબંધ કરી આપવાની મહાલ શાળાધિકારી સાહેબને વિનંતિ કરવામાં આવી એ વગેરે કામકાજ થયું.

(૭) ભાદરણ:—તા. ૨૨–૮–૩૭ ના રોજ ભાદરણ સા. પુ. ના મકાનમાં રા. રા. લાલાજી જીવાભાઇના પ્રમુખપદે મળી. કામકાજમાં ચાલુ નવી સાલ માટે વ્યવસ્થાપક મંડળ ચુંટવામાં આવ્યું, રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવા લેવરાવવાની તજવીજ રાખવાની જૂથમંડળોને ભલામણ કરવામાં આવી, તથા પ્રાંત પુ. મંડળ માટે રા. બાલકૃષ્ણ મૂળજીરામ વ્યાસ સહમંત્રી ભાદરણ, તથા રા. ભાઇલાલ-ભાઇ કિશોરભાઇ, મંત્રી રણોલીનાં નામ પસંદ કરવામાં આવ્યાં. સાલ આખરે શીલક, હિસાબમાં રજુ થયા પ્રમાણે, રૂ. ૧૦૧–૩–૦.

(૮) ડભોઇ:—તા. ૫–૯–૩૭ ના રોજ મહાલ વહિવટદાર સાહેબના પ્રમુખપદે સભા ભરાઇ, જેમાં ૩૬–૩૭ નો હેવાલ હિસાબ વંચાણમાં લેવાઇ મંજુર રાખવામાં આવ્યા, નવી સાલ માટે બજેટ નક્કી કરવામાં આવ્યું, મહાલમાં નવીન પુસ્તકાલયો ઉઘડાવવાના કામે જરૂરી મદદ કરવાની ડભોઇ કસ્બા પુસ્તકાલય તરફ માંગણી કરવાનું ઠરાવાયું, નવીન સાલ માટે વ્યવસ્થાપક મંડળ નીમાયું જેના પ્રમુખપદે મહાલ વહિવટદાર, ઉપપ્રમુખપદે મહાલ શાળાધિકારી, મંત્રીપદે ડભોઇ શાળા નં. ૧ ના હેડમાસ્તર શિવશંકર મો. પંડ્યા, તથા ઉપ-મંત્રીપદે ઝવેરભાઇ ખુશાલભાઇ પટેલ ચુંટાયા; મહાલ પરિષદ ભરવા તથા તેના ખર્ચની જોગવાઇ માટેના ઠરાવ થયા; મહાલ પરિષદ ભરાતાં સુધીમાં મહાલનાં પુસ્તકાલયોનું વર્ગી-કરણનું કામ પુરૂં કરી દેવા માટે માસિક રૂ. ૨) ના દરમાયે રા. ઝવેરભાઇ ખુ. પટેલની નીમણોક કરવામાં આવી, તથા ગત સાલમાં કરેલી આર્થિક વગેરે મદદ માટે ડભોઇ કસ્બા

પુસ્તકાલયનો આભાર માનવામાં આવ્યો. પ્રાંત પુ. મંડળ માટેના પ્રતિનિધિઓ તરીકે કરમા પુ. ના મંત્રી રા. મગનલાલ ગિરજાશંકર શાસ્ત્રી તથા મહાલ મંડળના ઉપમંત્રી રા. ઝવેરભાઇ ખુ. પટેલનાં નામ પસંદ થયાં. મહાલ મંડળની શીલક સાલ આખરે રૂ. ૫૧–૫–૦, હિસાબમાં રજુ થયા પ્રમાણે.

**(૯) તિલકવાડા:**—પુસ્તકાલયવાળાં ગામો થોડાં ને આઘે આઘે આવેલાં હોવાથી સભા ભરવાનું શકય નથી. સાલ આખરે શીલક, હિસાબમાં રજુ થયા પ્રમાણે, રૂ. ૪–૧–૦. પ્રાંત મંડળ માટે મહાલના પ્રતિનિધિઓ તરીકે આમરોલી તથા કરનાળી જુથમંડળોના મંત્રીઓની ભલામણ કરાઇ છે.

**(૧૦) સાવલી :**—સભા ભરાયાનો હેવાલ તેમ વાર્ષિક નિવેદન મળ્યાં નથી: માત્ર હિસાબ મળ્યો છે. તેમાં બતાવ્યા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૧૧–૩–૦.

**(૧૧) વિજાપુર :**—તા. ૨૨–૮–૩૭ના રોજ કરમા પુ૦ ના મકાનમાં મળી, જેમાં ૧૦માંથી ૭ જૂથ મંડળના મંત્રીઓ તથા બીજા પાંચ સભ્યો હાજર રહ્યા હતા. ચાલેલા કામકાજમાં નવી સાલ માટે વ્યવસ્થાપક મંડળ નીમાયું જેના પ્રમુખ તરીકે રા. વિઠ્ઠલદાસ ફુલચંદ વૈદ્ય તથા મંત્રી તરીકે વિજાપુર પુ૦ ના ગ્રંથપાલ રા. મૂળશંકર નથુરામ જોશી ચુંટાયા, શિક્ષકોની ત્રિમાસિક ગ્રુપ સમાજ વખતે મહાલ મંડળ તરફથી બે સભ્યોને મોકલી પ્રચારકાર્ય કરવાનું ઠરાવ્યું, પ્રાંત તથા રાજ્ય પુ૦ પરિષદો માટેના પ્રતિનિધિઓ તરીકે મહાલ મંડળના મંત્રી તથા ગોઝારીઆ સા૦ પુ૦ ના મંત્રીને ચુંટવામાં આવ્યા, મહાલ પુ૦ મંડળની સભામાં આવવા માટે સભ્યોને ખર્ચ મહાલ મંડળ તરફથી આપવામાં આવે એવું, રાજ્ય પુ૦ મંડળ તરફથી પરવાનગી મેળવવાની શરતે ઠરાવાયું, ગઈ સાલ જેમનાં બજેટ નહિ બનેલાં તેવાં ગામોએ જઈ રૂબરૂ તજવીજ કરવાની જવાબદારી સોંપાઇ, ચાલુ સાલ માટેનાં બજેટો સત્વર મોકલી અપાય તે જોવાની તથા ગઈ સાલ ઉઘડેલાં વાચનાલયોને પુસ્તકાલયોમાં ફેરવવાની તજવીજ કરવાની ભલામણ જૂથ મંત્રીઓને કરવામાં આવી. સભામાં રજુ થયેલા હિસાબ પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૨૫૧–૬–૦.

**(૧૨) વિસનગર :**—કોરમના અભાવે તા. ૨૨–૮–૩૭ ના રોજ મુલતવી રખાયલી સભા તા. ૫–૯–૩૭ના રોજ મળી, જેમાં જૂથ મંત્રીઓ અને બીજા મળી ૧૫ સભ્યો હાજર હતા. ચાલેલા કામકાજમાં ગત વર્ષનું નિવેદન અને હિસાબ વંચાણમાં લઇ મંજુર કરી તથા નવા વર્ષ માટેની કારોબારી કમીટી નીમ્યા બાદ ૪ થી મહાલ પરિષદ બને તો ભાન્ડુમાં નીકર પછી તળ વિસનગરમાં ભરવાની વિચારણા થઇ, શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવા લેવડાવવાની ભલામણ કરાઇ, મહાલ મંડળનું સાત વર્ષનું છાપેલું નિવેદન વંચાણમાં લેવાયું ને વહેંચાયું, વર્ગીકરણ નહિ થયેલાં ગામોનાં એ કામ માટે પ્રાંત પ્રચારકને તેડવા સંબંધી ઠરાવ થયો, મકાનવાળાં ગામોએ સ્ત્રી વર્ગમાં વાચન પ્રચાર વધારવા માટે શિક્ષિકાઓને ભલામણ કરાઇ, વાલમને કરમા પુસ્તકાલયની કોટિમાં લેવાની તથા ગ્રામ પુ૦ માટેનાં મકાનોનું ધોરણ હળવું બનાવવા ખાતાને વિનંતિ કરાઇ, પ્રાંત મંડળ માટે મહાલના પ્રતિનિધિ તરીકે મહાલ મંડળના મંત્રી તથા દેણુપ જૂથના મંત્રીને પસંદ કરવામાં આવ્યા. હિસાબમાં બતાવ્યા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૧૭–૮–૬.

(૧૩) **પાટણ :**—તા. ૨૯–૮–૩૭ના રોજ લોકપ્રિય મહાલ વહિવટદાર રા. રા. ઘેમરસાંઇ દેસાઇના પ્રમુખસ્થાને પાટણ કસ્બા પુસ્તકાલયના મકાનમાં સભા ભરાઇ, જેમાં મહાલના ૩૫ મંત્રીભાઇઓ હાજર હતા. મંડળના કારોબારી પ્રમુખ વિભાગ વિદ્યાધિકારી રા. રા. ઓતીવ સાહેબે ખાસ સભા માટે જ સિદ્ધપુરથી મોટરમાં આવી પુસ્તકાલયનું કામ પ્રેમથી સેવાભાવે ચાલુ રાખના શિક્ષકોને ઉત્તેજીત કર્યા હતા. ચાલેલા કામકાજમાં ગત સાલનો હેવાલ હિસાબ વંચાણમાં લેવાઇ બહાલ રખાયા પછી જે તે પુસ્તકાલયોએ વાર્ષિક નિવેદન તથા બજેટ તાકીદે મોકલી આપવા, પુસ્તકાલય વગરનાં ૪ ગામોએ પુસ્તકાલય ઉઘાડવાની આવશ્યક તજવીજ કરવા, મહાલ પરિષદ ભરવા, શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવા લેવરાવવાની તજવીજ રાખવા, તથા નવી સાલ માટે વ્યવસ્થાપક મંડળ નીમવાના ઠરાવો થયા. મહાલ મંડળના મંત્રી રા. શંકરલાલ ભાણાભાઇ વ્યાસ, તથા બાલીસણાના મંત્રી રા. મનોરભાઇ દયારામ પટેલ પ્રાંત પુ. મંડળ માટે મહાલના પ્રતિનિધિઓ તરીકે ચુંટાયા. સાલ આખરે શીલક, હિસાબમાં રજુ થયા પ્રમાણે, રૂ. ૮–૯–૩.

(૧૪) **ચાણસ્મા :**—તા. ૨૨–૮–૩૭ના રોજ ચાણસ્મા કસ્બા પુસ્તકાલયના મકાનમાં મહાલ શાળાધિકારી રા. રા. દુ. ક. દવેના પ્રમુખપદે ભરાયલી આ સભામાં પ્રતિનિધિઓની હાજરી ભરચક હતી. ચાલેલા કામકાજમાં ગત વર્ષનું નિવેદન તથા હિસાબ વંચાણમાં લેવાઇ યોગ્ય સુધારા સાથે બહાલ રખાયાં, નવીન વર્ષ માટે વ્ય. મં. ની ચુંટણી થઇ જેમાં શ્રી મહાલ વહિવટદાર પ્રમુખ, મહાલ શાળાધિકારી ઉપપ્રમુખ, શ્રી નાનજીભાઇ જે. પટેલ મંત્રી, અને શ્રી ગજાનન કે. ગુપ્તે વકીલ તથા શ્રી. ચીમનલાલ ત્રિ. શાહ સહમંત્રી નિમાયા, મંડળના હિસાબ તપાસનીસ તથા પ્રચારક નીમાયા, નવીન પુસ્તકાલયો ઉઘાડવા અંગે મહાલ શાળાધિકારીની સેવાની નોંધ લેવાઇ, બાકીનાં ગામોએ પુસ્તકાલયો ખોલવાની તજવીજ કરવા ઠરાવાયું, શિષ્ટવાચનની પરીક્ષાનો લાભ લેવા લેવરાવવાની ભલામણ કરવામાં આવી, તથા પ્રાંત મંડળ માટે મહાલના પ્રતિનિધિ તરીકે મહાલ મંત્રી રા. નાનજીભાઇ જેઠીદાસ પટેલ તથા કૃષ્ણલાલ ભીખાભાઇને પસંદ કરવામાં આવ્યા. હિસાબમાં રજુ થયા પ્રમાણે, સાલ આખરે શીલક રૂ. ૧૫).

(૧૫) **સિદ્ધપુર :**—તા. ૨૨–૮–૩૭ના રોજ સિદ્ધપુર પુસ્તકાલયના મકાનમાં ભરાઈ, જેમાં ગત વર્ષના નિવેદન તથા હિસાબ મંજુર રખાયા બાદ ૭ ઠરાવો થયા. પૈકી બીજી મહાલ પરિષદ મહેરવાડા ગામે ભરવા સંબંધી, રા. પુ. મંડળની તથા મહાલ મંડળની શિષ્ટ વાચનની પરીક્ષાઓનો વધુ લાભ લેવા લેવરાવવા સંબંધી, ગઇ સાલ બજેટ નહિ બનેલાં પુસ્તકાલયોનાં બજેટ બનાવરાવવા સંબંધી તથા નવી સાલ માટે વ્ય. મં. ચુંટવાના ઠરાવો મુખ્ય હતા. પ્રાંત મંડળના પ્રતિનિધિઓ તરીકે રા. જગજીવન ગોપાળજી આચાર્ય, કહોડા, તથા રા. રત્નાભાઇ ખેમચંદ પટેલ મેરવાડાવાળાને પસંદ કરવામાં આવ્યા. સાલ આખરે શીલક, હિસાબમાં બતાવ્યા પ્રમાણે, રૂ. ૫–૫–૩.

(૧૬) **દહેગામ :**–સભા રાખેલી પણ ત્રણ જ ગામના પ્રતિનિધિઓ આવ્યાથી કામ ચાલી શકયું નહિ. પ્રાંતનો શિક્ષણ વર્ગ દહેગામ મહાલે ભરવાની માંગણી કરાઇ છે. હિસાબમાં જણાવ્યા પ્રમાણે શીલક રૂ. ૩૨–૭–૯ પોસ્ટમાં જમા છે.

**(૧૭) નવસારી** :—તા. ૨૨-૮-૩૭ના રોજ નવસારી સાર્વ૦ પુ૦ના મકાનમાં રા. રા. મહાલ વહીવટદાર સા૦ના અધ્યક્ષસ્થાને. હાજર સભ્યો ૧૩: ચાલેલા કામકાજમાં ગત વર્ષનો અહેવાલ તથા હિસાબ વંચાણમાં લેવાઇ મંજુર રખાયા, પુસ્તકાલયોનાં વાર્ષિક નિવેદનો તથા બજેટો ઓગષ્ટ આખર સુધીમાં ખાતા તરફ મોકલી આપવાની તજવીજ રાખવાની તથા શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ વધુ પ્રમાણમાં લેવા લેવરાવવાની જુથ મંત્રીઓને ભલામણ કરવામાં આવી, નવા વર્ષનું કાર્યવાહક નીમાયું તથા બજેટ નક્કી કરવામાં આવ્યું, મહાલપ્રચારકો તરીકે કેવળજી ગો. પટેલ, ગોકળભાઈ લખાભાઇ પટેલ, તથા શંકરલાલ નાથજી દવેની નીમણુંક કરાઇ. સાલ આખરે શીલક રૂ. ૩૫-૪-૦.

**(૧૮) પલસાણા** :—તા. ૨૨-૮-૩૭ના રોજ પલસાણા સા૦ પુસ્તકાલયના મકાનમાં રા. ગોપાળજી ગોવિંદજીના પ્રમુખપદે મળી કુલ ૭ ઠરાવ થયા, જેમાં મહાલ મંડળની રકમમાંથી મંડળની ફ. પુ. પેટીઓ માટે મંગાવેલાં પુસ્તકોના રૂ. ૩૦) તથા ૩-૪-૦ પ્રચારકના પ્રવાસ ખર્ચના મંજુર કરવા સંબંધી, નવા વર્ષના બજેટમાં રૂ. ૧૫) નાં પુસ્તકો મંગાવવા તથા કંટીંજંટ ને પ્રવાસના રૂ. ૧૦) મંજુર કરવા સંબંધી, બજેટો તથા નિવેદનો ખાતા તરફ મુદતસર મોકલાવી આપવાની તજવીજ રાખવા સંબંધી, મહાલ તથા જુથ મંડળોની સભાઓમાં શિક્ષકો હાજરી આપતા નથી તે બાબત યોગ્ય તે બંદોબસ્ત કરી આપવાની મહાલ શાળાધિકારી સાહેબને ભલામણ કરવાનો, તથા મંજુર થએલી ગ્રામ પંચાયતની રકમ પુસ્તકાલયોને મળી ન હોય તે બાબત તપાસ થવા તથા ડિસેંબર આખર સુધીમાં આયંદે મળી જાય તેવું ફરમાન છોડવા મહાલ વહીવટદારને વિનંતિ કરવાના ઠરાવ મુખ્ય હતા. પ્રાંત મંડળના પ્રતિનિધિ તરીકે રા. છોટુભાઇ ઝીણાભાઇ, તથા રા. ગોપાળજી ગોવિંદજી ચુંટાયા. સાલ આખરે શીલક રૂ. ૨૩-૦-૯ હિસાબમાં બતાવ્યા પ્રમાણે.

**(૧૯) ગણદેવી**:—તા. ૨૯-૮-૩૭ના રોજ બીલીમોરા પુ૦ના મંત્રી રા. ઠાકોરભાઇ નારણજી દેસાઇના પ્રમુખપણા નીચે મળી, જેમાં ૯ ગામોના પ્રતિનિધિઓ હાજર હતા. ચાલેલા કામકાજમાં વાર્ષિક નિવેદન તથા હિસાબ રજુ થઇ મંજુર રખાયાં, નવી સાલ માટે વ્ય૦ મં૦ ચુંટાયું, ગ્રામ પુસ્તકાલયોનાં બજેટ ગોઠવી આપવામાં આવ્યાં, મહાલ પરિષદ ગણદેવી ભરવાનું ઠરાવ્યું, મહાલ પ્રચારક તરીકે ગણદેવીના ગ્રંથપાલને નીમ્યા, પુસ્તકાલયોનું કામ સંગીન બનાવવાની સમજ જૂથ મંત્રીઓને અપાઇ, પ્રાંત મંડળ માટે રા. ઠાકોરભાઇ ના. દેસાઇ બીલીમોરા, રા. મહેરવાનજી જ. ગઝદર ગણદેવી, તથા રા. ભીખાભાઇ ખંડુભાઇ ખખવાડાવાળાને પસંદ કરવામાં આવ્યા. સાલ આખરે શીલક રૂ. ૫૬-૯-૭, હિસાબમાં રજુ થયા પ્રમાણે.

**(૨૦) માંગરોળ**:—સભા ભરાયાનો હેવાલ નથી મળ્યો. ફક્ત વાર્ષિક નિવેદન તથા હિસાબ મળ્યાં છે. સાલ આખરે શીલક રૂ. ૬-૧૩-૩.

**(૨૧) કામરેજ** :—ફક્ત હિસાબ મળ્યો છે. સાલ આખરે શીલક રૂ. ૮૯-૧૪-૬.

**(૨૨) મહુવા** :—વાર્ષિક નિવેદન તથા હિસાબ ફક્ત મળ્યાં છે. સાલ આખરે શીલક રૂ. ૧-૮-૦.

(૨૩) **ખાંભા**:—તા. ૨૪–૮–૩૭ ના રોજ ભરાયલી સભામાં એકંદરે ૯ ઠરાવ પસાર થયા, જેમાં ૩૫–૩૬ ની ફાલવણી પ્રાંતમંડળમાંથી મંગાવી લેવાનો, મહાલના જીકીયાળી ગામે વાચનાલય પણ નથી તે ચાલુ કરાવવા સંબંધી, રૂગનાથપુરા વાચનાલયને પુસ્તકાલયમાં ફેરવવા સંબંધી, તથા પ્રાંત પુ૦ મંડળની સભા માટે ખાંભા પુ૦ ના મંત્રીને પ્રતિનિધિ તરીકે ચુંટવાના ઠરાવ મુખ્ય હતા. હિસાબ આવ્યો નથી, જે મોકલવા મંત્રીને ખાસ ભલામણ છે.

(૨૪) **ધારી**:—સભા ભરાયાનો હેવાલ તથા વાર્ષિક કામકાજનાં નિવેદન નથી મળ્યાં. માત્ર હિસાબ મળ્યો છે. સાલ આખરે શીલક રૂ. ૦–૬–૦.

(૨૫) **અમરેલી** :—ઉપર પ્રમાણે: સાલ આખરે શીલક રૂ. ૧૩૦–૧૧–૧.

(૨૬) **રતનપુર** :—ઉપર પ્રમાણે: સાલ આખરે શીલક રૂ. ૧૨–૫–૫.

(૨૭) **વાઘોડિયા** :—ઉપર પ્રમાણે: સાલ આખરની શીલકમાં ૦–૧–૦ વધુ ખર્ચ. પ્રાંતમંડળ માટે પ્રતિનિધિઓ તરીકે મંગળદાસ ગોરધનદાસ પોલા વાઘોડીઆના, તથા કુબેરસિંહ માનસિંહ ચૌહાણ રસુલાબાદના.



[ અનુસંધાન પાન ૫૭૨ ]

## ગયા વરસનો આવક જાવકનો હિસાબ નીચે મુજબ છે

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૯૭–૩–૦ | શ્રી પુરાંત બાકી<br>૧૭૭–૦–૦ બરોડા બેંકમાં<br>૨૦–૩–૦ હાથ ઉપર રોકડા | ૧૩–૧૧–૦ | કંટીજન્ટ ખરચ ટપાલ કાગળ તથા પારસલ વગેરેના ખરચના. |
| | | ૧૯–૫–૦ | ઓરણા પરિષદ માટે મુસાફરી તથા ટપાલ છપામણી પારસલ ચાર્જ વગેરેના ખરચના. |
| ૧૯૭–૩–૦ | | ૩૩–૦–૦ | |
| ૧૦–૧૪–૦ | ન પ્રાં. ત્રીજી પુ૦ પરિષદના ફાળાના આવ્યા તે. | ૧૮૫–૧–૦ | શ્રી જણસે બાકી<br>૧૭૭–૦–૦ બરોડા બેંકમાં<br>૮–૧–૦ હાથ ઉપર |
| ૧૦–૦–૦ | નવસારી મહાલ પુ૦ મંડળમાંથી ઉછીના લીધા તે. | | |
| ૨૧૮–૧–૦ | | ૨૧૮–૧–૦ | |



# પુસ્તકાલયોનું કાયમ ફંડ

સાર્વજનિક પુસ્તકાલયોનો નિભાવ થોડે ઘણે અંશે કાયમ ફંડોના વાર્ષિક વ્યાજ ઉપર આધાર રાખે છે; અને હાલમાં બેંકોનાં વ્યાજ છેલ્લી હદ સુધી ઉતરી ગયાં હોય એમ લાગે છે. હજી પણ ઓછું વ્યાજ થાય એવો ભય ઝઝુમી રહ્યો છે. દાખલા તરીકે ઇમ્પીરીઅલ બેંક લી. સેવીંગ ખાતામાં એક જ ટકો વ્યાજ આપે છે એટલે વડોદરાની બેંકો પણ ૧॥ ને બદલે ૧ ટકો આપશે, અને પોસ્ટલ સે. બેંક જે હાલ ૨ ટકા વ્યાજ આપે છે તે કદાચ ૧ ટકો કરી નાખશે. પોસ્ટલ કેશ સર્ટીફીકેટનું વ્યાજ ૫ વર્ષ માટે પણ ૨॥ ટકાથી વધારે નથી પડતું. એટલે કાયમ ફંડો ઉપર સારૂં વ્યાજ કેવી રીતે ઉપજાવવું એ સર્વ કોઈ માટે ગંભીર પ્રશ્ન થઇ પડયો છે. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. ને સરેરાશ ૨ ટકા ઉપરાંત વ્યાજ ઉપજાવતાં જોર પડે છે એટલે મંડળને પુસ્તકાલયોની થાપણો ઉપર ૧॥ ટકો વ્યાજ આપવાનું જાહેર કરવું પડ્યું છે. જે પુસ્તકાલયોનાં કાયમ-ફંડ રૂ. ૧૦૦ની અંદર હોય તેને માટે તો ખાસ બહુ વિચારવાનું રહેતું નથી. કારણ કે ખાનગી ઇસમોને ત્યાં એ રકમો મૂકવાની પરવાનગી મળે નહિ, અને બેંકો દોઢ બે ટકાથી વધુ વ્યાજ આપે નહિ. એટલે કાં તો પોસ્ટનાં કેશ સર્ટીફીકેટ તેમણે લેવાં અથવા પોસ્ટલ સે. બેંકમાં વા મંડળમાં રકમ જમા રાખવી.

પરંતુ જેમની પાસે રૂ. ૧૦૦ ઉપરાંતની રકમો હોય અને તેમાંથી ખર્ચ કરવા માટે ઉપાડવાની જરૂર ન હોય તેમણે દર ૧૦૦ રૂપીએ ૩॥ ટકાનું વ્યાજ આપતાં ગવર્નમેન્ટ પેપર ખરીદવાં. જો પોસ્ટલ ખાતાની માર્ફતે ખરીદવામાં આવશે અને એ ગવર્નમેન્ટ પેપરો પોસ્ટ ખાતામાં જ સાચવી રાખવાને આપવામાં આવશે તો આયપતવેરાની કંઈ કપાત થયા સિવાય પૂરેપૂરૂં ૩॥ ટકા વ્યાજ દર સેંકડે દર વર્ષે નિયમિત રીતે મળ્યે જશે અને એ વ્યાજ વગર માગણીએ પુસ્તકાલયની પોસ્ટની પાસબૂકમાં ચડાવી આપવામાં આવશે. જ્યાં પુસ્તકાલયોના મંત્રી વિશ્વાસપાત્ર હોય, કાયમને માટે એક જ સ્થળે રહેનાર હોય અને ઉપરની બધી જ તજવીજ જાતે કરી શકે તેમ હોય તે પુસ્તકાલયને માટે ૩॥ ટકા વ્યાજ ઉપજાવવાનો આ સૌથી શ્રેષ્ઠ માર્ગ છે.

૨. જે આમ વા કસ્બા પુસ્તકાલયના મંત્રીઓ પોસ્ટ માર્ફતે ઉપર પ્રમાણે તજવીજ કરી ન શકે અથવા કરવા ન ઇચ્છે તેમણે રૂ. ૧૦૦ ઉપરાંતની રકમ પુ. સ. સ. મંડળને ટ્રસ્ટ-ફંડ તરીકે પુસ્તકાલયના નિભાવને માટે જ દર વર્ષે નિયમિત રીતે વ્યાજ મળે તે શરતે સોંપવું. એટલે પુ. મંડળ ૩॥ ટકાનાં ગવર્નમેન્ટ પેપર ખરીદશે, આયપતવેરાની માફી મેળવશે અને વ્યાજ મંગાવી લઈ જે તે પુસ્તકાલયને મજરે આપશે. આ ઉપરાંત ટ્રસ્ટ ફંડનો હિસાબ દર વર્ષે સર્વ કોઇની માહિતીને માટે મંડળના વાર્ષિક નિવેદનમાં પ્રગટ કરશે.

૩. લૅન્ડ મૉર્ટગેજ બેંક લી. સેંટ્રલ-કો-બેંક લી. વા પુ. સ. સ. મંડળ લી. ના શેર ખરીદવામાં ૩॥ ટકા કરતાં કેટલાંક વર્ષ વધારે વ્યાજ મળવા સંભવ રહે છે. પરંતુ નબળાં વર્ષોમાં એ વ્યાજ ૩॥ ટકા કરતાં ઓછું પણ મળે તેવો પણ સંભવ રહે છે. માટે

થોડાક શેર ઉપરની સંસ્થાઓમાં લેવાય તેની હરકત નથી. પણ નિભાવ માટે વ્યાજ ઉપજાવવા ખાતર એવા શેર લેવા એ સલાહભરેલું નથી.

૪. વડોદરા રાજ્યની વા બ્રીટીશ રાજ્યની બાંહેધરીવાળા લૅન્ડ મૉર્ટગેજ બેંકનાં વા એવાં બીજાં ડીબેન્ચરો હોય અને તેનું વ્યાજ ૩॥ ટકાથી ઓછું ન હોય તેવાં મુડી અને વ્યાજની બંનેની બાંહેધરીવાળાં ડીબેન્ચરો લેવા હરકત નથી.

ગવર્નમેન્ટ પેપર ખરીદવામાં એટલું લક્ષમાં રાખવું કે તેનું ફક્ત વ્યાજ જ મળવાનું છે, અને તે કોઇ પણ સંયોગોમાં ઓછું વત્તું થવાનું નથી. ૩॥ ટકા જ વ્યાજ હંમેશને માટે જ મળે જશે. અમુક વર્ષ પછી રૂપીઆ પાછા મળવાના નથી વા વ્યાજમાં વધઘટ થવાની નથી. જો મુડીની જરૂર પડે તો એ ગવર્નમેન્ટ પેપર વેચી દેવા જોઇએ; એટલે બજારભાવે તેની રોકડ રકમ મળી જશે. પણ તેના હંમેશાં ૧૦૦ રૂપીઆ મળશે નહિ. જે તે વખતના દરના પ્રમાણુમાં ઓછી વત્તી રકમ મળશે, અને વ્યાજ લેવું હશે તો હંમેશને માટે કાયમ રહેશે.

પુસ્તકાલય સ. સ. મંડળને ટ્રસ્ટ આપવામાં આવ્યું હશે તો મૂળ રકમ પાછી મળશે નહિ જ અને તે ગવર્નમેન્ટ પેપરમાં જ રોકાશે, અને તેનું વ્યાજ ફક્ત હમેશને માટે મળશે. ટ્રસ્ટફંડની રકમ કોઇને કદી પાછી મળી શકે નહિ. શરતો પ્રમાણે ફક્ત વ્યાજ મળ્યા કરે.

રૂા. ૫૦૦ અને તે ઉપરાંતની કાયમફંડની રકમો પુ. સ. સ. મંડળ લી. ઉપરાંત વડોદરા રાજ્યના મે. રા. રા. કોષાધ્યક્ષને અથવા તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને પણ ટ્રસ્ટફંડ તરીકે સોંપી શકાય. ૫૦૦ થી ઓછી રકમ ટ્રસ્ટ તરીકે મંડળ સિવાય બીજા કોઇને આપી શકાતી નથી, અને સોસાયટી અથવા વડોદરા રાજ્ય પણ એક વખત ટ્રસ્ટફંડ તરીકે સોંપાયલી રકમ કદી પાછી આપી શકશે નહિ. ફક્ત વ્યાજ શરતો પ્રમાણે વાપરવાને આપ્યે જશે. તેનો હિસાબ દર વર્ષે આયાપત્રિકામાં અને ગુ. વર્નાક્યુલર સોસાયટીના રિપોર્ટમાં બહાર પડશે.

સારૂં વ્યાજ ઉપજાવવાને માટે ઉપર દર્શાવેલા માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ મને જણાતો નથી. અને વ્યવસ્થા કરવાનું કામ સહેલું થઇ શકે તે માટે પુ. સ. સ. મંડળ લી. ને ટ્રસ્ટ તરીકે રકમ સોંપી દેવી એજ સૌથી સરળ માર્ગ મને સમજાય છે. છતાં પોત પોતાની સમજ અને શકિત પ્રમાણે જેમણે તેમણે ઉપર બતાવેલી યોજનાઓ પૈકી એક યોજના પસંદ કરવી.

વસો, તા. ૮-૯-૩૭. } મો. ન. અમીન.

ટીપ :—ગવર્નમેન્ટ પેપરનો હાલનો ભાવ રૂ. ૯૭-૮-૦ છે એટલે રૂ. ૧૦૦ નો ગવર્નમેન્ટ પેપર રૂ. ૯૮માં આવી શકે. વખતો વખત ભાવમાં ફેરફાર હોય છે તે લક્ષમાં રાખવું




૧. **મારી જીવનકથા** :—મૂળ લેખક, પંડિત જવાહરલાલ નેહરૂ (અંગ્રેજીમાં); ગુજરાતી ભાષાંતરકર્તા, શ્રી. મહાદેવ હરિભાઇ દેસાઇ; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૭; રોયલ ૮ પેજી, પાન ૩૦+૧૦૩૫; બોર્ડનું પુઠું; મૂલ્ય રૂ. ૩-૦-૦; આવૃત્તિ બીજી.

નરવીર કેસરી પંડિત જવાહરલાલ નેહરૂએ અંગ્રેજીમાં પોતાનું જીવનવૃત્તાંત પ્રસિદ્ધ કરતાંજ અન્ય દેશી ભાષામાં પણ સામાન્ય હિંદી જનતા માટે પ્રસિદ્ધ કરવા પ્રયત્નો થઇ ચૂક્યા હતા. ગુજરાતી ભાષામાં મહાત્મા ગાંધીજીના અનન્ય ભક્ત અને મંત્રી શ્રી. મહાદેવભાઇએ શક્ય તેટલું અંગ્રેજીનું ગૌરવ સાચવીને ભાષાંતર કર્યું, તેની પ્રથમ આવૃત્તિ ચાલુ વર્ષની શરૂઆતમાં પ્રસિદ્ધ થઇ હતી. લોકોની જીજ્ઞાસાને માન આપી એ આવૃત્તિ વહેલી પ્રસિદ્ધ થઇ હતી એટલે તેમાં કેટલીક માહિતી અધુરી રહી હતી, તેમજ કેટલાક દોષો પણ રહી ગએલા. તે ઉણપ આ આવૃત્તિમાં એમણે પૂરી કરી છે. એમનો પ્રથમ આવૃત્તિનો ઉપોદ્‌ઘાત ખાસ વાંચવાલાયક છે. આ આવૃત્તિમાં સદર ઉપોદ્‌ઘાત કાયમ રાખ્યો છે. વધારામાં ઘણે ઠેકાણે જરૂર પ્રમાણે સ્થળે સ્થળે ટીકાઓ ઉમેરી છે, જેમાં અસલ કર્તાની ટીકા ઉપરાંત પોતે કરેલી ટીકા ( પોતાના નામથી ) પ્રસિદ્ધ કરી છે. બે ત્રણ માસના થોડા સમયમાં આ બીજી આવૃત્તિ કાઢવી પડે છે એ જ એ પુસ્તક માટેની સતત માગણી સિદ્ધ કરે છે. માત્ર ગુજરાતીમાં જ નહિ, પરંતુ મરાઠી અને અંગ્રેજીમાં અને હિંદીમાં પણ એ પુસ્તક ખૂબ જ વંચાય છે. બની શકે તેણે જરૂર ખરીદ કરી લેવું જોઇએ. પુસ્તકાલયો તો બબ્બે નકલો ખરીદી વધારે પ્રચાર કરે એ ઇષ્ટ છે. એમાંથી ઘણા યુવકોને પ્રેરણા મળશે. છેવટની સૂચિ પણ આ આવૃત્તિમાં વિસ્તૃત કરેલી જણાશે. ટીપ્પણ તથા સૂચિમાં ઉમેરો થતાં પાનાં પણ વધ્યાં છે છતાં કિમ્મત તેટલી ને તેટલી જ રખાઇ છે એ પ્રકાશકોને માટે ધન્યવાદનો વિષય ગણાય. આ પુસ્તક જેમ વધારે વખત વંચાશે તેમ એમાંથી નવીન જ પ્રેરણાઓ મળશે. સમાજસેવા અને માતૃભૂમિની સેવાના પાઠોથી એ ભરપૂર છે. ધનિકોને પણ પ્રેરણા આપે એવું પુસ્તક છે.

૨. **વસુંધરાનાં વ્હાલાં દવલાં** :—કર્તા, ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, નાગરદાસ મોહનલાલ, સૌરાષ્ટ્ર રોડ, રાણપુર; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૪૬; પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૮-૦.

'ફુલછાબ'ની ૧૯૩૭ની ભેટના પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં એક હૃદયદ્રાવક કરુણ કથની ભાઇ મેઘાણીએ ગુંથી છે. ધનિકો તરફથી ખોટા મોભા ખાતર ગરીબો તરફ કેવું વર્તન ચલાવવામાં આવે છે અને તેનું કેવું કરુણ પરિણામ આવે છે તે આ નવલકથામાં આબેહુબ ચિતર્યું છે. આવાં પુસ્તકોથી જો ધનિકો ધડો લેશે તો એના કર્તાનો ઉદ્દેશ સફળ થએલો ગણાશે.

શ્રી મેઘાણીએ નિવેદનમાં જણાવ્યા પ્રમાણે મદારી, હોઠકટો છોકરો અને આંધળી છોકરી એ ત્રણે પાત્રો વિક્ટર હ્યુગોના 'ધિ લાફ્િંગ મૅન' નામના પુસ્તકના વાચન ઉપરથી લીધેલા છે, અને એમાં સૌરાષ્ટ્રના મધ્યમ તથા નીચલા વર્ગની ૨૫ કે ૩૦ વર્ષ ઉપરની રહેણી કરણીનું આલેખન કરેલું છે.

કાઠીઆવાડમાં છૂંદણાં છૂંદાવવાનો રિવાજ છે, તેના ઉલ્લેખથી આ પુસ્તકની શરૂઆત થાય છે. તેજુડી છૂંદણાં છૂંદવા નીકળી છે તે અમરચંદ શેઠને ત્યાં આવી ચડે છે. શેઠની છોકરીઓ છૂંદણાં છૂંદાવે છે. તેજુડીનો બાપ રાતોરાત છાનો માનો ખેતરોમાંથી કપાસ ચોરી લાવે છે અને તે માલ અમરચંદ શેઠ ઓછે ભાવે પડાવી લે છે અને થોડું ઘણું આપી તેને પટાવે છે. ડોસો સ્થાનિક મુકામ ન હોવાથી અને તેજુડી માંદી થવાથી પોતાના ગામે ગામ ફરતા સાથીઓથી છૂટા પડી તળાવની પાળે એક ઝાડ તળે ઝૂંપડી બાંધી રહે છે. એ લોકો વનસ્પતિના ગુણદોષ સારા જાણે છે એ સૂચન પણ કર્યું છે. દાકતરો સિવાય રોગોની દવા કેવી રીતે થતી તે પણ આમાં જણાવ્યું છે. સિપાઇઓ તેમજ અન્ય ગામના નીચવર્ણના કોળી જેવા લોકો આવા લોકો પાસેથી પૈસા પડાવી તેમના કામ તરફ આંખમીંચામણાં કરે છે. અમરચંદની વખતોવખતની મુલાકાતથી તેનો છોકરો પ્રતાપ પણ તેજુડીને જોય છે અને બે વચ્ચે પ્રેમ જામે છે. તેજુડીને પરણવા પ્રતાપ તૈયાર છે પરંતુ અમરચંદ શેઠ પોતાનું નાક જાળવવા યોગ્ય સમયે છોકરીને સમજાવી ધમકાવી અન્ય સ્થળે પરણાવી દે છે. એટલે પ્રતાપ તેજુડી તરફ બેદરકાર બને છે. તેજુડીને ગર્ભ રહ્યો હોવાથી એ પ્રતાપની રાહ જુએ છે, પરંતુ પછી ખરા સમાચાર મળતાં પોતાના પ્રેમની ખાતર અને પોતાના ગૌરવ ખાતર એ પ્રતાપની નજરે ચડતી નથી. એને એક છોકરો અવતરે છે. તેજુડીનો બાપ ગુજરી ગયા પછી એ ત્યાંજ રહે છે પરંતુ એને બધા બહુ સતાવે છે અને આખરે ડાકણ છે અને કામણ કરે છે એવો આરોપ મૂકી એને કેદ કરાવે છે. છોકરો નિરાધાર બનવાથી એને અનાથાશ્રમમાં મોકલી દેવાય છે. આવાં અનાથાશ્રમોમાં કેવો પ્રકાર ચાલે છે તે બતાવવા પણ શ્રી. મેઘાણી ચુકયા નથી. અહીં હોઠ ઉપર એને સ્હેજ ઇજા થવાથી ઉંટવૈદ્ય જેવો દાકતર તેજુડીના છોકરાનો હોઠ કાપી નાખે છે. અનાથાશ્રમમાં અનાથોની દશા બહુ બુરી હોય છે. અનાથો પાસે ઢોંગ કરાવી સંચાલકો પૈસા મેળવે છે અને તે ઉપર પોતે તાગડધિન્ના કરે છે. છોકરો માંદો પડતાં એને આશ્રમ બહાર મુકી દેવામાં આવે છે. ત્યાં એક મદારી આવી ચડે છે અને તેને છોકરો જડતાં દયાથી પોતે તેને રાખે છે અને ખવાડે છે. છોકરો મદારી સાથે જ ફરે છે. એક ઠેકાણે નદી કિનારે એક આંધળી છોકરી મળે છે. તેની મા નદીમાં ડુબી જાય છે એટલે એ આંધળી છોકરીને ઝંડુર ( તેજુડીનો છોકરો ) પોતાને

મુકામે લઈ જાય છે અને પછી એ બે જણની કમાણીથી મદારી પોતાનું ગુજરાન ચલાવે છે. તેજુડી કેદખાનામાંથી છૂટતાં પાછી પોતાને મુકામે જાય છે અને પોતાને મળતા ખોરાકીના પૈસા દાટી મુકેલા તે કાઢી લઇ, લખડી નામની બીજી કમનસીબ છોકરીની ખાતર પોતાના બાપનું દેવું પતાવવા પ્રતાપ શેઠને વીનવે છે. પ્રતાપ શેઠ પોતે આપવા ખુશી નથી તેથી પોતાના પૈસા આપી દેવું પતાવવા અરજ કરે છે. પ્રતાપ શેઠ તે પ્રમાણે કરે છે અને તેજુડી ચાલી જાય છે. તે પછી તેજુડી ફરી પાછી એક વાણીઆના ફંદામાં ફસાય છે અને તેને પરણે છે. પરંતુ આખરે તેનાથી કંટાળી તે ભાગી જાય છે. મરતી વખતે માને ઓળખ્યા સિવાય ઝંકુર મદારી જોડે ફર્યા કરે છે. ફરતાં ફરતાં એક એવા રાજ્યમાં જઈ ચઢે છે કે જ્યાં પ્રતાપ શેઠનું ચલણ છે. ત્યાંની રાણીને નિશાની ઉપરથી એ છોકરો પ્રતાપ શેઠનો હોવાની ખબર પડતાં, તે પોતાનાં માણસો પાસે તેને ઉઠાવી મંગાવે છે. એટલે બદુડી તથા મદારી અને ગધેડું એકલાં પડે છે. મદારી મરી જાય છે. બદુડી ઝંકુર વિના ઝૂરે છે. ઝંકુરને રાજ્ય મળે છે. છતાં એને બદુડી વિના ચેન પડતું નથી અને તે નાસી જઇ બદુડીને મળે છે. મદારી મરી જતાં ઝંકુર, છોકરી તથા ગધેડું લઇ પાણીમાં સમાધી લે છે.

વાર્તા હૃદયદ્રાવક અને અત્યંત કરૂણ છે.

પહેલેથી છેલ્લે સુધી વાંચ્યા વગર ચેન પડે એમ નથી. છપાઇ કાગળ, પૂઠું, બાંધણી વગેરે સારાં છે.

૩. **सर्वलक्षण संग्रहः** :—સંગ્રાહક અને પ્રકાશક, ભિક્ષુ ગૌરીશંકર, સ્થળ મન ભરી દેવી, પૃઠ્ઠી ગ્રામ, હિસ્સાર, પોષ્ટ ભવાની ખંડ; સં. ૧૯૯૪ ( ચૈત્રિ વર્ષ પ્રમાણે ); પાન ૧૫૮; પાકું પૂઠું; કદ ૩૨ પેજી; મૂલ્ય ૪ આના.

આ સંસ્કૃત પુસ્તકમાં ભિક્ષુ ગૌરીશંકરે શાસ્ત્ર, વેદ, વેદાંગ, દર્શન, સ્મૃતિ, પુરાણ, કાવ્ય વગેરે સંસ્કૃત સાહિત્યમાંના ૩૨૩૧ શબ્દોના આધ્યાત્મિક શબ્દાર્થો તથા વ્યાખ્યા સંસ્કૃતમાં આપ્યાં છે. સંસ્કૃતના વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી છે.

૪. **રમકડાં** :—કર્તા, પ્રિયવદન બક્ષી: પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૭; કદ ક્રાઉન ૧૬ પેજી; પાન ૬+૬૨; કાચું સચિત્ર પુઠું; મૂલ્ય ૬ આના.

ગુર્જર બાલ ગ્રંથાવલિની ૩ જી શ્રેણિના ૩ જા પુસ્તકરૂપ આ પુસ્તકમાં ભાઈ પ્રિયવદન બક્ષીનાં બનાવેલાં અને બાલજીવન, બાલમિત્ર, બાલ સખા વગેરે બાલ માસિકોમાં વખતો વખત પ્રગટ થએલાં કાવ્યો છે. એક રમકડું લઇ તેના ઉપર તેના કાર્યની રૂપરેખા દોરતું વર્ણન ચિત્ર સાથે આપવામાં આવ્યું છે. અભિનય સાથે ગાઇ શકાય એવાં કાવ્યો પણ આમાં કેટલાંક છે. આ કાવ્યો દ્વારા બાળકોને વિવિધ વસ્તુઓનાં જ્ઞાન તથા ઓળખાણ બહુ સહેલાઇથી આપી શકાય અને બાળકો હોંસે હોંસે એ શીખી જાય એમ છે. બાલ પુસ્તકાલયો અને બાલ મંદિરો માટે જરૂર ખરીદવા જેવું છે. બધાં મળી ૧૮ કાવ્યો આમાં છે.

છપાઇ, કાગળ વગેરે સારૂં છે જ. ચિત્ર પણ આકર્ષક અને દ્યોતક છે.

૫. **ભિખારી પહાડઃ**—લખનાર, રમણલાલ નાનાલાલ શાહ; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ અમદાવાદ; ૧૯૩૭; કાચું સચિત્ર પુઠું; પાન ૩૧; મૂલ્ય ૩ આના.

બાલવાર્તાઓ તેમજ બાલકો માટેનાં પુસ્તકોના ખાં તરીકે ભાઇ રમણલાલ હવે ઘણા જાણીતા છે. બાલસાહિત્ય માળાના પ્રથમ મણકા ૩૫ આ પુસ્તકમાં એમણે એક પરીકથા રજુ કરી છે. રણધીર પડધમચી કેવી રીતે સાડી જડવાથી તેની પહેરનારની શોધમાં નીકળી પડે છે અને કેવાં કેવાં પરાક્રમો કરી તથા સંકટો વેઠી, રાક્ષસને તથા ડાકેણને પરી કન્યાની મદદથી મારી આખરે તેની સાથે પરણે છે તે બહુ સરળ અને સહેલી ભાષામાં વર્ણવ્યું છે. બાળકોને તો આવી વાતો બહુજ ગમે છે. પરાક્રમોની તથા અજાયબીભરેલી મહાન વીરતાની વાતો બાળકોનાં મન જલદી આકર્ષે છે.

છપાઇ, બીબાં, કાગળ, બાંધણી વગેરે સુંદર છે જ. પુસ્તક જોતાંજ લેવાનું મન થાય એવું છે.

૬. **મોટી ચાંદા પોળી:**—કર્તા તથા પ્રકાશક, વસન્ત નાયક, આનંદ નગર, સરખેજ, રોડ, અમદાવાદ; પ્રાપ્તિસ્થાન, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય; ક્રાઉન ૧૬ પેજી; પાન ૩૧; ૧૯૩૭; કાચું સચિત્ર પુઠું; મૂલ્ય ૩ આના.

ભાઇ વસન્ત નાયક બાલમંદિરના પોતાના અનુભવ ઉપરથી આ જોડકણાં મોટાં બાળકો માટે જોડી શક્યા છે. એમના મંદિરનાં બાળકોને શીખવવા માટે વખતોવખત આવાં જોડકણાં કાવ્ય રૂપે એઓ રચતા અને અનુભવ ઉપરથી બાળકોની રુચિ પારખી તે પ્રમાણે વિષયો પસંદ કરી સરળ ભાષામાં બાળકોને શીખવતા. તે જોડકણાં એમણે પરદેશ જતાં કરંજા સ્ટીમરમાંથી પ્રસિદ્ધ કર્યાં છે. ચિત્રો સહિતનું દરેક જોડકણું બાળકોને બહુજ ગમશે અને તેમને જ્ઞાન પણ મળશે. પરદેશથી આવી ભાઇ વસન્ત નાયક બાળકોની વિશેષ સેવા કરે એ અભિલાષા ! આ પુસ્તકમાં જુદાં જુદાં ૧૩ જોડકણાં છે. વિષયોની પસંદગી પણ સારી છે. પુઠા ઉપરનું ચિત્ર બોધક તથા રમણીય છે. કુદરતને ખોળે છોકરાં ઝૂલે છે અને દોડાદોડ કરે છે એ દૃશ્ય કોને નહિ આકર્ષે ?

ઉપરનાં ત્રણે પુસ્તકો બાલ પુસ્તકાલયો, બાલમંદિરો અને મહિલા પુસ્તકાલયો તેમજ પ્રાથમિક શાળાઓ પણ જરૂર ખરીદે. આવા બાલસાહિત્યની ખાસ જરૂર હાલમાં છે.

૭. **લખમી અને બીજી વાતો**
૮. **ગોવિંદનું ખેતર અને બીજી વાતો** } કર્તા, ધૂમકેતુ; પ્રકાશક, જગશી શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી કદ, પાન અનુક્રમે ૫૧ અને ૪૮; ૧૯૩૭; કાચું પુઠું; મૂલ્ય દરેકના ૨ આના.

ભાઇ ધૂમકેતુ બાલ સાહિત્યના લેખક તરીકે જાણીતા છે. 'ગોવિંદનું ખેતર'ની આ બીજી આવૃત્તિ છે. બાળકોને બોધ આપે તેમજ તેમને વાંચવા ગમે એવી વાતો

એમાં આપેલી છે. કુમારોને એટલે ૧૦ વર્ષ ઉપરનાંને અનુકૂળ પડશે. ભાઈ ધૂમકેતુએ હવે ખાનપુર, અમદાવાદમાં રહી બાળકોની સેવા કરવા સ્વીકાર્યું જણાય છે. પહેલી ચોપડીમાં ચાર વાતો અને બીજીમાં ત્રણ જુદી જુદી વાતો છે. સંસારની લીલી સુકીનું જ્ઞાન આપતી આ વાર્તાઓ મોટાંને પણ વાંચવી ગમે એવી છે. જુની વસ્તુ, જુનાં સ્થળ વગેરે ઉપર વ્યક્તિઓનો પ્રેમ કેવો હોય છે તે આ વાર્તાઓમાંથી બહુ સારી રીતે સમજાય છે.

બાલ પુસ્તકાલયો, બાલમંદિરો, મહિલા પુસ્તકાલયો અને સાર્વજનિક પુસ્તકાલયો જરૂર ખરીદે. શાળા પુસ્તકાલયોમાં પણ આ પુસ્તકો હોવાં જોઈએ.

૯. **ભારતી ભાગ બીજો**:—કર્તા, દેસાઈ વાલજી ગોવિંદજી; પ્રાપ્તિસ્થાન, નવજીવન કાર્યાલય, અમદાવાદ; ૧૯૩૭; કદ ૨૪ પેજી, પાન ૧૦૦; કાચું પુઠું; મૂલ્ય ૨ આના.

એક વર્ષના ગાળા પછી ભારતીનો ભાગ બીજો બહાર પડે છે. એમાં કર્તાએ મહાભારતનાં પર્વો એક પછી એક આપવા માંડ્યા છે. આ પુસ્તકમાં આરણ્યક અને વિરાટ પર્વ છે. સરળ અને સહેલી ભાષામાં આખું મહાભારત, દરેક મહત્ત્વની બાબત બરાબર વર્ણવી આપેલું છે. સંક્ષિપ્ત છતાં પૂર્ણ આ પર્વો વાંચી આનંદ થાય છે. ઠેકઠેકાણે મૂળ શ્લોકો સાથે ભાષાંતર આપ્યું છે એટલે પુસ્તક વિશેષ આદર પામશે એમ અમારૂં માનવું છે. રચના પણ સારી છે. પૂજ્ય સાક્ષર શ્રી આનંદશંકરની પહેલા ઉલ્લાસની પ્રસ્તાવના ખાસ વાંચવા જેવી છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

૧૦. **ખેડુતોની સમસ્યા**:—લેખકો લાલજી પેન્ડસે, ઇન્દુલાલ યાજ્ઞિક, અને સૌમ્યેન્દ્ર ટાગોર; પ્રકાશક, નવા દુનિયા કાર્યાલય તરફથી કાંતિ કાકા, ગાંધીરોડ, અમદાવાદ; ૧૯૩૭; પાન ૨૨૪; મૂલ્ય, કાચું પૂઠું રૂ. ૧-૦-૦, પાકું પૂઠું રૂ. ૧-૪-૦.

નવી દુનિયા ગ્રંથમાળાના બીજા વર્ષનું આ ત્રીજું પુસ્તક છે. શ્રી. લાલજી પેન્ડસે હિંદની કિસાન પ્રવૃત્તિના એક આગેવાન કાર્યકર્તા છે. તેઓ સમાજવાદના હિમાયતી છે. તેઓ જમીનદારો અને મુડીવાદીઓના કટ્ટા વિરોધી છે. ખેડૂતોની સ્થિતિ સુધારવા તેઓ ક્રાન્તિકારી રીતિની ભલામણ કરે છે. તેમણે મહારાષ્ટ્રના કિસાનોમાં કામ કરેલું છે અને અખિલ હિંદ કિસાન પરિષદના વજનદાર નેતા છે. તેમનો અનુભવ બહોળો છે, અને કિસાનોની સ્થિતિ સુધારવા તેઓ કટિબદ્ધ થયા છે.

ખાનગી મિલકતના ઉદયથી આરંભી ખેડૂતોની હાલની નબળી સ્થિતિ શાથી થઈ, તે કેમ પોષાઈ અને આખરે સંગઠન કેમ કરવું પડ્યું વગેરે બાબતો બહુ સારી રીતે આલેખ્યું છે. છેલ્લા ૨ ભાગોમાં કિસાન બંડોની હકીકતો શ્રી. ઈંદુલાલ યાજ્ઞિક અને સૌમ્યેન્દ્ર ટાગોરે પોતાના જાતિ અનુભવ ઉપરથી આપી છે. બન્ને જણાએ કિસાનોમાં કામ કર્યું છે. શ્રી. ઇંદુલાલને તો ગરવી ગુજરાત પિછાને છે. શ્રી. સૌમ્યેન્દ્રનાથ ટાગોર કવિવર શ્રી. ટાગોરના પૌત્ર છે. આ બન્ને હકીકત અસલ અંગ્રેજીમાં પ્રસિદ્ધ થઈ હતી. કયાં કયાં કારણોએ ખેડૂતોની આ સ્થિતિ આણી મૂકી અને મજૂરો બંડખોર કેમ થતા ગયા એ બધું આ લેખોમાં સવિસ્તર ઇતિહાસરૂપે વર્ણવવામાં આવ્યું છે. દેશનેતાઓએ અને ગામડાંના પુનરૂદ્ધારમાં ભાગ લેનાર દરેકે આ

પુસ્તક વાંચવું જોઇએ. એના વાચનથી એમની દૃષ્ટિ બરાબર ખીલશે અને ત્યાં કેવી રીતે કામ કરવાનું છે તેની કાંઇક રૂપરેખા સમજાશે. દક્ષ્ખણનાં બંડો, તથા મલબારનાં બંડો સંબંધી વિસ્તૃત હકીકત અત્રે આપેલી છે. એમના દૃષ્ટિબિંદુ સાથે આપણે સંમત થઇએ કે ન થઇએ પરંતુ કિસાનોના પ્રશ્નનું નિરાકરણ કરવામાં એમના મત સંબંધી વિચાર પણ જરૂર થવો જોઇએ અને ઉપયોગી હોય તેટલું ગ્રાહ્ય રખાવું જોઇએ.

આપણા કમનશીબ ભાઇઓની સ્થિતિની માહિતી આપણે લેવી જોઇએ, એટલે દરેક પુસ્તકાલયમાં આ પુસ્તક હોય તો ખોટું નહિ. માત્ર લખેલું વાંચીને દોરવાઈ જવું ન જોઇએ પરંતુ એ સમજી, જાતિઅનુભવ લઈ પછી જે તે નિર્ણય કરવો વિશેષ શ્રેયસ્કર થશે. આ નિર્ણય કરવામાં જમીનદારોને પણ સાંભળવા જોઇએ. એ પ્રશ્ન હાલ તો બહુ જ ચણાઇ રહ્યો છે. એટલે વહેલો મોડો એનો કાંઇક નિર્ણય તો લાવવો પડશે. પૂઠા ઉપરનું ચિત્ર ખેડૂતની આધુનિક સ્થિતિનું કરૂણ ભાન કરાવે છે. છપાઈ, કાગળ વગેરે સારૂં છે.

૬૧. **જીવતા તહેવારો**:—લેખક, કાકા કાલેલકર ( દત્તાત્રય બાલકૃષ્ણ ); પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૭, બીજી આવૃત્તિ; ક્રાઉન ૧૬ પેજી કદ, પાન ૭૧; કાચું પૂઠું; મૂલ્ય, અઢી આના.

' આવશ્યક વાચન ' ના મથાળા નીચે કાકાસાહેબે આ પુસ્તક લખવાનો હેતુ સ્પષ્ટ સમજાવ્યો છે. તહેવાર અને ઉત્સવ એ કેળવણીનું એક નૈમિત્તિક અને કિંમતી અંગ હોવાથી જૂની પ્રથાને બને તેટલી કાયમ રાખી તહેવારોના કાર્યક્રમ એવા ગોઠવ્યા છે કે તે તે દિવસનું વૈશિષ્ટય એમાં તરી આવે, છતાં કાર્યક્રમ એટલો હળવો રહે કે બીજે દિવસ થાક ઉતારવા બગાડવો ન પડે.' આ પદ્ધત્યનુસાર દરેક માસના પળાતા તહેવારોની યાદી સાથે દરેક તહેવાર તે સમયે શા માટે રાખ્યો છે, તેનું રહસ્ય શું છે, તથા તે સમયે આપણે શું કરવું જોઇએ એ નવીન દૃષ્ટિથી કાકાશ્રીએ સમજાવ્યું છે. અન્ય ધર્મના તેમજ રાષ્ટ્રીય તહેવારો સંબંધી માહિતી પણ અંતમાં આપી છે તેમ નાના તહેવારોને પણ ભૂલી નથી જવાયા. દરેક ગૃહસ્થાએ આ પુસ્તક વાંચી તે પ્રમાણે બનતા સુધી વર્તવા પ્રયત્ન કરવો જોઇએ. લખાણ ઘણું જ સંક્ષિપ્તમાં હોવાથી વાંચતાં કંટાળો નથી આવતો; પરંતુ કાંઇક નવું જાણવા વિચારવાનું પસે... સૂઝે છે અને છે. સમજપૂર્વક કોઇપણ કાર્ય કરવાથી તેમાં મન ચોંટી રહે છે અને અસ્થિર

ઉ
પ્રાથમિક શ કે જણે આ નાનકડું પુસ્તક વાંચવું જોઇએ. છપાઈ, કાગળ વગેરે સારૂં છે.
માફકસર જ છે.

૭.
૮. **પ્રગતિશીલ જાપાન-પૂર્વાર્ધ**:—લેખક, ત્રિભુવનદાસ રણછોડભાઈ પટેલ;
ગાંધી રોડ, અમ ક જગશી શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ૧૯૩૭, ક્રાઉન ૧૬
કાચું પૂઠું; મૂલ્ય દર
નું યુદ્ધ ચાલી રહ્યું છે અને હમણાં હમણાં જાપાન તરફ બધાની દૃષ્ટિ
ભાઇ ધૂમકેતુ ગે આ પુસ્તક જાપાનનો પ્રતિહાસ જાણવા માટે બહુ ઉપયોગી થઈ
આ બીજી આવૃત્તિ છે.

પડશે. આ પ્રથમ ભાગમાં જાપાનની રાજકીય પુનર્ઘટના અને ઉત્થાનનો સંક્ષિપ્ત પણ અગત્યની લગભગ બધી જ ઘટનાઓનો સમાવેશ કરતો સળંગ સૂત્ર રૂપે ઇતિહાસ અને એ પુર્નવિધાનના આત્મારૂપ મુખ્ય નાયકોમાંથી કેટલાકની આદર્શમય જીવનરેખા આલેખાયેલ છે. ત્યાંના સમાજવિકાસ, કેળવણી, નાણાં અને સંપત્તિ શાસ્ત્ર, વ્યાપાર અને નૌકાવિકાસના સિંહાવલોકન સાથે દેશમાં પ્રતિદિન નવચેતનના અવનવા પ્રાણ ફૂંકતા ઔદ્યોગિક વિકાસ સંબંધી રસિક ભાગ ઉત્તરાર્ધમાં અપાવાનો છે. ૨૧ પ્રકરણોમાં જાપાનની રાજકીય પુર્નઘટના, મિકાડોની પૂર્વ સ્થિતિ અને પછીની સ્થિતિ, તેનું આત્મબલિદાન, શાહીવાદનો ડંકો, રાજકીય પુનર્ઘટના વગેરે બાબતો ચર્ચવા ઉપરાંત, ૭ ઉત્તમ નાયકોના જીવનની રૂપરેખા અત્રે આપેલી છે. પરિશિષ્ટ રૂપે અમેરિકા જાપાનનું સંધિપત્ર, જાપાનનું સામ્રાજ્ય બંધારણ, સામ્રાજ્ય સભા સંબંધી નિયમો, વગેરે પણ આપેલું છે. પુસ્તક તૈયાર કરવામાં ઉપયોગમાં લીધેલાં અંગ્રેજી પુસ્તકોની યાદી પણ છેવટમાં છે. પરિચયપૂર્તિના શીર્ષક નીચે જાપાનની શાળા અને શિક્ષણને લગતા ૧૯૩૩ સુધીના આંકડા આપેલા છે, જે શાળા ખાતાને બહુ ઉપયોગી થઇ પડશે. એ આંકડા ઉપરથી જાપાનની કાર્યશક્તિ અને તેની પ્રગતિ જણાઈ આવે છે. એ દિશાનું કાર્ય કેટલું સંગીન થાય છે તે જણાઇ આવે છે.

છપાઇ, બંધામણી વગેરે સારૂં; પણ કાગળ જરા વધારે ઉંચી જાતના વાપર્યા હોત તો ઠીક થાત એમ અમને લાગે છે. પુસ્તક દરેક શાળા, પુસ્તકાલય તેમજ શિક્ષણ સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓમાં હોવું જોઇએ.

૧૩. **બેલવાળો** :—સંપાદક તથા પ્રકાશક, નાગરદાસ ઇ. પટેલ, મલાડ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૯; કાચું સચિત્ર પૂઠું; સચિત્ર મૂલ્ય ૩ આના.

બાલવિનોદમાળાના ૨૭ મા મણકારૂપ આ પુસ્તકમાં એક સામાન્ય તેલી પોતાનો બળદ માંદગી પછી જોઇએ એટલું કામ આપી શકતો ન હોવાથી તેને વેચી નાખવા જતાં રસ્તામાં બે બહારવટીઆ એને બનાવી રૂ. ૧૦ માં બળદ પડાવી લે છે. મિયાં પછી પસ્તાય છે અને એનો બદલો લેવા વિચાર કરે છે. અને ધીરે ધીરે એ બે ભાઇઓના બાપે પોતાનો બળદ ઓછી કિંમત કરી સાધુતાનો ડોળ કરી પડાવી લીધેલો હોવાથી, બન્ને ભાઇઓને ગમે તે બહાને બહાર મોકલી, ડોસા પાસેથી પૈસા પડાવે છે. લગભગ બે ચાર હજાર રૂપીઆ આ પ્રમાણે પડાવે છે. છેવટે કોઇ જાણભેદુ ભાગ માગતાં તેને પણ સંતોષે છે અને રૂ. ૧૦૦૦ એ વખતના ભાગના આપે છે. ચોરીનાં હાલ્લાં શીકે ન ચઢે તેનો આ દાખલો પૂરો પાડે છે. બાળકો હોંસે હોંસે વાંચે એવી વાત છે, કાગળ છપાઇ વગેરે સુંદર છે. માત્ર કિંમત વધારે પડતી લાગે છે. બે આના પૂરતા ગણાત.

**ના. ચં. દીવાનજી.**

૧૪. **કલમ ચાબુક**:—લેખક, 'એકાર;' પ્રકાશક, વદથી સાહિત્ય કાર્યાલય, રાંદેર: ૧૯૩૭; પૃ. ૧૭૬; પૂઠું. કાર્ડબોર્ડનું પટીવાળું; કિંમત રૂ. ૧-૪-૦; પોસ્ટેજ જુદું.

હાસ્યરસના પ્રસિદ્ધ લેખકોમાં ભાઈ બેકારની ગણના થઈ રહી છે. સામયિકોનાં પૃષ્ઠો દ્વારા 'બેકાર'ની જેવી તેવી છાપ પડતી નથી. એમણે ગુજરાતને ચરણે 'પ્રેમપીંજણ' 'રસનાં ચટકાં' 'હાસ્યકુંજ' 'જુની આંખે નવા તમાશા' એમ વિધવિધ હાસ્ય પ્રસાદી પીરસી છે. આ 'કલમ ચાબુકના' પ્રકાશનથી એમાં ઉમેરો થાય છે ને તે અભિનંદનીય છે. આમાં ૧૭ જુદાં જુદાં હાસ્યચિત્રો આલેખ્યાં છે. તેમાં 'પલટણ લઈને રખે જતા' 'મોતનાં ફાંફાં' 'હજામત' 'અમારૂં જીવનચરિત્ર' એ તો ખૂબ જ રસદાયક છે.

રા. જ્યોતીંદ્ર હ. દવેની ટચુકડી પ્રસ્તાવના ધ્યાન ખેંચે એવી છે.

હાસ્યપ્રેમી ભાઈઓ અને સંસ્થાઓએ આ પુસ્તકને ખરીદી ઉત્તેજન આપવું ઘટે.

૧૫. **શ્રાવણી મેળો**:—(વાસુકિની વાર્તાઓ) લેખક, ઉમાશંકર જોષી; પ્રકાશક, વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ ૮ રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબાઈ; ૧૯૩૭, પ્રથમાવૃત્તિ; પૃ. ૨૩૮; પૂઠું પાકું; કિંમત દોઢ રૂપિયો.

'વિશ્વશાંતિ' 'ગંગોત્રી' અને 'સાપના ભારા': પ્રથમ બે કાવ્ય અને ત્રીજું સામાજિક એકાંકી નાટકોનું એમ ત્રણ પ્રકાશનમાં રસદાયક વાનગી પીરસ્યા પછી ભાઈ જોષી એમની ગુપ્ત સંજ્ઞા "વાસુકિ" ને નામે પ્રગટ થએલી કેટલીક વાર્તાઓ આ પુસ્તકરૂપે પ્રકાશમાં મેલે છે. આમાં કુલ ૧૫ વાર્તાઓ સંગ્રહાએલી છે. સૌથી છેલ્લી વાર્તા "શ્રાવણી મેળો" છે, જેના ઉપરથી પુસ્તકનું નામ પડ્યું છે. સંગ્રહાયેલી વાર્તાઓમાં 'પ્રનામી વાર્તા,' 'લોહીતરસ્યો,' 'ગુર્જરીની ગોદડી' 'ઝાકળિયું' ને 'શ્રાવણી મેળો' ખાસ ધ્યાન ખેંચે એવી છે.

ઈ. સ. ૧૯૩૫-૩૬ ના જમાનાનું આગળ પડતું વાર્તાસાહિત્ય કેવું હતું તેનો ખ્યાલ મેળવવા માગનાર ભવિષ્યના અવલોકનકારને આ વાર્તાસંગ્રહ જરૂર મદદરૂપ થઈ પડશે.

૧૬. **સોરઠ, તારાં વહેતાં પાણી**:—લેખક, ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તા અમદાવાદ; ઈ. સ. ૧૯૩૭, આવૃત્તિ ૧લી; પૃ. ૪૦૬; પૂઠું પાકું; કિંમત રૂા. અઢી.

ગુર્જર ગ્રંથમાળાનું આ છઠ્ઠું પુસ્તક નવલકથાનું હોઈ ગુજરાતના સુપ્રસિદ્ધ લેખકની કલમે તેનું રસગૂંથણ થયેલું છે. એમાં અર્વાચીન સોરઠી ઇતિહાસનાં પાનાં રસમય શૈલીમાં ઉકેલાયાં છે. એમાં એમણે પોતે એજન્સી પોલિસના જુના કાળના અમલદારના પુત્ર તરીકે જે જે જોયેલું અનુભવેલું તેનું જ વિવરણ બહુધા કરી તેની સાથે પોતાના પરિચયની કેટલીક જીવંત પ્રતિભાશાળી વ્યક્તિઓની જીવનરેખા કલામય રીતે ગુંથી લીધી છે.

નાનીવાળા, હીપાવાળા, ઝવેરભાઈ ફોજદાર, સટર સાહેબ, હરજીવનદાસ ફોજદાર, દરબારશ્રી ગોપાળદાસ, પારેવડાના ખેડુ શેઠ શ્રી છગનભાઈ મોદી એ વગેરે પાત્રો જ્યાં ત્યાં નજર ખેંચે છે. વાર્તા વાંચ્યા પછી લાગ્યું છે કે તેના તંતુને હજી વધુ લંબાવાય તો સારૂં.

૧૭. **રાસરંજના**:—લેખકો, શ્રી જગુભાઈ મો. રાવળ અને શ્રી વાડીલાલ હ. શાહ; પ્રકાશક, નવચેતન સાહિત્ય મંદિર ૨૪૫૬, ભદ્ર અમદાવાદ; ૧૯૩૭ પ્રથમાવૃત્તિ; પૃ. ૧૮૦; પૂઠું કાગળનું; કિંમત, કાચું પૂઠું ૧-૦-૦; પાકું પૂઠું ૧-૪-૦ પોસ્ટેજ જુદું.

આ પ્રકાશન ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના વર્ષ બીજાનું ચોથું પુસ્તક છે. એકંદર ૧૦૮ રાસના આ સંગ્રહમાં શ્રી જગુભાઇના ૫૫ અને શ્રી વાડીલાલના ૫૩ રાસ છે. પ્રથમ જગુભાઇને જોઇએ. એ ભાઇ ' વીજકલા ' ના વર્ણનમાં ગુંજે છે કે :

હાસને　ઉલ્લાસે　દીલ
　　　　દિવ્ય　શાં　ચળાવતી;
પૂણ્યના　ઉછાળે　વિશ્વ
　　　　આખું　ય　ઉજાળતી.
દેવની　દુલારી દીકી દિવ્ય પ્રભા,
ઝગમગતી શું વ્યોમે પેલી **વીજકલા.**

તે ઉપરાંત ' કુમળી ' ' ઉરનાં ઉકેલ ' ' જીવનઝોલાં ' ' રસવાદળી ' ' અતિથિને ' ' ગામડાનાં ગૌરવ ' ' ફૂલડાં ' એ રસમય રાસો ખાસ ધ્યાન ખેંચે એવા છે.

વાડીલાલની કૃતિઓમાં ' ફૂલગાલણુ ' ' સમાજ ' ' પૂજારણુ ' ' નહિ બતાવું ' ' સોહાગ ટીલડી ' ને ' સંસારવાડી ' એ રાસ ખાસ રૂચે એવા છે.

" ભાભી નહીં બતાવું રે,
　　નહીં બતાવું, નહીં બતાવું નહીં બતાવું "

એ નણદીનું મશ્કરીભર્યું મુખ અને એની મીઠાશ કોને નહિ ગમે ?

" મંગળ ચાંદ " માં એ કહે છે કે—

" સગા　કહે　છે　વિધવા　બાઇથી
　　　મંગળ　કામ　ન　થાય;
મ્હારે　હૈયે　બ્હેની　પહેલી,
　　　લગ્ન　ભલે　વહી　જાય.
　　×　　　　×
મંગળ　ટાણે　મોખરે　બેસજે,
　　　જગમાં　બ્હેની　તું　શ્રેય."

અહા ! કેવું ઉન્નત હૃદય ! શો સુંદર ભાવ !

ગુજરાત આ " રાસરંજના " ને યોગ્ય અવસરે જરૂર સંભારે.

' રસૂલ '

૧૮. ઘરભણી:—લેખક, ઇન્દ્ર વસાવડા; પ્રાપ્તિ સ્થાન, નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં માર્કેટ અમદાવાદ; પ્રકાશક, જમનાદાસ માણેકચંદ રવાણી, રમકડાં માર્કેટ અમદાવાદ; ૧૯૩૭ પહેલી વાર; ૧૬ પેજી પૃ: ૨૨૮; કાચું પુઠું; કિં. ભેટ આવૃત્તિ ૧—૦—૦; છૂટક આવૃત્તિ ૧—૮—૦.

'નવરચના'ના પ્રથમ ભેટ પુસ્તક તરીકે તૈયાર થયેલું આ પ્રકાશન મૂળ હિંદીમાં લખાયલી घरकी राह નામની નવલકથાનો અનુવાદ છે. એનું વસ્તુ સામાજિક છતાં દલિત અને હરિજન કોમોના ઉદ્ધાર વિષયક વર્તમાન વિચારશ્રેણિને બંધબેસ્તુ હોઇ નવી જ વિચાર સામગ્રી ધરાવે છે. 'લધરા' નામનો અસ્પૃશ્ય મનાતો એક અનાથ બાળક અનેક પ્રકારની હાડમારી પછી સુધારક વિચાર ધરાવતા એક દયાળુ ડાકટરની ભલી લાગણીથી ડાકટરના કુટુંબમાં આશ્રય પામવા ભાગ્યશાળી બને છે. અહિં એ જીતુ નામે ઓળખાવા લાગે છે ને ડાકટરની પુત્રી સરૂ અને પુત્ર શશિનો ખાસ પ્રીતિપાત્ર બને છે. પરંતુ ડાકટર-પત્નીનું જુનવાણી માનસ કોઇ કોઇવાર ઉછળી આવતાં જીતુને તે ન કહેવાનું કહી બેસે છે. એવો એક પ્રસંગ અસહ્ય બનતાં જીતુ આખરે ડાકટરનું ઘર છોડીને દૂરના શહેરમાં રેલ્વે માર્ગે ચાલ્યો જાય છે. અહિં તેને જીવતી નામની એક ભીખારણ છોડી જે જાતની ચમાર હતી તેનો મેળાપ થાય છે અને તે એને આશ્રય આપે છે. બન્ને વચ્ચે સ્નેહ પણ પ્રગટે છે. છતાં ભાગ્યવશાત્ બન્ને વિખૂટાં પડી મિશનરીઓની વટાળ પ્રવૃત્તિના ભોગ બની પાદરીઓના પલ્લે પડે છે. જીતુ જોસેફ બને છે ને જીવતી લીના બને છે. છતાં ડાકટરને ઘેર પ્રાપ્ત થયેલા હિંદુ સંસ્કાર અને એની સરૂબેનની મીઠી પ્રીતડીનાં સંભારણાં જોસેફ ઉર્ફે જીતુને ખ્રીસ્તી ધર્મની વિધિસર દીક્ષા લેતાં અટકાવે છે ને દીક્ષાને આગલે દિવસે જ જીતુ ભાગી જઇને રખડતો રઝળતો ડાકટરના—રે! પોતાના ઘર ભેળો થવા ભાગી નીકળે છે. દરમ્યાન વર્ષો વહી ગયેલાં હોવાથી બધાંનાં જ જીવનમાં ફેરફાર થઇ ગયેલો હોય છે. ડાકટરે નોકરીમાંથી નિવૃત્ત થઇ જઇ દૂર દૂરના વનપ્રદેશમાં આશ્રમ જીવન અંગીકાર્યું હોય છે. છતાં ઘર ભેગાં થવાની તીવ્ર ઝંખનાવાળો જીતુ તેમને ખાંતે ખોળી કાઢી સૌના પગમાં ઝ્યાળોટે છે. જીતુને આમ અણધાર્યો આવી પહોંચેલો જોઇ ડૉકટરપત્ની સુદ્ધાં બધાં જ રાજીના રેડ થઇ જાય છે ને તેના આનંદમાં સૌ સાથે મળી આશ્રમના આંગણામાં હરિધૂન મચાવે છે.

વાર્તાની વસ્તુ આમ નૂતન જમાનાની નૂતન ભાવનાને અનુરૂપ બોધક ને પ્રેરણાવંતી છે. ગુંથણી પણ મઝાની છે. ઇચ્છીએ છીએ કે એ છૂટથી વસાવાય ને વંચાય વંચાવાય.

૧૯. પરિણિતા:—*અનુવાદક, નગીનદાસ પારેખ; પ્રકાશક, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય,* અમદાવાદ; ત્રીજી આવૃત્તિ ૧૯૩૭; ૧૬ પેજી પૃ; ૧૯+૧૦૦; કાર્ડબોર્ડનું પૂઠું; કિં. ૦–૮–૦.

સુપ્રસિદ્ધ બંગાળી લેખક શ્રી શરચ્ચંદ્ર ચટોપાધ્યાયની આ અતિશય લોકપ્રિય વાર્તાની બીજી આવૃત્તિનો પરિચય સન ૧૯૩૨ ના જુલાઇ અંકમાં અમે આપેલો છે જ. ૪ વર્ષના ગાળામાં એની નવીન આવૃત્તિ નીકળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે એજ આ ગુજરાતી અનુવાદની પણ સફળતા અને લોકપ્રિયતાની સાખીની સમાન છે. વાર્તા પ્રાયેજ વાંચવા જેવું રસિક ને બોધક વસ્તુ ધરાવે છે. આ પુસ્તક જેમણે હજી ન ખરીદ્યું હોય તેઓ જરૂર ખરીદી લે.

૨૦. શિકાર કથાઓ:—લેખક, છવરામ જોષી; પ્રકાશક, ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; ૧૯૩૭; ૧૬ પેજી પૃ; ૯૫; જાડા કાગળનું સચિત્ર પૂઠું; ચિત્ર સંખ્યા ૫; કિં. ૦–૮–૦.

ગુર્જર બાલગ્રંથાવલિની ત્રીજી શ્રેણીના આ બીજા પુસ્તકમાં લેખકે પોતે દૂર સુદૂર હિમાલયના વનપ્રદેશમાં ખેલેલા ને માણેલા ૫ શિકારોની રસમય વાતો સંગ્રહાઇ છે. (૧) સુવરનો શિકાર (૨) શાહુડીનો શિકાર (૩) વાઘની શોધમાં (૪) વાઘણ ભેટી; અને (૫) સિંહને દબાવ્યો: એ પાંચે કથાઓની કલાગય ગુંથણી લેખકની કલમને જેબ આપે છે. ભાષા શૈલી સાદી ને સરળ હોવાથી તથા છપાઇ મોટાં બીબાંમાં થઇ હોવાથી નાનાં મોટાં, સુશિક્ષિત તેમ ઓછું ભણેલાં સર્વ વર્ગમાં, સાહસ અને શૌર્યોત્તેજક આ પુસ્તક હોશે હોંશે વંચાશે. પુસ્તકાલયો જરૂર વસાવી લે.

૨૧. **ચાંદની** :—પ્રયોજક, મોંઘીબ્હેન; પ્રકાશક, સાલ, પુઠું ઉપર પ્રમાણે; પૃ: ૪+૩૫; ચિત્રસંખ્યા ૩; કિં. ૮-૪-૦.

આ પ્રકાશન ગુર્જર બાલ ગ્રંથાવલિની ત્રીજી શ્રેણીનું ૧ લું પુસ્તક હોઇ તેમાં (૧) કોનું જોર વધારે ? (૨) કાનકટો (૩) સોનેરી પક્ષી (૪) સમુદ્ર ખારો કેમ ? અને (૫) ચાંદની નામની પાંચ કાલ્પનિક વાતો સંગ્રહાઇ છે. પરીકથા સ્વરૂપની આ વાર્તાઓની લખાવટ ને છપાઇ બાલસુલભ હોઇ એના વાચનથી બાળકો ઘડીભર રીઝશે તો જરૂર, પણ ખાસ તત્ત્વ જેવું કંઇ જ નહિ મેળવે.

૨૨. **અલકા** :—સંપાદક, નાગરદાસ ઇ. પટેલ, ગલાડ (મુંબાઇ); ૧૯૩૭ પૃ: ૩૨; સચિત્ર; કાચું પુઠું; કિં. ૦-૩-૦.

સળંગ પરીકથાનું આ નાનકડું પુસ્તક બાલવિનોદમાળાનું ૭રીસમું પ્રકાશન છે. લખાવટ છપાઇ વગેરેની દૃષ્ટિએ એનું વાચન પણ બાળકોને ઘડીભર અદ્દભુત રસમાં ગરકાવ કરશે, પણ બુદ્ધિમાન બાળકો તરત પામી જશે કે આવું આવું બનવું અશક્ય છે. શીખાઉ વાચકોના ક્ષણિક મનરંજન માટે પુસ્તક ઠીક છેઃ બોધ કે માહિતી જેવું એમાં કંઇજ નથી.

૨૩. **ગિરિરાજ આબુ** :—લેખક, શંકરલાલ દ્વારકાંદાસ પરીખ; પ્રકાશક, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; પહેલી આવૃત્તિ ૧૯૯૩; ૧૬ પેજી પૃ: ૧૧૨; કાચું પુઠું; કિં. ૦-૮-૦.

સરસ્વતી ગ્રંથમાળાના ૭ મા વર્ષના ત્રીજા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકમાં ગુજરાતના ઉત્તર સીમાડાના દિગ્પાળ સમા આબુ પર્વતનાં હવાપાણી, ઇતિહાસ, દેવસ્થાનો વગેરે જોવાલાયક સ્થળો તથા જાહેર સંસ્થાઓની વિવિધ માહિતી લેખકે પોતાના જાતિ અનુભવથી તેમજ અન્ય પુસ્તકોના આધારે આપેલી છે. એટલે આબુની ગાઇડ સમું આ પ્રકાશન પ્રવાસીઓ માટે તો ખાસ કામનું. એના વાચનથી ઘેર બેઠાં એ ગિરિરાજની સહેલગાહની મોજ અલ્પાંશે પણ માણી શકાશે, અને જાણવાનું તો બહુ બહુ મળશે.

૨૪. **બાળ જોડકણાં** :—લેખક, ગિજુભાઇ; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૭; ૧૬ પેજી પૃ ૧૦૧; સચિત્ર કાચું પુઠું; કિં. ૦-૫-૦.

બાલસુલભ ભાષા શૈલીમાં રચાયલાં ઉખાણાં કોટિનાં ૧૬૦ જોડકણાંનો આ સંગ્રહ શ્રી દ. મૂ. બાલસાહિત્ય નાટિકાના ૨૧ મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયો છે. તેનો વાચન તેમ શ્રવણ રસ બાળ દુનિયાને જરૂર આનંદપ્રદ નીવડશે. મોટાંઓ પણ મોજથી વાંચશે.

૨૫. **સંતતિ નિયમનના ઉપાય**:—પ્રકાશક, સંતતિ નિયમન સંઘ, પૂના; સન ૧૯૩૭; કદ ૩૨ પેજી પૃ. ૫૯; સચિત્ર આર્ટપેપરનું પુઠું; કિં. ૦-૪-૦.

આ નાનકડી પોથીમાં એના નામમાં નિર્દિષ્ટ થયા પ્રમાણે સંતતિનિયમનના વિવિધ ઉપાયોની સચિત્ર માહિતી સંગ્રહાઈ છે. ખીસામાં રહી શકે એવી આ પોથી એ વિષયના ગરજુઓને કામની. કદ તેમ પૃષ્ઠ સંખ્યાની દૃષ્ટિએ કિંમત બેશક વધારા પડતી.

**ના. નં. ચોકસી.**

## સામયિકો

૧. **નવપ્રભાત ( જન્માષ્ટમી અંક ) પુ. ૧ અં. ૩જો**:—તંત્રી, અને પ્રકાશક, પંડ્યા જમિયતરામ કૃપાશંકર, ઘાસ ગવારા, ખંભાત; ૧૯૩૭; પાન ૭૦: વાર્ષિક લવાજમ, સ્થાનિક રૂ. ૨); બહારગામ માટે રૂ. ૨-૮-૦.

ભાઈશ્રી જમિયતરામ પંડ્યાએ જુલાઈથી આ માસિક કાઢવા માંડયું છે. એનો ત્રીજો અંક જન્માષ્ટમીનો ખાસ અંક છે. એમાં શ્રી કૃષ્ણ સંબંધી લેખો તથા કાવ્યો આગળ તરી આવે છે. લેખકો પરિચિત છે. એ અંકમાં ખંભાતના ફો. ન્યાયાધીશ સ્વ. ચુનીલાલ શામજી ત્રિવેદી સંબંધી લેખ ઘોતક અને માર્ગદર્શક છે. એમનું ચરિત્ર બોધક પણ છે. ઉગતા યુવાનોને ખાસ બોધદાયક છે. રા. રતિલાલ શાસ્ત્રીનો યોગેશ્વર શ્રીકૃષ્ણ નામનો લેખ પણ વાંચવાલાયક છે. નરપુંગવ શ્રીકૃષ્ણના યોગસ્વરૂપનું એમાં વર્ણન અને સમર્થન છે. ત્રણે અંકો જોતાં માસિક આગળ ઉપર વધારે સારૂં થશે એમ આગાહી કરી શકાય છે. મંત્રી મહાશયને અમે એમના સાહસ માટે અભિનંદન આપીએ છીએ. કાગળ બધા એક સરખા તથા વધારે સારા વાપરવાની સૂચના આપીએ તો અસ્થાને નહિ ગણાય.

**ના. ચં. દીવાનજી.**

૨. **સુહિણી**:—તંત્રીઓ, ઇન્દુલાલ ગાંધી, દરસનદાસ માણેક, જયેષ્ટારામ ભવાનજી, ચંપકલાલ કૌશિક, અને નાગેન્દ્ર વ્યાસ; પ્રસિદ્ધિ સ્થળ, કરાંચી; છમાસિક લવાજમ સ્થાનિક ૦-૧૨-૦, બહાર ગામ માટે ટ. ખ. સહિત ૧-૦-૦.

ડિસેમ્બરની છેલ્લી તારીખોમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું તેરમું સમ્મેલન કરાંચી મુકામે ભરવાનું ઠરેલું છે. તેને માટે સર્વાંગી પ્રચાર કરી યોગ્ય વાતાવરણ ઉભું કરવાના ઉદ્દેશથી આ માસિક પત્રિકાનો ઉદ્‌ભવ ૭ માસ માટે થયો છે. ગુજરાતી સાહિત્ય પરિષદના ઇતિહાસમાં આવી માસિક પત્રિકાની યોજના, અમારી માહિતી પ્રમાણે, આ પહેલી જ હોઈ બેશક આવકારપાત્ર છે. જુલાઈ-ઑગસ્ટની બે પત્રિકાઓમાં રજુ કરાયલી કાવ્ય, નાટિકા, વાર્તા, જીવન પરિચય, નિબંધાદિ રસમય લેખ સામગ્રી સાહિત્યરસિકોએ વાંચી જવા જેવી છે.

( વધુ માટે જુઓ પૃ. : ૫૯૯ )

# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | હિન્દી સંસ્કૃતિ અને અહિંસા ધર્માનંદ કોસંબીકૃત (૧૯૩૭) | ભાસ્કરરાવ વિદ્વાંસ (અનુ૦) | જીવનલાલ અ. મહેતા, અમદાવાદ અને મુંબાઈ ૨ | ૨- ૦-૦ | જ્ઞાનવર્ધક પુસ્તક માળા પુ. ૮૫ |
| ૨ | ઇશોપાસના | | પુ. કે. ભગતજી જાંબુલવાડી, મુંબઇ ૨ | નથી | આર્યસમાજના અનુયાયીઓ માટે નિત્ય કર્મ |
| ૩ | મહિલા શિષ્ટાચાર | હર્ષદ પટેલ (અનુ૦) | ગુ૦ સાહિત્ય સભા ભરૂચ | ૦- ૬-૦ | |
| ૪ | સાહિત્ય ભિખ્ખુ અખંડાનજી | ત્ર્યંબકલાલ મા. શુકલ | લેખક, ૩૬, બી. ડૉ. રાજેન્દ્રરોડ, કલકત્તા | ૦- ૨-૦ | |
| ૫ | ફ્લાઇવુડ | રવિશંકર હરિશંકર પંડ્યા | કર્તા, હાર્ડિમ્પરોડ, કરાચી | ૦-૧૨-૦ | |
| ૬ | મંગળાગોરની વાર્તા | હરિપ્રસાદ દયાશંકર દીક્ષિત | કર્તા, વડોદરા | નથી છાપી | |
| ૭ | પથિકનાં પુષ્પો ગુચ્છ ૨ જો | અંબાલાલ બા. પુરાણી | શ્રીઅરવિંદ કાર્યાલય, આણંદ | ૧- ૮-૦ | |

* * *

## સ્વીકાર :

(૧) વિસનગર મહાલ મંડળની કાર્યરેખા ૧૯૩૧ થી ૩૬-૩૭; (૨) ગીતાધર્મ, કાશી, સિતંબર ૧૯૩૭; (૩) બે ઘડીમોજનો જન્માષ્ટમી અંક; (૪) જૈનનો પર્યુષણ ખાસ અંક; (૫) પૂર્ણ: પુ. ૧ અંક ૧ : તંત્રી, રણછોડજી પરાગજી મહેતા : પ્રસિદ્ધિ સ્થળ નવસારી : વા. લવાજમ રૂ. ૨-૮-૦; (૬) શ્રી સયાજી વૈભવ પુ. નવસારીનો ૩૬-૩૭ નો વાર્ષિક રિપોર્ટ; (૭) મહેળાવ તા. પેટલાદ કસ્બા પુ. નો વાર્ષિક રિપોર્ટ; (૮) 'શ્રી શક્તિ' નો ગોકુળાષ્ટમી અંક.

ભાઈબેનો હજીયે પોતાની ઉમેદવારી નોંધાવવા ઇચ્છતા હોય તેમણે હવે તો જરાય વાર લગાડવી ન જોઈએ. હજી સમય છે! આ સંબંધમાં ગતાંકની નોંધ જરૂર જોજો!

**જાગતાં જૂથ મંડળો:**—ખાતાના વટહુકમ નં. ૧૩ / તા. ૮–૭–૩૦ અન્વયે ભરવા ઠરેલી જૂથ મંડળની સભાઓની હકીકત જેમના તરફથી રાજ્યમંડળને મળી છે તેમનાં નામ નીચે પ્રમાણે છે:—

(૧) અવાખલ તા. શિનોર (૨) સાઠલી ( ભરાઈ શકી નથી ) (૩) ભાયલી તા. વડોદરા (૪) સોખડા તા. વડોદરા (૫) કોલિયાદ તા. કરજણ (૬) સોજીત્રા (૭) વસો (૮) વડનગર તા. ખેરાળુ (૯) ગોઝારીઆ તા. વિજાપુર (૧૦) ચાણસ્મા (૧૧) વસાઈ તા. ચાણસ્મા (૧૨) કંબોઈ તા. ચાણસ્મા (૧૩) ધીણોજ તા. ચાણસ્મા (૧૪) દેણપ તા. વિસનગર (૧૫) કડા તા. વિસનગર (૧૬) ગુંજા તા. વિસનગર (૧૭) કમાણા તા. વિસનગર (૧૮) વાલમ તા. વિસનગર (૧૯) કહોડા તા. સિદ્ધપુર (૨૦) નવસારી (૨૧) વેસ્મા તા. નવસારી (૨૨) ગણદેવી (૨૩) બોડેલી તા. સંખેડા.

આ સિવાયનાં જે જૂથોની સભા ભરાઈ હોય તેમના હેવાલ આ તરફ મળ્યા નથી એમ સમજી તેમણે તરતજ મોકલી આપવાની તજવીજ કરવી. પાટણ, મહેસાણા, વાઘોડિયા, પાદરા, ભાદરણ, ડભોઈ, સાવલી, માંગરોળ, પલસાણા, કામરેજ એ મહાલોમાં અને આખાય અમરેલી પ્રાંતમાં એકે જૂથ મંડળ જાગતું નથી એમજ શું સમજવાનું ?

**આશાવંતાં મહાલ મંડળો:**—અન્યત્ર છપાયેલ 'મંડળોની સભાઓ'ના લેખમાં જણાવેલાં ૨૭ મહાલ મંડળોની સભાઓ ભરાઈ છે વા વાર્ષિક નિવેદન ને હિસાબ કે પછી નિદાન હિસાબ રા. ૫૦ મંડળને મળ્યાં છે. એટલે એમની ગણના આશાવંતાં મહાલ મંડળો તરીકે થઈ શકે. ઇચ્છીશું કે બીજાં મહાલ મંડળો પણ ચાલુ વર્ષથી ચેતનવંતાં બની જશે. જેમની સભા ભરાઈ હોય છતાં તેમનો નિર્દેશ લેખમાં ન થયો હોય તેમણે પોતાની સભાના અહેવાલ ફરીથી મોકલી આપવા. હિસાબ તો નિદાન બધાંજ તરફથી આવવા જોઈએ.

**મહાલ પરિષદો:**—વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ માટે ચાલુ વર્ષ મહાલ પરિષદોનું હોઈ તે ભરવા માટેનો ઠરાવ દરેક પ્રાંત મંડળની સભાએ કરવો જોઈએ, એટલું જ નહિ પણ મહાલ મંડળોના કાર્યકર્તાઓને એ માટે તૈયાર કરવાના યોગ્ય તે પ્રયત્નો પણ પ્રાંત મંડળોએ આરંભી દેવા જોઈએ.

## રાજ્ય બહાર

**અંકુશ રદ થાય છે:**—સત્તા પર આવેલા મહાસભાવાદી પ્રાન્તિક પ્રધાન મંડળોએ પ્રજાહિતના વિવિધ સુધારા પોતપોતાના પ્રાન્તના રાજ્ય કારોબારમાં કરવા માંડ્યા છે. તેમાં વાંધાપાત્ર ગણાયલા જપ્ત સાહિત્ય પરનો અંકુશ ઉઠાવી લેવાની વિચારણાનો પણ સમાવેશ થાય છે. મુંબાઈ સરકારે તાજેતરમાં એક યાદી બહાર પાડી નીચેનાં સાત પુસ્તકો પરના જપ્તી હુકમો રદ કર્યા છે:—

(૧) लालालजपतरायकी ने था नवयुगका पूर्व रंगः પ્રકાશક, એલ. કે. ફડકે (૨) शूर अबलाः લેખક, ધનુર્ધારી (૩) लोकमान्य बालगंगाधर तीलकः સે. કે. એ. શુરજી (૪) स्वदेशी चलचळः લેખક, એ. વી. બર્વે (૫) ના. બાલગંગાધર તિલકનો કેસઃ પ્રકાશક, કે. બી. બર્વે. (૬) રાષ્ટ્રનો રણનાદઃ પ્રકાશક, શ્રી કે. એન. દવે. (૭) ભીજવાનીઃ પ્રકાશક, શ્રી જી. બી. રાજગુરૂ.

જપ્ત ગણાયલાં અન્ય પુસ્તકોના કેસ પણ વિચારાય છે.

**ગ્રામ્યોદ્ધારનું અનિવાર્ય અંગઃ**—ગ્રામ્યોદ્ધાર યોજના અંગે પુસ્તકાલય પ્રવૃત્તિ અનિવાર્ય છે એમ સત્તારૂઢ કૉન્ગ્રેસ પ્રધાન મંડળો પણ સ્વીકારે છે, એ વાતની પ્રતીતિ મંજુર થયેલાં પ્રાંતિક બજેટો પરથી મળી રહે છે. મધ્ય પ્રાંતની સરકારે ૨૨ ગ્રામ પુસ્તકાલયો ખોલવા માટે રૂ. ૧૫૫૧૦) ની સવડ પોતાના બજેટમાં રાખી છે, ત્યારે સંયુક્ત પ્રાંતની સરકારે ૨૦૦૦૦) ની સવડ એ કામે રાખી છે.

**'ગુજરાત' બંધ પડે છેઃ**—સાહિત્ય સંસદનું મુખપત્ર 'ગુજરાત' સામયિક સપ્ટેમ્બર માસથી બંધ પડયું છે. એ વિષેની જાહેરાત કરતાં એના સૂત્રસંચાલક ઑન. શ્રી. કનૈયાલાલ મુનશી લખે છે કે—"'ગુજરાત' આજે બંધ થાય છે. એનું નશીબ મારી સાથે એવું સંકળાયેલું લાગે છે કે મારા જીવનમાં પરિવર્તન થતાં એ પણ નવે નવે અવતારે આવે છે. હું જેલમાં ગયો ત્યારે એ બંધ થયું હતું; આજે મંત્રીપદનાં બંધનો આવી પડ્યાં છે, ત્યારે પણ એ બંધ થાય છે. ગુજરાતમાં હવે ઘણાં માસિકો થયાં છે એટલે 'ગુજરાત' ની ખોટ હવે ભાગ્યે જ પડશે. સંસદને એની ખોટ જરૂર જણાશે. પણ એ ખોટ પુરી કરવા જે ઉત્સાહ જોઇએ તે એના સભ્યોમાં ન આવે ત્યાં સુધી એ બંધ જ રહે એ સર્વથા યોગ્ય છે."

## પરદેશ

**અંધજનોની સેવાર્થેઃ**—સિનસિનાટી, ફિલાડેલ્ફીઆ, અને સેન્ટ લુઇનાં અમેરિકન પુસ્તકાલયોએ પોતાના મહેકમ પર એક એક અંધ સભ્યને રોકવાની પ્રથા શરૂ કરી છે. તેઓ બધાં એકમતે સ્વીકારે છે કે સુવિશાળ સંસ્થાના કારભારમાં અંધજનોનું હિત સંપૂર્ણ સહાનુભૂતિ ને સમજપૂર્વક તો અંધ સેવક જ સમાલી શકે. સેંટ લુઇ પુસ્તકાલયમાં તો મહેકમનો અંધ સભ્ય જ સંસ્થાનો મુખીઓ છે.

**ઇનામી હરિફાઇઃ**—અમેરિકામાં આવેલ ધી એટલાન્ટિક મંથલી પ્રેસ તથા લિટલ બ્રાઉન અને કંપનીએ અપ્રસિદ્ધ શ્રેષ્ઠ નવલકથા માટે ૧૦૦૦૦ પૌન્ડના ઇનામવાળી એક સંયુક્ત હરિફાઈ જાહેર કરી છે. હરિફાઇ અંગ્રેજી નવલકથા પૂરતી જ હોઇ એની ટાઇપ કરેલી પ્રત ૧૯૩૮ ના ફેબ્રુઆરી ની ૧ લી તારીખ સુધીમાં પહોંચતી કરવાની શરત રખાઈ છે. પત્રવ્યવહારનું શિરનામું: ધી એટલાન્ટિક મન્થલી પ્રેસ, ૮ આર્લિંગ્ટન સ્ટ્રીટ, (મેસ્યુ. યુ. એસ. એ.) એ પ્રમાણે છે.

**ચીની ગ્રંથપાલનો પ્રવાસઃ**—ચીનના કીઆંગ્સો પ્રાંતની સૂચોન માધ્યમિક શાળાનો ગ્રંથપાલ મી. લ્યુ સિયાંગ પરદેશી અનુભવ અને માહિતી મેળવવા માટે યૂરોપ ઉપડયો છેઃ હાલ તે ઇંગ્લેંડમાં પુસ્તકાલયોની મુલાકાત લેતો ફરે છે.

### દુરસ્તી

ઑગસ્ટ અંકમાં પ્રસિદ્ધ થયેલા 'પુસ્તકાલયોમાં તેના નેતાઓનાં કર્તવ્ય' એ લેખના ૫૧૮ મા પૃષ્ઠ પરના 'નાણાં કેમ ભેગાં કરવા?' એ પેરેગ્રાફની ૧૧ મી લીટીમાં '૨૫ ટકા' નહિ પણ '૩૫ ટકા' સમજવા.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### ઑગસ્ટ ૧૯૩૭માં નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | જવાહર નહેરનું જીવનચરિત્ર (બીજી આવૃત્તિ) | | જવાહર નહેર | નવજીવન પ્ર. મં. | ૩—૦—૦ | |
| ૨ | ભારતી ભા. ૨ જો | | | " | ૦—૨—૦ | |
| ૩ | ખેડુતોની સમસ્યા | | દેસાઇ, વાલજી ગોવિંદજી લાલજી પેન્ડસે, ઇન્દુલાલ યાજ્ઞિક, સૌમ્યેન્દ્ર ટાગોર | નવી દુનિયાં કાર્યાલય | ૧—૪—૦ | |
| ૪ | હિંદની સંસ્કૃતિ અને અહિંસા | | ધર્માનંદ કોસંબી | જીવણલાલ અ. મહેતા | ૨—૦—૦ | |
| ૫ | લખમી અને બીજી વાતો | | ધુમકેતુ | ગુર્જર ગ્રંથરત્ન કા. | ૦—૨—૦ | |
| ૬ | જ્યોતિષ વિજ્ઞાન યાને લઘુ પરાશરી | | ઉત્તમરામ મયારામ ઠાકર | ઉત્તમરામ મ. ઠાકર | ૪—૦—૦ | |
| ૭ | આલમની અજાયબીઓ | | ધીરજલાલ ટો. શાહ | ધીરજલાલ ટો. શાહ | ૦—૮—૦ | |
| ૮ | દક્ષિણી રાંધણકળા | | શ્રી સુલોચના દીધે | સ્ત્રી શક્તિ ગ્રંથમાળા | ૦—૩—૦ | |
| ૯ | પ્રગતિશીલ જાપાન | | ત્રિભુવનદાસ પટેલ | ગુર્જર ગ્રંથરત્ન કા. | ૧—૦—૦ | |
| ૧૦ | સ્નેહ ત્રિપુટી | | ભદ્રકુમાર યાજ્ઞિક | બેઘડી મોજ કાર્યાલય | ૨—૮—૦ | |
| ૧૧ | ઝાંઝવાનાં જળ | | સોપાન | નુતન સાહિત્ય ભંડાર | ૧—૪—૦ | |
| ૧૨ | છાયા | | દુર્ગેશ શુક્લ | આર. આર. શેઠ | ૧—૮—૦ | |
| ૧૩ | ૧૯૧૮ પછી | | રામભાઇ પટેલ | નવી દુનિયા કાર્યાલય | ૧—૪—૦ | |
| ૧૪ | પથિકનાં પુષ્પો ભા. ૨ જો | | અંબાલાલ પુરાણી | અરવિંદ કાર્યાલય | ૧—૮—૦ | |

ટીપ :—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૯ | અષાડ | ૧૩– ૯–૩૭ |
| ઊર્મિ | ૬ | ૮ | ઑગસ્ટ | ૭– ૯–૩૭ |
| કિશોર | ૩ | ૬ | અષાડ | ૧૩– ૯–૩૭ |
| કુમાર | ૧૪ | ૮ (૧૬૪) | શ્રાવણ | ૨૩– ૮–૩૭ |
| કૌમુદી | ૧૬ | ૧ | જુલાઈ | ૨૦– ૭–૩૭ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૨ | ઑગસ્ટ | ૧૦– ૮–૩૭ |
| ખેતીવાડી | ૩ | ૫ | ભાદરવો | ૯– ૯–૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૧ | ઑગસ્ટ | ૨– ૯–૩૭ |
| ગુજરાત* | ૪ | ૬ | ,, | ૨૫– ૮–૩૭ |
| ગુણસુંદરી | ૨૯ | ૧ | સપ્ટેમ્બર | ૨– ૯–૩૭ |
| ગ્રામજીવન | ૮ | ૨ | ,, | ૨– ૯–૩૭ |
| ચરોતર | ૭ | ૮ | જુલાઈ | ૨૬– ૮–૩૭ |
| ચિત્રમય જગત | ૨૩ | ૬ | ઑગસ્ટ | ૧૬– ૮–૩૭ |
| છાત્રાલય | ૧૧ | ૮ | ,, | ૧૮– ૮–૩૭ |
| નવચેતન | ૩૧ | ૬ | સપ્ટેમ્બર | ૩– ૯–૩૭ |
| નવરચના | ૨ | ૫ | ઑગસ્ટ | ૨૩– ૮–૩૭ |
| પાટીદાર | ૧૪ | ૧૧ | ભાદરવો | ૬– ૯–૩૭ |
| પ્રસ્થાન | ૨૪ | ૨ | જેઠ | ૩૦– ૮–૩૭ |
| ફાર્બસ ગુ. સભા–ત્રિ૦ | ૨ | ૨ | જુલાઈ–સપ્ટે૦ | ૭– ૭–૩૭ |
| બાલજીવન | ૧૭ | ૧૧ | સપ્ટેમ્બર | ૧૦– ૯–૩૭ |
| બાલમિત્ર | ૧૭ | ૨ | ,, | ૭– ૯–૩૭ |
| બાળક | ૧૬ | ૮ | ઑગસ્ટ | ૬– ૮–૩૭ |
| બુદ્ધિપ્રકાશ–ત્રિ૦ | ૮૪ | ૨ | એપ્રિલ–જુન | ૩૦– ૬–૩૭ |
| યુવક | ૭ | ૯ | સપ્ટેમ્બર | ૯– ૯–૩૭ |
| વસન્ત–ત્રિ૦ | ૩૬ | ૧ | માઘ–ચૈત્ર | ૨૭– ૭–૩૭ |
| વિલાસ–ત્રિ૦ | ૨૦ | ૧ | સપ્ટેમ્બર | ૬– ૯–૩૭ |
| વૈદ્યકલ્પતરુ | ૪૨ | ૯ | ,, | ૭– ૯–૩૭ |
| વ્યાયામ | ૨૨ | ૧૧ | ઑગસ્ટ | ૧૬– ૮–૩૭ |
| શારદા | ૨૭ | ૫ | ,, | ૧૪– ૮–૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૨ | ૬ | શ્રાવણ | ૧૯– ૮–૩૭ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૧ | જુન–ઑગસ્ટ | ૨૪– ૮–૩૭ |
| સ્કાઉટ વીર | ૭ | ૧૪ | સપ્ટેમ્બર | ૭– ૯–૩૭ |
| શ્રીબોધ | ૮૧ | ૯ | સપ્ટેમ્બર | ૭– ૯–૩૭ |

* ચાલુ સપ્ટેમ્બર માસથી બંધ પડે છે.

# રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકોની યાદી

| | | લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| …ત વિજય | સાપ્તાહિક | રૂ. ૪-૦-૦ | મારસા (વાયા–આણંદ) |
| …લ | માસિક | ૧-૦-૦ | મજુર મહાજન, અમદાવાદ |
| …ય विज्ञापक वडोदा (हिंदी) | ,, | ૦-૮-૦ | जयदेव ब्रधर्स કારેલીબાગ, વડોદરા |

" પુસ્તકાલય ખાતું
સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૧૦ સપ્ટેમ્બર ૧૯૩૭.

न. ल. दिक्षीत
અ. ક. પુ. અધ્યવેક્ષક

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.



પુસ્તક ૧૨ મું. અંક ૧૦મો

ઓક્ટોબર ૧૯૩૭



# પુસ્તકાલય

લવાજમ :
...માં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છુટક નકલ : ,, રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઈ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક
ભાઇલાલભાઇ પુ[illegible]ભાઇ પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.
રાવપુરા......વડોદરા.



# સાહિત્ય–પૂજન

[ રાગ : વાગેશ્વરી ]

વ્હાલાં પધારો મ્હારે મંદિરે રે લોલ,
લેવા સાહિત્ય-રસ લ્હાણુ જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૧

પૂજન પુનિત ગ્રંથ-દેવનું રે લોલ,
જ્ઞાન-જ્યોત દિવ્યના દેખાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૨

મંડપ અશોક પત્રે શોભતો રે લોલ,
પ્રાર્થીઓના શોક શમી જાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૩

દેવપીઠ ગીતા–ગ્રંથ શોભતો રે લોલ,
ધૂપસળી કલમ સોહાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૪

મનહર મસીપાત્ર ઓપતું રે લોલ,
જ્ઞાનરાશિ ગ્રંથો સમીપ જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૫

'સાહિત્ય–નારાયણ' દેવ એ રે લોલ,
કથારંભ પ્રેમે સધાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૬

નરને નારાયણ એ કરે રે લોલ,
સંસ્કારી ઉપાસી મળી જાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૭

ઓજસ્ અનેરું છે એ દેવનું રે લોલ,
ભજતાં ભવાટવા છૂટાય જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૮

શ્રીમંતની શોભા સ્વદેશમાં રે લોલ,
ધીમંતની શોભા જગ પાર જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૯

કથા કીધી સાહિત્ય દેવની રે લોલ,
સજ્જન ઉપાસક સાથ જો;
પૂજન અનેરાં આજ આદર્યાં રે લોલ ! ૧૦

વન્દન ! સાહિત્ય-દેવી શારદા રે લોલ,
વન્દન ! સાહિત્ય સર્જક જો
પૂજન અમૂર્ત આજ આદર્યાં રે લોલ !* ૧૧

બીલોદરા ] નરપતસિંહ દા. ચાંવડા, 'વિલાસકાર'

* સરસ્વતી પૂજન ( વસંતપંચમી ) સં. ૧૯૯૩ ના દિવસે 'સાહિત્ય–નારાયણની કથા' સમારંભે યોજાયલ.

# સંદર્ભ ગ્રંથો (Reference Books) નો ઉપયોગ

[ લેખક :—ઇંદ્રવદન ધ. પંડ્યા, વાઇસ પ્રિન્સિપાલ મે. ટ્રે. કૉલેજ, વડોદરા. ]

અંગ્રેજી ભણેલાં માણસોને સામાન્યતઃ જેટલો વાંચવાનો શોખ લાગે છે તેટલો કેવળ ગૂજરાતી જાણનારને મોટે ભાગે લાગતો નથી. અંગ્રેજી બે ત્રણ ધોરણ ભણેલાને પણ જ્યારે કાંઇ કાંઇ વાંચવાનું મન થાય છે, ત્યારે ગૂજરાતી છઠ્ઠું ધોરણ પાસ થએલાને ભાગ્યે જ કાંઇ વાંચવાનું મન થાય છે. તેમનામાં બહુ બહુ તો વર્તમાનપત્રના સમાચારો વાંચવા જેટલી જિજ્ઞાસા જાગે છે. આમ કેમ થતું હશે એ એક પ્રશ્ન છે. આ કોયડાનો ઉકેલ કરવાનો પ્રયત્ન હું મારા માનવા અને અનુભવ પ્રમાણે કરૂં છું.

બીજી કોઇ પણ ભાષામાં વાચનને મદદ કરે એવા જેટલા સંદર્ભ ગ્રંથો હશે, અને ઉપયોગ થતો હશે તેટલા સંદર્ભ ગ્રંથો આપણી ભાષામાં નથી, અને જે કાંઇ છે તેનો ઉપયોગ કરવાનું કોઇ શીખવતું હોય એમ જણાતું નથી. તેમ જ પુસ્તકાલયોમાં પણ એ જોઇતા પ્રમાણમાં હોય ને તેનો ઉપયોગ થતો હોય એમ દેખાતું નથી.

સામાન્ય માન્યતા એવી છે કે ગૂજરાતી આપણી માતૃભાષા છે, એટલે તેને સમજવા માટે આપણને કોઇની પણ જરૂર નથી. તેમ જ ગૂજરાતી ભાષાના શબ્દોનું જ્ઞાન આપણને એટલું છે કે એને માટે પણ કોઇ જાતના સાધનની જરૂર નથી. આવી ખોટી માન્યતાને લીધે જ આપણે વાચનનો શોખ જોઇએ તેવો પેદા કરી શકયા નથી, અને પેદા કરવો હોય તો સંદર્ભ ગ્રંથોનો ઉપયોગ આપણી શાળાઓમાં અને પુસ્તકાલયોમાં વધારે પ્રમાણમાં થવો જોઇએ.

(૧) શબ્દાર્થકોષ (૨) જોડણીકોષ (૩) જ્ઞાનકોષ (૪) રૂઢિપ્રયોગકોષ (૫) નર્મકથાકોષ (૬) પૌરાણિક કથાકોષ (૭) કહેવતસંગ્રહ (૮) ગૂજરાત સર્વસંગ્રહ.

આ તો થોડાંએક નામ માત્ર આપ્યાં છે. આ દરેકનો ઉપયોગ શાળામાં શીખવવો જોઇએ.

અંગ્રેજી બીજી ચોપડી ભણનાર વિદ્યાર્થીને અંગ્રેજી ભાષાના પુસ્તકમાં આવતા અંગ્રેજી શબ્દોનું જ્ઞાન મેળવવા માટે અંગ્રેજી શબ્દકોષ જોવો પડે છે, અને તે માટે શબ્દકોષનું પુસ્તક ફરજીઆત લેવું પડે છે. પરિણામે આજે અંગ્રેજી ભાષામાં એક આનાની કિંમતથી માંડીને રૂપિયા ૫૧) સુધીના શબ્દકોષો મળી આવશે અને તે અત્યાર સુધીમાં કેટલા છપાયા છે, તેની સંખ્યા નક્કી કરવી પણ અઘરી પડશે, જ્યારે ગૂજરાતી ભાષામાં ચાર પાંચથી ભાગ્યે જ વધારે હશે, અને સાડા ત્રણ રૂપિયાથી ઓછી કિંમતનો હજી નીકળ્યો હોય એમ જાણવામાં નથી. આજે અંગ્રેજી શાળા કે પાઠશાળામાં શિક્ષકનો ધંધો કરનાર, વકીલ, ડાકટર કે એન્જીનિયરના ઘરમાં જોશો તો અંગ્રેજી શબ્દકોષ જરૂર નીકળવાનો, પણ ગૂજરાતી શબ્દકોષ તો કોઇ શાળા પુસ્તકાલય કે એવા કોઇ ખાસ ગૂજરાતીના અભ્યાસકને ત્યાંથી કદાચ નીકળે.

શબ્દકોષનું મહત્ત્વ હજી સુધી આપણે જરાએ સમજ્યા નથી. અસલના વખતમાં સંસ્કૃતમાં અમરકોષ તૈયાર કરાવતા હતા, અને તેથી તે ભાષાના શબ્દોનું જ્ઞાન સારૂં થતું હતું. સંસ્કૃતમાં એક સૂત્ર છે કે एकः शब्दः सम्यग् ज्ञातः कामधुक् भवति । આથી માત્ર

શબ્દના અર્થનું જ્ઞાન થાય છે, એટલું જ નહિ પણ શબ્દના અનેક અર્થમાંથી આ વાક્યમાં કયો અર્થ બરાબર લાગુ પડે છે એ શોધવાની જરૂર પડે છે.

આજ પ્રમાણે ગૂજરાતી ભાષામાં શબ્દોની જોડણીના સંબંધમાં પુષ્કળ અરાજકતા છે, અને તે દૂર કરવા માટે જોડણીના કેટલાક નિયમો ઘડી શબ્દકોષ તૈયાર કર્યો છે. એટલે તેનો ઉપયોગ કરવાથી ગૂજરાતી ભાષાના લખાણમાં એકધારી જોડણી થવાનો સંભવ છે. સબબ એનો પણ છૂટથી ઉપયોગ થાય તેમ કરવું જોઇએ.

આપણી ભાષામાં કેટલાક વર્ષો ઉપર મુંબાઇમાં એક પારસી ગૃહસ્થ નામે શેઠનાએ જ્ઞાનચક્ર નામે પુસ્તકો બહાર પાડ્યાં છે. એ અંગ્રેજીમાં એનસાઇક્લોપીડીઆ હોય છે તેના જેવાં છે. એમાં ગૂજરાતી ભાષામાં વપરાતા શબ્દોથી ઓળખાતા પદાર્થો, સ્થળો, બનાવો, વગેરે સંબંધી હકીકત આઠ ભાગમાં આપવામાં આવેલી છે. અંગ્રેજી ભાષામાં તો આવા એનસાઇક્લોપીડીઆ જાતજાતનાં હોય છે. એનો ઉપયોગ તેઓ છૂટથી કરે છે, અને જે બાબત માહિતી જોઇતી હોય તે મેળવી શકે છે. ગૂજરાતી–ભાષામાં આવું આ એક સાધન છે, પણ મારા અનુભવ ઉપરથી જણાયું છે કે એનો ઉપયોગ ભાગ્યે જ કોઇ કરતું હોય.

ગૂજરાતી ભાષાના શબ્દો ઉપરાંત કેટલીએક ઉક્તિઓ તેમજ કેટલાંએક વાક્યો એવી રીતે વપરાએલાં હોય છે કે એના શબ્દાર્થથી કાંઇ જ સમજાય નહિ. આખું વાક્ય કોઇ અમુક અર્થમાં જ વપરાયું હોય છે. આવાં વાક્યો સમજાવનાર આપણી ભાષામાં એક કોષ છે, જેને રૂઢિપ્રયોગકોષ કહે છે.

આપણા વેદપુરાણ વગેરેમાંનાં કેટલાંક સ્થળો અને વ્યક્તિઓનાં નામ આપણી ભાષાનાં પુસ્તકોમાં માલમ પડે છે. પરંતુ તેના સંબંધી વિશેષ હકીકત તેમાં ન હોવાથી શોધવી પડે છે. આ બાબતની ખોટ આપણા ગૂજરાતી ભાષાના સ્વ. કવિ નર્મદાશંકરને સાલેલી, અને તે ઉપરથી તેમણે ‘ નર્મકથાકોષ ’ રચેલો. પરંતુ તે હાલની પરિસ્થિતિને પહોંચી વળે તેમ નહિ લાગવાથી હાલમાં પૌરાણિક કથાકોષનું જુદું પુસ્તક બહાર પડ્યું છે. તેનો પણ આપણે છૂટથી ઉપયોગ કરતા થવું જોઇએ.

દરેક ભાષામાં કેટલીક લોકોક્તિઓ અથવા સારાં વાક્યો હોય છે. તેની ઉત્પત્તિ તથા તેનો અર્થ એકલો શબ્દાર્થ જાણવાથી સમજાતો નથી. એટલે તે સમજાવવા કહેવત-સંગ્રહ નામના ગ્રંથનો પણ છૂટથી ઉપયોગ કરવો જોઇએ.

હવે જેમ અંગ્રેજીમાં ગેઝેટિયરની ચોપડીઓ હોય છે, અને લોકો તેમાંથી જોઇતી માહિતી મેળવે છે, તેમ આપણી ભાષામાં ખાસ કરી ગૂજરાત સંબંધી હકીકત આપનાર ગ્રંથ ‘ **ગૂજરાત સર્વસંગ્રહ** ’ કરીને છે, તેનો પણ છૂટથી ઉપયોગ કરતાં આવડવું જોઇએ. આ અને આવાં બીજાં જે સંદર્ભ પુસ્તકો હોય તેની તપાસ કરી આપણાં પુસ્તકાલયોમાં રાખવાં જોઇએ. એ વાત ખાસ ધ્યાનમાં રાખવી કે આવાં પુસ્તકો કોઇને ચઢાવીને આપવાં નહિ (ઘરમાં લઈ જવા આપવાં નહિ) તેમજ કબાટમાં એક ખૂણે પૂરી રાખવાં નહિ; પરંતુ એનો છૂટથી ઉપયોગ થાય તે માટે ગ્રંથપાલે બનતી તજવીજ કરવી જોઇએ. જે પુસ્તકાલયોમાં આ પુસ્તકો ન હોય તેમણે જેમ બને તેમ સત્વરે વસાવવા તજવીજ કરવી જોઇએ.

# જીવનચરિત્રનું વાચન

[ લેખક :—હરિપ્રસાદ હરખજી ત્રિવેદી, નવાગામ તા. રતનપુર ]

જગતમાં કોઇ માનવી ચારિત્ર્યની કિંમતને જેટલી આંકે છે, તેટલી કિંમત જીવનના બીજા અવશેષોની નથી. ચારિત્ર્ય એ જ જીવનનું મુખ્ય અંગ છે. ચારિત્ર્ય જીવનની ઝાંખી છે. ચારિત્ર્ય મનુષ્યના ઉચ્ચ આદર્શોનું શિખર છે. ચારિત્ર્ય માનવી આત્માનો રક્ષક છે. એથી ઉત્તમ ચારિત્ર્ય કેળવવા, ચારિત્ર્યને ચિરસ્થાયી બનાવવા, અને આદર્શોને જગત સામે મૂકવા જગતના માનવીને શરાણ પર ચડવું પડે છે.

આધુનિક કાળ જિંદગીના અવશેષોમાં ચારિત્ર્યને પ્રાધાન્ય આપે છે. દેશની આઝાદીના સ્તંભ રૂપ વરતુ ઉચ્ચ ચારિત્ર્ય છે.

દેશનો નાગરિક સાચો નાગરિક બને, પોતાના કર્તવ્યને સમજી તેનું યથાર્થ પાલન કરે, અને સ્વાતંત્ર્યના પ્રત્યક્ષ પદાર્થપાઠો ભણે તે માટે જ ઉચ્ચ સાહિત્ય ગ્રંથો મહાન જગતવંદ્ય પુરુષોના જીવન પરથી તૈયાર થયા છે. આવું ચારિત્ર્ય તે જ જીવનચરિત્ર. આવા સાહિત્યનું વાચન તે જ જીવનનો ઉત્કર્ષ માર્ગ, અને તે જ જીવનનું ઉચ્ચ શિખર.

ભારતભૂમિમાં દેવ પુરુષોએ અવતાર લીધા છે. તેમણે પોતાના જીવનના આદર્શો અને કર્તવ્યો જગતને બતાવ્યાં છે, જીવનનો ખરો ઉદ્દેશ સમજાવ્યો છે.

પુરાણો વાંચીએ છીએ ત્યારે રામ, કૃષ્ણ, ભરત, ભીષ્મ, શિબી, પ્રહ્લાદ જેવા મહાન પુરુષોનાં જીવનચરિત્ર આપણા હૃદયપટ પર અનોખી ભાત પાડે છે.

ઇતિહાસ વાંચીએ છીએ ત્યારે પ્રતાપ, શિવાજી, તુળસીદાસ, વિવેકાનંદ, રામતીર્થ, કબીર, દુર્ગાદાસનાં જીવનચરિત્રો મનુષ્યધર્મ સમજાવી દેહને ગ્રહણ કરી કર્તવ્યપરાયણ રાખવાના પાઠો બતાવે છે.

ગાંધીયુગે જીવનમાં અનોખો પલટો કર્યો છે. બહુશ્રુત વિદ્વાનોએ પુસ્તકોના વાચનમાં જીવનચરિત્રને પ્રાધાન્ય આપેલું છે. મહાન પુરુષોના જીવનચરિત્રની છાપ મગજ ઉપર જેવી પડે છે, તેવી ચિરસ્થાયી છાપ બીજી રીતે પડતી નથી. રાજા રામમોહનરાય, ધોંડો કેશવ કર્વે, દયાનંદસરસ્વતી, ગાંધીજી, નહેરુ, ગાર્ફિલ્ડ વગેરે મહાન પુરુષોની જીવનકથાઓ સુંદર રીતે બહાર પડી છે, અને દેશના દરેક ભાગમાં આવાં પુસ્તકોનું વાચન હોંસથી થાય છે.

કાર્ય વગર કારણ ન બને, નિમિત્ત વગરના નિયમો નથીઃ એ જનસિદ્ધાંત છે. એ રીતે આવા પુરુષોની જીવનકથાઓમાંથી બની શકે તેટલું મેળવી વર્તનમાં ઉતારી યોગ્ય વ્યય થાય, અને મનુષ્ય જગતનો સાચો માનવી બની દેશની આઝાદીમાં અને આત્મોદ્ધારમાં પોતાથી બનતું કરે, એ જ પ્રચારકોની અને સંપાદકોની મહદ્ ઇચ્છાઓ હોય છે. રાજા રામમોહનરાયના જીવન ઉપરથી દેશના નાગરિકને કેટલું શીખવાનું અને મેળવવાનું છે ? પ્રાણની પરવા વગરના ત્યાગી પુરુષે દેશની કેટલી સેવા કરી છે ? સમાજની રૂઢિચુસ્તતાને કેવી લાત મારી છે ? ધર્મના સિદ્ધાંતોને કેવા ઉંડા આવેશમાં વર્ણવ્યા છે ? એમણે સાહિત્ય-સેવામાં જીવન અર્પણ કરી પારમાર્થિક જીવનના પદાર્થપાઠો જગતને શીખવ્યા છે. દયાનંદ-સરસ્વતીનું જીવન નિહાળીએ. ધર્મને કેવો બતાવ્યો ? બ્રહ્મચર્યના ફાયદા કેવા સમજાવ્યા ?

મરણને કેવું ખસેડ્યું ? બીજાના પ્રાણ માટે કેટલી કાળજી ? ખરેખર ! જો જીવનને આદર્શ બનાવી દેશના ઋણમાંથી મુક્ત થવાની કાંક્ષા હોય, તો મહાન પુરુષોના જીવનમાંથી કાંઇક મેળવી તે સિદ્ધાંતોને જીવનની રગોના લોહીમાં મેળવી દેશની સેવા કરવી અને આત્મસંતોષ મેળવવો. કારણકે જગતનો સંતોષી વર્ગ જ સુખના શિખરો ઉપર આત્માની મઝા લૂંટે છે.

ઉત્તમ કારીગરના હાથમાં કોઇ વસ્તુ આવે અને ધીમે ધીમે તેને માવજતથી તૈયાર કરે તો જ તે સુંદર બને. ખુશબોદાર સુગંધથી ભરેલું ઝાડ રોપ્યું તેને જો ઉગતાંની સાથે ધીમે ધીમે સુંદર માવજતથી ઉછેરવામાં આવે તો તે ઝાડ સારૂં થાય છે; તેમ દેશના ભાવી નાગરિકના દીલ પર ધીમે ધીમે સુંદર આદર્શોની છાપ પાડવામાં આવે, અને તે આદર્શને અમલમાં મૂકવાની ટેવ પડે તો દેશની સ્વતંત્રતાનો મહાન ઉકેલ તેવા નાગરિકોજ કરશે. નાનપણથી આ વૃત્તિ કેળવાય, પોષાય, અને જીવનમાં ઉંડાં મૂળ ઘાલે તે ઉદ્દેશથી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળે આવાં ઉત્તમ પુસ્તકો છૂટથી વંચાય તે માટે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના દ્વારા ઉત્તમ સેવા બજાવી છે. સેંકડો આબાલવૃદ્ધ આ યોજનાનો સારો લાભ લે છે. દેશના સાક્ષરોએ બાલ સેવાને ઉત્તમ માની બાલ વાચનનું સાહિત્ય ઉચ્ચ કોટિનું તૈયાર કર્યું છે. રા. શારદાપ્રસાદ વર્મા, શ્રી નાનાભાઇ, શ્રી ગિજુભાઇ અને રા. રસુલભાઇ વહોરા અને એવાજ બીજા લેખકોની કલમે લખાએલ બાલોપયોગી જીવન ચરિત્રનું સાહિત્ય ઘણું છે.

આવું સાહિત્ય બાળકો આગળ મૂકી મહાપુરુષોના જીવનની ઝાંખી બાળકોને થાય તેવા પ્રશ્નો પૂછી નાનપણથી જ તેમને શિષ્ટવાચનનું વ્યસન થાય અને તેની વાચનભૂખ ઉઘડે તેવા પ્રયત્નો કરવા એ દરેક માબાપ તથા ગુરુનો મુખ્ય ધર્મ છે; અને જો તેમ થાય તો જ મોટપણે દેશનો ભાવી નાગરિક દેશનો તારણહાર બને. ઇશ્વર આપણી આ પુણ્યભૂમિમાં આવાં બાલુડાં સર્જે એ જ અભ્યર્થના ! બાળક એ તો પ્રભુનો પયગમ્બર છે.

## જ્ઞાન છાંટણાં :–

(રાસ)

ચાલો ચાલો સહુ ઉમંગે ઝીલવા જ્ઞાન છાંટણાં
મન રાખો સહુ સ્વચ્છ સ્વચ્છ સ્વચ્છ ઝીલવા જ્ઞાન છાંટણાં
ગર્જે ગગને ઘનઘોર ગ્રંથ વાદળાં
થાય જ્ઞાન નીરનો વરસાદ.........ઝીલવા જ્ઞાન છાંટણાં (૩)
અભ્ર ભેદી તીમીર અજ્ઞાનનાં,
જ્ઞાન વિજળી કરે ચમકાર.......ઝીલવા જ્ઞાન છાંટણાં (૩)
ઉર કુંજે જ્ઞાન નીર ઝીલતા,
ફુલે ફાલે હૃદય ઉદ્યાન.............ઝીલવા જ્ઞાન છાંટણા (૩)
જ્ઞાન સિન્ચનથી ઉરકળી ખીલતાં,
ફોરે ફોરે જીવન સુવાસ..........ઝીલવા જ્ઞાન છાંટણાં (૩)

વાઘોડીઆ ] બલવંત મહેતા

# પરદેશી સાહિત્ય સૃષ્ટિનું થોડું અવનવું

**લંડનમાં** તાજેતરમાં અલભ્ય પુસ્તકો તથા હસ્તલિખિત પ્રતોના થયેલ વેચાણમાં શેક્સપીઅરનું ૧૬૨૩ માં પ્રગટ થયેલ એક હસ્તલિખિત પુસ્તક એક અમેરિકને ૫,૬૦૦ પૌંડમાં ખરીદી લીધું હતું. ૧૪૫૫ માં છપાયેલ ગટેન્બર્ગનું બાઇબલ ૮,૦૦૦ પૌંડની કિંમતે વેચાયું હતું, અને પાંચસો વર્ષ પહેલાં લખાયેલ 'અવર્સ ઑફ આઇસાબેલ ઑફ બ્રિટનિ' ( Hours of Isabel of Britany ) નામના પુસ્તકની સર્વાંગ સુંદર હસ્તલિખિત પ્રતના પેરિસના એક ખરીદનારે ૧૩,૫૦૦ પૌંડ આપ્યા હતા.

× × × ×

સાંભળવા પ્રમાણે અમેરિકામાં બે પુસ્તક વચ્ચે ખપત માટે તીવ્ર હરિફાઇ ચાલી રહી છે. આ બે પુસ્તકો તે માર્ગરેટ મિચેલનું 'ગૉન વિથ ધ વિન્ડ' ( Gone with the wind ) અને સમર્સેટ મોધમનું 'થીએટર'. નાએલ કાવર્ડનું આત્મ ચરિત્ર 'પ્રેઝંટ ઇન્ડિકેટિવ' ( Present Indictive ) પણ આ બેની પછી તુરત પોતાનું સ્થાન લે છે.

× × × ×

શિક્ષણના ધંધામાં પડેલ વ્યક્તિ તરફથી લખાયેલા શ્રેષ્ઠ પુસ્તક માટે ગ્રંથવિક્રેતા મેસર્સ હૉડર અને સ્ટાઉટને ૧,૦૦૦ પૌંડનું ઇનામ જાહેર કર્યું હતું. પરિણામે તેમના પર ૮,૦૦૦ પુસ્તકોનું લખાણ આવી પડ્યું. માન્ચેસ્ટરની કન્યાશાળાની શિક્ષિકા મિસ નોરા સ્મિથને તેની નવલકથા 'એ સ્ટ્રેન્જર એન્ડ એ સજર્નર' ( A stranger and a Sojourner ) માટે તે ઇનામ આપવામાં આવ્યું.

× × × ×

અંગ્રેજી પદ્યમાં 'ન્યુ ડીગેટ પારિતોષક' નું સ્થાન અતિ ઉચ્ચ છે. ઑક્સફર્ડની અન્ડર ગ્રેજ્યુએટ મિસ માર્ગરેટ રેન્ચેને આ વર્ષે તે ઇનામ મળ્યું છે. તેની કવિતાનું નામ 'ધી મૅન ઇન ધી મૂન ( The man in the Moon ') છે. આ ઇનામ રસ્કિન, મેથ્યુ આર્નોલ્ડ, લૉર્ડ સેલ્બોર્ન, જ્યુલિયન હક્સલિ અને લોરેન્સ બિન્યોન વગેરે અનેક નામાંકિત પુરુષોને મળ્યું છે.

× × × ×

વર્ષ ભરમાં લખાયેલ બાલ સાહિત્યના શ્રેષ્ઠ પુસ્તક લખનારને લાઇબ્રેરી એસોસિએશનનો કાર્નેગી ચંદ્રક મિ. આર્થર રેન્સમને યૉર્કના આર્કબિશપના હાથે આપવામાં આવ્યો હતો. તેના પુસ્તકનું નામ 'પિજન પોસ્ટ' ( Pigeon Post ) છે.

× × × ×

આઇ. જે. સિંગરનું પુસ્તક 'ધી બ્રધર્સ એસ્કેનેઝિ' ( The Brothers Ashkenazi ) ને પોલંડમાં આવતું અટકાવવામાં આવ્યું છે અને પોલિશ પ્રજા તથા

સરકારની તેમાં નિંદા છે તે કારણસર તેની બધી નકલો સરકારે જપ્ત કરી છે. આ પુસ્તકની ફક્ત યુનાઇટેડ સ્ટેટ્સમાં જ સાત આવૃત્તિઓ થઇ છે.

× × × ×

ફ્રાન્સના પ્રધાન લિયો બ્લુએ લખેલ પુસ્તક 'મેરેજ (Marriage) પ્રત્યે તિરસ્કાર દર્શાવવાની ઘણી માગણીઓ 'વેટિકન' મળ્યાનું સંભળાય છે. પરંતુ વેટિકનના અધિકારીઓની આવું કોઇ પણ પગલું લેવાની ઇચ્છા જણાતી નથી.

× × × ×

પૈસાના અભાવે લંડનનું પ્રખ્યાત 'મુડિઝ' પુસ્તકાલય બંધ પડયું છે. વિકટોરીયાના સમયથી તે એક પ્રસિદ્ધ સંસ્થા હતી અને પુસ્તકપ્રચાર સાથે તેનું નામ સદાય સંકળાયેલું રહેશે.

× × × ×

પ્રખ્યાત માસિક 'લિટરરી ડાયજેસ્ટ' વેચાઇ ગયું છે અને તે 'અમેરિકન રિવ્યુ ઑફ રિવ્યુઝ' સાથે મળી ગયું છે.

× × × ×

લંડનના બર્લિંગ્ટન હાઉસમાં હિંદી કળાનું મહાન પ્રદર્શન ભરવાની યોજના પગભર થઇ છે. આ યોજનામાં જાણીતા હિંદીઓ સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, મિ. કસ્તુરભાઈ લાલભાઇ, મિ. બિર્લા, પ્રો. દાદા, સર ફિરોજ ખાન નૂન અને ઉદયશંકર ઉપરાંત લૉર્ડ વિલિંગ્ડન, મિ. લોરેન્સ બિન્યોં, મિ. ગ્લેડસ્ટન, સોલોમન અને લેડી ચેટવુડ છે.

× × × ×

લંડનમાં ઇરાનની કળાનું પ્રદર્શન થોડા સમયમાં મોટા પાયા પર ભરવામાં આવનાર છે.

× × × ×

હૈદ્રાબાદના નામદાર નિઝામ સરકારે લંડનની રૉયલ એશિયાટિક સોસાયટીને અરેબિક સાહિત્યના સૌથી વધારે અલભ્ય પુસ્તકો ભેટ આપ્યાં છે.

× × × ×

મી. એન્થનિ ઇડનના પ્રશંસકો જાણીને રાજી થશે કે બેનનાં પુસ્તકો 'એર ઓવર ઇડન' (Air over Eden) તથા 'ધી હેપિઅર ઇડન' (The Happier Eden) બહાર પડ્યાં છે.

× × × ×

સાંભળવા પ્રમાણે યૉર્ક પરગણાની કેટલીક સ્ત્રીઓએ મળીને ડયુક ઑફ વિંડસરને માઇકલ સેડલરની છેલ્લી નવલકથા "આ મૂર્ખાઇભરી વસ્તુઓ" These Foolish Things") લગ્નભેટ તરીકે મોકલી છે. ડયુકે ઉપકાર સહિત તે ભેટનો સ્વીકાર કર્યો છે.

× × × ×

આયર્લૅન્ડમાં માલા હાઇડ કિલ્લામાં ત્રણ દિવસ સુધી કરેલી શોધખોળના પરિણામે સેમ્યુઅલ જ્હૉન્સનની ૧૦૬૫ થી ૧૦૮૪ ની હસ્તલિખિત ડાયરી મળી આવી છે. બીજા ઘણા અમૂલ્ય કાગળો મળી આવ્યા છે. લોઢાની એક મોટી પેટીમાં બીજા કાગળો સાથે આ ડાયરી ઉંડે ઉંડે દટાયેલી પડી હતી. આ બધું કિલ્લાની તિજોરીમાં પડયું હતું. એક સૈકાથી વિદ્વાનો એમ ધારતા હતા કે જ્હૉન્સનની અંગત પ્રવૃત્તિની આ નોંધનો કાં તો જ્હૉન્સને પોતે નાશ કર્યો હશે અથવા તો તે ગમે ત્યાં એવી રીતે ગુમ થયેલ હશે કે તેનો પત્તો લાગે તેમ નથી.

× × × ×

માર્ગરેટ મિચેલના 'ગૉન વિથ ધી વિન્ડ' (Gone with the wind) ની દશ મહિનામાં ૧,૩૫૦,૦૦૦ નકલો અથવા રવિવાર બાદ કરતાં દરરોજ ૫,૨૦૦ નકલો ખપી છે. ૧૯૩૬ ની શ્રેષ્ઠ નવલકથા માટે તેને 'પુલિટ્ઝર પારિતોષિક' મળ્યું છે. પરંતુ આ અપ્રતીમ વિજયની સાથોસાથ આ પુસ્તક નુકશાનીનો દાવો ઉત્પન્ન કરાવવાનો વિષય બન્યું છે. પુસ્તકના પ્રકાશક મૅકમિલન કંપની સામે બીજા અમેરિકન લેખક એસ. એલ. ડેવિસે કૉપી રાઇટના ભંગ માટે તથા અપહરણ માટે દાવો નોંધાવ્યો છે.

× × × ×

લૉસ એન્જેલિસના વિખ્યાત સૈનિક અર્નેસ્ટ વિન્સેન્ટ રાઇટે ૫૦ હજાર શબ્દોની એક ટૂંકી નવલકથા લખી છે. તેમાં ખૂબી તો એ છે કે તેણે અંગ્રેજી અક્ષર 'E'નો બિલકુલ ઉપયોગ કર્યો નથી. સામાન્યતઃ આ અક્ષર ભાષામાં ખૂબ વપરાય છે. તેણે ઇરાદાપૂર્વક પોતાના ટાઈપરાઇટરના 'E' અક્ષરને સીલ કરી દીધેલ છે. અંગ્રેજી ક્રિયાપદના ભૂતકાળમાં તથા તે, તેઓ, તેમને (He, she, they, them) નો ઉપયોગ તેણે કર્યો જ નથી. અને મિસ્ટર મિસિસ શબ્દનો પણ તેણે ઉપયોગ કર્યો નથી કેમકે તે આખા શબ્દની જોડણીમાં બહિષ્કૃત અક્ષર આવે છે.

× × × ×

માર્કોનિ એ બીનતારી સંદેશાનો શોધક નહોતો. કલાર્ક મેકસ્વેલ અને હર્ટ્ઝે કરેલ વૈજ્ઞાનિક શોધને તેણે સંપૂર્ણ કરી ધંધાદારી પાયા પર મૂકી એટલું જ.

× × × ×

એક યુવાન ગ્રંથકાર મોડી રાત્રે શહેરની ગલીમાં ચાલ્યો જતો. ત્યાં બહુ ઓછા માણસોની અવરજવર હતી. ત્યાં તેને એક નકાબપોશ લુટારુ મળ્યો.

લુટારુએ કહ્યું "કાં તો પૈસા લાવ, નહિતર તારી જીંદગી."

ગ્રંથકારે પોતાના હાથમાંનું પુસ્તક આપ્યું ને કહ્યું કે "આ રહ્યું મારૂં જીવન-વૃત્તાંતઃ લેખકના અભિનંદન સાથેઃ પાકું પુઠું, કીંમત સાડાત્રણ શિલિંગ, પણ તમને તો તે ભેટ તરીકે આપું છું."

× × × ×

મેલ યુનિવર્સિટીમાં ડી. એચ. લોરેન્સના સેંકડો હસ્તલિખિત પુસ્તકો પ્રદર્શનમાં મૂકવામાં આવ્યાં હતાં. તેમાં આત્મવૃત્તાંતની કેટલીક બાબતોનો તથા પાંચ સંપૂર્ણ નૉવેલોનો સમાવેશ થાય છે. આમાંનાં ઘણાંખરાં ટૂંક સમયમાં પ્રગટ થશે.

× × × ×

ડૉ. એ. જે. ક્રૉનિનની નવી નવલકથા ' ધી સીટેડલ ' ( The citadel ) ખપતમાં બધાં પુસ્તકોને હંફાવી દે છે. તે પુસ્તકની માગણી એટલી બધી કહેવાય છે કે પ્રકાશકો માંગને પહોંચી વળતા નથી. પુસ્તકની પહેલી આવૃત્તિની ૩૧,૦૦૦ નકલો જુલાઇની ૧૯મી તારીખે પ્રગટ થઇ હતી. તે ફક્ત ચાર દિવસમાં ખપી ગઈ. બીજી, ત્રીજી, અને ચોથી આવૃતિની દરેકની દશહજાર નકલો છપાઇ તેમ ખપી ગઇ. હવે પ્રકાશકો નવી આવૃત્તિ છપાવે છે.

× × × ×

બર્લિનની લાઇબ્રેરીમાં તાલપત્રી પર છાપેલું એક બાઇબલ છે. વેટિકન લાઇબ્રેરીના એક બાઇબલનું વજન પા ટન છે. ઑક્સફર્ડની બૉડેલિયન લાઇબ્રેરીમાં એક બાઇબલ એટલું નાનું છે કે તે એક અખરોટમાં સમાઇ જાય છે.

છોટાલાલ માનસિંગ કામદાર.

## ધુન

( રાગ : શ્રીમાન્ નારાયણ નારાયણ )

સુંદર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
પવિત્ર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
સાચું ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
એનું સેવન કરો તો છે મોક્ષાલય
સુંદર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા...લય
પવિત્ર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં...થા....લય
સાચું ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
એનો પ્રસાદ છે ભવ નારાયણ
સુંદર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
પવિત્ર ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય
સાચું ગ્રંથાલય ગ્રંથાલય ગ્રં....થા....લય

મુ. પોસ્ટઃ કોલીયાદ
તા. કરજણ

મે. ખુ. ગોહિલ
સભ્ય વડોદરા. વા. મંડળ



# થોડુંક જાણવા જેવું

**વલ્લભી લિપિનું તામ્રપત્ર:**—દક્ષિણ ગુજરાતના જાણીતા ઇતિહાસ-સંશોધક શ્રી મણીભાઇ દ્વિવેદી હાલમાં એક અગત્યનું તામ્રપત્ર મેળવી શક્યા છે. તે જુની વલ્લભી લિપિમાં છે. તે તામ્રપત્રના એક ખૂણા ઉપર મહોર છે. આ તામ્રપત્રથી તાપી કાંઠાના માંડવીના પુરાતની રાજ્ય અને આજુબાજુના ઇતિહાસ ઉપર જાણવા જેવો પ્રકાશ પડવા સંભવ છે. તે ૧૨૦૦ થી ૧૫૦૦ વર્ષ પૂર્વેનું મનાય છે. શ્રી મણીભાઇ તામ્રપત્ર અંગેની વિગતો ભેગી કરી રહ્યા છે.

* * * *

**'સંગીત અને નૃત્ય'નું કેન્દ્ર બનશે:**—શ્રી ઉદયશંકર 'સંગીત અને નૃત્ય' માટેનું એક કેન્દ્ર બનારસમાં ખોલવા ધારે છે. તેઓ ઇંગ્લેન્ડનો પ્રવાસ પૂરો કરી વસંત ઋતુમાં હિંદ આવશે.

* * * *

**સાહિત્ય પરિષદમાં વડા પ્રધાન:**—મધ્ય પ્રાંત સાહિત્ય પરિષદનું અધિવેશન ખુલ્લું મૂકતાં વડા પ્રધાન ડૉ. ખરેએ જાહેર કર્યું હતું કે જપ્ત થયેલાં પુસ્તકો પરથી પ્રતિબંધ ઉઠાવી લેવામાં આવે છે.

* * * *

**ઇટલીનાં વર્તમાનપત્રોની સ્વતંત્રતા:**—હિંદનાં વર્તમાનપત્રો કેટલી સ્વતંત્રતા ભોગવે છે તે આપણે જાણીએ છીએ, કારણ કોઇવાર કોઇ કોઇ પત્રોને ઠીક જામીનગીરીઓ આપવી પડે છે. પણ સરમુખત્યારી નીચેના દેશોમાં આથી વધુ સારી સ્થિતિ નથી. ઇટલી અને જર્મનીના પત્રકારિત્વને ત્યાંની રાજનીતિને સ્વેચ્છાએ કે અનિચ્છાએ પોષવી અને પ્રકાશવી પડે છે. જર્મનીમાં હિટલર વિરૂદ્ધ એક શબ્દ પણ છાપી શકાતો નથી. ઇટલીમાં સરમુખત્યારના શાસન પ્રમાણે જ પત્રોમાં હકીકત પ્રસિદ્ધ થાય છે, એમ આબિસીનીયા સાથેના વિગ્રહ વખતે ખાસ જણાઇ આવ્યું હતું. મુસોલીની સરમુખત્યાર થયો ત્યારે તેણે રાજ્યની નોકરીમાંથી બાવન વરસની ઉપરનાને નોકરી કરવા માટે નાલાયક ગણી નિવૃત્ત કર્યા હતા. મુસોલીની અત્યારે ૫૫ વરસનો છે. આ હકીકત લોકોના ખ્યાલ બહાર રહે તેથી છેલ્લાં ત્રણ ચાર વરસથી એક પણ પત્ર મુસોલીનીની જન્મતિથિ વિષે ઇશારો સરખો કરતો નથી, જો કે તે ગયા માસની તા. ૨૪ મીએ હતી. આ વર્તમાનપત્રની સ્વતંત્રતા હશે?

* * * *

**ભાષાવાર યુનિવર્સિટીઓની શક્યતા:**—આખરે દશ વર્ષ પછીની નિષ્ક્રિયતા પછી મુંબઇ યુનિવર્સિટીએ ભાષાવાર જુદી યુનિવર્સિટીઓની આવશ્યકતા સંબંધનો શ્રી. કે. ટી. શાહનો ઠરાવ પસાર કર્યો છે. તે જો હવે અમલમાં મૂકવા પ્રયત્ન કરવામાં આવે તો મુંબઇ યુનિવર્સિટીમાંથી ગુજરાત, મહારાષ્ટ્ર, સિંધ, અને કર્ણાટક એમ ચાર યુનિવર્સિટીઓ સહજ બની શકે તેમ છે. અને તેમ થતાં અત્યારની મુંબઇ યુનિવર્સિટી કે જે કોઇ પ્રકારનું કેળવણીની પુનર્રચનાનું કાર્ય કરવા માટે વધારે પડતી વિશાળ છે, તે કંઇ સુંદર અમલી કાર્ય કરી શકશે.

* * * *

ગવર્નરને વિનંતિ:—ભારતીય સંગીત સમિતિએ મુંબાઇના ગવર્નર ઉપર એક નિવેદન મોકલી મુંબાઇ યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં હિંદી સંગીતને દાખલ કરવા વિનંતિ કરી છે.

* * * *

હિંદના પ્રાંતોમાં કેળવણીના ટકા:—

| પ્રાંત | પુરુષ | સ્ત્રી | વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂ. |
|---|---|---|---|
| મદ્રાસ | ૯·૫ | ૩·૧ | ૨૯·૦૪ |
| મુંબઇ | ૯·૦૮ | ૨·૮૩ | ૨૯·૯૮ |
| બંગાળ | ૮·૩૦ | ૨·૪૨ | ૧૫·૫ |
| યુ. પી. | ૫·૩૦ | ૦·૭૨ | ૨૬·૭ |
| પંજાબ | ૮·૮૨ | ૧·૮૫ | ૨૫·૭ |
| બર્મા | ૯·૮૧ | ૩·૦૧ | ૪૨·૨ |
| બિહાર અને ઓરીસા | ૫·૧૫ | ·૬૭ | ૧૬·૭ |
| સી. પી. | ૫·૦૭ | ·૮૫ | ૨૩·૦૪ |
| આસામ | ૬·૮૮ | ૧·૫ | ૧૪·૩ |
| સરહદ પ્રાંત | ૫·૭ | ૧·૨ | ૩૫·૦૫ |

* * * *

વિવિધ દેશોનું કેળવણી પ્રમાણ:—

| દેશનું નામ | ટકા | દેશનું નામ | ટકા |
|---|---|---|---|
| ઇજીપ્ત | ૧૪·૩ | ગ્રીસ | ૫૬·૭ |
| કેનેડા | ૯૪·૯ | હંગેરી | ૮૭ |
| અમેરિકા | ૯૪ | ઇટલી | ૭૩·૨ |
| મેક્સીકો | ૩૫·૧ | લેટવીયા | ૮૧·૨ |
| સોવીયેટ રશિયા | ૫૨·૩ | લીથુઆનીયા | ૬૭·૩ |
| બેલ્જીઅમ | ૯૨·૫ | પોલાંડ | ૬૭·૩ |
| બલ્ગેરિયા | ૬૦·૩ | પોર્ટુગાલ | ૩૪·૮ |
| સ્પેઇન | ૫૭ | જાપાન | ૯૭·૫ |
| એસ્થોનીયા | ૮૯·૧ | ઈંગ્લેન્ડ | ૯૬·૩ |
| ફ્રાન્સ | ૯૪·૨ | હિંદ | ૯·૪ |

* * * *

બીહટા રેલ્વે અકસ્માતનું ચિત્રપટ:—પટણા નજીક હમણાં જે બીહટા સ્ટેશન રેલ્વે અકસ્માત થયો તેની ટોપીકલ ફિલ્મ અંગ્રેજી અને હિંદી લખાણમાં તૈયાર થઇ ગઇ છે અને તે હાલ દિલ્હીમાં બતાવવામાં આવે છે.

* * * *

પારીસ પ્રદર્શનમાં માર્ગદર્શક મનુષ્ય યંત્ર:—પારીસના પ્રદર્શનમાં ભોમીયા તરીકે મનુષ્ય યંત્ર મૂકવામાં આવેલ છે. એ મનુષ્ય જનતાને પ્રદર્શનનો માર્ગ બતાવે છે. મુલાકાત લેનારને જે વસ્તુ જોવી હોય તે નંબરનું બટન દાબતાં 'રોબોટ' યાને મનુષ્ય યંત્ર તરત બોલવા મંડે છે અને ઇચ્છિત સ્થાને શી રીતે જવાશે એ તરત જણાવે છે. આમાં ગાઇડ સાથે એવા પ્રકારની યોજના છે કે બટન દબાવતાં તરત જ તે અંગેની રેકર્ડ વાગે છે અને તે માર્ગદર્શન કરાવે છે અને તે સંબંધી માહિતી પણ આપે છે.

નાનાલાલ કે. પટેલ.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૩૬–૩૭ની સાલનો

# અહેવાલ

"**પુસ્તકાલયનો** લાભ થોડા અંગ્રેજી ભણેલાં જ લે એવી હદ (આંટ) ન રાખવી જોઇએ; પરંતુ તે લાભ વધારેમાં વધારે માણસો કેવી રીતે લઈ શકે એજ હેતુ સતત લક્ષમાં રાખવો જોઇએ. માતૃભાષાવાળા વિભાગ તરફ વધારે લક્ષ આપવું જોઇએ એ જ હેતુથી મેં આખા રાજ્ય માટે ગ્રામ પુસ્તકાલયોની યોજના ઘડાવી છે. એ યોજના પાર પાડવા માટે પ્રજાએ પોતાની શકિત અનુસાર પોતાનો હિસ્સો આપવાની જરૂર છે. મહેનત કર્યા વગર કોઇ પણ કામ બનતું નથી. સ્વાર્થ ત્યાગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી; પરંતુ હાલની પરિસ્થિતિને ગમે તેમ કરી પહોંચી વળવું જોઇએ. બીજા દેશોએ ભૂતકાળમાં એવી જ રીતે પરિસ્થિતિ સામે ધૈર્ય ધરેલું અને હજી ભવિષ્યમાં ઘણાને ધૈર્ય ધરવું પડશે. લોકોએ પોતે જ પોતાના સંજોગોમાંથી ઉંચા આવવું જોઇએ. એમણે જાણવું જોઇએ કે જ્ઞાન પ્રાપ્ત કરવાની ખૂબ અગત્ય છે, અને એ મોટામાં મોટી જરૂરીયાત છે. લોકોને પુસ્તકના વસ્તુ માટે પ્રેમ થવો જોઇએ, નહીં કે પુસ્તકની બાંધણી અને ચિત્રો માટે. ચોપડીઓ જીવનનો એક ભાગ છે એવું લોકો સમજતા થઇ જવા જોઇએ. ત્યારે જ પુસ્તકાલય એ ફકત શોભા માટે રાખેલી સંસ્થા નહિ, પણ જીવનના આધાર રૂપ સંસ્થા છે, એવો ખ્યાલ બંધાશે." —**શ્રીમંત મહારાજા સાહેબ.**

**સુજ્ઞ મહાશયો,**

પૂરા થયેલા સન ૧૯૩૬–૩૭ ના વર્ષનો રાજ્ય પુસ્તકાલય ( પરિષદ ) મંડળનો વિગતવાર અહેવાલ આપ સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

ઉદ્દભવ.

સન ૧૯૧૨ માં પ્રજાવત્સલ શ્રીમંત રાજપિતાએ જાહેર કરેલા ઉપરના વિચારોને મૂર્તિમંત કરી દેખાડવાની શુભ ઇચ્છા પુસ્તકાલય પ્રવૃત્તિના રસે રંગાયેલા કેટલાક કાર્યકર્તાઓને સન ૧૯૨૪–૨૫ માં જાગૃત થઈ. એને પરિણામે રાજ્ય સમસ્તની પહેલી પુસ્તકાલય પરિષદ ગણદેવી મુકામે સન ૧૯૨૫ ના એપ્રિલ માસમાં મળી. તેની સાથે જ આ મંડળ અસ્તિત્વમાં આવ્યું ગણી શકાય. એનું વ્યવસ્થિત બંધારણ સન ૧૯૩૦ માં પાટણ મુકામે મળેલી પાંચમી પરિષદે પસાર કર્યું છે, અને તે મુજબ હાલ તેનું કામ ચાલે છે.

**મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—**

ઉદ્દેશ.

(૧) રાજ્યના ચારે પ્રાંતોમાં વિખરાયલાં પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી ને તેમને સુવ્યવસ્થિત બનાવવાં (૨) પુસ્તકાલય વિહોણાં ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘડાવવામાં ખાતાને સહકાર આપવો ( ૩ ) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા સરકાર

અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો (૫) પુસ્તકાલય વિષયક સાહિત્ય પ્રસિદ્ધ કરવું (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો અને તપાસણીનું કામ કરવું.

પ્રાંત, મહાલ અને જૂથમંડળો.

૧ ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ અને જૂથમંડળો રચવામાં આવ્યાં છે. આ મંડળો રાજ્ય પુસ્તકાલય મંડળની સલાહ ને દોરવણી મુજબ પોતપોતાના ક્ષેત્રમાં યથાશકિત કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા, મહેસાણા અને નવસારી એ ત્રણ પ્રાંતમંડળોની વાર્ષિક સભાઓ મળી હતી, જેના અહેવાલ ' પુસ્તકાલય ' માસિકના ૧૯૩૬ ના સપ્ટેમ્બર ઑકટોબર અને નવેમ્બર માસના અંકોમાં પ્રસિદ્ધ થયેલા છે.

મહાલ મંડળો તથા જૂથમંડળો પણ બધા જ મહાલોમાં યોજાયાં છે. પણ તે બધાં હજી પૂરાં જાગતાં નથી બન્યાં. જેઓ જાગતાં છે અને જેમના તરફથી વાર્ષિક નિવેદનો પૂરા થયેલા વર્ષમાં મળ્યાં છે વા વાર્ષિક સભાઓ ભરાઇ છે તેવાં મહાલમંડળોનાં નામ નીચે પ્રમાણે છે :—

(૧) પેટલાદ (૨) પાદરા (૩) કરજણ (૪) ચાણસ્મા (૫) શિનોર (૬) સંખેડા (૭) સાવલી (૮) ભાદરણ (૯) વિસનગર (૧૦) ખેરાળુ (૧૧) સિદ્ધપુર (૧૨) કલોલ (૧૩) કડી (૧૪) પાટણ (૧૫) વિજાપુર (૧૬) ગણદેવી (૧૭) પલસાણા (૧૮) કામરેજ (૧૯) નવસારી (૨૦) મહુવા (૨૧) અમરેલી (૨૨) ધારી (૨૩) ઓખામંડળ (૨૪) ખાંભા (૨૫) રતનપુર.

ઇચ્છીશું કે એકવાર જાગતાં છતાં તંદ્રાવશ બનેલા તેમજ મૂળથી જ સુષુપ્તિ સેવતાં બીજાં મંડળો નવીન વર્ષ દરમ્યાન સજાગ બની પોતપોતાની ફરજો બજાવવા મંડી પડશે. પોતપોતાના વાર્ષિક અહેવાલ વર્ષ પૂરું થતાં જ મોકલી આપવાનો વહીવટ રાખવા મહાલ મંડળોના મંત્રી મહાશયોને આગ્રહયુક્ત ભલામણ કરીએ છીએ, કે જેથી વસ્તુતઃ જાગતાં ને કામ કરતાં મંડળોની ગણના પણ ઉંઘતાંની કોટીમાં થવાનો સંભવ ન રહે.

પરિષદ પ્રવૃત્તિ.

૨ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારૂં અને એકસરખું ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાંક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજુ કરવાના આશયથી ગણદેવીથી શરૂ થયેલી પરિષદ પ્રવૃત્તિને મંડળે જારી રાખી છે; એટલું જ નહિ, પણ સમસ્ત રાજ્યની પરિષદો ઉપરાંત પ્રાંત પરિષદો અને મહાલ પરિષદો ભરવાનું ધોરણ સન ૧૯૩૧ થી સ્વીકાર્યું છે. દર પાંચ વર્ષે રાજ્ય પરિષદ, ત્રણ વર્ષે પ્રાંત પરિષદ અને

બાકીના દર વર્ષે મહાલ પરિષદ ભરવાની નીતિ અખત્યાર કરી છે, ને તે પ્રવૃત્તિના પ્રચાર અને સંગઠનની દૃષ્ટિએ ઉપકારક નીવડેલી જણાય છે. અહેવાલનું વર્ષ પ્રાંત પરિષદો માટેનું હોઈ ઓખામંડળ સાથે પાંચે પ્રાંતોમાં વર્ષ દરમ્યાન પ્રાંતિક પરિષદો ભરાઈ હતી. તે ઉપરાંત ત્રણ મહાલોએ મહાલ પરિષદો પણ ભરી હતી.

વર્ષ દરમ્યાન ભરાયલી પ્રાંત અને મહાલ પરિષદોની હકીકત પરિશિષ્ટ ૪ તથા ૫ માં સામેલ રાખી છે.

**શિક્ષણ વર્ગો.**

૩ ઉપરોક્ત પ્રાંત, મહાલ અને જૂથમંડળોની પ્રવૃત્તિ ઉપરાંત રાજ્ય મંડળે સમગ્ર રાજ્ય માટે જે કેટલીક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી છે, તેમાંની એક શિક્ષણ વર્ગોની પ્રવૃત્તિ છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં સાચી સંગીનતા સાધવા માટે તાલીમ લીધેલા ગ્રંથપાલોની સંખ્યા વધારવાના આશયથી પ્રાંતવાર શિક્ષણ વર્ગો યોજવાની પ્રથા મંડળે, પુસ્તકાલય ખાતાની ફરમાશથી, સન ૧૯૩૧ થી આગ્રહપૂર્વક ચાલુ કરી છે. તે મુજબ અહેવાલના વર્ષ દરમ્યાન વડોદરા પ્રાંત માટે **વાઘોડીયા** મુકામે સન ૧૯૩૬ ના ડીસેમ્બર માસમાં અને મહેસાણા પ્રાંત માટે **પાટણ** મુકામે ગત ફેબ્રુઆરી માસમાં આ વર્ગો ભરવામાં આવ્યા હતા, અને તેનો લાભ અનુક્રમે ૪૯ અને ૩૯ ભાઈઓએ લીધો હતો. કુલ ૮૮ જણે વર્ગનો લાભ લીધો, જેમાં એક ભાઈ રાજ્ય બહારના હતા. નવસારી પ્રાંત માટે જાહેર થયેલો વર્ગ,- પૂરતી સંખ્યામાં ઉમેદવારો નહિ મળી આવવાથી ભરી શકાયો નહોતો; ત્યારે અમરેલી પ્રાંતના ઓખામંડળ સિવાયના બીજા બધા મુખ્ય મહાલોમાં એકેક વર્ગ ભરાઈ ચૂકેલો હોવાથી પુરા થયેલા વર્ષમાં એ પ્રાંત ખાતે વર્ગ ભરવાની યોજના રાખી નહોતી. શરૂ થયેલા નવીન વર્ષ દરમ્યાન તો ચારે પ્રાંતોમાં વર્ગો ભરવાની યોજના રહેશે.

શિક્ષણ વર્ગોને અંગે મંડળને નિવેદનના વર્ષે રૂ. ૧૮૪–૫–૯ નો ખર્ચ થયો છે. વર્ગમાં અપાતી તાલીમના પ્રતાપે ૩૪૬ પુસ્તકાલયોનું વર્ગીકરણ થઈ ગયું છે, અને બીજાં ઘણાંઓને તે કરી નાખવાનો ઉત્સાહ પ્રગટયો છે, જે આશા છે કે નવીન વર્ષ દરમ્યાન મૂર્ત સ્વરૂપ ધારણ કરશે.

**તપાસણી.**

૪ પુસ્તકાલય સંસ્થાઓનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે તેમની તપાસણી થતી રહેવાની, અને સ્થાનિક કાર્યકર્તાઓને પડતી ને નડતી મુશ્કેલીઓનું નિવારણ કરી યોગ્ય તે દોરવણી ને સમજૂત વખતોવખત આપતા રહેવાની જરૂર છે. આ કાર્યની જવાબદારી શ્રીમંત સરકારે મહાલશાળાધિકારીઓને શિર રાખી છે. તેમના એ કાર્યની પૂર્તિમાં પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા, ભોમીઆ ને સેવાભાવી શિક્ષકો જે જે મહાલે મળી આવે તે તે મહાલે તેઓને માનદ પ્રચારક તરીકે નીમ્યા છે. ઉપરાંત પુરા થયેલા વર્ષ દરમ્યાન વડોદરા અને મહેસાણા પ્રાંતોએ પોતપોતાના ક્ષેત્ર પૂરતા પગારદાર પ્રચારકો પણ રોકયા હતા. એવા બે પગારદાર તથા ૧૯ માનદ પ્રચારકોએ, તહેવારોની રજાનો સુખદ આરામ જતો કરીને,

કુલ ૪૧૬ ગામોની મુલાકાત નિવેદનના વર્ષ દરમ્યાન લીધી છે અને ત્યાંના પુસ્તકાલયોની તપાસણી, વ્યવસ્થા ને વર્ગીકરણને લગતી તમામ કામગીરી બજાવી છે. માનદ પ્રચારક ભાઇઓની આ નિઃસ્વાર્થ સેવા બદલ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની આ તક જતી નજ કરાય.

**નવીન પુસ્તકાલયો.**

૫ તપાસણી ઉપરાંત, નિવેદનના વર્ષમાં ૩૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાની ખાતાની યોજનાને બર લાવવાને પણ, પ્રચારકોએ પોતે જાતે ગામડાંમાં જઇ ખાસ પ્રયત્નો કરી, નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને સંપૂર્ણ સહાય આપી હતી. પરિણામે ૩૦ પૂરેપૂરાં નવીન પુસ્તકાલયો ઉઘાડી શકાયાં હતાં.

**પુસ્તકાલય પર્વણી.**

૬ કલ્યાણકર પુસ્તકાલય પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે દર વર્ષે વસંતપંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી તરીકે ઉજવવાનું ધોરણ છેલ્લાં ૭ વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. તે મુજબ એ મંગળ પર્વ દર વર્ષે અનેક સ્થળે ઉજવાય છે; અને સરઘસ, પુસ્તકવાચન, પુસ્તક-પ્રદર્શન, વાર્તાકથન, રમતગમત, સભા, સંમેલનો, સંભાષણો, સ્થાનિક પુસ્તકાલય સંસ્થાના કાર્ય ને હિસાબની રજુઆત, ભજનમંડળીઓ વગેરે વિવિધ કાર્યક્રમો રખાય છે. નિવેદનના વર્ષે આ પર્વણીદિન ચારે પ્રાંતોમાં ઘણે સ્થળે ઉજવાયો હતો. એમાંથી ચાળીસેક સ્થળોના અહેવાલ મંડળ તરફ આવેલા, તેનો સાર ' પુસ્તકાલય ' માસિકના સન ૧૯૩૭ ના માર્ચ તથા એપ્રિલના અંકોમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. રાજ્યના કેટલાક પ્રદેશોને હીમસંકટે હેરાન ન કર્યા હોત, તો હજી સેંકડો સ્થળોએ એ ઉત્સવ ઉજવાયો હોત. પ્રભુને પ્રાર્થીએ છીએ કે, આ નવીન વર્ષ પ્રમાણમાં આબાદ નીવડે ને પર્વણી ઉત્સવ પૂર ઉમંગે ઠેરઠેર ઉજવાય.

**શિષ્ટવાચન પ્રચાર.**

૭ જનતા શિષ્ટવાચન તરફ આકર્ષાય અને એકલા વાર્તાસાહિત્યને બદલે જીવનચરિત્ર કે જીવનવિકાસમાં ઉપયોગી થઇ પડે એવા અન્ય વિષયોના વાચન તરફ વળે એ સદ્હેતુથી મંડળે શિષ્ટવાચનની પરીક્ષાની યોજના છેલ્લાં આઠેક વર્ષથી હાથ ધરી છે. નિવેદનના વર્ષે પણ એ યોજના ચાલુ રખાઇ હતી, એટલું જ નહિ પણ તેનો સવિશેષ પ્રચાર કરવાની જહેમતભરી કોશિષ કરાઇ હતી. પરીક્ષા માટે ઠરેલાં પુસ્તકોની નકલો છૂટથી પૂરી પાડવાની ખાસ યોજના રખાઇ હતી. એના પરિણામે મંડળને કેટલીક વ્યાવહારિક અગવડ ઉપરાંત વિશેષ ખર્ચમાં પણ ઉતરવું પડયું છે; છતાં તેનું પરિણામ વર્ષ દરમ્યાન લેવાયલી બે પરીક્ષાઓના ઉમેદવારોની સંખ્યા જોતાં એકંદરે સંતોષકારક આવેલું લેખીએ છીએ.

નિવેદનના વર્ષ દરમ્યાન બે પરીક્ષાઓ લેવાઇ છે. ૧૧ મી પરીક્ષા બુકર ટી. વૉશિંગ્ટનના ચરિત્રની રખાઇ હતી, જેમાં ૬૧૭ ભાઇબ્હેનો બેઠાં હતાં ને ૩૯૫ ઉત્તીર્ણ થયાં હતાં; ત્યારે ૧૨મી પરીક્ષા માટે વડોદરા તથા નવસારી, અને મહેસાણા તથા અમરેલી એમ બે વિભાગ પાડી

'ફોરમ' તથા 'કિશોર ચરિત્રમાળા'ની ઉમદા જીવનપ્રસંગોની પોથીઓના સેટ વિભાગવાર વ્હેંચી નાખવાની યોજના રખાઇ હતી. અને એમ વિભાગો પાડી નાખવાની યોજનાને લીધે જ ૯૧૦ જેટલી જબ્બર સંખ્યાના ઉમેદવારોની ઉત્તર વહીઓ તપાસી, પરિણામ સવેળાએ જાહેર કરવાનું શક્ય બન્યું હતું. આ ૧૨ મી પરીક્ષામાં બંને વિભાગમાં મળીને કુલ ૫૯૯ ભાઇબ્હેનો ઉત્તીર્ણ થયાં હતાં.

આ યોજના અંગેની ઇનામ વ્હેંચણી ખાતે રૂ. ૨૦૦–૧૧–૦ નો ખર્ચ નિવેદનના વર્ષમાં થયો છે. રાજ્ય મંડળની આ યોજનાનું અનુકરણ કેટલાંક ઉત્સાહી મહાલ મંડળોએ પણ હવે કરવા માંડયું છે, એજ આ યોજનાની ઇષ્ટતા અને ઉપકારકતાની સાબીતી લેખાશે.

**વાચક મંડળ.**

૮ હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી, મંડળે "વડોદરા વાચક મંડળ"ની યોજના છેલ્લાં ચારેક વર્ષથી હાથ ધરી છે. તેમાં નોંધાયલા સભ્યોને મંડળ તરફથી નિયમો અને વાંચવાયોગ્ય પુસ્તકોની યાદીઓ મોકલી આપવામાં આવે છે. સભ્યે રોજ ૦॥ કલાક એ યાદીમાંના હરકોઇ યા તે સિવાયના પણ પોતાને સુલભ સારાં પુસ્તકોનું વાચન અને મનન નિયમિત રીતે કરતા રહી, તેની માસિક નોંધ મંડળના મંત્રી તરફ વડોદરા નિયમિત રીતે મોકલી આપવાની હોય છે. નિવેદનના વર્ષ દરમ્યાન નોંધાયલા ૩ નવીન સભ્યો સાથે કુલ ૪૭ સભ્યો અત્યાર સુધીમાં નોંધાયા છે. પણ તેમાં કેટલાકનો ઉત્સાહ કાલક્રમે મોળો પડી ગયેલો જણાય છે વા નોંધ મોકલવામાં કેટલાક પ્રમાદ સેવતા થયા છે. વર્ષ દરમ્યાન દશેક સભ્યો નિયમિત વાચનની નોંધ મોકલતા જણાયા છે, જે પૈકી ૨ પછાત કોમના છે. નોંધાયલા તમામ સભ્યોને ઠરેલા ધોરણ પ્રમાણે નિયમિત વાચન ચાલુ રાખી, તેની માસિક નોંધ બિનચૂક મંડળના મંત્રી તરફ મોકલતા રહેવાનો આગ્રહ કરીએ છીએ; એટલું જ નહિ પણ પોતાના ભાઇબંધ–દોસ્તદારોને તેમજ ગામના ઉત્સાહી વાચકોને આ લાભદાયી યોજનામાં દાખલ થવા પ્રેરવાની પણ ખાસ ભલામણ કરીએ છીએ.

**પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણ.**

૯ પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં સુલભ કરી આપવા ખાતર "પત્ર-વ્યવહાર દ્વારા પુ. શિક્ષણ"ની યોજના પણ મંડળે બેએક વર્ષથી હાથ ધરી છે; (યોજનાનો ઉદ્દેશ તથા નિયમો માટે જુઓ 'પુસ્તકાલય'નો ૧૯૩૪ નો જાનેવારી અંક પૃષ્ટ ૨૩ થી ૨૫). નોંધાયલા ૨૫ માંથી ટકી રહેલા ૧૮ જણની એની પહેલી ટુકડીનો અભ્યાસ હવે લગભગ પૂરો થઇ ગયો છે ને યોજનામાં જાહેર થયા પ્રમાણે તેમને પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા ચાલુ વર્ષે દિવાળી બાદ લેવાની ગોઠવણ રખાઇ ઉત્તીર્ણ થનારાઓને પ્રમાણપત્ર અપાશે. બીજી ટુકડીના ઉમેદવારોની અરજીઓ મંગાવાઇ છે, ને તેમનો અભ્યાસ તરતમાં જ શરૂ કરી દેવાની તૈયારી ચાલે છે.

૧૦ પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપકારક સાહિત્ય તૈયાર કરાવી પ્રકાશમાં મેલવું એ પણ મંડળનો એક ઉદ્દેશ હોઇ, તેની સિદ્ધિ અર્થે મંડળ પોતાથી બનતું અવરનવર કરતું રહે છે. ઇ. સ. ૧૯૩૨ માં મંડળે "બાલસાહિત્ય-સર્વસંગ્રહ" નામનું ઉપયોગી પ્રકાશન તૈયાર કરાવી પ્રગટ કરેલું. તેમાં સન ૧૯૩૧ સુધીનાં બાલપ્રકાશનોની માહિતી સંઘરવામાં આવી હતી. તે પછીનાં પાંચ વર્ષમાં પ્રકટ થયેલ બાલસાહિત્યની કક્કાવારી, લેખકવારી, પ્રકાશકવારી, વિષયવારી ને ધોરણવારી યાદીઓ ઉપરાંત કિશોર સાહિત્યની યાદી, તેમજ એ બધાં પુસ્તકોનો જરૂરજોગો પરિચય, બાલસાહિત્યના જાણીતા લેખક શ્રીયુત જીવરામ જોશી પાસે નિવેદનના વર્ષ દરમ્યાન તૈયાર કરાવ્યો છે. ને તે "બાલસાહિત્ય સર્વસંગ્રહ ભાગ ૨ જો" એ નામથી પ્રસિદ્ધ કરવાની ગોઠવણ રાખી છે.

**પ્રકાશન પ્રવૃત્તિ.**

૧૧ દૃશ્યચિત્ર શિક્ષણ દ્વારા જ્ઞાનપ્રચારની યોજના ફલિભૂત કરવા મંડળે પોતાની ફાજલ લવાજમની શિલકમાંથી પાંચેક વર્ષથી એક સીનેમા મશીન વસાવ્યું છે; પણ એને ફેરવવાનો અખતરો અનુભવે ખર્ચાળ જણાયાથી તથા એની સફળતા માટે સાધન સગવડની જોઇતી અનુકૂળતા ગામડાંઓમાં તત્કાલ ન મળી શકતી હોવાના કારણે એની વધુ અજમાયશ પડતી મેલવાનું અને કોઇ લેનાર મળે તો આવશ્યક ખોટ ખમીને પણ વેચી નાખવાનું ઠરાવી તેવી જાહેરાત, મંડળ તરફથી નિવેદનના વર્ષ દરમ્યાન પ્રસિદ્ધ કરવામાં આવેલી પણ યોગ્ય માગણીના અભાવે હજી તેનો નિકાલ થઇ શકયો નથી.

**સીનેમા.**

૧૨ ઉપરોક્ત પ્રાંતિક તથા માનદ પ્રચારકો ઉપરાંત, મંડળ તરફથી નીમાયલા પગારદાર રાજ્ય પુસ્તકાલય પ્રચારક ભાઇ વલ્લભભાઇની સેવા પણ અહેવાલના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. તેમણે નવીન પુસ્તકાલયો ઉઘાડવાના કામે, શિક્ષણવર્ગો તથા પ્રાંત અને મહાલ પરિષદોના કામે, તેમજ કેળવણી ખાતા તરફથી યોજાયલા ઓપવર્ગોને અંગે કુલ ૨૯ ગામોની ફેરણી ૫૪ દિવસમાં કરી છે. રાજ્ય પ્રચારકની ફેરણી પહેલાંના કરતાં હવે ઓછી થાય છે તેનું મુખ્ય કારણ, ગત વર્ષના નિવેદનમાં જણાવ્યા પ્રમાણે, મંડળના હિસાબ-કિતાબના કામની જવાબદારી તેમને માથે મૂકાઇ છે તે, તેમજ હેવાલના વર્ષ દરમ્યાન શિષ્ટવાચનની પરીક્ષાનો બહોળો પ્રચાર કરવા માટે પુસ્તકો છૂટથી પૂરાં પાડવાની ખાસ યોજનાની જવાબદારી પણ તેમને સોંપાઇ છે, તે છે; છતાં ઓફીસમાં રહીને આ બે જવાબદારીઓ સંભાળવા ઉપરાંત, આમ પુસ્તકાલયોનાં બજેટમંજુરોના કામે ખાતાને પૂરતો સહકાર આપવાની, નવીન પુસ્તકાલયોની ગંખ્યા પૂરી કરી આપવા માટે પ્રાંતો અને મહાલોના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરી બજેટો તથા રકમો મગાવી આપવાની, તેમજ જૂથ અને મહાલ મંડળોને જાગતાં કરવાની ફરજો બજાવી છે.

**રાજ્ય પ્રચારક.**

રાજ્ય પ્રચારકના પગાર અને ભથ્થા-ભાડા ખાતે રૂ. ૫૭૨-૧૨-૬ નો ખર્ચ અહેવાલના વર્ષે ઉધર્યો છે.

સહમંત્રી.

૧૩ સહમંત્રી તરીકે રૂ. ૫૫) પગારથી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીની સેવા પણ ચાલુ રખાઇ છે. નિવેદનના વર્ષમાં એમણે શિષ્ટ-વાચનની પરીક્ષાઓ અંગેનું-પરીક્ષાની જાહેરાતથી માંડીને તે અરજીઓ મંગાવવી, પ્રશ્નપત્રો કાઢી છપાવી પહોંચતા કરવા તથા ઉત્તરપત્રો તપાસી પરિણામ પ્રસિદ્ધ કરવા લગીનું તમામ કામ; વાચક મંડળ અંગે સભ્યો નોંધવાનું, તેમને નિયમો અને યાદીઓ મોકલી આપવાનું, માસિક નોંધો આવે તે તપાસી ઘટિત સૂચના કરવા ઉપરાંત એને લગતો જરૂરી પત્રવ્યવહાર કરવાનું તથા પત્રવ્યવહાર દ્વારા પુ. શિક્ષણની યોજનાને અંગે અભ્યાસપાઠ અને પ્રશ્નાવલિઓ તૈયાર કરી, સભ્યોને મોકલી આપવાનું તથા એમના તરફથી આવતા ઉત્તરો તપાસી તેમાં સુધારા વધારા સૂચવવા અને આવશ્યક સમજૂત સાથે ખુલાસા લખી મોકલવા વગેરેનું તમામ કામકાજ અને તદંગેનો પત્રવ્યવહાર ચલાવવા ઉપરાંત ઉપરોક્ત બધા જ શિક્ષણવર્ગોમાં હાજર રહી વર્ગીકરણ પદ્ધતિઓનું સક્રિય શિક્ષણ આપવાની કામગીરી બજાવી છે. વળી, પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબની સાથે રહી "પુરુષ શિક્ષણ પદ્ધતિ પાઠશાળા"ના વિદ્યાર્થીઓને પુસ્તકાલય વિષયક વ્યાખ્યાનો આપવાનું કામ તથા વડોદરા મહાલ પરિષદમાં હાજર રહી કાર્યવાહીને દોરવાનું તથા તેના કામકાજની નોંધ લઇ પ્રસિદ્ધ કરવાનું કામ કર્યું છે. સહમંત્રીની બહારગામની કામગીરી કુલ ૧૯ દિવસની થઇ છે. સહમંત્રીના પગાર અને પ્રવાસ ખર્ચ ખાતે રૂ. ૬૬૦-૧૫-૦નો ખર્ચ થયો છે.

માનદ મંત્રીઓ.

૧૪ ગત વર્ષથી મુખ્ય માનદ મંત્રીના પદે નીમાયલા શ્રીયુત મોતીભાઇ ન. અમીનની સેવા પણ નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. મંડળની સક્રિય દોરવણી ઉપરાંત એમણે વડોદરા, મહેસાણા અને નવસારીની પ્રાંતિક પરિષદોમાં હાજર રહી, પોતાના બહોળા અનુભવનો લાભ પ્રવૃત્તિના કાર્યકરો ને સૂત્રધારોને આપવાની, તથા ખાતા સાથે સુખદ સમાધાન કરાવી આપવાની કિંમતી કામગીરી બજાવી હતી.

મંડળના બીજા માનદ મંત્રી શ્રીયુત મણિલાલ મં. કાશીવાળાની સેવા પણ મંડળના પ્રારંભકાળથી આજ પર્યંત ચાલુ રહી છે. વર્ષ દરમ્યાન તેમણે વડોદરા, મહેસાણા ને નવસારી પ્રાંતની પ્રાંત પરિષદોમાં ભાગ લેવા અંગે, વડોદરા અને મહેસાણા પ્રાંતોના શિક્ષણ-વર્ગોમાં તથા કોસંબાના ઓપવર્ગમાં શિક્ષણ આપવાના કામે તથા બીજી આવશ્યક પ્રવૃત્તિઓને અંગે કુલ ૨૦ દિવસની કામગીરી બજાવી છે. શ્રી. કાશીવાળાના પ્રવાસખર્ચ ખાતે રૂ. ૩૧-૧૩-૯નો ખર્ચ થયો છે.

પ્રમુખપદ.

૧૫ મંડળની કારોબારી સમિતિના પ્રમુખ તરીકે, સમાજહિતનાં કાર્યોમાં ઘણો ઉત્સાહ ધરાવનાર વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ સાહેબની સેવા નિવેદનના વર્ષ દરમ્યાન ચાલુ રહી છે. ખાતા સામેનો પ્રવૃત્તિના જાહેર કાર્યકર્તાઓનો અસંતોષ દૂર કરનાર એ સુખદ સમાધાન એમની પ્રેરણાવંતી સલાહ ને સહાયને

જ આભારી છે. ઉપરાંત સાવલી તાલુકાના ડેસર ગામના પુસ્તકાલયના મકાનના ગુંચવાયલા પ્રશ્નનો સંતોષકારક ઉકેલ, રિપોર્ટવાળા વર્ષ દરમ્યાન, આવી શકયો તે પણ તેમની જ મદદને આભારી છે.

**રાજ્યાશ્રય અને પ્રાંત પંચાયતોની મદદ.**

૧૬. મંડળના ઉદ્દેશને માન્ય રાખી તેની સિદ્ધિ અર્થે વાર્ષિક રૂ. ૧૦૦૦)ની મદદ આપવાના શ્રીમંત સરકારે સન ૧૯૨૯–૩૦ની સાલમાં શરૂ કરેલા ધોરણને તે પછી વખતોવખત નવેસર બહાલી મળતી રહી છે. સન ૧૯૩૪–૩૫થી એ ધોરણને પાંચ વર્ષ માટે એકસટ બહાલી મળેલી છે. તે મુજબ નિવેદનના વર્ષે રૂ. ૧૦૦૦)ની મદદ શ્રીમંત સરકાર તરફથી મળી છે. ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી, પંચાયત પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. આ બદલ શ્રીમંત સરકાર તેમજ પ્રાંત પંચાયતોનો સહૃદય અહેશાન માનીએ છીએ.

**મંડળના સભ્યો, કાર્ય પદ્ધતિ અને હિસાબ.**

૧૭ રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલના વર્ષે ૧૨૨૯ હતી. તેમાંથી મોટા ભાગની સંસ્થાઓ બંધારણમાં ઠરેલી ફી ભરીને મંડળના સભ્યતરીકે ચાલુ રહી છે. રાજ્ય પરિષદની છેલ્લી બેઠકમાં મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૪=૨૦ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું છે, જેમનાં નામ પરિશિષ્ટ ૩ માં છાપ્યાં છે.

રાજ્ય પુસ્તકાલય મંડળનું કાર્ય દર વર્ષે બંધારણને અનુસરીને ચલાવી શકાય એ માટે વ્યવસ્થાપક મંડળની સભાઓ વખતોવખત ભરવી જોઇએ, પણ એના સભ્યો આખા રાજ્યમાંથી ચૂંટાયલા અને પોતપોતાના વ્યવસાયોમાં રોકાયલા હોવાથી વખતોવખત ભથ્થા ભાડાનો ખર્ચ કરી, અને કિંમતી વખતનો ભોગ આપી બધા સભ્યોની સભા બોલાવવાનું ઉચિત નહિ લાગતું હોવાથી વડોદરા પ્રાંતમાંથી ચૂંટાઇ આવેલા સભ્યો સાથે માનદ મંત્રીઓ વખતોવખત મળતા રહી રાજ્ય પુસ્તકાલય મંડળ માટેના કાર્યની ચર્ચા કરી તે પર દરેક સભાસદના અભિપ્રાય ટપાલ દ્વારા મેળવી બજેટ મંજૂર કરાવી લઇને બજેટની હદમાં રહી કામ કરવામાં આવે છે.

ઑડીટ થયેલો મંડળનો ઉપજ ખર્ચનો વિગતવાર હિસાબ તથા પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યાનો કોઠો પરિશિષ્ટ ૧–૨ માં સામેલ છે.

**ઑફીસ ખર્ચ. કિરાયામાં વધેલી જરૂરી.**

૧૮ પુસ્તકાલય ખાતાની ઇચ્છા અને અનુમતિથી રાજ્ય પુસ્તકાલય મંડળની ઑફીસ અત્યાર લગી પુસ્તકાલય ખાતાના મકાનમાં બેસતી હતી, તે નિવેદનના વર્ષથી ખસેડવાનું પ્રાપ્ત થતાં મકાનભાડા અને નોકરપગાર પૂરતી બજેટ ઉપરાંતના ખર્ચની રકમો આ વર્ષના હવેથી દરેક વર્ષના બજેટમાં આને માટે સવડ રાખવો જોઇશે.

૧૯ આ મંડળને વખતોવખત જોઇતાં સગવડ અને સહાય આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી વર્ગનો, મંડળના રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે રાજ્ય તરફની મદદ ચાલુ રાખવા બદલ નામદાર મંત્રી મંડળનો, અને પંચાયત પક્ષની મદદ આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, શિક્ષણવર્ગમાં તેમ પરિષદોમાં હાજરી આપવા પૂરતી શિક્ષકોની કામગીરી ગણવા માટે મંજુરી આપવા બદલ મે. રા. રા. રાજ્ય વિદ્યાધિકારી સાહેબનો અને સભાસદ સંસ્થાઓનાં લવાજમ વસુલ કરી આપવા બદલ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**આભાર પ્રદર્શન.**

વડોદરા,
તા. ૧૦-૧૦-૩૭

મોતીભાઇ ન. અમીન.
મણિલાલ મં. કાશીવાળા.
માનદ મંત્રીઓ.

## પરિશિષ્ટ ૧ લું

### તા. ૧લી ઑગસ્ટ ૧૯૩૬ થી જુલાઇ ૧૯૩૭ સુધીનો આવક જાવકનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૩૭૧-૦-૦ | સાર્વજનિક પુસ્તકાલયો તરફથી લવાજમ અને મદદના | ૬૬૦-૧૫-૦ | સહમંત્રીના પગાર-પ્રવાસ |
| ૧૦૦૦-૦-૦ | સરકાર મદદના | ૫૩૨-૧૨-૬ | પ્રચારકના પગાર તથા ભથ્થા-ભાડાના |
| ૧૦૦૦-૦-૦ | પ્રાંત પંચાયતોની મદદના | ૯૨- ૮-૦ | છપામણી ખર્ચના |
| | | ૨૦૦-૧૧-૦ | શિષ્ટવાચનની પરીક્ષાઓનાં ઇનામના |
| ૩૩૭૧-૦-૦ | | ૧૮૪- ૫-૯ | શિક્ષણવર્ગો ખાતે થયેલા ખર્ચના |
| | | ૧૫૯- ૭-૦ | પોસ્ટ તથા કંટીજંટના |
| | | ૧૨૩૩-૧૨-૦ | મહાલ અને પ્રાંત મંડળોને ફાળવણીના |
| | | ૩૧-૧૩-૯ | મંત્રી અને કાર્યવાહકોના મુસાફરી ખર્ચના |
| | | ૪-૧૧-૬ | સીનેમા ખર્ચના |
| | | ૬૨- ૦-૦ | મકાનભાડાના |
| | | ૨૦-૧૦-૯ | નોકર ખર્ચના |
| | | ૩૧૮૩-૧૧-૩ | |
| | | ૧૮૭- ૪-૯ | સાલ આખર વધારો |
| | | ૩૩૭૧- ૦-૦ | |

## સન ૩૬–૩૭ આખરનું સરવૈયું

**જ**

૪૧૪૩– ૬–૭ રાજ્ય પુસ્તકાલય મંડળની શિલક
 ૩૯૨૧-૧૫-૪ સન ૩૫–૩૬ આખરની શિલક
 ૩૪–૨–૬ સન ૩૬–૩૭માં મળેલું વ્યાજ
 ૧૮૭–૪–૯ સન ૩૬–૩૭ આખરનો વધારો

૪૧૪૩–૬–૭

૧૦૯૨–૧૧–૪ અન્ય જમા રકમો
 ૪૭૧–૧૨–૧૦ સીનેમા ખરીદ ખાતેની વધેલી રકમ
 ૫૮૪– ૮–૬ વડોદરા પ્રાંત મંડળના જમે
 ૨૨– ૮–૦ શ્રી સયાજીરાવ ગાયકવાડ ટ્રસ્ટ-ફંડના વ્યાજના
 ૧૩–૧૪–૦ શ્રી દત્તસ્મારક ફંડના વ્યાજના

૧૦૯૨–૧૧–૪

૫૨૩૬–૧–૧૧

**ઉ**

૯૨–૨–૦ શિલકી સામાન ખાતે
૩૫૨-૧૩-૩ પુસ્તક પ્રકાશન ખાતે
 ૧૭૨-૧૩-૩ બાલ સાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૧ લાના
 ૧૮૦–૦–૦ બાલસાહિત્ય સર્વ સંગ્રહ ભા. ૨જાના

૩૫૨–૧૩–૩

૨૨૬–૪–૯ શિષ્ટવાચનની પરીક્ષાનાં પુસ્તકો ખાતે
 ૭૬-૧૪-૩ બુકરટી વૉશિ. નાં પુસ્તકો ખાતે
 ૧૪૯–૬–૬ ફેરમ કીશોરનાં પુસ્તકો ખાતે

૨૨૬–૪–૯

૫૧–૩–૬ લહેણા ખાતે
 ૨૦–૦–૦ પ્રચારક પાસે પ્રવાસ સારૂ અનામત
 ૨૫-૧૪-૦ માનદ મંત્રી પાસે પ્રવાસ સારૂ અનામત
 ૨–૪–૦ સુરત સેવા મંડળ
 ૩–૧–૬ ઓખામંડળ મ. પુ. મંડળ

૫૧–૩–૬

૪૫૧૩-૧૦-૫ રોકડ શિલક
 ૧૨૨૯–૫–૨ બરોડા બેંકના ચાલુ ખાતામાં
 ૩૨૦૯-૧૧-૬ બરોડા બેંકના સેવિંગ ખાતામાં
 ૭૪–૯–૯ રોકડ શિલક હાથ ઉપર

૪૫૧૩-૧૦-૫

૫૨૩૬–૧–૧૧

## પરિશિષ્ટ ૨ જું

### આજીવન સભ્યો

(૧) રા. બ. શ્રી. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ.

(૨) શ્રી. મોતીભાઇ નરસિંહભાઇ અમીન.

પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા :—

| | વડોદરા પ્રાંત | | મહેસાણા પ્રાંત | | નવસારી પ્રાંત | | અમરેલી પ્રાંત | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર | પુ. ની સંખ્યા | લવાજમ આપનાર |
| પ્રાંત પુ. | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા પુ. | ૧૭ | ૧૫ | ૧૪ | ૧૪ | ૬ | ૬ | ૫ | ૫ |
| ગ્રા. પુ. બા. પુ. મ. પુ. ક. વા. | ૪૬૧ | ૨૯૫ | ૩૮૮ | ૨૩૧ | ૧૮૦ | ૧૧૪ | ૧૧૩ | ૬૩ |
| | ૪૭૮ | ૩૧૦ | ૪૦૩ | ૨૪૬ | ૧૮૭ | ૧૨૧ | ૧૧૯ | ૬૯ |

કુલ:—ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૩; કસ્બા પુસ્તકાલય ૪૨; મહિલા પુસ્તકાલય ૧૪, બાલ પુસ્તકાલય ૧૦; ગ્રામ પુસ્તકાલય ૧૧૦૦ અને કસ્બા વાચનાલય ૧૮ મળી કુલ ૧૧૮૭ માંથી લવાજમ આપનાર પુસ્તકાલયોની કુલ સંખ્યા ૭૪૬.

## પરિશિષ્ટ ૩ જું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ

રાવ બહાદુર શ્રી. ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઈ, વડોદરા

માનદ મંત્રીઓ

શ્રી. મોતીભાઈ નરસિંહભાઈ અમીન, વસો.

શ્રી. મણિલાલ મં. કાશીવાળા, વાઘોડિયા.

હિસાબ તપાસનીશ

શ્રી. ભાઈલાલભાઈ ખુશાલભાઈ પટેલ, વડોદરા.

સભાસદો

૧ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર

૨ શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ શેઠ, વિસનગર

૩ શ્રી. મણિલાલ માધવલાલ દવે, પાટણ

૪ શ્રી. બાપુલાલ વિઠ્ઠલરાય ગામી, કડી

૫ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા

૬ શ્રી. કલ્યાણરાય નથ્થુભાઇ જોશી, વિસનગર

૭ શ્રી. બાપારાય બળવંતરાય મજમુદાર, મહે.
૮ શ્રી. કાવસજી એદલજી ગણદેવીઆ, ગણદેવી
૯ શ્રી. કનૈયાલાલ જમનાદાસ મજમુદાર, નવ.
૧૦ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, નવસારી
૧૧ શ્રી. રંગીલદાસ મ. કાપડીયા, ગણદેવી
૧૨ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૧૩ શ્રી. ચુનીલાલ પુરુષોતમદાસ શાહ, વડોદરા
૧૪ શ્રી. ચીમનભાઇ હ. અમીન, વરણામા
૧૫ શ્રી. જનકલાલ કુંદનલાલ યાજ્ઞિક, પેટલાદ
૧૬ શ્રી. જયવતી બહેન નરહરીલાલ દેસાઇ, વડો.
૧૭ શ્રી. પ્રતાપરાય ગી. મહેતા, અમરેલી
૧૮ શ્રી. રામજીભાઇ હંસરાજ, અમરેલી

## પરિશિષ્ટ ૪ થું

### પ્રાંત પરિષદોની હકીકત

| ક્યા પ્રાંતની કઇ પરિષદ, | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| વડોદરા પ્રાંત ૪ થી પરિષદ | ૨૦-૨૧ / ૧૨·૩૬ | વાઘોડીઆ | રા. બ. શ્રી. ગોવિંદભાઇ દેસાઇ. |
| મહેસાણા પ્રાંત ૩ જી પરિષદ | ૨-૩ / ૧·૩૭ | બહુચરાજી | શ્રી. નાયંપલ્લી સાહેબ, સુબા મહેસાણા પ્રાંત. |
| નવસારી પ્રાંત ૩ જી પરિષદ | ૨૩-૨૪ / ૧·૩૭ | ઓરણા | શ્રી. નંદનાથ કે. દીક્ષિત. માજી રાજ્ય વિદ્યા. (બરોડાસ્ટેટ) |
| અમરેલી પ્રાંત ૨ જી પરિષદ | ૮-૯ / ૫·૩૭ | અમરેલી | શ્રી. ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ અમદાવાદવાળા |
| ઓખામંડળ પ્રાંત ૧ લી પરિષદ | ૧૦-૧૧-૩૬ | દ્વારકા | શ્રી. ગીરધરલાલ ડી. મહેતા, જામનગર દ્વારકા રેલ્વે મેનેજર. |

## પરિશિષ્ટ ૫ મું

### મહાલ પરિષદોની હકીકત

(વડોદરા પ્રાંત)

| ક્યા મહાલની કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| વડોદરા મહાલ ૧ લી પરિષદ | ૧-૧૧-૩૬ | છાણી | શ્રી. ઉલટશંકર મ. હાથી પ્રાંત શાળાધિકારી વડોદરા. |
| પેટલાદ મહાલ ૩ જી પરિષદ | ૧૩-૧૨-૩૬ | ભોગરી | શ્રી. ગોકળદાસ મ. શાહ માજી પ્રિન્સીપાલ મે. ટ્રે. કોલેજ, વડોદરા |

(મહેસાણા પ્રાંત)

| | | | |
|---|---|---|---|
| વિસનગર મહાલ ૩ જી પરિષદ | ૧-૧૧-૩૬ | વાલમ | શ્રી. રામરાય મોતીલાલ દેસાઇ, વહીવટદાર, વિસનગર મહાલ |

# પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ

[ સપ્ટેમ્બર અંકના પૃ. ૫૭૦ થી ચાલુ ]

૨. વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા તા. ૧૨-૯-૩૭ ને વાર રવિના રોજ બપોરના બે વાગે પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મકાનમાં શ્રી જયવતી બ્હેન દેસાઈના પ્રમુખપણા નીચે ભરવામાં આવી, જેમાં જુદાં જુદાં સ્થળોના નીચેના સભ્યો હાજર હતા:

(૧) શ્રી જયવતી બ્હેન દેસાઇ (૨) શ્રી ચીમનભાઈ હ. અમીન (૩) શ્રી નટવરલાલ ગી. શાહ શિનોર (૪) શ્રી કચુલાલ ચુ. શાહ સંખેડા (૫) શ્રી હીરાલાલ ગંગાદાસ શાહ, સિહોલ (૬) શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા, પાદરા (૭) શ્રી. છબાભાઇ મથુરભાઇ, કરજણ (૮) શ્રી. મંગળભાઇ જેસંગભાઇ પટેલ, કરજણ (૯) શ્રી. મોતીભાઇ ગોવિંદભાઈ પટેલ, ગવાસદ (૧૦) શ્રી. પુરુષોતમ નાથાભાઇ મોટા ફોફાળીઆ (૧૧) શ્રી. ભાઇલાલભાઇ કીશોરભાઈ, રણોલી (૧૨) શ્રી. જવેરભાઇ ખુ. પટેલ, ડભોઇ.

પ્રાંત મંડળના આ સભ્યો ઉપરાંત આ વર્ષની સભામાં રાજ્ય પુ. મંડળના માનદ મંત્રી શ્રી. મોતીભાઇ ન. અમીન સાહેબ, તથા 'પુસ્તકાલય' માસિકના તંત્રી શ્રી. નાનાભાઇ ચં. દીવાનજી તથા શ્રી. નાજુકલાલ નં. ચોકસી, અને રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૃ. પટેલ પણ હાજર રહ્યા હતા.

શરૂઆતમાં પ્રાંત મંડળના મંત્રી શ્રી. ચીમનભાઇએ ગત વર્ષનું નિવેદન તથા હિસાબ વાંચી સંભળાવ્યાં અને તે સર્વાનુમતે મંજુર થતાં નીચે પ્રમાણેના બીજા ૪ ઠરાવો પસાર કરવામાં આવ્યા :—

**(૧) સન ૧૯૩૭-૩૮ માટે નીચે પ્રમાણેનું વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવ્યું.**

પ્રમુખ : શ્રી જયવતીબેન ન. દેસાઇ **મંત્રી** : શ્રી. ચીમનભાઈ હ. અમીન.

સભ્યો : શ્રી. મંગળભાઇ જેસંગભાઇ પટેલ મંત્રી, મ. પુ. મં. કરજણ; શ્રી કચુલાલ ચુનીલાલ શાહ મંત્રી મ. પુ. મં. સંખેડા; શ્રી વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા, પ્રતિનિધિ મ. પુ. મં. પાદરા; શ્રી. રામભાઇ કા. પટેલ, (વસો) પ્રતિનિધિ મ. પુ. મં. પેટલાદ; શ્રી. રાવજીભાઇ ના. અમીન (છાણી) પ્રતિનિધિ, મ. પુ. મં. વડોદરા.

( આ સિવાય રા. પુ. મં. ના વ્ય. મં. ના નીચેના સભ્યો બંધારણ પ્રમાણે આવી શકે છે તે )

શ્રી. રા. બ. ગોવિંદભાઇ હા. દેસાઇ; શ્રી. મોતીભાઇ ન. અમીન; શ્રી. મણીલાલ મં. કાશીવાળા; શ્રી. નટવરલાલ ગી. શાહ; શ્રી ચુનીલાલ પુ. શાહ.

**(૨) સન ૩૭-૩૮ માટે નીચે પ્રમાણેનું અંદાજ પત્ર મંજુર કરવામાં આવ્યું :—**

રૂ. ૨૫૫-૦-૦ પ્રચારકના પગારના માસ ૮ ના રૂ. ૩૦ પ્રમાણે.
રૂ. ૧૫-૦-૦ મંત્રીના મુસાફરી ખર્ચ ખાતે.
રૂ. ૨૫-૦-૦ પોસ્ટેજ, છપામણી, કંટીજંટ વગેરે.

૨૯૫-૦-૦

**૩. દરેક મહાલ મંડળે મહાલ પરિષદ ભરવા અને પોતાનાં મહાલનાં વાચનાલયો ચાલુ રાખવા બાબત.**

" દરેક મહાલ મંડળે નવા વર્ષમાં મહાલ પુસ્તકાલય પરિષદ ભરવા અને પોતાના મહાલમાં શાળાવાળાં જે ગામોએ પુસ્તકાલય નથી તેવાં ગામોએ બની શકે તો પુસ્તકાલયો ખોલવા અને તે ન બને તો છેવટે વાચનાલયો તો ચાલુ રાખવાની તજવીજ કરવા આ સભા દરેક મહાલ મંડળને ભલામણ કરે છે.

**૪. મહાલ મંડળોની ફાળવણી બાબત**

ગયા વર્ષની મહાલ મંડળોની ફાળવણીની રકમ નહિ વ્હેંચતાં પ્રચારક રાખવામાં ખર્ચવી; છતાં જે મહાલ મંડળોના હિસાબ અને કાર્યક્રમ આવે એમને જરૂરી ખર્ચમાં પોતાની પાસેની ફાળવણી પૈકીની શિલક ખૂટે તેમ હોય તો તેટલાજ પૂરતી રકમ આપવી.

**શ્રી અમીન સાહેબનું પ્રેરક ભાષણ**

ઠરાવો બાદ શ્રી. મોતીભાઈ ન. અમીને પ્રેરણાજનક વિવેચન કરતાં જણાવ્યું હતું કે ગામડાંમાં થોડો વખત આવીને કામ કરનાર મળે તો ઘણું કાર્ય થઈ શકે, અને ગામના ત્રાસ પણ ઘણા ઓછા થાય. મોટાં ગામોમાં તો કામ કરનાર હોય છે પણ નાનાં પછાત ગામોનું શું ? સરકાર મદદ આપવાની બંધ કરી દે ત્યારે નાનાં પુસ્તકાલય તુરત બંધ ન થાય અને ઘોર અજ્ઞાનતા ન ફરી વળે એ તરફ પણ કાર્યકર્તાઓએ ધ્યાન આપવાનું છે. એટલા માટે એવાંને સબળ બનાવવા પ્રયત્ન કરવાનો છે. નાના ગામમાંય પુસ્તકો હશે તો ઉપયોગ થશે. આજે ભલે શિક્ષક અને વિદ્યાર્થીઓ વાંચે અને બીજાંને સમજ આપે. એક પણ ગામ વાચનના સાધન વિનાનું ન રહેવું જોઇએ. પ્રધાનની બૈરી ઘર આગળ નોકરો હોવા છતાં પાણી ભરે એ વાત ગામડાંએ જાણવી જોઇએ. આર્થિક, નૈતિક વગેરે સર્વ જાતની ઉન્નતિ સાધવા માટે જ્ઞાનપ્રચારની ખાસ જરૂર છે. શાળાની સફળતા પુસ્તકાલય પ્રવૃતિ પર જ છે. દરેક ગામે પરબડી અને દવાખાનું હોય તેમ જ્ઞાનપરબ-પુસ્તકાલય હોવું જોઇએ. ગરીબમાં ગરીબ ગામડાંને પણ જ્ઞાનપરબડીનો લાભ મેળવી આપવા સારૂ આવશ્યક લોકમદદ માટે ભાવનાશાળી ધનિકો પાસેથી મદદ મેળવો. સાધારણ મદદ તો શિક્ષકો પણ આપી શકે. અજ્ઞાન હોય તે ગામમાં મુખી યા તલાટી રાજા બની બેસે છે. સ્ત્રીઓમાં પણ પ્રચાર કરવો જોઇએ. રાજ્ય પુસ્તકાલય મંડળથી પ્રાંત મહાલ, જુથ અને ગામોનો સંચો ગોઠવાયો છે. એ સૌએ જાગૃત રહી કામ કરતા થઇ જવું જોઇએ. સૌએ પોતાની જાતની સાથે પાડોશીની પણ દરકાર રાખતાં થવું જોઈએ. દરેક કાર્યમાં માત્ર અમલદાર પર આધાર રખાય નહિ. સતત કાર્યથી ગામડાંની અજ્ઞાનતા ફીટાડાશે; ને ત્યારે જ દેશ સુખી થશે. બ્રિટિશમાં પણ નવું પ્રધાનમંડળ પુસ્તકાલય પ્રવૃત્તિને ખાસ અગત્ય આપે એમ આપણે સૌ ઇચ્છીએ.

છેવટે શ્રી. ચીમનભાઇએ પ્રમુખ શ્રી તેમજ સર્વનો આભાર માન્યા બાદ સભા વિસર્જન થઇ હતી.

૩. **મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની** વાર્ષિક સભા તા. ૧૯–૯–૩૭ના રોજ બપોરે બે વાગે મહેસાણા મુકામે શ્રી છ. પી. સાર્વ. પુસ્તકાલયના મેડા ઉપર, ચાણસ્મા મહાલ પુ. મંડળના મંત્રી તથા એ જ મહાલના શાળાધિકારી શ્રીયુત દુર્ગાશંકર ક. દવેના પ્રમુખપદે મળી હતી. તેમાં નીચેના સભ્યો હાજર હતા:—(૧) અલીભાઈ પુંજાભાઈ અજમેરી, મહેસાણા (૨) જાદવલાલ અમૃતલાલ રાવળ, મહેસાણા (૩) મનોરભાઇ દયારામ પટેલ, પાટણ (૪) મૂળશંકર નથુરામ જોશી, વિજાપુર (૫) ઉમીયાશંકર લ. દવે, વિસનગર (૬) જેસંગભાઇ ભૂપતભાઇ પટેલ, દેણપ (૭) નાથાલાલ બાપુભાઇ બ્રહ્મભટ્ટ, કલોલ (૮) મણિશંકર મહીધરરામ જોશી, હારીજ (૯) નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ચાણસ્મા (૧૦) ખીમજીભાઈ ટીડાભાઇ ઠાકર, સિદ્ધપુર (૧૧) શંકરલાલ જદુરામ વ્યાસ, ખેરાળુ (૧૨) વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ, વડનગર (૧૩) જેઠાભાઈ લાલદાસ પટેલ.

ઉપરાંત, આ સભામાં ભાગ લેવાને વડોદરેથી રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી મોતીભાઇ અમીન અને રાજ્ય પ્રચારક શ્રી વલ્લભભાઇ હાજર રહ્યા હતા.

ચાલેલા કામકાજમાં પ્રમુખની ચુંટણીનો, તથા મંત્રીએ રજુ કરેલા વાર્ષિક હેવાલ તથા હિસાબને સર્વાનુમતે મંજુર રાખવાનો એ બે ઠરાવ બાદ નીચે પ્રમાણે બીજા ઠરાવો પસાર થયા હતા:—

**સન ૧૯૩૭–૩૮ માટેનું વ્ય. મંડળ:**

**પ્રમુખ:** શ્રીયુત દુર્ગાશંકર ક. દવે: **મંત્રી:** શ્રીયુત જેઠાલાલ લાલદાસ પટેલ.

**સભ્યો:** (૧) શ્રી અલીભાઈ પું. અજમરી મંત્રી મહેસાણા મ. પુ. મં. (૨) શ્રી શંકરલાલ ભા. વ્યાસ, મંત્રી પાટણ મ. પુ. મં. (૩) શ્રી ઉમીયાશંકર લ. દવે, મંત્રી વિસનગર મ. પુ. મં. (૪) શ્રી નાનજીભાઇ જે. પટેલ, મંત્રી ચાણસ્મા મ. પુ. મં. (૫) શ્રી વિઠ્ઠલભાઇ ઝ. પટેલ, ગ્રંથપાલ વડનગર: ઉપરાંત રાજ્ય પુ. મંડળના સભ્યો તરીકે (૬) શ્રી બાબારાવ બ. મજમુદાર, મહેસાણા (૭) શ્રી મહાસુખભાઈ ચુ. શેઠ, વિસનગર (૮) શ્રી મણિલાલ મા. દવે, પાટણ (૯) શ્રી બાપુભાઇ વિ. ગામી, કડી (૧૦) શ્રી છોટુભાઇ પંડિત, સિદ્ધપુર.

**નવા વર્ષનું અંદાજપત્ર મંજુર કરવા બાબત:**

પ્રચારકના પગાર માટે રૂ. ૨૨૫); કંટીંજંસી, પોસ્ટેજ વગેરે સારૂ રૂ. ૨૫); આકસ્મિક ખર્ચ સારૂ રૂ. ૫૦): કુલ રૂ. ૩૦૦).

**હીરકમહોત્સવ નિધિમાંથી મદદ મળવા બાબત:**

બહુચરાજી મુકામે ભરાયલી પ્રાંત પરિષદે હીરકમહોત્સવ નિધિમાંથી મદદ મળવા બાબત કરેલા ઠરાવ નં. ૬ આધારે રૂ. ૨૦૦) ની રકમ માટે હીરકનિધિના સંચાલકો તરફ માગણી કરવા અને તે બદલનો સઘળો પત્રવ્યવહાર કરવાની સત્તા પ્રાંત મંડળના મંત્રીને આપે છે.

**સન ૧૯૩૫–૩૬ની મહાલ મંડળોની ફાલવણી પ્રાંત મંડળના ચાલુ બજેટમાં ખર્ચવા બાબત :**

સન ૧૯૩૫–૩૬ની ફાલવણી જે તે મહાલ મંડળોને આપતાં પહેલાં પ્રાંત મંડળે જે તે મહાલ પુ. મંડળનું વર્ષ દરમ્યાનના કાર્યનું નિવેદન અને તેના હસ્તકની શીલક જોયા પછીથી અદા કરવી. જે મહાલ મંડળ પાસે શીલક રૂ. ૨૫) થી વધારે હોય અને કાર્યમાં સિથિલતા જણાય તેની ફાલવણીની રકમ પ્રાંત મંડળમાં અનામત રાખવી અને જરૂર પડે તો પ્રાંત પુ. મંડળ તેનો ઉપયોગ કરી શકશે.

**મહાલ પુ. પરિષદો ભરવા બાબત :**

દરેક મહાલ મંડળના પ્રતિનિધિઓએ પોતાના મહાલમાં પહેલી તકે મહાલ પુ. પરિષદ ભરાય તેવી તજવીજ કરવી.

છેલ્લો ઠરાવ પૂરા થયેલા વર્ષ દરમ્યાન મંડળના પ્રમુખ તરીકે શ્રીયુત છોટુભાઈ પંડિતે, અને મંત્રી તરીકે શ્રીયુત જેઠાભાઇ લા. પટેલે આપેલી સેવાની નોંધ લેવા સંબંધી હતો.

૪. **અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની** સભા તા. ૨૬–૯–૩૭ના રોજ ભરવાનું જાહેર થયું હતું. પણ તેજ તારીખે પ્રાંતમાં નામદાર દીવાન સાહેબ તથા ના. રેસીડન્ટ સાહેબની પધરામણીનો કાર્યક્રમ અચાનક ગોઠવાયાથી પ્રાંત મંડળની સભા તા. ૩–૧૦–૩૭ ના રોજ ભરવાની ખબર લાગતાવળગતાઓને આપવામાં આવી હતી. તે મુજબ એ સભા તા. ૩–૧૦–૩૭ ને રવિવારને દિવસે, બપોરના ૧ વાગે, મહિલા વિદ્યાલયના વિશાળ ખંડમાં, મંડળના પ્રમુખ શેઠ શ્રી રામજીભાઈ હંસરાજના પ્રમુખસ્થાને મળી ગઇ. બીજા પ્રાંતોની માફક આ પ્રાંતની સભામાં પણ રાજ્ય પુ. મંડળના માનદ મંત્રી શ્રી અમીન સાહેબ હાજર રહેવાના હતા, અને તેવી ખબર અપાયલી હોવાથી તેમની મુલાકાત ને વાતચીતનો લાભ મેળવવા સારૂ કોડીનાર ને રતનપુર જેવા આઘેના મહાલોના પ્રતિનિધિઓ પણ હાજર રહ્યા હતા. પરંતુ ખાસ અમરેલી જવા માટે જ વસોથી વડોદરે આવેલા શ્રી. મોતીભાઇ સાહેબની તબિયત એકાએક નાદુરસ્ત થઇ જવાથી ને એવી તબિયતે પ્રવાસનો પરિશ્રમ નહિ ઉઠાવવાની દાકતરી સલાહ મળવાથી તેઓ પોતાની ઉત્કટ ઇચ્છા છતાં અમરેલી જઇ શક્યા ન હોતા. પણ પોતાની ગેરહાજરીથી સભાને છેક નિરાશા ન અનુભવવી પડે એટલા ખાતર તેમણે પોતાના સહમંત્રી શ્રી ચોકસીને મોકલી આપવાની ગોઠવણ કરી હતી. સભામાં પ્રાંત મંડળના નીચેના સભ્યો હાજર રહ્યા હતા:—

પ્રમુખ શ્રી રામજી હંસરાજ, મંત્રીઓ શ્રી પ્રતાપરાય ગી. મહેતા, શ્રી હિંમતલાલ ર. અજમેરા તથા શ્રી જગમોહનદાસ ગાંધી; સુધરાઇના પ્રમુખ શ્રી મોહનલાલ ઓધવજી પરીખ, પ્રાંત પંચાયતના ઉપાધ્યક્ષ અને મહાલ મંડળના પ્રમુખ શ્રી મોહનલાલ વીરજીભાઇ, પ્રાંત વિદ્યાધિકારી શ્રી જોશી સાહેબ, અમરેલી મહાલ શાળાધિકારી શ્રી. હરિભાઇ પટેલ, શ્રી કરસનદાસ ચીતલીઆ, શ્રી. નંદલાલ પુરૂષોત્તમ, દામનગર; શ્રી સુખલાલ ડાહ્યાલાલ, પાડરસીંગા; શ્રી હરિપ્રસાદ હરખજી ત્રિવેદી, નવાગામ તા. રતનપુર; શ્રી કાળીદાસ વૃજલાલ, કોડીનાર, શ્રી

મોહનલાલ જેઠાભાઈ, દેવળી તા. કોડીનાર; શ્રી કાળીદાસ પ્રભુરામ ખાંભા, શ્રી કૃષ્ણલાલ ર. ત્રિવેદી, નાનામાચીઆળા; શ્રી કાનજીભાઇ જીવાભાઈ, ચલાલા; શ્રી હરગોવિંદ કા. યાજ્ઞિક ધારી. ઉપરાંત પ્રાંત મંડળની આ સભા સાથે ભૌગોલિક પ્રદર્શન પ્રસંગે સારી કામગીરી કર્યા બદલનાં ઇનામ અને પ્રમાણપત્રો આપવાનો કાર્યક્રમ રાખેલો હોવાથી અમરેલી હાઈસ્કૂલ, મિડલ સ્કૂલ, તથા ગુજરાતી ને ઉર્દુ શાળાઓના હેડ માસ્તરો ને ઉપશિક્ષકો, તેમજ મહિલા વિદ્યાલય ને કન્યાશાળાઓની શિક્ષિકાબેનો તેમજ વિદ્યાર્થી ભાઇ બેનોની પણ સારા પ્રમાણમાં હાજરી હતી. સભાસ્થાનમાં સુમારે ૧૫૦-૨૦૦ જેટલી હાજરી હોઇ જાણે પરિષદ જ મળી ન હોય એવો ખ્યાલ આવતો હતો.

ચાલેલા કામકાજમાં, પ્રાંત મંડળના એક મંત્રી તરીકે રા. રા. પ્રતાપરાય મહેતાએ ૧૯૩૦ થી ૩૭ સુધીનું મંડળનું હિસાબ સાથેનું નિવેદન વાંચી સંભળાવ્યું ને તે બહાલ રખાયું, તથા પ્રમુખ શ્રી રામજી શેઠ તરફથી મળેલી આર્થિક તેમ અંગત સહામની આભારસહ નોંધ લેવાઇ. ત્યારબાદ બીજા ઠરાવો નીચે પ્રમાણે થયા :—

**નવા વર્ષના હોદ્દેદારોની ચુંટણી:—**

**પ્રમુખ :** શ્રી રામજી હંસરાજ : **ઉપપ્રમુખો :** (૧) શ્રી મોહનલાલ વીરજીભાઇ પટેલ તથા (૨) પ્રાંતવિદ્યાધિકારી શ્રી જોષી સાહેબ. **મંત્રીઓ :** શ્રી પ્રતાપરાય ગિ. મહેતા (૨) શ્રી હિંમતલાલ રતિલાલ અજમેરા (૩) જગમોહનદાસ લ. ગાંધી.

**ગ્રામ પ્રા. માટે રૂ. ૬૦૦) સુધીનાં સસ્તાં મકાનોની યોજના બાબત :**

જે ગામ અમુક મદદ આપે તેને માટે શાળાના મકાનની સાથે વસ્તીની સંખ્યાનો બાધ ન લેતાં સસ્તા દરવાળું અને સગવડવાળું પ્રાંત પંચાયતના પ્લાન મુજબ પુસ્તકાલય (ગ્રામ્ય)નું મકાન થાય તેવી આ સભા ભલામણ કરે છે અને પ્રાંત પંચાયતને તેવો પ્લાન કરી આપવા વિનંતિ કરે છે.

**નવા વર્ષનું બજેટ :**

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૦૦) | મંત્રીઓ તથા કાર્યકરોને ઉત્તેજનાર્થે શ્રી રામજી હંસરાજ તરફના. | ૨૫૦) | પ્રચારકના |
| ૧૦૦) | શ્રી વૃજલાલ નારણદાસ ચોગઠવાળાના | ૨૫૦) | ગામડાંઓને લોકમદદ તરીકે આપવાના |
| ૧૨૫) | રાજ્ય પુ. મંડળ પાસેથી મેળવવા ધારેલા. | ૧૦૦) | મંત્રીઓ તથા પ્રચારકોને ઉત્તેજનાર્થે |
| ૩૨૫) | ઉઘરાણાથી મેળવવાના. | ૫૦) | કંટીંજન્ટ ખર્ચના. |
| ૬૫૦ | | ૬૫૦ | |

( આ ઠરાવની ચર્ચા વખતે "જમા બાજુએ જણાવેલી રાજ્ય પુ. મંડળ તરફની રકમ હજી રા. પુ. મં. ની સભાએ મંજુર કરેલ નથી" એ બાબત રા. પુ. મંડળના સહમંત્રીએ સભાનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. )

**ગ્રામ્ય પ્રવૃત્તિને વેગવાન બનાવવા માટે સમિતિ :**

ગામડાંઓમાં પુ૦ પ્રવૃત્તિને વેગવાન બનાવવા નીચે પ્રમાણે સમિતિ નીમવામાં આવી:

**અમરેલી શહેરઃ**—(૧) રા. રા. મોહનલાલ ઓધવજી પરીખ, (૨) રા. રા. કરસનદાસ ચીતળીઆ (૩) શેઠ હાજી મુસા ધ્રસ્માઇલ.

**ધારી મહાલ :** (૧) મૂળશંકર ગૌ. ભટ્ટ મહાલ શાળાધિકારી (૨) શ્રી કાનજી-ભાઇ જીવાભાઇ, ચલાલા; **ખાંભા મહાલ** (૧) શ્રી મોહનલાલ શંકરભાઇ ખાંભા, (૨) શ્રી જગજીવન વાઘજી પંડ્યા, મોટા સમઢીયાળા; **રતનપુર મહાલ** :-(૧) શ્રી. ગૌરીશંકર ખોડીદાસ જોશી, રતનપુર; (૨) શ્રી હરિપ્રસાદ હરખજી ત્રિવેદી, નવાગામ; **કોડીનાર મહાલઃ** (૧) શ્રી મોહનલાલ જેઠાલાલ, દેવળી (૨) શ્રી કાલિદાસ વૃજલાલ, કોડીનાર; **અમરેલી મહાલ** (૧) મહાલ શાળાધિકારી, શ્રી હરિભાઇ ના. પટેલ (૨) શ્રી પુરૂષોત્તમ હીરજી જોશી; **દામનગર મહાલ** : શેઠ રતિલાલ જેઠાલાલ, દામનગર; (૨) પટેલ કાનજીભાઇ ઠાકરશી, પાડરસીંગા; તથા **પ્રચારકો** (૧) નંદલાલ પુરૂષોત્તમ, દામનગર મહાલ; (૨) કૃષ્ણલાલ રણછોડ ત્રિવેદી, અમરેલી મહાલ; (૩) વૃજલાલ દયારામ મહેતા ધારી મહાલ.

**મહાલ મંડળોને સક્રિય બનાવવાં :**

જ્યાં મહાલ મંડળ નિષ્ક્રિય હોય ત્યાંના કાર્યકરોને સક્રિય રસ લઇ તેને સંગીન બનાવવા આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

**વર્ધા કેળવણી પરિષદ માટે પ્રતિનિધિઓ :**

વર્ધા કેળવણી પરિષદમાં જવા માટે નીચેના પ્રતિનિધિઓને ચુંટવામાં આવ્યા : પ્રતિનિધિઓએ પોતાના પદરના ખર્ચે જવાનું :—

(૧) રા. રા. હરિભાઇ નારણભાઇ પટેલ (૨) રા. રા. પ્રતાપરાય ગી. મહેતા (૩) શ્રીમતી પ્રભાલક્ષ્મીબેન ચંદ્રશંકર પંડ્યા.

***સેવાભાવી કાર્યકરોને ઉત્તેજન અર્થે:***

શેઠશ્રી રામજી હંસરાજે પ્રાંતની પુ૦ પ્ર૦ માં રસ લેનારા ગામડાંના સેવાભાવી શિક્ષકોને તેમની સેવા માટે ઉત્તેજનાર્થે રૂ. ૧૦૦) આપવાનું જાહેર કર્યું છે તે રૂ. ૧૦૦) નો વિનિયોગ નીચે મુજબ કરવાનું ઠરાવાયું :—

(૧) જેણે માનદ પ્રચારક તરીકે સારૂં કામ કર્યું હોય;
(૨) જેનું દફતરી કામ સારૂં હોય ને હિસાબ વ્યવસ્થિત હોય;
(૩) જેણે શિષ્ટ પુસ્તકો ઠીક પ્રમાણમાં સ્ત્રીઓ તથા બાળકોમાં વધુ વંચાવ્યાં હોય, તેમ વડોદરેથી ૬૦ પુ૦ ની પેટીઓ મંગાવી વાચન વધાર્યું હોય;
(૪) પુસ્તકોની ઉધરાણી ઓછી હોય, બંધાવેલાં ને પટ્ટીઓ ચોઢેલાં હોય;
(૫) વર્ગીકરણ કરેલું હોય;
(૬) લોકમદદ એકત્ર વધારે કરી હોય;

(૭) ગામની માહિતી અને પુરાતત્ત્વની સામગ્રી એકત્ર કરી હોય;
(૮) કાપલીપોથીઓ, ચિત્રાવલીઓ વગેરે કર્યાં હોય; તથા
(૯) રાત્રીશાળા અને અભ્યાસવર્ગ ચલાવ્યાં હોય વગેરે બાબતોનો વિચાર કરી યોગ્યતા પ્રમાણમાં રકમ વહેંચી અપાશે. વહેંચણી માટે પ્રાંત પુ૦ મંડળના હોદ્દેદારોનો નિર્ણય છેવટનો ગણાશે.

અંતે, પ્રમુખ અને મહેમાનોનો આભાર માનવાનો છેલ્લો ઠરાવ થયો હતો.

બીજાં પ્રવચનોમાં અમરેલી મહાલ શાળાધિકારી રા. રા. હરિભાઈ ના. પટેલ તથા રાજ્ય પુ૦ મંડળના સહમંત્રીનાં પ્રવચન મુખ્ય હતાં. શ્રી હરિભાઈએ સ્ત્રી શિક્ષિકાઓને પ્રવૃત્તિમાં વધારે રસ લેતી કરવાની, મોટાં પુસ્તકાલયોએ સૌરાષ્ટ્રની રસધાર, આત્મકથા વગેરે ખૂબ વંચાતાં પુસ્તકોને મજબૂત ખાદીનાં પુઠાં બંધાવી લેવાની, તથા રામાયણ મહાભારત ને ભાગવત જેવાં કદાવર પુસ્તકો વાંચવા આપતી વખતે સાથે લાકડાની પુસ્તકઘોડી પણ આપવાની પ્રથા દાખલ કરવાની સૂચના કરી, ગામડાંમાં કામ કરનારા શિક્ષકોને ખ્રીસ્તી ધર્મના પાદરી લોકો જે ભાવથી ને જે ધગશથી ગરીબ જનતામાં કાર્ય કરે છે તેવી જ વૃત્તિથી ને તેવા જ સેવાભાવથી કામ કરવાની ભલામણ કરી હતી. ત્યારે રાજ્ય મંડળના સહમંત્રીએ પ્રાંત મંડળના નિવેદનમાં અને તદંગેના પ્રવચનમાં જણાવાયલી અમરેલી પ્રાંતને થયેલા અન્યાયની બાબતનો ઉલ્લેખ કરી ચોખવટ કરી કે "રાજ્ય પ્રચારકની સેવાનો લાભ પ્રાંતને સપૂચો ન મળ્યો હોય એવું તો કોઇ વર્ષે ભાગ્યે બન્યું હોય; અને ફાળવણીની બાબતમાં તો જે તે પ્રાંતમાંથી રાજ્ય મંડળને લવાજમ તરીકે મળતી રકમનો ½ ભાગ બંધારણ પ્રમાણે જે તે પ્રાંતને ફાળવી આપવામાં આવે છેઃ કોઇપણ પ્રાંતને કે મહાલને એનાથી વધારે કદી પણ અપાયેલ નથી. અમરેલી પ્રાંત બીજા પ્રાંતોના મુકાબલે નાનો ને પ્રમાણમાં ગરીબ છે એટલે એનો ફાળો ઓછો હોય એ દેખીતું જ છે. છતાં આ ગરીબ ને પછાત ગણાતો પ્રાંત પુસ્તકાલય પ્રવૃત્તિના રસીયા ને ભાવનાશાળી એવા ધનિકો ધરાવે છે કે જેમની પાસેથી કાર્યકરો પ્રવૃત્તિના લાભાર્થે બીજા પ્રાંતો કરતાં વધારે પ્રમાણમાં જરૂરજોગી ઉદાર મદદો મેળવી શકે છે. એ બાબતમાં અમરેલી પ્રાંતનો નંબર જેમ પહેલો છે, તેમ પ્રવૃત્તિના આનંદ કાર્યકરોની કદર કરવા માટે આજની સભામાં જાહેર થયેલી યોજનામાં પણ એનો નંબર પહેલો છે. એવી જ રીતે આખા પ્રાંતમાં શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન રહે તેવી યોજના કરી દેખાડવામાં પણ એનો નંબર પ્રથમ આવે તો નવાઈ નહિ. પ્રાંતના કાર્યકરો ધારે તો ઉદાર ધનિકોની સહાયથી તેમ થવું અમરેલી પ્રાંત માટે મુશ્કેલ નથી. છતાં આપણી પુસ્તકાલય પ્રવૃત્તિના પાયામાં રહેલો સ્વાશ્રયનો સિદ્ધાંત ગરીબ ગામોના પણ લક્ષ બહાર છેક જ રહી જવા ન પામે તેવી ખબરદારી રખાવી જોઇએ."

પ્રાંત મંડળની સભાનું કામ ખલાસ થયા પછી ભૌગોલિક પ્રદર્શન નિમિત્તનાં ઇનામ વગેરે વહેંચી આપવાનો વિધિ થયો હતો. છેવટે નાસ્તાપાણીની રખાયલી ગોઠવણને ઇન્સાફ આપી સર્વ વિખેરાયાં હતાં.

## વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળનો

### સન ૧૯૩૬-૩૭ નો

# અહેવાલ અને હિસાબ

## સ્થાપના અને ઉદ્દેશ

**વડોદરા** રાજ્ય પુસ્તકાલય મંડળના ઉેવટના બંધારણને અનુસરીને, સન ૧૯૩૦–૩૧ થી આ પ્રાંત મંડળની સ્થાપના કરવામાં આવી છે; અને તેનો ઉદ્દેશ રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે, તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવા તે છે.

## મંડળનું કાર્ય

### ૧ મહાલ અને જુથ મંડળો:—

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશ પ્રમાણે, વડોદરા પ્રાંતના એકેએક મહાલમાં, મહાલ પુસ્તકાલય મંડળ સ્થપાઇ ચૂકયાં છે, અને તે દરેક કંઇ ને કંઇ કાર્ય કરતાં પણ થઇ ગયાં છે. ગત વર્ષના નિવેદનમાં ડભોઇ, તિલકવાડા, ભાદરણ, વડોદરા અને સંખેડા એ મહાલ મંડળો નામનાં જણાવ્યાં હતાં; પણ આ વર્ષે તો આ મહાલ મંડળોએ પણ, કંઇ ને કંઇ કામ કરી બતાવી, પોતામાં ચેતન આણ્યું છે. એ ખાસ ખુશી થવા જેવું છે.

જુથ મંડળોની સ્થિતિ તો ગયે વર્ષે જેવી વર્ણવી હતી, તેવી ને તેવી જ આ વર્ષે પણ છે, અને એ બદ્દલ ખરેખર દીલગીર થવા જેવું છે. જુથ મંડળો આમ પુસ્તકાલયોની મુશ્કેલીઓ–ત્રૂટીઓ જેટલા પ્રમાણમાં દૂર કરી શકે, અરસપરસ જેટલા પ્રમાણમાં સહાય અને સલાહ–સૂચના આપી શકે, તેટલા પ્રમાણમાં મહાલ વા પ્રાંત મંડળો નહિ કરી શકે એ દેખીતું છે. અને એટલા માટે હવે મહાલ મંડળોએ જુથ મંડળોને ખીલવવા તરફ પહેલી તકે લક્ષ આપવાની જરૂર છે.

### ૨. પ્રાંત અને મહાલ પરિષદો.

વડોદરા પ્રાંત ચોથી પુસ્તકાલય પરિષદ ભરવાનો ગઇ વાર્ષિક સભાએ જે ઠરાવ કરેલો તે ઠરાવ આધારે વાઘોડીઆ મહાલ પુસ્તકાલય મંડળના ઉત્સાહી કાર્યકર્તાઓએ પોતાને આંગણે આ પરિષદને બોલાવવાનું બીડું ઝડપ્યું. અને તા. ૨૦–૨૧ ડીસેમ્બર ૩૬ ના રોજ રા. બ. શ્રી. ગોવિંદભાઇ હા. દેસાઈ સા. ના પ્રમુખપણા નીચે એ પરિષદ વાઘોડીઆમાં ભરાઇ. એ પરિષદમાં કુલ ૧૬ ઠરાવો થયા હતા.

મહાલ પરિષદો તો, આ વર્ષમાં ફક્ત બેજ સ્થળે ભરાઈ છે. એક તો, વડોદરા મહાલની પહેલી પરિષદ છાણી ગામે, તા. ૧–૧૧–૩૬ ના રોજ વડોદરા વિભાગ શાળાધિકારી શ્રી. ઉેલશંકર મ. હાથી સા. ના પ્રમુખપણા નીચે, અને બીજી પેટલાદ મહાલની ત્રીજી પરિષદ મોગરી ગામે, તા. ૧૩–૧૨–૩૬ ના રોજ મેલ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સીપાલ શ્રી. ગોકળદાસ મ. શાહના પ્રમુખપણા નીચે.

આ વર્ષમાં પ્રાંત પરિષદ ભરાયલી હોવાના કારણે મહાલ પરિષદો ઓછી ભરાય છે. પણ હવે આ નવા વર્ષમાં તો એકે એક મહાલ મંડળ પોતાના મહાલની પરિષદ ભરવાનું જરૂર વિચારશે એવી આશા રહે છે.

ડભોઇ અને સંખેડા મહાલે તો હજુ એકેય પરિષદ ભરાઇ નથી. આ મહાલોના કાર્યકર્તાઓ પરિષદ બોલાવવાના કેટલાય વખતથી વિચારો સેવ્યા કરે છે, પણ એ અમલમાં મુકાય ત્યારે ખરા !

## ૩ પગારદાર અને માનદ પ્રચારકો તથા તપાસણી.

સન ૧૯૩૫-૩૬ થી વડોદરા પ્રાંત મંડળ તરફથી ગ્રામ પુસ્તકાલયોની તપાસણી માટે એક પ્રચારક થોડો થોડો વખત નીમવામાં આવે છે. સન ૩૬-૩૭ માં પણ તા. ૧ લી સપ્ટેમ્બર સન ૧૯૩૬ થી તા. ૨ જી ફેબ્રુઆરી ૧૯૩૭ ( ૫ માસ ૨ દિવસ ) સુધી શ્રી મંગળભાઇ જેઠાભાઇ નામના એક યુવકને પ્રચારક તરીકે રોકવામાં આવ્યા હતા. આ ભાઇએ વડોદરા મહાલનાં ૨૯, પાદરા મહાલનાં ૧૨, કરજણ મહાલનાં ૧૧ અને વાઘોડીઆ મહાલનાં ૧૪ મળી કુલ ૬૬ ગ્રામ પુસ્તકાલયોની તપાસણી કરી, કેટલાંક પુસ્તકાલયોને પૂરેપુરું વર્ગીકરણ કરી આપ્યું હતું, કેટલાંકને વર્ગીકરણની નિશાનીઓ મૂકી આપી હતી, તથા વાઘોડીઆ મુકામે પ્રાંત પરિષદના અંગે પણ કેટલીક કામગીરી બજાવી હતી.

આ સિવાય કરજણ મહાલના માનદ પ્રચારકો શ્રી. ભાઇલાલભાઇ બાવાજી તથા શ્રી મલંગરા ઉમેદશા દિવાન એ દરેકે અનુક્રમે ૯-૧૧; પાદરા મહાલના માનદ પ્રચારકો શ્રી. ડાહ્યાભાઈ રામદાસ પટેલ, શ્રી વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા અને શ્રી. ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ એ દરેકે અનુક્રમે ૫. ૫ અને ૧૨; શિનોર મહાલના માનદ પ્રચારકો શ્રી હરિવલ્લભદાસ, સાદલીવાળા શ્રી ફોગટલાલ તથા છાણભોઇના શ્રી હરીલાલ એ દરેકે ૫-૬ અને ૯; સાવલી મહાલના શ્રી સોમાભાઇ ગરબડભાઇએ ૮; અને સંખેડા મહાલના શ્રી જેસંગભાઇ ગરબડભાઇએ ૧૬ અને વાઘોડીઆ મહાલના શ્રી પુરૂષોત્તમદાસ કુબેરભાઇએ ૨ મળી કુલ ૮૮ ગ્રા. પુ. ની તપાસણી કરી હતી.

પેટલાદ, ભાદરણ, વડોદરા, ડભોઇ, અને તિલકવાડા એ મહાલોમાં માનદ પ્રચારકો નીમાયલા નથી. પેટલાદ મહાલે તો મહાલ પુ. મં. તરફથી એક પગારદાર પ્રચારક કાયમને માટે રોકેલો છે, એટલે એ મહાલમાં માનદ પ્રચારક ભલે ન હોય; પણ બીજા મહાલોમાં તો હોવા જોઇએ. અને એ માટે આ મહાલ મંડળોએ પોતાના મહાલમાંથી કોઇ લાયક સેવાભાવી વ્યક્તિને શોધી કાઢી, માનદ પ્રચારક તરીકે નીમવાની તજવીજ કરવી જોઇએ.

## ૪ પુસ્તકાલય પર્વણી.

ગામડાંના લોકોને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેતા કરવાને, આ પર્વણી દિન ઉજવવાની ખાસ જરૂર રહે છે. આ વર્ષમાં કુલ ૧૭ ગ્રા. પુ. એ આ દિન ઉજવ્યો છે. આ ૧૭

માં ૧૩ ગ્રા. પુ. તો સંખેડા મહાલનાં જ છે. આ ઉપરથી જણાઇ આવે છે કે સંખેડા મહાલ પુ. મંડળે આ દિશામાં ઠીક ઠીક પ્રયત્ન કર્યો છે. નવા વર્ષમાં એકે એક મહાલ પુ. મંડળ આ પ્રમાણે પ્રયત્ન કરશે એવી આશા રાખીએ છીએ.

**૫ શિષ્ટ વાચનની પરીક્ષા અને વાચક મંડળ.**

ગામડે ગામડે પુસ્તકાલયો ખોલાઇ જાય, એને માટે સ્વતંત્ર મકાનો પણ ઉભાં થઇ જાય, સારામાં સારૂં ફરનીચર, કબાટ, પુસ્તકો વગેરે પણ વસાવાય; છતાં એની ઉપયોગિતા તરફ જોઇએ તેટલું લક્ષ જો ન અપાય તો આ સર્વ નિરર્થક છે. જનતામાં શિષ્ટ પુસ્તકો ખૂબ વંચાય, અને તે પણ નિયમિતપણે વંચાય, તે માટે ઉપરની બે યોજનાઓ, રા. પુ. મંડળે કેટલાય વખતથી ચાલુ કરેલી છે.

નિવેદનના વર્ષમાં રા. પુ. મંડળે બુકર ટી. વૉશિંગ્ટન, અને ફોરમ તથા કીશોર ચરિત્રમાળાનો ભાગ પહેલો : એ બેની પરીક્ષા લીધેલી. આ બંને પરીક્ષાઓમાં વડોદરા પ્રાંતમાંથી સારા પ્રમાણમાં ઉમેદવારો બેઠા હતા, અને તે મહાલ પુ. મંડળોએ આ પરીક્ષાઓનો પ્રચાર કરી જોઇતાં પુસ્તકો ઉમેદવારોને પૂરાં પાડ્યાં હતાં, તેને આભારી છે.

વાચક મંડળમાં આપણા પ્રાંતના નહિ જેવા સભ્યો છે. આ મંડળમાં પણ જે વાચનના રસીયા હોય તેવાઓ ખાસ જોડાય, તેવી તજવીજ જે તે મહાલ મંડળોએ કરવી જોઇએ.

**૬ પુસ્તકાલય વિનાનાં ગામો.**

વડોદરા પ્રાંતમાં પેટલાદ, ડભોઇ અને શિનોર એ ત્રણ મહાલોમાં શાળાવાળું એક પણ ગામ હવે પુસ્તકાલય વિનાનું બાકી રહ્યું નથી. અને એથી આગળ વધીને કહીએ તો, શિનોર મહાલનું શાળાવિનાનું પણ એકેય ગામડું પુસ્તકાલય વિનાનું બાકી નથી. આ બદલ પહેલું શિનોરને અને તે પછી પેટલાદ અને ડભોઇ મહાલોને ખરેખર અભિનંદન ઘટે છે.

ગત વર્ષના નિવેદનમાં ૯૬ ગામો પુસ્તકાલય વિનાનાં જણાવ્યાં હતાં. ત્યાર પછી નિવેદનના વર્ષમાં ૧૫ નવીન પુસ્તકાલયો ઉઘડતાં વર્ષ આખર બાકી સંખ્યા ૮૧ રહે છે, અને તે મહાલવાર નીચે પ્રમાણે છે :—

| | | | |
|---|---|---|---|
| ૧ ભાદરણ મહાલ ૧ | ૪ કરજણ મહાલ ૯ | ૭ તિલકવાડા ૪ | |
| ૨ વડોદરા મહાલ ૨૪ | ૫ સાવલી મહાલ ૧૦ | ૮ સંખેડા | ૧૨ |
| ૪ પાદરા મહાલ ૧૨ | ૬ વાઘોડીઆ ૯ | | ૮૧ |

આ વર્ષમાં ૧૫ નવીન પુસ્તકાલયો ઉઘડવામાં પેટલાદ, ડભોઇ, સંખેડા અને કરજણ મ. પુ. મં. ના કાર્યકર્તાઓએ ઠીક ઠીક જહેમત ઉઠાવી છે. તેવીજ રીતની જહેમત બીજા મહાલોના કાર્યકર્તાઓ પણ ઉપાડે અને પોતાના મહાલો ટૂંક વખતમાં પૂરા કરી દે એવી આશા કાં ન રાખીએ ?

ઉપર જણાવેલાં ૮૧ ગામોમાં ડીસેમ્બર '૩૭ ની આખરે બે વર્ષની મુદતનાં વાચનાલયો બંધ થાય છે, તો તે ચાલુ રાખવા માટે પણ દરેક મહાલ પુ. મંડળના કાર્યકર્તાઓ બનતા પ્રયત્નો કરે જ.

### ૭ ફરતા પુસ્તકાલયોની પેટીઓ.

શેઠ શ્રી ચીમનલાલ તરફથી અપાયલી રૂ. ૫૦૦ )ની રકમ પર સરકાર-પંચાયતની મદદ મેળવી પુસ્તકોની બનાવેલી ફ. પુ. ની પેટીઓ, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી આવેલાં પુસ્તકોની પેટીઓ, અને કરજણ મહાલ માટે શ્રી. આનંદકુંવરબા તરફથી અપાયલાં પુસ્તકોની પેટીઓનો ઉપયોગ જે તે સ્થળે સારા પ્રમાણમાં થઇ રહ્યો છે.

### ૮ મહાલ અને પ્રાંત મંડળની ફાળવણી.

મહાલ અને પ્રાંતોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોંચી વળવા સારૂ રાજ્ય તરફથી જે ફાળવણી મળે છે, ને ફાળવણી ચાલુ સાલે રૂ. ૪૯૯-૮-૦ ની મળી હતી. આમાં રૂ. ૧૨૪-૧૪-૦ પ્રાંતમંડળના અને રૂ. ૩૭૪-૧૦-૦ મહાલ મંડળના આવેલા છે. મહાલ મંડળોની ફાળવણી ચાલુ વર્ષમાં જ મહાલ મંડળોને આપવી જોઇએ, પણ રાજ્ય પુ. મંડળ તરફથી "મહાલ મંડળો તરફથી હીસાબ અને નિવેદન આવે ત્યાર પછીજ ફાળવણી આપવી" એવું ઠરાઇ આવવાથી ફાળવણી આ વર્ષમાં આપી નથી. તે આ નવા વર્ષમાં અપાશે.

### મંડળના સભ્યો અને વ્યવસ્થાપક મંડળ.

દરેક મહાલમાંથી ચૂંટાઈ આવેલા બે પ્રતિનિધિઓ ( એક કસ્બાનો અને એક ગ્રા. પુ. વાચનાલયનો ) એ આ પ્રાંતમંડળના સભ્યો ગણાય છે. અને તેઓએ દર વર્ષે પોતામાંથી એક પ્રમુખ, એક મંત્રી, અને ૫ સભાસદો મળી ૭ નું વ્યવસ્થાપક મંડળ ચૂંટવાનું હોય છે ( આ વ્ય. મં. માં રા. પુ. મં. ના વ્ય. મં. માં ચુંટાઇ આવેલા વડોદરા પ્રાંતના સભ્યો ન ચૂંટાઇ આવ્યા હોય તે સભ્યો વધારાના સભાસદો ગણાય છે ). આ વ્ય. મં. વર્ષમાં બે વાર મળે અને એ રીતે એનું કામકાજ ચાલે એવું રા. પુ. મંડળના બંધારણથી ઠરેલું છે.

### આભાર

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓ અને આખું વર્ષ પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ શ્રીમતી જયવતીબેનનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયોની તપાસણી કર્યા બદલ માનદ પ્રચારકોનો, મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિમાં વેગ આપવા માટે મહાલ પુસ્તકાલય મંડળોમાં સક્રિય ફાળો આપી રહ્યા છે તેવા મહાલ શાળાધિકારી સાહેબોનો અને આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે તે સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**ચીમનભાઇ હ. અમીન**
મંત્રી, વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ.

## સન ૧૯૩૬–૩૭ નો હિસાબ.

૪૪૬–૯–૬ વર્ષ આખર શિલક–
  ૪૯–૩–૩ પેટીઓમાંની
  ૩૯૭–૬–૩ પ્રાંત પુ. મં. ની
૪૯૯–૮–૦ શ્રી. કેળવણી ખાતે જમા.
  રા. પુ. મં. તરફથી આવ્યા તે
  ૧૨૪–૧૪–૦ પ્રાંત મંડળના.
  ૩૭૪–૧૦–૦ મ. પુ. મં ના
    ૯૬–૧૨–૦ પેટલાદ
    ૩૩– ૩–૦ ભાદરણ
    ૩૬– ૦–૦ વડોદરા
    ૪૨–૧૨–૦ પાદરા
    ૪૩–૧૪–૦ કરજણ
    ૨૪– ૩–૦ ડભોઈ
    ૩૦– ૬–૦ શિનોર
    ૧૮– ૦–૦ સાવલી
    ૧૮– ૦–૦ વાઘોડીયા
    ૨૫– ૫–૦ સંખેડા
    ૬– ૩–૦ તિલકવાડા
૧૦–૦–૦ પ્રાંત પરિષદના પ્રતિનિધિ ફાળાના.

૯૫૬–૧–૬

૧૩– ૯–૬ શ્રી મંત્રીના મુસાફરી ખર્ચ ખાતે
૪–૧૧–૯ શ્રી પોસ્ટેજ ખર્ચ ખા. ઉ.
૦–૧૪–૦ શ્રી છપામણી ખર્ચ
૧૧૫–૧૪–૦ શ્રી કેળવણી ખાતે ઉધાર રા. પુ. મંડળે પોતાના નીકળતા જે તે મહાલોની કેળવણીમાંથી કાપી લીધા તે
  ૧– ૦–૦ સાવલી
  ૧૪–૧૨–૦ પાદરા
  ૧૦–૧૫–૦ કરજણ
  ૦– ૬–૦ સંખેડા
  ૧૪–૧૫–૦ ડભોઈ
  ૧૮– ૦–૦ વાઘોડીઆ
  ૫૫–૧૪–૦ પેટલાદ
૯– ૧–૬ શ્રી કંટીજંટ ખાતે
૧૧૨–૧૨–૬ શ્રી પ્રચારકના પગાર ખાતે
૨– ૦–૦ શ્રી પુસ્તક ખરીદ ખાતે
૨૩– ૮–૯ શ્રી વડોદરા પ્રાંત પરિષદ ખાતે કન્સેશન ફોર્મની છપામણી, પોસ્ટેજ, મોટરભાડું વગેરેના
૯– ૨–૦ શ્રી ફરનીચર ખાતે ખુરસી ટેબલના

૨૯૧–૧૦–૦
૬૬૪– ૭–૬ વર્ષ આખર શિલક

૯૫૬– ૧–૬

### શિલકની તારીજ

૪૯–૩–૩ પેટીઓમાંની વધેલી રકમ
૨૫૮–૧૨–૦ જે તે મહાલ મંડળોની કેળવણીની રકમ.
૩૫૬–૮–૩ પ્રાંત પુ. મંડળની શિલક.

૬૬૪–૭–૬

૫૮૪– ૮–૬ રા. પુ. મં. પાસે
૧૦– ૦–૦ મ. મં. કાથીવાળા
૬૯–૧૫–૦ હાથ ઉપર શિલક

૬૬૪– ૭–૬

ચીમનભાઈ દ. આમીન.
મંત્રી, વડોદરા પ્રાંત પુ. મંડળ.

## મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનું

# સન ૧૯૩૬–૩૭ની સાલનું નિવેદન

ગૃહસ્થો !

આપ સર્વને સુવિદિત છે કે નિવેદનની સાલે આ પ્રાંત પુસ્તકાલય મંડળનું ત્રીજું અધિવેશન બહુચરાજી મુકામે, આ મંડળની વ્યવસ્થાપક કમીટીની વિનંતિને માન આપી રાખવામાં આવ્યું હતું. ચાણસ્મા મહાલ પુસ્તકાલ મંડળ તરફથી, માનનીય મંત્રી રા. દુર્ગાશંકરભાઇ ( ચાણસ્મા મહાલ વિદ્યાધિકારી સાહેબ ) ની અંગત દેખરેખ અને તનતોડ મહેનતને લઇને મે. રા. રા. મહેસાણા પ્રાંત સુબા શ્રી નાયપલ્લી સાહેબનાં પ્રમુખપદે ઘણીજ સુંદર રીતે તા. ૨–૩/૧–૧૯૩૭ ના રોજ પરિષદ ભરવામાં આવી હતી. તેના પરિણામે પ્રાંતના પુસ્તકાલયો ઉપર સારી અસર થઇ છે.

(૧) આ પ્રાંતમાં પુસ્તકાલયો, વાચનાલયો, મહિલા અને બાલ વાચનાલયો, પ્રાંતનાં ૧૦૫૩ ગામો અને શાળાવાળાં ૬૬૭ ગામોના હિસાબે પ્રમાણમાં હજુ ઓછાં છે. એટલે શાળાવાળાં બાકીનાં જે ગામો છે, તેવાં ગામોએ તો ખાસ કરીને નવીન પુસ્તકાલયો ખોલવાની જરૂર ખરી જ. આ ખામી જો મહાલ મંડળો ધારે તો સહજ પુરી પડી શકે તેમ છે.

(૨) નવીન પુસ્તકાલયો વધુ નીકળે એ ખરેખર ચહાવાલાયક છે. પરંતુ પુસ્તકાલયોની અને પુસ્તકાલય પ્રવૃત્તિની ફત્તેહનો ખરેખરો આધાર તો તેની કાળજીપૂર્વકની વ્યવસ્થા અને ઉપયોગ ઉપર અવલંબે છે.

(૩) નવીન પુસ્તકાલયો ખોલી સંખ્યામાં વધારો કરવો, તે કરતાં નિકળેલ પુસ્તકાલયો વધુ વ્યવસ્થિત બને તે તરફ ધ્યાન આપવું જરૂરનું જણાયાથી આ મંડળે પ્રચારકની નિમણોક માટે ઠ. નં. ૪/૧૦–૯–૩૫નો કરેલ તે આધારે માસિક રૂ. ૨૫–૦–૦ના પગારથી ઑગષ્ટ સન ૧૯૩૬ થી એક પ્રચારકની નીમણોક કરેલી. પરંતુ તે માર્ચ ૧૯૩૭ ની ૧૨ મી સુધી કામ કરી અહિંથી છુટા થવાથી આ જગ્યો ખાલી પડેલી, તે જગોએ એક નવીન માણસની તા. ૧૮–૫–૩૭ થી નીમણોક કરેલ તેમણે તા. ૩૦–૬–૩૭ સુધી પ્રચારક તરીકે કામગીરી કરેલ છે. ત્યાર બાદ તેમનું કામકાજ બરાબર ન જણાયાથી તેમને પ્રચારક તરીકેની જગોએથી કમી કરેલ છે. એટલે માહે જુલાઇ સન ૧૯૩૭ થી આ જગો ખાલી પડેલ છે.

ઉપર પ્રમાણે પ્રચારક તરીકે આ સાલમાં પ્રચારકે આઠ માસ કામ કરેલ છે, અને તેમના પગારનો મુસાફરી ખર્ચ સાથે રૂ. ૨૦૦–૧૫–૩ નો ખર્ચ પડેલ છે.

ચાલુ સાલ પ્રચારકે કરેલ એકંદર કામગીરી ઉપરથી જણાઇ આવે છે કે તપાસણીમાં અનેક જાતની ખામીઓ, કામ કરનારાઓની આવડત યા અનાવડતના કારણો ઉપરાંત નિષ્કાળજીને લીધે જણાઇ છે.

કેટલેક ઠેકાણે ખોટા યા ભળતા ખર્ચ લખી પૈસાની ગેરવ્યવસ્થા થયાના દાખલા પણ જણાયા છે. દાખલા તરીકે બીલોદરા પુસ્તકાલયની શિલકમાં ઉપર પ્રમાણે મોટી રકમની ગરબડ કર્યાની હકીકત ચાલુ સાલે તપાસણીમાં બહાર આવી છે, અને તે બદલ રીતસર આગળ તજવીજ થવા માટે ખાતા તરફ લેખી ખબર આપી છે.

ચાલુ સાલે પ્રચારકે કરેલ કામગીરી ઉપરથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે આ પ્રાંત માટે એક સ્વતંત્ર પ્રચારકની કાયમને માટે જરૂર છે.

મહાલ મંડળો.

મહાલ મંડળો દરેક તાલુકે સ્થપાયાં છે, છતાં કેટલેક ઠેકાણે માત્ર નામનાજ મહાલ મંડળો છે; અને આ પૈકી કેટલાંક તો મંડળ સ્થાપન થવા પાછી અત્યાર સુધીમાં ભાગ્યેજ મીટીંગ બોલાવી કંઇ પણ કામ કર્યું હોય, એમ ચાલુ સાલે આવેલ જે તે મહાલ મંડળોના નિવેદન ઉપરથી જણાઇ આવે છે.

## મહાલ મંડળના મહાલવાર હિસાબની તારીજ

| અનુક્રમ નંબર | તા. ૩૧-૭-૩૬ ની બાકી શિલક | ચાલુ રિપોર્ટની સાલે આવેલ જમા | કુલ જમા | સન ૧૯૩૬-૩૭ ની સાલે થયેલ ખર્ચ | બાકી તા. ૩૧-૭-૩૭ આખરે શિલક | સન ૧૯૩૫-૩૬ની મળેલી ફાળવણી | પુ. સ. સ. મં. તથા શ. પુ. મંડળની દેવી રકમો કપાત થઇ આવી તે | ફાળવણીમાં રહેતી નિવળ રકમ | કો. ૬-૯ નો ટોટલ | મહાલનું નામ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૧ | ૧૨- ૯-૧૧ | ૧૪૨- ૬-૦ | ૧૫૪-૧૫-૧૧ | ૧૫૦-૧૪-૩ | ૪- ૧-૮ | ૨૮- ૨-૦ | ૬-૧૦-૦<br>૨- ૮-૦ | ૧૯- ૦-૦ | ૨૩- ૧-૮ | મહેસાણા |
| ૨ | • | ૫૧- ૬-૦ | ૫૧- ૬-૦ | ૪૨-૧૨-૯ | ૮- ૯-૩ | ૩૭- ૨-૦ | ૧- ૪-૦<br>૧-૧૪-૦ | ૩૪- ૦-૦ | ૪૨- ૯-૩ | પાટણ |
| ૩ | ૭૪-૧૪-૬ | • | ૭૪-૧૪-૬ | ૭- ૩-૯ | ૬૭-૧૦-૯ | ૨૩- ૧-૦ | ૦ | ૨૩- ૧-૦ | ૯૦-૧૧-૯ | કડી |
| ૪ | ૧૫૬- ૪-૬ | ૩- ૯-૦ | ૧૫૯-૧૩-૬ | ૮- ૭-૬ | ૧૫૧- ૬-૦ | ૪૨- ૩-૦ | ૦ | ૪૨- ૩-૦ | ૧૯૩- ૯-૦ | વિજાપુર |
| ૫ | ૪૪- ૭-૨ | ૧૧૯-૧૫-૯ | ૧૬૪- ૭-૦ | ૧૪૬-૧૪-૬ | ૧૭- ૮-૬ | ૧૮- ૯-૦ | ૮- ૨-૦<br>૧૦- ૭-૦ | ૦ | ૧૭- ૮-૬ | વિસનગર |
| ૬ | ૧૩- ૧-૩ | ૧૧૦- ૩-૩ | ૧૨૩- ૪-૬ | ૧૧૧-૧૨-૯ | ૧૧- ૭-૯ | ૨૯- ૪-૦ | ૨૯- ૪-૦<br>૦ | ૦ | ૧૧- ૭-૯ | કલોલ |
| ૭ | ૨૭- ૩-૬ | ૩૯- ૮-૦ | ૭૬-૧૧-૬ | ૬૧-૧૧-૬ | ૧૫- ૦-૦ | ૩૨-૧૦-૦ | ૦ | ૩૨-૧૦-૦ | ૪૭-૧૦-૦ | ચાણસ્મા |
| ૮ | ૬૦- ૬-૦ | ૦ | ૬૦- ૬-૦ | ૫૫- ૦-૯ | ૫- ૫-૩ | ૨૮- ૨-૦ | ૮- ૮-૦<br>૩-૧૨-૦ | ૧૫-૧૪-૦ | ૨૧- ૩-૩ | સિદ્ધપુર |
| ૯ | ૯- ૭-૦ | ૦ | ૯- ૭-૦ | ૦ | ૯- ૭-૦ | ૧-૧૧-૦ | ૦ | ૧-૧૧-૦ | ૧૧- ૨-૦ | હારિજ |
| ૧૦ | ૩૨- ૭-૯ | ૩- ૪-૦ | ૩૫-૧૧-૯ | ૦ | ૩૫-૧૧-૯ | ૧૫-૧૨-૦ | ૦ | ૧૫-૧૨-૦ | ૫૧- ૭-૯ | દહેગામ |
| ૧૧ | • | ૦ | • | ૦ | ૦ | ૭- ૫-૦ | ૦ | ૭- ૫-૦ | ૭- ૫-૦ | આતરસુંબા |
| ૧૨ | ૩૪-૧૦-૩ | ૦ | ૩૪-૧૦-૩ | ૨૪- ૨-૦ | ૧૦- ૮-૩ | ૩૭- ૨-૦ | ૦ | ૩૭- ૨-૦ | ૪૭-૧૦-૩ | ખેરાળુ |
| કુલ | ૪૭૫- ૭-૧૧ | ૪૭૦- ૪-૦ | ૯૪૫-૧૧-૧૧ | ૬૦૮-૧૫-૯ | ૩૩૬-૧૨-૨ | ૩૦૦-૧૫-૦ | ૭૨- ૫-૦ | ૨૨૮-૧૦-૦ | ૫૬૫- ૬-૨ | |

ઉપર પ્રમાણે દરેક મહાલ મંડળ તરફથી આવેલા હિસાબના આંકડા ઉપરથી મહાલ મંડળોને મળતી ફાળવણીની રકમમાંથી ક્યાં ક્યાં મંડળોએ કેવી રીતે ખર્ચ કર્યો છે તે જણાઇ આવશે અને એ રીતે પ્રાંતનાં દરેક મહાલ મંડળો પાસે તા. ૩૧-૭-૩૭ આખરે બતાવવામાં આવેલ શિલક રૂ. ૨૩૬-૧૨-૨ અને સન ૧૯૩૫-૩૬ ની સાલની ફાળવણીની રકમ રૂ. ૩૦૦-૧૫-૦ માંથી પુસ્તકાલય સ. સ. મં. અને રાજ્ય મંડળ બન્નેની મળી દેવી રકમ રૂ. ૭૨-૫-૦ બાદ જતાં આપવાને પાત્ર રૂ. ૨૨૮-૧૦-૦ ઉમેરીએ તો કુલ રૂ. ૫૬૫-૫-૨ થાય છે.

મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનો સન ૧૯૩૬-૩૭ ની સાલનો વાર્ષિક ખર્ચનો હિસાબ અને બેલેન્સ શીટ નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છેઃ—

## તા. ૧-૮-૩૬ થી તા. ૩૧-૭-૩૭ સુધીનું બેલેન્સ શીટ

| અ. નં | ખાતાનાં નામ | જમા | ઉધાર | બાકી | |
|---|---|---|---|---|---|
| | | | | દેવું | લહેણું |
| ૧ | પાછલી શિલક | ૨-૩-૩ | | | |
| ૨ | ધી બેન્ક ઑફ બરોડા લી. | ૨૩૫-૦-૦ | ૩૮૩-૧-૦ | | ૩૯૦-૧૫-૦ |
| ૩ | વ્યાજના મળ્યા તે | ૨-૯-૦ | | | |
| ૪ | ફાળવણીના બાકી | | | ૬૩-૩-૦ | |
| ૫ | સન ૧૯૩૫-૩૬ ની ફાળવણી | ૪૦૧-૪-૮ | ૭૨-૫-૦ | ૧૦૦-૫-૦ }<br>૨૨૮-૧૦-૦ } | |
| ૬ | મહેસાણા મહાલ પુ. મંડળ | ૫૨-૦-૦ | | | |
| ૭ | ખોડાભાઇ હકીમિંગ | ૧૫-૦-૦ | ૧૫-૦-૦ | | |
| ૮ | પ્રચારકના પગાર ખાતે | | ૨૦૦-૧૫-૩ | | |
| ૯ | પોષ્ટેજ ખર્ચ | | ૫-૪-૦ | | |
| ૧૦ | પ્રીન્ટીંગ ખર્ચ | | ૨૫-૮-૦ | | |
| ૧૧ | ફીરકોલ ખર્ચ | | ૧-૧૩-૦ | | |
| ૧૨ | વટાવ ચેકના | | ૦-૭-૦ | | |
| ૧૩ | બાકી શિલક<br>તા. ૩૧-૭-૩૭ | | ૪-૩-૦ | | ૪-૩-૦ |
| | કુલ | ૭૦ '-૦-૩ | ૭૦૮-૦-૦ | ૩૯૫-૨-૦ | ૩૯૫-૨-૦ |

ઉપરના હિસાબ ઉપરથી જણાશે કે મંડળે સન ૧૯૩૬-૩૭ ની સાલે ખાસ કરીને મોટી રકમ રૂ. ૨૦૦-૧૫-૩ નો જે ખર્ચ કરેલ છે, તે પ્રચારકના પગારનો કરેલ છે અને આ ખર્ચના પરિણામે આપણે આ વર્ષે ૧૭૮ દિવસમાં ૨૦૨ પુસ્તકાલયોની તપાસણી કરી શક્યા છીએ અને તેથી પુસ્તકાલયોની આંતરવ્યવસ્થા સંબંધી ઘણું જાણવાનું મળ્યું છે.

ટુંકમાં હવે ધીમે ધીમે પણ પુસ્તકાલયોની આંતરવ્યવસ્થા સુધરે અને દરેક પુસ્તકાલય ઉદ્દેશપૂર્વક કામ કરતું થાય તે સારૂ કાયમની દેખરેખ માટે એક પ્રચારકની કાયમના માટે અમને જરૂર જણાય છે. તે બદલ આપ સર્વે વિચાર કરી આ સાલને માટે શી તજવીજ કરવી તે નક્કી કરશો.

તા. ૧૯ સપ્ટેમ્બર ૧૯૩૭
મહેસાણા

છોટાલાલ એલ. પટેલ
મંત્રી પ્રાંત. પુ. મંડળ.

## અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું

### ઈ. સ. ૧૯૩૦-૩૧ થી ૧૯૩૬-૩૭ સુધીનું

# નિવેદન

**શ્રીમાન પ્રમુખ મહાશય અને પ્રાંત પુસ્તકાલય મંડળના સભ્યો!**

**અમરેલી** પ્રાંત પુસ્તકાલય મંડળની સ્થાપનાથી અત્યાર સુધીનું નિવેદન આપ સજ્જનોની સન્મુખ સાદર કરતાં અમને ઘણો આનંદ થાય છે. અમરેલી પ્રાંતની ભૌગોલિક સ્થિતિ એવી છે કે મહાલો છુટા છવાયા ને વિખરાયેલા છે. તેથી આપણી જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિના અંગનું કાર્ય બહુ સરળતાથી આપણે કરી શકતા નથી, વારંવાર આપણે મળી શકતા નથી, તેમજ પ્રાંતની ગરીબાઇને અંગે ને વરસો એક પછી એક ખરાબ આવવાના કારણે આપણાં ગામડાંઓ આ કલ્યાણકારી પ્રવૃત્તિ બરાબર અપનાવી શકયાં નથી. કસ્બાઓ સિવાય ગ્રામ પુસ્તકાલયો પૈકી ફક્ત ૬ ને જ પોતાનાં મકાનો છે. આપણા રાજ્યના બીજા પ્રાંતોનાં ગામડાંઓ મોટાં બજેટો કરી શકે છે, ત્યારે આપણાં પુસ્તકાલયો નામનાં અંદાજપત્રો કરી શકે છે.

અત્યારે ગ્રામ પુનર્ઘટનાનો પ્રશ્ન હિંદમાં સહુથી વધુ અગત્યનો ગણાય છે. ગામડાઓમાં કે ગામડાંઓનું કામ કરવું એ ગૌરવનો વિષય છે. ઈ. સ. ૧૯૨૯માં અમરેલીમાં ભરાયેલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદમાં વધેલા રૂપિયા ૧૪૬-૧૨-૦ના ભંડોળથી અમરેલી મહાલ મંડળનું કામ અમે શરૂ કર્યું, અને કેટલાંક વાચનાલયો બંધ થતાં અટકાવ્યાં. શ્રીમંત મહારાજા સાહેબના સુવર્ણ મહોત્સવની રકમમાંથી રૂા. ૧૦૦૦) ની મદદ આ કામે મળવાથી મંડળની સ્થિરતા થઇ છે. અમરેલી મહાલનો શિક્ષણ વર્ગ સને ૧૯૩૦-૩૧ની સાલમાં અત્રે ભરાયો ત્યારે મહાલમાં ફરતા પુસ્તકાલય જેવી પેટી માટેનાં પૂરવણી બજેટો મદદ આપીને તૈયાર કરાવ્યાં. આ જાતની સ્થાયી પેટીની યોજના ત્યાર બાદ આ તેમજ અન્ય પ્રાંતોમાં ચાલુ થઇ છે.

આ વર્ગ સમયે શ્રી. મોતીભાઇ અમીનની હાજરીમાં અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ સ્થાપવાનો વિચાર અમે સાદર કર્યો. એ વખતના સુબા મે. રા. રા. ભદ્રસિંહરાવ ગાયકવાડે પ્રેરક સંદેશો આપ્યો; અને આમ અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળનું મંગળ મૂહુર્ત થયું. શેઠ રામજી હંસરાજે રૂા. ૫૦૦) આપવા કૃપા દર્શાવી, અને શ્રી. મોહનલાલ વીરજીભાઇની રૂા. ૫૧) ની મદદ મળી, જેથી પ્રથમ વર્ષમાં જ આપણી જ મદદથી ૭ નવાં પુસ્તકાલયો સ્થપાયાં તથા ૨૮ ગામે પેટીઓ અપાણી. ગ્રામ પંચાયતો આ કામમાં વધુ રસ લેતી થાય તે માટે અમરેલી પ્રાંત પંચાયતના અધ્યક્ષસાહેબે જા. નં. ૭૬૨ થી દફતરી ટેપ કરી આ કાર્યને બળ આપ્યું. બીજે વર્ષે સને ૧૯૩૧-૩૨માં રૂા. ૫૦૦) શેઠ શ્રી રામજીભાઈ હંસરાજના ગામડાંઓને મદદ માટે રૂા. ૧૦૦) અં. સ્વ. વિજકુંવરબેન મગનલાલના રૂા. ૧૦૦), શેઠ હરખચંદ મોતીચંદના તથા

રા. ૧૦૦) અક્ષરજ્ઞાનની યોજના દ્વારા અજ્ઞાન અંધકારને નાશ કરવા માટે શ્રી. રામજીભાઇ તરફના મળ્યા. વડોદરા રાજ્યના ને. ના. દિવાન સા. તરફથી રૂા. ૯૧) ગામડાંઓને લોક-મદદમાં દેવા સારૂ શ્રી. અમીન સા. મારફત મળ્યા. આ બધી મદદના બળે ૨૫ સ્થળોએ પુસ્તકાલયો માટે મદદ આપવામાં આવી. સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી ૯૧ પુસ્તકો ભેટ આવ્યાં જેને માટે વધારાની દસ પેટીઓ તૈયાર કરાવી ગામડાંઓ માટે જેસિંગપુરામાં મૂકવામાં આવી. આ મંડળના આશરા તળે ૪૮ ગામોમાં રાત્રીશાળાઓ પ્રસ્તુત સાલે શરૂ થઇ. અમરેલીમાં બાલ પુસ્તકાલય શરૂ કરવાને ઉત્સવ શ્રી. ગિજુભાઇ બધેકાના અધ્યક્ષપદે યોજાયો ત્યારે પ્રાંતમાંથી કાર્યકરોને બોલાવ્યા હતા, અને અક્ષરજ્ઞાન યોજનાના વ્યાખ્યાનો ગોઠવી સમજણુ આપવામાં આવી હતી. ચલાલા બાલ પુસ્તકાલય સ્થાપનાનો વિચાર અને યોજના આ મંડળ તરફથી ઘડવામાં આવ્યાં, અને ચલાલા ગામે તે કામ ઉપાડી લેવાથી તે સંસ્થાનું ઉદ્ઘાટન પણ શ્રી. ગિજુભાઇના હાથે કરાવ્યું હતું.

સને ૧૯૩૨–૩૩ નું મુખ્ય કાર્ય આ પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિની પહેલી પરિષદ ચલાલા મુકામે શ્રી. નાનાભાઈ કાળીદાસ ભટ્ટના અધ્યક્ષપદે ભરવાનું હતું. એ કાર્યમાં આ મંડળે રૂા. ૫૫) ભેટ આપ્યા હતા. તદુપરાંત શ્રી. રામજીભાઇ હંસરાજ પાસેથી રૂા. ૪૦) ભેટ મેળવી મોકલી આપ્યા હતા. એટલે કુલ રૂપીઆ ૧૦૫) મદદના આપ્યા છે. અમરેલી તાલુકાના વરસડા ગામે પુસ્તકાલય બંધાવવા અમદાવાદ રહેતા શ્રી. ગંગારામ લક્ષ્મીરામને રૂા. ૨૦૦૦) આપવા આ મંડળના વ્યવસ્થાપકોએ વિનંતિ કરતાં તેમણે તે મોકલી આપ્યા, અને મંડળ તરફથી આગળ તજવીજ કરવામાં આવી, અને ઉક્ત પુસ્તકાલયનો પાયો સુબા શ્રી. મંગેશ કમળાજી નાડકર્ણીના હાથે નખાવવામાં આવ્યો. અમરેલીના વરસડા, ગોખરવાળા, વાંકીયા અને મોટા આંકડીયા કેંદ્રોમાં પંચાયત સપ્તાહ વખતે પુસ્તકાલય પ્રદર્શનો યોજવામાં આવ્યાં હતાં. આ વર્ષે કોડીનાર તાલુકાનાં બે ગામો અને ધારીનાં બે ગામોને મદદ આપવામાં આવી હતી. બાર ગામોને પુસ્તક પેટીઓ માટે મદદ આપવાનું મહાલ પંચાયત સપ્તાહ વખતે નક્કી થયેલું પણ પુસ્તકાલય ખાતામાં મદદ માટેની રકમ પુરી થઇ જવાથી બજેટો ઉક્ત સાલમાં બની શકયાં નહિ.

સને ૧૯૩૩–૩૪ માં રંગુન વસતા અમારા એક મિત્ર શ. ગંગાદાસ અમરથી ગાંધીએ રૂા. ૭૫) ગામડાંઓને મદદમાં આપવા એકત્ર કરી મોકલી આપ્યા, તેમ વાંકીઆ ગ્રામ પુસ્તકાલયને મદદ માટે શ્રી. ગિરધરલાલ ધનજી રતનશીએ રૂા. ૫૧) મદદ આપી હતી. આ સાલમાં અમરેલી તાલુકાનાં ૧૨ ગામે પેટીઓ માટે મદદ આપવામાં આવી હતી, અને ઓખામંડળનાં ત્રણ ગામોને મદદ આપવામાં આવી હતી. વડોદરાથી પુસ્તકો ભેટ આવતાં જે તે ગામોને મોકલી આપવામાં આવ્યાં હતાં.

સને ૧૯૩૪–૩૫નું વર્ષ કામ માટે અતિશય નબળું ગયું છે. અમરેલી તાલુકાના એક ગામને, કોડીનારનાં બે ગામને અને દ્વારકા તાલુકાના એક ગામને મદદ અપાયી છે. આ સાલે ચલાલામાં પુસ્તકાલય શિક્ષણ વર્ગ ભરવામાં આવ્યો હતો. વરસડા ગામે પુસ્તકાલયનું મકાન થયું તે ખુલ્લું મુકવાનો વિધિ અમરેલી પ્રાંત સુબા સાહેબ મે. રા. રા. પીલાજીરાવ ગાયકવાડના હાથે થયો હતો

સને ૧૯૩૫-૩૬માં અમરેલી પ્રાંતનાં પંચાત ગામોમાં પુસ્તકાલયો સ્થાપવા રૂ. ૫૦) તથા મહાલના રૂ. ૨૪) ખાતાને મોકલવામાં આવ્યા હતા. આ વર્ષે **"આપણા મહારાજા"** અને **"શ્રીમંત મહારાજા સા. નાં સંસ્મરણો"** નામનાં પુસ્તકોની ચિષ્ટવાચનની પરીક્ષા લેવરાવી હતી. તેના અભ્યાસ માટે ઉક્ત પુસ્તકોની નકલો મંગાવી હતી, અને તે માટે ઇનામો પણ વહેંચવામાં આવ્યાં હતાં.

ઇ. સ. ૧૯૩૬-૩૭ના ગયા વર્ષમાં અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદનું દ્વિતીય અધિવેશન અમદાવાદવાળા ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઇના પ્રમુખપદે અત્રે ભરવામાં આવ્યું હતું અને તે માટે આ મંડળ તરફથી રૂ. ૫૫)ની મદદ આપવામાં આવી હતી અને ખૂટતી રકમ રૂ. ૧૫૦) શેઠ રામજીભાઇએ આપી હતી. અમરેલી અને ધારી મહાલનાં પુસ્તકાલયોની તપાસણી પ્રચારક મારફત કરવામાં આવી હતી. અમારામાંના એક મંત્રી ભાઈ હિંમતલાલ દામનગર મહાલનાં કેટલાંક ગામે ફર્યા હતા. અમરેલી પ્રાંત પંચાયતની મદદ આ પ્રાંતને જે રૂપિયા ૩૦૦૦) મળવા પાત્ર છે, તેને બદલ રૂ. ૨૦૦૦) મળે છે, ને જે માટે અવારનવાર પ્રાંત પંચાયતમાં, ખાતામાં ઇત્યાદિ સ્થળોએ અમોએ ઘટિત પ્રયાસો કર્યા છે, તેટલા પૂરતી ખૂટતી રકમ હિરક મહોત્સવ નિધિમાંથી મળવા અમે તજવીજ કરી હતી. એ સંબંધેના અમારા પ્રયાસો ચાલુ છે. આ વર્ષો દરમીઆન ગામડાંઓને માટે પેટીઓ, કબાટો વગેરે અહીંથી કરાવી દેવામાં આવ્યાં હતાં.

અમરેલી મહાલ પુસ્તકાલય મંડળ તરફથી આ વરસો દરમીઆન ગામડાંઓને મદદ કરવામાં આવી છે. મહાલમાં રા. કૃષ્ણલાલ રણછોડ માનદ પ્રચારક તરીકે ફર્યા છે, અને તેમણે સારું કામ કર્યું છે. બીજા તાલુકાઓમાં રા. ખીમજીભાઇ ટીડાભાઇ, વ્રજલાલ દયારામ, નંદલાલ પુરુષોત્તમ જોષી વગેરેએ પ્રચારક તરીકે સેવાભાવે કામ કર્યું છે. ભાઇ નંદલાલે દામનગરના દૂર પડેલા ખીજડીયા ગામે લોક મદદ ઉભી કરાવી પુસ્તકાલય શરૂ કરાવ્યું છે.

આ પ્રસંગે વડોદરા રાજ્ય પરિષદ મંડળના રોકેલા પ્રચારક આ પ્રાંતમાં બીજા પ્રાંતોના મુકાબલે ફર્યા નથી તેની નોંધ પણ લેવી ઘટે છે, જો કે આ પ્રાંત દૂર છે, તે પણ એક કારણ છે. જો તેમની અમને સંપૂર્ણ મદદ મળી હોત તો ઘણું વધારે કામ થઇ શકત. આ તરફ પરિષદ મંડળનું અમોએ ઘણીવાર લક્ષ દોર્યું છે, અને આ પ્રસંગે ફરી ખેંચીએ છીએ.

આ વરસો દરમીઆન અમરેલી, ચલાલા, કોડીનાર અને દામનગરમાં પરિષદ મંડળ તરફથી શિક્ષણ વર્ગો ભરવામાં આવ્યા છે. પરિષદ મંડળ તરફથી ફાળાની રકમ આવતી રહે છે, અવારનવાર સલાહ સૂચના મળ્યા કરે છે, તેમના પ્રોત્સાહન અને કાર્યવાહી માટે અમે તેનો આભાર માનીએ છીએ.

આજે જેમ આપણે એકત્ર થયા છીએ, એમ ભાગ્યે જ પ્રતિવર્ષે આપણે એકત્ર થઇ શકીએ છીએ. કારણ આ પ્રાંતની ભૌગોલિક પરિસ્થતિ એવી છે. અહીં પ્રતિવર્ષ આવવાના પ્રતિનિધિઓના ખર્ચનો સવાલ મુશ્કેલ હોય છે. તેથી વારંવાર પત્રોથીજ આપણે માત્ર મળી શકીએ છીએ. પ્રાંત પરિષદમાં માત્ર એકત્ર થઇ શકીએ છીએ.

બધાં વરસોનું આ સંયુક્ત નિવેદન આપ સમક્ષ સાદર કરવાનું પ્રયોજન એ છે કે છેલ્લાં વરસોમાં આપણે નહિવત્ કામ કરી શક્યા છીએ. જે પ્રારંભમાં ઉત્સાહપૂર્વક થયેલું તે પછી નથી થઇ શક્યું તેની ગ્લાનિ આપને અવશ્ય થશે.

આ પ્રાંત ગરીબ અને પછાત છે. પરંતુ તેનું પ્રથમ વર્ષોનું કામ બીજા પ્રાંતોના મુકાબલે ઉચ્ચ કોટીનું હતું. અત્યારે અમે મંત્રીઓ સવિશેષ કાળજી આપી શકતા નથી તેનું એક વિશિષ્ટ કારણ એ પણ છે કે અમારા કરેલા પુસ્તકાલયને ખાતા મારફત પંચાયત મદદ ન મળવાના કારણે અમારે તેને જીવતું રાખવા અમારી શક્તિઓ વિશેષ ખર્ચવી પડે છે. બીજું એક સબળ કારણ એક પછી એક ખરાબ વરસો આવવાથી લોક મદદ મેળવવાનું દુષ્કર બન્યું છે, તે છે.

આપણાં મહાલ મંડળો સચેત નથી. જાણે કોઇની કોઇને પડી નથી. આવી પરિસ્થિતિ લાંબો સમય ચલાવી શકાય તેમ નથી. જગત આગળ વધે છે. ગ્રામપુનર્ઘટનાનો પ્રશ્ન હવે ગૌણ મટી વિશિષ્ટ બન્યો છે. મહાલ પુસ્તકાલય મંડળોની ફરજ પોતાના મહાલનાં ગામોને પુસ્તકાલય દૃષ્ટિએ સંપૂર્ણ બનાવવાની છે.

છેલ્લી પરિષદમાં ૩૦ ગામડાંઓમાં નવાં પુસ્તકાલયો ઉઘાડવા બાકી રહ્યાં છે, એમ જણાવ્યું હતું. તે પૈકી ૪ માટે યોજના થઇ ગઈ છે. બાકી માટે હવે તત્કાળ ઘટતું થવું જોઇએ. અમારા એક મિત્ર રંગુનવાળા શેઠ વ્રજલાલ નારણદાસ તરફથી રૂ. ૧૦૦) આ કામ માટે આપવાનું વચન અમને મળ્યું છે. અમે વધુ રકમો મેળવવા પ્રયાસો કરીએ છીએ. પ્રાંતની પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા વિવિધ મહાલ મંડળના કાર્યકરો ઉપરાંત પરિષદે નીચેની સમિતિ નીમી છે :—

| | |
|---|---|
| શ્રી. રામજીભાઇ હંસરાજ | શ્રી. મોહનલાલ વીરજીભાઇ |
| શ્રી. મોહનલાલાલ ઓધવજી | શ્રી. કરસનદાસ ચીતલીયા. |

ઉપરાંત અમે મંત્રીઓ.

આ સમિતિ આપ સહુના સહકારથી ઘટતું કરશે એમ આશા છે.

અહીં સ્થાપેલા મહિલા અને બાલ પુસ્તકાલયો અન્ય પ્રાંતોને પણ પ્રેરક થઈ પડ્યાં છે. તે દૃષ્ટિએ ધારી, કોડીનાર, દામનગર, ચલાલા વગેરે સ્થળે મહિલા પુસ્તકાલયો હાલ તુરત સ્થપાય તેવી તજવીજ થવાનું જરૂરી છે. આ પ્રદેશમાં સ્ત્રીઓ વધુ પડદો પાળે છે. આ હિસાબે બીજા પ્રાંતો કરતાં આ પ્રાંતમાં સ્વતંત્ર યોજનાની સવિશેષ જરૂર છે. પુરુષો અને બાળકોમાં જ જ્ઞાનપ્રચાર વધારીને સમાજનું એક મહત્ત્વનું અંગ આપણે ભૂલી જઇએ છીએ. મહાલોમાં સ્ત્રીઓની પ્રવૃત્તિને વેગ આપવા માટે જો કોઈ પ્રયાસ કરે તો આ કામ સરળ છે. બ્હેનો આ કામ ઉપાડી લેશે, તો સવેળા થઇ જશે. કેટલાક માને છે કે સ્ત્રીઓ વાંચશે નહીં પરંતુ અનુભવ કહે છે કે આ કાર્ય ઉપાડી લેવામાં આવશે તો અવશ્ય સફળતા છે.

પ્રવૃત્તિના આવા વિસ્તાર કરતાં સંગીનતા વધુ સારી છે. ચોતરફ પુસ્તકાલયો સ્થાપે જઇએ પણ વાચન ન કરાવીએ તો બધું નકામું છે. એટલે વાચન વધે તેના પણ

ઉપાયો યોજવા જોઇએ. વાચનમાં પણ શિષ્ટ અને ઉપયોગી વાચન વધે તો જ ઇષ્ટ છે, નહિ તો જે દૃષ્ટિથી આ પ્રયાસો થાય છે, તેનું પરિણામ આવતું નથી. આ પ્રવૃત્તિમાં જેટલી વિશુદ્ધિ આવે તેટલું તેનું ફળ મળે છે. વડોદરા રાજ્યની આ પુસ્તકાલય પ્રવૃત્તિ સ્વાશ્રયના સિદ્ધાંત પર રચાયલી છે. જેથી ગામ મદદ હોય તો જ શ્રીમંત સરકારની મદદ અને પંચાયત મદદ મળે છે. તેની વ્યવસ્થા કરવાનું પણ પ્રજાને શિરે છે. વ્યવસ્થામાં પુસ્તકાલયના વર્ગીકરણથી માંડીને હિસાબો રાખવા સુધીનું કામ સંગીન થવું જોઇએ. વાચન, તેમાં શિષ્ટતા, વ્યવસ્થા, દફતરની ચોખાઇ, વધુ ભેટ મેળવવાના પ્રયાસો, પ્રાચીન ગ્રંથો કે વસ્તુઓ સંગ્રહવાની પ્રવૃત્તિ, રાત્રીશાળા, વગેરેમાં જે મંત્રીઓએ સારૂં કામ કર્યું હોય તેમને ઉત્તેજનાર્થે વહેંચી દેવા રૂા. ૧૦૦) ની જાહેરાત શ્રી. રામજીભાઇ હંસરાજે કરી છે. આનાથી પણ આપણી પ્રવૃત્તિમાં વેગ આવવા સંભવ છે.

શ્રીમંત મહારાજા સાહેબ આવી લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિના પિતા છે. અંધારામાં અંધારા ઝુંપડે પણ જ્ઞાનનો પુનિત પ્રકાશ પ્રસરાવવા તેમની પૂણ્ય ભાવના આપણે ઝીલી લઇએ, તો જ આ વિદ્યાપ્રિય રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની યોજનાનું સાચું ફળ આપણને મળે.

આપણા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના તરફ કાઠીઆવાડના બીજા રાજાઓનું લક્ષ ખેંચાયું છે. જ્યાં તેવી સવડ નથી ત્યાં બાળ વાચનને મદદ કરવા અમે "બાલજ્ઞાન પ્રચારની યોજના" શરૂ કરી હતી. તે યોજના દ્વારા બીનગાયકવાડી ૪૫ ગામોમાં મદદ આપીને પુસ્તકો ભરી પેટીઓ આપી છે, જેમાંનાં કેટલાંક ગામોએ તો એ પેટી સારા પુસ્તકાલય સ્વરૂપમાં પરિણમતી જાય છે.

આપ બધા સમક્ષ આપણા કામનું આ સરવૈયું રજુ કરીએ છીએ, અને માનીએ છીએ કે આપ સહુ આ પ્રવૃત્તિને વિકસાવવા ભવિષ્યમાં આપનો સંપૂર્ણ સાથ આપશો.

આ પ્રવૃત્તિનો બધો યશ શ્રીમંત મહારાજા સાહેબને જ ઘટે છે. શ્રી. મોતીભાઇ અમીન સા૦ નો ફાળો અધિકારી અને ખાનગી સર્જન તરીકે પણ ઘણો છે. પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપકો, પરિષદ મંડળના કાર્યકરો, મહાલ અને પ્રાંતના આ પ્રવૃત્તિમાં રસ લેનારાઓ અને દાતાઓનો અમે આભાર માનીએ છીએ. આ પ્રાંતના સુબા સાહેબો અને બીજા જેણે જેણે પ્રવૃત્તિના વિકાસમાં રસ લીધો છે, તેમના અમે ઋણી છીએ.

અમારા સ્ખલનો માટે ક્ષમા ઇચ્છી ભવિષ્ય માટે આપ સહુના સંપૂર્ણ સહકાર ને બળ ઉપર વિશ્વાસ રાખી અમારૂં નિવેદન પુરૂં કરીએ છીએ.

તા. ૩-૧૦-૩૭
અમરેલી

પ્રતાપરાય ગિરધરલાલ મહેતા
હિંમતલાલ ર. અજમેરા
જગમોહનદાસ લક્ષ્મીદાસ ગાંધી
મંત્રીઓ, અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ.

## સને ૧૯૩૬-૩૭ નો હિસાબ

| જ | ઉ |
|---|---|
| ૩૯- ૨-૦ શ્રી પુરાંત બાકી | ૧૦-૧૧-૦ દામનગર મ. પુ. મંડળ |
| ૪૨- ૮-૦ શ્રી બક્ષિસ ખાતે | ૧-૧૨-૦ નરકતળાવ પુસ્તકાલય |
| ૨૬-૧૩-૦ વ. રા. પુ. મંડળ મદદના | ૮૩- ૮-૩ પુ. સ. સ. મં. લિ. |
| ૧૧૫- ૦-૦ ખેતીવાડી પેઢી | ૯-૧૨-૩ સા. પુ. અમરેલી |
| ૧૦-૧૧-૦ દામનગર મહાલ પુ. મંડળ | ૨૫- ૩-૦ ફોર્મ્સ ખાતે |
| ૬-૧૨-૦ કોડીનાર મ. પુસ્તકાલય મંડળ | ૧૫-૧૩-૦ અક્ષરજ્ઞાન યોજના |
| ═════ | ૧૭- ૦-૯ મહાલ મંડળ અમરેલી |
| ૨૪૦-૧૪-૦ | ૬- ૫-૦ કન્ટીજન્સીઝ |
| | ૩- ૨-૩ પ્રચારક ખાતે |
| | ૫૫- ૦-૦ શ્રી પરિષદ્ અમરેલી ને ભૂગોળ પ્રદર્શન અમરેલીને મદદ |
| | ૧- ૬-૦ પુસ્તકો ખાતે |
| | ૬-૧૨-૦ કોડીનાર મ. પુ. મંડળ |
| | ═════ |
| | ૨૩૬- ૬-૦ |
| | ૪- ૮-૦ શ્રી પુરાંત |
| | ═════ |
| | ૨૪૦-૧૪-૦ |

## ગ્રન્થને

(પૂનમ ચાંદની ખીલી પુરી અહિં રે...એ રાહ)

ભારત માતાના છે સિંહ સમાં સંતાન એ રે!
વ્હાલા પ્રતાપ ને શિવાજી સરખા વીર,
જેની ફૂંકે ફાટે શત્રુદળનાં કાળજાં રે!
એવા વીરમણિની પૂણ્ય સ્મૃતિ તે સંઘરી રે!
પીરસે ભાતભાતની વાની અપરંપાર,
તૃપ્તિ અર્પે તું સૌ માનવને સંસારમાં રે!
જીવન સારંગી બહુવિધ જનોની છેડતાં રે!
કોઈ કર્કશ ને કો તાર મધુર ગુંજેય,
એવાં ગુંજનમાંથી મધુરાં ગુંજન હું ચહું રે!
હેજે ગ્રન્થ મને તું પવિત્ર તુજ સહકારને રે!
તારો સુંવાળો સહકાર મને ગમશે જ,
થાજે એકલ મુજ જીવનપથનો તું ભોમિયો રે,

રાજગઢ. ] લક્ષ્મીરામ પાઠક.

## આકાંક્ષા

કો કાલનાં સ્મારક સાચવ્યાં તેં,
અનન્ત યુગો સ્મૃતિ જાળવી તેં;
જેના થકી માનવ ભુત જોતા,
પ્રવેશતા કો પથ ભાવિ કેરા. — ૧

કો ગ્રંથ ગીતા સમ ધર્મનીતિ
તણા નિધિ, માનવ સૌ સ્વીકારે,
મહાન એ ગ્રંથ થકી ઘણાયે
ભર્યા નિજાત્મા શુચિ જ્ઞાન-તેજે — ૨

પ્રતાપ ને શિવ સમાન તારા
પ્રભાવથી ભારત દિવ્ય રત્નો
પામ્યા નકી મોહક પ્રેરણાઓ
સ્વધર્મના રક્ષક સ્વાભિમાની — ૩

અજ્ઞાનતાના ગૂઢ ગર્ત માંહી–
થી લાવજે તું કર આપી તારો
તું જ્ઞાન વર્ષા સીંચી નિર્મળું એ
વારિ, ભરી દે મુજ આત્મ-કુંજે. — ૪

જયન્ત પાઠક

## ચેતન ભરો

ચેતન ભરો રે ! ચેતન ભરો,
સૃષ્ટિને સિત્કારે ભકત ચેતન ભરો !
ચેતન ભરો રે ! ચેતન ભરો,
બૂઝાતાં હૈયામાં ચેતન ભરો !
દુનિયાઈ દાવાનળ દેહને દઝાડતા,
મલમ પટ્ટા એમાં નેહ કરો,
ચેતન ભરો રે ! ચેતન ભરો !
કોટિ કોટિ કિરણે પ્રભાને વેરતો
લૂંટો લૂંટોને ભકત જ્ઞાનનો ઝરો,
ચેતન ભરો રે ! ચેતન ભરો !
કલ્પવૃક્ષ ફાલ્યું સરવરને કાંઠડે,
સાહીને ડાળ એની દુઃખડાં હરો,
ચેતન ભરો રે ! ચેતન ભરો;
ટપકે સુધાભરી એની પાંખડીઓ,
પકડી ચેતન પૂર્યા કરો,
ચેતન ભરોરે ! ચેતન ભરો !

— રમુલભાઈ ન. વહોરા.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની

# વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળના વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા તા. ૧૦–૧૦–૩૭ ને રવિવારના રોજ બપોરના ૩ વાગે પુ૦ સ૦ સ૦ મંડળ લિ. ની ઑફિસમાં મંડળના પ્રમુખ રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ સાહેબના પ્રમુખસ્થાને ભરવામાં આવી. તેમાં મંત્રીઓ શ્રી મોતીભાઈ ન. અમીન ને મણિલાલ કાશીવાળા, તથા શ્રી ચીમનભાઈ હ. અમીન, શ્રી નટવરલાલ ગિ. શાહ, શ્રી ચુનીલાલ પુ. શાહ, શ્રી જયવતીબેન દેસાઈ: એ સભ્યો ઉપરાંત પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક મે. વાકનીસ સાહેબ તથા મદદનીશ વ્યવસ્થાપક રા. રા. રાંગણેકર સાહેબ તથા શ્રીયુત નાનાભાઈ ચં. દીવાનજી પણ હાજર હતા. અન્ય સભ્યો પૈકી વિસનગરથી શ્રી મહાસુખભાઈ ચુ. શેઠ, ગણદેવીથી શ્રી કાવસજી ગણદેવીઆ, પાટણથી મણિલાલ માધવજી દવે, તથા અમરેલીથી શ્રી પ્રતાપરાય ગિ. મહેતાના કાર્યક્રમને સમ્મતિસૂચક પત્રો આવ્યા હતા.

કામની શરૂઆત કરતાં શ્રી કાશીવાળાએ છાપેલો અહેવાલ તથા હિસાબ વાંચી સંભળાવ્યો ને નવા વર્ષનું અંદાજપત્ર રજુ કર્યું, જે બન્ને યથાયોગ્ય વિચારણા અંતે સર્વાનુમતે મંજુર રાખવામાં આવ્યાં. સીનેમાના પ્રશ્નનો છેવટનો નિકાલ કરવાની સત્તા મંત્રીઓને આપવામાં આવી. બાદ ગત વર્ષમાં તૈયાર કરાવેલા 'બાલ સાહિત્ય સર્વ સંગ્રહના બીજા ભાગ' ની ૫૦૦ થી ૧૦૦૦ નકલો છપાવવાનો ને તેનો ખર્ચ મંજુર થયેલ બજેટ ઉપરાંતની રકમમાંથી કરવાનો ઠરાવ થયો.

### શ્રી વાકનીસ સાહેબનું પ્રવચન

બાદ મે. વાકનીસ સાહેબે મંડળના ધ્યેય ને કાર્ય બદલ આનંદ પ્રદર્શિત કરી જણાવ્યું કે "જુદાં જુદાં પુસ્તકાલયોનું સંગઠન સાધવું, શિષ્ટ વાચનનો પ્રચાર કરવો, તાલીમ વર્ગો ચલાવવા એ વગેરે ધ્યેયો ને કાર્યો બ્રિટિશ પુસ્તકાલય મંડળના છે તેવાંજ ધ્યેયો આપણા આ મંડળનાં છે ને તે દિશામાં તે કાર્ય પણ કરે છે એ આનંદની વાત છે. માત્ર તફાવત હોય તો એટલો કે બ્રિટિશ પુ. મંડળને રાજ્ય તરફથી આર્થિક મદદ નથી અપાતી જ્યારે આપણે ત્યાં તે અપાય છે. બીજી એક બે બાબતોમાં આપણા મંડળે બ્રિટિશ મંડળનું અનુકરણ કરવા જેવું છે તે એ કે વાચન સાહિત્યની બાબતમાં જુદી જુદી સંસ્થાઓ વચ્ચે સહકાર સાધવો ઈષ્ટ છે. જુદા જુદા વિષયની બધી જ ચોપડીઓ બધાંજ પુસ્તકાલયો વ્યક્તિગત રીતે ખરીદે તેને બદલે અમુક વિષયનાં બધાંજ પ્રકાશનો અમુક અમુક પુસ્તકાલયોએ ખરીદવાં જ એવી પરસ્પર સમજૂત થાય ને તે સિવાયનાં પુસ્તકોની જરૂર પડે ત્યારે તે તે સ્થળોથી મંગાવી લેવાય. આવી જાતની ગોઠવણ આપણે ત્યાં શક્ય છે કે કેમ તે વિચારી જોવાની હું આપણા રાજ્ય

પુ॰ મંડળને ભલામણ કરું છું. બીજું કે પ્રકાશનો તો સારાં સારાં બહાર પડે છે. પણ તે પુસ્તકાલયોના કાર્યકર્તાઓની જાણ બહાર રહે છે. 'પુસ્તકાલય' માસિકમાં એમની યાદીઓ તથા પરિચય વગેરે આપવામાં આવે છે. છતાં કામ કરનારાઓના પ્રમાદ ને નિષ્કાળજીને કારણે તેનો લાભ જોઇએ તેવો લેવાતો નથી. તેથી ગામડાંના લોકોને વાંચવા જેવા શિષ્ટ સાહિત્યની વાનગી ચખાડી જુદાં જુદાં નવીન પ્રકાશનોની વસ્તુ ને ઉપયોગિતા તેમના ધ્યાન પર લાવવાની કોઇ ગોઠવણ પણ આવકારપાત્ર થઇ પડે. પહેલાં આપણા દેશમાં કથાકાર ને કીર્તનકારની સુંદર વ્યવસ્થા હતી. કથાકારો ને કીર્તનકારો ઠેરઠેર ઘુમી લોકજાગૃતિને પોષવાનું કામ કરતા હતા. આ યુગમાં એવી જાતના 'પુસ્તકકીર્તનકારો' નો વર્ગ આપણે ઉભો કરી શકીએ ને તેઓ જો જનતાને સારાં સારાં પુસ્તકોના વાચન તરફ આકર્ષે તો સારૂં પરિણામ આવી શકે. આવો અખતરો પણ કરવા જેવો છે."

આ પછી વર્ગીકરણની અત્યારની પદ્ધતિને સંપૂર્ણ શાસ્ત્રીય ગણી શકાય કે કેમ તે નક્કી કરવા તથા એમાં આવશ્યક સુધારા વધારા વિચારી કાઢવાને ગુજરાતના વિદ્વાનોનો સહકાર મેળવવાની જરૂરિયાત, વર્ગીકૃત નામાવલિઓના બે ભાગ પ્રસિદ્ધ થયા છે તેવો તે પછીનાં પ્રકાશનોનો ત્રીજો ભાગ તૈયાર કરાવવાની શકયતા વગેરે બાબતો સંબંધી તથા પ્રવચનમાં સમવેલાં કાર્યો હાથ ધરવાને જોઇતી લાયકાતવાળા સેવાભાવી કાર્યકરો ને તેટલા પૂરતા ખર્ચ વગેરે પ્રશ્નો સંબંધી વિચારોની આપલે તેઓ સાહેબે કરી હતી.

આ વખતની મંડળની સભામાં ખાતાના અધિકારીઓની હાજરીથી અને શ્રી વાકનીસ સાહેબના પ્રવચન અને સહાનુભૂતિભર્યા વાર્તાલાપથી પ્રમુખાદિ સર્વ કોઇને ખૂબ જ આનંદ થયો હતો; અને ખાતાના અધિકારી સાહેબ મંડળની કાર્યપ્રણાલીમાં સક્રિય રસ લઇ યોગ્ય સલાહ ને માર્ગદર્શન વખતોવખત આપતા રહેશે તો મંડળ વધારે કાર્યક્ષમ બની શકશે એવી આશા પડી હતી.



## સ્વીકાર

નીચેનું સાહિત્ય મળ્યું છે: પરિચય હવે પછી અવકાશે:—(૧) ગ્રામદેવતા (૨) શ્રી પૂર્વ આફ્રિકા સત્સંગ મંડળનો છઠ્ઠા અધિવેશનનો હેવાલ (૩) શ્રી કે. બા. સાર્વ. સ્ત્રી અને બાલ પુ. નો ૩૬–૩૭નો રિપોર્ટ (૪) કરજણ સાર્વ. પુ. નું ૩૬–૩૭નું નિવેદન (૫) પુનીબા સાર્વ. મહિલા પુ. સોજીત્રાનો ૩૬–૩૭નો વા. રિપોર્ટ (૬) ચરોતર વિ. સ. સ. મં, લિ. નો ૧૭મા વર્ષનો રિપોર્ટ (૭) ગુરૂકુલ સુદર્શન : અંક ૪ (૮) પશ્ચિની પુ: ૧ અં: ૧: તંત્રી: જસવંત ઠાકર: પ્રકાશક, નવચેતન સા. મંદિર ૨૪૫૬ ભદ્ર અમદાવાદ: વાર્ષિક લવાજમ ૪–૦–૦ ભેટ પુસ્તક સાથે (૯) જ્યોતિ: વર્ષ ૧ અંક ૧: તંત્રી, રતિલાલ માધવાણી, રાજકોટ: વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૧) પરદેશ રૂ. ૧॥ (૧૦) લોકમત: વર્ષ ૧: અં: ૩: તંત્રી, મગનભાઇ પટેલ, પૂના વા. લવાજમ ૪–૪–૦, પરદેશ ૧૨ શિ. (૧૧) बहाड शाळापत्रक (મરાઠી) वर्ष ८२ अंक ५ वा. : संपादक, अ. तु. वाळके, उमरावती वर्गणी रु. २॥.(१२) Indiana: A-B-C Issue of Gen. Index No. Benares city. (૧૩) સિદ્ધપુર સા. પુ. નું ૧૯૩૬–૩૭ નું નિવેદન.



# પુસ્તકાલયોની તપાસણી

**નીચેના** પ્રચારકોએ જણાવેલી મુદત દરમ્યાન નીચેનાં સ્થળોની મુલાકાત લઇ તપાસણી, વ્યવસ્થા, પ્રચાર વગેરેની કામગીરી બજાવી છે :—

(૧) સાવલી મહાલ માનદ પ્રચારક શા. શા. સોમાભાઇ ગરબડભાઇ માહે ઓગસ્ટ-ઑક્ટોબર :-(૧) ગોઠડા ( ખુટતાં પુસ્તકો મેળવી લેવાની તથા વર્ગીકરણ થઇ જવાની જરૂર ) (૨) મેરાકુવા ( નવીન પુ૦ માટે રૂ. ૭૫ ની ટીપ કરી બજેટ બનાવી મોકલ્યું ) (૩) વાલાવાવ ( બજેટ બનાવી આપ્યું તથા વાર્ષિક રિપોર્ટ તૈયાર કરાવ્યો. ) (૪) ગાંગડીઆ (૫) ડેસર ( પુ. ખાતાના મકાનથી ગામ પર જઇ પુ. ને શાળામાં ખસેડાવ્યું ).

(૨) કરજણ મહાલ માનદ પ્રચારક શ. શ ભાઇલાલ બાવાજી પટેલ : સપ્ટેમ્બરમાં:- (૧) ગંધારા (૨) ગણપતપુરા (૩) વેમારડી (૪) માંગલેજ.

(૩) પાદરા મહાલ માનદ પ્રચારક પા. મોતીભાઇ કુબેરભાઇ : માહે સપ્ટેમ્બરમાં (૧) ભાણપુર (૨) દણોલી (૩) સાંપલા (૪) સાણપુર ( નં. ૧ થી ૩ ને બજેટ બનાવી મોકલવાની તથા ખુટતાં પુસ્તકોની યાદી મોકલી આપવાની, અને નં. ૪ ને જીર્ણ પુસ્તકો કમી કરાવવાની તજવીજ કરવાની સમજૂત આપી ).

(૪) ચાણસ્મા મહાલ પ્રચારક વ મ. પુ. મં. ના મંત્રી શ. રા. નાનજીભાઈ જે. પટેલ : સપ્ટેમ્બર માસમાં :—(૧) ભાટસર (૨) જસલપુર (૩) ગોખરવા (૪) ખોરસમ.

(૫) પલસાણા મહાલ માનદ પ્રચારક રા. ગોપાલજી ગોવિંદજી : જુલાઈ ઓગષ્ટમાં (૧) કડોદરા (વર્ગીકરણ કરવાની સમજૂત ને તાકીદ આપી) (૨) ચલથાણ ( વર્ગીકરણ તૈયાર કરી દીધું ) (૩-૪) અસ્તાન અને ખરવાસા ( વર્ગીકરણનાં પત્રકો તૈયાર કરાવ્યાં ) (૫) વડદલા ( પુસ્તકોની મેળવણી કરાવી શેરો કરાવ્યોઃ વાચક રજીસ્ટર રખાવ્યું.

(૬) અમરેલી પ્રાંત પ્રચારક રા. રા. પ્રભાશંકર ભીમજી ઠાકર : જુલાઈ માસમાં :- ધારી મહાલનાં (૧) સરસીઆ (૨) અમૃતપુરા (૩) જીરા (૪) કુબડા (૫) ગોવિંદપુર (૬) વીરપુર (૭) દેવલા (૮) દળખાણીઆ (૯) ખીચા (૧૦) મીઠાપુર (૧૧) ખોડાવડ (૧૨) માધુપુર (૧૩) ફાચરીઆ.

પ્રચારક ભાઈઓએ રૂબરૂમાં આપેલી સૂચના-સમજૂતનો યોગ્ય તે અમલ શીઘ્ર કરી દેવાની જેને તેને ભલામણ છે.

# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રાચીન ભારતવર્ષ ભા. ૩જો | શાહ, ત્રિભોવનદાસ કલ્યાણચંદ | શશિકાન્ત એન્ડ કુંપની રાવપુરા ટાવર, વડોદરા | ૬– ૮–૦ | |
| ૨ | લગ્ન પ્રપંચ | પટેલ, નરસિંહભાઇ ઇશ્વરભાઇ | પ્રસ્થાન કાર્યાલય પારસી અગીઆરી, અમદાવાદ | ૩– ૮–૦ | બૃહદ્ ગ્રંથાવલી પુ૦ ૧૦મું |
| ૩ | સત્યશ્રી કબીર દિગ્વિજય ભા. ૧લો | મહંત રતનદાસજી રેવાદાસજી | કર્તા, શ્રી કબીર સાહેબનું મંદિર, ખાડીઆ, અમદાવાદ | ૧રૂ. કા.પુ. ૧– ૪–૦ પાકું પૂઠું | સત્યપથ ગ્રંથમાળા પ્રથમ પુષ્પ |
| ૪ | 'પ્રાચીન ભારતવર્ષ'નું સિંહાવલોકન | આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિજી | શ્રી યશોવિજયજી ગ્રંથમાળા સિરિઝ નં. ૧૩૭, હેરિસ રોડ ભાવનગર | ૧– ૮–૦ | |
| ૫ | સુરધુની (ત્રણ ન ટકે) | શુક્લ, બચુભાઇ વિલેપારલે–મુંબાઇ | કર્તા | ૦–૧૨–૦ | |
| ૬ | સૌન્દર્યની દૃષ્ટિએ | ગિજુભાઇ | શ્રી. દ. મૂ. પ્રકાશન મંદિર | ૦– ૫–૦ | બાળસાહિત્ય-વાટિકા પુ. ૨૭મું |
| ૭ | આજ-કાલ | પારેખ, પુરૂષોત્તમ | નવચેતન સાહિત્ય મંદિર, ૨૪૫૬, ભદ્ર, અમદાવાદ | ૧રૂ. કા.પુ. ૧– ૪–૦ પાકું પૂઠું | |
| ૮ | ચીણગારી | ભાનુપ્રસાદ વ્યાસ | ગાંડીવ સા૦ મંદિર સુરત | ૦–૧૨–૦ | ગાં૦ કુમારમાળા પુ૦ ૧૦ |
| ૯ | કહેવતમાળા (ભૌગોલિક) | (સં) જયશંકર પાઠક અને કચરાલાલ સોની | સંપાદકો, વેડા તા. વિજાપુર | ૦– ૧–૦ | શિક્ષણ સ૦ સાહિત્ય પ્રચાર ૧ |
| ૧૦ | પૂર્ણયોગની ભૂમિકાઓ | અંબાલાલ બા. પુરાણી, પોંડીચેરી | શ્રી અરવિંદ કાર્યાલય આણંદ | ૦– ૮–૦ | |




**૧-૨. રંગદ્વેષનો દુર્ગ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ**:—લેખક, પ્રાણશંકર સોમેશ્વર જોશી; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પહેલી વાર, ૧૯૩૭; ક્દ ૧૬ પેજી પૂર્વાર્ધનાં પૃષ્ઠ ૧૩૫, ઉત્તરાર્ધનાં ૫૬૦; પાકું કાપડી પુઠું; કિં. પૂર્વાર્ધની રૂ. ૨-૦-૦, ઉત્તરાર્ધની રૂ. ૩-૦-૦.

આ પુસ્તકો ગુર્જર ગ્રંથમાળાના ૪ થા ૫ માં પ્રકાશનો હોઇ તેમાં દક્ષિણ આફ્રિકાના ગોરા સંસ્થાનિકો હિંદી વ ઇતર એશિયાટિક પ્રજાઓનો તેમજ મૂળ વતનીઓનો કેવો દ્વેષ કરે છે, ને તેમાંય હિંદીઓનો કયા કારણસર કેવો દ્રોહ કરે છે તે સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. બોઅર નામે ઓળખાતી ડચ અને અંગ્રેજ એ બે દક્ષિણ આફ્રિકાની ગોરી વસાયતો વચ્ચે બીજી કેટલીક બાબતોમાં ઘર્ષણ અને અથડામણોના પ્રસંગ વખતોવખત ઉપસ્થિત થતા રહેવા છતાં હિંદીઓ પ્રત્યેની ત્રાસનીતિમાં તો બધા જ યૂરોપિયનો કેવા એકમત છે, ને સ્વાર્થાંધતાના આવેશમાં જાહેર રીતે સ્વીકારાયલાં વચનો ને જવાબદારીઓને પણ કેવી નફટાઇથી ઉથલાવી પાડે છે, ને એ વિષયમાં ખુદ હિંદી સરકાર તથા શહેનશાહી સરકાર પણ હિંદીઓને ન્યાય અપાવવામાં કેમ ને કેવી પાછી પડે છે તથા અત્યારે મામલો કેવી સ્થિતિએ આવી પહોંચેલો છે, તેનો આબેહુબ ચિતાર આ પુસ્તકોના વાચનથી મળી રહે તેમ છે. મહાત્મા ગાંધીજીની દક્ષિણ આફ્રિકામાંની સેવાનો પણ સુંદર ખ્યાલ મળે છે. હિંદ માટે થઇ પડેલો દ. આફ્રિકાનો કોયડો સમજવાને આ પુસ્તકો અત્યંત ઉપકારક થઇ પડે તેમ છે. એ છૂટથી વંચાય ને દક્ષિણ આફ્રિકાના એ કોયડામાં આમજનતા રસ લેતી થાય એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. એટલે શક્તિશાળી એકે એક પુસ્તકાલય તેમ ઇતર સંસ્થાઓ આ પ્રકાશનો જરૂર ખરીદે ને વંચાવરાવે.

**૩. વિજ્ઞાનના દૃષ્ટાઓ ભા. ૧ લો**:—ભાષાંતરકાર, શ્રી મોંઘીબેન; પ્રકાશક, શ્રી દ. મૂ. પ્રકાશન મંદિર, ભાવનગર; પહેલી વાર, ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૧૧૮; કાચું પૂઠું; કિં. ૦-૫-૦.

ચરિત્ર વિષયક આ પુસ્તક શ્રી દ. મૂ. બાલસાહિત્ય વાટિકાનું ૨૦ મું પુષ્પ હોઇ તે આર્કિમિડિસ, ગેલીલીઓ, સર આઇઝેક ન્યુટન, માઇકેલ ફેરાડેઃ એ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોના જીવન અને કાર્યની ઝાંખી કરાવવા ઉપરાંત વિદ્યુત શક્તિની શોધ અને તેને વ્યવહારમાં આણવાના વિવિધ પ્રયત્નોની સરસ માહિતી પૂરી પાડે છે. સરળ ભાષા શૈલીમાં લખાયલું ને મોટાં બીબાંમાં છપાયલું આ પ્રકાશન બેશક આવકારપાત્ર છે.

૪. ન્યાતનાં નખરાં યાને જુવાનોની જયોત :—લેખક-પ્રકાશક, ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, દેવગઢ બારીઆ; પ્રથમ આવૃત્તિ, ૧૯૩૭; પૃ. ૧૬ પેજી ૪+૮૨; કાચું પુઠું; કિં. ૦-૬-૦.

ગુર્જરી ગ્રંથમાળાના ૧૦ મા મણકા તરીકે પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક ત્રિઅંકી નાટકનું છે. નાટકનું વસ્તુ કેવળ કલ્પિત નથી પણ આપણી સામાજિક પરિસ્થિતિ અને કહેવાતા: જ્ઞાતિ પટેલો અને તેમના આંધળા અનુયાયીઓના વર્તન ને માનસનું યથાર્થ ચિત્રદર્શન છે. ન્યાતોના બંધારણમાં ને વહિવટમાં ઘુસી ગયેલા સડાને દૂર કરવાને લોકમત જાગૃત કરવાની કેટલી બધી આવશ્યકતા છે, ને તે કામ જો તે જ્ઞાતિનો સંસ્કારી જુવાન વર્ગ સંગઠિત થાય તો સહેલાઇથી થઇ શકે તેમ છે, એમ આ નાટક પ્રતિપાદિત કરે છે. જ્ઞાતિઓની પરિષદ કે મોટા સમારંભો પ્રસંગે ભજવવા જેવું સુંદર બોધક નાટક છે. તે વસાવાય ને યોગ્ય પ્રસંગે ભજવાવાય એમ ઇચ્છીએ.

૫. ગ્રામ સેવક દિનેશ :—લેખક, હિંમતલાલ ચુ શાહ; પ્રકાશક, જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ અમદાવાદ તથા મુંબાઈ નં. ૨; પ્રથમ મુદ્રણ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૩૯૫; પાકું પુઠું; કિં. ૨-૦-૦.

સુપ્રસિદ્ધ 'શ્રીબોધ' માસિકના ભેટ પુસ્તક રૂપે વહેંચાયલી આ નવલકથા ખૂબ જ આદરપાત્ર છે. એનું કલામય વસ્તુગુંફન આપણા વાર્તાસાહિત્યમાં અપૂર્વ ભાત પાડે છે. આજ કાલ ગવાઇ રહેલો ગ્રામોદ્ધારનો પ્રશ્ન કેવો અટપટો છે, તેના ઉકેલ માટે ભાવનાશીલ શ્રીમાન અને બુદ્ધિમાન યુવકોએ ખુદ ગામડાંમાં ગ્રામજનોની વચ્ચે વસીને કેવી કેવી મુસ્કેલીઓ વચ્ચે કેવી સિફતથી કામ કરવાનું છે, અને નિ:સ્વાર્થી સેવક અનેક પ્રકારની અગવડો ને મુશ્કેલીઓ વચ્ચે પણ પોતાની નીડરતા, નિષ્પક્ષપાતતા, શુદ્ધનિષ્ટા ને સેવાપરાયણતાથી આબાલવૃદ્ધ સર્વ કોઇનાં દીલ જીતી લઇ ગ્રામ સુધારણાનું ધ્યેય આખરે કેવી રીતે સિદ્ધ કરી શકે તેનો કાલ્પનિક પણ સુંદર ખ્યાલ આ પુસ્તકના વાચનથી મળી રહે છે. કુળવાનશાહીના ખોટા ખ્યાલ ને તેનાં માઠાં પરિણામનો હૃદયંગમ ચિતાર પણ મુખીપુત્રી ગંગાનાં વીતક વાંચતાં વાચકનાં દીલમાં ખડો થયા વગર નહિ રહે.

આવી ચાલુ જમાનાની ભાવનાઓને પોષક ને માર્ગદર્શક વસ્તુવાળી આ નવલકથા સાચે જ એક સુંદર કૃતિ છે. વાંચવા માંડ્યા પછી એકી બેઠકે પૂરી કર્યા વગર છોડવાનું ન ગમે એવું સરસ પાત્રાલેખન છે. કદનાં પ્રમાણમાં કિંમત પણ બહુ નથી. એટલે નાનાં મોટાં સર્વ પુસ્તકાલયો એને ખુશીથી ખરીદી શકે તેમ છે. પુસ્તક આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષ સાથે બેસી વાંચી શકે એવું છે: ડાયરા જમાવી જાહેર વાચન કરવા જેવું છે. આવી સુંદર કૃતિ ગુજરાતને આપવા બદલ ભાઈ હિંમતલાલને ખાસ અભિનંદન !

૬. પથિકનાં પુષ્પો ગુચ્છ બીજો :—લેખક, અંબાલાલ બા. પુરાણી, પ્રકાશક, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ; પહેલી આવૃત્તિ, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પૃ: ૨૯૫; કાચું પુઠું; કિં. ૧-૮-૦.

'ગીતા નિષ્કર્ષ' 'ભક્તિયોગ' 'સાધના' 'ટાગોરકૃત સંસ્મરણો' 'પૂર્ણયોગ' 'યોગિક સાધન' 'તિલોત્તમા' 'દર્પણના ટૂકડા' ઇત્યાદિ પુસ્તકોથી તેમ 'કૌમુદી' વગેરે સામયિકોના નિયમિત તેમ ખાસ અંકોમાં આવતા અભ્યાસપૂર્ણ લેખો દ્વારા ભાઈ અંબાલાલ પુરાણીનું નામ શિક્ષિત ગુજરાતને સુવિદિત હોય જ. ચિંત્વનશીલ લેખકો આપણે ત્યાં જે ગણ્યાગાંઠ્યા છે તેમાંના એક ભાઈ અંબાલાલ પુરાણી છે. પ્રસ્તુત પુસ્તક એ તેમની ચિંત્વનશીલતાના પરિપાક રૂપ વિવિધ વિષયનાં જે લખાણો એમણે ગુજરાતનાં અગ્રગણ્ય સામાયિકોમાં અવારનવાર છપાવેલાં તેનો એકત્ર સંચય છે. આ જાતની એમની આ બીજી પ્રસાદી છે. એમાં 'ગાંધીયુગ અને પુર્વયુગની સરખામણી' જેવા વિચારપૂર્ણ નિબંધો, પ્રેરણાત્મક પત્રો, 'એક ચમત્કારી મૂર્તિ' ને 'પરમ આત્મહત્યા' નામની તાત્ત્વિક વાર્તાઓ, 'રાજપુત યુગના ઇતિહાસનું દર્શન' વગેરે પ્રકીર્ણ લેખો, તથા વૈદિક ભાવનાની મીમાંસા કરનારા અભ્યાસપૂર્ણ લેખો મળી એકંદર ૧૭ સુવાચ્ય લખાણો સંગ્રહાયાં છે. ગુજરાતનો સંસ્કારવાંછુ વાચકવર્ગ એને વાંચ્યા વગર ન જ રહેઃ અને એવાઓની અનુકૂળતા ખાતર સાધનસંપન્ન પુસ્તકાલયો મોડે વહેલે પણ એને અપનાવ્યા વગર ન જ રહે.

૭. **પૂર્ણયોગની ભૂમિકાઓ**:—લેખક–પ્રકાશક, ઉપર પ્રમાણે; પહેલી આવૃત્તિ ૧૯૩૭; પૃ: ૯૩; કાચું પુંઠું; કિ. ૦–૮–૦.

સાંપ્રત યુગના સિદ્ધ પુરૂષ શ્રી અરવિંદ બાબુની નૂતન યોગપ્રણાલિકાનું રહસ્ય ગુજરાતી જીજ્ઞાસુઓને સમજાવવા ખાતર 'પૂર્ણયોગ' ના ૫ ખંડો લેખક ભાઈએ પ્રસિદ્ધ કરાવેલા છે. તે દરેકમાં તે તે વિષયનું નિરૂપણ કરતી ભૂમિકા લેખકે પોતે સ્વતંત્ર રીતે લખેલી છે. તેનો એકત્ર સંચય પ્રસ્તુત પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયો છે તે આવકારપાત્ર છે–ખાસ એટલા માટે કે 'ભક્તિયોગ' અને 'વિજ્ઞાન યોગ' સિવાય 'પૂર્ણયોગ'ના બીજા ખંડો અત્યારે અપ્રાપ્ય બન્યા છે, એવે વખતે આ પ્રકાશન સાધકો તેમ જીજ્ઞાસુઓને ખાસ ઉપકારક થઈ પડશે.

૮. **સાહિત્ય ભિખ્ખુ અખંડાનંદજી**:—યોજક અને પ્રકાશક, ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ, ૩૬ બી. ડૉ. રાજેન્દ્રરોડ પો. એલ્ગીનરોડ–કલકત્તા; ૧૯૩૭; પોથી કદનાં પૃ: ૩૨; કાચું પુંઠું; કિં. ૦–૨–૦.

ગુજરાતના મુગા પણ સાચા સાહિત્યસેવક અને સસ્તા સાહિત્યના પરમ પ્રચારક તરીકે ભિક્ષુ શ્રી અખંડાનંદજીને આજે કોણ નથી ઓળખતું ? જે વખતે સાહિત્ય પ્રકાશન નહિ જેવું હતું ને લોકભોગ્ય સાહિત્યનાં તો સાંસાં જ હતાં, તેવે વખતે ગુજરાતમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' નામક સંસ્થાની સ્થાપના કરી તેને જ પોતાની આજીવન સેવા અર્પનાર પૂ. અખંડાનંદજીના પૂર્વજીવનનો પરિચય બહુ ઓછાને જ હશે. કારણ એ કર્તવ્યનિષ્ઠ નિરભિમાની સાધુ પુરૂષે પોતાના પરિચયના પ્રસંગો દક્ષતાપૂર્વક ટાળ્યા કર્યા છે. એટલે એમની સેવાનો વર્ષો લાગટ લાભ પામેલા ભાઈ ત્ર્યંબકલાલ શુકલને હાથે લખાયેલી એ સાચા ભિખ્ખુની આ નાનકડી જીવનપોથીને સર્વ કોઈ આનંદથી વધાવી લેશે એ નિ[illegible]

ના. નં. ચોકસી.

૪. ન્યાતનાં નખરાં યાને જુવાનોની જ્યોત :—લેખક-પ્રકાશક, ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, દેવગઢ બારીઆ; પ્રથમ આવૃત્તિ, ૧૯૩૭; પૃ. ૧૬ પેજી ૪+૮૨; કાચું પુઠું; કિં. ૦-૬-૦.

ગુર્જરી ગ્રંથમાળાના ૧૦ મા મણકા તરીકે પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક ત્રિઅંકી નાટકનું છે. નાટકનું વસ્તુ કેવળ કલ્પિત નથી પણ આપણી સામાજિક પરિસ્થિતિ અને કહેવાતા જ્ઞાતિ પટેલો અને તેમના આંધળા અનુયાયીઓના વર્તન ને માનસનું યથાર્થ ચિત્રદર્શન છે. ન્યાતોના બંધારણમાં ને વહિવટમાં ઘુસી ગયેલા સડાને દૂર કરવાને લોકમત જાગૃત કરવાની કેટલી બધી આવશ્યકતા છે, ને તે કામ જો તે જ્ઞાતિનો સંસ્કારી જુવાન વર્ગ સંગઠિત થાય તો સહેલાઇથી થઇ શકે તેમ છે, એમ આ નાટક પ્રતિપાદિત કરે છે. જ્ઞાતિઓની પરિષદ કે મોટા સમારંભો પ્રસંગે ભજવવા જેવું સુંદર બોધક નાટક છે. તે વસાવાય ને યોગ્ય પ્રસંગે ભજવાવાય એમ ઇચ્છીએ.

૫. ગ્રામ સેવક દિનેશ :—લેખક, હિંમતલાલ ચુ શાહ; પ્રકાશક, જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ અમદાવાદ તથા મુંબાઈ નં. ૨; પ્રથમ મુદ્રણ ૧૯૩૭; ૧૬ પેજી પૃ. ૩૯૫; પાકું પુઠું; કિં. ૨-૦-૦.

સુપ્રસિદ્ધ 'પ્રબોધ' માસિકના ભેટ પુસ્તક રૂપે વહેંચાયલી આ નવલકથા ખૂબ જ આદરપાત્ર છે. એનું કલામય વસ્તુગુંફન આપણા વાર્તાસાહિત્યમાં અપૂર્વ ભાત પાડે છે. આજ કાલ ગવાઇ રહેલો ગ્રામોદ્ધારનો પ્રશ્ન કેવો અટપટો છે, તેના ઉકેલ માટે ભાવનાશીલ શ્રીમાન અને બુદ્ધિમાન યુવકોએ ખુદ ગામડાંમાં ગ્રામજનોની વચ્ચે વસીને કેવી કેવી મુશ્કેલીઓ વચ્ચે કેવી સિફતથી કામ કરવાનું છે, અને નિઃસ્વાર્થી સેવક અનેક પ્રકારની અગવડો ને મુશ્કેલીઓ વચ્ચે પણ પોતાની નીડરતા, નિષ્પક્ષપાતતા, શુદ્ધનિષ્ઠા ને સેવાપરાયણતાથી આબાલવૃદ્ધ સર્વ કોઇનાં દીલ જીતી લઇ ગ્રામ સુધારણાનું ધ્યેય આખરે કેવી રીતે સિદ્ધ કરી શકે તેનો કાલ્પનિક પણ સુંદર ખ્યાલ આ પુસ્તકના વાચનથી મળી રહે છે. કુળવાનશાહીના ખોટા ખ્યાલ ને તેનાં માઠાં પરિણામનો હૃદયંગમ ચિતાર પણ મુખીપુત્રી ગંગાનાં વીતક વાંચતાં વાચકનાં દીલમાં ખડો થયા વગર નહિ રહે.

આવી ચાલુ જમાનાની ભાવનાઓને પોષક ને માર્ગદર્શક વસ્તુવાળી આ નવલકથા સાચે જ એક સુંદર કૃતિ છે. વાંચવા માંડ્યા પછી એકી બેઠકે પૂરી કર્યા વગર છોડવાનું ન ગમે એવું સુરસ પાત્રાલેખન છે. કદનાં પ્રમાણમાં કિંમત પણ બહુ નથી. એટલે નાનાં મોટાં સર્વ પુસ્તકાલયો એને ખુશીથી ખરીદી શકે તેમ છે. પુસ્તક આબાલવૃદ્ધ સ્ત્રી પુરુષ સાથે બેસી વાંચી શકે એવું છેઃ ડાયરા જમાવી જાહેર વાચન કરવા જેવું છે. આવી સુંદર કૃતિ ગુજરાતને આપવા બદલ ભાઈ હિંમતલાલને ખાસ અભિનંદન !

૬. પથિકનાં પુષ્પો ગુચ્છ બીજો :—લેખક, અંબાલાલ બા. પુરાણી, પ્રકાશક, શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ; પહેલી આવૃત્તિ, ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પૃ : ૨૯૫; કાચું પુઠું; કિં. ૧-૮-૦.

'ગીતા નિષ્કર્ષ' 'ભક્તિયોગ' 'સાધના' 'ટાગોરકૃત સંસ્મરણો' 'પૂર્ણયોગ' 'યોગિક સાધન' 'તિલોત્તમા' 'દર્પણના ટૂકડા' ઇત્યાદિ પુસ્તકોથી તેમ 'કૌમુદી' વગેરે સામયિકોના નિયમિત તેમ ખાસ અંકોમાં આવતા અભ્યાસપૂર્ણ લેખો દ્વારા ભાઇ અંબાલાલ પુરાણીનું નામ શિક્ષિત ગુજરાતને સુવિદિત હોય જ. ચિંતનશીલ લેખકો આપણે ત્યાં જે ગણ્યાગાંઠ્યા છે તેમાંના એક ભાઇ અંબાલાલ પુરાણી છે. પ્રસ્તુત પુસ્તક એ તેમની ચિંતનશીલતાના પરિપાક રૂપ વિવિધ વિષયનાં જે લખાણો એમણે ગુજરાતનાં અગ્રગણ્ય સામાયિકોમાં અવરનવર છપાવેલાં તેનો એકત્ર સંચય છે. આ જાતની એમની આ બીજી પ્રસાદી છે. એમાં 'ગાંધીયુગ અને પુર્વયુગની સરખામણી' જેવા વિચારપૂર્ણ નિબંધો, પ્રેરણાત્મક પત્રો, 'એક ચમત્કારી મૂર્તિ' ને 'પરમ આત્મહત્યા' નામની તાત્ત્વિક વાર્તાઓ, 'રાજપુત યુગના ઇતિહાસનું દર્શન' વગેરે પ્રકીર્ણ લેખો, તથા વૈદિક ભાવનાની મીમાંસા કરનારા અભ્યાસપૂર્ણ લેખો મળી એકંદર ૧૭ સુવાચ્ય લખાણો સંગ્રહાયાં છે. ગુજરાતનો સંસ્કારવાંચ્છુ વાચકવર્ગ એને વાંચ્યા વગર ન જ રહેઃ અને એવાઓની અનુકૂળતા ખાતર સાધનસંપન્ન પુસ્તકાલયો મોડે વહેલે પણ એને અપનાવ્યા વગર ન જ રહે.

૭. **પૂર્ણયોગની ભૂમિકાઓ**:—લેખક-પ્રકાશક, ઉપર પ્રમાણે; પહેલી આવૃત્તિ ૧૯૩૭; પૃ: ૯૩; કાચું પુઠું; કિ. ૦-૮-૦.

સાંપ્રત યુગના સિદ્ધ પુરૂષ શ્રી અરવિંદ બાબુની નૂતન યોગપ્રણાલિકાનું રહસ્ય ગુજરાતી જીજ્ઞાસુઓને સમજાવવા ખાતર 'પૂર્ણયોગ' ના ૫ ખંડો લેખક ભાઇએ પ્રસિદ્ધ કરાવેલા છે, તે દરેકમાં તે તે વિષયનું નિરૂપણ કરતી ભૂમિકા લેખકે પોતે સ્વતંત્ર રીતે લખેલી છે. તેનો એકત્ર સંચય પ્રસ્તુત પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયો છે તે આવકારપાત્ર છે—ખાસ એટલા માટે કે 'ભક્તિયોગ' અને 'વિજ્ઞાન યોગ' સિવાય 'પૂર્ણયોગ'ના બીજા ખંડો અત્યારે અપ્રાપ્ય બન્યા છે, એવે વખતે આ પ્રકાશન સાધકો તેમ જીજ્ઞાસુઓને ખાસ ઉપકારક થઇ પડશે.

૮. **સાહિત્ય ભિખ્ખુ અખંડાનંદજી**:—યોજક અને પ્રકાશક, ત્ર્યંબકલાલ માણેકલાલ શુકલ, ૩૬ બી. ડૉ. રાજેન્દ્રરોડ પો. એલ્ગીનરોડ-કલકત્તા; ૧૯૩૭; પોથી કદનાં પૃઃ ૩૨; કાચું પુઠું; કિં. ૦-૨-૦.

ગુજરાતના મુગા પણ સાચા સાહિત્યસેવક અને સસ્તા સાહિત્યના પરમ પ્રચારક તરીકે ભિક્ષુ શ્રી અખંડાનંદજીને આજે કોણ નથી ઓળખતું? જે વખતે સાહિત્ય પ્રકાશન નહિ જેવું હતું ને લોકભોગ્ય સાહિત્યનાં તો સાંસાં જ હતાં, તેવે વખતે ગુજરાતમાં 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' નામક સંસ્થાની સ્થાપના કરી તેને જ પોતાની આજીવન સેવા અર્પનાર પૂ. અખંડાનંદજીના પૂર્વજીવનનો પરિચય બહુ ઓછાને જ હશે. કારણ એ કર્તવ્યનિષ્ઠ નિરભિમાની સાધુ પુરૂષે પોતાના પરિચયના પ્રસંગો દક્ષતાપૂર્વક ટાળ્યા કર્યા છે. એટલે એમની સેવાનો વર્ષો લાગટ લાભ પામેલા ભાઇ ત્ર્યંબકલાલ શુકલને હાથે લખાયેલી એ સાચા ભિખ્ખુની આ નાનકડી જીવનપોથીને સર્વ કોઇ આનંદથી વધાવી લેશે એ નિઃસંદેહ.

ના. નં. ચોકસી.

પુ
સ્ત
કા
લ
ય




## વડોદરા રાજ્ય.

**' નાગરિકોના ગૌરવની વાણી વદે છે ' :—** તા. ૨૫-૯-૩૭ ના રોજ સવારના ૧૦ાા વાગે નેક ના. દીવાન સર વી. ટી. કૃષ્ણામાચારી સાથે વડોદરાના ના. રેસીડન્ટ સાહેબ કર્નલ વેઅરે અમરેલીની પુસ્તકાલય સંસ્થાઓની ભેટ લઇ સંસ્થાઓનાં ભવ્ય મકાનો, આહ્લાદક વાતાવરણ, પુસ્તકવાચનના આંકડા બતાવનાર તકતા, વિવિધ જાતના નકશાઓ, ભીંતચિત્રો, કાપલીપોથીઓ, સગવડભરી છાપાઘોડીઓ, સ્વયંજ્ઞાન આપનારી વિદ્યુત પેટી, પુરાતત્ત્વનો સંગ્રહ વગેરે સાધનોની ગોઠવણ ને ઉપયોગ નિરખી પ્રસન્નતા જાહેર કરી વિઝિટ બુકમાં નીચે પ્રમાણે શેરો લખ્યો " જેની જ્વલંત કારકીર્દી સંબંધે વડોદરામાં મેં ઘણું સાંભળ્યું હતુ તે વૉકર લાયબ્રેરીની મુલાકાત લેવાનો યોગ વડોદરાના દીવાન સર કૃષ્ણામાચારીની સોબતમાં મળતાં બહુ આનંદ થયો છે. અમરેલી જેવા શહેર માટે આ સંસ્થા ખરેખર મહાન છે અને તે અત્રેના નાગરિકોના ગૌરવની વાણી સુંદર રીતે વદે છે. કર્નલ વૉકરે કરેલી નાનકડી શરૂઆત રાજ્યની ઉદાર મદદથી આજે પુરૂષ, સ્ત્રી તથા બાળકોના ત્રણ વિભાગોમાં વિકસી છે. બધા વિભાગ ઉપયુક્ત અને આકર્ષક રીતે યોજાયા છે. સંસ્થાનો વધુમાં વધુ આકર્ષક ભાગ હોય તો તે અમરેલીની આસપાસ । પ્રદેશમાંથી શ્રી પ્રતાપરાય મહેતાની ખંત ને મહેનતથી મેળવાયલાં પુરાતત્ત્વનાં સાધનોનો સંચય છે. "

બીજે દિવસે પણ તેઓ સાહેબે અચાનક મુલાકાત લઇ સંપૂર્ણ સંતોષ જાહેર કર્યો હતો ને ઐતિહાસિક વિષયનું એક અંગ્રેજી પુસ્તક પોતે વાંચવા લઈ ગયા હતા, ને વપરાશથી જર્જરિત બનેલાં અંગ્રેજી વિભાગનાં પુસ્તકોને ફરીથી બંધાવી લેવાની સૂચના કરી હતી.

**નવીન પુસ્તકાલયો :—**ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલી ખાતાની સૂચના નં. ૩૯૯ તરફ લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચી જરૂરી પ્રયત્ન શીઘ્ર શરૂ કરી દેવાની ભલામણ કરીએ છીએ. ચાલુ સાલે ૫૦ નવીન પુસ્તકાલયો ખોલવાનાં છે એની કાર્યકર્તાઓએ નોંધ લેવી ઘટે. શાળા વિનાનાં ગામોની પણ વાચનાલયો માટેની માંગણી ચાલુ સાલે મંજુર રખાય છે તેની પણ લાગતાવળગતાઓ નોંધ લે.

**ઉદ્‌ઘાટન ક્રિયા :—**ધીણોજ કસ્બા પુસ્તકાલયના આશ્રયદાતા તથા માજી પ્રમુખ ૨૧૦ મહંતશ્રી સીતાશરણદાસજીનો ફોટો ખુલ્લો મુકવાનો વિધિ તા. ૧૬-૯-૩૭ ના રોજ શેઠ શ્રી દામોદરદાસ છગનચંદના પ્રમુખપણા નીચે યોજાયલી જાહેર સભા સમક્ષ, પાટણના

મહંતશ્રી ધનુષધારી મહારાજને હસ્તે થયો હતો. ઉદ્ઘાટક મહંતશ્રી સ્વર્ગસ્થ, મહંતશ્રીના પરમમિત્ર થતા હોઇ તેમણે આ પ્રસંગે રૂ. ૨૫) રોકડા તથા રૂ. ૨૫) નું એક કબાટ પુસ્તકાલયને બક્ષિસ આપ્યાં હતાં.

—ભાદરણ કુંકુબા મહિલા પુસ્તકાલયના નવીન મકાનની ઉદ્ઘાટન ક્રિયા ચાલુ માસની ૧૯ મી તારીખે વડોદરા પ્રાંત સુબા શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડ સાહેબના વરદ હસ્તે થવાનું ઠર્યું છે. એ શુભ પ્રસંગે સદર સંસ્થાને દેણગી આપનાર શ્રીયુત મગનભાઇ લાલજી ભાઇ તરફથી ગામના વિદ્યાર્થીઓને મિષ્ટાન્ન આપવાની યોજના છે. મહિલા પુસ્તકાલય માટે કબાટ, ખુરશી ટેબલ વગેરે લાકડી સરંજામ પાછળ રૂ. ૧૦૦૦) ખર્ચવાનો અંદાજ છે.

**નિયમો માટે સમિતિ:**—ભાદરણ ખખ્ખર બાલ પુસ્તકાલયના ધારાધોરણોનો મુસદ્દો ઘડવા સારૂ એક સમિતિ નીમવામાં આવી છે.

મંજુર કરાવી લીધેલા નિયમો ને ધારાધોરણો હોવાની આવશ્યકતા તો એકે એક પુસ્તકાલય માટે છે—મકાનવાળાં મોટાં પુસ્તકાલયો માટે તો ખાસ. માર્ગદર્શક નિયમોના ખરડા માટે જુઓ 'પુસ્તકાલય' નો ઑગસ્ટ ૧૯૩૩ નો અંક.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—અમરેલી સાર્વજનિક પુસ્તકાલયને સન ૧૯૩૬–૩૭ માં રૂ. ૧૦૦) શ્રી મોહનલાલ ઓધવજીભાઇ પરીખ; ૨૦૧) શ્રી પુનમચંદ રામજી-ભાઇ હંસરાજ; ૧૦૦) મોહનલાલ વીરજીભાઇ સોનપાળ ( આફ્રિકા ); ૧૦૦) શ્રી હીરાચંદ ત્રિભુવનદાસ, ધારી; ૮૦) શ્રી હરગોવિંદદાસ જમનાદાસ મહેતા; અને ૧૧) શ્રી ચુનીલાલ હરજીભાઇ તરફથી મળીને કુલ રૂ. ૪૯૨). તદુપરાંત પાડરસીંગાવાળા શ્રીયુત પ્રભાશંકર જયશંકર પાઠક તરફથી મરાઠી પુસ્તકો નંગ ૫૧૮ સદર સાલે ભેટ મળ્યાં છે.

ચાલુ સાલે અત્યાર સુધીમાં નીચે પ્રમાણે રોકડ ભેટ મળી છેઃ—૧૦૦) શ્રી શેઠ પાનાચંદ લક્ષ્મીચંદ; ૧૦૦) શ્રી શેઠ મોહનલાલ સુંદરજી; તથા ૨૫) શ્રી વકીલ ગુણવંતરાય રેવાશંકર જોશી તરફથી તેમના સ્વ૦ પુત્રના સ્મરણ નિમિત્તે પુસ્તકો ખરીદવા સારૂ.

—અમરેલી બાલ પુસ્તકાલયને ૧૯૩૬–૩૭ માં રૂ. ૫૦) શ્રી મગનલાલ મેઘજી કોરડીઆ; ૫૦) શેઠ કાળીદાસ નાનજી; ૨૫) શેઠ રામજીભાઇ હંસરાજ; ૨૫) મૂળજીભાઇ ગોખલાણીવાળા; ૧૧) જાદવજીભાઇ મેપાણી તરફથી હા. જયંતિલાલ ભીમજી; ૧૧) શ્રી પાનાચંદ લક્ષ્મીચંદ; ૧૧) શેઠ ગિરધરલાલ દામનગરવાળા; ૫) શ્રી શોભરાજભાઇ મકવાણા.

—અમરેલી મહિલા પુસ્તકાલયને રૂ. ૫૧) સૌ. સુમિત્રા પૂર્ણચંદ્ર કમાણી; તથા રૂ. ૫૦) શ્રી જીવનલાલ અમરશી શાહ તરફથી મળી કુલ રૂ. ૧૦૧).

—વાવ તા. કામરેજના પુસ્તકાલયને રૂ. ૨૫) નું એક કબાટ રા. ભુલાભાઇ ખુશાલભાઇ ભગત તરફથી પોતાના સ્વર્ગસ્થ પિતાના સ્મરણાર્થે.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**પરીક્ષાનું પરિણામ:**—તા. ૧૬-૯-૩૭ ના રોજ લેવાઇ ગયેલી શિષ્ટ વાચનની ૧૩ મી પરીક્ષામાં બન્ને વિભાગમાં થઇને ૪૦૦ ના આશરે ઉમેદવારો બેઠેલા હોવાનું જણાય છે. પરિણામ બનશે તો નવેમ્બર અંકમાં નહિ તો પછી ડિસેમ્બર અંકમાં તો જરૂર પ્રસિદ્ધ થશે.

**આશાવંતાં મહાલમંડળો:**—સપ્ટેમ્બર અંકમાં પ્રસિદ્ધ થયેલાં નામ ઉપરાંત બીજાં સાતેક મહાલ મંડળોના અહેવાલ ને હિસાબ આવ્યા છે. સ્થળ સંકોચને કારણે તેમનો સાર આ અંકમાં નથી લેવાઇ શકયો તે આવતા અંકમાં લેવાશે.

**જાગતાં જૂથમંડળો:**—[ સપ્ટેમ્બર અંકના પૃ : ૫૯૬ થી ચાલુ.] (૨૪) બાલીસણા તા. પાટણ (૨૫) કામરેજ (૨૬) મોરથાણુ તા. કામરેજ (૨૭) સમઢીયાળા તા. ખાંભા.

**જોઇએ પ્રાંત પ્રચારકોની જગા માટે અરજીઓ :**—ચાલુ સાલે વડોદરા રાજ્યના ચારે પ્રાંતમાં સ્વતંત્ર પગારદાર પ્રચારક રોકવાનો ઠરાવ દરેક પ્રાંતે પુ. મંડળની સભાએ કર્યો છે. તે મુજબ દીવાળીની રજાઓ ખુલતાંજ પ્રચારકોને રોકી લેવાની યોજના થઇ શકે તો એ ખાસ ઇચ્છવાયોગ્ય ગણાય. એટલે જે ભાઇઓ પુ. પ્રવૃત્તિની આ જાતની સેવા કરવાની ઇચ્છા ધરાવતા હોય તેમને પોતાનાં નામ ઠામ અભ્યાસ ને ઉમ્મર જણાવી જે તે પ્રાંત પુ. મંડળના મંત્રી તરફ અરજી મોકલી આપવાની ભલામણ કરીએ છીએ. જેમને સાર્વ૦ પુસ્તકાલયના વહિવટી અને વર્ગીકરણ કામની માહિતી હશે તેવાને પ્રથમ પસંદગી અપાશે એ કહેવાની જરૂર ન જ હોય. પગાર ઉમેદવારની લાયકાત તથા પ્રાંત મંડળની સગવડ મુજબ રૂ. ૨૦ થી ૨૫ સુધી મળવાની આશા ખરી !

## રાજ્ય બહાર

**પ્રતિબંધ ઉઠે છે:**—નીચેનાં વધુ પુસ્તકો પરનો પ્રતિબંધ મુંબાઇ સરકારે ઉઠાવી લીધો છેઃ—

(૧) लोकमान्य राजर्षि टिळक यांचो व्याख्याने કર્તા, મી. એસ. એચ. ભોદર. (૨) कॉंग्रेसची अलीकालीक कामगीरी, કર્તા મી. ટી. આર દેવગીરીકર (૩) रत्नागीरी जील्ला कॉंग्रेस कमिटि १९२२ सालचा कायदाभंगाचा अहेवाल, કર્તા મી. એસ. એસ. મહાજન (૪) गुन्हेगार, કર્તા મી. લાલજી પેંડસે (૫) વીરની હાકલ પ્રગટકર્તા, મી. આર. કે. મીશ્રી (૬) ગાંધી કુચ આલ્બમ, પ્રગટકર્તા, મી. આર. કે. મીશ્રી (૭) ૧૮૫૭ ના બળવાની બીજી બાજુ કર્તા, મી. આર. કે. મીશ્રી (૮) ક્રાન્તિને માર્ગે કર્તા, મી. પ્રભાકર બીહારીલાલ (૯) ધર્મયુદ્ધનું રહસ્ય, પ્રગટકર્તા, મી. આર. કે. મીશ્રી (૧૦) રાજનૈતિક કારસ્તાન ભા. ૨, કર્તા મી. એસ. ડી. કરંડીકર (૧૧) ક્રાંતિકારોનો અપ્રકાશિત રાજનૈતિક ઇતિહાસ દ્વિતીય ખંડ, પ્રગટકર્તા મી. એસ. એન. જોશી (૧૨) ચિત્રમય જગત પુ૦ ૨૩ નો અંક ૧લો ( ખાસ સરકારી અંક ) (૧૩) બંગાળનો બળવો ભા. ૧-૨ પ્રકાશક નટવર વીમાવાળા (૧૪) ઈશુ અને ગાંધી પ્રકાશક, શ્રી કપીલપ્રસાદ મ. દવે.

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ને મળેલું

## સ્મારક ફંડ*

સુરત તા. ૨૬-૨-૩૭

શ્રી મંત્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા,

સાહેબ,

વિ. કે:—વસોના વતની સદ્‌ગત શ્રી ભાઇલાલ વિશ્વનાથ વ્યાસના મિત્રો ને પ્રશંસકોએ મળી તેમનું એક સ્મારક ફંડ ઉભું કર્યું હતું. અને એ ફંડમાંથી "ભાઇલાલ વ્યાસનાં સંસ્મરણો" નામનું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું. એ પુસ્તકના વેચાણમાંથી રૂ. ૫૧૧) રૂપીઆ પાંચસો અગીઆર આવ્યા છે તે બધા પૈસા નીચેની શરતોએ આપના મંડળને સોંપવાનો ઇરાદો છે. આશા છે કે શરતો માન્ય રાખી એ ફંડની રકમ આપ સ્વીકારશો.

### ભાઇલાલ વ્યાસ સ્મારકફંડ સોંપવાની શરતો

૧ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા નીચેની શરતો માન્ય રાખે તો ભાઇલાલ વ્યાસ સ્મારક ફંડમાં રૂ. ૫૧૧) ની જે રકમ છે તે તેમને સોંપવી.

૨ ભાઇલાલ વ્યાસ સ્મારક સમિતિ જે પુસ્તક પસંદ કરે તે પુસ્તકાલય સહાયક સહકારી મંડળે પોતાની જવાબદારીથી છપાવવું અને તેમાં ભાઇલાલ વ્યાસ સ્મારક ફંડની રકમનો ઉપયોગ કરવો.

૩ બીજા નિયમમાં જણાવેલું પુસ્તક છપાય તેના ઉપર "ભાઇલાલ વિશ્વનાથ વ્યાસ સ્મારક ગ્રંથમાળા" એવું લખાણ મૂકવું.

૪ બીજા નિયમમાં જણાવેલું પુસ્તક છપાયું હોય તેનું વેચાણ થાય તેમાંથી ભાઇલાલ વ્યાસ સ્મારક ફંડ ઉપરાંત પુસ્તકાલય સહાયક સહકારી મંડળે જે રકમ પુસ્તક ખાતે ખર્ચી હોય તે બાદ કરતાં વેચાણની જે રકમ આવે તે રકમ "ભાઇલાલ વ્યાસ સ્મારક ફંડ" ખાતે જમા રાખવી, અને એ રકમમાંથી ભાઇલાલ વ્યાસ સ્મારક સમિતિ નક્કી કરે તે પુસ્તક છાપવું. એ પ્રમાણે ઉત્તરોત્તર રકમ રહે તેમાંથી "ભાઇલાલ વિશ્વનાથ વ્યાસ સ્મારક ગ્રંથમાળા" નાં પુસ્તકો પ્રકટ કરવાં.

૫ ઉપરની શરતો માન્ય રાખવાની ખબર મળ્યા બાદ પુસ્તકની પસંદગી કરવામાં આવશે, અને એ છાપવા મોકલતાં ભાઇલાલ વ્યાસ સ્મારક ફંડની રકમ મોકલી આપવામાં આવશે.

લી. આપનો વિશ્વાસુ,
(સહી) દયાશંકર મા. શુકલ
મંત્રી:-ભાઇલાલ વ્યાસ સ્મારક સમિતિ—સુરત.

---

*સદરહુ સ્મારક ફંડ મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૩૭ તા. ૮-૮-૩૭ થી સ્વીકાર્યું છે.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### સપ્ટેમ્બર ૧૯૩૭માં નવીન બહાર પડેલાં, મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | એલચાઓ | વાર્તા | નાગરદાસ ઇ. પટેલ | નાગરદાસ ઇ. પટેલ | ૦– ૩–૦ | |
| ૨ | રમકડાં | ,, | રમણલાલ ના. શાહ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૦– ૬–૦ | |
| ૩ | નરકેસરી નેપોલીયન | જીવનચરિત્ર | ધુમકેતુ | ,, ,, | ૦– ૨–૦ | |
| ૪ | સુરધુની | નાટક | બચુભાઇ શુક્લ | ,, ,, | ૦–૧૨–૦ | |
| ૫ | પ્રાચીન ભારતવર્ષ ભા. ૩જો | ઇતિહાસ | ડૉ. ત્રીભુવનદાસ શાહ | શશિકાન્ત એન્ડ કું. | ૬– ૮–૦ | |
| ૬ | વિજ્ઞાનના દષ્ટાઓ ભા. ૨જો | જીવનચરિત્ર | મોંઘીબ્હેન | દક્ષિણામૂર્તિ પ્ર. મંદિર | ૦– ૫–૦ | |
| ૭ | સૌન્દર્યની દષ્ટિએ | ગદ્ય સાહિત્ય | ગીજુભાઇ | ,, | ૦– ૫–૦ | |

ટીપ:—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરું કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૧-૧૦-૩૭.

ભાઈલાલભાઈ પુ. પટેલ
મંત્રી.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૧૦ | શ્રાવણ | ૭-૧૦-૩૭ |
| ઊર્મિ | ૬ | ૮ | ઑગસ્ટ | ૭- ૯-૩૭ |
| કિશોર | ૩ | ૬ | અષાડ | ૧૩- ૯-૩૭ |
| કુમાર | ૧૪ | ૯ (૧૬૫) | ભાદરવો | ૨૧- ૯-૩૭ |
| કૌમુદી | ૧૬ | ૨ | ઑગસ્ટ | ૪-૧૦-૩૭ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૩ | સપ્ટેમ્બર | ૨૦- ૯-૩૭ |
| ખેતીવાડી | ૩ | ૬ | આસો | ૮-૧૦-૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૨ | સપ્ટેમ્બર | ૨- ૯-૩૭ |
| ગુણસુંદરી | ૨૯ | ૧ | „ | ૨-૧૦-૩૭ |
| ગ્રામજીવન | ૮ | ૪ | „ | ૨-૧૦-૩૭ |
| ચરોતર | ૭ | ૯ | સપ્ટેમ્બર | ૨૭- ૯-૩૭ |
| ચિત્રમય જગત | ૨૩ | ૮ | ઑક્ટોબર | ૮-૧૦-૩૭ |
| છાત્રાલય | ૧૧ | ૯ | સપ્ટેમ્બર | ૧૮- ૯-૩૭ |
| નવચેતન | ૩૨ | ૧ | ઑક્ટોબર | ૨૭- ૯-૩૭ |
| નવરચના | ૨ | ૬ | સપ્ટેમ્બર | ૨૭- ૯-૩૭ |
| પાટીદાર | ૧૪ | ૧૨ | આસો | ૬-૧૦-૩૭ |
| પ્રસ્થાન | ૨૪ | ૩ | અષાડ | ૧૨-૧૦-૩૭ |
| ફાર્બસ ગુ. સભા-ત્રિ૦ | ૨ | ૩ | ઑક્ટો.-ડિસે. | ૯-૧૦-૩૭ |
| બાલજીવન | ૧૭ | ૧૨ | ઑક્ટોબર | ૯-૧૦-૩૭ |
| બાલમિત્ર | ૧૭ | ૩ | „ | ૨-૧૦-૩૭ |
| બાળક | ૧૫ | ૯-૧૦ | સપ્ટે૦-ઑક્ટો. | ૨-૧૦-૩૭ |
| બુદ્ધિપ્રકાશ-ત્રિ૦ | ૮૪ | ૩ | જુલાઈ-સપ્ટે. | ૨૪- ૯-૩૭ |
| યુવક | ૭ | ૧૦ | ઑક્ટોબર | ૨-૧૦-૩૭ |
| વસન્ત-ત્રિ૦ | ૩૬ | ૧ | માઘ-ચૈત્ર | ૨૭- ૭-૩૭ |
| વિલાસ-ત્રિ૦ | ૧૭ | ૨ | ભાદ્રપદ | ૨૦- ૯-૩૭ |
| વૈદ્યકલ્પતરૂ | ૪૨ | ૧૦ | ઑક્ટોબર | ૬-૧૦-૩૭ |
| વ્યાયામ | ૨૨ | ૧૨ | સપ્ટેમ્બર | ૧૫- ૯-૩૭ |
| શારદા | ૨૭ | ૬ | „ | ૧૬- ૯-૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૨ | ૭ | ભાદ્રપદ | ૧૮- ૯-૩૭ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રિ૦ | ૧૧ | ૧ | જુન-ઑગસ્ટ | ૨૪- ૮-૩૭ |
| સ્કાઉટ વીર | ૧૪ | ૭ | ઑક્ટોબર | ૮-૧૦-૩૭ |
| શ્રીબોધ | ૮૧ | ૧૦ | „ | ૭-૧૦-૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| ડૉ. કાશીપ્રસાદ જાયસવાલ<br>ચીલઝપટી<br>ઉત્તરધ્રુવ પરાસ્ત ?<br>પકવાન કે ફલાહાર ? | કુમાર | ૧૪ (૧૬૫) | ભાદરવો |
| શાહબુદ્દીન ઘોરી<br>ઇંગ્લાંડના પ્રધાન નેવિલ ચેંબરલેન<br>રક્તસંકર અને વૃત્તિસંકર<br>ચીન-જાપાનનું યુદ્ધ | ચિત્રમય જગત | ૨૩ | ઑક્ટોબર |
| ક્રિશ્ચિયન કોલ્ડ<br>નાસીપાસ થવાની જરૂર નથી<br>દાંત | છાત્રાલય | ૧૧ | સપ્ટેમ્બર |
| જાપાનના ગાંધી કાગાવા<br>આકર્ષણ<br>આઝાદ રોટી | નવચેતન | ૩૨ | ઑક્ટોબર |
| આપણી આસપાસ<br>કાયરતા છોડો : ધર્મને અનુસરો<br>સોલોમન<br>એ દિવસ ક્યારે આવશે ? | નવરચના | ૨ | સપ્ટેમ્બર |
| આપણે અને આપણા રોગ<br>પ્રેતભોજન<br>સુધારક લેખકો, મરિયમના કેળવો<br>સાહિત્ય વિશે બે બોલ | પાટીદાર | ૧૪ | આસો |
| નારીનું મૂલ્ય<br>'રાહનો પર્વત'નું મૂળ<br>સરસ્વતીચંદ્રનું પાત્રાલેખન | બુદ્ધિપ્રકાશ | ૮૪ | જુલાઈ-સપ્ટે૦ |
| નાલન્દા વિશ્વવિદ્યાલય<br>સાલેમ<br>ચીનની યુવક પ્રવૃત્તિ<br>જરા | યુવક | ૭ | ઑક્ટોબર |
| ટેકીઓ<br>એક ઉદ્વેગની આત્મકથા<br>ફરી રમારણ | શારદા | ૨૭ | સપ્ટેમ્બર |
| નૂતન ગણિત શિક્ષણ<br>સહકાર કેમ સાધવો ? | શિક્ષણપત્રિકા | ૧૨ | ભાદ્રપદ |
| બાળ હૃદય<br>બાળ રોગનો ઇલાજ<br>જીવનનું સુખ | સ્ત્રીબોધ | ૮૧ | ઑક્ટોબર |



# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## [ પરીક્ષા ૧૩મી તા. ૨૬-૯-૩૭ ]

ટીપ :—(૧) દરેક વિષયના જવાબ જુદી જુદી નોટમાં લખવા.

(૨) જવાબ લખતી વખતે પુસ્તકની યા બીજી કોઇ રીતની મદદ લેવી નહિ: પ્રમાણિકપણું પૂરેપૂરું જાળવવું.

(૩) જવાબ માટે કાગળોની નોટ બાંધવી અથવા છૂટા હોય તો તે શીવી લેવા.

(૪) દરેક ઉમેદવારે પોતાની ઉત્તરવહીના પુઠા પર નામ, ઠામ સાથે ઉમ્મર, અભ્યાસ અને ધંધો પણ અવશ્ય જણાવવાં.

(૫) જવાબ સુવાચ્ય અક્ષરે શાહીથી લખવા.

(૬) ચોપડીની ભાષામાં નહિ પણ પોતાની ભાષામાં લખાયલા જવાબ વધારે પસંદગીપાત્ર લેખાશે.

## મહેસાણા–અમરેલી વિભાગ માટે

## પ્રશ્નપત્ર

# (૧) ફોરમ લહરી ૧ થી ૫

( ગમે તે ચાર પ્રશ્નો છોડો )

૧. સ્વામી વિવેકાનંદના ગુરૂ કોણ ? એમના વિષે શું જાણો છો ?
૨. સુરતના એ અજાણ્યા જવાંમર્દ પારસીનો પરિચય કરાવો.
૩. હજામને ગુરૂ બનાવનાર મહાપુરૂષ વિષે જાણતા હો તે બધું લખો.
૪. વર્તમાન ગુજરાતણની માતાની કીર્તિ ધરાવનાર સન્નારી વિષે શું જાણો છો ?
૫. ગરીબોના અશ્વિનીકુમાર જેવો દાક્તર કોણ થઇ ગયો ? એના વિષે શું જાણો છો ?
૬. ડૉ. પ્રફુલ્લચંદ્ર રૉય વિષે જાણતા હો તે બધું લખો.
૭. રાજા રામમોહનરાય કોણ હતા ? એમના વિષે શું જાણો છો ?
૮. નીચે પૈકી ગમે તે ત્રણ વિષે લખો :—

(૧) ગોખલેની સત્યપ્રિયતા (૨) સહજાનંદ સ્વામીની જીવદયાવૃત્તિ (૩) બંકિમ બાબુની અજબ શ્રદ્ધા (૪) પંડિત મજૂર.

# (૨) કિશોર ચારિત્રમાળા પુ. ૧ થી ૬

( જુદી નોટમાં લખો : ૧મો સવાલ ફરજીયાત છોડી બીજા ગમે તે ૩ મળી કુલ ૪ સવાલના જવાબ લખો. )

૧. ગાર્ફીલ્ડના નાવિકજીવનના અનુભવ વર્ણવો.

૨. એડિસનની વિવિધ શોધો ગણાવી ગમે તે એકનું વર્ણન કરો : એમાંની કઈ શોધો દુનિયાના ખૂણે ખૂણામાં પસરી ગઇ છે ?

૩. ' પિતાની કુહાડી લઈ બાળ નાનો ' એ કવિતા કયા મહાપુરુષના સંબંધમાં લખાઇ છે ? એની સ્વદેશસેવા ને સત્યશીલતા વિષે શું જાણો છો ?

૪. લિંકનના રમુજી સ્વભાવ અને સ્વાર્થત્યાગ વિષે જાણતા હો તે લખો.

૫. ટુંક નોંધ લખો :—

(૧) કાર્નેગીના પિતાનો પુસ્તકપ્રેમ (૨) ફ્રાંકલીનની અવલોકનની ટેવ (૩) જન્ટો મંડળી (૪) કાર્નેગીનો વતનપ્રેમ.

૬. નાના ગાર્ફીલ્ડે શિક્ષકનો હુકમ અક્ષરશઃ કેવી રીતે પાળી બતાવ્યો તે સમજાવો.

૭. એડિસનની કાર્યમશગુલતા અને સાદાઇના પ્રસંગો વર્ણવો.

૮. ફ્રાન્કલીનની દેશસેવા ને વિવિધ જાહેરસેવાઓનો ખ્યાલ આપો.



## વડોદરા–નવસારી વિભાગ માટે

# પ્રશ્નપત્ર

## ( ૧ ) ફોરમ લહરી ૬ થી ૮

( ગમે તે ચાર પ્રશ્નો છેડો )

૧. રણછોડભાઇ રેંટિયાવાળા વિષે શું જાણો છો ?

૨. સ્વર્ગના ઈજારદાર સાચા સાધુ વિષે જાણતા હો તે લખો.

૩. સુરતનાં ત્રણ 'નર્મા'નાં નામ આપી તેમાંના હરકોઈ એક વિષે જાણતા હો તે જણાવો.

૪. એ અદ્ભુત ગણિતશાસ્ત્રીનો પૂરો પરિચય આપો.

૫. ધર્મનો સડો અને અનીતિ દૂર કરાવવા મથનાર ગુજરાતના એ સાચા સંસારસુધારક વિષે જાણતા હો તે લખો.

૬. વૈજ્ઞાનિક કેળવણીનો પયગંબર ગણી શકાય તેવો મહાપુરુષ હિંદમાં કોણ થઈ ગયો ? એના વિષે શું જાણો છો ?

૭. સર જમશેદજી જીજીભાઇના જીવનનો પરિચય કરાવો.

૮. નીચેના વિષે શું જાણો છો ?

(૧) પોપટ ભરવાડ (૨) ઈ૦ સ૦ દેસાઈની શાંતનિષ્ઠા ને પ્રામાણિકતા (૩) અં૦ સા૦ દેસાઈની ક્ષમાશીલતા ને નીડરતા.

# ( ૨ ) કિશોર ચરિત્રમાળા પુ. ૭ થી ૧૨

( જુદી નોટમાં લખો : ૫મો સવાલ ફરજીયાત છોડી બીજા ગમે તે ૩ મળી કુલ ૪ સવાલના જવાબ લખો. )

૧. 'આકરી કસોટી' પછી ગૅસ્લરે ટેલને કયે બ્હાને કેદ કર્યો, તેમાંથી તે કેવા સંજોગોમાં છૂટો થયો ને પછી ગૅસ્લરને તેણે કેવો બદલો આપ્યો તે વર્ણવો.

૨. ટૉલ્સ્ટૉયની સાદાઈ વિષે જાણતા હો તે લખો.

૩. હેન્રી ફૉસેટ આંધળો કેવી રીતે બન્યો તે પ્રસંગ વર્ણવો.

૪. ટસ્કેજી નિશાળ કોણે કયા સંજોગોમાં સ્થાપી ? એ સંસ્થા વિષે જાણતા હો તે લખો.

૫. ટુંક નોંધ લખો :—

(૧) બુકર ટી. વૉશિંગ્ટનનું પ્રમાણિકપણું (૨) ગેરીબાલ્ડી અને ગુલામગીરી (૩) ઉરીમદ મર્દન (૪) 'એ ગામડીઆ ચાલ આપણે બિલિયર્ડ રમીએ.'

૬. મનમાં સ્ફુરતો વિચાર તરત અમલમાં મૂકી દેવાના ટૉલ્સ્ટૉયના સ્વભાવ વિષે જાણતા હો તે લખો.

૭. હેન્રી ફૉર્ડના સ્વભાવ, શોખ ને મિત્રો વિષે જાણતા હો તે લખો.

૮. ફૉર્ડના બાળપણના પ્રયોગ તથા રમતગમત વિષે શું જાણો છો ?

## સૂચના નં. ૩૯૭ સને ૧૯૩૭-૩૮

## વિષય:-

### ફરતા પુસ્તકાલયની પેટીઓ બારોબાર એક ગામેથી બીજે ગામ નહિ મોકલવા બાબત

ફરતા પુસ્તકાલયની પેટીઓ અત્રેથી મોકલેલી તે ત્યાં વંચાઇ નજીકના બીજા ગામે અત્રેની પરવાનગી શિવાય બારોબાર મોકલવાની કેટલેક ઠેકાણે પ્રથા છે. એકંદર આ પ્રથા સારી નથી. કારણ કે આવી રીતે આપસે કરવામાં કેટલેક ઠેકાણેથી પેટીઓમાંનાં પુસ્તકો પૈકી કેટલાંક ગેરવલ્લે પડેલાં માલમ પડે છે અને તે બદલ કસુરદાર કોણ તે શોધવાનું ઘણું મુશ્કેલ હોય છે અને નાહક લખાપડી કરી કામનો વધારો થાય છે.

હવેથી આવો પ્રકાર ન બને તે માટે ઠરેલી મુદત માસ ત્રણમાં પેટીઓ બીજે ગામ નહિ મોકલતાં અત્રેજ પરત કરવી.

ઉપર જણાવ્યા પ્રમાણે લાગતાવળગતાઓએ આ સંબંધમાં તજવીજ કરવી.

વડોદરા,
તા. ૬-૧૦-૩૭

फे. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૩૯૮ સને ૧૯૩૭-૩૮

## વિષય:-

### રાજ્યનાં તમામ પુસ્તકાલયોએ તપાસણીની હકીકત મોકલી આપવા બાબત

પુસ્તકાલય ખાતાનું વાર્ષિક નિવેદન તૈયાર કરતી વખતે નીચે પ્રમાણેની હકીકતોની અમને જરૂર રહે છે:—

૧ કયાં અને કેટલાં પુસ્તકાલયોની તપાસણી વર્ષ દરમ્યાન થઇ છે? અને કેટલાંની સમૂળગી થઇ નથી?

૨ વર્ષ દરમ્યાન કયાં અને કેટલાં પુસ્તકાલયોની તપાસણી એક કરતાં વધુ વખત થઇ છે?

૩ કયાં પુસ્તકાલયોની તપાસણી છેલ્લાં બે ત્રણ વર્ષ દરમ્યાન રા. મહાલ થાણાધિકારી અગર રાજ્ય પુસ્તકાલય મંડળના પ્રચારકો અગર ખાતાના અમલદારો તરફથી થઇ નથી?

૪ પુસ્તકાલયોનાં મકાન બાંધવા માટે ખાતા તરફથી મદદ મંજુર થયા છતાં કયાં મકાનો, આ કારણે વર્ષ દરમ્યાન બંધાયાં નથી ?

ઉપર પ્રમાણેની સન ૧૯૩૬–૩૭ની સાલની હકીકત આ સૂચના પ્રસિદ્ધ થયા પછી એક માસની અંદર પત્રક રૂપે ભરી મોકલવા જે તે પુસ્તકાલયોના મંત્રીઓને આથી સૂચવવામાં આવે છે. તેમજ આવી હકીકત દર સાલ વાર્ષિક નિવેદન સાથે પણ મોકલવા બદલનો દાખલો રાખવા તજવીજ કરવી.

| | |
|---|---|
| વડોદરા,<br>તા. ૮–૧૦–૩૭ | के. मं. रांगणेकर<br>મદદનીશ વ્યવસ્થાપક,<br>પુસ્તકાલય ખાતું. |



## સૂચના નં. ૩૯૯ સને ૧૯૩૭–૩૮

## વિષય:–

### નવીન પુસ્તકાલયો ઉઘાડવા બાબત

દર સાલ પ્રમાણે ચાલુ વર્ષે પણ ૫૦ નવીન ગ્રામ પુસ્તકાલયો ઉઘાડવાનાં છે. એટલે જે ગામના રોકડ રૂ. ૭૫) પૂરેપૂરા આવી ગયા હોય, વસ્તી પ્રમાણમાં વધારે સારી હોય અને જે ગામલોકોનો વ શિક્ષકોનો પુસ્તકાલય સ્થાપવાનો ઉત્સાહ વિશેષ હોય તેમણે, તેમજ બીજા કોઇ સેવાભાવી કાર્યકર્તાઓ અથવા પ્રચારકોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવા સંબંધી જલદી તજવીજ કરવા સારૂ આ સૂચના પ્રસિદ્ધ કરવામાં આવે છે.

માટે લાગતાવળગતાઓએ આ સંબંધમાં જેમ બને તેમ જલદી તજવીજ કરી અમારા તરફ લખવું.

| | |
|---|---|
| વડોદરા,<br>૧૧–૧૦–૩૭ | के. मं. रांगणेकर<br>મદદનીશ વ્યવસ્થાપક. |



મધ્યવર્તી પુસ્તકાલય ખાતું

## વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોનું વાર્ષિક

| અનુક્રમ નંબર | કસ્બા પુસ્તકાલયોનાં ગામોનાં નામ સ. નં. ૬૭ તા. ૨૨-૪-૨૨ પ્રમાણે પાડેલા વર્ગના નં. સહ | વસ્તી (૧૯૩૧) ની | ભણેલાં | વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા | આખા વર્ષમાં વંચાયેલાં પુસ્તકોની સંખ્યા. | | | | વાચકોની સંખ્યા. | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | કુલ | પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| | **અમરેલી** | | | | | | | | | | | |
| ૧ | અમરેલી ૧ | ૨૦૧૮૬ | ૬૫૧૨ | ૧૬૨૭૧ | ૩૬૬૬ | ૧૩૦ | ૫૮૮૭ | ૯૬૮૩ | ૨૩૧ | ૧૪ | ૨૨૬ | ૪૭૧ |
| ૨ | કોડીનાર ૨ | ૭૩૮૪ | ૧૭૭૦ | ૨૨૪૨ | ૧૧૦૧ | ૧૦૫૯ | ૬૫૮ | ૨૮૧૮ | ૧૦૮ | ૬૯ | ૫૫ | ૨૨૨ |
| ૩ | દામનગર ૨ | ૩૯૭૯ | ૧૧૬૭ | ૨૫૭૬ | ૧૯૨૧ | ૯૩૮ | ૯૬૪ | ૩૮૨૩ | ૨૦૪ | ૧૧૧ | ૧૧૮ | ૪૩૩ |
| ૪ | ધારી ૩ | ૫૩૩૬ | ૧૬૩૯ | ૨૬૪૯ | ૩૬૬૦ | ૧૪૮૫ | ૨૩૨૫ | ૭૪૭૦ | ૪૪૯ | ૨૦૫ | ૩૨૩ | ૯૭૭ |
| ૫ | દ્વારકા ૨ | ૭૬૩૨ | ૨૫૨૯ | ૬૮૨૮ | ૨૪૯૭ | ૦ | ૨૨૮૯ | ૪૭૮૬ | ૧૬૧ | ૦ | ૨૧૧ | ૩૭૨ |
| ૬ | બેટશંખોદ્ધાર ૨ | ૩૮૬૦ | ૯૨૨ | ૪૭૨૩ | ૩૧૩૩ | ૨૧૧ | ૧૧૭૭ | ૪૫૨૧ | ૧૫૦ | ૩૮ | ૧૦૩ | ૨૯૧ |
| | કુલ | ૪૮૩૭૬ | ૧૪૫૩૯ | ૩૫૨૯૨ | | | | ૩૩૧૦૧ | | | | ૨૭૬૬ |
| | **નવસારી** | | | | | | | | | | | |
| ૧ | કઠોર ૨ | ૫૦૩૯ | ૧૫૩૯ | ૪૭૪૬ | ૧૭૮૧ | ૮૩૨ | ૧૬૨૨ | ૪૨૭૫ | ૧૨૪ | ૬૯ | ૮૫ | ૨૭૮ |
| ૨ | ગણદેવી ૧ | ૬૩૪૨ | ૨૦૯૩ | ૧૩૩૦૮ | ૩૫૧૪ | ૨૭૯૭ | ૧૮૧૪ | ૮૧૨૫ | ૧૬૮ | ૨૧૫ | ૧૦૫ | ૪૮૮ |
| ૩ | નવસારી ૨ | ૨૪૩૯૩ | ૮૭૫૮ | ૮૧૦૨ | ૨૪૧૪ | ૩૬૦ | ૨૬૫૨ | ૫૪૨૬ | ૨૨૮ | ૬૩ | ૨૬૯ | ૫૬૦ |
| ૪ | પલસાણા ૨ | ૨૭૦૦ | ૮૦૮ | ૨૨૯૭ | ૧૩૩૨ | ૬૩૫ | ૧૫૧૩ | ૩૪૮૦ | ૮૧ | ૩૮ | ૧૧૦ | ૨૨૯ |
| ૫ | બીલીમોરા ૨ | ૯૩૧૮ | ૨૮૭૫ | ૭૫૫૭ | ૪૧૮૦ | ૨૩૧૪ | ૧૮૨૨ | ૮૩૧૬ | ૧૪૯ | ૧૨૧ | ૮૪ | ૩૫૪ |

## નિવેદન અને ૧૯૩૬–૩૭ ( તા. ૩૧–૭–૩૭ સુધીનું )

| વાર્ષિક ખર્ચ. | | | | | પુસ્તકાલયની કુલ મિલ્કત | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | સ્થાવર મિલ્કત. | | જંગમ મિલ્કત. | | | |
| લોક મદદ | સરકાર મદદ | પંચાયત મદદ | સુધરાઇ વા બીજી (વિ૦ પં૦ મ૦) | કુલ | તા ૩૧–૭–૩૭ સુધીની ફ્રી.રૂ. | પુસ્તકાલયની ખો.ડીરકમ | મકાન | ઇતર | પુસ્તક | લોકડી સામાન | ઇતર સામાન. | કુલ |
| ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |
| **પ્રાંત** | | | | | | | | | | | | |
| ૬૦૦ | ૬૦૦ | ૦ | ૨૦૦ | ૧૪૦૦ | ૬૯૪૭ | ૦ | ૨૪૬૫૦ | ૦ | ૨૫૪૪૮ | ૩૩૦૯ | ૩૫૦ | ૬૦૯૯૩ |
| ૨૬૧ | ૨૫૦ | ૦ | ૩૦૦ | ૮૧૧ | ૩૭૩૧ | ૦ | ૪૧૦૦ | ૩૦૫ | ૨૯૯૧ | ૬૩૪ | ૧૫૬ | ૧૧૯૧૮ |
| ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ દ્ર. ભા. | ૧૦૦ | ૬૦૦ | ૨૧૨૭ | ૦ | ૭૩૮૦ | ૦ | ૨૦૨૦ | ૩૯૨ | ૧૪૨ | ૧૨૦૬૧ |
| ૩૦૦ | ૩૦૦ | ૦ | ૧૨૫ | ૭૨૫ | ૧૫૭૫ | ૦ | ૭૧૮૧ | ૦ | ૨૪૭૩ | ૧૦૯૧ | ૦ | ૩૫૬૫ |
| ૩૦૦ | ૩૦૦ | ૦ | ૧૦૦ | ૭૦૦ | ૧૨૫૪૩ | ૧૪ | ૯૦૦૧ | ૫૨૧ | ૯૭૪૫ | ૨૧૪૩ | ૫૦૦ | ૩૪૪૬૭ |
| ૪૫૦ | ૩૦૦ | ૦ | ૫૦ | ૮૦૦ | ૦ | ૦ | ૫૦૦૦ | ૫૦૦ | ૬૧૨૯ | ૧૨૨૮ | ૦ | ૧૩૭૫૨ |
| | | | | ૪૦૩૬ | | | | | | | | ૧૩૬૭૫૬ |
| **પ્રાંત** | | | | | | | | | | | | |
| ૩૦૦ | ૨૫૦ | ૨૫૦ | ૦ | ૮૦૦ | ૮૧૧૭ | ૦ | ૧૨૭૦૦ | ૪૦૦ | ૪૦૬૪ | ૧૨૧૮ | ૧૨૫ | ૨૬૬૨૪ |
| ૬૯૩ | ૨૫૦ | ૨૫૦ | ૧૦૦ | ૧૨૯૩ | ૯૭૭૭ | ૦ | ૧૬૯૮૦ | ૮૧૬૫ | ૩૧૭૩૬ | ૩૨૫૩ | ૭૪૪ | ૭૦૬૫૬ |
| ૧૦૦૯ | ૪૫૦ | ૪૫૦ | ૩૦૦ | ૨૨૦૯ | ૧૦૦૬૬ | ૦ | ૩૧૫૭૦ | ૦ | ૧૩૭૧૨ | ૨૦૫૨ | ૧૯૮ | ૬૧૫૯૮ |
| ૩૩૫ | ૨૨૫ | ૨૨૫ | ૦ | ૭૮૫ | ૪૧૪૩ | ૦ | ૫૬૦૫ | ૪૦૦ | ૬૨૨૮ | ૮૮૨ | ૫૦૭ | ૧૭૭૬૧ |
| ૩૦૦ | ૨૫૦ | ૨૭૫ | ૫૦ | ૮૭૫ | ૧૦૦૦૦ | ૦ | ૧૧૦૦૦ | ૦ | ૯૭૩૦ | ૧૯૬૭ | ૧૪૭૬ | ૩૪૧૭૩ |

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | વ્યારા ૨ | ૬૧૮૯ | ૧૮૧૦ | ૭૩૨૬ | ૨૭૬૯ | ૧૧૪૫ | ૨૨૩૮ | ૬૧૮૨ | ૩૧૭ | ૧૯૮ | ૩૫૯ | ૬૨૪ |
| ૭ | સોનગઢ ૩ | ૨૨૪૧ | ૬૧૨ | ૩૨૬૯ | ૧૩૨૫ | ૧૨૪ | ૯૬ | ૧૩૪૫ | ૧૦૫ | ૨૯ | ૪૨ | ૧૭૬ |
| | કુલ. | ૫૬૨૨૬ | ૧૮૯૫ | ૫૮૫૯૫ | | | | ૩૭૪૯ | | | | ૩૦૦૯ |

મહેસાણા

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | આતરસુંબા ૪ | ૨૧૭૫ | ૬૮૬ | ૨૯૨૦ | ૪૮૧ | ૬૯૦ | ૧૦૭૫ | ૨૨૪૬ | ૭૧ | ૬૦ | ૧૧૫ | ૨૪૬ |
| ૨ | ઊંઝા ૨ | ૧૨૩૪૪ | ૨૫૧૭૬ | ૩૮૭૬ | ૩૨૨૦ | ૫૦૧ | ૮૭૯ | ૪૬૦૦ | ૩૨૦ | ૯૭ | ૧૨૦ | ૫૩૭ |
| ૩ | કડી ૩ | ૧૩૪૫૫ | ૩૫૪૫ | ૫૯૨૪ | ૪૯૦૧ | ૯૦૯ | ૧૯૫૬ | ૭૭૬૬ | ૬૦૩ | ૧૭૬ | ૩૭૪ | ૧૧૫૩ |
| ૪ | કલોલ ૨ | ૯૩૬૪ | ૨૪૩૪ | ૬૬૬૭ | ૪૯૯૭ | ૧૫ | ૩૨૬૪ | ૮૨૭૬ | ૨૭૪ | ૪ | ૧૩૬ | ૪૧૪ |
| ૫ | ખેરાળુ ૪ | ૭૨૯૦ | ૧૨૭૭ | ૪૨૧૪ | ૧૪૯૮ | ૬૫ | ૨૪ | ૧૫૮૭ | ૫૨૧ | ૬૫ | ૨૪ | ૬૬૦ |
| ૬ | ચાણસ્મા ૩ | ૮૯૧૮ | ૨૩૦૫ | ૪૮૭૪ | ૧૭૮૦ | ૬૬૧ | ૧૨૭૫ | ૩૬૮૬ | ૧૪૮ | ૧૪૦ | ૧૩૨ | ૪૨૦ |
| ૭ | દહેગામ ૪ | ૫૮૬૨ | ૧૫૬૪ | ૨૯૨૬ | ૧૯૧૩ | ૮૭૭ | ૧૭૧૩ | ૪૫૦૩ | ૧૮૭ | ૧૧૦ | ૧૧૮ | ૪૧૭ |
| ૮ | ધીણોજ ૪ | ૪૪૭૬ | ૨૮૮૮ | ૧૭૮૦ | ૧૬૨૩ | ૧૧૯ | ૧૭૫૦ | ૩૪૯૨ | ૨૦૬ | ૩૩ | ૨૨૫ | ૪૬૪ |
| ૯ | પાટણ ૧ | ૨૯૮૩૦ | ૯૦૧૫ | ૮૭૦૦ | ૬૭૩ | ૦ | ૬૧૪ | ૧૨૮૭ | ૯૧ | ૦ | ૯૯ | ૬૯૦ |
| ૧૦ | મહેસાણા ૩ | ૧૪૭૬૨ | ૪૧૪૭ | ૮૭૦૪ | ૪૪૫૫ | ૫૮૯૫ | ૨૮૮૮ | ૧૩૨૩૮ | ૨૯૬ | ૨૮૩ | ૧૭૦ | ૭૨૦ |
| ૧૧ | લાડોલ ૪ | ૫૮૨૭ | ૧૧૭૧ | ૬૧૭૮ | ૨૯૩૯ | ૮૦ | ૧૦૧૪ | ૪૦૩૩ | ૨૪૭ | ૧૩ | ૧૨૩ | ૩૮૩ |
| ૧૨ | વડનગર ૨ | ૧૨૬૯૨ | ૨૬૭૧ | ૮૩૯૨ | ૨૪૮૫ | ૧૮૩ | ૬૨૨ | ૩૨૯૦ | ૨૫૭ | ૪૭ | ૬૯ | ૩૭૩ |
| ૧૩ | વિજાપુર ૨ | ૯૪૮૧ | ૧૯૫૧ | ૬૧૬૯ | ૧૧૮૬ | ૪૪૪ | ૯૭૨ | ૨૬૦૨ | ૧૧૫ | ૬૭ | ૬૮ | ૨૫૦ |
| ૧૪ | વિસનગર ૨ | ૧૮૦૫૦ | ૪૦૮૦ | ૬૫૨૪ | ૪૦૨૭ | ૯૧૩ | ૫૭૮ | ૫૫૧૮ | ૩૦૯ | ૧૪૩ | ૪૮ | ૫૦૦ |
| ૧૫ | સિદ્ધપુર ૧ | ૨૦૪૬૮ | ૫૪૯૧ | ૬૦૧૨ | ૫૩૭૧ | ૨૩૦૧ | ૨૩૧૪ | ૯૯૮૬ | ૪૦૨ | ૨૩૮ | ૧૪૭ | ૭૮૭ |
| | કુલ | ૧૭૫૨૫૪ | ૪૫૮૮૧ | ૮૩૮૬ | | | | ૯૧૧૦ | | | | ૭૫૦૪ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ३०० | २७५ | २७५ | ३०० | ११५० | ६९८० | ० | ८०८७ | ४७६ | ८५२८ | १३५५ | २५६५ | २७९९२ |
| १३५ | १३५ | १३५ | ७५ | ४८० | ३३३८ | ० | ३७१६ | ० | ४११५ | ५९५ | ३२ | ४७४२ |
| | | | | ७५९२ | | | | | | | | २४१५४६ |

પ્રાંત

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १८० | १२२ | १२५ | १०० | ५२७ | १०२३ | ० | २१०० | ० | २६०६ | ६४१ | ० | ३२४७ |
| २५० | २५० | २५० | ३०० | १०५० | ३९५३ | ० | ५६७६ | ० | ५११६ | १४६३ | ० | ६५७९ |
| ६०० | २७५ | २७५ | ३०० | १४५० | ३०५१ | ० | ९२७५ | ० | ५६८० | १४०८ | ६५ | १६४२८ |
| ३०० | २७५ | २७५ | ० | ८५० | १२०० | ० | ७००० | ७५०० | ७५०० | १३३४ | ११७ | २३४४१ |
| ६६८ | १७४ | २५० | २०० | १२९२ | ३७७७ | २६९ | ४८०० | ० | ५७५८ | १०७६ | १९५ | १५८७५ |
| २५० | २२५ | २२५ | १५० | ८५० | २५६२ | ० | ४०९१ | ३१६ | ५१२३ | ११०५ | ८७ | १३२८४ |
| २५० | २५० | २५० | १५० | ९०० | २३६१ | ० | ३६७८ | ० | २९३३ | ५९४ | ० | ९५६६ |
| २२५ | २२५ | २२५ | ० | ६७५ | १६३७ | ० | १०५४३ | ० | २६६२ | ५६४ | १७४ | १५५८१ |
| ६६८ | २१५ | २११ | २०० | १२९५ | ९०५० | ० | २५२०० | १३०० | १४८९१ | २०१४ | ० | ५२४५५ |
| १३१० | २७० | २७० | ० | १८५० | १३३५० | ० | ११७७१ | ११२० | १२३३६ | २६७८ | ० | ४१२५६ |
| ३०० | २०० | २०० | १०० | ८०० | ५११५ | ० | ६६०२ | ० | ६००८ | ८९३ | १४२ | १८४६१ |
| ३७४ | २७५ | २७५ | ३०० | १२२४ | ६०० | ० | ७००० | ० | १३०७४ | ४२४५ | ९७२ | २५८९१ |
| ३०० | २५० | २५० | ३०० | ११०० | ७५५५ | ० | ७३१३ | १५६ | ५००२ | १५३३ | ० | १४००५ |
| २९९ | २५० | ३०० | ३०० | ११४९ | १३९९८ | ० | ११११९६ | ० | ६५४७ | १६३५ | ० | १९३८० |
| १२०३ | २५० | २५० | ३०० | २००३ | ५६८६ | ० | २०४५७ | ० | ८१७८ | २४४२ | ० | ३६७५९ |
| | | | | १७०१५ | | | | | | | | ३१२२०८ |

વડોદરા

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | કરજણ ૨ | ૪૭૪૯ | ૧૨૦૨ | ૪૪૬૪ | ૨૮૦૭ | ૪૭૧ | ૭૮૫ | ૩૮૬૩ | ૨૬૮ | ૮૧ | ૭૨ | ૪૨૧ |
| ૨ | ડભોઇ ૧ | ૧૮૧૫૬ | ૫૧૧૪ | ૭૫૫૧ | ૯૯૧૧ | ૩૫ | ૧૪૨૬ | ૧૧૩૭૨ | ૪૯૨ | ૧૨ | ૧૩૦ | ૬૩૪ |
| ૩ | તિલકવાડા ૪ | ૨૦૮૯ | ૬૪૯ | ૧૪૯૪ | ૨૨૭૮ | ૧૧૩૯ | ૧૧૧૦ | ૪૫૨૭ | ૧૪૮ | ૭૯ | ૫૩ | ૨૮૦ |
| ૪ | ધર્મજ ૧ | ૫૯૧૬ | ૨૩૩૬ | ૬૮૯૬ | ૨૧૮૫ | ૪૦ | ૩૪૦૯ | ૫૬૩૪ | ૨૩૮ | ૧૧ | ૨૭૧ | ૫૨૦ |
| ૫ | નાર ૩ | ૬૪૮૨ | ૨૨૪૬ | ૫૭૭૮ | ૧૭૧૪ | ૧૮૭૫ | ૧૪૦૬ | ૫૦૯૫ | ૧૩૫ | ૧૧૮ | ૧૫૭ | ૪૧૦ |
| ૬ | પાદરા ૨ | ૧૦૩૭૯ | ૩૩૦૯ | ૬૮૪૩ | ૪૩૬૫ | ૫૩૦ | ૨૫૯૫ | ૭૪૯૦ | ૨૬૧ | ૮૧ | ૨૧૯ | ૫૬૧ |
| ૭ | પીજ ૩ | ૪૪૫૭ | ૧૫૫૦ | ૫૦૦૦ | ૨૪૧૮ | ૧૩૨૫ | ૧૮૪૯ | ૫૫૯૨ | ૨૬૭ | ૧૯૫ | ૨૨૭ | ૬૮૯ |
| ૮ | પેટલાદ ૧ | ૧૯૨૩૬ | ૫૫૧૨ | ૧૨૯૦૦ | ૪૨૧૭ | ૬૭૬ | ૧૮૭૭ | ૬૭૭૦ | ૧૭૯ | ૬૧ | ૧૨૪ | ૩૬૪ |
| ૯ | બહાદરપુર ૩ | ૪૨૧૫ | ૧૦૨૯ | ૩૫૧૪ | ૩૧૨૪ | ૬૭૪ | ૨૨૩૧ | ૬૦૨૬ | ૨૫૧ | ૭૧ | ૧૨૧ | ૪૪૨ |
| ૧૦ | ભાદરણ ૧ | ૬૦૨૭ | ૨૩૦૧ | ૯૪૭૨ | ૪૩૩૦ | ૬૬ | ૩૨૧૯ | ૭૬૧૫ | ૨૯૪ | ૧ | ૨૧૪ | ૫૦૯ |
| ૧૧ | મહેળાવ ૪ | ૫૩૩૯ | ૧૫૫૩ | ૩૮૦૭ | ૭૭૬ | ૧૨૩૦ | ૯૬૯ | ૨૯૭૫ | ૧૩૩ | ૯૯ | ૯૬ | ૩૨૮ |
| ૧૨ | વસો ૧ | ૮૭૧૨ | ૨૮૬૨ | ૭૩૭૨ | ૩૨૦૭ | ૦ | ૨૮૦૯ | ૬૦૧૬ | ૨૬૦ | ૨ | ૧૫૬ | ૪૧૮ |
| ૧૩ | વાઘોડીઆ ૧ | ૩૧૦૫ | ૮૫૧ | ૬૦૪૪ | ૪૮૫૪ | ૯૪૧ | ૧૭૩૦ | ૭૫૨૫ | ૭૧૩ | ૧૭૬ | ૪૩૦ | ૧૩૨૦ |
| ૧૪ | શિનોર ૧ | ૫૫૯૫ | ૧૭૧૮ | ૮૮૭૫ | ૪૧૧૨ | ૭૦૮ | ૩૧૫૧ | ૭૯૭૧ | ૩૫૯ | ૮૬ | ૨૮૬ | ૭૨૧ |
| ૧૫ | સંખેડા ૨ | ૪૯૮૩ | ૧૪૫૧ | ૩૮૮૨ | ૪૦૨૦ | ૧૪૭૬ | ૨૨૦૧ | ૭૬૯૭ | ૩૨૮ | ૧૧૬ | ૧૭૩ | ૬૦૭ |
| ૧૬ | સાવલી ૩ | ૧૧૧૩૧ | ૧૨૩૬ | ૧૧૨૨૦ | ૧૬૦૬ | ૧૧૭૪ | ૨૩૩૧ | ૫૧૦૮ | ૧૫૨ | ૧૨૮ | ૧૪૭ | ૪૨૭ |
| ૧૭ | સોજીત્રા ૧ | ૧૦૬૪૯ | ૪૧૭૮ | ૧૦૩૧૯ | ૨૬૧૫ | ૧૬૩૧ | ૧૮૫૫ | ૬૧૦૧ | ૧૧૨ | ૨૦૯ | ૮૪ | ૪૦૫ |
| ૧૮ | વડોદરા જય-સિંહરાવ સા.પુ | ૦ | ૦ | ૧૪૫૪૫ | ૪૭૪૫ | ૫૦૦ | ૨૨૭૫ | ૭૬૨૦ | ૨૧૦ | ૧૨ | ૫૦ | ૨૭૨ |
| | કુલ | ૧૨૫૨૧૯ | ૪૧૨૩ | ૧૨૮૦૭૬ | | | | ૧૦૫૫૦૯ | | | | ૮૩૨૯ |
| | એકંદર સરવાળો | ૪૦૫૦૭૬ | ૧૧૪૯૯ | ૩૫૫૮૨૩ | | | | ૨૫૧૮૬૪ | | | | ૨૧૬૦૮ |

પ્રાંત

| | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૧૫૦ | ૪૭૫૮ | ૦ | ૬૪૬૮ | ૧૨૬૧ | ૫૦૫૮ | ૮૭૯ | ૧૨૬ | ૧૮૨૮૦ |
| ૧૬૯૦ | ૦ | ૦ | ૦ | ૧૬૯૦ | ૩૫૭૯ | ૦ | ૧૬૦૦૦ | ૮૯૪ | ૧૩૧૩૨ | ૨૫૮૨ | ૦ | ૬૩૨૮૮ |
| ૧૩૫ | ૧૩૫ | ૧૩૫ | ૦ | ૪૦૫ | ૬૩૪ | ૦ | ૩૦૦૦ | ૦ | ૧૭૮૦ | ૩૨૦ | ૦ | ૨૧૦૨ |
| ૬૦૮ | ૨૫૦ | ૨૫૦ | ૧૦૦ | ૧૨૦૮ | ૧૧૪૧૭ | ૦ | ૧૭૩૮૯ | ૦ | ૭૨૨૯ | ૨૨૫૧ | ૦ | ૩૮૨૮૪ |
| ૩૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૦ | ૭૦૦ | ૨૪૦૦ | ૦ | ૧૧૭૨૪ | ૦ | ૭૨૯૨ | ૧૪૫૧ | ૦ | ૨૨૯૧૭ |
| ૨૫૦ | ૨૫૦ | ૨૫૦ | ૨૫૦ | ૧૦૦૦ | ૨૧૨૫ | ૦ | ૭૨૦૦ | ૦ | ૭૨૯૭ | ૧૨૭૫ | ૩૨૧ | ૧૮૨૧૮ |
| ૨૧૦ | ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ | ૭૧૦ | ૪૬૧૮ | ૦ | ૬૮૮૨ | ૦ | ૫૧૧૬ | ૧૪૬૫ | ૦ | ૧૮૦૮૧ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૩૦૦ | ૧૧૫૦ | ૭૬૧૬ | ૦ | ૧૯૪૦૦ | ૦ | ૧૩૭૦૨ | ૪૧૬૨ | ૦ | ૫૪૫૪૯ |
| ૨૫૮ | ૬૯ | ૧૫૯ | ૧૫૦ | ૬૩૭ | ૩૨૬૨ | ૦ | ૪૬૪૭ | ૦ | ૪૫૭૭ | ૮૧૩ | ૩૦ | ૧૩૩૩૦ |
| ૪૩૩ | ૨૭૫ | ૨૭૫ | ૧૧ | ૯૯૪ | ૫૨૦૦ | ૦ | ૧૨૭૦૦ | ૨૮૮ | ૧૦૧૨૪ | ૩૬૪૦ | ૪૦૯૮ | ૩૬૦૫૦ |
| ૧૫૦ | ૧૫૦ | ૧૨૫ | ૦ | ૪૨૫ | ૧૬૩૮ | ૧૨૫ | ૮૧૯૩ | ૩૮૨૨ | ૪૯૩૦ | ૧૦૯૩ | ૧૬૭ | ૧૯૯૭૦ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૦ | ૮૫૦ | ૪૩૦૦ | ૧૮૨ | ૭૦૭૫ | ૦ | ૭૦૨૪ | ૨૨૦૩ | ૪૯૨ | ૧૪૫૫૩ |
| ૩૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૦ | ૮૫૦ | ૪૩૫૦ | ૦ | ૧૫૬૮૮ | ૩૧૫૮ | ૬૫૪૬ | ૨૧૧૭ | ૦ | ૨૯૩૦૮ |
| ૩૨૭ | ૨૫૦ | ૨૫૦ | ૨૦૦ | ૧૦૨૭ | ૮૧૧૯ | ૦ | ૭૫૫૦ | ૯૪૦ | ૫૫૩૯ | ૧૮૫૪ | ૪૦ | ૨૪૦૪૪ |
| ૪૦૦ | ૨૭૫ | ૨૭૫ | ૨૫૦ | ૧૨૦૦ | ૩૦૧૦ | ૦ | ૧૩૩૧૧ | ૨૧૦૧ | ૫૮૪૦ | ૧૩૭૦ | ૧૧૩૭ | ૨૭૪૧૨ |
| ૩૨૭ | ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ | ૮૨૭ | ૪૯૦૫ | ૦ | ૬૦૦૦ | ૫૦૦ | ૨૦૦૭૪ | ૫૦૦ | ૫૧ | ૨૭૧૨૫ |
| ૮૪૫ | ૨૫૦ | ૨૫૦ | ૭૫ | ૧૪૨૦ | ૬૭૧૪ | ૦ | ૧૩૮૫૬ | ૬૯૫ | ૧૩૫૫૦ | ૧૬૬૫ | ૧૫૦ | ૩૬૬૩૩ |
| ૪૧૮ | ૫૦૦ | ૦ | ૫૦૦ | ૧૪૧૮ | ૫૧૯૪ | ૧૦૭૫ | ૦ | ૦ | ૦ | ૩૬૧૦ | ૦ | ૯૮૭૯ |
| | | | | ૧૩૮૯૫ | | | | | | | | ૪૭૪૦૨૩ |
| | | | | ૧૦૨૫૩૮ | | | | | | | | ૧૧૬૪૫૩૩ |

## વાર્ષિક નિવેદન સને ૧૯૩૬-૩૭

| વાર્ષિક ખર્ચ. | | | | | પુસ્તકાલયની કુલ મિલ્કત | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લોક મદદ. | સરકાર મદદ | પંચાયત મદદ | સુધરાઈ વા (ડિ૦ લો૦ બો૦) | કુલ. | તા. ૩૧-૭-૩૭ સુધીનું ગ્રંથસંખ્યા | પુસ્તકાલયની પુંજી રોકડ રકમ | સ્થાવર મિલ્કત. મકાન વગેરે. | જંગમ મિલ્કત. પુસ્તક. | લાકડી સામાન | ઇતર સામાન. | કુલ. |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| ૧૫૦ | ૧૦૦ | ૧૦૦ | ૫૦ | ૪૦૦ | ૧૨૨૭ | ૦ | ૨૧૩૦૦ | ૭૭૪ | ૧૨૨૪ | ૯ | ૩૩૧૧૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૨૧૨ | ૦ | ૦ | ૬૧૭ | ૨૬૧ | ૦ | ૮૭૮ |
| ૨૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૦ | ૪૦૦ | ૬૦૦ | ૦ | ૦ | ૧૧૫૬ | ૨૩૮ | ૧૨૨ | ૧૫૧૬ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૧૪૦૫ | ૦ | ૨૧૦૦૦ | ૧૦૪૨ | ૩૫ | ૩ | ૨૩૪૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૫૦ | ૪૫૦ | ૫૪૨૦ | ૦ | ૦ | ૧૧૭૫ | ૨૯૪ | ૦ | ૬૮૮૯ |
| ૪૧૧ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૭૧૧ | ૨૮૪૫ | ૦ | ૧૩૦૦૦ | ૧૨૬૯ | ૪૯૬ | ૧૭૫ | ૧૮૫૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૬૦૦ | ૦ | ૦ | ૨૦૨૨ | ૭૧૦ | ૦ | ૬૩૩૨ |
| ૨૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૫૦૦ | ૨૫૦૦ | ૦ | ૦ | ૧૧૨૦ | ૧૩૪ | ૦ | ૩૭૫૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૫૦ | ૨૫ | ૨૭૫ | ૧૫૫૦ | ૫૬ | ૩૦૦૦ | ૨૨૫ | ૬૪ | ૦ | ૪૮૩૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૩૫૦ | ૦ | ૧૦૦૦૦ | ૧૯૨૭ | ૫૮૪ | ૯૯ | ૧૨૯૬૦ |
| ૫૦ | ૫૦ | ૪૬ | ૫૦ | ૧૯૬ | ૩૦૬ | ૦ | ૦ | ૫૫૬ | ૮૬ | ૦ | ૯૫૯ |
| ૨૦૬ | ૦ | ૦ | ૦ | ૨૦૬ | ૦ | ૦ | ૦ | ૧૬૯૯ | ૮૯ | ૦ | ૧૭૮૮ |
| ૭૦ | ૭૦ | ૭૦ | ૦ | ૨૧૦ | ૫૨૫ | ૦ | ૦ | ૧૭૭ | ૦ | ૦ | ૧૭૭ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૦ | ૧૫૦ | ૩૦૫૦ | ૦ | ૦ | ૩૦ | ૫૨ | ૦ | ૮૨ |
| | | | | ૫૦૯૮ | | | | | | | ૧૦૫૩૫૬ |

૧૧ બાલ

| અનુક્રમ નંબર | નામ | પ્રાંત | પુસ્તકો | વંચાયેલાં પુસ્તકો | વાચકો |
|---|---|---|---|---|---|
| ૧* | અમરેલી બાલ | અમરેલી | ૨૬૧૨ | ૯૪૩૮ | ૪૦૯ |
| ૨* | ચલાલા ,, | ,, | | | |
| ૩ | પેટલાદ ,, | વડોદરા | ૨૧૧૯ | ૩૦૨૮ | ૫૦૦ |
| ૪* | ભાદરણ ,, | ,, | ૧૮૨૫ | ૬૪૭૬ | ૩૫૨ |
| ૫* | વસો ,, | ,, | ૩૨૮૭ | ૩૩૪૧ | ૩૮૬ |
| ૬ | ડભોઇ ,, | ,, | ૮૯૯ | ૩૫૯ | ૪૨ |
| ૭ | પાટણ ,, | મહેસાણા | ૪૬૩ | ૨૭૦ | ૨૨૦ |
| ૮* | વડનગર ,, | ,, | ૧૩૩૧ | ૩૯૧૫ | ૩૮૩ |
| ૯ | નાર ,, | વડોદરા | ૪૬૦ | ૨૪૧૮ | ૧૫૨ |
| ૧૦* | દ્વારકાં ,, | અમરેલી | ૩૮૨ | ૨૮૪૪ | ૧૫૧ |
| ૧૧ | નવસારી ,, | નવસારી | ૮૦૩ | ૩૫૫૬ | ૩૨૫ |
| | કુલ | | ૧૪૧૮૧ | ૩૬૬૪૫ | ૨૯૨૦ |

ટીપ:—*આવાં ચિહ્નવાળાં ૭ પુસ્તકાલયો મકાનવાળાં છે.

## ૧૯૩૬–૩૭

## કસ્બા પુસ્તકાલયોની તારીજ

| પ્યા | પ્રાંત | વસ્તી | ભણેલાં | પુસ્તકો | વંચાયલાં પુ | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૬ | અમરેલી | ૪૮૩૭૭ | ૧૪૫૩૯ | ૩૫૨૯૨ | ૩૩૧૦૧ | ૨૭૬૬ |
| ૭ | નવસારી | ૫૬૨૨૬ | ૧૮૪૯૫ | ૫૮૫૯૫ | ૩૭૧૪૯ | ૩૦૦૯ |
| ૧૫ | મહેસાણા | ૧૭૫૨૫૪ | ૪૫૮૪૧ | ૮૩૮૬૦ | ૭૬૧૧૦ | ૭૫૦૪ |
| ૧૮ | વડોદરા | ૧૨૫૨૧૯ | ૩૯૧૨૩ | ૧૨૮૦૭૬ | ૧૦૫૫૦૯ | ૮૩૨૯ |
| | કુલ | ૪૦૫૦૭૬ | ૧૧૭૯૯૮ | ૨૯૫૮૨૩ | ૨૫૧૮૬૯ | ૨૧૬૦૮ |

## બાલ વાચનની તારીજ

| પ્રાંત | વાચક સંખ્યા | | | વંચાયલા પુસ્તકોની સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|
| | ભણતા | ઉઠી ગયેલા | કુલ | ભણનારાઓમાં | ઉઠી ગયેલામાં | કુલ |
| અમરેલી | ૧૩૯૨ | ૮૯ | ૧૪૮૧ | ૨૪૮૭૨ | ૬૫૫ | ૨૫૫૨૭ |
| નવસારી | ૧૦૫૮ | ૩૨૧ | ૧૩૭૯ | ૯૯૯૧ | ૫૨૯૨ | ૧૫૨૮૩ |
| મહેસાણા | ૨૧૨૯ | ૪૪૭ | ૨૫૭૬ | ૧૮૯૪૪ | ૫૬૫૧ | ૨૪૫૯૫ |
| વડોદરા | ૩૮૭૩ | ૬૧૨ | ૪૪૩૫ | ૪૭૩૬૬ | ૫૪૫૧ | ૫૦૪૪૨ |
| | ૮૪૫૨ | ૧૪૬૯ | ૯૯૨૧ | ૧૦૧૧૭૩ | ૧૭૦૪૯ | ૧૧૮૨૨૨ |

પુસ્તકાલયો

| લો. મ. | સ. મ. | પં. મ | સુ. મ. | કુલ | કા. ફં. | રોકડ | મકાન | પુ. | લા. સા. | ઇતર | કુલ કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૨૫ | ૩૨૫ | ૭૫૭ | ૦ | ૬૬૫૦ | ૮૬૪ | ૩૪૮ | ૧૭૦ | ૮૭૮૯ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૮ | ૧૦૮ | ૪૦૦ | ૨૭૦૦ | ૦ | ૦ | ૧૩૨૨ | ૪૧૨ | ૧૬૩ | ૪૬૧૧ |
| ૨૮૯ | ૧૦૦ | ૧૦૦ | ૧૧ | ૫૦૦ | ૩૭૦૦ | ૦ | ૭૦૦૦ | ૮૯૬ | ૬૩૮ | ૨૩૫ | ૧૨૪૬૯ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૭૦૦ | ૦ | ૮૭૦૦ | ૧૩૩૬ | ૪૮૪ | ૦ | ૧૦૫૨૦ |
| ૯૦ | ૦ | ૦ | ૦ | ૯૦ | ૦ | ૦ | ૦ | ૯૧૫ | ૦ | ૦ | ૯૧૫ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮૦ | ૦ | ૦ | ૨૧૫ | ૬૭ | ૩ | ૨૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૩૫૦ | ૦ | ૧૦૦૦૦ | ૮૧૮ | ૪૬૫ | ૩૨૫ | ૧૧૯૫૮ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૦ | ૭૫ | ૦ | ૦ | ૨૪૦૦ | ૨૮૫ | ૧૨૫ | ૦ | ૨૮૧૦ |
| ૨૦ | ૨૦ | ૨૦ | ૨૫ | ૮૫ | ૧૦૦૦ | ૪૬ | ૧૫૦૦ | ૬૨ | ૩૪ | ૦ | ૨૬૪૨ |
| | | | | | | | | ૧૭૪ | ૩૨ | ૨૦ | ૨૨૬ |
| | | | | ૨૨૭૫ | | | | | | | ૫૫૨૨૫ |

## મહિલા પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | વસતી | ભણેલાં | પુસ્તકો | વંચાયલાં પુ | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચારે પ્રાંતમાં પુસ્તકાલયો | ૮૨૦૩૭ | ૦ | ૧૬૯૮૫ | ૩૭૦૪૫ | ૩૪૭૬ |
| ૨ | ,, ,, વાચનાલયો | ૧૧૨૦૫ | ૦ | ૧૧૭૯ | ૨૫૭૩ | ૪૦૦ |
| ૧૬ | કુલ | ૯૩૨૪૨ | ૦ | ૧૮૧૬૪ | ૩૯૬૧૮ | ૩૮૭૬ |

## બાલ પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | પુસ્તકો | વંચાયલાં પુ. | વાચકો |
|---|---|---|---|---|
| ૬ | અમરેલી, વડોદરા, મહેસાણા પુ | ૯૪૩૭ | ૨૭૦૧૪ | ૧૬૮૧ |
| ૫ | મહેસાણા, વડોદરા, નવસારી વા. | ૪૭૪૪ | ૯૬૩૧ | ૧૨૩૯ |
| ૧૧ | કુલ | ૧૪૧૮૧ | ૩૬૬૪૫ | ૨૯૨૦ |

વડોદરા, તા. ૧-૧૦-૩૭.

ફ. મં. રાંગણેકર.
મદદનીશ વ્યવસ્થાપક.

૧૧ બાલ

| અનુક્રમ નંબર | નામ | પ્રાંત | પુસ્તકો | વંચાયેલાં પુસ્તકો | વાચકો |
|---|---|---|---|---|---|
| ૧* | અમરેલી બાલ | અમરેલી | ૨૬૧૨ | ૯૪૨૮ | ૪૦૯ |
| ૨* | ચલાલા ,, | ,, | | .. | . |
| ૩ | પેટલાદ ,, | વડોદરા | ૨૧૧૯ | ૩૦૨૮ | ૫૦૦ |
| ૪* | ભાદરણ ,, | ,, | ૧૮૨૫ | ૬૪૭૬ | ૩૫૨ |
| ૫* | વસો ,, | ,, | ૩૨૮૭ | ૩૩૪૧ | ૩૮૬ |
| ૬ | ડભોઇ ,, | ,, | ૮૯૯ | ૩૫૯ | ૪૨ |
| ૭ | પાટણ ,, | મહેસાણા | ૪૬૩ | ૨૭૦ | ૨૨૦ |
| ૮* | વડનગર ,, | ,, | ૧૩૩૧ | ૩૬૧૫ | ૩૮૩ |
| ૯ | નાર ,, | વડોદરા | ૪૬૦ | ૨૪૧૮ | ૧૫૨ |
| ૧૦* | દામનગર ,, | અમરેલી | ૩૮૨ | ૨૮૪૪ | ૧૫૧ |
| ૧૧ | નવસારી ,, | નવસારી | ૮૦૩ | ૩૫૫૬ | ૩૨૫ |
| | કુલ | | ૧૪૧૮૧ | ૩૬૬૪૫ | ૨૯૨૦ |

ટીપ:—*આવાં ચિહ્નવાળાં ૭ પુસ્તકાલયો મકાનવાળાં છે.

## ૧૯૩૬–૩૭

## કસ્બા પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | વસ્તી | ભણેલાં | પુસ્તકો | વંચાયલાં પુ | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૬ | અમરેલી | ૪૮૩૭૭ | ૧૪૫૩૯ | ૩૫૮૯૨ | ૩૩૧૦૧ | ૨૭૬૧ |
| ૭ | નવસારી | ૫૬૨૨૬ | ૧૮૪૯૫ | ૫૮૫૯૫ | ૩૭૧૪૯ | ૩૦૦૯ |
| ૧૫ | મહેસાણા | ૧૭૫૨૫૪ | ૪૫૮૪૧ | ૮૩૮૬૦ | ૭૬૧૧૦ | ૭૫૦૪ |
| ૧૮ | વડોદરા | ૧૨૫૨૧૯ | ૩૯૧૨૩ | ૧૨૮૦૭૬ | ૧૦૫૫૦૯ | ૮૩૨૯ |
| | કુલ | ૪૦૫૦૭૬ | ૧૧૭૯૯૮ | ૨૯૫૮૨૩ | ૨૫૧૮૬૯ | ૨૧૬૦૮ |

## બાલ વાચનની તારીજ

| પ્રાંત | વાચક સંખ્યા | | | વંચાયલાં પુસ્તકોની સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|
| | ભણતા | ઉઠી ગયેલા | કુલ | ભણનારાઓમાં | ઉઠી ગયેલામાં | કુલ |
| અમરેલી | ૧૩૯૨ | ૮૯ | ૧૪૮૧ | ૨૪૮૭૨ | ૬૫૫ | ૨૫૫૨૭ |
| નવસારી | ૧૦૫૮ | ૩૨૧ | ૧૩૭૯ | ૯૯૯૧ | ૫૨૯૨ | ૧૫૨૮૩ |
| મહેસાણા | ૨૧૨૯ | ૪૪૭ | ૨૫૭૬ | ૧૮૯૪૪ | ૫૬૫૧ | ૨૪૫૯૫ |
| વડોદરા | ૩૮૭૩ | ૬૧૨ | ૪૪૩૫ | ૪૭૩૬૬ | ૫૪૫૧ | ૫૦૪૪૨ |
| | ૮૪૫૨ | ૧૪૬૯ | ૯૯૨૧ | ૧૦૧૧૭૩ | ૧૭૦૪૯ | ૧૧૮૨૨૨ |

પુસ્તકાલયો

| લો. મ. | સ. મ. | પં. મ | સુ. મ. | કુલ | કા. ઈં. | રોકડ | મકાન | પુ. | લા. સા. | ઇતર | કુલ કિંમત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૨૫ | ૩૨૫ | ૭૫૭ | ૦ | ૬૬૫૦ | ૮૬૪ | ૩૪૮ | ૧૭૦ | ૮૭૮૯ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૭૦૦ | ૦ | ૦ | ૧૩૨૨ | ૪૧૨ | ૧૬૩ | ૪૬૧૧ |
| ૨૮૯ | ૧૦૦ | ૧૦૦ | ૧૧ | ૫૦૦ | ૩૭૦૦ | ૦ | ૭૦૦૦ | ૮૯૬ | ૬૩૮ | ૨૩૫ | ૧૨૪૬૯ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૨૭૦૦ | ૦ | ૮૭૦૦ | ૧૩૩૬ | ૪૮૪ | ૦ | ૧૦૫૨૦ |
| ૯૦ | ૦ | ૦ | ૦ | ૯૦ | ૦ | ૦ | ૦ | ૯૧૫ | ૦ | ૦ | ૯૧૫ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮૦ | ૦ | ૦ | ૨૧૫ | ૬૭ | ૩ | ૨૮૫ |
| ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ | ૩૫૦ | ૦ | ૧૦૦૦૦ | ૮૧૮ | ૪૬૫ | ૩૨૫ | ૧૧૯૫૮ |
| ૨૫ | ૨૫ | ૨૫ | ૦ | ૭૫ | ૦ | ૦ | ૨૪૦૦ | ૨૮૫ | ૧૨૫ | ૦ | ૨૮૧૦ |
| ૨૦ | ૨૦ | ૨૦ | ૨૫ | ૮૫ | ૧૦૦૦ | ૪૬ | ૧૫૦૦ | ૬૨ | ૩૪ | ૦ | ૨૬૪૨ |
| | | | | | | | | ૧૭૪ | ૩૨ | ૨૦ | ૨૨૬ |
| | | | | ૨૨૭૫ | | | | | | | ૫૫૨૨૫ |

## મહિલા પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | વસ્તી | ભણેલાં | પુસ્તકો | વંચાયલાં પુ | વાચકો |
|---|---|---|---|---|---|---|
| ૧૪ | ચારે પ્રાંતમાં પુસ્તકાલયો | ૮૨૦૩૭ | ૦ | ૧૬૯૮૫ | ૩૭૦૪૫ | ૩૪૭૬ |
| ૨ | ,, ,, વાચનાલયો | ૧૧૨૦૫ | ૦ | ૧૧૭૯ | ૨૫૭૩ | ૪૦૦ |
| ૧૬ | કુલ | ૯૩૨૪૨ | ૦ | ૧૮૧૬૪ | ૩૯૬૧૮ | ૩૮૭૬ |

## બાલ પુસ્તકાલયોની તારીજ

| સંખ્યા | પ્રાંત | પુસ્તકો | વંચાયલાં પુ. | વાચકો |
|---|---|---|---|---|
| ૬ | અમરેલી, વડોદરા, મહેસાણા પુ | ૯૪૩૭ | ૨૭૦૧૪ | ૧૬૮૧ |
| ૫ | મહેસાણા, વડોદરા, નવસારી વાં. | ૪૭૪૪ | ૯૬૩૧ | ૧૨૩૯ |
| ૧૧ | કુલ | ૧૪૧૮૧ | ૩૬૬૪૫ | ૨૯૨૦ |

વડોદરા,
તા. ૧-૧૦-૩૭.

के. मं. रांगणेकर.
મદદનીશ વ્યવસ્થાપક.



# આરોગ્ય


ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાઇટીની વડોદરા શાખા તરફથી

પ્રસિદ્ધ થતું ત્રિમાસિક

તંત્રી : રાજરત્ન ડૉ. ધનજીશા હો. મહેતા સી. આઇ. ઇ.

અંક ૪૩ મો. વર્ષ ૧૦ — વડોદરા. — ઑક્ટોબર ૧૯૩૯


## મેલેરીઆ સંબંધી સર્વમાન્ય બાબતો:

૧ મચ્છરના કરડવાથી જ માણસોમાં મેલેરીઆ ફેલાય છે.

૨ મચ્છરમાં મેલેરીઆના જંતુઓ ટાઢિયા તાવથી પીડાતા માણસ અગર ઢોરને કરડવાથી જ કરડતી વખતે દાખલ થાય છે બીજી કોઇ રીતે નહીં.

૩ મનુષ્ય અને મચ્છરમાં થતો મેલેરીઆના જંતુઓનો વિકાસ ઉપર્યુક્ત બે જ રીતે થાય છે–બીજી કોઇ પણ રીતે થતો નથી.

૪ તદ્દન નવાં મકાનમાં મેલેરીઆ ભાગ્યે જ થાય છે.

૫ જ્યારે કોઇ ખોદકામ અગર રેલ્વેની સડક, નદીના પૂલ કે એવું કાંઇ ખાસ કરવામાં આવે છે ત્યારે જમીનમાં નવા ખાડા પડે છે. તેથી નવાં ખાબોચીઆં ભરાય છે અને તેમાં પોરા પડવાથી જોરમાં મેલેરીઆ ફાટી નીકળે છે. ધીમે ધીમે તે ખાડાઓમાં તરળ બંધાઇ ગયા પછી તેનું જોર કમી થાય છે.


વાર્ષિક લવાજમ,

રૂ. ૧] (ટપાલ ખર્ચ સાથે)

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટીની વડોદરા શાખા માટેના

# નિયમોનો સાર



૧. જે સભ્ય રૂા. ૫૦૦૦) થી ઓછી નહિ એવી રકમ સોસાયટીના ભંડોળમાં ભરે તે પેટ્રન કહેવાશે.

૨. જે સભ્ય રૂા. ૧૦૦૦) ની રકમ ભંડોળમાં ભરે તે વાઇસ પેટ્રન કહેવાશે.

૩. જે સભ્ય વાર્ષિક લવાજમ રૂા. ૧૨) ભરે તેને ઍન્યુઅલ મેમ્બર અને એક સામટું લવાજમ રૂા. ૧૫૦) ભરે તેને લાઇફ મેમ્બર ગણવામાં આવશે.

૪. જે સભ્યો દર વર્ષે રૂા. ૧ થી માંડીને રૂા. ૫) સુધી ભરે તે ઍન્યુઅલ ઍશોશીએટ કહેવાશે અને જે એકી વખતે રૂા. ૫૦) આપે તે લાઇફ ઍશોશીએટ કહેવાશે.

૫. વ્યવસ્થાપક સમિતિ કોઇ પણ ગૃહસ્થને આ સોસાયટીને કોઇપણ જાતની સેવા કર્યા બદલ માનનીય સભ્ય તરીકે ચૂંટી શકશે.

૬. લવાજમ, કાંતો હેડ ક્વાર્ટર્સની વ્યવસ્થાપક સમિતિ અગર શાખા સમિતિને મોકલી શકાય પરન્તુ શાખા સમિતિએ મુખ્ય વ્યવસ્થાપક સમિતિને સામાન્ય ખર્ચ માટે સભ્યો પાસેથી મળેલા લવાજમ તથા એકસામટી રકમના ૧૦ ટકા જેટલી રકમ મોકલવી જોઇએ. વળી એવું ઠરાવવામાં આવ્યું છે કે કોઇપણ એકજ લવાજમ પૈકી મોકલવાની રકમ રૂા. ૧૦૦૦) કરતાં વધવી ન જોઇએ.

૭. ઉપલો ( છઠ્ઠો ) નિયમ શાખા સમિતિને મળેલી ભેટો કે ઇતર રીતે મળેલી રકમોને લાગુ પડશે નહિ.

આર્ય સુધારક પ્રેસ–વડોદરામાં મણિભાઈ મથુરભાઇ ગુપ્તે છાપી પ્રસિદ્ધ કર્યું.

તા. ૧૫-૧૦-૩૭

# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું
ત્રિમાસિક

| અંક ૪૩ મો. | | ઑક્ટોબર |
| --- | --- | --- |
| | વડોદરા. | |
| વર્ષ ૧૦ | | ૧૯૩૭ |

## નિશાળે જતાં છોકરાંઓનાં આગળ ઝુકતાં ખભાં

આપણે ઘણી વાર જોઇએ છીએ કે આપણાં છોકરાંઓ પાંચ છ વર્ષનાં હોય ત્યાંસુધી તેમના કરતાં મોટી ઉમ્મરનાં છોકરાંઓ કરતાં વધારે ટટાર રહે છે અને તેમના ખભાં આગળ ઝુકતાં હોઈ ગોલ દેખાતાં નથી. પાંચ છ વર્ષની ઉમ્મર સુધી તેઓ નાચતાં કુદતાં હોય છે પણ પછી નિશાળે જવા માંડે ત્યારે સાત આઠ વર્ષની ઉમ્મરે તેમનાં ખભાં નીચે પડી જઇ ગોલ દેખાવા માંડે છે, ત્યારે આપણે એમ મન મનાવી લઇએ છે કે એ તો નબળાઇને લીધે એમ થાય છે, અથવા એનો ઉધરભાવ એની શક્તિ કરતાં વધારે છે તેથી એમ થાય છે, પણ એ આપણી માન્યતા ખોટી છે, કારણું પહેલાં પાંચ છ વર્ષમાં પણ તેમનો ઉધરભાવ (શરીર વૃદ્ધિ) બહુ કરી તેટલા જ પ્રમાણમાં હોય છે.

એમ છતાં પણ, બહુ કરી કાંઇ માંદગી આવી ગયા પછી, પાછાં પોતાને કામે લાગતાં બાળકોને અસલ જેવી તાકાત પાછી ન આવેલી હોવાને લીધે તેઓ પોતાનાં ખભાં આગળ ઝુકાવતાં અને પેટના સ્નાયુઓ ઢીલા પાડી બરડો પણ આગળ વાળતાં હોય એમ જણાય છે. એવે પ્રસંગે આપણે પહેલી તપાસ તેમની સામાન્ય તનદુરસ્તીની કરાવવી જોઇએ કે તેમને નાકમાં મસા, ગળામાં ચોળિયા, સડેલા દાંત, અગર શરીરના કોઈ ભાગમાં પરૂ થવાનાં ચિન્હો છે કે નહીં.

પરંતુ ધારો કે ડાક્તરની તપાસમાં ઉપર કહેલી કાંઈ પણ બાબત જણાઈ ન આવી તો પછી શું નિશાળને દોષીત ધારવી જોઈએ? શું નિશાળના અભ્યાસમાં એટલો બધો શ્રમ પડે છે કે તેથી બાળકનાં ખભાં આગળ ઝુકી જાય છે?

તે હેતુથી આપણે (૧) નિશાળના ઓરડામાં ક્લાસ ચાલતી વખતે હવાની અવરજવર કેવી રહે છે, (૨) બેસવાના અને લખવાના બાજટો કેવા છે, (એવા બાજટ હોય કે જેથી અઢેલતી વખતે સહેજ વાંકદાર જગ્યા રહે કે તેથી કમ્મરને બરાબર ટેકો મળે તે સૌથી સારા ગણવા જોઈએ), (૩) એકસામટા કેટલો વખત સુધી બાળકને એકને એક સ્થિતિમાં બેસી રહેવુ પડે છે અને (૪) ઓરડામાં રોશની આવવા બદલની તજવીજ કેવી છે એ સર્વે બાબતો ઉપર ધ્યાન આપવું જોઈએ. એ શિવાય વળી શિક્ષણની પદ્ધતિ કેવી છે, પાઠો કલાકો સુધી ભણાવવામાં આવે છે કે અને બાળકોને તેમાં રસ પડે છે કે તેઓ કંટાળતાં લાગે છે તે ઉપર પણ ધ્યાન આપવું જોઈએ. એક થાકી ગયલા બાળકની કપડાના ગાંસડા જેવી બેસવાની ઢબ જોઈ આપણા મનને એવો ભાસ થાય છે કે તે ઢગ ફક્ત શારિરીક થાકથીજ ઉત્પન્ન થતી નથી પરંતુ માનસિક થાક પણ તેમાં કેટલેક અંશે ભાવ ભજવે છે.

વળી નિશાળેથી ઘેર આવતાં બાળકો પોતાની ચોપડીઓ એક ખભા ઉપર લટકાવે છે કે તેનો ભાર બેઉ ખભાં ઉપર એકસરખો પડે છે અથવા એક જ હાથે ચોપડીનો કોથળો ઝુલતો પકડીને ચાલે છે કે તથા આવું રોજબરોજ કરવામાં આવે છે કે કેમ તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ.

ઘેર આવ્યા પછી બાળક રહા નાસ્તો લીધા પછી શું કરે છે? તેમના પાસથી સૂવા જતાં સુધી ઘરમાં અભ્યાસનું કામ કરાવવામાં આવે છે કે નહીં તે ઉપર લક્ષ આપવું જોઈએ મેટ્રીકની પરાક્ષામાં જનારા છોકરાઓ તો કેટલીક વાર રાતે સાડા નવ કે દશ સુધી અભ્યાસમાં રોકાય છે. આપણે વિચાર કરશું તો જણાશે કે ઘણાં છોકરાંઓ પાસે તેમના બાપો કરતાં ઘણા વધાર કલાકો સુધી આપણે કામ લઈએ છીએ. નિશાળના અભ્યાસક્રમ સાથે તો કેટલીકવાર બાળકો કસરતશાળા કે બીજી રમતો રમી મોજ મેળવે છે પરંતુ ઘરે આવ્યા પછી તેવું ભાગ્યે જ જોવામાં આવે છે.

આ ઉપરથી સહજ જણાઈ આવે છે કે બાળકનાં ખભાં આગળ ઝુકતાં થઈ જાય તે માટે શારિરીક તેમજ માનસિક થાક એ બન્ને જવાબદાર છે.

વળી બાળકના ખોરાક ઉપર પણ ધ્યાન આપવું જોઇએ કે તેને પૂરતો પુષ્ટીકારક ખોરાક, દૂધ દહીં માખણ, લીલી તરકારી, ફળફળાદી વિગેરે તથા શિઆળામાં મગરનું તેલ આપવામાં આવે છે કે નહીં અગર તેને ઘણો મિઠાશવાળો ખોરાક અથવા અતિશય નરમ કાંજી કે પોચો ખેળવાળો ખોરાક અપાય છે કે કેમ? વળી તે પૂરતાં પ્રમાણમાં પાણી પીએ છે કે નહીં તે પણ જોવું જોઇએ.

# આરોગ્ય

ધી ઇન્ડિયન રેડ ક્રૉસ સોસાયટી વડોદરા શાખા તરફથી પ્રસિદ્ધ થતું
ત્રિમાસિક

| અંક ૪૩ મો. વર્ષ ૧૦ | વડોદરા. | ઑક્ટોબર ૧૯૩૭ |
| --- | --- | --- |

## નિશાળે જતાં છોકરાંઓનાં આગળ ઝુકતાં ખભાં

આપણે ઘણી વાર જોઇએ છીએ કે આપણાં છોકરાંઓ પાંચ છ વર્ષનાં હોય ત્યાંસુધી તેમના કરતાં મોટી ઉમ્મરનાં છોકરાંઓ કરતાં વધારે ટટાર રહે છે અને તેમના ખભાં આગળ ઝુકતાં હોઈ ગોલ દેખાતાં નથી. પાંચ છ વર્ષની ઉમ્મર સુધી તેઓ નાચતાં કુદતાં હોય છે પણ પછી નિશાળે જવા માંડે ત્યારે સાત આઠ વર્ષની ઉમ્મરે તેમનાં ખભાં નીચે પડી જઇ ગોલ દેખાવા માંડે છે, ત્યારે આપણે એમ મન મનાવી લઇએ છે કે એ તો નબળાઇને લીધે એમ થાય છે, અથવા એનો ઉધરભાવ એની શક્તિ કરતાં વધારે છે તેથી એમ થાય છે, પણ એ આપણી માન્યતા ખોટી છે, કારણ પહેલાં પાંચ છ વર્ષમાં પણ તેમનો ઉધરભાવ (શરીર વૃદ્ધિ) બહુ કરી તેટલા જ પ્રમાણમાં હોય છે.

એમ છતાં પણ, બહુ કરી કાંઇ માંદગી આવી ગયા પછી, પાછાં પોતાને કામે લાગતાં બાળકોને અસલ જેવી તાકાત પાછી ન આવેલી હોવાને લીધે તેઓ પોતાનાં ખભાં આગળ ઝુકાવતાં અને પેટના સ્નાયુઓ ઢીલા પાડી બરડો પણ આંગળ વાળતાં હોય એમ જણાય છે. એવે પ્રસંગે આપણે પહેલી તપાસ તેમની સામાન્ય તનદુરસ્તીની કરાવવી જોઇએ કે તેમને નાકમાં મસા, ગળામાં ચોળિયા, સડેલા દાંત, અગર શરીરના કોઈ ભાગમાં પરૂ થવાનાં ચિન્હો છે કે નહીં.

પરંતુ ધારો કે ડાક્તરની તપાસમાં ઉપર કહેલી કાંઇ પણ બાબત જણાઈ ન આવી તો પછી શું નિશાળને દોષીત ધારવી જોઈએ? શું નિશાળના અભ્યાસમાં એટલો બધો શ્રમ પડે છે કે તેથી બાળકનાં ખભાં આગળ ઝુકી જાય છે?

તે હેતુથી આપણે (૧) નિશાળના ઓરડામાં કલાસ ચાલતી વખતે હવાની અવરજવર કેવી રહે છે, (૨) બેસવાના અને લખવાના બાજટો કેવા છે, (એવા બાજટ હોય કે જેથી અઢેલતી વખતે સહેજ વાંકદાર જગ્યા રહે કે તેથી કમ્મરને બરાબર ટેકો મળે તે સૌથી સારા ગણવા જોઇએ), (૩) એકસામટા કેટલો વખત સુધી બાળકને એકને એક સ્થિતિમાં બેસી રહેવુ પડે છે અને (૪) ઓરડામાં રોશની આવવા બદલની તજવીજ કેવી છે એ સર્વે બાબતો ઉપર ધ્યાન આપવું જોઇએ. એ શિવાય વળી શિક્ષણની પદ્ધતિ કેવી છે, પાઠો કલાકો સુધી ભણાવવામાં આવે છે કે અને બાળકોને તેમાં રસ પડે છે કે તેઓ કંટાળતાં લાગે છે તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. એક થાકી ગયલા બાળકની કપડાના ગાંસડા જેવી બેસવાની ઢબ જોઈ આપણા મનને એવો ભાસ થાય છે કે તે ઢબ ફક્ત શારિરીક થાકથીજ ઉત્પન્ન થતી નથી પરંતુ માનસિક થાક પણ તેમાં કેટલેક અંશે ભાવ ભજવે છે.

વળી નિશાળેથી ઘેર આવતાં બાળકો પોતાની ચોપડીઓ એક ખભા ઉપર લટકાવે છે કે તેનો ભાર બેઉ ખભાં ઉપર એકસરખો પડે છે અથવા એક જ હાથે ચોપડીનો કોથળો ઝુલતો પકડીને ચાલે છે કે તથા આવું રોજબરોજ કરવામાં આવે છે કે કેમ તે ઉપર પણ ધ્યાન આપવું જોઇએ.

ઘેર આવ્યા પછી બાળક ચ્હા નાસ્તો લીધા પછી શું કરે છે? તેમના પાસથી સૂવા જતાં સુધી ઘરમાં અભ્યાસનું કામ કરાવવામાં આવે છે કે નહીં તે ઉપર લક્ષ આપવું જોઈએ મેટ્રીકની પરાક્ષામાં જનારા છોકરાઓ તો કેટલીક વાર રાતે સાડા નવ કે દશ સુધી અભ્યાસમાં રોકાય છે. આપણે વિચાર કરશું તો જણાશે કે ઘણાં છોકરાંઓ પાસે તેમના બાપો કરતાં ઘણા વધાર કલાકો સુધી આપણે કામ લઇએ છીએ. નિશાળના અભ્યાસક્રમ સાથે તો કેટલીકવાર બાળકો કસરતશાળા કે બીજી રમતો રમી મોજ મેળવે છે પરંતુ ઘરે આવ્યા પછી તેવું ભાગ્યે જ જોવામાં આવે છે.

આ ઉપરથી સહજ જણાઈ આવે છે કે બાળકનાં ખભાં આગળ ઝુકતાં થઈ જાય તે માટે શારિરીક તેમજ માનસિક થાક એ બન્ને જવાબદાર છે.

વળી બાળકના ખોરાક ઉપર પણ ધ્યાન આપવું જોઇએ કે તેને પૂરતો પુષ્ટીકારક ખોરાક, દૂધ દહીં માખણ, લીલી તરકારી, ફળફળાદી વિગેરે તથા શિઆળામાં મગરનું તેલ આપવામાં આવે છે કે નહીં અગર તેને ઘણો મિઠાશવાળો ખોરાક અથવા અતિશય નરમ કાંજી કે પોચો ખેળવાળો ખોરાક અપાય છે કે કેમ? વળી તે પૂરતાં પ્રમાણમાં પાણી પીએ છે કે નહીં તે પણ જોવું જોઇએ.

એ શિવાય તેને કપડાં કેવાં પહેરાવવામાં આવે છે તથા તેની ઉંઘ કેવી અને કેટલી છે તે ઉપર પણ લક્ષ આપવું જોઇએ. કપડાં જોઇએ તે કરતાં વધારે પહેરેલાં છે, વધારે તંગ છે અથવા તેનાથી ઉપાડી શકાય તે કરતાં વધારે ભારી છે કે નહીં તે પણ જોવું જોઇએ.

વળી તેને પૂરતી ઉંઘ આવે છે કે નહીં અથવા વહેલું સૂઇ જાય છે કે નહીં તથા રાત્રે જાગતું પડી રહે છે કે કેમ તે જોવું જોઇએ. બરાબર ઉંઘાતું હોય તો સૂવાના ઓરડામાં તાજી હવાની પૂરતી અવરજવર છે કે નહીં અથવા બાળક મોઢું માથું ઢાંકી સૂએ છે કે અને તેથી તેને તાજી હવાનો લાભ મળતો નથી કે કેમ તે જોવું જોઇએ.

આ બધી બાબતો ઉપર સવારે તે તાજુંમાજું ઉઠે છે કે નહીં તેનો ઘણે દરજ્જે આધાર રહેલો હોય છે.

થોડાંક વર્ષો પહેલાં, આવી રીતે ખભાં ઝુકી જતાં અટકાવવા માટે તરેહવાર ઇલાજો લેવામાં આવતા હતા, દાખલા તરીકે તેમની પીઠ ઉપર જાડાં પૂઠાં કે પાટીયાં બાંધવામાં આવતાં હતાં કે તેથી તેઓ ટટાર રહી શકે, પણ તેનું પરિણામ ઉલટું જ નિપજતું હતું કારણ તેથી નાહક તેમની થાકમાં વધારો થતો હતો

હાલ હવે આપણે સમજી શકીએ છીએ કે ખભાં ઝુકી જવાનું મૂળ કારણ શારિરીક અને માનસિક થાક હોય છે માટે એ બન્ને જાતની થાક બને એટલી ઓછી કરવાના ઉપાયો આપણે લેવા જોઇએ. આવે પ્રસંગે બાળક પાસે જૂદી જૂદી કસરત કરાવવાથી ઉલટી તેના ઉપર વધારે ખરાબ અસર થવાનો બહુ સંભવ છે.

માટે સૌથી પહેલો ઇલાજ એ છે કે બાળકને રૂતુની અનુકુળતા પ્રમાણે ખુલ્લી હવામાં બને તેટલો આરામ લેવા દેવો. આવા શારિરીક આરામની સાથે સાથે તેના મન ઉપરનો બોજો–ચિંતા–ઓછી કરવી જોઇએ. વળી આ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ કે તેના ખભા આગળ ઝુકતા છે તે બદલ તેને વારંવાર યાદ ન આપ્યા કરવી અને તેની તનદુરસ્તી બદલ હદ બહાર કાળજી ન દેખાડવી જોઇએ તથા અભ્યાસ ઓછો કરવા માટે તેને વારંવાર શિખામણ પણ આપવી ન જોઇએ કે તેથી તેને પોતાની હાલત યાદ આવ્યા ન કરે. ટુંકામાં તેને બને એટલી શાંત સ્થિતિમાં રહેવા દેવું. માત્ર એટલી કાળજી રાખવી કે તેને છેક ઢાંડી ઢબોડી રાખવું નહીં તેમજ વળી શક્તિ ઉપરાંત તેની પાસે કામ પણ ન લેવું.

જેમ જેમ તાજી હવા અને આરામથી તેને ફાયદો થતો જશે તેમ તેમ તે જાતે જ હલકા પ્રકારની કસરત કરવામાં બીજાં છોકરાંઓ જોડે ભાગ લેવા માંડશે.

મન તથા તનના આરામની સાથે સાથે તેને યોગ્ય ખોરાક તથા અનુસરતી હલકા પ્રકારની કસરત થોડી થોડી અને નિયમસર કરાવવી.

---

# કીંગ જ્યૉર્જ થેંક્સ ગીવીંગ ફંડ (ક્ષયરોગ અટકાવવાનું ફંડ)

## તરફથી મોકલેલી

## જાહેરાત



પૅરીસ શહેરમાં મરહુમ પ્રોફેસર લીઓન બર્નાર્ડે (ઇન્ટરનેશનલ યુનિયન અગેઈન્સ્ટ ટયુબર ક્યુલોસીસ નામનું) દેશપરદેશમાં ક્ષય વધતો અટકાવવાનું મંડળ સ્થાપી તેના મંત્રી તરીકે ચૌદ વર્ષ સુધી કામ બજાવ્યું હતું. તેઓની યાદગીરી કાયમ રાખવા માટે સદર મંડળની વ્યવસ્થાપક સમિતિએ જૂદી જૂદી સરકારો અને જૂદાં જૂદાં મંડળોના ઉપયોગ માટે દર બે વર્ષે અઢીહજાર ફ્રેન્કનું એક ઇનામ ખરપા કર્યું છે.

આ ઈનામ, "ક્ષયરોગથી આપણા સાંસારિક જીવન ઉપર થતી અસર" એ વિષય ઉપર ઇંગ્રેજી અગર ફ્રેન્ચ ભાષામાં નિબંધ લખી મોકલનારને સને ૧૯૩૮ માં પહેલવહેલું આપવામાં આવશે.

નિબંધ છાપેલો અગર ટાઇપરાઈટ કરેલો હોવો જોઇએ અને તેમાં દશહજારથી વધારે શબ્દો હોવા ન જોઇએ અને તે ૧૯૩૮ના એપ્રીલ મહીનાની પંદરમી તારીખ સુધીમાં ન્યુ દિલ્હીમાં નં. ૨૦, તાલકટોરા રોડમાં કીંગ જ્યૉર્જ થેંક્સ ગીવીંગ ફંડના ઑર્ગેનાઈઝીંગ સેક્રેટરી તરફ મોકલવો જોઇએ.

જો ઉપર જણાવેલાં ઇન્ટરનેશનલ યુનિયનની વ્યવસ્થાપક સમિતિને મળેલા નિબંધો પૈકી કોઇપણ નિબંધ પૂરતી લાયકાત ધરાવતો ન જણાય તો ઉપલું ઇનામ ૧૯૩૮માં ન આપતાં તે પછીના વર્ષમાં આપવાનું જાહેર કરવામાં આવશે. આ બાબતમાં સદર સમિતિનો ચુકાદો છેવટનો ગણાશે.

# સારાં યોગ્ય આસનો



અમુક માણસ યોગ્ય રીતે ટટાર ચાલે તે ઉપરથી કાંઇ એમ ઠરતું નથી કે બેસવામાં પણ તેવી જ સારી અદા દાખવી શકશે. બેસી જવાના વિચારની સાથે સ્નાયુઓને તદ્દન ઢીલા પાડી નાખવાનો અને આરામનો વિચાર એટલો બધો ઘાડો સંબંધ ધરાવે છે કે આપણામાંથી ઘણાખરા ખુરસી પર ગમે તેવી સ્થિતિમાં આળોટાઇ પડે છે.

આપણને ખરેખરો થાક લાગ્યો હોય તો ખુરસી ઉપર બેસવા કરતાં બિછાનામાં લેટવું વધારે સારૂં છે કારણકે તેથી આપણા શરીરને વધારે કાર્યસાધક આરામ મળે છે એટલું જ નહીં પણ આપણે નહીં ઇચ્છવા જોગ આસનોમાં બેસવાનું જોખમ વ્હોરી લેતા નથી. હદ ઉપરાંત કામ કરવાથી અતિશય થાક લાગવાને લીધે આપણે ઘણીવાર અવ્યવસ્થિત–સકાર વગરના–આસનોમાં બેસીએ છીએ.

માટે હદ ઉપરાંત થાક ન લાગે એવી બને ત્યાં સુધી તજવીજ કરવી અને એવી થાકમાંથી આરામ લેવા માટે બેસવા કરતાં સૂવું એ વધારે સારૂં છે.

એથી ઉલટી રીતે કેટલાક અક્કડબાજ માણસો પોતાનો રૂઆબ દેખાડવા અતિશય ટેડી રીતે બેસી રહે છે તે આસન પણ અકુદરતી અને અતિશય થાકવી નાખનારૂં થઇ પડે છે. આવાં માણસો ખુરસીની પીઠને બને એટલા અડીને બેસે છે કે તેથી તેમની પીઠ ટેડી ( તડી ) દેખાય પણ આવી સ્થિતિમાં ઝાઝીવાર બેસી શકાતું જ નથી કારણકે તેથી શરીરને ઘણી થાક લાગી આવે છે.

ઉપર કહેલું આસન અયોગ્ય અને ખોટું દેખાય એવું છે ખરૂં પરંતુ તેના કરતાં પણ વધારે વાંધો લેવા લાયક એક આસન જે " આળસુ છોકરાનું આસન " કહેવાય છે તેમાં માણસ ખુરસી ઉપર છેક નીચે સુધી સરી જઇ પગ પહોળા કરી પડેલો હોય છે અને તેના શરીરનો બધો ભાર કરોડના નીચલા ભાગ ઉપર આવે છે. આ આસન–ખાસ કરી ઓરતો માટે–ઘણું જ વિશોભિત ( શોભા વગરનું ) ગણાય છે અને તે તનદુરસ્તીને તેમજ શક્તિને બહુ નુકશાન પહોંચાડે છે. આને બદલે ખરૂં આસન તો એ છે કે ખુરસી ઉપર એવી રીતે બેસવું કે બધો ભાર કુલાં અને થાપાના નીચલા ભાગ ઉપર આવે અને પીઠ જરાક પાછળ પડતી રહી ખુરસીની પીઠમાં જકડાઇ ન જવા પામે.

અલબત, ઘણો આધાર ખુરસી કેવી છે તેના ઉપર રહે છે. ઘણી સ્ત્રીઓ હિંચકા ખાવાની ખુરસી પસંદ કરતી નથી કારણકે તેમાં બેસવાની ઢબ પસંદ કરવા જોગ નથી; તેમ વળી બેસનારની ઉંચાઇના પ્રમાણમાં બેસવાની ખુરસી ઉંચા

હાથાવાળી હોય તો તે ઉપર બેઉ હાથો મૂકી બેસતાં ખુંધા થવાનો ભય રહે છે. કેટલાકોને એક કોણી હાથા ઉપર મૂકવાની ટેવ હોય છે તે દેખાવે ખરાબ લાગતી નથી પણ તેથી તે હાથ ઉપર ગાલ મૂકવાની ટેવ પડે છે અને તે ઇચ્છવા જોગ નથી.

ખુરસી ઉપર બેસી એક હાથે તેની પીઠના ભાગ ઉપર આંકડી ભેરવવી નહીં કારણ તે દેખાવ સુંદર દેખાતો નથી એટલું જ નહીં પણ પહેરેલાં કપડાં તેથી અવ્યવસ્થિત થઈ જાય છે.

વળી બેઉ હાથ માથાના પાછલા ભાગે મેળવી બેસવું નહીં કારણ તેથી આપણે ઉંઘરેટા અગર કંટાળેલા હોય એવો ભાસ થાય છે અને આપણે બેદરકાર ન હોઈએ છતાં તેવા જણાઈએ છીએ.

સામાન્ય રીતે બેસતી વખતે બેઉ હાથો ખોળામાં જ એકમેક સાથે આગળ પકડી રાખવા અને આંગળાં અંગુઠા સ્થિર રાખવાં. એજ આસન સૌથી સારૂં છે કારણ તેથી આપણે અકળાયલા અથવા ચિંતામય છીએ એમ દેખાતું નથી.

( ન્યુ હેલ્થ ઉપરથી )



## ભરૂચ સેનિટરી એસોસિએશનનો ૨૩ મા વર્ષનો

# વાર્ષિક અહેવાલ સને ૧૯૩૬–૩૭



૧. મીટીંગો :–વર્ષ દરમ્યાન મંડળના કામકાજ માટે કુલ્લે (૫) સભાઓ મળી હતી.

૨. મેમ્બર્સ :–મંડળમાં કુલ્લે (૫) પેટ્રનો, (૧) ફર્સ્ટ કલાસ લાઈફ મેમ્બર (૯૨) સામાન્ય લાઈફ મેમ્બરો નોંધાયા છે. (૮૫) વાર્ષિક સભાસદો વર્ષ દરમ્યાન હતા.

૩. વર્ષ દરમ્યાન મંડળની જુદી જુદી પ્રવૃત્તિઓ:—(પ્રચાર કાર્ય) મેજીકલેન્ટર્નના ભાષણો :–શહેર અને જીલ્લાના ગામોમાં મળી કુલ્લે (૬૭) મેજીકલેન્ટર્નના ભાષણો ક્ષય, મેલેરીઆ, પ્લેગ, કોલેરા, શીતળા, બાળહીત અને આંખો વિ. ના વિષયો પર આપવામાં આવ્યા હતા.

૪. આરોગ્યતાને લગતાં ન્હાનાં પ્રદર્શનો:—શહેરમાં વાર્ષિક મેળાઓમાં તથા બેબી શો વખતે મળી કુલ્લે (૨) અને જીલ્લાના ગામોમાં મળી કુલ્લે (૯) આરોગ્યતાને લગતા પ્રદર્શનો એસો ના મોડેલો પોસ્ટરો વિ. થી કરવામાં આવ્યા હતા. તથા મ્યુઝીઅમ હોલમા "દાંત" વિષે એક્ઝીબીશન રાખવામાં આવ્યું હતું.

૫. સિનેમા ફિલમો સાથેનાં ભાષણો:—શહેરના જુદા જુદા ભાગોમાં તથા મ્યુઝીઅમ હોલમાં મળી કુલ્લે (૫૪) સિનેમા શો કરવામાં આવ્યા હતા અને તે માંટે તંદુરસ્તીને લગતી ફીલમો બતાવવામાં આવી હતી.

૬. આરોગ્યતાને લગતા હસ્તપત્રોની પ્રસિદ્ધિ:—માંખો, મચ્છર, હડખાયા કુતરા વિષે સુવાવડ અને બાળહિત, ગ્રામ્ય સુધારણા વિ. વિષયો પર હસ્ત પત્રિકાઓ છપાવી શહેર તથા જીલ્લામાં બેખી વીક ઉજવણીઓ વખતે, મેલેરીઆની સીઝનમાં તથા ભાડભુત અને શુકલતીર્થની જાત્રાના મેળાઓ વખતે (કોલેરા) વિષેની પત્રિકાઓ છપાવી મફત વહેંચવામાં આવી હતી.

૭. તંદુરસ્તીના ચોપાનીઆનો સભાસદોમાં ફેલાવો:—ફીઝીકલ કલચર, હેલ્થ, ગુડહેલ્થ, અને આરોગ્ય એ નામના ચોપાનીઆઓ એસો. ના સભાસદો, સ્થાનિક ડોકટરો વિ. માં વાંચવા માટે ફેરવવામાં આવ્યા હતા. આરોગ્ય ત્રૈમાસિકની ૧૫૦ નકલો ખરીદી એસો. ના મેમ્બરો, હોસ્પીટલો તથા શહેરની સ્કૂલોમાં મફત વહેંચવામાં આવે છે.

૮. પોસ્ટર પ્રસિદ્ધિ:—ભરૂચ રેલ્વે સ્ટેશન પર તંદુરસ્તીને લગતા જુદા જુદા પોસ્ટરો વખતો વખત મુકવામાં આવ્યા હતા.

૯. એન્ટી ટયુબરકયુલોસીસવર્ક:—ક્ષયરોગ થવાના કારણો અને તેના ઉપાયોના પોસ્ટરોના ૧૨ સેટ તૈયાર કરાવી શહેરની છોકરા છોકરીઓની સ્કૂલોમાં ફેરવવામાં આવ્યા હતા તથા ૧ સેટ ભરૂચ રેલ્વે સ્ટેશન ઉપર મુકવામાં આવ્યો છે. ક્ષયરોગ વિષેની સ્લાઈડઝથી (૪૦) ભાષણો એસો. ના મેડીકલ ઓફીસરે આપ્યા હતા, તથા શહેરની માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને ક્ષયરોગની ફીલમ બતાવવામાં આવી હતી.

૧૦. સુવાવડ અને બાળહિત માટેનું કામ:—ભરૂચ રેડ ક્રોસ સોસાયટીના સહકારથી બાળહીતને લગતું કામ મ્યુનીસીપલ દવાખાનામાં તથા મોટી પોસ્ટ ઓફીસ પાસેના સુવાવડખાનામાં કરવામાં આવે છે. જ્યાં સગર્ભા સ્રીઓને માતા તથા બાળકની તંદુરસ્તીને લગતી જરૂરી માહીતી તથા સુવાવડ વખતે લેવાની સંભાળ માટેની સુચનાઓ આપવામાં આવે છે. કુલ્લે (૨૬૫) બાળકોનું વજન કરી તપાસવામાં આવ્યા હતા તથા (૨૨૪) એન્ટીનેટલ કેસો જોવામાં આવ્યા હતા.

૧૧. સેંટ જોન એમ્બ્યુલન્સ વર્ક:—વર્ષ દરમ્યાન તાત્કાલીક મદદનો એક વર્ગ પોલીસ ફોર્સ માટે તથા બીજો વર્ગ ભરૂચ સ્રી મંડળના મેમ્બરો માટે તથા મીશન હોસ્પીટલની નર્સો માટે કમ્પઉન્ડીંગ કલાસ વિ. રાખવામાં આવ્યા હતા. ફર્સ્ટ એઇડની પરીક્ષામાં (૩૯) પોલીસો તથા (૧૧) સ્રીઓ પરીક્ષામાં બેઠી હતી અને તેમાંથી (૩૧) પોલીસો તથા (૮) સ્રી મંડળના સભાસદો ફતેહમંદ થયા હતા. અને સ્રી મંડળના સભ્યો માતૃત્વ કળાની તથા દર્દીની સારવારની સર્ટીફીકેટ માટેની

પરીક્ષાઓમાં ફતેહમંદ થયા હતા. ફર્સ્ટ એઇડના કલાસોમાં બેસનાર ઉમેદવારોને ઘાયલ થએલાઓને લઇ જવા વિષે, લોહી અટકાવવા વિષે જીંદગીને ડુબતી બચાવવી અને તેના ઉપાયો વિ. વિષય પર ફીલમો બતાવવામાં આવી હતી. ૧૩ સ્કાઉટ અને કબ્જે ફર્સ્ટ એઇડ સર્ટીફીકેટ માટેની પરીક્ષા પસાર કરી હતી.

૧૨. **બાળહીત અને આરોગ્ય પ્રદર્શન**:—શહેરમાં બાળહીત અને આરોગ્ય પ્રદર્શન જૈનની વાડીમાં રાખવામાં આવ્યું હતું, અને તેને અંગે ભાષણો સિનેમા શોઝ, ગરબા વિ. પ્રોગ્રામ રાખવામાં આવ્યો હતો. શહેરના જુદા જુદા ભાગોમાંથી ૧૪૧ છોકરાઓનું વજન કરી તપાસવામાં આવ્યા હતા, તેમાંથી ૨૧ ઇનામો તંદુરસ્ત છોકરાઓને આપવામાં આવ્યા હતા.

(જીલ્લામાં) હાંસોટ, જંબુસર, સજોદ, કીરનાડ, દેશ, ઉબેર અને ભેરસમ ગામોએ એસો. ના મોડેલ્સ તથા પોસ્ટરો વડે બેબી વીક ઉજવણી કરવામાં આવી હતી, અને છોકરાઓનું વજન કરી તંદુરસ્ત છોકરાઓને ઇનામો આપવામાં આવ્યા હતા.

૧૩. **ન્હાના બાળકો તથા મોટી ઉમ્મરના માણસો માટે વજન લેવાના કાંટાઓ**:—એસો. તરફથી એક કાંટો રાયચંદ દીપચંદ લાયબ્રેરીમાં તથા બીજો મ્યુઝીઅમ હોલમાં મળી બે કાંટા જાહેર પ્રજાનું વજન લેવા માટે મુકવામાં આવ્યા છે અને વર્ષ દરમ્યાન ૨૩૭ માણસોએ વજન કરાવ્યું છે.

બાળકોનું વજન લેવા માટે ત્રણ કાંટાઓ (૧) મ્યુનીસીપલ દવાખાનામાં (૨) એસો. ના સેક્રેટરી ડૉ૦ હોમી એસ. દસ્તુરના દવાખાનામાં તથા (૩) પોસ્ટ ઓફીસ પાસેના સુવાવડખાનામાં મુકવામાં આવ્યા છે અને કુલ્લે ૨૬૫ બાળકોનું વજન કરવામાં આવ્યું હતું.

૧૪. લુણાવાડાના મહારાણાશ્રીના આમંત્રણથી લુણાવાડે તા. ૧૭,૧૮ અને ૧૯ મી અક્ટોબર ૧૯૩૬ ના દિવસોએ બેબી વીક ઉજવણી તથા હેલ્થ એકઝીબીશન એસો. ના મોડેલ્સ ચાર્ટસ વિ. થી રાખવામાં આવ્યું હતું. જ્યાં આગળ તંદુરસ્ત બાળકોને તપાસવામાં આવ્યા હતા અને રાજ્ય તરફથી ઈનામો આપવામાં આવ્યા હતા તથા લુણાવાડા પરેડ ગ્રાઉંડ ઉપર પર તંદુરસ્તીને લગતી ફીલમો બતાવવામાં આવી હતી જેનો લુણાવાડની જનતાએ ઘણો સારો લાભ લીધો હતો.

૧૫. સુરત બેબી વીક કમિટીએ માહે અક્ટોબર ૧૯૩૬ માં સુરત મુકામે બાળહીત ઉજવણી કરી હતી તે વખતે એસો. ના મોડેલ્સ, ચાર્ટસ, લીટરેચર વિ. મોકલવામાં આવ્યા હતા.

૧૬. **ગ્રામોદ્ધાર પ્રવૃત્તિ**:—ભરૂચ વિલેજ અપલીફ્ટ કમિટીએ વર્ષ દરમ્યાન ભરેલા ગ્રામ્ય સુધારણા સંબંધી વર્ગોમાં એસો. ના મેડીકલ ઓફીસરે તંદુરસ્તીના

વિષય ઉપર ભાષણો આપ્યા હતા. તથા તે દરમ્યાન બાળહીત વિષે સિનેમા ફીલમો બતાવવામાં આવી હતી તથા તે પ્રસંગે તંદુરસ્તીને લગતું પ્રદર્શન મ્યુઝીઅમ હોલમાં ગોઠવવામાં આવ્યું હતું તથા ગ્રામ્ય સુધારણા:સંબંધી પત્રીકાઓ છપાવી વહેંચવામાં આવી હતી.

૧૭. તંદુરસ્તીના વિષય ઉપર ઈનામી નિબંધ:—મર્હુમ ડૉ. જમશેદ ડી. મુનસફના મૅમોરિયલ ફંડના વ્યાજમાંથી ચાલુ વર્ષમાં "મેં દાંતના પ્રદર્શનમાં શું શું જોયું" એ વિષય ઉપર શહેરની સ્કુલોમાંથી નિબંધો માંગવામાં આવ્યા હતા.

કુલ્લે ૫૬ નિબંધો મળ્યા હતા, અને તેમાંથી ૨૧ નિબંધો ઈનામો માટે પસંદ કરવામાં આવ્યા છે. જીલ્લાના જે ગામોમાં તંદુરસ્તીના જલસાઓ કર્યા હતા ત્યાં સ્કુલોના વિદ્યાર્થીઓ પાસે "તંદુરસ્તીના જલસાઓમાં મેં શું શું જોયું" એ વિષય ઉપર નિબંધ લખાવવામાં આવ્યા હતા. કુલ્લે ૨૭ નિબંધો મળ્યા હતા અને તેમાંથી ઇનામો માટે ૪ નિબંધો પસંદ કરવામાં આવ્યા હતા.

૧૮. સરદાર ખાન બહાદુર આદરજી મંચેરજી દલાલ સ્મારકફંડના વ્યાજમાંથી સીનીયર અને જુનીયર કંપની હરીફાઇમાં મેચો નહીં રમવાથી સીનીઅર તથા જુનીયર કપ આ વર્ષે કોઇને પણ આપવામાં આવ્યા નથી.

૧૯. એસોસિએશનના મેડીકલ ઓફીસરે ભરૂચ શહેરની ખાણીપીણીની આસરે ૫૦ દુકાનો તપાસી હતી અને તેમના માલિકોને દુકાનો તથા હોટેલો સ્વચ્છ રાખવા માટે સુચના કરી હતી.

૨૦. ભરૂચ રેડક્રોસ સોસાયટીના સહકારથી ભાડભુત મુકામે જાત્રા વખતે એક મહીના સુધી દવાખાનામાં જાત્રા દરમ્યાન ૧૩૮૧ દર્દીઓએ લાભ લીધો હતો.

૨૧. તારીખ ૨૭ મી નવેમ્બરથી ૨૯ મી નવેમ્બર ૧૯૩૬ સુધી શુકલતીર્થ મુકામે દવાખાનું ખોલવામાં આવ્યું હતું. જાત્રા દરમ્યાન ૫૧ દર્દીઓએ દવાખાનાનો લાભ લીધો હતો.

૨૨. માંદાની માવજત માટે વાપરવાના સાધનોના મથકો :—ભરૂચ રેડક્રોસ સોસાયટીના સહકારથી શહેર અને જીલ્લામાં મળી કુલ્લે (૧૨) મથકોએ માંદાની માવજત માટેના સાધનો આપવાનું કામ ચાલુ રાખવામાં આવ્યું છે.

૨૩. શહેર અને જીલ્લામાં જુદી જુદી જાતની વૈદક મદદ :—(અ) જીલ્લાના (૯૧) ગામોમાં આંખની દવા લોકલ બોર્ડ સ્કુલના શિક્ષકો મારફતે લોકોને મફત આપવામાં આવી હતી, અને શહેરમાં જુદા જુદા ૧૨ મથકોએ પણ એવી મદદ આપવામાં આવી હતી.

(બ) મેલેરીઆ રીલીફ :—સપ્ટેમ્બર માસથી ડીસેમ્બર માસ સુધી શહેર અને જીલ્લામાં ભરૂચ રેડક્રોસ સોસાયટીના સહકારથી નીચે મુજબની જુદી જુદી જાતની વૈદકીય મદદ આપવામાં આવી હતી.

ગ્રામ્ય વૈદકીય પ્રથમો પ્રચાર મથકો :-સેનિટરી એસોસિએશન અને રેડક્રોસ સોસાયટી ભરૂચ શાખા સાથે મળીને જીલ્લાના ૧૧૦ ગામોમાં તાત્કાલીક ઈલાજોની દવાઓ પુરી પાડવાનું કામ ચાલુ રાખવામાં આવ્યું છે. ૬૮૫૫૯ દર્દીઓએ આ યોજનાનો લાભ લીધો હતો. વર્ષ દરમ્યાન એસો. ના મેડીકલ ઓફીસરે જીલ્લાના ૪૪ ગામની સ્કુલના કુલ્લે ૨૭૦૮ છોકરા તપાસ્યા છે અને તેમાંથી ૨૮૯ જુદા જુદા રોગવાળા વિદ્યાર્થીઓ માલમ પડયા હતા.

**૨૪. આરોગ્ય સંગ્રહસ્થાન તથા આરોગ્યતાને લગતી લાયબ્રેરી:—** આરોગ્ય સંગ્રહસ્થાનમાં ૧૨૩ મોડેલો, ૮૦ પોસ્ટરો, ૨૦ નમુનાઓ, ૩૯૦ ચાર્ટસ અને ૮૭૫ મેજીકલેન્ટર્નની સ્લાઇડો તથા એકઝીબીશન માટે મોડેલો ચાર્ટસ વિગેરેના સેટો રાખવામાં આવ્યા છે. આરોગ્યતાને લગતી લાયબ્રેરીમાં ૭૬૦ ચોપડીઓ છે. મ્યુઝીઅમ હોલમાં વિદ્યાર્થીઓને તંદુરસ્તી સંબંધી મેજીકલૅન્ટર્ન વડે તથા સિનેમા ફીલ્મો વડે વખતો વખત ભાષણો આપવામાં આવે છે. વર્ષ દરમ્યાન માંખી વિષે તંદુરસ્તીને લગતી ફીલમ ખરીદ કરવામાં આવી છે.

સોરાબજી બમનશા જીનવાલા
હોમી. એસ. દસ્તુર.
ઓ. સેક્રેટરીઝ ભરૂચ સેનિટરી એસોસિએશન.

---

# દાંત વિષે

દરેક માણસના દાંતની રચનામાં થોડો ઘણો ફેરફાર હોય છે. આપણા મોંમાં દાંત છે, તે ત્રણ જાતના હોય છે.

પાવડીઆ દાંત, દાઢા અને રાક્ષીઓ. એ દરેકનું કર્તવ્ય જુદું જુદું હોય છે. દાંત આપણા પેઢાંમાંથી ફૂટે છે. તે અર્ધા, પેઢાની ઉપર બહાર દેખાતા, અને અડધા પેઢાની અંદર ઢંકાએલા હોય છે, તેનું રક્ષણ પેઢાથી થાય છે. પેઢાંમાં લોહીની અસંખ્ય ઝીણી નસો હોય છે, તેથી દાંત સજ્જડ ચોંટેલા રહે છે. માણસની બાવીસ તેવીસ વર્ષની ઉમ્મરે ચાર દાઢો આવે છે, તેને બુદ્ધિની દાઢો કહે છે.

આ ત્રણે જાતના દાંતનું કર્તવ્ય જુદું જુદું હોય છે. આગલા ધારવાળા દાંત ખોરાકના કકડા કરવાનું કામ કરે છે. રાક્ષીઓ ખોરાક કાપવાનું કામ કરે છે. અને દાઢો ખોરાકને ચાવી ઝીણો ભૂકો કરવાનું કામ કરે છે. નકકર વસ્તુઓ દાંત વડે તોડવાથી દાંતને ઘણી ઈજા થાય છે. તથા ઘણી પોચી વસ્તુઓ દાંત વડે હંમેશાં તોડવાથી દાંત બરાબર કામ કરી શકતા નથી. માટે હંમેશાં માફકસર એટલે દાંતને ઘણી ઈજા ન થાય તેવો ખોરાક ખાવો.

ઘણી નકકર વસ્તુઓ દાંત વડે તોડવાથી ઘણી વખત દાંત પડી જવાનો સંભવ રહે છે. માટે એવી વસ્તુઓ દાંત વડે તોડવી નહિ.

દાંત બગડવાના ઘણાં કારણો છે. આપણે જે ખોરાક દરરોજ ખાઈએ છીએ, તે દાંતને ચાવવો પડે છે. તેથી ખોરાકની ઝીણી રજકણો દાંતના વચગાળામાં કે પોલાણના ભાગમાં ભરાઈ જાય છે. જો આ વસ્તુઓ દાંતમાંથી કાઢવામાં ન આવે તો ત્યાં તે વસ્તુઓ પડી પડી કોહવા માંડે છે.

આપણા ખોરાકમાંની ચિકાશ દાંતને વળગે છે. તેથી તે પીળા પડી જાય છે. જો આ પીળાશ અને દાંતમાં ભરાએલી ખોરાકની વસ્તુઓ કાઢવામાં ન આવે તો દાંત જલદી સડી જાય છે. સળેલા દાંત કાળાશ પડતા માલમ પડે છે. દાંતની અસ્વચ્છતાથી તેમાં પાક થાય છે. આ પાકનું પરૂ ખોરાક સાથે પેટમાં જાય છે; તેથી ઘણા વ્યાધિઓ ઉત્પન્ન થાય છે.

ઘણાં માણસો જમ્યા પછી દાંત સાફ કરવાને બદલે સોય વડે દાંતમાં ભરાએલી વસ્તુઓ કાઢે છે, તે ઘણું ખોટું છે. કારણ કે તેથી દાંત વચ્ચે થોડી પોલી જગ્યા માલમ પડે છે, અને તેમાં જમતી વખતે પાછો ખોરાક ભરાય છે, માટે તેમ કરવું નહિ.

હંમેશાં સવારમાં ઉઠીને દાંત સાફ કરવા. દાંત ઘણી વસ્તુઓથી સાફ કરવામાં આવે છે.

બાવળ, લીમડા કે વડના દાતણનો સારો કુચો કરી દાંતને અંદરથી આડા ને ઉભા ઘસવા.

સારી જાતનું દાંતનું મંજન, કોલસો, મીઠું કે રાખથી દાંત સાફ કરવામાં આવે છે. દાંત પર છારી વળવા દેવી નહિ. પણ જો છારી બાઝી હોય તો દાકતરની સલાહ લેવી. દાંતને રંગવા નહિ, તેમ રેખો જડાવવી નહિ. જો જમતી વખતે દાંતમાં રેસા ભરાય તો ખોતરીને કાઢવા નહિ, પણ કપડાથી દાબીને કાઢવા એ સારૂં છે. ઘણાં લોકો છીકણી કે માટીથી દાંત સાફ કરે છે. પણ માટી સ્વચ્છ હોવી જોઇએ.

દાંત સ્વચ્છ રાખવાથી ઘણા ફાયદા થાય છે,

ખોરાક બરાબર ચાવી શકાય છે. દાંત વડે સારી રીતે ચાવેલો ખોરાક જલદી પચી જાય છે. તેથી હોજરીને માથે દાંતનું કામ આવતું નથી. માટે હંમેશાં ખોરાકને દાંત વડે ખૂબ ઝીણો કરવો. દાંત વડે સારી રીતે ચાવેલો ખોરાક જલદી પચે છે, અને દાંતને જોઇતા પ્રમાણમાં કસરત મળે છે. સારી રીતે ચાવેલા ખોરાકથી શરીરને પુષ્ટિ મળે છે અને આપણે તંદુરસ્ત રહીએ છીએ.

દાંતની અસ્વચ્છતાથી ઘણું નુકશાન થાય છે

ઘણી વખત દાંત સડી જાય છે, અને તેમાં પાક થાય છે. નાના બાળકોને પ્રથમ દૂધીઆ દાંત આવે છે. તે દાંત સાત આઠ વર્ષની ઉમ્મરે પડી જાય છે, ને નવા દાંત આવે છે. પણ સડી ગએલા, કે ભાંગી ગએલા, તેમજ મોટી ઉમ્મરે પડી ગએલા દાંત ફરી આવતા નથી. તેથી ખોરાક બરાબર ચાવી શકાતો નથી. દાંત ન હોવાથી તેનું કામ હોજરીને માથે ફરજ રૂપે આવી પડે છે. હોજરી આ કામ બરાબર કરી શકતી નથી, તેથી ખોરાક બરાબર પચતો નથી. તેથી ખોરાકથી શરીરને પુષ્ટિ થતી નથી, અને શરીરની તંદુરસ્તી બગડે છે. મેલાં દાંત સડીને જલદી પડી જાય છે. મેલા દાંત દેખાવમાં ખરાબ લાગે છે. મેલાં દાંતથી મોંમાં દુર્ગંધ મારે છે. તેથી સામા માણસને આપણી સાથે વાત કરતાં પણ કંટાળો આવે છે, તેથી એવા માણસના સહેવાસમાં કોઈ આવતું નથી. આ બધા પરથી સમજાય છે, કે દાંત બરાબર સાફ રાખવાની જરૂર છે. બહુ ખાટા કે ખારા, તેમજ અવાળુ દાઝે એવા ગરમ કે દાંત કળી પડે એવા ઠંડા પદાર્થ ખાવાથી નુકશાન થાય છે. પાન; તમાકુ તથા સોપારી બહુ ખાવાથી નુકશાન થાય છે. જો દાંત સડી ગયો હોય તો તે કઢાવી નાંખવો, અને પોલી દાઢ હોય તો તેને પુરાવી નાખવી, અથવા કાઢી નંખાવવી.

હાલમાં દાકતરોએ બનાવટી દાંતની શોધો કરી છે. પણ તે દાંત કુદરતી દાંતથી ઘણા જુદા પડે છે. આ બનાવટી દાંતથી લોકોને ઘણા ફાયદા થાય છે.

( ભરૂચ રેડક્રોસ તરફથી મળેલું ) ખેરૂન્નીસા હાજી મહમદભાઈ.

===

# મેં જુનિયર રેડક્રોસના પ્રદર્શનમાં શું શું જોયું ?



પ્રદર્શનના પહેલા હૉલમાં પ્રવેશ કરતાં, દૂધ માટે જે કેટલીક સાવચેતીઓ આપેલી હતી, તે પર મારી નજર પડી. તેમાં 'દૂધ ઉકાળીને પીવું' એ મુખ્ય હતું. ખરાબ દૂધ હોવાનાં કેટલાંક કારણો આ મુજબ છેઃ—(૧) રોગિષ્ઠ ગાયને દોહીએ એટલે. (૨) દૂધ ગાયના આંચળમાંથી હાથ ધોયા વગર કાઢવાથી. (૩) દૂધને ન ઢાંકીએ તેથી. (૪) દૂધમાં પાણીનો ભેગ કરવાથી. (૫) ખરાબ વાસણમાં દૂધને રેડવાથી. દૂધ સારૂં મેળવવાના ઉપાયોઃ—(૧) ગાયને સ્વચ્છ જગાએ દોહવી અને સ્વચ્છ સ્થળે રાખવી. ગોવાળ અને ગાય બંને તંદુરસ્ત હોવાં જોઇએ, તેમજ દૂધને ઢાંકણવાળા વાસણમાં રાખવું. (૨) દૂધ રાખવાનું પાત્ર સ્વચ્છ હોવું જોઇએ અને દૂધ ૧૦૦ ટકા ચોખ્ખું હોવું જોઇએ. (૩) આપણા દેશની અધોગતિનું મુખ્ય કારણ જો શારીરિક દૃષ્ટિએ તપાસીએ તો તે ખરાબ દૂધ છે. માટે, દૂધનાં

પણ લાઇસન્સ રાખવાં જોઇએ, અને ખરાબ દૂધ વેચનારનો દંડ થવો જોઇએ. જો સ્વચ્છ દૂધ વેચાતું હોય તો તે એકલા બાળકોના જ લાભ માટે નથી, પણ મોટાં માણસોના લાભ માટે પણ છે.

જો માણસ વ્યસની હોય, તો તેને બે મોટા અલાભો છે. (૧) તેનું શરીર કમતાકાતવાળું અને રોગિષ્ઠ બને છે. (૨) તેને ગુલામ બનીને રહેવું પડે છે. માટે જો આપણે તંદુરસ્ત અને સ્વતંત્ર જીવન ગાળવું હોય, તો દારૂ, તાડી ચાહ, બીડી, અને સીગારેટ જેવી કુટેવો, અને બદીઓને સદાને માટે તિલાંજલિ આપી દેવી જોઇએ. જો બની શકે તો ખોરાક સાથે જેમ બને તેમ ફળો ખાવાં, કારણ કે ફળોમાં 'વીટામીન' નામનો પદાર્થ કે જે શરીરને લાભકારક છે, તે સારા પ્રમાણમાં હોય છે. માંસભક્ષકોને માટે માંસ સારામાં સારો ખોરાક છે. ખોરાકમાં મસાલા ઉપયોગી છે, કેમકે તેથી ખોરાક સ્વાદિષ્ઠ બને છે, અને સાથે સાથે તે શરીરને પણ પુષ્ટિકારક છે, પણ ધ્યાનમાં રાખવું કે ખોરાકમાં વધારે મસાલાનો ઉપયોગ કરવો નહિ. ખોરાકથી શરીરને થતા ફાયદાઃ—(૧) ખોરાક શરીરમાં જોઇતી ગરમી ટકાવી રાખે છે. (૨) તેનાથી નવી ચામડી આવે છે અને તે તૂટેલી ચામડીને સાંધે છે. (૩) વળી તેમાંથી બનતા લોહીથી, શરીરના અંગોને પોષણ મળે છે.

પછી બીજા હૉલમાં પ્રવેશ કરતાં દાંત વિષે કેટલુંક વાંચ્યું. એમાં મુખ્ય એમ હતું, કે 'દાંત એ શરીરનો કિલ્લો છે. માટે જો એ કિલ્લા પર ધ્યાન ન આપીએ તો તે તૂટી પડે અને શરીરને અપાર દુઃખ વેઠવું પડે.' દરરોજ વહેલા ઉઠીને આપણે દંતધાવન કરવું જોઇએ. જો બની શકે તો 'ટુથબ્રશ' વાપરવું અને જો ન બને તો દાતણ અગર મીઠાને વાટીને તેનાથી દાંત સાફ રાખવા. વળી દાંત સાફ કરવા માટે, મીઠું, કોલસા અને ચાક એ ત્રણ વસ્તુઓનું બનેલું દંતમંજન વાપરવું પણ સારૂં છે. લગભગ રોજ અડધા કલાક સુધી દાંતને ચારે બાજુએથી સાફ કરવા. જો દાંતમાંથી દુર્ગંધ નીકળતી હોય, તો તેનો તાત્કાલિક ઉપાય કરવો. જો દાંતમાંથી લોહી નીકળતું હોય, તો તેનો ઘટતો ઇલાજ અમલમાં મૂકવો. જો તેમ ન કરીએ, તો તેમાંથી પરૂ નીકળે, અને તેથી 'પાયેરીયા' નામનો રોગ થાય. એ રોગ થાય તો જે દાંતમાંથી પરૂ નીકળતું હોય, તે દાંત કઢાવી નાંખવા; નહિ તો તેનો ચેપ બીજા દાંતને લાગે. એ રોગ પર 'થાઇમોલીન' નામની દવા સારો ગુણ કરે છે. લીલોતરીવાળાં શાકભાજી ઓછાં ખાવાને લીધે પણ દાંતમાંથી લોહી નીકળે છે. તેવે વખતે તાંદળજાની ભાજી, મેથીની ભાજી, વિગેરે ખાવાથી રોગ નરમ પડે છે. વળી લિંબુના રસને પાણીમાં ખાંડ સાથે પીવાથી, પણ આરામ થાય છે. દાંત એ 'ઍનેમલ' નામના પદાર્થના બનેલા છે, અને તેની અંદર 'ડૅન્ટીન' (દાંતનો માવો) રહેલો છે. માટે દાંતની ચોકખાઇ માટે, બનતા ઉપાયો યોજવા. દાતણ કરી રહ્યા પછી ઉલ એવી રીતે ઉતારવી જેથી જીભ અને ગળું બરાબર સાફ થાય. ઉલ વખતે અનાણી ભાર દઇને ઘસવું.

દાંત, ખાધા પહેલાં અને પછી, કોગળા કરીને સાફ રાખવા એ સારૂં છે. એક સ્વચ્છ દાંત દસ ખરાબ દાંત કરતાં પણ સારો છે.'

આંખ એ અમૂલું રત્ન છે. આંખ વડે આપણે રમણિય પ્રદેશો, તેમજ દુનિઆની નવીનતાનાં દર્શન પણ કરવા ભાગ્યશાળી બનીએ છીએ. વળી કેટલાંક પુસ્તકો, કે જેમાં જ્ઞાનરૂપી અખૂટ ધનભંડાર છે, તેઓનો લાભ પણ, આંખથી વાંચીને, લઇ શકીએ છીએ. આવા અમૂલ્ય રત્નની ઉપયોગિતાઓ, મારા જેવા પામર મનુષ્યથી, કઇ રીતે વર્ણવી શકાય ? બિચારા આંધળા માણસને, આંખો ન હોવાને લીધે, કેટલું બધું સોસવું પડતું હશે ?

આવા અમૂલ્ય રત્નના સંરક્ષણને માટે નીચેની સાવચેતીઓ ધ્યાનમાં રાખવી:—(૧) સવારમાં ઝાંખા અજવાળામાં વાંચવું નહિ. (૨) સૂર્યાસ્ત વખતના ઝાંખા પ્રકાશમાં પણ વાંચવું નહિ. (૩) ચાલતી મોટરમાં, આગગાડીમાં કે ઘોડાગાડીમાં વાંચવું નહિ. (૪) ગ્લેઝ કાગળવાળી ચોપડી વાંચવી નહિ. (૫) ઝીણા અક્ષરવાળી ચોપડીઓ વાંચવી નહિ. (૬) રાતના વાંચતી વખતે, અજવાળુ ડાબી બાજુ તરફથી તેમજ પીઠ પાછળથી આવે તેવી ગોઠવણ રાખવી. (૭) વાંચતી વખતે, ચોપડી અને આંખો વચ્ચેનું અંતર લગભગ એક ફૂટ હોવું જોઇએ. (૮) જો ચાર કે પાંચ કલાક સુધી વાંચવાનું હોય તો અડધા અડધા કલાકને અંતરે, આંખ પર ઠંડા પાણીની છાલક મારવી; અગર તો, આંખને પાંચ પાંચ મિનિટ સુધી આરામ આપવો. (૯) સૂર્યના બહુ પ્રકાશમાં વાંચવું નહિ. (૧૦) જો વાંચતી વખતે આંખો ખેંચાતી હોય તો ચશ્મા લેવા.

મૅલૅરિઆ:—એ રોગ મચ્છરથી ઉત્પન્ન થાય છે. મચ્છર બે જાતનાં હોય છે. (૧) ઍનૉફિલીસ અને (૨) ક્યુલેક્સ. ઍનૉફિલીસ મચ્છર હાનિકર્તા છે અને ક્યુલેક્સ મચ્છર બિનહાનિકર્તા છે. ક્યુલેક્સ જ્યારે દિવાલ પર બેસે, ત્યારે સમાંતર બેસે છે, પણ ઍનૉફિલીસ જ્યારે દિવાલ પર બેસે ત્યારે અસમાંતર રીતે બેસે છે, એટલે પાછલો ભાગ ઊંચો રહે છે. મચ્છરને માથું, છાતી અને જઠર; એમ ત્રણ ભાગ છે. એને છ પગ છે, અને તે છાતી સાથે જોડાએલા હોય છે. એને શરીરે સફેદ ટપકાં હોય છે. માદાને એક ડંખ હોય છે, તે પોલો ભૂંગળી જેવો હોય છે. ડંખની બાજુએ કરવતના દાંતા હોય છે. પહેલાં એ દાંતાથી ચામડી કાપે છે અને પાછળથી ભૂંગળી શરીરમાં ખોસી દે છે. તે વખતે માણસનું લોહી તે પંપ માફક ચૂસી લે છે અને તેના શરીરમાં એક જાતનો રસ રેડી દે છે. આથી માણસના શરીરમાં મૅલૅરિઆના જંતુઓ ઉત્પન્ન થાય છે. એ માંદા માણસને મચ્છરી કરડીને, તે મચ્છરી તેનું રોગીલું લોહી, બીજા સાજા માણસને કરડીને, તેના સાજા શરીરમાં દાખલ કરે છે, અને એવી રીતે મૅલૅરિઆ રોગનો ફેલાવો થાય છે.

મચ્છરી પોતાનાં ઇંડાં બંધિઆર પાણીમાં મૂકે છે. ઇંડાંની અંદરથી મચ્છર બનતાં પહેલાં, તેને જુદી જુદી ચાર અવસ્થાઓ ભોગવવી પડે છે, ઇંડાં-

માંથી ૨૧ દિવસે મચ્છરો થાય છે. જેને મૅલેરિઆ તાવ લાગુ પડ્યો હોય, તેને સુદર્શન, ક્વિનાઇન અગર કરિઆતુ આપવાથી તે તાવ દૂર થાય છે. મૅલેરિઆનો રોગ ફેલાતો હોય, તો જેમ બને તેમ મચ્છરોનો નાશ કરવો જોઇએ, અને તેઓની ઉત્પત્તિ અટકાવવા માટે, ઘરમાં કે ગામમાં ખાબોચિયાંમાં પાણી ભરાવા દેવું નહિ, પણ ખાડા કે ખાબોચિયાંને માટીથી પૂરી દેવાં અને જો ખાબોચિયાં ભરાઈ ગયાં હોય, તો તેઓમાં ઘાસલેટ રેડવું. મચ્છરોનો નાશ કરવાના ઉપાયો:—સંધ્યાકાળે બારીબારણાં બંધ કરીને લીમડાનાં પાંદડાંનો ધુમાડો કરવો. ઘરમાં 'ફ્લીટ' નામની દવા છાંટવી. ફિનાઇલ પણ છાંટવું. જેનાથી બને તેણે મચ્છરદાનીમાં સૂવું. દરરોજ ઘરમાં અજવાળું અને તડકો પુષ્કળ આવવા દેવાં. ફરનીચર વગેરે સાફ રાખવું. ખાસ કરીને, કાળા રંગના પદાર્થો રોજ સાફ કરવા કેમકે મચ્છરને અંધારૂં તેમજ કાળા પદાર્થો પ્રિય હોય છે.

પ્લેગ:—ખાસ કરીને, ચાંચડ તેમજ ઉંદરોથી એરોગ ઉત્પન્ન થાય છે. જ્યાં ઢોર, માણસોની વસ્તી પાસે બાંધવામાં આવે છે, ત્યાં ચાંચડ ઉત્પન્ન થાય છે. શરૂઆતમાં, ઉંદરને પ્લેગ થાય છે. એને ચાંચડ કરડે છે. ત્યારપછી એ ચાંચડ સાજા ઉંદરને કરડે છે. તેથી સાજા ઉંદરને પણ પ્લેગ થાય છે. જ્યારે ઉંદરો ઓછા થાય છે, ત્યારે તે ચાંચડ માણસોને કરડે છે. આવી રીતે પ્લેગ ઉત્પન્ન થાય છે. તે વખતે, જેમ બને તેમ, ઉંદરો અને ચાંચડનો નાશ કરવો. જો ઉંદરોને ખોરાક ન મળે, તો તેઓ નાશ પામે છે. તેવે વખતે, સારી રીતે આ પ્રમાણે સાવચેતીઓ રાખવી:—પ્લેગની રસી મૂકાવવી જોઈએ. ગામ બહાર ખુલ્લાં મેદાનમાં રહેવા જતા રહેવું. ઘરમાં પુષ્કળ તડકો તથા અજવાળું, બારીબારણાં ખુલ્લાં મૂકીને, આવવા દેવાં. ઘરમાં જંતુનાશક દવાઓ છાંટવી. ઘર ધોળાવવું. જેને એ રોગ થયો હોય. તેના સંસર્ગમાં રહેવું નહિ. સારવાર કરનારાઓએ બનતા ઈલાજો લેવા.

માંખી:—એ જંતુ, વાઘ કરતાં પણ માણસોને ઘણું નુકશાનકારક છે. તેના શરીરના ત્રણ મુખ્ય ભાગ છે. (૧) માથું, (૨) છાતી અને (૩) જઠર. તેને છ પગ અને બે પાંખો હોય છે. તેના પગના બે ભાગ પડી ગએલા હોય છે, અને તે બે ભાગની વચ્ચે વાળ હોય છે. જ્યારે માખી ચાલે, ત્યારે પગ નીચેની ગાદીમાંથી ચીકણો રસ ઝરે છે. તેથી જે પદાર્થો પર તે બેસે છે, તે પદાર્થોનાં રજકણો તેના પગ સાથે ચોંટે છે. જ્યારે માખી નવરી બેઠી હોય ત્યારે પોતાના પગને પાંખ ઉપર ઘસીને સાફ કરે છે, અને તેથી તે જે સ્થળે બેઠી હોય, તે સ્થળે પોતાના પગ સાથે ચોંટેલા રજકણોને નાંખે છે. આવી રીતે, કેટલીક વેર નરક જેવા ગંદા પદાર્થના ટોપલા પર બેસીને પછી, તે ગંદા પદાર્થનાં રજકણોને મિઠાઇ જેવી સ્વાદિષ્ટ વસ્તુઓપર ખંખેરે છે. આવી રીતે તે કૉલેરા, ટાઇફૉઇડ અને ક્ષય જેવાં કેટલાક પ્રાણઘાતક રોગો ફેલાવે છે. તેને ગંદ્યા અને ગંદા પદાર્થો પર બેસવું ગમે છે. માટે બનતા પ્રયત્ને ગંદા પદાર્થો એકઠા થવા દેવા નહિ અને કોહવાણવાળી

જગાઓ સાફ કરાવી દેવી. કેટલાક વાસણોને ઢાંકણાં રાખવાં જોઇયે મિઠાઈ ઉપર માંખી ન બેસે એટલા માટે તેને જે વાસણમા મૂકી હોય તે વાસણને જાળી-વાળાં ઢાંકણાં રાખવાં જોઇએ. તેને મારી નાંખવાના પ્રકાર:—માખીને મારવા માટે ચીકણા આર્સેનિક કાગળ, કે જે પર ઝેર ચોપડ્યું હોય તે, વપરાય છે. તે પર વળી ગુંદર જેવો ચીકણો પદાર્થ હોય છે. આથી, માખી તે કાગળ પર જેવા પગ મૂકે છે કે તરતજ તે પગ કાગળ સાથે ચોંટી જાય છે અને તે ઉડી નહી શકવાથી તેની જીભ બહાર નીકળી જાય છે. તે જીભને ઝેર લાગવાથી, ઝેર તેના પેટમાં જાય છે અને તે મરણ પામે છે (૧) વળી એક પ્યાલામાં ૮ ભાગ પાણી, ૮ ભાગ દૂધ અને ૧ ભાગ 'ફૉરમેલીન' દવા લેવી. તે પર તેને લલચાવવા માટે બિસ્કૂટનો કકડો મૂકવો. પ્રવાહી એવું થાય છે, કે માખી માત્ર તે કકડોજ જુએ છે. આથી, તે કકડો ખાવા તે તેમા પડે છે, અને મરણ પામે છે. (૨) વળી તેને મારી નાંખવા માટે જાળીવાળા સંચા આવે છે. તેમા એક ભાગ ગોળ ફર્યા કરે છે. તે ભાગ પર મધ, ગ્લીસરીન કે ગોળનું પાણી લગાડવામાં આવે છે. નીચે એક જાળીવાળું ચોકઠું હોય છે. આથી ગોળ ફરતા ભાગ પર બેસવાથી, તે નીચેનાં જાળીવાળાં ચોકઠામાં પૂરાઈ જાય છે. ત્યારપછી, તેને, બહાર કાઢીને, તેને દેવતા પર ધરીને મારી નાંખવામાં આવે છે.

કૉલેરા:—આ રોગ એક બીજા સાથેના સંસર્ગને લીધે ફેલાય છે. આ રોગથી દર્દીને પોળા રંગના પાતળા ઝાડા તેમજ પાણી જેવી ઉલટીઓ થાય છે. વળી પેસાબ બંધ થાય છે અને સ્નાયુઓ દુખે છે. આ રોગ પાણી તેમજ ખોરાક મારફતે પણ ફેલાય છે. એવે વખતે ઉકાળેલું પાણી પીવું. દર્દીને કોઈ જાતનો ખોરાક આપવો નહિ, પણ તેને પા પા કલાકે પોટાશ્યમ પરમેંગેનેટની ગોળી આપવી. દર્દીના ઝાડા ઉલટી બાળી નાખવા. વળી દર્દીને પતાસા સાથે થોડાં ટીપાં કલોરોડાઈનનાં, કેકપુરના અર્કનાં આપવાં.

ક્ષય:—એ રોગથી શરીર ઘસાઈ જાય છે. એ રોગ ખાસ કરીને મોંમાં હૉલ્ડર કે પેન્સીલ ઘાલવાથી, અગર તો એકનો ખોરાક બીજો માણસ ખાય તેથી થાય છે. વળી ધૂળથી પણ એ રોગ થાય છે ક્ષય રોગનો માણસ ગમે તેમ થૂંકે તેથી તે વળી ફેલાય છે. એ વખતે દર્દીએ ખુલ્લા મેદાનમાં રહેવું. વળી દૂધ, માખણ અને ઘી પુષ્કળ ખાવાં. કાર્બોલિક લોશન નાખેલી પીચદાનીમાં થૂકવું. પાન, સોપારી, તમાકુનો ત્યાગ કરવો તેલ, મરચું બંધ કરી દેવું. મો તથા દાંત સ્વચ્છ રાખવાં.

બી. સી. બંગાલી.

( ભરૂચ રેડક્રોસ બ્રાંચ તરફથી મળેલું )

═══

પુસ્તક ૧૨ મું.
અંક : ૧૧મો

નવેમ્બર
૧૯૩૭



# પુસ્તકાલય

લવાજમ:
દેશમાં વાર્ષિક રૂ. ૩-૮-૦
પરદેશમાં ,, રૂ. ૫-૦-૦
છૂટક નકલ: રૂ. ૦-૬-૦

તંત્રીઓ :
નાનાભાઇ ચંદ્રશેખર દીવાનજી
નાજુકલાલ નંદલાલ ચોકસી

વ્યવસ્થાપક :
ભાઇલાલભાઇ ખુશાલભાઇ પટેલ.
મંત્રી, પુ. સ. સ. મં. લિ.,
રાવપુરા......વડોદરા.



કર્તાઓ દરેકની બાબતમાં સ્વાભાવિક સેવાભાવ હોવો જરૂરનો છે. પુસ્તકાલયમાં દરેક શિક્ષિત વર્ગે સહકાર સાધી એકમાંથી બે અને બેમાંથી ચાર વાચક કરવા જ જોઇએ, અને સારાં પુસ્તકો વાંચ્યા બાદ પોતાનાં સ્નેહી તેમજ મિત્રોને તેના પ્રતિ આકર્ષવા જોઇએ. દાનવીર કાર્નેગી કહેતો કે " મારા આગળ જગતનું રાજ્ય અને એક સારું પુસ્તક ધરવામાં આવે તો હું રાજ્યને તિલાંજલી આપી એક સારું પુસ્તક જ પસંદ કરૂં. " જે પુસ્તકમાંથી હજારો વીર આત્માઓ સર્જાવી શકાય છે, વિદ્વાનોનાં જુથ ઉભાં કરી શકાય છે, અતુલ આત્મબળભર્યાં પુદ્‌ગળો સેવાભાવી બનાવી મહાન જગત રચી શકાય છે, એવી અતુલ સમૃદ્ધિ સરજાવનાર પુસ્તકને કેમ છોડી શકાય ? વીરોના હાથથી લખાએલાં પુસ્તકો જગતનો જુનો નવો મેળ સાધી આપે છે, ભૂલાનો ભૂતકાળ અને વહી જતો વર્તમાન સુધારે છે. એવા એવા અતુલ બળધારી યુવકોનાં હૃદયો ગ્રંથપાળો પોતાનાં સમક્ષ રાખીને જ કામ કરવાનું ધાર્યું હોય તો જરૂર માગ્યા કરતાં વધારે સારું પરિણામ લાવી શકાય.

આજે પુસ્તકાલયની વ્યવસ્થા માટે મધ્યવર્તી પુસ્તકાલય તરફથી અનેક યોજનાઓ મારફત ગ્રંથપાળોને કેળવણી આપવામાં આવે છે. પરંતુ ભાવવાહી હૃદય વિના પળમાં તે ભૂંસાય છે : ફક્ત રહે છે આડંબર.

આપણા દેશની મોટામાં મોટી સમસ્યા એ આપણી ગ્રામ્ય જનતાનું અજ્ઞાન અને નિરક્ષરતા છે. નિરક્ષરો પોતાની નિરક્ષરતામાં જકડાયલા હોય છે, એટલે એમાંથી તેમને મુક્ત કરવાનું કામ સાક્ષરોનું છે–રે સાક્ષરોનો તે ધર્મ છે. એ નિરક્ષરો આગળ ઉત્તમમાં ઉત્તમ પુસ્તક વાંચી રસથાળ પીરસવામાં આવે તોયે તેઓ ભૂખ્યા જ રહેવાના. ખરે ! એમની ભૂખ ભાંગવા માટે પહેલાં જેમ કથાકારો કથા કહેતા તેવી રીતે ઉત્તમ પુસ્તકો પખવાડીઆમાં એક બે વખત વાંચી વાર્તા રૂપમાં કહેવામાં આવે તો કદાચ ભૂખ જાગે અને વાચકોની સંખ્યામાં વધારો થાય. પહેલાં કથાકારો અજ્ઞાનતા દૂર કરવામાં અજોડ ફાળો આપતા, પરંતુ આજે આપણા હિંદુસ્તાનમાં નિરક્ષરતા અને અજ્ઞાન દૂર કરનાર પુસ્તકાલય સિવાય કોઇ પ્રાણવાન સંસ્થા નથી. પુસ્તકાલય ખોલવા માત્રથી નિરક્ષરતા જાય એ અસંભવિત જ છે. પરંતુ ગામડાંમાં વસનાર કૃષિકાર અને મજુર વર્ગને ઘટતું સાહિત્ય હોવું જોઇએ. એ સાહિત્ય કેવું હોવું જોઇએ તેની આપણે ચર્ચા ન કરીએ. પરંતુ તેવું સાહિત્ય શરૂઆતમાં પસંદ કરી વાંચી બતાવવાનો પ્રબંધ કરવો પડે, અને તેમને પસંદ પડે તેવું ( ખેતીના કાર્યમાં ઉપયોગી એવું ) સાહિત્ય તે જ તેમનું સાહિત્ય એ કહેવાની જરૂર ન જ હોય. એ તો શિક્ષિતો એક વેળા આ કાર્યમાં રસ લેતા થાય એટલે એ ગામડાંઓમાં પુસ્તકાલય સપ્તાહો, તથા માસિકો વર્તમાનપત્રો તેમજ સામયિકો, પુસ્તકો વગેરેનાં નાનાં નાનાં પ્રદર્શનો જરૂર ગોઠવશે અને એવા અન્ય અનેક ઉપાયો યોજશે. આ કાર્યમાં તાલુકા, અને પ્રાન્ત પુસ્તકાલયો પોતાની વિપુલ સામગ્રીઓ ગામડાંના ઉપયોગ માટે ધીરી એમને અનેક પ્રકારે સહાય કરી શકે. વડોદરા રાજ્યમાં તાલુકા મંડળો છે, પરંતુ હજુ સુધી તેમણે પોતાની કાર્યદિશાને વિસ્તૃત બનાવી નથી. જે કંઈ કરવા જેવું હોય છે તે શહેરો યા મોટાં ગામોમાં જ કરવાનું હોય છે, એમ માન્યું છે. તેમણે ઘણું કર્યું છે તો ફક્ત બજેટ કેમ બનાવવાં, વર્ગીકરણ કેમ કરવું, રોજમેળ કેમ રાખવો, એથી વધુ થોડું જ કર્યું છે.

પુસ્તકાલય

પુસ્તક ૧૨ મું નવેમ્બર અંક ૧૧ મો

# ગ્રંથધામ હૈયાનો હાર

મનડું મટૂકી જ્ઞાન સીંચવાને ચાલો
જ્ઞાનકૂપ, રસીયાં નરનાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૧

સોને મઢેલ દેહ શાના રુપાળા
(જો) દીલડાના ભૂંડા દેદાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૨

કાયા કંગાલ ભલે, અન્ય ના ઠઠારા
સદ્ગુણુમાં સાચો શ્રૃંગાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૩

આવે સુભાગી જ્ઞાનગ્રંથને પીનારા,
સેવાના સુણવા ટહૂકાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૪

નાનીશી હાટડીમાં, મોટા મનોરથે
*ગોપાલે માંડ્યા વેપાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૫

શિક્ષક હો ગ્રંથપાલ, સેવાના સાથીઓ
સમજો ને સાધો સંસાર (૨)
ગ્રંથધામ હૈયાનો હાર ૬

[સિદ્ધપુર ] ખીમજીભાઇ ટી. ઠાકર

* શ્રીમંત સયાજીરાવ.



# પુસ્તક ભંડાર

જુઓ પુસ્તક ભંડાર બેન, ખડકાઈ રહ્યો;
ખડકાઈ રહ્યો, માનસ ખીલાવી રહ્યો..................જુઓ૦

સાખી

આવો બેની આપણે, નિરખો એ ભંડાર;
જ્ઞાન અને વિજ્ઞાનનો કેવો સુંદર સાર.
તિમિર અજ્ઞતાનું ટાળે એ પળમાં
ચેતન પ્રકાશ માંહિ ઝળકી રહ્યો........................જુઓ૦

સાખી

માસિક, અઠવાડિક આવતાં દૈનિક સુંદર સાર;
પખવાડિક વળી શોભતાં, કેવો છે રસ થાળ.
જાણે જીવનની રમ્ય જગા જ આ
મોહક વિષય બને જ્ઞાન તણો........................જુઓ૦

સાખી

બાળક માટે 'બાલ મિત્ર–જીવન ગાંડીવ કુમાર',
'બાળક' ને વળી 'બાલસખા' કિશોર યુવક પડકાર;
ગુણસુંદરી પ્રસ્થાન ઊર્મિ ઓપતાં,
શારદાનો સાથ માંહિ શોભી રહ્યો........................જુઓ૦

સાખી

ગ્રામજીવન–સહકાર્ય ને ખેતીવાડી તો ખાસ;
'પુસ્તકાલય' પણ ઓપતું, તેથી થાય પ્રકાશ.
વૈદકલ્પતરુ શિખવે આરોગ્યતા,
બુદ્ધિપ્રકાશથી વિકાસ ઘણો........................જુઓ૦

સાખી

શ્રીમંતના સુરાજ્યમાં, થયો પુસ્તક પ્રચાર;
તિમિર જનતાનું ટળ્યું, દે આશિષ અપાર.
દીર્ઘાયુ કરોને વિઠ્ઠલજી એ રાજવી.
વિનવીએ વિભુજી સૌ દુઃખ હરો........................જુઓ૦

તા. ૧૧–૧૦–૩૭ }
વ્યારા, તા. ડભોઈ. }

વિઠ્ઠલભાઇ ગી. પરમાર



# પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યે દૃષ્ટિપાત*

—લેખક :—ખેતાભાઈ કેશવલાલ રાવળ, મુ. શિ. ગંગેટ, તા. ચાણસ્મા.

શ્રીમંત વડોદરા નરેશના રાજ્યતંત્ર પ્રતિ ઘણો અનુરાગ કરવો એ બધાં દેશી રાજ્યો તરફ દૃષ્ટિ કરતાં ઉચિત જ ગણાશે. તેમાં યે વડોદરાનરેશનાં કીર્તિમંદિરો પુસ્તકાલય પ્રવૃત્તિથી ઘણાં દેદીપ્યમાન બન્યાં છે, અને તેમાં ય શ્રી. મોતીભાઈ અમીન સાહેબ જેવાના આત્મબળ, સતત શ્રમ અને અડગ શ્રદ્ધાને લીધે જેનાં તેજ દેશદેશમાં પડી વડોદરા રાજ્યના શુભ પ્રયાસને જગત એકી ટશે જોઈ રહ્યું છે તે ભૂલીએ તો કૃતઘ્ની જ લેખાઈએ.

આજે પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા પર વધુ કહેવા જેવું હોય જ નહિ. એની ઉપયોગિતા સર્વ કોઈએ માન્ય કરી લીધી જ છે. પરંતુ એ પ્રવૃત્તિ સર્વાંગે સુંદર બનાવવા અને વધુ ફળદાયી નીવડે તે બાબતના પ્રશ્નોનો ઉકેલ જરૂર માગી લે છે. આજે તેનો પ્રચાર કેવી કેવી રીતે કઈ દિશામાં કરવો તે જરૂર વિચારાવું ઘટે.

પુસ્તકાલયમાં મુખ્ય બાબતો પુસ્તકો અને તે પુસ્તકોનો સુંદર ઉપયોગ એ બે છે.

આ સિદ્ધાંતોનું અક્ષરશઃ પાલન મધ્યયુગમાં થતું જ આવ્યું છે. પુસ્તકાલય એટલે પુસ્તકો સંગ્રહ કરવાનું સ્થાન એ ભાવનામાં આજે જબર ક્રાન્તિ થઈ રહી છે, અને પ્રજાતંત્રની દરેક સંસ્થાની હરોલમાં પુસ્તકાલય પોતાનો હિસ્સો માગી લે છે.

પુસ્તકાલયો પુસ્તક સંગ્રહ માટે છે એવું નહિ સમજતાં તેના ગ્રંથપાલો અને મંત્રીઓ તે પુસ્તકોનો વધારેમાં વધારે લાભ લેવડાવે, સર્વ પ્રકારના લોકોને પુસ્તકાલયનાં પુસ્તકો પહોંચે, વધુમાં પ્રત્યેક પુસ્તકને માટે નવીન વાચક મેળવવા અતુલ શ્રમ લેવાય તો જ પુસ્તકાલયની મહત્તા સિદ્ધ થઈ ગણી શકાય. કેવળ પુસ્તક સંગ્રહમાં તેની મહત્તા નથી.

પુસ્તકાલયમાં બધાયે પ્રકારનો ભરી દઈ અભરાઈઓ ઉભરાવવાથી કોઈ પ્રકારનો વધુ લાભ થવો અસંભવિત છે. ફક્ત ઉચ્ચ કોટિના સાહિત્ય પ્રત્યે જ વિરલ સ્નેહ અને પ્રેમ સર્વ વાચકને થાય તે પ્રકારના સાહિત્યની જરૂર હોવી જોઈએ. આજના આગળ વધતા જગતની હરોલમાં ઉભા રહેવાનો સર્વ કોઈનો ઉદ્દેશ પાર પડે તેવું સાહિત્ય, માસિક, વર્તમાન-પત્ર, અને સામાયિક હોવું જરૂરનું છે.

પુસ્તકાલયની સફળતાનો—તેના ઉદ્દેશની સિદ્ધિનો સઘળો આધાર એના ગ્રંથપાલ પર રહે છે. પોતે સર્વજ્ઞ થઈ ગયા છે એવો આડંબર ધરાવતા, અને પગારની ખાતર વેઠ ઉતારતા ગ્રંથપાલો આ હેતુ સફળ ન કરી શકે. પુસ્તકાલયના ગ્રંથપાલ ને કાર્યકર્તાઓની જેટલી સાચી લગતી, સ્નેહ, ઉત્સાહ, નિરભિમાન અને સેવાભાવ તેટલી જ પુસ્તકાલયની સાચી સફળતા. ગ્રંથપાલનું મુખ્ય કર્તવ્ય દરેક પુસ્તક માટે વાચક અને દરેક વાચક માટે પુસ્તક ખોળવામાં મશગુલ રહેવું તેજ છે.

---

* મહેસાણા પ્રાંતની ૩ જી પુ૦ પરિષદ માટે લખાયલો નિબંધ.

આપણા દેશમાં અભણ વર્ગ ઘણો જ છે, જ્યારે બીજા દેશોમાં ગરીબ કે અમીર દરેક વર્ગ ભણેલો હોય છે. હિંદમાં ૮-૯ ટકા જેવી નજીવી કેળવણી છે. જ્યારે જપાન ૯૯, ડેનમાર્ક ૧૦૦, જર્મની ૯૬, ઇટલી ૯૨, ઈંગ્લાંડ ૯૬, અમેરિકામાં ૯૮, ટકા કેળવણી છે. આ દેશોની સરખામણીમાં હિંદુસ્તાન કેળવણીમાં ઘણો જ પછાત ગણાય. તેમાંયે આપણા શિક્ષણપ્રિય મહારાજાના પ્રતાપે વડોદરા રાજ્યમાં લગભગ ૬૨ ટકા જેટલી કેળવણી છે, અને તે ટકાવી રાખવા ઘણાં વર્ષોથી શ્રીમંત મહારાજા સાહેબ પ્રયત્ન સેવી રહ્યા છે. આજે કેળવણી પાછળ દર વર્ષે લગભગ ૩૬ લાખ જેટલો ખર્ચ કરવામાં આવે છે. તે બધો ખર્ચ નિષ્ફળ ન જાય તે માટે અને જગત ઉપરના વર્તમાન અને ભાવિ સંસ્કારો પોતાના રાજ્યની પ્રજા પર પાડવા માટે શ્રીમંતે ઠેર ઠેર જ્ઞાનપરબો બેસાડી દીધી છે. ૧૯૧૧ ની સાલથી આ પુસ્તકાલય પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે. શરૂઆતની સાલમાં ૯૨૭૮૭ જેટલાં પુસ્તકો વંચાયાં હતાં અને તેના વાચકો ૧૧૮૭૯ જેટલાં હતાં તે વધીને આજે ૨૫ વર્ષના ગાળામાં ૧૯૩૫-૩૬ માં ૭૯૯૩૧૪ જેટલાં પુસ્તકો વંચાયાં છે અને ૧૪૮૮૭૪ જેટલાં વાચકો આ પુસ્તકાલયનો લાભ લઇ રહ્યાં છે. આજ સુધીનાં ૨૫ વર્ષમાં શ્રીમંત મહારાજા સાહેબે આ પુસ્તકાલય પ્રવૃત્તિની પાછળ લગભગ ૨૧૮૭૦૧૬ રૂપિયા જેટલો ખર્ચ કરેલ છે. તાલુકે તાલુકે ઉત્તમ કોટીનાં પુસ્તકાલયોની યોજના કરી છે અને ગામડે ગામડે તૃષિત જનો માટે નાનાં મોટાં પુસ્તકાલયો ઉઘાડવામાં આવ્યાં છે. તેની પાછળ શ્રી. મોતીભાઇ સાહેબે પોતાના સાચા પ્રાણ પૂર્યા છે. તેને લઇને જ આ સંસ્થા આટલી વેગવાન બની છે. શ્રી મોતીભાઇ અમીન સાહેબ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં ન પરોવાયા હોત તો જરૂર આજની આ પ્રવૃત્તિ આટલી વધી હોત કે નહિ તે મોટામાં મોટી શંકા છે. ખરે ! દરેક પ્રવૃત્તિની સફળતા નિષ્ફળતાનો આધાર તેના સંચાલકોના વ્યક્તિત્વ પર અવલંબિત હોય છે, તેનો દાખલો શ્રી. અમીન સાહેબ છે.

પુસ્તકોનો સંગ્રહ એ આર્થિક સાધનનો વિકટ પ્રશ્ન છે. પુસ્તકો ઉપરાંત પુસ્તકાલયમાં વર્તમાનપત્રો અને સામાયિક સાહિત્ય પણ એટલું જ આવશ્યક અંગ છે. આજે જગતભરના બનાવોના સમાચાર જાણવા જનતા એટલી બધી ઉત્સુક છે કે તે વિનાનાં પુસ્તકાલયો પૂર્ણ ન કહેવાય. એટલે સર્વસામાન્ય વર્ગને ઉપયોગી નીવડે એવાં પત્રોની પસંદગી એ કુશળ ગ્રંથપાલ અને મંત્રીની કાર્યદક્ષતાનો સૂચક પુરાવો છે. જ્યાં ઝાઝાં પુસ્તકો મેળવવાનું કઠણ છે ત્યાં પત્ર-પત્રિકાઓ મંગાવીને પણ પુસ્તકાલયનો આદેશ બર લાવવાનો રહે છે. તેમજ પોતાના વાચકોની સાથે ગ્રંથપાલ કે મંત્રીએ ઘણો પરિચય રાખવો ઇષ્ટ છે. પુસ્તકોનો વપરાશ કરવાથી જ તેની કાર્યસિદ્ધિ પૂરી થતી નથી, પરંતુ વાચકના શોખને-અભિરૂચિને પીછાની લઇ તે પ્રકારનું વાચન એના આગળ ધરવું જોઇએ. આજે ગ્રંથપાલો બહુ તો પુસ્તકાલયના રક્ષક બને છે યા તો પગાર ખાઇ અમુક ટાઇમ સુધી વેઠ ઉતારવાનું કામ કરવામાં ઇતિકર્તવ્યતા માને છે. ખરે ! સેવાભાવરહિત ગ્રંથપાલો આવી પ્રવૃત્તિના બાધક નીવડે છે.

આપણી જનતા મોટે ભાગે ખેડુત વર્ગની છે ને તે પુસ્તકાલયની જરૂર પૂરી સમજી નથી. પુસ્તકાલયને લોકપ્રિય બનાવવું તે કામ ગ્રંથપાલનું જ છે. આજે ગમે તે પ્રકારની

નવલકથાઓ વાંચવા તરફ સર્વેની રૂચિ હોય છે. અને ઇતિહાસ–સમાજશાસ્ત્ર–ધર્મ–નીતિ, કેળવણી વિષયનાં પુસ્તકો અભરાઇ પર રહેવા જ સર્જાયલાં જણાય છે, અર્થાત તે અભરાઇઓ-જ શોભાવે છે. પુસ્તકાલયનું કાર્યક્ષેત્ર કેટલું વિસ્તૃત અને વ્યાપક છે તેની ખબર તેના સંચાલકોને જ ન હોય તો સામાન્ય વાચક વર્ગને તો ક્યાંથી જ હોય ? પુસ્તકાલયનો ગ્રંથપાલ ભાગ્યે જ વાચનપ્રિય હોય છે એટલે તે કાર્યની વ્યાપકતા જનતામાં ભાગ્યે જ ઉતારી શકે છે. " જેમ દુકાનદાર પોતાના માલને માટે ઘરાક ખોળવામાં ચિવટ રાખે છે તેવી રીતે ગ્રંથપાલ પોતાના પુસ્તકાલય બાબતમાં રાખે એ જરૂરનું છે.

બીજા દેશોમાં પુસ્તકાલયના ગ્રંથપાલને કેળવવા તરફ વધુ લક્ષ રહે છે તે ખરેખર પ્રશંસનીય છે.

આજે પુસ્તકાલયના પ્રચાર માટે મોટાં મોટાં પુસ્તકો લખાય છે, માસિકો નીકળે છે, વર્તમાનપત્રોમાં મોટા મોટા લેખો આવે છે. તે ઉપરથી ગ્રંથપાલો પોતાને અનુકૂળ હકીકતની સમયોચિત પત્રિકાઓ કાઢે અને જનતાને પહોંચાડે તો તે ઇચ્છવા યોગ્ય થઇ પડે. આ કાર્યમાં પુસ્તકાલય મંડળો અને પરિષદો ઘણું કરી શકે તેમ છે.

વિશ્વના બીજા ઉન્નત દેશોમાં શિક્ષિતની સંખ્યા ઘણી છે. પ્રજા અશિક્ષિત નથી એવું નથી; પરંતુ ત્યાંની પ્રજામાં વાચનનો શોખ મૂળથી રહેલો છે, જ્યારે આપણા દેશમાં પુસ્તકાલયના પ્રચાર માટે ઉદાસીનતાનું મુખ્ય કારણ ગરીબાઇ છે. વળી બીજું કારણ વાંચવાના શોખનો અભાવ છે. આજે આટઆટલી પ્રવૃત્તિ પુસ્તકાલયની આપણે ત્યાં છે, છતાં ઘણા ગ્રંથપાલો એવા હશે કે જે પુસ્તકો તો વાચકોને માટે છે પોતાને માટે નહિ, પોતે તો શાળામાં, કૉલેજોમાં ઘણું ઘણું વાંચી થાકી ગએલા છે, ને આખી જિંદગી સુધી કેટલુંક વાંચવું એવું સમજતા હશે. પણ તેમનું આ માનસ બરાબર નથી જ.

પુસ્તકાલય પ્રેમની શરૂઆત આપણી શાળા અને કૉલેજોમાંથી જ શરૂ થવી જોઇએ અને ત્યારથી જ તેમને પુસ્તકાલય પ્રત્યે માન બંધાવું જોઇએ. આજનું આપણું શિક્ષણ શાળામાં ભણી રહ્યા એટલે પુરું થાય છે, માટે તે ચાલુ રાખવા સારુ રાજ્યે કાળજી રાખવી જ જોઇએ: એમ તેમ આપણા પ્રજાવત્સલ શ્રીમંત મહારાજા સાહેબે કહી જ બતાવ્યું છે.

પુસ્તકાલયોમાં સામાન્ય વર્ગ માટે કોઈ કોઈ વખતે વાર્તાલાપ તેમજ શિષ્ટ વાચનની હરિફાઇઓ વગેરેની યોજનાઓ ગ્રંથપાળ ધારે તો જરૂર પાર પાડી શકે અને તેમાં રસિક બનેલા યુવકો યા વાચકો તેનું ખર્ચ પુરું પાડવામાં અચકાય નહિ.

આજનાં પુસ્તકાલયોમાં સ્ટીરીઓસ્કોપ જેવાં કેટલાંક સાધનો ગ્રંથપાળમાં સેવાભાવના અભાવે જેવી ને તેવી યા તેથી યે ખરાબ સ્થિતિમાં કાયમ પડેલાં જ રહે છે. આવી અરસિક કાર્યપ્રણાલિકા સમાજને ઘણી જ નુકસાનકર્તા છે. જે નાણાંનો વ્યય સદુદ્દેશ માટે કરવામાં આવે તેનું પરિણામ અશુભ થાય તો જરૂર તેમાં બેવડું જ નુકસાન છે. આજનાં કેટલાંક પુસ્તકાલયો તેવી જ સ્થિતિ અનુભવી રહ્યાં છે, અને નવાં થનારાં પણ તેની જ ગણત્રીમાં વધ્યે જાય છે. ખરેખર ! પુસ્તકાલયની વ્યવસ્થા વહિવટ અને બજેટ તેમજ કાર્ય-

કર્તાઓ દરેકની બાબતમાં સ્વાભાવિક સેવાભાવ હોવો જરૂરનો છે. પુસ્તકાલયમાં દરેક શિક્ષિત વર્ગે સહકાર સાધી એકમાંથી બે અને બેમાંથી ચાર વાચક કરવા જ જોઇએ, અને સારાં પુસ્તકો વાંચ્યા બાદ પોતાનાં સ્નેહી તેમજ મિત્રોને તેના પ્રતિ આકર્ષવા જોઇએ. દાનવીર કાર્નેગી કહેતા કે " મારા આગળ જગતનું રાજ્ય અને એક સારું પુસ્તક ધરવામાં આવે તો હું રાજ્યને તિલાંજલી આપી એક સારું પુસ્તક જ પસંદ કરૂં." જે પુસ્તકમાંથી હજારો વીર આત્માઓ સર્જાવી શકાય છે, વિદ્વાનોનાં જુથ ઉભાં કરી શકાય છે, અતુલ આત્મબળભર્યાં પુદ્ગળો સેવાભાવી બનાવી મહાન જગત રચી શકાય છે, એવી અતુલ સમૃદ્ધિ સરજાવનાર પુસ્તકને કેમ છોડી શકાય ? વીરોના હાથથી લખાએલાં પુસ્તકો જગતનો જુનો નવો મેળ સાધી આપે છે, ભૂલાતો ભૂતકાળ અને વહી જતો વર્તમાન સુધારે છે. એવા એવા અતુલ બળધારી પુસ્તકોનાં હૃદયો ગ્રંથપાળો પોતાનાં સમક્ષ રાખીને જ કામ કરવાનું ધાર્યું હોય તો જરૂર માગ્યા કરતાં વધારે સારું પરિણામ લાવી શકાય.

આજે પુસ્તકાલયની વ્યવસ્થા માટે મધ્યવર્તી પુસ્તકાલય તરફથી અનેક યોજનાઓ મારફત ગ્રંથપાળોને કેળવણી આપવામાં આવે છે. પરંતુ ભાવવાહી હૃદય વિના પળમાં તે ભૂંસાય છે : ફક્ત રહે છે આડંબર.

આપણા દેશની મોટામાં મોટી સમસ્યા એ આપણી ગ્રામ્ય જનતાનું અજ્ઞાન અને નિરક્ષરતા છે. નિરક્ષરો પોતાની નિરક્ષરતામાં જકડાયલા હોય છે, એટલે એમાંથી તેમને મુક્ત કરવાનું કામ સાક્ષરોનું છે–રે સાક્ષરોનો તે ધર્મ છે. એ નિરક્ષરો આગળ ઉત્તમમાં ઉત્તમ પુસ્તક વાંચી રસથાળ પીરસવામાં આવે તોયે તેઓ ભૂખ્યા જ રહેવાના. ખરે ! એમની ભૂખ ભાંગવા માટે પહેલાં જેમ કથાકારો કથા કહેતા તેવી રીતે ઉત્તમ પુસ્તકો પખવાડીઆમાં એક બે વખત વાંચી વાર્તા રૂપમાં કહેવામાં આવે તો કદાચ ભૂખ જાગે અને વાચકોની સંખ્યામાં વધારો થાય. પહેલાં કથાકારો અજ્ઞાનના દૂર કરવામાં અજોડ ફાળો આપતા, પરંતુ આજે આપણા હિંદુસ્તાનમાં નિરક્ષરતા અને અજ્ઞાન દૂર કરનાર પુસ્તકાલય સિવાય કોઇ પ્રાણવાન સંસ્થા નથી. પુસ્તકાલય ખોલવા માત્રથી નિરક્ષરતા જાય એ અસંભવિત જ છે. પરંતુ ગામડાંમાં વસનાર કૃષિકાર અને મજુર વર્ગને ઘટતું સાહિત્ય હોવું જોઇએ. એ સાહિત્ય કેવું હોવું જોઇએ તેની આપણે ચર્ચા ન કરીએ. પરંતુ તેવું સાહિત્ય શરૂઆતમાં પસંદ કરી વાંચી બતાવવાનો પ્રબંધ કરવો પડે, અને તેમને પસંદ પડે તેવું ( ખેતીના કાર્યમાં ઉપયોગી એવું ) સાહિત્ય તે જ તેમનું સાહિત્ય એ કહેવાની જરૂર ન જ હોય. એ તો શિક્ષિતો એક વેળા આ કાર્યમાં રસ લેતા થાય એટલે એ ગામડાંઓમાં પુસ્તકાલય સપ્તાહો, તથા માસિકો વર્તમાનપત્રો તેમજ સામયિકો, પુસ્તકો વગેરેનાં નાનાં નાનાં પ્રદર્શનો જરૂર ગોઠવશે અને એવા અન્ય અનેક ઉપાયો યોજશે. આ કાર્યમાં તાલુકા, અને પ્રાન્ત પુસ્તકાલયો પોતાની વિપુલ સામગ્રીઓ ગામડાંના ઉપયોગ માટે ધીરી એમને અનેક પ્રકારે સહાય કરી શકે. વડોદરા રાજ્યમાં તાલુકા મંડળો છે, પરંતુ હજુ સુધી તેમણે પોતાની કાર્યદિશાને વિસ્તૃત બનાવી નથી. જે કંઈ કરવા જેવું હોય છે તે શહેરો યા મોટાં ગામોમાં જ કરવાનું હોય છે, એમ માન્યું છે. તેમણે ઘણું કર્યું છે તો ફક્ત બજેટ કેમ બનાવવાં, વર્ગીકરણ કેમ કરવું, રોજમેળ કેમ રાખવો, એથી વધુ થોડું જ કર્યું છે.

તાલુકા પુસ્તકાલયના કાર્યકરો વર્ષમાં એકાદ વખત પણ ગામડાંના પુસ્તકાલય માટે જવાનું યોગ્ય ધારતા નથી. ગામડાના પુસ્તકાલયનું બજેટ એટલે એકાદ દૈનિક. યા અઠવાડિક, અને એકાદ માસિક. તેમાંયે આપણે ત્યાં તો અઠવાડિક એટલે 'સયાજી વિજય' અને માસિક એટલે 'પુસ્તકાલય' એ સિવાય બીજું ઓછું જ ખરીદાય છે. ગામડાંની પ્રજાના વેરાથી પોષાતી પ્રાંત પંચાયતની આવકમાંથી મોટો ભાગ એ તાલુકા અને પ્રાન્ત પુસ્તકાલય માટે વપરાય અને તેમાંથી ખરીદાતાં વર્તમાનપત્રો, માસિકો, સામાયિકો એ તાલુકા પુસ્તકાલયોનાં મેજ ઉપર થપ્પીબંધ ગોઠવાય. જ્યારે ગામડાંની પ્રજામાટે ઘણું જ ઓછું ખર્ચાય છે. કસ્બા પુસ્તકાલયના કાર્યકરોનું મુખ્ય કર્તવ્ય એ હોવું જોઈએ કે ગામડાંની અવારનવાર મુલાકાત લે અને પોતાને ત્યાં વંચાઈ રહેલાં માસિક વગેરેનો લાભ ગામડાંની પ્રજાને જરૂર આપે.

વળી, પોતાના પુસ્તકાલયમાંથી ગ્રામ પુસ્તકાલયોને ઉપયોગી પુસ્તકો, સ્ટીરીઓસ્કોપ, મૅજીક લેન્ટર્ન વગેરેની પેટીઓ મોકલવામાં આવે તો જરૂર તેનો લાભ ગ્રામજનો ક્રમે ક્રમે લેતા થાય અને પુસ્તકાલયનું ભાવિ ઉન્નત બને.

આટલું કહ્યા પછી થોડુંક ઉપસંહાર પૂરતું કહેવું જરૂરી છે. પ્રથમ કહ્યું તેમ પુસ્તકાલયનાં પુસ્તકો ઉપયોગ માટે છે. જ્યાં સુધી કબાટો અને અભરાઈઓ ભરાયલાં રહે ત્યાં સુધી પુસ્તકાલય પોતાના કાર્યમાં નિષ્ફળ નિવડ્યું છે એમ કહી શકાય. ગમે તેવું સુંદર પુસ્તક કાયમને માટે સુંદર રહે તેમાં પુસ્તકાલયની જરાયે મહત્તા નથી.

શિક્ષકોના માથે જ્યારે પુસ્તકાલયનું કામ ફરજિયાત નાંખવામાં આવે છે ત્યારે તેમણે જરૂર તે કામ કર્યે જ છૂટકો છે. તો પછી સુંદર સારૂં ને યશસ્વી કામ શા માટે ન કરવું જોઈએ ? મનુષ્યે મનુષ્ય માટે કાંઈક તો કરવું જરૂરનું છે જ, અને તેનો દાખલો પ્રભુએ આપણને પવન, પાણી વગેરે જેવી અગણિત બક્ષિસો આપી પૂરો પાડયો છે. તો એવા પરમ કૃપાળુ પરમેશ્વરનાં કાર્ય તેનાં બાળકો થઈ શા માટે આપણે વધુ ન દીપાવીએ ? મનુષ્ય મનુષ્ય તરીકે રહેવા માગતું હોય તો મનુષ્ય માટે કાંઈક કર્યે જ છૂટકો છે. જ્યાં સુધી આપણામાં સેવા કરવાની વૃત્તિ નથી, ત્યાં સુધી આપણું કોઈ પણ કાર્ય યશસ્વી ન જ નિવડે.

પહેલાંના ઋષિ મુનિઓ દશહજાર જેટલા વિદ્યાર્થીઓ પોષી શકતા, જ્યારે આજનો વેતનલાલસુ સમાજ તે તરફ ઘૃણાની દૃષ્ટિથી જોઈ રહ્યો છે. એ ઘૃણાનો પડછાયો દિવસે દિવસે વિરાટ સ્વરૂપ ધરતો જાય છે અને સમાજ અઘટિત એવાં કાર્યમાં પરોવાઈ પોતાની કિંમત ઘટાડતો જ જાય છે, નિર્બળ થતો જ જાય છે, ને ભાવિ સર્જન અતુલ આપત્તિઓથી ઘેરાયલું જ રહે છે. માટે કમર કસી થોડા દિવસને માટે સેવા કરવાનો લાભ જરૂર લેવો જ જોઈએ.

વળી, ગ્રામ પુસ્તકાલયોમાં ગ્રંથપાલની નીમણૂંક શાળાનો મુખ્ય શિક્ષક કરે છે. એવું હંમેશા થાય તે ઠીક નથી, પરંતુ જ્યાં જ્યાં ઉમંગી સાહિત્યરસિક શિક્ષક મળે તો જરૂર તે કાર્ય તેને જ સોંપાવું હિતાવહ છે. પરંતુ શાળામાં લાભ વગરની માથાકુટ કોઈ હોય તો તે શિક્ષકોને મન પુસ્તકાલય જ છે. એવું ઘણાં ગામડાંમાં આજે જોવાય છે, અને

જો માથાકુટ ન ગણાતી હોય અને તે કાર્ય દરેક સ્થળે ઉત્સાહથી થતું હોય તો આજે દરેક પુસ્તકાલય પ્રતિકૂળતા સિવાય એક જ પંક્તિમાં હોત; પરંતુ તેવું નથી. આજે તો આખી શાળામાં ઢુંઢી વળીએ ત્યારે ભાગ્યેજ એકાદ શિક્ષક વાચનપ્રિય હોય અને વિશ્વધર્મની ભાવના સેવનારો હોય. અત્યારે ઘણાં પુસ્તકાલયો એવી સ્થિતિમાં છે કે જેનાં બજેટો આળસને લીધે બબ્બે વર્ષનાં ભેગાં જ થતાં હોય છે, યા તો થતાં જ નથી. તે ઇષ્ટ નથી. ખરી રીતે આજના જમાનામાં કેટલાંક પુસ્તકો એવાં હોય છે કે જે છપાયાં તેવામાં ઉપયોગી હોય છે, પણ બે વર્ષ પછી નિરુપયોગી બની રહે છે. તો તેવાં મંગાવવાથી વાચકો કેવીરીતે વધે ? વળી, કેટલાંક એવાં હોય છે કે જેની એક નકલ ઉપયોગમાં લેવા કરતાં ઘણી નકલો ઉપયોગમાં લેવી ઇષ્ટ હોય છે. તો તેવા પ્રસંગોએ આળસ એ આખી યોજનાને ધૂળમાં મેળવનાર જ હોય છે; અને એવી આળસ આજે ઘણા ગ્રંથપાળો સેવે છે તે ઇષ્ટ નથી.

વધુમાં આજના ગ્રંથપાળોને કયું માસિક કયાંથી આવે છે, શા વિષયનું છે, તેમજ બુદ્ધિપ્રકાશ એ શું છે, કયાં નીકળે છે, કેવી યોજના છે તેની પણ સમજ નથી હોતી. તો આવા અર્ધદગ્ધ ગ્રંથપાળો શું ઉદ્વેગની ગરજ નથી સારતા ? આ વિષયમાં ઘણું ઘણું કહી શકાય તેમ છે. આજની પુસ્તકાલય પરિષદો, મંડળો, ઓપવર્ગો, વગેરે યોજનાઓ ઘણી જ લાભદાયી છે. પરંતુ ગ્રાથંપાલ હોય ઉ. શિ., નિરક્ષરતા ટાળવા તન્મય બન્યો હોય ઉ. શિ., જ્યારે પરિષદો મંડળો વગેરેમાં જવાનું હોય, કોઇ લાભ લેવાનો હોય ત્યારે તે લાભ લે મુ. શિ. : આવું ઘણે ઠેકાણે બને છે. ત્યાં પછી ગ્રંથપાળ સુંદર કામની આવડતવાળો કયાંથી હોઇ શકે ? આ બધી અઘટિત ઘટનાઓ પહેલી તકે દૂર થાય તો કંઇ વધારે જોર, જુસ્સો, અને એમ પુસ્તકાલયો જરૂર દાખવી અજ્ઞાનતાનો નાશ કરવા વધુ હિસ્સો આપી શકશે.

इत्यलम् । शिवोऽहम् ।

ૐ

## કેળવણી

(અંજની)

લક્ષ્મી વિનાના કાંઇક મનુજો,
વિદ્યા વિણુ રહી જાય અણુધો,
જ્ઞાનાબ્ધિ રહી જાય અધુરો
છતાં હામ, વિણુ દામ.

લક્ષ્મી તનુઓ ભણી શકે ના,
સદ્વ્યય લક્ષ્મી કરી શકે ના,
ભણનારાને દઇ શકે ના,
લક્ષ્મી, લક્ષ્મીવાન.

સદ્પથ બન્ને માટે એ કે
એક બની, મદદે બન્ને ને
પરિમલ જ્ઞાન પુષ્પ સુંધી ને
જગવે જ્યોતિ જ્ઞાન.

બલવંત મહેતા
(વાઘોડીઆ.)



# ગામડામાં

[ લેખકઃ—ત્રિવેદી હરિપ્રસાદ હરખજી, નવાગામ તા. રતનપુર ]

"ગ્રામવર્ગની જ્ઞાનસંપન્નતા જેવો સોંઘો વીમો, રાષ્ટ્રો માટે અન્ય કોઇ નથી."

—એન્ડ્રયુ કાર્નેગી.

" જેવી રીતે ઝાડનું સાફલ્ય ફળમાં છે, તેવી જ રીતે સરકારની તથા લોકોની તમામ પ્રવૃત્તિઓનું સાફલ્ય અખિલ સમૂહાયના સુખમાં સમાએલું છે."

—શ્રીમંત મહારાજા સાહેબ.

જગતના કોઇપણ દેશ ઉપર નજર નાખી જોઇશું તો જણાશે કે આ યુગમાં ગમે તે દેશના ગમે તે ભાગોમાં ઘણી સંસ્થાઓ, ઘણાં મંડળો, અસ્તિત્વ ધરાવતાં હશે.

હિન્દ દેશમાં આવી ઘણી સંસ્થાઓ, અને મહામંડળો છે, જેમના સુકાનીઓ પણ મહા સમર્થ હોઇ નિયમિત બંધારણો, યોજનાઓ દ્વારા કાર્યો થયાં છે, અને થાય છે. દેશના ગૌરવશાળી પુરુષો, દેશહિતચિંતકો, પોતાના દેશને ગરીબાઇ, રૂઢિચુસ્તતા, અજ્ઞાનતામાંથી બચાવી દેશને સ્વતંત્ર, ઉદ્યોગી બનાવવા જે તે યોજનાઓ વિચારી તે માટે બનતા બધા પ્રયત્નો કરે છે. આવા બહુશ્રુત વિદ્વાનોએ બહુ બહુ વિચારને અંતે કબૂલ કર્યું છે કે જો દેશને પ્રાણવાન, સમૃદ્ધિવાન, અને જ્ઞાનવાન બનાવવો હોય તો તેના બધા અખતરાઓ, ઉપચારો, ગામડાંમાં કરવા જોઇએ; અને તેથી જ આજકાલ હિન્દભરમાં ગ્રામ્ય પુનર્ઘટનાનો પ્રશ્ન એ મહાન પ્રશ્ન બનેલો છે.

પતિતપાવન શ્રીમંત મહારાજાશ્રીએ તો પોતાના મન સાથે નક્કી જ કરેલું છે કે રાજ્યની તમામ આબાદી ગામડાં ઉપર નિર્ભર છે, અને પોતાના બહુશ્રુત જ્ઞાન વડે ગ્રામ્ય સુધારણાના ગહન પ્રશ્નો જાણીને ગ્રામ્યપુનર્ઘટના માટે બનતું કર્યું છે, અને લાખો રૂપિયાના ખર્ચે મહાન કેંદ્રો સ્થાપ્યાં છે. ગ્રામ્ય પ્રજાની સુધારણા માટે બનતી સવડો આપી પ્રાથમિક કેળવણી ફરજીયાત કરી પ્રજાને જ્ઞાનવાન બનાવવા પ્રખર પ્રયત્નો કર્યા છે, પંચાયતો સ્થાપી સ્વરાજ્યના પદાર્થપાઠ આપ્યા છે; સહકારી મંડળીઓ સ્થાપી ભ્રાતૃભાવ કેળવતાં શીખવ્યો છે; પુસ્તકાલયોની યોજનાએ તો ગ્રામ્યમંદિરો દીપાવ્યાં છે; અને હજુ પણ તન, મન, ધનથી ગામડાં ગોકુળીઆં બનાવવા બધું કરે છે. અજ્ઞાનતા અને રૂઢિચુસ્તતા જ્યાંસુધી જડમૂળમાંથી નહિ જાય ત્યાંસુધી ગ્રામ્ય પ્રજાનો ખરો ઉદ્ધાર નથી એમ માનીનેજ પહેલી તકે શાળાઓ સ્થાપી જંગલના પ્રદેશોમાં પણ અક્ષરજ્ઞાન સાથે જ્ઞાનપિપાસા પૂરી કરી છે અને કેળવણી એ સદ્દચારિત્રનું મૂળ છે એ સૂત્ર સમજાવ્યું છે.

પ્રજાના જીવનમાં ખરું જ્ઞાન જાગૃત થાય, અને તે જ્ઞાન કાયમ ટકે, પ્રજા રાજ્યકાર્યમાં મદદ રૂપ થાય, પોતાના ઉત્કર્ષના માર્ગો ખોળે, અને તેઓ આ લોકમાં સુખમય જીવન ગાળી પરલોકનું ભાથું તૈયાર કરે, એવી પ્રજા બનાવવા માટે પુસ્તકાલય રૂપી દેવમંદિરો સ્થળે સ્થળે સ્થાપી જ્ઞાનગંગાનો બહોળો ધોધ શ્રીમંતે શરૂ કર્યો છે.

રાજ્યના દરેક ગામડે પુસ્તકાલયો સ્થાપ્યાં છે. જ્યાં નથી ત્યાં પૂરતી સવડો સાથે લાભ અપાય છે, અને એજ યોજનાએ જ્ઞાનગંગાનાં નીર બધે સ્થળે પહોંચાડાય છે.

સારૂં એવું આરસનું મંદિર બનાવે, સુંદર પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરે, નિયમિત સ્નાન પૂજા, ધૂપદીપ થાય: આ બધી ક્રિયાઓ મંદિરના સંચાલકો કરે પરન્તુ એવા દેવમંદિરે ભાવિક જનોનું આગમન ન હોય, તો પછી ઉત્તમ દેવમંદિરો હોય છતાં તેનો ઉપયોગ શો ?

પ્રજાવત્સલ વડોદરા નરેશે લાખો રૂપિયા અને અખંડ મહેનતે સરસ્વતી મંદિરો અને પુસ્તકાલયો સ્થાપ્યાં છે, પણ જિજ્ઞાસુ કે પિપાસુ ન હોય તો તેવી સુંદર યોજનાઓનો અર્થ શું ?

આ પ્રણાલિકા હજુ ગામડાંમાં જોવાય છે. પુસ્તકાલય રૂપી સાક્ષાત જ્ઞાનગંગાનો લાભ કેટલેક અંશે ગામના પ્રમાણમાં જૂજ લેવાય છે. સારાં પુસ્તકો ને ઉત્તમ સગવડો હોય પરન્તુ અજ્ઞાનતા, પ્રમાદ, મોજશોખ એવા કેટલાંક કારણોએ હજુ બહોળો વાચનપ્રચાર થતો નથી. જયાંસુધી ગ્રામ્યજનતા સંસ્કારી, ચારિત્ર્યવાન, ઉદ્યોગી અને મહેનતુ નહિ બને ત્યાં સુધી દેશની સમૃદ્ધિને ખોટ જ આવશે.

ગ્રામ્યસુધારણાની યોજનામાં પુસ્તકાલયનો ગ્રંથપાળ યા શાળાગુરુ જેટલું કરી શકે, જેટલું કરે છે, તેટલું બીજાથી બનતું નથી. ગામડાંને પ્રાણવાન બનાવવા, રૂઢિચુસ્તતામાંથી છોડાવવા, અને સંપૂર્ણ શાંતિના પદાર્થપાઠો આપવામાં શિક્ષક અગ્રસ્થાને હોવો જોઇએ. વિદ્યાગુરુ કે ગ્રંથપાલ જ ગ્રામ્યસુધારણાની સાચી ચાવી છે, અને તેઓ જ ભાવી પ્રજાના ઉદ્ધારક છે. શિક્ષક જ ચારિત્ર ઘડે છે. શિક્ષક જ પયગમ્બરીનો રસ્તો બતાવે છે, શિક્ષક જ યુવાનો ઘડે છે. શિક્ષક જ ગ્રામ્ય ઉદ્ધારક છે.

ગ્રામ્યજનોના જીવનને આદર્શ બનાવવું હોય, અજ્ઞાનતા રૂપી અંધકારમાંથી તેમને ઝળહળતા તેજમાં લાવવા હોય, અને સાક્ષાત પરમાત્માનાં દર્શન કરાવવાં હોય, તો તેમને પુસ્તકાલય જેવા મહાન દેવમંદિર તરફ વાળવાં જોઇએ.

ગ્રામ્યજનોના જીવનને આદર્શ બનાવવું હોય, અજ્ઞાનતા રૂપી અંધકારમાંથી તેમને ઝળહળતા તેજમાં લાવવા હોય, અને સાક્ષાત પરમાત્માના દર્શન કરાવવાં હોય, તો તેમને પુસ્તકાલય જેવા મહાન દેવમંદિર તરફ વાળવાં જોઇએ.

શરૂઆતમાં ગ્રામ્યજનોને પુસ્તકો વાંચવા ગમતાં નથી અને તેને એક જાતની મગજમારી માને છે. પણ શાળામાં ભણતાં બાળકોની મારફત લોકો આ દિશામાં પ્રેરાય છે. એ જ પ્રેરણા બીજાને પુસ્તકાલયરૂપી દેવમંદિરે જરૂર લાવશે.

લોકોને વાચનમાં અભિરૂચિ થાય, એમનું જીવન સુખરૂપ બને અને ભાવી પ્રજા કેળવણીના સુસંસ્કારો મેળવે તે માટે

૧. બાળકો દ્વારા બહોળા વાચનની અભિરૂચિ ઉત્પન્ન કરવી.
૨. શાળામાંથી ઊઠી ગએલાં બાળકોને વાચનવ્યસન થવું જોઇએ.
૩. ગામના જાહેર તહેવારોએ પુસ્તકાલયનાં પ્રદર્શનો ભરવાં.

૪. ચિત્રો ફિલમો દ્વારા કેળવણીના લાભો સમજાવવા.

૫. ધાર્મિક દિવસોએ સંસ્કારી યુવાનો પાસે યોગ્ય વાચન વંચાવવું.

૬. ઐતિહાસિક અને લોકસાહિત્યનો બહોળો ફેલાવો કરાવવો.

૭. ભણતાં બાળકો, ભણીને ઊઠી ગએલાં બાળકો, યુવાનો એમ જરૂર પૂરતા વર્ગો પાડી પરીક્ષાઓ લેવી અને ખાસ પ્રોત્સાહન ખાતર ઇનામો આપવાની યોજના રાખવી.

૮. ગામના પ્રમાણમાં યુવાન મંડળ સ્થાપી તે દ્વારા જાહેર વાચન, ભાષણ, વાર્તા, સંવાદોના કાર્યક્રમો ગોઠવવા.

૯. બાળકોને સાદાં અને સારાં પુસ્તકો આપી પોતાને ઘેર પોતાના કુટુમ્બ સમક્ષ વાંચે તેવી પ્રેરણા કરવી.

૧૦. પુસ્તકાલય સંબંધે સંવાદો મેળાવડામાં ભજવાવી કેળવણીની કિંમત સમજાવવી.

ઉપરોક્ત યોજનાઓ ધીમે ધીમે અગલમાં મૂકાય અને જરૂરી સવડો અપાય, તો જ ગામડાંઓ પગભર થઈ દેશને સમૃદ્ધિવાન, સ્વતંત્ર, ઉદ્યોગી બનાવવામાં પોતાનો યથાર્થ ફાળો આપી શકે. જ્યારે ગામડાં ગોકુળીઆં બનશે ત્યારે જ જગતની નજર સર્વાંશે તેના પર સ્થિર થઈ ચિરસ્થાયી થશે.



## ગ્રંથઉપાસના

(અનુષ્ટુપ)

બિરાજે ઉચ્ચ સ્થાને રે ! ગ્રંથો જગતમાં બધા,
પૂજાયે સૌ રસવન્તા પ્રેમે ગ્રંથો સરવદા. ૧
કૈં ના જરુર પુષ્પોની, કંકુ ચોખા પણુ તણી,
જોઇએ પ્રેમ સાચો ને, રસોર્મિઓ મીઠી ઘણી. ૨
ગ્રંથો છે સરવે મીઠા, રસે સભર દીસતા;
મધુર ગાન કવે કૈં, મીઠી વાતડી બોલતા. ૩
ઉલ્લાસ વ્યાપતો હૈયે, ગ્રંથો ઉપાસતાં બધા,
ને પૂરાય જીવનમાં, ચેતનાના સૂરો અહા ! ૪
ગૂઢ સૌ તત્ત્વવેત્તા છે, ગ્રંથો મહીં છુપાયલા,
સાધુઓ સરળ કેવા, વળી તેમાં જ ભાસતા ! ૫
ગ્રંથની તો મનાયે છે, મહા પૂજા જગતમાં,
ભુલશો ના તમે ભાઈ ! ગ્રંથ કેરી ઉપાસના. ૬

વડોદરા ] 'ચંદ્રસેન'



# ગ્રામ પુસ્તકાલયોની પ્રગતિ અર્થે

[ તા. ૩-૧૦-૩૭ ના રોજ ભરાયલી અમરેલી પ્રાંત પુ૦ મંડળની સભામાં સંજોગવશાત હાજર ન રહી શકનાર એક ગ્રામ કાર્યકરે પત્ર દ્વારા રજુ કરેલા વિચારો. ]

(૧) ગ્રામ પુસ્તકાલયોએ, વાચનપ્રચાર અર્થે એક યોજના ઘડવીઃ તેમાં ગામના સેવાભાવી યુવકો, શિક્ષકો, અને મોટા વિદ્યાર્થીઓ એ સમુદાયે ચોરો, શાળાનું કંમ્પાઉંડ, ગલીઓના ચોગાન, ચોક અને સ્ત્રીસમાજને સવડ પડતી જગ્ગો એ સ્થળોએ સામાયિક અને સારાં ( બોધક-પસંદ કરેલાં ) પુસ્તકોનું નિયમિત વાચનકાર્ય કરવું.

(૨) બજેટ સારૂં અને સદ્ધર થાય એ ખાતર સારી આવકના ફંડની વ્યવસ્થા નીચેના ધોરણે કરવી જરૂરી લેખું છું:—

અ. કાયમી સભાસદો સ્થાપીને.

બ. ફંડ-ટીપ કરી-ફાળો ઉઘરાવીને.

ક. લગ્ન કે એવા માંગલિક પ્રસંગે ભેટ લઇને.

ડ. પર્વણી ઉજવી, ' વિદ્યાર્થી સંઘ ' પેટી ફેરવે.

ચ. ખેડુત ભાઇઓ પાસેથી મોસમે ' અનાજ ફંડ '

છ. સારા સંભાવિત ગૃહસ્થ ( મહેમાન ) આવે તેમને નિમંત્રી વિઝીટ ( મુલાકાત ) કરાવી તે દ્વારા શકય મદદ.

(૩) પ્રતિ વર્ષે બજેટમાં કયાં કયાં સામાયિકો અને પુસ્તકો મંજૂર થયાં તેની પ્રમાણમાં યાદીઓ કરી લોકગણ વાંચી શકે તેવે સ્થળે ચોડવી.

(૪) લવાજમ આપનારાં, અને બીનલવાજમી વાચક એમને ઘેરબેઠાં વાચનની સરળતા-સગવડતા થવામાં ચોક્કસ ધોરણ થવું જોઇએ-હેતુ એ લક્ષમાં રાખવો કે તે ધોરણથી લવાજમ નહિ આપનારા ભાઇઓ કે બ્હેનો, લવાજમ આપવાની વૃત્તિ ધારણ કરે.

(૫) ત્રિમાસિક વ્યવસ્થાપક ( બોર્ડ ) સભા મેળવી તેમાં ' કાર્યવાહી ' ચર્ચાય: થયેલ ઠરાવનું નિવેદન ખાતામાં મોકલવું.

(૬) ચિત્રસંગ્રહ દ્વારા ' ભૂતવર્તમાન ' ઇતિહાસ આગળ સંગ્રહવાની યોજનાઃ દાખલા તરીકે સારા અઠવાડિકનાં ચિત્રો પસ્તીમાં પલાયન ન કરી જાય તેવું થવું જોઇએ-કાર્ડ બોર્ડના પુંઠા ઉપર કે બાઇન્ડીંગ કરાવીને તે સંગ્રહી શકાય.

(૭) દર વર્ષે ન્હાનકડું ગ્રામ્ય પુસ્તકાલય પ્રદર્શન ભરવાની દરેક ગામે ઉત્સવ જેવી યોજના કે જેથી ગામલોકો તે જોઇ પુસ્તકાલયની ઉપયોગિતા અને તેનું મહત્ત્વ સમજી લાભ લેવા આકર્ષાય.

(૮) પ્રાથમિક શિક્ષણમાં પુસ્તકાલય અને તે વિષયનું ભાવિ દિગ્દર્શન થાય તેવું શિક્ષણ આપવાની વ્યવસ્થા થવી ઇષ્ટ છે, કે જેથી બાળમાનસ ઉપર ભવિષ્યમાં જ્ઞાન લેવાના સાધનની ભાવના દૃઢ બને.

(૯) ( પુસ્તક આપલે નોંધવહી ) ઇસ્યુબુક ઉપરથી-

ञ. કેટલાં વાચકોએ, ટ. કયા કયા વિષયનાં,

ક્ષ. કેટલાં પુસ્તકો વાંચ્યાં તેની તારીજ કાઢવી. ગ્રામનો વાચન શોખ કઈ દિશામાં વળે છે તેનું સિંહાવલોકન મેળવી યોગ્ય ઉપાય ને સૂચનો પ્રકટ કરવાં.

(૧૦) મહાલ પરિષદો, મંડળો ગામડામાં જ ભરવાનો પ્રબંધ કરવો કે જેથી ગ્રામવાસીઓ તેમાંથી પ્રેરણા મેળવી શકે, (ચલચિત્ર, ભાષણો, વિ૦ થી).

હાલ તુર્ત ગ્રામ પુસ્તકાલયમાં આ પ્રશ્નોથી પ્રગતિ અમુક અંશે વધે જ એ ખાતર જેમના સંસ્કારી માનસ તળે આ સંસ્થાઓ છે, તે ભાઇઓ જરૂરી તત્ત્વ દાખલ કરશે એવી આશા સેવું છું.

'સારા કાર્યના ઉત્પાદક થનારે સંકટ કે માનાપમાનની ભાવનાને તજવી પડે છે' એવું કથન ઘણા બોધદાયક ગ્રંથોમાં હોય છે.

મુ. લાલાવદર, }
પો. અમરેલી. } રામભાઇ ભુરાભાઈ પટેલ

ॐ

## રહે ના જ્ઞાન પૂરાઈ

(ગઝલ)

ભરાઈને રહેલું એ, હૃદયમાં જ્ઞાન ગુંચાઈ,
ભલા શિક્ષણ વિના એ તો, સદાયે જાય ગુંથાઈ. ૧
સુશોભિત વાડીઓ સુંદર, રૂપાળી વેલીઓ અંદર,
સીંચાયે વારિ ના અંદર, પછી એ જાય સુકાઈ. ૨
હૃદય બાગો ઉપર કાલાં, સીંચાયો રસ નહિ વ્હાલાં,
સદા ઉપવન રહે ઠાલાં, નડે દિલે એ બુરાઇ. ૩
કનસ્ટર હોય ઘૃતનો જેહ, કલાઈથી સીલ થતો જેહ,
ઢળે ના ઘૃત કહિયે તેહ, રહે સીલે એ ગુંચાઇ. ૪
અહા! એવી રીતે દિલમાં, રહેલો જ્ઞાન રસ સીલમાં,
બીડાઇ નેત્રના ડરમાં, રહે છે એહ ગુંગળાઈ. ૫
ઉમળકો આવતો તેને, કદિ આંદોલનો છૂટે,
નયન આડા થકી તૂટે, રહે જેલે એ પૂરાઈ. ૬
હૃદય સ્ફુર્તિ મહીં લાવો, દિમાગે રસને સીંચો,
કિતાબો પર નયન ખીંચો, રહે ના જ્ઞાન પૂરાઈ. ૭
ભલા! સંસારમાં રસ શા, રચ્યા છે કુદરતે શું આહ!
સહુમાં જ્ઞાન રસ છે વાહ, રહે ના એહ પૂરાઈ. ૮
પ્રજાના હિતની ખાતર, લુંટાવી લક્ષ્મી છે બે'તર,
ભર્યાં છે પુસ્તકોથી તર, કિતાબો રે' ન પૂરાઇ. ૯
હૃદયમાં જ્ઞાન રસ વહેવા, પુસ્તકાલયે ભલાં જાવાં,
લઈને જ્ઞાન કંઈ દેવાં, રહે ના જ્ઞાન પૂરાઈ. ૧૦



શિવાત્મજ-ડીંગુચા

# થોડુંક જાણવા જેવું

**નોબલ પ્રાઇઝના સ્થાપનાર આલ્ફ્રેડ નોબેલનો હેતુ:**—સ્વ. આલ્ફ્રેડ નોબેલના અંગત મિત્ર અને તેના વિલ વખતે હાજર રહેલાં પૈકીની એકજ હયાત વ્યક્તિ હર આર. બી. રટેલતર્ફે છાપા જોગી એક યાદીમાં જણાવ્યું છે કે:—

વિજ્ઞાનના વિષયમાં કોઇ ચોક્કસ સાબ્ય થઇ ચૂકેલ વિષય માટે આ ઇનામ આપવાની સદ્દગતની નેમ ન હતી. આ ઇનામ આપવામાં નોબેલનો હેતુ યુવાન વિજ્ઞાન શાસ્ત્રીઓને તેમનું કાર્ય આગળ ધપાવવામાં મદદ કરવાનો હતો, કારણ આવા યુવાન વિજ્ઞાનીઓ ઘણીવાર નાણાંની તંગીને અંગે તેમનું કાર્ય આગળ ધપાવી શકતા નથી. તેવા વિજ્ઞાનિકો તેમનું કાર્ય ઉત્સાહથી અને સ્વતંત્રપણે ચલાવી શકે તેજ હેતુ હતો. ઉપલી યાદીમાં એક બીજી પણ ખાસ વસ્તુ જણાવી છે કે સાહિત્ય માટેનું ઇનામ પ્રાપ્તકીર્તિ લેખકને ન આપતાં ઉગતા લેખકને ઉત્સાહ મળે તેમ આપવું જોઇએ.

**હિંદમાં શહેર–ગામડાંની વસ્તીનું પ્રમાણ:—**

| પ્રાંતનું ગામ. | શહેરમાં વસ્તીનું પ્રમાણ. | ગામડાંમાં વસ્તીનું પ્રમાણ. | એક ગામડા દીઠ સરેરાશ વસ્તી. |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૧.૮ | ૮૮.૨ | ૬૭૮ |
| મુંબઇ | ૧૯.૦ | ૮૧.૦ | ૬૧૨ |
| બંગાળ | ૬.૫ | ૯૩.૫ | ૩૫૫ |
| બીહાર અને ઓરીસા | ૧.૭ | ૯૮.૩ | ૩૭૯ |
| બર્મા | ૯.૩ | ૯૦.૭ | ૨૯૨ |
| સી. પી. | ૮.૫ | ૯૧.૫ | ૩૨૭ |
| પંજાબ | ૧૧.૮ | ૮૮.૨ | ૫૩૧ |
| યુ. પી. | ૧૦.૨ | ૮૯.૮ | ૪૦૦ |
| બ્રિટિશ હિંદ | ૯.૨ | ૯૦.૭ | ૪૧૨ |

**અમીર અમાનુલ્લા બાદશાહ હતા ત્યારે થયેલ સત્કારની ઐતિહાસિક અગત્ય:**—ઇ. સ. ૧૯૨૮ માં અફગાનિસ્તાનના બાદશાહ અમાનુલ્લા બેગમ સુરિયા સાથે જ્યારે યુરોપની મુસાફરીએ નીકળ્યા ત્યારે તેમને મળેલ અભિનંદન અજોડ હતાં. અફગાનિસ્તાનનું ભૌગોલિક સ્થાન અનેરૂં હોવાથી તથા અમાનુલ્લાએ સ્વદેશમાં જે આર્થિક સુધારા શરૂ કર્યા હતા તેમાં પરદેશી વૈજ્ઞાનિક શક્તિની જરૂર રહેશે, તેનો લાભ પોતાના દેશને મળે એમ આંતરિક ઇચ્છા તેનો એક હેતુ હોઇ શકે.

સત્કારની શરૂઆત હિંદની સરહદથી જ થઇ હતી. તેને માટે નૉર્થ વેસ્ટર્ન રેલ્વેએ ખાસ સલુન તૈયાર કરાવેલ હતું. એના માટે સાગ ખાસ બ્રહ્મદેશમાંથી મંગાવ્યું હતું અને બાથરૂમમાં રૂપાના પતરા હતા. આ સલુનનું ખર્ચ બે લાખ ને સીત્તેર હજાર થયું હતું.

મિસરમાં રાજા ફુઆદે ખૂબ સત્કાર કરી "ઑર્ડર ઑફ મહમદ અલ્લી" નો મોટામાં મોટો ખિતાબ આપ્યો હતો. તેણે ત્યાંનાં મ્યુઝીઅમો અને કૉલેજોની મુલાકાત લીધી હતી તે દરમ્યાન વિદ્યાર્થી સમક્ષ તેણે રસાયનિક પ્રયોગ કરી બતાવ્યો હતો. ઇટલીમાં રાજા, રાણી, યુવરાજ, અને મુસોલીનીએ મંત્રીમંડળ સાથે તેનો સ્ટેશને સત્કાર કર્યો હતો.

જર્મનીમાં તો સત્કાર માટે જર્મન સરકારને ખાસ મુશ્કેલી ઉભી થઇ હતી. કારણ બર્લીનમાં જેટલા રાજમહેલો છે તે બધા જર્મન રાજવંશની સંપત્તિ ગણાય છે. તે માટે એક રાજમહેલ ખરીદવામાં આવ્યો હતો.

ફ્રાંસમાં રાજદંપતી તરફ ખાસ સન્માન બતાવવા માટે મહાન નેપોલીયનની વિખ્યાત શય્યા અમાનુલ્લાને માટે અને ઇતિહાસપ્રસિદ્ધ રાણી મેરી એન્ટાનિયેટાની પથારી બેગમ સુરિયા માટે રાખવામાં આવી હતી. ફ્રાંસના ઇતિહાસમાં પહેલી જ વાર આ વિશ્વવિખ્યાત શય્યા બીજાને વાપરવા આપવામાં આવી હતી.

ઇંગ્લેંડમાં તેમનો જેવો સત્કાર થયો હતો તેવો ભાગ્યે જ કોઈ રાજવંશીનો થયો હશે કે થશે. સમ્રાટ પંચમ જ્યૉર્જ અને રાજ્યકુટુંબે કેટલીયે કિંમતી ભેટો આપી હતી.

પોલાંડની મુલાકાત દરમ્યાન પોલાંડના જુના રાજાઓ જ્યાં રહી હવા ખાતા હતા તે રાજમહેલ આ રાજદંપતીના ઉતારા માટે ખાસ તૈયાર કરવામાં આવ્યો હતો.

મોરક્કોએ બહારનો ખૂબ આડંબર કર્યો ન હતો, પણ પોતાની બધી સંસ્થાઓની મુલાકાત કરાવી હતી અને ત્યાંના મુસલમાનોએ ૨૦૦ વર્ષ પર લખાયેલી કુરાનની એક નકલ ભેટ કરી હતી.

ત્યારબાદ તુર્કસ્તાન જતાં કમાલપાશાએ એવું સરસ અભિનંદનપત્ર આપ્યું હતું કે જે અત્યારે બન્ને દેશો વચ્ચેના સંબંધનો મહત્ત્વનો ઐતિહાસિક દસ્તાવેજ ગણાય છે. તેમાં અમાનુલ્લાને નવોદિત સૂર્ય સાથે સરખાવવામાં આવ્યો હતો પણ તે સૂર્યનો અસ્ત આટલો નજીક હતો તેમ તે વખતે કુદરત સિવાય કોણ ધારતું હશે ?

**કેટલાક લેખકોની આવક :**—લોકપ્રિય નાટ્ય લેખકોની સાથે સરખાવતાં મી. આર્નોલ્ડ બેનેટની પા. ૧૬૦૦૦ ની વાર્ષિક આવક બહુ સામાન્ય ગણાતી.

નોએલ કાવર્ડ જ્યારે માત્ર ૨૭ વરસનો હતો ત્યારે વાર્ષિક પા. ૫૦૦૦૦ કમાતો હતો, અને બીજે વર્ષે પણ તેટલી જ રકમ રળ્યો હતો. તેનાથી બીજે નંબર મી. લોન્ડેલનો આવે છે, કે જે એક પછી એક સૈનિક, નાવિક, ડેકસ્ટ્રુઅર્ટ, ખેડુત અને નટનો ધંધો મૂકી હમણાં સીનેમા લાઇનમાં દાખલ થયો છે.

મી. બર્નાર્ડ શૉએ તો ઘણાં વર્ષ સુધી પા. ૨૦૦૦૦ મેળવ્યા અને શૉનો નિકટનો હરીફ મી. સૉમરસેટ મૉમ છે જે ઘણાં વરસ દાક્તર રહ્યા બાદ હમણાં મુસાફર બન્યો છે.

એચ. જી. વેલ્સ. અને હૉલ કેન જેનાં અર્ધ ધાર્મિક પુસ્તકો લાખોની સંખ્યામાં ખપ્યાં છે તેમણે દરેકે પણ વાર્ષિક પા. ૨૦૦૦ મેળવ્યાં છે. બેનેટથી બીજે નંબરે બેરી, ગૅલ્સવર્ધી અને માઇકેલ આર્લેન ઓફસ આવી શકે. એક પત્રકાર એવો પણ થયો છે કે જેને માત્ર ૪૦૦ શબ્દ માટે પા. ૫૦૦ મળ્યા છે. પણ એ ભૂલવું જોઇતું નથી કે તેની સાહિત્ય પ્રવૃત્તિના પ્રથમનાં સાત વરસમાં તે માત્ર બે લેખ વેચી શક્યો હતો, જ્યારે ડબલ્યુ આઇ. જ્યોર્જે ત્રણ વરસમા ૭૨૩ લેખ પાછા મેળવ્યા હતા, અને કૅાનન ડોઇલ કીર્તિ પ્રાપ્ત કરી તે પહેલાં લગભગ ભૂખનો ભોગ થયો હતો.

**હિંદનાં વિવિધ પ્રમાણો:**—ક્ષેત્રફળની દષ્ટિએ બર્મા હિંદનો સર્વથી મોટો પ્રાંત છે : ૨૩૩૪૨૯ ચો. મા.

વસ્તીની દષ્ટિએ બંગાળા હિંદનો સર્વથી મોટો પ્રાંત છે : ૫૦૧૧૪૦૦૨.

મધ્ય પ્રાંતમાં સૌથી વધારે મરણ થાય છે : ૩૩ ૫ ટકા.

આસામમા ઓછામાં ઓછાં મરણ થાય છે : ૨૩.૮ ટકા.

મદ્રાસમાં સ્ત્રીઓનું પ્રમાણ સૌથી મોટું છે : ૧૦૦૦ પુરુષ દીઠ ૧૦૨૫ સ્ત્રીઓ.

પંજાબમાં સ્ત્રીઓનું પ્રમાણ સૌથી ઓછું છે : ૧૦૦૦ પુરુષે ૮૩૧ સ્ત્રીઓ.

વૃદ્ધ પુરુષોની સંખ્યા બર્માંમા સૌથી વધારે છે : ૫૦ અને તેથી વધારે ઉમ્મરના માણસો વસ્તીના ૧૧.૩ ટકા જેટલાં છે.

બાલ મરણનું પ્રમાણ બર્માંમાં સૌથી ઓછું છેઃ ૨૩ ટકા.

યાહુદી લોકોને સૌથી મોટી સંખ્યામાં છોકરાં હોય છે· કુટુંબ દીઠ ૫.૯ ટકા.

હિંદુ ધર્મ હિંદનો સૌથી મોટો ધર્મ છે· ૧૦૦૦૦ માણસોમાં ૬૮૨૪ હિંદુ ધર્મ પાળે છે.

ખ્રીસ્તી લોકોમા કુટુંબ સૌથી મોટાં હોય છેઃ સરેરાશ કુટુંબમાં ૫ માણસો હોય છે.

બંગાળામાં વિધવાનું પ્રમાણ સૌથી મોટું છે. ૧૦૦૦ સ્ત્રીઓ દીઠ ૨૨૬ વિધવા.

બર્માંમાં ગાંડાંનું પ્રમાણ સૌથી મોટું છેઃ એક લાખની વસ્તી દીઠ ૮૮ ગાંડાં.

અજમેર મેરવાડામા અંધનું પ્રમાણ સૌથી મોટું છેઃ એક લાખની વસ્તી દીઠ ૩૮૬ અંધ.

બર્માંમાં સૌથી વિશેષ ભણેલા માણસો છે : માઇલ દીઠ ૩૬૯ ભણેલાં.

નાનાલાલ કે. પટેલ.

* * *

# મહાલ મંડળોની વાર્ષિક સભાઓ

[ સપ્ટેમ્બર અંકના પૃ : ૫૭૮ થી ચાલુ ]

(૨૮) મહેસાણા :—તા. ૫-૯-૩૭ ના રોજ મહેસાણા મહાલ શાળાધિકારી સાહેબના પ્રમુખસ્થાને સભા ભરાઇ. ચાલેલા કામકાજમાં વાર્ષિક નિવેદન ને હિસાબ રજુ થઇ મંજુર રખાયાં, સન ૧૯૩૭-૩૮ માટે મંડળના પ્રમુખ તરીકે મહાલ શાળાધિકારી શ્રી રાવળ સાહેબ તથા મંત્રી તરીકે શ્રી અલીભાઇ પુંજાભાઇની વરણી થઇ, ગ્રામ પંચાયતની મદદ જેણે તેણે પોતાને ગામે રહેતી પંચાયતની શીલકમાંથી તુર્ત મેળવી લેવાની કાળજી રાખવાનું સૂચવાયું, પ્રાંત મંડળ માટેના પ્રતિનિધિઓ તરીકે પ્રમુખ તથા મંત્રીને ચુંટયા. સાલ આખરે શીલક રૂ. ૪-૧-૮ હિસાબમાં રજુ થયા પ્રમાણે.

(૨૯) ખેરાળુ :—તા. ૨૨-૮-૩૭ ના રોજ ખેરાળુ કસ્બા પુસ્તકાલયના મકાનમાં ખેરાળુ મહાલ શાળાધિકારી શ્રી હિંમતલાલ દવે સાહેબના પ્રમુખસ્થાને મળી, જેમાં ૧૦ સભાસદો હાજર હતા. ચાલેલા કામકાજમાં પ્રમુખ, મંત્રી તથા સહમંત્રીની વરણી થઈ, ૧૯૩૬-૩૭ નો હેવાલ હિસાબ મંજુર રખાયો, વડનગર અને ઉમતા જુથ મંડળોને થયેલા ખર્ચની રકમો અદા કરવાનું ઠરાવાયું, શિષ્ટ વાચનની પરીક્ષાનો વધુ લાભ લેવા સૈનકાવવાનું સૂચવાયું, મહાલ મંડળની શીલક ખેરાળુ કસ્બા પુ. ના ગ્રંથપાલ હસ્તક રાખવાનું ઠરાવાયું.

(૩૦) કડી :—તા. ૨૬-૯-૩૭ ના રોજ કડી કસ્બા પુ. ના મકાનમાં હાઇસ્કૂલના હેડ માસ્તર સાહેબ શ્રીયુત નરહરિશંકર શાસ્ત્રીના પ્રમુખસ્થાને ભરાઈ. ચાલેલા કામકાજમાં નવા વર્ષ માટે વ્ય. મંડળની ચુંટણી થઈ જેમાં પ્રમુખ તરીકે કડી હાઇસ્કૂલના હેડ માસ્તર શ્રી શાસ્ત્રી સાહેબ, ઉપ પ્રમુખ તરીકે કડી મહાલ શાળાધિકારી સાહેબ, ઑડિટર ગ્રુ. શાળાના હેડ માસ્તર, મંત્રી શ્રીયુત કાસમભાઈ સુલેમાન માસ્તર તથા સહમંત્રીપદે રા. મફતલાલ રણછોડલાલ દવે ચુંટાયા. ૧૯૩૬-૩૭ નો વાર્ષિક હેવાલ હિસાબ વંચાણમાં લેવાઈ મંજૂર રખાયા, જુથ મંડળોમાં આવશ્યક ફેરફાર સ્વીકારાયો, તથા મહાલ પરિષદ તા. ૨૧-૧૧-૩૭ ના રોજ કલ્યાણપુરા ગામે ભરવાનું ઠરાવાયું. સાલ આખરે શીલક રૂ. ૬૭-૧૦-૯ હિસાબમાં જણાવ્યા પ્રમાણે.

(૩૧) કલોલ :—તા. ૨૨-૮-૩૭ના રોજ સભા મળી. વાર્ષિક હેવાલ હિસાબ રજુ થઇ મંજુર રખાયા, મહાલ પરિષદ ભરવાનું ઠરાવ્યું, સાલ આખરે શીલક રૂ. ૧૧-૭-૯ રોકડા હાથ ઉપર તથા રૂ. ૩૫ કસ્બા પુસ્તકાલય પાસે અને રૂ. ૧૯-૧૦-૩ મહાલ મંડળના મંત્રી શાહ માણેકલાલ પાસે લ્હેણા મળી કુલ રૂ. ૬૬-૨-૦.

(૩૨) કોડીનાર :—તા. ૧૯-૯-૩૭ના રોજ કસ્બા પુસ્તકાલયના મકાનમાં સભા ભરાઇ. અહેવાલ હિસાબ વંચાણમાં લેવાઇ મંજુર રખાયા. મંડળનું કામ વ્યવસ્થિત રીતે ચાલે તેવી યોજના વિચારાઇ. પ્રાંત મંડળમાં પ્રતિનિધિ તરીકે મોકલવા માટે કસ્બા પુ. ના મંત્રી વા ગ્રંથપાલ તથા ગ્રામ પુસ્તકાલયો તર્ફે મોહનલાલ જેઠાલાલને મોકલવા ઠરાવ્યું. સાલ આખરે શીલક રૂ. ૩૬-૧-૦ હિસાબમાં જણાવ્યા પ્રમાણે.

(૩૩) ઓખામંડળ :—સભા તા. ૧૭-૧૦-૩૭ ના રોજ મળી તે પહેલાં નિવેદન હિસાબ આવેલા. સાલ આખરે રોકડ શીલક રૂ. ૧-૫-૯.

(૩૪) દામનગર :—હિસાબમાં રજુ થયા પ્રમાણે સાલ આખરે શીલક રૂ. ૮-૭-૦.

તા. ક૦-(૨૪) ધારી તથા (૨૫) અમરેલી મહાલ મંડળોની સભા તા. ૨૨-૮-૩૭ ના રોજ મહાલ શાળાધિકારી સાહેબોના પ્રમુખસ્થાને મળી હતી. અને (૨૬) રતનપુર મહાલ મંડળની સભા તા. ૧૮-૯-૩૭ ના રોજ મળી તેમાં નવા વર્ષના હોદ્દેદારોની ચુંટણી, મહાલની પુ. પ્રવૃત્તિની સંગીનતા ને સુવ્યવસ્થા સંબંધી વિચારણા વગેરે સંબંધી ઠરાવો થયા હતા.





# વાચન—તરંગ

૧. 'બૂકર ટી. વૉશિંગ્ટન :—વૉશિંગ્ટનનું ચરિત્ર કર્મણ્યતાના સંદેશ સમાન છે. અવિરત શ્રમ, ધ્યેયલક્ષિતાની અનન્ય આરાધના, સતત ઉદ્યોગ અને નિઃસીમ ધૈર્યમાં લોકકલ્યાણની ભદ્ર ભાવનાનો ઉમેરો થતાં તેનાં પરિણામ કેવાં વિશ્વકલ્યાણી નીપજી શકે છે તે વૉશિંગ્ટનના ચારિત્રથી આપણે જોઈ શકીએ છીએ.

વૉશિંગ્ટનની જન્મપ્રાપ્ત સ્થિતિ તો એટલી પ્રતિરોધક હતી કે સામાન્ય માનવીને માટે તો જીવવાનું પણ મુશ્કેલ બને.

ગુલામ માતાને પેટે જન્મી, સર્વગ્રાહી પરોપકારી ભાવનાથી પ્રેરાઈ આ મહાપુરુષે અનાસક્ત કર્મયોગથી જગની વિભૂતિઓમાં અનન્ય સ્થાન મેળવ્યું.

તિમિરમય ગુલામી જીવનતેજને રૂંધી રહી હતી. ગુલામોનું અસ્તિત્વ માત્ર શ્રમ પૂરતું જ આવશ્યક માનવામાં આવતું. પશુજીવનમાં અને ગુલામ જીવનમાં કશાય ફરક ન હતા. આજે જે વસ્તુ માનવની કાળી એબ રૂપે માત્ર ઉલ્લેખવામાં આવે છે તે એક માણસ ઉપરની બીજા માણસની જીવનમાલકી તે વેળા પ્રત્યક્ષ હતી.

જીવનની સામાન્યમાં સામાન્ય જરૂરીઆતના પણ જ્યાં સ્વીકાર ન હતા ત્યાં ગુલામી જીવન માટે શિક્ષણના પ્રબંધ તે ક્યાંથી હોય ?

પણ વૉશિંગ્ટનને તો જ્ઞાનની અનિવાર્ય ભૂખ હતી. અને ઉત્તમ આદર્શો અપૂર્ણ રહ્યા ક્યારેય સાંભળ્યાં છે ? હા, તે ખરું છે કે એ ઉત્તમ આદર્શોને સફળ—મૂર્તિમંત કરવા માટે અસ્ખલિત શ્રમ અને અતૂટ ધૈર્યની આવશ્યક્તા રહે છે. સિદ્ધિની એકારાધના કદીય નિષ્ફળ જતી નથી.

અને વૉશિંગ્ટને આદર્શોની આરાધના શરુ કરી. આ સમયમાં માનવજાતની કાળી એબ રૂપી ગુલામીની પ્રથાનો અંત આવ્યો. માનવીના સ્વાભાવિક હક્ક રૂપે સ્વાતંત્ર્યનો સ્વીકાર કરનાર પક્ષ, અને ગુલામીને ટકાવી રાખવા માગનાર પક્ષ વચ્ચે તુમુલ યુદ્ધ થયાં, અને માનવીના રક્તાભિષેકે એ ડાકિનીનો અંત આવ્યો.

જોકે મુક્તિ હતી પણ તે નામની હતી. જીવનપ્રવાહ માટે સાધનના અભાવ હતા. ગુજરાનનો પ્રશ્ન ભૂતપૂર્વ ગુલામ જાતિને મૂંઝવી રહ્યો હતો. જે જટિલ પ્રશ્નો, સૈકાઓનો સુધારો છોડી શક્યો ન હતો તે જટિલ પ્રશ્નો એકસામટા ગુલામ-કાળા લોક પાસે ખડા થયા.

સર્વત્ર અંધકાર હતો. ક્યાંય જ્ઞાનદીપકના અભાવ હતા. સહાય કે સહાનુભૂતિના અભાવ હતા. રોટીનો પ્રશ્ન મૂંઝવી રહ્યો હતા ત્યાં શિક્ષણનો પ્રશ્ન તો અપ્રસ્તુતજ બની રહે ને ?

પણ આ તિમિર યુગમાં વૉશિંગ્ટને સફળ જંગ ખેલ્યો. ઘણી ઘણી મુશ્કેલીઓ વેઠી તેણે જ્ઞાન મેળવ્યું.

અને એ જ્ઞાન ઉપર એ સ્વાર્થી રમતો રમ્યો નથી. એણે જીવનના સાચા શિક્ષણનો યજ્ઞ શરુ કર્યો. શિક્ષણ દાનથી સ્વજાતિની સેવા કરવાનું એણે સફળ વ્રત લીધું.

નાણાંની તંગી હતી. કેળવણીના અર્થ વિભ્રમ હતા. સ્વજાતિ પૂરતાં કોઈ શ્લાઘ્ય દૃષ્ટાન્ત હતાં નહિ. નીગ્રોની શક્તિ માત્રને બીનલાયક માનવામાં આવતી હતી.

આ નિબિડ અંધકારમાં પણ તેણે પોતાનો માર્ગ કાપ્યો. ટસ્કેજી ગામે સંસ્થા સ્થાપી. મુશ્કેલીઓ અપાર હતી. એને પહોંચી વળવા માટે એની અસંખ્ય રાત્રીઓ ચિંતિત અને અનિદ્રાએ વીતતી.

પણ એ સર્વ વિડંબનાઓને તેમની દૃઢતાએ પરાજિત કરી, અને સ્વજાતિ ઉપરથી અજ્ઞાનનાં આવરણ દૂર કર્યાં અને જીવનના સાચા પંથોના નિર્દેષ દીધા. પણ એ ધ્યેયસિદ્ધિ માટે એને જે વેઠવું પડયું છે તેમાં જ તેનું ગૌરવ છે. એણે પોતાના લઘુ માનવ જીવનમાં, સ્વજાતિમાં સૈકાંઓને પણ અગોચર રહે તેવી સંસ્કારિતા રેડી.

જાતિશક્તિની નીચી આંકણી, નાણાંની તંગી, લોકસ્થિતિની પ્રતિકૂળતા, કપિવૃત્તિનો નશો, કેળવણીના વિભ્રમ અર્થ, વિજાતીયતાની તમારાવાંચ્છુ અધીરાઈ, એ અને એના જેવા દુર્ગમ દુર્ગો વૉશિંગ્ટન સામે ખડા હતા. પણ તે તો કર્તવ્યશાળી યોદ્ધાનું જીવન જીવ્યો છે.

અને એણે મેળવ્યું વિભૂતિ જે મેળવી શકે તે.

જીવી તો દરેક જાય છે, પણ સફળ જીવ્યું તો તેનું જ છે કે જે મરણ પછી પણ જીવતો છે.

વૉશિંગ્ટન સ્થૂળ સ્વરૂપે આજે આપણી પાસે નથી. પણ તેથી શું ? વૉશિંગ્ટન તો અમર જ છે.

૨. **'માલતી–માધવ' :**—પ્રખ્યાત સંસ્કૃત મહાકવિ ભવભૂતિનું આ શૃંગાર-રસપ્રધાન નાટક છે. નાટકમાં માનવજીવનના કેન્દ્ર સમો રસરાજ શૃંગાર પ્રાધાન્યપણે છે. આ નાટકમાંનો દામ્પત્ય પ્રેમ, મિત્રપ્રેમ તથા અન્ય આનુષંગી પાત્રોનો પ્રેમ એ સર્વ એટલી પરમ ઉત્કૃષ્ટતાથી વર્ણવાએલો છે કે જે વાંચતાં વાચક મુગ્ધ બને.

સંકલના, પ્રસંગસુબદ્ધતા વગેરે જોતાં 'ઉત્તર રામ ચરિત' માં ભવભૂતિ જે કૌશલ્ય બતાવી શક્યો છે તે કોટિનું કૌશલ્ય આમાં જણાતું નથી. એટલે 'ઉત્તર રામ ચરિત'ની તુલનાએ 'માલતી માધવ' મોળું જણાય છે. ભાવ સરખામણીમાં ઘણે સ્થળે ઉત્તર રામ ચરિતના અને આમાંના શ્લોકો એક જ છે.

પ્રાચીન પદ્ધતિનાં સ્વયંલગ્ન પણ સામ્પ્રતમાં જે ઇચ્છાલગ્નો થાય છે તેવો વિષય છે. કુંડિનપુરના અમાત્ય દેવરાતનો પુત્ર માધવ અને પદ્માવતીના અમાત્યની પુત્રી માલતીનો અન્યોન્ય અચલ અનુરાગ જાગે છે અને જીવનયોગ ઇષ્ટ બને છે. આ ઘટના દેવરાત અને ભૂરિવસુને પ્રથમથી જ ઇચ્છનીય છે. પરંતુ પોતાના કર્મસચિવ નંદનને માટે પદ્માવતીનો રાજા ભૂરિવસુ પાસે માલતીનું માંગું કરે છે. ભૂરિવસુ વ્યવહારસંકટમાં આવી પડે છે. એક બાજુ પુત્રીનું અહિત અને બીજી બાજુ રાજાનો પ્રકોપઃ આ બે પૈકી કોઈ પણ એક સંકટ

વહોરવાની તેની ફરજ થઈ પડે છે. પણ તેનું નયચાતુર્ય માર્ગ કાઢે છે, અને તેથી તે ધાર્યું ફળ પામી શકે છે. એક બાજુ રાજાના માગાને પોતે સર્વ રીતે અનુકૂળ હોવાનો બાહ્ય દેખાવ કરે છે અને બીજી બાજુ, પ્રેમી યુગલના કામવ્યાપારને સ્વાભાવિક એવું, માલતી–માધવ વચ્ચે લગ્ન–પરિણામ આવે છે. આ બનાવને અંગે ઉભી થએલી સાંગ્રામિક ઘટનામાં જણાઈ આવેલા માધવના પરાક્રમથી પછી તો રાજા પણ માલતી–માધવ ઉપર આનંદે છે.

આપણી પ્રાચીન પ્રેમકથાઓમાં પ્રેયસી ઉપર જે શારીરિક જોખમના રૂઢ પ્રસંગો આવે છે તેવા પ્રસંગો ભવભૂતિએ આ પ્રકરણમાં રચ્યા છે.

માધવને મકરન્દ નામનો સન્મિત્ર છે. માલતી અને માધવ વચ્ચે જેવો પ્રેમ છે તેવો જ પ્રેમ મકરન્દ અને નંદનની બેન મદયન્તિકા વચ્ચે છે.

માલતી અને માધવ વચ્ચેના પ્રેમવ્યાપારનું જે પરિણામ આવે છે તેજ સ્વયંલગ્નનું પરિણામ આ યુગલ વચ્ચે પણ આવે છે.

પણ ત્યાર પહેલાં નાયક માધવ અને સહનાયક મકરન્દને ઉક્ત રૂઢ સમર્પણતાની કસોટીઓએ ચઢવું પડે છે. 'વાઘ'ની પ્રસંગગૂંથણીથી મકરન્દને, અને અઘોરઘંટ સાથેના પ્રસંગથી માધવને ઉપરોક્ત કસોટીમાંથી પસાર થવું પડે છે. બન્ને પ્રેયસીના જીવ જેના તેના પ્રિયતમના હાથે ઉગરે છે.

પ્રેમ પ્રકરણોનાં જે અંતિમ સુખદ પરિણામ હોય તે સુખદ પરિણામ આમાં પણ આવે છે.

જુઓ સર્વની, અંતિમ, ભવ્ય અને ભદ્ર ભાવના :—

"નિત્યે પાપવિમુક્ત સંત સઘળા સત્કાર્ય સાધી રહો;
રાજા રાજ્યનીતિ ગ્રહી ધરણીને નિત્યે પ્રીતિ પાળજો;
બાળા પુણ્યથી મેઘ વૃષ્ટિ કરતા સૌ યોગ્ય કાળે થજો;
ટાઢી મીઠી સખાં સુમિત્રશું કરી, આનંદિ લોકો હજો !"

કામન્દકીના મુખમાં કવિએ મૂકેલું દામ્પત્ય ગહાત્મ્ય જુઓ :—

"પ્યારી વસ્તુ, મિત્ર, બંધુ બધાં,
સર્વે ઇચ્છા, ગર્થ ને જીવ સર્વે;
સ્ત્રીને ભર્તા, સ્ત્રી ધણીને ગણી છે,
એવું નિત્યે જાણજો બાલ બન્ને."

આર્ય સંસારની કેટલી સુભગ અને સુન્દર ભાવના ! વેશધારી માલતીના કૃત્રિમ લગ્ન પ્રત્યે મદયન્તિકાના 'પરોપદેશે પાંડિત્ય' પ્રત્યે જુઓ મધુર ઉપાલંભ :—

"તમો કહો તેમ અમે ભલે રહ્યાં
તું એ, અકસ્માત કુલિન કન્યકા.
કદંબ ગોળા સમી કેમ છે બની ?
કથા સુણી શુદ્ધ સ્વભાવને તજી."

માધવના વિરહઝૂરણ દ્વારા પરોક્ષ રીતે વર્ણવાતાં માલતીનાં રૂપ લક્ષણ :—

" નવી કળી લોધ્રની એજ કાન્તિ,
કુરંગીએ દૃષ્ટિ ગજે ધીમી ગતિ,
લીધી લતાએ મૃદુતા. પ્રિયને
ઙ્હેંચી લીધી છે વનમાં હણીને."

કામન્દી મારફત વ્યક્ત થતી પુત્રી પ્રત્યેની જુઓ આર્ય માતૃત્વની પરમ એષણા :—

"નિમિત્ત વિના હસતું દીપે મુખ,-
ભર્યાં કપાળે બહુ શ્વેતસર્ષપ,-
ઉછંગમાં પોઢી, ધીમેથી ધાવતો,-
અભાગણીએ તવ પુત્ર ના દીઠો."

આ મહાકવિને ટુંકી વાણીમાં મહદર્થો સમાવવાની કલા સિદ્ધ છે. માલતી માધવના પ્રથમ મિલાપ વેળા જુઓ તેની સખીઓના મુખમાં મૂકેલું વાક્ય :—

" અહીંયાં કોઈ કોઇનું કોઇક બેઠું છે."

કેટલો મૃદુ મહદર્થ !

જુઓ શૃંગારમધુની વાનગી :—

"નીવી કેરી છુટી ગઈ હિસે ગાંઠ બાંધેલી એની;
હાલે એના અધર અતિશે; હાથની જોડ ઢીલી:
સ્વેદે ભીનાં મધુર, રસિલાં મુગ્ધભાવે ભરેલાં;
પ્રેમે ભીનાં, મધુર રસિલાં, મુગ્ધ ભાવે ભરેલાં."

× × ×

પ્રાસાદોની ઉંચી ઉંચી બધી બારીઓમાં ફરીને
પાછો આવે, જીરણ-મદિરાવાસ અંગે ભરીને,
વેરાતી આ કપુરની, ને ફુલની વાસવાળો,
વાયુ "સર્વ તરૂણજન છે કામિનીસંગ કે'તો."

× × ×

જુઓ પ્રકૃતિસૌન્દર્યનું મધુર વર્ણન :—

"સુગન્ધિ જલ કુંજન્ત નદી તણું વાન્તરનાં ફુલથી,
તીરે જાંબુ ખીલ્યાં રૂડાં, જુઇ તણાં ડોલે રહ્યાં વાયુથી,
ખીલ્યા કુટજથી હસંતી ગિરિની ટોચે જઇને અડયા
એવા મેઘ, મયુરનૃત્ય સમયે ત્યાં બાંધતા માંડયા.
ખીલે ફાટી કલિ કદંબતરૂની શોભા વધે તે થકી,
એવી પર્વતભૂમિ; શ્યામ બનતી સર્વ દિશા મેઘથી;
દીપે કેતક નૂતનાંકુર વડે તીરે નદીને રૂડો;
ખીલ્યાં સર્વ શિલીન્ધ્ર લોધ્ર કુસુમે દીપે હસતાં વનો."

ચંદુભાઇ લક્ષ્મણભાઈ બારોટ.

# પેટીમાંથી પુસ્તકાલય

## — બગસરા બાલમંદિરની પ્રવૃત્તિ —

બગસરા એ કાઠિયાવાડમાં આવેલું કાઠી તાલુકદારોનું ભાગીલું ગામ છે. ત્યાં છેલ્લાં છએક વર્ષોથી એક બાલ કેળવણી મંદિર ચાલે છે. ચાલુ સાલના તેના વાર્ષિક ઉત્સવ પ્રસંગે બાલ પુસ્તકાલય તથા અધ્યયન પુસ્તકાલયનો ઉદ્દઘાટન સમારંભ ઉજવાયો.

તા. ૧૧-૧૦-૩૭ ની સાંજે સેંકડો ભાઇ બ્હેનો આ પ્રસંગ શોભાવવાને કોઇ મ્હેમાનોની રાહ જોઇ રહ્યા હતા. બાલમંદિરનું ચોગાન આસોપાલવનાં તોરણ અને રાષ્ટ્રીય ધજા પતાકાઓથી શોભી રહ્યું હતું, વાતાવરણ નવરાત્રિ નિમિત્તના ગરબાઓથી ગુંજી રહ્યું હતું અને પુસ્તકાલયના ઓરડાઓમાં થતા ધૂપદીપથી મઘમઘી રહ્યું હતું.

ઠીક વખતસર અમરેલી પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણસમા શ્રી. પ્રતાપરાય મહેતા તેમની મંડળી સાથે આવી પહોંચ્યા. તેઓનું અચ્છું સ્વાગત થયું. બીજાં મહેમાન તરીકે શ્રી. રામેશ્વરી દેવી નહેરુ અને મંડળી પધારવાનાં હતાં. તેમની ઠીક રાહ જોયા પછી અને કદાચ તેઓ મોટર માટે રસ્તાની મુશ્કેલીને લઇ ન આવી પહોંચે એમ ધારી સમારંભના કાર્યક્રમની શરૂઆત કરી દેવાનું ઉચિત ગણાયું. તે મુજબ પ્રાર્થના બાદ સંસ્થાના સંચાલક શ્રી લાલચંદ વોરાએ પુસ્તકાલય સંબંધે નીચેની મતલબનું નિવેદન રજુ કર્યું :—

### નિવેદન

" બાળમંદિર સંસ્થા શરૂ કર્યાને આજે ૭ વર્ષ પુરાં થાય છે.

ત્રણ વર્ષ પૂર્વે પૂ. ઠક્કરબાપાએ આ મકાનોના પાયા પૂર્યા. બે વર્ષ પૂર્વે પૂ. નરહરિભાઇ અને ડૉ. સુમંત મહેતાએ જ્ઞાનમંદિર સમા બાળમંદિરનું ઉદ્દઘાટન કરી અમને આશીર્વાદ આપેલા.

પ્રભુની કૃપા અપાર છે. આજે, પૂજ્ય ગાંધીજીની જયંતિ ઉજવતાં શ્રીમતી રામેશ્વરી-દેવીના વરદ હસ્તે અમો પુસ્તકાલય ઉદ્દઘાટન કરાવતાં તેઓશ્રીના આશીર્વાદ પામીએ છીએ. પુસ્તકાલયની શ્રી પતુભાઇ હસ્તક ચાલતી સુંદર પ્રવૃત્તિઓ હું જોતો, અને એમ થતું કે શહેરોના કેટલાંક સાધનો ગામડાઓમાં વહેંચાઇ જવાં જોઇએ. શહેરોનાં ઘણાં પુસ્તકાલયોનાં પુસ્તકો કાં તો બાંધ્યે બચકે પડ્યાં રહે છે, અને કાં તો પસ્તીમાં વેચાય છે.

મારા સ્નેહી અને સહાધ્યાયી શ્રી પતુભાઇને એકવાર તો એવો કાગળ મેં લખી નાખેલો કે ' પાડોશી ભલે ગાયકવાડી ન હોય પણ તેની શી શી સગવડ-અગવડો છે તે તમારે જોવું રહ્યું છે.'

પછી તો અમરેલી જ્ઞાનપ્રચાર યોજના તરફથી બાલ-પુસ્તકાલય પેટી આવી, એ દશ રૂપીઆની પેટી આજે દિવ્ય પુસ્તકાલય બને છે—એટલા માટે કે તેની સાથે અધ્યયન પુસ્તકાલય જોડાય છે.

આ પુસ્તકાલય બાંધવામાં પૈસા આપનારે સાવ અણધારી રીતે અને વણમાગ્યે આપ્યા છે. એ દાન દિવ્ય છે, અને તેથી તેઓનો આભાર માની લઉં છું.

આ મંદિરોની સાચી પ્રાણપ્રતિષ્ઠા માટે તો સુંદર સાહિત્ય જોઇશે, આદર્શ ગ્રંથપાલ જોઇશે, પણ શ્રદ્ધા છે કે બધું થઇ રહેશે. પ્રથમ સાધનો અને પછી કાર્ય એવું મેં જીવનમાં કોઇ દિવસ આલેખ્યું નથી.

અમારી પ્રવૃત્તિને બગસરા ઝીલી લે તે માટે અમારે શું શું કરવું જોઇએ, તેની અમને ખબર નથી—ખબર છે એટલી કે ' માતની હાકલ પડી છે.'

અમે કોઇ અગમ્ય બળ વડે અમારા કાર્યમાં મચી રહ્યા છીએ અને રહેવા પ્રયત્ન કરશું. પૂજ્ય ગાંધીજીની પ્રેરણાઓના બળ વડે આ શિક્ષણ સંસ્થામાં ખાદી અને હરિજન સેવાને પુરતું સ્થાન અપાયું છે, જે અમારા નાનકડા પ્રદર્શન દ્વારા જોઇ શકાશે.

ખાદી સૌને નિર્મળ રોજી આપી શકશે, અને હરિજન સેવા અમારાં અજ્ઞાન પડળ ખોલશે, એવી અમ સૌ કાર્યકરોને શ્રદ્ધા છે. ' અમે સૌ સહકાર્યકર્તાઓ, વિદ્યાર્થીઓ અને આ શુભ પ્રવૃત્તિમાં રસ લેતા ભાઇઓ મળીને જે કંઇ શુભ કરીએ, કરી રહ્યા છીએ તેમાં આપની પ્રાર્થના ભળે એમ માગીએ છીએ.

છેવટે, આપ અમારી ત્રૂટીઓનું ભાન કરાવશો એમ વિનવું છું અને આપ સૌની દુઆ માગી વિરમું છું."

બાદ, શુભેચ્છકોના સંદેશાવાચન અને શેઠ શ્રી તૈયબભાઇના સત્કાર સંભાષણ પછી શ્રીમતી રામેશ્વરીદેવીના અભાવે રાજરત્ન શ્રી પ્રતાપરાય મહેતાને સમારંભનું પ્રમુખ-સ્થાન સ્વીકારી ઉદ્‌ઘાટન વિધિનો કાર્યક્રમ ઉકેલવાની વિનંતિ કરવામાં આવી.

તેને માન આપી શ્રી પ્રતાપરાય મહેતાએ વિદ્યાર્થીઓના હર્ષનાદ સાથે પ્રમુખસ્થાન લીધું અને ભાષણ કરતાં જણાવ્યું કે " આ માન લેવાની મારી તૈયારી નહિ હોઇને મેં બે વખત તો ના જ સુણાવી હતી. વળી જ્યારે અમરેલી બાળપુસ્તકાલય ખુલ્લું મૂકાયું ત્યારે મારા મિત્ર ભાઇ લાલચંદે મ્હેણું મારેલું કે તમે વડોદરાની પ્રજાને જ કાં લાભ આપો ? કંઇક એવું થવું જોઇએ કે પુસ્તકાલયનો લાભ સારું કાઠિયાવાડ લઇ શકે. એને પરિણામે પુસ્તક-પેટીઓ દ્વારા વાચનનો લાભ કાઠિયાવાડના હરકોઇ પ્રદેશને આપી શકાય એવી યોજના વિચારી કહાડી, અને તેનો સૌથી પહેલો લાભ બગસરાએ લીધો. એ દશ રૂપીઆની પુસ્તક પેટીમાંથી આવું ભવ્ય પુસ્તકાલય થાય છે કે જેમાં મારો પણ હિસ્સો છે અને તેનો ............... "

આ પ્રમાણે શ્રી પ્રતાપરાય મહેતાનું ભાષણ ચાલુ હતું તેજ અરસામાં શ્રી રામેશ્વરી-દેવી નેહરુ અને મંડળીની મોટર આવી પહોંચતાં ' ભારત માતકી જય 'નો ધ્વનિ થયો અને શ્રી રામેશ્વરીદેવીનું સ્વાગત સુતરના હારથી થયું. શ્રી છગનલાલ જોષીએ તેઓની ઓળખાણ કરાવી. તે પછી સમારંભનું કાર્ય પુનઃ શરુ કરતાં શ્રી પ્રતાપરાય મહેતાએ કહ્યું કે " દેવીની ગેરહાજરીમાં તમે મારે માથે કળશ ચડાવેલો પણ હવે દેવીશ્રી પધારેલાં હોવાથી આ પવિત્ર કાર્ય તેઓના સ્વ–હસ્તેજ થાય એ સમુચિત છે ' એમ જણાવી તેઓશ્રીએ દેવીશ્રીને ઉદ્‌ઘાટન કરવા વિજ્ઞપ્તિ કરી. તેને માન્ય રાખીને શ્રીમતી રામેશ્વરી દેવીએ પ્રમુખાસન શોભાવ્યું અને પ્રસંગને ઉચિત નીચેના ભાવનું દીલચસ્પ પ્રવચન હિંદીમાં કર્યું :—

# શ્રી રામેશ્વરીદેવીનું પ્રવચન

" આ બાલ પુસ્તકાલયનું ઉદ્ઘાટન કરવા બોલાવી તમે મારું બહુ સન્માન કર્યું છે તે માટે તમને ધન્યવાદ આપું છું.

બાળકોને બુદ્ધિ અને જ્ઞાન આપવાનું કાર્ય અતિ ઉત્તમ છે ને તે તમે કરી રહ્યા છો. બાળકોની સેવા એ અચૂક દેશની ભારી સેવા છે. બાળક, બાળિકા, હિન્દુ, મુસ્લિમ, હરિજન સૌ અહિં શિક્ષણ પામે એ ભારે આનંદની વસ્તુ છે. જ્યાંથી જ્ઞાનજ્યોતિ નિરંતર પ્રગટે છે, એ પુસ્તકાલયની બઢતી હો !

ભારતવાસીઓને બાળકો પ્રતિ અતિ પ્રેમ છે, બાળકોની ઇચ્છા પણ ખૂબ રહે છે; છતાં નથી સમજાતું કે શા માટે સૌથી વધુ અન્યાયો બાળકો પ્રતિ થઇ રહેલ છે. દુનિયાના બીજા કોઇ પણ દેશોમાં જુઓ તો ત્યાં બાળકો પર સૌથી વધુ ધ્યાન અપાય છે; જ્યારે અહિં શ્રીમંત અમીર લોકોના ઘરમાં પણ લાડ અને ભય થકી બાળક બગડતાં જાય છે. તો પછી સામાન્ય અને ગરીબ લોકોની તો વાતજ શી ? એ બિચારા રોટી કમાવા અહીં તહીં ભટકે છે. આપણા લોકોનો ભારી દોષ તો એ દેખાય છે કે તેઓ બાળકો પ્રતિ સર્વ સ્થળે ઉદાસીન છે. જ્યાંસુધી ભાઇઓ અને બ્હેનો મળીને આ વસ્તુને માટે ઉભા નહિ થાય ત્યાં સુધી આપણી બઢતી, આપણી ઉન્નતિ રોકાઇ રહેવાની છે.

બીજી વાત મારો પ્રવાસ હરિજનોની અસ્પૃશ્યતા દૂર કરવા માટે છે. આ સંસ્થામાં હરિજનોની હાજરી જોઇ મને આનંદ ઉપજે છે. હરિજનો કરતાં સવર્ણો પાસે જ્ઞાન અને ધન બન્ને છે. સવર્ણો તેમના મોટાભાઇ છે. મોટાભાઇનો ધર્મ છે કે તેમણે છોટાભાઇને સાથ દેવો. તેમને માટે શાળાઓ અને કુવાઓ ખુલ્લા મુકો. દેશમાં આજે આજ પ્રશ્ન ચાલી રહ્યો છે.

ધન્ય છે આ કાઠિયાવાડની ભૂમિને કે જેણે હરિજનોને અપનાવનાર અને તેમનાં અંધારાં ઉલેચવાનો પ્રયત્ન કરનાર નરસિંહ મહેતો, દયાનંદ સરસ્વતી અને ગાંધીજી સરખી વિભૂતિઓને જન્મ આપ્યો છે. કાઠિયાવાડના નરસિંહ મહેતા ઢેડવાડે જઇ વસ્યા. મારી પ્રાર્થના છે કે હરિજનને સહોદર સમજો. તેમને માટે તમારાં ઘર, મંદિર, હૃદયનાં દ્વાર ખુલ્લાં કરો, એક ભારતીય છો એમ માનો. હૃદયપૂર્વક હું આ પુસ્તકાલયનું ઉદ્ઘાટન કરૂં છું. તે ખૂબ ફુલો ફાલો ! "

આ મતલબના પ્રવચન અંતે દેવીશ્રીએ સુતરની આંટીઓ ખોલીને **બાલ પુસ્તકાલય તથા અધ્યયન પુસ્તકાલયનું** ઉદ્ઘાટન કીધું અને બન્ને સ્થાનો બારીકીથી અવલોક્યાં. છેવટે ' વંદેમાતરમ્ ' ગવાઇ ઉદ્ઘાટન સમારંભ મોડી રાત્રે પૂર્ણ થયો હતો.

આ સમારંભ પ્રસંગે કેળવણી, બાળસાહિત્ય તથા ગાંધી જયંતિ નિમિત્તના સુતર યજ્ઞના નાનકડાં પ્રદર્શનો પણ ગોઠવવામાં આવ્યાં હતાં.

બાલપુસ્તકાલયની નાનકડી પેટી કેવી પ્રેરણા અને પ્રકાશ પાથરે છે અને તે કેવા અરણ્ય જેવા સ્થાનમાં, એનો એક આ નમુનો છે. આવા થોડાએક દાખલા કાઠિયાવાડમાં બન્યા છે, જેની નોંધ લેવાવી જોઇએ.



# શ્રી કંકુબા મહિલા પુસ્તકાલય—ભાદરણ—નો

## ઉદ્‌ઘાટન સમારંભ

**ભાદરણમાં** શ્રી. કંકુબા મહિલા પુસ્તકાલય માટે બંધાયલા નવા મકાનનો ઉદ્દ્ઘાટન સમારંભ તા. ૧૯—૧૦—૩૭ ના રોજ સાંજરે ૩ા વાગે પ્રાંત સુબા શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડના શુભ હસ્તે ઉજવાયો. સમારંભ માટે પુસ્તકાલયના ચોગાનમાં સુંદર મંડપ ખાસ ઉભો કરવામાં આવ્યો હતો, ને તે આમંત્રિત મેમાનો અને ગામનાં આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોથી ચિકાર બન્યો હતો. સ્ત્રીઓની હાજરી પુરૂષો કરતાં ઉતરતી નહોતી, એ બીના પ્રગતિમાન ભાદરણ માટે ગર્વનો જ વિષય ગણાય.

સમારંભના કાર્યની શરૂઆત કન્યાઓએ પ્રભુપ્રાર્થનાથી કર્યા બાદ સાર્વ૦ પુ૦ ના મંત્રી શ્રી સોમાભાઇ વિઠ્ઠલભાઇની દરખાસ્ત તથા નિવૃત્ત વહિવટદાર શ્રી મુળજીભાઇ જેઠાભાઇના અનુમોદનથી ભાદરણના વયોવૃદ્ધ આગેવાન રાજરત્ન શ્રી તુલસીભાઇ બકોરભાઇ અમીને પ્રમુખ પદ સ્વીકાર્યું, અને સ્ત્રી વર્ગની ખોટ પૂરી પાડવા માટે ભાઈ શ્રી મગનભાઇ વાઘજીભાઇએ પોતાનાં માતુશ્રીના સ્મારક નિમિત્તે સંસ્થાને કરેલી ઉદાર આર્થિક સખાવત માટે ધન્યવાદ આપ્યો, તથા એના યોગે તૈયાર થએલા સુંદર, સોઇવાળા મકાનને ખુલ્લું મૂકાતું જોવા બદલ આનંદ પ્રદર્શિત કર્યો.

બાદ, બાળાઓએ શ્રીમંત મહારાજા સાહેબની પ્રજાકલ્યાણની ભાવના રજુ કરતો નીચેનો ગરબો દાંડીયાના તાલ સાથે સુંદર હાવભાવથી ગાઇ સંભળાવ્યો :—

### ગરબો

રાજ પિતા રૂપાળા એ અમર કીર્તિવાળા
દયાળા મયાળા હમોને ગમે, હમોને ગમે—રાજ૦
દઇ જ્ઞાન દાન પ્રીતિ, ખીલાવી અમ નીતિ
એવા રામ રૂપ નૃપતિને, મનડું નમે, હાં મનડું નમે—રાજ૦
ટાળ્યા સર્વે કુધારા, કર્યા બહુ સુધારા
ઉદ્ધાર્યા દીનો એ આનંદે રમે, હાં આનંદે રમે—રાજ૦
વિવિધ સંસ્થા ઉઘાડી, ખીલાવી રાજવાડી
પુષ્પ પરિમલથી રૈયતનાં દુઃખડાં સમે, હાં દુખડાં સમે—રાજ૦
દઇએ દીલથી આશિષ રક્ષ નૃપ કુટુંબ ઇશ !
એવી મુખથી અમારાં રાજ ભક્તિ જમે, હાં રાજ ભક્તિ જમે—રાજ૦
કહે શંકર સુભાવે કાવ્ય પુષ્પથી વધાવે
રાજ સેવામાં જેનું ચિતડું ભમે, હાં જેનું ચિતડું ભમે—રાજ૦

તે પછી સંસ્થાનું છાપેલું નિવેદન કે જે સભામાં વહેંચવામાં આવ્યું હતું તે શ્રીમતી સુરૂચિરાબેન મહેતાએ વાંચી સંભળાવ્યું, જેનો સાર ભાગ નીચે પ્રમાણે :—

# નિવેદન

"આ પુસ્તકાલયનું આલેશાન મકાન સરીયામ રસ્તા ઉપર ગોસાંઇજી મહારાજના મંદિર આગળ વડોદરા પ્રાંત પંચાયતે તૈયાર કરેલા પ્લાન એસ્ટીમેટ પ્રમાણે ચાલુ સાલે બંધાવવાની તજવીજ કરેલી અને મકાનનું કામ સારૂં થાય અને જોઇતી અનુકૂળતા મળી શકે તે માટે ગામ આગેવાન તરીકે મકાન બંધાવી આપવા શ્રી. મગનભાઈ વાઘજીભાઇએ જવાબદારી માથે લીધી. મકાન બાંધકામની દેખરેખ માટે સેવાભાવે શ્રી. કાશીભાઈ રધાભાઇએ ઘણો શ્રમ ઉઠાવી ત્રણ માસની અંદર મકાનનું કામ પુરૂં કર્યું. મકાન બાંધવાને કામે ઉપરના બન્ને ભાઇઓએ જે જહેમત ઉઠાવી છે તે બદલ તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

સદરહુ નવીન મકાન બાંધવાના કામમાં રૂ. ૭૧૦૯) નો ખર્ચ થયો છે અને રૂ. ૧૦૦૦) ફરનીચર માટે જોઇએ તેટલી તમામ રકમ મળી ગઇ છે. એટલે હવે ફોટા તથા તકતી મૂકવાની યોજના મકાન ફંડ માટે મંજુર કરવામાં આવેલી તે બંધ થઇ જાય છે. આજ સુધીમાં મકાન ફંડમાં સરકાર પંચાયત મદદ રૂ. ૪૦૦૦) ઉપરાંત નીચે પ્રમાણે બીજી રકમો મળેલી છે :—

૪૫૦૦) શ્રી. મગનભાઇ વાઘજીભાઇ તરફથી (તેમનાં માતુશ્રીનું નામ કાયમને માટે સંસ્થા સાથે જોડવાની શરતે.)

૧૦૩૦) સ્વ. નારણભાઇ મથુરભાઇ વિદ્યોત્તેજક સ્મારક ફંડમાંથી શ્રી. છોટાભાઇ નારણભાઇ તરફથી (તેમનાં માતુશ્રી હરિબાનો ફોટો તથા તકતી મુકવાની શરતે.)

૧૦૦૦) શ્રી. પા. ચતુરભાઇ કાશીભાઇ તરફથી (તેમનો ફોટો તથા તકતી મુકવાની શરતે.)

૫૦૧) શ્રી. મગનભાઇ શંકરભાઇ તરફથી (તેમના બંધુ શ્રી. છોટાભાઇનાં પત્ની સ્વ. ઝવેરબાનો ફોટો તથા તકતી મુકવા માટે.)

૫૦૧) એક સદ્‌ગૃહસ્થ તરફથી (નામ આપવાની ના પાડે છે.)

૫૦૦) શ્રી પરસોતમ નાગરભાઇ તરફથી (તેમનાં પત્ની સૌ. કાશીબાનો ફોટો તથા તકતી મુકવાની શરતે.)

૫૦૦) શ્રી મગનભાઇ કાશીભાઇ તરફથી (તેમનાં પુત્રી સ્વ. જીણીબ્હેનનો ફોટો તથા તકતી મુકવાની શરતે.)

૫૦૦) શ્રી. ડાહ્યાભાઇ ચતુરભાઇ તરફથી (તેમનાં ભાઇ પરસોતમનાં પત્ની સૌ. હીરાલક્ષ્મીનો ફોટો તથા તકતી મુકવાની શરતે.)

૯૦૩૨ કુલ (આ રકમમાં કાયમ ફંડ રૂ. ૨૦૦૦) નો સમાવેશ થઇ જાય છે.)

ઉપર મુજબ તકતીઓ તથા ફોટા નવીન મકાનમાં મુકવા સંબંધમાં ખાતાની મંજુરી મેળવવાની તજવીજ કરતાં તે હાલ જ મળેલી હોવાથી તકતી તથા ફોટા મુકવાની વ્યવસ્થા હવે પછીથી કરવામાં આવશે.

મકાનના આગળના ભાગમાં પગથીયાં માટે ૧૨॥ ફુટ લાંબી અને ૩ ફુટ પહોળી જમીન સરકાર પાસેથી ૦-૨-૦ દર વર્ષે ભાડું ભરવાની શરતે રૂ. ૨૦ માં વેચાણ રાખી છે. આ મકાનનું ખાતમૂહુર્ત અમદાવાદના ગર્ભશ્રીમંત શેઠશ્રી સર ગીરજાપ્રસાદ ચીનુભાઇ બેરોનેટના શુભ હસ્તે તા. ૭-૨-૩૭ ના રોજ ધામધુમથી મકાનની સાઇટ ઉપર ઉભા કરેલા મંડપની અંદર કરવામાં આવ્યું હતું. તેમાં ગામની બ્હેનોએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

આ સંસ્થાને તેમનાં માતુશ્રી કંકુબાનું નામ જોડવાની શરતે શ્રી. મગનભાઇ વાઘજીભાઇ તરફથી રૂ. ૪૫૦૦) ની રકમ મળેલી હોવાથી લાયબ્રેરી ખાતાની મંજુરી મુજબ તેને શ્રી કંકુબા મહિલા પુસ્તકાલય એ નામ કાયમનું આપવામાં આવ્યું છે.

સંસ્થામાં વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા ૧૬૦૭ છે, અને નોંધાયલાં વાચકોની સંખ્યાં ૧૮૧ હોઇ તેમણે ૨૦૯૪ પુસ્તકો વાંચ્યાં છે.

સંસ્થાના વાચનાલય અંગે ૧ દૈનિક, ૩ સાપ્તાહિક અને ૯ માસિક પત્રો મંગાવવામાં આવે છે. દરરોજ પુસ્તકાલયમાં આવીને પત્રો-માસિકો વાંચનાર બ્હેનોની સરાસરી સંખ્યા ૫૬ છે. ઘેરબેઠાં પુસ્તકો પહોંચાડવાની તથા પરત મંગાવવાની પદ્ધતિ બંધ કરવામાં આવી છે. પરંતુ માસિકોના છૂટક અંકો ઘેર પહોંચાડવાની પ્રથા ચાલુ કરવામાં આવી છે. જેથી પુસ્તકાલયમાં આવીને માસિક—પત્રો વાંચવાનો લાભ ઘણી બ્હેનો લે છે.

વર્ષ આખરે નિયમ મુજબ પુસ્તકોની મેળવણી કરવામાં આવી છે, અને ખૂટતાં પુસ્તકોનો યોગ્ય નિકાલ કરવામાં આવ્યો છે.

પુસ્તકાલયમાં ગ્રંથપાળ તરીકે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કરેલાં એક બેનને માસિક પગાર રૂ. ૧૦) થી રોકવામાં આવ્યાં છે. આ પુસ્તકાલયનું દરેક પ્રકારનું કામ-કાજ સ્વતંત્ર રીતે હાથમાં લેવાનું હોવાથી ગ્રંથપાળે તે વધારે ખંત અને કાળજીથી કરવું જોઇએ. મકાન સાફસફી વગેરેનું કામ રૂ. ૨) નું માસિક એલાવન્સ સાર્વ. પુસ્તકાલયનાં પટાવાળાને આપીને કરાવવામાં આવે છે.

સંસ્થા માટે પ્રમુખ મંત્રી સહિત ૯ સભ્યોનું વ્યવસ્થાપક મંડળ બેનોમાંથી ચુંટવામાં આવ્યું છે. તેની સભાઓ નિયમ પ્રમાણે વરસમાં ૪ વખત મળી હતી અને તેમાં સામાન્ય વહિવટના કામ ઉપરાંત પુસ્તકાલયનું મકાન બંધાવવાની તજવીજ કરવા તથા મકાન ફંડની રકમો સ્વીકારી ખાતાની મંજુરીઓ મેળવવાના ઠરાવો કરવામાં આવ્યા હતા.

આ મંડળને સલાહ આપવા માટે એક સલાહકારક મંડળ નીમવામાં આવ્યું છે. તેના મંત્રી તરીકે શ્રી મ૦ કા૦ સાર્વ. પુસ્તકાલયના સેક્રેટરી શ્રી. સોમાભાઈ વિઠ્ઠલભાઈ કામ કરે છે. તેમણે મંડળને ચાલુ વર્ષે મકાન વગેરેના કામમાં યોગ્ય સલાહ આપી છે.

## સને ૧૯૩૬-૩૭ નું સરવૈયું

**જ**

૧૨૫૮૮-૧૫-૭ શ્રી. ભેટ ખાતે જમા.
૨૦૦૦-૦-૦ પ્રાંત પંચાયત.
૨૦૦૦-૦-૦ સરકાર મદદ.
૧૦૦૧-૦-૦ મગનભાઈ વાઘજીભાઈ તરફથી મકાન ખાતે.
૧૦૩૦-૦-૦ નારણભાઈ મથુરભાઈ ટ્રસ્ટ ફં.
૧૦૦૦-૦-૦ ચતુરભાઈ કાશીભાઈ તરફથી
૧૫૦૦-૦-૦ મગનભાઈ વાઘજીભાઈ તરફથી ઘર નં. ૧ ની કિંમતના
૫૦૧-૦-૦ મગનભાઈ શંકરભાઈ તરફથી
૫૦૧-૦-૦ કશીભાઈ વાઘજીભાઈ તરફથી
૫૦૦-૦-૦ પરસોતમ નાગરભાઈ તરફથી
૫૦૦-૦-૦ મગનભાઈ કાશીભાઈ તરફથી
૫૦૦-૦-૦ ડાહ્યાભાઈ ચતુરભાઈ તરફથી
૧૫૫૬-૧૫-૭ આજ સુધીની લોક મદદ

૧૨૫૮૮-૧૫-૭

૭૯૭-૧૧-૯ શ્રી. મગનભાઈ કા. સા. પુસ્તકાલય
૨૮૬૬- ૮-૨ ,, કાયમ ફંડ ખાતે.
૨૦૦૦-૦-૦ મગનભાઈ વાઘજીભાઈના કાયમ ફંડના
૨૫-૦-૦ પુસ્તકાલય સ. સ. મંડળના શેર
૮૪૧-૮-૨ આજ સુધીના ૨૦૦૦) તથા મકાન ફંડના રૂા. ૧૦૦૦) ના વ્યાજના
૭- ૯-૦ શ્રી. સોમાભાઈ વિઠ્ઠલભાઈ

૧૬૨૬૦- ૩-૬

**ઉ**

૨૮૪૧- ૮-૨ શ્રી. ચરોતર એજ્યુ. સોસાયટી.
૮૦૦- ૦-૦ ,, મકાન ખરીદ ખાતે ઉધાર
૨૫- ૦-૦ ,, પુસ્તકાલય સ. સ. મં. નો શેર
૪૩૩-૧૧-૬ ,, લાકડી સામાન.
૧૦૮૯૦- ૭-૦ ,, મકાન ખાતે ઉધાર.
૧૨૬૯- ૧-૦ ,, પુસ્તકો ખાતે.
૦-૭-૧૦ ,, જણસે સીલક.

૧૬૨૬૦- ૩-૬

કાયમ ફંડ નીચેની વિગતે છે :—

૨૮૪૧ આણંદ ચરોતર એજ્યુ. સોસાયટીમાં ટ્રસ્ટ ફંડ તરીકે; ૨૫ વડોદરા પુસ્તકાલય સ. સ. મંડળનો શેર નં. ૧; કુલ ૨૮૬૬.

પુસ્તકાલયની મિલકતનો અંદાજ :—

૧૩૦૦૦ મકાન; ૨૮૬૬ કાયમ ફંડના; ૧૨૬૯ પુસ્તકો; ૪૩૪ લાકડી સામાન; ૮૦૦ ઘર નં. ૧ : કુલ રૂ. ૧૮૩૬૯)

**નિયમો વિષે :—**

આ પુસ્તકાલયના સ્વતંત્ર નિયમો તઇયાર કરી ખાતા પાસે મંજુર કરાવી લેવામાં આવ્યા છે, અને તેને વડોદરા રાજ્યના લોકોપકારક મંડળના નિબંધ અન્વયે નોંધાવી લેવાની તજવીજ ચાલે છે.

**એના સંબંધી ખાસ પ્રવૃત્તિઓ :—**

આ પુસ્તકાલય તરફથી ગઈ આસો સુદી ૮ ની રાત્રે હાઇસ્કૂલના ચોગાનમાં શ્રીમતી શારદાબેન મહેતાના પ્રમુખપણા નીચે ત્રીજો શરદુત્સવ પુર ભપકાથી ઉજવવામાં આવ્યો હતો. સાથે અમદાવાદથી ડૉ. સુમન્ત મહેતા પણ આવ્યા હતા. ગરબામાં મોટીનાની મળી ૧૦૦ બ્હેનોએ ભાગ લીધો હતો. ગરબા તૈયાર કરવામાં કુ. ધનલક્ષ્મીબેને ખુબ શ્રમ ઉઠાવી કાર્યક્રમ ઘણો આકર્ષક બનાવ્યો હતો. આ ઉત્સવ જોવા ૩૦૦૦ કરતાં વધુ સ્ત્રી પુરૂષો એકઠાં થયાં હતાં. પ્રમુખબેને અને બહારથી આવેલા મહેમાનોએ પ્રેરણાત્મક ભાષણો કર્યાં હતાં અને આવાં પુસ્તકાલયોની અગત્ય સમજાવી દરેક સ્થળે તે થવાં જોઇએ એમ જણાવ્યું હતું. ઉત્સવમાં જર્મન સીલવરના પ્યાલા તથા ફુલદાનીઓની લહાણીઓ વહેંચવામાં આવી હતી.

**પુસ્તકાલયની જરૂરીયાતો :—**

આ પુસ્તકાલયને સ્વાશ્રયી બનાવવા માટે કાયમ ફંડની મોટી રકમ એકઠી કરવા પ્રયત્નો કરવાની ખાસ જરૂર છે, ને તે માટે દરેક બ્હેનને આ પુસ્તકાલયના સભાસદ બનવાની વિનંતિ છે.

**ઉપકાર અને ઉપસંહાર**

પુસ્તકાલયના ૬૩ જેટલાં આજીવન સભ્યો બનીને ભાદરણની બ્હેનોએ સહકાર આપ્યો છે, અને આ પુસ્તકાલયના નિભાવ માટે સરકાર-પંચાયતની મદદને પાત્ર થવા ભાદરણ સુધરાઇ દર વર્ષે ખાતાના નિયમ પ્રમાણે રૂા. ૧૦૦) ની મદદ આપે જાય છે; અને સાર્વ. પુસ્તકાલય તરફથી પણ દર વર્ષે શરતો પ્રમાણે લોક મદદના રૂ. ૧૦૦) આપવામાં આવે છે, તે માટે સર્વેનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને આ મદદો ભવિષ્યમાં ચાલુ રાખવા અમો સુધરાઈ તથા સાર્વ૦ પુસ્તકાલયના સભ્યોને વિનંતિ કરીએ છીએ. "

નિવેદન વાચનની સમાપ્તિ બાદ, ભાદરણના બીજા વયોવૃદ્ધ આગેવાન રાજરત્ન વ્રજભાઇ વાઘજીભાઇએ મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા કરવા માટે સુબા સાહેબ શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડને વિનંતિ કરતાં સભાજનોને એ વાતની યાદ આપી કે " મહિલા પુસ્તકાલય જેવી સંસ્થાનું વડોદરા રાજ્યમાં તો શું પણ મુંબાઇ ઇલાકામાં પણ કોઇ ઠેકાણે અસ્તિત્વ નહોતું ત્યારની ભાદરણે એ દિશામાં પહેલ કરેલી છે. એનું પહેલું મકાન ખુદ શ્રીમંત મહારાજા સાહેબને વરદ હસ્તે ખુલ્લું મૂકાવાયું હતું. પરંતુ તે સ્ત્રીઓને માટે અનુકૂળ પડતું નહિ જણાયાથી ખાસપુસ્તકાલયને અર્પણ કરવામાં આવ્યું છે, અને મહિલા પુસ્તકાલય માટે આજની આ ભવ્ય ઇમારત ભાઇશ્રી મગનભાઇ વાઘજીભાઇની મદદથી બંધાવવામાં આવી છે. પ્રથમનું મકાન જેમ શ્રીમંત મહારાજા સાહેબને વરદ હસ્તે ખુલ્લું મૂકાવવાનો યશ ભાદરણને સુભાગ્યે સાંપડ્યો

હતો, તેવી જ રીતે આ બીજું મકાન પણ એક રાજકુટુંબીને શુભ હસ્તે ખુલ્લું મુકાવવાનો સુયોગ સાંપડ્યો છે તે માટે ભાદરણ ખરેખર ગગરૂર છે. શ્રીમંત પીલાજીરાવ મહારાજ પણ વિલાયતની કેળવણી લીધેલા મહાન અભ્યાસી છે, બહોળા અનુભવી છે. કહેવત છે કે " જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ : અને જ્યાં ન પહોંચે કવિ ત્યાં પહોંચે અનુભવી." તેઓશ્રી જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાં બીજાં કામોની સાથે શાળા, પુસ્તકાલયો જેવી લોકોપકારક સંસ્થાઓ સ્થપાવવામાં તેમણે સક્રિય રસ લીધો છે. મહેસાણા પ્રાંતમાં તો મહેસાણાના ' પીલાજીગંજ ' નામે ઓળખાતા સુંદર નિવાસસ્થાનથી, ને તેઓશ્રીનું મુબારક નામ ધરાવતા વિસનગર સાર્વ૰ પુસ્તકાલયના મકાનથી તેમનું નામ અમર બની ગયું છે. સિદ્ધપુરમાં રાત્રિશાળા કઢાવી છે, તેમ પાટણ મહિલા પુસ્તકાલયની યોજના ને ખાતક્રિયામાં પણ તેમનો હિસ્સો છે. મુલકી વગેરે જુદાં જુદાં ખાતાંમાં તેમણે કામ કર્યું છે. વાઘેર જેવી માથાફરેલ કોમને પણ પ્રેમથી વશ કરી તેમનાં દીલ જીતી લેવાનું માન મેળવ્યું છે. આવા બાહોશ, અનુભવી ને વિદ્યાપ્રિય રાજકુટુંબીને હસ્તે અમારા ભાદરણનું મહિલા પુસ્તકાલય ખુલ્લું મુકાવવાની તક મળ્યા બદલ પ્રભુનો પાડ માનું છું ને મકાનને ખુલ્લું મૂકવાની હું શ્રીમંત સુબા સાહેબને વિનંતિ કરું છું."

શ્રી વૃજભાઈની દરખાસ્તને કોન્ટ્રાક્ટર શ્રી ભાઈલાલભાઈ મથુરભાઈ તરફથી અનુમોદન મળતાં મે. રા. રા. સુબા સાહેબે ચાંદીનું તાળું ખોલી મકાનનો ઉદ્ઘાટન વિધિ કર્યો હતો, ને ઉપર નીચે બધા ખંડોમાં ફરી મકાનના બાંધકામ તથા પુસ્તકાલયની આકર્ષક વ્યવસ્થા બદલ સંતોષ પ્રદર્શિત કર્યો હતો. બાદ સભામંડપમાં પાછા પધારી ઉદ્ઘાટન નિમિત્તનું નીચેનું ભાષણ તેમણે વાંચી સંભળાવ્યું :

## ઉદ્ઘાટક શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડનું ભાષણ

" સુજ્ઞ સન્નારીઓ અને સદ્ગૃહસ્થો !

આજનો માંગલિક પ્રસંગ આપ સૌને સુવિદિત છે. ભાદરણની પ્રજાએ જાહેર-ઉપયોગિતાનાં આજ સુધીમાં અનેક કામો કરેલાં છે, પણ તે સૌ જેના વિના ઉણાં અને અધુરાં જ જણાત એવું મહિલા પુસ્તકાલયનું આ ઉમદા કામ પાર પાડી ખરેખર, આપ સૌ કૃતકૃત્ય થાઓ છો. એવા લોકકલ્યાણના કામે સહભાગી કરી મને પણ આપ ઋણી બનાવો છો.

આપનું ભાદરણ તો વડોદરા રાજ્યનું આદર્શ ગામ છે. શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબના અનેકાનેક મંગળ મનોરથોમાંનો એક એ સિદ્ધિ પામેલો સંકલ્પ છે. સ્થાનિક, બૌદ્ધિક કે આર્થિક સહકારનાં વિધવિધ કારણોએ કેટલાં વર્ષો થયાં ભાદરણ આદર્શ ગામ ગણાઈ ગયું છે. રાજ્યનાં તમામ ગામોનું અગ્રણી થઈ ચૂક્યું છે, અને એ સૌ આપણા શ્રીમંત કૃપાળુ રાજ્યપિતાની ઉદાર ઉમેદનું જ પરિણામ છે.

લોકકલ્યાણ માટે શ્રીમંત કૃપાળુ મહારાજા સાહેબના ઉદાર આશયને અનુવર્તી ભાદરણની પ્રજા તરીકે આપ સૌ પણ થાય તેટલા પ્રયત્ન કરો છો, વેઠાય તેટલો શ્રમ વેઠો છો અને અપાય તેટલા લાભ પણ આપે લ્યો છો. અને એ સૌના પરિણામે સ્વાભાવિક

જરુરીઆતોનાં સર્વ સાધનોથી સંપન્ન એવું આજનું ભાદરણ ગામ-કહો કે નગર-સુંદર સ્વરૂપમાં આપણે પ્રત્યક્ષ જોઇ રહ્યા છીએ.

આપણે સહેજ સમાલોચના કરીશું તો દેખાઇ આવશે કે છેલ્લી પચીસીમાં ભાદરણે ઘણું ઘણું કર્યું છે. પ્રાથમિક ને માધ્યમિક, કન્યા અને અંત્યજોની વિધવિધ શાળાઓ, છાત્રાલય, અખાડા કે રમતગમતનાં સ્થાનો, પુસ્તકાલય, દવાખાનું, પ્રસુતિગૃહ, વિ. પંચાયત, સહકારી બેન્ક તથા વારિગૃહ વગેરે વગેરે શારીરિક, માનસિક ઉન્નતિનાં બને તેટલાં સાધનો ભાદરણે મેળવ્યાં છે. હરકોઇની સરખામણીમાં ભાદરણનાં સુખ કમી જણાય તેમ નથી. હરેક રીતે ભાદરણ સદ્દર છે.

ભાદરણના સુપુત્રોએ સુવિદ્યા સંપન્ન કરી છે. તેમનું સાહસ જાણીતું છે. દેશ દેશાવર કે પ્રવૃત્તિનાં હરેક ક્ષેત્ર તેમણે ખેડ્યાં છે ને સુયશ, સંપત્તિ મેળવ્યાં છે. સો સૌના કામે એકતાર રહેવા છતાં વતનની યાદ કે મમતા કોઇ ભૂલ્યું નથી. ગજા પ્રમાણે સહાય સેવા કરી ચૂકે છે. એમ ભાદરણવાસીઓની સ્વદેશ પ્રીતિ નક્કર છે. ભાદરણ નિષ્પ્રાણ નથી, જીવતું છે, જાગતું છે.

આવા ચેતનવંતા નગરને મહિલા પુસ્તકાલય હોય એ સ્વાભાવિક છે. ઉલટું આટલો લાંબો કાળ નહોતું એ એક નવાઇ જ ગણાય. એ સ્વાભાવિક ખોટ આજે પુરી થાય છે, એ સૌ કોઇને માટે આનંદની જ બીના ગણાય.

સમાજ કે શાસનના સ્તંભ જેવાં આવતી કાલનાં નાગરિકો એ આજનાં બાળકો; અને બાળકો તો માતાઓ ઘડે તેવાં જ થાય. ને તેથી જ માતૃશિક્ષણ જેટલું સંગોપાંગ, તેટલી જ સમાજની સમોન્નતિ સંગીન: એ એક અબાધિત સત્ય છે.

મહિલા પુસ્તકાલય એ આજની કે આવતી કાલની માતાઓની શિક્ષણ સંસ્થા છે. તેમને એ પુકારી પુકારીને શીખવશે, સદ્દબોધશે કે —

'જન્મ દે તો ભક્તજન, દાતા કે શૂરને દેજે,
નિરર્થક નૂર ગુમાવીશ નહી બહેતર વાંઝણી રહેજે.'

મહિલા પુસ્તકાલય બાંધીને તમે સ્ત્રીઓની પ્રતિષ્ઠા જાળવી છે. એક જ કામે બહુ બહુ લક્ષ્ય સાધ્યાં છે.

ભાદરણ એ શુભાશયનાં તમામ ફળ પ્રાપ્ત કરે, રત્નોની ખાણ બને ને લોકોપકારક આવી અનેક સંસ્થાઓ દિનપ્રતિદિન પ્રાપ્ત કરે એવી શુભેચ્છા સાથે આપ સૌના આમંત્રણ બદલ આભાર માનું છું.

આપણી સમક્ષ તૈયાર થએલા આ સાર્વજનિક કાર્યમાં જેણે જેણે ઓછો કે વત્તો પણ સાથ સહકાર આપેલો છે તે તમામને તથા ખાસ કરીને રૂ ૪૫૦૦) ની મુખ્ય દેણગી આપનાર રા. મગનભાઇ વાઘજીભાઇને તેમના સક્રિય સેવાભાવ માટે ધન્યવાદ આપું છું.

આ ઉપરાંત આપના ભાદરણના જાહેર આગેવાનો રા. તુળસીભાઇ બેકોરભાઇ, રા. વ્રજભાઇ વાઘજીભાઇ તથા રા. મગનભાઇ શંકરભાઇ માટેની પણ ભાવના અત્રે વ્યકત કરીશ તો અપ્રાસંગિક નહિ જ ગણાય...કે જાહેર હિતનાં આવાં કામોએ પ્રત્યક્ષ કે પરોક્ષ પણ સતત રસ ધરાવતા તેઓ જણાઈ આવ્યાં છે. અમારી સાથે રહી કરવાના સરકારી કામકાજમાં પણ તેમણે નિષ્પક્ષ કાર્યકુશળતા સાચવતા રહી આવી જ લોકોપકારક વૃત્તિ બતાવી આપી છે. એવા અગ્રણી મેળવતાં ભાદરણનું ભાવિ વધુ ઉજ્જવળ છે. ભાદરણનો હરેકોઇ દોરીસંચાર એમના હાથમાં સુરક્ષિત હશે એવો વિશ્વાસ જાહેર કરી એટલેથી જ અટકીશ."

## અન્ય પ્રવચનો

ત્યાર બાદ બહારગામથી આવેલા ગૃહસ્થોને પ્રસંગોચિત વિવેચન કરવાની ફરમાશ થતાં રાજ્ય પુસ્તકાલય મંડળના માનદ મંત્રી શ્રીયુત મણિલાલ મંગળજી કાશીવાળાએ જણાવ્યું કે "પાટણ મહિલા પુસ્તકાલયનો પાયો શ્રીમંત પીલાજીરાવ મહારાજને હસ્તે નંખાયો ત્યારે જે અભિલાષા તેઓશ્રીએ પ્રદર્શિત કરી હતી તે આજે ભાદરણમાં ફળીભૂત થયેલી જોઇ તેઓશ્રીને તેમજ પુ૦ પ્રવૃત્તિના રસિયા સર્વ કોઇને આનંદ થશે. મહિલા પુસ્તકાલય અંગે મહિલા મંડળની સ્થાપના કરી ઘર આગળ સામાન્ય રીતે થતી નિંદા કુથલીને બદલે નવરાશનો વખત અહિં પુસ્તકાલયમાં ગાળો, વર્તમાનપત્રો વાંચો, સારાં સારાં પુસ્તકો વાંચો, ઋતુ ઋતુના આનંદ પ્રસંગો પણ અહિં જ ઉજવો, શીવણ, ભરત ગુંથણ, વગેરે ઉદ્યોગ પ્રવૃત્તિઓ શરૂ કરી સંસ્થાને મહિલા પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવી દો. એવું એવું થાય ત્યારે જ શ્રીમંત મહારાજા સાહેબે સેવેલી અભિલાષા સફળ કરવામાં ભાદરણની મહિલાઓએ સંપૂર્ણ સાથ આપ્યો ગણાશે.",

બાદ નિવૃત્ત ડેપ્યુટી શ્રી અમથાભાઇ ગો. પટેલે બોલવાની તક લેતાં જણાવ્યું કે "પ્રજાવત્સલ શ્રીમંત રાજપિતાએ ફરજીયાત કેળવણીનું ધોરણ દાખલ ન કર્યું હોત તો પુસ્તકાલયનો લાભ શક્ય જ ન બન્યો હોત. ફરજીયાત કેળવણીથી પ્રજા તૈયાર થઇ છે. સુધરાઇની સંસ્થાથી જેમ ગામની ગંદકી દૂર થાય છે, તેમ પુસ્તકાલય પ્રવૃત્તિથી મનના મેલ દૂર થાય છે. પુસ્તકાલય એ જનકેળવણીનું ઉત્તમ સાધન છે. કેળવણીના ક્ષેત્રમાં સ્ત્રી શિક્ષણની જેટલી આવશ્યકતા છે તેટલી જ મહિલા પુસ્તકાલયની પણ છે. કેળવાયલી ને સુસંસ્કારી માતાઓ દ્વારા જ ભાવિ પ્રજાની ઉન્નતિનું સ્વપ્ન સિદ્ધ થઇ શકે. શિષ્ટ કોટિનાં ઉત્તમ પુસ્તકો છૂટથી વંચાવાં જોઇએ. વર્ત્તમાનપત્રો પણ વંચાવાં જોઇએ. વર્તમાનપત્રો એ તો આ યુગમાં રાજાઓનો પણ રાજા ગણાય છે. વર્તમાનત્રો ધારે તો પ્રચારકાર્ય દ્વારા રાજાને પણ સિંહાસનચ્યુત કરી શકે છે. એટલું બધું સામર્થ્ય વર્તમાનપત્રોનું આજના યુગમાં છે. એટલે દેશ દેશાવરના સમાચારો ને સારી નરસી પ્રવૃત્તિઓથી પરિચિત રહેવા સારૂ વર્તમાનપત્રોનું વાચન પણ હિતાવહ છે."

તે પછી વરણામા સેવાસમાજના સંચાલક અને વડોદરા પ્રાંત પુ. મંડળના મંત્રી શ્રીયુત ચીમનભાઇ હ. અમીને વિવેચન કરતાં જણાવ્યું કે "પુસ્તકાલય પ્રવૃત્તિ દ્વારા આજ

સુધીમાં સુંદર કાર્ય થયું છે. પ્રજાકલ્યાણના ધ્યેયને અનુલક્ષીને જ શ્રીમંત મહારાજા સાહેબે પુસ્તકાલય પ્રવૃત્તિની લોકભદ્ર યોજના અમલમાં મૂકી છે. એ પ્રવૃત્તિની જમાવટ ને ખીલવણી માટે શ્રી મોતીભાઇ અમીનની શ્રીમંતે પોતે કરેલી પસંદગી પણ શ્રીમંતની દીર્ઘ દૃષ્ટિના પુરાવા રૂપ છે. શ્રી મોતીભાઇ સાહેબના દીલમાં પુસ્તકાલય પ્રવૃત્તિ માટે કેટલો ને કેવો ગાઢ પ્રેમ ભર્યો છે તે તો એમના પરિચયમાં આવેલી વ્યક્તિઓ જ સમજી શકે. રાજ્ય સેવામાંથી નિવૃત્ત થયા છતાં તેમના દીલમાંથી એ પ્રેમ–એ ચાહ લેશ પણ ઓછો થયો નથી. રામભક્ત હનુમાનજીના દીલમાં જેમ રામનામ અંકિત થયેલું હતું તેમ પુસ્તકાલયભક્ત શ્રી મોતીભાઇના દીલમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો ચાહ અંકિત થયેલો છે. એમના લોહીનું પૃથક્કરણ કરાવવામાં આવે તો લોહીના પ્રત્યેક બિંદુમાં 'પુસ્તકાલય' શબ્દ જ વંચાય. પુસ્તકાલય પ્રવૃત્તિ પ્રત્યેની એમની એ અગાધ ભક્તિ અને કુનેહભરી યોજના પણ ફળતી ગઇ છે ને ફળતી જાય છે. સ્વતંત્ર મહિલા અને બાલપુસ્તકાલયોની સ્થાપના એ પણ એમની જ કાર્યદક્ષતાનું ફળ છે. રાજ્યે સ્વીકારેલી એ યોજનાનો લાભ લેવા જેટલી પ્રજા પણ તૈયાર બની છે. બાલપુસ્તકાલયો પણ વધે છે. અમરેલી, દ્વારકાં, વડનગર અને ભાદરણમાં તો પુસ્તકાલયની સાર્વજનિક, મહિલા અને બાલ એ ત્રણે સંસ્થાઓનાં સ્વતંત્ર મોટાં મકાનો રાજ્યાશ્રયથી બંધાઇ ગયાં છે. બીજે પણ તૈયારી ચાલે છે. ત્રણે સંસ્થાઓથી સજ્જ થવાની બાબતમાં અમરેલી, દ્વારકાં, ને વડનગર પછી ભાદરણનો નંબર રાજ્ય ભરમાં ચોથો ને વડોદરા પ્રાંતમાં પ્રથમ આવે છે. પાટણ ઉપરાંત નવસારી અને કલોલમાં પણ સ્વતંત્ર મહિલા પુસ્તકાલયો છે. તેમાં નવસારી અને કલોલનાં તો કેવળ લોકમદદથી જ બંધાયાં છે. વસો, સોજીત્રા, ધર્મજ, વ્યારા ને ઉંઝામાં બંધાય છે. આવાં કામોમાં જ્યાં અમલદારોનો સાથ ને સહાનુભૂતિ મળી શકી છે ત્યાં વહેલી સફળતા મળેલી જણાય છે. પાટણ અને અમરેલીની મહિલા સંસ્થાઓ એ સુબા સાહેબ શ્રીમંત પીલાજીરાવ ગાયકવાડ અને રાજ્ય વિદ્યાધિકારી શ્રી ભાટે સાહેબની સક્રિય સહાનુભૂતિનાં જ દૃષ્ટાંતો છે. અમરેલી પાટણની સંસ્થાઓમાં તો પુસ્તકાલય–વાચનાલય ઉપરાંત મહિલા વિદ્યાલય, ઉદ્યોગાલય, કથાવાર્તા, ગરબા, વિનોદ વગેરે હિતકર વિવિધ પ્રવૃત્તિઓ ચાલે છે. એટલે પુસ્તકાલય સંસ્થા દ્વારા બેનોને તાલીમ આપવાનો હેતુ પણ ફળી રહ્યો છે. સ્વતંત્ર મકાનો વિના પણ બીજી ગોઠવણોથી શિનોર, ડભોઇ વગેરે સ્થળે મહિલા અને બાલ પુસ્તકાલયો ચાલે છે. આ મહિલા સંસ્થાઓ અંગે પાટણની પેઠે મહિલા વિદ્યાદિન ઉજવાય તથા નવસારીના મહિલા સદનનું પણ અનુકરણ કરાય એ ઇચ્છવા યોગ્ય છે. ભાદરણમાં સમજદાર સંસ્કારી દાનવીરોનો તોટો નહિ હોવાથી એમની સક્રિય સહાનુભૂતિ દ્વારા આવી બધી જ પ્રવૃત્તિઓ પાર પડી શકે તેમ છે. આશા છે કે સંપ ને સ્નેહની ભાવનાપૂર્વક તે પાર પડશે જ."

પછી "પુસ્તકાલય"ના તંત્રી શ્રીયુત ચોકસીએ મહિલા અને બાલપુસ્તકાલયોની સ્વતંત્ર સંસ્થાઓની શી જરૂર છે એવો વિસંવાદી સૂર કોઇ કોઇ વાર સંભળાય છે તેને ઉદ્દેશીને જણાવ્યું કે "પુસ્તકાલય એ કેળવણીનું પૂરક અંગ છે. કેળવણીના ક્ષેત્રમાં જેમ સ્વતંત્ર મહિલા વિદ્યાલયો ને કન્યાશાળાઓની, તથા રેલ્વે ટ્રેનોમાં કેવળ સ્ત્રીઓ માટેનાં ખાનાંની જેટલી અગત્ય સ્વીકારાઇ છે તેટલી જ અગત્ય સ્વતંત્ર મહિલા પુસ્તકાલયોની છે. એ અગત્ય શ્રીમંત મહારાજા સાહેબે ખુદે ભાદરણની આ મહિલા સંસ્થાનું પ્રથમનું મકાન સ્વહસ્તે

ખોલીને, રાજ્યે મકાન અને નિભાવ મદદ માટેના નિયમોમાં જરૂરી સુધારા સ્વીકારીને, તથા સુબા સાહેબ મે. પીલાજીરાવ તથા રાજ્ય શાળાધિકારી મે. ભાટે સાહેબ જેવા અમલદારોએ સક્રિય સાથ આપીને સ્વીકારી છે. એટલે એની અગત્યનો પ્રશ્ન જ અસ્થાને છે. મર્હુમ ઓર્ડન સાહેબની કારકીર્દીમાં રાજ્યના એકે એક કસ્બા પુસ્તકાલયનાં મકાનો યોજનાપૂર્વક જેમ થોડા વખતમાં બંધાઇ ગયાં, તેમજ એકે એક કસ્બામાં સ્વતંત્ર મહિલા ને બાલ પુસ્તકાલયો પણ મોડાં વહેલાં ઉભાં થઇ જાય એ બહુ ઇચ્છવા યોગ્ય છે. અહિં આ મકાન થતાં પહેલાં પણ મહિલા પુસ્તકાલયનો સારો લાભ લેવાયલો નિવેદન પરથી જણાય છે. સ્થળ વગેરે બધી જાતની સગવડવાળું સ્વતંત્ર મકાન થતાં હવે તે વધુ પ્રમાણમાં લેવાશે એવી ખાત્રી છે. રાખેલી એ ખાત્રી ખરી કરી દેખાડવા ભાદરણની શિક્ષિત મહિલાઓ ને બાળાઓને આગ્રહભરી ભલામણ છે."

## ઉપસંહાર

બાદ, પ્રમુખશ્રી તુલસીભાઇ અમીને ઉપસંહારનું વક્તવ્ય કરતાં સભામાં થયેલાં વિવિધ વિવેચનોનાં હાર્દ હૃદયમાં ઉતારી સ્થપાયેલી સંસ્થા માટે રખાયલી આશાઓ સાર્થ કરી દેખાડવાની બેનોને ટકોર કરી જણાવ્યું કે 'લાભ લેવાય તો જ સંસ્થાની કિંમત છે.' આશ્રયદાતા શ્રી મગનભાઇએ કરેલી મદદ બદલ ફરી ધન્યવાદ ઉચ્ચારી તેમનું અનુકરણ કરવાની સર્વને ભલામણ કરી.

છેવટે, 'મેમાનોને વિદાય' નામનો ભાવભર્યો રાસ દાંડીઆ ખંજરીની રમઝટ સાથે કન્યાઓએ ગાયા બાદ શ્રી મગનભાઈ શંકરભાઇએ પ્રમુખશ્રી તથા અન્ય મેમાનોનો આભાર માનતાં શ્રી મોતીભાઇ અમીન તરફથી આવેલો પ્રેરણાત્મક સંદેશો વાંચી સંભળાવ્યો હતો. શ્રી વ્રજભાઇએ વિશેષ આભાર માનતાં પ્રમુખશ્રીના પોતાના કિંમતી પુસ્તકભંડારની માહિતી આપી તેઓ પંડે રોજ એક બે કલાક વાચનમાં ગાળે છે એમ જણાવ્યું હતું. અંતે ફુલહાર, પાન સોપારી થઇ મેળાવડો વિસર્જન થયો હતો.



આપણામાં ઊણપો હોય એ તો સ્વાભાવિક છે. આપણે આપણી એ ણપોને ઓળખીએ; સ્વીકારીએ અને તેને દૂર કરવાનો શુદ્ધ પ્રયત્ન કરીએ એ ન્નતિનો માર્ગ છે.

પણ આપણી ઊણપો ઊણપો નથી પણ પૂર્ણતાઓ છે એવો તેને ઢાળ યુગમાં છે. ... તેમને પૂર્ણતાઓ તરીકે જ ઓળખાવવી, એ તો કેવળ વિનાશનો

વર્તમાનપત્રોનું વાચન ...

તે પછી વરણામા ...

શ્રીયુત શ્રીમતભાઇ હ. અમીને વિન...

( છાત્રાલય, જુન '૩૭. )



# હરિપુરામાં અખિલ હિન્દ ગ્રામ ઉદ્યોગ પ્રદર્શનનો
## ગ્રામ પુસ્તકાલય વિભાગ

સમગ્ર હિન્દનું ધ્યાન તેનાં સાત લાખ ગામો તરફ અને તે ગામોમાં વસતાં સ્ત્રી, પુરૂષો અને બાળકો તરફ છેલ્લાં પાંચસાત વર્ષથી સારી રીતે ખેંચાયું છે. આગામી મહાસભા બારડોલી તાલુકાના હરિપુરા નામના ગામમાં મળે છે અને તે મહાસભાના અંગનું પ્રદર્શન ગ્રામ જનતા અને ગ્રામ ઉદ્યોગને લગતું જ ભરવાની યોજના થઇ છે. એટલે એ પ્રદર્શનના એક વિભાગ તરીકે શાળા વા પુસ્તકાલય જે કંઇ હોય તે નાનાં ગામડાંની દૃષ્ટિએ જ યોજાય એ જરૂરનું છે.

સમગ્ર હિન્દમાં પુસ્તકાલય પ્રવૃત્તિનું સુંદર કામ વડોદરા રાજ્યમાં થઈ રહ્યું છે. સમગ્ર ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ કેવા ધોરણે શરૂ કરવી, ખીલવવી અને સ્થાયી બનાવવી એનો ખ્યાલ જનસમૂહને આપવાનો હોત તો વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનું પ્રદર્શન એક સરસ દૃષ્ટાન્ત રૂપ અને માર્ગદર્શક થઈ પડત.

પરંતુ જે પ્રદેશમાં પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત થઇ ન હોય, ઉદાર હાથે સરકાર મદદ મળી ન હોય, શાળા ચલાવનાર સુધરાઇઓ વા લોકલ બોર્ડોએ શાળાઓ દ્વારા આપેલું જ્ઞાન કાયમ રહે અને મોટી ઉમ્મરે સ્ત્રીપુરુષો પાછાં નિરક્ષર ન બને તે માટે પુસ્તકાલય પ્રવૃત્તિની આવશ્યકતા સ્વીકારી ન હોય તેવા સમગ્ર ગુજરાત માટે હાલની સ્થિતિમાં આ પ્રદર્શનને અંગે વિશાળ પુસ્તકાલય પ્રવૃત્તિની રૂપરેખા પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે આપવી તે પણ અસ્થાને છે. એટલે સરકાર ને લોકલ બોર્ડની મદદ બીલકુલ ન હોય વા નજીવી હોય તો પણ બે હજાર ને તેથી ઓછી વસ્તીવાળાં ગામામાં એકલી લોકમદદથી જ સ્થાપી શકાય એવું પુસ્તકાલય કેવું હોય વા કયે ધોરણે સ્થાપી શકાય તેનો કંઇક ખ્યાલ આપવાનું પ્રદર્શનના એક ભાગ તરીકે નક્કી કરવામાં આવ્યું છે.

આ વિભાગમાં ગ્રામ જનતાને ઉપયોગી થઇ પડે તેવો વિવિધ વિષયોને લગતો અને સ્ત્રીઓ, બાળકો અને પુરુષોને દરેકને કામ લાગે તેવાં રૂ. ૧૦૦) ની કિંમતનાં પુસ્તકોનો સંગ્રહ રજુ કરવામાં આવશે, અને તેની સાથે રૂ. ૨૫) ના ચાર ક્રમિક ભાગ ઇલાયદા મૂકવામાં આવશે. જેથી હરકોઇ ગામ જે તે વખતની પોતાની આર્થિક શક્તિના પ્રમાણમાં એક વા વધારે ભાગો ચઢતા ક્રમે વસાવી શકશે.

આ પુસ્તકો રાખવાને માટે એક કબાટ આશરે રૂ. ૨૫ ની કિંમતનું પ્રદર્શનમાં મૂકાશે. અને રૂ. ૨૫ નાં પુસ્તકો માટે નાની પેટીઓ રજુ થશે. જીલ્લાવાર વર્તમાનપત્રો અને માસિકો આશરે રૂ. ૨૦ ની કિંમતનાં નમૂના તરીકે પ્રદર્શનમાં રજુ થશે. આ ઉપરાંત થોડીક ઘરમાં રમવાની રમતો અને સહેલાઇથી અને થોડે ખર્ચે મળી શકતાં ચિત્રો પણ મૂકાશે. પુસ્તકોની છાપેલી યાદીઓ, પુસ્તકાલય પ્રવૃત્તિને લગતાં બોધક અને ઉપયોગી દિવાલપત્રો મૂકાશે.

ઉપરના ધોરણે કોઇ ગામે વાચનાલય કે પુસ્તકાલય વા પુસ્તકાલયની પેટી ખરીદવી હશે તો તે માટેની અનુકૂળતા કરી આપવામાં આવશે. બે હજાર ને તેથી ઓછી વસ્તીવાળાં શાળાવાળાં ગામોની સંખ્યા જીલ્લાવાર ને તાલુકાવાર પૂરી પાડવામાં આવશે. જેથી જીલ્લા અને તાલુકાના આગેવાનો પોતપોતાના પ્રદેશમાં આ દિશામાં કાર્ય કરવા ઇચ્છે તો કેટલા ખર્ચે ને કેટલી મુદતમાં કાર્યક્રમ પૂરો કરી શકાય તે વિચારી શકશે.

મહાસભા – પ્રદર્શનના પુસ્તકાલય વિભાગમાં ગ્રામ પુસ્તકાલયનો ખ્યાલ આપવા જે અલ્પ પ્રયત્ન થનાર છે તેની કાચી રૂપરેખા અત્રે આપવામાં આવે છે; અને જે કોઇ ભાઇઓ અને બ્હેનો આ વિભાગના સંબંધમાં સૂચનાઓ મોકલશે, પચીસ પચીસ રૂપીઆની કિમ્મતનાં પુસ્તકોની ચાર ક્રમિક યાદીઓ તેમજ રૂ. ૧૦૦) ની કિમ્મતનાં પુસ્તકોની એક યાદી અને પુસ્તકાલય પ્રવૃત્તિને ઉપયોગી થઇ પડે તેવાં દિવાલપત્રો વા સૂત્રો લખી મોકલશે તો આભાર સાથે તેનો સ્વીકાર થશે અને તેનો આ કામમાં ઉપયોગ થશે.

વસો,
તા. ૩૦–૧૦–૩૭. } મોતીભાઈ ન. અમીન.



# પુસ્તકાલયોની તપાસણી

૧. સિદ્ધપુર મહાલ માનદ પ્રચારક શ્રીયુત ભીમજીભાઈ ટીડાભાઈ ઠાકરે : ઑગસ્ટથી ઑક્ટોબર સુધીમાં નીચેનાં ગામોની મુલાકાત લઇ પુસ્તકાલયો તપાસ્યાં છે વા નવીન ઉઘડાવવા માટે જરૂરી પ્રચારકાર્ય કર્યું છે :—




૧. સ્નેહ ત્રિપુટી :—લેખક, યાજ્ઞિક ભદ્રકુમાર; પ્રકાશક, હરજી લવજી દામાણી, ખેપડી મોજ કાર્યાલય, ૧૨–૧૪ બેંક હાઉસ લેન કોટ મુંબાઇ; ૧૯૩૭; કદ ૧૬ પેજી; પાન ૨૫૬; બોર્ડનું સચિત્ર આચ્છાદનવાળું પૂઠું; મૂલ્ય રૂ. ૨–૮–૦.

ભાઇ ભદ્રકુમાર યાજ્ઞિકે આ પુસ્તકમાં નવમતવાદની ઝાંખી કરાવી છે. જ્યોતિ નામની સુશિક્ષિત ધનિક બાળા સ્વચ્છંદથી લગ્ન નહિ કરવાનો નિશ્ચય કરી સંસારસુખનો લ્હાવો પણ મરજી પ્રમાણે લઇ શકાય અને લગ્નરૂપી બેડીની કાંઇજ જરૂર નથી એમ સિદ્ધાંત રૂપે માને છે અને પિતાની સાથે એ સંબંધમાં તકરાર થતાં એકદમ ઘરનો ત્યાગ કરી પ્રો. ઇંદુ જોડે બહારગામ ચાલી જાય છે. જ્યોતિ અસલથી સ્વચ્છંદી વર્તનને પસંદ કરનારી હોઇ ડુમસમાં સુધીર જોડે પ્રેમચેષ્ટા કરી પછી મુંબાઇ આવતાં ગમે તે બહાને સુધીરને મળવા માગે છે. રમાકાન્ત સુધીરનો દોસ્ત સંસ્કૃતમાં પ્રવીણ હોવાથી તેને ડૉ. સુબોધચંદ્રના કહેવાથી જ્યોતિના શિક્ષક તરીકે ગોઠવે કરે છે. રમાકાન્ત પોતાની સદ્‌ગુણી અને પતિવૃતા સ્ત્રી સુરભિથી અસંતુષ્ટ રહી જ્યાં ત્યાં પ્રેમ માટે ઝંખે છે. તરલા જેવી સ્વચ્છંદી સ્ત્રી મળતાં તે સુરભિને માંદી છતાં તજી તરલા જોડે લગ્ન કરે છે. સુરભિ જીવ સટોસટની માંદગીમાં પડે છે અને આખરે દવાખાનામાં સુધીરની કાળજીપૂર્વકની સારવાર છતાં મૃત્યુ પામે છે. પરંતુ તે પહેલાં રમાકાન્તને અચાનક મળતાં તેની માફી માગી, તરલા સાથે સુખી જીવન ગાળવા આશિર્વાદ આપે છે. ઇંદુ અને જ્યોતિના અયોગ્ય વર્તનથી સુબોધચંદ્ર લજવાઇ આપઘાત કરે છે, અને હવે અનિયન્ત્રિત બનેલી જ્યોતિ છડેચોક ઇંદુકુમાર સાથે રહે છે. ઇંદુકુમાર તો વિષયી કીડો હતો. તે જ્યોતિના પૈસા પણ ઉડાવે છે અને આનાકાની કરતાં જ્યોતિ જોડે લડે છે. તરલા સાથે પ્રસંગ પડતાં તેના ઉપર આફરીન થઈ બન્ને પ્રેમમાં પડે છે; અને જ્યોતિ એ દસ્ય જોઇ ઇંદુકુમારને તેના ખરા સ્વરૂપમાં ઓળખી એકદમ પોતાના બંગલામાંથી હાંકી કાઢે છે. સુધીર જ્યોતિ માટે તલસે છે પરંતુ પોતાના સિદ્ધાંત પ્રમાણે જ ચાલનારી જ્યોતિ જરા પણ ડગતી નથી. નવમતવાદનાં ખુરાં પરિણામ છેવટે જણાય છે. એ વાદમાં હાનિ કેટલી છે તેમજ એ વાદના હિમાયતીઓ કેટલે હદ સુધી જઇ શકે છે એ આ નવલકથામાં બહુ સારી રીતે જોઇ શકાય છે. નવમતવાદ એટલે શું તે આ પુસ્તક દ્વારા બરાબર સમજાવ્યું છે.

કાગળ ઘણા હલકા વપરાયા છે. છપાઇ વગેરે સારૂં છે. ચિત્રો ભાવવાહી તથા સ્પષ્ટ છે. પરંતુ મૂલ્ય ઘણું વધારે છે. રૂ. ૧ થી વધારે ન હોઇ શકે એમ અમારૂં માનવું છે.

આ પુસ્તક યુવાનો અને યુવતીઓ વાંચે અને નવમતવાદની અનિષ્ટ અસરથી બચવા ખૂબ કાળજી રાખે. ભાષા વગેરે સારાં છે.

૨. **વહેમી** :–કર્તા, વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી; પ્રકાશક, શ્રીમતી જ્યમનગૌરી વ્યોમેશચન્દ્ર પાઠકજી ખપાટીઆ ચકલા સુરત; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૮૦; કાચું પૂઠું કિ. ૮–૦–૦ : દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પરિચય સહિત.

સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજીથી ગુજરાતી પ્રજા અજાણ નથી–ખાસ કરીને વિદ્યાર્થી વર્ગ અને સાહિત્યરસિક જનતા. ‘ જીવતી જુલીયટ ’ પછી આ એમની બીજી કૃતિ પ્રગટ થાય છે. ગુજરાતી સાહિત્યમાં આપેલો એમનો ફાળો એમનાં પત્ની જયમનગૌરી આમ રજુ રહ્યાં છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. આ નાટકમાં ત્રણ અંકો છે અને દરેકમાં ૫, ૬ અને ૪ પ્રવેશો અનુક્રમે છે. ટૂંકી વાર્તાઓ અને એકાંકી નાટકોના પ્રચલિત જમાનામાં આવાં ત્રિઅંકી પણ નાનકડા નાટકને જરૂર આવકાર મળશે. ભાઇ વ્યોમેશચન્દ્રની શૈલી તેમજ તેમની ભાષા પણ રસીલી અને હાસ્યજનક છે. જેમ એમની બોલીમાં હાસ્યરસ ઉભરાતો તેમ એમની કૃતિઓ પણ હાસ્યરસોત્પાદક છે.

ઘરડે ઘડપણ પરણવાની હોંશવાળા ભગવાનજી, ‘ લોભીઆ હોય ત્યાં ધુતારા ભૂખે ના મરે ’ એ કહેવતનો સચોટ નમૂનો છે. એકની પરણેતરને પૈસાને જોરે પોતે પરણે છે અને વહેમી એટલા છે કે નંદાને કોઇ જોડે બે લવા ના દે, મિત્રો જોડે વાત ના થાય, બહાર જાય તો ઘેર તાળું દઇ જાય. એવાના મિત્રો પણ ચાસીલા અને ગમતી હોય છે. નંદાનો વર વહાલો ભગવાનજીને ઉધુંચત્તું સમજાવી તેને ત્યાં નોકર રહે છે. પોતે સ્ત્રીનું મોં જોતો નથી તેમ તેની જોડે વાત પણ કરતો નથી એમ ભગવાનજીના મનમાં ઠસાવી તેની ગેરહાજરીમાં નંદા જોડે મોજ માણે છે અને બન્ને મળી ભગવાનજીનો ઘાટ ઘડે છે. અચાનક ભગવાનજીનો મિત્ર નગીનદાસ મામલો સમજી જઇ બન્નેને મદદ કરવા તૈયાર થાય છે. ડાક્તરનો પ્રસંગ ખાસ હાસ્યજનક છે. નગીનદાસ, નંદા તથા વહાલો બધાં એટલાં બધાં ચબરાક છે કે ભગવાનજી છેતરાય છે અને આખરે દાગીના વગેરે લઇ એની ગેરહાજરીમાં નંદા તથા વહાલો નાસી જાય છે, અને ત્યારે જ ભગવાનજી કબૂલ કરે છે કે ભડભડે કેહની હતી તેમ એ પોતે ખરેખરો ગધેડો છે. નાટિકા રમુજી હોઈ વાચકને પેટ પકડી હસાવે એવી છે. આશા છે કે જનતા એને સત્કારશે જ. પુસ્તકાલયો તો આવા લેખકોનાં પુસ્તકો જરૂર ખરીદી બહોળો પ્રચાર કરાવે.

છપાઈ, કાગળ વગેરે સુંદર છે.

૩. **દક્ષિણી રાંધણકળા** :—કર્તા, સૌ. સુલોચના દીધે; પ્રકાશક, સ્ત્રી સાહિત્ય મંદિર, સુરત; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૪૪; કાચું પૂઠું મૂલ્ય ૩ આના.

સ્ત્રી શક્તિ ગ્રંથમાળાના ૬૫ મા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રસિદ્ધિ પામે છે. આ અગાઉ સુંદર ગ્રંથમાળામાં ‘ પારસી રાંધણકળા ’ પુસ્તક પ્રસિદ્ધ થઈ ગયું છે. હજુ જૈન, મુસ્લીમ, મદ્રાસી વગેરે પ્રાંતીય રાંધણકળાનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનો અભિલાષ સંપાદક મહાશય સેવે છે. એ બધી કળા છૂટી છૂટી છપાયા પછી બધીનું એક જ પુસ્તક પ્રસિદ્ધ

કરવાથી વધારે ઉપયોગી થઈ પડશે એમ અમારૂં માનવું છે. તરેહવાર વાનીઓ બનાવવાની રીત સરળ ભાષામાં સમજણ પડે એવી રીતે આપી છે. કેટલીક સામાન્ય છે અને કેટલીક વિશિષ્ટ પણ છે સ્ત્રીઓને આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. તહેવારોનાં પ્રસંગોમાં આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે. મહિલા પુસ્તકાલયો, મહિલા શાળા પાઠશાળાઓ આ પુસ્તક જરૂર ખરીદે. સાર્વજનિક પુસ્તકાલય તો જરૂર ખરીદે. કિંમત અમને કાંઇક વધારે લાગે છે. આધુનિક જમાનામાં આ પુસ્તક યુવતીઓને આશીર્વાદ સમાન થઇ પડશે.

૪. **ગુજરાતનાં તીર્થસ્થાનો:**—લેખક, દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી; પ્રકાશક, એમ. સી. કોઠારી વડોદરા; ૧૯૨૮; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૦૦; કાચું પૂઠું; મૂલ્ય ૧૨ આના.

પઢિયાર સ્મારક ગ્રંથમાળાના પ્રથમ પુસ્તક રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. ભરૂચ, ચાંદોદ કરનાળીથી માંડી અંબાજી, આબુરોડ સુધીમાં આવેલાં ગુજરાતનાં પ્રખ્યાત અને પવિત્ર સ્થળો, દરેક સ્થળે શેનો મહિમા છે, તે કયારે સ્થપાયું, ત્યાં કઇ કઇ વસ્તુઓ ખાસ જોવા લાયક છે વગેરે બાબતો બહુ સરસ રીતે આ પુસ્તકમાં વર્ણવી છે. સનાતની અને અન્ય સંપ્રદાયવાળાને પણ આ પુસ્તક ઘણું ઉપયોગી જણાશે. યાત્રાળુઓ માટે જોઇતી સર્વ માહિતી આમાં આપેલી છે. પુસ્તક દરેક પુસ્તકાલયમાં હોવું જોઇએ. બાળકોને જ્ઞાન આપવા માટે બહુ ઉપયોગી છે. આજ પ્રમાણે ગુજરાતના ખંડેરો સંબંધી પુસ્તક લખાવાની ખાસ જરૂર છે.

છપાઇ સારી છે. પરંતુ કાગળ કદરૂપા અને હલકા છે. બાળકોનાં પુસ્તકો વધારે સારાં અને મોટાં બીબાંમાં છપાવાં જોઇએ.

૫. **કાગ મંત્રી:**—સંપાદક તથા પ્રકાશક, નાગરદાસ ઇ. પટેલ, મલાડ, મુંબાઇ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૩૨; કાચું સચિત્ર ખોઠ઼ેવું પૂઠું; મૂલ્ય ૦—૩—૦.

બાલવિનોદ માળાનું આ અઠ્ઠાવીસમું પુસ્તક છે. એમાં પ્રાણીઓ અને પક્ષીઓ કેવાં લડે છે અને કાગડો નાનો છતાં વિચક્ષણ હોઇ આખરે ભોળા ગૃધ રાજને છેતરી તેના આખા કુટુંબનું કેવું નિકંદન કાઢે છે તેનો બોધક ખ્યાલ મળે છે. કાગડો મુત્સદ્દી ગણાય છે. તે ઉતાવળો અને ઉછાંછળો ન થતાં ધીરજથી બધી બાજી ગોઠવી આખરે પોતાનો ઉદ્દેશ પાર પાડે છે. બાળકો માટે બોધક વસ્તુ ધરાવતા આ પ્રકાશનને શાળા અને પુસ્તકાલયો જરૂર ઉત્તેજન આપે.

૬. **નરકેસરી નેપોલિયન:**—લેખક, ધૂમકેતુ; પ્રકાશક, શંભુલાલ જગશી શાહ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૭; કાચું સચિત્ર પૂઠું, મૂલ્ય બે આના.

'સસ્તી સાહિત્યવાટિકા'ના પુષ્પ રૂપે આ મહાન ચરિત્ર પ્રસિદ્ધ થાય છે. એ નાનું છતાં ઘણી ઘણી બાબતોનો ઉલ્લેખ એમાં દેખાય છે. પુસ્તક વાંચ્યાથી એ મહાન નરકેસરીની દૃઢતા નિડરતા અને એના ગાંભીર્ય માટે માન ઉત્પન્ન થયા વિના રહેશે નહિ. બાળકોને પ્રેરક તથા બોધક થઇ પડે એવું છે. હવે પછીનાં ચરિત્રો પણ એવાજ મહાન પુરૂષનાં છે. આમાં

વિદેશી તેમજ સ્વદેશી નરવીરોના રોમાંચક અને ઉત્તેજક ચરિત્રોનો સમાવેશ હોઇ તે શાળા તથા પુસ્તકાલયોમાં ખાસ વંચાવવાં જોઇએ.

૭. **રાસપદ્મ** :—કર્તા, મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ; પ્રકાશક, એમ. પી. શાહ એન્ડ કુંપની, રાવપુરા વડોદરા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૦૦; સચિત્ર ભાવવાહી પૂઠું બોર્ડનું; મૂલ્ય રૂ. ૧-૦-૦.

ભાઇ મૂળજીભાઇનો આ ચોથો રાસસંગ્રહ છે. એઓ રાસકવિ તરીકે હવે જાણીતા થઇ ગયા છે, એટલું જ નહિ પરંતુ એમના રાસો વડોદરા શહેરમાં તેમ અન્ય સ્થળે ગરબામાં પ્રચલિત થઇ ગયા છે એજ એની લોકપ્રિયતા જણાવે છે. આ પુસ્તકમાં કુલ ૮૪ રાસ છે. રાસો ભાવવાહી પ્રોત્સાહક અને રમઝટવાળા છે. રાસોની ગુંથણીમાં જીવનની જુદી જુદી બાજુઓનાં ભાઇ મૂળજીભાઇએ એમની શૈલીમાં દર્શન કરાવ્યાં છે. લય પણ સારા છે. ગુજરાત ગરબા માટે પ્રખ્યાત છે જ. તેમાં નવરાત્ર પ્રસંગે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાથી રાસોનો પ્રચાર વધશે અને ભાઇ મૂળજીભાઇને જોઇતું પ્રોત્સાહન મળશે જ.

કાગળ, છપાઇ, બીબાં વગેરે બધું ઘણું સુંદર છે. કિંમત પણ માફકસર છે, છતાં હજી સ્હેજ ઓછી થઇ શકે તો પુસ્તક ખપવામાં સરળતા થાય એમ અમારૂં માનવું છે. ઋતુઓ, લગ્નપ્રસંગ, કુદરતપ્રેમ વગેરેને ઉદ્દેશી આ રાસો જીવનની અવનવી બાજુ સુંદર રીતે રજુ કરે છે.

૮. **રાસ રજની** :—પ્રકાશક, એન. એમ. ઠક્કરની કુંપની, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ મુમ્બાઈ ૨; ક્રાઉન ૧૬ પેજી પાન, ૧૬+૬૨૦; ૧૯૩૭; આવૃત્તિ ૩ જી; ગરબાના સુંદર સોનેરી ચિત્રવાળું આચ્છાદન સહિત સોનેરી અક્ષરોવાળું પાકું પૂઠું; મૂલ્ય ૧-૧૨-૦.

મેસર્સ એન. એમ. ઠક્કર કુંપની તરફથી નવરાત્રના શુભ પ્રસંગ ઉપર જુદા જુદા લેખકોના રાસોની વાનગી સુંદર સ્વરૂપમાં પ્રગટ થાય છે. રાસો વિષય પ્રમાણે ૬ વિભાગમાં સંગ્રહિત કરેલા છેઃ ૧. રાસ-ગરબા, ૨. કૌટુમ્બિક જીવનના રાસ, ૩. દામ્પત્ય ગીતો, ૪. વસંતના રાસ, ૫. ફૂલડાંના રાસ, ૬. લોકગીત, ૭. કથાગીતો, ૮. કૃષ્ણલીલાના રાસ, ૯. નવરાત્રના રાસ અને બાલક-બાલિકાના રાસ મળી કુલ ૨૭૫ રાસો આમાં એકઠા કરવામાં આવ્યા છે. ઘણા ખરા રાસો તો પરિચિત છે એટલું જ નહિ પરંતુ ગરબામાં ગવાતા ઘણાં જણે સાંભળ્યા હશે જ. એટલે સંગ્રહ લોકપ્રિય થવામાં વાંધો નહિ આવે. કવિકલ્પના, ભાવો, ઊર્મિઓ, તરંગો વગેરે પણ મનપસંદ રીતે દૃશ્યમાન કરવામાં આવ્યા છે. સ્ત્રીઓમાં તેમજ શાળા અને મહિલા પુસ્તકાલયોમાં ખાસ આવકારદાયક થઇ પડશે. પુસ્તકને યોગ્ય ઉત્તેજન મળશે જ એવી આશા છે.

૯. **શું શીખ્યા?** :—કર્તા, હર્ષદ પટેલ; પ્રકાશક, ભાઇલાલ ડી. પટેલ, 'આપણું બાળ' કાર્ય મંદિર, ભરૂચ; ૧૯૩૭, ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૫; કાચું પૂઠું; મૂલ્ય ૩ આના.

ભરૂચથી હાલજ શરૂ થયેલી 'આપણી બાળ ગ્રંથમાળા'નું આ પ્રથમ પુસ્તક છે. એમાં ૪ વાતો બોધદાયક, પ્રોત્સાહક અને રસ પડે એવી છે. કાગળ સામાન્ય છે. બીબાં

મોટાં છે, પરંતુ તેના પ્રમાણમાં કિંમત ત્રણ ગણી છે. બે પૈસા ત્રણ પૈસાથી વધારે મૂલ્ય આંકી શકાય એમ નથી. એક આનો કિંમત હોત તો વાજબી લેખાત. સમજી તથા અરૂણની વાતો બાળકોને ખાસ બોધદાયક છે. બાળકો હોંસે હોંસે વાંચશે.

૧૦. **હિન્દી સંસ્કૃતિ અને સાહિત્ય**:—મૂળ લેખક, ધર્માનંદ કોસંબી; અનુવાદક, શ્રી ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્રકાશક, જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૭+૩૨૮; બુદ્ધ તથા પદ્મના સૂચક ચિત્રવાળા આચ્છાદન સહિત પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૨—૦—૦.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાના ૮૫ મા પુસ્તક તરીકે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં શ્રી. ધર્માનંદ કોસંબી જેઓ બુદ્ધ ધર્મના અને પાલી ભાષાના નિષ્ણાત છે, અને જેઓ પુરાતત્ત્વના અભ્યાસી છે તેમણે હિન્દી સંસ્કૃતિની સાથે સાથે અહિંસા કેવી રીતે ઉત્તરોત્તર પ્રગતિ કરી રહી છે તે પ્રમાણસર બતાવ્યું છે. એમણે પાલી ગ્રંથોમાંથી પ્રમાણો બહુ સચોટ રીતે શોધી કાઢી અહિંસા તત્ત્વ હિંદમાં ક્યારથી દાખલ થયું તે બહુ સરળતાપૂર્વક અને રસમય રીતે વર્ણવ્યું છે. પુરાતત્ત્વના અભ્યાસકોને તેમજ અહિંસાવાદના હિમાયતીઓને ઘણું જાણવાનું મળશે. શ્રીયુત કોસંબીએ પુસ્તકના ૫ વિભાગ પાડ્યા છે : ૧. વૈદિક સંસ્કૃતિ, ૨. શ્રમણ ૩. પૌરાણિક સંસ્કૃતિ, ૪. પાશ્ચાત્ય સંસ્કૃતિ, ૫. સંસ્કૃતિ અને અહિંસા.

આર્યોના આગમનથી માંડી વૈદિક સંસ્કૃતિના સમય સુધી શ્રમણ સંસ્કૃતિનો અશોકના સમય સુધીનો જાહોજલાલીનો સમય, તથા તેના ગુણ દોષો, પૌરાણિક સંસ્કૃતિના ઉદ્દભવથી જુદા જુદા મતો અને પંથો તથા શહેનશાહ અકબરના સર્વ ધર્મના નિચોડરૂપ જગદ્ધર્મ માટેના પ્રયત્નો, રોમ, ગ્રીસ, ઇંગ્લાંડ, બ્રહ્મસમાજ, આર્યસમાજ, રૂશિયન ક્રાંતિ, જાપાનીસ ક્રાંતિની તુલના અને સામ્રાજ્યના ગુણ દોષો, તેનું મૂળ, અપરિગ્રહ, સત્યાગ્રહ પ્રજ્ઞા અને અહિંસા વગેરે બાબતો બહુ વિસ્તારપૂર્વક અને પ્રમાણસહ વર્ણવી છે. પુસ્તક મનનીય અને દ્યોતક છે. દરેકે દરેક પુસ્તકાલયમાં રાખવા લાયક છે. લડાયક વૃત્તિને શાંત કરનારૂં કયા દેવોનું પ્રાબલ્ય ક્યારે હતું અને તેની સંસ્કૃતિ ઉપર શી અસર થઇ તે અહીં બહુ સારી રીતે સમજાવ્યું છે.

છપાઇ કાગળ વગેરે પણ સારાં હોઇ કિંમત પણ માફકસર છે. પાઠ્ય પુસ્તક તરીકે પસંદ કરવા લાયક છે. પાશ્ચાત્ય, પૌરાણિક, ઐતિહાસિક તેમજ પાલી ભાષાનાં પુસ્તકો ઉથલાવી આ પુસ્તક પ્રમાણસર તૈયાર કરવામાં આવ્યું છે. આધાર રૂપ પુસ્તકનો ઉલ્લેખ છેવટે કરવામાં આવ્યો છે એટલે તે સંબંધમાં વિશેષ જાણવા ઇચ્છનારે મૂળ પુસ્તક જોવું વધારે હિતાવહ છે.

ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તકથી ઘણો સારો ઉમેરો થાય છે. શ્રી. જીવનલાલ મહેતાને આવું સરસ ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે ખરેખર અભિનંદન ઘટે છે.

૧૧. **ઈશોપાસના**:—પ્રકાશક, યુ. કે. ભગતજી, જાંબુલવાડી, મુંબાઇ નં. ૨; ૧૯૩૭; ૩૨ પેજી પાન ૩૨; કાચું પૂઠું; મૂલ્ય નથી.

સ્વામી દયાનંદ સરસ્વતીના 'સંસ્કારવિધિ' નામક પુસ્તક અનુસાર આર્ય વૈદિક ધર્મના અનુયાયીઓ માટે સન્ધ્યા તથા હવનના મંત્રો દૈનિક નિત્ય નિયમ માટે પ્રકાશકે પ્રસિદ્ધ કર્યા છે. ભેટ આપવાનું હોવાથી કિંમત છાપી જણાતી નથી. આર્ય સમાજના સભ્યોને ઘણું જ ઉપયોગી.

૧૨. **ઝાંઝવાનાં જળ** :—લેખક, 'સોપાન;' પ્રકાશક, લક્ષ્મીદાસ પુરૂષોતમ ગાંધી, નૂતન પ્રકાશન મંદિર, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૧૯; પાકું પૂઠું મૂલ્ય રૂ. ૧-૪-૦.

ભાઈ 'સોપાન' જીવનના વિકટ પ્રશ્નો ચર્ચવા માટે જાણીતા છે. એમની લેખિનીમાં દર્દને તાદશ્ય કરવાની આવડત છે. આમાં એકંદર ૧૦ કથનીઓ છે. તેમાં જુદા જુદા વિકટ પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે કે જે પ્રશ્નો હાલ પણ નિરાકરણ માગી રહ્યા છે. અપ્રાપ્ય વસ્તુ માટેની આકાંક્ષા એ આ પુસ્તકનો પ્રધાન સૂર છે. દરેકે વાંચી મનન અને નિરાકરણ કરવા યોગ્ય છે. અસંતોષ અને પોતાની શક્તિ બહારની વસ્તુ માટે આશા રાખવી એ આ વાતોમાં મુખ્ય બાબતો છે. આવાં પુસ્તકો ખાસ ઉત્તેજનને પાત્ર છે.

૧૩. **ખીલતી કળી** :—અનુવાદક, યજ્ઞેશ હ. શુકલ; પ્રકાશક, ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪ વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ નં. ૪; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૧૮; કાચું પૂઠું; મૂલ્ય રૂ. ૧-૦-૦.

'ગુણસુંદરી' માસિકના ૧૯૩૭-૩૮ ના ભેટપુસ્તક તરીકે મામા વરેરકર જેઓ સુપ્રસિદ્ધ મરાઠી નાટ્યકાર અને નવલકથાકાર છે તેમના 'ઉમળતી કળી' એ નામના મરાઠી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ **ખીલતી** કળી નામે પ્રસિદ્ધ થયો છે. સ્ત્રીઓના સ્વાતંત્ર્યને લગતી આ બાબત છે. પ્રાચીન અને અર્વાચીન મતભેદો વચ્ચેની અથડામણનો ચિતાર છે. નવમતવાદીઓ બધી બાબતની છૂટ માગે છે ત્યારે જૂના જમાનાના પ્રૌઢ વિચાર ધરાવનારા અસલના રીતરિવાજને મક્કમપણે વળગી રહેવા મંથન કરે છે તેનો ચિતાર અત્રે મામા વરેરકરે આપ્યો છે. સનાતની કહેવડાવનારા ધર્મને નામે કેવો દંભ અને અનાચાર કરે છે તેનો આમાં સારો ચિતાર અપાયો છે.

નિવૃત્ત ડેપ્યુટી કલેક્ટરને ત્યાં રહેલો નાયક અને શેષગિરરાવ જેવા સનાતનીને ઘેર ઉછરતી દેવી નામની કુમારિકા કેવી રીતે મળે છે, 'ખીલતી કળી'ના પુસ્તક સંબંધી જાહેરાતોથી એ વાંચવા તલપાપડ થએલો નાયક, તેના કાકા, શેષગિરરાવ બધા વારા ફરતી વાંચી જાય છે. શેષગિરરાવ તેમજ નાયક પ્રથમ તો એ પુસ્તકના લેખક ઉપર ગુસ્સે થઈ જાય છે; પરંતુ વિચાર કરતાં અને દેવી સાથે પ્રસંગ વધતાં નાયકનો વિચાર બદલાય છે અને સ્ત્રીઓને પણ છૂટ આપવાની અને જાહેરમાં ભાગ લેવા દેવાની જરૂર છે એ સિદ્ધાંત સ્વીકારે છે. સ્ત્રીસ્વાતંત્ર્યની હિમાયતી છોકરીઓની ટોળી નાયકને વખતોવખત ઉધડો લેછે અને પોતાનું મંતવ્ય કબૂલ કરાવે છે. દેવીને આ છોકરીઓ જોડે જોઇ એને નવાઇ લાગે છે; પરંતુ આગળ જતાં દેવીને તે ખરા સ્વરૂપમાં પીછાને છે અને ધીરે ધીરે તેના પ્રેમમાં પડે છે. છાપખાનામાં જવાબદારીનું કામ દેવી સમાલે છે. 'ખરો હિન્દુ' નામનું વર્તમાનપત્ર કાઢવાનું નક્કી

થાય છે અને તેનું તંત્રીપદ નાયક શ્રીનિવાસ સ્વીકારે છે. અડધી જવાબદારી લેખ મેળવવા માટે દેવીને સોંપાય છે. શેષગિરરાવને નવાઇ લાગે છે પરંતુ દેવી તો તૈયાર હતી અને ખુબીબંધ પોતાનું કામ ઉપાડી લઇ ફત્તેહમંદ રીતે પાર પાડે છે. યુવાન સ્ત્રી પુરુષો એકલાં સાથે કામ કરે એ લોકલાગણી વિરૂદ્ધ હોવાથી નાયકના કાકા પણ પ્રેસમાં હાજર રહે છે, કે જેથી લોકાપવાદનો ભય રહે જ નહિ. એ પત્રના પહેલા અંકમાં દેવી જ ખીલતી કળીનું અવલોકન પોતાની દૃષ્ટિએ કરે છે અને તેમાં નવમતવાદનું ખંડન કરે છે. આગળ ઉપર વાસંતી સાથે શ્રીનિવાસનાં લગ્ન કરવાની ગોઠવણ કાકા કરે છે અને શ્રીનિવાસ ના પાડે છે. આખરે દેવી સાથે જ પરણે છે અને કાકા પોતાની ભૂલ જોઇ પસ્તાવો કરી અનુમતિ આપે છે. એટલે અહીં સ્નેહ લગ્નની પ્રથા તરફ સમાજનું વલણ વધતું જાય છે એ સત્ય દાખવ્યું છે. સમય પ્રમાણે સમાજની રહેણી કરણીમાં ફેર પડે છે તે આ વાર્તા ઉપરથી સચોટ માલૂમ પડે છે.

છપાઇ વગેરે સારૂં છે. માત્ર કાગળ હલકી જાતના છે. ભેટનાં પુસ્તકોમાં આવા કાગળો જ વપરાય છે એ ઇષ્ટ નથી. પુસ્તક વાચવા લાયક છે: અને નવા જુનાનું યુદ્ધ કેવું હોય તે જાણવા ઇચ્છનારાઓ ખાસ આ નાટક વાંચે. સુધારકોમાં તો આ પુસ્તક ઘણું સત્કારાશે. અન્ય ભાષાઓમાંથી ઉત્તમ કૃત્તિઓ ગુજરાતી ભાષામાં અનુવાદિત થાય એ ઇષ્ટ અને ફાયદાકારક છે.

૧૪. **નવો આચાર-નવો વિચાર:**—લેખક, હરભાઇ ત્રિવેદી; પ્રકાશક, દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૮+૨૪૩; પાકું પુઠું મૂલ્ય; બાર આના.

સ્વ. મોટાભાઇ સ્મારક ગ્રંથમાળાનું આ ૮ મું પુસ્તક છે. એમાં શ્રીયુત હરભાઇએ કેળવણીનો પ્રશ્ન આધુનિક દૃષ્ટિએ છણ્યો છે અને શિક્ષણ કેવી રીતે આપવું જોઇએ, વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે શી તજવીજ કરવી જોઇએ, કઇ પદ્ધતિ વધારે સરળ અને સહેલાઇથી વધારે આકર્ષક થઇ શકે એ વગેરે બાબતો એમણે ઝીણવટથી પોતાના જાતઅનુભવ ઉપરથી ચર્ચી છે.

જ્ઞાન ભાર રૂપ ન થતાં શુદ્ધ જ્ઞાન રહે તે માટે શું કરવું તે પણ સરસ રીતે સમજાવ્યું છે. પાશ્ચાત્ય પદ્ધતિઓ સાથે સાથે સરખાવીને એમાંથી હંસક્ષીર ન્યાયે ઉપયોગી બાબત ગ્રાહ્ય રાખી આપણું શિક્ષણ કેવી રીતે સરળ અને આનંદદાયક થાય એ જણાવવાનો આ પુસ્તકનો હેતુ ફળીભૂત થએલો લાગે છે. પ્રત્યક્ષ પદ્ધતિ તરફ લેખકનું વલણ વધારે જણાય છે.

પુસ્તકાલયોમાં તો આ પુસ્તક અવશ્ય હોવું જોઇએ. શાળાના શિક્ષકોએ પણ આ પુસ્તક જરૂર વાંચી તે પ્રમાણે વર્તનમાં ઉતારવું જોઇએ. પુસ્તકાલયો દ્વારા આ ઉદ્દેશ બહુ સારી રીતે સફળ થઇ શકશે એટલે શાળા અને પુસ્તકાલયો તો આ પુસ્તક સિવાય નજ ચલાવી લે.

છપાઇ રૂપરંગ વગેરે સારાં છે. કિંમત પણ માફકસર છે.

૧૫ **જ્યોતિષ વિજ્ઞાન અથવા લઘુ પારાશરી:**—લેખક તથા પ્રકાશક, ઉત્તમરામ મયારામ ઠાકર, બી. એ. એલએલ. બી. અમદાવાદ; ૧૯૩૭; રૉયલ ૧૬ પેજી ૬૬, પાન ૨૧+૩૭૬; પાકું આચ્છાદનવાળું પૂઠું; મૂલ્ય રૂ. ૪-૦-૦.

'હસ્તરેખાવિજ્ઞાન'ના કર્તાનું જ્યોતિષનું આ બીજું પુસ્તક પ્રસિદ્ધ થાય છે. અર્વાચીન સમયમાં જ્યોતિષ તરફ સમાજની દૃષ્ટિ વધારે ખેંચાવા માંડી છે તે સમયે આ પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બન્ને પદ્ધતિ ઉપરથી લખાયલું પુસ્તક અભ્યાસકોને ઘણું જ ઉપયોગી થઇ પડશે. મૂળ શ્લોકો સાથે ભાષાંતર આપી અભ્યાસકોને બહુ સરળતા કરી આપી છે. એમનું ગણિત વગેરે ચોક્કસ તેમજ શાસ્ત્રીય છે. આવા શાસ્ત્રીય પુસ્તકની ગુજરાતી ભાષામાં ઉણપ હતી જ. હવે આવાં શાસ્ત્રીય પુસ્તકો લખાવા માંડ્યાં છે એ શુભ ચિહ્ન છે. ભૂમિકા ખાસ વાંચવા ભલામણ છે. કર્તાએ પોતાનું પુસ્તક બહુજ ઝીણવટથી અને અનુભવ ઉપરથી માર્ગદર્શક થઇ પડે એવું બનાવ્યું છે. કુંડળીઓ, દશાઓના કોઠા વગેરે પણ સમજૂતી સાથે આપ્યા છે. પુસ્તકાલયોમાં આવાં પુસ્તકો હોવાં જ જોઇએ. ઉત્તેજનને પાત્ર છે જ. મૂલ્ય પણ માફકસર છે. છપાઈ, કાગળ વગેરે સુંદર છે.

૧૬. **વિજ્ઞાનના દૃષ્ટાન્તો ભાગ ૨ જો:**—કર્તા, શ્રી મોઘીબેન; પ્રકાશક, શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૯૯; કાચું સચિત્ર બાવવાળી પૂઠું; મૂલ્ય પાંચ આના.

દ. મૂ. બાલસાહિત્યવાટિકાના ૨૬મા પુસ્તક તરીકે આ બીજો ભાગ પ્રસિદ્ધ થાય છે. એમાં એડીસન, માર્કોની અને સર જગદીશચંદ્ર બોઝનાં જીવનચરિત્રો તેમજ તેમની મહાન શોધો તેમણે કેવી રીતે કરી, તેમાં તેમને કેટલી મુશ્કેલીઓ નડી વગેરે બાબતો બહુ સરળ રીતે બાળકો માટે લખી છે. આવાં પુસ્તકો ખરેખર શિક્ષકોને બહુ જ ઉપયોગી છે. દ. મૂ. પ્રકાશન મંદિરે આ દિશામાં ઘણું સારૂં કામ કર્યું છે. બાળસાહિત્ય હવે ઠીક પ્રમાણમાં પ્રગટ થઇ રહ્યું છે. પુસ્તકાલયો, શાળાઓ ઉત્તેજન આપશે જ.

છપાઇ, કાગળ, બીબાં વગેરે માટે દ. મૂ. પ્રકાશન મંદિર જાણીતું છે. એનું એ બધું જ સુંદર હોવાનું.

ના. ચં. દીવાનજી

* * *

## અવસાન નોંધ

સાક્ષરોની જુની પેઢીના અગ્રગણ્ય પ્રતિનિધિ વડોદરાના વયોવૃદ્ધ સાક્ષર શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ માસ્તર, તા. ૨૨–૧૦–૩૭ ને શુક્રવારના રોજ ૮૮ વર્ષની પાકટ વયે, કૈલાસવાસી થયા છે. તેઓ ગુજરાતી ઉપરાંત સંસ્કૃતના પ્રખર વિદ્વાન હતા. એમની વિદ્વત્તાની કદર કરી શ્રીમંત વડોદરા નરેશે એમને 'કલાદીપ'ની બહુ માનભરી ઉપાધિ બક્ષેલી. એમની કસાયલી કલમ દ્વારા ગુર્જરગિરાને કાવ્ય–નાટક, સાહિત્ય–અલંકાર, ધર્મ–નીતિ–તત્ત્વજ્ઞાન, કલા, વાર્તા, વૈદક : એમ વિવિધ વિષયોની કઇ નહિ તો પચાશેક જેટલી પ્રકટ પ્રસાદી સાંપડી છે. પ્રેમાનંદ સાહિત્યના સંશોધન કાર્યમાં પણ એમનો કિંમતી ફાળો હતો. એ પુણ્યશાળી આત્માને પ્રભુ ચિરશાંતિ સમર્પો !

# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | બોધ બાવની | મનુ હ. દવે | કર્તા, સિદ્ધપુર | ૦-૧૨-૦ | |
| ૨ | જ્ઞાનપ્રાપ્તિનું તૃતીય કરણ | પુરાણી અં. બા. | શ્રી અરવિંદ કાર્યાલય આણંદ | ૦- ૮-૦ | |
| ૩ | શેક્સપીઅરનાં કથાનકો | શાહ, ર. ના. | બાલજીવન કાર્યાલય વડોદરા | ૧- ૦-૦ | બાલજીવનની ૧૮ મા વર્ષની ભેટ |
| ૪ | ફુલગજરી | ઉમિયાશંકર જોષી | અશોક પ્ર. મં. વડો. | ૦- ૩-૦ | અ. બા. પુ. માળા ગુ. ૩ પુ. ૫ |
| ૫ | કાગળના કીમીયા | પ્રિયવદન બક્ષી | " | ૦- ૩-૦ | " પુ. ૬ |
| ૬ | વિજ્ઞાન વિહાર ભા. ૩ | નવલકાન્ત ને. ભાવસાર | " | ૦- ૩-૦ | " પુ. ૭ |
| ૭ | રંભાનું રસોઇ ઘર ખંડ ૩ | સમતિ ના. પટેલ | " | ૦- ૩-૦ | " પુ. ૮ |
| ૮ | મીરાંબાઇ | નાગરદાસ ઇ. પટેલ (સં.) | " | ૦- ૩-૦ | " પુ. ૯ |
| ૯ | દગાબાજ દુશ્મન | ચંદ્રભાઇ કા. ભટ્ટ | " | ૦- ૩-૦ | " પુ. ૧૦ |



## સ્વીકાર :

નીચેનું સાહિત્ય મળ્યું છે : પરિચય હવે પછી:—

**દીવાળી અંકો** :—(૧) ગુજરાતી (૨) ગુજરાતી પંચ (૩) ગુણસુંદરી (૪) દાંડીઓ (૫) નવચેતન (૬) નવપ્રભાત (૭) પ્રતાપ (૮) બાલજીવન (૯) બાલમિત્ર (૧૦) બે ઘડી મોજ (૧૧) લોકમત (૧૨) શારદા (૧૩) શ્રી શક્તિ (૧૪) હિંદુસ્તાન પ્રજામિત્ર (૧૫) પદ્મિની પુ. ૧ અં. ૨. (૧૬) ગાંડીવ.

**ઈતર** :—(૧) લોકવાણી ( વાર્ષિક ) (૨) ( વાઘોડીઆ મહાલનો ) અહેવાલ સંગ્રહ ૮મું વર્ષ (૩) જ્યોતિ ( માસિક ) : વર્ષ ૧૬ અં. ૨ : તંત્રીઓ, વેણીશંકર ગો. ભટ્ટ અને હરિભાઇ લ૦ ઠક્કર, ભાવનગર : વા. લવાજમ ૨–૦–૦. (૪) જ્યોતિ ( માસિક ) : વ૦ ૧ અં. ૨ : તંત્રી, રતિલાલ માધવાણી, રાજકોટ : વા. લવાજમ રૂ. ૧–૦–૦. (૫) જ્યોતિર્ધર ( પખવાડિક ) : વ. ૧ અંક ૧૩ : તંત્રીઓ, ગટુલાલ ગો. ધ્રુવ અને પ્રાણલાલ કિ. દેસાઇ, અમદાવાદ : વા. લવાજમ રૂ. ૨) ટ. ખ. સાથે (૬) તોરણ ( બાલમિત્ર ) વ. ૧ અં. ૧ : તંત્રીઓ, મણિલાલ ઠાકર અને ઇન્દુપ્રસાદ ભટ્ટ, નડિયાદ : વા. લવાજમ રૂ. ૨) (૭) પ્રગતિ ( માસિક ) વર્ષ ૧ અંક ૪ : તંત્રી, ચંદુલાલ રણછોડલાલ પંડિત, રાયપુર–અમદાવાદ : વા. લવાજમ રૂ. ૨) (૮) કડોર સાર્વ૦ પુ૦ નો ૩૬–૩૭ નો વાર્ષિક રિપોર્ટ (૯) મહેસાણા પ્રાંત પુ૦ પરિષદના ત્રીજા અધિવેશનનું નિવેદન (૧૦) મુસ્લિમ કુતુબખાના, ઉપલેટાનો '૩૬–૩૭ નો વાર્ષિક રિપોર્ટ.





## વડોદરા રાજ્ય

**'જયભારત'ના ગ્રાહકો લક્ષમાં લે:**—દૈનિક પત્ર 'જયભારત'નું પ્રકાશન સંજોગવશાત્ બંધ પડ્યું છે. તેના અધૂરાં રહેતાં લવાજમો સંબંધી સૂચના પુસ્તકાલય સ૦ સ૦ મંડળના મંત્રીની સહીથી ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થઇ છે. તેનો મજકુર લક્ષમાં લઇ ઘટિત તજવીજ સવેળા કરી દેવા લાગતાવળગતાઓને ભલામણ કરવામાં આવે છે.

**ગુ૦ વ૦ સો૦ નાં ભેટ પુસ્તકો:**—સન ૧૯૭૬નાં ગુ૦ વ૦ સો૦ નાં ભેટ પુસ્તકો સંબંધી સોસાઇટીના મદદનીશ મંત્રીની સહીથી અન્યત્ર પ્રગટ થયેલ જાહેરાત તરફ પણ લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચીએ છીએ, અને વડોદરા રાજ્યનાં રજીસ્ટર થયેલાં પુસ્તકાલયોના સંચાલકોને વટહુકમ નં. ૨૭ / તા. ૭-૮-૩૫માં જણાવેલા નમુના પ્રમાણે પોતાના પુસ્તકાલયને મળવાનાં પુસ્તકોની માંગણી સૂચના નં. ૨૭૭માં ઠરેલા પોતાના સેન્ટર તરફ તાબડતોબ મોકલી આપવાની ભલામણ કરીએ છીએ.

**વધુ વ્યાજ ઉપજાવવા ખાતર:**—વડોદરા રાજ્ય લૅન્ડ મોર્ટગેજ બેન્ક તરફથી ત્રણ ટકાના વ્યાજનાં આયપતવેરાની મુક્તિવાળાં ડિબેન્ચર્સ નીકળવાનાં છે, અને તે શેર-હોલ્ડરોને જ અપાવાનાં છે. એટલે કાયમફંડનું વધારે વ્યાજ ઉપજાવવા ખાતર જેમને આ ડિબેન્ચર્સની યોજનાનો લાભ લેવાની ઇચ્છા હોય તેમણે એક શેર તો લઇ લેવો જ જોઇએ. એક ડિબેન્ચર રૂ. ૨૫૦) નું રહેવાનું હોવાથી જેમનું કાયમફંડ રૂ. ૩૦૦) ઉપરાંતનું હોય અને ડિબેન્ચરની યોજનાનો લાભ લેવો હોય તેમને શેર લેવાની તજવીજ સત્વર કરી દેવાની ભલામણ છે; પણ તે સાથે એટલું પણ યાદ રાખવાની સલાહ છે કે બધા શેરહોલ્ડરોને ડિબેન્ચર્સ મળશે જ એની ખાત્રી નહિ: ડિબેન્ચરો વહાડે વહેંચાશે.

**હાર્દિક અભિનંદન!:**—સિદ્ધપુર મહાલના ઉત્સાહી શાળાધિકારી રા. રા. ઇશ્વરભાઇ મ૦ પટેલે સિદ્ધપુર મહાલનું શાળાવાળું કોઇપણ ગામ ચાલુ સાલે પુસ્તકાલય વિનાનું રહી જવા ન પામે તેવી તજવીજ આરંભી છે. પરિણામે (૧) વનાસણ (૨) રસુલપુર (૩) સુગાણા (૪) રણુંઓડપુરા (૫) કરણપુર (૬) મામપાડા, અને (૭) ચમૂડ એ ગામોએ રૂ. ૫૦) ની લોકમદદ એકઠી થઇ પુ. ખાતા તરફ મોકલાઇ ગઇ છે. જરૂરપૂરતી કાયમફંડની રકમ પણ મેળવી લેવાની કોશિષ ચાલુ છે. સિવાય, (૮) સુજાણપુર માટે રૂ. ૧૦) ની મદદ રાજરત્ન શેઠશ્રી મહાસુખભાઇ તરફથી મળી જતાં ચાલુ સાલે જ નોંધાવેલી માંગણી પણ મંજુર થવી બાકી છે.

એટલે આ ૮ ગામોએ તો ધોરણસરનાં પુસ્તકાલયો ઉઘડી જશે જ. હવે માત્ર (૧) દેથળી (૨) વણાગલા અને (૩) નાગવાસણા એ ત્રણ જ શાળાવાળાં ગામો સિદ્ધપુર મહાલ ખાતે બાકી રહે છે. તે પણ શ્રીયુત ઇશ્વરભાઇ જેવા ઉત્સાહી મહાલ શાળાધિકારી અને શ્રી ખીમજીભાઇ જેવા પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ સેવકના સંયુક્ત પ્રયાસથી ચાલુ સાલે જ પાર પડી જાય તો 'શાળા ત્યાં પુસ્તકાલય' એ શ્રીમંત રાજપિતાની રાજ્યનીતિને સર્વાંશે સિદ્ધ કરી દેખાડવાનું, મહેસાણા પ્રાંત પૂરતું, આદિ માન સિદ્ધપુર મહાલ ખાટી જઇ શકે. ચાણસ્મા મહાલ પણ એ દિશામાં પ્રયત્નશીલ હોવાનું સંભળાય છે. જોઇએ છીએ કે બેમાંથી કયો મહાલ મહેસાણા પ્રાંત પૂરતું આ માન ખાટી જાય છે ?

પુસ્તકાલય પ્રવૃત્તિ વિષે સક્રિય રસ લેનારા થોડાક મહાલ શાળાધિકારીઓની પંક્તિમાં આવી ઉભવા બદલ શ્રીયુત ઇશ્વરભાઇ પટેલને અમારાં હાર્દિક અભિનંદન !

**વસોનું મહિલા પુસ્તકાલય :**—શ્રી હરિબા મહિલા પુસ્તકાલય – વસો માટેના મકાનનું બાંધકામ લગભગ પુરૂં થઇ ગયું હોઇ તે ટુંક સમયમાં જ નેક નામદાર દીવાન સાહેબને મુબારક હસ્તે ખુલ્લું મૂકાવાની તજવીજ થતી સંભળાય છે.

**અનેકાનેક ધન્યવાદ :**—કરલી તા. સિદ્ધપુર ગામે પુસ્તકાલય તો વર્ષો પહેલાં સ્થપાઇ ગયેલું છે. તેને માટે જરૂરી મકાન પોતાને ખર્ચે બંધાવી આપવાની ઉદારતા ગામના એક સજ્જને દાખવી હોઇ તેનો અમલ પણ થઈ ગયો છે. મકાન બંધાઇ રહેતાં ખાતાને સોંપી દેવાનું પણ સ્વીકારાયું છે. તે પ્રમાણે થોડા દિવસમાં મકાનનો કબજો લેવાઇ પુસ્તકાલય ત્યાં ખસેડાશે. મકાન ખુલ્લું મૂકવાની તજવીજ ચાલુ છે.

પુસ્તકાલયના આ અજાણ્યા આશ્રયદાતાને અનેકાનેક ધન્યવાદ !

**પુસ્તકાલયોને મળેલી ભેટ :**—મઠેલી તા. ડભોઇને ગામ સમસ્ત તરફથી ચાદરો જડેલું લાકડાનું કબાટ નં. ૧.

—વેડા તા. કલોલને રૂ. ૮–૧૦–૦ ની કિંમતનાં ૯ પુસ્તકો વડુ તા. કડીના મુખ્ય શિક્ષક અને વેડાના વતની રા. કાન્તિપ્રસાદ લાલશંકર ત્રિવેદી તરફથી તેમના સ્વ૦ પિતાશ્રીના પુણ્યાર્થે.

—અલુવા તા. કલોલ : રૂ. ૧૦) નાં પુસ્તકો નંગ ૧૦ અલુવાના વતની અને વેડા તા. કલોલના ઉપશિક્ષક રા. સોમનાથ મગનલાલ ત્રિવેદી તરફથી સ્વર્ગસ્થ ભાઇ બાબુલાલના પુણ્યાર્થે.

—કરસનપુર તા. ખેરાળુ :—સન ૧૯૩૭–૩૮ માટેનું બજેટ પુ. ના પ્રમુખ પા. ગણેશભાઇ જેકનદાસની ઉદારતાભરી મદદથી બનાવી મોકલવામાં આવ્યું છે.

**વર્ગીકરણ થઇ ગયું છે :**—[ ઑગસ્ટ અંકના પૃ: ૫૪૧ થી ચાલુ ] ( ૩૪૭ ) ભાવસોર તા. વિજાપુર ( ૩૪૮ ) કલ્યાણા તા. સિદ્ધપુર.

**મંજુર થતી ગ્રામ પંચાયતની મદદ સંબંધી ફરિયાદ :**—પુસ્તકાલય માટે નિયમ પ્રમાણે મંજુર થયેલી ગ્રામપંચાયતની મદદ નહિ મળી હોવાની ફરિયાદ વડુ તા. કડીનું સાર્વજનિક પુસ્તકાલય નોંધાવે છે. એવી ફરિયાદ બીજાં પુસ્તકાલયોની પણ હોવાનો સંભવ છે. એ સંબંધમાં જણાવવાનું કે મંજુર થયેલી રકમ તલાટી કે મુખી મારફત જે તે મહાલેથી મેળવી લેવાપૂરતી જાગૃતિ આજ સુધી રાખવી પડતી હતી; પણ હવે ગ્રામ

પંચાયતની રૂ. ૧૦૦) જેટલી શીલક જે તે ગામે જ રાખવાનું ધોરણ નેક નામદાર દીવાન સાહેબે ઠરાવી આપેલું હોવાથી ગ્રામપંચાયતે મંજુર કરેલી રકમ આયંદે જે તે ગામેથી જ મેળવી લેવાની તજવીજ કરવી રહે છે. અને મહેસાણા પ્રાંતના પુસ્તકાલયપ્રેમી સુબા સાહેબે તો પુસ્તકાલયો માટે મંજુર થતી ગ્રામ પંચાયતની રકમો વગર વિલંબે અદા કરી દેવા સંબંધમાં જરૂરી દફતરી હુકમ પણ ગયે વર્ષે કાઢેલો છે. એટલે કાર્યદક્ષ જાગૃત મંત્રી ધરાવતાં મહેસાણા પ્રાંતનાં પુસ્તકાલયોની બાબતમાં તો આયંદે આ મુશ્કેલી ન જ રહેવી જોઈએ.

## વ૦ રા૦ પુ૦ મંડળ

**આગામી પરીક્ષાઓ માટે :**—શિષ્ટવાચનની આગામી બે પરીક્ષાઓ માટે (૧) અપંગની પ્રતિભા ( કુ. હેલન કેલર ) તથા (૨) આપવીતી ( ધર્માનંદ કોસાંબી ) એ પુસ્તકો રાખવાનું ઠરેલું છે. બન્ને પુસ્તકો નવજીવન પ્રકાશન મંદિરનાં હોઈ બોધક સામગ્રી ધરાવે છે: કિંમત અનુક્રમે ૦–૧૨–૦ તથા રૂ. ૧–૪–૦ છે. શિષ્ટવાચનનાં રસિયાઓ માટે એ બન્ને પુસ્તકોને ચાલુ સાલના બજેટની પુસ્તકખરીદીની યાદીમાં સ્થાન આપી મેળવી લેવાની નાનાં મોટાં તમામ પુસ્તકાલયોને ખાસ ભલામણ છે.

**મહાલ પરિષદો :**—કડી મહાલની પ્રથમ પુ૦ પરિષદ ચાલુ માસની તા. ૨૧મીએ કલ્યાણપુરા ગામે ભરવાનું મહાલ મંડળની સભાએ ઠરાવ્યું છે.

—સિદ્ધપુર મહાલની દ્વિતીય પરિષદ બની શકે તો કરલી ગામે પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકાતી વખતે, અગર તો પછી મેરવાડા ગામે ભરવાની તજવીજ ચાલે છે.

**મહાલ મંડળો તરફે શિષ્ટવાચનની પરીક્ષા :**—વડોદરા મહાલ પુ. મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટેની દ્વિતીય પરીક્ષા ગત માસની ૧૦ મી તારીખે જે તે ગામે લેવાઈ અને તેનો લાભ મહાલની ૨૦ શાળાઓનાં ૨૯૩ જેટલાં બાલબાલિકાઓએ લીધો. પરીક્ષા માટે શ્રી જુગતરામ દવે કૃત **"બાળકોના ગાંધીજી"** એ પુસ્તક રખાયું હતું. એનો પ્રશ્ન પત્ર કાઢવાની તથા ઉત્તરો તપાસવાની જવાબદારી મહાલ મંડળના પ્રમુખ અને મહાલના શાળાધિકારી શ્રી દેવચંદભાઇ રામજીભાઇએ પંડે ઉઠાવી હતી. એ સંબંધમાં તેમનું નિવેદન **"શિષ્ટવાચનની પરીક્ષા"** એ શીર્ષકથી ચાલુ અંકમાં જ છપાયું છે તે જોઈ જવા લાગતાવળગતાં તમામને ભલામણ છે.

—સિદ્ધપુર મહાલ પુ૦ મંડળ તરફથી પણ એજ તારીખે શિક્ષકો માટેની પરીક્ષા રખાઇ હતી, અને તેને માટે ગિજુભાઇ કૃત " શિક્ષક હો તો " અને " પ્રાથમિક શાળામાં શિક્ષક " એ બે શિક્ષકોપયોગી પુસ્તકો નિયત થયાં હતાં. પરીક્ષા આપવા સિદ્ધપુર અને ઉંઝા પૈકી હરકોઇ કેન્દ્રે ઉમેદવારે હાજર થવાનું હતું, છતાં સિદ્ધપુર મહાલ ઉપરાંત પાટણ મહેસાણા તથા વિસનગર મહાલોના પણ કેટલાક ઉત્સાહી શિક્ષકોએ પરીક્ષાનો લાભ લીધો હતો. ૪ બહેનો સહિત એકંદર ૫૮ શિક્ષકો બેઠેલાં તેમાંથી ૫૩ ઉત્તીર્ણ થયાં છે. પ્રશ્નપત્ર કાઢવાનું તથા ઉત્તરો તપાસવાનું કાર્ય અહિ પણ ઉત્સાહી મહાલ શાળાધિકારી સાહેબે કરી શિષ્ટવાચન પ્રચાર પ્રત્યેનો પોતાનો અનુરાગ પુરવાર કર્યો છે. બેઠેલાં ઉમેદવારોમાં મોટો ભાગ ઉત્તમપદ પાસ થયેલાનો હોઇ તેમણે પોતાના ઉત્તરપત્રોમાં જણાવ્યું છે કે " આ પુસ્તકો પરીક્ષા નિમિત્તે ઝીણવટથી વાંચવાનું થતાં ગિજુભાઇનાં શિક્ષણ વિષયક તમામ પુસ્તકો જોઇ જવાની પ્રેરણા મળી છે. "

ઉપરોક્ત બન્ને પરીક્ષાઓના પ્રશ્નપત્રો અન્યત્ર છાપવાનું ઉચિત ગણ્યું છે.

## રાજ્ય બહાર

**આગામી મહાસભામાં પુસ્તકાલય પ્રદર્શન :—** બારડોલી તાલુકાના હરિપુરા ક્ષેત્રે ભરનાર મહાસભાના ૫૧ મા અધિવેશન પ્રસંગે ગ્રામોદ્ધારના આવશ્યક અંગ સમી પુસ્તકાલય પ્રવૃત્તિનું પ્રદર્શન ભરવાનું આમંત્રણ ગુજરાતની પુ. પ્રવૃત્તિના અઠંગ ઉપાસક શ્રીયુત મોતીભાઇ અમીને સ્વીકાર્યું છે, ને તેને માટે જરૂરી તજવીજ શરૂ કરી દીધી છે. એ સંબંધમાં ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયેલો એમનો " હરિપુરા અખિલ હિંદ ગ્રામ ઉદ્યોગ પ્રદર્શનનો ગ્રામ પુસ્તકાલય વિભાગ " નામનો લેખ જોઈ જવાની ને યોગ્ય સૂચનો સત્વેળા મોકલી આપવાની પ્રજોપકારી પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ ધરાવનારાં સર્વ કોઇને ભલામણ કરીએ છીએ.

**ગુજરાત પરિષદ ક્યારે ? :—** અખિલ ગુજરાત પુસ્તકાલય પરિષદના દ્વિતીય અધિવેશનના પ્રમુખપદ માટે પસંદગી પામેલા શેઠ શ્રી પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ મોદી પોતાની અનુકૂળતાએ એ જવાબદારી બજાવવાની શરતે પ્રમુખપદ માટે થયેલી પોતાની પસંદગીને સ્વીકારી રાજકારણ અંગે વિલાયત સીધાવેલા. તેઓ હવે સ્વદેશ પધારી જતાં પરિષદનું અધિવેશન આણંદ મુકામે જેમ બને તેમ જલદી ભરવાની તજવીજ એ પરિષદપ્રવૃત્તિના સૂત્રધારોએ શરૂ કરી દીધી છે. પરિષદની તારીખો નક્કી થઇ જતાં યોગ્ય સાધનો દ્વારા જાહેર કરવામાં આવશે.

**' સ્મરણિકા ' :—** અમદાવાદની પ્રસિદ્ધ પ્રકાશન સંસ્થા ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય તરફથી નિત્ય વ્યવસાય અને નિત્ય જીવનની યોગ્ય નોંધ રાખવાને અનુકૂળ નોંધપોથી (ડાયરી) નું પુષ્ઠ નમુના રૂપે મળ્યું છે. તેમાં કલાક, અર્ધો કલાક વા ખરચ, નોંધ, મુલાકાતો, અને પત્રો એટલાં ખાનાં દરેક પૃષ્ઠ પર હોવાથી નિત્ય નોંધ રાખનારાઓ માટે ખીસામાં રહી શકે તેવાં તૈયાર સાધન તરીકે આ ' સ્મરણિકા ' ઉપયોગી થઇ પડશે. સાથે રાખવામાં વધારે અનુકૂળ થઇ પડે માટે જરૂર હશે તેમને બે ભાગમાં બાંધી આપવાની પણ ગોઠવણ રખાઇ છે. કારતકથી ડિસેમ્બર સુધીની નોંધ માટે યોજના થઇ હોવાથી ડાયરી સંવત તેમજ ઇસવી સન બન્ને રીતે વાપરનારને કામ લાગશે. કિં. ૧ ભાગમાં રૂ. ૧–૦–૦ : સંસ્થાઓ માટે રૂ. ૦–૧૨–૦ : પોસ્ટેજ ૦–૪–૦.

## પરદેશ

**અમેરિકનોનું છાપાંવાચન :—** અમેરિકન પ્રજામાં છાપાંઓનું વાચન એક વ્યસન-રૂપ થઇ પડયું છે. રોજ લાખોની સંખ્યામાં છાપાંઓની નકલો ખપે છે. દરેક ઘરમાં શ્રીમંત કે ગરીબ બધાંને ત્યાં એકાદ છાપું તો રોજ આવતું જ હોય છે. એક છાપાએ એક વાર પોતાનાં વાચકોને એક પ્રશ્નાવલી મોકલી પૂછાવ્યું કે ' તમે રોજ કેટલો વખત છાપું વાંચો છો ને શું વાંચો છો ?,' એના જવાબ તારવતાં જણાયું હતું કે અમેરિકનો દરરોજ સરાસરી પા કલાક છાપાંના વાચન પાછળ ગાળે છે ને ખાસ ચોંકાવનારી ખબર હોય તે અગર તો આનંદ અને રમુજ આપે તેવા લેખ વાંચે છે. ભારેખમ કે શાસ્ત્રીય ચર્ચાના લેખો તેઓ ભાગ્યે જ વાંચે છે.

# શિષ્ટ વાચનની પરીક્ષા

**વડોદરા** મહાલ પુ૦ મંડળે આ યોજના વિદ્યાર્થીવર્ગ માટે આ બીજી વખત કરી હતી. અભ્યાસ પુસ્તક તરીકે શ્રી જુગતરામ દવે કૃત ' બાળકોના ગાંધીજી ' રખાયું હતું. વર્ગ ૬-૭-૮ ભણાવતી મહાલની લગભગ તમામ શાળાઓએ ઉત્સાહભેર પરીક્ષાનો લાભ લેવડાવ્યો હતો ને એકંદરે ૨૯૩ બાલ બાલિકાઓએ પરીક્ષા આપી હતી.

આવેલા ઉત્તરો જોતાં વિદ્યાર્થીઓની માહિતીમાં સારો વધારો થયેલો જણાયો. પૂજ્ય ગાંધીજીના જીવન સંબંધી આટલાં પણ બાળકો આટલું ય જાણતાં થયાં એ પરીક્ષાની આ યોજનાનો મહત્ત્વનો લાભ થયો ગણાય.

તાત્ત્વિક ચર્ચામાં આ બાળકો ઉતરી શકયાં નથી. પરંતુ તેમાં તેમને દોરનારાઓ જ કેટલેક અંશે દોષપાત્ર ગણી શકાય. કાં તો તેઓજ એ હકીકત સમજ્યા નથી કે પછી તેમણે તેવો પ્રયત્ન કર્યો નથી.

શિક્ષકો ધારે તો આવા પ્રયત્નોનું વિશેષ ફળ વિદ્યાર્થીઓને આપાવી શકે. પૂજ્ય ગાંધીજીના જીવનની એટલી બધી બાબતો અત્યારે પ્રકટ છે કે શિક્ષકો એ જીવનમાં વિશેષ ઉંડા ઉતરી શકયા હોત અને બાળકોને ઉતારી શકયા હોત.

દાખલા તરીકે પહેલો પ્રશ્ન બહુ જ સારો હતો. છતાં તે ઘણાં—લગભગ બધાં—સમજેલાં જણાયાં નથી, અને તેનો જવાબ જે માગેલો હતો તે તો કોઇએ પણ આપેલો નથી.

જોડણીની ભૂલો બાળકો એવી અક્ષમ્ય કરે છે કે વાંચતાં ત્રાસ થઈ પડે છે. થોડા દાખલા એ સંબંધના આપી શકાય, પણ ભૂલોની પુનરુક્તિ કરવી એ ઠીક નથી. હ્રસ્વ દીર્ઘની અને અનુસ્વારની ભૂલો તો ડગલે ને પગલે હોય છે; અને જોડાક્ષરો તો ગમે તેમ તોડી ફોડી નાખીં વિચિત્ર રીતે કાઢે છે. જ્યોતિ નથી ગુજરાતી શાળાની ચોથી શિક્ષકો જગધાર ગાજ

પ શબ્દોજ, કોઈ પણ બાળક એની જોડણીમાં ભૂલ ન કરે તેવી રીતે તૈયાર કરાવે તો આ પરીક્ષા રે... સારો સુધારો થઇ શકે.
શાળામાં શિક્ષ
અને ઉંઝા પૈકી ... કાછ મન નિશ્ચળ રાખે " એ સાદા વચનની સમજૂત પણ ઘણાંજ થોડા
મહેસાણા તથા વિસન
હતો. ૪ બહેનો સહિત ... કર્યાં છે એ બીના આપણા ગુજરાતીઓના અભ્યાસનું છીછરાપણું
કાઢવાનું તથા ઉત્તરો તપાસ...
કરી શિષ્ટવાચન પ્રચાર પ્રત્યેનો પોતાનાં
ભાગ ઉત્તમપદ પાસ થયેલાનો હોઇ તેમણેના યોજકના શિષ્ટ હેતુની ધીમે ધીમે વિશેષ કદર થશે.
પુસ્તકો પરીક્ષા નિમિત્તે ઝીણવટથી વાંચવાનુ
પુસ્તકો જોઇ જવાની પ્રેરણા મળી છે."

દેવચંદ રામજી
પ્રમુખ, વડોદરા મહાલ પુ. મંડળ

ઉપરોક્ત બન્ને પરીક્ષાઓના પ્રશ્નપત્રો અ.

# વડોદરા મહાલ પુસ્તકાલય મંડળ

## ( વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષા )

### રવિવાર તા. ૧૦-૧૦-૩૭

## "બાળકોના ગાંધીજી"

સૂચના :—(૧) બાંધેલી નોટમાં શાહી અગર પેન્સિલથી લખવું. (૨) નોટ ઉપર લખનારે પોતાનું આખું નામ, ગામ, ઉમર અને વર્ગ જણાવવાં. (૩) લખતી વખતે પુસ્તકની મદદ લેવી નહિ (૪) જવાબ સુવાચ્ય અક્ષરે છુટી લીટીઓથી લખવા. (૫) જવાબ પુસ્તકના શબ્દો માં નહિ. પણ પોતાના શબ્દોમાં લખવા.

૧ **'ગાંધીજીનો બાળકોને સંદેશો'** તમારી ભાષામાં લખો અને તેનો જવાબ તમારી ઇચ્છા પ્રમાણે આપો. ૧૦

૨ નીચેના શબ્દો આ પુસ્તકમાં જે પ્રસંગે વપરાયા હોય તે પ્રસંગ આપીને તેની સમજ વિસ્તારથી લખો :— ૨૫

આત્મકથા, અસહકાર, સત્યાગ્રહ, ત્રણ પ્રતિજ્ઞા, દિનચર્યા, રોજનિશી, મૌનવાર, બાળ-લાકડી, દરિદ્રનારાયણ, સામી, રિક્ષા, રાષ્ટ્રીય ઉપવાસ, તપશ્ચર્યા.

૩ નીચેનાં વાક્યો સંબંધ આપીને સમજાવો :— ૧૫

(૧) વાચ, કાછ, મન નિશ્ચળ રાખે, સકળ તીરથ તેના તનમાં રે !
(૨) આશ્રમ મધુપૂડાની જેમ ઉદ્યોગથી ગાજી રહે છે.
(૩) ધોળી ટોપી જીવી ગઇ !
(૪) ચાલો ગાંધીજીને દઇએ ફાંસીએ !
(૫) સ્વરાજ્યનો સુરજ ઉગે !

૪ નીચેના પ્રશ્નોના ઉત્તર કારણ સાથે આપો :— ૧૫

(૧) ગાંધીજી કયાંના? (૨) એમને શું બહુ વહાલું છે? (૩) અનસૂયા બહેન કોણ ? (૪) ઠક્કરબાપા કોણ ? (૫) અનસારી સાહેબ કોણ ?

૫ મહાત્મા ગાંધીજી અને માતુશ્રી કસ્તુરબાના કયા કયા ગુણોનું અનુકરણ કરવાનું તમે ધાર્યું છે ? ૧૦

અગર

ગાંધીજીએ બતાવેલી દિશામાં તમારા જેવાં બાળકો શું શું કરી શકે ?

૬ નીચે બતાવેલા પાઠો તમારી ભાષામાં વિગત વાર લખો :— ૨૫

(૧) અહિંસા. (૨) આપણાં પાપનું ફળ છે. (૩) ભાઇને હાથે માર. (૪) આ કાંઠે ગંગા ને પેલે કાંઠે જમના. (૫) ગાંધીજીની ખાસિયતો.

| | |
|---|---|
| (૩) મનોમુકુર ગ્રન્થ ૩ જો ... ... ... ... | ૧—૦—૦ |
| (૪) પ્લેટોનું આદર્શ નગર, ભા. ૧ ... ... ... | ૧—૦—૦ |
| (૫) દાર્શનિક કોશ, ખંડ ૧ ... ... ... ... | ૧—૦—૦ |
| (૬) ગુજરાતનો મધ્યકાલીન રજપૂત ઇતિહાસ ભા. ૧ ... | ૧—૦—૦ |
| (૭) ટસ્કેજી અને તેના આણસો ... ... ... ... | ૦—૧૦—૦ |
| (૮) નીતિશાસ્ત્ર ... ... ... ... ... ... | ૦—૧૨—૦ |
| (૯) લિંબુ અને તેની જાતનાં ફળો... ... ... ... | ૦—૪—૦ |
| (૧૦) પ્રજાજીવનની દૃષ્ટિએ દુધ અને ઘી ... ... ... | ૦—૨—૦ |
| (૧૧) ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો ... | ૦—૪—૦ |
| અને | |
| ગુ. વ. સોસાઇટીના રીપોર્ટ સન ૧૯૩૬ | કુલ રૂ. ૮—૦—૦ |

**સૂચનાઃ**—જે લાઇફ મેમ્બરો તરફથી રજીસ્ટર ફીના ત્રણ **આના** વેળાસર મળશે તેમને આ ભેટનાં પુસ્તકો બીજી કોઇ વ્યવસ્થા નહિ થઇ હોય તો **રજીસ્ટર બુકપોસ્ટથી કમસર** મોકલવામાં આવશે.

## રજીસ્ટર લાઇબ્રેરીઓને સૂચના

સોસાઇટીમાં રજીસ્ટર થએલી તમામ લાઇબ્રેરીઓને ખબર આપવામાં આવે છે કે **સન ૧૯૩૬નાં** ભેટ આપવાનાં **ઉપર જણાવેલાં અગીઆર પુસ્તકો તૈયાર થવા આવ્યાં છે;** વાસ્તે તે પુસ્તકો **તા. ૧ લી ડિસેમ્બર ૧૯૩૭ થી** સોસાઇટીની ઑફીસમાંથી મંગાવી લેવાં અગર તે બદલ પોસ્ટેજ ખર્ચનો **રૂપિયો દોઢ** મનીઓર્ડરથી મોકલી આપવા રજીસ્ટર લાઇબ્રેરીના વ્યવસ્થાપકોને વિનંતિ કરવામાં આવે છે. જેમના તરફથી પોસ્ટેજ ખર્ચ નહિ મળે તેમને તે ભેટનાં પુસ્તકો **તા. ૧૫ મી ડિસેમ્બર પછી વી. પી. પી. થી** મોકલવામાં આવશે.

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ. સેક્રેટરી.

તા. ક:—સન ૧૯૩૭માં રજીસ્ટર થયેલી **નવી લાઇબ્રેરીઓને** અને નવા લાઇફ મેમ્બરોને આ પુસ્તકો ભેટ મળી શકશે નહિ.

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ને મળેલાં ટ્રસ્ટફંડો

## ટ્રસ્ટફંડ ૨૬ મું

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. ના મંત્રી,

મુ. વડોદરા

સવિનય જણાવવાનું કે કુરાલ તા. પાદરા સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ અર્થે રૂ. ૪૦૦) અંકે રૂપીઆ ચારસો પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો :

શરતો

૧ આ ટ્રસ્ટફંડ " કુરાલ તા. પાદરા સાર્વજનિક પુસ્તકાલય નિભાવ ફંડ " એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ કુરાલ તા. પાદરા સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દર વર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

૩ આ ફંડની રકમ ૩½% ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.

૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.

૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

તા. ૧૬-૧૨-૩૬.

(સહી) અવાચ્ય
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય,
મુ. કુરાલ તા. પાદરા.

---

## ટ્રસ્ટફંડ ૨૭મું*

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ ના મંત્રી,

મુ. વડોદરા.

સવિનય જણાવવાનું જે મોજે ગામ ડેરોલી તા. કરજણ પ્રાંત વડોદરાના સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ અર્થે રૂ. ૧૦૧) અંકે રૂપીઆ એકસો એક પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો :

શરતો

૧ આ ટ્રસ્ટફંડ " ડેરોલી સાર્વજનિક પુસ્તકાલય નિભાવ ફંડ " એ નામથી ઓળખાશે.

૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ ડેરોલી સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દર વર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.

૩ આ ફંડની રકમ ૩½% ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.
૪ મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.
૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

તા. ૨૯-૯-૧૯૩૭. } (સહી) છોટાલાલ નરભેરામ પંડ્યા
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય,
મુ. ડેરોલી તા. કરજણ પ્રાંત વડોદરા.

---

## ટ્રસ્ટફંડ ૨૮મું*

રા. રા. પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ ના મંત્રી,
મુ. વડોદરા.

સવિનય જણાવવાનું કે મોભા સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ અર્થે રૂ. ૬૦૦) અંકે રૂપીઆ છસો પુરા ટ્રસ્ટફંડ તરીકે નીચેની શરતોએ સોંપીએ છીએ તે સ્વીકારી આભારી કરશો :

### શરતો

૧ આ ટ્રસ્ટફંડ " મોભા સાર્વજનિક પુસ્તકાલય નિભાવ ફંડ " એ નામથી ઓળખાશે.
૨ મૂળ રકમ કાયમ રાખી તેનું વ્યાજ મોભા સાર્વજનિક પુસ્તકાલયના નિભાવ ખાતે ખર્ચવા દર વર્ષે પુસ્તકાલયના સેક્રેટરીને મોકલી આપવું.
૩ આ ફંડની રકમ ૩½% ટકાની ગવર્નમેન્ટ લોનમાં રોકવી.
૪. મંડળના વાર્ષિક રિપોર્ટમાં આ ફંડનો હિસાબ બહાર પાડવો.
૫ ફંડનો મૂળ ઉદ્દેશ લક્ષમાં રાખી ટ્રસ્ટની શરતોમાં ખાસ જરૂરના પ્રસંગે ફેરફાર કરવાની સત્તા મંડળને આપવામાં આવે છે.

મોભા
તા. પાદરા
તા. ૨-૧૦-૩૭. } (સહી) કસીભાઈ ના. પટેલ
મંત્રી, સાર્વજનિક પુસ્તકાલય,
મુ. મોભા તા. પાદરા.

---

* સદરહુ ત્રણે ટ્રસ્ટફંડો મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ નં. ૫૦ તા. ૧૦-૧૦-૩૭ થી સ્વીકાર્યાં છે.

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| શ્રી શારદાય નમઃ ( કાવ્ય ) ... ... | હરિશંકર દુ દવે ... ... | ૭૨૭ |
| પુસ્તકાલયને ( કાવ્ય ) ... ... | 'જ્ઞાનાંકુર' ... ... | ૭૨૮ |
| અપૂર્વ અનુભવ ... ... ... | વ્રજલાલ દ. મહેતા ... ... | ૭૨૯ |
| શારદાને યાચના ( કાવ્ય ) ... ... | બલવંત મહેતા ... ... | ૭૩૦ |
| ગ્રંથપાલ અને તેની કાર્યપદ્ધતિ... ... | ભગવાનદાસ સા. પટેલ ... | ૭૩૧ |
| વિદ્યાનો પ્રતાપ ( કાવ્ય ) ... ... | જગજીવનદાસ દ. મોદી ... | ૭૩૪ |
| ચમત્કાર ( વાર્તા ) ... ... ... | ગુનામભાઈ પ. દેસાઈ ... | ૭૩૫ |
| જ્ઞાનહોજ ( કાવ્ય ) ... ... ... | કાલિદાસ દયાળજી વણકર ... | ૭૩૭ |
| વિચાર ચંક્રમણ ... ... ... | 'રક્રમ' ... ... ... | ૭૩૮ |
| થોડુંક જાણવા જેવુ ... ... ... | નાનાલાલ કે૦ પટેલ ... ... | ૭૩૯ |
| વસોમાં મહિલા તથા બાલ પુ. ના નવીન મકાનનુ ઉદ્દઘાટન | ના. નં. ચોકસી ... ... | ૭૪૧ |
| જ્ઞાનેન્દુ ( કાવ્ય ) ... ... ... | રમણ પાઠક ... ... | ૭૪૮ |
| મહાલ પુ૦ પરિષદો વડોદરા મહાલ બીજી પરિષદ | વ. મૂ ... ... ... | ૭૫૦ |
| ગ્રંથપાલને ( કાવ્ય )... ... ... | 'મગ મ' ... ... | ૭૫૭ |
| શિષ્ટવાચનની ૧૩મી પરીક્ષાનું પરિણામ સહિત નિવેદન | ના. નં. ચોકસી ... ... | ૭૫૮ |
| પુસ્તકાલયોની તપાસણી ... ... | ... ... ... ... | ૭૬૭ |
| પુસ્તક પરિચય ... ... ... | ના. ચં. દીવાનજી, 'દશા' ... | ૭૬૮ |
| નવીન ગ્રંથ સ્વીકાર ... ... ... | ... ... ... ... | ૭૭૯ |
| પુસ્તકાલયે નોંધ ... ... ... | ... ... ... ... | ૭૮૦ |
| પુ૦ સ૦ સ૦ મં. લિ. વિભાગ જાહેર ખબર | ... ... ... ... | ૭૮૩ |
| પત્રો બહાર થયાની માહિતી યાદી નં. ૧ ... | ... ... ... ... | ૭૮૩ |
| માસિકો મળ્યા તારીખ ... ... | ... ... ... ... | ૭૮૭ |
| શુ વાંચશો ?- ... ... ... | ... ... ... ... | ૭૮૮ |
| મંડળમાં નવાં વેચાતાં પુસ્તકો ... ... | ... ... ... ... | ૭૮૯ |
| ભલામણનાં પુસ્તકોની યાદી નં. ૪૮ ... | ... ... ... ... | ૪૨ |
| સેં. લા. ખાતાના સૂચના સરક્યુલરે | આ. પુ. નુ વાર્ષિક નિવેદન. ... ... | ૪૪ |


૧૬૦૦-૧૨-૩૭.

પુસ્તકાલય

પુસ્તક ૧૨ મું   ડિસેમ્બર   અંક ૧૨ મો

# શ્રી શારદાય નમઃ

( શાર્દુલવિક્રીડિત )

( ૧ )

પૂજું પ્રેમથી પ્રેમદા પગહિને પોતાનું ન્યોચ્છાવરે,
શીળી કૌમુદી ચંદ્ર જેમ વરસે જ્ઞાનેન્દુ શી ગુર્જરે;
ત્હારી કોમળ કાય જન્મ ધરતી દીઠી વીરક્ષેત્રમાં,
મોંઘેરા ગુજરાતના નૃપતિની - કૃપા કટાક્ષે અહા !

( ૨ )

વિસ્તારેલ કરો થકી વીંટી લીધી ત્હેં ભવ્ય આ ગુર્જરી,
જાણે કો પ્રિય વત્સને સહુદયી આશ્લેષ માતા દીયે;
ભોળી, ભવ્ય છતાંય શાન્તહૃદયા, ના લેશ કોપે કદા,
ત્હારા પૂજક કોકિલો ટહુકતા ત્હારી જ કુંજે સદા.

( ૩ )

ઉંચે પર્વત શૃંગમાં ભટકતા, વા સાગરે સ્હેલતાં,
ઉપાધિથી વીંટાયલાં અગર તો દુ:ખાર્ણવે ડૂબતાં;
ત્હારી એકજ સ્હાય પામી હસતાં, ના અન્યનું કામ ત્યાં
વાત્સલ્યે ઉરમાં ભરેલ કથની કહેતી દુઃખો હારતાં.

( ૪ )

ઉંચે આભ મહીં અને ગિરિવરે કે સાગરે સૌ સ્થળે,
ત્હારી આણુ પ્રવર્તતી ક્ષણુ ક્ષણે ભાને મનુ હાર્દને.
પામી પાર સ્વહસ્તથી, શિખવ તું સ્હેજે મનુજો તરે;
વિરંચીતનયા, વિશાળહૃદયા, વંદું સદા સર્વદા.

વાલમ, }
તા. વિસનગર }   હરિશંકર દુર્ગાશંકર દવે.

# પુસ્તકાલયને

પુસ્તકાલય પ્રાણુથી પ્યારૂં, અમારા જ્ઞાનનું બારૂં,
સદા ત્યાં સ્નેહથી જઈશું, વિવિધ ગ્રંથો અમે લઈશું. (૧)

વડોદરે વાસ તેં કીધો, પ્રથમ આ દેશની માંહી;
સયાજી નૃપ શાણુાના, અતિ ઉત્તમ પ્રયાસોથી. (૨)

પ્રસારી પાંખડી તારી, સકળ રૈયત મહીં સારી;
અનેરી લા'ણુ જો આપી, નહિ જેવી મદદ માગી. (૩)

ભણેલાંને ભણાવે તું, શિખેલાંને શિખાવે તું,
બુઝેલાંને નવું ચેતન, દઈ અમર બનાવે તું. (૪)

ક્લેશીઓના ક્લેશને હરતું, દુઃખીનાં દર્દ દૂર કરતું;
ગરીબોની દુઆ લેતું, સહુની આંખમાં ઠરતું. (૫)

નવી જુની અને ચાલુ, રસિકતા આપતું ભાણું;
સદાએ જ્ઞાન દેનારૂં, સહુને પ્રાણુથી પ્યારૂં. (૬)

શુરાતન સ્હેજમાં દે તું, શિખળ ને સાન અર્પે તું;
નીતિને ન્યાય દેનારૂં, સહુને પ્રાણુથી પ્યારૂં. (૭)

વિવિધ વિજ્ઞાનની વાની, વસાવી વાસમાં વ્હેલી,
બેકારી બંધનો બાળી, વરસાવી જ્ઞાનની હેલી. (૮)

કુટિલતા કષ્ટ કાપીને, અવિચળ જ્ઞાન આપીને;
અમીરી આશ સિંચી તેં, સદાએ સ્નેહ રાખીને. (૯)

સ્ત્રીઓને સા'યતા સારી, સકલ કાર્યો મહીં તારી;
સોનેરી શિખ અર્પીને, વિકળતા સર્વથા ટાળી. (૧૦)

શિશુને સ્હેજમાં ગમતું, વિવિધ વાર્તાઓ અર્પે તું;
જીવન વિકાસ દેનારૂં, અહોનિશ પ્રાણુથી પ્યારૂં. (૧૧)

યુવાની મદભરી આવે, કરે સે'વાસ તારો જો;
જીવન વિશુદ્ધ ગાળીને, વિચરશે વિશ્વમાં એ તો. (૧૨)

વૃદ્ધોને વાનપ્રસ્થોને, સીડી તું સ્વર્ગની દેતું;
જીવન જાકત અર્પીને, અત્યુત્તમ ઉચ્ચતા દેતું. (૧૩)

ઠરેઠો કિંકરો તારી, પુનિત દ્વારે પધારે છે;
જીવન અમૃત સીંચીને, અમીમય જ્ઞાન અર્પી દે. (૧૪)

વ્યાસવાસણા,
તા. આતરસુંબા

'જ્ઞાનાંકુર'



# અપૂર્વ અનુભવ

[ લેખક :—વ્રજલાલ દ. મહેતા; ભલગામ ]

એક સાંજે હું મારા મિત્ર ડાહ્યાલાલભાઇને ત્યાં બેઠો હતો. તેવામાં કાનજીભાઇને ત્યાં વિસાવદરથી આવેલા રમણિકભાઈ અને સુખલાલભાઈ પણ આવ્યા. રમણિકભાઇને મીઠાઇની દુકાન છે, અને સુખલાલભાઈ વિસાવદર ગુ. શાળામાં શિક્ષક છે. તેમનું આખું નામ સુખલાલ બાપાલાલ ત્રિવેદી. સુખલાલભાઇ ધંધો શિક્ષકનો કરે છે છતાં હુન્નર ઉદ્યોગમાં પણ ઠીક કાબુ ધરાવે છે. પેઇન્ટરનું કામ જાણે છે, બતીઓ, પ્રાઇમસ, ગ્રામોફોન, હારમોનિયમ, ઘડિયાળ, ફોટોગ્રાફી, વગેરે ઘણા ઉદ્યોગમાં તેમને સારૂં જ્ઞાન છે. રજાનાં વખતમાં થોડું થોડું બની શકે તેટલું આવું કામ કર્યા કરે છે. છતાંયે હમેશાં વખત કાઢીને નિયમિત વાચનનો વ્યવસાય તો ખરો જ. એટલે મારે કહેવું જોઇએ કે સાહિત્યના પણ પુજારી છે. વાચનનો તો તેને બહુ જ શોખ. ભાઇ રમણિકલાલના એ મિત્ર. રમણિકભાઈ વખતો વખત ભલગામ આવે; ને ભલગામ તો ગાયકવાડી ગામ : વળી મોટું અને શાળાવાળું ગામ એટલે ત્યાં પુસ્તકાલય તો હોય જ તેવી ખબર મળવાથી ખાસ પુસ્તકાલયમાંથી પુસ્તકો મળે તો મેળવીને લેવાના લોભથી જ તેઓ આ વખતે ભલગામ આવેલા.

વિસાવદર જુનાગઢ રાજ્યના મહાલનું મુખ્ય સ્થળ છે, છતાં ત્યાં સાર્વજનિક પુસ્તકાલય નથી; એટલે વાચનના શોખીનોને પુસ્તકવાચનનો લાભ બીલકુલ ન મળે એ દેખીતું જ છે;

સવારે તેઓ પુસ્તકાલયમાં આવ્યા. તેમણે પુસ્તકો જોયાં; તે ગમ્યાં અને થોડાં પુસ્તકોની માગણી કરી. જોઇએ તો ડીપોઝીટ મૂકીને પણ લેવા એવો તેમનો આગ્રહ દેખાયો. વાચન–પુસ્તકાલયની કિંમત સમજનારાની આડે કાયદા કલમોની વાડ ઉભી કરવાનું મને પસંદ ન લાગ્યું. મેં ખુશીથી પાંચ છ પુસ્તકો તેમને જોઇતાં હતાં તે આપ્યાં. તેમાંનાં ઘણાંખરાં તો તૂટેલાં હતાં. પરંતુ સુખલાલભાઇએ નહિ વાંચેલાં અને સારાં લેખકનાં એટલે ફાટેલાં પણ તેઓ લઈ ગયા. પુસ્તકો લેતી વખતે તેઓ બોલ્યા " પુસ્તકો વાંચનાર પ્રત્યેક ભાઈ એટલું નક્કી કરે કે વાચન પૂરૂં થાય તે દરમ્યાન પુસ્તકની સ્થિતિમાં ફેરફાર ન થાય એવી કાળજી તો રાખવી જ, તો હું ધારૂં છું કે પુસ્તકનું આયુષ્ય ઘણું વધી જાય. સાર્વજનિક સંસ્થાના પુસ્તકને સાચવવા બમણી જવાબદારી રાખવી ઘટે, કારણકે એ જેટલું ટકશે તેટલું વધુ વંચાશે : એ ભાવ વાચકના દિલમાં જાગ્રત રહે તો પુસ્તકાલયોના કબાટમાં અત્યારે જે જર્જરિત અને આંખને ન ગમે તેવી દશામાં પુસ્તકો દેખાય છે તેને બદલે આંખને ઉડીને વળગે એવાં બની રહે. "
સુખલાલભાઇની એ ભાવના મને ખૂબ ગમી. પ્રભુની આશિષે કોઇ વખત જરૂર એવો આવશે કે આપણા વાચકોને એ પદ પ્રાપ્ત થયું હશે; બાકી અત્યારે તો સુખલાલભાઇના વિચારને મળતાં વાચકો ઓછાં; જ્યારે સાર્વજનિક સંસ્થાની વસ્તુ તે આપણા બાપની જ, તેના પર કોઇનો અધિકાર નહિ, આપણે તેને ગમે તેમ વાપરી શકીએ; તોડીએ, ફાડીએ આપણને

કોણ કહી શકનાર છે? બાર મહિને રૂપિયો એક દાન કરીયે છીએને અથવા તો આપણે મેમ્બર છીએ ને? આવા ઘમંડ તજી ફરનારા વાચકોની સંખ્યા પાર વિનાની માલુમ પડશે.

થોડા દિવસે પુસ્તકો વિસાવદરથી પરત આવ્યાં. રમણિકભાઇ પુસ્તકો લઇને આવેલા. પુસ્તકો લગભગ પચીસથી ત્રીસ ભાઇઓએ વાંચેલાં. વળી થોડા જ દિવસોના ગાળામાં પુસ્તકોનાં રૂપરંગ જોઇને તો હું તાજુબ થઇ ગયો. જે પુસ્તકો ફાટેલાં નહોતાં તેમને સુંદર પુંઠામાં અને ફાટેલાંને તો તદ્દન નવા જ લેબાસમાં બંધાયેલાં જોયાં.

મેં રમણિકભાઇને કહ્યું "પુસ્તકો બાંધવાનો શા માટે ખર્ચ કર્યો?" તેમણે કહ્યું "પુસ્તકોની જર્જરિત દશા સુખલાલભાઇને ગમતી જ નથી અને તેમાંય આવાં પુસ્તકાલયોનાં તો ખાસ. ખર્ચ કરવો પડયો નથી; પણ સુખલાલભાઇ પોતે જ બુક બાઇન્ડરનું કામ ઠીક ઠીક જાણે છે તેમણે તેમની આટલી સેવા પુસ્તકાલયને આપી છે, અને બની શકશે તો પોતાના મિત્રમંડળમાંથી આ પુસ્તકાલયને યથાશકિત આર્થિક મદદ પણ અપાવશે: એટલો સંદેશો મારી સાથે આપ તરફ મોકલ્યો છે."

સુખલાલભાઇના વિચાર એ માત્ર વિચાર ન હતા. વિચારને અમલમાં મૂકવાની એક પણ તક ન જવા દેવાની તેની ખાયેશ આ રીતે મેં જોઇ.

હજુ પણ કયારેક કયારેક સુખલાલભાઈ અને રમણિકભાઇની મિત્રબેલડી પુસ્તકો લઇ જાય છે, અને પુસ્તકો હોય છે તેથી વધુ સુંદર થઇને આવે છે: એવી તો પુસ્તકો પ્રત્યે કાળજી રાખે છે. આવા ભાઇના હાથમાં પુસ્તકાલય જેવી કોઇ સંસ્થા હોય તો સંસ્થા કેટલી સુંદર અને આકર્ષક બની રહે એ ભાવનાચિત્ર મારા હૃદયમાંથી ખસતું જ નથી.

પ્રભુને પ્રાર્થના છે કે ઉપરના દ્દષ્ટાંતમાં જે સેવાધર્મની ભાવના ઝળકે છે તેવી ભાવના અમારાં હૃદયોમાં ઉદ્દભવે કે અમે અમારી શકિત પ્રમાણે સંસ્થાઓની–સમાજની સેવા કરવાને વધુ ને વધુ લાયક બની શકીએ.



## શારદાને–યાચના

( રાગ: તુમને મુજકો પ્રેમ શીખાયા )

જીવન શશી ઉર નભમાં વસ્યા જે,
અજ્ઞાન અભ્રથી છાયી રહ્યા છે.
જ્યોતિ વિના સહુ તીમીર ડુબ્યા છે,
જ્ઞાન વિના એ, માર્ગ ભુલ્યા છે.
જ્ઞાન વીજ ઉરે ચમકાવ.......દેવી!
વીજ ઉરે ચમકાવ........જીવનશશી.

બલવંત મહેતા.



# ગ્રંથપાલ અને તેની કાર્ય પદ્ધતિ

સાર્વજનિક પુસ્તકાલયનો મુખ્ય ઉદ્દેશ ગ્રામ જનતાને અજ્ઞાન રૂપી અંધકારમાંથી જ્ઞાનરૂપી પ્રકાશમાં લાવવાનો છે; તેમને સદ્ગ્રંથોનું સેવન કરાવી સુસંસ્કારી બનાવવાનો છે. એટલા સારૂ આપણા પરમ કૃપાળુ શ્રીમંત મહારાજા સાહેબશ્રીએ ગામે ગામ શાળાઓ, પુસ્તકાલયો અને રાત્રિશાળાઓ વગેરે સ્થાપી પોતાની વ્હાલી પ્રજાને અજ્ઞાનતિમિરમાંથી સદ્જ્ઞાન પ્રકાશમાં લાવવાની સારી સગવડો કરી આપી છે. અને એ બધાનો મુખ્ય આધાર પુસ્તકાલયના સંચાલક–ગ્રંથપાલની યોગ્ય કાર્યપદ્ધતિ ઉપર રહેલો છે. જેથી ગ્રંથપાલ લાયક, સુશિક્ષિત અને તાલીમ પામેલા હોવાની ખાસ આવશ્યકતા છે. કેમકે શિક્ષિત અને પુસ્તકાલયકાર્યનો પૂર્ણ અનુભવી ગ્રંથપાલ પોતાના સારા અનુભવથી, કાર્યબુદ્ધિથી અને કાર્ય પદ્ધતિથી લોકોને પુસ્તક અને પુસ્તકાલયના સાચા ભક્ત–પ્રેમી બનાવી તેમને સુસંસ્કારી બનાવી શકે. માટે ગ્રંથપાલમાં પુસ્તકાલય તરફ ગ્રામ જનતાને આકર્ષવાની, પુસ્તકાલય મદદ એકઠી કરવાની, પુસ્તક–વાચન–પ્રચારની અને નિરક્ષર જનોને પુસ્તકો વાંચી સંભળાવવાની તથા અક્ષરજ્ઞાન આપવાની યોજના કરી પુસ્તકો વાંચતા કરવાની વગેરે બાબતોની કાર્યકુશળતા હોવી જોઇએ. એ સંબંધી મારા કેટલાક વિચાર નીચે મુજબ રજુ કરૂં છું :—

૧. ગ્રામ જનોને પુસ્તકાલય તરફ આકર્ષવા સારૂ પુસ્તકાલયના મકાનમાં સોનેરી સુવાક્યો, પુસ્તકાલયનાં સૂત્રો, બોધદાયક કહેવતો અને આકર્ષક નીતિસૂત્રો અંદર અને બહાર ઓસરીના ભાગમાં લોકો બહારથી આવતાં જતાં દેખી શકે તેવી રીતે દિવાલે ટાંગવાં કે તે જોવા સારૂ લોકો પુસ્તકાલયમાં આવવા પ્રેરાય. તેમજ ત્યાં એક બ્લૅક બોર્ડ રાખી તેમાં દરરોજના અગત્યના સમાચારો લોકોને આકર્ષે તેવા–વરસાદના, વેપારના, ખેતીવાડીના, રાજ્યકીય બાબતના, સ્વરાજ્ય સંબંધીના, અકસ્માતો વગેરેના જાણવા લાયક વિવિધ પ્રકારના–સમાચારો લખવાથી પણ લોકો તે વાંચવા સારૂ પુસ્તકાલયમાં આવતા થશે. વળી પુસ્તકાલયમાં જ્ઞાનપટ, સોપાન પટ, હિંદના નકશાની રમત વગેરે જ્ઞાનવર્ધક અને બોધદાયક રમતો મંગાવી લોકોને રમાડવી, સ્ટિરિઓસ્કોપ અને કાર્ડ રાખી હિંદનાં અને બીજા દેશોનાં જોવાલાયક અજાયબ ચિત્રો બતાવી લોકોને પુસ્તકાલય તરફ આકર્ષી શકાય. પછી તેમને સારાં સારાં પુસ્તકોમાંના ટુંકા અને બોધદાયક દાખલા વાર્તા રૂપે કહી પુસ્તકોનું મહાત્મ્ય અને તે વાંચવાના ફાયદા સમજાવવા. તેમજ સદ્ગ્રંથ સેવનના ફાયદા સંબંધી વિદ્વાનોના વિચારો જે સસ્તું સાહિત્ય વ૦ કાર્યાલયનાં પુસ્તકોમાં આવે છે તે વાંચી સંભળાવી પુસ્તક અને પુસ્તકાલયની અગત્ય તથા ફાયદા સમજાવવા તેમનામાં પુસ્તકવાચનની અભિરૂચિ ઉત્પન્ન કરવી. એ પછી તેમને રૂચિ પ્રમાણે શિષ્ટ વાચનનાં પુસ્તકો વાંચવા આપી તેમનામાં સુસંસ્કારનાં બી રોપી શકાય.

૨. પુસ્તકાલયમાં ઉત્તમ પ્રકારનાં પુસ્તકો, વર્તમાનપત્રો અને માસિકો વગેરે ખરીદવા સારૂ પુસ્તકાલયના નિભાવ અર્થે નાણાંની ખાસ જરૂર પડે છે. તે જરૂરીઆત પૂરી પાડવા સારૂ પુસ્તકાલયે મદદ એકઠી કરવાની હોય છે. તેને માટે ઉપર જણાવ્યા મુજબ લોકોને પુસ્તકાલય તરફ આકર્ષી તેના નિભાવ માટે લવાજમ આપનાર કાયમના સભાસદો કરવા અને લોકોને તેમની શક્તિ અનુસાર ૨. ૩, ૨, ૧ અને ૦।। આપનાર અનુક્રમે પહેલા,

બીજા, ત્રીજા અને ચોથા વર્ગના સભાસદો ઠરાવી પુસ્તકાલયનું નિભાવ ફંડ એકઠું કરી શકાય. ( આ યોજના ગઇ સાલથી સંડેર સા૰ પુસ્તકાલયના કાયમ નિભાવ સારૂ કરવામાં આવી છે. ) વળી, લગ્નપ્રસંગે ગામમાં લગ્ન કરવા આવનાર ઇસમો પાસેથી પણ દાન તરીકે પુસ્તકાલય મદદ મેળવી શકાય. તેમાં પણ મદદ લેવાની કુશળતાની જરૂર છે. તે લોકોને પુસ્તકાલયમદદની યોગ્યતા અને અગત્ય સમજાવી સુપાત્રે દાન કરવાજોગ ઉત્તમ સંસ્થા પુસ્તકાલય જ છે, અને તેને દાન આપવાની દરેક મનુષ્યની પવિત્ર ફરજ છે, કેમકે જ્ઞાનદાન બધાં દાનોમાં શ્રેષ્ઠ છે, અને પુસ્તકાલય એ જ્ઞાન મેળવવાનું સર્વોત્તમ સ્થાન છે : એમ સમજાવી લગ્નપ્રસંગે દાન તરીકે મદદ મેળવી શકાય. તેમજ પુસ્તકાલયપર્વણી વખતે પણ બાળકો પાસે સંવાદો, ગીતો, રમત ગમત અને સ્કાઉટીંગ–કસરતના પ્રયોગો કરાવી, ભાષણો કરી પુસ્તકોની ઉપયોગિતા સમજાવી સભાસદો સિવાયના લોકો પાસેથી મદદ મેળવી શકાય. એ રીતે કાર્યકુશળ ગ્રંથપાલ અનેક રીતે પોતાના પુસ્તકાલય માટે મદદ મેળવી શકે.

૩. ઉપરોક્ત પદ્ધતિએ પૂરતી મદદ એકઠી કરી પોતાના પુસ્તકાલયને મળી શકતી પૂરેપૂરી સરકાર પ્રાંત પંચાયત મદદ મેળવવા બનતો પ્રયત્ન કરવો. તેમજ ગ્રામ પંચાયત કે સુધરાઇ અને ગામમાં સહકારી મંડળી હોય તો તેમાંથી પણ યોગ્ય મદદ મેળવી દર વર્ષે સારૂં બજેટ બનાવવું, અને સારાં સારાં વર્તમાનપત્રો, માસિકો અને શિષ્ટ સાહિત્યનાં પુસ્તકો મંગાવવા પૂર્ણ તજવીજ કરવી જોઇએ. શિષ્ટ અને ઉપયોગી વાચન પુરૂં પાડે તેવાં પુસ્તકો પ્રતિ વર્ષે સારા પ્રમાણમાં મંગાવી તેનો વાચકોમાં સારો ઉપયોગ કરાવવો જોઇએ. પુસ્તકોની ગોઠવણી પણ એવી રીતે કરવી જોઇએ કે વાચકે પુસ્તક માગતાંની સાથે જ પુસ્તક તેના હાથમાં આવી જ જાય. ગતલબ કે પુસ્તક શોધવામાં વખત ન લાગે અને તુર્ત પુસ્તક હાથમાં આવી જાય. પુસ્તકો જેમ જેમ પુસ્તકાલયમાં આવે તેમ તેમ પુસ્તકાલયના જ. ર. માં ચઢાવી દેવાં જોઇએ, અને તેના વિષય નંબર નક્કી કરી ચિઠ્ઠી વગેરે કરી યોગ્ય સ્થળે ગોઠવી દેવાં અને વિષયવારી નામવારી અને કર્તાવારી વગેરે પોતાના પુસ્તકાલયને જરૂરી રજીસ્ટરો પણ તૈયાર કરી દેવાં જોઇએ. વાચકોને પુસ્તકોનાં નામ, નંબર અને કર્તા જોવા માટે વિષયવારી પુસ્તકોની એક સંપૂર્ણ યાદી છુટાં છુટાં ફાર્મો ઉપર બનાવી વિષયવાર જુદી જુદી યાદી હાર્ડ બોર્ડના પુઠા ઉપર ચોંપડી દબાવી દિવાલે જડી રાખવી કે જેને જે વિષય, નંબર અને કર્તાનું પુસ્તક જોઇએ તે તેમાં જોઇ માગી શકે. એ પ્રમાણે ગ્રંથપાલે પુસ્તકોની યોગ્ય ગોઠવણી, વર્ગીકરણ અને વાચકોને પુસ્તક જલદી મળી શકે તેવી યોગ્ય સુવ્યવસ્થા કરવી જોઇએ.

૪. પુસ્તકાલયમાં એક પણ પુસ્તક વંચાયા સિવાયનું પડ્યું ન રહે, અને ગામમાં અક્ષરજ્ઞાન પામેલ એક પણ પુરૂષ, સ્ત્રી અને બાળક પુસ્તકવાચનનો લાભ લીધા સિવાય ન રહી જાય, તેવી સદ્ભાવનાયુક્ત ગ્રંથપાલ હોવો જોઇએ. તેણે અનેક યુક્તિ પ્રયુક્તિઓ દ્વારા ગ્રામજનતામાં પુસ્તકવાચનનો પ્રચાર કરવો જોઇએ. સેવાભાવી યુવકો દ્વારા ગામમાં મહોલ્લે મહોલ્લે રાત્રે સદ્ગ્રંથોનું વાચન શરૂ કરાવી લોકોને પુસ્તકવાચનથી થતા ફાયદા અને તેથી મળી શકતો અત્યાનંદનો પ્રત્યક્ષ અનુભવ કરાવી તેમનામાં પુસ્તકવાચનની જીજ્ઞાસા ઉત્પન્ન કરી પુસ્તક–વાચનપ્રચારનો ફેલાવો કરી શકે.

૫. પુસ્તકવાચનથી જ્ઞાન મેળવી ઘણી ગરીબ વ્યક્તિઓ પણ મહાન દેશનાયકો અને મહાપુરૂષો થયાના દાખલા આપણે એડીસન, બેન્જામીન, કાર્નેગી વગેરેનાં જીવન ચરિત્રો-

માંથી જોઇ શકીએ છીએ. તેઓ પુસ્તકવાચનના પ્રતાપથી જ મહાન બનેલા છે. તે વાત લોકોને સમજાવી પુસ્તકવાચનનો પ્રચાર થઈ શકે. સ્ત્રીઓને પુસ્તકવાચનનો લાભ આપવા માટે સ્કાઉટો કે ઉત્સાહી યુવકો દ્વારા ગામમાં પુસ્તકો લઇ મહોલ્લે મહોલ્લે ફરી સ્ત્રીઓને પુસ્તકો આપવા લેવાનું કામ શરૂ કરવું. ગામનાં ૭ જુથ પાડી દરરોજ એક જુથમાં સ્ત્રીઓને પુસ્તકો આપવાનું કામ કરવું. બીજે દિવસે બીજા જુથમાં એમ ૭ દિવસ ૭એ જુથમાં પુસ્તકો આપવાં અને આગળ આપેલાં પુસ્તકો પરત લેવાં. એ પ્રમાણે સ્ત્રીઓને પુસ્તકો આપવા લેવાનું કામ શરૂ કરવાથી જે સ્ત્રીઓ શરમને લીધે પુસ્તકાલયમાં પુસ્તકો લેવા માટે આવતી નથી તે ઘેરબેઠાં પુસ્તકો મળવાથી વાંચશે અને પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરશે. વળી, અઠવાડીઆમાં એક દિવસ ખાસ સ્ત્રીઓ માટે જ પુસ્તકાલય ખુલ્લું રાખી તેમને વર્તમાનપત્રો અને માસિકો વગેરે વાંચવાનો લાભ પણ આપવો જોઇએ. બાળકોમાં પણ પુસ્તકવાચનનો રસ નાનપણથી જ ઉત્પન્ન કરવો. એ રીતે ઉત્સાહી અને કાર્યકુશળ ગ્રંથપાલ પુસ્તકવાચન પ્રચાર કરી ગામડાનાં હરેક પુરૂષ, સ્ત્રી અને બાળકોમાં પુસ્તક-વાચનનો પ્રચાર કરી શકે.

૫. હવે, જેઓ વાંચી શકતાં નથી તેમને જ્ઞાન આપવા માટે શું કરવું જોઇએ, તેનો વિચાર કરીએ. કારણકે ગામમાં ભણેલાં માણસો પુસ્તકવાચનનો લાભ મેળવી પોતાનું જ્ઞાન અને ધંધાની માહિતી વધારી શકે; પણ જેઓ બીલકુલ ભણેલાં નથી તેઓને માટે શું કરવું જોઇએ ? તેમને પણ પુસ્તકવાચનનો લાભ આપવા માટે કંઇક યોજના કરવી એ ગ્રંથપાલની પવિત્ર ફરજ છે. આને માટે નિરક્ષર જનોને સદ્ગ્રંથો વાંચી સંભળાવવા સારૂ ઉપર કહ્યું તેમ સેવાભાવી યુવકો દ્વારા પુસ્તકો વાંચી સંભળાવવાની યોગ્ય વ્યવસ્થા કરવી અને તેમને પુસ્તક-વાચનના ફાયદા અને અક્ષરજ્ઞાન મેળવવાની ખાસ અગત્ય સમજાવી રાત્રિશાળાની યોજના કરી તેમને અક્ષરજ્ઞાન આપવું, અને તે દ્વારા તેમને પણ પુસ્તકો વાંચતાં કરી દેવાં જોઇએ. નિરક્ષર સ્ત્રીઓ માટે ઉત્સાહી શિક્ષિકાઓ દ્વારા રાત્રિશાળાઓ ચલાવી નિરક્ષર સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપવું, કે જેથી ગામમાં એક પણ પુરૂષ, સ્ત્રી કે બાળક અક્ષરજ્ઞાન અને પુસ્તકવાચનનો લાભ મેળવ્યા વિના ન રહે. તેવી ઉચ્ચતમ સદ્ભાવનાથી પુસ્તકાલયનું કાર્ય ગ્રંથપાલે કરવું જોઇએ.

ઉપર પ્રમાણે આદર્શ ગ્રંથપાલની પુસ્તકાલય પ્રત્યેની કાર્યપદ્ધતિ હોવી જોઇએ. પુસ્તકાલયના ગ્રંથપાલની ફરજ એક મોટા વિદ્યાલયના સંચાલક કરતાં પણ વિશેષ હોય છે; કેમકે વિદ્યાલયમાંથી વિદ્યા પ્રાપ્ત કરી આવનારને પણ પુસ્તકો વાંચવાની સવડ કરી આપવાની હોય છે. તેમજ પુખ્ત વયનાં નિરક્ષર-સ્ત્રી, પુરૂષોને જ્ઞાન આપવાની ગ્રંથપાલની પવિત્ર ફરજ હોવાથી તેણે નિરક્ષર જનોને માટે અક્ષરજ્ઞાન આપવાની સુયોજના કરી તેમને વાંચતાં કરી જ્ઞાની બનાવવાનાં છે; જેથી તેની જવાબદારી એક વિદ્યાલયના સંચાલક કરતાં પણ વધી જાય છે, અને તેનું કર્તવ્ય સર્વશ્રેષ્ઠ હોવાથી તેણે ઉપરની જવાબદારી અને કર્તવ્ય સમજી પોતાના પુસ્તકાલયનું કાર્ય કરવાનું છે. તેથી પુસ્તકાલયનું કામ કરનાર ગ્રંથપાલ ઉત્સાહી, પરોપકારી, ઉચ્ચતમ ભાવનાયુક્ત, કાર્યનિપુણ, ચારિત્ર્યશીલ, સુશિક્ષિત યુવક હોવો જોઇએ, અને તેણે પોતાની ઉત્તમ અને પવિત્ર ફરજ યોગ્ય કાળજીથી બજાવવી જોઇએ.

મુ. ભાન્ડુ. }  ભગવાનદાસ સાંકળચંદ પટેલ.
મુ. શિ. ભાન્ડુ ગુ. શાળા.

# વિદ્યાનો પ્રતાપ

(વસંતતિલકા)

જેને સમસ્ત સુરવર્ગ નમે હમેશે,
જેનું અસુર તપધ્યાન કરે અશેષે;
ગંધર્વ કિન્નર કળાધર એ વખાણે,
તેનો પ્રતાપ ક્યમ ના જન જાત જાણે? ૧

જે છે સદાય નિજ ભક્તનું શ્રેયકારી,
જે છે સદા ત્રિવિધ તાપ નિવારનારી;
આનંદદા સ્વજનના ભય ક્લેશહારી,
એવી ભજું ન ક્યમ હું વિધિજા વિચારી. ૨

જેના પ્રતાપ વણ લક્ષ્મી રિસાઈ બેસે,
જેના પ્રતાપ વણ ક્લેશ જ ઘેર પેસે;
જેના પ્રતાપ વણ આ દુનિયા અકારી,
જેના પ્રતાપ વણ અંતરપીડ ભારી. ૩

જેના પ્રતાપ વણ જીવિત ધિક્ક લાગે,
જેના પ્રતાપ વણ સંપત સુખ ભાગે;
જેના પ્રતાપ વણ સત્પથ ના જણાય,
જેના પ્રતાપ વણ ના વિભુ સા'ય થાય. ૪

જેના પ્રતાપ વણ આંખ વિચિત્ર જોશે,
જેના પ્રતાપ વણ કાન સુવેણ ખોશે;
જેના પ્રતાપ વણ હાથ વિનાશકારી,
જેના પ્રતાપ વણ કાય લજાવનારી. ૫

જેના પ્રતાપ વણ રાગ વિરાગતુલ્ય,
જેના પ્રતાપ વણ રૂપતણું ન મૂલ્ય;
જેના પ્રતાપ વણ ચાતુરી ચાલ ખોટી,
જેના પ્રતાપ વણ માનવ ઢોર જોટી. ૬

જેના પ્રતાપ વણ ના બળ કામ આવે,
જેના પ્રતાપ વણ શું ફળ ઉપજાવે;
જેના પ્રતાપ વણ થાય ન કામ સારું,
તે ભારતી જનનીનું ઉર ધ્યાન ધારું. ૭

તેને નથી ખબર ઐહિક સુખ શું છે?
તેને નથી ખબર કે પરમાર્થ શું છે?
તેને નથી ખબર ચિઠ્ઠી હશે સુપત્રી,
જેણે ન સેવી ચતુરાનનની સુપુત્રી. ૮

છે ચંદ્રનાં કિરણ શીતળ તોય ઝાંખાં,
ને સૂર્યનાં અધિક તેજસ તાપવાળાં;
ઝાંઝાં પ્રકાશિત જતાં નહિ તાપવાળાં,
વિદ્યા પ્રકાશકર માનવને સુખાળાં. ૯

વિદ્યાપ્રકાશ જનના ઉરમાં પડ્યો ના,
વિદ્યાપ્રકાશથી તનુ ઉજળું થયું ના;
વિદ્યાતણું શરીર ભૂષણ જો ધર્યું ના,
તો ધિક્ક છે જનમ તે જગમાં જનોના. ૧૦

વિદ્યા વડે યશસ્વી જગમાં થવાશે,
વિદ્યા વડે જશ રૂડો જનમાં ગવાશે;
વિદ્યા વડે ચતુર અર્થ સુખે સધાશે,
વિદ્યા વડે સકળ કાર્યની સિદ્ધિ થાશે. ૧૧

છે જ્ઞાન એજ ખરું ભૂષણ માનવીનું,
તેના વિના મનુજ તે પશુતુલ્ય માનું;
જ્ઞાને પ્રપૂર્ણ જન તે જગમાં પૂજાય,
જ્ઞાનીતણાં સકળ કારજ સિદ્ધ થાય. ૧૨

વડોદરા: જગજીવનદાસ દયાળજી મોદી.



# ચમત્કાર

[ લેખક :—ગુલાબભાઈ પરાગજી દેસાઈ, છીણમ ]

૧

વાચક! હું જાણું છું કે તું મારા ઉપર હસશે. મને કોઇ જુનોખખ રૂઢિપૂજક માની કદાચ તું મારી આ વાર્તા પહેલેથી જ છોડી દઇ 'પુસ્તકાલય'નાં આગળનાં પાનાંજ ફેરવવાં શરૂ કરી દેશે; કારણ કે આ વિજ્ઞાનપ્રિય જમાનામાં ચમત્કારની વાત કરવા બેઠેલા મારા જેવાને કંઇ મગજની વિકૃતિ થઈ તો નહિ હોય એમ માની બેસવાનો સૌ કોઈ હક્ક ધરાવે છે. પણ સાવધાન! મારી વાત પૂરી વાંચી ગયા પછી જ મારો ન્યાય કરજે. આજે હું એવી વાત કરવા માગું છું કે જે એક નાના સરખા ગામડાંની અજ્ઞાન પ્રજાના વહેમોની છે, છતાં હાલના ફેશનેબલ નાજુક વીરોને દુર્લભ છે. હું આજે એક મહાત્માની, ખરા સાધુની વાત કહેવા માગું છું; મંત્ર જંત્ર અને દોરા ધાગા કરતા એ મહાત્માનું અંદરનું રહસ્ય–એની સાચી પણ મૂક સેવાનો નિર્દેશ કરું છું. ઘણે લાંબે વખતે 'પુસ્તકાલય'નાં પાનાં પર આપણી મુલાકાત થાય છે. એટલે મને આશા છે કે ધ્યાનપૂર્વક મારી વાર્તા વાંચી એની શક્યતા બદલ વિચાર કરી પછી જ, પ્રિય વાચક! તું મારો ન્યાય તોળશે.

૨

અમારા ગામ નજીક એક નાનકડું ગામડું આવેલું હતું. ભોળા અજ્ઞાન ખેડુતો એમાં વસતા. જુના રિવાજો, જુની માન્યતા, લીલીછમ વાડીઓ અને સાદું જીવન એ બધાં એ લોકોની દુનિયાનાં સામાન્ય તત્ત્વો. ગામને છેવાડે એક ટેકરી પર તળાવની તદ્દન નજીક જ એક જુના વખતનું મહાદેવનું મંદિર હતું. એ મંદિરમાં થોડા વખતથી એક સાધુ મહાત્મા પધાર્યા છે અને લોકોના આધિવ્યાધિ કોઈ ચમત્કારિક રીતે એ મટાડી દે છે એવી વાત ચાલવા લાગી હતી. જો કંઈ નવી વાત સાંભળવામાં આવે તો મને ઘણી પ્રફુલ્લતા થાય, તે દિવસ હું તે વાતના જ વિચારમાં કાઢું, અને પછી તે વાતનો કેડો પકડી પુરેપુરી જાણ્યા સિવાય તેનો ખ્યાલ ન છોડું એવો મારો સ્વભાવ. અમારા ગામના ઘણા સુધરેલા જુવાનીઆઓએ આ વાત હસી કાઢી; ડોસાઓએ આ વાત સાંભળી, ઈશ્વરને યાદ કરી, મહાત્માનો મહિમા ગાયો; ત્યારે મેં તો વિચાર કરવા જ શરૂ કરી દીધા. નહિ ડોસાનું અને નહિ જુવાનનું એવું મન ધરાવનાર હું વિચાર સિવાય બીજું કરું પણ શું?

૩

રવિવાર હોવાથી મારે રજા હતી. બીજું કામકાજ કંઈ હતું નહિ. એટલે પેલી સાંભળેલી વાતનો તલાસ કરવાને જીવ તડપ્યો. જામનગરના ચમત્કારી પાણીની બધા વાત કરે છે તેને માટે તો ઠેક જામનગર જવું પડે; પણ આ મારા ગામની નજીકનાં જ ગામડાંમાં ઘર-બેઠાં ગંગા આવી તો હું લાભ કેમ ન લઉં? એમ મને થયું. ચાંદની રાત હોવાથી રાતની વખતે જ મહાત્માની મુલાકાત લેવી ઠીક પડશે એમ ધારી જેમ બને તેમ સાદાં, ગામડાનાં લોકો

સુધરેલ જાણી છેટા ન રહે એવાં, કપડાં મેં ધારણ કર્યાં. ઘરમાં આપણા સાંજના ખાવાના માટે આવતી કાલે બપોરનો ઠરાવ આપવા દરખાસ્ત મૂકી. કેટલીક રકઝકને અંતે સાંજે ૭ વાગે ખાઈનેજ નીકળી બીજે દિવસે બપોર આગમચ સવેળા ઘરે આવી પહોંચવાની શરતે આપણું નીકળવાનું નક્કી થયું. મંદિરમાં જ રાત ગાળવાના ઠરાવે લોટો પવાલું બાંધ્યાં.

૪

* જીવનની ચિંતા સૌ છોડી, ખૂશ રહે તું ભાઈ
સોંપ પ્રભુને જીવન બાજી, શા માટે પસ્તાય (૨)
તે કર્તા ને તે હર્તા છે, તેમાંજ સૌનો સાર;
તેનેજ સુખથી સોંપીને જીવન, લહેર કરો નરનાર.
જગતમાં સૌ તે ચલાવે, તેનેજ સઘળો ભાર;
તેજ અમારો, તેજ તમારો, તે એક જગદાધાર...જીવનની......

મંદિરમાં ઉપરનું ભજન ચાલતું હતું. દસેક દર્દીઓ બાવાજીની આસપાસ બેસી આ ભજનનાદે ડોલી રહ્યા હતા. સૌ કોઈના મુખ પર આનંદ આનંદ હતો. હું ગયો અને હસમુખા ચહેરાવાળા એ મહાત્માએ ઘણી જ મીઠાશથી મને આવકાર દીધો: "આવો ભાઈ!" શી એમની પ્રસન્નતા, કોમળતા, અને હાર્દિક લાગણીથી ઉચ્ચારાએલા એ શબ્દોની મીઠાશ! હું તો ક્ષણભર કોઈ જાદુઈ વાતાવરણમાં આવ્યો હોઉં તેમ અંજાઈ જ ગયો, અને એક જગ્યા શોધી બધા સાથે મહાત્માને નમન કરી બેઠો.

૫

"જુઓ ભાઈ! તમે કંઈ મંત્ર, જંત્ર, કે સિદ્ધિની આશા મારામાં રાખી આવ્યા હો તો મારે તમને નિરાશ જ કરવા પડશે."

રાતના બારેક વાગ્યાના શુમારે બધા દર્દીઓના જવા પછી મેં મહાત્માને પૂછેલા પ્રશ્નના જવાબમાં એમણે ઉપલા શબ્દો મધુરતાથી ઉચ્ચાર્યા.

"ત્યારે મહારાજ! આ ગામના બધા દર્દીઓ કયા ચમત્કારથી સારા થાય છે?"

"એ ચમત્કાર પુસ્તકોનો."

"હેં?" હું તો આવી હસવા જેવી સાદી વાત સાંભળી હેબતાઈ જ ગયો.

"હા; એ પુસ્તકોને જીવતાં કરી મનુષ્ય હૃદયમાં એને મોકલી ત્યાંથી એના અવાજો ઉપજાવાય તો સૌ દર્દી સાફ!"

"પણ એ કેવી રીતે?"

"જુઓ ભાઈ! હું તમને સઘળી સમજણ પાડું છું. આ ગામડાંના લોકો અજ્ઞાન અને વહેમી છે એટલે એમના હૃદયમાં શ્રદ્ધાનો દીવડો પ્રકટાવવા મારે દોરા ધાગા તો

---

* સંગીત શોખીનો આને 'ચંદ્રીદાસ' રીતના 'પ્રેમનગર મેં બનાઉંગી ઘરમેં' એ ગાયનના રાહમાં ગાઈ શકશે.

કરવા પડે છે : એ તો ફક્ત નામના જ છે. એ સિવાય મારા પ્રત્યે એ લોકોને શ્રદ્ધા પ્રકટે નહિ. ત્યારપછી હું દરેક દુઃખીના દુઃખનું માનસિક કારણ જાણી તે માનસિક દુઃખ દૂર કરવા તેના માનસિક દુઃખને લાગુ પડી આશ્વાસન આપે એવું કોઇ ભજન કે વાત કોઇ પુસ્તકમાંથી પસંદ કરીને તેની આગળ ગાઇ કે વાંચી સંભળાવું છું. રાગ અને ઢબસર એને જ લાગુ પડતું એ સંગીત અને એના દુઃખના ભારને હળવો કરતી પુસ્તકમાંની વાત એના હૃદયમાંના માનસિક દુઃખને હડસેલા મારી હઠાવી દે છે. ત્યારપછી તો દર્દીનું દર્દ સારૂં થતાં વારજ નહિ.

૬

ત્યારબાદ એ મહાત્માએ મને ઘણી જાણવા જેવી વાતો કહી, જેનો સાર એ હતો કે શારીરિક દુઃખોનું મૂળ ઘણુંખરૂં મનમાં જ રહેલું હોય છે એટલે કોઇપણ દર્દીનું માનસિક દુઃખ મટયા સિવાય તેના પર દવા દારૂ અસર કરી શકતાં નથી. ડૉકટર વૈદો ઘણા કેસોમાં નિષ્ફળ થવાનું ખાસ કારણ એ જ છે. માનસિક દુઃખને કાઢયા સિવાય શારીરિક દુઃખ જતું નથી. અને એ મહાત્મા પુસ્તકોની સહાયથી માનસિક દુઃખ કાઢી, દોરા ધાગા દ્વારા દર્દીમાં સારા થવાની દૃઢ શ્રદ્ધા ઉત્પન્ન કરતા, અને ત્યારબાદ પોતે જાણેલી દેશી વનસ્પતિથી રોગને સહેલાઇથી કાઢી શકતા. એટલે માનસિક ઉપચાર કરવામાં જ એમનો ચમત્કાર હતો. એ ચમત્કાર એ સંગીત અને સાહિત્યથી કરતા.

આપણાં પુસ્તકાલયોના ઉત્સાહી મંત્રીઓ પણ આ સહેલો ચમત્કાર ન કરી શકે ?

## જ્ઞાન – હોજ

(મનહર)

છલકાતો જ્ઞાન – હોજ મોજ માણો ઝીલવાની,
ખીલવાની ચારિત્રતા ઉચ્ચ જીવન આણશે.
અજ્ઞાન રૂપી અંગ મે'લ છકેલ છીછરી બુદ્ધિ,
શુદ્ધિ થઇ તેની જ્ઞાન ચેતન રેલાવશે.
સંસારની ગમગીની ઉદાસીની આધિ વ્યાધિ,
વિકટ વમળોનાં મૂળ સહુ ઉજાડશે.
ગૃહગુંચોનો ઉકેલ કરે ભરે એ ઉત્સાહ ઉરે,
પુરે નિત્ય નવું જોમ જુસ્સો પ્રગટાવશે.
પ્રમાદમાં પડ્યા પડ્યા રડ્યા કરીએ રોદડાં શું ?
દોકડા ન બે'શે જાતાં ના કોઇ ત્યાં ફસાવશે.
વખત નિદ્રામાં આમ ગામ ગપાટામાં ગયો,
રહ્યો ભૂલી જ્ઞાનપંથ કોણ તે બતાવશે.

રણુંજ, તા. પાટણ. }　　કાળિદાસ દયાળજી વણુકર.

# વિચાર ચંક્રમણ

**દીવાળી** અંકોની સંખ્યામાં દિન પ્રતિદિન વધારો થતો જાય છે અને થશે. દરેક અઠવાડિક કે માસિકને એમ લાગે છે કે તેણે દીવાળી અંક કાઢવો જ જોઈએ–પછી ભલે તેમાં કંઈ વિશિષ્ટતા ન હોય. થોડાં પાનાં વધારી આપીને પુંઠા ઉપર '**દીવાળી અંક**' કે '**ખાસ અંક**' છાપી માર્યું એટલે બસ પત્યું !

× × × ×

બીજો પ્રશ્ન એ થાય છે કે આ બધા અંકો ખરીદવાની લોકોમાં શક્તિ છે ખરી ? ખરીદ્યા પછી તેનો પૂરતો ઉપયોગ થાય છે ખરો ? કે માત્ર પાનાં ફેરવી ચિત્રો જોઈને અંકોને એક બાજુ ફેંકી દેવામાં આવે છે ? સમય હોય તોપણ આ બધા કે તેમાંના કેટલાક અંકો સાદ્યંત નહિ તો પોતાને પ્રિય એવા વિષયો પૂરતા વાંચી જવાની શકિત છે ખરી ?

× × × ×

દીવાળીની રજા ચાર દિવસની હોય ( કોઈ સ્થળે તેથી વધારે પડતી હશે ); તેમાં આપણા અંકો મોડા મોડા બહાર પડે એટલે કેટલીયે વાર રજા પૂરી થયા પછી જ મળે. ધનતેરસ પહેલાં તો કોઈ અંક બહાર પડતા નથી. તે ચાર દિવસોમાં જ ઘણાખરા બહાર પડે છે. જે અંક વહેલો નીકળે તેને ખપતનો પહેલો લાભ મળે તે તો દેખીતું જ છે. છતાં નૂતન વર્ષને દિવસે પણ અંકો બહાર પડે છે, જ્યારે લોકોની રજા પૂરી થઈ ગઈ હોય છે. '**કૌમુદી**'નો દીપોત્સવી અંક તો છેક મોડો કારતક વદમાં બહાર પડયો. આપણા માસિકોની અનિયમિતતા તો જાણીતી છે, પરંતુ '**દીપોત્સવી અંક**' આટલો મોડો બહાર પડે તે ખૂંચે તેવું તો ખરું, પણ તેમાં પણ સંજોગો જ જવાબદાર હોય છે.

× × × ×

આ પાનાંમાં હું આગળ સૂચવી ગયો હતો તેમ દીવાળી પર જ અંકો બહાર પાડવા કરતાં વર્ષના જુદા જુદા પર્વોન દિવસે અંકો બહાર પાડવાનું તંત્રીઓ નક્કી કરે તો વખત જતાં તે યોજના ફળીભૂત થવાનો પૂરતો સંભવ છે.

× × × ×

માત્ર બે વર્ષની કારકીર્દીમાં ૪૫૦૦ જેટલી પુસ્તકોની નકલો છપાવવાનો યશ 'અંજલિ' ગ્રંથમાળા ખાટી જાય છે. સસ્તું સાહિત્યની 'વિવિધ ગ્રંથમાળા'ની ૫૩૦૦ નકલો એકી વખતે છપાતી હતી અને ગ્રાહકો પણ લગભગ ૪૦૦૦ હતા. તેના એક પુસ્તકની તો દશ હજાર નકલો એકી વખત છપાઈ હતી. પરંતુ અત્યારે તો આ માળાએ દરેક રીતે સરસાઈ મેળવી છે. જે જે ગામોમાં આ માળાનો પ્રચાર ન હોય ત્યાં સત્વર થવો ઘટે છે.

તા. ૩૦-૧૧-૩૭. 'ચંક્રમ'



# થોડુંક જાણવા જેવું

**જાપાનનો કવિતાપ્રેમ:**—કવિતા એ જાપાનની એક જાતની પ્રજાકીય રમત ગમત છે. જાપાનીઓ પારણામાંથી માંડીને કબર સુધી કવિતાથી રમે છે. સામાન્યતઃ સમય ગાળવા સારૂ જાપાનની પ્રજા પોતાના જીવનનું પ્રતિબિંબ કવિતામાં પાડવાનો પ્રેમ ધરાવે છે.

વસંતમાં એકવાર નવા વર્ષના પ્રથમ દિવસે જાપાનનો બાદશાહ કાવ્યનો એક વિષય પસંદ કરી જાહેર કરે છે અને વાર્ષિક હરિફાઇ માટે એ વિષય ઉપર એકત્રીસ પદનાં કાવ્યો પોતાની શાહી કચેરીએ મોકલવા સમસ્ત પ્રજાને નોતરે છે. આવા કાર્યક્રમને લીધે દેશમાં રહેનાર કે પરદેશમાં વસનાર જાપાનીઓને જોસ ચડે છે, બધા લોકો અજબ મસ્તીએ અને નવીન સૌંદર્યભાવનાએ રંગાય છે. વસ્તુતઃ મીઠાઇઓ કરનાર કંદોઇ લોક પણ નવા વર્ષની કેકમાં શાહી કાવ્ય વિષયની ભાત પાડે છે. એ એક નૂતન ફેશન થઇ પડે છે. લાખ જેટલાં કાવ્યો આવે છે તેમાંથી ટોકીયોનું શાહી કવિતા ખાતું અમુક સો જેટલાં ચાળી લે છે. એ પૈકી બાર જેટલાં છેવટની પસંદગીમાં બાકી રહે છે, અને મીકાડોના મહેલના ફીનીક્ષ હૉલમાં કવિતોત્સવ વેળાએ ઉત્તમ કાવ્યો તરીકેની ગણત્રીમાં તેઓનો સમાવેશ થાય છે. એ ગણત્રી એજ કદર કે ઇનામ ગણાય છે. આ ઉત્સવ રાજા અને રાણીની હાજરીમાં ઉજવાય છે. બીજા કુંવરો, કુંવરીઓ અને રાજ્યાધિકારીઓ પણ હાજર રહે છે. એ બધાં હરિફાઇમાં સામેલ થયાં હોય છે. ટાન્કા નામના ટુંકા છંદમાં ઉત્તમ લેખકોની હરોલમાં કેટલાક રાજા અને રાણીઓનાં નામ મૂકી શકાય તેમ છે. આમાં હાલના મીકાડોના દાદા મેઇજી તેનોહ શ્રેષ્ઠ લેખક હતા. એમણે પોતે લખેલી એક લાખ જેટલી રચના ગ્રંથાકારે બહાર પાડી છે.

જાપાની લોકો કવિતાના એવા ભક્ત છે કે એમની ભાષાનો કક્કો ઇ. રો. હા. જાતે એક કાવ્ય જેવો છે.

**ઇસ્લામ સંસ્કૃતિનું સૌથી જુનું વિદ્યાલય:**—પ્રાચીન સંસ્કૃતિમાં શ્રેષ્ઠતા મેળવી ચૂકેલું મિસર ઇસ્લામના સૌથી જુના અને વિખ્યાત વિદ્યાપીઠ માટે ગર્વ લઇ શકે તેમ છે. ઇ. સ. ૯૬૯ માં જ્યારે ઇસ્લામનો વિજયધ્વજ મિસર ઉપર ફરકતો હતો ત્યારે ત્યાં એક સુંદર ઇસ્લામી નગર બાંધવાની યોજના થઇ. એ વખતે મંગળનો ગ્રહ ક્ષિતિજે હતો અને આરબલોકો તે ગ્રહને 'અલ કાહિર'ના નામે ઓળખતા હોવાથી નવા શહેરનું નામ 'કાહિરા' પડયું જે અત્યારે 'કાઇરો' કે 'કૈરો' નામે પ્રસિદ્ધ છે.

આ 'કાઇરો'ની ખરી પ્રાચીનતા તો 'અલ અઝરૂ'ની વિખ્યાત વિદ્યાપીઠમાં સમાયેલી છે. ઑક્સફર્ડ–કૅમ્બ્રિજનો જન્મ પણ ન હતો તે પહેલાંથી ઇસ્લામીઓ અહીં શરીયત પઢવા આવતા અને હજુ આટલા વરસે પણ એ પ્રવાહ અટક્યા સિવાય ચાલુ છે. ઇ. સ. ૯૭૦ ના એપ્રિલની ૨૭ મી તારીખે એનો પાયો નંખાયો હતો અને ૯૭૨ ના જુનની ૨૪ મી તારીખે તેનું કામ સંપૂર્ણ થયું હતું. ઇ. સ. ૯૭૩ માં ખલીફ મોઇઝે તેમાં પહેલો ખુત્બો આપી એ ખુલ્લી મૂકી હતી.

'અલ અઝહર 'નું સ્થાન કાયરોમાં બહુ પવિત્ર મનાય છે. ફ્રેંચોએ મિસર પર ચઢાઇ કરી તે પહેલાં કોઇ ખ્રીસ્તી કે યહુદીને એની નજીકથી પસાર પણ નહોતો થવા દેવામાં આવતો. મક્કા તરફની દિશામાં એક જાળીની અંદર મકસુરા કહેવાતો વિશાળ પ્રાર્થના વિભાગ છે, જ્યારે બાકીની ત્રણ બાજુએ નાના મોટા વિભાગમાં વહેંચાયેલી છે.

દરેક વિભાગને એનું પોતાનું કિતાબખાનું છે. જેનો ઉપયોગ મુજાવરો કરતા રહે છે. શિક્ષણની કશી ફી લેવાતી નથી. ગરીબ વિદ્યાર્થીઓને ખાવા પીવાનું પણ મફત આપવામાં આવે છે. એના શિક્ષકો કશો પગાર નથી મેળવતા; જો કે વિદ્યાર્થીઓ હજુ કાજીઓ અને ઉલેમાઓ પાસેથી જ બધું શિક્ષણ મેળવે છે.

**પોષ્ટની ટીકીટનું મહત્ત્વ**:—કિંમતની દૃષ્ટિએ આપણે પોષ્ટની ટીકીટોનું મહત્ત્વ ખૂબ આંકીએ છીએ. કોઇ અપ્રાપ્ય એવી એક જ ટીકીટ હજારો પાઉન્ડની કિંમતની ગણાય છે. અને ટીકીટોના કેટલાક સંગ્રાહકો સારા ધનિકો ગણાય છે. પણ તે કરતાં જરા પણ ઓછું અગત્યનું નહિ બલ્કે વધારે મહત્ત્વનું ટીકીટોનું ઐતિહાસિક દૃષ્ટિએ સ્થાન છે. જે સ્થાન પ્રાચીન શંશોધનમાં જુના શિક્કાનું છે તેજ સ્થાન ટીકીટોનું છે. એ ટીકીટો ઉપરથી આપણે વરસ, રાજ્યકર્તા, રાજ્યવિસ્તાર, સંસ્કૃતિ અને ઘણા મુખ્ય બનાવો જાણી શકીએ: દાખલા તરીકે આપણા દેશ સિવાય બીજી ઘણી જગ્યાએ રાજાની આકૃતિ સિવાય બીજી જ આકૃતિઓ હોય છે, જે તે રાજ્ય સંબંધી ઉપયોગી માહિતી આપે છે. આપણે ત્યાં પણ રાજા પાંચમા જ્યોર્જના રૌપ્ય મહોત્સવ વખતે નીકળેલી ખાસ ટીકીટો તે સંબંધી કેટલી જરૂર વિગતો પૂરી પાડી શકે તે સ્હેજે સમજાય તેમ છે.

**એશિયા ડીરેકટરી : વેપારીઓ માટે ખાસ અગત્યનું**:—અખિલ એશિયાના માલ બનાવનારા, કારખાનાંવાળા, આયાત નિકાશ કરનારા, અને અન્ય ધંધાના વેપારીઓ સંબંધી પૂરી માહિતી આપતો એશિયા ડીરેકટરીનો ગ્રંથ મી. આર. મોરીએ સૌથી પ્રથમ ૧૯૩૬માં પ્રસિદ્ધ કર્યો હતો. તે ચાલુ સાલ ફરીથી સુધારા વધારા સહિત પ્રસિદ્ધ થવાની તૈયારીમાં છે, ને એની ૧૯૩૭–૩૮ની આવૃત્તિ ૩૭ની સાલ પુરી થતાં સુધીમાં બહાર પડશે. આ સંબંધીની માહિતી અગર પુસ્તક જેને જોઇતું હોય તેને નીચેની જગ્યાઓથી મળી શકશે :—

ઈન્ડો જાપાનીસ કમર્શીઅલ મ્યુઝીઅમ, ૧૩૫ કેનીંગસ્ટ્રીટ કલકત્તા; એડવરટાઇઝીંગ એજન્સી પીરભાઇબીલ્ડીંગ્ઝ ૮૯, પીન્સેસસ્ટ્રીટ મુંબઇ; ધી એશીઆ ડીરેકટરી પબ્લીશીંગ કું. પો. બો. ૪૬ યોકોહામા, જાપાન.

સદરહુ પુસ્તકની કિંમત પોસ્ટેજ ગાઇ. રૂ. ૨૦ છે.

**અંધારામાં વાંચી શકાતું વર્તમાનપત્ર**:—ઘણાં વર્ષ પહેલાં સ્પેનમાં 'લ્યુમીનેરીઆ" નામનું એક વર્તમાનપત્ર પ્રગટ થતું હતું. તે શાહી સાથે ફોસ્ફરસ મેળવીને છાપવામાં આવતું જેથી તે અંધારામાં પણ વાંચી શકાતું.

નાનાલાલ કે. પટેલ.



## વસોમાં મહિલા તથા બાલ પુસ્તકાલયના

# નવીન મકાનનું ઉદ્‌ઘાટન

**વસોમાં** શ્રી હરિભા મહિલા પુસ્તકાલય તથા સાર્વજનિક બાલ પુસ્તકાલય માટે બંધાયેલા નવા મકાનને ખુલ્લું મુકવાની શુભ ક્રિયા તા. ૨૬-૧૧-૩૭ના રોજ વડોદરા રાજ્યના નેક નામદાર દીવાન સાહેબ સર વી. ટી. કૃષ્ણમાચારિયરને વરદ હસ્તે પાર પડી. ખાસ એ ક્રિયા માટે જ નામદાર દીવાન સાહેબ વડોદરેથી સવારની લોકલમાં પેટલાદ પધારેલા ને ત્યાં ગોઠવાયલા વિવિધ કાર્યક્રમોને ન્યાય આપી બપોરે સ્પેશ્યલ ટ્રેનમાં વસો પધારેલા. પેટલાદ જતાં વચમાં આણંદ રોકાઇ ચરોતર કેળવણી મંડળની વિવિધ સંસ્થાઓની ઉડતી મુલાકાત લઇ ત્યાંની વિવિધ પ્રવૃત્તિઓ જોઇ જાણી સ્વસંતોષ જાહેર કર્યો હતો. ના. દિવાન સાહેબની સ્પેશ્યલ વસો સ્ટેશને ૨-૪૫ વાગે આવી પહોંચતાં દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ, શ્રી વિઠ્ઠલદાસ દેસાઇ, શ્રી મોતીભાઈ અમીન, સુધરાઈ ઉપાધ્યક્ષ શ્રી શાંતિલાલ વગેરે વસોના નાગરિકોએ પુલહાર તથા છાબડીથી ભાવભીનો સત્કાર કર્યો હતો. પુસ્તકાલય ખાતાના વડા તેમજ મદદનીશ અધિકારી સાહેબો તેમજ મુલકી વગેરે બીજા ખાતાંઓના અમલદારો પણ હાજર હતા. સ્ટેશનનો સત્કાર વિધિ પતતાં ના૦ દીવાન સાહેબ વસો કેળવણી મંડળની વિવિધ સંસ્થાઓ જોવા પ્રથમ શ્રી ગોપાલદાસ બાગમાં પધાર્યા હતા; ત્યાંની બાલમંદિર, ન્યુ ગુ. શાળા, એ. જે. હાઇસ્કૂલ, છાત્રાલય વગેરે સંસ્થાઓની વિવિધ પ્રવૃત્તિઓ, વિદ્યાર્થીઓની ક્રિયાઓ, કળા કૌશલ્ય તથા શિક્ષણ અને રમત ગમતનાં સાહિત્યો જોઇ ખુશ થયા હતા, અને કેળવણીના ક્ષેત્રમાં આવું સંગઠિત ઉત્તમ કાર્ય કરી દેખાડવા બદલ શ્રી મોતીભાઇ અમીન અને એમના સહકાર્યકર્તાઓને અભિનંદન આપ્યા હતા. તે પછી ખાસ ગોઠવાયલા ઉપાહારને યોગ્ય ઇન્સાફ આપી નેક નામદાર દીવાન સાહેબ અન્ય મંડળી સાથે પુસ્તકાલયોના ઉદ્‌ઘાટન સમારંભ માટે પધાર્યા હતા.

સમારંભ માટે પુસ્તકાલય સામેના વિશાળ રાજમાર્ગ પર ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો અને તેને ધજા પતાકા, તસવીરો ને બોધક સૂત્રો ઉપરાંત ચીનાઇ કારીગીરીનાં કાગદી કમાન, તોરણો, લટકણીઆં ને ઝુમ્મરોથી ખાસ આકર્ષક બનાવવાની જહેમત ઉઠાવવામાં આવી હતી. કહેવાય છે કે આવો વિશાળ અને સોહામણો મંડપ જાહેર કાર્ય માટે વસોને આંગણે આ પહેલો જ હતો. છતાં એ વિશાળ મંડપ પણ આ સમારંભ માટે નાનો પડતો સ્પષ્ટ જણાઈ આવે એટલી મોટી મેદની આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષોની એ દિવસે જામી હતી—જાણે સમારંભમાં ભાગ લેવાને આખું વસો જ ઉલટયું ન હોય ! અને પડદાપોષી તથા લાજઘુમટાના ધામ મનાતા ચરોતર પ્રદેશના એક દુર્ગ સમા વસો ગામમાં પુરૂષો સાથે સરસાઈ કરે એટલી મોટી સંખ્યામાં, મોટેરા ગણાતા પુરૂષ વર્ગની બરાબર સામે, યુવાવૃદ્ધ સ્ત્રી સમુદાય ખુલ્લે મોંએ બેસે એ તો આ યુગનો ચમત્કાર જ ગણાય : યુગ પ્રભાવ સાથે કેળવણીનો પ્રતાપ પણ ખરો જ !

બરાબર ૩ા વાગે ના. દીવાન સાહેબ મંડપ દ્વારે આવી પહોંચતાં સ્વયંસેવકોની ટુકડીએ બેન્ડના સુમધુર સૂરથી અને સભાજનોએ ઉભાં થઇ સલામ અને નમસ્કારથી તેઓ નામદારનો યથાયોગ્ય સત્કાર કર્યો હતો.

ના. દીવાન સાહેબે આસનારૂઢ થતાં મોટી બાળાઓએ કાર્યક્રમનો આરંભ કરી **"પ્રભુ પ્રબલ જનક છો, વંદન કરીએ વારંવાર..."** એ પ્રાર્થના, અને **'ભારતી વિલાપ'** નામના શ્રી મૂ૦ પી૦ શાહના ભાવવાહી રાસથી તથા નાની બાલિકાઓએ મૂક દાંડીયા રાસથી સભાજનોનું મનરંજન કર્યું હતું. બાદ વસો કેળવણી મંડળના મંત્રી તથા હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રીયુત રામભાઈ કા૦ પટેલે સમારંભમાં હાજર રહેવાને અશક્ત નીવડેલા ગૃહસ્થો તરફથી મળેલા સંદેશા વાંચી સંભળાવ્યા, જેમાં મે૦ રા૦ બ૦ ગોવિંદભાઈ હા૦ દેસાઈ, શ્રીમતી યશોદાબાઇ ભાટે, રાજમિત્ર શ્રી ભાઈલાલભાઈ અમીન, શ્રી ચુનીલાલ પુ૦ શાહ, શ્રી મણિભાઇ મો૦ અમીનના મુખ્ય હતા. એ પછી મહિલા તથા બાલ પુસ્તકાલયોનું આ પ્રસંગ માટે ખાસ છપાવેલું નિવેદન મહિલા પુ૦ ના પ્રમુખ શ્રીમતી તારાબેન મગનભાઇ અમીને વાંચી સંભળાવ્યું, જેનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે:—

"× × સને ૧૯૧૧માં પુસ્તકાલય ખાતું સ્થપાયા પછી તો આ પ્રવૃત્તિને પ્રોત્સાહન મળે એવી અનેક યોજનાઓ શરૂ થઇ, અને તેને પરિણામે બાલ પુસ્તકાલય તા. ૪–૩–૧૯૧૬, આરોગ્યવર્ધક વાચનાલય તા. ૧–૬–૧૮, શ્રી સયાજી સુવર્ણ મહોત્સવ વાચનાલય તા. ૫–૧–૨૬, અને હરિબા મહિલા પુસ્તકાલય તા. ૧૭–૮–૩૦ના રોજ સ્થપાયાં. પાછળથી સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપવાના નિયમોના આધારે વસો સાર્વજનિક પુસ્તકાલયના વધારા તરીકે નવીન મકાન માટે રૂા. ૮૭૦૦ મંજુર થયા અને તે મકાન તૈયાર થતાં બાલપુસ્તકાલયની શરૂઆત થઇ શકી. મહિલા પુસ્તકાલયોને મદદ આપી શકાય તેવો ખાતાના નિયમોમાં સુધારો થતાં વસો હરિબા મહિલા પુસ્તકાલયના મકાન માટે પણ રૂા. ૬૦૦૦ મંજુર થયા. મહિલા પુસ્તકાલયના મકાનની સ્થળપસંદગીના પ્રસંગે બાલ પુસ્તકાલય પણ સાથે આવે તો સોનામાં સુગંધ મળે એમ અત્રેના કાર્યકર્તાઓને જણાયું; જેથી પ્રયત્ન કરતાં સરકાર મંજુરીથી સાર્વજનિક પુસ્તકાલયનો નવીન બંધાવેલો બાલ પુસ્તકાલય તરીકે વપરાતો વિભાગ વસો સહકારી બેંક લીમીટેડને વેચવામાં આવ્યો અને તેમાંના રૂા. ૮૭૦૦ અને મહિલા પુસ્તકાલય માટે મંજુર થએલા રૂા. ૬૦૦૦ મળી કુલ રૂા. ૧૪૭૦૦નું બાલ અને મહિલા પુસ્તકાલયનું આ સુંદર મકાન પ્રાંતપંચાયતની દેખરેખ નીચે તૈયાર થઇ શક્યું. મહિલા પુસ્તકાલયને માટે જે આદર્શ પુસ્તકાલય ખાતાએ વડોદરા રાજ્યના કાર્યકર્તાઓ સમક્ષ રજુ કર્યો છે તે જ આદર્શ મહિલા પુસ્તકાલયની શરૂઆતથી જ અમોએ અમારી દૃષ્ટિ સમક્ષ રાખવા બનતું કર્યું છે અને હવે તો મહિલા પુસ્તકાલય માટે હવા અજવાળાવાળું અને ત્રણ વિશાળ ખંડની અનુકૂળતાવાળું સ્વતંત્ર મકાન મહિલા પુસ્તકાલયને પ્રાપ્ત થાય છે, એટલે વડોદરા રાજ્યના વિદ્યાધિકારી મે. રા. રા. ભાટે સાહેબની ભલામણ અનુસાર આ મકાન પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓના વાચન અને અભ્યાસ ઉપરાંત હુનર ઉદ્યોગનાં કામો માટે તેમજ કન્યા વિદ્યાલયના વર્ગો માટે ઉપયોગમાં લેવાશે. આ રીતે સ્ત્રીપ્રવૃત્તિના કાર્યનું તે કેન્દ્ર બનશે, અને લોક તેમજ સરકાર પંચાયતની મદદથી આવું ભવ્ય મકાન ઉભું કર્યાનું સાર્થક થશે. બાલ પુસ્તકાલય તો લગભગ ૨૨ વર્ષથી ચાલે છે અને ગામની સાતે ૫ શાળાનાં બાળકોની અનુપમ સેવા બજાવ્યે જાય છે. ગત વર્ષમાં ૩૮૬ બાલ વાચકોમાં ૩૩૪૧ પુસ્તકો વંચાયાં છે; અને વિવિધ રમતો રમવાની અને દેશપરદેશનાં સુંદર દૃશ્યો જોવાની ઘણી

બાળકોએ અનુકૂળતાઓ મેળવી છે. નાની ઉમ્મરનાં બાળકોને વાચનનો શોખ લાગ્યો છે એટલે મોટી ઉમ્મરે વાંચવાની ટેવ ચાલુ રહેતાં સાર્વજનિક પુસ્તકાલય અને મહિલા પુસ્તકાલયનો સુંદર ઉપયોગ થશે એની ખાત્રી રહે છે. બાલ પુસ્તકાલય શરૂ કરી આપવાનું માન સમસ્ત ગુજરાતમાં "ઢસાના દરબાર"ના નામથી ઓળખાતા અત્રેના સુપ્રસિદ્ધ અને સખાવતી સદ્દગૃહસ્થ રા. રા. ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇને ઘટે છે; કારણકે વગર માગણીએ અને નામ આપવાની કે તેવી બીજી કોઇ પણ જાતની શરત વગર રૂ. ૨૦૦૦ની સખાવત સાર્વજનિક પુસ્તકાલયનું મકાન વધારવા માટે તેમણે ઉદારતાથી આપેલી, તેને પરિણામે જ બાલ પુસ્તકાલયનું જુનું મકાન અને હવે આ નવીન મકાન અસ્તિત્વમાં આવ્યું છે. રા. રા. ગોપાળદાસની આજ સુધીની, કેળવણીના એકલા વિષયમાં આપેલી બધી સખાવતો રૂ. ૪૦૦૦ ઉપરાંતની થાય છે. અને તે બધી જ બીનશરતી છે; એટલે સાત્ત્વિક દાનનો આવો સુંદર પાઠ પોતાના ગામના વતનીઓ સમક્ષ રજુ કરવા માટે આ ગામ હંમેશને માટે તેમનું આભારી રહેશે.

તેવી જ રીતે આ મહિલા પુસ્તકાલયની શરૂઆત કરી આપવાનું માન વસોના વતની સ્વ. ડાહ્યાભાઇ નાથાભાઇ અમીનને ઘટે છે. તેમણે પોતાનાં પત્ની હરિબાનું નામ આપવાની શરતે રૂ. ૩૦૦૦ આપવાનું સ્વીકાર્યું અને બીજા ૮ ભાઇઓએ દરેકે રૂ. ૧૨૫ આપવાની જવાબદારી લીધી; માટે જ મહિલા પુસ્તકાલય અસ્તિત્વમાં આવી શક્યું. સ્વ. ડાહ્યાભાઇનો આત્મા આજે આ મકાન ખુલ્લું મુકાય છે તે જાણીને જરૂર સંતોષ અને શાંતિ અનુભવશે.

પરગામી સ્ત્રીઓ વસોમાં આવે અને મહિલા પુસ્તકાલયમાં થોડોક વખત મુકામ કરવા ઇચ્છે તો તેવી અનુકૂળતા આપવાની શરતે વસોનાં સ્વ. ગોરધનભાઇ ચતુરભાઇનાં સ્વ. પત્ની દીવાળીબાના સ્મરણાર્થે તેમના ટ્રસ્ટીઓએ રૂ. ૨૦૦૦ આપ્યા છે તે માટે ટ્રસ્ટીઓનો આભાર માનીએ છીએ, અને આ પ્રવૃત્તિમાં પોતાનો પણ થોડો ઘણો હિસ્સો છે એમ જાણીને સ્વ. દીવાળીબાનો આત્મા પણ શાંતિ અને સંતોષ અનુભવે એમ અમારી પ્રાર્થના છે.

પુસ્તકાલયોના ચાલુ ખર્ચની જોગવાઇ તો કાયમફંડોના વ્યાજમાંથી અને વિદ્યાદાન અને તેવી જ બીજી મદદોથી સહેલાઇથી થઇ શકે છે અને થઇ શકશે. પરંતુ હુન્નરઉદ્યોગ અને કન્યાવિદ્યાલયના વર્ગો માટેનું ખર્ચ ઉત્તરોત્તર વધ્યે જ જવાનું. એટલે કન્યાકેળવણી અને સ્ત્રીકેળવણીના અને તે દ્વારા સ્ત્રીઓની ઉન્નતિ કરવાના જેઓ હિમાયતી અને અભિલાષી હોય તે સર્વને અમારી વિજ્ઞપ્તિ છે કે સારા માઠા પ્રસંગોએ તેઓ પુણ્યદાનની રકમો આપે અને ગામનાં સુશિક્ષિત અને સંસ્કારી સ્ત્રી તરીકે અનેક બ્હેનો મહિલા પુસ્તકાલયનાં સભાસદ બને.

× × કેળવણી અને જ્ઞાનપ્રચારની શ્રીમંત સરકારની ઉદાર નીતિ અને એ નીતિનો લાભ ઉઠાવવાના વસોના નાગરિકોના ઉત્સાહને પરિણામે આ ગામમાં છેલ્લી એક પેઢીથી કેળવણી અને જ્ઞાનપ્રચારનાં વિવિધ સાધનો એક પછી એક જન્મતાં ગયાં છે; અને આ મકાનના ઉદ્દઘાટનથી વસોનાં સ્ત્રીપુરૂષો અને બાળકો માટે જ્ઞાનપ્રચારનાં સાધનો 'સર્જ'વાની પ્રવૃત્તિનો પ્રથમ યુગ જે ઇ. સ. ૧૯૦૮માં શરૂ થયો હતો તેની કાર્યસિદ્ધિઓમાં આજે એક અતિ મહત્ત્વનો—બાળકો અને સ્ત્રીઓ માટેના પુસ્તકાલયના મકાનનો—ઉમેરો થાય છે,

વસોના વતનીઓ હવે એમ કહી શકે તેમ છે કે નાત જાત કે ધર્મના કોઇ પણ ભેદભાવ વિના ગામનાં તમામ વર્ગોના ઉપયોગ માટે જ્ઞાનપ્રચારનાં વિવિધ સાધનો અમારા ગામમાં ખુલ્લાં થઇ ચૂક્યાં છે. આનો અર્થ એમ નથી કે આ દિશામાં કરવા જેવું સર્વ કાંઇ થઇ ચૂક્યું છે. પરંતુ **સાધનોની સાર્થકતા તેના વપરાશમાં છે, નહિ કે તેની શોભામાં કે સાથિવણીમાં :** એ સત્રને સંસ્થાઓના ચાલકો પ્રથમથી જ અનુસરે છે; એટલે જેમ જેમ આ સાધનોનો વપરાશ વધશે, અને તે દ્વારા જ્ઞાનનો પ્રકાશ ગામમાં ઘેરઘેર પહોંચશે તેમ તેમ એ પ્રકાશ ઝીલનારાં સ્ત્રીપુરુષો અને બાળકોના પ્રયત્નથી સાધનોની જે કંઇ ઉણપો હશે તે આપોઆપ પુરાશે એવી અમને શ્રદ્ધા છે.

આ મહિલા પુસ્તકાલયની સાથે બાલપુસ્તકાલય જોડ્યું છે, અને તેમાં જ કન્યાવિદ્યાલય અને ઓદ્યુગઉદ્યોગના વર્ગો ચલાવવાની જાહેરાત થઇ ચૂકી છે. આમ મહિલા પુસ્તકાલય એ માત્ર જ્ઞાનપ્રચારનું જ સાધન નહિ રહેતાં વસોના તમામ વર્ગની સ્ત્રીપ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન બને, અને આજે નમ્ર સ્વરૂપે શરૂ કરેલી પ્રવૃત્તિ યથાકાળે સમાજવ્યાપી બને એવી ઉમેદ અને આશા અમે સેવીએ છીએ."

વસોમાં મહિલા પુસ્તકાલય શરૂ કરવાનો વિચાર કેવા સંજોગોમાં સ્ફુર્યો તે પણ જાણવા જેવું છે. વસોના વાલમ બ્રાહ્મણ જ્ઞાતિના એક સદ્‌ગૃહસ્થે પોતાની વિધવા પુત્રીને સિનિયર થવાની અનુકૂળતા આપ્યા પછી કોઈ સ્થળે શિક્ષિકા તરીકે સરકારી નોકરીમાં મોકલવાને બદલે વસોમાં જ કોઇ સેવાનું ક્ષેત્ર મળી જાય તો તેમાં તે બેનની સેવા મફત આપવાની ઇચ્છા દર્શાવી અને તેમ થાય તો પોતે સરકારને લીધેલી શિષ્યવૃત્તિના બદલામાં રૂ. ૧૫૦) ભરી દેઇને તે બેનને સરકારી નોકરી કરવાની જવાબદારીમાંથી મુક્ત કરી આપવાની પણ ઉદારતા બતાવી. પરિણામે તે બેનને સેવાનું ક્ષેત્ર પુરૂં પાડવા અને તેમની સેવા દ્વારા સ્ત્રી કેળવણીની પ્રવૃત્તિ શરૂ કરવા માટે જ મહિલા પુસ્તકાલયની શરૂઆત થઇ. તે સંસ્કારી સદ્‌ગૃહસ્થ અને તેમના સુશિક્ષિત પુત્રીએ આ ભોગ ન આપ્યો હોત તો વસોની મહિલા પુસ્તકાલય પ્રવૃત્તિ કદાચ આટલી વહેલી અસ્તિત્વમાં ન આવી હોત. વસોની શ્રી હરિઓ મહિલા પુસ્તકાલયનાં માનદ મંત્રી તરીકે સંસ્થાની શરૂઆતથી તે આજ સુધી દરરોજ બેથી પાંચ વાગ્યા સુધી એ બેન સેવાભાવે પૂર ઉમંગે કામ કરે છે. એમનું નામ શ્રી ચંદ્રભાગાબેન. પ્રમુખશ્રી તારાબેને વાંચી સંભળાવેલા મુખ્ય નિવેદન પછી એ શ્રી ચંદ્રભાગાબેને મુખ્ય નિવેદન સાથે સામેલ રખાયલાં પૂરક નિવેદનોમાંથી, ખુલ્લી મુકાતી બંને સંસ્થાઓનાં સ્વપ્નો અને તેમની સિદ્ધિના માર્ગો દર્શાવનારા અગત્યના ફકરા વાંચી સંભળાવ્યા તે નીચે પ્રમાણેઃ-

" × × આ બંને સંસ્થાઓનાં સ્વતંત્ર મકાન થયાં છે તેની સાથે તેમના કાર્યકર્તાઓની જવાબદારી અનેક ગણી વધી છે. સંસ્થાઓની પ્રગતિના ચણતરમાં આ છેવટની ઇંટ છે એમ કોઈ રખે માને. આજે જે ઇંટ ચંપાશે તે ખરી રીતે તેની ભાવી ખીલવણીની શરૂઆત માત્ર છે. મકાન થયા પછી જોઇતી અનુકૂળતા મળતાં એ બંને સંસ્થાઓ બાળકો અને સ્ત્રીઓની તમામ પ્રવૃત્તિઓનાં કેન્દ્રસ્થાન બને તેવી તેના સંચાલકોની અંતર્ગત ભાવના છે.

અને તેટલા માટે જ બાલમંદિરને બાલપુસ્તકાલયની સાથે જ રાખવાની અને બાળકોનાં હિતની તમામ યોજનાઓ બાલપુસ્તકાલયને અંગે જ થાય તેવાં સ્વપ્ન તેના સંચાલકો સેવી રહ્યા છે. અને તેવી જ રીતે મહિલા પુસ્તકાલયના સંચાલકો પણ ઇચ્છે છે કે તે ફક્ત પુસ્તકાલય ન રહે પણ તે ઉપરાંત તે મોટી ઉંમરની બેનો માટેનું કન્યાવિદ્યાલય ( શાળા ) પણ બને અને જેમને લખતાં વાંચતાં ન આવડતું હોય તેમને વાંચવા લખવાનું શીખવે અને જેમને કન્યાશાળા છોડ્યા પછી અભ્યાસ કરવો હોય તેમને થોડા કલાકની કે આખા દિવસની જેવી જરૂર તેવી અનુકૂળતા પણ કરી આપે. તેઓ ઇચ્છે છે કે આ સંસ્થા સ્ત્રી ઉદ્યોગાલય પણ બને, એટલે કે સીવણ, ભરત, ગુંથણ ચિત્ર વગેરે સ્ત્રીઓને લાયકનાં કામો પણ ત્યાં શીખવાય; અને બપોરના અવકાશના વખતમાં કામ કરી જરૂર હોય તેમને કમાણી થાય તે માટે જોઇતું કામ મેળવી આપવા તજવીજ થાય. તેઓ તો ઇચ્છે છે કે આ સંસ્થા કથામંદિર પણ બને એટલે કે એક બેન ધર્મ કે નીતિનાં પુસ્તકો વાંચે અને બીજી બેનો તે સાંભળે. વળી તે ભાઇઓ એમ પણ ઇચ્છે છે કે હિન્દુ તહેવારો વા અવકાશના વખતમાં બેનો ગરબા ગાય, ભજનો બોલે; જ્ઞાન અને આનંદ આપે તેવી નિર્દોષ રમતો રમે, રસોઇની વિવિધ વાનીઓનાં તેમજ સીવણ અને ભરતનાં કામોનાં પ્રદર્શનો ભરે, સંસારવહેવારના ને જીવનના અનેક ઉપયોગી પ્રશ્નો પર ચર્ચા કરે અને સંસ્કાર મેળવે, બહારગામની વિદ્વાન અને સંસ્કારી બેનોને વખતોવખત આમંત્રણ આપી તેમના સહવાસનો લાભ લે અને કુટુંબ અને જ્ઞાતિના સંકુચિત વાતાવરણમાંથી બહાર આવી વિશાળ સ્ત્રીજગતના ઉચ્ચ વાતાવરણનો કંઇક કંઇક રસ ચાખે: આવી આવી અનેક અભિલાષાઓ આ મહિલા પુસ્તકાલય દ્વારા પાર પાડવા પ્રયત્ન થશે. આ બધું જ આજ કે કાલ થઇ જશે એમ માનવા કારણ નથી; પણ આજ સુધી ગામની અનેક ઉપયોગી પ્રવૃત્તિઓ—પુસ્તકાલયો, શાળાઓ, સહકારી સંસ્થાઓ—યુવકોએ શરૂ કરી છે અને વર્ષોના સતત, શાન્ત, વ્યવસ્થિત અને સભ્ય પ્રયત્નથી અને સંઘબળથી તેમાં ફત્તેહ પણ મેળવી છે તેથી આ સંસ્થાની શરૂઆત કરતાં મીઠાં સ્વપ્નાં સેવવાનો યુવકોને હક્ક છે અને જેઓ પોતે પોતાને મદદ કરે છે, તેમને ઇશ્વર હમેશાં સહાય આપે છે: એ ન્યાયે સ્વાશ્રય અને શ્રદ્ધાના પાયા પર ચણાયલા આ બાલ પુસ્તકાલય અને મહિલા પુસ્તકાલયને સફળતા મળશે એમ આશા રાખીએ છીએ. પરંતુ ઉપર મુજબ ઉજ્જ્વળ ભાવિ સ્વપ્નાં સેવવાની સાથે આજ સુધી આ બંને સંસ્થાઓ દ્વારા શું કાર્ય થઇ શક્યું છે તે જાણવાની જરૂર રહે છે. હરિબા મહિલા પુસ્તકાલયને અંગે દર વર્ષે બધી કોમો મળી સાડા ત્રણસો વાચકોમાં અઢી ત્રણ હજાર પુસ્તકો વંચાવવામાં આવે છે અને તે ઉપરાંત નિરક્ષર બેનોને લખતાં વાંચતાં શીખવવાનું કામ પણ ત્યાં થાય છે. આજ સુધીમાં સાત બેનોએ તે પ્રમાણે થોડું ઘણું અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. વળી બેનોને સીવતાં તેમજ ભરતાં-ગુંથતાં શીખવવા માટે સંચાઓની શિક્ષિકા બેનની વ્યવસ્થા રાખી છે. ઘણી બેનો ઘેરથી કપડાં લાવી, અત્રે આવી પોતા માટે તેમજ કુટુંબી જનો માટે જરૂરી કપડાં દરજી શિક્ષિકાની મદદથી વા મદદ વિના પણ સીવી જાય છે. આજ સુધીમાં કેટલીક બેનોએ તો સીવણ કામ અત્રે જ શરૂ કરી સારી રીતે તે શીખી લીધું છે. એમાંથી બે બેનો તો સીવવાનો સંચો ખરીદી બજારમાં દરજીનો સ્વતંત્ર ધંધો પણ ચલાવે છે. વળી નવરાત્રિના તહેવારોમાં ગરબાની યોજના હોય છે. અને

ચાલુ વર્ષે તો નવરાત્રિના તહેવારોમાં જ ગોપાળદાસ બાગમાં સમગ્ર ગામની બેનોને નોતરી સ્ત્રી-દિન ઉજવીને સ્ત્રીઓમાં જ્ઞાનપ્રચાર કરવાની અને નિર્દોષ આનંદ મેળવવાની ઉત્તમ તક ઉભી કરી હતી. આ પ્રથા પ્રતિ વર્ષે ચાલુ રહે એવો નિશ્ચય કર્યો છે. દર વર્ષે રંગોળીની હરિફાઇની યોજના કરીને કન્યાઓમાં ચિત્રકળાનો શોખ કેળવવા પ્રયત્ન થાય છે.

ઉપર જણાવેલાં અમારાં સ્વપ્નાં સિદ્ધ કરવાને માટે તાત્કાલિક અમલમાં મૂકી શકાય તેવી કેટલીક યોજનાઓ અમે વિચારી રાખી છે. બાળકોમાં શિષ્ટ વાચનનો પ્રચાર વધે તે માટે સારાં પુસ્તકોનો સંગ્રહ વધારી ગામની દરેક શાળામાં પુસ્તકની પેટીઓ આપી બાળકોના હાથમાં સહેલાઈથી પુસ્તકો પહોંચે તેની યોજના શ્રીમંત મહારાજા સાહેબના હિરક મહોત્સવના અંગે કરવાની વિચારી રાખી છે, અને સ્વતંત્ર મકાનની અનુકૂળતા મળતાં તેનો અમલ કરવાની ઉમેદ છે. વળી પુનામાં છેલ્લાં પાંચ સાત વર્ષથી જે ધોરણે વર્ષમાં એક વખત ચીલ્ડ્રન્સ ડે ઉજવાય છે તેજ ધોરણે ચાલુ વર્ષથી વસોની તમામ શાળાઓના બાળકો માટે દર વર્ષે વસંતપંચમીના દિવસે 'બાળદિન' ઉજવવાનું નક્કી કર્યું છે. આ યોજના દ્વારા ગામનાં તમામ બાળકોમાં વ્યવસ્થા શક્તિ, સંઘશક્તિ અને શિસ્તપાલનના ગુણો કેળવવાની, સુવિચારોનો ફેલાવો કરવાની અને વિદ્યાર્થીઓને નિર્દોષ આનંદનો પ્રસંગ પૂરો પાડવાની અમારી અભિલાષા છે. હરિઆ મહિલા પુસ્તકાલયને અંગે તો આજસુધી ચાલતી પ્રવૃત્તિઓ વ્યવસ્થિત રીતે અને વધારે વિસ્તારમાં પ્રસરે તેને માટે બનતા બધા જ પ્રયત્ન થશે નવરાત્રીના તહેવારોમાં ચાલુ સાલે ઉજવાએલા સ્ત્રીદિનના ધોરણે દર વર્ષે તે દિવસ વધુ આકર્ષક રીતે ઉજવીને સ્ત્રીઓમાં જાગૃતિ અને સંઘબળ લાવવા પ્રયત્ન થશે. ઉપરાંત કન્યા કેળવણીનો પ્રશ્ન જે કેટલાય વખતથી અણઉકેલ પડી રહ્યો છે તેને માટે પ્રયત્ન કરવાની યોજના વિચારી રાખી છે. શ્રીમંત સરકારે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરી છે તેને પ્રતાપે આજે ગુજરાતી શાળાઓમાં બાળકો અને કન્યાઓનું પ્રમાણ લગભગ સરખું છે પરંતુ માધ્યમિક શિક્ષણ તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે લગભગ ૪૦૦ છોકરાઓની વચ્ચે ફક્ત ૩૫ કન્યાઓ જ તે શિક્ષણનો લાભ લેતી જણાય છે. આ સંખ્યા ઓછી હોવાનાં અનેક કારણોમાં એક એ પણ હોય કે કન્યાઓ માટે માધ્યમિક શિક્ષણ આપનારી સ્વતંત્ર સંસ્થાઓ નથી, અને તેમને અનુકૂળ અને ઉપયોગી વિષયો, સ્ત્રીઓનાં કર્તવ્યો અને તેમની વિશિષ્ટ જવાબદારીઓ લક્ષમાં રાખીને ઘડાએલા અભ્યાસક્રમો નથી. આ અનુકૂળતાઓ સરકાર ન આપી શકે ત્યાંસુધી કેટલાંક સમજુ માબાપો તો પોતાની દીકરીઓને છોકરાઓની સાથે અંગ્રેજી શાળામાં મોકલીને પણ શિક્ષણ આપે છે. પરંતુ મહિલા પુસ્તકાલયનું સ્વતંત્ર મકાન થતાં કન્યાશાળાના ઉપરના વર્ગોથી અધુરૂં રહેતું શિક્ષણ, આ પુસ્તકાલયને અંગે ચલાવવાના વર્ગો દ્વારા, આગળ વધે અને નિયત અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ મેળવી પુનાની નાથીબાઇ દામોદર ઠાકરસી સ્ત્રીવિદ્યાલયની વિનીત થઈ શકે તેને માટે કન્યાવિદ્યાલયની યોજના લગભગ નક્કી થઈ ગઇ છે; અને જરૂર પડે તો કેળવણી ખાતાની મદદથી કન્યાશાળાનાં ઉપરનાં બે ધોરણો કન્યાવિદ્યાલયની સીધી દેખરેખ નીચે જ ચાલે તે માટે પણ તજવીજ થશે. આમ જે માબાપો પોતાની કન્યાઓને છોકરાઓની સાથે ભણાવતાં સંકોચ પામતાં હોય વા છોકરાઓને માટે યોજાએલું શિક્ષણ કન્યાઓ માટે નિરર્થક છે એમ માનતાં હોય તેમને માટે

એક સુંદર અનુકૂળતા કરી આપી સ્ત્રીકેળવણીનું કામ જે કન્યાશાળાના છઠ્ઠા ધોરણથી અટકી પડે છે તેને આગળ વધારવાની તક વહેલામાં વહેલી હાથ ધરાશે જ.

પરંતુ અમારાં સ્વપ્નાં સાચાં પાડવાનું કામ કેટલું મુશ્કેલ છે તે અમારા લક્ષ બહાર નથી. આ સ્વપ્નાં સિદ્ધ કરવામાં સૌથી પહેલો સહકાર અમારે કન્યાઓના વાલીઓનો જોઇશે. જે વાલીઓ પોતાની બેનદીકરીઓને નાની ઉમ્મરમાં પરણાવી શિક્ષણથી વિમુખ કરે છે તેમને અમારે વિજ્ઞપ્તિ કરવાની રહે છે કે હવે જમાનો એવો આવતો જાય છે કે "સ્ત્રીઓને ક્યાં નોકરી કરવી છે કે તેમણે ભણવું જોઇએ ?" એ દલીલ ચાલી શકશે નહિ. અલબત્ત ધણીખરી સાધનસંપન્ન બેનોને નોકરી કરવાની જરૂર રહેતી નથી, પરંતુ વીજળીવેગે થતી પ્રગતિના આ જમાનામાં પુરુષોની સાથે હારમાં ઉભા રહેવા જેટલી લાયકાત અને શિક્ષણ સ્ત્રીઓ નહિ મેળવે તો તેઓ પોતે પોતાની અને પોતાના કુટુંબની પ્રગતિ અટકાવશે એટલું જ નહિ, પણ દેશની ઉન્નતિમાં ધંટીના પડની માફક અંતરાય રૂપ નિવડશે. અમે આશા રાખીએ છીએ કે સુશિક્ષિત અને સમજુ માબાપો પોતાની બેનદીકરીઓને અને પુત્રવધુઓને પુસ્તકાલયને અંગે શરૂ થનારા વિદ્યાલયમાં શિક્ષણ લેવા મોકલવા જેટલો સહકાર જરૂર આપશે."

આ પ્રમાણે નિવેદનોની રજુઆત થઈ ગયા પછી દરબારશ્રી ગોપાળદાસ દેસાઇ નેક નામદાર દીવાન સાહેબને મકાનની ઉદ્દઘાટન ક્રિયા કરવાની વિનંતિ કરવા ઉભા થયા અને પ્રસંગોચિત વિવેચન કરતાં જણાવ્યું કે "વસોના વતની તરીકે હું આજે વડોદરા જેવા મોટા રાજ્યના મોટા અમલદાર ના. દીવાન સાહેબ જેવા કુશાગ્રબુદ્ધિ, નિખાલસ અને મિલનસાર વૃત્તિવાળા પ્રભાવશાળી પુરુષને શ્રીમંત રાજપિતાની પ્રજાહિતકારી અનેક યોજનાઓમાંની એક યોજનાના ફલ સ્વરૂપ આજની સંસ્થાનું ઉદ્દઘાટન કરવાનું આમંત્રણ આપતાં ગર્વ અનુભવું છું. અનેકવિધ જંજાળો અને રોકાણો વચ્ચે પણ અવકાશ કાઢીને ના. દીવાન સાહેબ અત્રે પધાર્યા છે તે કદાચ શ્રીમંતની લોકકલ્યાણકારી વિવિધ યોજનાઓમાં પ્રજાવર્ગનો સક્રિય સાથ કેવો છે અને તેનો કેવો ઉપયોગ થાય છે તે નજરે નિહાળવાની તક લેવા ખાતર હશે, પણ વસોને માટે તો તે ગર્વનોજ વિષય ગણાશે. ના૦ દીવાન સાહેબના આદર્શ અને ભાવના વસોના કાર્યકર્તાઓને હમેશને માટે પ્રેરણાદાયક નીવડશે."

વિનંતિને માન્ય કરી ના. દીવાન સાહેબે ઉદ્દઘાટન વિધિ કરવા સંભવિત મંડળ સાથે મકાન તરફ પ્રયાણ કર્યું અને ચાંદીની ચાવી વતી ચાંદીનું સુંદર કારીગીરીવાળું તાળું ખોલી તાળીઓના ગડગડાટ સાથે મકાન ખુલ્લું મુકાયેલું જાહેર કર્યું. પછી મકાનના ઉપરના તથા નીચેના ખંડોમાં ફરી મકાનની બાંધણી, સગવડ અને તેમાંની વાચન તથા શિક્ષણ સાહિત્યોની આકર્ષક ગોઠવણ જોઇ તે પ્રત્યે ના. દીવાન સાહેબે સંતોષ દર્શાવ્યો, અને આ પ્રસંગ નિમિત્તે ગોઠવાયલા વસોના લુહારી તથા વણાટ કામ જેવા ગૃહઉદ્યોગોના પ્રદર્શનની યોજનાને તો ખાસ વખાણી.

બાદ, સભા મંડપમાં પાછા પધારી ના૦ દીવાન સાહેબે નીચેની મતલબનું સુશ્રાવ્ય ભાષણ અંગ્રેજીમાં આપ્યું, જેનો ગુજરાતી સાર ભાઇશ્રી રામભાઇએ પાછળથી કહી સંભળાવ્યો હતો :—.

## ના. દીવાન સાહેબનું ભાષણ

"સરકારના કેન્દ્ર સમા આ સરસ્વતીમંદિરનું ઉદ્દઘાટન કરવાની તક મળવા બદલ હું પોતાને ભાગ્યશાળી માનું છું. અહિં વસોમાં મારૂં બીજી વાર આવવું થયું છે; અને એ બન્ને વાર એની પ્રગતિ જોઇ મને ખૂબ આનંદ થયો છે. કોઇ પણ ગામની પ્રગતિ સ્વાશ્રય વગર સંભવિત નથી. રાજ્યની મદદ ગમે તેટલી હોય છતાં લોકમદદ વગર, સ્વાશ્રય વગર, સાચી ઉન્નતિ શકય નથી બનતી. સ્વાશ્રયથી શું શું થઇ શકે તેમ છે તેનો સર્વોત્તમ દાખલો આખા રાજ્યમાં વસોએ પુરો પાડયો છે. વસોની પ્રગતિની વાતો મી. મોતીભાઇ અમીન વગેરે પાસેથી મેં વખતોવખત સાંભળેલી, અને તે સાવ સાચી છે એવી આજની મારી મુલાકાતથી પ્રતિતી થઇ છે. ગ્રામોદ્ધાર અને ગ્રામ પુનર્ઘટનાની વાતો આજકાલ સર્વત્ર થાય છે. કોઇ ઠેકાણે માત્ર આર્થિક સુધારા, કોઈ ઠેકાણે સામાજિક સુધારા અને કોઇ સ્થળે કેળવણીના અદ્યતન અખતરા અજમાવવાના પ્રયાસો થાય છે: એક ક્ષેત્રમાં છૂટક છૂટક ને પ્રથક પ્રયાસ કરાય છે. પણ બધી બાબતોમાં બધી દિશાએથી એકસહ પ્રયાસ થાય ત્યારે જ ખરી પ્રગતિ–ખરી પુનર્ઘટના શકય બને. વસોમાં તેમ થયું છે ને થાય છે તે જોઇ આનંદ થયો છે. પરસ્પર અવલંબી રહેલી આ બધી બાબતોને એક સાથે ઉપાડી લેવા માટે વસોના કાર્યકરોને ખરેખર ધન્યવાદ ઘટે છે. સાચી ને સંગીન પુનર્ઘટના માટે દરેક ગામની પેદાશ આજના કરતાં ચાર પાંચ ગણી વધવી જોઇએ; શિક્ષણ અને પુસ્તકાલય જેવી લોકભદ્ર સંસ્થાઓનો વધુ લાભ લેવાવો જોઇએ, અને જે કેટલીક સામાજિક બદીઓ આપણા સમાજને કચરી રહી છે તેમાં સમયોચિત સુધારા થવા જોઇએ. આ બધી જ ગ્રામોદ્ધારની બાબતો છે. એ સિદ્ધ થાય ત્યારે જ સાચી ઉન્નતિ શકય બને. પ્રજાની ઉન્નતિ માટે વડોદરા રાજ્યે બહુવિધ પ્રવૃત્તિઓ હાથ ધરી છે. પણ તેમાં બધામાં પુસ્તકાલય પ્રવૃત્તિમાં મને ખૂબ રસ પડે છે, અને તેમાંય બાલ તથા મહિલા પુસ્તકાલયોની બાબતમાં તો હું ખાસ રસ ધરાવું છું. એટલે મને એ બે સંસ્થાઓ માટેનું સુંદર મકાન ખુલ્લું મુકવાનો તથા સ્વાશ્રય અને સંઘબળથી એક ગામ શું શું કરી શકે તે જોવા અનુભવવાનો પ્રસંગ આપવા બદલ હું શ્રી દરબાર સાહેબનો, તથા મોતીભાઇ અમીનનો તેમજ તેમની પ્રવૃત્તિઓમાં સક્રિય સાથ આપવા બદલ વસોના નાગરિકોનો આભાર માનું છું."

## આભારપ્રદર્શન

ઉપરોક્ત ભાવાર્થનું ના૦ દીવાન સાહેબનું ભાષણ સમાપ્ત થયા પછી અને તેનો ગુજરાતી સાર શ્રી રામભાઇ પટેલે સભાજનોને સમજાવ્યા પછી શ્રી મોતીભાઇ અમીન આભારપ્રદર્શનની અંતિમ ફરજ બજાવવા ઉભા થયા, અને સમારંભની આ છેવટની સુખદ ફરજ બજાવવાની તક મળવા બદલ પોતાનો આનંદ પ્રદર્શિત કરી જણાવ્યું કે "ના. દીવાન સાહેબે આજના પ્રસંગ માટે લીધેલી તસ્દી બદલ તો વસોના નાગરિકો તરફથી આભાર માનું જ છું. પણ મારે તો આજે બીજા કારણોસર પણ એઓ નામદારનો જાહેર રીતે ખાસ આભાર માનવાનો છે. ના૦ દીવાન સાહેબ પોતે પુસ્તકાલય પ્રવૃત્તિમાં અતુલ રસ લે છે એવો મારો અંગત અનુભવ છે. રાજ્યમાં દર વર્ષે ૧૦૦ પુસ્તકાલયો

નવીન ઉઘાડવાનો જે હુકમ થયો અને તેમાં સંજોગવશાત્ ફેરફાર થઇને હાલ દર વર્ષે ૫૦ પુસ્તકાલયો જે ઉઘાડાય છે તેનો ખરો યશ એમને જ છે. એટલે પ્રજોપકારક પુ. પ્રવૃત્તિના વેગવંત પ્રચાર માટે શ્રીમંત મહારાજા સાહેબ પછી બીજે નંબરે આપણે જો કોઇનો પણ ઉપકાર માનવાનો હોય તો તે શ્રી દીવાન સાહેબનો જ છે. આ પ્રવૃત્તિ એઓશ્રીને કેટલી બધી ગમે છે તેની પ્રતિતી એટલાં જ પરથી થશે કે તેઓશ્રીએ ગરીબ ને પછાત ગામોને પણ પુસ્તકાલયનો લાભ મળી શકે તેટલા ખાતર પોતાના પદરથી રૂ. ૫૦૦) ની ગુપ્ત મદદ લાગટ બે વર્ષ સુધી મારી મારફત કરેલી. એ વાત ગુપ્ત રાખવાનું તેઓ નામદારે મને ફરમાવેલું પણ તે આજે હું જાહેર કરી દઉં છું. વળી અનેક રાજકીય રોકાણો તથા શારીરિક તેમ માનસિક અગવડો વેઠીને પણ આજના પ્રસંગ પૂરતા જ અત્રે ખાસ પધારવાની અમારી માગણી સ્વીકારી એ પણ પુ૦ પ્રવૃત્તિ વિષેના એમના રસનો પુરાવો છે. તેઓ પંડે પણ વાચનના અત્યંત રસીયા છે. વડોદરામાં હોય ને અઠવાડિયામાં એકાદ વાર જાતે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં આવીને પોતાની પસંદગીનાં વિવિધ વિષયનાં પાંચ દશ પુસ્તકો ન લઇ ગયા હોય એવું ભાગ્યે બન્યું હોય એવો મારો અનુભવ છે. ગ્રામોદ્ધારના વિષયમાં પણ તેઓ સારો રસ લે છે. આપણે અહિંના સ્થાનિક ગ્રામ ઉદ્યોગો તરફ એઓશ્રીનું યોગ્ય રીતે ધ્યાન ખેંચવામાં આવ્યું છે. શ્રીમંત સરકારની યોજનાઓનો લાભ લેવા વણકર વગેરે કારીગરો તૈયાર હશે તો ના. દીવાન સાહેબની સહાનુભૂતિથી ફાયદો થયા વગર નહિ રહે એમ માનું છું. લોકોએ સ્વાશ્રયી તો થવું જ રહ્યું. એકલા અમલદારો પર આધાર રાખ્યે દહાડો નહિ જ વળે. "

તે પછી વસોમાં સ્ત્રીશિક્ષણનું કામ સંગીન પાયા પર થઇ શકે તે માટે સ્વતંત્ર વિદ્યાલયની સ્થાપનાની અગત્ય સમજાવી તે માટે દર વર્ષે રૂ. ૧૦૦ દશ વર્ષ લગી આપનાર જો ૧૦ ભાવનાશાળી ગૃહસ્થો નીકળી આવે તો તેની યોજના સુંદર રીતે પાર પડી શકે એમ જણાવી અત્યાર સુધીમાં પાંચ ગૃહસ્થોએ એ માટે પોતાનાં નામ નોંધાવ્યાં છે અને બાકીના પાંચ પણ મળી આવશે એવી આશા પ્રદર્શિત કરી હતી. સમારંભમાં પધારેલા અન્ય અમલદાર વર્ગનો, પેટલાદના દાતાર શેઠ શ્રી ચંદુલાલ તથા રમણલાલ વગેરે તમામ મેમાનોનો પણ યોગ્ય શબ્દોમાં આભાર માનવામાં આવ્યો હતો.

છેવટે, દરબાર સાહેબને હસ્તે ફુલહાર તોરા અર્પણ થઇ "ભારત ભાગ્ય વિધાતા" ની ભાવવાહી પ્રાર્થના અને રાજગીત ગવાઇ સમારંભનું કામ નિર્વિઘ્ને સમાપ્ત થયું હતું.

ના. નં. ચોકસી



## જ્ઞાનેન્દુ

ઝરે સુધા રશ્મિ મહીથી જેના,<br>
ઝીલી ખીલે માનવ વૃક્ષ પુષ્પો;<br>
તે જ્ઞાન–ઇન્દુ ઉર ઉર પ્રકટે,<br>
તો વિશ્વ આ સ્વર્ગ સમાન થાય.

(૭. ૧. ૨૫) રમણ પાઠક



# મહાલ પુસ્તકાલય પરિષદો

## (૧) વડોદરા મહાલ બીજી પુસ્તકાલય પરિષદ:—

**ચાલુ** સન ૧૯૩૭–૩૮ ના નવીન વર્ષમાં મહાલ પુ૦ પરિષદ ભરવાનું પ્રથમ માન વડોદરા મહાલને ભાગ ગયું છે. મહાલની બીજી પરિષદ તા. ૨૮–૧૧–૩૭ ના રોજ બપોરના બે વાગે વડોદરા મહાલના વહિવટદાર સાહેબ શ્રી. મણિભાઇ પુરુષોત્તમદાસ પટેલ, કે જેઓ પુસ્તકાલય અને અન્ય સમાજસેવાની પ્રવૃત્તિઓમાં સારો રસ લઇ રહ્યા છે, તેઓના પ્રમુખપણા નીચે ભીલ મુકામે ધર્મશાળાના મેડે ભરવામાં આવી હતી. એમાં મહાલનાં જુદાં જુદાં ગામોમાંથી શુમારે ૨૦૦ જેટલા પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો હાજર રહ્યા હતા. ગામના લોકોની પણ સારા પ્રમાણમાં હાજરી જણાતી હતી. ઉપરાંત બહારથી આવેલા મેમાનોમાં વડોદરાથી પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબ, 'પુસ્તકાલય' માસિકના તંત્રીઓ શ્રી. નાનાભાઇ ચં. દિવાનજી અને શ્રી. નાજુકલાલ નં. ચોકસી, તથા વડોદરા કૉલેજના પ્રોફેસર શ્રી. ગોવિંદલાલ ભટ્ટ, લુહાણા બૉર્ડિંગના સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી. ભવાનીશંકર શાસ્ત્રી, વડોદરા મહાલ શાળાધિકારી શ્રી. દેવચંદભાઇ, રાજ્ય પુસ્તકાલય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલ, પાદરાના નગરશેઠ શ્રી. લલ્લુભાઇ વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

શરૂઆતમાં વિદ્યાર્થીઓએ ઇશ્વર સ્તુતિ અને સ્વાગત ગીત ગાયા બાદ કન્યાઓ તરફથી એક ગરબો ગવાયો હતો. ત્યારબાદ ગામની પુસ્તકાલય પ્રવૃત્તિ અને જનસેવાનાં અન્ય કાર્યોની ધુરા વહેનારા ઉત્સાહી સમાજસેવક શ્રી. બાળાશંકર ગંગાશંકર ઉપાધ્યાયે સ્વાગત પ્રમુખ તરીકેનું પોતાનું ભાષણ વાંચી સંભળાવી સૌનું સ્વાગત ઇચ્છયું, જેનો સાર ભાગ નીચે પ્રમાણે :—

" × × ભીલ ગામના પૂર્વ ઇતિહાસની માહિતી વહીવંચાના ચોપડા ઉપરથી મળી આવે છે, અને તે એ પ્રમાણે છે કે–હાલના ગામથી અર્ધા માઇલ દૂર જ્યાં ટીંબાનો કુવો આવેલો છે ત્યાં વિક્રમ સંવત ૫૫૫ ની સાલમાં અસલ ગામ વસેલું હતું. આ સ્થળે ટીંબાનો કુવો અને દેવરાજ નામનું તળાવ પણ ખંભાતના વતની દેવરાજ નામના વૈશ્યે બંધાવ્યાં હતાં. આગળ જતાં કાળના પરિવર્તને એ ગામ તૂટીને સંવત ૧૨૩૨ ની સાલમાં હાલના સ્થળે ફરીથી વસ્યું. આ સ્થળે ભીલ્વકેશ્વર મહાદેવનું શિવાલય આવેલું હોઇ–અને જે હજુ પણ છે–ભીલ્વ શબ્દનો અપભ્રંશ થઇ આ ગામનું નામ ભીલ પડયું. આ ગામ એક પાટીદાર, એક વણિક અને એક મુસલમાન એમ ત્રણ જણે થઇ વસાવેલું હતું. પણ હાલ તો એ ત્રણમાંથી કોઇનો ય વંશ રહ્યો નથી. હાલ જે પાટીદારનાં ૧૦૫ ઘર છે તે બધાં એક જ પિતાની પ્રજા છે. આ પાટીદારોના મૂળ પુરુષ કણો પટેલ બારેજડી પાસેના મહીજ ગામથી આ ગામ જ્યારે વસ્યું ત્યારે આવેલા હતા. પાટીદાર સિવાય બીજી તમામ કોમનાં કુલ ઘર ૨૫૦ છે. એટલે આખા ગામમાં કુલ ઘર ૩૫૫ અને વસ્તી ૧૨૭૨ માણસોની છે. × ×

:મ સુધારણા વિના કૃષિપ્રધાન આર્યાવર્તના સાચા ઉદયનો સંભવ જ નથી, એ વાતની

હવે રાજા અને પ્રજા સર્વને પ્રતિતી થઇ છે. મહાત્મા ગાંધીજી વર્ધામાં રહીને ગ્રામ સુધારણાના અખતરા કર્યે જાય છે. મહાસભાએ પણ એ માર્ગે કંઇ ને કંઇ કામો કરવા માંડ્યાં છે. બ્રિટિશ સરકારે પણ એ દિશામાં કાર્યો કરવા માટે છેલ્લાં બે વર્ષથી મોટી રકમો ખર્ચવા માંડી છે. આપણા શ્રીમંત મહારાજા સાહેબે તો કેટલાંય વર્ષોથી ગ્રામ સુધારણાના એક અંગ તરીકે ગણાતી આ પુસ્તકાલય પ્રવૃત્તિને પોતાના રાજ્યમાં અપનાવી લીધી છે. જગતનાં સર્વ મનુષ્યો સુખપ્રાપ્તિ માટે પ્રયત્નો કરે છે, પણ એ સુખ જ્યાં સુધી અજ્ઞાન દૂર ન થાય ત્યાં સુધી મળવું મુશ્કેલ છે: અને એ અજ્ઞાન ટાળવાને માટે જો કોઇ પણ મુખ્ય સાધન હોય તો તે પુસ્તકાલયો જ છે. વડોદરા રાજ્યમાં પુસ્તકાલય ખાતું સન ૧૯૧૧માં શરૂ થયું અને ત્યારથી કાર્યદક્ષ અને સેવાભાવી અમલદારોના ચીવટભર્યા પ્રયાસથી એ ખાતું આજે ખૂબ વિકાસ અને વિસ્તારને પામ્યું છે. આજે કસ્બાપુસ્તકાલયો તથા કેટલાંય ગ્રામ-પુસ્તકાલયો સ્વતંત્ર મકાનોવાળાં અને પોતાનો વહીવટ પોતાની મેળે ચલાવે તેવી સ્થિતિવાળાં થયાં છે. વાચન માટે પણ લોકોની અભિલાષા ખૂબ જાગી છે. ભીલ, કોળી, વાઘરી અને અંત્યજ જેવી પછાત કોમો અને સ્ત્રીઓ પણ ફરજીયાત કેળવણીના પ્રતાપે પુસ્તકાલયોનો સારો લાભ લઇ રહી છે. × × છેવટમાં એક વસ્તુ ખાસ જણાવવાની રહે છે અને તે એ કે, ગ્રામ પુસ્તકાલયોનાં બજેટ રૂ. ૧૦૦×૩=૩૦૦ સુધીનાં બને છે, અને એમાં મકાનોવાળાં જે ગ્રામ પુસ્તકાલયો હોય છે, તે ગ્રામ પુસ્તકાલયમાં ગ્રંથપાળ રખાતા હોવાથી ૧૦૦×૩=૩૦૦ના બજેટમાં રૂ. ૩ વા ૪ ગ્રંથપાળને માસિક પગારના અપાય છે, અને તેથી ગ્રંથપાળ પુસ્તકાલયમાં લાંબો વખત કામ કરી શકતા નથી અને જેટલો વખત કરે છે તેટલો વખત પૂરતા ઉત્સાહથી પણ કરતા નથી. પરિણામે આ પુસ્તકાલયોનો જોઇએ તેટલો સારો લાભ પ્રજાને આપી શકાતો નથી. તેથી જે મકાનોવાળાં પુસ્તકાલયો રૂ. ૧૦૦×૩=૩૦૦ ઉપરાંતના બજેટ બનાવવા ઇચ્છતાં હોય તે પુસ્તકાલયોને, ખાતાએ મદદ આપવાના નિયમોમાં સુધારો કરાવીને પણ વધારે મદદ આપવાની તજવીજ કરવી જોઇએ."

ત્યાર પછી મહાલ મંડળના મંત્રી શ્રી. ચીમનભાઇ હ. અમીને વડોદરા મહાલના વહીવટદાર સાહેબ શ્રી. મણિભાઇ પુ. પટેલને પ્રમુખસ્થાન સ્વીકારવાની દરખાસ્ત મૂકી અને તેને ભીલના શ્રી. ગૌરીશંકર તરફથી અનુમોદન મળતાં તથા પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. રાંગણેકર સાહેબ તરફથી વિશેષ અનુમોદન મળતાં શ્રી. મણિભાઇ સાહેબે પ્રમુખસ્થાન સ્વીકારી પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું, જેનો મહત્ત્વનો ભાગ નીચે પ્રમાણે છે:—

## પ્રમુખનું ભાષણ

"× × દુનિયાના બીજા દેશોના પ્રમાણમાં હિંદ ઘણો ગરીબ અને અજ્ઞાન દેશ છે. હિંદમાં દર ચૌદ પુરુષે એક અને દર પચાસ સ્ત્રીએ એક: એ પ્રમાણે ભણેલાંનું પ્રમાણ નીકળે છે. આ પ્રમાણ જોતાં આપણો દેશ ખરેખર અજ્ઞાન જ કહેવાય અને અજ્ઞાન એ કુસંપનું મૂળ છે. કુસંપમાંથી કજીયો અને કંકાસ જન્મે છે. પરિણામે ગામે ગામ પક્ષાપક્ષી થઇ ગામના સાર્વજનિક કામોની પ્રગતિ થઇ શકતી નથી.

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ ગાદીનશીન થયા ત્યારથી વડોદરા રાજ્યમાં નવીન યુગની શરૂઆત થયેલી છે. જનસમાજ પોતાની પ્રગતિ સાધી શકે તે અર્થે તેઓશ્રીએ પ્રાથમિક કેળવણી મફત અને ફરજીયાત કરી તથા સાથે સાથે શાળામાં મેળવેલું જ્ઞાન ભૂલી જઇ પૂર્વવત્ સ્થિતિમાં સમાજ પાછો આવે નહિ તે માટે રાજ્યમાં પુસ્તકાલય ખાતાની પણ યોજના દાખલ કરી. આ ખાતાની જ્યારથી સ્થાપના થઇ ત્યારથી તે ખાતામાં મુગા સેવક મુરબ્બી શ્રી. મોતીભાઇ અમીનની પસંદગી થવાથી તેમના સતત પ્રયત્નોથી આજે આપણે ગામે ગામે પુસ્તકાલય, વાચનાલય, મહાલ પ્રાંત અને રાજ્ય પુ૦ મંડળ તથા પુસ્તકાલય સ. સ. મંડળ વગેરે સંસ્થાઓનું અસ્તિત્વ જોઇ રહ્યા છીએ. પૂજ્ય મોતીભાઇ અમીન પણ એક વખત શિક્ષક હતા, અને એ વખતે પણ તેમણે સમાજની જે સેવા કરી છે તે તો સૌ કોઇ જાણે છે. આ ઉપરથી શિક્ષક જો ધારે તો સમાજની ઘણી સેવા કરી શકે એ જાતની પ્રેરણા એમના જીવનમાંથી દરેક શિક્ષકને ગળી શકે તેમ છે. પુસ્તકાલય પરિષદ અગર પ્રવૃત્તિ એટલે શું ? એવું પૂછનારા પોતાના ગામમાં પુસ્તકાલય હોવા છતાં હજુ પણ મળી આવે છે: અને એનું કારણ એ છે કે, આ પ્રવૃત્તિને ચલાવવામાં અને તેનો ઉપયોગ કરવામાં મોટે ભાગે શિક્ષકો જ હોય છે, એ શિક્ષક ભાઇઓ ગામડાંના લોકો સાથે સહકાર સાધી આ પ્રવૃત્તિ તરફ લોકોનું ધ્યાન દોરતા થાય તો આ પ્રશ્ન લોકો તરફથી આજે પૂછવાનો રહે નહિ. પુસ્તકાલયનાં પુસ્તકો જ્ઞાનરૂપી અમૃત પાનાર સતત વહેતાં ઝરણાં છે. પુસ્તકાલય એ એક સરસ્વતી મંદિર પણ છે. પ્રાચીન કાળમાં ગામડાંના વસવાની સાથે જેમ દેવમંદિરની ખૂબ અગત્ય જણાતી હતી અને હજુ પણ જણાય છે, તેવી જ રીતે હવે **'જ્યાં ગામ ત્યાં પુસ્તકાલય'** રૂપી સરસ્વતી મંદિર હોવું જ જોઇએ એમ માન્યા વગર છૂટકો નથી. દેવમંદિરોમાં તો અંત્યજ યા મુસલમાન જઇ શકતા નથી પણ આ સરસ્વતી મંદિરોમાં તો સહુ કોઇ જઇ શકે છે : અને એ રીતે વિશ્વબંધુત્વની ભાવનાનો પણ એમાં પ્રચાર થાય છે. સારાં પુસ્તકોના લેખકોમાંથી આજે તો કેટલાક સ્વર્ગે ગયા હશે. પણ તેમનાં પુસ્તકોમાં જે વિચારો તેઓએ દર્શાવેલા હોય છે તે આપણે દુઃખ અગર મુશીબતોમાં જ્યારે વાંચીએ છીએ ત્યારે જાણે આપણી સમક્ષ તેઓ ઉભા રહી આશ્વાસન આપતા ન હોય તેમ લાગે છે. સારાં પુસ્તકો એ ગુરુના સ્થાને પણ છે. ગુરુ તો એમની પાસે જઇએ ત્યારે, વખત અનુકૂળ હોય તો, વખત મળે ત્યારે આપી શકે છે પણ આ પુસ્તકો તો અધરાત મધરાતે ગમે ત્યારે આપણને બોધ આપે છે. પુસ્તકો કુપંથે ચઢેલાને સુપંથે ચઢાવે છે. પુસ્તકો કેટલાક ગરીબોને રોજી મળવાના માર્ગ પણ કરી આપે છે. ઉપર જણાવ્યા પ્રમાણે પુસ્તકાલયોની ખૂબ ઉપયોગિતા જણાય છે; છતાં ગ્રામ્ય જનો તે તરફ ઉદાસીનતા સેવે છે, તે આપણે સર્વેએ દૂર કરવી જોઇશે. પુસ્તકાલયનું કામ કરનારાઓ રાત્રે પ્રસિદ્ધ સ્થળે વા ચોરામાં જઇ લોકોને ભેગા કરી વર્તમાનપત્રો, માસિકો તથા સારાં સારાં પુસ્તકો વાંચી સંભળાવે અને એ રીતે લોકોને રસ લેતા કરે તો આગળ જતાં તેઓ પોતાની મેળે જ પુસ્તકો ને વર્તમાનપત્રો વાંચતા થઇ જશે, તથા આર્થિક દૃષ્ટિએ પણ સારી મદદ આપતા થશે જ. હવે વડોદરા મહાલની પુસ્તકાલય પ્રવૃત્તિ કેવી છે તે વિષે થોડુંક કહું : વડોદરા મહાલનાં કુલ ૧૨૦ ગામોમાંથી ૭૮ ગામોએ શાળાઓ છે અને તેમાં ૫૪ ગામો પુસ્તકાલયોવાળાં અને ૨૪ ગામો પુસ્તકાલય વિનાનાં છે. આ પુસ્તકાલય વિનાનાં ગામોએ પેટીઓ અને

વાચનાલયો તો છે પણ હવે એ ગામોએ પુસ્તકાલયો ઉઘાડવાનાં રહે છે. તેથી આજે એકત્ર થયેલા ભાઈઓને મારી ખાસ વિનંતિ છે કે જે ગામોએ શાળાઓ છે, છતાં પુસ્તકાલયો નથી તેવાં ગામોએ આવતા વર્ષ અગાઉ પુસ્તકાલયો ઉઘડી જાય તેવી ગોઠવણ કરશો. છેવટમાં જનસેવા એ પ્રભુસેવા છે. મનુષ્ય સમાજમાં જન્મે છે, ઉછરે છે, અને કેળવણી લે છે. એ રીતે એ સમાજનો ઋણી છે, અને એ ઋણ સમાજની સેવા કરીને ફેડવાની તેની ફરજ છે. તો એ ફરજ સર્વ કોઈ બજાવશે એવી આશા છે."

ઉપર પ્રમાણે પ્રમુખશ્રીનું ભાષણ થયા બાદ સાર્વજનિક પુસ્તકાલયના મંત્રી શ્રી. ફુલાભાઈ નારણભાઈએ ભીલ પુસ્તકાલયનું આજ સુધીનું નિવેદન રજુ કર્યું હતું, જેનો સાર ભાગ નીચે પ્રમાણેઃ—

"વડોદરા રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો જન્મ ૧૯૧૧ માં થયો અને તેજ સાલમાં અત્રેની શાળામાં મુખ્ય શિક્ષક પીઝના ઝવેરભાઈ હતા. તેઓએ ગામમાં લોકોને પુસ્તકાલયનો હેતુ સમજાવતાં અને તેને પરિણામે જોઈતું ફંડ ઉભું થતાં તેજ સાલમાં તા. ૧૮–૭–૧૯૧૧ ના રોજ આ પુસ્તકાલય ખોલાયું. આ પુસ્તકાલયનો વહીવટ સન ૧૯૧૭–૧૮ સુધી શાળાને હસ્તક રહ્યો, ત્યાર પછી સન ૧૯૧૮–૧૯ માં અત્રેના વતની સદ્‌ગત શેઠશ્રી છોટાલાલ નરોત્તમદાસ રેલ્વેની નોકરીમાંથી નિવૃત્ત થઈને અત્રે રહેવા આવતાં અને તેઓને ગામની કંઈક સેવા કરવાની ઇચ્છા થતાં પુસ્તકાલયનો વહીવટ તેઓએ સંભાળી લીધો. સદર ભાઈ છોટાલાલ અને અત્રેના બીજા સેવાભાવી ભાઈ બાલાશંકર એ બંનેએ સં. ૧૯૭૫ ના દુષ્કાળ વખતે સસ્તા દરે એક કન્ટ્રોલની દુકાન ખોલેલી, તે દુકાનનો રૂ. ૪૮૭ નો નફો થએલો. આ નફો તેઓએ પુસ્તકાલયનું મકાન બંધાય તેમાં "આપવા માટે નક્કી કર્યું" અને ખાતાને એ હકીકત સાદર કરી. પણ ગામની વસ્તી ઓછી હોવાના કારણે સરકાર પંચાયત મદદ આપવાનું ખાતાએ ના પાડતાં હાલ જ્યાં પુસ્તકાલય છે ત્યાં પહેલાં જીર્ણ થઈ ગયેલું શાળાનું મકાન હતું, તે મકાન સરકાર મદદ તરીકે સરકાર પાસેથી મેળવ્યું. આ મકાનની દુરસ્તી માટે ઓવરસીયરની સલાહ લેતાં તેઓએ નવેસર મકાન બાંધવાની પોતાની ઇચ્છા જણાવી, અને તેનું એસ્ટિમેટ ૨૪૯૯ નું થયું. આ એસ્ટિમેટ ખાતામાં મંજુર થાય તે અગાઉ તો અત્રે એસ્ટિમેટ પ્રમાણે મકાન બંધાઈ ગયું અને તે મકાન જોવાને જ્યારે શ્રી. અમીન સાહેબ અત્રે આવ્યા ત્યારે અમારા કાર્યથી ખુશ થઈ એસ્ટિમેટ મંજુર કરી સત્વરે નાણાં મળી જાય તેવી તજવીજ કરી આપી; એટલું જ નહિ પણ કંપાઉન્ડ, પ્લાસ્ટર, પથ્થર વગેરે માટે પણ રૂ. ૭૫૦ નું વધારાનું એસ્ટિમેટ મંજુર કરી કામ આપ્યું. આ પુસ્તકાલયનો વહીવટ શેઠ શ્રી. છોટાલાલ હસ્તક સન ૧૯૧૮–૧૯ અને ૧૯૧૯–૨૦ એ બે વર્ષ રહ્યો. ત્યારબાદ બે વર્ષ ભાઈ ગૌરીશંકર પાસે અને ત્યાર પછી ૧૯૩૦–૩૧ સુધી મારી પાસે અને તે પછીનાં બે વર્ષ ભાઈ બાળાશંકર પાસે, અને ત્યાર પછીથી આજ સુધી એનો વહીવટ મારી પાસે છે. સદર પુસ્તકાલયનું સન ૧૯૨૭–૨૮ થી દર વર્ષે રૂ. ૧૦૦×૩=૩૦૦ નું બજેટ થાય છે. પુસ્તકોની સંખ્યા ૨૦૪૦ ની છે અને તેની કિંમત રૂ. ૨૮૩૯ છે. લાકડી સામાન રૂ. ૧૦૬૦ નો છે. મકાનની કિંમત રૂ. ૩૨૫૦ છે, અને કાયમ ફંડ રૂ. ૨૬૪૫ નું છે. પુસ્તકાલય ગુજરાત-

વર્નાક્યુલર સોસાયટીમાં રજીસ્ટર પણ થયું છે. સદ્‌ગત શેઠશ્રી છોટાલાલ સદર પુસ્તકાલયના પ્રાણ હતા. એટલે તેઓની એક છબી પણ મકાનમાં મૂકવામાં આવી છે."

આ પછી મહાલ મંડળના મંત્રી શ્રી. ચીમનભાઇ હ. અમીને મહાલ મંડળનું ગત વર્ષનું નિવેદન વાંચી સંભળાવી પુસ્તકાલયો વિનાનાં ૨૪ ગામે પુસ્તકાલયો ખોલી દેવા, મહાલમાંથી કોઇ ભાઇએ માનદ પ્રચારક તરીકે કામ કરવા, અને જુથ મંડળોએ કામ કરતાં થઇ જવા વગેરે સંબંધી જણાવ્યા બાદ, બહારથી શ્રી. અમીન સા., શ્રી. ભાઇલાલભાઇ દાજીભાઇ અમીન તથા શેઠ શ્રી. ઇશ્વરલાલ ઝવેરલક્ષ્મીચંદવાળાના આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. તેમાં શ્રી. અમીન સાહેબનો સંદેશો સર્વેને પ્રેરણા અને ઉત્સાહ આપે તેવો હોઇ તે આ નીચે પ્રગટ કરવામાં આવ્યો છેઃ—

"મહાલ પુસ્તકાલય પરિષદ ફક્ત જલસાનું રૂપ ન લે પણ ગત વર્ષમાં થયેલા કામનો હિસાબ આપવાને અને નવીન વર્ષનો આખા વર્ષ માટેનો કાર્યક્રમ ઘડવાને સાધન રૂપ નિવડે એ માટે છે, એ ખાસ લક્ષમાં રાખશો. તમે બધા આ કાર્યમાં કુશળ બન્યા છો એટલે કામની વહેંચણી કરી લઇ એવું સુંદર કાર્ય આવતા વર્ષમાં વડોદરા મહાલમાં કરી બતાવો કે રાજ્યની ગાદીના સ્થળની પાસે રહેવાનો તમારો હક્ક અને દાવો પૂરવાર થાય. તમને બધાને તો રાજ્યના મોટા અમલદારોની હુંફ રહી. જ્યારે માગો ત્યારે મદદ લઇ શકો અને એટલા માટે તમારો મહાલ આદર્શ મહાલ બનવો જ જોઇએ. પણ તે મુખ્યત્વે કાર્યકર્તાઓ ઉપર આધાર રાખે છે. ગયે વર્ષે છાણી મુકામે ઘડેલો કાર્યક્રમ અધુરો હોય તે આ વર્ષે પૂરો કરો. તમોને મહાલ શાળાધિકારી અને મહાલ વહીવટદાર તમારા સદ્‌ભાગ્યે બહુ જ ઉત્સાહી અને કાર્યદક્ષ મળી ગયા છે, એટલે લાભ લેવાનું ચૂકશો તો હવે દોષ અમલદારોનો નહિ પણ પ્રજાનો એટલે તમારો ગણાશે. હું આશા રાખીશ કે મહાલ પુસ્તકાલય પરિષદ ભરવામાં તમે ઠીક ઉત્સાહ બતાવ્યો છે તેવો ઉત્સાહ આખું વર્ષ કામ કરી બતાવી મોખરે રહેશો."

આ પછી ઠરાવોનું કામ હાથ પર લેવાતાં એકંદરે ૧૦ ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા. જેમાં પહેલો ઠરાવ શ્રીમંતને દીર્ઘાયુ ઇચ્છનારો હતો, બાકીના ૯ ઠરાવો નીચે પ્રમાણે છેઃ—

## ઠરાવો

**ઠરાવ ૨ જો :**—સહકારના ધોરણે એક બીજાને મળતા લાભો આપી શકાય એ હેતુથી કેટલાંય વર્ષોથી આપણા મહાલનાં પુસ્તકાલયોનાં જુથ મંડળો રચવામાં આવ્યાં છે. આ જુથ મંડળોએ નિયમિત અને વ્યવસ્થિત રીતે કામ કરવા અને તેનું નિવેદન મહાલમંડળ તરફ મોકલી આપવા ગઇ પરિષદમાં ઠરાવ કરવામાં આવ્યો હતો પણ હજુ સુધી આ મંડળો કાર્ય કરતાં થઇ ગયાં નથી. જેથી આ પરિષદ જુથ મંડળના મંત્રીઓને પુનઃ આગ્રહપૂર્વક જણાવે છે કે તેઓ આ વર્ષથીજ નિયમિતપણે કામ કરતા અને મહાલ મંડળો તરફ તેનું નિવેદન મોકલાવી આપતા થઇ જાય.

દ. રજૂ. રા. છોટાલાલ મૂળજીભાઈ પટેલ, ભાયલી :અ. આ. રા. ડાહ્યાભાઇ પુરૂષોત્તમદાસ, ગોકળપુરા

**ઠરાવ ૩ જો :**—જ્યાં શાળા ત્યાં પુસ્તકાલયો : એ સિદ્ધાંતના અમલ માટે વડોદરા મહાલનાં નીચેનાં ૨૪ ગામો પુસ્તકાલય વિનાનાં બાકી રહે છે. આ દરેક ગામોએ પુસ્તકાલયો ઉઘાડી નાખવાના

પ્રયત્નો કરવા પુસ્તકાલય ખાતાને, જુથ મંડળના મંત્રીઓને, સેવાભાવી શિક્ષક બંધુઓ અને અન્ય કાર્યકરોને તેમજ મહાલના શાળાધિકારી સાહેબને ભલામણ કરનારો ગઇ પરિષદમાં ઠરાવ કરવામાં આવ્યો હતો. છતાં ગઈ સાલે આખા મહાલમાં ફક્ત એકજ નવીન પુસ્તકાલય ઉઘડી શકયું છે. ચાલુ સાલે એ દિશામાં જીગરપૂર્વક પ્રયત્ન કરી બાકીના બધાંજ ગામોએ પુસ્તકાલયની વ્યવસ્થા થઈ જાય તેમ કરવા લાગતવળગતા જુથ મંડળોના મંત્રીઓને અને મહાલ શાળાધિકારી સાહેબને તેમજ વડોદરા મહાલ વહીવટદાર સાહેબ તથા સેવાભાવી શિક્ષકોને આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે. શાળાવાળાં નીચેનાં ગામ પુસ્તકાલય વિનાનાં બાકી છે:—

| | | |
|---|---|---|
| ૧ રાયપુરા | ૯ કપુરાઈ | ૧૭ મહાપુરા |
| ૨ વિરોદ | ૧૦ વેમાલી | ૧૮ અંપાડ |
| ૩ અકોટા | ૧૧ સમસાવાદ | ૧૯ ખલીપુર |
| ૪ કેલનપુર | ૧૨ ધનોરા | ૨૦ ફાજલપુર ( સાંકળદા ) |
| ૫ કરોળીયા | ૧૩ ગોસિન્દ્રા | ૨૧ કરાલી |
| ૬ તાંદળજા | ૧૪ અલ્હાદપુરા | ૨૨ મારેઠા |
| ૭ આમલીઆરા | ૧૫ રાઘવપુરા | ૨૩ ફાજલપુર ( પોર ) |
| ૮ કોટણા | ૧૬ સમસપુરા | ૨૪ ઉંડીયા |

દ. મૂ. રા. ડાહ્યાભાઇ દાજીભાઇ પાઠક, વરણામા　　અ. આ. રા. રણછોડભાઇ મહાડસંગ, રાયપુરા

ઠરાવ ૪ થો :—પુસ્તકાલયોનું કાયમી અસ્તિત્વ તેના કાયમ ફંડ ઉપરજ અવલંબેલું છે જેથી જે ગ્રામ પુસ્તકાલયોનું કાયમ ફંડ રૂા. ૫૦૦ ) ની અંદરનું હોય તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓ અને કાર્યવાહકોને રૂા. ૫૦૦ ) નું પુરૂં ફંડ કરવા આ પરિષદ ભલામણ કરે છે.

દ. મૂ. રા. પુરૂષોતમદાસ અમૃતલાલ, ચાપડ　　અ. આ. રા. છગનભાઇ કાલીદાસ, ખીલ

ઠરાવ ૫ મો :—મકાનોવાળાં ગ્રામ પુસ્તકાલયોથી ૧૦૦×૩=૩૦૦ ના બજેટમાં ખર્ચને પહોંચી વળાતું નથી; જેથી તેવાં ગ્રામ પુસ્તકાલયોનું ૧૫૦×૩=૪૫૦ નું બજેટ મંજુર થાય તેવો પુસ્તકાલયોને મદદ આપવાના નિયમમાં સુધારો કરવાની તજવીજ કરવા આ પરિષદ પુસ્તકાલય ખાતાને વિનતિ કરે છે.

દ. મૂ. રા. બાળાશંકર ગંગાશંકર, ખીલ　　અ. આ. રા. સોમચંદ છગનલાલ ઠક્કર, છાણી

ઠરાવ ૬ ઠ્ઠો :—વડોદરા રાજ્યની ગ્રામપંચાયતો પુસ્તકાલયોને મદદ આપી શકે એવું ધોરણથી ઠરેલું છે અને તે પ્રમાણે આપણા વડોદરા મહાલમાં કેટલીક ગ્રામપંચાયતો મદદ આપતી થઇ ગઇ છે; જ્યારે કેટલીક નથી આપતી અને કેટલીક બજેટમાં મુકે છે પણ વેળાસર મંગાવી આપતી નથી. જેથી આવી ગ્રામપંચાયતોના અધ્યક્ષોને આ પરિષદ વિનતિ કરે છે કે ઉત્પનના પ્રમાણમાં ઠરેલા ધોરણે જેટલી આપી શકાય તેટલી મદદ પોતાના ગામના પુસ્તકાલયને આપવા માટે બજેટમાં મુકવી અને તે પુસ્તકાલયના મંત્રીઓને અદા કરી દેવાની વ્યવસ્થા રાખવી.

દ. મૂ. રા. જયભાઇ કાલીદાસ, કાશીપુરા　　અ. આ. રા. ચતુરભાઈ નાથાભાઇ, જાંબુવા

ઠરાવ ૭ મો :—રાજ્ય પુસ્તકાલય મંડળ અને મહાલ મંડળો તરફથી મોટાંઓ અને બાળકો માટે જેમ શિષ્ટ વાચનની પરીક્ષાઓ લેવાય છે તેમ ગયા અકટોબરમાં સિદ્ધપુર મહાલ પુસ્તકાલય મંડળ તરફથી શિક્ષકોને માટેજ શિક્ષણના વિષયને લગતાં જે પુસ્તકોની પરીક્ષા લેવાઇ હતી તેવી પરીક્ષાને આ પરિષદ આવકારે છે અને તેવી પરીક્ષા આ મહાલમાં પણ મહાલ પુસ્તકાલય મંડળ તરફથી લેવાય એમ આ પરિષદ ઇચ્છે છે.

દ. મૂ. રા. રતિલાલ માણેકલાલ ધોડા, વરણામા　　અ. આ. ગંગાશંકર લલ્લુરામ પંડયા, ઉંડેરા

ઠરાવ ૮ મો:—વડોદરાના વયોવૃદ્ધ સાક્ષરરત્ન શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ માસ્તરના અવસાનની આ પરિષદ સખેદ નોંધ લે છે. સદ્ગતે ગુજરાતી સાહિત્યની કિંમતી સેવા કરેલી અને શ્રીમંત મહારાજા સાહેબ તરફથી તેઓશ્રીએ કલાદીપની માનભરેલી ઉપાધિ પ્રાપ્ત કરેલી તેમની અમોલ સેવાની ગુજરાતી સાહિત્યને ભારે ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો!

—પ્રમુખસ્થાનેથી

ઠરાવ ૯ મો:—મહાલનાં જે ગ્રામ પુસ્તકાલયોએ પુસ્તકોનું વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો બનાવ્યાં ન હોય તે ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને આ વર્ષ આખર પહેલાં વર્ગીકરણ કરી વિષયવારી અને નામવારી રજીસ્ટરો તૈયાર કરી દેવા આ પરિષદ આગ્રહભરી ભલામણ કરે છે; અને જે મંત્રીઓ વર્ગીકરણનું કામ જાણતા ન હોય તે મંત્રીઓને વડોદરા પ્રાંત ખાતે સંખેડા મહાલમાં ભરાનારા પુસ્તકાલયના શિક્ષણ વર્ગનો લાભ લેવા આ પરિષદ વિજ્ઞપ્તિ કરે છે.

દ. મૂ. રા. ચન્દ્રકાન્ત ઉમીયાશંકર, પાતળવેણી. અ. આ. રા. તોલાશંકર હરિશંકર, ભાયલી.

ઠરાવ ૧૦ મો:—રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી દર વર્ષે વસંતપંચમીએ પુસ્તકાલય પર્વણી દિન ઉજવવાનું ઠર્યું છે. એ દિન ઉજવવાથી પુસ્તકાલયનો ઉદ્દેશ લોકો સારી રીતે સમજતા થાય છે અને એના પરિણામે એ લોકોનું સંસ્થા પ્રત્યે આકર્ષણ વધે છે. જેથી આવતી વસંતપંચમીએ એ પર્વણી દિન ઉજવવા આ પરિષદ મહાલનાં તમામ પુસ્તકાલયોના મંત્રીઓને ભલામણ કરે છે.

દ. મૂ. રા. ચીમનભાઇ હ. અમીન, વરણામા. અ. આ. વિઠ્ઠલભાઇ ખુશાલભાઇ, અણખી.

મહાલની ત્રીજી પરિષદ કોયલી ગામે ભરવા માટેનું આમંત્રણ, કોયલીના પ્રતિનિધિઓ શ. રણછોડભાઇ રામદાસ પટેલ તથા અંબાલાલ બાપુલાલ કે જેઓ અકસ્માતને કારણે મોડા પડેલા તેમણે પરિષદનું કામ ખલાસ થયેલું જાહેર થયા પછી પ્રમુખશ્રી આગળ પેશ કરતાં, તે પરિષદ પ્રવૃત્તિના કાર્યકર્તાઓની સમ્મતિથી સ્વીકારવામાં આવ્યું હતું ને તે નાસ્તાપાણીમાં રોકાયલા પ્રતિનિધિઓ આગળ જાહેર કરવામાં આવ્યું હતું.

ઠરાવોનું કાર્ય પુરું થયા બાદ પ્રાસંગિક વિવેચનો થતાં શ્રી. રાંગણેકર સાહેબે નવેંબર અંકમાં પ્રસિદ્ધ થયેલી પોતાની સૂચના તરફ ધ્યાન ખેંચી જણાવ્યું કે "મંત્રીઓ તરફથી જે લખાણો થાય છે તેમાં કેટલીક વાર સભ્યતાનું ઉલ્લંઘન થયેલું હોય છે. કોક વખત એનું પરિણામ સારૂં નહિ આવવાનો સંભવ રહે છે, જેથી વિનય અને વિવેકથી લખાણો લખાય તેવી ખાસ કાળજી રખાવી જોઇએ. વળી પુસ્તકાલય ખાતું, પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય સ. સ. મંડળ એ ત્રણે જુદી જુદી સંસ્થાઓ છે; એટલે જેને તેને લગતાં લખાણો પણ જેના તેના તરફજ મોકલવાં જોઇએ." લુહાણા બૉર્ડિંગના સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી. ભવાનીશંકર શાસ્ત્રીએ જણાવ્યું કે "શ્રીમંત મહારાજા સાહેબે પ્રજાના સુખ માટે અનેક જાતની સંસ્થાઓ કાઢી છે તથા યોજનાઓ ઘડી છે. એટલે હવે આપણે તેઓની પાસે માંગવાનું કંઇ રહેતું નથી. હવે તો આપણે એ સંસ્થાઓ અને યોજનાઓ કેમ ચલાવવી એનો વિચાર કરવાનો રહે છે. ગામના યુવકોએ એક એવું મંડળ સ્થાપવું જોઇએ કે જે ગામની બધી જ સાર્વજનિક પ્રવૃત્તિઓ ચલાવે. આપણને મોજશોખ માટે લગ્ન તથા મરણ પ્રસંગોના વરા માટે પૈસા વાપરવાના મળે છે; ત્યારે શું આપણને ઉપયોગી થઈ પડે તેવી સંસ્થાઓને નિભાવવા આપણે કાંઈ પણ ન આપી શકીએ? આપણી સંસ્થાઓ આપણે જ

નભાવવી જોઇશે. જીવનનો વિકાસ થવા માટે નવું જીવન પ્રાપ્ત થવું જોઇએ; અને તે નવું જીવન આ પુસ્તકાલયોમાંથી મળે છે. માટે પુસ્તકાલયોનાં પુસ્તકોનો ખૂબ ઉપયોગ કરતાં શીખો."

ત્યારબાદ પ્રમુખશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે "આજનું કામ શાંતિથી પૂરું થયું છે. અને તે બદલ આપ સૌનો આભાર માનું છું. શ્રી. ભવાનીશંકરે જેમ ગામડાંમાં લોકોને મંડળો સ્થાપવાનું જણાવ્યું તેમ યુરોપમાં એવાં મંડળો ગામે ગામ છે. આ મંડળો દરેક ગામે ચોરા જેવાં મકાનો બાંધી તેમાં જાહેર ભાષણો, રાત્રી શાળાઓ અને જુદા જુદા પ્રકારનું શિક્ષણ આપતી શાળાઓ તેમજ ગામના હિતને લગતી બીજી પ્રવૃત્તિઓ પણ ચલાવે છે. આપણે ત્યાં પણ આવાં મંડળો ઠેકઠેકાણે સ્થપાય એ ઇચ્છવાયોગ્ય છે. છેવટમાં અત્યારની જે કેળવણી છે તે કેળવણીથી બાળકને વ્યાવહારિક જ્ઞાન બીલકુલ સાંપડતું નથી, અને એથી બાળક ભવિષ્યમાં ખરો નાગરિક બનતો નથી; જેથી આ ઉણપો પૂરાય તેવી કેળવણી આપવા તરફ શિક્ષકોનું હું ખાસ લક્ષ ખેંચું છું."

અંતમાં પ્રમુખશ્રીનો અને અન્ય મેમાનોનો શ્રી. અંબાલાલ નાથાભાઈ તરફથી આભાર મનાતાં અને તેને શ્રી. ચીમનભાઈ હ. અમીન તરફથી અનુમોદન મળતાં ફુલહાર થઇ રાજગીત સાથે પરિષદ વિસર્જન થઇ હતી. મેમાનો માટે શાળાના મકાનમાં નાસ્તા પાણીની વ્યવસ્થા રખાઈ હતી.

વ. મૂ.



## 'ગ્રંથપાલને'

(ગઝલ)

અરે ઓ ગ્રંથના પાલક અમોને ગ્રંથ આપી દે,
મટાડી દઇએ મહા તૃષા લઇને જ્ઞાનનો લ્હાવો.

કયહાં છે સત્ય છુપાયું અગર છે કયાં લપાયું તે ?
ખબર ત્હેની પડે આજે ભર્યું જો પુસ્તકો સારાં.

મ્હને છે પુસ્તકો પ્યારાં શકું તે વીણ જીવી ના,
જીવન સાફલ્ય કરવાને નીતિના ગ્રંથ આપી દે.

'સયાજી' જ્ઞાનના દાતા કરી છે લ્હાણ પુસ્તકની,
અને છે સ્થાપીયાં બહુએ સ્વરાજ્યે પુસ્તકાલયો.

'મહૂંબમૂ'



## શિષ્ટ વાચનની ૧૩ મી પરીક્ષા

## ફોરમ તથા કિશોર ચરિત્ર માળાનું

# પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા તા. ૨૬-૯-૩૭ના ઠરેલા દિવસે જે તે સ્થળે લેવાઇ ગયેલી. આ પરીક્ષા પણ એની પુરોગામીની માફક વડોદરા-નવસારી તથા મહેસાણા-અમરેલી: એ બે વિભાગોમાં લેવાની ગોઠવણ રખાઇ હતી અને બન્ને વિભાગો માટે પુસ્તકો પણ જુદાં જુદાં રખાયાં હતાં. વડોદરા-નવસારી વિભાગ માટે ફોરમ લહરી ૬ થી ૯ અને કિશોર ચરિત્ર માળાનાં પુ. ૭ થી ૧૨ રખાયાં હતાં, ત્યારે મહેસાણા-અમરેલી વિભાગ માટે ફોરમ લહરી ૧ થી ૫ અને કિશોર ચરિત્ર માળાનાં પુ. ૧ થી ૬ રખાયાં હતાં. વડોદરા-નવસારી વિભાગ માટે ૪૨૬ ઉમેદવારોની અને મહેસાણા-અમરેલી વિભાગ માટે ૨૨૨ ઉમેદવારોની અરજીઓ આવેલી. તે પૈકી વડોદરા-નવસારી વિભાગનાં ૫૦ ગામોનાં એકંદર ૨૭૨ ભાઇબેનોની, અને મહેસાણા-અમરેલી વિભાગનાં ૩૭ ગામોનાં એકંદર ૧૧૮ ભાઇ બેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી બંને વિભાગોમાં થઇને કુલ ૩૯૦ ઉમેદવારોએ આ પરીક્ષા આપેલી હોવાનું ઠરે છે. પરીક્ષાનો લાભ શિક્ષક, વિદ્યાર્થી, ખેડુત, વેપારી, કારકુન, કારીગર, ઉજળિયાત તેમજ હરિજન ભાઇબેનોએ લીધો છે.

એકંદરે ઉમેદવારોની સંખ્યા આ વખતે પ્રમાણમાં ઓછી હોવાથી બન્ને વિભાગની ઉત્તરવહીઓ મંડળના સહમંત્રીએ તપાસી છે. પ્રશ્નપત્રો પૈકી ફોરમ વિભાગના દરેક પ્રશ્નના સરખા ગુણ રાખી કુલ ૪૮ માંથી અને કિશોર ચરિત્ર માળા વિભાગના ફરજિયાત પ્રશ્નના ૧૬ અને બીજા ૩ પ્રશ્નના દરેકના ૧૨ મળી કુલ (૫૨) ગુણ રાખી ઉત્તરપત્રો તપાસતાં વડોદરા-નવસારી વિભાગનાં ૨૭૨ ઉમેદવારોમાંથી ૧૧ બેનો સહિત ૧૭૪ ઉમેદવારો ઉત્તીર્ણ થાય છે, ત્યારે મહેસાણા-અમરેલી વિભાગના ૧૧૮ ઉમેદવારોમાંથી ૩ બેનો સહિત ૮૦ ઉમેદવારો ઉત્તીર્ણ થતાં હોવાનું જણાયું છે. એટલે પરીક્ષાનું પરિણામ વડોદરા-નવસારી વિભાગનું શુમારે ૬૪ ટકા, અને મહેસાણા-અમરેલી વિભાગનું ૬૭.૮ ટકા આવ્યું ગણાય. આ પ્રમાણ ફોરમ અને કિશોર ચરિત્રમાળા એ બંને વિષયની પરીક્ષા આપનારાઓનું સમજવાનું છે. એ સિવાય વડોદરા-નવસારી વિભાગ ખાતે ૪ ભાઇઓએ અને મહેસાણા-અમરેલી વિભાગ ખાતે ૫ ભાઇઓએ એકેક વિષયની જ પરીક્ષા આપેલી હોવાનું જણાયું છે ને તેમાંથી વડોદરા નવસારી વિભાગ ખાતે ૪ અને મહેસાણા-અમરેલી વિભાગ ખાતે ૩ ભાઇઓ તે તે વિષયમાં ઉત્તીર્ણ થાય છે. સમગ્ર પરીક્ષાની દૃષ્ટિએ ઉત્તીર્ણ થનારાનું પરિણામ ભેગું છાપ્યું છે, ત્યારે હરકોઇ એક વિષયમાં થનારનું પરિણામ તે પછી અલાયદું આપ્યું છે.

. . મે ૧૯૩૭ના અંકમાં પ્રસિદ્ધ થયેલ પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે ..ને વિષયનાં પુસ્તકોની પરીક્ષામાં સંપૂર્ણ ઉત્તીર્ણ નીવડનારાઓને બન્નેમાં મળતા ગુણોના

સરવાળાને ક્રમે પ્રથમ આવનારાં ૧૫ જણ ઉપરાંત ટ્રેનીંગ કૉલેજનો લાભ સપૂચો નહિ પામેલા શિક્ષક, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થી, અને ખેડુત વેપારી કારીગર વર્ગના ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થતા ઉપલા ૧૦ ઉમેદવારો, તથા ઉત્તીર્ણ થતી સ્ત્રી ઉમેદવારોમાંથી પ્રથમ આવતી ૧૦ બેનો ઉત્તેજનાર્થે રૂ. ૨)ના ઇનામને પાત્ર થાય છે. ઇનામની રકમ જેમના તેમના નામની સામે શેરાના ખાનામાં જણાવી છે.

પરીક્ષાની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે ઇનામની રકમનાં જેને તેને અત્રેની પસંદગીનાં પુસ્તકો આપવાનો ઇરાદો હતો. પરંતુ અત્રેની તેમજ ઉમેદવારોની સગવડ ખાતર ઇનામની રકમો જેને તેને રોકડમાં જ અદા કરી દેવાનો ઠરાવ 'પુસ્તકાલય'ના ઑગસ્ટ અંકની નોંધમાં જાહેર કરી દેવામાં આવ્યો હતો. તે મુજબ ઇનામો જેને તેને રોકડમાં જ અદા થવાનાં છે. તો જે ભાઇબેનો ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં હોય **તેમણે પોતાનું ઇનામ રૂબરૂ યા કોઇની મારફત મંગાવી લેવાનું હોય તો તેમ ચાલુ માસ આખર સુધીમાં અચૂક આ તરફ જણાવવું.** મુદત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઓર્ડરથી રવાના કરી દેવાની વ્યવસ્થા રહેશે.

અમોને મળેલી ઉત્તરવહીઓ પૈકી વડોદરા નવસારી વિભાગ ખાતે ૯ જણની ઉત્તરવહીઓ તપાસતાં તે પરસ્પરમાંથી કે ચોપડીમાંથી આબેહૂબ નકલ કર્યાનું વા કરાવ્યાનું જણાયું છે. એટલે તે ઉમેદવારોનાં નામ, શિરસ્તા મુજબ, પરિણામપત્રકમાંથી બાતલ કરવામાં આવ્યાં છે. સિવાય, અનુત્તીર્ણ ઉમેદવારોનાં નામ પણ સ્થળસંકોચને કારણે પડતાં મૂકવાનું ઉચિત ગણ્યું છે. એટલે જેઓ પરીક્ષામાં બેઠાં હોય છતાં જેમનાં નામ આ પરિણામપત્રકોમાં ન હોય તેમના કિસ્સા આ બે પૈકી એક કોટિના છે એમ જેણે તેણે સમજી લેવું.

અગાઉની પરીક્ષાઓ માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા સમર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે, તે બદલ એ સર્વ કોઇનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

## વડોદરા–નવસારી વિભાગનું

# પરિણામ

| અનુક્રમ નંબર | ઉમેદવારનું નામ | ગામ | ધંધો: અભ્યાસ | ફો. કિ. ચ.માળા ગુણ ૫૦માંથી | કુલ મળેલા ગુણ ૧૦૦માંથી | શેરો ઈ. રૂ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ભાઇલાલભાઇ બાવાજી પરેલ | બામણગામ | શિ. મે. સિ. | ૩૮+૩૯ | ૭૭ | ૩) |
| ૨ | પરસોતમ કુબેરભાઇ પંડ્યા | રવાલ | ,, | ૪૦+૩૩ | ૭૩ | ૨॥ |
| ૩ | કૃષ્ણલાલ મોહનલાલ પરીખ | મહેલી | ,, | ૩૫+૩૭ | ૭૨ | ૨) |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | ઇશ્વરભાઇ મોતીભાઇ પટેલ | વડુ | શિ. સિનિયર | ૩૨+૩૭ | ૬૯ | ૧॥ |
| ૫ | નટવરલાલ ગીરધરલાલ શાહ | શિનોર | વેપાર | ૩૫+૩૩ | ૬૮ | ૧) |
| ૬ | રવિશંકર છોટાલાલ જોશી | ખુનવાડ | શિ. સિનિયર | ૩૬+૩૨ | ૬૮ | ૧) |
| ૭ | વસનજી જીવણજી નાયક | ગોરણા | શિ. મેટ્રિકફેઇલ | ૩૨+૩૫ | ૬૭ | ૧) |
| ૮ | મૂળચંદ હરીવલ્લભદાસ શાહ | સિહોલ | શિ. મે. સિ. | ૩૩+૩૩ | ૬૬ | ૧) |
| ૯ | 'પરિમલ' | ચાપડ | શિ. સિનિયર | ૩૭+૨૯ | ૬૬ | ૧) |
| ૧૦ | પરસોતમ લાછીઆ પટેલ | પારડી | ,, | ૩૧+૩૫ | ૬૬ | ૧) |
| ૧૧ | તોળાશંકર દોલતરામ વ્યાસ | મઢેલી | ,, | ૩૩+૩૩ | ૬૬ | ૧) |
| ૧૨ | તુળસીભાઇ હાથીભાઇ પટેલ | નરસીપુરા | ,, | ૩૨+૩૪ | ૬૬ | ૧) |
| ૧૩ | ખુશાલભાઇ કાળીદાસ પટેલ | મોભારોડ | શિ. મેટ્રિક | ૩૨+૩૪ | ૬૬ | ૧) |
| ૧૪ | રમણલાલ લલ્લુભાઇ ભટ્ટ | સુરાશામળ | શિ. મે. સિ. | ૩૦+૩૫ | ૬૫ | ૧) |
| ૧૫ | મહીજીભાઈ પુરષોતમભાઈ પટેલ | માલુ | શિ. પૂર્વપદ | ૩૪+૩૧ | ૬૫ | ૧) |
| ૧૬ | મગનલાલ મૂળજીભાઈ દવે | રવાલ | ,, | ૩૪+૩૦ | ૬૪ | |
| ૧૭ | જયંતિલાલ ભોગીલાલ મ્હેતા | પારડી | શિ. ગુ. ધો. ૬ | ૩૩+૩૧ | ૬૪ | ૧) ઉ. |
| ૧૮ | રામભાઇ જીવાભાઇ પટેલ | ઉમરાયા | શિ. મે. સિ. | ૩૦+૩૪ | ૬૪ | |
| ૧૯ | ચંદુભાઇ લક્ષ્મણભાઇ બારોટ | રસુલાબાદ | શિ. સિનિયર | ૩૬+૨૮ | ૬૪ | |
| ૨૦ | મગનભાઇ વલ્લભભાઈ પટેલ | દીગસ | શિ. મે. સિ. | ૩૧+૩૨ | ૬૩ | |
| ૨૧ | દુલભભાઈ દાજીભાઈ ઠાકોર | સીસોદરા | શિ. સિનિયર | ૨૮+૩૫ | ૬૩ | |
| ૨૨ | ઉમરભાઇ મહમદભાઇ | મેથી | શિ. પૂર્વપદ | ૩૧+૩૨ | ૬૩ | |
| ૨૩ | તનસુખલાલ જગજીવનદાસ ધ્રુવ | કાવીઠા | વેપાર | ૩૫+૨૭ | ૬૨ | ૧) ઉ. |
| ૨૪ | મંગળદાસ માધવભાઇ પટેલ | સેત્રાસી | શિ. મે. સિ. | ૩૩+૨૯ | ૬૨ | |
| ૨૫ | છોટાલાલ નરોતમભાઈ બારીયા | ખુનવાડ | શિ. ગુ. ધો. ૬ | ૩૨+૩૦ | ૬૨ | ૧) ઉ. |
| ૨૬ | ચંપકલાલ મૂળજીભાઈ ત્રિવેદી | માવલી | શિ. મે. સિ. | ૩૨+૩૦ | ૬૨ | |
| ૨૭ | હીરાલાલ ફેગટલાલ જાની | સાઢલી | શિ ગુ. ધો. ૬ | ૩૩+૨૮ | ૬૧ | ૧) ઉ. |
| ૨૮ | હીરાલાલ ગંગાદાસ શાહ | સિહોલ | શિ. પ્રથમપદ | ૩૧+૨૮ | ૫૯ | |
| ૨૯ | વલ્લભભાઈ મીઠાભાઈ પટેલ | કાવીઠા | શિ. મધ્યમપદ | ૨૫+૩૪ | ૫૯ | |
| ૩૦ | મહીજીભાઇ તુળસીભાઇ પર. | પીપળોઈ | શિ. પૂર્વપદ | ૩૦+૨૯ | ૫૯ | |
| ૩૧ | બાબુભાઇ જેઠાભાઇ પટેલ | વસો | શિ. મે. મોન્ટે. | ૩૧+૨૮ | ૫૯ | |
| ૩૨ | કાન્તીલાલ પુરૂષોત્તમભાઇ જાની | માણેજા | અભ્યાસ મેટ્રીક | ૩૩+૨૬ | ૫૯ | |
| ૩૩ | રતિલાલ અમીચંદ ધ્રુવ | ઝામ | શિક્ષક (?) | ૩૨+૨૫ | ૫૭ | |
| ૩૪ | મોતીભાઇ ગુલાબભાઇ પટેલ | બામણગામ | ખેતી ગુ. ધો. ૬ | ૨૬+૩૧ | ૫૭ | ૧) ઉ. |
| ૩૫ | અંબાલાલ દ્વારકાદાસ પટેલ | કોસીંદ્રા | શિ. સિનિયર | ૨૭+૩૦ | ૫૭ | |
| ૩૬ | વિઠ્ઠલભાઇ ગીરધરભાઇ પરમાર | બ્યારા | શિ. પૂર્વપદ | ૩૪+૨૨ | ૫૬ | |
| ૩૭ | કશાભાઇ હરજીવનદાસ પરમાર | વડોદરા | અ. મે. ટે. કો. | ૨૭+૨૮ | ૫૫ | |
| ૩૮ | હર્ષદલાલ છોટાલાલ પંડ્યા | કાવીઠા | શિ. સિનિયર | ૨૪+૩૧ | ૫૫ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૩૯ | મેઘા ખુશાલ ગોહીલ | કોલીયાદ | ગુ. ધો. ૬ | ૨૭+૨૭ | ૫૪ | ૧) ઉ. |
| ૪૦ | બહેચરભાઇ રેવનદાસ વાળંદ | સેજાયા | શિ૦ (?) | ૨૭+૨૭ | ૫૪ | ૧) ઉ. |
| ૪૧ | દેસાઇભાઇ હરજીભાઇ પટેલ | ખુનવાડ | નોકરી ગુ.ધો.૬ | ૩૩+૨૧ | ૫૪ | ૧) |
| ૪૨ | છોટુભાઇ રાવજીભાઇ પટેલ | માણેજા | શિ. મે. સિ. | ૨૮+૨૬ | ૫૪ | |
| ૪૩ | ચીમનલાલ રણછોડદાસ શાહ | સાંગમા | શિ. મે. સિ. | ૨૧+૩૩ | ૫૪ | |
| ૪૪ | કેશવલાલ દેવશંકર ભટ્ટ | વસો | વિ. અં. ધો. ૭ | ૩૦+૨૩ | ૫૩ | |
| ૪૫ | ઠાકોરલાલ સાકરલાલ કાપડીઆ | મોભારોડ | શિ. પ્રિવિયસ | ૨૪+૨૯ | ૫૩ | |
| ૪૬ | ભાઇલાલભાઇ ઇશ્વરભાઇ પટેલ | પીજ | શિ. મે. સિ, | ૨૭+૨૬ | ૫૩ | |
| ૪૭ | રણછોડભાઇ મોહનભાઇ બારોટ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૩૦+૨૩ | ૫૩ | |
| ૪૮ | **સુરજબ્હેન દાદાભાઇ પટેલ** | વિશ્રામપુરા | ઘરકામ ગુ.ધો.૫ | ૨૭+૨૫ | ૫૨ | ૧) ઉ. |
| ૪૯ | સાંકળચંદ મગનલાલ શાહ | મેથી | વેપાર નોન મે. | ૨૬+૨૬ | ૫૨ | |
| ૫૦ | મણિલાલ ખુશાલભાઇ વાઘેલા | સિહોલ | શિ. મેટ્રીક | ૨૩+૨૯ | ૫૨ | |
| ૫૧ | ડાહ્યાભાઈ જવેરભાઇ | વડદલા | શિ. સિનિયર | ૨૪+૨૮ | ૫૨ | |
| ૫૨ | જેઠાલાલ રેવાશંકર મ્હેતા | સેવાસી | શિ. પૂર્વપદ | ૨૮+૨૪ | ૫૨ | |
| ૫૩ | ચંદ્રકાન્ત નરસિંહભાઇ પટેલ | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૧૯+૩૩ | ૫૨ | ૧) ઉ. |
| ૫૪ | પ્રભુદાસ હરીભાઇ પટેલ | બીમપુરા | શિ. મે. સિ. | ૨૨+૨૯ | ૫૧ | |
| ૫૫ | રાવજીભાઇ હાથીભાઇ પટેલ | વસો | વિ. અં. ધો. ૫ | ૨૫+૨૫ | ૫૦ | |
| ૫૬ | જેઠાલાલ રણછોડભાઈ પુરોહીત | ડોરમાર | શિ. પૂર્વપદ | ૨૦+૩૦ | ૫૦ | |
| ૫૭ | જેસંગભાઇ ગરબડભાઇ પટેલ | સોનગીર | શિ. પ્રથમપદ | ૨૬+૨૪ | ૫૦ | |
| ૫૮ | ગજાનંદ રામશંકર | એરથાણુ | શિ. પ્રથમપદ | ૨૭+૨૩ | ૫૦ | |
| ૫૯ | ગેબાજી કુબેરજી ચોધરી | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૩+૨૭ | ૫૦ | |
| ૬૦ | આશાભાઇ મીઠાભાઇ પટેલ | વકુ | શિ. પ્રથમપદ | ૨૪+૨૫ | ૪૯ | |
| ૬૧ | નાગેશ્વર પ્રાણશંકર પંડ્યા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૯+૨૦ | ૪૯ | |
| ૬૨ | ભોળાનાથ મોહનલાલ | ,, | ,, | ૨૫+૨૩ | ૪૮ | |
| ૬૩ | બાવાજી નારણભાઇ પટેલ | ભાદરણુ | કારકુન | ૨૮+૨૦ | ૪૮ | |
| ૬૪ | નરસિંહભાઇ પ્રભુદાસ પાટણવા. | સુરાશામળ | શિ. ગુ. ધો. ૬ | ૨૧+૨૭ | ૪૮ | |
| ૬૫ | ગુલાબભાઇ જીવણજી | વડદલા | શિ. પ્રથમપદ | ૨૦+૨૮ | ૪૮ | |
| ૬૬ | હરમાનભાઇ જીવાભાઇ પટેલ | ચાપડ | ગુ. ધો. ૬ | ૨૦+૨૭ | ૪૭ | |
| ૬૭ | હરજીભાઈ મીઠાભાઈ પટેલ | શિરોળા | શિ. મધ્યમ પદ | ૩૪+૧૩ | ૪૭ | |
| ૬૮ | શંકરલાલ છગનલાલ ઠાકર | માલુ | શિ. મે. સિ. | ૨૭+૨૦ | ૪૭ | |
| ૬૯ | મોતીભાઈ બહેચરભાઈ પટેલ | મોભારોડ | વિ. અં. ધો. ૩ | ૧૮+૨૯ | ૪૭ | |
| ૭૦ | કુશાભાઈ કાનજીભાઈ મકવાણા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૨+૨૫ | ૪૭ | |
| ૭૧ | **ધન અરદેશર મહેતા** | નવસારી | — | ૨૨+૨૫ | ૪૭ | ૧) ઉ. |
| ૭૨ | કાળીદાસ તુળજારામ વ્યાસ | પીપળોઈ | શિ. પ્રથમપદ | ૨૪+૨૩ | ૪૭ | |
| ૭૩ | કેશવલાલ ઉમેદભાઈ પટેલ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૩+૨૩ | ૪૬ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭૪ | જશોદાબ્હેનશિવશંકરવ્યાસ | પીપળાઈ | શિ. ગુ. ધો. ૬ | ૨૧+૨૫ | ૪૬ | ૧) ઉ. |
| ૭૫ | નરસીભાઈ છગનભાઈ પટેલ | રણોલી | ખેતી અં. ધો. ૪ | ૧૮+૨૮ | ૪૬ | |
| ૭૬ | પ્રભુદાસ આશાભાઈપાટણવાડીઆ | જાલાબોરડી | શિ. ગુ. ધો. ૬ | ૨૧+૨૫ | ૪૬ | |
| ૭૭ | સૌ. શાન્તાબ્હેન પટેલ | વડુ | ઘરકામગુ.ધો.૭ | ૧૭+૨૮ | ૪૫ | ૧) ઉ. |
| ૭૮ | શંકરભાઈ મોહનભાઈ બારીઆ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૩૦+૧૫ | ૪૫ | |
| ૭૯ | રણછોડજી કલ્યાણજી નાયક | ,, | ,, | ૨૮+૧૭ | ૪૫ | |
| ૮૦ | મૂળશંકર નરસિંહરામ શુકલ | ,, | ,, | ૨૦+૨૫ | ૪૫ | |
| ૮૧ | નાજુ રુસ્તારુપ કોટવાલ | નવસારી | — | ૨૦+૨૫ | ૪૫ | ૧) ઉ. |
| ૮૨ | છગનલાલ છોટાલાલ પંડ્યા | રવાલ | ગુ. ધો. ૬ | ૨૨+૨૩ | ૪૫ | |
| ૮૩ | કોટલાભાઈ દેસાઈભાઈ | નેત્રંગ | શિ. પૂર્વપદ | ૨૦+૨૫ | ૪૫ | |
| ૮૪ | કાશીભાઈ બહેચરભાઈ બારોટ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૯+૧૬ | ૪૫ | |
| ૮૫ | અસગરઅલી મહમદઅલી સૈયદ | ,, | ,, | ૨૧+૨૩ | ૪૪ | |
| ૮૬ | રતીલાલ અંબાલાલ ભટ્ટ | ભાદરણ | ગુ. ધો. ૬ | ૨૭+૧૭ | ૪૪ | |
| ૮૭ | બાપુલાલ રેવાશંકર દવે | માંજરોળ | શિ. સિનિયર | ૨૦+૨૪ | ૪૪ | |
| ૮૮ | બાવાસાહેબ નજરઅલી પીરજાદા | ભેખડા | શિ. પ્રથમપદ | ૨૧+૨૩ | ૪૪ | |
| ૮૯ | મોતીરામ રામશંકર | એરથાણ | ,, | ૨૪+૧૯ | ૪૩ | |
| ૯૦ | મથુરભાઈ ભાઈજીભાઈ પટેલ | ડોરમાર | ખેતીગુ. ધો. ૬ | ૧૮+૨૪ | ૪૨ | |
| ૯૧ | મોરારભાઈ રામભાઈ ભકત | આરકસીસોદરા | શિ. ગુ. ધો. ૬ | ૨૫+૧૭ | ૪૨ | |
| ૯૨ | ગીરધરભાઈ નરોતમદાસ પટેલ | મંજુસર | શિ. મધ્યમ પદ | ૧૭+૨૫ | ૪૨ | |
| ૯૩ | કુબેરભાઈ ત્રિભુવનદાસ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૯+૨૩ | ૪૨ | |
| ૯૪ | કમરૂદીન ઈમામઅલી સૈયદ | ,, | ,, | ૨૧+૨૦ | ૪૧ | |
| ૯૫ | ડાહ્યાભાઈ તળજાભાઈ અમીન | વડુ | અંથ૦ ગુ.ધો.૬ | ૧૭+૨૪ | ૪૧ | |
| ૯૬ | નર્મદાબ્હેન મથુરભાઇ પટેલ | કોલીયાદ | ઘરકામગુ.ધો.૬ | ૧૭+૨૪ | ૪૧ | ૧) ઉ. |
| ૯૭ | મહીજીભાઇ ભાઈજીભાઈ | બામણગામ | શિ. ગુ. ધો. ૬ | ૧૯+૨૨ | ૪૧ | |
| ૯૮ | મંગળભાઈ રણછોડભાઈ પટેલ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૫+૧૬ | ૪૧ | |
| ૯૯ | મોતીભાઇ ભાઇજીભાઇ | ભીમપુરા | શિ. ગુ. ધો. ૬ | ૨૧+૨૦ | ૪૧ | |
| .૦૦ | વિઠ્ઠલદાસ હરિશંકર વ્યાસ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૩+૧૮ | ૪૧ | |
| .૦૧ | હરીલાલ મંગળદાસ શાહ | મોભારોડ | વિ. અં. ધો. ૩ | ૧૫+૨૫ | ૪૦ | |
| .૦૨ | વાડીલાલ ભાઇચંદભાઇ શાહ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૨+૧૮ | ૪૦ | |
| .૦૩ | ભાઇલાલભાઇ ગોકળભાઇ પટેલ | કોલીઆદ | શિ. પૂર્વપદ | ૨૦+૨૦ | ૪૦ | |
| .૦૪ | બીગસિંહ મહીજીભાઇ સોલંકી | વિશ્રામપુરા | શિ. ગુ. ધો. ૬ | ૨૩+૧૭ | ૪૦ | |
| ૧૦૫ | બાપુભાઇ મોતીભાઇ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૧+૧૯ | ૪૦ | |
| ૧૦૬ | નવનીતલાલ દીનાનાથ શુકલ | ,, | વિ. અં. ધો. ૬ | ૧૮+૨૨ | ૪૦ | |
| ૧૦૭ | ડાહ્યાભાઇ રણછોડભાઇ શાહ | મોભારોડ | વિ. અં. ધો. ૪ | ૧૫+૨૫ | ૪૦ | |
| ૧૦૮ | ઠાકોરલાલ ઝીણાભાઇ દેસાઇ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૪+૧૬ | ૪૦ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦૯ | કૃષ્ણલાલ અમૃતલાલ દેસાઇ | ધમેલી | શિ. મે. સિ. | ૧૬+૨૪ | ૪૦ | |
| ૧૧૦ | ગોવિંદભાઇ પુંજાભાઇ પટેલ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૨+૧૭ | ૩૯ | |
| ૧૧૧ | છોટાલાલ ભાઇલાલ પટેલ | કોલીયાદ | શિ. પ્રથમપદ | ૧૯+૨૦ | ૩૯ | |
| ૧૧૨ | જીવામીયાં દાદામીયાં સૈયદ | સોનગીર | શિ. પ્રથમપદ | ૧૧+૨૮ | ૩૯ | |
| ૧૧૩ | **સૌ. નુરબાઇ ઉમરભાઇ વહોરા** | મેથી | ઘરકામ ગુ. ધો. ૪ | ૧૪+૨૫ | ૩૯ | ૧) ઉ. |
| ૧૧૪ | શિવુજી સાલુજી વાઘેલા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૪+૧૫ | ૩૯ | |
| ૧૧૫ | શંકરલાલ સોમાભાઇ વૈદ્ય | ,, | ,, | ૧૭+૨૧ | ૩૮ | |
| ૧૧૬ | લાલભાઇ ત્રિભુવનદાસ પટેલ | ગામેઠા | શિ. સિનિયર | ૧૬+૨૨ | ૩૮ | |
| ૧૧૭ | રતનજી જયરામભાઇ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૭+૨૧ | ૩૮ | |
| ૧૧૮ | બબલભાઇ પુરષોતમદાસ પટેલ | ,, | ,, | ૧૯+૧૯ | ૩૮ | |
| ૧૧૯ | દુલભભાઇ ગોવીંદજી પટેલ | આરકસીસોદ્રા | ખેતી ગુ. ધો. ૬ | ૧૭+૨૧ | ૩૮ | |
| ૧૨૦ | ગીરધરલાલ હીંમતલાલ શાહ | બામણગામ | વેપાર ગુ. ધો. ૬ | ૨૨+૧૬ | ૩૮ | |
| ૧૨૧ | અમૃતલાલ ત્રિભુવનદાસ ત્રવાડી | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૨+૧૬ | ૩૮ | |
| ૧૨૨ | ગજાનન કેશવરામ પુરોહીત | ,, | ,, | ૧૫-૨૨ | ૩૭ | |
| ૧૨૩ | રામશંકર માધવલાલ જોશી | ,, | ,, | ૧૮+૧૯ | ૩૭ | |
| ૧૨૪ | મંગળભાઇ બીજલભાઇ પરમાર | ,, | ,, | ૧૬+૨૧ | ૩૭ | |
| ૧૨૫ | **મહાલક્ષ્મી મોહનલાલ પા.** | ભાદરણ | ગુ. ધો. ૬ | ૧૫+૨૨ | ૩૭ | ૧) ઉ. |
| ૧૨૬ | શિવશંકર મુગટરામ વ્યાસ | રાણીપુરા | શિ. ગુ. ધો. ૬ | ૧૯+૧૮ | ૩૭ | |
| ૧૨૭ | હીરાભાઇ નાથાભાઇ | નરસિંહપુરા | ખે. ગુ. ધો. ૬ | ૧૯+૧૮ | ૩૭ | |
| ૧૨૮ | **મણિબ્હેન મગનલાલ શાહ** | મેથી | ઘરકામ ગુ. ધો. ૪ | ૧૭+૧૯ | ૩૬ | ૧) ઉ. |
| ૧૨૯ | મોહનલાલ જયશંકર ભટ | રાણીપુરા | શિ. ગુ. ૬ | ૧૫+૨૧ | ૩૬ | |
| ૧૩૦ | પુરૂષોતમ ફતેહચંદ શાહ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૭+૧૯ | ૩૬ | |
| ૧૩૧ | જાલમભાઇ બાધરભાઇ | વિશ્રામપુરા | વિ. ગુ. ધો. ૬ | ૨૦+૧૬ | ૩૬ | |
| ૧૩૨ | જયશંકર અંબારામ પંડ્યા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૯+૧૭ | ૩૬ | |
| ૧૩૩ | ખેતસિંહ નારાયણસિંહ ગઢવી | ,, | ,, | ૨૭+ ૯ | ૩૬ | |
| ૧૩૪ | **કાશીબ્હેન કાળીદાસ પટેલ** | કોલીયાદ | ઘરકામ ગુ. ધો. ૬ | ૧૭+૧૯ | ૩૬ | ૧) ઉ. |
| ૧૩૫ | ઉમરભાઇ અસગાલ | ,, | ખેતી ગુ. ધો. ૬ | ૧૯+૧૭ | ૩૬ | |
| ૧૩૬ | ઇશ્વરભાઇ બાપુભાઇ પટેલ | ભીમપુરા | ખેતી ગુ. ધો. ૨ | ૨૦+૧૬ | ૩૬ | |
| ૧૩૭ | દયાળજી મકનજી દરજી | આરકસીસોદ્રા | ગુ. ધો. ૫ | ૭+૨૮ | ૩૫ | |
| ૧૩૮ | બાબુભાઇ મંગળભાઇ પટેલ | રણોલી | વિ. અં. ધો. ૩ | ૧૭+૧૮ | ૩૫ | |
| ૧૩૯ | રામજીભાઇ ગોવિંદભાઇ રાઠોડ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૦+૧૫ | ૩૫ | |
| ૧૪૦ | શીવાભાઇ દેરૂભાઇ પટેલ | કોલીયાદ | ખે. અં. ધો. ૩જું | ૧૬+૧૮ | ૩૪ | |
| ૧૪૧ | રસુલભાઇ વલીભાઇ મુમન | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૪+૨૦ | ૩૪ | |
| ૧૪૨ | માણેકલાલ રેવાશંકર પંડ્યા | ,, | ,, | ૧૭+૧૭ | ૩૪ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪૩ | ડાહ્યાલાલ કુબેરરામ જોશી | ,, | ,, | ૧૮+૧૬ | ૩૪ |
| ૧૪૪ | ગોરધનભાઈ કાળીદાસ પટેલ | વસો | વિ. અં. ધો. ૪ | ૧૩+૨૧ | ૩૪ |
| ૧૪૫ | જયશંકરભાઇ ડાહ્યાભાઇ મ્હેતા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૦+૧૩ | ૩૩ |
| ૧૪૬ | ફત્તેસંગ નાગજીભાઇ | નરસીપુરા | વિ. ગુ. ધો. ૬ | ૧૧+૨૨ | ૩૩ |
| ૧૪૭ | બાલાશંકર ગણપતરામ વ્યાસ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૦+૧૩ | ૩૩ |
| ૧૪૮ | શનાભાઈ છગ્ગાભાઇ | વિશ્રામપુરા | વિ. ગુ. ધો. ૬ | ૧૪+૧૯ | ૩૩ |
| ૧૪૯ | વિષ્ણુપ્રસાદ ત્રિભુવન જોશી | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૮+૧૫ | ૩૩ |
| ૧૫૦ | ક્ષેમરાજ વિરચંદદાસ પટેલ | ,, | ,, | ૨૧+૧૨ | ૩૩ |
| ૧૫૧ | સોમાભાઇ દલપતભાઇ | ભોભારોડ | વિ. અં. ધો. ૪ | ૧૧+૨૨ | ૩૩ |
| ૧૫૨ | રણછોડભાઇ નારણદાસ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૫૩ | મગનજી વરવાજી ચાવડા | ,, | ,, | ૨૦+૧૩ | ૩૩ |
| ૧૫૪ | નસીરૂદીન કમરૂદીન કાઝી | ,, | ,, | ૧૪+૧૯ | ૩૩ |
| ૧૫૫ | સુરેશચંદ્ર નર્મદાશંકર ગોર | વસો | વિ. અં. ધો. ૪ | ૧૨+૨૧ | ૩૩ |
| ૧૫૬ | લાભશંકર વસ્તારામ રાવળ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૦+૧૩ | ૩૩ |
| ૧૫૭ | ફત્તેસંગ રાયસંગભાઇ પઢીયાર | નરસીપુરા | વિ. ગુ. ધો. ૬ | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૫૮ | પરભાત જેઠાભાઇ પઢીયાર | ,, | ,, | ૧૮+૧૫ | ૩૩ |
| ૧૫૯ | નારણ લક્ષ્મણ બારીઆ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૪+૧૯ | ૩૩ |
| ૧૬૦ | ઉદેસંગ મથુરભાઇ | નરસીપુરા | વિ. ગુ. ધો. ૬ | ૧૫+૧૮ | ૩૩ |
| ૧૬૧ | નારણભાઇ ભગવાનભાઇ | ડેરમાર | ખે. ગુ. ધો. ૬ | ૧૩+૨૦ | ૩૩ |
| ૧૬૨ | પુંજાભાઇ ચંદાભાઇ પઢીયાર | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૬૩ | ભારમલસિંહ દાનસિંહ | નેત્રંગ | ખેતી ગુ. ધો. ૬ | ૧૯+૧૪ | ૩૩ |
| ૧૬૪ | મંગળપ્રસાદ મયાશંકર રાવળ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૭+૧૬ | ૩૩ |
| ૧૬૫ | મોહનલાલ મણિશંકર ભટ | કોલીયાદ | યજમાનવૃત્તિ ગુ. ધો. ૭ | ૧૭+૧૬ | ૩૩ |
| ૧૬૬ | સરવરખાં મહોબતખાં મલેક | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૬૭ | શાન્તિલાલ માણિલાલ ત્રિવેદી | ,, | ,, | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૬૮ | શિવાભાઇ માધવજી પટેલ | ,, | ,, | ૧૫+૧૮ | ૩૩ |
| ૧૬૯ | લલ્લુભાઇ મગનભાઇ પટેલ | પુનીયાદ | ખેતી | ૧૬+૧૭ | ૩૩ |
| ૧૭૦ | રમણલાલ મણિલાલ શુકલ | વસો | વિ. અં. ધો. ૨ | ૧૭+૧૬ | ૩૩ |
| ૧૭૧ | દલપતભાઇ કાલઇ રાઠોડ | નરસીપુરા | વિ. ગુ. ધો. ૬ | ૧૭+૧૬ | ૩૩ |
| ૧૭૨ | તેમી અરદેશર ભેદવાર | નવસારી | — | ૧૫+૧૮ | ૩૩ |
| ૧૭૩ | જોઇતારામ બહેચરરામ ત્રિવેદી | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૨૧+૧૨ | ૩૩ |
| ૧૭૪ | કમળાશંકર રાનેશ્વર ઉપાધ્યાય | ,, | ,, | ૧૮+૧૫ | ૩૩ |

**ફક્ત એક જ વિષયમાં બેઠેલા અને ઉત્તીર્ણ થયેલા**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | રમણલાલ ત્રીકમલાલ શાહ | શિનોર | વિ. અં. ધો. ૭ | ૧૯ | ' કીશોર 'માં |
| ૨ | મુકુન્દલાલ નર્મદાશંકર જાની | સંખેડા | શિ. મેટ્રીક | ૨૯ | ' ફોરમ 'માં |
| ૩ | છગનભાઇ ઇશ્વરભાઇ વાળંદ | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૧૭ | ,, |
| ૪ | નાથભાઇ જીવણજી | .. | ,, | ૧૭ | ,, |

## મહેસાણા અને અમરેલી વિભાગનું

# પરિણામ

| અ. નં. | ઉમેદવારનું નામ | ગામ | ધંધો: અભ્યાસ | ફોરમ. અને 'કિશોર ચ. માળા' ગુણ ૫૦માંથી | કુલ મળેલા ગુણ ૧૦૦માંથી | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | કરસનભાઇ રેવાભાઇ પટેલ | રણુજ | શિ. મધ્યપદ | ૩૬+૪૦ | ૭૬ | ૩) |
| ૨ | દિલિપચંદ્ર માધવલાલ પંચોળી | નાની કડી | શિ. મે. સિ. | ૩૩+૪૦ | ૭૩ | ૨॥ |
| ૩ | ખીમજીભાઇ ટીડાભાઇ ઠાકર | સિદ્ધપુર | શિ. સિનિયર | ૩૭+૩૪ | ૭૧ | ૨) |
| ૪ | સોમાભાઇ દલસુખભાઇ શાહ | કનીપુર | ,, | ૩૩+૩૭ | ૭૦ | ૧॥ |
| ૫ | હરિપ્રસાદ હરખજી ત્રિવેદી | નવાગામ | ,, | ૩૫+૩૩ | ૬૮ | ૧) |
| ૬ | ભગવાનદાસ સાંકળચંદ પટેલ | ભાન્ડુ | ,, | ૩૨+૩૬ | ૬૮ | ૧) |
| ૭ | નારાયણભાઇ નાનજીભાઇ પટેલ | સેંડેર | શિ. પ્રથમપદ | ૩૬+૩૨ | ૬૮ | ૧) |
| ૮ | વીરમભાઇ સેંધીદાસ પટેલ | લોદ્રા | ,, | ૩૩+૩૪ | ૬૭ | ૧) |
| ૯ | હરગોવિંદદાસ મોરારજી પંડ્યા | જીરા | શિ. મે. સિ. | ૩૨+૩૫ | ૬૭ | ૧) |
| ૧૦ | બેચરભાઈ મયુરભાઈ | કડી | વિ. અં. ધો. ૫ | ૩૦+૩૫ | ૬૫ | ૧) |
| ૧૧ | હરીભાઇ પુંજાભાઇ મકવાણા | સિદ્ધપુર | શિ. મે. સિ. | ૩૭+૨૮ | ૬૫ | ૧) |
| ૧૨ | શંકરભાઇ મોહનભાઈ પટેલ | બ્રાહ્મણવાડા | શિ. સિનિયર | ૩૧+૩૨ | ૬૩ | ૧) |
| ૧૩ | કાન્તીપ્રસાદ લાલશંકર ત્રિવેદી | વડુ | શિ. મે. સિ. | ૩૨+૩૦ | ૬૨ | ૧) |
| ૧૪ | કાસમ સવજી | અમરેલી | વિ. અં. ધો. ૫ | ૩૧+૩૧ | ૬૨ | ૧) |
| ૧૫ | કાળીદાસ દયાળજી વણકર | રણુજ | વણકર ગુ. ધો. ૪ | ૨૭+૩૫ | ૬૨ | ૧) |
| ૧૬ | ખોડાભાઈ શિવલાલ પટેલ | કડી | વિ. અં. ધો. ૬ | ૩૩+૨૭ | ૬૦ | |
| ૧૭ | વશરામભાઈ શંકરલાલ પટેલ | ,, | વિ. અં. ધો. ૫ | ૨૮+૩૨ | ૬૦ | ૧)ઉ૦ |
| ૧૮ | નાનજીભાઇ જેઠીદાસ પટેલ | ધરમોડા | શિ સિનિયર | ૨૮+૩૨ | ૬૦ | |
| ૧૯ | માધવજી દયારામ મ્હેતા | ભલગામ | વિદ્યાર્થી | ૩૨+૨૭ | ૫૯ | ૧)ઉ૦ |
| ૨૦ | ચીમનલાલ હેમચંદ નાયક | કડી | બાલશિક્ષક ગુ. ધો. ૬ | ૨૭+૩૨ | ૫૯ | ૧)ઉ૦ |
| ૨૧ | બહેચરભાઈ મોતીભાઈ પટેલ | મોટપ | શિ. સિનિયર | ૨૮+૩૧ | ૫૯ | |
| ૨૨ | હરીભાઈ પીતાંબરદાસ પટેલ | પાટણ | વિ. અં. ધો. ૪ | ૩૦+૨૯ | ૫૯ | ૧)ઉ૦ |
| ૨૩ | ખોડીદાસ ગંગારામ પટેલ | મણુંદ | શિ. મધ્યમપદ | ૨૮+૨૮ | ૫૬ | |
| ૨૪ | રતિલાલ છોટાલાલ નાયક | કડી | બા. શિ. ગુ. ધો. ૬ | ૨૬+૩૦ | ૫૬ | ૧)ઉ૦ |
| ૨૫ | વિઠ્ઠલભાઇ કાકુદાસ પટેલ | કડી | વિ. અં. ધો. ૪ | ૨૮+૨૭ | ૫૫ | ૧)ઉ૦ |
| ૨૬ | નટવરલાલ પ્રહલાદજી ભાવસાર | વડનગર | વિ. અં. ધો. ૩ | ૨૯+૨૬ | ૫૫ | ૧)ઉ૦ |
| ૨૭ | લક્ષ્મીરામ ગીરધારીદાસ ગોંડલિયા | વડોદરા | અ. મે. ટ્રે. કો. | ૩૨+૨૩ | ૫૫ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૮ | બાલચંદ સોમચંદ શાહ | કડી | વિ. અં. ઘો. ૫ | ૨૫+૨૯ | ૫૪ | ૧)ઉ૦ |
| ૨૯ | ભલુભાઈ આવડદાસ ગઢવી | કનીપુર | શિ. મધ્યમપદ | ૩૪+૧૯ | ૫૩ | |
| ૩૦ | કાશીભાઈ સેંધીદાસ પટેલ | સોદ્રા | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૬+૨૭ | ૫૩ | ૧)ઉ૦ |
| ૩૧ | મગનભાઈ ઉગરા વણકર | રણુજ | વણકર ગુ. ઘો. ૬ | ૨૫+૨૮ | ૫૩ | ૧)ઉ૦ |
| ૩૨ | ગણેશભાઈ શિવલાલ પટેલ | કડી | વિ. ઘો. અં. ૪ | ૨૪+૨૮ | ૫૨ | |
| ૩૩ | સુનીલાલ ગણેશદાસ પટેલ | કડી | ,, | ૨૬+૨૫ | ૫૧ | |
| ૩૪ | ઓધવજી અરજણભાઈ પટેલ | ,, | ,, | ૨૧+૨૯ | ૫૦ | |
| ૩૫ | ઈશ્વરભાઈ અમીચંદદાસ પટેલ | ,, | વિ. અં. ઘો. ૬ | ૨૭+૨૩ | ૫૦ | |
| ૩૬ | ડાહ્યાભાઈ ઈશ્વરભાઈ પટેલ | કનીપુર | શિ. મધ્યમપદ | ૩૦+૨૦ | ૫૦ | |
| ૩૭ | ગણેશભાઈ ધનજીભાઈ પટેલ | પાટણ | વિ. અં. ઘો. ૫ | ૨૨+૨૬ | ૪૮ | |
| ૩૮ | રવિશંકર મગનલાલ ઠાકર | નાંદોલ | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૩+૨૫ | ૪૮ | |
| ૩૯ | **કાન્તાબેન રમણલાલ શાહ** | સિદ્ધપુર | ઘરકામ ગુ. ઘો. ૬ | ૨૬+૨૨ | ૪૮ | ૧)ઉ૦ |
| ૪૦ | **સૌ. મણિગવરી સોમાભાઈ** | કનીપુર | ઘરકામ ગુ. ઘો. ૪ | ૨૫+૨૩ | ૪૮ | ૧)ઉ૦ |
| ૪૧ | રામશંકર લક્ષ્મીશંકર જાની | ચરાડા | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૫+૨૨ | ૪૭ | |
| ૪૨ | કાનજીભાઈ મોહનલાલ પટેલ | બ્રાહ્મણવાડા | શિ. ગુ. ઘો. ૬ | ૨૭+૨૦ | ૪૭ | |
| ૪૩ | રસીકલાલ બળદેવભાઈ જોશી | વિજાપુર | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૫+૨૦ | ૪૫ | |
| ૪૪ | દશરથભાઈ મૂળશંકર રાવળ | સરઢવ | ,, | ૨૪+૨૦ | ૪૪ | |
| ૪૫ | કાન્તીલાલ માણેકલાલ સોની | કડી | વિ. અં. ઘો. ૪ | ૧૮+૨૬ | ૪૪ | |
| ૪૬ | રણછોડભાઈ વેણીભાઈ પટેલ | દહેગામ | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૪+૧૯ | ૪૩ | |
| ૪૭ | જેસંગભાઈ ભુપતભાઈ પટેલ | દેણપ | શિ. મધ્યમપદ | ૨૮+૧૫ | ૪૩ | |
| ૪૮ | કચરાજી રણછોડજી ચૌહાણ | ડુંડાવ | શિ. પૂર્વપદ | ૧૯+૨૩ | ૪૨ | |
| ૪૯ | મોહનલાલ મોરારદાસ પટેલ | પાટણ | વિ. અં. ઘો. ૪ | ૨૧+૨૧ | ૪૨ | |
| ૫૦ | આત્મારામ વેણીરામ વ્યાસ | બ્રાહ્મણવાડા | શિ. પ્રથમપદ | ૨૬+૧૬ | ૪૨ | |
| ૫૧ | સોમનાથ શિવનાથ પટેલ | ચાણસ્મા | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૧+૨૧ | ૪૨ | |
| ૫૨ | *શિવલાલ ધનજીભાઈ પટેલ* | *અડીઆ* | *શિ. સિનિયર* | ૨૦+૨૨ | ૪૨ | |
| ૫૩ | મણિશંકર ભીમજી ઠાકર | અમરેલી | ,, | ૧૬+૨૬ | ૪૨ | |
| ૫૪ | શાંતિલાલ રાયચંદ મ્હેતા | ,, | વિ. અં. ઘો. ૪ | ૨૦+૨૦ | ૪૦ | |
| ૫૫ | મહમદ ઇસમાઇલ સાણુ | જાળીઆ | વિ. ગુ. ઘો. ૫ | ૨૫+૧૫ | ૪૦ | |
| ૫૬ | શંભુભાઈ માધવલાલ રાવળ | સેંડેર | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૨+૧૮ | ૪૦ | |
| ૫૭ | સાણુમીયાં મોટામીયાં | વડાવલી | શિ. મધ્યમપદ | ૨૫+૧૫ | ૪૦ | |
| ૫૮ | રામલાલ સુનીલાલ શાહ | કડી | વિ. અં. ઘો. ૫ | ૧૮+૨૧ | ૩૯ | |
| ૫૯ | ઝહાશંકર નર્મદાશંકર જોશી | ચાણસ્મા | બા. શિ. ગુ. ઘો. ૬ | ૨૧+૧૮ | ૩૯ | |
| ૬૦ | બાબુલાલ મણિલાલ ત્રિવેદી | સબલપુર | શિ. સિનિયર | ૨૧+૧૮ | ૩૯ | |
| ૬૧ | મૂળશંકર દાજીરામ યાજ્ઞિક | કનીપુર | પુરોહિતનો | ૨૪+૧૫ | ૩૯ | |
| ૬૨ | છગનલાલ ગંગાદાસ ધંધુકીઆ | અમરેલી | અંથપાલ ગુ. ઘો. ૬ | ૨૧+૧૭ | ૩૮ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૬૩ | ગજાનન અંબાલાલ ત્રિવેદી | રૂપાલ | વિ. ગુ. ધો. ૬ | ૧૯+૧૯ | ૩૮ | |
| ૬૪ | માધાભાઇ મોંઘજીભાઇ ચોધરી | પિલોજ | શિ. પૂર્વપદ | ૨૬+૧૨ | ૩૮ | |
| ૬૫ | **કાન્તાબ્હેન મોતીભાઇ પટેલ** | **સિદ્ધપુર** | ઘરકામ ગુ. ધો. ૬ | ૧૬+૨૧ | ૩૭ | ૧) ઉ. |
| ૬૬ | શંકરલાલ મગનલાલ ખતરી | વડનગર | પટાવાળો ગુ. ધો. ૬ | ૨૩+૧૪ | ૩૭ | |
| ૬૭ | પ્રભુદાસ નરસિંહદાસ પટેલ | પાટણ | વિ. અં. ધો. ૪ | ૧૪+૨૨ | ૩૬ | |
| ૬૮ | સોમાભાઈ દેસાઇભાઈ પટેલ | કનીપુર | શિ. ગુ. ધો. ૬ | ૧૯+૧૭ | ૩૬ | |
| ૬૯ | મનુભાઇ શવજીભાઇ | અમરેલી | વિ. અં. ધો. ૬ | ૧૪+૨૦ | ૩૪ | |
| ૭૦ | પ્રહલાદભાઈ અંબાલાલ વ્યાસ | ધીણોજ | બાળશિક્ષક ગુ. ધો. ૬ | ૧૭+૧૭ | ૩૪ | |
| ૭૧ | ધનજીભાઇ ખોડાભાઇ ચોધરી | બ્રાહ્મણવાડા | ખેતી ગુ. ધો. ૬ | ૨૦+૧૪ | ૩૪ | |
| ૭૨ | બબુભાઈ નારણભાઈ રાવળ | ગોજારીઆ | મધ્યમપદ પાસ | ૧૫+૧૯ | ૩૪ | |
| ૭૩ | શંકરલાલ કુસાભાઇ જાદવ | કલોલ | બાળશિક્ષક ગુ. ધો. ૬ | ૧૯+૧૪ | ૩૩ | |
| ૭૪ | નટવરલાલ શકરચંદ | કડી | વિ. અં. ધો. ૪ | ૨૨+૧૧ | ૩૩ | |
| ૭૫ | ચંદુલાલ ચીમનલાલ દવે | રૂપાલ | બાળશિક્ષક ગુ. ધો. ૬ | ૧૬+૧૭ | ૩૩ | |
| ૭૬ | હસનખાં કેશરખાં | અમરેલી | વિ. કલાભુવન | ૧૮+૧૫ | ૩૩ | |
| ૭૭ | સોમાભાઇ શિવદાસ ઓઝા | ચાણસ્મા | વિ. ગુ. ધો. ૬ | ૧૬+૧૭ | ૩૩ | |
| ૭૮ | સોમાભાઇ માનાભાઇ સોલંકી | કડી | વિ. અં. ધો. ૫ | ૧૪+૧૯ | ૩૩ | |
| ૭૯ | મહાજી દેતારજી ઠાકરડા | ગોજારીઆ | બાળશિક્ષક ગુ. ધો. ૬ | ૧૪+૧૯ | ૩૩ | |
| ૮૦ | જોઇતાભાઇ ઇશ્વરદાસ પટેલ | બલોલ | વેપાર ગુ. ધો. ૬ | | ૩૩ | ફક્ત 'કીશોર' |

એ રીતે બંને વિભાગોમાં થઈ કુલ ૬૩ જણને રૂ. ૭૩) નાં ઇનામ આ વખતે વહેંચાશે.

વ૦ રા૦ પુ૦ મંડળ,
c/o પુ૦ સ૦ સ૦ મંડળ લિ.
રાવપુરા, વડોદરા
તા. ૮–૧૨–૩૭

ના. નં. ચોકસી
સહમંત્રી



## પુસ્તકાલયોની તપાસણી

ચાણસ્મા મહાલ પુ. મંડળના મંત્રી વ માનદ પ્રચારક રા. નાનજીભાઇ જેઠીદાસ પટેલે ઑક્ટોબર નવેમ્બર માસોમાં થઇ નીચેનાં પુસ્તકાલયોની મુલાકાત લઇ તપાસણી વગેરેની કામગીરી બજાવી છે:—

(૧) ઇસ્લામપુર ( વાચન પ્રચાર વધારવાની તથા નવાં પુસ્તકોનું વર્ગીકરણ કરી દેવાની જરૂર ) (૨) વસાઇ ( વર્ગીકરણના નંબરો દરેલાં પૃષ્ઠો પર લખાવાની જરૂર ) (૩) રૂપપુર ( વર્ગીકરણ કરી દેવાની તથા વાચનપ્રચાર વધારવાની જરૂર. )

પ્રચારકે રૂબરૂમાં આપેલી સૂચના સમજનો અમલ શીઘ્ર કરી દેવાની ભલામણ !

૬



# પુસ્તક પરિચય

૧. ગ્રામ દેવતાઃ—લેખક, પટેલ મહિજીભાઈ કાળીદાસ; પ્રકાશક, દુર્લભદેવ મગનલાલ પરીક્ષક આચાર્ય, શ્રી દેવકુંવર આર્ય કન્યાશાળા, દારેસલામ; ૧૯૩૬; ક્રાઉન ૧૬ પેજી પાન ૬+૪૫૬; પાકું પૂંઠું; મૂલ્ય રૂ. ૧–૮–૦.

આ નવલકથાનો ઉદ્‌ભવ શી રીતે થયો એ કર્તાએ 'અવતરણિકા'માં આપ્યું છે. મજુરનેતા શ્રી જોગળેકરના '**મીરત કેસ**' સંબંધી સુનાવણી ચાલતી હતી ત્યારે અંબુતાઈ બહેરે નામની એક વિનીત અભિજાત કુમારિકા, એની વાક્‌છટા અને વીરશ્રીથી એના પર મોહિત થઇ જેલમાં જ એની જોડે પરણી ગઇ હતી અને વિવાદમાં શ્રી જોગળેકર નિર્દોષ જાહેર થયા હતા. એવી જ શરૂઆત આ નવલકથાનાં નાયક નાયિકાનાં એક બીજાનાં આકર્ષણ ઉપરથી થાય છે. નવલિકાબેન એક પ્રખ્યાત મિલમાલેકની કન્યા, મજુરનેતા નવલ ઉપર ફિદા થઇ તેની જોડે પરણવા માગણી કરે છે. પ્રથમ તો શરચ્ચંદ્ર નામનો ધનિક મિલમાલેક નવલિકા જોડે પરણવા તૈયાર હતો, પરંતુ નવલના કેસ દરમ્યાન નવલિકાનું દિલ નવલ પર ચોંટ્યું અને તેને જાતે માગણી કરી પિતાની પરવાનગી મેળવી પરણી પણ ખરીઃ અને પછી નવલ માફક મજુરોનું હિત આદરી તેમના તરફથી મિલમાલેકોને હંફાવવા માંડ્યા એટલું જ નહિ, પરંતુ તેમની સામાજિક સ્થિતિ અને રહેણી કરણીમાં તેમને ફાયદો કરે એવી નીતિ સંબંધી બોધ આપવા માંડ્યો. શરૂઆત પોતાના પિતાની મિલમાંથી જ કરી. પિતાની સહાનુભૂતિથી અન્ય મિલમાલેકો પણ સમજતાં સાનુકૂળ થયા. થોડા સમય પછી બન્ને ગામડાંમાં લોકસ્થિતિ સુધારવા તથા ખેતી સંબંધી જાતઅનુભવ મેળવવા ગામડામાં વસે છે. શરચ્ચંદ્ર પણ એમના દષ્ટાંત ઉપરથી એમને પૂરેપૂરી મદદ આપે છે અને પોતાની સ્ત્રી સાથે નવલનું મજુરનેતાનું સ્થાન લે છે. નવલિકા નવલચંદ્ર જોડે પરણી જતાં નવલિકાના પ્રયત્નથી મનોરમા શરચ્ચંદ્ર જોડે પરણે છે અને જુગતે જોડી મળતાં કલ્લોલ કરે છે. નવલચંદ્ર ખેતીનું તાદશ્ય જ્ઞાન લેવા પોતાના મણિલાલ નામના એક મિત્રને ત્યાં જાય છે અને મણિલાલ અને લલિતાબેન જાતે ખેતી કરતાં હોવાથી તેને દમોદમ કામ કરવા લાગે છે. ખેતીનું કામ શીખી પછી ગ્રામજનતાને સુધારવા તરફ લક્ષ આપે છે, અને એજ ગામમાં વસવાટ કરે છે. શરચ્ચંદ્ર મજુરોની સ્થિતિ સુધારે છે અને નવલચંદ્રને જોઇતી મદદ પણ આપે છે. ત્રણે કુટુંબો ગામમાં બહુ પ્રિય અને આદર્શરૂપ થઇ પડે છે. ખેડુતો અને મિલ-મજુરો તેમજ ગામલોકોની સ્થિતિ આ ત્રણે દંપતીનાં પ્રત્યક્ષ દષ્ટાંતથી જાતમહેનત દ્વારા સુધરે છે અને તેમનું જીવન, આનંદમય તથા રસિક બની તેમની આર્થિક મુશ્કેલીઓ પણ

ટળે છે. છેવટે પોતાનાં બાળકોનાં સંબંધ દ્વારા પોતાનો સંબંધ વધારે ઘટ્ટ બનાવે છે. ટુંકામાં, ગ્રામોદ્ધારના રસિયાંઓએ અને નેતાઓએ કેવી રીતે કામ કરવું જોઇએ એ આમાં બહુ સારી રીતે જણાવાયું છે.

નવલકથા બોધદાયક અને મનોરંજક છે. દરેક વ્યક્તિએ આવાં પુસ્તકો વાંચી એમાંથી બોધ લઇ જીવનમાં ઉતારવો જોઇએ. પુસ્તકાલયો ખાસ ખરીદે અને બહોળો પ્રચાર કરે. છાપકામ, બાંધણી, પુઠું, મૂલ્ય વગેરે જોઇએ એવાં છે.

૨. **ચા–ઘર:**—કર્તાઓ, ઝવેરચંદ મેઘાણી વગેરે; પ્રકાશક, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૮+૧૩૯ જેકેટવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂપીઓ ૧ એક.

અંગ્રેજી 'કૉફી હાઉસ' વાર્તાઓના જેવી આ ચા–ઘરની સાત વાર્તાઓ પ્રકાશકે સાત જુદા જુદા કર્તાની ચૂંટી કહાડી એક પુસ્તકાકારે ગુર્જર ગ્રંથમાળાના મણકા રૂપે બહાર પાડી છે. વાર્તાઓ એક એકથી ચઢે એવી છે, એટલું જ નહિ પણ બોધક પણ છે. 'માડી હું કેશવો' એ વાર્તા ખરેખર બોધક છે. એમાં એ સિવાય 'શેર માટી' 'વિચિત્ર પ્રયોગ' 'શાલિની' 'ઓલાદ' 'દુલા શેઠ;' અને 'મા'ની વાતો છે. વાર્તાઓ ખાસ વાંચવા અને બોધ લેવાલાયક છે.

કાગળ, છપાઇ, વગેરે સારાં છે. મૂલ્ય જરા વધારે લાગે છે. પુસ્તકાલયોએ આવાં પુસ્તકો ખરીદવા જ જોઇએ.

૩. **છાયા:**—લેખક, દુર્ગેશ શુકલ; પ્રકાશક, ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, ૨૫, પૉલોક સ્ટ્રીટ, કલકત્તા; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, સચિત્ર પાન ૨૮૩; આચ્છાદનવાળું પાકું પૂઠું; મૂલ્ય રૂ. ૧–૪–૦.

જુદે જુદે સમયે લખાયલી અને માસિકોપત્રો દ્વારા પ્રગટ થએલી એકજ કર્તાની 'દેવચકલી,' 'હૈયાસૂનો,' 'જીવલીનું જીવતર,' 'પુનઃપ્રતિષ્ઠા' 'પ્રજ્ઞાચક્ષુ,' 'દુનીયાદારીની વાત,' 'આથમણી કેડી,' 'અન્નપૂર્ણા,' 'પ્રલય,' અને કદમડની કરમે,' એમ ૧૦ ટૂંકી વાર્તાઓ છે. આ બધી હૃદયસ્પર્શી અને લાગણીઓને ઉશ્કેરે એવી કરૂણ કથાથી ભરેલી છે. ગ્રામજીવનનો ચિતાર થોડોઘણો એમાંથી મળી રહે છે. વાર્તાઓ બોધદાયી પણ છે. વાંચવા માંડયા પછી પૂરી થતાં સુધી મુકવી ગમે એવી નથી. ટૂંકી વાર્તાઓનાં પુસ્તકો વિશેષ પ્રિય થતાં જાય છે. ગ્રામજીવનની અવનવી દિશાઓ આમાં આલેખી છે.

છપાઈ, બાંધણી, કાગળ વગેરે સુંદર છે. મૂલ્ય પણ માફકસર કહી શકાય. આવાં પુસ્તકો નૈસર્ગિક રીતેજ જમાના પ્રમાણે આદર પામશે જ. પુસ્તકાલયો તો ખરીદે જ, પરંતુ ધનિકોએ અને સાહિત્યપ્રેમીઓએ પણ ઉત્તેજન આપવાલાયક છે.

૪. **તણખા મંડળ ૩જું:**—લેખક, ધૂમકેતુ; પ્રકાશક, ગૌરીશંકર ગોવર્ધન જોશી, ખાનપુર, અમદાવાદ; ૧૯૩૭; સચિત્ર આચ્છાદનવાળું પાકું પૂઠું; પાન ૬+૨૬૪; મૂલ્ય રૂ. ૧–૮–૦.

આ પુસ્તકમાં નામ પ્રમાણે દીલને ઉશ્કેરે એવી એકએકથી ચઢે એવી ૨૧ ટૂંકી વાર્તાઓ એક જ લેખકની પ્રસિદ્ધ થાય છે. ટૂંકી વાર્તાઓના લેખક તરીકે ભાઈ ધૂમકેતુ પ્રખ્યાત થઈ ચૂક્યા છે. આ સંગ્રહ પણ લોકપ્રિય થશે જ. આમાં જીવનની અવનવી દિશાઓ સરળતાથી અને સ્પષ્ટ રીતે ચિતરવામાં આવી છે. આમાં એક નાટક પણ છે. પુસ્તકને નૈસર્ગિક રીતે જ ઉત્તેજન મળશે. રા. ધૂમકેતુની કૃતિઓ તરફ સમાજની અમી દૃષ્ટિ છે.

કાગળ, પૂઠું, છપામણી, અક્ષર વગેરે સુંદર છે. નીચલા વર્ગની હાડમારીઓનો સારો ખ્યાલ આ પુસ્તકમાંથી મળી રહે એમ છે. વાર્તાઓ વાંચી તેનો સાર ગ્રહણ કરી જીવનમાં આચરવા દરેક જણ પ્રયત્ન કરે તો વાર્તાના લેખકનો શ્રમ સફળ થયો ગણાય.

૫. **વૃદ્ધ લોકોને માટે કસરતો:**—અનુવાદક, ડૉ. ભાસ્કરલાલ તુળજાશંકર યાજ્ઞિક; પ્રકાશક, શંકર નરહર જોશી, ચિત્રશાળા પ્રેસ, ૧૦૨૬, સદાશીવ પેઠ, પૂના નં. ૨; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૭૬; મૂલ્ય પાંચ આના; કાચું પૂઠું.

વૃદ્ધ લોકોને કસરતની જરૂર છે એ આ પુસ્તક ઉપરથી સાબીત થાય છે. તાકાત પ્રમાણે અને જરૂરીઆત પ્રમાણે કસરતો કેવી થઇ શકે એ જણાવવાનો આ પુસ્તકનો હેતુ છે. 'Old Age, its causes and prevention (ઘડપણ, તેનાં કારણો અને તેની અટકાયત' એ નામના પુસ્તક આધારે આ પુસ્તક લખાયું છે. ખોરાક, વર્તન, સ્વચ્છ રક્ત-વાહિનીઓ, જુલાબ, વગેરે બાબતમા ઉપયોગી થઇ પડે અને વૃદ્ધ થયા છતાં પરવશ ન થવું પડે અને સુખમય નિરોગી જીંદગી કેમ ગુજારી શકાય એ બતાવવાનો આ પુસ્તકનો ઉદ્દેશ છે.

પુસ્તકાલયો જરૂર ખરીદે અને બહોળો પ્રચાર કરે. સમાજને આવાં પુસ્તકોની ખાસ આવશ્યકતા છે.

૬. **તપોવન:**—લેખક, ગોવિન્દ હ. પટેલ; પ્રકાશક, પટેલ ગોરધનભાઈ કિશોરભાઈ 'નંદાનંદ' અલકાપુરી, વડોદરા; ૧૯૩૭, ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૮+૧૧૦; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય બાર આના.

આ પુસ્તકમાં દૈવી અને આસુરી સંપત્તિનું યુદ્ધ તથા તપનો તથા આત્મમનો-બળનો વિજય કર્તાએ આધ્યાત્મિક દૃષ્ટિએ ચર્ચ્યાં છે. ભાષા જરા અઘરી છે. સામાન્ય જનતા સમજી ન શકે એવા અઘરા શબ્દપ્રયોગો પણ છે, છતાં પુસ્તક વાંચવાલાયક છે. તપોવનમાં યમ અને સાવિત્રીનો સંવાદ તથા યમ પાસેથી વરદાન મેળવી સત્યવાનને જીવતો કરવો એ પ્રથમ નાટક તથા શીખ ધર્મ ગુરૂઓનું વગેરે દૈવી અને આસુરી બળોનું યુદ્ધ એ જ બે બાબતો આમાં છે. ગુજરાતી સાહિત્યમાં સારો ઉમેરો કરે છે. ભાષા અઘરી છતાં છેડે કોશ તથા જરૂર પડે ત્યાં શ્લોકનું સ્પષ્ટીકરણ આપવાથી સહેલાઇથી સમજી શકાય એવાં છે. પ્રયત્ન ઉત્તેજનપાત્ર છે.

છપાઇ, કાગળ વગેરે સારાં છે. કિંમત ઓછી હોય તોજ આવાં પુસ્તકો વધુ ખપે એમ અમારૂં નમ્ર માનવું છે.

૭. **ગામડાંમાં:**—રમણભાઈ ત્રિવેદી; પ્રકાશક, ભાઈલાલ ડી. પટેલ ' આપણું બાળ ' કાર્ય મંદિર, ભરૂચ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી; પાન ૨૯; કાચું પૂઠું; મૂલ્ય ૪ આના.

ભરૂચથી રા. ભાઈલાલ પટેલ; શ્રી પદ્માવતી દેસાઈ અને રમણલાલ ત્રિવેદી એ ત્રણ જણે મળી ' આપણી બાળ ગ્રંથમાળા ' નામની નવીન બાળમાળા શરૂ કરી છે. તેના પ્રથમ વર્ષના દ્વિતીય મણકા તરીકે આ પ્રવાસનું પુસ્તક બાળકો માટે પ્રસિદ્ધ થયું છે. વડોદરાથી ભરૂચ સુધીનાં સ્ટેશનો તેમજ ત્યાંથી શુક્લતીર્થ, કબીરવડ વગેરેનો પ્રવાસ આમાં વર્ણવ્યો છે, અને છેવટે ગામડાને શ્રેષ્ઠ જણાવ્યું છે.

૮. **પ્રાચીન ભારત વર્ષ ભાગ ૩ જો:**—લેખક, ડૉ. ત્રિભોવનદાસ લહેરચંદ શાહ; પ્રકાશક, શશિકાન્ત એન્ડ કુંપની, રાવપુરા ટાવર રોડ, વડોદરા; ૧૯૩૭; કદ ૮ પેજી, પાન ૩૦+૪૦૫+૪૫+૧૦; ચિત્રો સહિત મૂલ્ય રૂ. ૬–૮–૦.

દાકતરી જ્ઞાન મેળવી પુરાણ વસ્તુશાસ્ત્રનો અભ્યાસ કરી જનતા સમક્ષ પ્રાચીન ભારત વર્ષ વિષેનું પોતાનું મંતવ્ય આટલા શ્રમપૂર્વક ધરવા માટે ડૉ. ત્રિભોવનદાસને અભિનંદન જ ઘટે. આ વિષય એટલો ગહન છે અને સતત થતી નવીન શોધોને લીધે આપણા આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસ સંબંધી જ્ઞાનમાં એવા ફેરફારો થયા કરે છે કે એ બાબતમાં કોઈ પણ મત પૂરો હોઈ શકે જ નહિ. ' મુંડે મુંડે મતિર્ભિન્ના ' એ સૂત્રાનુસાર દરેકનો દૃષ્ટિકોણ જુદો હોય અને દરેકનું વલણ તેમજ ઉદ્દેશ પણ ભિન્ન હોય એટલે આવા વિષયમાં મતભેદ તો થવાના જ; પરંતુ એમ થતાં જ આખરે સત્ય વસ્તુ તરી આવે છે. લોકો એટલી ઝીણવટથી આવાં પુસ્તકો વાંચતા થાય એ જ આ પ્રયત્નની સફળતા માટે બસ છે.

પ્રસ્તુત પુસ્તકમાં ચોથા ખંડના ૨ પરિચ્છેદો તથા પાંચમાના ચાર અને છઠ્ઠાના અગીઆર મળી કુલ ૧૭ પરિચ્છેદોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રથમ ચાર ભાગમાં આખો વિષય સંકેલી લેવાનો ઇરાદો હતો અને તેથી દરેક પુસ્તકમાં પૂરેપૂરા બે ખંડો આપવા વિચાર હતો; પરંતુ ગ્રંથની વિપુલતા જણાતાં એક સરખાં પાનાંના પાંચ ભાગમાં આ ગ્રંથ સંપૂર્ણ કરી લેવાનું ઉચિત ધાર્યું છે. મૂલ્યમાં તે પ્રમાણે વધારો જૂજ પણ રહેશે જ. ચોથા ખંડના બે પરિચ્છેદોમાં મૌર્યવંશની પડતીનાં કારણો તથા જુદા જુદા સમ્રાટોના સમયમાં મૌર્યરાષ્ટ્રનો વિસ્તાર બતાવવામાં આવ્યો છે. પાંચમા ખંડમાં શુંગવંશ સમયે ભારતની સ્થિતિ તથા છઠ્ઠા ખંડમાં પરદેશી હુમલાઓથી માંડી શાહી વંશની સમાપ્તિ સુધી તેમજ ઓશવાળ, શ્રીમાળ, પોરવાડ તથા ગુર્જરની ઉત્પત્તિ પણ છેવટના પરિચ્છેદમાં આપી છે. દરેક સમયના વર્ણનના સમર્થક સાધનો જેવાં કે સિક્કા, નકશા વગેરે સમજુતિ સાથે આપેલા છે. કર્તાએ ખૂબ અભ્યાસપૂર્વક આ ગ્રંથ તૈયાર કરેલો હોવાથી અભ્યાસકોને જાણવાનું વિશેષ મળશે અને જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી જુદી જુદી બાબતો ઉપર પ્રકાશ પડી શકશે. આવા અભ્યાસપૂર્ણ પુસ્તક માટે જેમનાથી બની શકે તેમણે મદદ આપી ઉત્તેજન આપવું જોઇએ. ગુજરાતી ભાષાના ઐતિહાસિક શોધખોળના વિભાગમાં આ પુસ્તકથી ઘણો સારો ઉમેરો થાય છે અને તે સાથે ભાષાનું સાહિત્યગૌરવ પણ વધે છે.

વડોદરા રાજ્યનાં કસ્બા પુસ્તકાલયો જરૂર આ પુસ્તકના બધા ભાગ ખરીદે અને એ દ્વારા રાજ્યની શિક્ષિત પ્રજાને પ્રાચીન ભારતનું જ્ઞાન પુરૂં પાડવામાં યથાશક્તિ મદદ કરે એ ઇચ્છવાયોગ્ય છે.

શબ્દકોષ, સમયવારી તથા વિસ્તૃત અનુક્રમણિકા દ્વારા તથા ચિત્રો, લેખો, નકશા, સિક્કા વગેરેની સમજુતીથી પુસ્તકની યોગ્યતા તેમજ તેનું રહસ્ય સમજવામાં ઘણી સહાય મળે છે, આશા છે કે ગુજરાતી સાહિત્યના રસિયાઓ ઉત્તેજન આપશે જ.

૯. **લગ્ન પ્રપંચ** :—કર્તા, નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ; પ્રકાશક, પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરી સામે, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૪૫+૬૪૪; કર્તાની ભવ્ય છબીવાળા આચ્છાદન સહિત પાકું પુઠું; મૂલ્ય રૂ. ૩–૮–૦.

શ્રી નરસિંહભાઇ સુધારક વિચારના છે. લગ્નની બાબતમાં એમના વિચારો બહુ આગળ વધેલા છે. પ્રસ્તુત પુસ્તકમાં એમણે લગ્નની સંસ્થાની શરૂઆત ક્યારે કેવા સંજોગોમાં થઇ, તે સમયે એનું મહત્ત્વ કેટલું હતું, તેમાં શા શા ફેરફારો થયા, હાલના સંજોગોમાં તેમાં ક્યા ફેરફારો થવા જરૂરના છે, સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે શું શું કરવાની જરૂર છે, પત્ની તરફ પતિની શી ફરજ છે, આર્થિક દૃષ્ટિએ સ્ત્રીની સ્થિતિ હિંદમાં કેવી છે, તે સુધારવા શી તજવીજ કરવી જોઇએ વગેરે બાબતો બહુ ભારપૂર્વક એમણે છણી છે. પાશ્ચાત્ય રીત રીવાજોની માહિતી મેળવી તેમાંથી પણ ઉપયોગી બાબતો લેવા તેઓ અચકાયા નથી. સ્વદેશાભિમાની છે છતાં પરદેશી તે બધું જ વર્જ્ય છે એ વિચારના તેઓ નથી. લાભદાયી અને અનુકરણ યોગ્ય હોય તે ગ્રહણ કરવા તેઓ તૈયાર છે જ. અસત્ય અને દંભના તેમજ રૂઢીના તેઓ ચુસ્ત વિરોધી છે. સમાજસ્થિતિ સુધારવા તેઓ પોતાથી બનતો બધો પ્રયત્ન કરી રહ્યા છે. રા. કિશોરલાલ મશરૂવાળાના ઉપોદ્ઘાતથી પુસ્તકનું ગૌરવ વિશેષ વધે છે. વિચારવા અને અનુભવમાં મુકવા લાયક વિષયની છણાવટ થવાથી ' પ્રસ્થાન ' કાર્યાલયે પ્રગટ કરવાનું માથે લીધું છે.

સમાજનું હિત હૃદયમાં ધારણ કરનારે, સુધારો કરવા ઇચ્છનારે વગેરેએ આ પુસ્તક જરૂર વાંચવું જોઇએ. યુવકોએ અને યુવતીઓએ પણ આ પુસ્તક વાંચી વર્તનમાં તેને ઉતારવું જોઇએ. આધુનિક લગ્નપ્રથા તથા તાજેતરમાં થતાં અનેકપત્નીત્વના રા. નરસિંહભાઈ કટ્ટા દુશ્મન છે. સ્ત્રીઓની ઉન્નતિ માટે તેમનું હૃદય ઉછાળા મારી રહ્યું છે. તેઓ અનુભવી, કરેલ અને અભ્યાસી છે.

લગ્નના સંબંધમાં એમના વિચારો એટલા બધા આગળ વધેલા છે અને તેઓ એટલા મક્કમ છે કે પોતાના સિદ્ધાન્ત વિરૂદ્ધની કોઇપણ બાબત જેમાં હોય એવા લગ્નમાં તેઓ ભાગ પણ લેતા નથી.

આ પુસ્તકથી આપણા સામાજિક સુધારાના સાહિત્યમાં બહુ ઉપયોગી ઉમેરો થાય છે. ખરી રીતે તો રા નરસિંહભાઇએ સ્ત્રીઓની સામાજિક સુધારણાનો ગહન વિષય બહુ ઝીણવટથી છણી તેમાં કરવા જોઇતા ઉપાયો પણ સૂચવ્યા છે.

આ પુસ્તક દરેક પુસ્તકાલયે ખરીદ કરી તે જેમ બને તેમ વિશેષ વંચાય એવી તજવીજ કરવી જોઇએ.

૧૦. **પારેવાં :**—સંગ્રાહકો, છોટાભાઇ પટેલ અને શાન્તાબેન પટેલ; પ્રકાશક, છોટુભાઇ ખુશાલભાઇ પટેલ, મજુર બાલગૃહ, મીરજાપોર રોડ, અમદાવાદ; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૦; કાચું પૂઠું; મૂલ્ય ૩ આના.

પોતાના કાર્યક્રમ અંગે મજુરોનાં બાળકોને શીખવવા માટે આ ગીતોની ચુંટણી થઈ છે. પાંચ સાત બાળકો, રસ લેનાર કાર્યકર્તાઓ અને બાલમંદિરના રસજ્ઞોની આ વાનગી ધોરણવાર છે. આમાં તો માત્ર કિન્ડરગાર્ટન શાળા પદ્ધતિએ બાલ અને પહેલા ધોરણ પૂરતાં જ બાલગીતો છે. ગીતો સહેલાં, ભાવનામય અને શિક્ષાપ્રદ છે. દરેક ગીત નીચે તે નૃત્યગીત છે, અભિનય ગીત છે કે રાસ ગીત છે તે સ્પષ્ટ કર્યું છે. બાલવર્ગો અને બાલમંદિરોમાં આ બહુ ઉપયોગી થઈ પડશે. બાલ પુસ્તકાલયો જરૂર ખરીદે.

૧૧. **સત્યશ્રી કબીર દિગ્વિજય ભાગ ૧ લો :**—લેખક તથા પ્રકાશક, મહંત રતનદાસજી સેવાદાસજી, શ્રી કબીર સાહેબનું મંદિર, ખાડીઆ, અમદાવાદ; ક્રાઉન ૧૬ પેજી, પાન ૨૫૬; કાચું પૂઠું મૂલ્ય રૂ. ૧; પાકું પૂંઠું ૧–૪–૦.

મહંત શ્રી રતનદાસજીએ ઉપોદ્‌ઘાતમાં કબીર પંથ સંબંધી માહિતી આપી કબીર સાહેબની રહેણી કરણી, તેમનો પ્રાણી માત્ર ઉપરનો પ્રેમ, તેમનું જ્ઞાન, તેમની ભક્તિ, સમાન ભાવ, ઉપદેશ વગેરે સંબંધી ઉલ્લેખ સંક્ષેપમાં કર્યો છે.

કબીરજી સત્યના ઉપાસક હોવાથી ઢોંગી ગુરૂઓ એમની સામે એકઠા મળી તેમને સંતાપવા ચૂકયા નથી. ઉચ્ચ સ્થિતિએ પહોંચતાં તેમને કેટલાં સંકટો નડ્યાં હતાં તેમજ એ સ્થિતિ પ્રાપ્ત થયા પછી પણ તેમને કેવી રીતે કસોટીમાંથી પસાર થવું પડ્યું હતું તે આ પુસ્તકમાં બહુ સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. આવા કબીરજીના ચારિત્રની ઉણપ ગુજરાતી ભાષામાં હતી જ. સર્વ પ્રાણીઓ પ્રત્યે દયા, સમાનભાવ અને અનુકંપા એ એમના મુખ્ય ગુણો હતા. આ ભાગમાં તો માત્ર બાદશાહની મુલાકાત, દ્વેષીઓની કનડગત અને તેમાંથી વિજય મુક્તિ, એમની કસોટીઓ, જન્મકાળ વગેરે બાબતો વર્ણવી છે. બીજો ભાગ જલદી પ્રગટ કરવા લેખકને નમ્ર વિનંતિ છે.

દરેકે ખાસ વાંચી મનન કરવાલાયક આ પુસ્તક છે. ઉત્તેજન મળશે જ,

૧૨. **ખાતરોની માહિતી :**—લેખક તથા પ્રકાશક, સોમાભાઇ કીશાભાઇ પટેલ, સુણાવ વાયા આણંદ; ક્રાઉન ૧૬ પેજી પાન ૧૦+૮૬; ૧૯૩૭; કાચું પૂઠું; મૂલ્ય ૬ આના.

સ્વ. ખુશાલભાઈ શંકરભાઇ સ્મારક ગ્રંથમાળાના પ્રથમ મણકા રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આપણા ખેતીપ્રધાન દેશમાં જમીનનો પ્રશ્ન ઘણો મહત્ત્વનો છે. જમીન ઉપર ખેડુતના જીવનનો આધાર છે. એટલે જમીનમાંનો પાક સારો અને વિશેષ પ્રમાણમાં કેવી રીતે ઉતરે

એ સંબંધી માહિતી ખેડુતોએ રાખવી જ જોઇએ. આ પુસ્તકમાં ભાઇ સોમાભાઇએ ખાતરના પ્રકાર, તેની જરૂરીઆત, તેમાંનાં તત્ત્વો, ખાતરની છોડ ઉપર અસર વગેરે બાબતો ચર્ચી છે. પ્રથમનાં ૪ પ્રકરણોમાં ખાતરની આવશ્યકતા, તેનાં તત્ત્વો વગેરે વર્ણવી પછીનાં આઠ પ્રકરણોમાં ૮ જુદી જુદી જાતનાં ખાતરો સંબંધી સંપૂર્ણ માહિતી આપી છે. દરેક જાતનાં ખાતરોમાં કયું તત્ત્વ અગ્ર ભાગે છે, તેની અસર જમીન તથા છોડ ઉપર કેવી થાય છે, ખાતર કેટલું નાખવું જોઇએ, ક્યારે નાખવું જોઇએ વગેરે બાબત બહુ ચોખવટથી અને બહુ વિસ્તારથી જણાવી છે. પુસ્તક બહુ ઉપયોગી છે. જુદા જુદા પાકને તથા જાત જાતની જમીનોને કયું ખાતર વધારે માફક આવશે તે પણ અત્રે સરસ રીતે સમજાવ્યું છે.

દરેક ગામે આ પુસ્તક હોવું જોઇએ. પુસ્તકાલયો એક બે નકલો ખરીદે અને ખેડુત વર્ગમાં ખૂબ વંચાવે. આવાં પુસ્તકોની ઉપયોગિતા વિષે બેમત હોઇ શકે જ નહિ.

૧૩. **'પ્રાચીન ભારત વર્ષ'નું સિંહાવલોકન** :—કર્તા, આચાર્યશ્રી વિજયેન્દ્રસૂરિજી; પ્રકાશક, શ્રીયશોવિજય 'ગ્રંથમાળા,' ભાવનગર; ૧૯૩૭; ૧૬ પેજી કદ, પાન ૩૫+૨૪૮; કાચું પૂંઠું, મૂલ્ય રૂ. ૧–૮–૦.

આચાર્યશ્રી ઇતિહાસવેત્તા સંશોધક અને વિદ્વાન લેખક છે. ડૉ. ત્રિભોવનદાસ શાહના 'પ્રાચીન ભારત વર્ષ ભા. ૧'ના પ્રગટ થયા પછી એમાંની કેટલીક શંકાસ્પદ તથા અત્યાર અગાઉ અન્ય પુસ્તકોમાં પ્રસિદ્ધ થએલી બાબતો વિરૂદ્ધના કેટલાક ઉલ્લેખો તથા મંતવ્યો સંબંધી ચર્ચા એમણે અત્રે પ્રમાણો સહ કરી છે, અને ડૉ. શાહનાં મંતવ્યો ભૂલભરેલાં છે એમ જણાવવા પ્રયત્ન કર્યો છે. પોતાનાં મંતવ્યો પ્રમાણસહ સિદ્ધ કરી બતાવવા એમણે ડૉ. શાહને પડકાર કર્યો છે. ડૉ. શાહે એમને જુદો જવાબ નહિ આપતાં પોતાના બીજા પુસ્તકમાં તેમજ ત્રીજા પુસ્તકમાં શરૂઆતમાં એ સંબંધી પોતાનું કથન આપ્યું છે. શોધખોળના વિષયમાં જુદા જુદા મતો પ્રવર્તે છે. દૃષ્ટિબિંદુ જુદાં હોય તો એકજ બાબત જુદી જુદી ભાસે. પરંતુ એ પ્રમાણે જુદી જુદી વ્યક્તિઓના અભિપ્રાય ઉપરથી જ છેવટનો નિર્ણય થઇ શકે. આચાર્યશ્રીએ પ્રમાણો અને ઉતારાઓ સહ ઇતિહાસવેત્તાઓનાં ટાંચણો સહિત ડૉ. શાહના ૨૭ મુદ્દાઓ સંબંધમાં ઉહાપોહ કર્યો છે. આચાર્યશ્રીએ બહુ ઝીણવટથી અને ચાતુર્યથી એ પુસ્તક વિવેચક દૃષ્ટિએ તપાસ્યું છે. અને ડૉ. શાહ ક્યાં ભૂલ કરે છે એ એમણે જણાવ્યું છે, એટલું જ નહિ પણ તેમનો આધાર શો છે તથા તેમનું દૃષ્ટિબિંદુ શું છે તે સમજાવવા આગ્રહ કર્યો છે. ઇતિહાસવેત્તાઓ, પુરાણ વસ્તુ શોધકો તેમજ સંસ્કૃતિના અભ્યાસકોને તો આ પુસ્તક બહુ ઉપયોગી લાગશે. આચાર્યશ્રીના દાખલા દલીલ એટલાં સચોટ અને પ્રમાણસર છે કે એમને જવાબ આપતાં પણ વિચાર કરવો પડે. આશા છે કે ઇતિહાસવેત્તાઓ અને અભ્યાસકો સમાધાનકારક ઉકેલ શોધી કાઢશે. **'પ્રાચીન ભારત વર્ષ'** ખરીદ કરનારે આ પુસ્તક પણ રાખવું જ જોઇએ. પોતાનાં મંતવ્યોના આધારભૂત ગ્રંથોની નામાવલિ પણ આચાર્યશ્રીએ શરૂઆતમાં આપી છે, તે ઉપરથી એમના જ્ઞાનના માપનો કંઇક ખ્યાલ આવી શકશે.

૧૪. સુભાષિત-પદ્ય-રત્નાકર ભા-૩ જો:—મુનિરાજશ્રી વિશાલવિજયજી, લેખક અને અનુવાદક; પ્રકાશક, દીપચંદ બાંઠીઆ, મંત્રી શ્રીવિજયધર્મસૂરી જૈન ગ્રંથમાળા, છોટા સરાફા ઉજ્જૈન; ૧૯૩૭; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૧+૮૧૮ થી ૧૨૦૦=૩૮૨; મૂલ્ય રૂ ૧-૪-૦ પાકું પૂઠું.

શ્રી વિજયધર્મસૂરી જૈન ગ્રંથમાળાના ૩૪મા પુસ્તક રૂપે પ્રસિદ્ધ થતા આ પુસ્તકમાં શ્રુતિ, સ્મૃતિ, મહાભારત, પુરાણો વગેરે સંસ્કૃત ગ્રંથોમાંથી જુદી જુદી નૈતિક અને ધાર્મિક બાબતો વિષેના શ્લોકો ચૂંટી કાઢી રીતસર ગોઠવી તેના ગુજરાતી અનુવાદ સહિત પ્રસિદ્ધ કર્યા છે. ભાષા સહેલી અને સરળ છે. જીવનમાં ઉપયોગી થઇ પડે એવાં નીતિનાં બોધવચનો આમાં છે. સામાન્ય મનુષ્યને આવાં પુસ્તકો ખાસ પસંદ પડે અને જીવનમાં એની જરૂરીઆત પણ છે. આવા સુંદર સુભાષિત રત્નાકર માટે મુનિરાજને અભિનંદન ઘટે છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

વિજ્ઞાન પાઠાવલી ભા. ૧ લો:—લેખક, ચિત્રકાર અરવિંદ પટેલ; શ્રી પોપટલાલ ગો. શાહની પ્રસ્તાવના સાથે; પ્રકાશક, જમુભાઇ દાણી અને સોમાભાઇ પટેલ, સુંદર સાહિત્ય પ્રકાશન મંદિર, મુંબઇ નં. ૭; ક્રાઉન ૧૬ પેજી પાન ૮+૧૧૧; કાચું સચિત્ર પૂઠું; મૂલ્ય ૮ આના.

ચિત્રકાર પટેલનું આ પુસ્તક ખરેખર એક સાચી ખોટ પૂરી પાડે છે. વિજ્ઞાનના વિષયનાં પુસ્તકો ગણ્યાં ગાંઠ્યાં છે. શાળાઓમાં હવે વિજ્ઞાન શિખવવામાં આવે છે. એની જરૂરીઆત જીવનમાં પણ છેજ. એટલે આ પુસ્તક શિક્ષકો તેમજ શિષ્યો બન્નેને બહુ જ ઉપયોગી થઈ પડશે. આમાં વનસ્પતિ અને પ્રાણીઓ સંબંધી સહેલી ભાષામાં જ્ઞાન આપવામાં આવ્યું છે. ચિત્રોથી વિષયનું નિરૂપણ ઘણું જલદી થઇ શકે છે. અને તેથી જ બહોળા પ્રમાણમાં ચિત્રો તથા આકૃતિઓ આમાં આપી છે. આપણી આસપાસની વનસ્પતિ તેમજ જીવજંતુ અને પ્રાણીઓ સંબંધી થોડી ઘણી માહિતી આપણે રાખવી જોઇએ અને તેથી જ આ પુસ્તક શાળા માટે રચાયું છે.

બાલ પુસ્તકાલયો, શાળાઓ અને ધનિકો આને ખરીદી જરૂરી ઉત્તેજન આપે.

૧૬. હેમચન્દ્ર વચનામૃત:—સંગ્રાહક અને અનુવાદક, મુનિરાજશ્રી જયન્ત વિજયજી; પ્રકાશક, દીપચંદ બાંઠીયા, શ્રી વિજય ધર્મસૂરી જૈન ગ્રંથમાળાના મંત્રી, છોટા સરાફા, ઉજ્જૈન; ક્રાઉન ૧૬ પેજી, પાન ૪૪ + ૨૦૮; ૧૯૩૭; પાકું પૂઠું.

ઉપરોક્ત ગ્રંથમાળાનું આ ૩૬ મું પુસ્તક છે. આમાં મુનિરાજ શ્રી જયન્ત વિજયજીએ આચાર્યશ્રી હેમચન્દ્રજીનાં વચનામૃતો ચૂંટી કાઢી તેના ગુજરાતી અનુવાદ સાથે સરળ ભાષામાં પ્રસિદ્ધ કર્યાં છે. જુદા જુદા આચાર્યોનાં ઉપદેશવાક્યો દરેકે જાણવાં જોઇએ. મૂળ ભાષામાં સમજ ન પડે એવી વ્યક્તિઓ માટે ગુજરાતી ભાષાનો અનુવાદ ઘણો જ ઇષ્ટ છે.

ટૂંકા ટૂંકા વાક્યો, વર્ણવાર તેમજ વિષયવાર અનુક્રમણિકા સહિત પ્રસિદ્ધ થાય એ ઇષ્ટ જ છે. જૈન તેમજ જૈનેતર માટે પણ આ પુસ્તક ઉપયોગી છે. વચનામૃતો વાંચવા અને યાદ રાખવા જેવાં છે. પુસ્તકાલયો જરૂર ખરીદે.

ના. ચં. દીવાનજી

## દીપોત્સવી અંકો

૧. **શારદા:**—તંત્રી, ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, 'શારદા' કાર્યાલય વડોદરા.

આ અંકમાં ત્રણેક ત્રિરંગી ચિત્રો ઉપરાંત બીજાં કેટલાંક આકર્ષક ચિત્રો આપવામાં આવ્યાં છે. શ્રી પ્રભાશંકર પટ્ટણી, શ્રી કેશવ હ. શેઠ, કવિશ્રી ખબરદાર ઉપરાંત ઘણાખરા સારા લેખકોની લેખસામગ્રી આપવામાં આવી છે. કાવ્યો ઉચ્ચ કલ્પનાવાળી હોઇ શિષ્ટ છે. ગુજરાતી રંગભૂમિના શ્રી જયશંકર સુંદરીએ રંગભૂમિ અને તેના પર કામ કરનાર અભિનય કર્તાઓને દિશા મળે તેવી ઠીક ઠીક સૂચનાઓ કરી છે. "ઓશીયાળો, ન્યાયાધિશીનું રેખાચિત્ર, સાંધાવાળો, પ્રભુના પેગમ્બર, સ્ત્રી સમજતી નથી" આ લેખો ખાસ ધ્યાન ખેંચે તેવા હોઇ ઊંડું માનસ રજુ કરે છે. કનુ દેસાઇ અને સૌભદ્રા દેસાઇનાં ચિત્રો સુંદર ભાત પાડે છે.

અંક આકર્ષક અને વાંચવા યોગ્ય બન્યો છે.

૨. **ગુણસુંદરી અને સ્ત્રી હિતોપદેશ:**—તંત્રી, યજ્ઞેશ હ. શુકલ, 'ગુણસુંદરી' કાર્યાલય ૧૬૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ મુંબઇ ૪.

આ અંકમાં કવિશ્રી નર્મદ ઉપર નૂતન સર્જનની ઢબે 'નર્મદ' અપ્રકટ નાટકનો અંક બીજો શ્રી ચંદ્રવદન મહેતાએ સુંદર રીતે વર્ણવ્યો છે. 'ચંડીમાતાનું મહાત્મ્ય, ખુલ્લના, વીરમાતા, મોદક મહિમા, સ્વદેશી એ લેખો ધ્યાન ખેંચે તેવા છે. વળી '**લાવો ભજિયાં**'નું કાવ્ય આનંદ આપે તેવું છે.

"લાવો ભજિયાં રસીલાં રે, આપણ સંગે જમિએ,
દિન એક તો રંગમાં રે, આનંદે નિર્ગમિએ;
સહુ ભાવે મધુરાં રે, વડાં દહીં સાથ રૂડાં,
રસ સ્વાદ મજેનાં રે, ખુલે દિલડાં ય બધાં."

આ ગીત રામમોહનરાય જશવંતરાયે પોતાની સિદ્ધહસ્ત કલમથી "આવો પુલડાં મધુરાં રે, આપણ સંગે રમિએ" એ રાહમાં સ્હેજ ફેરફાર સાથે ઉપજાવ્યું છે. આખોયે અંક દિવાળીની ધમાલમાંથી પરવાર્યા પછી ફુરસદે ઉથલાવવા જેવો ખરો.

૩. **લોકમત:**—તંત્રી, મગનભાઇ પટેલ, સહતંત્રી, રતિલાલ વ્યાસ; પુના, કિંમત ૦-૨-૦. પુનાથી ચાલુ સાલે જ નીકળવા માંડેલા 'લોકમત' ગુજરાતી સાપ્તાહિકનો આ દીપોત્સવી અંક છે. આમાં 'સપરમે દિવસે સબરસ' એ નોંધ વાંચવા જેવી છે. સબરસ લ્હાણુની સાર્થકતા વર્ણવી છે.

એ ઉપરાંત બે ત્રણેક સામાજિક ટુંકી વાર્તાઓ અને કેટલાંક કાવ્યો પણ આપેલાં છે. શ્રીમતી ઇન્દુમતીબાલાએ "સ્ત્રી પુરૂષના સ્વભાવની રૂપરેખા" દોરી અંકને વધુ આકર્ષક બનાવ્યો છે.

આકર્ષકતા કરતાં વાચનની દષ્ટિએ અંક ઠીક ગણાય.

૪. **પ્રતાપ:**—તંત્રી અને પ્રકાશક, કાશીદાસ કૃપાશંકર શેલત, કણપીઠ, સુરત; પૃ. ૨૩૨. કિં. ૦-૮-૦.

આમાં કુલ ૫૨ કાવ્યો, એક અપદ્યાગદ્ય, અને બીજા છૂટા લેખો છે. કાવ્યો કવિવર નાનાલાલ, કવિશ્રી ખબરદાર, શ્રી સુંદરમ્, શ્રી કેશવ હ. શેઠ, કવિશ્રી લલિતજી વગેરે ધુરંધર લેખકોને હાથે લખાએલાં છે, લેખોમાં શ્રી ધૂમકેતુ, શ્રી રમણલાલ દેસાઇ, શ્રીમતી જ્યોત્સ્ના શુક્લ, શ્રી જ્યોતિન્દ્ર હ. દવે મોખરે આવે છે.

કલાકાર શ્રી કનુ દેસાઇનું વૈષ્ણવજનવાળું ત્રિરંગી ચિત્ર ખાસ આકર્ષક બન્યું છે.

આવો નક્કર રસસાહિત્યથી ભરેલ દીપોત્સવી અંક કેવળ બત્રીસ દોઢીયાંમાં ખરીદાય તો વાંધાજેવું નથી.

દીપોત્સવીના ઘણાખરા અંકો જોતાં 'પ્રતાપે' પોતાનો 'પ્રતાપ' સુંદર પાડ્યો છે એમ કહ્યા વગર ન ચાલે.

૫. **ગુજરાતી પંચ**:—તંત્રી અને પ્રકાશક, સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ; પૃ. ૭૪; કિં. ૦-૬-૦.

આ અંકમાં વાર્તાઓ, લોકગીતો, કાવ્યો, ચરિત્ર, પરિકથા, રાસ એમ વિધવિધ સાહિત્ય આપવામાં આવ્યું છે. કાવ્યોમાં 'રાસપદ્ય'ના સુયશશાળી કવિશ્રી મૂળજીભાઇ પી. શાહનાં કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે. તે ઉપરાંત નવલરામ ત્રિવેદી, જનાર્દન પ્રભાસ્કર ને 'વિવિત્સુ' પણ કંઇ ઓછા ખીલ્યા નથી.

"હું કવિ કેમ બન્યો? ચિત્રકલાની વ્યાપકતા, અધુરૂં સ્વમ, પાગલ" એ લેખો વાંચવા જેવા છે.

૬. **ગુજરાતી**:—તંત્રી, નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. મુંબઇ; પૃ. ૧૧૬; કિં. રૂપિયો એક.

'ગુજરાતી'નો દીપોત્સવી અંક ગુજરાતીઓએ વિચારવા જેવો બન્યો છે. એમાં કાવ્યો, સાહિત્ય, વિજ્ઞાન, ધર્મ, તત્ત્વજ્ઞાન, નવલિકા, ગદ્યકાવ્યો ને બાલસાહિત્ય એ પ્રમાણે વિવિધ વાચન છે.

આમાં "બાલસાહિત્ય"ને પણ ભૂલાયું નથી એ આનંદ પામવા જેવું છે. ચિત્રો ગંભીર, આકર્ષક ને વિનયશીલ છે. 'નિલગિરીનાં દૃશ્યો' ખાસ જોવા જેવાં છે.

આખોયે અંક જોતાં "સત્ય, અહિંસા, સ્વદેશી ને સ્વરાજ્ય" એ સૂત્રો સચવાય તેવું લેખનસાહિત્ય પીરસાયું છે, એ જોઇને આનંદ થાય છે.

૭. **હિંદુસ્તાન–પ્રજામિત્ર**:—સંપાદક, બકુલેશ; પૃ. ૧૯૨; કિં. રૂ. ૧)

દીપોત્સવી અંકોના કલામય પ્રકાશનકાર તરીકે સુવિખ્યાત થયેલા ભાઇ બકુલેશે આ અંક તૈયાર કર્યો છે. પાને પાને એની કળા ને ચતુરાઇ નજરે પડે છે. શ્રી રવિશંકર મહેતા, પ્રો. ખુશાલ શાહ, શ્રી ઇંદુલાલ યાજ્ઞિક, શ્રી. સીતારામ શર્મા ઉપરાંત બીજા કેટલાક લેખકોની રસસામગ્રી રસિક રીતે પીરસાઇ છે.

રાજકીય, પ્રાસંગિક અને બીજા લેખો, સ્ત્રીજીવન, વાર્તા, નાટિકા, કાવ્ય એમ વિવિધ વિષયો લેવાયા છે.

"'૩૫ નો હિંદી કાયદો, વિગ્રહ નહિ–સંગઠન, માનવ મન, એક પત્ર, પેપરવેઇટ, તેતરની જોડી, મારા પતિની પ્રેમ કહાણી" એ લેખો સુવાચ્ય સામગ્રી ધરાવે છે. ચિત્રો કાગળ ને બાંધણી જોતાં અંક ખૂબ મોહક બન્યો છે.

૮. **નવચેતન :**—તંત્રી, ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી, ' નવચેતન ' કાર્યાલય ૨૫, પોલોક સ્ટ્રીટ કલકત્તા, પૃ. ૨૨૦, કિં. ૦–૧૨–૦.

હમેશાની ઢબે તૈયાર થએલા આ અંકમાં કવિશ્રી ખબરદાર, કેશવ શેઠ, ધૂમકેતુ, રમણલાલ દેસાઇ વગેરે દષ્ટે પડે છે. " દિવાળી, તડકા–છાંયા, પથ્થર ફોડ, જલ્લાદ, આફ્રિકાના ભયંકર જંગલોમાં, જનમ કેદી " એ લેખો ને કાવ્યો ખાસ ધ્યાન ખેંચે છે.

દૂર રહી ગૂજરાતીની સેવા કરતા ગૂજરાતી ભાઇ ઉદેશી દીવાળી પ્રસંગે કેટલાંક રેખાચિત્રો મૂકીને આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. " સ્ત્રીનું પ્રતિમાચિત્રઃ સખ્ત રેખામય દર્શન " ખાસ જોવા જેવું છે.

૯. **પદ્મિનીઃ**—તંત્રી, જશવંત ઠાકર; 'પદ્મિની' કાર્યાલય, નવચેતન સાહિત્યમંદિર ૨૪૫૬ ભદ્ર અમદાવાદ; પૃ. ૪૨; કિં. ૦–૪–૦.

' પદ્મિની ' માસિકનો અંક ૨ જો હોઇ એને દીપોત્સવી અંક તરીકે બહાર પાડયો છે. ' રંગતાળી ' એ શ્રી કેશવ શેઠનું ગુણસુંદરીમાં આવી ગયેલું કાવ્ય પ્રથમ પાને લીધું છે. " ગોઝારી બારી, પડદાની પ્રથા, સર્જક અને સર્જન " નવા નવા લેખકોના લેખોથી સર્જાતું આ માસિક ભવિષ્યમાં ઉત્તમ દીપી નીકળે એમ એની રૂપરેખા જોતાં જણાય છે.

૧૦. **નવું પ્રભાત :**—તંત્રી, જમિયત કૃ. પંડયા, સહતંત્રી નટવરલાલ હ. શાહ, ખાસ ગવારાશેઠ ખંભાત.

આ અંકમાં " ગૂજરાતનું ગોકુળ, કલ્યાણ, વિમર્ષ, વીમો, સ્ત્રીજીવનનો આદર્શ " એ લેખો પ્રમાણમાં ઠીક કહેવાય. ' ચયદ 'ની " **રહેવા દેજે મસ્તી મ્હારી** " એ કાવ્ય પંક્તિઓ ઠીક ધ્યાન ખેંચે એવી છે. ' ખંભાત 'ના પ્રમાણમાં આ ' નવપ્રભાત 'ની પ્રભા ઠીક ગણાય.

૧૧. **દાંડીઓ :**—તંત્રી, નટવર વીમાવાળા સુરત; પૃ. ૧૫૬.

' કવિશ્રી નર્મદ 'નો દાંડીઓ પુનઃ એનાજ વતનમાં વતનપ્રેમીઓને પ્રિય દાંડીઓ ખડખડાવે એ આનંદપ્રદજ ગણાય. આમાં હળવું સાહિત્ય પીરસવાની દષ્ટિએ આખોયે અંક જુદી જુદી દષ્ટિએ લખાએલી નવલિકાઓથી ભરપૂર છે. કવર પેજ તનસુખની કલમે સુંદર ચીતરાયું છે.

નવલિકા શોખીનો જરૂર વસાવે ને વાચનરસ લૂટે. ' દૃષ્ટા '



## સ્વીકાર :

નીચેનું સાહિત્ય મળ્યું છે : પરિચય હવે પછી :—

(૧) સ્મરણિકા (૨) ચસાલા પુસ્તકાલયોનું નિવેદન સન ૩૪–૩૫ થી ૩૬–૩૭ (૩) દહેગામ કસ્બા પુ. નું. ૩૬–૩૭ નું વા. નિવેદન (૪) ગાંધી બંધુ સમાજનો ત્રિ. વાર્ષિક રિપોર્ટ (૫) બેટ સાર્વ. પુ. નું ૪૯મા વર્ષનું વા. નિવેદન (૬) બેટ સાર્વ. પુ. ના નિયમો (૭) વિશ્વમંગલ : માસિક પ્રથમ વર્ષ અંક ૪–૫ મો ભેગો : દેવદીપોત્સવાંક : સંપાદક, પં. મંગલજી ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી; જુનાગઢ : વા. લવાજમ ૨–૮–૦ (૮) શિનોર કસ્બા પુ. નું ૩૬–૩૭ નું વા. નિવેદન (૯) શ્રી સાર્વ. રાજપૂત વિ. ભવન વડોદરાનો ત્રિવાર્ષિક અહેવાલ (૧૦) નૂતન વર્ષના મંગલમય પ્રભાતમાં ભાવિકોને ભેટ (૧૧) અનુગ્રહ ( પુષ્ટિમાર્ગીય માસિક ); ગ્રં. ૧ અં. ૧ : તંત્રી, કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મીઠાખાડી અમદાવાદ : વા. લવાજમ હિંદમાં રૂ. ૧) પરદેશમાં રૂ. ૨ા. (૧૨) તપસ્વી દીપોત્સવી અંક.



# નવીન ફાલ

| અ. નં | પુસ્તકનું નામ | કર્તા | પ્રકાશક | મૂલ્ય | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|
| ૧ | રાતું રસ ભા. ૧ લો | ચંદ્રભાઇ કા. ભટ્ટ | 'નવી દુનિયા' કાર્યાલય-અમદાવાદ | ૨-૧૨-૦ કા. ૧-૮-૦ પા. | ચા. વિ. ગ્રં. મા. વ. ૨ પુ. ૩ |
| ૨ | કાન્તિને કિનારે | સનતકુમાર વીણ | " | ૨- ૦-૦ | " " " પુ. ૪ |
| ૩ | સાર ભૂત શ્લોકી ગીતા | મહેતા લાભશંકર પી. | કર્તા, ભગાનું તળાવ ભાવનગર | ૦- ૬-૦ | સરળ વેદાંત ગ્રં. માળા નં. ૫ |
| ૪ | ફુલવાડીની ખીલવણી | અંબાલાલ મો. પટેલ | કર્તા, ઉદવાડા | ૦-૧૨-૦ | |
| ૫ | મહાવીર સ્વામીનો અંતિમ ઉપદેશ | ગોપાલદાસ જીવાભાઇ પટેલ | મંત્રી, જૈન સા. પ્ર. સમિતિ, નવજીવન કાર્યાલય અમદાવાદ | ૧- ૪-૦ | પૂંજાભાઇ જૈન ગ્રં. મા. પુ. ૧૩ |
| ૬ | પરાધીન રશિયા ભા. ૧ | ઉછરંગરાય કે. ઓઝા | જીવનલાલ અ. મહેતા અમદાવાદ | ૧- ૮-૦ | ઉન્નતરાષ્ટ્ર ગ્રં. પુ. ૧ |
| ૭ | મારી પડોશણ અને બીજી વાતો | ચ્યવનરાય શુકલ | કર્તા, વડોદરા | ૦- ૮-૦ | |
| ૮ | આજલીકાલ | રામનારાયણ ના. પાઠક | કાંતિલાલ મ. શાહ અમદાવાદ | ૨- ૮-૦ | અંજલિ ગ્રં. મા. વ. ૩ પુ. ૩ |
| ૯ | અર્વાચીન ગુ. નું રેખાદર્શન ખં. ૩ પૂર્વાર્ધ | હી. ત્રિ. પારેખ | ગુ. વ. સો. અમદા. | ૧- ૦-૦ | |
| ૧૦ | ગ્રંથ અને ગ્રંથકાર પુ. ૮ | " | " | ૧- ૦-૦ | |
| ૧૧ | મનોમુકુર ગ્રં. ૩ જો | સ્વ. ન. ભો. દિવેટીઆ | " | ૧- ૦-૦ | |
| ૧૨ | પ્લેટોનું આદર્શ નગર | પ્રાણજીવન વિ. પાઠક | " | ૧- ૦-૦ | |
| ૧૩ | દાર્શનિક કોશ ખંડ ૧ | છોટાલાલ ન. ભટ્ટ (સં.) | " | ૧- ૦-૦ | |
| ૧૪ | ગુજરાતનો મધ્યકાલિન રાજપૂત ઇતિહાસ ભા. ૧ | દુર્ગાશંકર કે. શાસ્ત્રી | " | ૧- ૦-૦ | |
| ૧૫ | ટરકેજી અને તેના ગાણુસો | અમૃતલાલ સુ. મોદી | " | ૦-૧૦-૦ | |
| ૧૬ | નીતિશાસ્ત્ર | મહલાદભાઇ આ. ધ્રુવ | " | ૧-૧૨-૦ | |
| ૧૭ | લીંબુ અને તેની જાતનાં ફળોનો ઉદ્યોગ | મગનલાલ ગર્જર | " | ૦- ૪-૦ | |
| ૧૮ | પ્રજા જીવનની દૃષ્ટિએ દુધ અને ઘી | ડૉ. હરિપ્રસાદ વ. દેસાઇ | " | ૦- ૨-૦ | |
| ૧૯ | ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો | ડાહ્યાભાઇ પી. દેરાસરી | " | ૦- ૪-૦ | |
| ૨૦ | અમરેલી પ્રાંતની ખાધા ખોરાકી | ડૉ. રઘુનાથ ગં. કદમ | કર્તા, દામનગર | છાપી નથી | |
| ૨૧ | શું શીખ્યા ? | હરિંદ પટેલ | આપણું બાળ ગ્રામ મં. ભરૂચ | ૦- ૩-૦ | આપણી બાળ ગ્રંથાવલી વ. ૧ પુ. ૧ |
| ૨૨ | ગામડામાં | રમણભાઇ. | " | ૦- ૪-૦ | " પુ ૨ |

સ્ત
કા
લ
ય



## વડોદરા રાજ્યે

**ખાસ ભલામણ!:**—ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી પુ૦ સ૦ સ૦ મંડળ લિ૦ વિભાગની જાહેરખબરનો, તેમજ સેં૦ લા૦ ખાતાની સૂચના નં. ૪૦૪ નો મજકુર ધ્યાનમાં લેઈ ઘટતી તજવીજ રાખવાની લાગતાવળગતા સર્વ કોઈને ભલામણ કરીએ છીએ. પુ૦ સ૦ સ૦ મંડળ સાથેનો પત્રવ્યવહાર કોઈના નામથી નહિ પણ હોદ્દાથી જ કરવાની સલાહ છે.

**જાન્યુઆરીથી પત્રો શરૂ કરાવવા ખાતર:**—'પત્રો શરૂ થયાની માહિતી' ની યાદી નં. ૧ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલી છે. તેમાં જણાવેલાં ૪૬૧ ગ્રામ પુસ્તકાલયોનાં પત્રો જાન્યુઆરી ૧૯૩૮ની ૧લીથી શરૂ થઈ જશે. ૯૭ તા. ૧૭-૧૨-૩૭ સુધીમાં લોકમદદની રકમ તથા જરૂરી પાવતીઓ જેમની આવી ગઈ હશે તેમને પણ તેવો લાભ મળી શકશે. માટે રહી ગયેલાઓને જરૂરી તજવીજ તરત જ કરી દેવાની સલાહ.

**પુસ્તકાલયોને મળેલી ભેટ:**—રાજનગર તા. સંખેડા રૂ. ૫) શેઠ ગોવિંદલાલ હરિવલ્લભદાસ તરફથી દોહિત્રજન્મની ખુશાલીમાં.

—દહેગામ ૫) રા. રા. સ્ટેશન માસ્તર; ૫) કેશવલાલ ગુલાબચંદ શાહ; ૫) રા. ઊટાલાલ દામોદરદાસ ગાંધી; ૫) રા. રસૂલમીયાં કાળુમીયાં શેખ; ૪) રા. સવદાસ ઉમેદભાઈ દેસાઈ; ૩) રા. મથુરદાસ છગનલાલ તલાટી; ૩) રા. ગોરધનભાઈ મરઘાભાઈ અમીન; ૩) રા. મોહનલાલ નાનચંદ શાહ; ૭) રા. કેશવલાલ ગોપાળદાસ શાહ; રૂ. પા રા. મણિભાઈ ચતુરભાઈ અમીન; ૪) નાથાભાઈ લલ્લુભાઈ પટેલ; ૩) રા. મોહનલાલ હાથીભાઈ તલાટી; ૩) રા. ચંદુલાલ નહાલચંદ શાહ તરફથી, તથા બીજી કેટલીક નાની દેણગીઓના રૂ. ૬૭-૮ મળી કુલ રૂ. ૧૧૮-૧૨-૦.

—ભાસરીઆ તા. મહેસાણાના પેટાપુરા અંબાપુરા વાચનાલયને રૂ. ૩) પા. રામદાસ તથા ભોડીદાસ બેચરદાસ તરફથી સ્વ. પા. શંકરદાસના પુણ્યાર્થે; ૨) સુથાર ગુલાબરામ અમથારામ; તથા બીજી નાની દેણગીઓના મળી કુલ રૂ. ૧૦-૮-૦ વાચનાલય માટે લોકમદદમાં.

**વર્ગીકરણ થઈ ગયું છે:**—[ નવેંબર અંકના પૃ: ૭૩૩ થી ચાલુ ] (૩૪૯) ઘરમોડા તા. ચાણસ્મા,

## વ૦ રા૦ પુ૦ મંડળ

**૧૩મી પરીક્ષાનું પરિણામ :—**શિષ્ટ વાચનની ૧૩મી પરીક્ષાનું બંને વિભાગોનું પરિણામ સહિત નિવેદન ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયું છે તે જોઇ લેવા લાગતા-વળગતાઓને વિનંતિ.

**મહાલ પુ૦ પરિષદો :—**વડોદરા મહાલની બીજી પુ૦ પરિષદ તા. ૨૮–૧૧–૩૭ ના રોજ ભીલ મુકામે મહાલ વહિવટદાર સાહેબના પ્રમુખપદે ભરાઇ ગઇ. તેનો હેવાલ અન્યત્ર પ્રસિદ્ધ થયો છે.

—કડી મહાલની પ્રથમ પરિષદ ગતાંકમાં જાહેર થયા પ્રમાણે નવેંબરની ૨૧મીએ નહોતી ભરાઇ શકી, તે તા. ૧૨–૧૨–૩૭ના રોજ કલ્યાણપુરા ગામે વિભાગ વિદ્યાધિકારી રા. રા. ચુનીલાલ મ. દેસાઇ સાહેબના પ્રમુખપદે સફળતાપૂર્વક ભરાઇ ગઇ છે. એનો વૃત્તાંત આવતા અંકે.

## રાજ્ય બહાર

**પ્રમુખપદનો ઇનકાર :—**ચાલુ માસે કરાંચીમાં ભરાનાર ૧૩ મા ગુજરાતી સાહિત્ય સમ્મેલન અંગે પુસ્તકાલય વિભાગના પ્રમુખપદે રા. રા. મોતીભાઇ ન. અમીનની વરણી થયેલી. પરંતુ તે બોજો ઉઠાવવાને પોતે અશક્ત છે એમ જણાવી એ બહુમાનનો તેમણે ઇનકાર કર્યો છે. પ્રમુખપદ ઇનકારવાના આ પહેલાં અનેક પ્રસંગો એમના સંબંધમાં બનેલા છે. એવા માનનો તેઓ શા માટે ઇનકાર કરે છે તે એમણે આ પ્રસંગે સંમેલનની સ્વાગત સમિતિના મંત્રીજીને લખેલા પત્ર પરથી સમજાઇ શકતું હોવાથી એ પત્રનો જરૂરી ભાગ અત્રે ઉતારવાનું ઉચિત ગણીએ છીએ.

" × × સાહિત્ય પરિષદના કોઇ અંગનું પ્રમુખપદ મળવું એ બહુ મોટું માન હું સમજું છું. પણ મારા સંયોગો એવા ગોઠવાઇ ગયા છે કે હું એ માન સ્વીકારી શકું એ સ્થિતિમાં નથી. પુસ્તકાલયોની સેવા કરવાની તો હું બહુ ઇચ્છા રાખું છું; પણ સેવક થઇને, પ્રમુખ બનીને નહિ. મારી સેવાનું ક્ષેત્ર મેં ચરોતર રાખ્યું છે. વડોદરા રાજ્યનું કામ પણ થોડુંક કરૂં છું. પુસ્તકાલય એ મારી પ્રવૃત્તિઓમાંની એક છે. પ્રમુખ થઇ ભાષણ આપવાથી જ ગુજરાતનાં પુસ્તકાલયોની સેવા કરી શકું તેમ હું માનતો નથી, અને એ આખો પ્રશ્ન હાથમાં લેવાને મને અવકાશ નથી. એટલે આ સ્થિતિમાં આપે ભાવપૂર્વક આપેલી સેવાની તક વા માનનો હું સ્વીકાર કરૂં અને પછી કાંઇ કામ ન કરી શકું એ સ્થિતિ મારે માટે અસહ્ય છે. વળી, સાહિત્યનો એક રીતે હું પૂજારી છું, તેના પ્રચાર માટે મેં કંઇક કામ કર્યું છે અને ઘણું કરવા ઇચ્છું છું. પણ લેખક તરીકે વા વાખ્યાનકર્તા તરીકે સાહિત્યમાં મારૂં સ્થાન ન હોય એમ હું માનું છું. × × "

**' કાકાની શશી ' મરાઠીમાં :—**ના૦ કનૈયાલાલ મુનશી કૃત ' કાકાની શશી ' નામક નાટકને મરાઠી નાટ્યકાર મામા વરેરકરનાં પુત્રીએ, રા. પન્નેદ્ર શુકલની મદદથી,

મરાઠીમાં ઉતાર્યું છે; એટલું જ નહિ પણ મરાઠી રંગભૂમિ પર એ ભજવી બતાવવાનો અખતરો પણ સફળ નીવડ્યો છે.

**નવજીવન કાર્યાલય :**—આગની હોનારતમાં 'નવજીવન કાર્યાલય' ને ભારે નુકશાન પહોંચ્યું છે. પં. જવાહરલાલજીની આત્મકથાની નવી આવૃત્તિની નકલો તેમ બીજી અનેક ચોપડીઓનો નાશ થયો છે. છતાં બંધાયા વગરની પ્રેસમાં પડેલી ઘણી ચોપડીઓ સદ્‌ભાગ્યે સલામત રહી જવા પામી છે, અને કાર્યાલયે પોતાનું રાબેતા મુજબનું કાર્ય ગાંધી રસ્તા પર જ અન્ય મકાનમાં શરૂ કરી દીધું છે.

**અખિલ હિંદ પુ. પરિષદ :**—અખિલ હિંદ પુસ્તકાલય પરિષદનું પ્રથમ અધિવેશન કલકત્તા ખાતે સન ૧૯૩૩ માં, અને બીજું અધિવેશન લખનૌ ખાતે ૧૯૩૫ માં ભરાયેલું. એનું ત્રીજું અધિવેશન ચાલુ સાલે ચાલુ માસની તા. ૨૨-૨૩-૨૪ ના દિવસોએ દીલ્હીમાં ભરાવાનું છે. એનું ઉદ્‌ઘાટન હિંદી સરકારના કેળવણી આરોગ્ય અને જમીન ખાતાંઓના મંત્રી સર જી. એસ. બાજપાઇને હસ્તે થવાનું છે, અને પ્રમુખપદે લખનૌ યુનિવર્સિટીના માનદ ગ્રંથપાલ ડૉ. વલી મહમદની વરણી થઈ છે.

## પરદેશ

**સુભાષબાબુની આત્મકથા:**—સુપ્રસિદ્ધ બંગાળી નેતા શ્રી સુભાષબાબુની આત્મકથાનું પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ઇંગ્લાંડની એક પ્રકાશન પેઢીએ સ્વીકાર્યું હોઈ તે થોડા વખતમાં જ બહાર પડવાની વકી છે.

**ઉત્તમ કૃતિઓ માટે સુવર્ણ ચાંદ :**—અંગ્રેજી સાહિત્યના વિવિધ વિભાગોમાંની ઉત્તમોત્તમ કૃતિઓને સોનાના ચાંદ આપવાની યોજના વિલાયતના 'ધી સન્ડે ટાઈમ્સ' પત્રે જાહેર કરી છે, અને એની પસંદગીનું કામ ત્યાંની લાઇબ્રેરી એસોશિએશન (પુસ્તકાલય મંડળ)ને હસ્તક સોંપ્યું છે.

**રાષ્ટ્રીય પુસ્તકાલય માટે :**—વેલ્સના રાષ્ટ્રીય પુસ્તકાલય માટે આધુનિક સર્વ સગવડોવાળું ભવ્ય મકાન ૨૬૦૦૦૦ પૌન્ડના ખર્ચે બંધાયું છે. ખર્ચની બધી જ રકમ બારોબાર મળી ગઇ હોઇ તેમાં ૧૦૫૦૦૦ પૌન્ડ જેટલો જાહેર જનતાનો ફાળો છે, ૮૫૦૦૦ પૌન્ડ જેટલી મદદ સરકાર તરફની છે, અને ૫૫૦૦૦ પૌન્ડની રકમ સર જ્હૉન વિલિયમ્સ નામના ગૃહસ્થના મૃત્યુપત્રની રૂએ મળી છે.

**પુસ્તકાલય અંગે કાયમી પ્રદર્શન :**—ઇંગ્લંડના નૉટિંગહામ મધ્યવર્તી પુસ્તકાલય અંગે બાલસાહિત્યના એક કાયમી પ્રદર્શનની વ્યવસ્થા થઇ છે. એને માટે ૧૨૦૦ જેટલાં પુસ્તકો વગર કિંમતે કે વગર ભાડે ધીરવા જેટલો સહકાર જુદી જુદી પ્રકાશન પેઢીઓએ બતાવ્યો છે. આ સંગ્રહ વખતોવખત બદલાતો રહે છે અને તે નવાં પુસ્તકો વસાવવાની ગરજવાળા શાળાશિક્ષકો, ગ્રંથપાલો અને માબાપોને સહાયકર્તા થઇ પડે છે. આ પુસ્તકો ગૃહવાચન માટે અલબત્ત કોઇને જ નથી ધીરાતાં.

આપણે ત્યાં આવી કોઇ વ્યવસ્થા ઇચ્છવાયોગ્ય નહિ ?

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વિભાગ

# જાહેર ખબર

આ મંડળના કાયમના મંત્રી શ્રીયુત ભાઇલાલભાઇ ખુશાલભાઈ પટેલે તા. ૧૬-૧૧-૩૭થી ૨ માસની રજા લીધી છે, અને તેમની જગ્યાએ એ મુદત દરમ્યાન કામ કરવા માટે શ્રીયુત વાઘજીભાઈ નારણભાઇ અમીન બી. કોમ. ની નીમણુક કરી છે એટલે મંડળ સાથેના સર્વ પ્રકારના કામકાજના પત્રવ્યવહાર તથા નાણાંની લેવડદેવડ તેમની સહીથી થાય છે. માટે આ જાહેરાત સર્વ કોઇની જાણ માટે પ્રગટ કરવામાં આવી છે.

વડોદરા,
તા. ૯-૧૨-૩૭

મોતીભાઈ ન. અમીન.
અધ્યક્ષ, વ્યવસ્થાપક મંડળ.
પુ. સ. સ. મંડળ, લિ. વડોદરા.



## પત્રો શરૂ થયાની માહિતી સન ૧૯૩૭-૩૮

### યાદી નં. ૧ : સંખ્યા ૪૬૧

નીચે જણાવેલાં ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો તરફથી લોકમદદની રકમ તથા સરકાર પંચાયત મદદ મળવાની પાવતીઓ તા. ૨-૧૨-૩૭ સુધીમાં આવી ગઇ છે એટલે તેમને તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૮ થી પત્રો શરૂ કરાવી આપવાની વ્યવસ્થા થઇ છે. હજી પણ તા. ૧૭-૧૧-૩૭ સુધીમાં જેમની લોકમદદની રકમ તથા સરકાર પંચાયત મદદની ધોરણસર પાવતીઓ આવી ગઇ હશે તેમને પણ તા. ૧ લી જાન્યુઆરીથી પત્રો શરૂ કરાવી અપાશે. તેમની યાદી અલબત્ત ફેબ્રુઆરી અંકમાં પ્રસિદ્ધ થશે.

### યાદી નં. ૧

| | | | | |
|---|---|---|---|---|
| **તા. પેટલાદ** | પલોલ | માણજ | સિહોલ | કાસિંદ્રા |
| કાવીઠા | બા. પુ. પેટલાદ | માનપુરા | સુંદરણા | ચમારા |
| કાસર | મ. પુ. ,, | મોગરી | સુંદરા | જલુંધ |
| ગાડા | બાકરોલ | રામપુર | મ. પુ. વસો | બામણગામ |
| ચાંગા | બાલીંટા | રામોલ | ,, સોજીત્રા | રણોલી |
| જાલાબોરડી | બાંધણી | લીંબાલી | ,, ધર્મજ | રૂદેલ |
| ડભોઉ | ભડકદ | આરો. વા. વસો | પેટલી | સીસ્વા |
| દેવા | ભંડેરજ | બા. પુ. વસો | સાંસેદ | બા. પુ. ભાદરણ |
| નવાગામ | મઘરોલ | વિશ્રામપુરા | **તા. ભાદરણ** | મ. પુ. ,, |
| પલાણા | મલાતજ | શેખડી | કાણીસા | ચુવા |

**તા. વડોદરા**
અણખી
આજોડ
ઘટોલા
આસોજ
કરચીયા
કલાલી
કેલનપુર
છાણી
દશરથ
ભીલ
માંજલપુર
વરણામા
સમીઆળા
સાંકરદા
સેવાસી
વાસણા કોતરીઆ
સોનારકુઇ
વડદલા
વડસર
તતારપુરા
અંકોટા
તાંદળજા
સમયપુરા
અંપાડ

**તા. પાદરા**
અંબાડા
આમળા
ઠરખડી
ચાણસદ
ડભાસા
દરાપુરા
દૂધવાડા
નરસીપુરા
પીપળી
રણું
વડુ
બાહ્મણવસી
સાધી
પાટોદ
ચોકારી

**તા. કરજણ**
અણસ્તુ
આલમપુર
ઓઝ
ઓસલામ
કંડારી
કુરાલી
કોઠીઆ
કોલીઆદ
ગણપતપુરા
છંછવા
બચાર
બામણગામ
માંગલેજ
વેમાર
સીમળી
સુરવાડા
હડીદ
ભરથાલી
ભરથાણા
મેસરાડ
માંત્રોજ
અભરા
સાંપા
ડીયા
સરૂપુર ટીંબી
સંસોઇ
મેગી
કાસમપુર

**તા. ડભોઈ**
અંગુઠણ
કારવણ
છત્રાલ
ઢોલાર
શુવાની
નડા
નાના ફોફળીયા
પલાસવાડા
પારીખા
બોરીઆદ
મઢેલી
મંડાળા
રાજલી
લીંગસ્થળી
વણાદરા
વસાઇ
વ્યારા
જીયા તળાવડી
કરમાલ
પુનીઆદ
મેનપુરા
વડજ

**તા. શિનોર**
ઝાંઝડ
પુનીઆદ
બરકાલ
બીથળી
માલસર
સાદલી
માંજરોલ
દામાપુરા
મ. પુ. શિનોર
વણીઆદ

**તા. સાવલી**
ઈંદ્રાડ
ધનતેજ
પીલોલ
રતનપુરા
વેજપુર
શાન્તિપુરા
શારદાપુરા
ઉત્તમનગર
ધંટીઆળ
મોટી ભાડોલ
ગરધીઆ
તુળસીપુરા

**તા. વાઘોડીઆ**
કોટંબી
રસુલાબાદ
સાકરીઆ

**તા. સંખેડા**
કોસીંદ્રા
ચીખોદ્રા
માંજરોળ
લાછરસ
વાસણા
નંદપુર
સરગી
પાણેજ
પતરા
ગરડા

**તા. તિલકવાડા**
આમરોલી
કરનાળી

**તા. દહેગામ**
છાલા
નાંદોલ
મોટા ઇસનપુર
પાટનાકુવા
ચંદ્રાલા
જાળીઆનામઠ
ગલુદણ
જાખોરા
કરોલી

**તા. આતરસુંબા**
કનીપુર
કાણીએલ
કમાલ બંધવાસણા

**તા. કડી**
દાસ પુ. કડી
કુંડાલ
નંદાસણ
રાજપુર
વામજ
ચારોલ
કરજીસણ
સુરજ
બોરીસણા
ચડાસણા
માથાસુળ
શીયાપુરા

**તા. કલોલ**
કોલવડા
છત્રાલ
ટીંટોડા
ધમાસણા
નારદીપુર
રૂપાલ
વડાવસ્વામી
સરઢવ
સેરથા
બોરીસણા
મ. પુ. કલોલ

| | | | | |
|---|---|---|---|---|
| મોટી આદરજ | પડુસમા | લાંઘણજ | તા. પાટણ | ગુણુસર |
| ભોયણી રાઠોડ | ખણુંસા | લીંચ | કંથરાવી | લણવા |
| સઇજ | ડાભલા | વડસમા | કુણઘેર | સેલાવી |
| **તા. વિજાપુર** | **તા. વિસનગર** | સીકોસણ | પાટણ ધીમટા | ધરમોડા |
| આગલોડ | કડા | ભેંસાણા | બાલીસણા | **તા. હારીજ** |
| આજોલ | કમાણા | પઢારીઆ | મણુંદ | અડીઆ |
| કુકરવાડા | કંસારાકુઇ | સુદરડા | માતપુર | હારીજ |
| ખરોડ | કુવાસણા | મહેસાણા પરા વા. | રણુંજ | બોરતવાડા |
| ગોજારીઆ | ખરવડા | ધાંધુસણ | વાગડોદ | પીપલગ |
| ચડાસણા | ગોઠવા | ભાસરીઆ | સંડેર | **તા. નવસારી** |
| જંત્રાલ | જેતલવાસણા | **તા. સિદ્ધપુર** | પલ્લી | આમલી |
| ટીંટોદણ | દઢીઆળ | ચંડાળજ | મ. પુ. પાટણ | ઉભરાટ |
| નવા સંઘપુર | દેણપ | કલ્યાણા | કણી | કુચેદ |
| પામોલ | ભાન્ડુ | કાકોસી | અઘાર | તવડી |
| પીલવાઇ | ધાધરેટ | દાસજ | વીસલવાસણા | દાંતી |
| ભામણવા | લાછડી | રામપુરા | કમલીવાડા | ધામણ |
| ભીલોદરા | મગરોડા | સીહી | પાટણ નાગરવાડા | પરુજણ |
| બોરૂ | ચિત્રોડા મોટા | બ્રાહ્મણવસી | સરવા | મરોલી |
| માણેકપુર | થુંસી | મેલોજ | નવાપુરા | વેસ્મા |
| માલોસણ | ધામણવા | મહેરવાડા | પાટણ અનાથાશ્રમ | સીસોદરા |
| વડાસણ | બાકરપુર | **તા. ખેરાળુ** | મીઠીવાવડી | મ. પુ. નવસારી |
| વસાઇ | ગામડી | ઉંઢાઇ | **તા. ચાણસ્મા** | નડોદ |
| બીલીઆ | **તા. મહેસાણા** | ઉમતા | ગાંભુ | છાપરા |
| ધનપુરા | અંબાસણ | કરબટીઆ | જાખાના | અડ્ડરા |
| રીદરોલ | ખેરવા | હસનપુર | બહુચરાજી | બા. વા. નવસારી |
| ફલુ | છઠીઆરડા | મલેકપુર | વસાઇ | **તા. ગણદેવી** |
| નવા ફુદેડા | જગુદણ | કમાલપુર | મણિઆરી | અજરાઇ |
| રણસીપુરા | જોરણંગ | મ. પુ. વડનગર | જીતોડા | અંભેટા |
| હરીપુરા | ધડા | બા. પુ. ,, | ગોખરવા | ગડત |
| જેપુર | પીલુદરા | શેખપુર | પીપળ | ધગેરી |
| સુંદરાસણ | બલોલ | ચાડા | ઇસ્લામપુરા | ધમડાછા |
| પેઢામલી | બામોસણા | રંગપુર | બરીયફ | વડસાંગળ |
| અંખોડ | બોરીઆવી | સબલપુર | ઢીંચાલ | વલોટી |
| કેલીસણા | ગોઉ | થાંગણા | ગંગેટ | સોનવાડી |
| ભાવસોર | મોટી દાઉ | મઢાસણા | રણેલા | પાથરી |

પાટી
ભાદા
**તા. પલસાણા**
ઉમરાખ
ગાંગપોર
ચલથાણ
ધામડોદ લુંભા
નિયોળ
બલેશ્વર
અરતાન
ખરવાસા
કણાવ
તાંતી ઝઘડા
સોયાણી
બારસડી
વડદલા
**તા. કામરેજ**
અંત્રોલી (?) ઘલા
ઓરણા
ઓલેશ્વર
દેલાડ
દેલોડ
નગોડ
પરબ
વરીઆવ
વલણ
શેત્રણી
લાડવી
ટીંબા
શેખપુર
ચીખલી
કોળી ભરથાણા
સેગવા
નેત્રંગ
ગ્રામપુરા
વાવ
મોછાવી
**તા. માહુવા**
બુટવાડા
મહુવા
બીલખડી
બામણીયા
ડુંગરી
મહુવરીઆ
વાંક (ભગવાનપુરા)
કરચેલીઆ
**તા. માંગરોળ**
કોસંબા
નાની નરોલી
વાકળ
વેળાછા
મોસંબી
**તા. વ્યારા**
એડચીત
કાંજણ
ચીખલવાવ
સાંકવી
મ. પુ વ્યારા
**તા. અમરેલી**
અમરેલી ગાંધીપા
" ચોરાપા
" મ પું.
" બા. પુ.
" સામુદ્રીમાતા
તરવડા
**તા. દામનગર**
આંબરડી
નાના રાજકોટ
હીરાણા
વીરપુર
**તા. ધારી**
ધારગણી
**તા. ખાંભા**
ખાંભા
મોટા સમઢીઆળા
ઝીકીયાળી
**તા. કોડીનાર**
વડનગર
**તા. ભીમકટા**
ભીમકટા
**તા. રતનપુર**
રતનપુર
**તા. ઓખામંડળ**
આરંભડા
કલ્યાણપુરા
વરવાળા
બેટ મ. પુ.
દ્વારકા "
" બા. પુ.
ઓખાપોર્ટ રહુ.વા.

# માસિકો મળ્યા તારીખ

| નામ | પુસ્તક | અંક | માસ | મળ્યા તારીખ |
|---|---|---|---|---|
| આયુર્વેદ વિજ્ઞાન | ૨૦ | ૧૨ | આશ્વિન | ૨-૧૨-૩૭ |
| ઊર્મિ | ૬ | ૧૧ | નવેમ્બર | ૨૬-૧૧-૩૭ |
| કિશોર | ૩ | ૭ | શ્રાવણ | ૩-૧૧-૩૭ |
| કુમાર | ૧૪ | ૧૧ (૧૬૭) | કારતક | ૩૦-૧૧-૩૭ |
| કૌમુદી | ૧૬ | ૪ (દી. અં.) | ઑકટોબર | ૧૦-૧૨-૩૭ |
| ખેડુત, ખેતી અને સહકાર | ૪ | ૪ | ,, | ૨૦-૧૦-૩૭ |
| ખેતીવાડી | ૩ | ૮ | માગશર | ૬-૧૨-૩૭ |
| ખેતીવાડી વિજ્ઞાન | ૨૬ | ૪ | નવેમ્બર | ૨-૧૨-૩૭ |
| ગુણસુંદરી | ૨૯ | ૪ | ડીસેમ્બર | ૨-૧૨-૩૭ |
| ગ્રામજીવન. | ૮ | ૫ | ,, | ૨-૧૨-૩૭ |
| ચરોતર | ૭ | ૧૧ | નવેમ્બર | ૨૬-૧૧-૩૭ |
| ચિત્રમય જગત | ૨૩ | ૧૦ | ડીસેમ્બર | ૩-૧૨-૩૭ |
| છાત્રાલય | ૧૧ | ૧૧ | નવેમ્બર | ૨૨-૧૧-૩૭ |
| નવચેતન | ૩૨ | ૩ | ડીસેમ્બર | ૩-૧૨-૩૭ |
| નવરચના | ૨ | ૮ | નવેમ્બર | ૨૦-૧૧-૩૭ |
| પાટીદાર | ૧૫ | ૨ | માગશર | ૪-૧૨-૩૭ |
| પ્રસ્થાન | ૨૪ | ૫ | ભાદ્રપદ | ૭-૧૨-૩૭ |
| ફાર્બસ ગુ. સભા-ત્રૈ૦ | ૨ | ૩ | ઑકટો૦-ડિસે૦ | ૯-૧૦-૩૭ |
| બાલજીવન | ૧૮ | ૨ | ડીસેમ્બર | ૯-૧૨-૩૭ |
| બાલમિત્ર | ૧૭ | ૫ | ,, | ૨-૧૨-૩૭ |
| બાળક | ૧૫ | ૧૨ | ,, | ૧-૧૨-૩૭ |
| બુદ્ધિપ્રકાશ-ત્રૈ૦ | ૮૪ | ૩ | જુલાઈ-સપ્ટે૦ | ૨૪- ૯-૩૭ |
| માનસી-ત્રૈ૦ | ૨ | ૩ | | ૧૩-૧૦-૩૭ |
| યુવક | ૭ | ૧૨ | ડીસેમ્બર | ૨-૧૨-૩૭ |
| વસન્ત-ત્રૈ૦ | ૩૬ | ૨ | વૈશાખ-અષાઢ | ૨-૧૧-૩૭ |
| વિલાસ-ત્રૈ૦ | ૨૦ | ૧ | સપ્ટેમ્બર | ૬- ૯-૩૭ |
| વૈદકલ્પતરૂ | ૪૨ | ૧૨ | ડીસેમ્બર | ૯-૧૨-૩૭ |
| વ્યાયામ | ૨૩ | ૨ | નવેમ્બર | ૧૫-૧૧-૩૭ |
| શારદા | ૨૮ | ૨(પ્રવાસ અં.) | ,, | ૧૫-૧૧-૩૭ |
| શિક્ષણપત્રિકા | ૧૨ | ૯ | કાર્તિક | ૧૯-૧૧-૩૭ |
| સૌરાષ્ટ્ર શિક્ષક-ત્રૈ૦ | ૧૧ | ૨ | સપ્ટે૦-નવે૦ | ૨-૧૨-૩૭ |
| સ્કાઉટ વીર | ૭ | ૧૬-૧૭ | નવે૦-ડીસે૦ | ૯-૧૨-૩૭ |
| સ્ત્રીબોધ | ૮૧ | ૧૨ | ડીસેમ્બર | ૭-૧૨-૩૭ |

# શું વાંચશો ?

| લેખ | માસિક | પુસ્તક | માસ |
|---|---|---|---|
| જીવનવિકાસી સંગઠન<br>વસંતને સુખ આપવા<br>યુરોપનો સન્નિપાત | ઊર્મિ | ૬ | નવેમ્બર |
| કસોટી<br>સંથાળી મોરલી<br>હજાર વરસ પછી | કુમાર | ૧૪ (૧૬૭) | કારતક |
| ભટકતો માનવી<br>શીખ બ્હેનની રેંટિયા ભક્તિ<br>લોખંડનો રસ | ગુણસુંદરી | ૨૯ | ડીસેમ્બર |
| ફ્રેન્ચ સંયુક્ત સરકાર<br>કાશીનો પ્રાચીન ઇતિહાસ<br>કાશ્મીર દર્શન | ચિત્રમય જગત | ૨૭ | ડીસેમ્બર |
| આશા ગુરણી અવિચારણીયા<br>સાચો ઉકેલ<br>એ હરામખોર નહિ ? | છાત્રાલય | ૧૧ | નવેમ્બર |
| ફોજદાર સાહેબ<br>મહેમાન<br>જર્મની<br>લંકાનો સુંદર પાર્વતીય પ્રદેશ | નવચેતન | ૩૨ | ડીસેમ્બર |
| અંધ શ્રદ્ધા અને આપણું અધઃપતન<br>જીવન વિચાર<br>હું કેમ જુદો થયો ? | નવરચના | ૨ | નવેમ્બર |
| કુમાર કુમારિકાઓને<br>સમાજની હોળી<br>લગ્નજીવન સુખી કેમ થઇ શકે ? | પાટીદાર | ૧૫ | માગશર |
| આપણે ત્રણેય<br>રાજા ભોજનો સમકાલિન કાલીદાસ બીજો<br>લાંબે રસ્તે | પ્રસ્થાન | ૨૪ | ભાદ્રપદ |
| માનસિક કજોડાં<br>સુગંધા<br>પૈસાનું નૈતિક મૂલ્ય | યુવક | ૭ | ડીસેમ્બર |
| જીવણુ વજે<br>હિમાલયોના શિખરોમાં<br>એક હિંદીનું લંડનથી સ્વદેશ દર્શન | શારદા | ૨૮ | નવેમ્બર |
| સંસ્થાઓ કેમ જોવાય ?<br>શિક્ષણ વિષયક પ્રશ્નોત્તરી<br>સાપ નીકળ્યો | શિક્ષણપત્રિકા | ૧૨ | કાર્તિક |
| પાગલ સંત<br>વિધવા<br>પેલેસ્ટાઇન અને આરબ મહિલાઓ | ઓબોધ | ૮૧ | ડીસેમ્બર |

ટીપઃ—'કૌમુદી'ના દીવાળી અંકમાં વાર્તા, નાટક, કાવ્યાદિ લેખોનો રસમય સંભાર વાંચવા જેવો છે.

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી૦, વડોદરા

### નવીન બહાર પડેલાં મંડળમાં વેચાતાં પુસ્તકોની યાદી

| અનુક્રમ નંબર | પુસ્તકનું નામ | વિષય | લેખક | પ્રકાશક | કિંમત | શેરો |
|---|---|---|---|---|---|---|
| ૧ | મહાવીરસ્વામીનો અંતિમ ઉપદેશ | | ગોપાલદાસ જીવાભાઇ | નવજીવન પ્ર. મંદિર | ૧– ૦–૦ | |
| ૨ | ક્રાન્તિને કિનારે | | સનત વીણુ | નવી દુનિયા કાર્યાલય | ૨– ૦–૦ | |
| ૩ | આવતીકાલ | | રામનારાયણ ના. પાઠક | અંજલી ગ્રંથમાળા અમ. | ૨– ૮–૦ | |
| ૪ | રશીયા ભાગ ૧ લો | | ઉચ્છરંગરાય કે. ઓઝા | જીવણલાલ અ. મહેતા | ૧– ૮–૦ | |
| ૫ | વિભંગ કલા | | દુર્ગેશ શુકલ | નવયુગ પુસ્તક ભંડાર | ૧– ૮–૦ | |
| ૬ | સંસાર દર્શન | | ઇશ્વરલાલ વીમાવાળા | શ્રીસાહીત્ય મંદિર | ૦– ૬–૦ | |
| ૭ | વિજ્ઞાનિક જગત્ ભા. ૧ લો | | ચંદ્રાભાઇ કા. ભટ્ટ | ચેતન પ્રકાશન કાર્યાલય | ૧– ૪–૦ | |
| ૮ | સોવીએટ સમાજ | | નીરૂ દેસાઇ | નવી દુનિયા કાર્યાલય | ૨– ૦–૦ | |
| ૯ | નર્મદનુ મંદિર પદ્યવિભાગ | | વિશ્વનાથ મ. ભટ્ટ | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય | ૧– ૮–૦ | |
| ૧૦ | એકાકી | | નર્મદાશંકર દા. શુકલ | નવચેતન સા. મં. અમ. | ૧– ૦–૦ | |
| ૧૧ | વહેતી ગંગા | | ગુણવંતરાય આચાર્ય | આર. આર. શેઠની કું. મુંબઇ | ૨– ૦–૦ | |

ટીપ :—નાની મોટી ખરીદી કરનાર પુસ્તકાલયોને મંડળના ઠરેલા ધોરણ મુજબ પૂરૂં કમીશન આપવામાં આવે છે.

વડોદરા,
તા. ૯મી ડિસેમ્બર ૧૯૩૭

પા. ના. અમીન
અ. મંત્રી.

# વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં પુસ્તકોની યાદી નં. ૪૮

| વર્ગ | પુસ્તકનું નામ | ગ્રંથકર્તાનું નામ | કિંમત | કદ | વર્ષ | પૃષ્ઠ | પૂઠું | પ્રકાશકનું નામ તથા સ્થળ |
|---|---|---|---|---|---|---|---|---|
| स | श्री चौलुक्य चान्द्रिका | શ્રી વિદ્યાનંદ સ્વામી શ્રી વાસ્તવ્ય | ૬-૮-૦ | ૧૦° | સંવત ૧૯૯૩ | ૮૭+૧૭૬ | કાપડી | ઐતિહાસિક ગૌરવ ગ્રંથમાળા પોદાર બ્લૉક, શાંતા ક્રુઝ, મુંબાઇ |
| म | બોધ બાવની | મનુ હ. દવે | ૦-૧૨-૦ | ૧૬° | ૧૯૩૭ | ૭૧ | કાગદી | મનુ હ. દવે, ઉપલી શેરી, સિદ્ધપુર ( N. G. ) |
| क | પૂર્ણયોગની ભૂમિકાઓ | અંબાલાલ બા. પુરાણી | ૦-૮-૦ | ,, | ,, | ૯૨ | ,, | શ્રી અરવિંદ કાર્યાલય, આણંદ |
| क | પથિકનાં પુષ્પો ગુચ્છ બીજો | સદર | ૧-૮-૦ | ,, | ,, | ૨૯૫ | ,, | સદર |
| ल | સ્તોત્ર સરિતા પ્રથમ ભાગ | હિમ્મતરામ મહાશંકર જાની | ૦-૧૨-૦ | ,, | ૧૯૩૬ | ૯૪ | કાપડી | શ્રી બાલા ભારતી કાર્યાલય, મુ. ધકણુ પો. પ્રાંતિજ જી. અમદાવાદ A. P. Ry. |
| ल | સદર દ્વિતીય ભાગ | ,, | ૦-૧૨-૦ | ,, | ૧૯૩૭ | ૧૩૦ | કાગદી | સદર |
| ज | કબીર સાહેબનું બીજક ( ગુજરાતી અનુવાદ સહ ) | મણીલાલ તુલસીદાસ મહેતા | ૩-૦-૦ | ૮° | સંવત ૧૯૯૩ | ૫૫૨+૨૦ | કાપડી | મણીલાલ તુલસીદાસ મહેતા રાવપુરા, કોઠી વડોદરા |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ड | સત્ય શ્રી કબીર દિગ્વિજય પ્રથમ ભાગ | મહંત રતનદાસજી સેવાદાસજી | કા.પુ.૧૨ા. પા. પુ. ૧ાા | ૧૬° | ૧૯૯૩ | ૨૫૪ | કાગદી | કર્તા, શ્રી કબીર સાહેબનું મંદિર, ખાડીયા, અમદાવાદ |
| ढ | લલિત કલા અને બીજા સાહિત્ય-લેખો | ( સ્વ. ) સૌ. ચૈતન્યબાલા મજમુદાર | ૨– ૦–૦ | ,, | ૧૯૩૭ | ૨૭૦ | કાપડી | મંજુલાલ ર. મજમુદાર ચૈતન્ય ધામ, પ્રતાપગંજ, વડોદરા |
| ण | વૈદ્યોનું વાર્ષિક ગ્રંથ પહેલો | તંત્રી પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય | ૩ રૂ. ટ. ખર્ચ જુદું | ૧૨° | ૧૯૯૪ | ૩૭૬ | કાગદી | તંત્રી, વૈદ્યભૂવન, ભૂલેશ્વર, મુંબાઇ નં. ૨ |
| त | સુલભ વસ્તુશાસ્ત્ર યાને ઘર કેવી રીતે કરવું | રઘુનાથ શ્રીપાદ દેશપાંડે | ૩– ૦–૦ | ૧૬° | ૧૯૩૧ | ૪૪૮ | કાપડી | કર્તા, સારસ્વત બ્રાહ્મણ કોલોની, ૪૩૩, સોમવાર પેઠ, પુના |
| थ | તલ સાંકળી | શ્રીયુત જયંત શંકર જોશી | ૦– ૧–૬ | ૨૪° | ૧૯૯૩ | ૨૯ | કાગદી | કર્તા, પોષ્ટ માસ્તર, દરીયાપુર, અમદાવાદ |

પુસ્તકાલય ખાતું,
સાર્વજનિક પુસ્તકાલય શાખા,
વડોદરા, તા. ૩ ડીસેમ્બર ૧૯૩૭

પું૦ ત્રી૦ શાહ

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક

## સૂચના નં. ૪૦૪ સને ૧૯૩૭-૩૮

# વિષય :-

## પુસ્તકોની યાદીઓ વેળાસર મોકલવા બાબત

આથી નીચેની યાદીમાંનાં ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓને જણાવવામાં આવે છે કે સને ૧૯૩૪-૩૫, ૧૯૩૫-૩૬ તથા ૧૯૩૬-૩૭નાં બજેટ પૈકીની પુસ્તકોની રકમ, પુસ્તકોની યાદીઓ આવેલી નહિ હોવાથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળમાં જમા છે. તો જે તે ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ, જણાવેલી રકમથી બેવડી રકમની, પુસ્તકોની યાદી પુસ્તકાલય ખાતા તરફ મોકલી આપીને પુસ્તકો વેળાસર મંગાવી લેવાની તજવીજ કરવી. પુસ્તક-પસંદગીની યાદીઓ જેમના તરફથી જાનેવારીની આખર સુધીમાં નહિ આવે તેમને અત્રેની પસંદગીનાં પુસ્તકો મોકલાવી આપવાની વ્યવસ્થા રહેશે.

સન ૧૯૩૭-૩૮ના બજેટ માટે પણ પુસ્તકોની યાદીઓ જે ગ્રામ પુસ્તકાલયોએ મોકલી ન હોય તેમણે પણ પુસ્તકોની યાદી વેળાસર મોકલી આપવી, જેથી તે બદલ કોઇને કંઇ ફરીયાદ કરવાનું રહે નહિ.

| તાલુકો પેટલાદ. | |
|---|---|
| જોળ | ૫-૧૧-૦ |
| આગાસ | ૪- ૮-૦ |
| માણજ | ૧૭-૧૨-૦ |
| રાવલી | ૪-૧૦-૦ |
| દેવા | ૨- ૨-૬ |
| ભાટીએલ | ૦- ૭-૦ |
| અરડી | ૧-૧૫-૦ |
| કણોલી | ૦- ૭-૦ |
| ધુંટેલી | ૧-૧૫-૦ |
| પણોલ | ૮- ૩-૦ |
| બોરીઆ | ૭- ૬-૦ |
| રામોદડી | ૨-૧૦-૦ |
| નાર બાલ પુ. | ૧૫-૧૩-૦ |
| શેખડી | ૫- ૦-૬ |
| સીલવાઇ | ૬-૧૧-૦ |

| તાલુકો ભાદરણ. | |
|---|---|
| સુણા | ૮-૦-૦ |
| કીંખલોડ | ૨-૧૪-૦ |

| તાલુકો વડોદરા. | |
|---|---|
| આસોજ | ૩- ૦-૦ |
| અટલાદરા | ૦- ૪-૦ |
| મકરપુરા | ૩- ૨-૦ |
| સરાર | ૧૦- ૦-૦ |
| જાંબુવા | ૩- ૭-૦ |
| ખાનપુર | ૫- ૯-૦ |
| ઘટોલા | ૧૦- ૦-૦ |
| ગોરવા | ૬- ૪-૦ |
| પદમલા | ૦- ૯-૦ |
| સુંદરપુર | ૧૨- ૪-૬ |
| મેધાકુઇ | ૯-૧૨-૦ |

### તાલુકો પાદરા.

| | |
|---|---|
| વીરપુર | ૧૨- ૪-૦ |
| ગામેઠા | ૮-૧૦-૦ |
| અંબાડા | ૧- ૮-૦ |
| કુરાલી | ૭- ૮-૦ |
| સાદરા | ૧- ૩-૦ |
| ડભાસા | ૦-૧૧-૦ |
| પીપળી | ૩- ૧-૦ |
| મેઘાદ | ૩- ૭-૦ |
| સેજાકુવા | ૯- ૭-૦ |
| કોટણા | ૧-૧૪-૦ |
| આંતી | ૧૫- ૮-૦ |

### તાલુકો કરજણ.

| | |
|---|---|
| સાંપા | ૮-૧૦-૦ |
| નવી છીયરડી | ૬- ૬-૦ |
| સગડોલ | ૧૪-૧૨-૦ |
| ઉમજ | ૧૪- ૯-૬ |
| કરણ | ૮- ૫-૦ |
| કરમડી | ૧૨- ૯-૦ |
| પાછીઆપુરા | ૧૧-૧૧-૦ |
| શરૂપુરટીંબી | ૧૦- ૪-૦ |

### તાલુકો ડભોઇ.

| | |
|---|---|
| સાઠોદ | ૨- ૫-૦ |
| કરમાલ | ૮- ૧-૦ |
| કુઢેડ | ૩-૧૪-૦ |
| શમશેરપુરા | ૧૯- ૪-૦ |

### તાલુકો શીનોર.

| | |
|---|---|
| અવાખલ | ૨- ૪-૦ |
| દીવેર | ૧૦- ૮-૦ |
| સીમળી | ૩૫- ૯-૦ |
| સીમળી વાંટા | ૧- ૧-૦ |
| માલેયા | ૭-૧૫-૦ |
| મોટા ફોફળીઆ | ૨- ૫-૦ |
| ઝાણમોઘ | ૧૨- ૦-૦ |
| સુરાશામળ | ૨૦-૧૪-૦ |

### તાલુકો સાવલી.

| | |
|---|---|
| ધનતેજ | ૫-૧૩-૦ |
| ડેસર | ૫- ૦-૦ |
| સમલાયા સ્ટેશન | ૧૫- ૦-૦ |
| મુવાલ | ૧૨- ૮-૦ |
| તુલસીપુરા | ૨- ૧-૦ |

### તાલુકો વાઘોડીઆ.

| | |
|---|---|
| ખંધા | ૨- ૯-૦ |

### તાલુકો સંખેડા.

| | |
|---|---|
| અરીઠા | ૦-૧૨-૦ |
| માલપુર | ૪-૧૨-૦ |
| રાયપુર | ૨- ૫-૦ |
| કાવીઠા | ૯- ૯-૦ |
| ગુંડીયા | ૨- ૧-૦ |
| માલુ | ૬- ૧-૦ |

### તાલુકો દહેગામ.

| | |
|---|---|
| કલુંદ્રામોટા | ૧- ૪-૦ |
| પર્તાતીઆ | ૧૫- ૩-૬ |
| બહીએલ | ૧૦- ૮-૦ |
| મગોડી | ૧૪- ૩-૦ |
| વાસણા રાઠોડ | ૮- ૮-૦ |
| ચીસોડા | ૧૦- ૦-૦ |

### તાલુકો કડી.

| | |
|---|---|
| કૈયલ | ૧- ૩-૦ |
| ઝુલાસણ | ૧-૧૪-૦ |
| લુણાસણ | ૧-૧૧-૦ |
| ચારોલ | ૦-૭-૦ |
| કંડ | ૯-૧૪-૦ |
| ખાવડ | ૧૪- ૦-૦ |
| ડાંગરવા | ૮- ૩-૦ |
| કરજીસણ | ૯- ૬-૦ |
| સાદરા | ૨-૧૧-૦ |
| બોરીસણા | ૯-૧૨-૦ |

### તાલુકો કલોલ.

| | |
|---|---|
| પીપળજ | ૧૩- ૬-૦ |
| રામરડા | ૭-૧૨-૦ |

| | |
|---|---|
| સોજા | ૮– ૨–૦ |
| રક્તપુર | ૨– ૫–૦ |
| ઉનાઉ | ૩૨– ૫–૦ |
| શોભાસણ | ૧–૧૨–૦ |
| ડોઠા | ૧૨– ૩–૦ |
| ઓળા | ૩– ૪–૦ |
| બાળવા | ૪– ૪–૦ |
| વડસર | ૧૧–૧૪–૦ |
| ભાદોલ | ૭– ૦–૦ |

**તાલુકો વિજાપુર.**

| | |
|---|---|
| ઉપખલ | ૩– ૮–૦ |
| ખરોડ | ૧૨–૧૦–૦ |
| સોખડા | ૧– ૮–૦ |
| ખરણા | ૯–૧૩–૦ |
| લાડોરા | ૩– ૬–૦ |
| વેડા | ૩– ૩–૦ |
| સરદારપુર. | ૯–૧૩–૬ |
| ગેરીતા | ૪– ૫–૦ |
| ટીટોદણ | ૬– ૯–૦ |
| રણાસણ | ૮–૧૦– |
| વિહાર | ૨૦– ૪–૦ |
| પારસા | ૧૮–૧૫–૦ |

**તાલુકો વિસનગર.**

| | |
|---|---|
| રાજગઢ | ૧– ૮–૦ |
| વડુ | ૬– ૯–૦ |
| પાલડી | ૬–૧૪–૦ |
| ગુંથી | ૦–૧૫–૦ |
| સાતુસણા | ૧૯– ૮–૦ |
| સેવાલીઆ | ૧૨–૧૦–૦ |

**તાલુકો મહેસાણા.**

| | |
|---|---|
| લાંઘણુજ | ૧૬–૧૧–૦ |
| ભેંસાણા | ૧૯–૧૩–૦ |
| ધનપુરા | ૦–૧૦–૦ |
| લીંચ | ૮૦– ૦–૦ |
| મુલસણ | ૩– ૦–૦ |
| મેવડ | ૨– ૨–૯ |
| વડસમા | ૧૨– ૬–૦ |
| પાલોદર | ૨૦– ૭–૦ |
| પઢારીઆ | ૨– ૭–૦ |
| ખારા | ૧૪–૧૧–૪ |
| સાંગણપુર | ૩૮–૧૩–૦ |

**તાલુકો સિદ્ધપુર.**

| | |
|---|---|
| કાંબળી | ૧૬– ૯–૬ |
| બ્રાહ્મણવાડા | ૨૪–૧૩–૦ |
| વડવાડા | ૧– ૦–૦ |
| મામવાડા | ૨૪–૧૨–૦ |

**તાલુકો ખેરાળુ.**

| | |
|---|---|
| જારડા | ૨– ૬–૬ |
| સીપોર | ૬– ૭–૦ |
| લુણવા | ૮– ૧–૦ |
| મછાવા | ૩– ૦–૦ |
| વીટોડા | ૨– ૧–૦ |
| હસનપુર | ૫–૧૫–૦ |
| શોભાસણ | ૮– ૯–૦ |

**તાલુકો પાટણ.**

| | |
|---|---|
| ડૉ. પંડ્યા વાચનાલય પાટણ | ૧૨– ૫–૦ |
| મહિલા પુસ્તકાલય " | ૮–૧૪–૦ |
| પલ્લી | ૭–૧૩–૬ |
| ધારણોજ | ૧૪– ૯–૦ |
| અંબાપુરા | ૨–૧૫–૦ |
| રણુંજ | ૧૦– ૦–૦ |
| ખોરસણ | ૧૦– ૦–૦ |
| મેસર | ૩૩–૧૧–૦ |
| ઝીંઝુવા | ૫– ૭–૦ |
| ડેર | ૮–૧૧–૦ |

**તાલુકો ચાણસ્મા.**

| | |
|---|---|
| કેશણી | ૧૦–૧૫–૦ |
| લણવા | ૨– ૦–૦ |
| વસાઈ | ૧– ૨–૦ |
| કાલરી | ૧૨– ૨–૦ |

| | |
|---|---|
| જાખાના | ૫- ૦-૦ |
| જીતોડા | ૬- ૮-૦ |
| ભોરસમ | ૧- ૮-૦ |
| આદીવાડા | ૧૪- ૩-૦ |
| રૂપપુર | ૫૭- ૩-૬ |
| અંબાલા | ૩-૧૦-૦ |

### તાલુકો હારીજ.

| | |
|---|---|
| હારીજ | ૧૬-૧૧-૦ |
| બોરતવાડા | ૯- ૩-૦ |

### તાલુકો નવસારી.

| | |
|---|---|
| કાલાકાછા | ૦-૧૨-૦ |
| વેજલપુર | ૧--૧૫-૦ |
| મહુવર | ૮-૧૨-૦ |
| વેસ્મા | ૯- ૩-૦ |
| સરઈ | ૯- ૬-૦ |
| કડોલી | ૯- ૩-૦ |
| કસ્બાપાર | ૩- ૫-૦ |
| તવડી | ૦-૧૪-૦ |
| પોપડા | ૨- ૮-૦ |
| વીરાવળ | ૬- ૪-૦ |
| સીમલ ગામ | ૧૧-૧૪-૦ |
| માણેકપુર | ૯-૧૦-૦ |
| મીરજાપુર | ૧૨- ૨-૦ |
| બીનાર | ૭- ૭-૦ |
| બાદા | ૧૯- ૮-૦ |
| માંગરોલ | ૪- ૫-૦ |
| નીમળાઇ | ૩- ૧-૦ |

### તાલુકો ગણદેવી

| | |
|---|---|
| તલોદ ફળીયું | ૫- ૦-૦ |
| માણેકપુર | ૦-૧૩-૦ |
| દેવધા | ૨- ૨-૦ |
| માસા. | ૧૬- ૩-૦ |
| પોંથરી | ૧-૧૪-૦ |

### તાલુકો સોનગઢ

| | |
|---|---|
| ડોસવાડા | ૨૯-૧૪-૦ |

### તાલુકો પલસાણા

| | |
|---|---|
| સોયાણી | ૬- ૩-૦ |
| નીયોલ | ૧૮- ૧-૦ |
| એના | ૫- ૦-૦ |
| ગાંગપુર | ૬- ૯-૦ |
| તાંતીથૈયાં | ૫- ૦-૦ |
| ધામડોદએના | ૬-૧૪-૦ |

### તાલુકો કામરેજ

| | |
|---|---|
| નેત્રંગ | ૧૭-૭-૦ |
| કામરેજ | ૯- ૨-૦ |
| ખોલેશ્વર | ૦- ૬-૦ |
| ધળા | ૩- ૭-૦ |
| ઘોરણપારડી | ૩- ૫-૦ |
| ભૈરવ | ૨- ૦-૦ |
| વરીઆવ | ૮-૧૪-૦ |
| ણાદા | ૭-૧૧-૦ |

### તાલુકો મહુવા

| | |
|---|---|
| વડીઆ | ૧- ૦-૦ |
| વલવાડા | ૧- ૩-૦ |
| હલદવા | ૧- ૩-૦ |
| કુરેલ | ૪૬- ૧-૦ |
| રાણત | ૧૧-૧૫-૦ |
| ઝેરવાવરા | ૧૨- ૪-૯ |

### તાલુકો માંગરોલ

| | |
|---|---|
| મહુવેજ | ૬- ૯-૦ |
| મોસાલી | ૧૨-૧૩-૬ |
| બોરીઆદ | ૬- ૬-૦ |
| હથોડા | ૧૯-૧૩-૦ |
| સરદા | ૨૬- ૯-૦ |
| નાની નેરોલી | ૩- ૭-૦ |
| પીપોદરા | ૧૮-૧૪-૦ |
| નંદાવ | ૧૦- ૪-૦ |
| લીમોદરા | ૯- ૨-૪ |

### તાલુકો વ્યારા

| | |
|---|---|
| કાનપુરા | ૯૧- ૯-૦ |
| ગીપલી | ૩- ૧-૬ |

| | |
|---|---|
| ધાટ | ૦–૧૦–૬ |
| મગર કુઇ | ૦– ૨–૬ |
| બોરખડી | ૭– ૬–૦ |
| જેસંગપુરા | ૦– ૨–૬ |
| ખાનપુર | ૦– ૨–૬ |
| બેડચીત | ૧૦–૧૪–૬ |
| કંજણ | ૮– ૦–૦ |
| ખુંટાડીઆ | ૧–૧૧–૬ |
| ધાટા | ૧૦– ૦–૦ |
| **તાલુકો અમરેલી** | |
| ખીજડીઆ રાદડીઆ | ૧૪–૧૨–૦ |
| અમરેલી બાલ પુ. | ૨૬– ૩–૦ |
| ગાવડકા | ૮– ૮–૦ |
| સરોસરા | ૧– ૧–૦ |
| **તાલુકો દામનગર** | |
| ધામેલ | ૧૨– ૫–૦ |
| પાડરસીંગા | ૯– ૬–૦ |
| છભાડીઆ | ૧૦– ૭–૦ |
| ખીજડીઆ | ૧૮–૧૨–૪ |
| **તાલુકો ધારી** | |
| વીરપુર | ૭– ૪–૦ |
| કેરાળા | ૧– ૦–૦ |
| ગરમલી | ૩– ૨–૦ |
| ખીચા | ૧૦– ૨–૦ |
| **તાલુકો ખાંભા** | |
| તાંતણીઆ | ૧૪– ૩–૦ |
| મોટા સમઢીઆળા | ૩–૧૦–૦ |
| વાંકીઆ | ૮–૧૩–૦ |
| **તાલુકો કોડીનાર** | |
| ડોલાસા | ૬– ૧–૦ |
| છારા | ૨૦–૧૪–૦ |
| સરખડી | ૯–૧૧–૦ |
| **તાલુકો ઓખામંડળ** | |
| કલ્યાણપુર | ૩– ૪–૦ |
| ધીણુકી | ૨–૧૫–૦ |
| બેટ મહિલા | ૬– ૮–૦ |

વડોદરા,
તા. ૨૩–૧૧–૩૭

के. मं. रांगणेकर
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતું.

## સૂચના નં. ૪૦૫ સને ૧૯૩૭–૩૮

## વિષય:–

### વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે ભલામણ કરવામાં આવેલાં સામયિકો

| નામ | પ્રકાર | વાર્ષિક લવાજમ | ઠેકાણું |
|---|---|---|---|
| બાલ વાંચન | માસિક | ૨–૦–૦ | વલ્લભજી સુંદરજી કવિ<br>બાલ વાંચન કાર્યાલય,<br>જીમખાના પ્લોટ,<br>રાજકોટ |
| ગ્રામ સેવા | „ | ૨–૦–૦<br>ટપાલ ખર્ચ<br>સાથે | ગ્રામસેવા કાર્યાલય<br>ઉનાવા (કલોલ)<br>ઉત્તર ગુજરાત |

વડોદરા,
તા. ૧–૧૨–૩૭.

के. मं. रांगणेकर.
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૪૦૬

# વિષય :—

### ફ૦ પુ૦ શાખાનાં નવીન પુસ્તકો બાબત

સૂચના નં. ૪૦૧ તા. ૨૫–૧૦–૩૭ના અનુસંધાનમાં જણાવવાનું કે ફરતા પુસ્તકાલયના ઉપયોગ માટે નવેંબર ૧૯૩૭ માં નીચેનાં પુસ્તકોનો વધારો કરવામાં આવ્યો છે:—

### ગુજરાતી

| લેખક | પુસ્તકનું નામ | સન |
|---|---|---|
| કવિ, ન્હાનાલાલ દલપતરામ | ગુરુદક્ષિણા (પ્રેમભક્તિ–ગ્રંથમાળા) | ૧૯૩૫ |
| દેસાઇ, મગનભાઈ પ્રભુદાસ | અપંગની પ્રતિભા | ૧૯૩૬ |
| ,, વાલજી ગોવિંદજી | ભારતી ભાગ ૧–૨ | |
| પરીખ, શંકરલાલ દ્વા. | ગિરિરાજ આબુ | ૧૯૩૭ |
| પાઠક, રામનારાયણ વિ. | સ્વૈર વિહાર | ૧૯૨૭ |
| બક્ષિ, સૌ. રસમન બહેન | રાસ ફૂલડાં | ૧૯૩૬ |
| ભટ્ટ, ચંદ્રભાઇ કા. | માનસ વિજ્ઞાનનો દષ્ટિકોણ | ૧૯૩૬ |
| ,, હરિશ્ચંદ્ર | જોસેફ પિલસુદસ્કી | ૧૯૩૭ |
| મશરૂવાળા, કિશોરલાલ ઘ. | સ્ત્રી–પુરૂષ–મર્યાદા | સં. ૧૯૯૩ |
| રાંગણેકર, કેશવ મંગેશ | અગ્નિદિવ્ય | ૧૯૩૭ |
| શહેરાવાળા, ઇન્દુકુમાર શં. | વલ્લરી | ૧૯૩૬ |
| **બાલોપયોગી** | | |
| ગિરીશભાઇ | ગિરીશભાઇની વાર્તાઓ | ૧૯૩૭ |
| જોષી, જીવરામ | ચિત્તાનો શિકાર | ,, |
| ,, | રઘુ સરદાર | ૧૯૩૫ |
| ,, | માલિયાનું મંડળ | ૧૯૩૬ |
| ,, | શિકાર કથાઓ | ૧૯૩૭ |
| દિવાનજી, કીર્તિદા | વિકરાળ વન | ૧૯૩૬ |
| પટેલ, મગનભાઇ | તારા અને ગ્રહો | ૧૯૩૭ |
| બધેકા, (ગિજુભાઇ) ગિરજાશંકર ભ. | ઋતુના રંગો | ૧૯૩૭ |
| ,, ,, ,, | બાળ જોડકણાં | ૧૯૩૭ |
| ભટ્ટ, ચંદ્રશંકર | પરીની વીંટી | ૧૯૩૭ |
| શ્રી. મોધીબેન | વિજ્ઞાનના દષ્ટાન્તો ભાગ ૧–૨ | ૧૯૩૭ |
| ,, | વિજ્ઞાનની રમતો | ૧૯૩૭ |
| ,, | ચાંદની | ૧૯૩૭ |

